



બ્રહ્મયજ્ઞ – સંધ્યા ધ્યાનમાં લીન શ્રી રામચંદ્ર



# વાલ્મીકિ રામાયણ

**મૂળ સંપાદક અને હિન્દી અનુવાદક**

શ્રી પરમહંસ જગદીશ્વરાનંદ સરસ્વતી



**ગુજરાતી અનુવાદક**

સ્વ. ન્હાનુભાઇ કાલીદાસ ટાંક

**આર્યસમાજ**

મહર્ષિ દયાનંદ સરસ્વતિ માર્ગ,

હાથીખાના, રાજકોટ - ૩૬૦ ૦૦૧. (ગુજરાત)

ફોન : (૦૨૮૧) ૨૨૩૧૧૪૬

E-mail : info@aryasamajrajkot.org

Website : www.aryasamajrajkot.org



# વાલ્મીકિ રામાયણ

**મૂળ સંપાદક :** શ્રી પરમહંસ જગદીશ્વરાનંદ સરસ્વતી

**ગુજરાતી અનુવાદક :** સ્વ. ન્હાનુભાઈ કાલીદાસ ટાંક

**મૂલ્ય :** ૪૦૦/-

**આવૃત્તિ :** ✦ પ્રથમ, વિ. સં. ૨૦૬૭ શ્રાવણ સુદ-૧૫,
૧૩ ઓગષ્ટ, ૨૦૧૧ (પ્રત : ૨૦૦૦)

✦ દ્વિતિય, વિ. સં. ૨૦૭૧ શ્રાવણ સુદ-૧,
૧૫ ઓગષ્ટ, ૨૦૧૫ (પ્રત : ૨૦૦૦)



**પ્રકાશક :**
**આર્યસમાજ**
મહર્ષિ દયાનંદ સરસ્વતિ માર્ગ,
હાથીખાના, રાજકોટ - ૩૬૦ ૦૦૧. (ગુજરાત)
E-mail : info@aryasamajrajkot.org
Website : www.aryasamajrajkot.org

**મુદ્રક :** પૂર્વિ પ્રેસ પ્રા. લિ.
૧, લોહા નગર, ગોંડલ રોડ,
રાજકોટ - ૩૬૦ ૦૦૨.
ફોન : ૦૨૮૧ - ૨૩૭૬૬૦૧-૦૨-૦૩
E-mail : poorvipressltd@yahoo.com

**ટાઈપ સેટીંગ :**
શુભમ ડીઝાઈનર એન્ડ પ્રિન્ટર્સ
૧૪૨, વિતભવન, ગોંડલ રોડ, રાજકોટ.



# પ્રકાશકીય

મહર્ષિ વાલ્મીકિ સંસ્કૃત સાહિત્યના આદિકવિ છે અને રામાયણ આદિકાવ્ય છે. હજારો વર્ષો પછી પણ રામાયણનો ભારતીય જનમાનસ પર ખૂબ પ્રભાવ રહ્યો છે. આર્ય પ્રજાની સભ્યતા અને સંસ્કૃતિને ઘડવામાં આ મહાગ્રંથનો બહુ મોટો ફાળો રહ્યો છે. મર્યાદા પુરુષોત્તમ શ્રીરામનું જીવન ઉચ્ચ આદર્શોથી ભરપૂર છે. આ ગ્રંથમાં રહેલા ઉત્તમોત્તમ વિચારોને સમાજમાં સર્વવ્યાપી બનાવવાના ઉદ્દેશથી આર્યસમાજ, રાજકોટ દ્વારા આ પુસ્તકને પ્રકાશિત કરતા અત્યંત આનંદ અનુભવીએ છીએ.

આર્યસમાજના સુપ્રસિદ્ધ વિદ્વાન, નૈષ્ઠિક બ્રહ્મચારી અને મહાન ચિંતક પરમહંસ જગદીશ્વરાનંદ સરસ્વતીએ પ્રક્ષેપરહિત મૂળ રામાયણને તેના હિન્દી અનુવાદ સહિત પ્રકાશિત કર્યું હતું. આ ગ્રંથનો ગુજરાતીમાં અનુવાદ થાય એવી શ્રી જયદેવભાઇ આર્યની ઇચ્છા હતી. તેમના આગ્રહ અને પ્રેરણાથી ટંકારાના વતની શ્રી ન્હાનુભાઇ કાલીદાસ ટાંકે આ કાર્ય સ્વીકાર્યું અને જીવનની ઉત્તરાવસ્થા હોવા છતાં ભારે પરિશ્રમ અને ખંતથી પૂરું કર્યું. આવશ્યકતા જણાઇ ત્યાં શ્રી ન્હાનુભાઇએ પોતાના તરફથી ટીપ્પણો પણ ઉમેર્યા. ખૂબ સારા ચિત્રકાર હોઇ તેમણે દોરી આપેલાં ચિત્રોને પણ અહીં ગ્રંથમાં યથાસ્થાને મૂકવામાં આવ્યા છે.



શ્રી ન્હાનુભાઇએ ઇ.સ. ૨૦૦૪ માં ગ્રંથની પ્રસ્તાવના લખી આપી હતી. આજે ગ્રંથનું પ્રકાશન થાય છે ત્યારે શ્રી ન્હાનુભાઇ સદેહે ઉપસ્થિત નથી. તેમના આ ભગીરથ કાર્યને ગ્રંથ સ્વરૂપે પ્રકાશિત કરીને શ્રી ન્હાનુભાઇને અંજલિ આપી રહ્યા છીએ એમા આર્યસમાજ રાજકોટ ગૌરવનો ભાવ અનુભવે છે. શ્રીમતી લીલાબહેન આર્ય તરફથી ગ્રંથના છાપકામનો આંશિક ખર્ચ દાનરૂપે પ્રાપ્ત થયેલ છે. શ્રી જયદેવભાઇ અને શ્રીમતી લીલાબહેન પ્રત્યે અમે કૃતજ્ઞતા વ્યકત કરીએ છીએ.

ગ્રંથનું સુઘડ, સુંદર અને નયનરમ્ય છાપકામ કરી આપવા બદલ પૂર્વી પ્રેસ પણ ધન્યવાદને પાત્ર છે. પ્રૂફનું કાર્ય કરી આપવા બદલ શ્રી પ્રવીણભાઇ ઠાકર, દેવયાનીબા ચૂડાસમા અને પ્રો. ડો. મનસુખ કે. મોલિયા પ્રત્યે આભાર વ્યકત કરીએ છીએ. રામાયણ એ વૈદિક વિચારોનો નિધિ છે. તેનું પ્રકાશન એ એક પ્રકારનું યજ્ઞકર્મ જ છે. આ યજ્ઞકર્મમાં જે કોઇએ અમને સહાય કરી છે તે સૌનો આભાર માનીએ છીએ.

તારીખ : ૧૨-૪-૨૦૧૧
રામનવમી, વિ.સં. ૨૦૬૭

શ્રી રણજીતસિંહ પરમાર
મંત્રીશ્રી

શ્રી પોપટભાઇ ચૌહાણ
પ્રમુખશ્રી

**આર્યસમાજ** - મહર્ષિ દયાનંદ માર્ગ (હાથીખાના) રાજકોટ.



# દાતાશ્રી આર્યદંપતીનો પરિચય

શ્રી જયદેવભાઇ ભગવાનભાઇ આર્યનું મૂળ વતન બાબરિયા ધાર છે. જે અમરેલી જિલ્લામાં રાજુલા તાલુકામાં આવેલું છે. તેમના ધર્મપત્ની શ્રીમતી લીલાબહેન પતિના સઘળા કાર્યોમાં સહભાગી રહ્યા છે. વાલ્મીકિ રામાયણના પ્રકાશનનો પ્રારંભિક આર્થિક ખર્ચ શ્રીમતી લીલાબહેને પોતાના શિરે સ્વીકાર્યો છે. અનેક પ્રકારના સામાજિક, ધાર્મિક અને વૈદિક પ્રચારના જયદેવનાં કાર્યોમાં શ્રીમતી લીલાબહેનનો અનન્ય ફાળો છે.

શ્રી જયદેવભાઇને વેપાર અર્થે મુંબઇમાં અને પછી સુરતમાં રહેવાનું થયું. તેમના માતાપિતા આફ્રિકા હતા. ત્યાંથી તેઓ વૈદિક ધર્મી બન્યા અને આર્યસમાજમાં જોડાયા. પિતા તરફથી મળેલ આ વારસાને શ્રી જયદેવભાઇએ જાળવી રાખ્યો. તેઓ ચુસ્ત વૈદિક ધર્મી બની રહ્યા અને સૌરાષ્ટ્ર, ગુજરાત અને મહારાષ્ટ્રમાં ઘરે ઘરે યજ્ઞનો પ્રસાર કરવા હવનનો સામાન લઇને આજે પણ સાઇકલ ઉપર સતત ફરતા રહે છે. વૈદિક વિચારોના પ્રચાર અર્થે અનેક પ્રકારની પુસ્તિકાઓને છપાવીને વિતરણ કરે છે.

વૈદિક ધર્મના પ્રચારની સાથે શ્રી જયદેવભાઇનું એક મહાન સેવાકાર્ય સ્મરણીય બની રહે તેવું છે. પોતાના વતન બાબરિયા ધાર ગામમાં તેમણે ખેડૂતોને ૫૦૦૦ આંબાની કલમો વિના મૂલ્યે આપી છે. તેમની પ્રેરણાથી ખેડૂતોએ ઉછેરેલા એ આમ્રવૃક્ષો આજે અમૃતફળ સમાન કેરીઓ આપે છે. આનાથી ખેડૂતોને તો આર્થિક ફાયદો તો થયો જ છે પણ ધરતી ઉપર લીલાછમ વૃક્ષોથી પ્રકૃતિ અને પર્યાવરણની બહુ મોટી સેવા થઇ છે. પાંચ હજાર આંબાઓનું એ આર્યવન જોનારની આંખોને તૃપ્ત કરે છે.



મહર્ષિ દયાનંદ સરસ્વતીની જન્મભૂમિ ટંકારા ખાતે કાર્યરત ટ્રસ્ટમાં શ્રી જયદેવભાઇ આર્ય ટ્રસ્ટી છે ત્યાં ઉપદેશક મહાવિદ્યાલયમાં ૧૮૦ બાળકો અભ્યાસ કરે છે. દર શિવરાત્રિ પર યોજાતા ઋષિમેળામાં વર્ષો સુધી ત્રણ ત્રણ દિવસની રસોઇનો ખર્ચ શ્રી જયદેવભાઇ અને શ્રીમતી લીલાબહેને આપ્યો છે. પોતાના ત્રણ પુત્રોને વેપાર ધંધામાં હિસ્સો આપીને તેઓ પોતાના સ્વતંત્ર ધંધાની આવકને વેદપ્રચારના કાર્યમાં વાપરે છે. આમ આ દંપતી પોતાના તન, મન અને ધનથી વૈદિક વિચારોને સામાન્ય જન સુધી પહોંચાડવા માટે સતત પ્રયત્નશીલ છે.

**લી. આર્યસમાજ**
મહર્ષિ દયાનંદ સરસ્વતિ માર્ગ,
હાથાખાના, રાજકોટ.
ફોન : ૦૨૮૧ - ૨૨૩૧૧૪૬



પૂ. શ્રી જયદેવભાઈ આર્ય તથા તેમના ધર્મપત્ની પૂ. લીલાબેન આર્ય
પ્રસ્તુત વાલ્મિકી રામાયણ ગુજરાતી અનુવાદના પ્રેરક તથા પ્રમુખ ધનભાર ઉઠાવનાર.



# આર્યસમાજ

મહર્ષિ દયાનંદ સરસ્વતી માર્ગ, હાથીખાના, રાજકોટ - ૩૬૦ ૦૦૧.

## આર્યસમાજની મુખ્ય પ્રવૃત્તિઓ

દૈનિકયજ્ઞ તથા સાપ્તાહિક સત્સંગ

૧૧, ૨૧ તથા ૫૧ કુંડી (જાહેર) શેરી યજ્ઞ તથા પારિવારીક સત્સંગ

માનવજીવન ઘડતર માટે વૈદિક વિધીથી ૧૬ સંસ્કાર

યુવકોના નિર્માણ માટે આર્યવીર દળ

યોગ તથા યજ્ઞ શિબિરોનું આયોજન



વૈદિક અભ્યાસ માટે પુસ્તકાલય

વૈદિક સાહિત્યનું વેચાણ (ચાર વેદ સાથે)

શ્રાવણી પર્વ વેદ સપ્તાહનું આયોજન

ફ્રી મેડીકલ કેમ્પસ

કુદરતી આફત સમયે સહાય



# આ રામાયણ પ્રકાશનમાં નીચે મુજબની સંસ્થાઓ તથા વ્યક્તિઓ અગ્રીમ ગ્રાહક બનેલ છે.

| ક્રમ | સંસ્થા તથા વ્યક્તિગત નામ | ગામ | પ્રત નંગ |
|---|---|---|---|
| ૧ | શ્રી આર્ય સમાજ | લીમડી | ૧૩૦ |
| ૨ | શ્રી આર્ય સમાજ | ભાવનગર | ૧૦૦ |
| ૩ | શ્રી આર્ય સમાજ | જામનગર | ૧૦૦ |
| ૪ | શ્રી આર્ય સમાજ | ગાંધીધામ | ૧૦૦ |
| ૫ | શ્રી દર્શન યોગ મહા વિદ્યાલય | રોજડ | ૧૦૦ |
| ૬ | શ્રી વાનપ્રસ્થ સાધક આશ્રમ | રોજડ | ૫૦ |
| ૭ | આર્યવન વિકાસ ફાર્મ ટ્રસ્ટ | રોજડ | ૫૦ |
| ૮ | શ્રી આર્ય સમાજ | જૂનાગઢ | ૫૦ |
| ૯ | શ્રી આર્ય સમાજ | ભરૂચ | ૫૦ |
| ૧૦ | શ્રી આર્ય સમાજ | વઢવાણ | ૫૦ |
| ૧૧ | શ્રી આર્ય સમાજ | આણંદ | ૫૦ |
| ૧૨ | શ્રી મહર્ષિ દયાનંદ સ્મારક ટ્રસ્ટ | ટંકારા | ૫૦ |
| ૧૩ | શ્રી આર્ય સમાજ | પોરબંદર | ૩૦ |
| ૧૪ | શ્રી આર્ય સમાજ | ધ્રાંગધ્રા | ૩૦ |
| ૧૫ | શ્રી આર્ય સમાજ | સુરેન્દ્રનગર | ૨૦ |
| ૧૬ | શ્રી આર્ય સમાજ | મોરબી | ૨૦ |
| ૧૭ | શ્રી આર્ય સમાજ | વડોદરા | ૧૫ |
| ૧૮ | શ્રી આર્ય સમાજ | ટંકારા | ૧૦ |
| ૧૯ | શ્રી ઘનશ્યામસિંહજી ચુડાસમાં | મોરબી | ૧૦ |
| ૨૦ | સ્વ. નારણભાઈ ગોકળભાઈ બોરીચા (હ. શ્રી વિજયભાઈ નારણભાઈ બોરીચા) | રાજકોટ | ૨૫ |
| ૨૧ | શ્રી આર્ય સમાજ | ભુજ | ૦૫ |
| ૨૨ | શ્રી જેન્તીભાઈ પ્રજાપતિ | સુરત | ૦૫ |
| ૨૩ | શ્રી આર્ય ડેરી ફાર્મ (શ્રી નટવરસિંહ પરમાર) | રાજકોટ | ૧૦ |
| ૨૪ | શ્રી મનોહરસિંહ પરમાર | રાજકોટ | ૧૦ |
| ૨૫ | શ્રી નાનજીભાઈ હાપલીયા | રાજકોટ | ૧૦ |
| ૨૬ | શ્રી ગોવિંદભાઈ સાવલીયા | રાજકોટ | ૧૦ |
| ૨૭ | શ્રી પોપટભાઈ ચૌહાણ | રાજકોટ | ૦૫ |
| ૨૮ | શ્રી હર્ષદરાય ઠાકર | રાજકોટ | ૦૫ |
| ૨૯ | શ્રી ભરતભાઈ સોની | રાજકોટ | ૦૫ |
| ૩૦ | જશવંતકુવરબા હમીરસિંહજી જાડેજા | વિરપુર | ૦૭ |
| ૩૧ | સ્વ. શ્રી માનસિંહજી ચનાજી ડોડીયા | રાજકોટ | ૦૭ |



**પ્રાપ્તિ સ્થાન :**

- આર્યસમાજ - હાથીખાના, રાજકોટ.
- સૌરાષ્ટ્ર - ગુજરાતની બધી આર્યસમાજ



# અનુક્રમણિકા

# બીજી આવૃત્તિ વેળાએ...

અત્યંત અલ્પ સમયમાં વાલ્મીકિ રામાયણની ગુજરાતી ભાષામાં આ બીજી આવૃત્તિ બહાર પાડવાનું સૌભાગ્ય પ્રાપ્ત થતા આનંદની અનુભૂતિ થઈ રહી છે. વેદ અને ઋષિઓના આશય ને પોતાના જીવનમાં સાકાર કરનારા ભગવાન શ્રી રામચંદ્રના આદર્શ જીવન ચરિત્રને વિશ્વભરની પ્રજાએ ગૌરવપૂર્વક સન્માનનિય સ્થાન આપેલ છે. વેદની મર્યાદામાં જ રહી સમગ્ર જીવન વેદ ધર્મ અને કર્તવ્યને સમર્પિત કરનાર આદર્શ મહાપુરુષ શ્રીરામ સાચા અર્થમાં મર્યાદા પુરુષોત્તમનું સ્થાન શોભાવે છે. વિશ્વભરમાં આજ સુધી વેદની મર્યાદાને સાકાર કરનાર આવો અન્ય કોઈ પુરુષ ઉત્પન્ન નથી થયો. અને થવામાં પણ શંકા છે. મહર્ષિ વાલ્મિકિના શબ્દોમાં ‘હું એક એવા નરપુંગવનું આલેખન કરવા માંગુ છું કે જે યુગો ના યુગો સુધી સૂર્ય-ચંદ્ર પ્રકાશ આપતા રહે ત્યાં સુધી, મનુષ્યોના હૃદયમાં સ્થાયી રહે, પ્રેરણાનો પ્રકાશ પાડતા રહે’ સાચે જ મહર્ષિની આ વાણી સાચી પડેલ છે. લાખો વર્ષોથી રામનું નામ માનવ સમાજમાં આદર્શ પુરુષ તરીકે અંકિત રહ્યું છે.

સમયના વહેણમાં રામાયણ અનેક ભાષાઓમાં, અનેક દેશોમાં, વિવિધ સમયો, વિવધ લેખકો દ્વારા લખાતી આવી છે, લખાતી રહેશે અને કાળક્રમે તેમાં વિભિન્ન સામાજીક વિચારધારાઓ અને લેખકોના મંતવ્યો ભેળસેળ થઈ જવાથી રામાયણ અનેક સ્વરૂપે અને કેટલીકવાર એકબીજાથી વિરુદ્ધ સ્વરૂપે, વિકૃત સ્વરૂપે મળે છે. પરંતુ રામનું પૂર્ણ પ્રભાવશાળી નિષ્કલંક સ્વરૂપ આજે પણ મહર્ષિ વાલ્મીકિજીના રામાયણમાં અકબંધ રહેલ છે. તેથી વિભિન્ન રામાયણો દ્વારા લોકોમાં જે ભ્રાંતિ ફેલાઈ ગઈ છે. જેવી કે રામ ઈશ્વરનો અવતાર હતા, સીતાજીનો જન્મ જમીનમાંથી થયો હતો, અહલ્યા પથ્થર હતી અને રામજીના સ્પર્શથી સ્ત્રી બની ગઈ, રાવણને દશ માથા હતા, હનુમાનજી, સુગ્રીવ, વાલી વગેરે વાંદરા હતા, આવી અનેક ગેરમાન્યતાઓ સમાજમાં વ્યાપ્ત થઈ ગઈ હતી અને અચૂક અંશે આજે પણ રહી ગઈ છે.

આર્ય સમાજ જેનું કાર્ય વેદોના પ્રચારનું છે, સત્યના પ્રચારનું છે. વેદ અને સત્યનું પુનઃસ્થાપન કરવા માટે મહર્ષિ દયાનંદ સરસ્વતીજીએ પોતાનું સંપૂર્ણ જીવન સમર્પિત કરી દીધું હતું. તેથી આર્ય સમાજીઓ માટે આ એક મહત્વનું કાર્ય છે કે સામાન્યજન સત્યથી અવગત થાય, મહાપુરુષોના જીવનને, તેમના આદર્શ ચરિત્રને સત્યની આંખે જુએ અને સાચી પ્રેરણા મેળવી મહાપુરુષોના ચિત્રને નહીં પરંતુ તેમના ચરિત્રનું પૂજન કરી પોતાનું જીવન સફળ બનાવે. ચરિત્ર પૂજન-અર્થાત ચરિત્રને જીવનમાં ઉતારવું અને તે દ્વારા રામરાજયની પુનઃસ્થાપના કરવી.



વાલ્મિકિ રામાયણની પ્રથમ આવૃત્તિને આર્ય સમાજ તથા સમાજના અન્ય વર્ગોનો જબરો પ્રતિસાદ મળેલ હતો. અને ઘણાં સમયથી પુનઃસંસ્કરણ માટેની માંગણી થઈ રહી હતી. અમોને એ જણાવતા ખૂબ જ પ્રસન્નતા થાય છે કે, ગત સંસ્કરણ કરતા આ વખતે બમણી પ્રતોના અગ્રિમ ગ્રાહકોના વચનો પ્રાપ્ત થઈ ચૂકયા છે. જે શુદ્ધ વૈદિક સાહિત્ય પ્રત્યે લોકોની અભિરૂચિ દર્શાવે છે.

આ તકે રામાયણના પ્રેમી સ્મૃતિશેષ સ્વ. શ્રી જયદેવભાઈ આર્યને સ્મરણ કરવા અત્યંત આવશ્યક છે. જેની પ્રેરણાથી જ તથા સાત્વિકદાનથી આ આવૃતિનું પ્રકાશન સંભવ થઈ શક્યું. વૈદિક આદર્શોના પ્રેમી અને જીવી જનાર સુખ-સમૃદ્ધિનો ત્યાગ કરી વાનપ્રસ્થ સાદગીભર્યું જીવન જીવનાર, સન્યાસીની માફક વેદોના સંદેશ ફેલાવનાર કર્મયોગી સ્વ. શ્રી જયદેવભાઈ આર્યને કોટિકોટિ વંદના.

આર્ય સમાજ રાજકોટને દાન એકત્ર કરી દાન આપનાર અને આવા સુંદર ગ્રંથના પ્રકાશનનો યશ અપાવનાર સ્વ. શ્રી જયદેવભાઈ આર્યને આ બીજુ સંસ્કરણ શ્રદ્ધાંજલિ રૂપે સમર્પિત છે.

રણજીતસિંહ પરમાર
પ્રમુખ
મો. ૯૪૨૮૨૦૨૫૯૪

પ્રવિણચંદ્ર ઠાકર
મંત્રી
મો. ૯૦૩૩૦૩૧૧૪૬

આર્ય સમાજ (હાથીખાના), રાજકોટ. ફોન : ૦૨૮૧-૨૨૩૧૧૪૬
આર્ય સમાજ (માયાણી નગર) રાજકોટ. ફોન : ૦૨૮૧-૨૩૬૦૩૩૯

તા. ૧૫ - ૮ - ૨૦૧૫



Aryasamaj Rajkot - Windows Internet Explorer

http://www.aryasamajrajkot.org/aryasamaj-scripts/home

File Edit View Favorites Tools Help

Favorites | Aryasamaj Rajkot | Google | Aryasamaj Rajkot

# Arya Samaj
## Rajkot

HOME ABOUT US DOWNLOAD MEMBERS NEWS ACTIVITY DIARY EVENTS CONTACT US

ओ३म्

कृण्वन्तो विश्वमार्यम्

Make The Whole World Noble.

## WELCOME TO RAJKOT ARYASAMAJ

### आर्य समाज राजकोट मे आपका स्वागत है ।

दयानंद-देव-उपवन में, महाभागों का स्वागत हो-२ ॥
मधुर-भावों के फूलों से, महाभागों का स्वागत हो-२ ॥
कि जिसकी हो रही योगीश्वरों की पंक्ति में गिनती ।
कि जिसके नाम की धुन, वेद के विद्वानों में फिरती ।
कि जिसको जन्म देकर धन्य है सौराष्ट्र की धरती ।
उसी की जन्म-भूमि में महाभागों का स्वागत हो-२ ॥
दयानंद देव ....

कि जिसने तर्क के शर से, मत्ता दंभ तोड़ी ।
कि जिसने शास्त्र के बल से विजय शास्त्रार्थ में जोड़ी ।
कि जिसने ब्रह्म के बल से मृत्यु की बाग था मोड़ी ।
उसी की बाल-भूमि में, महाभागों का स्वागत हो-२ ॥
दयानंद देव ....

कि सच्ची शांतमयी-ज्योति के दर्शन का था प्रण पाला ।
हृदय के गहरों में व्याप्त, सब मल-मोह धो डाला ।
वेद के मार्ग को शोधा, किया था दूर सब जाला ।
उसी की बोध-भूमि में महाभागों का स्वागत हो-२ ॥
दयानंद देव ....

कि जिसका चित पिघला था, अछूतों की पुकारों से ।
कि जिसने नारी-जाति को छुड़ाया हत्यारों से ।
कि जिसने विष पिया, कर युद्ध, पातक के सहारों से ।
उसी की ज्ञान-भूमि में, महाभागों का स्वागत हो-२ ॥
दयानंद देव ....



This playlist is not a valid XML file

More Videos »

Hathikhana Samaj

Mayani Samaj

Photo Gallery

Video Gallery

## NEWS

more...

## EMAIL NEWSLETTER

Submit Query

Blog

Download

Donation

Links

## SPECIAL MESSAGE

बाबा रामदेवजी की महर्षि दयानंद सरस्वती पर टिपण्णी

## ACTIVITY DIARY

13 Aug 2011 — Shravani Parva 2011

Shravani Parva celebration will start on 7.30 am 13 Aug 2011 at Aryasamaj Rajkot Hathikhana. Havan and Janoi changing.

Home | About Us | Download | Members | News | Activity Diary | Events | Contact Us

Aryasamaj Hathikhana, Near Rajkot Palace, Dayanand Saraswati Marg, ( Hathikhana Main Road ) Rajkot - 360 001

Phone: +91.281.2231146 Mobile: +91 94282 02594

Website: www.aryasamajrajkot.org Email : info@aryasamajrajkot.org



Start | Aryasamaj Rajkot - ... | CorelDRAW X4 - [Graphic1] | 10:24 AM




**આર્યસમાજ**

**હાથીખાના, રાજકોટ**

# સંપાદક પરિચય

આ ગ્રંથ (મૂળ હિન્દી આવૃત્તિ વર્ષ - ૨૦૦૦) ના સંપાદક પરમહંસ જગદીશ્વરાનન્દજી સરસ્વતી એમ. એ. વૈદિક વાઙ્મયના સુપ્રસિદ્ધ વિદ્વાન, લેખક, ચિંતક અને વિચારક છે.

તેમનો જન્મ ૨૦ જાન્યુઆરી સન્ ૧૯૩૧ ના દિને અલાવલપુર, તાલુકો નૂહ, જિલ્લો ગુડગાવા (હરિયાણા)માં થયો હતો. તેમનાં માતાજીનું નામ ભગવતી અને પિતાજીનું નામ લા. ગ્યાસીરામ હતું. તેઓ છ ભાઇઓ છે. એમનો પરિવાર એક પ્રસિદ્ધ વ્યવસાયી કુટુંબ છે. ભારતમાં સુપ્રસિદ્ધ ભીમસેની કાજળનું નિર્માણ એમના જ્યેષ્ઠ ભ્રાતા શ્રી મુરારી લાલ વૈદ્ય કરે છે. શ્રી વૈદ્યજીએ સ્વામીજીને આર્થિક ચિંતાઓથી મુકત કરેલા છે.

સ્વામીજીની પ્રારંભિક શિક્ષાનો પ્રારંભ ગામમાં જ થયો. એમના શિક્ષણની વાર્તા લાંબી છે. અનેક સ્થાનોમાં ભણતા રહીને પાકિસ્તાન થવાથી તેઓ પણ નિજ પરિવાર સાથે દિલ્હી આવી રહ્યા અને રામજસ હાયર સેકંડરી સ્કૂલ નં. ૫ માં અભ્યાસ કરવા લાગ્યા. નવમા ધોરણ સુધી તેઓ ઉર્દૂ જ ભણતા રહ્યા. દશમી શ્રેણીમાં તેમણે એકદમ હિન્દી લઇ લીધી. સન્ ૧૯૫૦ માં એમણે દિલ્હી બોર્ડની હાયર સેકંડરી પાસ કરી. તત્પશ્ચાત્ તેઓ બી.કોમ.માં દાખલ થઇ ગયા. આર્યકુમાર સભા, આર્યસમાજ અને આર્યવીર દળની ગતિવિધિઓમાં બહુ જ વધારે ભાગ લેવાથી તથા કેટલીક પારિવારિક પરિસ્થિતિઓનાં કારણે તેઓ બી.કોમ. માં અનુત્તીર્ણ થઇ ગયા. બસ તેમણે પરીક્ષાઓને તિલાંજલિ દઇને વૈદિક સાહિત્યિનાં ગંભીર અદ્યયન, મનન અને ચિંતનનો આરંભ કરી દીધો. એજ સ્વાદ્યાયના ફળ સ્વરૂપે તેઓશ્રીએ નાનાં નાનાં ટ્રેકટ (પુસ્તિકા) લખવાનો પ્રારંભ કરી દીધો.

એમના એક ટ્રેકટ 'આગે-બઢો'ને વાંચીને આચાર્ય રાજેન્દ્રનાથજી શાસ્ત્રીએ તેમને ગમે તે પ્રકારે એમ.એ. કરવાની પ્રેરણા આપી. એમણે કહ્યું કે આપ આર્યસમાજનો પ્રચાર કરવા ચાહો છો તો એના માટે પણ કોઇ પૂંછડું (ઉપાધિ) હોવાની આવશ્યકતા છે. એમનું એક વાક્ય જ સ્વામીજીના માટે પ્રેરણા-પ્રદીપ બની ગયું અને તેઓએ પંજાબ વિશ્વ વિદ્યાલયથી 'પ્રભાકર' તથા બી.એ. પરીક્ષાઓ ઉત્તીર્ણ કરી. તત્પશ્ચાત્ દિલ્હી વિશ્વવિદ્યાલયથી સન્ ૧૯૬૬માં સંસ્કૃતમાં એમ.એ. પરીક્ષા ઉત્તીર્ણ કરી.



સંપ્રતિ તેઓ નિરંતર સ્વાદ્યાય અને વૈદિક અનુસંધાનમાં સંલગ્ન રહ્યા કરે છે. પોતાના સ્વાદ્યાયનું રસપાન બીજાને પણ કરાવતા રહે છે. આજ સુધીમાં તેઓ ચાળીસ ગ્રંથોનું લેખન કરી ચૂકયા છે, જેના વિદ્વાનો અને પાઠકો દ્વારા ઘણા ઘણા વખાણ થયા કરે છે.

તેમનું વ્યકિતગત પુસ્તકાલય બહુ જ વિશાળ છે. આટલું મોટું ધાર્મિક પુસ્તકાલય દિલ્હીમાં કદાચ જ કોઇ હોય. લેખક હોવાની સાથે તેઓ પ્રભાવશાળી વકતા પણ છે. (સંન્યાસની દીક્ષા ગ્રહણ કર્યા પૂર્વે તેમનું નામ જગદીશચંદ્ર વિદ્યાર્થી હતું.)

તેઓ પાર્ટી-બાજીથી દૂર રહે છે. વેદોના વિદ્વાન છે. તેમણે ઉપનિષદોનું મન્થન કરેલું છે. રામાયણ અને મહાભારતના તેઓ સમાલોચક છે. મત-મતાન્તરો વિશે તેમનું ગંભીર અદ્યયન છે. સિદ્ધાંતોના તેઓ મર્મજ્ઞ છે. વૈદિક કર્મકાંડના વિશેષજ્ઞ છે. આ બધાની સાથે તેઓ યોગાભ્યાસી પણ છે.

સ્વભાવે બહુ મધુર છે, સાદાઇના પુંજ છે. સત્ચરિત્ર તથા પ્રમાણિક છે. બહુ જ મિલનસાર અને વિનોદી છે.

તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. તેમણે પોતાનું પૂરું જીવન વૈદિક ધર્મના પ્રચાર અને પ્રસાર માટે અર્પિત કરી દીધેલું છે.

૧૬ ફેબ્રુઆરી ૧૯૭૫ના રોજ વસંત પંચમીનાં ઐતિહાસિક દિવસે પાવન પર્વે એમણે સંન્યાસાશ્રમની દીક્ષા લઇ લીધી. તત્પશ્ચાત્ એમણે સૂરિનામ, ટ્રીનિડાડ, હૉલેન્ડ આદિ વિદેશોમાં જઇને લગભગ એક વર્ષ સુધી વૈદિકધર્મની દુન્દુભિ વગાડી.

*

# ભૂમિકા

આજના યુગમાં પુસ્તક મોટું હોય કે નાનું પણ તેની સાથે ભૂમિકા હોવી અનિવાર્ય છે. શરીરમાં જે સ્થાન નાકનું છે, તે પુસ્તકમાં ભૂમિકાનું પણ તેવું જ મહત્ત્વ છે. કેટલાક લેખકો પોતાના પુસ્તકની ભૂમિકા બીજાની પાસે લખાવે છે તો કેટલાક જાતે જ લખે છે. મેં ભૂમિકા લખી આપવાને બીજા કોઇને પ્રાર્થના તો ન કરી અને હું પોતે પણ એ અસમંજસમાં છું કે હું ભૂમિકામાં શું લખું ? કારણ મારે જે કહેવાનું હતું તે તો મેં અનુવાદ અને પાદ ટિપ્પણીઓમાં કહી દીધું છે. છતાં પણ પરિપાટી નભાવવા માટે થોડા વિચારો પ્રસ્તુત કરું છું.

**રામાયણનું મહત્વ :-** સંસારની વિભિન્ન ભાષાઓમાં ઉચ્ચકોટિનાં જે મહાકાવ્યો છે તેમાં મહર્ષિ વાલ્મીકિ પ્રણીત રામાયણનું સ્થાન સર્વોચ્ચ છે. સંસારનાં અન્ય કાવ્યોમાં આપણને મહાકાવ્યની અન્ય વિશેષતાઓ ભલે મળી જાય પરંતુ શ્રીમદ્વાલ્મીકીય રામાયણમાં જે આસ્તિકતા, ધાર્મિકતા, પ્રભુભક્તિ, ઉદાત્ત અને દિવ્ય ભાવનાઓ તેમજ ઉચ્ચ નૈતિક આદર્શોનું વર્ણન મળે છે, તે બીજે ક્યાંય મળવું દુર્લભ છે.

રામાયણમાં સુંદરકાંડને સર્વશ્રેષ્ઠ કહેવામાં આવે છે કેમકે આ કાંડમાં મહાવીર હનુમાનજીનાં શૌર્ય તથા પરાક્રમનું બહુ જ સુંદર માર્મિક ચિત્રણ કરેલું છે. આ તથ્ય હોઇ શકે છે. પરંતુ મારા વિચારમાં તો આપણે કોઇપણ કાંડનું અવલોકન કરીશું તો પ્રત્યેક કાંડ શિક્ષાઓ અને આદર્શોથી ઓતપ્રોત છે. જરાક અયોધ્યાકાંડનું અવલોકન કરીએ. કવિએ આ કાંડમાં માનવ સ્વભાવો, ભાવનાઓ અને સંઘર્ષોનું કેટલું માર્મિક અને હૃદયગમ્ય ચિત્રણ કરેલું છે ! આ કાંડમાં શ્રીરામની શ્રેષ્ઠતાનું, મહારાજા દશરથની દુર્બળતાનું, કૈકેયીના દુરાગ્રહનું, ભાગ્યના વિરોધમાં લક્ષ્મણની સિંહગર્જનાનું, સીતાજીના પાતિવ્રત્યનું, કૌસલ્યના ગૌરવનું, સુમિત્રાની બુદ્ધિમત્તાનું, ગુહની મિત્રતાનું અને મહાત્મા ભરતની ઉદારતાનું ભાવભર્યું ચિત્રણ છે.



શ્રીમદ્વાલ્મીકીય રામાયણ પ્રાચીન આર્યસભ્યતા અને સંસ્કૃતિનું દર્પણ છે. શ્રીરામ એક આદર્શ મિત્ર, આદર્શ ભાઇ, આદર્શ પતિ અને આદર્શ સમ્રાટ પણ છે. લક્ષ્મણ એક એવા આદર્શ ભાઇ છે જે પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનાં દુઃખમાં, સુખમાં, હાનિમાં અને લાભમાં સદા એમની સાથે રહે છે. ભલે પછી તે નગરમાં હોય કે પછી જંગલમાં હોય. ભરત એક એવો ભાઇ છે, જે ચક્રવર્તી રાજ્યને ઠોકર મારી દે છે. રાવણ અને વાલી એ બે એવાં પાત્રો છે, જે આરંભમાં ફળે છે ને ફૂલે છે પરંતુ અંતમાં પોતાનાં કર્મોનાં ફળ પ્રાપ્ત કરે છે. સીતા એક એવું નારી-રત્ન છે જે મન, વચન અને કર્મથી પોતાના પતિમાં અનુરાગ રાખે છે. યુવકો અને યુવતીઓના ચરિત્ર-નિર્માણ માટે રામાયણથી ચઢિયાતો બીજો કોઇ શિક્ષાપ્રદ અને નૈતિક આદર્શોથી યુક્ત ગ્રંથ હોઇ શકે જ નહિ. કોઇએ ઠીક જ લખેલું છે કે,

Well, may the Ramayana Challenge the Literature of every age and country to produce a poem that can boast of such perfect characters as a Rama or a Sita. Nowhere else are poetry and morality so charmingly united each elevating the other, as in this really holy poem.

*- Kalyana Kalpataru - April 1959 P. 12*

ભાવાર્થ : વસ્તુતઃ રામાયણ કોઇપણ યુગ અને કોઇપણ દેશના સાહિત્ય ને પડકારી શકે છે, જે શ્રીરામ અથવા સીતાના સમાન સર્વાંગીણ ચરિત્રો અથવા પાત્રો પર ગર્વ લઇ શકે. સંસારના કોઇપણ ગ્રંથમાં કાવ્ય અને નૈતિકતાનો આટલો સુંદર સુમેળ નથી થયો જેટલો આ પવિત્ર કાવ્યમાં થયો છે.

માતા-પિતાનાં આજ્ઞાપાલન, સત્યવાદિતા, પ્રતિજ્ઞા-પરિપાલન, દીન, દુર્બળ અને આશ્રિતનું સંરક્ષણ, એકપત્નીવ્રત, વર્ણાશ્રમ-મર્યાદા-અનુસારનું આચરણ, આદર્શ પાતિવ્રત, ન્યાયાનુકૂળ આચરણ, ભ્રાતૃપ્રેમ, ત્યાગ, ઉદારતા, સંધ્યા (બ્રહ્મયજ્ઞ), યજ્ઞ વગેરે ગુણોનાં ચિત્રણથી આ ગ્રંથ સમસ્ત સંસાર માટે પરમ ઉપકારી બની ગયેલો છે.

## આદિકાવ્ય

શ્રીમદ્વાલ્મીકીય રામાયણ અનુષ્ટુપ્ છંદોમાં લખાયેલું છે. તમસા નદીને તટે વ્યાધ દ્વારા મરાયેલા કામમોહિત ક્રૌંચપક્ષીને દેખી એમના (મહર્ષિ વાલ્મીકીના) મુખારવિંદમાંથી નિમ્ન શ્લોક સરી પડ્યો હતો.



मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वती समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥ बाल. २-९ ॥

મહર્ષિ વાલ્મીકિથી ઘણાં જ વર્ષ પૂર્વે મહર્ષિ મનુએ 'મનુસ્મૃતિ'ની રચના અનુષ્ટુપ્ છંદમાં જ કરી હતી અને મનુ કરતાં પણ બહુ જ વર્ષો પહેલાં, સૃષ્ટિના આદિમાં પરમાત્મા દ્વારા પ્રદત્ત વેદોમાં અનુષ્ટુપ્ છંદમાં ઘણા મંત્રો છે. અહીંયાં દિગ્દર્શનમાટે કેવળ એક મંત્ર પ્રસ્તુત છે.

अवसृष्टा परा पत शरव्ये ब्रह्मसंशिते ।
गच्छामित्रान्प्र पद्यस्व मामीषां कं च नोच्छिषः ॥ ऋग्वेद ६-७५-१६ ॥

ઉપરોકત શ્લોકની જેમ જ આ મંત્રમાં પણ ૩૨ અક્ષરો જ છે. જ્યારે મહર્ષિ વાલ્મીકિ પૂર્વે અનુષ્ટુપ્ છંદનો આવિષ્કાર થઇ ચૂકયો હતો. વેદના અનેક મંત્રો અને સંપૂર્ણ મનુસ્મૃતિ અનુષ્ટુપ્ છંદમાં લખાઇ ગઇ હતી. તો પછી 'વાલ્મીકીય રામાયણ' આદિ કાવ્ય કેવી રીતે ?

એ સાચું છે કે મહર્ષિથી ઘણાં જ વર્ષ પૂર્વે અનુષ્ટુપ્ છંદની રચના થઇ ચૂકી હતી, તો પણ રામાયણ આદિકાવ્ય જ છે. માત્ર એ પ્રથમ પંક્તિનો કાવ્ય ગ્રંથ જ નહીં અપિતુ સર્વપ્રથમ ઐતિહાસિક ગ્રંથ પણ છે. રામાયણ પૂર્વે આ છંદમાં ધાર્મિક ગ્રંથોની જ રચના થઇ હતી, ઐતિહાસિક ગ્રંથોની નહીં. અનુષ્ટુપ્ છંદોમાં ઐતિહાસિક ગ્રંથની રચના કરનારા કવિઓમાં વાલ્મીકિ જ સૌથી પહેલા કવિ હતા. વાલ્મીકીય રામાયણ એટલા માટે પણ આદિકાવ્ય છે કે આ ગ્રંથની રચના કોઇ અન્ય કાવ્યની છાયા લઇને કરવામાં આવી ન હતી.

## રામાયણનો કાળ

આને દેશનું દુર્ભાગ્ય જ કહેવું જોઇએ કે ભારતનો ઇતિહાસ મુસલમાનો અને અંગ્રેજો દ્વારા લખવામાં આવ્યો એટલું જ નહિ એજ ઇતિહાસ વિદ્યાલયો, મહાવિદ્યાલયો તથા વિશ્વવિદ્યાલયોમાં પણ ભણાવવામાં આવ્યો. અંગ્રેજો સંસારની વય કેવળ પાંચ-છ હજાર વર્ષ જ માને છે. એથી એમણે ભારતીય ઇતિહાસને પણ પાંચ-છ હજાર વર્ષોની અંદર જ સીમિત રાખવાનો પ્રયત્ન કર્યો. પોતાની કપોલ કલ્પનાઓના આધારે પાશ્ચાત્ય લેખકોએ વેદોનો સમય ઇસુથી પંદર સો વર્ષ પૂર્વનો, મહાભારતનો સમય ઇશુથી પાંચસો-છસો વર્ષ પહેલાંનો અને રામાયણનો કાળ ઇસ્વીસન્ પૂર્વે ત્રણસો ચારસો વર્ષ નિશ્ચિત કર્યો. આ કાળ-ગણના સર્વથા અસત્ય અને પક્ષપાતપૂર્ણ છે. ભારતીય વિદ્વાનો શ્રીરામનો જન્મ ત્રેતાયુગના અંતમાં માને છે. આ રીતે તે લોકો શ્રીરામનો સમય અને રામાયણની રચનાનો કાળ નવ લાખ વર્ષ (પહેલાંનો) માને છે. અમારા વિચારનો અને આ ધારણાનો પણ મેળ નથી ખાતો. વાયુપુરાણમાં ઉલ્લેખ છે.



त्रेतायुगे चतुर्विंशे रावणस्तपसः क्षयात् ।
रामं दाशरथिं प्राप्य सगणः क्षयमीयवान् ॥ वायुपुराण ७०-४८ ॥

અર્થાત્ આચારથી પતિત થવાને લીધે રાવણ ચોવીસમા ત્રેતાયુગમાં દશરથનંદન શ્રીરામની સાથે યુદ્ધ કરીને બંધુ-બાંધવો સહિત માર્યો ગયો.

આ શ્લોકમાં શ્રી રામનો સમય ચોવીસમો ત્રેતાયુગ (વૈવસ્વત મન્વન્તર) બતાવાયો છે. આજ સુધીની ગણના આ પ્રમાણે છે : ચોવીસમા ત્રેતાથી ૨૮ મા ત્રેતા સુધી ચાર ચતુર્યુગી વીતી તેના

| | | | |
|---|---|---|---|
| વર્ષો થયા | ૪૩,૨૦,૦૦૦ X ૪ | = ૧,૧૨,૮૦,૦૦૦ | વર્ષ |
| | દ્વાપરના વર્ષ | = ૮,૬૪,૦૦૦ | |
| | કલિયુગના વર્ષ | = ૫,૦૭૦ | |
| | કુલ સરવાળો | = ૧,૮૧,૪૯,૦૭૦ | વર્ષ |

આ પ્રમાણે શ્રીરામનો કાળ એક કરોડ, એકયાશી લાખ, ઓગણ પચાસ હજાર સિત્તેર વર્ષ થાય છે. રામાયણ શ્રીરામનો સમકાલીન ઇતિહાસ છે. જે વખતે શ્રીરામ રાજ્યસિંહાસન પર આસીન થઇ ગયા હતા, એ સમયે મહર્ષિ વાલ્મીકિએ પોતાના ઐતિહાસિક મહાકાવ્યની રચના કરી હતી. એટલે રામાયણનો સમય પણ એટલો જ છે.



રામાયણના કાળ સંબંધમાં આ બાહ્ય સાક્ષી છે. અંતઃસાક્ષી રામાયણમાં મૂળ ભૂમિકામાં નથી પણ અમે આ પ્રકાશનમાં ઉમેરેલ છે. (સુંદરકાંડ, સર્ગ-૪ ની ટિપ્પણીમાં આપેલ છે તે જોઇ લેવી.)

## રામાયણ પહેલું કે મહાભારત ?

કયો ગ્રંથ પહેલો લખાયો : રામાયણ કે મહાભારત ? પાશ્ચાત્ય લેખકોએ લખ્યું છે કે પહેલાં મહાભારત લખાયું, પછી મહાભારતનાં 'રામોપાખ્યાન'ના આધારે વાલ્મીકીય રામાયણની રચના થઇ. આ ધારણા પણ સર્વથા મિથ્યા, નિર્મૂળ, નિરાધાર અને કપોલ-કલ્પિત છે જે અમે ઉપર પુરવાર કરી ગયા છીએ કે રામાયણ ઘણી જ પ્રાચીન રચના છે. તે પ્રમાણે રામાયણની રચના મહાભારતથી ઘણાં જ વર્ષ પૂર્વે થઇ ચૂકી હતી. જો રામાયણ મહાભારત પછીની રચના હોત તો એમાં શ્રીકૃષ્ણ, ભીષ્મ, અર્જુન, વ્યાસ વગેરેનો ઉલ્લેખ હોત, પરંતુ એવું નથી. હા, એનાથી ઊલટું જરૂર છે. મહાભારતમાં મહર્ષિ વાલ્મીકિના નામથી એક શ્લોક પ્રાયઃ શબ્દશઃ ઉદ્ધૃત કરવામાં આવેલો છે. જુઓ પૃષ્ઠ (યુદ્ધકાંડ, સર્ગ ૪૨ શ્લોક ૧૮ ની ટિપ્પણી)

(अपियाचं पुरा गीतः ............. कर्तव्य मेव तत् ॥ महाभारत द्रोण पर्व १४३-६७/६८)

આ વિષયમાં અમે એક બીજું પણ પ્રમાણ પ્રસ્તુત કરીએ છીએ. મહાભારત પછીના કાળમાં પુરાણો, ઉપપુરાણો વગેરે જે જે પણ ગ્રંથોની રચના થઇ ગઈ તે બધામાં સર્વત્ર 'उवाच' શૈલીનો પ્રયોગ છે. જેમકે 'सञ्जय उवाच' 'भीष्म उवाच' 'अर्जुन उवाच' વગેરે વગેરે. આ 'उवाच' શ્લોકોનો ભાગ નથી હોતો. અપિતુ શ્લોકથી સર્વથા પૃથક્ છે. જ્યારે આપણે રામાયણનું અવલોકન કરીએ છીએ ત્યારે આપણને ત્યાં 'उवाच' શૈલી દેખાતી નથી. ત્યાં તો વકતા ને જે કંઇ કહેવાનું હોય છે, તે પણ શ્લોકનો જ ભાગ હોય છે. જેમકે - 'राजा वचनमब्रवीत्' 'वक्तुमेवोपचक्रमे' 'सत्यमेतद् ब्रवीमि ते' ઇત્યાદિ. જો રામાયણ મહાભારતના પછી લખાયેલું હોત તો તેમાં પણ મહાભારત અને પુરાણોમાં છે તેવી 'उवाच' શૈલી અવશ્ય હોત. રામાયણની આ વિશિષ્ટ રચના ઢંઢેરો પીટીને સાબિત કરી રહી છે કે રામાયણની રચના મહાભારત પૂર્વે ઘણા વર્ષે થઇ ચૂકી હતી. ખ્રિસ્તી ઈતિહાસ લેખકોની કલ્પના આ યુક્તિ અને પ્રમાણોના આધારે (કારણે) અમને માન્ય નથી.



## રામાયણ કાલ્પનિક ઈતિહાસ નથી

અંગ્રેજોનો તો આ સિદ્ધાંત રહેલો છે, કે - If you want to destroy a nation, destroy its history and the nation will perish of its own accord. અર્થાત્ જો તમે કોઇ રાષ્ટ્રને નષ્ટ કરવા ચાહતા હો તો તેના ઇતિહાસને સમાપ્ત કરી ધો. રાષ્ટ્ર આપમેળે નષ્ટ થઇ જશે. એક બાજુ આ સિદ્ધાંત પર આચરણ કરી રહેલા પાશ્ચાત્ય ઇસાઇ લેખકોએ આપણા ઈતિહાસને વિવિધ પ્રકારે વિકૃત કરીને આર્યજાતિને રસાતળમાં પહોંચાડવાનો પ્રયત્ન કર્યો. બીજી બાજુ દાસતાયુગના શિક્ષણે આપણા દેશના યુવક અને યુવતીઓનાં, લેખકો, પ્રોફેસરો અને રિસર્ચ સ્કૉલરોનાં મસ્તિષ્કોને વિકૃત કરી નાખ્યાં. હવે તો ભારત વર્ષ સ્વતંત્ર છે. (જો કે આપણું પોતાનું કોઇ તંત્ર નથી, આપણી સરકારે ઇંગ્લેડ, અમેરિકા તથા રશિયા વગેરેનું તંત્ર અપનાવેલું છે, તે જ આપણી દાસ મનોવૃત્તિનું સૂચક છે.) પરંતુ ત્રેવીસ વર્ષ પછી પણ આપણાં શિક્ષણમાં કોઇ અંતર આવ્યું નથી. (શુદ્ધ સાચો વાસ્તવિક ઇતિહાસ ભણાવાતો નથી.) આ શિક્ષણ પદ્ધતિ દ્વારા શિક્ષિત અને દીક્ષિત અમારા યુવકો-યુવતીઓ, લેખકો અને ગવેષકો (Research Scholars) તથા મોટા મોટા નેતાઓ રામાયણને એક કલ્પિત નવલકથા જ માને છે. પરંતુ આ છે એક બહુ મોટો ભ્રમ.

હઠીલા દુરાગ્રહી વ્યક્તિઓને માનવવા તો અસંભવ છે, પરંતુ વિચારશીલ વ્યક્તિઓના માટે અમે એમના વિમર્શ માટે એક પ્રમાણ પ્રસ્તુત કરીએ છીએ.

વાલ્મીકીય રામાયણમાં બે સ્થાને આપતતઃ પરસ્પર વિરોધી વિધાનો થયેલાં જણાય છે. લો કરો અવલોકન-

કિષ્કિંધા - કાંડના વીસમા સર્ગમાં રામ સુગ્રીવને કહે છે, -

कार्तिके समनुप्राप्ते त्वं रावणवधे यत । કિષ્કિંધાકાંડ ૨૦-૧૪.

અર્થાત્ - 'હે સુગ્રીવ ! કાર્તિક માસનો આરંભ થાય ત્યારે તમે રાવણનો વધ કરવાને પ્રયત્ન કરજો (હમણા નહિ).



આગળ ચાલીને ૩૫ મા સર્ગમાં આપણે યુવરાજ અંગદને વાનરોને કહેતો સાંભળીએ છીએ -

वयमाश्वयुजे मासि कालसंख्याव्यवस्थिताः ।
प्रस्थिताः सोऽपि चातीतः किमतः कार्यमुत्तरम् ॥ किष्किंधाकांड ३५-२४ ॥

અર્થાત્ - ''જુઓ આપણે લોકો આસો માસમાં સીતાની શોધ કરવાની પ્રતિજ્ઞા કરીને રાજધાનીમાંથી નીકળ્યા હતા. તે બધોજ સમય વીતી ગયો છે. હવે આપણે લોકોએ આગળ શું કરવાનું યોગ્ય છે ?''

આ પ્રસંગમાં અંગદ ચોકખે ચોકખું વાનરોનું પ્રસ્થાન વગેરે આસો માસમાં થયું બતાવે છે. શ્રીરામ કહે છે કે કારતકના આરંભમાં ઉદ્યોગનો પ્રારંભ કરી દેવો અને અંગદ કહે છે કે આસો માસમાં ઉદ્યોગ પ્રારંભ થઇ ગયો હતો. આ દેખીતો જ વિરોધ છે.

વિદ્વાનો આ કોયડાના અનેક ઉકેલ પ્રસ્તુત કરી શકે છે, પરંતુ પોલી યુક્તિઓ અને દલીલોથી તથ્યનો નિર્ણય થઇ શકતો નથી. વસ્તુતઃ આ સ્થાનો મહર્ષિ વાલ્મીકિનાં વાસ્તવિક વર્ણનનું પ્રમાણ છે.

શ્રીરામ ઉત્તર ભારતના નિવાસી હતા અને અંગદ દક્ષિણ ભારતનો. કૃષ્ણપક્ષના વર્ણનમાં જે વ્યવહાર-ભેદ આજે પણ નજરે ચડે છે, એજ ભેદ શ્રીરામના યુગમાં પણ હતો, કોઈપણ માસનો શુકલપક્ષ ઉત્તર અને દક્ષિણ ભારતમાં સમાન સંજ્ઞા પ્રાપ્ત કરે છે. આશ્વિન શુકલને શ્રી રામ પણ આસો સુદ કહેતા હતા અને વાનર લોકો પણ. પરંતુ આશ્વિન પૂર્ણિમા પછીનો દિવસ શ્રીરામને માટે કારતક વદ એકમ હતો. એ જ દિવસે વાનરોએ પ્રસ્થાન કર્યું હતું. એટલે રામનું કહેવું સત્ય અને યથાર્થ છે. જે દિન રામને રામને માટે કારતક વદ એકમનો હતો તે જ દિવસ દાક્ષિણાત્ય વાનરોને માટે આસો વદ એકમનો હતો. એથી યુવરાજ અંગદનુ આશ્વિન માસમાં પ્રયાણ વર્ણન પણ સમંજસ છે. કૃષ્ણપક્ષના વ્યવહાર ભેદના કારણે આ વિરોધ જણાય છે, વસ્તુતઃ વિરોધ છે જ નહિ.

મહર્ષિ વાલ્મીકિએ પોતાના ગ્રંથમાં રામ અને અંગદનાં વચનોમાં યથાર્થતાની રક્ષા કરી છે. રામાયણનું આ સ્થાન યથાસ્થિતિ-નિરૂપણનું પ્રબળ પ્રમાણ છે. કાલ્પનિક કથામાં આવી યથાર્થતાનો સંભવ ન હતો.



એક ઉદાહરણથી આ વાત અધિક સ્પષ્ટ થઇ જાય છે. શિવરાત્રિ ઉત્તર અને દક્ષિણ ભારતમાં એક જ દિવસે મનાવવામાં આવે છે. પરંતુ અમે (ઉત્તર ભારતીયો) એને ફાગણ વદમાં થતી માનીએ છીએ અને દાક્ષિણાત્યો (આપણે ગુજરાતીઓ) માઘ વદમાં શિવરાત્રિ માને છે. (શિવરાત્રિનું) વ્રત આખાયે ભારત વર્ષમાં એક જ દિવસે કરવામાં આવે છે. કેવળ સંજ્ઞાનો ભેદ છે. આવી જ વાત શ્રી રામનાં અને અંગદનાં વચનોમાં પણ સમજી લેવી.

*ટિપ્પણી :- ✱ નોંધ - ગુજરાતમાં દક્ષિણ ભારતનું પંચાગ અમલમાં છે.*

*ટિપ્પણી :- ✱ આ સમાધાન માટે અમે સ્વર્ગીય પંડિત ભીમસેનજી શાસ્ત્રી એમ. એ. એમ. ઓ. એલ.ના હાર્દિક આભારી છીએ.*

## <u>કેટલીક શંકાઓ અને એનું સમાધાન</u>

રામાયણના સંબંધમાં અનેક ભ્રાંતિઓ અને મિથ્યા ધારણાઓ લોકોમાં પ્રચલિત છે. અમે અમારા અનુવાદમાં ઠેક ઠેકાણે રામાયણના સંબંધમાં થનારી બધી શંકાઓનું સમાધાન આપવાનો પ્રયાસ કરેલો છે. કેટલીક શંકાઓ એવી છે કે જેમનું સમાધાન પાદટિપ્પણીઓમાં FOOT-NOTES માં કરી શક્યા નથી. એવી શંકાઓનું સમાધાન પ્રસ્તુત કરું છું.

### <u>અયોધ્યાની રચના</u> (નગર આયોજન કે નગર નિર્માણ)

મહર્ષિ વાલ્મીકિએ અયોધ્યાની લંબાઇ બાર યોજન (ચારગાઉ = એક યોજન, ગાઉ = દોઢેક માઇલ) અને પહોળાઇ ત્રણ યોજન લખેલી છે. પ્રશ્ન એ છે કે અયોધ્યા લંબચોરસ આકારની કેમ બનાવી હતી ? આજકાલ બનાવે છે તેવી કેમ ન બનાવી ? (સુરતના જેવી પાઘડી પને અયોધ્યા હતી).



મહર્ષિ વાલ્મીકિએ અયોધ્યાનું યથાતથ્ય વર્ણન કરેલું છે અને એવી રચના ઠીક પણ છે. આવા આયોજનમાં દ્દષ્ટિકોણ એ હતો કે દરેક નાગરિકને સ્વચ્છ જલ, વાયુ મળી શકે. જો અયોધ્યાની લંબાઇ-પહોળાઇ સરખી રાખત તો નગરના પ્રત્યેક નાગરિકને શહેરની બહાર જઇને સ્વચ્છ અને સ્વાસ્થ્યપ્રદ વાયુ સેવન કરવાનું અઘરું થઇ પડત. નગરના કેન્દ્રથી કોઇ પણ દિશામાં અધિકથી-અધિક દોઢ યોજન ચાલ્યા પછી દરેક નાગરિક નગરની બહાર નીકળીને પ્રાકૃતિક સૌંદર્યનો આનંદ લઇ શકતો હતો. આથી અયોધ્યાની રચના ઠીક જ હતી.

## ભરતની સાથે સેના

જે સમયે ભરત શ્રીરામને ચિત્રકૂટમાંથી અયોધ્યા લાવવા ગયા, ત્યારે તેઓ પોતાની સાથે એક બહુ જ મોટી સેના પણ લઇ ગયા. આ સેના જોઇને ગુહે અને મહર્ષિ ભરદ્વાજે તેને શંકાની દ્દષ્ટિથી દેખ્યા. લક્ષ્મણે પણ એમ જ માન્યું કે ભરત અમને પતાવી દેવા માટે (સૈન્ય લઇને) આવી રહ્યો છે. પ્રશ્ન એ ઊભો થાય છે કે જે સેનાના કારણે બધાને શંકા થઇ તેને સાથે લઇ જવાની ભરતને શી આવશ્યકતા હતી ?

ભરત રાજ્ય પર શ્રીરામનો અધિકાર સમજતા હતા. વળી તે રાજ્ય વહેલી તકે શ્રીરામને સોંપી દેવા માગતા હતા. ભરતનો વિચાર એવો હતો કે અનુનય તથા વિનય દ્વારા (કાલાવાલા કરીને) હું એમને રાજ્ય ગ્રહણ કરી લેવાને સંમત કરી લઇશ. જો રામ સહમત થઇ જાત તો ચિત્રકૂટમાં જ શ્રીરામનો રાજ્યાભિષેક થઇ ગયો હોત. રાજ્યાભિષેક કરવાને માટે પુરોહિત જોઇએ તેથી ભરત પોતાની સાથે વસિષ્ઠજીને પણ લઇ ગયા હતા જ્યારે રામને રાજતિલક કરવામાં આવે ત્યારે સેના દ્વારા સલામી આપવાની હોય છે, એ માટે ભરત સેનાને પણ સાથે લઇને ગયા હતા.

## દશાનનનો અર્થ

'રાવણને દશ માથાં ન હતાં' આ વિષયમાં અમે પાદ ટિપ્પણીઓમાં અનેક ઠેકાણે પ્રકાશ ફેંકયો છે. અહીંયા એક વધારે સમાધાન પ્રસ્તુત છે.



'દશાનન' (दशग्रीवः) જેવો જ રામાયણનો એક શબ્દ છે દશરથ. જો દશાનનનો અર્થ દશ મુખવાળો (દશગ્રીવનો અર્થ દશ ડોકવાળો) છે, તો શું દશરથની પાસે દશ જ રથો હતા ? નહીં, મહારાજ દશરથના રથોની સંખ્યા તો બહુ જ મોટી હતી. તો પછી દશરથનો અર્થ શો છે ? 'શબ્દકલ્પદ્રુમ'માં 'દશરથ'નો અર્થ આ પ્રમાણે આપેલો છે. - 'दशसु दिक्षु गतो रथो यस्य' જેના રથોની ગતિ બધી જ દિશાઓમાં હતી, જેના રથો રોકટોક વગર દશે દિશાઓમાં દોડી શકતા હતા. આ પ્રકારે 'दशाननः' નો અર્થ આ પ્રમાણે કરી શકાય છે. 'दशसु दिक्षु आननं मुखाज्ञा यस्य' જેનો અવાજ દશેય દિશાઓમાં ગાજતો હતો, જેની આજ્ઞા દશેય દિશાઓમાં ચાલતી હતી.

કવિ લોકો પોતાની કવિતાઓમાં પર્યાયવાચી શબ્દોનો પ્રયોગ કરતા જ હોય છે. એટલે જ કવિએ દશશીશ, દશકંધર, દશમુખ વગેરે શબ્દોનો પ્રયોગ પણ કરેલો છે.

*ટિપ્પણી :- ✱ અહીં સુધીની આ ત્રણેય શંકાઓનાં સમાધાન માટે અમે આચાર્ય વિશ્વશ્રવાજી વ્યાસ એમ. એ. વેદાચાર્યના હાર્દિક આભારી છીએ.*

## સીતા-પરિત્યાગ

ધોબીના કહેવાથી શ્રીરામે સીતાજીનો પરિત્યાગ કરી દીધો હતો અને તે પણ એવી સ્થિતિમાં કે જ્યારે તે ગર્ભવતી હતી. આ લોકોની મનઘડી કલ્પના છે. શ્રીરામ જેવા મર્યાદા પુરુષોત્તમ એવું ક્રૂર અને નિર્દયતા પૂર્ણ દુષ્કર્મ કરી શકે જ નહિ.

*ટિપ્પણી :- ✱ શ્રીરામ વેદશાસ્ત્રો, ન્યાયવ્યવસ્થા અને નીતિશાસ્ત્ર Moral Science ના વિશેષજ્ઞ હતા. રાવણ વધ પછી સીતાનો સ્વીકાર એમણે સમસ્ત શાસ્ત્રોના નિયમાનુસાર, નૈતિક મૂલ્યોનો વિચાર કરીને જ કરેલો હતો. આમ સંપૂર્ણ આત્મવિશ્વાસથી કરેલા નિર્ણયને ધોબી જેવા અણઘડ નાગરિકની રાવ*



*આક્ષેપ સાંભળીને ફેરવી બાંધે એવા ગુલાંટબાજ મનુષ્યની કોટિના શ્રીરામ ન હતા. (ગુજરાતી અનુવાદક)*

સીતાની અગ્નિ પરીક્ષા વખતે શ્રીરામે સીતાને કહ્યું હતું કે -

विशुद्धा त्रिषु लोकेषु मैथिली जनकात्मजा।
न हि हातुमियं शक्या कीर्तिरात्मवता यथा॥ युद्धकांड ६६-२३

સીતાનો ત્યાગ શ્રીરામના આ વચનથી પણ પ્રતિકૂળ પુરવાર થશે. શ્રીરામના સંબંધમાં એવું પણ પ્રસિદ્ધ છે કે 'रामो द्विर्नाभिभाषते' રામ બે પ્રકારની વાતો નથી કહેતા. એથી સીતા-પરિત્યાગની વાત સર્વથા નિરાધાર છે.

જો ધોબીના કહેવાથી સીતાજીને ત્યજવાનો પ્રસંગ ઉપસ્થિત થઇ પણ જાત તો મારા વિચારથી શ્રીરામ સ્વયં રાજ્યસિંહાસન છોડીને વનમાં ચાલ્યા જાત.

એક બીજી વાત, આ ઘટના 'ઉત્તરકાંડ'ની છે, જે મહર્ષિ વાલ્મીકિની કૃતિ જ નથી. એટલા માટે પણ સીતા-પરિત્યાગની વાત ઠીક નથી.

## શંબૂક વધ

શ્રીરામ પર એવો આક્ષેપ કરવામાં આવે છે કે એમણે તપ કરી રહેલા શંબૂક નામના શૂદ્રનો વધ કરીને ઉચિત કામ નથી કર્યું.

આ આક્ષેપ પણ સર્વથા નિરાધાર છે. જે રામે ભીલડીનાં કંદમૂળ અને ફળોનું પ્રીતિપૂર્વક સેવન કર્યું, તેઓ શંબૂકની સાથે આવો વ્યવહાર ન જ કરે. શંબૂકવધની કથા પણ 'ઉત્તરકાંડ'માં છે અને 'ઉત્તરકાંડ' પ્રક્ષિપ્ત છે. એટલા માટે પણ આ આક્ષેપ સારહીન છે.



## રાવણ વધ

લોકોમાં (આ વાત) પ્રસિદ્ધ છે કે શ્રીરામે દશેરા-વિજયાદશમીના દિને રાવણને માર્યો હતો અને દીપાવલી (દિવાળી)ના દિવસે શ્રીરામનો રાજ્યાભિષેક થયો હતો. આ ધારણા પણ મિથ્યા અને કપોલકલ્પિત જ છે. શ્રીરામનો રાજ્યાભિષેક ચૈત્ર માસમાં થવાનો હતો. જુઓ -

चैत्रः श्रीमानयं मासः पुण्यः पुष्पितकाननः।
यौवराज्याय रामस्य सर्वमेवोपकल्प्यताम्॥ अयोध्याकांड ३-४

રાજય સિંહાસનને સ્થાને બીજે જ દિવસે શ્રીરામને વનમાં જવું પડયું. ચૌદ વર્ષ ચૈત્ર માસમાં જ પૂરાં થયાં હતાં. આસો કે કારતક મહિનામાં નહિ. વિજયાદશમીને દિને શ્રીરામે રાવણ પર વિજય પ્રાપ્ત કરેલો ન હતો. અપિતુ એ દિવસે તો ઉધોગ આરંભ (યુદ્ધ માટે આયોજન) થયેલું હતું.

રાવણનો વધ ચૈત્ર માસમાં થયો, જે વખતે રાવણ તેના દીકરા ઇન્દ્રજિતના વધથી દુઃખી થઇ સીતાને મારવા તૈયાર થઇ ગયો ત્યારે તેને અટકાવતાં રહી સુપાર્શ્વે કહ્યું હતું કે,

अभ्युत्थानं त्वमद्यैव कृष्णपक्षचतुर्दशीम्।
कृत्वा निर्याह्यमावास्यां विजयाय बलै वृतः॥ युद्धकांड ५०-१९

આજ કૃષ્ણપક્ષની ચતુર્દશી છે. આજે આપ યુદ્ધની પૂર્ણ તૈયારી કરો અને કાલે અમાસને દિને સેનાને સાથે લઇને વિજય માટે દુર્ગની બહાર નીકળજો.

રાવણનો વધ થઇ ગયો. રાવણના અંત્યેષ્ટિ અને વિભીષણના રાજ્યાભિષેક પશ્ચાત્ વિભીષણે શ્રીરામને નિવેદન કર્યું કે આપ કેટલાક દિવસ લંકામાં જ વિશ્રામ કરો મને આપની સેવાનો અવસર પ્રદાન કરો. શ્રીરામે કહ્યું - 'ભરત મારી



પ્રતીક્ષા કરે છે, હવે હું રોકાઇ શકું તેમ નથી. હવે તો તમે એવો પ્રબંધ કરો કે જેથી હું જલદી જ અયોધ્યા પહોંચી જાઉં.' આથી વિભીષણે કીધું.

अह्ना त्वां प्रापयिष्यामि तां पुरीं पार्थिवात्मज ।
पुष्पकं नाम भद्रं ते विमानं सूर्यसन्निभम् ॥ युद्धकांड ६७-७/८

'હે રાજકુમાર ! આપનું કલ્યાણ થાઓ. હું આપને સૂર્ય સમાન ચમકદમકવાળાં પુષ્પક વિમાન દ્વારા એક જ દિવસમાં અયોધ્યા પહોંચાડી દઇશ.' આ વિમાન દ્વારા -

पूर्णे चतुर्दशे वर्षे पञ्चम्यां लक्ष्मणाग्रजः ।
भरद्वाजाश्रमं प्राप्य ववन्दे नियतो मुनिम् ॥ युद्धकांड ७०-१

ચૌદ વર્ષ પૂરા થયાં એટલે શ્રીરામ પાંચમને દિને ભારદ્વાજ ઋષિના આશ્રમમાં પહોંચ્યા અને ત્યાં બેઠેલા ઋષિને પગે લાગ્યા.

અહી એવી શંકા થઇ શકે છે કે કયા મહિનાની પાંચમ ? આનું સીધું સમાધાન એ જ છે કે જ્યાં માસ બતાવ્યા વિના જ તિથિ કહેવાય ત્યાં પૂર્વોક્ત માસની તિથિ જાણવી ને માનવી જોઇએ. 'ઉદાહરણાર્થ' ન્યૂ ઇયર્સ ડે (New Year's Day) અંગ્રેજી સન્‌ના પ્રથમ માસ જાન્યુઆરીની પહેલી તારીખથી જ માનવામાં આવે છે.

*ટિપ્પણી :- ✷ ગુજરાતમાં પણ નૂતન વર્ષ કારતક સુદ પડવાને દિને ગણાય છે. તાત્પર્ય એ કે એકવાર માસનો ઉલ્લેખ કર્યા પછી દિવસ બદલે ત્યારે માત્ર તિથિ જ કહેવાની હોય છે. - (ગુજરાતી અનુવાદક)*

આ પ્રમાણો વડે એવું પુરવાર થાય છે કે રાવણનો વધ ચૈત્ર માસમાં થયો હતો. અહીંયા અમે એક બીજું પણ અકાટ્ય પ્રમાણ પ્રસ્તુત કરી રહ્યા છીએ. તુલસીકૃત 'રામચરિતમાનસ'ના અંતમાં શ્રીરામના ચૌદ વર્ષના વનવાસનું એક 'તિથિપત્ર' આપેલું છે. તેમાં લખેલું છે કે-



चैत्रशुक्ल चौदस जब आई ।
मर्यो दशाननं जग दुःखदाई ॥ રામચરિત માનસ પૃષ્ઠ ૧૨૬૦
વેંકટેશ્વર પ્રેસ, મુંબઇ. સન્ ૧૯૦૧

આ પ્રમાણોથી સાબિત છે કે શ્રી રામને દશેરા અને દિવાળીની સાથે દૂરનો પણ સંબંધ નથી. આ પર્વોનું મહત્ત્વ તો કંઇક જુદું જ છે.

## બાલકાંડ

પાશ્ચાત્ય ટીકાકારોનું કથન છે કે આરંભમાં વાલ્મીકીય રામાયણમાં આયોધ્યાકાંડથી યુદ્ધકાંડ સુધીના પાંચ જ કાંડો હતાં. બાલકાંડ મહર્ષિ વાલ્મીકિની કૃતિ નથી. આ કાંડ તો પાછળથી જોડી દીધેલો છે. પાશ્ચાત્યોની આ ધારણા ભ્રમમાત્ર જ છે. બાલકાંડમાં ગંગાવતરણ, વિશ્વામિત્રની તપસ્યા અને શ્રીરામ પર ઇશ્વરત્વનું આરોપણ વગેરે અનેક વાતો નિઃસંદેહ મહર્ષિ વાલ્મીકિની કલમે લખાયેલી નથી. આ અને એવી જાતની ઘણી બધી વાતો નિશ્ચય જ આ કાંડમાં પ્રક્ષિપ્ત કરવામાં આવેલી છે. પરંતુ આ પ્રક્ષેપને કારણે આખાયે કાંડને પ્રક્ષિપ્ત કહી દેવો તે પણ ઉચિત નથી. શું મહર્ષિ વાલ્મીકિએ રામની ઉત્પત્તિ લખ્યા વિના જ રાજ્યાભિષેકથી જ (શરૂ કરીને) રામનું જીવન લખવાનો આરંભ કરી દીધેલો ? શું કોઇપણ લેખક કોઇક મહાપુરુષનું જીવન તેની ઉત્પત્તિ, બાળ-લીલાઓ તથા માતાપિતા આદિનું વર્ણન કર્યા વિના જ સીધું જ પચીસ વર્ષ પછીથી લખવાનું શરૂ કરી દે છે ? બાલકાંડમાં શ્રીરામના પિતા મહારાજા દશરથના રાજ્યનું વર્ણન, પુત્ર પ્રાપ્તિને માટે તેમના પ્રયત્નો, શ્રીરામ આદિનો જન્મ, એમના સંસ્કાર, શિક્ષા-દીક્ષા અને વિવાહ આદિનું વર્ણન છે. અયોધ્યાકાંડ પહેલાં આ વાતોનું વર્ણન થવું જ જોઇએ. એથી બાલકાંડ પ્રક્ષિપ્ત નથી. આ મહર્ષિ વાલ્મીકીની જ કૃતિ છે.



## સુંદરકાંડ

શ્રીમદ્વાલ્મીકિય રામાયણનાં બધા જ કાંડો કાં તો ઘટનાઓ પર અથવા સ્થાનો પર આધારિત છે. જેમકે, બાલકાંડ અને યુદ્ધકાંડ. આ બન્ને કાંડ ઘટનાપ્રધાન છે. અયોધ્યાકાંડ, અરણ્યકાંડ અને કિષ્કિંધાકાંડ આ કાંડોનાં નામકરણ સ્થાનોનાં નામ ઉપરથી કરવામાં આવ્યાં છે. સુંદરકાંડનું નામકરણ કોઇ ઘટનાના આધારે કે કોઇ સ્થાનનાં આધારે કરેલું નથી. પ્રશ્ન થાય છે કે આ કાંડનું આવું નામ કેમ ?

સુંદરકાંડમાં સૌંદર્યનો સમુદ્ર ઊછળી રહ્યો છે. આ કાંડમાં કવિની કવિત્વશક્તિ પરાકાષ્ઠાએ પહોંચી ગયેલી જણાય છે. સુંદરકાંડનું અલૌકિક સુંદરત્વ નીચેનાં કારણોથી પ્રકટ થાય છે.

૧. સુંદરકાંડની કથા શ્રીરામના સેવક હનુમાનજીની પરાક્રમપૂર્ણ ગૌરવગાથાથી ઓતપ્રોત છે. તેનાથી સર્વત્ર વીરરસનો સમુદ્ર હિલોળે ચડે છે.

૨. કવિએ મહારાણી સીતાની દયનીય દશાનું વર્ણન એવા તો માર્મિક શબ્દોમાં કરેલું છે કે પાષાણ હૃદય પણ પીગળ્યા વિના રહી શકે નહિ. આ વર્ણનમાં કરુણરસનો સમુદ્ર ઊભરાઇ ચાલ્યો છે.

૩. મહારાણી સીતાના પાતિવ્રત અને સૌંદર્ય આદિ ગુણોનું અનુપમ ચિત્રણ આ કાંડમાં બહુ જ વિચિત્ર ઢંગથી ચિત્રિત કરવામાં આવ્યું છે.

૪. રાવણનાં પ્રલોભનોને ઠોકરે મારીને સીતાજીએ તેને જે પવિત્ર હિતોપદેશ આપ્યો છે તે રાવણ જેવા દુષ્ટ વ્યક્તિને માટે અત્યંત શિક્ષાપ્રદ છે.

૫. અશોકવાટિકા નિઃસંદેહ અત્યંત સુંદર હતી. તેની સુંદરતાનું વર્ણન વાંચતાં જ તે નજરે તરે છે. આઠમા સર્ગના પહેલા શ્લોકમાં જ તેને 'विचित्राम्' કહેલ છે. એટલે સુંદર કાનનમાં, સુંદરી સીતાની શોધ કરવાનું સુંદર (ઉત્સાહપ્રદ અને જિજ્ઞાસાજનક) કાર્ય, સુંદર રીતે પાર પાડવું તથા ૪૧ મા સર્ગના પ્રથમ શ્લોક અનુસાર ચિત્રકાનન (સુંદરવન)વાળા પ્રસ્રવણ પર્વત પર રામ-સુગ્રીવને સીતાનો સંદેશ સંભળાવવાને કારણે આ કાંડનું નામ 'સુંદરકાંડ' રાખવામાં આવ્યું છે.



કદાચ આ બધાં કારણોથી પ્રેરાઇને કોઇએ ઠીક જ કહેલું છે કે, -

सुन्दरे सुन्दरो रामः सुन्दरे सुन्दरी कथा ।
सुन्दरे सुन्दरी सीता सुन्दरे किन्न सुन्दरम् ॥

## ઉત્તરકાંડ

અમારા વિચારથી 'ઉત્તરકાંડ' મહર્ષિ વાલ્મીકિની રચના નથી. મારા કથનના સમર્થન માટે હું નીચેનું પ્રમાણ પ્રસ્તુત કરું છું.

૧. યુદ્ધકાંડના અંતમાં 'ફલશ્રુતિ' અપાયેલી છે, જે કોઇ ગ્રન્થની સમાપ્તિનું સૂચન કરે છે.

૨. ઉત્તરકાંડમાં શ્રીરામનાં વિમલ અને આદર્શ ચરિત્ર પર કીચડ ઉછાળેલું છે (રામને બદનામ કરેલા છે) તેમજ આ કાંડમાં કેટલીક વાતો સૃષ્ટિ નિયમ વિરુદ્ધની પણ છે. એથી ઉત્તરકાંડ પ્રક્ષિપ્ત છે.

૩. રામાયણની બે પ્રકારની નકલો જે પહેલ વહેલી પ્રકાશિત થઇ હતી. તે પૈકી એકનું નામ ગૌડ(બંગાલ) પ્રતિ અને બીજીનું નામ મુંબઇની પ્રતિ છે. બંગાલની પ્રતિમાં કેવળ છ કાંડ હતાં અને મુંબઇની પ્રતિમાં ઉત્તરકાંડ સહિત સાત કાંડ હતાં. ઇટાલી દેશના પ્રસિદ્ધ સંસ્કૃતજ્ઞ ગોરેશિયોએ સ્વદેશભાષાનુવાદ સહિત જે વાલ્મીકીય રામાયણ સાર્ડિનિયાના મહારાજાની સહાયતાથી છપાવ્યું હતું તેમાં પણ કેવળ છ જ કાંડ હતાં.

૪. વાલ્મીકિય રામાયણમાં બાલકાંડના ત્રીજા સર્ગમાં જ્યાં રામાયણની કથાઓનો સંક્ષેપ છે ત્યાં બાલકાંડથી યુદ્ધકાંડ સુધીની ઘટનાઓનો સાર લખતી વેળાએ કોઇપણ કાંડનું નામ નથી લખેલું પરંતુ અંતિમ શ્લોકમાં ''तच्चाकरोत्तरे



काव्ये वाल्मीकिर्भगवानृषिः ।'' એમ ઉત્તરકાંડનું નામ લખવું તે આ સર્ગની લેખનશૈલીથી સર્વથા વિરુદ્ધ છે, માટે આ શ્લોક પ્રક્ષિપ્ત છે. બીજા કાંડોની જેમ જ વિષયોનું પણ વિશદ વર્ણન નથી એટલે ઉત્તરકાંડ પ્રક્ષિપ્ત છે.

૫. ઉત્તરકાંડના રચયિતાને એવો સંદેહ હતો કે લોકો ઉત્તરકાંડને વાલ્મીકીય રામાયણના ભાગ તરીકે સ્વીકાર નહીં કરશે એથી જ તેણે લખ્યું કે -

एतावदेतदाख्यानं सोत्तरं ब्रह्मपूजितम् ।
रामायणमिति ख्यातं मुख्यं वाल्मीकिना कृतम् ॥ उत्तरकांड १११-१

અર્થાત ઉત્તર(કાંડ) સહિત અહીં સુધીનું આ આખ્યાન બ્રહ્મપૂજિત છે. (બ્રાહ્મણોએ માન્યતા આપેલું Recognised and accepted by Brahmins) આટલું પ્રસિદ્ધ મુખ્ય રામાયણ છે જે મહર્ષિ વાલ્મીકિએ બનાવેલું છે. અહીં પણ 'सोत्तरम्' શબ્દ સંદેહજનક છે. એથી આ કાંડ પ્રક્ષિપ્ત છે.

૬. 'चम्पूरामायण' જે મહારાજા ભોજના સમયની રચના છે, તેમાં સ્પષ્ટ લખેલું છે, કે આ વાલ્મીકીય રામાયણનો સાર છે, આ ચમ્પૂરામાયણમાં યુદ્ધકાંડ સુધીનો જ વિષય છે, એથી ઉત્તરકાંડ પ્રક્ષિપ્ત છે.

## આ અનુવાદ (હિન્દી અનુવાદ) શા માટે ?

રામાયણ ઉપર અગાઉ પણ અનેક ટીકાઓ તો હતી જ, તો પછી આ અનુવાદ શા માટે ? નિઃસંદેહ રામાયણ પર આના પૂર્વે પણ અનેક ટીકાઓ લખાઇ ગઇ છે. આ ટીકાઓમાં અનેક ઠેકાણે લેખકની ભાવનાને સમજ્યા વગર અર્થનો અનર્થ કરેલો છે. આ ટીકાકારોએ દશરથની આયુ છાસઠ હજાર વર્ષ લખી નાખી. રામે અગિયાર હજાર વર્ષ રાજ્ય કર્યું. હનુમાન વગેરે વાંદરા હતા. જટાયુને ચાંચ હતી, આ પ્રકારની અનેક વાતો લખી નાખી. અમે આ અનુવાદમાં પ્રમાણપૂર્વક શબ્દોના ઉચિત અર્થ આપી ને મહર્ષિ વાલ્મીકિ અનુસાર સત્ય અર્થ પ્રસ્તુત કરવાનો પ્રયાસ કર્યો છે.



આજકાલના વ્યસ્ત માનવની પાસે મોટા મોટા ગ્રંથો વાંચવાને સમય નથી. એટલે અમે મહર્ષિ વાલ્મીકિના શબ્દોમાં જ આને સંક્ષિપ્ત કરી દીધેલ છે.

આ અનુવાદની આ પણ વિશેષતા છે કે અન્ય રામાયણોમાં જે સુંદર અને માર્મિક સ્થાનો છે તે પણ પાદટિપ્પણી (Foot-Note) માં આપેલાં છે. તે ઉપરાંત પાદટિપ્પણીઓમાં રામાયણ સંબંધી બધી શંકાઓનું સમાધાન પણ દેવાનો પ્રયત્ન કરેલો છે. આ ગ્રંથમાં બસોથી વધારે પાદટિપ્પણીઓ છે. તે ટિપ્પણીઓ આ અનુવાદની સૌથી મોટી વિશેષતા છે.

## ધન્યવાદ

સર્વ પ્રથમ જગત્ નિયંતા પરમપિતા પરમાત્માના કોટિશઃ ધન્યવાદ છે. તેની જ અસીમ અનુકંપા અને મહાકૃપાથી આ કાર્ય નિર્વિઘ્ન રૂપે પૂર્ણ થઇ રહ્યું છે. આર્ય જગતના સુપ્રસિદ્ધ પ્રકાશક શ્રી ગોવિંદરામ હાસાનંદજી જીવનભર સંઘર્ષોની સામે ઝૂઝતા રહીને પણ વૈદિક સાહિત્યનાં પ્રકાશન અને પ્રચાર તથા પ્રસારમાં લાગ્યા રહ્યા. તેઓ સંસારમાંથી વિદાય થયા પરંતુ પોતાના પ્રતિનિધિરૂપમાં શ્રી વિજયકુમારજીને આ કાર્ય માટે નિયુક્ત કરતા ગયા. આટલા મોટા ગ્રંથને પ્રકાશિત કરીને શ્રી વિજયજીએ જનતાની સમક્ષ ઉપસ્થિત કર્યો તે માટે તેમને પણ હાર્દિક સાધુવાદ દઉં છું. પુસ્તકનું પ્રૂફ-સંશોધન એક શુષ્ક કાર્ય છે. આ શુષ્ક કામ શ્રી રામકૃષ્ણદાસજી 'રસિક' તથા શ્રી વિશ્વદેવજી શાસ્ત્રીએ બહુજ મનોયોગ પૂર્વક કરેલું છે. એમના પ્રતિ પણ હું આભાર વ્યક્ત કરું છું. પ્રેસના સંચાલક શ્રી નરેન્દ્રજી તથા પ્રેસના કર્મચારી વિશેષકર શ્રી શ્યામલાલજી તથા શ્રી રાજકુમારજી પણ ધન્યવાદને પાત્ર છે જેમણે પુસ્તકને શુદ્ધ રૂપમાં મુદ્રિત કરવાનો પ્રયત્ન કરેલો છે.

જે જે પુસ્તકો અને લેખો દ્વારા આ અનુવાદમાં સહાયતા મળી છે, તે તે લેખકોનો પણ હું હૃદયથી કૃતજ્ઞ છું.



મને ન તો સંસ્કૃતનું જ્ઞાન છે, નથી ભાષા પર અધિકાર, તો પણ એક દુસ્સાહસ અવશ્ય કરી બેઠો છું. ગ્રંથ કેવો બન્યો છે અને અનુવાદ કેવો થયો છે તેનો નિર્ણય તો વિજ્ઞ પાઠકો અને સમાલોચકો જ કરી શકશે. પાઠકોના સલાહ સૂચનો, સંમતિઓ અને આલોચનાઓની પ્રતીક્ષા કરીશ. જો પાઠકોએ આ ગ્રંથને અપનાવી લીધો તો અમારો વિચાર 'મનુસ્મૃતિ'નું વિસ્તૃત ભાષ્ય અને દશ હજાર શ્લોકયુક્ત 'મહાભારત'ને આપવાનો છે.

૨૫, ડિસેમ્બર - ૧૯૭૦ — विदुषामनुचरः

વેદસદન, એચ, ૧/૨, મોડેલ ટાઉલ, — आचार्य जगदीश विद्यार्थी

દિલ્હી - ૯.

## બીજું સંસ્કરણ

મને સ્વપ્ને પણ આશા ન હતી કે આ પુસ્તકનું બીજું સંસ્કરણ નીકળશે, કિંતુ એ જાણીને અતિ હર્ષ થયો કે જનતાની ગુણ ગ્રાહકતાને લીધે આનું બીજું સંસ્કરણ પ્રકાશિત થઇ રહ્યું છે. મને વિશ્વાસ છે કે જનતા આને પણ એજ પ્રકારે અપનાવશે.

૨૪, જાન્યુઆરી - ૧૯૭૭ — જગદીશ્વરાનંદ સરસ્વતી

# ગુજરાતી અનુવાદકની પ્રસ્તાવના

ગુજરાત સંતો, શૂરવીરો અને કર્તવ્ય-પરાયણ જનસમુદાયોનો પ્રદેશ છે. આમજનતામાં વ્યવહારની શુદ્ધતા અને ધાર્મિકતાનું સ્તર ઊંચું છે. બહુધા લોકો શાકાહારી અને સહિષ્ણુતાવાળા છે. સમયાન્તરે લોકો મોટી સંખ્યામાં એકત્ર થઇને કથા-વાર્તા સાંભળે છે. હવન-હોમમાં ભાગ લે છે અને વ્રતોપવાસ કરીને ધન્યતા અનુભવે છે.

આદરણીય પંડિત શ્રી મોરારી બાપુ જેવા સંત અને ખ્યાતનામ શાસ્ત્રીઓ - કથાકારો રામ-ચરિત માનસનો મધુર રાગ-તાલ તથા કંઠ્યવાદ્ય સંગીત સાથે સુશ્રાવ્ય સ્વરે પાઠ કરીને રામાવતારનાં રહસ્યો સમજાવી લોકોને ભક્તિ-ભાવથી ભીંજવી ભવસાગર પાર કરવાનો માર્ગ બતાવે છે. 'શ્રીમદ્ભાગવતપુરાણ' અને 'રામ-ચરિત-માનસ'નો પ્રચાર આઠ-દશ દહાડાનો પારાયણનું આયોજન કરીને થાય છે. પરંતુ 'વાલ્મીકીય રામાયણ' અને 'મહર્ષિ વ્યાસકૃત મહાભારત' ના પ્રચાર માટે કશો જ પ્રયત્ન થતો નથી.

## રામચરિત માનસ અને વાલ્મીકીય રામાયણમાં વસ્તુભેદ

સંત તુલસીદાસજીએ 'રામ-ચરિત-માનસ' (તુલસીકૃત રામાયણ) બાલકાંડમાં રામાયણની પૂર્વપીઠિકા રૂપ કેટલીક કથાઓ અને આખ્યાયિકાઓ લખેલી છે, જે 'વાલ્મીકીય રામાયણ'માં નથી. જેમકે, દક્ષ પ્રજાપતિના યજ્ઞોત્સવમાં સતીનું જવું અને ત્યાં અપમાનિત થઇને શરીર ત્યાગ કરવો. તે જ સતીનો પુનર્જન્મ પાર્વતીરૂપે થાય છે. પાર્વતી ભીલડી રૂપે મહાદેવજીના તપનો ભંગ કરે છે. મહાદેવજી ત્રીજું નેત્ર ખોલીને કામદેવને ભસ્મ કરે છે. પાર્વતીવિવાહ પછી, પાર્વતીને ભગવાન શ્રીરામચંદ્રજીના સંબંધમાં ભ્રમ થાય છે. જાલંધરની કથા, નારદે ભગવાનને અવતાર લેવા રૂપ આપેલા શાપની તથા સ્વાયંભુવ મુનિ અને પ્રતાપભાનુની કથા, રાવણનું તપ, બ્રહ્માનું વરદાન, સહસ્ર બાહુ વડે રાવણનો પરાજય, પૃથ્વીમાંથી સીતાજીની ઉત્પત્તિ, અને દિલીપના રાવણ સાથેના વેરની કથા-આખ્યાયિકાઓ સંત તુલસીદાસજીએ બાલકાંડમાં વર્ણવેલી છે, જે વાલ્મીકીય સંસ્કૃત રામાયણમાં નથી. વળી ઉત્તરકાંડ આખોય પ્રક્ષિપ્ત હોવાથી કાગભુશંડીની કથા અને રામ દ્વારા સીતાત્યાગની કથા રામચરિત માનસમાં છે. પણ સંશુદ્ધ વાલ્મીકીય રામાયણમાં સમાવિષ્ટ નથી. તુલસીકૃત રામાયણની ઉપરોક્ત કથા-આખ્યાયિકાઓ ભોળા લોકોના માનસ પટલ પર અંકાઇ જાય છે, તેને પરિમાર્જિત કરવાને શુદ્ધ પરિમાર્જિત સંસ્કૃત વાલ્મીકીય રામાયણના પ્રકાશનની અનિવાર્ય આવશ્યકતા છે. ઇન્દ્રની સભામાં જે દેવો હતા તેઓમાં તેમની આગવી વિશિષ્ટ શક્તિ, કૌશલ્ય અને બુધ્ધિ હતાં. આથી દક્ષિણના દેશોમાંથી રાક્ષસી વૃત્તિવાળા લોકો તેમને સતાવવા પ્રયત્નો કરતા રહેતા હતા. પણ જ્ઞાન-વિજ્ઞાનમાં ખૂબ જ આગળ વધેલા દેવો આગળ તેઓ ફાવતા નહિ.



જવની ખેતી દેવલોકો સ્વર્ગમાં કરતા ને તેનાથી પર્જન્ય માટે યજ્ઞક્રિયાઓ કરતા. ત્યાંથી અયોધ્યાનો રાજા જવનું બિયારણ લાવ્યો ને ભારતમાં તેનું વાવેતર થવા લાગ્યું.

## વાલ્મીકીય રામાયણમાંથી પ્રાપ્ત વિજ્ઞેય ઐતિહાસિક તથ્યો

સ્વર્ગ (તિબેટ)માં દેવલોકો પાસે આકાશ ગમનનાં સાધનો પુષ્કળ હતાં. તેઓ અતિ ઓછા સમયમાં પૃથ્વી પર ગમે ત્યાં જઇને સવેળા પાછા આવી જતા. રાવણ કુબેરને યુદ્ધમાં હરાવીને તેનું 'પુષ્પક વિમાન' બળપૂર્વક ઊઠાવી ગયો હતો. લંકાનાં યુદ્ધમાં ઇન્દ્રે શ્રીરામને રથની મદદ કરી હતી અને પોતાના સારથિ માતલિને રામની સહાયતા માટે મોકલી આપ્યો હતો.

અયોધ્યા : ભારતમાં ચક્રવર્તી આર્ય સામ્રાજ્ય હતું. તેનો સમ્રાટ રાજધાની અયોધ્યામાં રહીને આસેતુ હિમાચલના સામ્રાજ્યનું શાસન કરતો હતો. સામ્રાજ્યમાં નાનાં મોટાં ઉપરાજ્યો હતાં. જેમકે ગુહનું રાજ્ય, વાલી-સુગ્રીવનું કિષ્કિંધાનું રાજ્ય, ખરદૂષણનું જનસ્થાનનું રાજ્ય. આ બધાં રજવાડાંના રાજાઓ અયોધ્યાના સમ્રાટને વફાદાર અને મિત્રભાવે રહી પોતપોતાના રાજ્યનું આંતરિક શાસન કરતા હતા. પણ બીજાનું રાજ્ય પડાવી લેવાનો કે અયોધ્યો વિરુદ્ધ બળવો કરવાનો પ્રયત્ન કરતા નહિ.

ગ્રામ્ય અને વન્ય પ્રજાજનો : ભારત વર્ષમાં કિષ્કિંધા વગેરે નગરો, નંદિગ્રામ, ચિત્રકૂટ, શૃંગવેરપુર, મયશિલ્પી નિર્મિત કાંચનવન, જનસ્થાન વગેરેનો ઉલ્લેખ થયો છે. આ ઉપરાંત અરણ્યોમાં ઋષિ મુનિઓના અસંખ્ય આશ્રમો હતા.



વાનપ્રસ્થીઓ અને તપસ્વીઓ તેમાં રહી જ્ઞાનવિજ્ઞાન અને યોગની સાધના કરતા હતા. અત્રિ, ભરદ્વાજ, ગૌતમ (અહલ્યા), વાલ્મીકિ, શબરી, વિશ્વામિત્ર વગેરેના આશ્રમોનું વર્ણન મળે છે. પ્રાદેશિક અને શારીરિક બાંધાની દૃષ્ટિએ વિવિધ માનવ જાતિઓ અસ્તિત્વમાં હતી. ગૃધ્રકૂટ પર્વત પર ગીધ પક્ષીઓની વસ્તી વધારે હશે. તેથી ત્યાંના લોકોને પણ ગૃધ્ર કહેતા. જટાયુ અને સંપાતિ ગૃધ્ર હતા અને ગૃધ્રકૂટ રાજ્યના અધિપતિ હતા. રીંછ જેવી જાડીમોટી રૂવાંટીવાળા લોકો ઋક્ષ જાતિના કહેવાતા હતા. જાંબવાન ઋક્ષ જાતિનો વીર મનુષ્ય હતો. રીંછ ન હતો.

વન્ય લોકોમાં વાલી, સુગ્રીવ તથા હનુમાનજીનો પ્રાસંગિક પરિચય વિસ્તૃત રીતે રામાયણમાં થાય છે. તેઓ વાનર જાતિના માણસો હતા. પોતાની જાતિનાં રાષ્ટ્રીય નિશાન રૂપે પોતાની કમરે બાંધેલા કછોટાનો લાંબો છેડો 'લાંગૂલ' દરેક વાનર પુરુષ પોતાના ત્રિક્ પ્રદેશે જોડી રાખતો અને તેમાં તે ગૌરવ અનુભવતો. પણ વાનર જાતિની સ્ત્રીઓ આવું 'લાંગૂલ' ધારણ કરતી ન હતી. મહિલાની અપેક્ષા પુરુષ ઓછામાં ઓછાં કપડાં પહેરતો. સમૃદ્ધ પરિવારોના સ્ત્રીપુરુષો ઘરેણા પણ પહેરતા હતા. સુવર્ણ, પરવાળા, હીરા, મોતી વગેરે રત્નોના હાર, માલા, બાજુબંધ, કવચ કુંડલ, મુકુટ, કંકણ, નૂપુર વગેરે અલંકારો બનાવવામાં ઉપયોગ થતો હતો.

આયુધો : વાનર લોકો યુદ્ધમાં ઝાડની ડાળીઓ અથવા સમૂળ વૃક્ષો ઉખાડીને શત્રુ પર પ્રહાર કરતા હતા. અથવા મોટી મોટી શિલાઓ ઊંચકીને શત્રુ પર ફેંકતા હતા. પ્રમુખ વાનર યોદ્ધાઓ પાસે અતિ અલ્પ પ્રમાણમાં ગદા, પરિઘ, પટ્ટિકા અથવા તીર કામઠાં હતાં. લંકામાં તોપ અને બંદૂક પણ હતાં. પણ ઉપયોગનો ઉલ્લેખ નથી. રાક્ષસો પાસે પ્રાસ, મુસલ, તલવાર, શૂળ, ત્રિશૂળ, ભાલા, મુદ્ગર, ધનુષબાણ જેવાં આયુધો પણ હતાં. રાવણના સેનાપતિઓ રથમાં બેસીને યુદ્ધ કરતા હતા. રથને ઘોડા અથવા ખચ્ચરો જોડવામાં આવતા હતા. રથને સારથિ ચલાવતો હતો. રથ પર ધ્વજા રાખવામાં આવતી હતી. યુદ્ધમાં હાથીનો ઉપયોગ પણ થયો છે. રથારૂઢ રાવણ સામે લડવાને શ્રીરામને ઇન્દ્રે રથની મદદ કરી હતી.

આકાશમાં ઉડ્ડયન : આકાશમાંથી અદશ્ય રહીને મેઘનાદે બાણની વર્ષા કરી. રામ લક્ષ્મણને મૂર્છા આવી તો રાવણના પ્રબંધથી સીતાને મૃત પતિ રામના દર્શન કરાવવા માટે વિમાનમાં બેસાડીને ત્રિજટા રાક્ષસી સહિત સમરાંગણમાં લાવવામાં આવેલ. હનુમાનજી બે વખત લંકાથી આકાશમાર્ગે ઉડીને હિમાલયમાં જઇ સંજીવની ઔષધી લાવ્યા હતા. બે વાર હનુમાનજી સીતાજીને મળવા અશોકવાટિકામાં ગયા-આવ્યા, તે પણ આકાશ માર્ગે જ. રાવણ સીતાનું અપહરણ કરી આકાશ-યાનમાં પોતાની સાથે લંકા ઊઠાવી જાય છે, તે યાન પણ બે વ્યક્તિ બેસે તેવું હશે અને એ જ યાનમાં રાવણે મારીચને પણ બેસાડ્યો હતો. ખર કે ખચ્ચર જોડલો રથ આકાશમાં ન ઊડે.



'પુષ્પક વિમાન' રાવણ કુબેરને યુદ્ધમાં પરાજિત કરીને સ્વર્ગમાંથી ઊઠાવી લાવ્યો હતો. તે વિમાન એક જ દિવસમાં લંકાથી અયોધ્યા પહોંચાડે તેટલું વેગવાન હતું. તેમાં રામ, લક્ષ્મણ, સીતાજી, સુગ્રીવ, અંગદ, હનુમાનજી, વાનર યૂથપતિઓ, વિભીષણ, વિભીષણના મંત્રીઓ, ઉપરાંત પૂરી વાનર સેના પુષ્પક વિમાનમાં સમાવિષ્ટ થઇ ગઇ. અધૂરામાં પૂરું સીતાના આગ્રહથી કિષ્કિંધાથી વાનર યૂથપતિઓની સ્ત્રીઓને સાથે લઇને તારા અને રુમા પણ બેસી ગયાં. એ પુષ્પક વિમાન કેટલું વિશાળ હશે ? લખે છે કે તેમાં હંસો જોડેલા હતા. મને લાગે છે હંસો જેવી ડિઝાઇનવાળું અને હંસોની પાંખો જેવી વિશાળ (બનાવટી) પાંખોવાળું એ વિમાન હશે ! મહર્ષિ ભરદ્વાજ પ્રણીત 'બૃહદવિમાનશાસ્ત્ર'માં સૌરશક્તિનું ગતિમાં રૂપાન્તર કરીને વિમાન ચાલે તેવી તેમાં વ્યવસ્થા થતી હતી.

વૈજ્ઞાનિક ઉપકરણો : મહર્ષિ ભરદ્વાજ પાસે એવું સાધન હતું કે અયોધ્યામાં બનતા બનાવોની રોજે રોજની માહિતી તેને મળતી રહે. મહર્ષિ ભરદ્વાજ પ્રણીત ''यन्त्रसर्वस्व'' ગ્રંથ અંતર્ગત ''बृहदविमानशास्त्र'' નો હિન્દી અનુવાદ 'સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા-દિલ્હી' દ્વારા પ્રકાશિત થયેલો છે. ભરદ્વાજ ઋષિએ અનેક પ્રકારની ગતિવિધિવાળાં, વિવિધ રીતે યુદ્ધમાં ઉપયોગી વિમાનો બનાવવાના પ્રકારો વર્ણવેલા છે. સંપાતિ (જટાયુનો મોટોભાઇ)ની પાસે પણ ટેલિસ્કોપ (દૂરબીન) જેવું જે 'ચક્ષુર્બલ' નામનું યંત્ર હતું તેના ઉપયોગથી તેણે લંકાના રાજમહેલમાં બેઠેલા રાવણનું નિરીક્ષણ કરીને વાનર લોકોને રાવણ પાસે પહોંચવાની ભલામણ કરી હતી.

સમૃદ્ધિ, વસ્ત્રાલંકાર, તપ અને દાન : અયોધ્યાના સમ્રાટ કિષ્કિંધા નગરીના રાજા અને લંકાના મહારાજાની પદપ્રતિષ્ઠા (મોભો), તેમનો પ્રજા પર પ્રભાવ, તેમનું શાસન, રાજ્ય પરિવારોમાં કૌટુમ્બિક માન-સન્માન તથા આમન્ત્રા; પર્જન્ય અને પર્યાવરણની રક્ષા માટે વિવિધ હોમ અને મહાયજ્ઞો (અર્થાત્ પંચ મહાભૂતોની તર્પણ ક્રિયા એટલેજ પર્યાવરણનું પોષણ-એને માટે યજ્ઞો ઉત્તમ કર્મ ગણાયું), રાજકોશમાંથી અપાતાં પુષ્કળ સુવર્ણ, મૂલ્યવાન રત્નો, હજારો



ગાયો અને કિમતી વસ્ત્રો તેમજ મુદ્રાઓનું દાન અને પુરસ્કારો આ બધું આ ગ્રંથમાંથી જાણવા જેવું ઘણું મળી આવે છે. રાજ્ય પરિવારના સભ્યો અને અધિકારી વર્ગના લોકોના વસ્ત્રો-આભૂષણો, સુવર્ણના રત્નજડિત અલંકારો, સિંહાસનો કુંડલ, મુકુટો, પલંગો, છત્રો, ચમ્મર, સુવર્ણ અને વજ્રનાં આયુધો, સોનાના હીરાજડિત રથ અને પાલખીઓ વગેરેનું વિશદ વર્ણન એ સમયના આર્યાવર્ત દેશની સમૃદ્ધિ અને સુખાકારીનો પરિચય આપે છે.

એજ રાજાઓના પુત્રો જ્યારે તપોમય જીવન જીવે છે ત્યારે તેમનાં ચીર-જટા, વલ્કલ-વસ્ત્રો, કાષાયાંબરો, કૃષ્ણાજિન, પાદુકાઓ અને દૈનિક નિત્યકર્મો વગેરે વિગતોનો અભ્યાસ પણ કરવા જેવો જણાય છે.

પારિવારિક જીવન : પારિવારિક જીવનનાં વિવિધ પાસાઓની વિશદ છણાવટ રામાયણમાં આદિ કવિએ કરેલી છે, પુત્ર-પ્રેમ, પત્ની-પ્રેમ, પતિવ્રતા-ધર્મ, માતાપિતાની મર્યાદા, એકવચનીપણું, સત્ય પ્રતિજ્ઞા, વીરતા, દયા, દાન અને ક્ષમાના સદ્‌ગુણો, કર્તવ્યનિષ્ઠા, સ્વામિભક્તિ, માતૃપ્રેમ અને વાત્સલ્યના જીવનોપયોગી મૂલ્યવાન આદર્શોનું હૃદયગામી-મનોગમ્ય સંદર્શન આ ગ્રન્થમાં પ્રસ્તુત છે. 'વાલ્મીકીય રામાયણ' આર્યાવર્તનો અમૂલ્ય રત્નભંડાર છે. માનવ જાતને મળેલો આ અપૂર્વ સર્વગ્રાહ્ય-સર્વોપભોગ્ય વારસો છે.

## સચિત્ર ગુજરાતી અનુવાદનો પ્રસ્તાવ

ગુજરાતમાં પ્રવર્તમાન પૂર્વોક્ત ધર્મપ્રચારની દયનીય દશામાંથી લોકોને બહાર લાવવાને મહર્ષિ વાલ્મીકિ પ્રણીત મૂળ રામાયણ દ્વારા રામાયણકાળના ઈતિહાસ, રાજ્ય વ્યવસ્થા, પર્યાવરણ, ભારતમાં વસતા તે કાળની પ્રજાઓનાં જીવન સંબંધી તથ્યોને તાત્ત્વિક રૂપે લોકો સમક્ષ પ્રસ્તુત કરવાના શુભ હેતુથી, જનકલ્યાણના નિઃસ્વાર્થ ઉદ્દેશ્યથી પ્રેરાઇને આચાર્ય જગદીશચંદ્ર વિદ્યાર્થી (વર્તમાન પૂજ્ય સ્વામીશ્રી જગદીશ્વરાનંદજી સરસ્વતી) એ અત્યંત પરિશ્રમ લઇ અનુસંધાન કરી (અનેક રામાયણોનો તુલનાત્મક અભ્યાસ કરી) સંશોધન, સંપાદન અને હિન્દીમાં અનુવાદ કરી પ્રસ્તુત કરેલી છે અને પ્રક્ષેપ રહિત (ક્ષેપકાદિ દોષવિહીન) માહિતી સભર વિગતોથી ભરપૂર વાલ્મીકીય રામાયણનું પ્રકાશન શ્રી વિજયકુમાર ગોવિંદરામ હંસાનંદે કર્યું. તેનો જ આ ગુજરાતી અનુવાદ અમે ગુજરાતની ધર્મપ્રિય અને ઇતિહાસ-પ્રિય જિજ્ઞાસુ જનતા માટે તૈયાર કરી પ્રસ્તુત કરી રહ્યા છીએ.



**શ્રી જયદેવભાઇ આર્ય સુરત નિવાસી ઉદ્યોગપતિ છે,** હાલમાં તેઓ **વાનપ્રસ્થ જીવન** જીવે છે. રામાયણ, મહાભારત, સંધ્યા-હવન વગેરેનો પ્રચાર કરતા રહે છે. તેમને ભગવાને સદ્‌બુદ્ધિ સૂઝાડીને રામાયણનો ગુજરાતીમાં અનુવાદ કરી આપવાનો મને આગ્રહ કર્યો. ગણમાન્ય વડિલનાં વચનને માન્ય રાખી મેં જીવનની ઉત્તરાવસ્થામાં આ કામ કરી આપવાનું થોડી આનાકાની પછી સહર્ષ સ્વીકાર્યું, દોઢ વર્ષે આ ગ્રન્થનો ગુજરાતી અનુવાદ લખાઇ ગયો. શ્રી જયદેવભાઇની ઇચ્છાનુસાર આ ગ્રંથ સચિત્ર પ્રસિદ્ધ કરવાનો છે, વીસેક ચિત્રો માટે એમનો આગ્રહ છે. ચિત્રોથી ગ્રંથ સુરુચિકર અને સુગમ્ય અવશ્ય થાય, કેમકે Figures Speak Themselves. આકૃતિઓ ઘણું કહી જાય છે અને આપ મેળે બોલ્યા જ કરે છે. મારાથી શક્ય પ્રયત્નો આ કાર્ય દીપી નીકળે તેવું કરવાને કરું છું. ઇશ્વર મારાં સ્વાસ્થ્ય અને આયુષ્યની રક્ષા કરે તો જન કલ્યાણનું આ ધર્મ-કાર્ય સુચારુ રૂપે પ્રસ્તુત થઇ જાય.

## રામાયણ વિશે પ્રચલિત મિથ્ય લોકવાયકાઓ

લોકો આજપણ માને છે કે હનુમાનુ, સુગ્રીવ, અંગદ, નલ, નીલ વગેરે વાનર લોકો પૂંછડાંવાળા વાંદરાઓ હતા. પણ તેમની સ્ત્રીઓ વાંદરીઓ હતી તેવું કયાંય સંભળાતું નથી. વળી જાંબવાન રીંછ હતો, જટાયુ ચાંચવાળો ગીધ પક્ષી હતો, રાવણના ખભા ઉપર દશ માથાં હતાં. સીતાજી જમીન ખેડતાં પૃથ્વીમાંથી પ્રાપ્ત થયાં હતાં. અને છેવટે જમીનમાં જ સમાઇ ગયા હતાં. રામનામ લખવાથી પત્થરો તરતા હતા, સ્વર્ગ ઊંચે આકાશમાં કયાંક અદશ્યરૂપ હોય છે, તેમાં દેવો અને અપ્સરાઓ સુખ ભોગવતા હોય છે. આવી આવી રૂઢ, ભ્રાંત માન્યતાવાળા લોકો જ્યારે વાલ્મીકીય રામાયણનો આ ગુજરાતી અનુવાદ વાંચશે ત્યારે તેનું વૈજ્ઞાનિક અને ઐતિહાસિક મૂલ્યાંકન કરશે, તેમાંથી ઘણું ઘણું શીખીને પોતાના જીવનને ધન્ય તથા કૃતકૃત્ય બનાવશે, સાચા ધર્મને અને ઇશ્વરને જાણવાની ઇચ્છા કરશે અને ઉપનિષદોના માર્ગે ચાલી યજ્ઞ ઇશ્વર-ઉપાસના, અને ધર્મકાર્યો કરશે તો મારો શ્રમ સાર્થક થશે.

રાજકોટ.<br>
તા. ૧૯-૦૬-૨૦૦૪

વિનીત 'ન્હાનું' ટાંક<br>
ગુજરાતી અનુવાદક અને ચિત્ર આલેખક

॥ ઓ૩મ્ ॥

# શ્રીમદ્ વાલ્મીકીય રામાયણ

## બાલકાંડ

### ૧ - પહેલો સર્ગ

### પૂર્વ પીઠિકા

तपः स्वाध्यायनिरतं तपस्वी वाग्विदां वरम् ।
नारदं परिपप्रच्छ वाल्मीकिर्मुनिपुंगवम् ॥ १ ॥

તપ તથા સ્વાધ્યાયમાં રુચિવાળા, વક્તાઓમાં ચતુર અને મુનિઓમાં શ્રેષ્ઠ નારદજીને તપસ્વી વાલ્મીકિ મુનિએ પૂછ્યું -

**ટિપ્પણી** ✻ *મહર્ષિ નારદ કેટલા સ્વાધ્યાયશીલ હતા એ વાત નિમ્ન વર્ણનથી સ્પષ્ટ થાય છે -*

*ऋग्वेदं भगवोऽध्येमि, यजुर्वेदं, सामवेदमाथर्वणं चतुर्थम्, इतिहासपुराणं पञ्चं, वेदानां वेदं, पित्र्यं, राशिं, दैवं, निधिं, वाकोवाक्यमेकायनं, देवविद्यां, ब्रह्मविद्यां, भूतविद्यां, क्षत्रविद्यां, नक्षत्रविद्यां, सर्पदेवजनविद्याम्, एतद्भगवोऽध्येमि । छान्दो. उ. ७/१/२॥*

*નારદે કહ્યું - હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ ચારેય વેદોને જાણું છુ. આ ઉપરાંત ઈતિહાસ-પુરાણ (બ્રાહ્મણ તથા કલ્પાદિ), વેદોનો વેદ = વ્યાકરણ તથા નિરુક્ત, પિત્ર્ય = વાયુવિજ્ઞાન, રાશિ = ગણિતવિદ્યા, દૈવ = પ્રકૃતિવિજ્ઞાન, નિધિ = ભૂગર્ભવિદ્યા, વાકોવાક્ય = તર્કશાસ્ત્ર, એકાયન = બ્રહ્મવિજ્ઞાન, ઈન્દ્રિયવિજ્ઞાન, ભક્તિશાસ્ત્ર, પંચભૂતજ્ઞાન, ધનુર્વેદ, જ્યોતિષશાસ્ત્ર, સર્પવિજ્ઞાન, દેવજન વિજ્ઞાન = સાપોને વશ કરનારી ગંધર્વવિદ્યાને હું જાણું છું. આટલો મેં અભ્યાસ કરેલો છે. આ છે મહર્ષિ નારદનો અદ્ભુત સ્વાધ્યાય !*

कोन्वस्मिन्सांप्रतं लोके गुणवान्कश्च वीर्यवान् ।
धर्मज्ञश्च कृतज्ञश्च सत्यवाक्यो दृढव्रतः ॥ २ ॥

ભગવન્ ! આ સમયે આ સંસારમાં ગુણવાન્ શૂરવીર, ધર્મજ્ઞ, કૃતજ્ઞ, સત્યવાદી અને દઢપ્રતિજ્ઞ કોણ છે ?

**ટિપ્પણી** ✻ *લોકોમાં એક ભ્રમયુક્ત ધારણા ફેલાએલી છે કે મહર્ષિ વાલ્મીકિએ શ્રી રામનું જીવન ચરિત્ર તેમના જન્મ પહેલાં ૧૦,૦૦૦ (દશ હજાર) વર્ષ પહેલાં લખી નાખ્યું હતું. પરંતુ આ ધારણા બધી રીતે મિથ્યા અને ભ્રામક છે. શ્લોકમાં શબ્દ છે, સાંપ્રતમ્ - જેનો અર્થ છે આ સમયે, વર્તમાનકાળમાં. અન્યત્ર આનાથી પણ સ્પષ્ટ વર્ણન છે.*

*प्राप्तराज्यस्य रामस्य वाल्मीकिर्भगवानृषिः ।*
*चकार चरितं कृत्स्नं विचित्रपदमर्थवत् ॥ - बाल. २ । २५ ॥*

*શ્રીરામના રાજ્યસિંહાસન પર આસીન થયા પછી મહર્ષિ વાલ્મીકીએ (અર્થયુક્ત) વિચિત્ર પદોવાળાં આ કાવ્યની રચના કરી.*



* *શ્રીરામની કૃતજ્ઞતાનું અવલોકન કરો -*

*कथंचिदुपकारेण कृतेनैकेन तुष्यति ।*
*न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया ॥ – अयो ० १ । ९ ॥*

*શ્રીરામ પોતાના ઉપર કરેલા એક જ ઉપકારથી સંતુષ્ટ થઇ જાય છે. જો એમના પ્રતિ સેંકડો અપકાર પણ કરવામાં આવે તો તેનું સ્મરણ તે ક્યારેય પણ કરતા જ નથી.*

* *શ્રીરામની પ્રતિજ્ઞા છે કે*

*अनृतं नोक्तपूर्वं मे न च वक्ष्ये कदाचन ।*
*–किष्किन्धा ० ६ । १९ ॥*

*મેં કદી પણ અસત્ય ભાષણ કરેલું નથી અને કદી કરવાનો પણ નથી.*

* *દઢવ્રતી કેવા હતા ? -*

*अप्यहं जीवितं जह्यां त्वां वा सीते सलक्ष्मणाम् ।*
*नहि प्रतिज्ञां संश्रुत्य ब्राह्मणेभ्यो विशेषतः ॥*
*– अरण्य ०८ । ७ ॥*

*હે સીતા ! હું મારાં જીવનનું બલિદાન કરી શકું છું, લક્ષ્મણને અને તને પણ છોડી શકું છું તુ મારી પ્રતિજ્ઞાને, વિશેષ કરીને બ્રાહ્મણોની સામે કરેલી મારી પ્રતિજ્ઞાને છોડી શકતો નથી.*

चारित्रेण च को युक्तः सर्वभूतेषु को हितः ।
विद्वान्कः कः समर्थश्च कश्चैकप्रियदर्शनः ॥ ३ ॥



સદાચારથી યુકત, સર્વ પ્રાણીઓનું હિત કરનારો, વિદ્વાન, સામર્થ્યવાન અને પ્રિયદર્શન કોણ છે ?

आत्मवान्को जितक्रोधो द्युतिमान्कोऽनसूयकः ।
कस्य बिभ्यति देवाश्च जातरोषस्य संयुगे ॥ ४ ॥

ધૈર્યયુકત, કામ-ક્રોધાદિ શત્રુઓનો વિજેતા, કાન્તિયુકત, ઈર્ષા તથા નિંદા ન કરનારો તથા યુ ાં કોપા માન થાય ત્યારે દેવતાઓને પણ ભયભીત કરનારો કોણ છે ?

एतदिच्छाम्यहं श्रोतुं परं कौतूहलं हि मे ।
महर्षे त्वं समर्थोऽसि ज्ञातुमेवं विधं नरम् ॥ ५ ॥

હે મહર્ષિ ! આવા ગુણોથી યુકત વ્યક્તિના સંબંધમાં જાણવાની મને ઉત્કટ અભિલાષા ે અને ાપ ે પ્રકારના મનુષ્યને જાણવાને સમર્થ છો.

श्रुत्वा चैतत् त्रिलोकज्ञो वाल्मीकेर्नारदो वचः ।
श्रूयतामिति चामन्त्र्य प्रहृष्टो वाक्यमब्रवीत् ॥ ६ ॥

આ સાંભળીને, ત્રણેય લોકનાં વૃત્તાંતને જાણવાવાળા દેવર્ષિ નારદ પ્રસન્ન થઇને કહેવા લા .

बहवो दुर्लभाश्चैव ये त्वया कीर्तिता गुणाः ।
मुने वक्ष्याम्यहं बुद्ध्वा तैर्युक्तः श्रूयतां नरः ॥ ७ ॥

હે મુનિ ! આપે જે ઘણા તથા દુર્લભ ગુણોનું વર્ણન કરેલું છે તેનાથી યુકત મનુષ્યના સંબંધમાં સાંભળો. હું યાદ કરી વિચારીને પછી કહું છું.



***ટિપ્પણી*** ✱ *શ્રી રામ અવતાર ન હતા, આ વાત શ્લોકમાં રહેલા 'नरः' શબ્દથી સાબિત થાય છે. વાલ્મીકિએ માણસના સંબંધમાં પ્રશ્ન કરેલો છે અને નારદજીએ મનુષ્યનું જ વર્ણન કરેલું છે. અવતારવાદ વેદની પણ વિરુદ્ધ છે. વેદમાં ઈશ્વરને 'अजः' (ઋ૦ ૭/૩૫/૧૩) કદી જન્મ ન લેવાવાળો કહેલો છે. અન્યત્ર કહેલું છે स पर्यगात् (યજુ૦ ૪૦/૮) તે સર્વવ્યાપક છે. જે અજન્મા છે તેનો જન્મ કેવો ? જે સર્વત્ર વ્યાપક છે તે એકદેશી કેવી રીતે હોઇ શકે ?*

*અવતારનો અર્થ છે ઊતરવું. જે કદી ચઢેલો જ નથી તેનું અવતરણ કેવું ?*

इक्ष्वाकुवंशप्रभवो रामो नाम जनैः श्रुतः ।
नियतात्मा महावीर्यो द्युतिमान्धृतिमान्वशी ॥ ८ ॥

ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન, લોકોમાં 'રામ' નામથી વિખ્યાત, નિયત સ્વભાવવાળા (મનને વશમાં રાખનારા), અતિ બળવાન્, તેજસ્વી, ધૈર્યવાન અને જિતેન્દ્રિય શ્રીરામચંદ્રજી છે.

बुद्धिमान्नीतिमान् वाग्मी श्रीमान्शत्रुनिबर्हणः ।
विपुलांसो महाबाहुः कम्बुग्रीवो महाहनुः ॥ ९ ॥
महोरस्को महेष्वासो गूढजत्रुररिन्दमः ।
आजानुबाहुः सुशिराः सुललाटः सुविक्रमः ॥ १० ॥

તે શ્રીરામ બુદ્ધિમાન્, નીતિજ્ઞ, મધુરભાષી, શ્રીમાન્, શત્રુનાશક, વિશાળ ખભાઓવાળા, ગોળ તથા જાડી ભુજાઓવાળા, શંખ સમાન ડોકવાળા, મોટી હડપચીવાળા અને બહુ ભારે ધનુષને ધારણ કરનારા છે. તેમનાં ગરદનનાં હાડકાંઓ માંસથી ઢંકાએલાં છે. તેઓ શત્રુઓનું દમન કરનારા છે. તેમના બાહુઓ ઘૂંટણો સુધી પહોંચેલા છે. એમનું મસ્તક સુંદર અને સુડોળ છે, કપાળ પહોળું છે. તે સારા પરાક્રમી છે.



समः समविभक्ताङ्गः स्निग्धवर्णः प्रतापवान् ।
पीनवक्षा विशालाक्षो लक्ष्मीवाञ्छुभलक्षणः ॥ ११ ॥

એમના અંગોનો બાંધો સમ છે. તેઓ બહુ ઠીંગણા નથી કે બહુ ઊંચા નથી. એમનાં શરીરનો વર્ણ સ્નિગ્ધ અને સુંદર છે, તેઓ મહાન પ્રતાપી છે, તેમની છાતી ભરાવદાર છે અને નેત્રો વિશાળ છે. એમનાં બધાં જ અંગો-પ્રત્યંગો સુંદર છે અને તેઓ સર્વ શુભ લક્ષણોથી સંપન્ન છે.

धर्मज्ञः सत्यसन्धश्च प्रजानां हिते रतः ।
यशस्वी ज्ञानसम्पन्नः शुचिर्वश्यः समाधिमान् ॥ १२ ॥

તેઓ ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞાવાળા, પરોપકારી, કીર્તિયુક્ત, જ્ઞાનનિષ્ઠ, પવિત્ર, જિતેન્દ્રિય અને સમાધિ લગાવનારા છે.

प्रजापतिसमः श्रीमान्धाता रिपुनिषूदनः ।
रक्षिता जीवलोकस्य धर्मस्य परिरक्षिता ॥ १३ ॥
रक्षिता स्वस्य धर्मस्य स्वजनस्य च रक्षिता ।
वेद वेदाङ्गतत्त्वज्ञो धनुर्वेदे च निष्ठितः ॥ १४ ॥

તેઓ પ્રજાપતિ બ્રહ્મના સમાન પ્રજાના રક્ષક, અતિ શોભાયુક્ત અને સર્વના પોષણકર્તા છે. તેઓ શુત્રુઓનો નાશ કરનારા છે. તેઓ પ્રાણીમાત્રના રક્ષક અને ધર્મના પ્રવર્તક છે. તેઓ પોતાના પ્રજાપાલનરૂપ ધર્મના રક્ષક, સ્વજનોના પાલક, વેદો અને વેદાંગોનાં રહસ્યને જાણનારા તથા ધનુર્વેદમાં નિષ્ણાત છે. (શાસ્ત્રો અને શસ્ત્રો બન્નેમાં પ્રવીણ છે.)



सर्वशास्त्रार्थतत्त्वज्ञः स्मृतिमान्प्रतिभानवान् ।
सर्वलोकप्रियः साधुरदीनात्मा विचक्षणः ॥ १५ ॥

તેઓ સર્વે શાસ્ત્રોનાં તત્ત્વોને સારી પેઠે જાણનારા, ઉત્તમ સ્મરણશક્તિથી યુકત, પ્રતિભાશાળી (સૂઝ-બુઝવાળા), સર્વપ્રિય, સજ્જન, ક્યારેય પણ દીનતા ન દેખાડનાર અને લૌકિક તેમજ અલૌકિક ક્રિયાઓમાં કુશળ છે.

सर्वदाभिगतः सद्भिः समुद्र इव सिन्धुभिः ।
आर्यः सर्वसमश्चैव सदैव प्रियदर्शनः ॥ १६ ॥

જેવી રીતે નદીઓ સમુદ્રમાં પહોંચે છે, તેવીજ રીતે એમની પાસે સદા સજ્જનોનો સમાગમ રહે છે, તેઓ આર્ય છે, તેઓ સમદષ્ટિ છે અને સદા પ્રિયદર્શન છે.

**ટિપ્પણી** ✵ *અહીં શ્રી રામને 'આર્ય' કહેલા છે. આજકાલ કોઈ વ્યક્તિ આર્ય શબ્દથી ચિડાય છે. વાસ્તવમાં આપણે આર્યો જ છીએ. ચારેય વેદોમાં, મનુ વગેરે સ્મૃતિઓમાં, ઉપનિષદોમાં, રામાયણ, મહાભારત અને અઢાર પુરાણોમાં બધે જ આપણું નામ આર્ય જ બતાવેલું છે. વેદનો તો ત્યાં સુધીનો આદેશ છે કે -*

इन्द्रं वर्धन्तो अप्तुरः कृण्वन्तो विश्वमार्यम् ।
अपघ्नन्तो अराव्णः ॥ ऋ० ९ / ६३ / ५ ॥

*પોતાની જાતે દિવ્યગુણોથી અલંકૃત થઈને, તત્પરતાથી કાર્ય કરતા રહીને શત્રુઓને મારી હઠાવતા રહીને સંપૂર્ણ સંસારને આર્ય બનાવતા રહીને આપણે સર્વત્ર વિચરીએ, નિરુકતકાર યાસ્ક લખે છે -*

आर्य ईश्वरपुत्रः । नि० ६ / २६ / १ ॥

*આર્યનો અર્થ છે ઈશ્વરનો પુત્ર.*



*શ્રી અરવિંદ ઘોષ લખે છે -*

*The word "Arya" expresses a particular ethical and social order of well governed life, candour, courtesy, nobility, straight dealing, courage, gentleness, purity, humanity, compassion, protection of the weak, liberty observance of social duties, eagerness for knowledge, respect for the wise and the learned and the social accomplishment. There is no word in human speech that has a nobler history.* - *Arya Vol. 1 P.63*

*'આર્ય' શબ્દમાં ઉદારતા, નમ્રતા, શ્રેષ્ઠતા, સરલતા, સાહસ, પવિત્રતા, દયા, નિર્બલ સંરક્ષણ, જ્ઞાન માટે ઉત્સુકતા, સામાજિક કર્તવ્ય-પાલન આદિ બધા ઉત્તમ ગુણોનો સમાવેશ થઈ જાય છે. માનવીય ભાષામાં આનાથી ઉત્તમ બીજો કોઈ શબ્દ છે જ નહિ.*

स च सर्वगुणोपेतः कौसल्यानन्दवर्धनः ।
समुद्र इव गाम्भीर्ये धैर्येण हिमवानिव ॥ १७ ॥

विष्णुना सदृशो वीर्ये सोमवत् प्रियदर्शनः ।
कालाग्निसदृशः क्रोधे क्षमया पृथिवीसमः ।
धनदेन समस्त्यागे सत्ये धर्म इवापरः ॥ १८ ॥

તેઓ સર્વે ગુણોથી યુકત અને કૌસલ્યાના આનંદને વધારનારા છે. (કૌસલ્યાના પુત્ર છે.) તેઓ ગંભીરતામાં સમુદ્ર સમાન, ધૈર્યમાં હિમાલય તુલ્ય, પરાક્રમમાં વિષ્ણુ સદશ, પ્રિયદર્શનમાં ચન્દ્રમા જેવા, ક્ષમામાં પૃથ્વી જ જોઈ લો અને ક્રોધમાં કાલાગ્નિ સમાન છે. તેઓ દાન દેવામાં કુબેર સમાન અને સત્યભાષણના વિષયમાં જાણે કે બીજો ધર્મ જ છે.



## ૨ (બીજો) સર્ગ અવતરણિકા

नारदस्य तु तद्वाक्यं श्रुत्वा वाक्यविशारदः ।
पूजयामास धर्मात्मा सहशिष्यो महामुनिम् ॥ १ ॥

દેવર્ષિ નારદના મુખથી આ વૃતાન્ત સાંભળીને પોતાના શિષ્યને સાથે રાખીને મહર્ષિ વાલ્મીકિએ નારદજીનો સત્કાર કર્યો.

यथावत्पूजितस्तेन देवर्षिर्नारदस्तथा ।
आपृच्छ्यैवाभ्यनुज्ञातः स जगाम विहायसम् ॥ २ ॥

મહર્ષિ વાલ્મીકિનો આવો વિધિપૂર્વકનો સત્કાર પામીને તેમની અનુજ્ઞા લઇને દેવર્ષિ નારદ આકાશ માર્ગ દ્વારા જતા રહ્યા.

**ટિપ્પણી** ✷ *રામાયણ કાળમાં અનેક વ્યક્તિઓની પાસે નાનાં નાનાં હવાઈ-જહાજો હતાં. નારદજી પણ જ્યાં ત્યાં ભ્રમણ કરવા માટે વાયુયાનનો જ ઉપયોગ કરતા હતા. આકાશ માર્ગે ગમન કરવાનાં ઉદાહરણો અન્યત્ર પણ આવશે.*

स मुहूर्तं गते तस्मिन्देवलोकं मुनिस्तदा ।
जगाम तमसा तीरं जाह्नव्यास्त्वविदूरतः ॥ ३ ॥

નારદજી દેવાશ્રમ જતા રહ્યા પછી વાલ્મીકિજી સ્નાન કરવા માટે ગંગાની નજીકમાં તમસા નદીના તટ ઉપર પહોંચ્યા. (દેવાશ્રમ = સ્વર્ગભૂમિ)



तस्याभ्याशे तु मिथुनं चरन्तमनपायिनम् ।
ददर्श भगवांस्तत्र क्रौञ्चयोश्चारुनिःस्वनम् ॥ ४ ॥

નદીની નજીકનાં જ એ વનમાં મહર્ષિ વાલ્મીકિએ મીઠી બોલી બોલવાવાળાં, સર્વદા સાથે રહેનારાં અને ફરનારાં ક્રૌંચ પક્ષીઓનું જોડું જોયું.

तस्मात्तु मिथुनादेकं पुमांसं पापनिश्चयः ।
जघान वैरनिलयो निषादस्तस्य पश्यतः ॥ ५ ॥

એટલામાં તો પક્ષીઓના શત્રુ એક પારધીએ મુનિના દેખતાં જ એ ક્રૌંચપક્ષીઓની જોડીમાંથી એક નર પક્ષીને મારી નાખ્યું.

तं शोणितपरीताङ्गं चेष्टमानं महीतले ।
भार्या तु निहतं दृष्ट्वा रुराव करुणां गिरम् ॥ ६ ॥

પારધીએ મારી નાખેલા, લોહીલુહાણ અને પૃથ્વી પર તરફડતા પોતાના પતિને જોઇને ક્રૌંચી કરુણ સ્વરમાં વિલાપ કરવા લાગી.

तथाविधं द्विजं दृष्ट्वा निषादेन निपातितम् ।
ऋषेर्धर्मात्मनस्तस्य कारुण्यं समपद्यत ॥ ७ ॥

પારધીએ મારી નાખેલા તે પક્ષીને જોઇને ધર્માત્મા મહર્ષિનું હૃદય પીગળી ગયું.

ततः करुणवेदित्वादधर्मोऽयमिति द्विजः ।
निशाम्य रुदतीं क्रौञ्चीमिदं वचनमब्रवीत् ॥ ८ ॥



આ કરુણાની અનુભૂતિના કારણથી પારધીના તે કર્મને અધર્મ જાણીને અને વિલાપ કરતી ક્રૌંચીને જોઇને વાલ્મીકિના મુખમાંથી આ શબ્દો સરી પડયા.

**ટિપ્પણી** ✱ *કવિવર પન્તે કવિતાની પરિભાષા કરતાં ઠીક જ કહેલું છે કે-*

*वियोगी होगा पहला कवि आहसे उपजा होगा गान ।*
*उमड कर आँखोंसे चुपचाप बही होगी कविता अनजान ॥*

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥ ९ ॥

હે નિષાદ ! આ કામથી મોહિત થયેલા નર પક્ષીને તેં માર્યું છે, એટલે તને ઘણા કાળ સુધી સુખ અને શાન્તિ પ્રાપ્ત થશે નહિ.

**ટિપ્પણી** ✱ *આ બનાવ હવે પછી આવનારી કથાનું સૂચન કરે છે. શ્રીરામ અને સીતાની જોડીમાંથી રાવણે સીતાનું હરણ કર્યું. (અહીં) રાવણ એ નિષાદ સમાન છે અને સીતા તથા રામ ક્રૌંચયુગલનું પ્રતીક છે. કાવ્યની દૃષ્ટિએ આ ઘટના અત્યંત રોચક અને હૃદયદ્રાવક છે.*

तस्येत्थं ब्रुवतश्चिन्ता बभूव हृदि वीक्षतः ।
शोकार्तेनास्य शकुनेः किमिदं व्याहृतं मया ॥ १० ॥

આ પ્રમાણે કહીને અને એના અર્થનો હૃદયમાં વિચાર કરવાથી વાલ્મીકિને બહુ ચિન્તા થઇ કે આ પક્ષીના દુઃખથી દુઃખિત થઇને મેં શું કહી નાખ્યું ! 

चिन्तयन्स महाप्राज्ञश्चकार मतिमान्मतिम् ।
शिष्यं चैवाब्रवीद्वाक्यमिदं स मुनिपुङ्गवः ॥ ११ ॥

મહા બુદ્ધિમાન અને શાસ્ત્રજ્ઞ મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ બહુ વિચારીને પોતાના શિષ્યને આ વાક્ય કહ્યું -

पादबद्धोऽक्षरसमस्तन्त्रीलय समन्वितः ।
शोकार्तस्य प्रवृत्तो मे श्लोको भवतु नान्यथा ॥ १२ ॥

ભરદ્વાજ ! શોકપીડિત અવસ્થામાં મારાં મુખમાંથી અનાયાસે જે શ્લોક નીકળ્યો છે, તેમાં ચાર ચરણ છે, પ્રત્યેક પાદમાં અક્ષરો સમાન છે અને વીણા પર ગાઇ શકાય તેવો છે. આ રચના યશ વધારનારી હોઇ શકે. એમાં બીજું કંઇ ન હોઇ શકે.

शिष्यस्तु तस्य ब्रुवतो मुनेर्वाक्यमनुत्तमम् ।
प्रतिजग्राह संतुष्टस्तस्य तुष्टोऽभवन्मुनिः ॥ १३ ॥

શિષ્યે આદેશ અનુસાર મહર્ષિ વાલ્મીકિનું એ અત્યુત્તમ વચન કંઠસ્થ કરી લીધું. આથી શિષ્ય ઉપર મુનિ બહુ જ પ્રસન્ન થયા.

सोऽभिषेकं ततः कृत्वा तीर्थे तस्मिन्यथाविधि ।
तमेव चिन्तयन्नर्थमुपावर्तत वै मुनिः ॥ १४ ॥

ત્યારપછી એ તીર્થમાં યથાવિધિ સ્નાન કરીને અને એજ શ્લોક ઉપર વિચાર કરતા કરતા મુનિવર પોતાના આશ્રમમાં પરત આવી ગયા.





વ્યાધ દ્વારા ક્રૌંચ પક્ષીની હત્યાનું દશ્ય જોઈ મહર્ષિ વાલ્મિકીની અનુકંપા



**ટિપ્પણી** ✷ *મહર્ષિ વાલ્મીકિના સંબંધમાં લોકોમાં એક ભ્રાન્ત ધારણા ફેલાએલી રહી છે કે તેઓ આરંભમાં 'લૂંટારા' હતા. રામાયણમાં તો એમના સંબંધમાં આ બનાવ જ મળી આવે છે. વાલ્મીકિના સંબંધમાં રામાયણને જ પ્રામાણિક માની શકાય છે. સીતાજીની પવિત્રતાની સાક્ષી આપતી વેળાએ એમણે એમ કહ્યું હતું કે -*

*प्रचेतसोऽहं दशमः पुत्रो राघवनन्दन ।*
*मनसा कर्मणा वाचा भूतपूर्वं न किल्बिषम् ॥*

*હે રામ ! પ્રચેતસ મુનિનો હું દશમો દીકરો છું. મેં કદીપણ અગાઉ મન, વચન અને કર્મથી પાપ-અપરાધ કરેલ નથી.*

*આ શ્લોક વિદ્યમાન હોવા છતાં મહર્ષિ વાલ્મીકિના વિષયમાં એમ કેમ કહી શકાય કે નાની વયમાં ડાકૂ રહ્યા હશે ! એ વાલ્મીકિ વળી કોઈ બીજો હોઈ શકે છે, એક જ નામની અનેક વ્યક્તિઓ હોય એ અસંભવ નથી જ.*

स प्रविश्याश्रमपदं शिष्येण सह धर्मवित् ।
उपविष्टः कथाश्चान्याश्चकार ध्यानमास्थितः ॥ १५ ॥

આશ્રમમાં પહોંચી જઈને નિત્યકર્મોથી નિવૃત થઈ (ધ્યાનમાં બેઠા પછી) ઋષિવર પોતાના શિષ્યોને (અન્ય) અનેક પ્રકારની કથાઓ સાંભળાવવા લાગ્યા.

आजगाम ततो ब्रह्मा चोवाच मुनिपुङ्गवम् ।
वृत्तं कथय रामस्य यथा ते नारदाच्छ्रुतम् ॥ १६ ॥

એટલામાં ત્યાં બ્રહ્માજી આવી પહોંચ્યા અને વાલ્મીકિજીને કહેવા લાગ્યા કે 'તમે નારદજી પાસેથી શ્રીરામનું ચરિત્ર જેવું સાંભળ્યું છે. તેવું જ વર્ણન કરીને મને કહો.'



यावत्स्थास्यन्ति गिरयः सरितश्च महीतले ।
तावद्रामायणकथा लोकेषु प्रचरिष्यति ॥ १७ ॥

'જ્યાં સુધી આ પૃથ્વી પટ પર પર્વતો અને નદીઓ રહેશે, ત્યાં સુધી સંસારમાં રામાયણ કથાનો પ્રચાર રહેશે.'

तस्य बुद्धिरियं जाता महर्षेर्भावितात्मनः ।
कृत्स्नं रामायणं काव्यमीदृशैः करवाण्यहम् ॥ १८ ॥

શુદ્ધ અન્તઃકરણવાળા વાલ્મીકિજીની સમજમાં આ વાત આવી ગઈ કે 'હું સંપૂર્ણ રામાયણ કાવ્યની રચના આવા જ શ્લોકોમાં કરું'.

श्रुत्वा वस्तु समग्रं तद्धर्मार्थसहितं हितम् ।
व्यक्तमन्वेषते भूयो यद्वृत्तं तस्य धीमतः ॥ १९ ॥

મહર્ષિ વાલ્મીકિએ નારદજી પાસેથી શ્રીરામનું ચરિત્ર સાંભળીને ધર્મ - અર્થથી યુક્ત સર્વે લોકોનું હિતકરનારા શ્રીરામના જીવનના બનાવોને ઉત્તમ પ્રકારે એકઠા કરવાનો આરંભ કર્યો.

रामलक्ष्मणसीताभी राज्ञा दशरथेन च ।
सभार्येण स राष्ट्रेण यत्प्राप्तं तत्र तत्त्वतः ॥ २० ॥
हसितं भाषितं चैव गतिर्यावच्च चेष्टितम् ।
तत्सर्वं धर्मवीर्येण यथावत्सम्प्रपश्यति ॥ २१ ॥

શ્રીરામ-લક્ષ્મણ-સીતા તથા પત્નીઓની સાથે અને રાષ્ટ્રની સાથે મહારાજા દશરથનાં હસવા-બોલવા વગેરે વૃત્તાંતો તથા ચરિત્ર જે કંઈ હતાં તે બધાંને પોતાના ધર્મ-બળથી યથાવત્ જાણી લીધાં.



स्त्रीतृतीयेन च तथा यत्प्राप्तं चरता वने ।
सत्यसन्धेन रामेण तत्सर्वं चान्ववैक्षत ॥ २२ ॥

સત્ય પ્રતિજ્ઞાવાળા રામે સીતા અને લક્ષ્મણની સાથે વનમાં ફરતાં વિચરતાં રહીને જે કંઇ કર્યું હતું તે બધાંનું જ્ઞાન પૂછપરછ કરીને મુનિ વાલ્મીકિએ મેળવી લીધું.

ततः पश्यति धर्मात्मा तत्सर्वं योगमास्थितः ।
पुरा यत्तत्र निर्वृत्तं पाणावामलकं यथा ॥ २३ ॥

ધર્માત્મા મુનિએ ત્યારપછી એકાગ્ર ચિત્ત થઇને, અગાઉ થઇ ગયેલાં એ બધાં જ ચરિતોને હથેળીમાં રાખેલા આમળાની જેમ તપાસી લીધાં.

**ટિપ્પણી** ✷ *'पुरा यत्तत्रं निर्वृत्तम्' અગાઉ જે કંઈ બની ગયું હતું - આનાથી પણ એ સ્પષ્ટ થાય છે કે રામાયણની રચના શ્રીરામના જન્મ પૂર્વે થઈ ન હતી.*

तत्सर्वं तत्त्वतो दृष्ट्वा धर्मेण स महामतिः ।
अभिरामस्य रामस्य तत्सर्वं कर्तुमुद्यतः ॥ २४ ॥

બધાં જ વૃત્તાન્તોને સારી પેઠે જાણી લીધાં પછી, મહામતિ વાલ્મીકિજી સર્વપ્રિય શ્રીરામના ચરિત્રને શ્લોકબદ્ધ કરવા તૈયાર થઇ ગયા.

प्राप्तराज्यस्य रामस्य वाल्मीकिर्भगवानृषिः ।
चकार चरितं कृत्स्नं विचित्रपदमर्थवत् ॥ २५ ॥

શ્રીરામ રાજ્યસિંહાસન પર આરૂઢ થયા ત્યાર પછી મહર્ષિ વાલ્મીકિએ વિચિત્ર પદો (અને અર્થ) યુક્ત આ સંપૂર્ણ કાવ્યની રચના કરી.



## 3 (ત્રીજો) સર્ગ કથાનો આરંભ

कोसलो नाम मुदितः स्फीतो जनपदो महान् ।
निविष्टः सरयूतीरे प्रभूतधनधान्यवान् ॥ १ ॥

સરયૂ નદીના કિનારા પર કોસલ નામે એક દેશ હતો, તે સંતુષ્ટ જનોથી પૂર્ણ, સમૃદ્ધિસંપન્ન અને ધન્યધાન્યથી ભરપૂર હતો.

अयोध्या नाम नगरी तत्रासील्लोकविश्रुता ।
मनुना मानवेन्द्रेण या पुरी निर्मिता स्वयम् ॥ २ ॥

ત્યાં સ્વયં મનુ મહારાજે વસાવેલી વિશ્વપ્રસિદ્ધ અયોધ્યા નામની નગરી હતી.

आयता दश च द्वे च योजनानि महापुरी ।
श्रीमती त्रीणि विस्तीर्णा सुविभक्तमहापथा ॥ ३ ॥

તે મહાનગરી બાર યોજન (૧૦૨ માઇલ, ૧૫૬ કિ. મીટર) લાંબી અને ત્રણ યોજન (૨૫.૫ માઇલ, ૩૯ કિ.મી.) પહોળી હતી. તેમાં મોટી સુંદર લાંબી પહોળી સડકો બનેલી હતી.

राजमार्गेण महता सुविभक्तेन शोभिता ।
मुक्तपुष्पावकीर्णेन जलसिक्तेन नित्यशः ॥ ४ ॥



આ રાજધાની એક વસ્તૃત રાજમાર્ગથી સુશોભિત હતી. આ રાજમાર્ગમાંથી અનેક સડકો નીકળેલી હતી. પ્રતિદિન સડકો ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવતો હતો અને ફૂલો પાથરવામાં આવતાં હતાં.

तां तु राजा दशरथो महाराष्ट्रविवर्धनः ।
पुरीमावासयामास दिवि देवपतिर्यथा ॥ ५ ॥

જેવી રીતે સ્વર્ગ (ત્રિવિષ્ટપ)માં ઇન્દ્ર વસે છે, તેવી રીતે રાજ્યને સમૃદ્ધ કરનારા મહારાજા દશરથ આ નગરીમાં નિવાસ કરતા હતા.

कपाटतोरणवतीं सुविभक्तान्तरापणाम् ।
सर्वयन्त्रायुधवतीमुषितां सर्वशिल्पिभिः ॥ ६ ॥

આ નગરી તોરણ, દરવાજાઓ અને પહોળાં બજારોથી યુક્ત હતી. સર્વ પ્રકારનાં યન્ત્રો (અને આયુધો) તેમાં વિદ્યમાન હતાં તથા વિવિધકલાઓમાં કુશળ શિલ્પીઓ તેમાં રહેતા હતા.

सूतमागधसंबाधां श्रीमतीमतुलप्रभाम् ।
उच्चाट्टालध्वजवतीं शतघ्नीशतसंकुलाम् ॥ ७ ॥

તેમાં સૂત, માગધ અને કેદી લોકો પણ રહેતા હતા. તે નગરી અત્યન્ત શોભાયમાન અને દેદીપ્યમાન હતી, તેમાં ઊંચી ઊંચી અટારીઓવાળાં મકાનો હતાં. તેના ઉપર ધજા-પતાકાઓ ફરકતી રહેતી હતી. કિલ્લાની દીવાલો ઉપર સેંકડો તોપો ચઢાવેલી હતી.

वधूनाटकसंघैश्च संयुक्तां सर्वतः पुरीम् ।
उद्यानाम्रवनोपेतां महतीं सालमेखलाम् ॥ ८ ॥



આ નગરી મહિલા-નાટક મંડળીઓથી યૂક્ત હતી. ઉદ્યાનો અને આંબાવાડીઓવાળાં વનો નગરીની શોભામાં અભિવૃદ્ધિ કરતાં હતાં, નગરની ચોતરફ સાલનાં લાંબા ઊંચાં વૃક્ષો હતાં. (સાલ = સાગ, શાલ = રાળનું ઝાડ)

दुर्गगम्भीरपरिखां दुर्गामन्यैर्दुरासदाम् ।
वाजिवारणसम्पूर्णां गोभिरुष्ट्रैः खरैस्तथा ॥ ९ ॥

આ શહેર દુર્ગમ કિલ્લાઓ અને ખાઇઓથી યુક્ત હતું. આના ઉપર આક્રમણ કરવામાં શત્રુઓ અસમર્થ હતા. ઘોડા, હાથી, (ગાય) બળદ, ઊંટ, ખચ્ચર (ગધેડાં)થી સમૃદ્ધ હતું.

चित्रामष्टापदाकारां वरनारीगणायुताम् ॥
सर्वरत्नसमाकीर्णां विमानगृहशोभिताम् ॥ १० ॥

રાજભવનોનો રંગ સોનેરી હતો. નગરીમાં સુંદર સ્વરૂપવાળી સ્ત્રીઓ નિવાસ કરતી હતી. (બધી જાતનાં) રત્નોનાં ભંડારો ત્યાં હતા. સાત માળવાળાં (વિમાનઘરો) મકાનો સર્વત્ર દેખાતાં હતાં.

दुन्दुभीभिर्मृदङ्गैश्च वीणाभिः पणवै स्तथा ।
नादितां भृशमयर्थं पृथिव्यां तामनुत्तमाम् ॥ ११ ॥

તે નગરી ઢોલ, પખવાજ, વીણા અને પણવ વગેરે વાજિંત્રોથી સદા નિનાદિત રહેતી હતી. આ પૃથ્વીના પટ પર તેની તુલના કરે તેવી બીજી કોઇ નગરી હતી નહિ.



## ૪ (ચોથો) સર્ગ દશરથના રાજયનું વર્ણન

तस्यां पुर्यामयोध्यायां वेदवित्सर्वसंग्रहः ।
दशरथो महातेजाः वसञ्जगदपालयत् ॥ १ ॥

એ અયોધ્યા નગરીમાં વેદના અર્થને જાણનારા, સર્વે વસ્તુઓનો સંગ્રહ રાખનારા, મહાતેજસ્વી રાજા દશરથ પ્રજાનું પાલન કરી રહ્યા હતા.

तस्मिन्पुरवरे हृष्टा धर्मात्मात्मानो बहुश्रुताः ।
नरास्तुष्टा धनैः स्वैः स्वैरलुब्धाः सत्यवादिनः ॥ २ ॥

તે શહેરમાં સર્વે મનુષ્યો પ્રસન્ન, ધર્માત્મા, બહુશ્રુત, પોત પોતાનાં ધનથી સંતુષ્ટ, નિર્લોભી અને સત્યવાદી હતા.

नाल्पसन्निचय कश्चिदासीत्तस्मिन्पुरोत्तमे ।
कुटुम्बी यो ह्यसिद्धार्थोऽगवाश्वधनधान्यवान् ॥ ३ ॥

એ નગરીમાં અલ્પ-સંગ્રહવાળો કોઇ માણસ જ ન હતો. બધા જ ગૃહસ્થીઓ (સિદ્ધિ સંપન્ન) ધન-ધાન્ય, ગાય-બળદ અને ઘોડાઓથી યુક્ત હતા.

***ટિપ્પણી*** ✷ *'साकेत' માં મૈથિલીશરણ દ્વારા જાણે કે આ શ્લોકનો અનુવાદ જ મુખરિત થઇ ગયેલો છે.*

*कौन है ऐसा अभागा गृह कहो ।*
*साथ जिसके अश्व गौशाला न हो ॥*
*धान्यधन परिपूर्ण सब के धाम हैं ।*
*रङ्गशाला से सजे अभिराम है ॥*



कामी वा न कदर्यो वा नृशंसः पुरुषः क्वचित् ।
द्रष्टुं शक्यमयोध्यायां नाविद्वान्न च नास्तिकः ॥ ४ ॥

અયોધ્યાપુરીમાં કામી, કંજૂસ, નિર્દય, મૂર્ખ કે નાસ્તિક મનુષ્ય ક્યાંય ક્યારેય પણ જોવા માટે મળવો મુશ્કેલ હતો.

***ટિપ્પણી*** ✷ *આ વ્યવસ્થા મહારાજા અશ્વપતિના સમય સુધી અટક્યા વિના ચાલતી રહી. તેણે તો ઘોષણાપૂર્વક કહ્યું હતું કે-*

*न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपः ।*
*नानाहिताग्निर्नाविद्वान्न स्वैरी स्वैरिणी कुतः ॥ (છંદો. ઉ. ૫.૧૧.૫)*

*મારાં રાજયમાં કોઈ ચોર નથી, કોઇ કંજૂસ નથી, કોઇ દારૂડિયો નથી, અગ્નિ હોત્ર (હવન) ન કરનારો કોઈ નથી. કોઈ અવિદ્વાન (અભણ) નથી, કોઇ વ્યભિચારી નથી, તો પછી વ્યભિચારિણી તો હોય જ કેવી રીતે ?*

सर्वे नराश्च नार्यश्च धर्मशीलाः सुसंयताः ।
मुदिताः शीलवृत्ताभ्यां महर्षय इवामलाः ॥ ५ ॥

બધા અયોધ્યાવાસી સ્ત્રીઓ અને પુરુષો ધર્માત્મા અને જિતેન્દ્રિય હતા. સર્વે લોકો પ્રસન્ન અને ચારિત્ર્યમાં મહર્ષિઓ સમાન નિર્મલ હતા.

***ટિપ્પણી*** ✷ *'साकेत' માં મૈથિલી શરણે આનો અનુવાદ આ પ્રમાણે કરેલો છે.*

*स्वस्थ शिक्षित शिष्ट उद्योगी सभी ।*
*बाह्य भोगी आन्तरिक योगी सभी ॥*



नाकुण्डली नामुकुटी नास्रग्वी नाल्पभोगवान् ।
नामृष्टो नालिप्ताङ्गो नासुगन्धश्च विद्यते ॥ ६ ॥

અયોધ્યામાં કોઈપણ મનુષ્ય (વ્યક્તિ) એવો ન હતો જે કાનોમાં કુંડલ, માથા પર મુકુટ અને ગળામાં માળા ધારણ કરતો ન હોય. અલ્પભોગ વાળો પણ કોઈ ન હતો. એવો પણ કોઈ માણસ ન હતો કે જેનાં અંગો લેપ વગરનાં હોય અને જે સુગંધી તેલ અત્તરનો ઉપયોગ ન કરતો હોય. જેના શરીરમાંથી (અસ્વચ્છતામાં કારણથી) દુર્ગન્ધ નીકળતી હોય એવો એક પણ મનુષ્ય ન હતો.

नामृष्टभोजी नादाता नाप्यनङ्गदनिष्कधृक् ।
नाहस्ताभरणो वापि दृश्यते नाप्यनात्मवान् ॥ ७ ॥

અયોધ્યામાં અશુદ્ધ અન્ન ખાનારો કોઇ ન હતો. કોઇ પણ દાન ન આપનારો ન હતો. બાજુબંધ અને હાથમાં સોનાનાં કડાં વિનાની કોઈ વ્યક્તિ ન હતી. કોઇ વ્યક્તિ અજિતેન્દ્રીય પણ ન હતી.

नानाहिताग्निर्नायज्वा न क्षुद्रो वा न तस्करः ।
कश्चिदासीदयोध्यायां न चावृत्तो न सङ्करः ॥ ८ ॥

અયોધ્યામાં એક પણ માણસ એવો ન હતો જે યજ્ઞ ન કરતો હોય, જે નીચ સ્વભાવવાળો હોય, જે ચોર કે વર્ણસંકર હોય.

स्वकर्मनिरता नित्यं ब्राह्मणा विजितेन्द्रियाः ।
दानाध्ययनशीलाश्च संयताश्च प्रतिग्रहे ॥ ९ ॥

અયોધ્યાવાસી બ્રાહ્મણો પોતાનાં નિત્યકર્મોમાં તત્પર, જિતેન્દ્રિય, દાની અને અધ્યયનશીલ હતા. તેઓ પ્રતિગ્રહ = દાન લેવામાં સંકોચ કરતા હતા.



नास्तिको नानृती वापि न कश्चिदबहुश्रुतः ।
नासूयको न चाशक्तो नाविद्वान्विद्यते क्वचित् ॥ १० ॥

અયોધ્યામાં કોઈ પણ વ્યક્તિ નાસ્તિક, અસત્યવાદી, અલ્પશ્રુત, પરનિંદાપ્રિય, અસમર્થ કે અશિક્ષિત ન હતો.

दीर्घायुषो नराः सर्वे धर्मं सत्यं च संश्रिताः ।
सहिताः पुत्रपौत्रैश्च नित्यं स्त्रीभिः पुरोत्तमे ॥ ११ ॥

બધા અયોધ્યાવાસી લોકો દીર્ઘ આયુષવાળા, ધર્મ અને સત્યનો આશ્રય લેનારા તથા પુત્રો, પૌત્રો અને સ્ત્રીઓ સહિત હતા.

क्षत्रं ब्रह्ममुखं चासीद्वैश्याः क्षत्रमनुव्रताः ।
शुद्राः स्वकर्मनिरतास्त्रीन्वर्णानुपचारिणः ॥ १२ ॥

ત્યાંના ક્ષત્રિયો બ્રાહ્મણોની આજ્ઞા-અનુકૂળ વર્તનારા, વૈશ્યો ક્ષત્રિયોને અનુસરનારા અને શૂદ્રો પોતાના ધર્મમાં લાગેલા રહીને ત્રણેય વર્ણોની સેવા કરનારા હતા.

तां पुरीं स महातेजा राजा दशरथो महान् ।
शशास शमितामित्रो नक्षत्राणीव चन्द्रमाः ॥ १३ ॥

ચંદ્રમાં જેવી રીતે નક્ષત્રોની મધ્યમાં શોભે છે, તેવી રીતે તે પુરીમાં રાજ્ય કરતા રહીને મહારાજા દશરથ શોભી રહ્યા હતા.

## ૫ (પાંચમો) સર્ગ મહારાજા દશરથનું મંત્રી-મંડળ

तस्यामात्या गुणैरासन्निक्ष्वाकोः सुमहात्मनः ।
मन्त्रज्ञाश्चेङ्गितज्ञाश्च नित्यं प्रियहिते रताः ॥ १ ॥

ઇક્ષ્વાકુ-કુલોત્પન્ન મહારાજા દશરથના મંત્રીઓ સર્વગુણ સંપન્ન, વિચારમાં નિપુણ, ઇશારા પર કામ કરનારા અને મહારાજનું સદા પ્રિય અને હિતનું કામ કરવામાં રુચિવાળા હતા.

अष्टौ बभूवुर्वीरस्य तस्यामात्या यशस्विनः ।
शुचयश्चानुरक्ताश्च राजकृत्येषु नित्यशः ॥ २ ॥

મહારાજા દશરથનાં મંત્રી-મંડળમાં આઠ મંત્રીઓ હતા. તેઓ બધા અત્યંત યશસ્વી, પ્રમાણિક અને રાજકાર્યમાં સદા તત્પર રહેનારા હતા.

**ટિપ્પણી** ✷ *આ મંત્રી-મંડળ મનુસ્મૃતિ અનુસાર છે.*

*मन्त्रिणः सप्त वाष्टौ वा प्रकुर्वीत् परीक्षितान् । (मनु. ७-५४)*

धृष्टिर्जयन्तो विजयः सुराष्ट्रो राष्ट्रवर्धनः ।
अकोपो धर्मपालश्च सुमन्त्रश्चाष्टमोऽर्थवित् ॥ ३ ॥

એ આઠ મંત્રીઓ હતા : (૧) ધૃષ્ટિ (૨) જયન્ત (૩) વિજય (૪) સિદ્ધાર્થ (૫) અર્થસાધક (૬) અશોક (૭) મન્ત્રપાલ (૮) સુમન્ત્ર.

ऋत्विजौ द्वावभिमतौ तस्यास्तामृषिसत्तमौ ।
वसिष्ठो वामदेवश्च मन्त्रिणश्च तथापरे ॥ ४ ॥



આ ઉપરાંત ઋષિઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ અને વામદેવ બે મુખ્ય ઋત્વિજો તથા કેટલાક બીજા ઋષિઓ પણ મંત્રીના રૂપમાં હતા.

विद्याविनीता ह्रीमन्तः कुशला नियतेन्द्रियाः ।
श्रीमन्तश्च महात्मानः शास्त्रज्ञा दृढविक्रमाः ॥ ५ ॥

આ બધા મંત્રીઓ વિદ્યા-વિનય-સંપન્ન, લજ્જાવાળા, કાર્યકુશળ, જિતેન્દ્રીય, લક્ષ્મીસંપન્ન, મહાત્મા, શાસ્ત્રોના જાણનારા અને મોટા પરાક્રમી હતા.

तेजः क्षमायशः प्राप्ताः स्मितपूर्वाभिभाषिणः ।
क्रोधात्कामार्थहेतोर्वा न ब्रूयुरनृतं वचः ॥ ६ ॥

તેઓ મહાન્ તેજસ્વી, ક્ષમાશીલ, યશસ્વી, હસીને વાત કરનારા હતા. તેઓ કામ, ક્રોધ કે લોભને વશ થઇને પણ કદી અસત્ય બોલતા ન હતા.

तेषामविदितं किञ्चत्स्वेषु नास्ति परेषु वा ।
क्रियमाणं कृतं वापि चारेणापि चिकीर्षितम् ॥ ७ ॥

પોતાનાં રાજ્યમાં અથવા બીજા રાજ્યમાં કંઇપણ કરવામાં આવેલું કામ અથવા કરવાનું કાર્ય એ મંત્રીઓથી અજાણ્યું ન હતું કારણ કે તેઓ ગુપ્તચરો દ્વારા બધો વૃત્તાન્ત જાણતા રહેતા હતા.

कुशला व्यवहारेषु सौहृदेषु परीक्षिताः ।
प्राप्तकालं यथादण्डं धारयेयुः सुतेष्वपि ॥ ८ ॥



તેઓ બધા વ્યવહાર-કુશળ, પોતાના વિભાગોની પૂરેપૂરી માહિતી રાખનારા અને અન્યાય કરવાવાળા પોતાના પુત્રોને પણ સમય આવ્યે દંડ આપનારા હતા.

ईदृशैस्तैरमात्यैश्च राजा दशरथोऽनघः ।
उपपन्नो गुणोपेतैरन्वशासद्वसुंधराम् ॥ ९ ॥

આવા ગુણવાન્ મંત્રીઓથી સપન્ન, પાપરહિત મહારાજા દશરથે પૃથ્વીનું શાસન-પાલન કર્યું.

## ૬ (છઠ્ઠો) સર્ગ મહારાજા દશરથનો પુત્રેષ્ટિ-યજ્ઞ માટે પ્રસ્તાવ

तस्य चैवं प्रभावस्य धर्मज्ञस्य महात्मनः ।
सुतार्थं तप्यमानस्य नासीद्वंशकरः सुतः ॥ १ ॥

આવા પ્રભાવશાળી, ધર્મજ્ઞ, મહાત્મા મહારાજા દશરથ પુત્રના માટે સંતાપવાળા હતા. તેમનો વંશ ચલાવનારો તેને એક પણ પુત્ર ન હતો.

चिन्तयानस्य तस्यैवं बुद्धिरासीन्महात्मनः ।
सुतार्थं वै पुत्रयागेन किमर्थं न यजाम्यहम् ॥ २ ॥

પુત્રોત્પત્તિનો ઉપાય વિચારતાં તેમનાં ધ્યાનમાં આવ્યું કે પુત્ર-પ્રાપ્તિના માટે હું પુત્રેષ્ટિયજ્ઞ કેમ ન કરું ?

अमात्यांश्चाब्रवीद्राजा निश्चितां तु कृत्वा मतिम् ।
सरय्वाश्चोत्तरे तीरे यज्ञभूमिर्विधीयताम् ॥ ३ ॥

યજ્ઞ કરવાનો નિશ્ચય કરીને મહારાજ દશરથે મંત્રીઓને સરયૂ નદીના (ઉત્તર) તટ પર યજ્ઞ માટે ભૂમિ ઠીક કરવાનો આદેશ આપ્યો.



नापराधो भवेत् कष्टो यद्यस्मिन्क्रतुसत्तमे ।
छिद्रं हि मृगयन्ते स्म विद्वांसो ब्रह्मराक्षसाः ॥ ४ ॥

તેમણે કહ્યું કે 'યજ્ઞનો વિધિ પૂરો થાય ત્યાં સુધીમાં કોઇ અપરાધ ન થાય કે કોઇને કષ્ટ ન સહન કરવું પડે, કેમકે આવા યજ્ઞોમાં બ્રાહ્મણરૂપમાં ચતુર રાક્ષસો છિદ્ર જ શોધતા હોય છે.'

विधिहीनस्य यज्ञस्य सद्यः कर्त्ता विनश्यति ।
तद्यथा विधिपूर्वं मे क्रतुरेष समाप्यते ॥ ५ ॥

'વિધિરહિત કરેલા યજ્ઞનો કરનાર તરત નાશ પામે છે. એટલા માટે એવા ઉપાય કરો કે તેનાથી આ યજ્ઞ વિધિપૂર્વક સમાપ્ત થાય'.

अवज्ञया न दातव्यं कस्यचिल्लीलयापि वा ।
अवज्ञया कृतं हन्याद्दातारं नात्र संशयः ॥ ६ ॥

'જો જો કોઇને હસવામાં-મજાકમાં પણ અનાદર (અવગણના) પૂર્વક કંઇ જ ન આપવું, કેમકે અનાદર કરીને આપનારા દાતાનો નાશ થઇ જાય છે.'

इत्युक्त्वा नृपशार्दूलः सचिवान्समुपस्थितान् ।
विसर्जयित्वा स्वं वेश्म प्रविवेश महामतिः ॥ ७ ॥

(આવેલા) મંત્રીઓને આમ કહીને વિદાય કર્યા પછી મહારાજ દશરથ રાણીવાસમાં ચાલ્યા ગયા.



ततः स गत्वा ताः पत्नीर्नरेन्द्रो हृदयप्रियाः ।
उवाच दीक्षां विशत यक्ष्येऽहं सुतकारणात् ॥ ८ ॥

ઘરમાં જઇને નૃપશ્રેષ્ઠ દશરથે પોતાની પ્રાણપ્રિયા પત્નીઓને કહ્યું કે 'હું પુત્રોત્પત્તિના માટે યજ્ઞ કરીશ, તમે પણ યજ્ઞની દીક્ષા લો.'

तासां तेनातिकान्तेन वचनेन सुवर्चसाम् ।
मुखपद्मान्यशोभन्त पद्मानीव हिमात्यये ॥ ९ ॥

મહારાજના મુખેથી આ સુખદાયી સંવાદ સાંભળીને, જેમ વસંત ઋતુમાં કમળફૂલો શોભી ઊઠે છે, તેમ રાણીઓનાં મુખકમળો શોભી રહ્યાં.

## ૭ (સાતમો) સર્ગ મુનિ ઋષ્યશૃંગની પધરામણી

एतत् श्रुत्वा रहः सूतो राजानमिदमब्रवीत् ।
ऋष्यशृङ्गस्तु तेजस्वी पुत्रांस्तव विधास्यति ॥ १ ॥

મંત્રી સુમંત્રે યજ્ઞની ચર્ચા સાંભળીને મહારાજા દશરથને એકાંતમાં જઇને કહ્યું કે તેજસ્વી મુનિ ઋષ્યશૃંગ ચોક્કસ આપને પુત્ર અપાવશે.

स त्वं पुरुषशार्दुल तमानय सुसत्कृतम् ।
स्वयमेव महाराज गत्वा सबलवाहनः ॥ २ ॥

હે પુરુષસિંહ ! આપ સેના અને વાહનો સહિત ત્યાં જાતે જઇને એમને આદરપૂર્વક અહીંયા લઇ આવો.



सुमन्त्रस्य वचः श्रुत्वा हृष्टो दशरथोऽभवत् ।
सान्तः पुरः सहामात्यः प्रययौ यत्र स द्विजः ॥ ३ ॥

સુમંત્રનું વચન સાંભળીને મહારાજ દશરથ બહુ જ પ્રસન્ન થયા અને જ્યાં ઋષ્યશૃંગ રહેતા હતા ત્યાં રાણીઓ અને મંત્રીઓ સહિત જવાને માટે પ્રસ્થાન કર્યું.

आसाद्य तं द्विजश्रेष्टं रोमपादसमीपगम् ।
ऋषिपुत्रं ददर्शाथो दीप्यमानमिवानलम् ॥ ४ ॥

ત્યાં પહોંચીને મહારાજ દશરથે રોમપાદની પાસે બેઠેલા અને અગ્નિ સમાન તેજસ્વી ઋષ્યશૃંગને જોયા.

ततो राजा यथान्यायं पूजां चक्रे विशेषतः ।
सखित्वात्तस्य वै राज्ञः प्रहृष्टेनान्तरात्मना ॥ ५ ॥

મિત્રધર્મથી પ્રેરાઇને રોમપાદે પ્રસન્નતાપૂર્વક મહારાજા દશરથનો વિધિપૂર્વક આદર સત્કાર કર્યો.

रोमपादेन चाख्यातमृषिपुत्राय धीमते ।
सख्यं सम्बन्धकं चैव तदा तं प्रत्यपूजयत् ॥ ६ ॥

રોમપાદે મહારાજા દશરથની સાથે પોતાની મૈત્રી હોવાની વાત બુદ્ધિમાન શૃંગને સમજાવી, તે સાંભળીને ઋષ્યશૃંગે પણ દશરથની પ્રશંસા કરી.

एवं सुसत्कृतस्तेन सहोषित्वा नरर्षभः ।
सप्ताष्टदिवसान्राजा राजानमिदमब्रवीत् ॥ ७ ॥

આવી રીતે સત્કાર પૂર્વક સાત-આઠ દિવસ ત્યાં રોકાઇને મહારાજ દશરથે રોમપાદને કહ્યું.



शान्ता तव सुता राजन्सह भर्त्रा विशांपते ।
मदीयं नगरं यातु कार्यं हि महदुद्यतम् ॥ ८ ॥

હે રાજા ! આપની પુત્રી શાન્તા પોતાના પતિની સાથે મારી નગરીમાં આવે, કેમકે એક મોટું કાર્ય ઉપસ્થિત થયું છે. (મોટું કામ કરવાનું છે.)

तथेति राजा संश्रुत्य गमनं तस्य धीमतः ।
उवाच वचनं विप्रं गच्छ त्वं सह भार्यया ॥ ९ ॥

આ સાંભળીને રોમપાદ બોલ્યા, 'બહુ જ સારું'. પછી તેમણે ઋષ્યશૃંગને કહ્યું કે 'તમે તમારી પત્ની સહિત મહારાજની સાથે જાઓ.'

ऋषिपुत्रः प्रतिश्रुत्य तथेत्याह नृपं तदा ।
स नृपेणाभ्यनुज्ञातः प्रययौ सह भार्यया ॥ १० ॥

ઋષ્યશૃંગ જવા માટે તૈયાર થઇ ગયા અને રાજા રોમપાદની આજ્ઞા અનુસાર તે પોતાની પત્ની સહિત રાજા દશરથની સાથે ચાલી નીકળ્યા.

ततः सुहृदमापृच्छय प्रस्थितो रघुनन्दनः ।
कृतकृत्यं तदात्मानं मेने तस्योपवाहनात् ॥ ११ ॥

ત્યારપછી પોતાના મિત્ર રોમપાદ પાસેથી વિદાય થઇને મહારાજા દશરથે પ્રસ્થાન કર્યું. મુનિવર શૃંગના આગમનથી રાજા દશરથે પોતે કૃતકૃત્ય થયાનો અનુભવ કર્યો.



अन्तःपुराणि सर्वाणि शान्तां दृष्ट्वा तथागताम् ।
सह भर्त्रा विशालाक्षीं प्रीत्यानन्दमुपागमन् ॥ १२ ॥

ઋષિ પ્રવરની સાથે તેમની વિશાળ નેત્રોવાળી પત્ની શાન્તાને આવેલી જોઇને અન્તઃપુરમાં રહેનારી બધી જ રાણીઓએ બહુ જ પ્રેમથી આનંદ મનાવ્યો.

पूज्यमाना च ताभिः सा राज्ञा चैव विशेषतः ।
उवास तत्र सुखिता कंचित्कालं सहद्विजः ॥ १३ ॥

રાણીઓનો અને ખાસ કરીને મહારાજાનો સત્કાર પામીને શાન્તા પોતાના પતિ ઋષ્યશૃંગ સહિત ત્યાં કેટલાક સમય સુધી સુખેથી રહી.

## ૮ (આઠમો) સર્ગ ઋષ્યશૃંગ દ્વારા મહારાજા દશરથનો પુત્રેષ્ટિ યજ્ઞ

ततः काले बहुतिथे कस्मिंश्चित्सुमनोहरे ।
वसन्ते समनुप्राप्ते राज्ञो यष्टुं मनोऽभवत् ॥ १ ॥

આ રીતે કેટલોક સમય વ્યતીત થયા પછી જ્યારે વસંત ઋતુનું આગમન થયું, ત્યારે મહારાજને યજ્ઞ કરવાની ઇચ્છા થઇ.

ततोऽब्रवीदृष्यशृङ्गं राजा दशरथस्तदा ।
कुलस्य वर्धनं त्वं तु कर्तुमर्हसि सुव्रत ॥ २ ॥

યજ્ઞનો નિશ્ચય કરીને એમણે ઋષ્યશૃંગને કહ્યું, 'હે સુવ્રત ! આપ મારા કુળની વૃદ્ધિ માટે હવે ઉપાય કરો.



**ટિપ્પણી** * *કોઇ ભૂલથી કહે છે કે શાન્તા મહારાજા દશરથની પુત્રી હતી. પરંતુ અહીં સર્ગ - ૭ શ્લોક - ૮માં રાજા દશરથ રોમપાદને કહે છે 'શાન્તા તવ સુતા' શાન્તા તમારી દીકરી. અર્થાત્ રાજા દશરથના મિત્ર રોમપાદની પુત્રી શાન્તા હતી અને ઋષ્યશૃંગ તેમનો ઘર જમાઇ હતો. ગુ.આ*

मेधावी तु ततो ध्यात्वा स किंचिदिदमुत्तरम् ।
लब्धसंज्ञस्ततस्तं तु वेदज्ञो नृपमब्रवीत् ॥ ३ ॥

મેધાવી અને વેદજ્ઞ ઋષ્યશૃંગે થોડી વાર વિચાર કરીને, સ્વસ્થ-ચિત્ત થઇને મહારાજને કહ્યું,

इष्टिं तेऽहं करिष्यामि पुत्रीयां पुत्रकारणात् ।
अथर्वशिरसि प्रोक्तैर्मन्त्रैः सिद्धां विधानतः ॥ ४ ॥

'હે રાજા ! હું તમારા માટે અથર્વવેદમાં કહેલા મંત્રો વડે વિધિસર પુત્રેષ્ટિયજ્ઞ કરાવીશ. એનું વિધિપૂર્વક સંપાદન કરવાથી આપની મનોકામના અવશ્ય પૂરી થશે.'

**ટિપ્પણી** * *અથર્વવેદમાં નીચેના મંત્રમાં પુત્રેષ્ટિનો સંકેત મળે છે.*

*शमीमश्वत्थ आरूढस्तत्र पुंसवनं कृतम् ।*
*तद्वै पुत्रस्य वेदनं तत् स्त्रीष्वाभरामसि ॥ अथर्व. ६-११-१)*

*શમીવૃક્ષ (ખીજડા) ઉપર જે પીપળો ઊગે છે તે પુત્ર ઉત્પન્ન કરવાનું સાધન છે. એજ પુત્ર-પ્રાપ્તિ માટે ઉત્તમ સાધન છે, તે અમે સ્ત્રીઓને આપીએ છીએ.*

*અથર્વવેદમાં આ પ્રકારના બીજા પણ ઘણા પ્રયોગો છે.*



ततः प्राक्रमदिष्टिं तां पुत्रीयां पुत्रकारणात् ।
जुहावाग्नौ च तेजस्वी मन्त्रदृष्टेन कर्मणा ॥ ५ ॥

ત્યારપછી તેજસ્વી ઋષિએ પુત્ર-પ્રાપ્તિને માટે પુત્રેષ્ટિયજ્ઞનો પ્રારંભ કર્યો અને વિધિપુરઃસર મંત્રપાઠ કરીને આહુતિ આપવાનું ચાલુ કર્યું.

अथ वै यजमानस्य पावकादतुलप्रभाम् ।
तप्तजाम्बूनदमयीं राजतान्तपरिच्छदाम् ॥ ६ ॥
दिव्यपायससम्पूर्णां पात्रीं पत्नीमिव प्रियाम् ।
प्रगृह्य विपुलां दोर्भ्यां समवेक्ष्याब्रवीदिदम् ॥ ७ ॥

થોડીવાર પછી મહારાજ દશરથના હવન કરવાના અગ્નિકુંડમાંથી અતુલ પ્રભાવાળા, સોનામાંથી બનાવેલા અને ચાંદીનાં પાત્રથી ઢાંકેલા, દિવ્ય ખીર ભરેલા પાત્રને, પ્યારી પત્નીની જેમ બન્ને હાથો વડે લઇને ઋષ્યશૃંગે મહારાજ દશરથ તરફ જોઇને કહ્યું-

इदं तु नृपशार्दूल पायसं देवनिर्मितम् ।
प्रजाकरं गृहाण त्वं धन्यमारोग्यवर्धनम् ॥ ८ ॥

હે નરશાર્દુલ ! આ ખીર વિદ્વાનો દ્વારા યજ્ઞના અગ્નિમાં નિર્મિત કરેલી છે. આ પુત્રને ઉત્પન્ન કરનારી, પ્રશસ્ત અને આરોગ્યવર્ધક છે. આપ આને ગ્રહણ કરો.

भार्याणामनुरूपाणामश्नीतेति प्रयच्छ वै ।
तासु त्वं लप्स्यसे पुत्रान्यदर्थं यजसे नृप ॥ ९ ॥

આ આપની અનુરૂપ પત્નીઓને ખવડાવો. આના પ્રભાવથી આપને પુત્રોની પ્રાપ્તિ થશે, જેના માટે તમે આ યજ્ઞ કર્યો છે.

तथेति नृपतिः प्रीतः शिरसा प्रतिगृह्यताम् ।
पात्रीं देवान्नसम्पूर्णां देवदत्तां हिरण्मयीम् ॥ १० ॥

'બહુ જ સારું' એવું કહીને અને પ્રસન્ન થઇને, રાજા દશરથે વિદ્વાનો દ્વારા બનાવીને આપેલી ખીરથી ભરેલું સોનાનું પાત્ર માથું નમાવીને ગ્રહણ કર્યું.

सोऽन्तःपुरं प्रविश्यैव कौसल्यामिदमब्रवीत् ।
पायसं प्रतिगृह्णीष्व पुत्रीयं त्विदमात्मनः ॥ ११ ॥

ત્યારપછી રાણીવાસમાં જઇને મહારાજ દશરથે કૌશલ્યાજીને કહ્યું - 'આ ખીર લો, એનાથી તમને પુત્રની પ્રાપ્તિ થશે.'

कौसल्यायै नरपतिः पायसार्धं ददौ तदा ।
अर्धादर्धं ददौ चापि सुमित्रायै नराधिपः ॥ १२ ॥

આમ કહીને દશરથજીએ અર્ધી ખીર કૌશલ્યાને આપી અને અર્ધીની અર્ધી અર્થાત્ ચોથા ભાગની ખીર સુમિત્રાને આપી.

कैकेय्यै चावशिष्टार्धं ददौ पुत्रार्थकारणात् ।
प्रददौ चावशिष्टार्धं पायसस्यामृतोपमम् ॥ १३ ॥
अनुचिन्त्य सुमित्रायै पुनरेव महामतिः ।
एवं तासां ददौ राजा भार्याणां पायसं पृथक् ॥ १४ ॥




ત્યારપછી (સુમિત્રાને આપતાં) બચાવેલી ખીરનો એક અર્ધો ભાગ કૈકેયીને પુત્ર પ્રાપ્તિ અર્થે આપ્યો અને જરા વિચાર કરીને મહામતિ દશરથે (બીજો) અર્ધો ભાગ પુનઃ સુમિત્રાને આપ્યો. આ પ્રકારે રાજાએ એ ખીર રાણીઓને પૃથક્ પૃથક્ વહેંચી આપી.



ताश्चैवं पायसं प्राप्य नरेन्द्रस्योत्तमस्त्रियः ।
सम्मानं मेनिरे सर्वाः प्रहर्षोदितचेतसः ॥ १५ ॥

મહારાજા દશરથની તે ઉત્તમ સ્ત્રીઓ તે ખીર ખાઇને અત્યંત હરખાઇ ગઇ અને પોતાને બહુ ભાગ્યશાળી માનવા લાગી.

ततस्तु ताः प्राश्य तमुत्तमस्त्रियो
महीपतेरुत्तमपायसं पृथक् ।
हुताशनादित्यसमानतेजसो -
ऽचिरेण गर्भान्प्रतिपेदिरे तदा ॥ १६ ॥

ત્યારપછી ત્રણેય ઉત્તમ મહિલાઓએ મહારાજની આપેલી ખીર ખાઇને અગ્નિ અને સૂર્યના તેજવાળા ગર્ભોને ધારણ કર્યા.

## ૯ (નવમો) સર્ગ રામ વગેરેના જન્મ અને બાલ્યકાળ

निर्वृत्ते तु क्रतौ तस्मिन्राज्ञा वै पृथिवीश्वराः ।
यथार्हं पूजितास्तेन मुदिताः प्रययुर्देशान् ॥ १ ॥

યજ્ઞ સમાપ્ત થયા પછી બહારથી આવેલા રાજાઓ દશરથજીનો પૂજા-સત્કાર પ્રાપ્ત કરી (ખુશ થઇને) પોત પોતાને દેશ પરત જતા રહ્યા.



शान्तया प्रययौ सार्धमृष्यशृङ्गः सुपूजितः ।
अनुगम्यमानो राज्ञा च सानुयात्रेण धीमता ॥ २ ॥

ઋષ્યશૃંગ પણ પોતાની પત્ની શાન્તા સહિત મહારાજની વિદાય લઇને પોતાને સ્થાને ચાલ્યા ગયા. દશરથજી તેને પહોંચાડવાને માટે થોડે દૂર સુધી તેમની સાથે ગયા.

एवं विसृज्य तान् सर्वान्प्रविवेश पुरीं श्रीमान् ।
उवास सुखितस्तत्र पुत्रोत्पत्तिं विचिन्तयन् ॥ ३ ॥

આ પ્રમાણે યજ્ઞમાં પધારેલા સર્વ મહાનુભાવોને વિદાય કરીને મહારાજા દશરથે નગરીમાં પ્રવેશ કર્યો અને સન્તાન-ઉત્પત્તિની પ્રતીક્ષા કરતા રહીને ત્યાં સુખ-પૂર્વક રહેવા લાગ્યા.

ततो यज्ञे समाप्ते तु ऋतूनां षट् समत्ययुः ।
ततश्च द्वादशे मासे चैत्रे नावमिके तिथौ ॥ ४ ॥
नक्षत्रेऽदितिदैवत्ये स्वोच्चसंस्थेषु पञ्चसु ।
गृहेषु कर्कटे लग्ने वाक्पताविन्दुना सह
कौसल्या जनयद्रामं दिव्यलक्षणसंयुतम् ॥ ५ ॥

યજ્ઞ સમાપ્તિ પછી છ ઋતુઓ વ્યતીત થઇ ગઇ, ત્યારે બારમા માસમાં ચૈત્રની નવમી તિથિએ, પુનર્વસુ નક્ષત્રમાં, જ્યારે (સૂર્ય, મંગળ, ગુરુ, શુક્ર અને શનિ) પાંચ ગ્રહો પોતાનાં ઉત્તમ સ્થાનમાં સ્થિત હતા, કર્ક લગ્નમાં તથા ચંદ્રમાની સાથે બૃહસ્પતિનો ઉદય થયો ત્યારે કૌસલ્યા માતાના ગર્ભથી શ્રીરામનો જન્મ થયો.

भरतो नाम कैकेय्यां जज्ञे सत्यपराक्रमः ।
अथ लक्ष्मणशत्रुघ्नौ सुमित्राजनयत्सुतौ ॥ ६ ॥



સત્ય-પરાક્રમી ભરત કૈકેયીના ગર્ભથી ઉત્પન્ન થયા તથા સુમિત્રાએ લક્ષ્મણ અને શત્રુઘ્નને જન્મ આપ્યો.

पुष्ये जातस्तु भरतो मीनलग्ने प्रसन्नधीः ।
सार्पे जातौ च सौमित्री कुलीरेऽभ्युदिते रवौ ॥ ७ ॥

ભરતજીનો જન્મ પુષ્ય નક્ષત્ર અને મીન લગ્નમાં થયો. આશ્લેષા નક્ષત્ર અને કર્ક લગ્નમાં સૂર્યોદય થયે લક્ષ્મણ અને શત્રુઘ્નનો જન્મ થયો.

जगुः कलं च गन्धर्वा ननृतुश्चाप्सरोगणाः ।
देवदुन्दुभयो नेदुः पुष्पवृष्टिश्च खात्पतत् ॥ ८ ॥

તેમના જન્મ-અવસર પર સામગાન-કર્તાઓએ મધુર ગાન કર્યું. અપ્સરાઓ નાચવા લાગી, ઊંચી જાતનાં નગારાં વગાડવામાં આવ્યાં તથા આકાશમાંથી ફૂલોની વૃષ્ટિ કરવામાં આવી.

उत्सवश्च महानासीद्योध्यायां जनाकुलाः ।
रथ्याश्च जनसम्बाधा नटनर्तकसंकुलाः ।
गायनैश्च विराविण्यो वादकैश्च तथाऽपरैः ॥ ९ ॥

એ વખતે અયોધ્યામાં એક મહોત્સવ ઊજવવામાં આવ્યો. તે વેળા લોકોના (આવાસોમાં અને) શેરીઓમાં નટો, નર્તકો અને ગાયકો તથા વીણાદિ વાજિંત્ર વગાડનારોની તથા આમલોકોની અપાર ભીડ હતી.

प्रदेयाँश्च ददौ राजा सूतमागधवन्दिनाम् ।
ब्राह्मणेभ्यो ददौ वित्तं गोधनानि सहस्रशः ॥ १० ॥



આ ઉત્સવમાં મહારાજ દશરથે સૂત, માગધ અને કેદી લોકોને (પુરસ્કાર) પારિતોષિકો પ્રદાન કર્યાં, તથા બ્રાહ્મણોને ધન અને હજારો ગાયોનું દાન કર્યું.

अतीत्यैकादशाहं तु नामकर्म तथाऽकरोत् ।
ज्येष्ठं रामं महात्मानं भरतं कैकेयीसुतम् ॥ ११ ॥

અગ્યાર દિવસ વીતી ગયે ચારેય બાળકોનાં નામકરણ સંસ્કાર કરવામાં આવ્યા. કૌસલ્યાના પુત્રનું નામ રામ અને કૈકેયીના પુત્રનું નામ ભરત રાખવામાં આવ્યું.

सौमित्रिं लक्ष्मणमिति शुत्रुघ्नमपरं तथा ।
वसिष्ठः परमप्रीतो नामानि कुरुते तदा ॥ १२ ॥

સુમિત્રાના પુત્રોનાં નામ લક્ષ્મણ અને શત્રુઘ્ન રાખવામાં આવ્યાં. (પરમ પ્રેમથી) વસિષ્ઠ ઋષિએ આ નામકરણ સંસ્કાર કરી આપ્યો.

ब्राह्मणान्भोजयामास पौरजानपदानपि ।
अददद् ब्राह्मणानां च रत्नौघममितं बहु ॥ १३ ॥

આ દિવસે મહારાજાએ બ્રાહ્મણોને અને નગરવાસીઓને ભોજન કરાવ્યું તથા બ્રાહ્મણોને બહમૂલ્ય રત્નો પ્રદાન કર્યાં.

तेषां जन्मक्रियादीनि सर्वकर्माण्यकारयत् ॥ १४ ॥

આ પ્રમાણે મહારાજાએ તેઓનાં જાતકર્મ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન વગેરે સંસ્કારો પણ યથાસમય કરાવ્યા.



सर्वे वेदविदः शूराः सर्वे लोकहिते रताः ।
सर्वे ज्ञानोपसम्पन्नाः सर्वे समुदिता गुणैः ॥ १५ ॥

ચારેય રાજકુમારો વેદોને જાણનારા, શૂરવીર, જનકલ્યાણમાં રુચિવાળા, જ્ઞાન-સંપન્ન અને સર્વેગુણોથી ચઢિયાતા હતા.

तेषामपि महातेजा रामः सत्यपराक्रमः ।
इष्टः सर्वस्य लोकस्य शशाङ्क इव निर्मलः ॥ १६ ॥

તેઓમાં પણ મહાતેજસ્વી અને સત્યપરાક્રમી શ્રીરામ નિર્મલ ચંદ્રમાની જેમ સર્વે લોકોના વહાલા હતા.

बाल्यात्प्रभृति सुस्निग्धो लक्ष्मणो लक्ष्मिवर्धनः ।
रामस्य लोकरामस्य भ्रातुर्ज्येष्ठस्य नित्यशः ॥ १७ ॥

(હંમેશાં મોટાભાઈની લક્ષ્મી) શોભા વધારનારા લક્ષ્મણજી બચપણથી જ લોકહિતૈષી શ્રીરામના અતિ પ્રિય હતા.

सर्वप्रियकरस्तस्य रामस्यापि शरीरतः ।
लक्ष्मणो लक्ष्मिसम्पन्नो बहिः प्राण इवापरः ॥ १८ ॥

તેઓ સૌનું પ્રિય કરનારા રામને પોતાના શરીર કરતાં પણ વધારે માનતા હતા. તે રામનો બહારનો બીજો પ્રાણ જ હતા.

न च तेन विना निद्रां लभते पुरुषोत्तमः ।
मृष्टमन्नमुपानीतमश्नाति न हि तं विना ॥ १९ ॥

શ્રીરામને લક્ષ્મણ વગર ઊંઘ પણ આવતી ન હતી અને લક્ષ્મણને આપ્યા વિના તેઓ કોઈ મીઠી વસ્તુ ખાતા પણ ન હતા.



यदा हि हयमारूढो मृगयां याति राघवः ।
तदैवं पृष्ठतोऽभ्येति सधनुः परिपालयन् ॥ २० ॥

શ્રીરામ ઘોડા ઉપર સવાર થઇને જ્યારે પણ મૃગયા રમવાને જતા હતા ત્યારે લક્ષ્મણજી પણ હાથમાં ધનુષ લઇને તેમની પાછળ પાછળ ગયા કરતા હતા.

भरतस्यापि शत्रुघ्नो लक्ष्मणावरजो हि सः ।
प्राणैः प्रियतरो नित्यं तस्य चासीत्तथा प्रियः ॥ २१ ॥

આવી જ રીતે લક્ષ્મણથી નાનો ભાઇ શત્રુઘ્ન ભરતને અને ભરત શત્રુઘ્નને પ્રાણોથી પણ અધિક પ્રિય હતા.

ते यदा ज्ञानसम्पन्नाः सर्वे समुदिता गुणैः ।
ह्रीमन्तः कीर्तिमन्तश्च सर्वज्ञा दीर्घदर्शिनः ॥ २२ ॥
तेषामेवं प्रभावानां सर्वेषां दीप्ततेजसाम् ॥
पिता दशरथो हृष्टो ब्रह्मा लोकाधिपो यथा ॥ २३ ॥

જ્યારે તે ચારેય રાજકુમારો જ્ઞાન-સંપન્ન સર્વે ગુણોથી યુક્ત, લજ્જાશીલ, યશસ્વી, સર્વે વિષયોમાં નિષ્ણાંત અને દીર્ઘદ્રષ્ટા થઇ ગયા ત્યારે તેમના પ્રભાવ અને જ્વલંત તેજને જોઇને બ્રહ્મા લોકપાળોને જોઇને જેવા પ્રસન્ન થાય તેવા પ્રસન્ન મહારાજા દશરથ થયા.

ते चापि मनुजव्याघ्रा वैदिकाध्ययने रताः ।
पितृशुश्रूषणरता धनुर्वेदे च निष्ठिताः ॥ २४ ॥

તે નરસિંહો પણ વેદાધ્યયનમાં રુચિવાળા, પિતૃસેવામાં તત્પર અને ધનુર્વિદ્યામાં પ્રવીણ થઇ ગયા.



## ૧૦ (દશમો) સર્ગ મહર્ષિ વિશ્વામિત્રનું આગમન

अथ राजा दशरथो राजकार्यप्रसंगतः ।
चिन्तयामास धर्मात्मा सोपाध्यायश्च मन्त्रिणः ॥ १ ॥

એક દિન મહારાજા દશરથ પોતાના ઉપાધ્યાય અને મન્ત્રીઓની સાથે રાજ્ય-કાર્ય સંબંધી કશીક ચર્ચા કરી રહ્યા હતા.

तस्य चिन्तमानस्य मन्त्रिमध्ये महात्मनः ।
अभ्यागच्छन्महातेजा विश्वामित्रो महामुनिः ॥ २ ॥

તે (મહારાજા-મંત્રીઓમાં) ચર્ચા-વિચારણા કરી જ રહ્યા હતા તે વેળાએ મહાતેજસ્વી મહામુનિ વિશ્વામિત્રજી પધાર્યા.

स राज्ञो दर्शनाकांक्षी द्वाराध्यक्षानुवाच ह ।
शीघ्रमाख्यात मां प्राप्तं कौशिकं गाधिनः सुतम् ॥ ३ ॥

મહારાજને મળવાની અભિલાષાથી તેમણે દ્વારપાળને કહ્યું કે 'તું જલ્દી જઇને મહારાજને સૂચના આપ કે 'ગાધિપુત્ર (કૌશિક) વિશ્વામિત્ર આવ્યા છે.'

ते गत्वा राजभवनं विश्वामित्रमृषिं तदा ।
प्राप्तमावेदयामासुर्नृपायेक्ष्वाकवे तदा ॥ ४ ॥

રાજભવનમાં જઇને તેમણે વિશ્વામિત્રજીના આગમનના સમાચાર મહારાજા દશરથને કહી સંભળાવ્યા.



तेषां तद्वचनं श्रुत्वा सपुरोधाः समाहितः ।
प्रत्युज्जगाम संहृष्टो ब्रह्माणमिव वासवः ॥ ५ ॥

દ્વારપાળો પાસેથી વિશ્વામિત્રનું આગમન સાંભળીને દશરથજી પ્રસન્ન થયા અને (પુરોહિત) વસિષ્ઠને સાથે લઇને વિશ્વામિત્રજીને મળવા માટે, જેવી રીતે ઇન્દ્ર બ્રહ્મા ને મળવા જાય તેવી રીતે, ચાલી ગયા.

स दृष्ट्वा ज्वलितं दीप्त्या तापसं संशितव्रतम् ।
प्रहृष्टवदनो राजा ततोऽर्घ्यमुपाहरत् ॥ ६ ॥

તેજથી દેદીપ્યમાન (કાયાવાળા) અને કઠોર નિયમોનું પાલન કરનારા તપસ્વી વિશ્વામિત્રજીને જોઇને રાજા દશરથે પ્રસન્ન થઇને તેમને અર્ઘ્ય અર્પણ કર્યું.

स राज्ञः प्रतिगृह्यार्घ्यं शास्त्रदृष्टेन कर्मणा ।
कुशलं चाव्ययं चैव पर्यपृच्छन्नराधिपम् ॥ ७ ॥

વિશ્વામિત્રજીએ શાસ્ત્રોક્ત વિધિથી રાજાનાં અર્ઘ્યનું ગ્રહણ કર્યું, અને એમને ક્ષેમકુશળતા પૂછ્યા.

पुरे कोशे जनपदे बान्धवेषु सुहृत्सु च ।
कुशलं कौशिको राज्ञः पर्यपृच्छत्सुधार्मिकः ॥ ८ ॥

પછી વિશ્વામિત્રજીએ મહારાજનાં નગર, કોશ, રાજ્ય, કુટુમ્બ અને ઇષ્ટ મિત્રોની કુશળતા પૂછી.

वसिष्ठं च समागम्य कुशलं मुनिपुङ्गवः ।
ऋषींश्च तान्यथान्यायं महाभाग उवाच ह ॥ ९ ॥

પછી વિશ્વામિત્રજીએ વસિષ્ઠજીની કુશળતા પૂછી. ત્યારપછી મહાભાગ વામદેવ વગેરે બધા જ ઋષિઓને ક્રમશઃ કુશળ-મંગળ પૂછ્યાં.



ते सर्वे हृष्टमनसस्तस्य राज्ञो निवेशनम् ।
विविशुः पूजितास्तेन निषेदुश्च यथार्हतः ॥ १० ॥

વિશ્વામિત્રજી દ્વારા પૂજિત તેઓ બધા પ્રસન્ન મનવાળા મહારાજાના સભાભવનમાં ગયા અને યથોચિત આસનો ઉપર બેસી ગયા.

अथ हृष्टमना राजा विश्वामित्रं महामुनिम् ।
उवाच परमोदारो हृष्टस्तमभिपूजयन् ॥ ११ ॥

ત્યારે પ્રસન્ન ચિત્તવાળા રાજા દશરથે ઉદારતાથી સહર્ષ પૂજન (યથાયોગ્ય સત્કાર) કરીને મહામુનિ વિશ્વામિત્રને કહ્યું :

यथामृतस्य संप्राप्तिर्यथा वर्षमनुदके ।
यथा सदृशदारेषु पुत्रजन्माप्रजस्य वै ॥ १२ ॥
प्रणष्टस्य यथालाभो यथा हर्षो महोदयः ।
तथैवागमनं मन्ये स्वागतं ते महामुने ॥
कं च ते परमं कामं करोमि किमु हर्षितः ॥ १३ ॥

"હે મહર્ષિ ! આપના આગમનથી મને એટલો બધો હર્ષ થયો છે, જેવો હર્ષ અમૃતની પ્રાપ્તિથી થાય, જેવો હર્ષ સૂકી ખેતી પર વરસાદથી થાય, જેવો હર્ષ અપુત્રને પુત્ર લાભથી થાય, જેવો હર્ષ નાશ પામેલી વસ્તુ મળી જવાથી થાય અને મોટા ઉત્સવમાં જે આનંદ મળે તેવો હર્ષ મને આજે થયો છે. હું આપનું સ્વાગત કરું છું. આપના દર્શનથી આનંદિત થયેલો હું આપનું કયું ઉત્તમ કામ કરી આપું ?"



पात्रभूतोऽसि मे ब्रह्मन्दिष्टया प्राप्तोऽसि मानद ।
अद्य मे सफलं जन्म जीवितं च सुजीवितम् ॥ १४ ॥

"હે બ્રહ્મન્ ! આપ મારા દાનને સુપાત્ર છો. દૈવયોગે આપનું શુભાગમન થયું તેથી આપે મને બહુમાન આપ્યું છે. આજ મારો જન્મ સફળ થયો છે અને મારું જીવન સુજીવન થઇ ગયું છે.

ब्रूहि यत्प्रार्थितं तुभ्यं कार्यमागमनं प्रति ।
इच्छाम्यनुगृहीतोऽहं त्वदर्थपरिवृद्धये ॥ १५ ॥

"હવે (હું આપને પ્રાર્થના કરું છું) આપ કૃપા કરીને કહો કે આપનું કયા કાર્ય માટે અહીં આગમન થયું છે ? આપની (વૃદ્ધિ) માટે સેવા કરીને અનુગૃહીત થવાની હું ઇચ્છા કરું છું."

कार्यस्य न विमर्शं च गन्तुमर्हसि सुव्रत ।
कर्त्ता चाहमशेषेण दैवतं हि भवान्मम ॥ १६ ॥

"હે કૌશિક ! આપ પોતાના કાર્યના વિષયમાં જરા પણ સંદેહ ન કરશો. આપ મારા પૂજ્ય (દેવ) છો. તેથી હું આપનાં બધાં કાર્યો પૂર્ણ કરીશ".

## ૧૧ (અગિયારમો) સર્ગ વિશ્વામિત્ર દ્વારા રામની માગણી અને દશરથનો મોહ

तत् श्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम् ।
हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

રાજાઓમાં શ્રેષ્ઠ દશરથનાં અદ્દ્ભુત અને વિસ્તૃત વચનો સાંભળીને હર્ષિત થયેલા મહાતેજસ્વી વિશ્વામિત્ર બોલ્યા.



सद्दशं राजशार्दूल तवैव भूवि नान्यतः ।
महावंशप्रसूतस्य वसिष्ठव्यपदेशिनः ॥ २ ॥

"હે નૃપ-શાર્દૂલ ! આવાં વચનો આપ જેવા ઇક્ષ્વાકુવંશના સંતાન અને વસિષ્ઠ ઋષિના યજમાન સિવાય બીજા કોણ કહેવાના હતા ?"

यत्तु मे हृद्गतं वाक्यं तस्य कार्यस्य निश्चयम् ।
कुरुष्व राजशार्दूल भव सत्यप्रतिश्रवः ॥ ३ ॥

"હે રાજશાર્દૂલ ! હવે હું મારા હૃદયમાં રહેલી વાત કહું છું. તે પ્રમાણે કાર્ય કરીને આપ પોતાની પ્રતિજ્ઞાને પૂરી કરો."

अहं नियममातिष्ठे सिद्धयर्थ पुरुषर्षभ ।
तस्य विघ्नकरौ द्वौ तु राक्षसौ कामरूपिणौ ॥ ४ ॥

હે નરશ્રેષ્ઠ ! યજ્ઞસિદ્ધિ માટે આજકાલ મેં દીક્ષા ધારણ કરેલી છે. એ યજ્ઞમાં યથેચ્છરૂપ ધારણ કરનારા બે રાક્ષસો વિધ્ન નાખ્યા કરે છે"

स्वपुत्रं राजशार्दूल रामं सत्यपराक्रमम् ।
काकपक्षधरं शूरं ज्येष्ठं मे दातुमर्हसि ॥ ५ ॥

"હે નૃપશ્રેષ્ઠ ! સત્ય પરાક્રમી, કાનછેરિયાંવાળા તમારા મોટા શૂરવીર પુત્ર શ્રીરામ મને આપી દો."

शक्तो ह्येष मया गुप्तो दिव्येन स्वेन तेजसा ।
राक्षसा ये विकर्तारस्तेषामपि विनाशने ॥ ६ ॥

"મારાથી સુરક્ષિત રામ પોતાના દિવ્ય તેજથી મારા યજ્ઞની રક્ષા કરશે એટલું જ નહિ પણ રાક્ષસોનો નાશ પણ કરી દેશે."



श्रेयश्चास्मै प्रदास्यामि बहुरूपं न संशयः ।
त्रयाणामपि लोकानां येन ख्यातिं गमिष्यति ॥ ७ ॥

"હું એમનાં કલ્યાણ માટે એવી અનેક વિધિઓ અને ક્રિયાઓ બતાવીશ જેનાથી તેની ખ્યાતિ (જલ, સ્થલ, નભ) ત્રણેય લોકોમાં થઇ જશે.

यदि ते धर्मलाभं च यशश्च परमं भुवि ।
स्थिरमिच्छसि राजेन्द्र रामं मे दातुमर्हसि ॥ ८ ॥

જો તમે સંસારમાં પોતાના પુણ્ય અને યશને સ્થિર રાખવા માગતા હો તો આપ, મને શ્રીરામ આપી દો."

इत्येवमुक्त्वा धर्मात्मा धर्मार्थसहितं वचः ।
विरराम महातेजा विश्वामित्रो महामुनिः ॥ ९ ॥

ધર્માત્મા, મહાતેજસ્વી મહામુનિ વિશ્વામિત્રજી ધર્માર્થયુક્ત આવું વચન કહીને ચૂપ થઇ ગયા.

तत् श्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् ।
मुहूर्तमिव निःसंज्ञः संज्ञावानिदमब्रवीत् ॥ १० ॥

વિશ્વામિત્રનું કથન સાંભળીને મહારાજા દશરથ મુહૂર્તવાર તો મૂર્છિત થઇ ગયા. ત્યારપછી જ્યારે ભાનમાં આવ્યા ત્યારે બોલ્યા.

ऊनषोडशवर्षो मे रामो राजीवलोचनः ।
न युद्धयोग्यतामस्य पश्यामि सह राक्षसैः ॥ ११ ॥



"હે મહર્ષિ ! મારો કમલનયન રામ તો હજી સોળ વર્ષનો પણ નથી થયો. રાક્ષસોની સાથે લડવાની યોગ્યતા તેનામાં હું જોતો નથી."

इयमक्षौहिणी सेना यस्याहं पतिरीश्वरः ।
अनया सहितो गत्वा योद्धाऽहं तैर्निशाचरैः ॥ १२ ॥

" આ જે અક્ષૌહિણી સેના છે, તેનો હું સ્વામી છું. તેને સાથે લઇ જઇને હું તે રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ."

इमे शूराश्च विक्रान्ता भृत्या मेऽस्त्रविशारदाः ।
योग्या रक्षोगणैर्योद्धुं न रामं नेतुमर्हसि ॥ १३ ॥

"આ મારા મહાપરાક્રમી, શૂરવીર, યુદ્ધવિદ્યામાં પ્રવીણ, વેતનભોગી, યોદ્ધાઓ રાક્ષસોનાં ધાડાં સામે યુદ્ધ કરવાને સમર્થ છે. આપ એમને લઇ જાઓ પણ રામને ન લઇ જાઓ."

अहमेव धनुष्पाणिर्गोप्ता समरमूर्धनि ।
यावत्प्राणान्धरिष्यामि तावद्योत्स्ये निशाचरैः ॥ १४ ॥

"ધનુષબાણ હાથમાં લઇને હું જાતે યુદ્ધભૂમિમાં ઊભો રહીને, દેહમાં પ્રાણ ટકે ત્યાં સુધી આપના યજ્ઞની રક્ષા કરતો રાક્ષસોની સાથે લડીશ."

अहं तत्र गमिष्यामि न रामं नेतुमर्हसि ।
बालो ह्यकृतविद्यश्च न च वेत्ति बलाबलम् ॥ १५ ॥
न चास्त्रबलसंयुक्तो न च युद्धविशारदः ।
न चासौ रक्षसां योग्यः कूटयुद्धा हि ते ध्रुवम् ॥ १६ ॥

"હું જાતે ત્યાં આવું છું. આપ રામને ન લઇ જાઓ, કેમકે તે બાળક છે. તે વિદ્યાથી અજાણ છે અને શત્રુઓના બલાબલને સમજતો નથી. વળી તે આયુધોના ઉપયોગમાં કુશળ નથી. યુદ્ધવિદ્યામાં પ્રવીણ નથી. તે રાક્ષસોની સાથે લડવાને યોગ્ય નથી, કેમકે રાક્ષસો કપટ યુદ્ધ કરનારા હોય છે.

विप्रयुक्तो हि रामेण मुहूर्तमपि नोत्सहे ।
जीवितुं मुनिशार्दूल न रामं नेतुमर्हसि ॥ १७ ॥

"રામના વિયોગમાં હું ક્ષણભર પણ જીવિત રહી શકતો નથી. એટલે હે મુનિશ્રેષ્ઠ ! આપ રામને ન લઇ જાઓ."

यदि वा राघवं ब्रह्मन्नेतुमिच्छसि सुव्रत ।
चतुरङ्गसमायुक्तं मया सह च तं नय ॥ १८ ॥

"જો તમે રામને જ લઇ જવા ચાહતા હો તો મને અને ચતુરંગિણી (રથ, હાથી ઘોડા, પાયદળ) સેનાને પણ સાથે લઇ ચાલો."

षष्टिर्वर्षसहस्राणि जातस्य मम कौशिक ।
दुःखेनोत्पादितश्चायं न रामं नेतुमर्हसि ॥ १९ ॥

"હે વિશ્વામિત્ર ! સાઠ વર્ષની અવસ્થામાં બહુ દુઃખો વેઠીને મેં એની પ્રાપ્તિ કરેલી છે. એટલે આપ રામને નહીં લઇ જતા."

**ટિપ્પણી** ✱ *સહસ્રનો અર્થ એક પણ થાય છે. એટલે સહસ્ર વર્ષનો અર્થ થશે એક વર્ષ અને "षष्टिर्वर्षसहस्राणि" નો અર્થ થયો સાઠ વર્ષ.*



चतुर्णामात्मजानां हि प्रीतिः परमिका मम ।
ज्येष्ठे धर्मप्रधाने च न रामं नेतुमर्हसि ॥ २० ॥

"ચારેય રાજકુમારોમાં મારી પરમ પ્રીતિ રામ ઉપર જ છે, તે સૌથી મોટો અને ધર્મપ્રધાન છે. એટલા માટે આપ રામને ન લઇ જશો."

**ટિપ્પણી** ✱ *મનુ ભગવાને જ્યેષ્ઠ પુત્રને જ ધર્મજ માનેલો છે.*

*स एव धर्मजः पुत्रः कामजातानितरान्विदुः । (મનુસ્મૃતિ, ૯-૧૦૭)*

*જ્યેષ્ઠ પુત્ર જ ધર્મજ છે, અન્ય તો કામજ હોય છે.*

किं वीर्या राक्षसास्ते च कस्य पुत्राश्च के च ते ।
कथं प्रमाणाः के चैतान्रक्षन्ति मुनिपुङ्गवः ॥ २१ ॥

"હે મુનિશ્રેષ્ઠ ! તે રાક્ષસો કેટલા પરાક્રમી છે ? કોનો પુત્રો છે ? શરીરનું પ્રમાણ કેવું છે ? અને એની રક્ષા કોણ કરી રહ્યું છે ?"

तस्य तद्वचनं श्रुत्वा विश्वामित्रोऽभ्यभाषत ।
पौलस्त्यवंशप्रभवो रावणो नाम राक्षसः ॥ २२ ॥
तेन संचोदितौ द्वौ तु राक्षसौ सुमहाबलौ ।
मारीचश्च सुबाहुश्च यज्ञविघ्नं करिष्यतः ॥ २३ ॥

"મહારાજનાં વચન સાંભળીને વિશ્વામિત્રજી બોલ્યા. હે રાજા ! મહર્ષિ પુલસ્ત્યના વંશમાં ઉત્પન્ન રાવણ નામનો એક રાક્ષસ છે, તેની પ્રેરણાથી મહાબળવાન બે રાક્ષસો-મારીચ અને સુબાહુ યજ્ઞમાં વિઘ્ન નાખ્યા કરે છે."



इत्युक्तो मुनिना तेन राजोवाच मुनिं तदा ।
नहि शक्तोऽस्मि संग्रामे स्थातुं तस्य दुरात्मनः ॥ २४ ॥

વિશ્વામિત્રનાં વચનો સાંભળીને દશરથે કહ્યું - "એ દુરાત્મા રાવણની સામે સંગ્રામમાં હું પણ ઊભો રહી શકતો નથી."

स त्वं प्रसादं धर्मज्ञ कुरुष्व मम पुत्रके ।
बालं मे तनयं ब्रह्मन्नैव दास्यामि पुत्रकम् ॥ २५ ॥

"હે ધર્મજ્ઞ ! હે બ્રહ્મન્ ! આપ મારા પર અને મારા દીકરા ઉપર કૃપા કરો. હું મારો બાળ-પુત્ર કદી પણ નહીં આપું."

## **૧૨ (બારમો) સર્ગ વિશ્વામિત્રનો ક્રોધ અને વસિષ્ઠનું દશરથને સમજાવવું.**

तत् श्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलाक्षरम् ।
समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम् ॥ १ ॥

દશરથનાં પુત્ર સ્નેહભીનાં વચનો સાંભળીને ગુસ્સે થયેલા વિશ્વામિત્રે મહારાજને કહ્યું.

पूर्वमर्थं प्रतिश्रुत्य प्रतिज्ञां हातुमिच्छसि ।
राघवाणामयुक्तोऽयं कुलस्यास्य विपर्ययः ॥ २ ॥

"હે રાજન્ ! રઘુવંશમાં ઉત્પન્ન થઇને પણ આપ કાર્ય કરવા માટે કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરવા માગો છો ! આ વાત રઘુવંશીઓને માટે વિપરીત છે અને કુળ-પરંપરાથી પ્રતિકૂળ છે."



***ટિપ્પણી*** ✵ *રઘુકુળની પરંપરાના સંબંધમાં તુલસીદાસજીએ એમ સમજો કે આ જ શ્લોકને પોતાની નજર સામે રીખીને કહ્યું છે કે,*

*रघुकुल रीति सदा चली आई ।*
*प्राण जायें पर वचन न जाई ॥*

यदिदं ते क्षमं राजन् गमिष्यामि यथागतम् ।
मिथ्याप्रतिज्ञः काकुत्स्थ सुखी भव सबान्धवः ॥ ३ ॥

"હે રાજન્ ! જો આપની એવી જ ઇચ્છા (એટલું જ સામર્થ્ય) હોય તો હું (જેવો આવ્યો તેવો જ આ) ચાલ્યો. (નિષ્ફળ પ્રતિજ્ઞા કરનારા) આ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞાને મિથ્યા કરનારા, આપ (કાકુત્સ્થવંશીઓ) બધું-બાંધવો સહિત સુખી થાઓ."

तस्य रोषपरीतस्य विश्वामित्रस्य धीमतः ।
नृपतिं सुव्रतो धीरो वसिष्ठो वाक्यमब्रवीत् ॥ ४ ॥

જ્યારે (વિદ્વાન) વિશ્વામિત્ર ખીજાઇ ગયા, ત્યારે વ્રતપરાયણ તથા ધૈર્યશીલ વસિષ્ઠજીએ દશરથને કહ્યું.

इक्ष्वाकूणां कुले जातः साक्षाद्धर्म इवापरः ।
धृतिमान्सुव्रतः श्रीमान्न धर्मं हातुमर्हसि ॥ ५ ॥

"મહારાજ ! આપ ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલ અને સાક્ષાત્ ધર્મનું બીજું સ્વરૂપ છો. આપ તો શ્રીમાન, ધૈર્યવાન અને શ્રેષ્ઠવ્રતોને ધારણ કરનારા છો. એથી આપ ધર્મનો ત્યાગ કરવાને યોગ્ય નથી."



त्रिषु लोकेषु विख्यातो धर्मात्मा इति राघवः ।
स्वधर्मं प्रतिपद्यस्व नाधर्मं वोढुमर्हसि ॥ ६ ॥

"આપ (રાઘવ) ધર્માત્મા તરીકે ત્રણેય લોકમાં પ્રસિદ્ધ છો. એથી આપ ધર્મનું પ્રતિપાદન કરો, અધર્મનું આચરણ આપે ન કરવું જોઇએ."

प्रतिश्रुत्य करिष्येति उक्तं वाक्यमकुर्वतः ।
इष्टापूर्तवधो भूयात्तस्माद्रामं विसर्जय ॥ ७ ॥

"હે રાજા ! જેઓ પ્રતિજ્ઞા કરીને તેને પૂર્ણ નથી કરતા, તેમના ઇષ્ટ અને આપૂર્ત(કર્મો)નું ફળ નષ્ટ થઇ જાય છે, એટલે આપ રામને મોકલી દો."

**ટિપ્પણી** ✱ *इष्ट = અશ્વમેધાદિ યજ્ઞ (શ્રૌત કર્મો)*
✱ *आपूर्त = કૂવા, તળાવ, વાવ વગેરે કરાવવાં. (સ્માર્ત કર્મો)*

*(वापीकूपतडागादि देवतायतनानि च ।*
*अन्नप्रदानमारामाः पूर्तमर्थ्याः प्रचक्षते ॥*
*एकाग्निकर्महवनं त्रेतायां यच्च हूयते ।*
*अन्तर्वेद्यां च यदानमिष्टं तदभिधीयते ॥)*

कृतास्त्रमकृतास्त्रं वा नैनं शक्ष्यन्ति राक्षसाः ।
गुप्तं कुशिकपुत्रेण ज्वलनेनामृतं यथा ॥ ८ ॥

"શ્રીરામ અસ્ત્ર-વિદ્યામાં કુશળ હોય કે ન હોય, વિશ્વામિત્ર દ્વારા સુરક્ષિત રામનું રાક્ષસો કંઇ જ બગાડી શકશે નહિ. અરે ! જો અગ્નિચક્ર અમૃતનું રક્ષણ કરતું હોય તો એને કોણ ઝૂંટવી શકે છે ?"



महावीर्यो महातेजा विश्वामित्रो महायशाः ।
न रामगमने राजन्संशयं गन्तुमर्हसि ॥ ९ ॥

"વિશ્વામિત્ર મહા પરાક્રમી, મહાતેજસ્વી અને મહાયશસ્વી છે, એટલે એમની સાથે રામને મોકલવામાં જરા પણ સંદેહ ન કરજો."

तेषां निग्रहणे शक्तः स्वयं च कुशिकात्मजः ।
तव पुत्रहितार्थाय त्वामुपेत्याभियाचते ॥ १० ॥

"વિશ્વામિત્ર પોતે જ એ રાક્ષસોને મારવાને સમર્થ છે. એ તો આપના પુત્રોના હિતને માટે જ તમારી પાસે આવીને તેમની યાચના કરે છે."

## ૧૩ (તેરમો) સર્ગ વિશ્વામિત્રની જોડે રામ-લક્ષ્મણનું પ્રસ્થાન

तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः स्वयम् ।
प्रहृष्टवदनो राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥

વસિષ્ઠજીના સમજાવવાથી મહારાજા દશરથે (પોતાની જાતે જ રાજી ખુશીથી) રામ અને લક્ષ્મણને બોલાવી લીધા.

**ટિપ્પણી** ✱ *અહીંયા શંકા ઉત્પન્ન થાય છે કે વિશ્વામિત્રે તો કેવલ રામની માગણી કરી હતી. તેમણે લક્ષ્મણનું તો નામ પણ ન હતું લીધું. તો પછી રામની સાથે લક્ષ્મણને કેમ મોકલવામાં આવ્યા. આનો ઉત્તર એ છે કે એ કુટુમ્બમાં લક્ષ્મણ વિનાના (એકલા) રામની વાત તો કોઇની કલ્પનામાં પણ ન હતી. જ્યારે*



દશરથે રામને મોકલવાનો નિર્ણય કર્યો તો લક્ષ્મણને પણ બોલાવી લીધા, કેમકે તેઓ જાણતા હતા કે લક્ષ્મણ શ્રીરામની સાથે અવશ્ય જશે જ. (ગાઢ ભ્રાતૃપ્રેમને લીધે રામ-લક્ષ્મણની જોડી અવિભાજ્ય હતી.)

મહર્ષિ વાલ્મીકિએ રામ-લક્ષ્મણના સંબંધનું વર્ણન આ પ્રમાણે કરેલું છે.

रामस्य दक्षिणो बाहुः नित्यं प्राणो बहिश्चरः । अरण्यकाण्ड २२/१९ ॥

લક્ષ્મણ રામનો જમણો હાથ હતા. તેઓ રામના બીજા પ્રાણ તુલ્ય હતા, જે પ્રાણ શરીરની બહાર રહીને કાર્ય કરતા હતા.

कृतस्वस्त्ययनं मात्रा पित्रा दशरथेन च ।
पुरोधसा वसिष्ठेन मङ्गलैरभिमन्त्रितम् ॥ २ ॥

મોકલતી વેળાએ માતાએ અને પિતા દશરથે ગમનકાલિક સ્વસ્તિવાચન કર્યું તથા પુરોહિત વસિષ્ઠજીએ રામને મંગળ સૂક્તો દ્વારા ઉપદેશ આપ્યો.

**ટિપ્પણી :** ✷ અમે અહીંયા એક મંત્ર આપીએ છીએ. જેઓ અધિક જોવા માગતા હોય તેઓએ મહર્ષિ દયાનન્દકૃત 'સંસ્કાર-વિધિ'નું સ્વસ્તિ-વાચન પ્રકરણ જોઈ લેવું.

सुगः पन्था अनृक्षर आदित्यास ऋतं यते ।
नात्रवखादो अस्ति वः ॥ – ऋग्वेद १-४१-४ ॥

હે સૂર્ય સમાન સન્માર્ગગામી નાગરિકો ! આ સંસારમાં સત્યના માર્ગે ચાલનારને માટે માર્ગ સુગમ તથા કાંટા વગરનો હોય છે. આ માર્ગમાં તમને કંઈ જ નુકશાન નથી.



स पुत्रं मूर्ध्न्युपाघ्राय राजा दशरथस्तदा ।
ददौ कुशिकपुत्राय सुप्रीतेनान्तरात्मना ॥ ३ ॥

મહારાજા દશરથે પુત્રોનાં માથાં સૂંઘીને ઘણા જ પ્રસન્ન ચિત્તે તેઓને ઋષિ વિશ્વામિત્રને સોંપી દીધા.

विश्वामित्रो ययावग्रे ततो रामो महायशाः ।
काकपक्षधरो धन्वी तं च सौमित्रिरन्वगात् ॥ ४ ॥

સૌથી આગળ વિશ્વામિત્રજી ચાલતા હતા, ત્યારપછી મહાયશસ્વી, કાનછેરિયાંવાળા ધનુર્ધારી રામચંદ્રજી અને તેની પાછળ સુમિત્રાપુત્ર લક્ષ્મણજી જઈ રહ્યા હતા.

अध्यर्धयोजनं गत्वा सरय्वा दक्षिणे तटे ।
रामेति मधुरां वाणीं विश्वामित्रोऽभ्यभाषत ॥ ५ ॥

અયોધ્યાથી દોઢ યોજન (સાડા સાત માઈલ) દૂર સરયૂના દક્ષિણ કિનારે પહોંચ્યા ત્યારે વિશ્વામિત્રે શ્રીરામને મધુર વાણીથી કહ્યું.

गृहाण वत्स सलिलं मा भूत्कालस्य पर्ययः ।
मन्त्रग्रामं गृहाणं त्वं बलामतिबलां तथा ॥ ६ ॥

'હે વત્સ ! ઝટ આચમન કરી લો અને મંત્ર સમૂહના રૂપમાં બલા અને અતિબલા નામની વિદ્યાને ગ્રહણ કરો.'

न श्रमो न ज्वरो वा ते न रूपस्य विपर्ययः ।
न च सुप्तं प्रमत्तं वा धर्षयिष्यन्ति नैऋताः ॥ ७ ॥

"આના પ્રભાવથી તમને થાક નહીં લાગે, તાવ નહીં આવે, રૂપમાં કંઇ વિકાર (વિકૃતિ) નહીં થાય. તમે ઊંઘતા હો કે અસાવચેત હો ત્યારે પણ રાક્ષસો તમને રંજાડી શકશે નહિ."

न बाह्वोः सदृशो वीर्ये पृथिव्यामस्ति कश्चनः ।
त्रिषु लोकेषु वा राम न भवेत्सदृशस्तव ॥ ८ ॥

"હે રામ ! આ વિદ્યાનું ગ્રહણ કરવાથી સંપૂર્ણ પૃથ્વી પર કોઇ પણ તમારા બાહુબળની બરાબરી કરી શકશે નહિ, પૃથ્વી ઉપર તો શું ત્રણ લોકમાં પણ તમારા સમાન કોઇ નહીં હોય."

**ટિપ્પણી :** *શ્લોક ૬, ૭, ૮માં કથિત ગુણો આયુર્વેદ (ભાવ પ્ર.પૂ.ખંડ)માં 'બલા' - 'અતિબલા' નામે વનૌષધિના કહેલા છે, વાંચો*

*बला चतुष्टयं शीतं मधुरं बलकान्तिकृत् ।*
*स्निग्धं ग्राहि समीरास्त्रपित्तास्त्र क्षतनाशनम् ॥*

न सौभाग्ये न दाक्षिण्ये न ज्ञाने बुद्धिनिश्चये ।
नोत्तरे प्रतिवक्तव्ये समो लोके तवानघ ॥ ९ ॥

"હે નિષ્પાપ ! આ વિદ્યાની પ્રાપ્તિ કરી લીધા પછી સૌભાગ્ય, ચતુરતા, જ્ઞાન, કર્તવ્યનો બુદ્ધિપૂર્વક નિર્ણય કરવામાં અને યોગ્ય ઉત્તર આપવામાં આ લોકમાં તમારી તુલના કોઇ કરી શકશે નહી."

बलाचातिबला चैव सर्वज्ञानस्य मातरौ ।
क्षुत्पिपासे न ते राम भविष्येते नरोत्तम ॥ १० ॥



"હે પુરુષોત્તમ રામ ! સર્વે વિદ્યાઓની માતા બલા અને અતિબલા નામની વિદ્યાઓના પ્રભાવથી તમને ભૂખ-તરસ પણ વ્યાકુળ કરી શકશે નહિ."

बलामतिबलां चैव पठतस्तात राघव ।
विद्याद्वयमधीयाने यशश्चाथ भवेद् भुवि ॥ ११ ॥

"હે રાઘવ ! આ બન્ને વિદ્યાઓ ભણી લેવાથી તમારો યશ સમસ્ત સંસારમાં ફેલાઇ જશે.'

ततो रामो जलं स्पृष्ट्वा प्रहृष्टवदनः शुचिः ।
प्रतिजग्राह ते विद्ये महर्षेर्भावितात्मनः ॥ १२ ॥

આ સાંભળીને નિર્મલ પ્રસન્નવદન રામે પવિત્ર થઇને આત્મ સ્વરૂપને જાણવાવાળા મહર્ષિ વિશ્વામિત્ર પાસેથી તે બન્ને વિદ્યાઓ પ્રાપ્ત કરી લીધી.

विद्यासमुदितो रामः शुशुभे भूरिविक्रमः ।
सहस्ररश्मिर्भगवाञ्शरदीव दिवाकरः ॥ १३ ॥

એ વિદ્યાઓ શીખી લીધા પછી પરાક્રમી શ્રીરામ એવા તો સુશોભિત થયા જેવા કે શરદ ઋતુમાં (સહસ્ર કિરણોવાળા ભગવાન) ભાસ્કર શોભે છે.

गुरुकार्याणि सर्वाणि नियुज्य कुशिकात्मजे ।
ऊषुस्तां रजनीं तीरे सरय्वां सुसुखं त्रयः ॥ १४ ॥

આ પછી બન્ને ભાઇઓએ ગુરુ વિશ્વામિત્રની ચરણસેવા આદિ કાર્યો કરીને એ રાત સરયૂ નદીના તટ પર વિશ્વામિત્રજીની સાથે સુખપૂર્વક વીતાવી.



## ૧૪ (ચૌદમો) સર્ગ શિવાશ્રમમાં વિશ્રામ

प्रभातायां तु शर्वर्यां विश्वामित्रो महामुनिः ।
अभ्यभाषत काकुत्स्थौ शयानौ पर्णसंस्तरे ॥ १ ॥

રાત વીતી ગઇ ત્યારે વિશ્વામિત્ર (મહામુનિ) એ સૂકાં પાંદડાંની પથારીમાં સૂતેલા રામ-લક્ષ્મણને કહ્યું.

कौसल्या सुप्रजा राम पूर्वा सन्ध्या प्रवर्तते ।
उत्तिष्ठ नरशार्दुल कर्तव्यं दैवमाह्निकम् ॥ २ ॥

"હે કૌસલ્યાનંદન ! નરશાર્દૂલ રામ ! પ્રાતઃકાળ થવાનો છે, ઊઠો અને પ્રાતઃકૃત્ય (શૌચ, સ્નાન, સંધ્યા) વગેરે કરી લો."

तस्यर्षेः परमोदारं वचः श्रुत्वा नृपात्मजौ ।
स्नात्वा कृतोदकौ वीरौ जेपतुः परमं जपम् ॥ ३ ॥

બન્ને રાજકુમારો પરમ ઉદાર મહર્ષિનાં વચનો સાંભળીને ઊઠી ગયા પછી સ્નાન અને આચમન કરીને તેઓ ગાયત્રીનો જપ કરવા લાગ્યા.

**ટિપ્પણી :** ✵ *શ્રી રામ वेदाङ्गःतत्त्वज्ञः (बाल. १-१४) વેદને જાણનારા હતા. વેદમાં બંને સમયે સંધ્યા કરવાનું વિધાન છે.*

*उपत्वाग्ने दिवे दिवे दोषावस्तर्धिया वयम् ।*
*नमो भरन्त एमसि ॥ ऋग्वेद १-१-७५*



*હે પ્રકાશ સ્વરૂપ પરમાત્મા ! જ્ઞાન-વિજ્ઞાનની પ્રાપ્ત માટે અમે પ્રતિદિન સવારે અને સાંજે, અમારી બુદ્ધિ અને કર્મોથી આપને ધારણ કરતા રહી, નમસ્કાર કરીને આપને પ્રાપ્ત કરીએ છીએ.*

*ગાયત્રી મંત્ર આ પ્રમાણે છે.*

*ओ३म् भूर्भुवः स्वाः तत्सवितुर्वेरेण्यं भर्गोदेवस्य धीमहि ।*
*धियो यो नः प्रचोदयात् ॥ यजुर्वेद ३६-३ ॥*

*શ્રીરામ આ ગાયત્રીનો જ જપ કરતા હતા. આપણે પણ તેનો જ જપ કરવો જોઇએ. આ જ સર્વોત્તમ જપ છે.*

*सावित्र्यास्तु परं नास्ति अत्रि - स्मृति १-११*

कृताह्निकौ महावीर्यो विश्वामित्रं तपोधनम् ।
अभिवाद्यातिसंहृष्टौ गमनायाभितस्थतुः ॥ ४ ॥

પોતાનાં દૈનિક કાર્યોથી નિવૃત્ત થઇને બંને રાજકુમારોએ વિશ્વામિત્રને પ્રણામ કર્યા અને તેઓ આગળ જવા માટે તૈયાર થઇ ગયા.

तौ प्रयान्तौ महावीर्यौ दिव्यां त्रिपथगां नदीम् ।
ददृशास्ते ततस्तत्र सरय्वाः सङ्गमे शुभे ॥ ५ ॥

ચાલતાં ચાલતાં મહાપરાક્રમી બેઉ ભાઇઓ ઉત્તમ જળવાળી ગંગા નદી પર પહોંચી ગયા. ત્યાં તેઓએ ગંગા અને સરયૂનદીનો સંગમ જોયો.

तत्राश्रमपदं पुण्यमृषीणां भावितात्मनाम् ।
बहुवर्षसहस्राणि तप्यतां परमं तपः ॥ ६ ॥

ત્યાં સંગમ-સ્થળ પર ઘણાં વર્ષોથી ઘોર તપનું આચરણ કરનારા પવિત્રાત્મા ઋષિઓનો એક આશ્રમ હતો.

तं दृष्ट्वा परमप्रीतौ राघवौ पुण्यमाश्रमम् ।
ऊचतुस्तं महात्मानं विश्वामित्रमिदं वचः ॥ ७ ॥

એ પવિત્ર આશ્રમને જોઇને રામ અને લક્ષ્મણ પ્રસન્ન થયા અને મહાત્મા વિશ્વામિત્રજીને કહેવા લાગ્યા.

कस्यायमाश्रमः पुण्यः को न्वस्मिन्वसते पुमान् ।
भगवञ्श्रोतुमिच्छावः परं कौतूहलं हि नौ ॥ ८ ॥

"ભગવાન ! આ પવિત્ર આશ્રમ કોનો છે ? આ સમયે અહીં કોણ રહે છે ? અમે બન્ને આ આશ્રમનો વૃત્તાંત સાંભળવાને બહુ જ ઉત્સુક છીએ."

तयोस्तद्वचनं श्रुत्वा प्रहस्य मुनिपुङ्गवः ।
अब्रवीत् श्रूयतां राम शिवाश्रमस्त्वयं पुण्यः ॥ ९ ॥

રાજકુમારોનો પ્રશ્ન સાંભળીને, હસીને વિશ્વામિત્રજી બોલ્યા, 'હે રામ ! સાંભળો, આ પવિત્ર શિવાશ્રમ છે.'

इहाद्य रजनीं राम वसेम शुभदर्शन ।
पुण्ययोः सरितोर्मध्ये श्वस्तरिष्यामहे वयम् ॥ १० ॥



"હે શુભદર્શન રામ ! આજની રાત આપણે અહીં વીતાવીશું અને કાલે નદી (તરીને) પાર કરીને આગળ ચાલીશું."

अभिगच्छामहे सर्वे शुचयः पुण्यमाश्रमम् ।
स्नाताश्च कृतजप्याश्च हुतहव्या नरोत्तम ॥ ११ ॥

"હે રામ ! સ્નાન કરીને, પવિત્ર થઇને જપ અને યજ્ઞથી નિવૃત્ત થઇને ચાલો આપણે આ આશ્રમમાં પ્રવેશ કરીએ."

तेषां संवदतां तत्र मुनयो हर्षमागमन् ।
अर्घ्यं पाद्यं तथाऽऽतिथ्यं निवेद्य कुशिकात्मजे ॥ १२ ॥

એમને ત્યાં વાર્તાલાપ કરતા જોઇને ઋષિ લોકો અત્યંત પ્રસન્ન થયા અને વિશ્વામિત્રજીને અર્ઘ્ય અને પાદ્ય અર્પણ કરીને તેમનું આતિથ્ય (સ્વાગત) કર્યું.

तत्र वासिभिरानीता मुनिभः सुव्रतैः सह ।
न्यवसन्सुसुखं तत्र कामाश्रमपदे तदा ॥ १३ ॥
कथाभिरभिरामाभिरभिरामौ नृपात्मजौ ।
रमयामास धर्मात्मा कौशिको मुनिपुङ्गवः ॥ १४ ॥

સુવ્રતધારી આશ્રમવાસી મુનિઓ એ ત્રણેયને આશ્રમમાં લઇ આવ્યા. ત્યારે ત્રણેય જણા સુખપૂર્વક એ કામાશ્રમ (શિવાશ્રમ)માં રહ્યા. મહર્ષિ વિશ્વામિત્રે અનેક મનોરંજક કથાઓ સંભળાવીને રામ-લક્ષ્મણનું મનોરંજન કર્યું.



## ૧૫ (પંદરમો) સર્ગ તાટકાવધની પ્રેરણા

ततः प्रभाते विमले कृताह्निकमरिन्दमौ ।
विश्वामित्रं पुरस्कृत्य नद्यास्तीरमुपागतौ ॥ १ ॥

(વિમલ) પ્રભાતકાળ થયો ત્યારે, શત્રુઓનું દમન કરનારા બન્ને રાજકુમારો નિત્યકર્મોથી નિવૃત થયા અને વિશ્વામિત્રને આગળ કરીને નદીના તટ પર પહોંચ્યા.

ते च सर्वे महात्मानो मुनयः संशितव्रताः ।
उपस्थाप्य शुभां नावं विश्वामित्रमथाब्रुवन् ॥ २ ॥

આશ્રમવાસી વ્રતધારી બધા જ મુનિ (મહાત્માઓ) એક ઉત્તમ નૌકા લાવી આપીને વિશ્વામિત્રને કહેવા લાગ્યા.

आरोहतु भवान्नावं राजपुत्रपुरस्कृतः ।
अरिष्टं गच्छ पन्थानं मा भूत कालस्य पर्ययः ॥ ३ ॥

"હવે આપ વિલંબ ન કરશો. રાજપુત્રો સહિત નૌકા પર ચઢી જાઓ. આપની યાત્રા નિર્વિઘ્ન પૂરી થાઓ."

विश्वामित्रस्तथेत्युक्त्वा तानृषीनभिपूज्य च ।
ततार सहितस्ताभ्यां सरितं सागरङ्गमाम् ॥ ४ ॥

વિશ્વામિત્રજી 'તથા અસ્તુ' એમ કહીને તે ઋષિઓનું બહુમાન કરીને, તે બન્ને (રાજપુત્રો)ની સાથે સાગરગામિની નદીને ઓળંગી ગયા.

तीरं दक्षिणमासाद्य जग्मतुर्लघुविक्रमौ ।
स वनं घोरसंकाशं दृष्ट्वा नृपवरात्मजः ॥
अविप्रहतमैक्ष्वाकः पप्रच्छे मुनिपुङ्गवम् ॥ ५ ॥



દક્ષિણ કિનારે પહોંચી નાવમાંથી ઊતરીને તેઓ મંદ ગતિથી આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં બન્ને રાજકુમારોએ એક ભયાનક નિર્જન વન જોયું. તે વનને જોઇને શ્રીરામે વિશ્વામિત્રજીને પૂછ્યું.

अहो वनमिदं दुर्गं झिल्लिकागणनादितम् ।
भैरवैः श्वापदैः कीर्णं शकुन्तैर्दारुणारवैः ॥ ६ ॥

"અરે ! આ વન બહુ દુર્ગમ દેખાય છે. આમાં તો તમરાં ગુંજી રહ્યાં છે. ભયંકર વાઘોથી આ વન ભરેલું છે. ભયાનક અવાજોવાળાં પક્ષીઓથી અરણ્ય ઘેરાએલું છે.

नानाप्रकारैः शकुनैर्वाश्यद्भिर्भैरवस्वनैः ।
सिंहव्याघ्रवराहैश्च वारणैश्चोपशोभितम् ॥ ७ ॥

"જુદી જુદી જાતનાં ગીધડાંઓ ભયાનક અવાજે ચીસો પાડી રહ્યાં છે. અરણ્ય સિંહ, વાઘ, સૂવરો અને હાથીઓથી શોભી રહ્યું છે."

धवाश्वकर्णककुभैर्बिल्वतिन्दुकपाटलैः ।
संकीर्णं बदरीभिश्च किं न्वेतद्दारुणं वनम् ॥ ८ ॥

ધાવડો, અશ્વગંધા, અર્જુન (સાજડ), બીલી, ઝેરકોચલાં, પાટલવૃક્ષો અને બોરડીઓથી ઘેરાએલું આ કયું વન છે ?

तमुवाच महातेजा विश्वामित्रो महामुनिः ।
श्रूयतां वत्स काकुत्स्थ यस्यैतद्दारुणं वनम् ॥ ९ ॥



આ સાંભળીને મહાતેજસ્વી વિશ્વામિત્રજી બોલ્યા, "હે વત્સ રામ ! સાંભળો, આ વન કોનું છે, તે હું કહું છું."

एतौ जनपदौ स्फीतौ पूर्वमास्तां नरोत्तम ।
मलदाश्च करूषाश्च देवनिर्माणनिर्मितौ ॥ १० ॥

"હે પુરુષોત્તમ ! પહેલાં અહીંયાં દેવલોકના સમાન સ્થિતિવાળા ધન-ધાન્યથી ભરપૂર અને સમૃદ્ધ મલદ અને કરૂષ નામના બે દેશો વસેલા હતા."

कस्यचित्त्वथ कालस्य यक्षी वै कामरूपिणी ।
बलं नागसहस्रस्य धारयन्ती तदा ह्यभूत् ॥ ११ ॥

"થોડા સમય પછી અહીં એક સ્વેચ્છાચારિણી યક્ષિણી આવી ચડી છે. તેનામાં અનેક હાથીઓનું બળ છે. (અનેક હાથીઓને પછાડવાનું સામર્થ્ય છે.)"

ताटका नामं भद्रं ते भार्या सुन्दस्य धीमतः ।
मारीचो राक्षसः पुत्रो यस्याः शक्रपराक्रमः ॥ १२ ॥

"હે રામ ! તારું કલ્યાણ થાઓ. એનું નામ તાટકા છે, તે (બુદ્ધિમાન યક્ષ) સુન્દની પત્ની છે. તેનો દીકરો મારીચ ઈન્દ્ર સમાન પરાક્રમી છે."

वृत्तबाहुर्महावीर्यो विपुलास्यतनुर्महान् ।
राक्षसो भैरवाकारो नित्यं त्रासयते प्रजाः ॥ १३ ॥

"ગોળ ગોળ ભુજાઓવાળો, મહાપરાક્રમી, મોટા મોઢાવાળો અને ભયાનક શરીરવાળો તે રાક્ષસ મારીચ પ્રજાને કાયમ સતાવ્યા કરે છે. (ત્રાસ આપ્યા કરે છે.)"



इमौ जनपदौ नित्यं विनाशयति राघव ।
मलदांश्च करूषांश्च ताटका दुष्टचारिणी ॥ १४ ॥

"હે રાઘવ ! તે દુષ્ટ તાટકા મલદ અને કરૂષ બન્ને દેશોને કાયમ રંજાડતી રહે છે."

सेयं पन्थानमावृत्य वसत्यत्यर्धयोजने ।
अत एव च गन्तव्यं ताटकाया वनं यतः ॥ १५ ॥

"તે યક્ષિણી આ માર્ગને રોકી રહીને અહીંથી અર્ધો યોજન (બે ગાઉ) દૂર રહે છે. એટલા માટે હવે આપણે તાટકાનાં વનમાં ચાલવું જોઈએ.

स्वबाहुबलमाश्रित्य जहीमां दुष्टचारिणीम् ।
मन्नियोगादिमं देशं कुरु निष्कण्टकं पुनः ॥ १६ ॥

"મારા આદેશથી તમે તમારા બાહુબળ-પરાક્રમથી એ દુષ્ટ આચારવાળી યક્ષિણીનો વધ કરીને આ પ્રદેશને ફરીવાર નિષ્કંટક બનાવી દો."

एनां राघव दुर्वृत्तां यक्षीं परमदारुणाम् ।
गोब्राह्मणहितार्थाय जहि दुष्टपराक्रमाम् ॥ १७ ॥

"હે રામ ! અત્યંત કઠોર હૃદય અને દુષ્ટ પરાક્રમવાળી આ તાટકાને મારીને ગાયો અને બ્રાહ્મણોનું હિત સિદ્ધ કરો."

न हि ते स्त्रीवधकृते घृणा कार्या नरोत्तम ।
चातुर्वर्ण्यहितार्थं हि कर्तव्यं राजसूनुना ॥ १८ ॥



હે નરોત્તમ ! આવી સ્ત્રીનો વધ કરવામાં તમારે ઘૃણા ન કરવી જોઇએ, કેમકે ચારેય વર્ણોનું હિત સાધવું તે રાજકુમારનું કર્તવ્ય છે.

**ટિપ્પણી :** ✱ *વિશ્વામિત્રજીનો આ ઉપદેશ સર્વથા ઉચિત અને વેદાનુકૂળ છે. વેદમાં રાજાને માટે એવો આદેશ છે, કે*

*इन्द्र जहि पुमान्सं यातुधानमुत स्त्रियं मायया शाशदानाम् ।*
*विग्रीवासो मूरदेवा ऋदन्तु मा ते दृशन्त्सूर्यमुच्चरन्तम् ॥*
*(અર્થ. ૮-૪-૨૪)*

*હે રાજન્ ! પીડા આપનારા પુરુષનો અને છળ-કપટથી બીજાનો નાશ કરનારી સ્ત્રીનો વિનાશ કરી દો. એમનાં ડોકાં કાપીને એમનો નાશ કરી દો. એવા દુષ્ટ સ્ત્રી-પુરુષો બીજા દિવસ સુધી પણ જીવતા ન રહે.*

नृशंसमनृशंसं वा प्रजारक्षणकारणात् ।
पातकं वा सदोषं वा कर्त्तव्यं रक्षता सदा ॥ १९ ॥

"પ્રજાની રક્ષા માટે રક્ષકે સદા ક્રૂર અથવા અક્રૂર, દોષવાળું અથવા પાપવાળું કર્મ હોય, તો પણ કરવું જ જોઇએ."

राज्यभारनियुक्तानामेष धर्मः सनातनः ।
अधर्म्यां जहि काकुत्स्थ धर्मो ह्यस्यां न विद्यते ॥ २० ॥

"રાજકાર્યો માટે નિયુક્ત પુરુષોને માટે, દુષ્ટોનો વધ કરવો, એ જ સનાતન ધર્મ છે, હે રામ ! આ તાટકા અધર્મિણી છે, તેથી તેને મારી નાખો."

श्रूयते हि पुरा शक्रो विरोचनसुतां नृप ।
पृथिवीं हन्तुमिच्छन्तीं मन्थरामभ्यसूदवत् ॥ २१ ॥



"હે નૃપ ! સાંભળ્યું છે કે પૂર્વકાળમાં ઇન્દ્રે પ્રજાને સતાવનારી વિરોચનની પુત્રી મન્થરાનો વધ કરેલો હતો."

विष्णुना च पुरा राम भृगुपत्नी दृढव्रता ।
अनिन्द्रं लोकमिच्छन्ती काव्यमाता निषूदिता ॥ २२ ॥

"હે રામ ! આવી જ રીતે વિષ્ણુએ ભૃગુની પત્ની, શુક્રની માતા, જે ઇન્દ્રને મારી નાખવા માગતી હતી, તેને રહેંસી નાખી હતી.

एतैश्चान्यैश्च बहुभी राजपुत्रैर्महात्मभिः ।
अधर्मसहिता नार्यो हताः पुरुषसत्तमैः ।
तस्मादेनां घृणां त्यक्त्वा जहि मच्छासनान्नृप ॥ २३ ॥

"હે રાજપુત્ર ! આ અને બીજા પણ ઘણાજ રાજા મહાત્માઓએ અધર્મયુક્ત સ્ત્રીઓને હણેલી છે તમે પણ ઘૃણા છોડીને મારી આજ્ઞાથી આને મારી નાખો.

## ૧૬ (સોળમો) સર્ગ તાટકા વધ

मुनेर्वचनमक्लीबं श्रुत्वा नरवरात्मजः ।
राघवः प्राञ्जलिर्भूत्वा प्रत्युवाच दृढव्रतः ॥ १ ॥

વિશ્વામિત્રજીનાં ઉત્સાહવર્ધક વચનો સાંભળીને શ્રીરામે હાથ જોડીને ઉત્તર આપ્યો.



गोब्राह्मणहितार्थाय देशस्य च हिताय च ।
तव चैवाप्रमेयस्य वचनं कर्तुमुद्यतः ॥ २ ॥

“આપના કથન અનુસાર તાટકાને મારીને ગાય અને બ્રાહ્મણના હિતની સિદ્ધિ તથા આ દેશના નિવાસીજનોને સુખી કરવાનું કાર્ય કરવાને હું તૈયાર છું.”

एवमुक्त्वा धनुर्मध्ये बद्ध्वा मुष्टिमरिन्दमः ।
ज्याघोषमकरोत्तीव्रं दिशः शब्देन नादयन् ॥ ३ ॥

આવું કહીને હાથમાં ધનુષ લઇને, (ધનુષની પણછ બાંધીને શત્રુનું દમન કરનાર) શ્રીરામે ધનુષની દોરીનો તીવ્ર ટંકાર કર્યો, તેનાથી દશ દિશાઓ ગાજી ઊઠી.

तं शब्दमभिनिध्याय राक्षसी क्रोधमूर्च्छिता ।
श्रुत्वा चाभ्यद्रवत्क्रुद्धा यत्र शब्दो विनिःसृतः ॥ ४ ॥

એ અવાજને સાંભળીને એ રાક્ષસી ક્રોધથી રઘવાયી થઇને જ્યાંથી અવાજ નીકળતો હતો તે તરફ ઝડપથી દોડી ગઇ.

तां दृष्ट्वा राघवः क्रुद्धां विकृतां विकृताननाम् ।
प्रमाणेनातिवृद्धां च लक्ष्मणं सोऽभ्यभाषत ॥ ५ ॥

એ જાડી, મોટી, ક્રોધિત, ભયંકર, બેડોળ, વિકરાળ મુખવાળી રાક્ષસીને જોઇને શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું -

पश्य लक्ष्मण यक्षिण्या भैरवं दारुणं वपुः ।
भिद्येरन्दर्शनादस्या भीरूणां हृदयानि च ॥ ६ ॥



“હે લક્ષ્મણ ! જો, આ યક્ષિણીનું શરીર કેટલું કર્કશ અને ભયાનક છે ! બીકણ લોકોનાં હૃદયો તો એને જોઇને જ ભેદાઇ જતાં હશે.”

एनां पश्य दुराधर्षां मायाबलसमन्विताम् ।
विनिवृत्तां करोम्यद्य हृतकर्णाग्रनासिकाम् ॥ ७ ॥

“જો હું આ વિકટ, માયાવી અને દુર્જેય રાક્ષસીને હમણાં તો નાક-કાન કાપી લઇને ભગાડી મૂકું છું.”

न ह्येनमुत्सहे हन्तुं स्त्रीस्वभावेन रक्षिताम् ।
वीर्यं चास्या गतिं चैव हन्यामिति हि मे मतिः ॥ ८ ॥

“સ્ત્રી સ્વભાવથી જ રક્ષિતા હોવાથી હું એને મારી નાખવા નથી માગતો. પણ હું માનું છું કે એનાં બળ અને ગતિ અર્થાત્ હાથ અને પગનો નાશ તો કરી જ દેવાનો છે.”

एवं ब्रुवाणे रामे तु ताटका क्रोधमूर्च्छिता ।
उद्यम्य बाहुं गर्जन्ती राममेवाभ्यधावत् ॥ ९ ॥

આ પ્રમાણે રામ બોલી જ રહ્યા હતા ત્યારે તે તાટકા ગુસ્સામાં બાવરી બનીને (ભાન ભૂલીને) બન્ને હાથ વીંઝતી રામ ઉપર તૂટી પડી.

दृष्ट्वा गाधिसुतः श्रीमानिदं वचनमब्रवीत् ।
अलं ते घृणया राम पापैषा दुष्टचारिणी ॥ १० ॥

આ જોઇને વિશ્વામિત્રજીએ રામને કહ્યું. - ‘હે રામ ! આ દુષ્ટ પાપિની ઉપર અધિક દયા દેખાડવાની આવશ્યકતા નથી.’



यज्ञविघ्नकरी यक्षी पुरा वर्धेत मायया ।
वध्यतां तावदेवैषा पुरा सन्ध्या प्रवर्तते ॥ ११ ॥

"યજ્ઞમાં વિઘ્ન ઉત્પન્ન કરનારી આ યક્ષિણીનું બળ વધારે વધી જાય તે પહેલાં જ, એટલે કે સંધ્યાકાળ પહેલાં જ એને યમલોક પહોંચાડી દો."

तामापतन्तीं वेगेन विक्रान्तामशनीमिव ।
शरेणोरसि विव्याध सा पपात ममार च ॥ १२ ॥

વીજળીનાં જેવાં પરાક્રમ અને વેગથી આવી પડતી જોઇને શ્રીરામે તેને છાતીમાં એક એવું તો બાણ માર્યું કે તે પૃથ્વી પર પટકાઇ પડી અને મરી ગઇ.

ततो मुनिवरः प्रीतस्ताटकावधतोषितः ।
मूर्ध्नि राममुपाघ्राय इदं वचनमब्रीवीत् ॥ १३ ॥

તાટકાના વધથી (સંતુષ્ટ) મુનિ વિશ્વામિત્રજી પ્રસન્ન થઇને, રામનું માથું સૂંઘીને આ વચન બોલ્યા,

इहाद्य रजनीं राम वसाम शुभदर्शन ।
श्वः प्रभाते गमिष्यामस्तदाश्रमपदं मम ॥ १४ ॥

"હે શુભદર્શન રામ ! આજની રાત આપણે અહીં જ નિવાસ કરીશું અને પ્રાતઃકાળે કાલે આપણા આશ્રમે જવા નીકળશું."

विश्वामित्रवचः श्रुत्वा हृष्टो दशरथात्मजः ।
उवास रजनीं तत्र ताटकाया वने सुखम् ॥ १५ ॥



વિશ્વામિત્રનાં વચન સાંભળી શ્રીરામ પ્રસન્ન થયા અને સુખેથી તેઓએ તે રાત્રી તાટકાના વનમાં જ વીતાવી.

## ૧૭ (સતરમો) સર્ગ વિશ્વામિત્ર દ્વારા રામને અસ્ત્રદાન

अथ तां रजनीमुष्य विश्वामित्रो महायशाः ।
प्रहस्य राघवं वाक्यमुवाच मधुरस्वरम् ॥ १ ॥

તે રાત્રિ ત્યાં જ વીતાવીને વિશ્વામિત્રજી સ્મિત કરીને બોલ્યા, -

परितुष्टोऽस्मि भद्रं ते राजपुत्र महायशः ।
प्रीत्या परमया युक्तो ददाम्यस्त्राणि सर्वशः ॥ २ ॥

"હે રામ ! હું તમારાથી બહુ જ સંતુષ્ટ છું અને પ્રસન્નતા-પૂર્વક બધાં જ અસ્ત્રો હું તમને આપું છું."

देवासुरगणान्वापि सगन्धर्वोरगान्भुवि ।
यैरमित्रान्प्रसह्याजौ वशीकृत्य जयिष्यसि ॥ ३ ॥

"આ અસ્ત્રો વડે તમે દેવો, દાનવો, ગંધર્વો અને નાગ વગેરે શત્રુઓને પોતાને વશ કરીને જીતી લેશો."

तानि दिव्यानि भद्रं ददाम्यस्त्राणि सर्वशः ।
दण्डचक्रं महद्दिव्यं तव दास्यामि राघव ॥ ४ ॥

"હે રામ ! હું આ બધાં દિવ્ય અસ્ત્રો તમને આપું છું. લો, આ મહાદિવ્ય દંડચક્ર છે."



धर्मचक्रं ततो वीर कालचक्रं तथैव च ।
विष्णुचक्रं तथात्युग्रमैन्द्रं चक्रं तथैव च ॥ ५ ॥

"હે વીર ! ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર અને અતિ પ્રચંડ ઐન્દ્રાસ્ત્ર પણ લઈ લો."

वज्रमस्त्रं नरश्रेष्ठ शैवं शूलवरं तथा ।
अस्त्रं ब्रह्मशिरश्चैव ऐषीकमपि राघव ॥ ६ ॥

હે નૃપશ્રેષ્ઠ ! વજ્રાસ્ત્ર, શિવનું ઉત્તમ ત્રિશૂલ, બ્રહ્મશિર અને ઐષીકનું ગ્રહણ પણ કરો.

ददामि ते महाबाहो ब्राह्ममस्त्रमनुत्तमम् ।
गदे द्वे चैव काकुत्स्थ मौदकी शिखरी शुभे ॥ ७ ॥

"હે મહાબાહુ ! હું તમને આ સર્વશ્રેષ્ઠ બ્રહ્માસ્ત્ર આપું છું અને મોદકી તથા શિખરી એ બે ગદાઓ પણ ગ્રહણ કરો."

प्रदीप्ते नरशार्दूल प्रयच्छामि नृपात्मज ।
धर्मपाशमहं राम कालपाशं तथैव च ॥ ८ ॥

"હે કાકુત્સ્થ રામ ! હું તમને અત્યન્ત ઉગ્ર ધર્મપાશ અને કાલપાશ નામનાં અસ્ત્રો પણ આપું છું."

वारुणं पाशमस्त्रं च ददाम्यहमनुत्तमम् ।
अशनी द्वे प्रयच्छामि शुष्कार्द्रे रघुनन्दन ॥ ९ ॥

"હે રઘુનંદન ! હું તમને વરુણનું ઉત્તમ વરુણપાશ અસ્ત્ર આપું છું. શુષ્ક અને આર્દ્ર એમ બે અશનીઓ પણ આપું છું."

ददामि चास्त्रं पैनाकमस्त्रं नारायणं तथा ।

आग्नेयमस्त्रं दयितं शिखरं नाम नामतः ॥ १० ॥

"હું તમને પૈનાક અને નારાયણ નામનાં અસ્ત્રો પણ પ્રદાન કરું છું. વળી શિખરના હુલામણા નામથી પંકાએલું આ આગ્નેયાસ્ત્ર પણ તમને આપી દઉં છું."

वायव्यं प्रथनं नाम ददामि तव चानघ ।
अस्त्रं हयशीरो नाम क्रौञ्चमस्त्रं तथैव ॥ ११ ॥
शक्तिद्वयं च काकुत्स्थ ददामि तव राघव ।
कङ्कालं मुसलं घोरं कपालमथ कङ्कणम् ॥ १२ ॥

"હે રામ ! આ લો પ્રથન નામક વાયવ્યાસ્ત્ર, હયશીરાસ્ત્ર અને ક્રૌંચાસ્ત્ર. આ બે શક્તિઓ પણ લો. ભયંકર કંકાલ, મુસલ, કપાલ અને કંકણ પણ હું તમને આપું છું.

वधार्थं रक्षसां यानि ददाम्येतानि सर्वशः ।
वैद्याधरं महास्त्रं च नन्दनं नाम नामतः ॥ १३ ॥

"જે અસ્ત્રો રાક્ષસોના વધને માટે ઉપયોગી છે, તે બધાં જ વિદ્યાધર અને નન્દન નામના હું તમને પ્રદાન કરી રહ્યો છું."

असिरत्नं महाबाहो ददामि नृवरात्मज ।
गन्धर्वमस्त्रं दयितं मानवं नाम नामतः ॥ १४ ॥

"હે રાજકુમાર ! આ ઉત્તમ તલવાર તમને ભેટ કરું છું અને આ માનવ નામનું પ્રિય ગંધર્વ અસ્ત્ર પણ લો."

प्रस्वापनं प्रशमनं दद्मि सौम्यं च राघव ।
वर्षणं शोषणं चैव सन्तापनविलापने ॥ १५ ॥



"આ છે પ્રસ્વાપન (ઊંઘાડી દેનારુ), પ્રશમન, સૌમ્ય, વર્ષણ, શોષણ, સંતાપન અને વિલાપન (રડાવનારું) અસ્ત્ર."

मादनं चैव दुर्धर्षं कन्दर्पदयितं तथा ।
पैशाचमस्त्रं दयितं मोहनं नाम नामतः ॥ १६ ॥

"આ છે કામોત્પાદક અજિંક્ય (કામદેવનું પ્રિય) મદનાસ્ત્ર, અને સંમોહન કરનારું પૈશાચાસ્ત્ર."

प्रतीच्छ नरशार्दूल राजपुत्र महायशः ।
तामसं नरशार्दूल सौमनं च महाबलम् ॥ १७ ॥

"હે મહાયશસ્વી નરશાર્દૂલ ! આ લો તામસ અને મહા બળવાળું સૌમન અસ્ત્ર."

संवर्तं चैव दुर्धर्षं मौसलं च नृपात्मज ।
सत्यमस्त्रं महाबाहो तथा मायाधरं परम् ॥ १८ ॥

"હે મહાબલી ! આ લો સંવર્ત્ત, દુર્ધર્ષ, મૌસલ, સત્યાસ્ત્ર અને પરમાસ્ત્ર માયાધર."

सौरं तेजप्रभं नाम परतेजोऽपकर्षणम् ।
सोमास्त्रं शिशिरं नाम त्वाष्ट्रमस्त्रं सुदारुणम् ॥ १९ ॥

"આ લો શત્રુના તેજને ખેંચી લેનારું તેજપ્રભ નામનું અસ્ત્ર. વળી આ છે, સોમાસ્ત્ર, શિશિરાસ્ત્ર અને ત્વાષ્ટ્રાસ્ત્ર."

दारुणं च भगस्यापि शीतेषुमथ मानवम् ।
एतान्राम महाबाहो कामरूपान्महाबलान् ।
गृहाण परमोदारान्क्षिप्रमेव नृपात्मज ॥ २० ॥



"આ છે દારુણ ભગાસ્ત્ર, શીતેષુ અને માનવ નામનાં અસ્ત્રો. હે મહાબાહુ રામ ! તમે આ મહાબલી, કામરૂપી કાર્યવાહક અસ્ત્રોનું શીઘ્ર ગ્રહણ કરો."

स्थितस्तु प्राङ्मुखो भूत्वा शुचिर्मुनिवरस्तदा ।
तान्यस्त्राणि तदा विप्रो राघवाय न्यवेदयत् ॥ २१ ॥

ત્યારપછી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે પવિત્ર થઇને પૂર્વ તરફ મુખ રાખીને તે બધાં જ અસ્ત્રો શ્રીરામને સમજાવી દીધાં. (એમને ચલાવવાની તથા રોકવાની વિધિ બતાવી દીધી.)

ततः प्रीतमना रामो विश्वामित्रं महामुनिम् ।
अभिवाद्य महातेजा गमनायोपचक्रमे ॥ २२ ॥

તત્પશ્ચાત્ પ્રસન્નમન શ્રીરામ વિશ્વામિત્રનું અભિવાદન કરીને આગળ ચાલવાને તૈયાર થઇ ગયા.

## ૧૮ (અઢારમો) સર્ગ સિદ્ધાશ્રમ

गच्छन्नेव च काकुत्स्थो विश्वामित्रमथाब्रवीत् ।
किमेतन्मेघसंकाशं पर्वतस्याविदूरतः ॥ १ ॥

ચાલતાં ચાલતાં શ્રીરામે વિશ્વામિત્રજીને પૂછ્યું, "મુનિ ! પર્વતની પાસે જે કાળા વાદળા જેવું દેખાય છે તે શું છે ?"

वृक्षखण्डमितो भाति परं कौतुहलं हि मे ।
दर्शनीयं मृगाकीर्णं मनोहरमतीव च ॥ २ ॥



"અહીંથી તો તે ઝાડવાનાં ઝુંડ જેવું જ દેખાય છે, તો પણ મને બહુ જ કુતૂહલ થાય છે, તેમજ તે અનેક વન-પશુઓથી યુકત, મનોહર અને જોવા જેવું લાગે છે."

नानाप्रकारैः शकुनैर्वल्गुनादैरलङ्कृतम् ।
निस्सृताः स्म मुनिश्रेष्ठ कान्ताराद्रोमहर्षणात् ॥ ३ ॥

"આ સ્થાન મધુર શબ્દ કરનારાં પક્ષીઓથી નિનાદિત થઇ રહ્યું છે. એમ લાગે છે કે આપણે હવે ભયંકર અને રોમાંચકારી વનમાંથી બહાર નીકળી ગયા છીએ."

संप्राप्ता यत्र ते पापा ब्रह्मघ्ना दुष्टचारिणः ।
तव यज्ञस्य विघ्नाय दुरात्मानो महामुने ॥ ४ ॥

હે મહામુનિ ! શું આપણે જ્યાં દુરાચારી, બ્રહ્મહત્યારા રાક્ષસો તમારા યજ્ઞમાં વિઘ્ન કર્યા કરે છે, ત્યાં તમારા આશ્રમ સુધી પહોંચી ગયા છીએ ?

अथ तस्याप्रमेयस्य तद्वनं परिपृच्छतः ।
विश्वामित्रो महातेजा व्याख्यातुमपचक्रमे ॥ ५ ॥

જ્યારે અદ્વિતીય રામે તે વન સંબંધમાં પૂછ્યું ત્યારે મહાતેજસ્વી વિશ્વામિત્રજી બોલ્યા.

इह राम महाबाहो विष्णुर्देववरः प्रभुः ।
तपश्चरणयोगार्थमुवास सुमहातपाः ॥ ६ ॥

"હે રામ ! દેવો-ઉત્તમ પ્રજામાં શ્રેષ્ઠ મહાતપસ્વી વિષ્ણુએ તપ કરવાને માટે અહીંયા નિવાસ કર્યો હતો."



एष पूर्वाश्रमो राम वामनस्य महात्मनः ।
सिद्धाश्रम इति ख्यातः सिद्धो ह्यत्र महातपाः ॥ ७ ॥

"પહેલાં આ આશ્રમ મહાત્મા વામનનો હતો. અહીં એમણે તપમાં સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. એટલે જ તો આનું નામ સિદ્ધાશ્રમ પ્રસિદ્ધ છે."

***ટિપ્પણી :*** * *આજકાલ સિદ્ધાશ્રમને બકસર કહે છે.*

मयापि भक्त्या तस्यैष वामनस्योपभुज्यते ।
एतमाश्रममायान्ति राक्षसा विघ्नकारिणः ॥ ८ ॥

"મહાત્મા વામન પ્રત્યેના મારા ભક્તિભાવથી હું પણ આ આશ્રમનો ઉપભોગ કરું (વાપરું) છું. આ આશ્રમમાં જ રાક્ષસો આવીને ઉપદ્રવ કર્યા કરે છે."

अत्रैव पुरुषव्याघ्र हन्तव्या दुष्टचारिणः ।
अद्य गच्छामहे राम सिद्धाश्रममनुत्तमम् ॥ ९ ॥

"હે પુરુષસિંહ ! આ આશ્રમમાં એ દુરાચારીઓનું હનન કરવાનું છે. હે રામ ! આજે આપણે એ જ ઉત્તમ સિદ્ધાશ્રમમાં જઇ રહ્યા છીએ."

तदाश्रमपदं तात तवाप्येतद्यथा मम ।
इत्युक्त्वा परमप्रीतो गृह्य रामं सलक्ष्मणम् ॥
प्रविशन्नाश्रमपदं व्यरोचत महामुनिः ॥ १० ॥

હે વત્સ ! જેમ આ આશ્રમ મારો છે, તેમ જ તમારો પણ છે. આમ કહીને જ્યારે રામ-લક્ષ્મણની સાથે (ચાલતાં) આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે મહામુનિ વિશ્વામિત્ર શોભવા લાગ્યા. (પ્રસન્નતાથી મુનિના મુખ પર તેજ દેખાતું હતું.)



तं दृष्ट्वा मुनयः सर्वे सिद्धाश्रमनिवासिनः ।
उत्पत्योत्पत्य सहसा विश्वामित्रमपूजयन् ॥ ११ ॥

વિશ્વામિત્રને જોતાં વેંત સિદ્ધાશ્રમવાસી બધા જ મુનિઓએ ઊઠી ઊઠીને એમનું ઉતાવળથી પૂજન-ભાવભીનું સ્વાગત કર્યું.

यथार्हं चक्रिरे पूजां विश्वामित्राय धीमते ।
तथैव राजपुत्राभ्यामकुर्वन्नतिथिक्रियाम् ॥ १२ ॥

જેવી રીતે આશ્રમવાસીઓએ વિદ્વાન વિશ્વામિત્રનું સન્માન કર્યું, તેવી જ રીતે તેમણે રાજકુમારોનો પણ આતિથ્ય-સત્કાર કર્યો.

मुहूर्तमथ विश्रान्तौ राजपुत्रावरिन्दमौ ।
प्राञ्जली मुनिशार्दूलमूचतू रघुनन्दनौ ॥ १३ ॥

થોડી વાર આરામ કરીને શત્રુઓનું દમન કરનારા બન્ને રાજકુમારોએ હાથ જોડીને મહામુનિ વિશ્વામિત્રજીને કહ્યું.

अद्यैव दीक्षां प्रविश भद्रं ते मुनिपुङ्गव ।
सिद्धाश्रमोऽयं सिद्धः स्यात्सत्यमस्तु वचस्तव ॥ १४ ॥

આપનું મંગળ થાઓ, આપ આજે જ યજ્ઞનો આરંભ કરી દો. આ સિદ્ધાશ્રમ છે, તેનું નામ સિદ્ધ-સાર્થક થઇ જાય; અને આપનું વચન પણ સત્ય થઇ જાય.

एवमुक्तो महातेजा विश्वामित्रो महानृषिः ।
प्रविवेश तदा दीक्षां नियतो नियतेन्द्रियः ॥ १५ ॥



આવું સાંભળીને મહાતેજસ્વી જિતેન્દ્રિય મહર્ષિ વિશ્વામિત્રે ત્યારે જ (યજ્ઞની) દીક્ષામાં પ્રવેશ કર્યો. (યજ્ઞનો આરંભ કર્યો.)

कुमारावपि तां रात्रिमुषित्वा सुसमाहितौ ।
प्रभातकाले चोत्थाय पूर्वां सन्ध्यामुपास्य च ॥ १६ ॥
प्रशुची परमं जाप्यं समाप्य नियमेन च ।
हुताग्निहोत्रमासीनं विश्वामित्रमवन्दताम् ॥ १७ ॥

બન્ને કુમારોએ સાવધાનતા પૂર્વક રાત્રિ વીતાવી. પ્રાતઃકાળે ઊઠીને બેઉ રાજકુમારોએ સંધ્યા કરી. પછી નિયમાનુસાર આચમન કરી પવિત્ર થઇને ગાયત્રી મંત્રનો જપ કર્યો. ત્યારપછી અગ્નિહોત્ર કરીને આસન ઉપર બિરાજમાન વિશ્વામિત્રજીને પ્રણામ કર્યા.

## ૧૯ (ઓગણીસમો) સર્ગ મારીચ અને સુબાહુ રાક્ષસોનો નાશ

अथ तौ देशकालज्ञौ राजपुत्रावरिन्दमौ ।
देशे काले च वाक्यज्ञावब्रूतां कौशिकं वचः ॥ १ ॥

નિત્ય કર્મોથી પરવારીને, દેશ અને કાળને જાણનારા, શત્રુઓને મારનારા, બન્ને રાજકુમારો દેશ, કાળ અને વાંકયનો વિચાર કરીને વિશ્વામિત્રને કહેવા લાગ્યા.

भगवञ्श्रोतुमिच्छावो यस्मिन्काले निशाचरौ ।
संरक्षणीयौ तौ ब्रह्मन्नातिवर्तेत तत्क्षणम् ॥ २ ॥

''હે ભગવાન્ તે બન્ને રાક્ષસોથી કયારે રક્ષા કરવાની છે, તે અમે જાણવા માગીએ છીએ. હે બ્રહ્મન્ ! કયાંક એવું ન બને કે તે સમય (ક્ષણ) જ વીતી જાય.''



एवं ब्रुवाणौ काकुत्स्थौ त्वरमाणौ युयुत्सया ।
सर्वे ते मुनयः प्रीताः प्रशशंसुर्नृपात्मजौ ॥ ३ ॥

આ પ્રમાણે કહેતા અને યુદ્ધ માટે કામના કરતા એવા એ બન્ને રાજકુમારોની પ્રશંસા કરીને આશ્રમવાસી મુનિઓએ કહ્યું.

अद्यप्रभृति षड्रात्रं रक्षतं राघवौ युवाम् ।
दीक्षां गतो ह्येष मुनिर्मौनित्वं च गमिष्यति ॥ ४ ॥

"હે રાજકુમારો ! તમે છ દિવસ સુધી યજ્ઞનું રક્ષણ કરો. વિશ્વામિત્રજીએ યજ્ઞની દીક્ષા લઇ લીધી છે. તેથી તેઓ છ દિન સુધી મૌન પાળશે."

तौ च तद्वचनं श्रुत्वा राजपुत्रौ यशस्विनौ ।
अनिद्रौ षडहोरात्रं तपोवनमरक्षताम् ॥ ५ ॥

યશસ્વી અને આળસ રહિત તે બેઉ રાજકુમારો એ મુનિઓનું વચન સાંભળીને છ દિવસ સુધી એ આશ્રમની રક્ષા કરતા રહ્યા.

अथ काले गते तस्मिन्षष्ठेऽहनि समागते ।
आकाशे च महाञ्शब्दो प्रादुरासीद्भयानकः ॥ ६ ॥

પાંચ દિન તો નિર્વિઘ્ન સમાપ્ત થઇ ગયા. છઠ્ઠા દિવસે આકાશમાં મોટા ભયાનક અવાજો થવા લાગ્યા.

मारीचश्च सुबाहुश्च तयोरनुचराश्च ये ।
आगम्य भीमसङ्काशा रुधिरौघमवासृजन् ॥ ७ ॥

મારીચ, સુબાહુ અને તેઓના અનુચર ભયંકર રાક્ષસોએ (આવીને) યજ્ઞવેદી ઉપર લોહીનો વરસાદ વરસાવ્યો.



तावापतन्तौ सहसा दृष्ट्वा राजीवलोचनः ।
लक्ष्मणं त्वभिसंप्रेक्ष्य रामो वचनमब्रीवीत् ॥ ८ ॥

તેઓને સાહસ કરીને આવી પડેલા જોઇ કમલનેત્ર શ્રીરામ લક્ષ્મણ તરફ જોઇને બોલ્યા.

पश्य लक्ष्मण दुर्वृत्तान्राक्षसान्पिशिताशनान् ।
मानवास्त्रसमाधूताननिलेन यथा घनान् ॥ ९ ॥

"હે લક્ષ્મણ ! જરા આ દુરાચારી માંસભક્ષકોને તો જુઓ, જેવી રીતે પવન વાદળાંઓને ભગાડી મૂકે છે, તેવી રીતે હું એમને માનવાસ્ત્રથી ઉડાડી મૂકું છું."

मानवं परमोदारमस्त्रं परमभास्वरम् ।
चिक्षेप परमक्रुद्धो मारीचोरसि राघवः ॥ १० ॥

(આમ કહીને) પરમ ઉદાર શ્રીરામચંદ્રજીએ બહુ જ ગુસ્સે થઇને અત્યંત તીક્ષ્ણ અને તેજસ્વી એવું માનવાસ્ત્ર મારીચની છાતીમાં માર્યું.

निरस्तं दृश्य मारीचं रामो लक्ष्मणमब्रवीत् ।
इमानपि वधिष्यामि निर्घृणान्दुष्टचारिणः ॥ ११ ॥

મારીચનો નાશ થતો જોઇને શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું - હવે હું આ નિર્દય દુરાચારી (રાક્ષસો)નો વધ પણ કરીશ.

इत्युक्त्वा लक्ष्मणं चाशु लाघवं दर्शयन्निव ।
विगृह्य सुमहच्चास्त्रमाग्नेयं रघुनन्दनः ॥ १२ ॥



सुबाहूरसि चिक्षेप स विद्धः प्रापतद् भुवि ।
शेषान्वायव्यमादाय निजघान महायशाः ॥ १३ ॥

આમ બોલીને લક્ષ્મણજીને પોતાની હાથ-ચાલાકી બતાવતાં શ્રીરામે મોટું બધું આગ્નેયાસ્ત્ર કાઢ્યું અને તે સુબાહુની છાતીમાં માર્યું. (તેથી) વીંધાઇ જઇને તે સુબાહુ જમીન પર પટકાઇ પડ્યો. મહાયશસ્વી શ્રીરામે બાકી બચેલા રાક્ષસોને વાયવ્યાસ્ત્ર ચલાવીને વિનષ્ટ કરી દીધા.

स हत्वा राक्षसान्सर्वान्यज्ञघ्नान् रघुनन्दनः ।
ऋषिभिः पूजितस्तत्र यथेन्द्रो विजये पुरा ॥ १४ ॥

આ બધા યજ્ઞનો વિધ્વંસ કરનારા રાક્ષસોને હણવાથી ઋષિઓએ શ્રીરામની એવી રીતે પૂજા (યથાયોગ્ય સત્કાર) કરી, જેવી રીતે અસુરોને મારનારા ઇન્દ્રની દેવતાઓએ પૂજા કરી હતી. (શ્રીરામનું ઋષિઓએ બહુમાન કર્યું.)

अथ यज्ञे समाप्ते तु विश्वामित्रो महामुनिः ।
निरीतिका दिशो दृष्ट्वा काकुत्स्थमिदमब्रवीत् ॥ १५ ॥

યજ્ઞ વિર્વિઘ્ન સમાપ્ત થઇ ગયા પછી મહર્ષિ વિશ્વામિત્રે દશેય દિશાઓને ઉપદ્રવ રહિત જોઇને શ્રીરામને કહ્યું.

कृतार्थोऽस्मि महाबाहो कृतं गुरुवचस्त्वया ।
सिद्धाश्रममिदं सत्यं कृतं वीर महायशः ।
स हि रामं प्रशस्यैवं ताभ्यां सन्ध्यामुपागमत् ॥ १६ ॥

હે મહાબાહુ ! હું કૃતાર્થ થયો છું. તમે ગુરુની આજ્ઞાનું પાલન સારી રીતે કર્યું છે. તમે સાચો સાચ જ આ આશ્રમનું સિદ્ધાશ્રમ નામ ચરિતાર્થ કરી દીધું છે. આ પ્રકારે રામની પ્રશંસા કરીને મુનિ વિશ્વામિત્ર બન્ને કુમારોને સાથે લઇને સંધ્યા કરવા લાગ્યા.



## ૨૦ (વીસમો) સર્ગ મિથિલા માટે પ્રસ્થાન

अथ तां रजनीं तत्र कृतार्थौ रामलक्ष्मणौ ।
ऊषतुर्मुदितौ वीरौ प्रहृष्टेनान्तरात्मना ॥ १ ॥

કૃતકૃત્ય થયેલા પ્રસન્નચિત્ત રામ અને લક્ષ્મણ બન્ને વીરો તે રાત્રિ તો ત્યાં આશ્રમમાં જ સહર્ષ રહ્યા.

प्रभातायां तु शर्वर्यां कृतपौर्वाह्णकक्रियौ ।
विश्वामित्रमृषींश्चान्यान् सहिताविभिजग्मतुः ॥ २ ॥

પ્રાતઃકાળ સંધ્યા વગેરે નિત્યકર્મોથી નિવૃત્ત થઇને તેઓ બન્ને વિશ્વામિત્રની તથા બીજા ઋષિઓની પાસે ગયા.

अभिवाद्य मुनिश्रेष्ठं ज्वलन्तमिव पावकम् ।
ऊचतुः परमोदारं वाक्यं मधुरभाषिणौ ॥ ३ ॥

પ્રજ્વલિત અગ્નિ સમાન શોભતા શ્રેષ્ઠ મુનિને પ્રણામ કરીને મધુરભાષી રામ અને લક્ષ્મણ પરમ ઉદાર વચન બોલ્યા.

इमौ स्म मुनिशार्दूल किङ्करौ समुपागतौ ।
आज्ञापय मुनिश्रेष्ठ शासनं करवाव किम् ॥ ४ ॥

"હે મુનિશાર્દૂલ ! આપના સેવકો અમે બન્ને ઉપસ્થિત થયા છીએ. આજ્ઞા આપો અમે આપની શી સેવા કરીએ ?"

एवमुक्तास्ततस्ताभ्यां सर्व एव महर्षयः ।
विश्वामित्रं पुरस्कृत्य रामं वचनमब्रुवन् ॥ ५ ॥



તે બન્ને રાજકુમારોએ એમ કહ્યું તેથી બધા મહર્ષિઓ વિશ્વામિત્રને આગળ કરીને રામને કહેવા લાગ્યા.

मैथिलस्य नरश्रेष्ठ जनकस्य भविष्यति ।
यज्ञः परमधर्मिष्ठस्तत्र यास्यामहे वयम् ॥ ६ ॥

"હે નરશ્રેષ્ઠ ! મિથિલાના અધિપતિ જનકને ત્યાં એક મોટો ધાર્મિક યજ્ઞ થવાનો છે, અમે બધા ત્યાં જઇશું.

त्वं चैव नरशार्दूल सहास्माभिर्गमिष्यसि ।
अद्भुतं च धनूरत्नं तत्रैकं द्रष्टुमर्हसि ॥ ७ ॥

"હે નરશાર્દૂલ ! આપ અમારી સાથે આવજો. ત્યાં આવશો તો તમને એક અદ્ભુત અને શ્રેષ્ઠ ધનુષ જોવા મળશે."

एवमुक्त्वा मुनिवरः सर्षिसङ्घः सकाकुत्स्थः ।
उत्तरां दिशिमुद्दिश्य प्रस्थातुमचक्रमे ॥ ८ ॥

આમ કહીને મુનિ વિશ્વામિત્ર ઋષિઓ અને રાજકુમારોને સાથે લઇને ઉત્તર દિશા તરફ ચાલી નીકળ્યા.

तं व्रजन्तं मुनिवरं मृगपक्षिगणाश्चैव ।
अनुजग्मुर्महात्मानो विश्वामित्रं तपोधनम् ॥ ९ ॥
निवर्तयामास ततः पक्षिसङ्घान्मृगानपि ।
ते गत्वा दूरमध्वानं लम्बमाने दिवाकरे ।
वासं चक्रुर्मुनिगणाः शोणकूले समागताः ॥ १० ॥

વિશ્વામિત્રજી ચાલી નીકળ્યા ત્યારે તે આશ્રમનાં પશુ-પક્ષીઓ પણ તપોધન મહાત્મા વિશ્વામિત્રજીની પાછળ પાછળ ચાલી આવ્યાં. પરંતુ વિશ્વામિત્રજીએ એ બધાં પશુપક્ષીઓને પાછાં વાળ્યાં.



જ્યારે તે લોકો બહુ જ દૂર નીકળી ગયા અને સૂર્યાસ્ત થવા લાગ્યો, ત્યારે તેઓએ શોણ (સોન) નદીના કિનારા પર મુકામ કર્યો.

तेऽस्तंगते दिनकरे स्नात्वा हुतहुताशनाः ।
विश्वामित्रं पुरस्कृत्य निषेदुरमितौजसः ॥ ११ ॥

સૂર્યાસ્ત થયો ત્યારે એ લોકોએ સ્નાન કરીને સંધ્યા, ઉપાસના અને અગ્નિહોત્ર કર્યા. ત્યારપછી તેઓ વિશ્વામિત્રજીને આગળ કરીને બેસી ગયા.

अथ रामो महातेजा विश्वामित्रं महामुनिम् ।
पप्रच्छ मुनिशार्दूलं कौतूहलसमन्वितम् ॥ १२ ॥

આ પછી મહા તેજસ્વી રામે મહામુનિ વિશ્વામિત્રને ઉત્કંઠા પૂર્વક પૂછ્યું.

भगवन्को न्वयं देशः समृद्धवनशोभितः ।
श्रोतुमिच्छामि भद्रं ते वक्तुमर्हसि तत्त्वतः ॥ १३ ॥

"ભગવન્ ! હરિયાળાં વનોથી શોભતો આ કયો દેશ છે ? હું એ જાણવા માગું છું. આપ કૃપા કરીને વિગતથી એની વાતો કહો."

चोदितो रामवाक्येन कथायामास सुव्रतः ।
तस्य देशस्य निखिलमृषिमध्ये महातपाः ॥ १४ ॥

શ્રીરામના પ્રશ્નના ઉત્તરમાં તપસ્વી અને વ્રતધારી વિશ્વામિત્રજીએ બધા ઋષિઓની વચ્ચે એ દેશનું સંપૂર્ણ વર્ણન કરી બતાવ્યું.



## ૨૧ (એકવીસમો) સર્ગ ગંગા-કિનારે

उपास्य रात्रिशेषं तु शोणकूले महर्षिभिः ।
निशायां सुप्रभातायां विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

વિશ્વામિત્રજીએ એ રાત્રિ ઋષિઓની સાથે શોણાતટ પર વીતાવી. પ્રભાત થયું ત્યારે તેઓએ રામને કહ્યું.

सुप्रभाता निशा राम पूर्वा सन्ध्या प्रवर्तते ।
उत्तिष्ठोत्तिष्ठ भद्रं ते गमनयाभिरोचय ॥ २ ॥

"હે રામ ! રાત વીતી ને પ્રભાત થયું. તમારું કલ્યાણ થાઓ, ઊઠો, ઊઠો સંધ્યા-ઉપાસના કરી લો અને અહીંથી આગળ જવાની તૈયારી કરો.

तत् श्रुत्वा वचनं तस्य कृत्वा पौर्वाह्निकीं क्रियाम् ।
पश्यन्तस्ते प्रयाता वै वनानि विविधानि च ॥ ३ ॥

મુનિવરનું આ વચન સાંભળીને શ્રીરામ પ્રાતઃકૃત્યોથી નિવૃત્ત થઇ ગયા. પછી તે લોકો બધાં વિવિધ વનોને જોતાં જોતાં આગળ ચાલ્યા.

ते गत्वा दूरमध्वानं गतेऽर्धदिवसे तदा ।
जाह्नवीं सरितां श्रेष्ठां ददृशुर्मुनिसेविताम् ॥ ४ ॥

ચાલતાં ચાલતાં બહુ દૂર ગયા પછી મધ્યાહ્નકાળે તેઓએ મુનિઓ દ્વારા સેવાયેલી શ્રેષ્ઠ નદી ગંગાના દર્શન કર્યા.

तां दृष्ट्वा पुण्यसलिलां हंससारससेविताम् ।
बभूवुर्मुनयः सर्वे मुदिताः सह राघवाः ॥ ५ ॥



હંસ અને સારસોથી સુશોભિત તે પુણ્ય જળવાળી ગંગાને જોઇને રામ, લક્ષ્મણ અને બધા ઋષિઓ અત્યંત પ્રસન્ન થયા.

तस्यास्तीरे तदा सर्वे चक्रुर्वासपरिग्रहम् ।
ततः स्नात्वा हुत्वा चैव प्राश्य चामृतवद्धविः ॥ ६ ॥
विविशुर्जाह्नवीतीरे शुचौ मुदितमानसाः ।
विश्वामित्रं महात्मानं परिवार्य समन्ततः ॥ ७ ॥

તે સમયે તેઓ બધાએ ગંગાના તટ પર મુકામ કર્યો. સ્નાન, સંધ્યા અને યજ્ઞ કરીને અમૃત સમાન હવિષ્યાન્નનો પ્રસાદ લીધો. તેઓ પ્રસન્ન મનથી ગંગાના પવિત્ર તીરે (ફરવા લાગ્યા. પછી) મહાત્મા વિશ્વામિત્રજીને ચારેય બાજુથી ઘેરીને પાસે બેસી ગયા.

सम्प्रहृष्टमना रामो विश्वामित्रमथाब्रवीत् ।
भगवञ्श्रोतुमिच्छामि गङ्गां त्रिपथगां नदीम् ॥ ८ ॥

ત્યારે પ્રસન્નચિત્ત શ્રીરામે વિશ્વામિત્રજીને કહ્યું - "ભગવન્ ! હું ત્રિપથગા ગંગાનો વૃત્તાંત સાંભળવા માગું છું."

तथा ब्रुवति काकुत्स्थे विश्वामित्रस्तपोधनः ।
निखिलेन कथां सर्वामृषिमध्ये न्यवेदयत् ॥ ९ ॥

રામચંદ્રજીએ આ પ્રમાણે પૂછ્યું ત્યારે તપોધન વિશ્વામિત્રજીએ ઋષિઓની વચ્ચે બધી કથા પૂરેપૂરી કહી સંભળાવી.



## ૨૨ (બાવીસમો) સર્ગ વિશાલા નગરીમાં

ततः प्रभातविमले विश्वामित्रं महामुनिम् ।
उवाच राघवो वाक्यं कृताह्निकमरिन्दमः ॥ १ ॥

ઊજળું પ્રભાત થયું ત્યારે પોતાનાં દૈનિક કર્તવ્યોથી નિવૃત્ત થઇને શત્રુઓનું દમન કરનારા શ્રી રામે (મહામુનિ) વિશ્વામિત્રજીને કહ્યું કે-

गता भगवती रात्रिः श्रोतव्यं परमाद्भुतम् ।
तराम सरितां श्रेष्ठां पुण्यां त्रिपथगां नदीम् ॥ २ ॥

"હે મહર્ષિ ! રાત્રિ તો અદ્‌ભુત કથા સાંભળવામાં જ વીતી ગઇ. ચાલો, હવે નદીઓમાં શ્રેષ્ઠ ત્રિપથગામિની પવિત્ર ગંગાનદીને પાર કરીએ.

तस्य तद्वचनं श्रुत्वा राघवस्य महात्मनः ।
सन्तारं कारयामास सर्षिसङ्घः स राघवः ॥ ३ ॥

વિશ્વામિત્રજીએ મહાત્મા રામનાં આ વચનો સાંભળીને ઋષિ સમુદાય અને રાજકુમારોની સાથે ગંગા નદીને પાર કરી.

उतरं तीरमासाद्य सम्पूज्यर्षिगणं तदा ।
गङ्गाकूले निविष्टास्ते विशालां ददृशुः पुरीम् ॥ ४ ॥

ગંગાજીના ઉત્તર કિનારે પહોંચીને ઋષિસમુદાયને વંદન કરીને તેઓ ગંગાતટ પર બેસી ગયા; ત્યારે તેઓએ વિશાલા નામની નગરીને દેખી.



ततो मुनिवरस्तूर्णं जगाम सहराघवः ।
विशालां नगरीं रम्यां दिव्यां स्वर्गोपमां तदा ॥ ५ ॥

ત્યાર પછી, વિશ્વામિત્રજી બન્ને રાજકુમારોની સાથે સ્વર્ગ સમાન દિવ્ય અને રમ્ય વિશાલા નગરીમાં ગયા.

अथ रामो महाप्राज्ञो विश्वामित्रं महामुनिम् ।
पप्रच्छ प्राञ्जलिर्भूत्वा विशालामुत्तमां पुरीम् ॥ ६ ॥

હવે (મહા) બુદ્ધિમાન રામે મહામુનિ વિશ્વામિત્રને હાથ જોડીને (ઉત્તમ) વિશાલા નગરીનો ઇતિહાસ પૂછ્યો.

कतमो राजवंशोऽयं विशालायां महामुने ।
श्रोतुमिच्छामि भद्रं ते परं कौतूहलं हि मे ॥ ७ ॥

"હે મહામુનિ ! આપનું કલ્યાણ થાઓ. આ વિશાલા પુરીમાં કયા વંશનો રાજા રાજ્ય કરે છે, તે હું આપનાથી સાંભળવા માંગું છું. મને બહુ જ ઉત્કંઠા છે.

तस्य तद्वचनं श्रुत्वा रामस्य मुनिपुङ्गवः ।
आख्यातुं तत्समारेभे विशालायाः पुरातनम् ॥ ८ ॥

મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રજી રામનું તે વચન સાંભળીને વિશાલા નગરીનો પ્રાચીન ઇતિહાસ કહેવા લાગ્યા.

एष देशः स काकुत्स्थ महेन्द्राध्युषितः पुरा ।
दितिं यत्र तपःसिद्धामेव परिचचार सः ॥ ९ ॥

"હે રામ ! આ એ જ પ્રદેશ છે જ્યાં મહાન ઇન્દ્ર નિવાસ કરતો હતો અને સિદ્ધિ તપસ્વિની દિતિની સેવા કરતો હતો."



इक्ष्वाकोस्तु नरव्याघ्र पुत्रः परमधार्मिकः ।
अलम्बुषायामुत्पन्नो विशाल इति विश्रुतः ॥
तेन चासीदिह स्थाने विशालेति पुरी कृता ।
सम्प्रति पुरीं शासति सुमतिर्नाम दुर्जयः ॥ ११ ॥

"હે પુરુષસિંહ ! અલંબુષાના ગર્ભથી ઉત્પન્ન થયેલો ઇક્ષ્વાકુનો પરમ ધાર્મિક પુત્ર વિશાલ નામે વિખ્યાત હતો. તેણે આ સ્થાનમાં વિશાલા નામની આ નગરી વસાવી હતી. અત્યારે સુમતિ નામનો દુર્જય રાજા આ નગરનું શાસન કરે છે."

इक्ष्वाकोस्तु प्रसादेन सर्वे वैशालिका नृपाः ।
दीर्घायुषो महात्मानो वीर्यवन्तः सुधार्मिकाः ॥ १२ ॥

"મહારાજ ઇક્ષ્વાકુની કૃપાથી વિશાલા નગરીના બધા જ રાજાઓ દીર્ઘ આયુષવાળા, મહાત્મા, પરાક્રમી અને સારા ધાર્મિક થતા રહ્યા છે."

इहाद्य रजनीं राम सुखं वत्स्यामहे वयम् ।
श्वः प्रभाते नरश्रेष्ठ जनकं द्रष्टुमर्हसि ॥ १३ ॥

"હે નરોત્તમ રામ ! આજની રાત આપણે અહીં જ વિશ્રામ કરીશું અને કાલે સવારે રાજા જનકને મળવા જઇશું."

सुमतिस्तु महातेजा विश्वामित्रमुपागतम् ।
श्रुत्वा नरवरश्रेष्ठः प्रत्यागच्छन्महायशाः ॥ १४ ॥

મહાતેજસ્વી અને યશસ્વી રાજા સુમતિ વિશ્વામિત્રને આવેલા જાણીને એમનાં સ્વાગત અર્થે આવી પહોંચ્યા.

पूजां च परमां कृत्वा सोपाध्यायः सबान्धवः ।

प्राञ्जलिः कुशलं पृष्ट्वा विश्वामित्रमथाब्रवीत् ॥ १५ ॥

ઉપાધ્યાય અને પરિવારના લોકો સહિત તેણે વિશ્વામિત્રજીનું હાથ જોડીને પૂજન-યથાયોગ્ય સત્કાર કરીને કુશળતા પૂછી અને કહેવા લાગ્યા.

धन्योऽस्म्यनुगृहीतोऽस्मि यस्य मे विषयं मुने ।
संप्राप्तो दर्शनं चैव नास्ति धन्यतरो मम ॥ १६ ॥

"હે મુનિવર ! હું ધન્ય છું. આપે મારા પર અનુગ્રહ કર્યો. મારા રાજ્યમાં આપ પધાર્યા અને મને દર્શન દીધાં. આજ મારાથી વધારે ધન્ય બીજો કોઇ નથી."

## ૨૩ (ત્રેવીસમો) સર્ગ અહલ્યાનો ઉદ્ધાર

ततः परमसत्कारं सुमतेः प्राप्य राघवौ ।
उष्य तत्र निशामेकां जग्मतुर्मिथिलां ततः ॥ १ ॥

રાજા સુમતિનો સત્કાર પામીને શ્રીરામ અને લક્ષ્મણજી ત્યાં એક રાત રોકાયા અને રહ્યા. બીજા દિવસે તેઓ મિથિલાપુરી જવા નીકળ્યા.

मिथिलोपवने तत्र आश्रमं दृश्य राघवः ।
पुराणं निर्जनं रम्यं पप्रच्छ मुनिपुङ्गवम् ॥ २ ॥

ત્યાં મિથિલાપુરીનાં ઉપવનમાં એક નિર્જન, પુરાણો પણ રમ્ય આશ્રમ જોઇને શ્રીરામે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રજીને પૂછયું :-



इदमाश्रमसंकाशं किं न्विदं मुनिवर्जितम् ।
श्रोतुमिच्छामि भगवन् कस्यायं पूर्व आश्रमः ॥ ३ ॥

"આ સ્થાન આશ્રમ જેવું જણાય છે, પણ કેમ જાણે મુનિઓ રહિત હોય ! એમ કેમ છે ? ભગવન્ ! હું જાણવા માગું છું કે પહેલાં આ આશ્રમ કોનો હતો ?"

तत् श्रुत्वा राघवेणोक्तं वाक्यं वाक्यविशारदः ।
प्रत्युवाच महातेजा विश्वामित्रो महामुनिः ॥ ४ ॥

શ્રીરામનું કહેલું આ વાક્ય સાંભળીને વાક્યવિશારદ મહાતેજસ્વી મહર્ષિ વિશ્વામિત્ર બોલ્યા.

गौतमस्य नरश्रेष्ठ आश्रमोऽयं महात्मनः ।
स चेह तप आतिष्ठदहल्यासहिता पुरा ॥ ५ ॥

"હે નરશ્રેષ્ઠ ! હે રામ ! અગાઉ આ આશ્રમ (મહાત્મા) ગૌતમનો હતો. આ આશ્રમમાં તેમણે અહલ્યા સાથે રહીને બહુ લાંબો સમય તપ કર્યું હતું."

कदाचिद्दिवसे राम ततो दूरं गते मुनौ ।
तस्यान्तरं विदित्वा तु सहस्राक्षः शचीपतिः ॥ ६ ॥
मुनिवेषधरोऽहल्यामिदं वचनमब्रवीत् ।
सङ्गमं त्वहमिच्छामि त्वया सह सुमध्यमे ॥ ७ ॥

"હે રામ ! એક દિવસે ગૌતમ મુનિ ત્યાંથી દૂર જતા રહ્યા હતા. તે સમયે ગૌતમની આશ્રમમાં અનુપસ્થિતિ જોઇને શચીપતિ ઇન્દ્ર ગૌતમ મુનિનું રૂપ ધારણ કરીને આશ્રમમાં આવ્યો. તેણે અહલ્યાને એમ કહ્યું કે, "હે સુંદરી ! હું તારી સાથે સંગમ કરવા માગું છું."



मुनिवेषं सहस्राक्षं विज्ञाय रघुनन्दन ।
मतिं चकार दुर्मेधा देवराजकुतूहलात् ॥ ८ ॥

"હે રઘુનંદન ! મુનિવેશ ધારણ કરીને ઇન્દ્ર જ આવેલ છે એવું જાણીને પણ દુર્બુદ્ધિ અહલ્યાએ કુતૂહલથી દેવરાજ સાથે (બુદ્ધિ બગાડી - ઇન્દ્ર સાથે) સંભોગ કર્યો.

अथ सङ्गम्य तु तया निश्चक्रामोटजात्ततः ।
स सम्भ्रमात्त्वरन् राम शंकितो गौतमं प्रति ॥ ९ ॥

"હે રામ ! આ પ્રકારે અહલ્યાની સાથે સમાગમ કરીને, ગૌતમના ડરથી શંકિત ઇન્દ્રએ કુટીરની બહાર નીકળ્યો."

गौतमं स ददर्शाथ प्रविशन्तं महामुनिम् ।
दृष्ट्वा सुरपतिस्त्रस्तो विवर्णवदनोऽभवत् ॥ १० ॥

"ઇન્દ્ર જેવો ઝૂંપડીની બહાર નીકળ્યો કે તેણે ગૌતમને પર્ણશાળામાં પ્રવેશ કરતા જોયા. મહામુનિને જોઇને ઇન્દ્ર ભયભીત થઇ ગયો, એનો ચહેરો ફીકો પડી ગયો."

अथ दृष्ट्वा सहस्राक्षं मुनिवेषधरं मुनिः ।
दुर्वृत्तं वृत्तसम्पन्नो रोषाद्वचनमब्रवीत् ॥ ११ ॥

ઇન્દ્રને મુનિના વેશમાં જોઇને અને મુખાકૃતિ પરથી તેણે દુરાચરણ કરેલું છે એવું જાણીને ગૌતમ મુનિએ ક્રોધમાં આવીને આ પ્રમાણે શાપ આપ્યો.



मम रूपं समास्थाय कृतवानसि दुर्मते ।
अकर्तव्यमिदं तस्माद्विफलस्त्वं भविष्यसि ॥ १२ ॥

"અરે દુષ્ટ ! મારું રૂપ ધારણ કરીને તેં આ કુકર્મ કરેલું છે, તેથી તું નપુંસક થઇ જશે. (દુરાચારી નપુંસક થઇ જ જાય છે.)

तथा शप्त्वा स वै शक्रमहल्यामपि शप्तवान् ।
वस वर्ष सहस्राणि तपयन्ती भस्मशायिनी ॥ १३ ॥

આ પ્રમાણે ઇન્દ્રને શાપ દઇને ગૌતમે અહલ્યાને પણ શાપ આપ્યો, "તું બહુ વર્ષો સુધી (યજ્ઞની) ભસ્મ ઉપર શયન કરતી રહીને તપ કરતી અહીં જ નિવાસ કર."

तदागच्छ महातेज आश्रमं पुण्यकर्मणः ।
तारयैनां महाभागामहल्यां देवरूपिणीम् ॥ १४ ॥

હે મહાતેજસ્વી ! હવે તમે પુણ્યાત્મા ગૌતમના આશ્રમમાં પધારો અને આ (મહા ભાગ્યશાળી) દેવરૂપા અહલ્યાને (તારી દો) ઉદ્ધાર કરો.

विश्वामित्रवचः श्रुत्वा राघवः सहलक्ष्मणः ।
विश्वामित्रं पुरस्कृत्य तमाश्रममथाविशत् ॥ १५ ॥

વિશ્વામિત્રનાં આ વચનો સાંભળીને રામ અને લક્ષ્મણે તેમને આગળ કરીને તે આશ્રમમાં પ્રવેશ કર્યો.

ददर्श च महाभागां तपसा द्योतितप्रभाम् ।
लोकैरपि समागम्य दुर्निरीक्ष्या सुरासुरैः ।
राघवौ तु ततस्तस्याः पादौ जगृहतुर्मुदा ॥ १६ ॥



ત્યાં જઇને તેઓએ અતિ પવિત્ર અને તપથી દેદીપ્યમાન અહલ્યાને જોઇ. દેવો, દાનવો અથવા લોકો પણ તેની પાસે જઇને તેને કુદૃષ્ટિથી જોઇ શકતા ન હતા. શ્રીરામ અને લક્ષ્મણજીએ પ્રસન્નતાપૂર્વક તેને પગે લાગ્યા. (તેના પગ પકડી લીધા.)

***ટિપ્પણી :*** ✷ *સંત તુલસીદાસજીએ અહલ્યાની કથા આ પ્રમાણે લખી છે,*

*आश्रम एक दीख मग माहीं । खगमृग जीव जंतु तहँ नाहीं ॥*
*पूछा मुनिहि सिला प्रभु देखी । सकल कथा मुनि कहा बिसेषी ॥*

*गौतम नारि श्राप बस उपल देह धरि धीर ।*
*चरनकमल रज चाहति कृपा करहु रघुबीर ॥*

*परसत पद पावन सोक नसावन प्रगट भई तप पुंज सही ।*
*देखत रघुनायक जन सुखदायक सनमुख होइ कर जोरि रही ॥*

*આ કથા આદિકવિ મહર્ષિ વાલ્મીકીથી સર્વથા વિરુદ્ધ છે. એટલા માટે કપોલ કલ્પિત અને અપ્રમાણિક છે.*

*વાલ્મીકિજીએ અહલ્યાનું શિલા થઇ ગયાનું ક્યાંય નથી લખ્યું એટલે રામનું શિલાને પગ લગાડવાનું અને શિલાનું સ્ત્રી બની જવાનું આ બધીજ કથા સૃષ્ટિ નિયમની વિરુદ્ધ અને ગપ છે.*

*મહર્ષિ વાલ્મીકિએ વર્ણવેલી કથામાં રામ અને લક્ષ્મણે અહલ્યાને તપથી દેદીપ્યમાન જોઇ અને બન્ને ભાઇઓએ પ્રસન્ન થઇને તેના પગ પકડી લીધા.*

*શ્રીરામ મર્યાદા પુરુષોત્તમ છે. અહલ્યા ઋષિ પત્ની હતી. રામ ક્ષત્રિય રાજકુમાર હતા. તે અહલ્યાને પગ કેમ અડાડી શકે ?*



पाद्यमर्घ्यं तथाऽतिथ्यं चकार सुसमाहिता ।
प्रतिजग्राह काकुत्स्थो जगाम मिथिलां ततः ॥ १७ ॥

અહલ્યાએ પણ અર્ઘ્ય-પાદ્ય વગેરે દ્વારા એમનું આતિથ્ય કર્યું. બન્ને રાજકુમારો એના આતિથ્યનો સ્વીકાર કરીને મિથિલાપુરીમાં ગયા.

## ૨૪ (ચોવીસમો) સર્ગ મિથિલાપુરીમાં

ततः प्रागुत्तरां गत्वा रामः सौमित्रिणा सह ।
विश्वामित्रं पुरस्कृत्य यज्ञवाटमुपागमत् ॥ १ ॥

ત્યારપછી વિશ્વામિત્રજીને આગળ કરીને ઇશાનકોણ (ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા) તરફ ચાલીને જનકની યજ્ઞશાળામાં પહોંચ્યા.

विश्वामित्रमनुप्राप्तं श्रुत्वा च नृपतिस्तदा ।
शतानन्दं पुरस्कृत्य पुरोहितमनिन्दितः ॥ २ ॥
ऋत्विजोऽपि महात्मानस्त्वर्घ्यमादाय सत्वरम् ॥
प्रत्युज्जगाम सहसा विनयेन समन्वितः ॥ ३ ॥

વિશ્વામિત્રજીના આવ્યાની વાત સાંભળીને, પોતાના ચરિત્રવાન્ પુરોહિત શતાનંદજીને આગળ કરીને વિનયયુક્ત મહારાજા જનક પોતાના ઋત્વિજોની સાથે અર્ઘ્ય આદિ માટે સાધન સામગ્રી લઇને તરત ત્યાં પહોંચ્યા.

प्रतिगृह्य तु तां पूजां जनकस्य महात्मनः ।
पप्रच्छ कुशलं राज्ञो यज्ञस्य च निरामयम् ॥ ४ ॥



મહારાજા જનકનું આતિથ્ય સ્વીકારીને પછી વિશ્વામિત્રજીએ તેમના રાજ્યની કુશળતા અને યજ્ઞની નિર્વિઘ્નતા પૂછી.

स तांश्चाथ मुनीन्पृष्ट्वा सोपाध्यायपुरोधसः ।
यथार्हमृषिभिः सर्वैः समागच्छत्प्रहृष्टवत् ॥ ५ ॥

પછી ઋત્વિજ તથા પુરોહિત સહિત બધા ઋષિઓની પણ કુશળતા પૂછીને વિશ્વામિત્રજી સૌની સાથે આનંદથી મળ્યા.

अथ राजा मुनिश्रेष्ठं कृताञ्जलिरभाषत ।
अद्य यज्ञसमृद्धिर्मे सफलता दैवतैः कृता ॥ ६ ॥

ત્યારે રાજા જનક હાથ જોડીને બોલ્યા ''વિદ્વાનોની કૃપાથી મારા યજ્ઞમાં જે ખામી હતી તે આજે પૂર્ણ થઇ.''

अद्य यज्ञफलं प्राप्तं भगवद्दर्शनान्मया ।
धन्योऽस्म्यनुगृहीतोऽस्मि यस्य मे मुनिपुङ्गवः ।
यज्ञोपसदनं ब्रह्मन्प्राप्तोऽसि मुनिभिः सह ॥ ७ ॥

''ભગવન્ ! આજ આપનાં દર્શન કરીને મને યજ્ઞનું ફળ પ્રાપ્ત થઇ ગયું. આપ મુનિઓ સહિત યજ્ઞશાળામાં પધાર્યા તેથી હું ધન્ય અને અનુગૃહીત થયો.

इत्युक्त्वा मुनिशार्दूलं प्रहृष्टवचनस्तदा ।
पुनस्तं परिपप्रच्छ प्राञ्जलिः प्रयतो नृपः ॥ ८ ॥

વિશ્વામિત્રજીને એવું કહીને, પ્રસન્ન મુખે હાથ જોડીને તેઓએ તેમને પુનઃ પૂછ્યું.



इमौ कुमारौ भद्रं ते देवतुल्यपराक्रमौ ।
गजसिंहगती वीरौ शार्दूलवृषभोपमौ ॥ ९ ॥
पद्मपत्रविशालाक्षौ खड्गतूणीधनुर्धरौ ।
अश्विनाविव रूपेण समुपस्थितयौवनौ ॥ १० ॥
कथं पद्भ्यामिह प्राप्तौ भूषयन्ताविमं देशम् ।
कस्य पुत्रौ मुनिश्रेष्ठ श्रोतुमिच्छामि तत्वतः । ११ ॥

"ભગવન્ આપનું કલ્યાણ થાઓ ! આ બન્ને કુમારો પરાક્રમમાં દેવતાઓના સમાન છે. આ ગજ (હાથી), સિંહ, શાર્દૂલ અને વૃષભ (સાંઢ)ના સમાન ગતિવાળા છે. બન્ને વીરો છે. આમની આંખો કમળ સરખી વિશાળ છે. એમણે તલવાર, ભાથાં અને ધનુષને ધારણ કરેલાં છે, સૌંદર્યમાં એ અશ્વિનીકુમારોના સમાન છે, એમની યુવાની ફૂટી રહી છે. આ દેશને શોભાયમાન કરતા તેઓ પગપાળા જ કેમ આવ્યા છે ? હે મુનિશ્રેષ્ઠ ! આ કોના પુત્રો છે ? આ બધું જ હું જાણવા માગું છું

**ટિપ્પણી** ✷ *ગોવિંદરાજજીએ આ "ગતિઓ"ની વ્યાખ્યા આ પ્રમાણે કરી છે.*

૧. *"गाम्भीर्यगमने गजतुल्यौ"ગાંભીર્ય ગમનમાં હાથીના સમાન ગતિવાળા*

૨. *"पराभिभवनार्हगमने सिंहतुल्यौ"બીજાનો પરાભવ કરવાને જાય તે વેળા સિંહની સમાન ચાલવા વાળા.*

૩. *"भयंकरगमने शार्दूलतुल्यौ"ભયંકર ચાલ ચાલવામાં વાઘના સમાન.*

૪. *"सगर्वगमने वृषभसदृशौ"ગર્વ સાથે ચાલવામાં સાંઢ સમાન.*

तस्य तद्वचनं श्रुत्वा जनकस्य महात्मनः ।
न्यवेदयत् महात्मानौ पुत्रौ दशरथस्य तौ ॥ १२ ॥
सिद्धाश्रमनिवासं च राक्षसानां वधं तथा ।
महाधनुषि जिज्ञासां कर्तुमागमनं तथा ॥ १३ ॥



મહારાજા જનકનાં આ વચનો સાંભળી વિશ્વામિત્રજી કહેવા લાગ્યા- "આ બન્ને મહારાજા દશરથના સુપુત્રો છે." એવું કહીને તેમણે તે બન્નેના સિદ્ધાશ્રમમાં રહેવાનો તથા રાક્ષસોના વધ કરવાનો વૃત્તાન્ત કહીને એમ પણ કહ્યું કે તેઓ આપના ધનુષને જોવાને આવેલા છે.

विश्वामित्रवचः श्रुत्वा रामलक्ष्मणसन्निधौ ।
जनकः प्राञ्जलिर्वाक्यमुवाच कुशिकात्मजम् ॥ १४ ॥

વિશ્વામિત્રજીનાં વચનો સાંભળીને શ્રીરામ-લક્ષ્મણની સામે હાથ જોડીને રાજા જનકે કૌશિકજીને કહ્યું.-

धन्योऽस्म्यनुगृहीतोऽस्मि यस्य मे मुनिपुङ्गव ।
यज्ञं काकुत्स्थसहितः प्राप्तवानसि कौशिक ॥ १५ ॥

હે કૌશિક ! હું મને ધન્ય માનું છું અને આપનો અત્યંત આભારી છું, કે આપ રામ-લક્ષ્મણ સહિત મારા યજ્ઞમાં પધાર્યા છો.

श्वः प्रभाते महातेजो द्रष्टुमर्हसि मां पुनः ।
स्वागतं तपतांश्रेष्ठ मामनुज्ञातुमर्हसि ॥ १६ ॥

હે મહાતેજસ્વી ! કાલે પ્રભાતકાળે ફરી મને દર્શન આપજો. હે તપસ્વીઓમાં શ્રેષ્ઠ ! હવે મને જવાની આજ્ઞા આપશો.



एवमुक्त्वा मुनिश्रेष्ठं वैदेहो मिथिलाधिपः ।
प्रदक्षिणं चकाराथ सोपाध्यायः सबान्धवः ॥ १७ ॥

ત્યારપછી મહારાજા જનકે પોતાના ઉપાધ્યાયો અને બંધુ-બાંધવો સહિત વિશ્વામિત્રજીની પ્રદક્ષિણા કરી અને ચાલ્યા ગયા.

## ૨૫ (પચ્ચીસમો) સર્ગ
## રાજસભામાં જનક દ્વારા ધનુષ અને સીતાનો પરિચય આપવો

ततः प्रभाते विमले कृतकर्मा नराधिपः ।
विश्वामित्रो महात्मानमाजुहाव सराघवम् ॥ १ ॥

પ્રાતઃકાળ થયો ત્યારે નિત્યકર્મોથી નિવૃત્ત થઇ રાજા જનકે બન્ને કુમારો સહિત વિશ્વામિત્રજીને તેડું મોકલ્યું.

तमर्चयित्वा धर्मात्मा शास्त्रदृष्टेन कर्मणा ।
राघवौ च महात्मानौ तदा वाक्यमुवाच ह ॥ २ ॥

શાસ્ત્રવિધિ અનુસાર વિશ્વામિત્ર અને રામ-લક્ષ્મણની પૂજા કરીને ધર્માત્મા જનક બોલ્યા -

भगवन्स्वागतं तेऽस्तु किं करोमि त्वानघ ।
भवानाज्ञापयतु मामाज्ञाप्यो भवता ह्यहम् ॥ ३ ॥

હે ભગવન્ ! આપનું સ્વાગત કરું છું. હે નિષ્પાપ ! હું આપનું કયું કાર્ય કરું ? આપ મને આજ્ઞા આપો કેમ કે હું આપ આજ્ઞા કરો તેને યોગ્ય છું.



एवमुक्तः स धर्मात्मा जनकेन महात्माना ।
प्रत्युवाच मुनिश्रेष्ठो वाक्यं वाक्यविशारदः ॥ ४ ॥

જનકજીએ આમ કહ્યા પછી વાક્ય-વિશારદ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રજીએ કહ્યું-

पुत्रौ दशरथस्येमौ क्षत्रियौ लोकविश्रुतौ ।
द्रष्टुकामौ धनुःश्रेष्ठं यदेतत्त्वयि तिष्ठति ॥ ५ ॥

લોકમાં પ્રસિદ્ધ, ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન દશરથના આ બન્ને પુત્રો આપની પાસે રાખેલા એ શ્રેષ્ઠ ધનુષને જોવા માગે છે.

एवमुक्तस्तु जनकः प्रत्युवाच महामुनिम् ।
श्रूयतामस्य धनुषो यदर्थमिहि तिष्ठति ॥ ६ ॥

આ સાંભળીને રાજા જનકે વિશ્વામિત્રજીને કહ્યું કે, ''જે પ્રયોજન માટે આ ધનુષ રાખેલું છે, તે સાંભળો.''

वीर्यशुल्केति मे कन्या नाम्ना सीतेति विश्रुता ।
योगिन्यास्तनयां तां तु वर्धमानां ममात्मजाम् ॥ ७ ॥
वरयामासुरागम्य राजानो मुनिपुङ्गव ।
तेषां वरयतां कन्यां सर्वेषां पृथिवीक्षिताम् ॥
वीर्यशुल्केति भगवन्न ददामि सुतामहम् ॥ ८ ॥

''યોગિનીના ગર્ભથી ઉત્પન્ન સીતા નામથી પ્રસિદ્ધ મારી વીર્યશુલ્કા (પરાક્રમ બતાવીને પ્રાપ્ત કરવા યોગ્ય) કન્યાને યુવાન થતી જતી જોઇને એની સાથે વિવાહ કરવાને માટે અનેક રાજાઓ આવ્યા. મેં એ રાજાઓને કહ્યું કે આ કન્યા વીર્ય-શુલ્કા છે, એટલે પરાક્રમની પરીક્ષા લીધા વિના હું મારી કન્યા કોઇને આપીશ નહીં.''



**ટિપ્પણી** ✷ સીતાના સંબંધમાં એવું પ્રસિદ્ધ છે કે તે પૃથ્વીમાંથી ઉત્પન્ન થઇ હતી અને પ્રક્ષેપકોએ એવા પ્રકારના શ્લોકો બનાવીને રામાયણમાં નાખી દીધા. રામાયણના ધ્યાનપૂર્વકના અવલોકનથી અમે એવા નિષ્કર્ષ પર પહોંચ્યા છીએ, કે સીતા પૃથ્વીમાંથી ઉત્પન્ન થઇ ન હતી. સીતાને સ્થાન-સ્થાન પર જનક 'મમાત્મજા' મારી પોતાની દીકરી કહે છે. સીતાજીએ ઊર્મિલા(લક્ષ્મણની પત્ની)ને 'અનુજા' કહી છે. અનુજાનો અર્થ છે = पश्चाज्जायत इति । જે પછી ઉત્પન્ન થાય. આથી સિદ્ધ થયું કે સીતા પૃથ્વીમાંથી ઉત્પન્ન થઇ ન હતી.

તુલસી-રામાયણમાં સીતા પૃથ્વીમાંથી ઉત્પન્ન થઇ હોવાનું બતાવ્યું છે, પરન્તુ સાચી વાત તો એમના મુખથી પણ નીકળી ગઇ છે જ.

तात जनक तनया यह सोई ।
धनुष यज्ञ जेहि कारण होई ॥

અહીં સીતાને સ્પષ્ટ જ જનકતનયા - જનકની દીકરી કહેલી છે. વિવાહના અવસર ઉપર રામની ૩૫ પેઢીઓનો ઉલ્લેખ કરવામાં આવેલ છે અને સીતાની ૨૨ પેઢીઓનો નામોનો ઉલ્લેખ વંશ-શુદ્ધિના માટે થાય છે. જો સીતા પૃથ્વીમાંથી ઉત્પન્ન થઇ હતી, તો કુલ પરંપરા બતાવવાનું શું પ્રયોજન ? કુલ પરંપરાનું વર્ણન જ એમ સિદ્ધ કરે છે કે સીતા જનકજીની ઔરસ પુત્રી હતી.

શિવ પુરાણમાં સીતાજીની માતાનું નામ યોગિની બતાવેલું છે -

धन्या प्रिया द्वितीया तु योगिनी जनकस्य च ।
तस्या कन्या महालक्ष्मीर्नाम्ना सीता भविष्यति ॥
शि. पू. पार्वतीखण्ड २ । २९ ॥



અર્થાત્ જનકની બીજી પત્ની યોગિની ધન્ય છે, જેની કન્યા સીતા નામથી પ્રસિદ્ધ થશે.

આ વિષયના કેટલાંક પ્રમાણો અમે અમારા પુસ્તક ''મર્યાદા પુરુષોત્તમ રામ''માં પણ સંગૃહીત કરેલાં છે. ત્યાં જોઇ લો.

ततः सर्वे नृपतयः समेत्य मुनिपुङ्गव ।
मिथिलामप्युपागम्य वीर्यं जिज्ञासवस्तदा ॥ ९ ॥

''હે મુનિશ્રેષ્ઠ ! ત્યારે બધા રાજાઓ એકઠા થઇને પોતાનું પરાક્રમ પ્રદર્શિત કરવાને માટે મિથિલામાં આવ્યા.''

तेषां जिज्ञासमानानां वीर्यं धनुरुपाहृतम् ।
न शेकुर्ग्रहणे तस्य धनुषस्तोलनेऽपि वा ॥ १० ॥

''એમની પરીક્ષા માટે મેં આ ધનુષ તેમની સામે રખાવ્યું, પરંતુ તેઓમાંથી કોઇપણ એની પણછ ચઢાવી શકયા નહીં.

तेषां वीर्यवतां वीर्यमल्पं ज्ञात्वा महामुने ।
प्रत्याख्याता नृपतयस्तन्निबोध तपोधन ॥ ११ ॥

''હે મહામુનિ ! પરાક્રમની ડિંગ હાંકનારા તે રાજાઓને અલ્પવીર્ય સમજીને મેં પાછા વળાવી દીધા. હે તપોધન ! (ત્યારપછી જે બન્યું) તે સાંભળો.''

ततः परम कोपेन राजानो मुनिपुङ्गव ।
अरुन्धन्मिथिलां सर्वे वीर्यसंदेहमागताः ॥ १२ ॥

''હે મુનિશ્રેષ્ઠ ! તે વેળા એ હીન પરાક્રમવાળા રાજાઓએ મળીને મિથિલાને ઘેરો ઘાલ્યો.''



परं भग्ना नृपतयो हन्यमाना दिशो ययुः ।
अवीर्यावीर्यसंदिग्धाः सामात्याः पापकारिणः ॥ १३ ॥

"પણ છેવટે તે ડરપોક, વીરતાની ખોટી શેખી કરનારા રાજાઓ મારાથી હારી જઇને પોતાના મંત્રીઓ સાથે ચારે દિશાઓમાં ભાગી ગયા."

तदेतन्मुनिशार्दूल धनुः परमभास्वरम् ।
रामलक्ष्मणयोश्चापि दर्शयिष्यामि सुव्रत ॥ १४ ॥

"હે મુનિશ્રેષ્ઠ ! આ એજ દિવ્ય ધનુષ છે. હે સુવ્રત ! હું એને રામ લક્ષ્મણને પણ બતાવીશ.

यद्यस्य धनुषो रामः कुर्यादारोपणं मुने ।
सुतामयोनिजां सीतां दद्यां दाशरथेरहम् ॥ १५ ॥

જો રામ આ ધનુષ પર પણછ ચઢાવી દેશે તો હું મારી કર્મથી ક્ષત્રાણી પુત્રી સીતા એને પ્રદાન કરી દઇશ.

## ૨૬ (છવીસમો) સર્ગ ધનુષભંગ અને દશરથની પાસે દૂત મોકલવો

जनकस्य वचः श्रुत्वा विश्वामित्रो महामुनिः ।
धनुर्दर्शय रामाय इति होवाच पार्थिवम् ॥ १ ॥

રાજા જનકની વાત સાંભળીને વિશ્વામિત્રજીએ કહ્યું- રાજન્ ! તે ધનુષ શ્રીરામને બતાવજોને.



ततः स राजा जनकः सचिवान्व्यादिदेश ह ।
धनुरानीयतां दिव्यं गन्धमाल्यानुलेपितम् ॥ २ ॥

ત્યારપછી રાજા જનકે મંત્રીઓને આદેશ "આપ્યો કે 'સુગંધી લેપ અને પુષ્પમાળાઓથી શણગારેલા ધનુષને લઇ આવો."

तामादाय तु मञ्जूषामायसीं यत्र तद्धनुः ।
सुरोपमं ते जनकमूचुर्नृपतिमन्त्रिणः ॥ ३ ॥

જે પેટીમાં તે ધનુષ રાખ્યું હતું તે લોખંડની પેટી લાવીને મંત્રીઓએ દેવતુલ્ય રાજાને કહ્યું.

इदं धनुर्वरं राजन् पूजितं सर्वराजभिः ।
मिथिलाधिप राजेन्द्र दर्शयैनं यदीच्छसि ॥ ४ ॥

"હે મિથિલાધીશ્વર ! રાજેન્દ્ર ! બધા જ જનક રાજાઓ જેની પૂજા કરતા હતા તે જ આ ધનુષ તમારી સામે લાવી મૂક્યું છે. હવે આપ ચાહો તેને બતાવી શકો છો."

तेषां नृपो वचः श्रुत्वा कृताञ्जलिरभाषत ।
विश्वामित्रं महात्मानं तौ चोभौ रामलक्ष्मणौ ॥ ५ ॥

મંત્રીઓની વાત સાંભળીને રાજા જનકે હાથ જોડીને વિશ્વામિત્ર તથા રામ-લક્ષ્મણને કહ્યું-

तदेतद्धनुषां श्रेष्ठमानीतं मुनिपुङ्गव ।
दर्शयैतन्महाभाग अनयो राजपुत्रयोः ॥ ६ ॥

હે મુનિશ્રેષ્ઠ ! આ (સર્વ) ધનુષોમાં શ્રેષ્ઠ ધનુષ આવી ગયું છે. હે મહાભાગ ! આપ એને રાજકુમારોને બતાવો.



विश्वामित्रस्तु धर्मात्मा श्रुत्वा जनकभाषितम् ।
वत्स राम धनुः पश्य इति राघवमब्रवीत् ॥ ७ ॥

ધર્માત્મા વિશ્વામિત્રે રાજા જનકનાં આ વચનો સાંભળીને રામને કહ્યું. "વત્સ ! આ ધનુષને જુઓ"

महर्षेर्वचनाद्रामो यत्र तिष्ठति तद्धनुः ।
मञ्जूषां तामपावृत्य दृष्ट्वा धनुरथाब्रवीत् ॥ ८ ॥

વિશ્વામિત્રજીનો આદેશ થતાં જ રામ જે પેટીમાં ધનુષ હતું તેને ઉઘાડીને અને ધનુષને જોઇને બોલ્યા.

इदं धनुर्वरं दिव्यं संस्पृशामीह पाणिना ।
यत्नवांश्च भविष्यामि तोलने पूरणेऽपि वा ॥ ९ ॥

"હે બ્રહ્મન્ ! હવે હું આ શ્રેષ્ઠ (દિવ્ય) ધનુષને હાથથી અડકું છું. એને ઊંચકીને એના પર પણછ (ધનુષની દોરી) ચઢાવવાનો પ્રયત્ન પણ કરીશ."

बाढमित्यब्रवीद्राजा मुनिश्च समभाषत ।
लीलया स धनुर्मध्ये जग्राह वचनान्मुनेः ॥ १० ॥

રાજાએ અને વિશ્વામિત્ર મુનિએ "બહુ જ સારું" કહ્યું એટલે શ્રીરામે એ ધનુષને બહુ જ સહેલાઇથી વચ્ચેથી પકડીને ઊંચકી લીધું.

पश्यतां नृसहस्राणां बहुनां रघुनन्दनः ।
आरोपयत्स धर्मात्मा सलीलमिव तद्धनुः ॥ ११ ॥



હજારો મનુષ્યોની સમક્ષ શ્રીરામે પ્રયાસ વિના જ એના પર પણછ પણ ચઢાવી દીધી.

आरोपयित्वा धर्मात्मा पूरयामास वीर्यवान् ।
तद्बभञ्ज धनुर्मध्ये नरश्रेष्ठो महायशाः ॥ १२ ॥

મહાયશસ્વી અને બળવાન શ્રીરામે પણછ બાંધી દીધા પછી, જેવી તેને ખેંચી કે તરત તે ધનુષના વચ્ચેથી તૂટીને બે ટુકડા થઇ ગયા.

***ટિપ્પણી*** ✷ *વાલ્મીકિ રામાયણમાં ધનુષ-ભંગનું આટલું જ વર્ણન છે. સંત તુલસીદાસજીએ જે વર્ણન કરેલું છે, તે આદિ કવિની વિરુદ્ધ હોવાથી અગ્રાહ્ય છે. અને સાથે અસંભવ ગપ પણ છે. અવલોકન કરો -*

*भूप सहस दस एकहि बारा । लगे उठावन टरइ न टारा ॥*

*જે ધનુષને એકી સાથે દશ હજાર રાજાઓ ઊંચકવા લાગ્યા તે કેટલું મોટું હશે. જરા તો કલ્પના કરો. અથવા એને ઉપાડવાવાળા રાજાઓ નહી પરન્તુ કીડા-મંકોડા હશે.*

*ખરી રીતે સીતાનો સ્વયંવર નહીં થયેલો એ તો આહ્‌વાન (પડકાર) (Challenge) હતું. સ્વયંવરનો અર્થ છે - 'કન્યાએ સ્વેચ્છાથી પતિની પસંદગી કરવી.' અહીં સીતાએ પોતાની ઇચ્છાથી રામને પસંદ કર્યા ન હતા પણ રાજા જનકે જ તેને 'વીર્યશુલ્કા' ઘોષિત કરેલી હતી.*

*જ્યારે સ્વયંવર જ નહીં થયો તો દસ હજાર રાજાઓનું એક સાથે એકત્રિત થવું અને સર્વેનું એક સાથે મળીને ધનુષને ઊંચકવું એ ગપાટા નહીં તો બીજું શું હોઇ શકે ?*



तस्य शब्दो महानासीन्मोहिताश्च नराः सर्वे ।
वर्जयित्वा मुनिवरं राजानं तौ च राघवौ ॥ १३ ॥

ધનુષ તૂટવાથી ઘોર અવાજ થયો. તે અવાજથી વિશ્વામિત્ર, રાજા જનક, રામ અને લક્ષ્મણ સિવાયના બધા જ લોકો સ્તબ્ધ થઇ ગયા.

प्रत्याश्वस्ते जने तस्मिन्राजा विगतसाध्वसः ।
उवाच प्राञ्जलिर्वाक्यं वाक्यज्ञो मुनिपुङ्गवम् ॥ १४ ॥

થોડીવારે લોકોનો ગભરાટ દૂર થયો ત્યારે ગભરાટથી મુકત થયેલા (જનકને ગભરાટ એ વાતનો હતો કે જો રામ પણ ધનુષની દોરી બાંધી ન શકે તો પછી સીતાનો વિવાહ કેમ થશે ?) વાણી-ચતુર રાજા જનકે હાથ જોડીને વિશ્વામિત્રને કહ્યું.-

भगवन्दृष्टवीर्यो मे रामो दशरथात्मजः ।
अत्यद्भुतमचिन्त्यं च अतर्कितमिदं मया ॥ १५ ॥

'ભગવન્ ! મેં દશરથનંદન રામનું પરાક્રમ જોઇ લીધું છે. એનું પરાક્રમ અતિ અદ્ભુત, તર્ક અને કલ્પનાથી પર છે.'

जनकानां कुले कीर्तिमाहरिष्यति मे सुता ।
सीता भर्तारमासाद्य रामं दशरथात्मजम् ॥ १६ ॥

'મારી પુત્રી સીતા દશરથપુત્ર શ્રીરામને પતિરૂપમાં પ્રાપ્ત કરીને મારા વંશની કીર્તિ ફેલાવશે.'



मम सत्या प्रतिज्ञा च वीर्यशुल्केति कौशिक ।
सीता प्राणैर्बहुमता देया रामाय मे सुता ॥ १७ ॥

''હે કૌશિક ! મેં સીતાના વિવાહ માટે 'વીર્યશુલ્ક'ની જે પ્રતિજ્ઞા કરી હતી, તે પૂરી થઈ ગઇ. હવે હું પ્રાણોથી પણ વધારે પ્રિય સીતા રામના માટે આપીશ''

भवतोऽनुमते ब्रह्मन् शीघ्रं गच्छन्तु मन्त्रिणः ।
मम कौशिक भद्रं ते अयोध्यां त्वरिता रथैः ॥ १८ ॥

''હે બ્રહ્મન્ ! હે કૌશિક ! જો આપનુ અનુમતિ હોય તો મારા મંત્રીઓ રથ પર સવાર થઇને ઝટપટ અયોધ્યા જાય.''

राजानं प्रश्रितैर्वाक्यैरानयन्तु पुरं मम ।
प्रदानं वीर्यशुल्कायाः कथयन्तु च सर्वशः ॥ १९ ॥

''અને મહારાજા દશરથને વિનયયુકત વચનોથી વીર્યશુલ્કા સીતાના વિવાહની સૂચના આપીને અને અહીંનો સંપૂર્ણ વૃત્તાંત બતાવીને અહીંયા લઇ આવે.''

कौशिकस्तु तथेत्याह राजा चाभाष्य मन्त्रिणः ।
अयोध्यां प्रेषयामाम धर्मात्मा कृतशासनम् ॥ २० ॥

જ્યારે વિશ્વામિત્રજીએ કહ્યું 'એમ જ કરો' ત્યારે રાજાએ મંત્રીઓને બોલાવીને, એમને સમજાવીને અને કુશળ પત્ર દઇને અયોધ્યા મોકલી આપ્યા.



સીતા સ્વયંવર – શ્રીરામ દ્વારા ધનુષભંગ



## ૨૭ (સત્તાવીસમો) સર્ગ દશરથની મિથિલા જવા માટેની તૈયારીઓ

जनकेन समादिष्टा दूतास्ते क्लान्तवाहनाः ।
त्रिरात्रमुषिता मार्गे तेऽयोध्यां प्राविशन्पुरीम् ॥ १ ॥

જનકની આજ્ઞા લઇને તે દૂતો શીઘ્રગામી રથોમાં બેસી, માર્ગમાં (થાક ખાતાં, ખાતાં) ત્રણ રાત પસાર કરીને, ચોથે દિવસે અયોધ્યા પહોંચ્યા. એ વખતે એમના ઘોડાઓ થાકી ગયા હતા.

राज्ञो भवनमासाद्य द्वारस्थानिदमब्रुवन् ।
शीघ्रं निवेद्यतां राज्ञे दूतान्नो जनकस्य च ॥ २ ॥

રાજમહેલના દરવાજા પર જઇને તેઓએ દ્વારપાળોને કહ્યું કે જલ્દી મહારાજને નિવેદન કરો કે રાજા જનકના દૂતો આપનાં દર્શન કરવા માગે છે.

इत्युक्ता द्वारपालास्ते राघवाय न्यवेदयन् ।
ते राजवचनाद् दूता राजवेश्म प्रवेशिताः ॥ ३ ॥

દૂતોએ આમ કહ્યું એટલે દ્વારપાળોએ મહારાજાને નિવેદન કર્યું. ત્યારે તેમણે રાજાની આજ્ઞાથી તે દૂતોને રાજભવનમાં મોકલી આપ્યા.

ददृशुर्देवसङ्काशं वृद्धं दशरथं नृपम् ।
बद्धाञ्जलिपुटाः सर्वे दूता विगतसाध्वसाः ॥ ४ ॥
राजानं प्रयता वाक्यमब्रुवन् मधुराक्षरम् ।
कुशलं चाव्ययं चैव सोपाध्यायपुरोहितम् ॥ ५ ॥
मुहुर्मुहुर्मधुरया स्नेहसंयुक्तया गिरा ।
जनकस्त्वां महाराज पृच्छते स पुरःसरम् ॥ ६ ॥
पृष्ट्वा कुशलमव्यग्रं वैदेहो मिथिलाधिपः ।
कौशिकानुमते वाक्यं भवन्तमिदमब्रवीत् ॥ ७ ॥



ત્યાં દેવોપમ વૃદ્ધ મહારાજ દશરથના દર્શન કરીને એમનું સૌજન્ય જોઇને તેઓએ નિર્ભય થઇને, હાથ જોડીને ઘણીજ નમ્રતાથી આ મધુર વચનો કહ્યાં - "મહારાજ ! મિથિલેશ્વર વિદેહરાજ જનકે વારંવાર મધુર અને સ્નેહયુક્ત વાણીથી ઉપાધ્યાય, પુરોહિત અને કર્મચારીઓ સહિત આપનું અને આપના નગરવાસી લોકોનું કુશળ-મંગળ પૂછ્યું છે. આપની કુશળતા અને માંગલ્ય પૂછીને તેઓએ વિશ્વામિત્રજીની અનુમતિથી આપને આ સંદેશો મોકલ્યો છે."

पूर्वं प्रतिज्ञा विदिता वीर्यशुल्का ममात्मजा ।
सेयं मम सुता राजन्विश्वामित्रपुरःसरैः ॥ ८ ॥
यदृच्छयाऽगतैर्वीरैर्निर्जिता तव पुत्रकैः ।
अस्मै देया मया सीता वीर्यशुल्का महात्मने ॥ ९ ॥

"એ તો આપને વિદિત છે જ કે મારી કન્યા વીર્યશુલ્કા છે. એ મારી પુત્રીને મારા સૌભાગ્યથી વિશ્વામિત્રની સાથે આવીને આપના પુત્રે જીતી લીધી છે. એટલે હું મારી વીર્યશુલ્કા દીકરી સીતાનો વિવાહ રામની સાથે કરવા માગું છું."

प्रतिज्ञां तर्तुमिच्छामि तदनुज्ञातुमर्हसि ।
सोपाध्यायो महाराज पुरोहितपुरस्कृतः ॥ १० ॥
शीघ्रमागच्छ भद्रं ते द्रष्टुमर्हसि राघवौ ।
प्रीतिं च मम राजेन्द्र निर्वर्तयितुमर्हसि ॥ ११ ॥



"હું મારી પ્રતિજ્ઞા પૂરી કરવા માગું છું. એથી આપ મને આજ્ઞા આપશો. હે મહારાજ ! આપ આપના ઉપાધ્યાય અને પુરોહિતો સહિત અહીંયા પધારીને આપના રાજકુમારોને જુઓ અને મારા પ્રેમમાં વૃદ્ધિ કરશોજી."

दूतवाक्यं तु तत् श्रुत्वा राजा परमहर्षितः ।
वसिष्ठं वामदेवं च मन्त्रिणश्चैवमब्रवीत् ॥ १२ ॥

દૂતોનું કથન સાંભળીને મહારાજા બહુ જ પ્રસન્ન થયા અને વસિષ્ઠ, વામદેવ તથા બીજા ઋષિઓને (અને મંત્રીઓને) કહેવા લાગ્યા.

गुप्तः कुशिकपुत्रेण कौसल्यानन्दवर्धनः ।
लक्ष्मणेन सह भ्रात्रा विदेहेषु वसत्यसौ ॥ १३ ॥

"વિશ્વામિત્રથી સુરક્ષિત અને કૌસલ્યના આનંદમાં વૃદ્ધિ કરનારા રામ પોતાના ભાઈ લક્ષ્મણની સાથે આજકાલ મિથિલાપુરીમાં છે.

दृष्टवीर्यस्तु काकुत्स्थो जनकेन महात्मना ।
सम्प्रदानं सुतायास्तु राघवे कर्तुमिच्छति ॥ १४ ॥

રાજા જનકે શ્રીરામનું પરાક્રમ સારી રીતે જોઈ લીધું છે. હવે તેઓ પોતાની પુત્રી સીતાનો વિવાહ શ્રીરામની સાથે કરવા માગે છે.

यदि वो रोचते वृतं जनकस्य महात्मनः ।
पुरीं गच्छामहे शीघ्रं मा भूत्कालस्य पर्ययः ॥ १५ ॥

જો આપને આ વાત ઠીક લાગે તો આપણે જલદી મિથિલાપુરી પહોંચવું જોઈએ જેથી સમયનું ઉલ્લંઘન ન થાય.



**ટિપ્પણી** ✷ *'यदि वो रोचते वृत्तम्' જો આપને ઉચિત લાગે તો આ શબ્દો ને જોતાં જ વિદિત થાય છે કે રામાયણકાળમાં રાજા લોકો પોતાના અંગત ઘરવહેવારમાં પણ ઋષિઓ અને મંત્રીઓની સલાહ લેતા હતા.*

मन्त्रिणो बाढमित्याहुः सह सर्वैर्महर्षिभिः ।
सुप्रीतश्चाब्रवीद्राजा श्वो यात्रेति च मन्त्रिणः ॥ १६ ॥

મહારાજાનું વચન સાંભળીને મંત્રીઓએ અને ઋષિઓએ કહ્યું, "આ તો બહુજ સારી વાત છે." ત્યારે મહારાજે પ્રસન્ન થઈને મંત્રીઓને કહ્યું. "તો પછી કાલે જ અહીંથી ચાલી નીકળવું જોઈએ."

मन्त्रिणस्तु नरेन्द्रेण रात्रिं परम सत्कृताः ।
ऊषुः मुदिताः सर्वे गुणैः सर्वैः समन्विता ॥ १७ ॥

મહારાજા દશરથે (જે દૂત બનીને આવેલા હતા તે) મંત્રીઓનો બહુજ સત્કાર કર્યો અને તે લોકોએ પણ એ રાત સુખ પૂર્વક વીતાવી.

## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ રાજા જનક દ્વારા દશરથનું આતિથ્ય

ततो रात्र्यां व्यतीतायां सोपाध्यायः सबान्धवः ।
राजा दशरथो हृष्टः सुमन्त्रमिदमब्रवीत् ॥ १ ॥

પછી રાત્રિ વીતી ગઈ ત્યારે ઉપાધ્યાય અને બાંધવો સહિત પ્રસન્ન થયેલા રાજા દશરથે મંત્રી સુમન્ત્રને કહ્યું.

चतुरङ्गबलं सर्वं शीघ्रं निर्यातु सर्वशः ।
ममाज्ञासमकालं च यानयुग्यमनुत्तमम् ॥ २ ॥



મારી આજ્ઞાથી સમસ્ત ચતુરંગિણી સેના સત્વર તૈયાર કરવામાં આવે, રથ અને પાલખી વગેરે ઉત્તમ વાહનો પણ જલદી ચાલે.

वसिष्ठो वामदेवश्च जाबालिरथ कश्यपः ।
मार्कण्डेयस्तु दीर्घायुर्ऋषिः कात्यायनस्तथा ॥ ३ ॥
एते द्विजाः प्रयान्त्वग्रे स्यन्दनं योजयस्व मे ।
यथा कालात्ययो न स्याद् दूता हि त्वरयन्ति माम् ॥ ४ ॥

વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કશ્યપ, માર્કણ્ડેય અને કાત્યાયન આ બધા બ્રાહ્મણો આગળ આગળ ચાલે. મારો રથ પણ ઝટપટ તૈયાર કરાવો. મોડું ન થાય એમ કરો, કેમકે આ દૂતો ચાલી નીકળવા માટે ઉતાવળ કરી રહ્યા છે.

वचनात्तु नरेन्द्रस्य सा सेना चतुरङ्गिणी ।
राजानमृषिभिः सार्धं व्रजन्तं पृष्ठतोऽन्वयात् ॥ ५ ॥

જ્યારે મહારાજા દશરથે ઋષિઓના સંગાથે પ્રસ્થાન કર્યું ત્યારે તેમની આજ્ઞાથી ચતુરંગિણી સેના એમની પાછળ પાછળ ચાલી.

गत्वा चतुरहं मार्गं विदेहानभ्युपेयिवान् ।
राजा तु जनकः श्रीमाञ्श्रुत्वा पूजामकल्पयत् ॥ ६ ॥

ચાર દિવસ માર્ગમાં વીતાવીને મહારાજા દશરથ જનકપુરીમાં પહોંચ્યા. રાજા જનકે તેમનું આગમન સાંભળીને તેમનાં સ્વાગતની તૈયારી કરી.

ततो राजनमासाद्य वृद्धं दशरथं नृपम् ।
मुदितो जनको राजा हर्षं च परमं ययौ ॥ ७ ॥



રાજા જનક વૃદ્ધ મહારાજા દશરથને મળીને અત્યધિક પ્રસન્ન થયા.

उवाच च नरश्रेष्ठो नरश्रेष्ठं मुदान्वितः ।
स्वागतं ते महाराज दिष्ट्या प्राप्तोऽसि राघव ॥ ८ ॥

નરશ્રેષ્ઠ જનકે હરખાઇને નૃપશ્રેષ્ઠ દશરથજીને કહ્યું - "મહારાજ ! હું આપનું સ્વાગત કરું છું, આપ અહીંયા પધાર્યા છો તે મારું મોટું સૌભાગ્ય છે."

दिष्ट्या प्राप्तो महातेजा वसिष्ठो भगवानृषिः ।
सह सर्वैर्द्विजश्रेष्ठैर्देवैरिव शतक्रतुः ॥ ९ ॥

"જેમ દેવતાઓની સાથે ઇન્દ્ર પધારે તેમ મહાતેજસ્વી મહર્ષિ વસિષ્ઠ પણ બધા ઋષિઓની સાથે આ રીતે અહીં પધાર્યા છે, તે પણ મોટા સૌભાગ્યની વાત છે."

दिष्ट्या मे निर्जिता विघ्ना दिष्ट्या मे पूजितं कुलम् ।
राघवैः सहं सम्बन्धाद्वी वीर्यश्रेष्ठैर्महात्मभिः ॥ १० ॥

"સદ્ભાગ્યથી મારાં સર્વે વિઘ્નો દૂર થઇ ગયાં અને વીરોમાં શ્રેષ્ઠ રઘુવંશીઓની સાથે સંબંધ જોડાવાથી મારું કુળ પણ પ્રતિષ્ઠિત થઇ ગયું."

श्वः प्रभाते नरेन्द्र त्वं संवर्तयितुमर्हसि ।
यज्ञस्यान्ते नरश्रेष्ठ विवाहमृषिसत्तमैः ॥ ११ ॥

"હે નરેન્દ્ર ! કાલે પ્રાતઃકાળમાં યજ્ઞ સમાપ્તિ પછી ઋષિઓની સંમતિથી વિવાહ-સંસ્કાર સંપન્ન કરાવી લો."



तस्य तद्वचनं श्रुत्वा ऋषिमध्ये नराधिपः ।
वाक्यं वाक्यविदां श्रेष्ठः प्रत्युवाच महीपतिम् ॥ १२ ॥

રાજાનાં વચનો સાંભળીને ઋષિઓની વચ્ચે વિરાજમાન, વકતાઓમાં ચતુર મહારાજા દશરથે કહ્યું.

प्रतिग्रहो दातृवशः श्रुतमेतन्मया पुरा ।
यथा वक्ष्यसि धर्मज्ञ तत्करिष्यामहे वयम् ॥ १३ ॥

"અમે તો એમ સાંભળેલું જ છે કે પ્રતિગ્રહ દાતાને અધીન હોય છે." એટલે હે ધર્મજ્ઞ ! તમે જેમ કહેશો એમ જ અમે કરીશું.

तद्धर्मिष्ठं यशस्यं च वचनं सत्यवादिनः ।
श्रुत्वा विदेहाधिपतिः परं विस्मयमागतः ॥ १४ ॥

સત્યવાદી મહારાજા દશરથનાં આવા ધર્મયુકત અને યશમાં વૃદ્ધિ કરનારાં વચનો સાંભળીને જનકને બહુ જ આશ્ચર્ય થયું.

**ટિપ્પણી** ✵ *આશ્ચર્ય પામવાનું કારણ એ હતું કે જ્યારે રાજા જનકની પ્રતિજ્ઞા અનુસાર સીતા રામચંદ્રજીની થઇ જ ગઇ હતી તો દશરથ આવા વિનમ્ર વચનો કેમ કહે છે. ભાવ એ છે કે જનક સીતાનું દાન કરતા નથી. પણ એ તો વીર્યશુલ્કા છે. (રાજા જનક કન્યાનું દાન કરતા નથી; છતાં તેવું સમજીને દશરથ બોલ્યા તેથી જનકને આશ્ચર્ય થયું.) (ગુજરાતી અનુવાદક)*

ततः सर्वे मुनिगणाः परस्परसमागमे ।
हर्षेण महता युक्तास्तां रात्रिमवसन्सुखम् ॥ १५ ॥

ત્યારપછી ઋષિઓએ પણ પરસ્પર મળીને ભેટીને બહુ જ પ્રસન્નતાની સાથે તે રાત્રિ ત્યાં જ વીતાવી.



राजा च राघवौ पुत्रौ निशाम्य परिहर्षितः ।
उवास परमप्रीतो जनकेनाभिपूजितः ॥ १६ ॥

રાજા દશરથ પણ પોતાના પુત્રો રામ-લક્ષ્મણને જોઇને અત્યન્ત આનંદિત થયા, જનક રાજાએ એમનો સત્કાર કર્યો અને તેઓએ ત્યાં સુખપૂર્વક નિવાસ કર્યો.

## ૨૯ (ઓગણત્રીસમો) સર્ગ કુશધ્વજને બોલાવવો ઈક્ષ્વાકુવંશ - કથન

ततः प्रभाते जनकः कृतकर्मा महर्षिभिः ।
उवाच वाक्यं वाक्यज्ञः शतानन्दं पुरोहितम् ॥ १ ॥

પ્રાતઃકાળે મહર્ષિઓની મદદથી પોતાનો યજ્ઞ સમાપ્ત કરીને રાજા જનકે પુરોહિત શતાનંદને કહ્યું.

भ्राता मम महातेजा यवीयानतिधार्मिकः ।
कुशध्वज इति ख्यातः पुरीमध्यवसच्छुभाम् ॥ २ ॥

"મારો નાનો ભાઇ (કુશધ્વજ નામથી પ્રખ્યાત) અત્યન્ત ધાર્મિક, તેજસ્વી અને બળવાન છે તે (સાંકાશ્ય નામની) સુંદર નગરીમાં રહે છે."

वार्याफलकपर्यन्तां पिबन्निक्षुमतीं नदीम् ।
सांकाश्यां पुण्यसंकाशां विमानमिव पुष्पकम् ॥ ३ ॥

"સાંકાશ્ય નગરીની ચારેય બાજુએ પાણીની ખાઇ છે અને તે જાત જાતનાં યંત્રોથી યુકત છે. પાસે જ ઇક્ષુ નદી છે. તેનું મધુર જલ કુશધ્વજ પીએ છે. ત્યાંના રહેવાસી જનો ધાર્મિક છે તથા તે પુરી પુષ્પક વિમાનના આકારની છે."



तमहं द्रष्टुमिच्छमि यज्ञगोप्ता स मे मतः ।
प्रीतिं सोऽपि महातेजा इमां भोक्ता मया सह ॥ ४ ॥

"મારા યજ્ઞમાં સામગ્રી વગેરે મોકલીને મદદ કરનારા મારા પ્રિય ભાઇને હું જોવા માગું છું. તે પણ વિવાહના ઉત્સવમાં સંમિલિત થઇને આનંદ ભોગવે."

एवमुक्ते तु वचने शतानन्दस्य सन्निधौ ।
आगताः केचिदव्यग्रा जनकस्तान्समादिशत् ॥ ५ ॥

રાજા જનક શતાનંદજીને આ પ્રમાણે કહેતા જ હતા કે તરત કેટલાક કુશળ દૂતો ત્યાં આવી પહોંચ્યા. રાજાએ તેમને સત્વર જવાની આજ્ઞા આપી.

शासनात्तु नरेन्द्रस्य प्रययुः शीघ्रवाजिभिः ।
सांकाश्यां ते समागत्य ददृशुश्च कुशध्वजम् ॥ ६ ॥

મહારાજાની આજ્ઞા થતાં જ તે દૂતો શીઘ્રગામી ઘોડાઓ પર સવાર થઇને, સાંકાશ્યનગર પહોંચી જઇને, રાજા કુશધ્વજને મળ્યા અને -

न्यवेदयन्यथावृत्तं जनकस्य च चिन्तनम् ।
तद्वृत्तं नृपतिः श्रुत्वा दूतश्रेष्ठैर्महाजवैः ॥ ७ ॥

મહારાજ જનકના સંદેશાનું નિવેદન કર્યું. દૂતો પાસેથી મહારાજાનો સંદેશો લઇને-

आज्ञया तु नरेन्द्रस्य आजगाम कुशध्वजः ।
स ददर्श महात्मानं जनकं धर्मवत्सलम् ॥ ८ ॥



રાજા જનકની આજ્ઞાથી તેઓ મિથિલાપુરીમાં આવીને ધર્મવત્સલ મહારાજ જનકને મળ્યા.

सोऽभिवाद्य शतानन्दं राजानं चातिधार्मिकम् ।
राजार्हं परमं दिव्यमासनं सोऽध्यरोहत ॥ ९ ॥

તેઓ મહારાજા જનકને તથા પુરોહિત શતાનંદને પ્રણામ કરીને રાજાઓને બેસવા યોગ્ય આસન ઉપર બેસી ગયા.

उपविष्टावुभौ तौ तु भ्रातरावमितौजसौ ।
प्रेषयामास तुर्वीरौ मन्त्रिश्रेष्ठं सुदामनम् ॥ १० ॥
गच्छ मन्त्रिपते शीघ्रमैक्ष्वाकुमतिप्रभम् ।
आत्मजैः सह दुर्धर्षमानयस्व समन्त्रिणम् ॥ ११ ॥

જ્યારે બન્ને ભાઇઓ આસન પર બેસી ગયા તો એ બેઉ વીરોએ પોતાના મંત્રી સુદામાને મહારાજા દશરથની પાસે મોકલતાં કહ્યું કે તમે બન્ને કુમારો અને મંત્રીઓ સહિત મહારાજા દશરથને બોલાવી લાવો.

औपकार्यां स गत्वा तु रघूणां कुलवर्धनम् ।
ददर्श शिरसा चैनमभिवाद्येदमब्रवीत् ॥ १२ ॥

ઉતારા પર જઇને મંત્રીએ મહારાજા દશરથની સામે જઇને તેમને અભિવાદન કર્યા અને કહ્યું.

अयोध्याधिपते वीर वैदेहो मिथिलाधिपः।
स त्वां द्रष्टुं व्यवसितः सोपाध्यायपुरोहितम् ॥ १३ ॥

"હે વીર અયોધ્યા - નરેશ ! મિથિલાધિપતિ જનક રાજકુમારો, ઉપાધ્યાય અને પુરોહિત સહિત આપનાં દર્શન કરવા માગે છે."



मन्त्रिश्रेष्ठवचः श्रुत्वा राजा सर्षिगणस्तदा ।
सबन्धुरगमत्तत्र जनको यत्र वर्तते ॥ १४ ॥

તે મંત્રીનાં વચન સાંભળીને મહારાજા દશરથ ઋષિ અને સગાં-સંબંધીઓ સહિત જ્યાં જનક હતા ત્યાં ગયા.

वाक्यं वाक्यविदां श्रेष्ठो वैदेहमिदमब्रवीत् ।
विदितं ते महाराज इक्ष्वाकुकुलदैवतम् ॥ १५ ॥

ત્યાં જઈને વાક્કુશળ મહારાજ દશરથે જનકજીને કહ્યું "મહારાજ ! આપને તો વિદિત છે જ કે વસિષ્ઠજી ઇક્ષ્વાકુ કુળના દેવતા છે."

वक्ता सर्वेषु कृत्येषु वसिष्ठो भगवानृषिः ।
विश्वामित्राभ्यनुज्ञातः सह सर्वैर्महर्षिभिः ॥ १६ ॥
एष वक्ष्यति धर्मात्मा वसिष्ठो मे यथाक्रमम् ।
तूष्णींभूते दशरथे वसिष्ठो भगवानृषिः ।
उवाच वाक्यं वाक्यज्ञो वैदेहं सपुरोहितम् ॥ १७ ॥

"મહર્ષિ વસિષ્ઠ જ અમારાં બધાં જ કૃત્યોમાં બોલવાવાળા છે, એટલે મહર્ષિ વિશ્વામિત્ર અને અન્ય ઋષિઓનાં પરામર્શથી એ જ અમારી વંશ-પરંપરાનું વર્ણન કરશે." જ્યારે દશરથ આમ કહીને ચૂપ થયા તો મહર્ષિ વસિષ્ઠ પુરોહિત સહિત જનકને કહેવા લાગ્યા.

मनुः प्रजापतिः पूर्वमिक्ष्वाकुस्तु मनोः सुतः ।
तमिक्ष्वाकुमयोध्यायां राजानं विद्धि पूर्वकम् ॥ १८ ॥



"મનુ પહેલા પ્રજાપતિ હતા. મનુથી ઇક્ષ્વાકુ ઉત્પન્ન થયો. તે અયોધ્યાનો પ્રથમ રાજા હતો."

इक्ष्वाकोऽस्तु सुतः श्रीमान्कुक्षिरित्येव विश्रुतः ।
कुक्षेरथात्मजः श्रीमन्विकुक्षिरुदपद्यत ॥ १९ ॥

"ઇક્ષ્વાકુના પુત્ર શ્રીમાન્ કુક્ષિ અને કુક્ષિનો વિકુક્ષિ નામનો પુત્ર ઉત્પન્ન થયો."

विकुक्षेस्तु महातेजा बाणः पुत्रः प्रतापवान् ।
बाणस्य तु महातेजा अनरण्यो महायशाः ॥ २० ॥

"વિકુક્ષિના પુત્ર બાણ હતા, તે અત્યંત તેજસ્વી અને પ્રતાપી હતા. બાણના મહાતેજસ્વી અને મહાયશસ્વી (પુત્ર) અનરણ્ય થયા."

अनरण्यात्पृथुर्जज्ञे त्रिशङ्कुस्तु पृथोरपि ।
त्रिशङ्कोरभवत्पुत्रो धुन्धुमारो महायशाः ॥ २१ ॥

"અનરણ્યનો દીકરો પૃથુ અને પૃથુનો પુત્ર ત્રિશંકુ થયો. ત્રિશંકુનો મહાયશસ્વી દીકરો ધુન્ધુમાર નામનો હતો."

धुन्धुमारान्महातेजा युवनाश्वो महारथः ।
युवनाश्वसुतश्चासीन्मान्धाता पृथिवीपतिः ॥ २२ ॥

"ધુન્ધુમારનો તેજસ્વી અને મહારથી દીકરો યુવનાશ્વ હતો. યુવનાશ્વના પુત્ર પૃથ્વીપતિ માંધાતા થયા."

मान्धातुस्तु सुतः श्रीमान् सुसन्धिरुदपद्यत ।
सुसन्धेरपि पुत्रौ द्वौ ध्रुवसन्धिः प्रसेनजित् ॥ २३ ॥

"માંધાતાનો દીકરો સુસંધિ થયો. સુસંધિના બે પુત્રો-ધ્રુવસંધિ અને પ્રસેનજિત થયા."



यशस्वी ध्रुवसन्धेस्तु भरतो नाम नामतः ।
भरतात्तु महातेजा असितो नाम जातवान् ॥ २४ ॥

"ધ્રુવસંધિના પુત્ર યશસ્વી ભરત અને ભરતનો મહાતેજસ્વી દીકરો અસિત ઉત્પન્ન થયો."

यस्यैते प्रतिराजान उदपद्यन्त शत्रवः ।
हैहयास्तालजङ्घाश्च शूराश्च शशिबिन्दवः ॥ २५ ॥

"હૈહય, તાલજંઘ અને શશિબિંદુ આ ત્રણેય શૂરવીર પડોશી રાજાઓ અસિતના શત્રુઓ થઇ ગયા."

तांस्तु प्रतियुध्यन्वै युध्ये राज्यात्प्रवासितः ।
हिमवन्तमुपागम्य भार्याभ्यां सहितस्तदा ॥ २६ ॥

"તેઓએ અસિતને યુદ્ધમાં હરાવીને રાજ્યની બહાર કાઢી મૂક્યો. ત્યારે રાજા અસિત પોતાની બેઉ પત્નીઓ સહિત હિમાલય ઉપર ચાલ્યો ગયો."

असितोऽल्पबलो राजा कालधर्ममुपेयिवान् ।
द्वे चास्य भार्ये गर्भिण्यौ बभूवतुरिति श्रुतम् ॥ २७ ॥

"નિર્બળ રાજા અસિત ત્યાં જઇને મૃત્યુ પામ્યો. એવું સાંભળ્યું છે કે એ વખતે એની બન્ને સ્ત્રીઓ સગર્ભા હતી."

एका गर्भविनाशाय सपत्न्यै सगरं ददौ ।
सह तेन गरेणैव संजातः सगरोऽभवत् ॥ २८ ॥

"પોતાની શોકના ગર્ભનો નાશ કરવાને માટે એક (પત્નીએ બીજીને) વિષ (ગર) આપી દીધું. ગર (ઝેર) સહિત પુત્ર ઉત્પન્ન થવાથી તેનું નામ સગર રાખ્યું."



सगरस्यासमञ्जस्तु असमञ्जादथांशुमान् ।
दिलीपोंऽशुमतः पुत्रो दिलीपस्य भगीरथः ॥ २९ ॥

"સગરનો અસમંજ, અસમંજનો અંશુમાન, અંશુમાનનો પુત્ર દિલીપ અને દિલીપનો દીકરો ભગીરથ ઉત્પન્ન થયા."

भगीरथात्ककुत्स्थश्च ककुत्स्थाच्च रघुस्तथा ।
रघोस्तु पुत्रस्तेजस्वी प्रवृद्धः पुरुषादकः ॥ ३० ॥

"ભગીરથના કકુત્સ્થ અને કકુત્સ્થના પુત્ર રઘુ થયા. રઘુનો પુત્ર મહાતેજસ્વી પ્રવૃદ્ધ રાક્ષસ તુલ્ય થયો."

कल्माषपादो ह्यभवत्तस्माज्जातश्च शङ्खणः ।
सुदर्शनः शङ्खणस्य अग्निवर्णः सुदर्शनात् ॥ ३१ ॥

"પાછળથી તે કલ્માષપાદ પણ કહેવાયો, કલ્માષપાદનો પુત્ર શંખન, શંખનનો સુદર્શન અને સુદર્શનનો અગ્નિવર્ણ ઉત્પન્ન થયો."

शीघ्रगस्त्वग्निवर्णस्य शीघ्रगस्य मरुः सुतः ।
मरोः प्रशुश्रुकस्त्वासीदम्बरीषः प्रशुश्रुकात् ॥ ३२ ॥

"અગ્નિવર્ણનો શીઘ્રગ, શીઘ્રગનો મરુ, મરુનો પ્રશુશ્રુક અને પ્રશુશ્રુકનો પુત્ર અમ્બરીષ થયો."

अम्बरीषस्य पुत्रोऽभून्नहुषः सत्यविक्रमः ।
नहुषस्य ययातिश्च नाभागस्तु ययातिजः ॥ ३३ ॥

"અંબરીષનો પુત્ર સત્યપરાક્રમી નહુષ થયો. નહુષનો યયાતિ અને યયાતિનો પુત્ર નાભાગ ઉત્પન્ન થયો."



नाभागस्य बभूवाज अजाद्दशरथोऽभवत् ।
अस्माद्दशरथाज्जातौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ ३४ ॥

"નાભાગના પુત્ર અજ અને અજના પુત્ર મહારાજા દશરથ, દશરથના પુત્રો આ બન્ને ભાઇઓ રામ અને લક્ષ્મણ છે."

आदिवंशविशुद्धानां राज्ञां परमधर्मिणाम् ।
इक्ष्वाकुकुलजातानां वीराणां सत्यवादिनाम् ॥ ३५ ॥
रामलक्ष्मणयोरर्थे त्वत्सुते वरये नृप ।
सदृशाभ्यां नरश्रेष्ठ सदृशे दातुमर्हसि ॥ ३६ ॥

હે નરશ્રેષ્ઠ ! આદિથી જ વિશુદ્ધ વંશવાળા, ધર્મિષ્ઠ, સત્યવાદી અને ઇક્ષ્વાકુ-કુળમાં ઉત્પન્ન રામ-લક્ષ્મણના માટે હું આપની પુત્રીઓની માગણી કરું છું. અનુરૂપ વરોને અનુરૂપ કન્યાઓ આપવી તે આપને ઉચિત જ છે.

## 30 (ત્રીસમો) સર્ગ જનકવંશનું વર્ણન

एवं ब्रुवाणं जनकः प्रत्युवाच कृताञ्जलिः ।
श्रोतुमर्हसि भद्रं ते कुलं नः परिकीर्तितम् ॥ १ ॥

વસિષ્ઠજીએ આમ કહેવાથી, જનકજી હાથ જોડીને એમને કહેવા લાગ્યા "હે મહર્ષિ ! આપનું કલ્યાણ થાઓ. હવે મારા કુળની પરંપરા સાંભળો.

प्रदाने हि मुनिश्रेष्ठ कुलं निरवशेषतः ।
वक्तव्यं कुलजातेन तन्निबोध महामते ॥ २ ॥



"હે મુનિશ્રેષ્ઠ ! આપલે કરતી વેળાએ કુલીને પોતાનાં કુળનું વર્ણન કરવું જોઇએ, એટલે આપ સાંભળો."

राजाभूत् त्रिषु लोकेषु विश्रुतः स्वेन कर्मणा ।
निमिः परमधर्मात्मा सर्वसत्त्ववतां वरः ॥ ३ ॥

"પોતાનાં શુભકર્મો દ્વારા ત્રણેય લોકમાં પ્રસિદ્ધ ધર્માત્મા, સત્યવાદી તથા વીરોમાં ઉત્તમ નિમિ નામનો એક રાજા હતો.

तस्य पुत्रो मिथिर्नाम जनको मिथिपुत्रकः ।
प्रथमो जनको राजा जनकादप्युदावसुः ॥ ४ ॥

"નિમિનો મિથિ નામનો પુત્ર થયો, મિથિનો જનક થયો. (આ જ જનક રાજાના નામ પર અમારા કુળના બધા જ રાજાઓ જનક કહેવાય છે.) આ આદિ જનકનો (પુત્ર) ઉદાવસુ થયો."

उदावसोस्तु धर्मात्मा जातो वै नन्दिवर्धनः ।
नन्दिवर्धनपुत्रस्तु सुकेतुर्नाम नामतः ॥ ५ ॥

"ઉદાવસુનો પુત્ર ધર્માત્મા નંદિવર્ધન થયો અને નંદિવર્ધનનો દીકરો સુકેતુ થયો."

सुकेतोरपि धर्मात्मा देवरातो महाबलः ।
देवरातस्य राजर्षेर्बृहद्रथ इति स्मृतः ॥ ६ ॥

"સુકેતુનો (પુત્ર) ધર્માત્મા દેવરાત થયો અને દેવરાતના દીકરા રાજર્ષિ બૃહદ્રથ થયા."

बृहद्रथस्य शूरोऽभून्महावीरः प्रतापवान् ।
महावीरस्य धृतिमान्सुधृतिः सत्यविक्रमः ॥ ७ ॥

"બૃહદ્રથનો પુત્ર મહાવીર અત્યન્ત વીર અને પ્રતાપી હતો. મહાવીરનો પુત્ર સત્ય-પરાક્રમી અને ધૈર્યવાન સુધૃતિ થયો."



सुधृतेरपि धर्मात्मा धृष्टकेतुः सुधार्मिकः ।
धृष्टकेतोश्च राजर्षेर्हर्यश्व इति विश्रुतः ॥ ८ ॥

"સુધૃતિનો ધર્માત્મા ધૃષ્ટકેતુ અને ધૃષ્ટકેતુના રાજર્ષિ હર્યશ્વ થયા."

हर्यश्वस्य मरुः पुत्रो मरोः पुत्रः प्रतीन्धकः ।
प्रतीन्धकस्य धर्मात्मा राजा कीर्तिरथः सुतः ॥ ९ ॥

"હર્યશ્વનો દીકરો મરુ, મરુનો પ્રતીન્ધક, અને પ્રતીન્ધકનો પુત્ર ધર્માત્મા રાજા કીર્તિરથ થયો."

पुत्रः कीर्तिरथस्यापि देवमीढ इति स्मृतः ।
देवमीढस्य विबुधो विबुधस्य महीध्रकः ॥ १० ॥

"કીર્તિરથનો દેવમીઢ, દેવમીઢનો વિબુધ અને વિબુધનો પુત્ર મહીધ્રક થયો."

महीध्रकसुतो राजा कीर्तिरातो महाबलः ।
कीर्तिरातस्य राजर्षेर्महारोमा व्यजायत ॥ ११ ॥

"મહીધ્રકનો મહાબલી કીર્તિરાત થયો અને કીર્તિરાતના રાજર્ષિ મહારોમા થયા."

महारोम्णस्तु धर्मात्मा स्वर्णरोमा व्यजायत ।
स्वर्णरोम्णस्तु राजर्षेर्ह्रस्वरोमा व्यजायत ॥ १२ ॥

"મહારોમાનો પુત્ર ધર્માત્મા સ્વર્ણરોમા થયો અને સ્વર્ણરોમાના રાજર્ષિ હર્ષરોમા થયા."



तस्य पुत्रद्वयं राज्ञो धर्मज्ञस्य महात्मनः ।
ज्येष्ठोऽहमनुजो भ्राता मम वीरः कुशध्वजः ॥ १३ ॥

ધર્માત્મા હર્ષરોમાના બે પુત્રો થયા. તેમાં મોટો હું છું અને બીજો (મારો નાનો ભાઈ) વીર કુશધ્વજ છે.

ददामि परमप्रीतो वध्वौ ते मुनिपुङ्गव ।
सीतां रामाय भद्रं ते ऊर्मिलां लक्ष्मणाय च ॥ १४ ॥
वीर्यशुल्कां मम सुतां सीतां सुरसुतोपमाम् ।
द्वितीयामूर्मिलां चैव त्रिर्ददामि न संशयः ॥ १५ ॥

હે મુનિશ્રેષ્ઠ ! હું પ્રેમપૂર્વક આપને બે વહુઓ આપું છું - સીતા શ્રીરામના માટે અને ઉર્મિલા લક્ષ્મણજીના માટે. આપનું કલ્યાણ થાઓ ! દેવકન્યા સમાન વીર્યશુલ્કા સીતા છે અને બીજી ઉર્મિલા (છે તે) ને હું ત્રણ વાર બોલીને આપું છું. એમાં કોઈ સંશય નથી.

## ૩૧ (એકત્રીસમો) સર્ગ ચારેય ભાઈઓના વિવાહ-સંબંધનો નિશ્ચય

तमुक्तवन्तं वैदेहं विश्वामित्रो महामुनिः ।
उवाच वचनं वीरं वसिष्ठसहितो नृपम् ॥ १ ॥

જનકના આવા કથનથી વસિષ્ઠજીના અભિપ્રાય અનુસાર મુનિ વિશ્વામિત્રજીએ જનકજીને કહ્યું.

अचिन्त्यान्यप्रमेयाणि कुलानि नरपुङ्गव ।
इक्ष्वाकूणां विदेहानां नैषां तुल्योऽस्ति कश्चन ॥ २ ॥

"હે રાજા ! ઈક્ષ્વાકુ અને વિદેહ બન્ને કુળો કલ્પનાતીત અસીમ મહિમા વાળાં છે. એમનાં તુલ્ય કોઈપણ કુળ નથી."



सद्दशो धर्मसंबन्धः सदृशो रूपसम्पदा ।
रामलक्ष्मणयो राजन्सीता चोर्मिलया सह ॥ ३ ॥

"હે રાજા ! રામ અને સીતાનો તથા લક્ષ્મણ અને ઊર્મિલાનો વિવાહ-સંબંધ ગુણ-કર્મ-સ્વભાવ અને રૂપ સૌંદર્ય સર્વ વાતે અનુરૂપ છે."

वक्तव्यं च नरश्रेष्ठ श्रूयतां वचनं मम ।
भ्राता यवीयान्धर्मज्ञ एष राजा कुशध्वजः ॥ ४ ॥

"હે રાજા ! આમ છે છતાં પણ મારે આમાં કંઇક કહેવાનું છે તે સાંભળો. આ આપનો નાનો ભાઇ કુશધ્વજ ધર્મજ્ઞ છે."

अस्य धर्मात्मनो राजन्रूपेणाप्रतिमं भुवि ।
सुताद्वयं नरश्रेष्ठ पत्न्यर्थं वरयामहे ॥ ५ ॥

આ ધર્માત્મા કુશધ્વજની બે કન્યાઓ જે આ સંસારમાં પોતાનાં સૌંદર્યમાં સર્વશ્રેષ્ઠ છે. તેમનું વહુ બનાવવા માટે (વરણ કરું છું) માગું કરું છું.

भरतस्य कुमारस्य शत्रुघ्नस्य धीमतः ।
वरये ते सुते राजंस्तयोरर्थे महात्मनोः ॥ ६ ॥

"હે રાજા ! એક કન્યા બુદ્ધિમાન ભરતના માટે અને બીજી શત્રુઘ્નના માટે અમે માગીએ છીએ."

पुत्रा दशरथस्येमे रूपयौवनशालिनः ।
लोकपालसमाः सर्वे देवतुल्यपराक्रमाः ॥ ७ ॥



"મહારાજા દશરથના ચારેય પુત્રો રૂપ-યૌવન-સંપન્ન લોકપાળોના સમાન છે અને દેવો સમાન પરાક્રમી છે."

उभयोरपि राजेन्द्र संबन्धेनानुबध्याताम् ।
इक्ष्वाकुकुलमव्यग्रं भवतः पुण्यकर्मणः ॥ ८ ॥

"હે રાજેન્દ્ર ! ભરત શત્રુઘ્નના સંબંધથી આપ બન્ને ભાઇઓ ઇક્ષ્વાકુ કુળને બાંધી દો. ઇક્ષ્વાકુ કુળ પણ નિર્દોષ છે અને આપ પણ પુણ્યકર્મોવાળા છો."

विश्वामित्रवचः श्रुत्वा वसिष्ठस्य मते तदा ।
जनकः प्राञ्जलिवाक्यमुवाच मुनिपुङ्गवौ ॥ ९ ॥

વસિષ્ઠજીની સંમતિ યુકત વિશ્વામિત્રજીનાં વચન સાંભળીને, મહારાજ જનક હાથ જોડીને બંને ઋષિઓને બોલ્યા.

कुलं धन्यमिदं मन्ये येषां तौ मुनिपुङ्गवौ ।
सदृशं कुलसम्बन्धं यदाज्ञापयतः स्वयम् ॥ १० ॥

"હું આ કુળને ધન્ય સમજું છું, કેમકે અમને બેઉ રાજાઓને અનુરૂપ કુળ-સંબંધની આજ્ઞા આપ પોતે જ આપી રહ્યા છો."

एवं भवतु भद्रं वः कुशध्वजसुते इमे ।
पत्न्यौ भजेतां सहितौ शत्रुघ्नभरतावुभौ ॥ ११ ॥

"આપનું કલ્યાણ થાઓ. આપની આજ્ઞા અનુસાર જ કાર્ય થશે. કુશધ્વજની કન્યાઓના વિવાહ ભરત અને શત્રુઘ્ન જોડે કરી દેવાશે."



एकाह्ना राजपुत्रीणां चतसृणां महामुने ।
पाणीन्गृह्णन्तु चत्वारो राजपुत्रा महाबलाः ॥ १२ ॥

"હે મહામુનિ ! ચારેય મહાબળવાન રાજકુમારો ચારેય રાજપુત્રીઓનું પાણિ-ગ્રહણ એક જ દિવસે કરે."

तथा ब्रुवति वैदेहे जनके रघुनन्दनः ।
राजा दशरथो हृष्टः प्रत्युवाच महीपतिम् ॥ १३ ॥

વિદેહરાજ જનકે એવું કહ્યું ત્યારે રઘુવંશી રાજા દશરથ પ્રસન્ન થઇને જનકજીને બોલ્યા-

युवामसंख्येयगुणौ भ्रातरौ मिथिलेश्वरौ ।
ऋषयो राजसङ्घाश्च भवद्भ्यामभिपूजिताः ॥ १४ ॥

"હે મિથિલેશ્વર ! આપ બન્ને ભાઇઓમાં અસંખ્ય ગુણો છે. આપ બન્નેએ ઋષિઓ અને રાજાઓનો સરસ સત્કાર કરેલો છે."

स्वस्ति प्राप्नुहि भद्रं ते गमिष्यामि स्वमालयम् ।
श्राद्धकर्माणि सर्वाणि विधास्यामीति चाब्रवीत् ॥ १५ ॥

"આપનું કલ્યાણ થાઓ. હવે હું મારા ઉતારા પર જઇશ, અને શ્રદ્ધાથી કરવાનાં દાન-પુણ્ય વગેરે કાર્યોને વિધિપૂર્વક સંપન્ન કરીશ."

**ટિપ્પણી** ✷ *'श्राद्धकर्माणि'નો અર્થ મૃતક-શ્રાદ્ધ નથી. મૃતક શ્રાદ્ધ તો અવૈદિક અને તર્કરહિત છે. વળી વિવાહના અવસર ઉપર તો એનો કોઇ પ્રસંગ પણ ન હોઇ શકે. આથી ઉપર જે અર્થ આપેલો છે તે જ બરાબર છે.*



तमापृष्ट्वा नरपतिं राजा दशरथस्तदा ।
मुनीन्द्रौ तौ पुरस्कृत्य जगामाशु महायशाः ॥ १६ ॥

આ રીતે જનકજી પાસેથી વિદાય લઇને, બેઉ ઋષિઓને આગળ કરીને મહારાજા દશરથ તરત ચાલી નીકળ્યા.

स गत्वा निलयं राजा श्राद्धं कृत्वा विधानतः ।
प्रभाते काल्यमुत्थाय चक्रे गोदानमुत्तमम् ॥ १७ ॥

ઉતારા પર જઇને મહારાજ દશરથે વિધિપૂર્વક અને શ્રદ્ધા સહિત દાન-પુણ્ય વગેરે કર્યાં અને બીજા દિવસે પ્રાતઃકાળ થતાં જ ગોદાન-સંસ્કાર કર્યો.

**ટિપ્પણી** ✷ *રામાયણ-કાળમાં વિવાહ પહેલાં ગોદાન-સંસ્કાર કરવાનો રિવાજ હતો. એમાં બ્રાહ્મણોને હૃષ્ટ-પુષ્ટ ગાયો (દાનમાં) દેવાતી હતી.*

गवां शतसहस्राणि ब्राह्मणेभ्यो नराधिपः ।
एकैकशो ददौ राजा पुत्रानुद्दिश्य धर्मतः ॥ १८ ॥

મહારાજા દશરથે રાજપુત્રોની મંગલ કામનાના નિમિત્તથી ધર્મપૂર્વક એક લાખ ગાયો એક એક કરીને બ્રાહ્મણોને આપી.

स्वर्णशृङ्गाः सम्पन्ना सवत्साः कांस्यदोहनाः ।
गवां शतसहस्राणि चत्वारि पुरुषर्षभः ॥ १९ ॥

સુવર્ણનાં શિંગડાવાળી, દૂઝણી, વાછડા અને દોહવાનાં કાસાનાં પાત્રો સહિત ચાર લાખ ગાયોનું દાન (પુરુષોત્તમ રાજાએ) કર્યું.



वित्तमन्यच्च सुबहु द्विजेभ्यो रघुनन्दनः ।
ददौ गोदानमुद्दिश्य पुत्राणां पुत्रवत्सलः ॥ २० ॥

આ ઉપરાંત ઘણું જ ધન પુત્રવત્સલ મહારાજા દશરથે પુત્રોનાં કલ્યાણ અર્થે ગોદાનના ઉદ્દેશ્યથી બ્રાહ્મણોને આપ્યું.

## ૩૨ (બત્રીસમો) સર્ગ વિવાહ-સંસ્કાર

यस्मिंस्तु दिवसे राजा चक्रे गोदानमुत्तमम् ।
तस्मिंस्तु दिवसे वीरो युधाजित् समुपेयिवान् ॥ १ ॥

જે દિવસે દશરથ રાજાએ ગોદાન કર્યું તેજ દિને યુધાજિત્ પણ મિથિલાપુરી પહોંચ્યા.

पुत्रः केकयराजस्य साक्षाद्भरतमातुलः ।
दृष्ट्वा पृष्ट्वा च कुशलं राजानमिदमब्रवीत ॥ २ ॥

(યુધાજિત) કૈકયરાજનો પુત્ર અને ભરતનો મામો હતો. દશરથજીને મળીને એમનાં કુશળ-ક્ષેમ પૂછીને તેઓ બોલ્યા.

केकयाधिपती राजा स्नेहात्कुशलमब्रवीत् ।
येषां कुशलकामोऽसि तेषां सम्प्रत्यनामयम् ॥ ३ ॥

"મહારાજ ! કેક્યરાજે સ્નેહપૂર્વક આપને પોતાના કુશલ સમાચાર કહેલા છે. આપ જે લોકોની કુશળતા ઇચ્છો છો તેઓ બધા જ (અમે) હાલમાં કુશળ છીએ."

स्वस्रीयं मम राजेन्द्र द्रष्टुकामौ महीपतिः ।

तदर्थमुपयातोऽहमयोध्यां रघुनन्दन ॥ ४ ॥

"હે રાજેન્દ્ર ! કેકયરાજ (ભાણેજ) ભરતજીને જોવા માગે છે, એટલા માટે પહેલાં તો હું અયોધ્યા ગયો હતો."

श्रुत्वा त्वहमयोध्यायां विवाहार्थं तवात्मजान् ।
मिथिलामुपयातांस्तु त्वया सह महीपते ॥ ५ ॥
त्वरयाऽभ्युपयातोऽहं द्रष्टुकामः स्वसुः सुतम् ।
अथ राजा दशरथः प्रियातिथिमुपस्थितम् ॥ ६ ॥
दृष्ट्वा परमसत्कारैः पूजनार्हमपूजयत् ।
ततस्तामुषितो रात्रिं सह पुत्रैर्महात्मभिः ॥ ७ ॥

"જ્યારે મેં ત્યાં સાંભળ્યું કે આપ રાજકુમારોના વિવાહ કરવાને માટે જનકપુર આવી રહ્યા છો. તો હું મારા ભાણેજને મળવા માટે અહીં ચાલ્યો આવ્યો. મહારાજા દશરથે પોતાના (પ્રિય) સગા (સાળા)ને આવેલો જોઈને તેનું સાદર સન્માન કર્યું. ત્યારપછી રાજકુમારો સહિત તેઓએ તે રાત્રિ સુખપૂર્વક વ્યતીત કરી.

प्रभाते पुनरुत्थाय कृत्वा कर्माणि तत्त्ववित् ।
ऋषींस्तदा पुरस्कृत्य यज्ञवाटमुपागमत् ॥ ८ ॥

પ્રભાતે ઊઠીને નિત્યકર્મોથી નિવૃત્ત થઈને મહારાજા દશરથ યજ્ઞશાળામાં ગયા.

युक्ते मुहूर्ते विजये सर्वाभरणभूषितैः ।
भ्रातृभिः सहितो रामः कृतकौतुकमङ्गलः ॥ ९ ॥
वसिष्ठं पुरतः कृत्वा महर्षीनपरानपि ।
वसिष्ठो भगवानेत्य वैदेहमिदमब्रवीत् ॥ १० ॥



વિવાહ માટે નિયત કરેલા શુભ મુહૂર્તમાં આભૂષણોથી વિભૂષિત રામ (મંગળ કૃત્યો કરીને) પોતાના ભાઇઓ સાથે, વિવાહનો વેશ ધારણ કરીને, વસિષ્ઠ તથા અન્ય ઋષિઓને આગળ કરીને ત્યાં (યજ્ઞ-મંડપમાં) પહોંચ્યા. ત્યારે ભગવાન વસિષ્ઠે રાજા જનકને કહ્યું.

राजा दशरथो राजन् कृतकौतुकमङ्गलैः ।
पुत्रैर्नरवरश्रेष्ठ दातारमभिकाङ्क्षते ॥ ११ ॥

"હે રાજન્ ! મહારાજ દશરથે પોતાના રાજકુમારો દ્વારા પ્રારંભિક મંગલ કાર્ય (ઇશ્વર-સ્તુતિ પ્રાર્થનોપસના, સ્વસ્તિ વાચન, શાન્તિકરણનો પાઠ) કરાવી લીધેલ છે. હે નરશ્રેષ્ઠ ! હવે તેઓ આપની પ્રતીક્ષા કરી રહ્યા છે."

इत्युक्तः परमोदारो वसिष्ठेन महात्मना ।
प्रत्युवाच महातेजा वाक्यं परमधर्मवित् ॥ १२ ॥

મહાત્મા વસિષ્ઠે આમ કહ્યું એટલે શ્રેષ્ઠ દાતા, મહાતેજસ્વી અને પરમ ધાર્મિક જનકજી બોલ્યા-

कः स्थितः प्रतिहारो मे कस्याज्ञां सम्प्रतीक्षते ।
स्वग्रहे को विचारोऽस्ति यथा राज्यमिदं तव ॥ १३ ॥

"મહારાજને શું મારા કોઇ દ્વારપાળે રોક્યા છે ? તેઓ કોની આજ્ઞાની વાટ જોઇ રહ્યા છે ? પોતાના ઘરની અંદર આવવામાં સંકોચ શો છે ? જેમ આ રાજ્ય મારું છે, તેમ તેમનું પણ છે !"

तद्वाक्यं जनकेनोक्तं श्रुत्वा दशरथस्तदा ।
प्रवेशयामास सुतान् सर्वानृषिगणानपि ॥ १४ ॥

જનક રાજાનાં કહેલાં આ વચનોને સાંભળીને મહારાજા દશરથે રાજકુમારો અને ઋષિઓ સહિત વિવાહ મંડપમાં પ્રવેશ કર્યો.



ततो राजा विदेहानां वसिष्ठमिदमब्रवीत् ।
कारयस्व ऋषे सर्वामृषिभिः सह धार्मिक ॥ १५ ॥
रामस्य लोकरामस्य क्रियां वैवाहिकीं प्रभो ।
तथेत्युक्त्वा तु जनकं वसिष्ठो भगवानृषिः ।
अग्निमाधाय वेद्यां तु विधिमन्त्रपुरस्कृतम् ॥ १६ ॥

ત્યાર પછી રાજા જનકે વસિષ્ઠજીને કહ્યું - "ઋષિવર ! બીજા ઋષિઓને સાથે રાખીને આપ લોકપ્રિય રામના વિવાહ સંબંધી બધી ક્રિયાઓ કરાવો. આ સાંભળીને તથા જનકજીને "બહુ જ સારું" એમ કહીને મહર્ષિ વસિષ્ઠે વિધિસર મન્ત્રોચાર કરીને વેદીમાં અગ્નિનું સ્થાપન કર્યું.

ततः सीतां समानीय सर्वाभरणभूषिताम् ।
समक्षमग्ने संस्थाप्य राघवाभिमुखे तदा ॥ १७ ॥

પછી સીતાજીને આભૂષણોથી અલંકૃત કરીને વેદી પાસે શ્રીરામની સંમુખ બેસાડ્યા.

अब्रवीज्जनको राजा कौसल्यानन्दवर्धनम् ।
इयं सीता मम सुता सहधर्मचरी तव ॥ १८ ॥
प्रतीच्छ चैनां भद्रं ते पाणिं गृह्णीष्व पाणिना ।
पतिव्रता महाभागा छायेवानुगता सदा ॥ १९ ॥

તે વેળાએ જનકે કૌસલ્યાનન્દવર્ધન શ્રીરામને કહ્યું - "હે રામ ! મારી પુત્રી સીતા આજથી આપની સહધર્મિણી થઇ. આપ એનું ગ્રહણ કરો અને આપના હાથ વડે આનો હાથ પકડો. આ મહાભાગા પતિવ્રતા સદા છાયાની જેમ આપની અનુગામિની થઇને રહેશે. આપ બન્નેનું મંગળ થાઓ.



एवं दत्वा तदा सीतामब्रवीज्जनको राजा ।
लक्ष्मणागच्छ भद्रं ते ऊर्मिलां च ममात्मजाम् ॥ २० ॥
प्रतीच्छ पाणिं गृह्णीष्व माऽभूत्कालस्य पर्ययः ।
तमेवमुक्त्वा जनको भरतं चाभ्यभाषत ॥ २१ ॥

આ પ્રકારે સીતા શ્રીરામને સમર્પિત કરીને રાજા જનક બોલ્યા ''હે લક્ષ્મણ ! તમારું મંગળ થાઓ. તમે પણ સત્વર આવીને મારી પુત્રી ઊર્મિલાનું પાણિ-ગ્રહણ કરો. વિલંબ ન કરો. પછી રાજા જનકે ભરતજીને કહ્યું -

पाणिं गृहणीष्व माण्डव्याः पाणिना रघुनन्दन ।
शत्रुघ्नं चापि धर्मात्मा अब्रवीज्जनकेश्वरः ॥ २२ ॥

હે ભરત ! તમે માંડવીનું પાણિગ્રહણ કરો. ત્યાર પછી રાજા જનકે શત્રુધ્નને કહ્યું- *

श्रुतकीर्त्या महाबाहो पाणिं गृहणीष्व पाणिना ।
सर्वे भवन्तः सौम्याश्च सर्वे सुचरितव्रताः ॥ २३ ॥
पत्नीभिः सन्तु काकुत्स्था माभूत्कालस्य पर्ययः ।
जनकस्य वचः श्रुत्वा पाणीन् पाणिभिरस्पृशन् ॥ २४ ॥

હે શત્રુધ્ન ! તમે શ્રુતકીર્તિનો હાથ પકડો. હે રઘુવંશીઓ ! તમે બધા પોતાની પત્નીઓની સાથે સૌમ્ય તથા શ્રેષ્ઠ આચરણવાળા થાઓ. જલદી પાણિ-ગ્રહણ કરો, જેથી સમયનું અતિક્રમણ ન થાય. રાજા જનકે આ પ્રમાણે કહ્યું એટલે ચારેય રાજકુમારોએ ચારેય રાજકુમારીઓના હાથ પકડયા.

**ટિપ્પણી** * *ગ્રિફિથ મહોદયે આનો અનુવાદ આ પ્રમાણે કરેલો છે.*



*Now, Raghu's Sons, may all of you,*
*Be gentle to your wives and true,*
*Keep well the vows you make to-day.*
*Let not occasion slip away.*

**ટિપ્પણી** * *આવો, અહીં વિવાહ વખતે રામ અને સીતાજીની ઉમરનો નિર્ણય કરી લઇએ. કેટલાક લોકોનું એવું માનવું છે કે વિવાહના સમયે સીતાની વય છ વર્ષની અને રામની અવસ્થા તેર વર્ષની હતી. પરંતુ આ માન્યતા સર્વથા મિથ્યા અને ભ્રામક છે.*

*જ્યારે શ્રીરામ વિશ્વામિત્રજીની સાથે આવ્યા ત્યારે તેમની ઉમર ૧૫ વર્ષની હતી. (જુઓ બાલકાંડ ૧૧/૧૧) અહીં રામે સોળ વર્ષ પૂરાં નથી કર્યા એમ કહેલું છે. જે સમયે શ્રીરામ-લક્ષ્મણ મિથિલાપુરી પહોંચ્યા, તો જનક તેને ''समुपस्थितयौवनो'' જેઓએ યૌવનમાં પગ મૂકયો છે, એમ કહે છે. આયુર્વેદ-ગ્રંથોના અનુસાર યૌવન પચીસ વર્ષની અવસ્થામાં આરંભ થાય છે. એથી એ તો નિશ્ચિત છે કે વિવાહના સમયે રામની અવસ્થા ૨૫ વર્ષથી ઓછી ન હતી. તેઓ ૧૫ વર્ષની વયે ઘરેથી નીકળ્યા અને ૨૫ વર્ષની ઉમરે જનકપુરમાં પહોંચ્યા. સીતાની વય પણ એ વેળાએ ૧૮ વર્ષની હતી. વેદમાં કહ્યું છે કે*

*ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् ॥*
*–अथर्व ११–५–१८*

*બ્રહ્મચર્યના પાલનથી કન્યા યુવાન પતિને પ્રાપ્ત કરે છે. જો વિવાહના સમયે જ સીતાની ઉમર ૬ વર્ષની હતી, તો શું એનો બ્રહ્મચર્યકાળ છ વર્ષમાં જ સમાપ્ત થઇ ગયો હતો ?*

*ગોસ્વામી તુલસીદાસજીના ચિત્રણથી પણ આ વાત સ્પષ્ટ છે કે વિવાહના વખતે સીતાની અવસ્થા છ વર્ષની ન હતી.*



रंगभूमि जब सिय पगुधारी ।
देखि रूप मोहे नर नारी ।।
सीय चकित चित रामहि चाहा ।
भये मोह बस सब नर नाहा ।।

*શું છ વર્ષની સીતાને જોઇને જ બધા લોકો ચકિત થઇ ગયા હતા ? શું છ વર્ષની અબોધ સીતાને એવું પણ જ્ઞાન થઇ ગયું હતું કે રામ સાથે જ વિવાહ કરવો જોઇએ ? છે આ પ્રશ્નોનો કોઇ ઉત્તર !*

*એક બીજી વાત. સીતાની અવસ્થા છ વર્ષની હતી તો ઊર્મિલાની અવસ્થા પાંચ વર્ષની જ હશે. શ્રુતકીર્તિ અને માંડવી જે જનકના નાના ભાઇની પુત્રીઓ હતી. તેની ઉમર આ હિસાબે ચાર અને ત્રણ વર્ષની રહી હશે. શું આ જ અનર્ગલ પ્રલાપને માની લેવો ?*

काकुत्स्थैश्च गृहीतेषु ललितेषु च पाणिषु ।
पुष्पवृष्टिर्महत्यासीदन्तरिक्षात्सुभास्वरा ।। २५ ।।

જ્યારે (રાઘવોએ કોમલ) હસ્તોનું ગ્રહણ કર્યું, ત્યારે તેમના ઉપર (ચારેય બાજુથી) ઉત્તમ (તેજસ્વી) ફૂલોની બહુ જ પુષ્પવૃષ્ટિ કરવામાં આવી.

ईदृशे वर्तमाने तु तूर्योद्घुष्टनिनादिते ।
त्रिरग्निं ते परिक्रम्य ऊहुर्भार्या महौजसः ।। २६ ।।

આ રીતે (પુષ્પવૃષ્ટિ થતી હતી) અને વાજાં વાગતાં હતાં ત્યારે તે કુમારોએ ત્રણ વાર અગ્નિની પ્રદક્ષિણા કરીને પોત પોતાની પત્નીઓનું ગ્રહણ કર્યું.



अथोपकार्यं जग्मुस्ते सभार्या रघुनन्दनाः ।
राजाप्यनुययौ पश्यन्सर्षिसङ्घः सबान्धवः ।। २७ ।।

ત્યારપછી બધા રાજકુમારો પોતાની પત્નીઓ સહિત જાનીવાસાએ ગયા. મહારાજ દશરથ પણ ઋષિઓ અને સગા-સંબંધીઓ સહિત, પુત્રોને નિહાળતા નિહાળતા ઉતારા ઉપર આવી ગયા.

## 33 (ત્રેત્રીસમો) સર્ગ જાનનું પાછા ફરવું તથા પરશુરામ સાથે ઝગડો

अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रो महामुनिः ।
आपृष्ट्वा तौ च राजानौ जगामोत्तरपर्वतम् ।। १ ।।

વિવાહ પછીના બીજા દિવસે સવારમાં મહર્ષિ વિશ્વામિત્ર બન્ને રાજાઓ(જનક, દશરથ)ની વિદાય માગીને હિમાલય પર ચાલ્યા ગયા.

अथ राजा विदेहानां ददौ कन्याधनं बहु ।
गवां शतसहस्राणि बहूनि मिथिलेश्वरः ।। २ ।।

મિથિલાનરેશ જનકે બહુ બધો દાયજો આપ્યો. તેઓએ એક લાખ તો ગાયોનું પ્રદાન કર્યું.

कम्बलानां च मुख्यानां क्षौमान्कोट्यम्बराणि च ।
हस्त्यश्वरथपादातं दिव्यरूपं स्वलंकृतम् ।। ३ ।।

ઘણા જ બહુમૂલ્ય દુશાલા, રેશમી વસ્ત્રો અને રેશમી જેવા બીજાં ઉત્તમ વસ્ત્રો પણ આપ્યાં. અનેક સુંદર અને શણાગારેલા હાથીઓ, ઘોડા, રથો અને પાયદળ પણ આપ્યાં.



ददौ कन्यापिता तासां दासीदासमनुत्तमम् ।
हिरण्यस्य सुवर्णस्य मुक्तानां विद्रुमस्य च ॥ ४ ॥
ददौ परमसंहृष्टः कन्याधनमनुत्तमम् ।
दत्वा बहुधनं राजा समनुज्ञाप्य पार्थिवम् ॥ ५ ॥
प्रविवेश स्वनिलयं मिथिलां मिथिलेश्वरः ।
राजाप्ययोध्याधिपतिः सहपुत्रैर्महात्मभिः ॥ ६ ॥
ऋषीन्सर्वान्पुरस्कृत्य जगाम सबलानुगः ।
गच्छन्तं स नरव्याघ्रः सर्षिसङ्घं स राघवम् ॥ ७ ॥
ददर्श भीमसंकाशं जटामण्डलधारिणम् ।
भार्गवं जामदग्न्यं तं राजा विमर्दनम् ॥ ८ ॥

જનકે એ કન્યાઓને ઘણા જ દાસ અને દાસીઓ આપ્યાં. અત્યંત પ્રસન્ન ચિત્તવાળા જનકે ઘણું જ સોનું, ચાંદી, મોતી અને પરવાળાં આપ્યાં. આ પ્રમાણે બહુ બધું ધન આપીને રાજા જનક દશરથજીની આજ્ઞા માગીને પોતાના રાજભવનમાં ગયા. મહારાજા દશરથ પણ કુમારોને સાથે લઇને તથા ઋષિઓને આગળ કરીને, સેના સાથે ચાલી નીકળ્યા. આ પ્રમાણે ઋષિઓ અને શ્રીરામની સાથે જઇ રહેલા મહારાજા દશરથે ભયંકર રૂપ ધારણ કરેલા, જટાજૂટ ધારી, ભૃગુવંશી જમદગ્નિના પુત્ર, રાજાઓના માન-મર્દન કરનારા પરશુરામને જોયા.

कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम् ।
ज्वलन्तमिव तेजोभिर्दुर्निरीक्ष्यं पृथग्जनैः ॥ ९ ॥

તેઓ કૈલાસ સરખા દુર્ધર્ષ (અભેદ્ય, કઠોર), કાલાગ્નિ સમાન દુઃસહ, તેજથી જાજ્વલ્યમાન અને પામર લોકો દ્વારા જોઇ ન શકાય તેવા હતા.



स्कन्धे चासाद्य परशुं धनुर्विद्युद्गणोपमम् ।
प्रगृह्य शरमुख्यं च त्रिपुरघ्नं यथा शिवम् ॥ १० ॥

તેમના ખભા પર ફરશી હતી તથા વીજળીના સમાન ચમકતું ધનુષ અને બાણ ધારણ કરવાથી તે એવા દેખાતા હતા જાણે કે ત્રિપુરાસુરને મારવા માટે શિવજી આવ્યા હોય.

तं दृष्ट्वा भीमसंकाशं ज्वलन्तमिव पावकम् ।
वसिष्ठप्रमुखाः सर्वे जपहोमपरायणाः ॥ ११ ॥
सङ्गता मुनयः सर्वे सञ्जल्पुरथो मिथः ।
कच्चित्पितृवधामर्षी क्षत्र नोत्सादयिष्यति ॥ १२ ॥

ભયાનક રૂપવાળા અને સળગતી આગ જેવા તે પરશુરામને જોઇને જપ અને હોમ પરાયણ વસિષ્ઠ વગેરે બધા ઋષિ-મુનિઓ એકઠા થઇને આપસમાં કહેવા લાગ્યા કે 'પિતૃવધથી ગુસ્સે થયેલા આ પરશુરામ ક્યાંક ક્ષત્રિયકુળને નિર્મૂળ તો નહીં કરે ?'

पूर्वं क्षत्रवधं कृत्वा गतमन्युर्गतज्वरः ।
क्षत्रस्योत्सादनं भूयो न खल्वस्य चिकीर्षितम् ॥ १३ ॥

"ક્ષત્રિયોનો નાશ કરીને પહેલાં તો આનો ક્રોધ શાન્ત થઇ ગયો હતો. હવે શું આની ઇચ્છા ક્ષત્રિયોનો પુનઃ નાશ કરવાની છે ?"

एवमुक्त्वाऽर्घ्यमादाय भार्गवं भीमदर्शनम् ।
ऋषयो रामरामेति वचो मधुरमब्रुवन् ॥ १४ ॥



આ પ્રમાણે પરસ્પર વાતો કરીને ઋષિ લોકો અર્ઘ્ય લઇને ઘોર રૂપધારી પરશુરામની સામે આવ્યા, અને ''રામ ! રામ !'' એવાં મધુર વચન કહેવા લાગ્યા.

प्रतिगृह्य तु तां पूजामृषिदत्तां प्रतापवान् ।
रामं दाशरथिं रामो जामदग्न्योऽभ्यभाषत ॥ १५ ॥

પ્રતાપી પરશુરામ ઋષિઓએ પ્રદાન કરેલાં આતિથ્યનો સ્વીકાર કરીને શ્રી રામચંદ્રજીને કહેવા લાગ્યા-

## ૩૪ (ચોત્રીસમો) સર્ગ પરશુરામને પ્રાર્થના

राम दाशरथे वीर वीर्यं ते श्रूयतेऽद्‌भुतम् ।
धनुषो भेदनं चैव निखिलेन मया श्रुतम् ॥ १ ॥

''હે દશરથનંદન વીર રામ ! તારું પરાક્રમ અદ્‌ભુત સંભળાય છે. મિથિલામાં તેં જે ધનુષ તોડી નાખ્યું તે પણ મેં સાંભળ્યું છે.''

तदद्‌भुतमचिन्त्यं च भेदनं धनुषस्त्वया ।
तत् श्रुत्वाहमनुप्राप्तो धनुर्गृह्य परमं शुभम् ॥ २ ॥

''તે ધનુષનું તૂટી જવું પણ કલ્પનામાં ન આવે એવી આશ્ચર્યની વાત છે. એના સમાચાર સાંભળીને હું એક બીજું ધનુષ લઇને અહીંયાં આવેલો છું''

तदिदं घोरसङ्काशं जामदग्न्यं महद्धनुः ।
पूरयस्व शरेणैव स्वबलं दर्शयस्व च ॥ ३ ॥



''આ ભયંકર ધનુષ જમદગ્નિનું છે. (અથવા આનું નામ જામદગ્ન્ય છે.) આના ઉપર તીર ચઢાવીને તમે તમારું બળ પ્રદર્શિત કરો.''

तदहं ते बलं दृष्ट्वा धनुषोऽस्य प्रपूरणे ।
द्वन्द्वयुद्धं प्रदास्यामि वीर्यश्लाघ्यमहं तव ॥ ४ ॥

''આ ધનુષ પર તીર ચઢાવવાથી તારા બળને જાણીને અમે એની પ્રશંસા કરીશું અને તારી સાથે દ્વન્દ્વ-યુદ્ધ કરીશું.''

तस्य तद्वचनं श्रुत्वा राजा दशरथस्तदा ।
विषण्णवदनो दीनः प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥ ५ ॥

પરશુરામનાં આ વચનો સાંભળીને (રાજા) દશરથ ઉદાસ થઇ ગયા અને દીનતાપૂર્વક હાથ જોડીને બોલ્યા.

क्षत्ररोषात्प्रशान्तस्त्वं ब्राह्मणश्च महातपाः ।
बालानां मम पुत्राणामभयं दातुमर्हसि ॥ ६ ॥

''હે પરશુરામજી ! આપ તો તપસ્વી બ્રાહ્મણ છો. આપનો ક્ષત્રિયો ઉપર જે કોપ હતો તે તો શાંત થઇ ગયો છે. એટલે આપ અમારા બાળ-પુત્રોને અભય-દાન પ્રદાન કરો.''

भार्गवाणां कुले जातः स्वाध्यायव्रतशालिनाम् ।
सहस्राक्षे प्रतिज्ञाय शस्त्रं निक्षिप्तवानसि ॥ ७ ॥

''સ્વાધ્યાયશીલ ભાર્ગવ કુળમાં ઉત્પન્ન આપ તો ઇન્દ્રની સામે પ્રતિજ્ઞા કરીને આપના હથિયારનો ત્યાગ કરી ચૂક્યા છો. (બ્રાહ્મણ થઇને પ્રતિજ્ઞા ભંગ કરવી ઉચિત નથી.)''



स त्वं धर्मपरो भूत्वा काश्यपाय वसुन्धराम् ।
दत्वा वनमुपागम्य महेन्द्रकृतकेतनः ॥ ८ ॥

"ધર્મપરાયણ થઇને તથા આખી પૃથ્વીનું રાજ્ય કાશ્યપને આપી દઇને આપ તો મહેન્દ્રાચલ ઉપર રહેવાને માટે ચાલ્યા ગયા હતા."

ब्रुवत्येवं दशरथे जामदग्न्यः प्रतापवान् ।
अनादृत्यैव तद्वाक्यं राममेवाभ्यभाषत ॥ ९ ॥

મહારાજા દશરથે આમ કહ્યું તો પણ તેનાં વચનોનો અનાદર કરીને તેઓ શ્રીરામને કહેવા લાગ્યા.

योजयस्व धनुःश्रेष्ठे शरं परपुरञ्जयम् ।
यदि शक्नोषि काकुत्स्थ द्वन्द्वं दास्यामि ते ततः ॥ १० ॥

"હે શત્રુઓનાં નગરોને જીતનાર ! આ ધનુષ પર બાણ ચઢાવ. હે કાકુત્સ્થ ! જો તું આ ધનુષ પર બાણ ચઢાવી દેશે તો હું તારી સાથે *દ્વન્દ્વ*-યુદ્ધ કરીશ."

## ૩૫ (પાંત્રીસમો) સર્ગ પરશુરામનો પરાજય

श्रुत्वा तु जामदग्न्यस्य वाक्यं दाशरथिस्तदा ।
गौरवाद्यन्त्रितकथः पितू राममथाब्रवीत् ॥ १ ॥

પરશુરામજીના વચનો સાંભળીને પોતાના પિતા મહારાજા દશરથના ગૌરવની મર્યાદા રાખી (પિતાનો આદર કરીને) મંદ સ્વરથી રામ બોલ્યા-



श्रुतवानस्मि यत्कर्म कृतवानसि भार्गव ।
अनुरुध्यामहे ब्रह्मन् पितुरानृण्यमास्थितः ॥ २ ॥

"હે પરશુરામજી ! આપે જે કર્મો કર્યાં છે, તે બધાં હું સાંભળી ચૂક્યો છું. આપે આપના પિતાને મારવાવાળાઓથી જે બદલો લીધો છે તે પણ મને વિદિત છે."

वीर्यहीनमिवाशक्तं क्षत्रधर्मेण भार्गव ।
अवजानासि मे तेजः पश्यमेऽद्य पराक्रमम् ॥ ३ ॥

"પરંતુ આપ જે એમ સમજો છો કે અમે વીર્યહીન છીએ, અમારામાં ક્ષાત્રધર્મનો અભાવ છે, તો તે ઠીક નથી. આજે આપ મારું પરાક્રમ જોઇ લો.

इत्युक्त्वा राघवः क्रुद्धो भार्गवस्य शरासनम् ।
शरं च प्रतिजग्राह हस्ताल्लघुपराक्रमः ॥ ४ ॥

આમ કહીને ક્રોધ કરીને પરાક્રમી રામે પરશુરામના હાથમાંથી ધનુષબાણ આંચકી લીધાં.

आरोप्य सधनू रामः शरं सज्यं चकार ह ।
जामदग्न्यं ततो रामं रामः क्रुद्धोऽब्रवीदिदम् ॥ ५ ॥

શ્રીરામે તેની પણછ બાંધી, પછી તીરને ખેંચીને ગુસ્સામાં જમદગ્નિપુત્ર રામને રામે કહ્યું.

ब्राह्मणोऽसीति पूज्यो मे विश्वामित्रकृतेन च ।
तस्माच्छक्तो न ते राम मोक्तुं प्राणहरं शरम् ॥ ६ ॥



"હે ભાર્ગવ ! એક તો આપ બ્રાહ્મણ હોવાથી મારા પૂજ્ય છો, બીજું આપ વિશ્વામિત્રજીના સગા (વિશ્વામિત્રજીની બહેનના પૌત્ર) છો, એટલે આ બાણને તમારા ઉપર છોડીને હું આપના પ્રાણ લેવા તો નથી માગતો."

इमां वा त्वद्गतिं राम तपोबलसमर्जितान् ।
लोकानप्रतिमान्वापि हनिष्यामीति मे मतिः ॥ ७ ॥

"પરંતુ આ બાણથી કાંતો આપની ગતિનો (અર્થાત્ લંગડા કરીને ચાલવા-ફરવાની શક્તિનો) અથવા બળ તથા તપથી પ્રાપ્ત કરેલી આપની કીર્તિનો નાશ કરીશ ! આપની જેવી ઇચ્છા તે પ્રમાણે કરીશ."

तेजोऽभिहतवीर्यत्वाज्जामदग्न्यो जडीकृतः ।
रामं कमलपत्राक्षं मन्दं मन्दमुवाच ह ॥ ८ ॥

જ્યારે પરશુરામજી શ્રીરામના તેજ સામે જડ જેવા વીર્યહીન થઇ ગયા ત્યારે તેઓ કમલનેત્ર રામને ધીમે રહીને કહેવા લાગ્યા.

काश्यपाय मया दत्ता यदा पूर्वं वसुन्धरा ।
विषये मे न वस्तव्यमिति मां काश्यपोऽब्रवीत् ॥ ९ ॥

"હે રામ ! ક્ષત્રિયોના વધ કરીને જ્યારે મેં આ ભૂમિ કાશ્યપ મુનિને આપી હતી ત્યારે તેઓએ કહ્યું હતું કે "આજથી તું અમારી ભૂમિ અથવા રાજ્યમાં વાસ ન કરજે."

सोऽहं गुरुवचः कुर्वन् पृथिव्यां न वसे निशाम् ।
तदिमां त्वं गतिं वीर हन्तुं नार्हसि राघव ॥ १० ॥

"એટલા માટે ગુરુના વચનનું પાલન કરતો હું રાતના સમયે (આ) ભૂમિમાં રહેતો નથી. આ કારણથી હે રાઘવ ! આપ મારી ચાલવા ફરવાની શક્તિ (પગ)નો નાશ ન કરશો."



लोकास्त्वप्रतिमा राम निर्जितास्तपसा मया ।
जहि ताञ्छरमुख्येन माभूत्कालस्य पर्ययः ॥ ११ ॥

"હે રામ ! તપ કરીને મેં જે કીર્તિ અને પ્રતિષ્ઠાની દુનિયા પ્રાપ્ત કરેલી છે તેને જ બાણ છોડીને સમાપ્ત કરી દેશો. જલદી કરો આ કામમાં વિલમ્બ ન કરો."

**ટિપ્પણી** ✻ *પરશુરામે પોતાનાં તપ અને બળથી ક્યાંય આકાશમાં કોઇ લોક સંગૃહીત કરેલા ન હતા. પરંતુ પોતાનાં તપ અને બાહુબળથી એકવીસ વાર ક્ષત્રિયોનો સંહાર કરીને જે યશ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યા હતાં, એને જ અહીં 'લોક' શબ્દથી કહેલાં છે. (ઉદા. લોકેષણા) રામે એમને પરાસ્ત કરીને એમના બધા જ ગર્વ અને ગૌરવને, યશ અને કીર્તિને ધૂળમાં મેળવી દીધાં. શું પરશુરામ એક ઊગી ને ઊભા થતા યોદ્ધાથી પરાજિત થઇ ગયા, તેથી તેના યશને કલંક નથી લાગતું ?*

*વિશેષ :- મહર્ષિ વાલ્મીકિએ પરશુરામના પ્રસંગનું વર્ણન એ સમયનું કરેલું છે, કે જ્યારે જાન અયોધ્યા જવાને માટે પરત જઇ રહી હતી. આનાથી વિપરીત તુલસીદાસજીએ આ ઘટનાનું વર્ણન ધનુષ-ભંગ પછી તરત મિથિલાપુરીમાં જ કરેલું છે. બીજી વાત; તુલસીદાસજીના વર્ણનમાં લક્ષ્મણજી વચ્ચે વચ્ચે બોલે છે ને પરશુરામને ચીડવે છે અને એને ગુસ્સે કરે છે. યતિવર લક્ષ્મણનું આવું ચિત્રણ આર્યમર્યાદા અને શીલથી સર્વથા વિરુદ્ધ છે.*

*એમ લાગે છે કે તુલસીદાસજી લક્ષ્મણજીનું નહીં પણ ઠાકુરોનું ચિત્રણ કરી રહ્યા છે. મહર્ષિ વાલ્મીકિજીના વર્ણનમાં શ્રી લક્ષ્મણ મૌન છે, અને એજ શાલીનતા અને શિષ્ટતા છે.*

*આ પ્રકારે ભલે આપણે પ્રામાણિકતાની દૃષ્ટિથી જોઇએ અથવા આર્ય આચાર-વિચાર અને મર્યાદાની દૃષ્ટિથી જોઇએ, પણ આદિ કવિ વાલ્મીકિનું વર્ણન જ ઉપયુક્ત છે.*



तथा ब्रुवति रामे तु जामदग्न्ये प्रतापवान् ।
रामो दाशरथिः श्रीमांश्चिक्षेप शरमुत्तमम् ॥ १२ ॥

જ્યારે (જમદગ્નિના પુત્ર) પરશુરામે આ પ્રમાણે કહ્યું ત્યારે (દશરથના પુત્ર) શ્રીરામે એ ઉત્તમ બાણને ફેંકી દીધું.

स हतान्दृश्य रामेण स्वाँल्लोकाँस्तपसार्जितान् ।
ततः प्रदक्षिणीकृत्य जगामात्मगतिं प्रभुः ॥ १३ ॥

તપ કરીને મેળવેલાં પોતાનાં યશ અને પ્રતિષ્ઠાને આમ રામ દ્વારા વિનષ્ટ જોઇને પરશુરામ રામની પ્રદક્ષિણા કરીને પોતાના નિવાસ-સ્થાને જતા રહ્યા.

## ૩૬ (છત્રીસમો) સર્ગ અયોધ્યામાં આગમન, ભરત-શત્રુઘ્નનું મોસાળ ગમન

अभिवाद्य ततो रामो वसिष्ठप्रमुखानृषीन् ।
पितरं विकलं दृष्ट्वा प्रोवाच रघुनन्दनः ॥ १ ॥

પરશુરામના ચાલ્યા જવા પછી, પોતાના પિતાજીને વ્યાકુળ જોઇને, વસિષ્ઠાદિ ઋષિઓને પ્રણામ કરીને શ્રીરામ બોલ્યા.

जामदग्न्यो गतो रामः प्रयातु चतुरङ्गिणी ।
अयोध्याभिमुखी सेना त्वया नाथेन पालिता ॥ २ ॥

"પરશુરામજી (જમદગ્નિ પુત્ર રામ) ચાલ્યા ગયા, હવે આપ આપણી ચતુરંગિણી સેનાને અયોધ્યા પ્રતિ ચાલવાની આજ્ઞા આપશો."



रामस्य वचनं श्रुत्वा राजा दशरथः सुतम् ।
बाहुभ्यां सम्परिष्वज्य मूर्ध्नि चाघ्राय राघवम् ॥ ३ ॥

રામનાં આ વચનને સાંભળીને મહારાજ દશરથે પોતાના પુત્રને બાહુઓ વડે ભેટીને તેનું માથું સૂંઘ્યું.

गतो राम इति श्रुत्वा हृष्टः प्रमुदितो नृपः ।
पुनर्जातं तदा मेने पुत्रमात्मानमेव च ॥ ४ ॥

"પરશુરામજી ગયા" સાંભળીને દશરથ બહુજ આનંદમાં આવી ગયા. તેમણે પોતાનો અને પોતાના પુત્રનો પુનર્જન્મ માન્યો.

चोदयामास तां सेनां जगामाशु ततः पुरीम् ।
पताकाध्वजिनीं रम्यां तूर्योद्घुष्टनिनादिताम् ॥ ५ ॥

મહારાજે સેનાને આગળ ચાલવાનો આદેશ આપ્યો અને જલદી ધ્વજાઓ અને પતાકાઓથી સુશોભિત તથા વાજાં વાગવાથી નિનાદિત થઇ રહેલી અયોધ્યાપુરીમાં પ્રવેશ કર્યો.

सिक्तराजपथारम्यां प्रकीर्णकुसुमोत्कराम् ।
राजप्रवेशसुमुखैः पौरैर्मङ्गलवादिभिः ॥ ६ ॥

અયોધ્યાની સડકો પાણીથી ભીની હતી. તેના ઉપર ફૂલો વેરાએલાં હતાં. મહારાજાના આગમનથી પ્રસન્નવદન નગરવાસીઓ અનેક પ્રકારનાં આશીર્વાદાત્મક વચનો બોલી રહ્યા હતા.

सम्पूर्णां प्राविशद्राजा जानौघैः समलङ्कृताम् ।
पौरैः प्रत्युद्गतो दूरं द्विजैश्च पुरवासिभिः ॥ ७ ॥



આવી અલંકૃત અને નાગરિક લોકોથી પૂર્ણ અયોધ્યામાં મહારાજા દશરથે પ્રવેશ કર્યો. પુરવાસી બ્રાહ્મણોએ (અને નગરવાસી લોકોએ) શહેરનાં પાદરમાં જઇને તેમનું હાર્દિક સ્વાગત કર્યું.

पुत्रैरनुगतः श्रीमान् श्रीमद्भिश्च महायशाः ।
प्रविवेश गृहं राजा हिमवत्सदृशं प्रियम् ॥ ८ ॥

મહાયશસ્વી અને શ્રીમાન્ મહારાજા દશરથે પોતાના પુત્રો સહિત પોતાના હિમાલય જેવા સફેદ રાજભવનમાં પ્રવેશ કર્યો.

कौसल्या च सुमित्रा च कैकेयी च सुमध्यमा ।
वधूप्रतिग्रहे युक्ता याश्चान्या राजयोषितः ॥ ९ ॥

એવામાં કૌસલ્યા, સુમિત્રા અને રૂપસુંદરી કૈકેયી તથા રાજકુટુંબની અન્ય મહિલાઓ પણ વહુઓને આવકારવા લાગી.

ततः सीतां महाभागामूर्मिलां च यशस्विनीम् ।
कुशध्वजसुते चोभे जगृहुर्नृपपत्नयः ॥ १० ॥

અને રાજપત્નીઓ મહાભાગા સીતાને, યશસ્વિની ઊર્મિલાને તથા કુશધ્વજની બન્ને પુત્રીઓને મહેલોમાં તેડી ગઇ.

अभिवाद्याभिवाद्यांश्च सर्वा राजसुतास्तदा ।
रेमिरे मुदिताः सर्वा भर्तृभिः सहिता रहः ॥ ११ ॥

ત્યારપછી ચારેય રાજપુત્રીઓ વંદનીય વ્યક્તિઓને અભિવાદન કરીને પોત પોતાના પતિઓની સાથે એકાંતમાં રમણ કરવા લાગી.



कृतदाराः कृतास्त्राश्च सधनाः ससुहृज्जनाः ।
शुश्रूषमाणाः पितरं वर्तयन्ति नरर्षभाः ॥ १२ ॥

અસ્ત્રવિદ્યામાં નિપુણ, ધનથી યુકત અને મિત્રો સહિત ચારેય વિવાહિત રાજકુમારો પિતાની સેવા કરતા રહીને સુખપૂર્વક રહેવા લાગ્યા.

कस्यचित्वथ कालस्य राजा दशरथः सुतम् ।
भरतं कैकेयीपुत्रमब्रवीद्रघुनन्दनः ॥ १३ ॥

કેટલોક કાળ વીત્યા પછી રાજા દશરથ કૈકેયીપુત્ર ભરતને કહેવા લાગ્યા.

अयं केकयराजस्य पुत्रो वसति पुत्रक ।
त्वां नेतुमागतो वीर युधाजिन्मातुलस्तव ॥ १४ ॥

હે પુત્ર ! કેકયરાજનો પુત્ર તમારો મામો યુધાજિત તને લઇ જવા માટે આવેલો છે.

श्रुत्वा दशरथस्यैतद्भरतः कैकेयीसुतः ।
गमनायाभिचक्राम शत्रुघ्नसहितस्तदा ॥ १५ ॥

કૈકેયી પુત્ર ભરત મહારાજા દશરથનાં આ વચનો સાંભળીને, શત્રુધ્ન સહિત જવાની તૈયારી કરવા લાગ્યા.

आपृच्छ्य पितरं शूरो रामं चाक्लिष्टकारिणम् ।
मातश्चापि नरश्रेष्ठः शत्रुघ्नसहितो ययौ ॥ १६ ॥

ત્યારપછી નરશ્રેષ્ઠ વીરવર ભરત પોતાના પિતા, દયાળુ ભાઇ રામ, તથા કૌસલ્યા વગેરે માતાઓની આજ્ઞા લઇને શત્રુધ્ન સહિત ચાલ્યા ગયા.



गते च भरते रामो लक्ष्मणश्च महाबलः ।
पितरं देवसङ्काशं पूजयामासतुस्तदा ॥ १७ ॥

ભરતજીના જતા રહેવા પછી રામ અને લક્ષ્મણ પોતાના દેવતુલ્ય પિતાની સેવા કરવા લાગ્યા.

पितुराज्ञां पुरस्कृत्य पौरकार्याणि सर्वशः ।
चकार रामो धर्मात्मा प्रियाणि च हितानि च ॥ १८ ॥

ધર્માત્મા રામ પિતાજીની આજ્ઞા અનુસાર નગર-નિવાસીઓના માટે પ્રિય અને હિતકર રાજકાજ કરવા લાગ્યા.

मातृभ्यो मातृकार्याणि कृत्वा परमयन्त्रितः ।
गुरूणां गुरुकार्याणि काले कालेऽन्ववैक्षत ॥ १९ ॥

તેઓ નિયમપૂર્વક માતાઓની સેવા વગેરે માતૃકાર્ય અને ગુરુઓના માટે ગુરુકાર્ય સમયે સમયે જાત દેખભાળથી કરવા લાગ્યા.

एवं दशरथः प्रीतो ब्राह्मणा नैगमास्तदा ।
रामस्य शीलवृत्तेन सर्वे विषयवासिनः ॥ २० ॥

શ્રી રામના આવા શીલ, સ્વભાવ અને વ્યવહારથી મહારાજ દશરથ, બ્રાહ્મણો, વ્યાપારીઓ અને બધા જ રાષ્ટ્રવાસીઓ સન્તુષ્ટ હતા.

रामस्तु सीतया सार्धं विजहार बहूनृतून् ।
मनस्वी तद्‌गतमनास्तस्या हृदि समर्पितः ॥ २१ ॥



શ્રીરામ સદા સીતાના હૃદયમંદિરમાં બિરાજમાન રહેતા હતા. આ પ્રકારે રામે સીતાજીની સાથે ઘણી ઋતુઓ સુધી (બાર વર્ષ સુધી) વિહાર કર્યો.

इति बालकाण्डम् ।

બાલકાંડ સમાપ્ત

*બાલકાંડ પર એક નજર*

*સર્ગ : ૩૬, શ્લોક સંખ્યા : ૬૦૮, ટિપ્પણીઓ : ૩૮*

॥ ઓ૩મ્ ॥

# અયોધ્યાકાંડ

## ૧ (પહેલો) સર્ગ રામના રાજ્યાભિષેકનો નિશ્ચય

गच्छता मातुलकुलं भरतेन तदाऽनघ ।
शत्रुघ्नो नित्यशत्रुघ्नो नीतः प्रीतिपुरस्कृतः ॥ १ ॥

મામાના ઘરે જતી વેળાએ મહાત્મા ભરત શત્રુઓને હણનારા નિષ્પાપ શત્રુઘ્નને પણ પ્રીતિપૂર્વક પોતાની સાથે લઇ ગયા.

स तत्र न्यवसद् भ्रात्रा सह सत्कारसत्कृतः ।
मातुलेनाश्वपतिना पुत्रस्नेहेन लालितः ॥ २ ॥

ભરતજી પોતાના મોસાળમાં પોતાના નાના ભાઇ શત્રુઘ્ન સહિત સત્કાર પામીને રહેવા લાગ્યા. તેમના મામા અશ્વપતિ તેમને પુત્રવત્ સ્નેહ કરતા હતા.

तत्रापि निवसन्तौ तौ तर्प्यमाणौ च कामतः ।
भ्रातरौ स्मरतां वीरौ वृद्धं दशरथं नृपम् ॥ ३ ॥

બધી જ રીતે સંતુષ્ટ રાખવા છતાં પણ બેઉ વીર ભાઇઓને ઘણીવાર પોતાના વૃદ્ધ પિતા મહારાજા દશરથનું સ્મરણ થઇ જ આવતું હતું.



राजाऽपि महातेजाः सस्मार प्रोषितौ सुतौ ।
उभौ भरतशत्रुघ्नौ महेन्द्रवरुणोपमौ ॥ ४ ॥

મહા તેજસ્વી દશરથ પણ મહેન્દ્ર અને વરુણના સમાન પરદેશ ગયેલા બંને રાજકુમારોને યાદ કર્યા કરતા હતા.

सर्व एव तु तस्येष्टाश्चत्वारः पुरुषर्षभः ।
स्वशरीराद् विनिर्वृत्ताश्चत्वार इव बाहवः ॥ ५ ॥
तेषामपि महातेजा रामो रतिकरः पितुः ।
स्वयंभूरिव भूतानां बभूव गुणवत्तरः ॥ ६ ॥

પોતાનાં શરીરમાંથી નીકળેલી ચારેય ભુજાઓના સમાન ચારેય રાજકુમારો મહારાજ દશરથને પ્રિય હતા. તો પણ એ ચારેયમાં મહાન તેજસ્વી શ્રીરામ પિતા દશરથજીને વિશેષ પ્રીતિકર હતા, કેમકે તેઓ સર્વ પ્રાણીઓમાં બ્રહ્મા સમાન અત્યન્ત ગુણવાન હતા.

स हि रूपोपपन्नश्च वीर्यवाननसूयकः ।
भूमावनुपमः सूनुर्गुणैर्दशरथोपमः ॥ ७ ॥

શ્રીરામ અત્યંત રૂપવાન, મહાશક્તિશાળી, દુર્ગુણોથી રહિત, પૃથ્વી પર અનુપમ અને ગુણોમાં દશરથના જેવા જ હતા.

स तु नित्यं प्रशान्तात्मा मृदुपूर्वं प्रभाषते ।
उच्यमानोऽपि परुषं नोत्तरं प्रतिपद्यते ॥ ८ ॥

તેઓ સદા પ્રસન્નચિત્ત રહેતા હતા અને સૌની સાથે મધુર વચન બોલતા હતા. તેમની સાથે કોઇ કઠોર વચનથી વાત કરે તો પણ તેઓ પ્રત્યુત્તરમાં કોઇ કડવું વેણ કહેતા ન હતા.



कथञ्चिदुपकारेण कृतेनैकेन तुष्यति ।
न स्मरत्यपकाराणां शतमप्यात्मवत्तया ॥ ९ ॥

શ્રીરામ કોઇપણ જાતના એકાદ ઉપકારથી પણ સંતુષ્ટ થઇ જતા હતા અને તેમના ઉપર કોઇએ કરેલા સેંકડો અપકારોને પણ તેઓ યાદ કરતા ન હતા. (અપકારોને ભૂલી જતા હતા.)

**ટિપ્પણી :** ✱ *આ વિષયમાં શ્રીરામનાં જીવનની એક ઘટનાનું અવલોકન કરો. ચિત્રકૂટમાં બેઠેલા શ્રીરામ અને લક્ષ્મણ વાર્તાલાપમાં સંલગ્ન હતા. લક્ષ્મણજી ભરતની પ્રશંસા કરતાં કહે છે.*

*હે રામ ! ભરતજી પણ સમસ્ત ભોગ વિલાસોને છોડીને તમારી જેમ જ તપ કરી રહ્યા છે. તેઓ ભૂમિ પર સૂવે છે. ઠંડા પાણીએ સ્નાન કરે છે,*

*भर्ता दशरथो यस्याः साधुश्च भरतः सुतः ।*
*कथं तु साम्बा कैकेयी तादृशी क्रूरदर्शिनी ॥*
*(અરણ્યકાંડ ૧૧-૧૭)*

*જેના પતિ મહારાજા દશરથ હોય, જેનો દીકરો ભરત જેવો સજ્જન હોય, તે માતા કૈકેયી કઇ રીતે આવા ક્રૂર સ્વભાવની થઇ ?*

*શ્રીરામ લક્ષ્મણ દ્વારા થતી માતા કૈકેયીની આ નિંદાને સહન ન કરી શક્યા. તેમણે કહ્યું.*

*न तेऽम्बा मध्यमा तात गर्हितव्या कदाचन ।*
*तामेवेक्ष्वाकुनाथस्य भरतस्य कथां कुरु ॥* (अरण्यकांड ११-१९)

*"હે ભાઈ લક્ષ્મણ ! તમે વચલી માતા કૈકેયીની નિંદા ન કરો. તમે ફકત ઇક્ષ્વાકુનાથ ભરતની જ ચર્ચા કરો." આ છે અપકારોને ભૂલી જવાનો શ્રીરામનો સ્વભાવ !*



सानुक्रोशो जितक्रोधो ब्राह्मणप्रतिपूजकः ।
दीनानुकम्पी धर्मज्ञो नित्यं प्रग्रहवाञ्शुचिः ॥ १० ॥

તેઓ દયાળુ, ક્રોધને જીતનારા, બ્રાહ્મણોનું સન્માન કરનારા, દીનજનો પર દયા કરનારા, ધર્મને જાણનારા, જિતેંદ્રિય અને પવિત્ર હતા.

स तु श्रेष्ठैर्गुणैर्युक्तः प्रजानां पार्थिवात्मजः ।
बहिश्चर इव प्राणो बभूव गुणतः प्रियः ॥ ११ ॥

દશરથનંદન શ્રીરામ શ્રેષ્ઠ ગુણોથી યુકત હતા. એમના આ ગુણોના કારણથી જ પ્રજાજનો તેમને બહાર રહેનારા પોતાના પ્રાણ સમાન પ્રેમ કરતા હતા.

सम्यग्विद्याव्रतस्नातो यथावत्साङ्गवेदवित् ।
इष्वस्त्रे च पितुः श्रेष्ठो बभूव भरताग्रजः ॥ १२ ॥

શ્રીરામ સર્વે વિદ્યાઓ અને બ્રહ્મચર્ય-વ્રતમાં સ્નાન કરી ચૂકેલા અર્થાત્ વિદ્યાસ્નાતક અને વ્રતસ્નાતક હતા. તેઓ વેદોને અંગો સહિત જાણનારા અને બાણવિદ્યામાં પોતાના પિતાજી કરતાં પણ ચઢિયાતા હતા.

धनुर्वेदविदां श्रेष्ठो लोकेऽतिरथसम्मतः ।
अभियाता प्रहर्ता च सेनानयविशारदः ॥ १३ ॥

તેઓ ધનુર્વેદ-વિદ્યામાં વિશારદ મનુષ્યોમાં શ્રેષ્ઠ હતા, રથી યોદ્ધાઓ દ્વારા સંમાનિત હતા, શત્રુઓ પર આક્રમણ અને પ્રહાર કરવામાં તથા સેનાનું સંચાલન કરવામાં કુશળ હતા.



तं समीक्ष्य महाराजो युक्तं समुदितैर्गुणैः ।
निश्चित्य सचिवैः सार्धं युवराजममन्यत ॥ १४ ॥

શ્રી રામને લોકોત્તર ગુણોથી વિભૂષિત જોઇને મહારાજા દશરથે શુભ ગુણોથી યુક્ત મંત્રીઓ સાથે વિચાર-વિનિમય કરીને એમનો યુવરાજપદ પર અભિષેક કરવાનો નિશ્ચય કર્યો.

नानानगरवास्तव्यान्पृथग्जानपदानपि ।
समानिनाय मेदिन्यां प्रधानान्पृथिवीपतीन् ॥ १५ ॥

આ અવસર પર મહારાજા દશરથે જુદા જુદા નગરો અને અન્ય દેશોના પ્રધાનો તથા રાજાઓને બોલાવ્યા.

न तु केकयराजानं जनकं वा नराधिपः ।
त्वरया चानयामास पश्चात्तौ श्रोष्यतः प्रियम् ॥ १६ ॥

મહારાજાએ ઉતાવળના કારણથી કેકયરાજ અને જનકરાજાને બોલાવ્યા નહીં. એમ વિચારીને કે આ શુભ સમાચાર તેઓને પાછળથી મળી જ જવાના છે.

**ટિપ્પણી :** ✱ *કેકયરાજ અને જનક રાજાને ન બોલાવવાનું કારણ રાજનૈતિક હતું. સૌથી મોટો દીકરો હોવાથી રામ રાજ્યના અધિકારી હતા. પરંતુ કૈકેયીના વિવાહ દશરથની સાથે આ શરત પર થયા હતા કે તેનાથી જે પુત્રની પ્રાપ્તિ થશે તે રાજગાદીનો અધિકારી થશે. જો કેકયરાજ અને જનક એ બન્નેને પણ બોલાવ્યા હોત તો નિશ્ચિત હતું કે જનક શ્રીરામનો પક્ષ લેત અને કેકયરાજ ભરતનો. આ પ્રકારે આ બેઉમાં લડાઇ જામત. આ સ્થિતિને ટાળવા માટે મહારાજા દશરથે બન્નેમાંથી કોઇને પણ સૂચના આપી ન હતી.*



## ૨ (બીજો) સર્ગ રાજયસભા દ્વારા શ્રી રામના રાજ્યાભિષેકને અનુમોદન

ततः परिषदं सर्वमामन्त्र्य वसुधाधिपः ।
हितमुद्धर्षणं चैवमुवाच प्रथितं वचः ॥ १ ॥

ત્યારપછી મહારાજા દશરથે સમસ્ત પરિષદ્‌ને બોલાવીને હિતકારી, હર્ષજનક અને પ્રથિત = બધાને સંભળાય તેવું વચન કહ્યું. (ખુશ ખબરની જાહેરાત કરી.)

विदितं भवतामेतद्यथा मे राज्यमुत्तमम् ।
पूर्वकैर्मम राजेन्द्रैः सुतवत्परिपालितम् ॥ २ ॥

"આપ લોકો સૌને વિદિત જ છે કે આ મારા વિશાળ રાજ્યનું જે રીતે અમારા પૂર્વજ રાજાઓએ પુત્રવત્ પાલન કરેલું છે." (તે રીતે)

सोऽहमिक्ष्वाकुभिः सर्वैनरेन्द्रैः प्रतिपालितम् ।
श्रेयसा योक्तुमिच्छामि सुखार्हमखिलं जगत् ॥ ३ ॥

"હું પણ ઇક્ષ્વાકુવંશી રાજાઓ દ્વારા પ્રતિપાલિત સંપૂર્ણ રાજ્યને સુખ અને કલ્યાણથી યુક્ત કરવા માગું છું."

मयाप्याचरितं पूर्वैः पन्थानमनुगच्छता ।
प्रजा नित्यमनिद्रेण यथाशक्त्यभिरक्षिताः ॥ ४ ॥

"મેં પણ મારા પૂર્વજોના માર્ગનું અનુસરણ કરતાં રહીને પ્રમાદ રહિત થઇને યથાશક્તિ પ્રજાનું પાલન કરેલું છે."



इदं शरीरं कृत्स्नस्य लोकस्य चरिता हितम् ।
पाण्डुरस्यातपत्रस्य च्छायायां जरितं मया ॥ ५ ॥

"પ્રજાજનોનાં હિતની કામના કરતાં કરતાં આ સફેદ રાજછત્રની નીચે મારું આ શરીર જરાજીર્ણ થઇ ગયેલ છે."

जीर्णस्य शरीरस्य विश्रान्तिमभिरोचये ।
राजप्रभावजुष्टां हि दुर्वहामजितेन्द्रियैः ॥ ६ ॥
परिश्रान्तोऽस्मि लोकस्य गुर्वी धर्मधुरं वहन् ।
सोऽहं विश्राममिच्छामि रामं कृत्वा प्रजाहिते ॥ ७ ॥

"હવે હું આ જીર્ણ શરીરને વિશ્રામ આપવા માગું છું. પરાક્રમ દ્વારા સેવન કરવા યોગ્ય અને અજિતેન્દ્રિય પુરુષોથી ન ઊંચકી શકાય તેટલી ભારે ધર્મરૂપી ધૂંસરીનો ભાર વહન કરતો રહીને હવે તો હું થાકી ગયો છું. એટલે રામને રાજકાર્યમાં લગાડીને હું વિશ્રામ લેવા માગું છું."

यदिदं मेऽनुरूपार्थं मया साधु सुमन्त्रितम् ।
भवन्तो मेऽनुमन्यन्तां कथं वा करवाण्यहम् ॥ ८ ॥

"જો મારો આ વિચાર ઉચિત અને યોગ્ય હોય તો આપ મને અનુમતિ આપો, અથવા મારે શું કેવી રીતે કરવું તે મને બતાવો."

इति ब्रुवन्तं मुदिताः प्रत्यनन्दन्नृपा नृपम् ।
दृष्टिमन्तं महामेघं नर्दन्त इव बर्हिणः ॥ ९ ॥

મહારાજા દશરથનાં આ વચનોથી ખુશ થયેલા રાજાઓ જેવી રીતે વરસી રહેલાં વાદળાંઓને જોઇને મોરલા ટહુકે તેમ મહારાજાને અભિનંદન આપવા લાગ્યા.



स्निग्धोऽनुनादः संजज्ञे तत्र हर्षसमीरितः ।
जनौघोद्घुष्टसन्नादो मेदिनीं कम्पयन्निव ॥ १० ॥

એ સમયે રાજાઓએ અને બીજા ઉપસ્થિત લોકોએ પ્રસન્ન થઇને "વાહ, વાહ" "સારું, બહુ જ સારું" કહીને એટલા જોરથી આનંદ પ્રકટ કર્યો કે રાજ-સભા-ભવન પણ ધ્રૂજતું હોય તેવું લાગ્યું.

ब्राह्मणा जनमुख्याश्च पौरजानपदैः सह ।
समेत्य ते मन्त्रयित्वा चोचुर्दशरथं नृपम् ॥ ११ ॥

મહારાજ દશરથના મનોભાવોને જાણીને વસિષ્ઠ વગેરે બ્રાહ્મણો, રાજાઓ તથા નગરના અને ગામડાના મુખ્ય માણસોએ પરસ્પર વિચાર વિમર્શ કરીને દશરથજીને કહ્યું-

अनेकवर्षवयसो वृद्धस्त्वमसि पार्थिव ।
स रामं युवराजानमभिषिञ्चस्व पार्थिवम् ॥ १२ ॥

"હે રાજા ! આપ રાજ્ય કરતાં કરતાં બહુ જ વૃદ્ધ થઇ ગયા છો, એટલે હવે આપ શ્રીરામનો યુવરાજ પદ પર અભિષેક કરી આપો."

इच्छामो हि महाबाहुं रघुवीरं महाबलम् ।
गजेन महता यान्तं रामं छत्रावृताननम् ॥ १३ ॥

"અમારી હાર્દિક અભિલાષા છે કે મહાબાહુ અને મહાબલી શ્રીરામ એક મોટા હાથી ઉપર બેસીને અને માથા ઉપર રાજછત્ર લગાવીને ચાલે અને અમે એ શુભ દશ્યને જોઇએ."



इति तद्वचनं श्रुत्वा राजा तेषां मनः प्रियाम् ।
अजानन्निव जिज्ञासुरिदं वचनमब्रवीत् ॥ १४ ॥

મહારાજા દશરથે, એ બધાનાં પ્રિય વચનો સાંભળીને, તેઓના મનની અભિલાષા જાણવા માટે અજાણ્યા થઈને તેમને પૂછયું-

श्रुत्वैवं वचनं यन्मे राघवं पतिमिच्छथ ।
राजानः संशयोऽयं मे किमिदं ब्रूत तत्त्वतः ॥ १५ ॥

"હે રાજાઓ ! મારા કહેવાથી આપ રામને રાજા બનાવવા માટે તૈયાર થઇ ગયા, એનાથી મારા મનમાં એક સંશય ઉત્પન્ન થઇ ગયો છે. આપ લોકો તેનો ઠીક ઠીક ઉત્તર આપીને તેનું નિવારણ કરો."

कथं नु मयि धर्मेण पृथिवीमनुशासति ।
भवन्तो द्रष्टुमिच्छन्ति युवराजं ममात्मजम् ॥ १६ ॥

"જ્યારે હું ધર્મપૂર્વક પૃથ્વીનું પાલન કરી જ રહ્યો છું, છતાં આપ લોકો મારા પુત્રને યુવરાજ શા માટે બનાવવા માગો છો ? (શું હું સારી રીતે શાસન નથી કરી રહ્યો ?)"

ते तमूचुर्महात्मानः पौरजानपदैः सह ।
बहवो नृप कल्याणगुणाः पुत्रस्य सन्ति ते ॥ १७ ॥

આ સાંભળીને તે રાજાઓ વગેરે બધા જ લોકો બોલ્યા, - "હે રાજા ! આપના પુત્રમાં પ્રજાનું કલ્યાણ કરવાના ઘણા જ ગુણો છે."

गुणान्गुणवतो देव देवकल्पस्य धीमतः ।
प्रियानानन्दनान्कृत्स्नान्प्रवक्ष्यामोऽद्य ताञ्शृणु ॥ १८ ॥



"હે રાજન્ ! દેવોના સમાન ગુણોવાળા અને બુદ્ધિમાન શ્રીરામના પ્રિય અને આનંદદાયક ગુણોનું વર્ણન અમે કરીએ છીએ, આપ સાંભળો."

दिव्यैर्गुणैः शक्रसमो रामः सत्यपराक्रमः ।
इक्ष्वाकुभ्योऽपि सर्वेभ्यो ह्यतिरिक्तो विशाम्पते ॥ १९ ॥

"હે પ્રજાઓના સ્વામી ! સત્ય-પરાક્રમી શ્રીરામ દિવ્યગુણોથી ઇન્દ્ર સમાન થઇ રહ્યા છે, એથી જ તે ઇક્ષ્વાકુવંશી રાજાઓમાં સર્વથી શ્રેષ્ઠ છે.

रामः सत्पुरुषो लोके सत्यः धर्मपरायणः ।
साक्षाद्रामाद्विनिर्वृत्तो धर्मश्चापि श्रिया सह ॥ २० ॥

"સત્યપરાયણ શ્રીરામ લોકમાં વસ્તુતઃ શ્રેષ્ઠ પુરુષ છે. એમનાથી ધર્મ અને અર્થને પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ છે."

प्रजासुखत्वे चन्द्रस्य वसुधायाः क्षमागुणैः ।
बुद्ध्या बृहस्पतेस्तुल्यो वीर्ये साक्षाच्छचीपतेः ॥ २१ ॥

પ્રજાને સુખી કરવામાં શ્રીરામ ચંદ્રમાના તુલ્ય છે, ક્ષમા કરવામાં તેઓ પૃથ્વીના સમાન છે, બુદ્ધિમાં બૃહસ્પતિના બરાબર છે અને પરાક્રમમાં સાક્ષાત્ ઇન્દ્ર સરખા છે."

धर्मज्ञः सत्यसन्धश्च शीलवाननसूयकः ।
क्षान्तः सान्त्वयिता श्लक्ष्णः कृतज्ञो विजितेन्द्रियः ॥ २२ ॥

"તેઓ ધર્મજ્ઞ, સત્યવાદી, શીલયુકત, ઇર્ષ્યાથી રહિત, શાન્ત, દુઃખીઓને સાન્ત્વના આપનારા, મધુર-ભાષી, કૃતજ્ઞ અને જિતેન્દ્રિય છે."



व्यसनेषु मनुष्याणां भृशं भवति दुःखितः ।
उत्सवेषु च सर्वेषु पितेव परितुष्यति ॥ २३ ॥

"મનુષ્યો ઉપર આપદા આવી પડે ત્યારે તેઓ પોતે (ખૂબ) દુઃખી થાય છે અને ઉત્સવના સમયે પિતાની જેમ પ્રસન્ન થાય છે."

सत्यवादी महेष्वासो वृद्धसेवी जितेन्द्रियः ॥
स्मितपूर्वाभिभाषी च धर्मं सर्वात्मनाश्रितः ॥ २४ ॥

"શ્રીરામ સદા સત્ય બોલનારા મહા ધનુર્ધર, વૃદ્ધોની સેવા કરવાવાળા, જિતેન્દ્રિય, હસીને વાત કરનારા અને બધી બાબતોમાં ધર્મનો આશ્રય લેનારા છે."

नास्य क्रोधः प्रसादश्च निरर्थोऽस्ति कदाचन ।
हन्त्येव नियमाद्वध्यानवध्ये न च कुप्यति ॥ २५ ॥

"એમનો ક્રોધ અને પ્રસન્નતા ક્યારેય પણ નિરર્થક નથી હોતા, તેઓ મારવા યોગ્યને મારે જ છે (ચાહે તે આત્મીય જન કેમ ન હોય) અને ન મારવા યોગ્ય ઉપર કદીપણ ગુસ્સો કરતા નથી."

दान्तैः सर्वप्रजाकान्तैः प्रीतिसञ्जननैर्नृणाम् ।
गुणैर्विरुरूचे रामो दीप्तः सूर्य इवांशुभिः ॥ २६ ॥

"શ્રીરામ યમ-નિયમનું પાલન કરવામાં કષ્ટ સહન કરનારા છે. પ્રજાજનોના પ્રીતિપાત્ર છે. સ્વજનોમાં સ્નેહ ઉત્પન્ન કરનારા છે. આ ગુણોથી અલંકૃત શ્રીરામ કિરણો સહિત સૂર્યની જેમ દેદીપ્યમાન છે."

तमेवं गुणसम्पन्नं रामं सत्यपराक्रमम् ।
लोकपालोपमं नाथमकामयत मेदिनी ॥ २७ ॥



"આ બધા જ ગુણોથી યુક્ત સત્ય પરાક્રમી શ્રીરામને લોકપાળોની જેમ પૃથ્વી પોતાના રાજા બનાવવા માગે છે."

राममिन्दीवरश्यामं सर्वशत्रुनिबर्हणम् ।
पश्यामो यौवराज्यस्थं तव राजोत्तमात्मजम् ॥ २८ ॥

"અમે આપના નીલ કમલ સમાન શ્યામ અને શત્રુઓનો નાશ કરનારા પુત્ર શ્રીરામને યુવરાજપદ પર સ્થિત જોવા માગીએ છીએ."

## 3 (ત્રીજો) સર્ગ રામને ઉપદેશ

तेषामञ्जलिपद्मानि प्रगृहीतानि सर्वशः ।
प्रतिगृह्याब्रवीद्राजा तेभ्यः प्रियहितं वचः ॥ १ ॥

હાથ જોડીને કરેલી તે રાજાઓની પ્રાર્થના સાંભળીને મહારાજે તેમને આ પ્રિય અને હિતકર વચનો કહ્યાં.

अहोऽस्मि परमप्रीतः प्रभावश्चातुलो मम ।
यन्मे ज्येष्ठं प्रियं पुत्रं यौवराज्यस्थमिच्छथ ॥ २ ॥

"અહો ! હું બહુ જ પ્રસન્ન છું. આ મારું મહાન સૌભાગ્ય છે, કે આપ લોકો મારા જ્યેષ્ઠ અને પ્રિય પુત્રને યુવરાજ બનાવવા માગો છો."

इति प्रत्यर्च्य तान्राजा ब्राह्मणानिदमब्रवीत् ।
वसिष्ठं वामदेवं च तेषामेवोपशृण्वताम् ॥ ३ ॥



આ પ્રમાણે નગરજનો અને ગામડાઓના આગેવાન લોકોને પ્રસન્ન કરીને, તેમની જ સામે મહારાજા દશરથે વસિષ્ઠ અને વામદેવ વગેરે બ્રાહ્મણોને કહ્યું.

चैत्रः श्रीमानयं मासः पुण्यः पुष्पितकाननः ।
यौवराज्याय रामस्य सर्वमेवोपकल्प्यताम् ॥ ४ ॥

"જેમાં વનો પુષ્પોથી સુશોભિત થઇ રહ્યાં છે, તે આ શ્રેષ્ઠ અને પવિત્ર ચૈત્ર માસમાં શ્રી રામના રાજ્યાભિષેકના માટે તૈયારી કરો."

राज्ञस्तूपरते वाक्ये जनघोषो महानभूत् ।
शनैस्तस्मिन्प्रशान्ते च जनघोषे नराधिपः ॥ ५ ॥
वसिष्ठं मुनिशार्दूलं राजा वचनमब्रवीत् ।
अभिषेकाय रामस्य यत्कर्म सपरिच्छदम् ।
तदद्य भगवन् सर्वमाज्ञापयितुमर्हसि ॥ ६ ॥

મહારાજ દશરથનાં વચનો સમાપ્ત થતાં જ મહાન જનઘોષ થયો. ધીમે ધીમે જ્યારે લોકોનો હર્ષનાદ શાન્ત થયો ત્યારે દશરથજીએ મુનિશ્રેષ્ઠ વસિષ્ઠજીને કહ્યું. "શ્રીરામના રાજ્યાભિષેકના માટે જે સુકૃત્યો કરવાનાં હોય અને જે જે સામગ્રી જોઇતી હોય તેની આજ્ઞા આપશો."

तत् श्रुत्वा भूमिपालस्य वसिष्ठो द्विजसत्तमः ।
आदिदेशाग्रतो राज्ञः स्थितान् युक्तान् कृताञ्जलीन् ॥ ७ ॥

રાજાનું આ વચન સાંભળીને દ્વિજશ્રેષ્ઠ વસિષ્ઠે રાજાની સામે હાથ જોડીને સુયોગ્ય તથા સાવધાન બેઠેલા મંત્રીઓને આદેશ આપ્યો,



सुवर्णादीनि रत्नानि बलीन् सर्वौषधीरपि ।
शुक्लमाल्यानि लाजांश्च पृथक् च मधुसर्पिषी ॥ ८ ॥
अहतानि च वासांसि रथं सर्वायुधान्यपि ।
चतुरङ्गबलं चैव गजं च शुभलक्षणम् ॥ ९ ॥
चामरव्यञ्जने श्वेते ध्वजं छत्रं च पाण्डुरम् ।
शतं चं शातकुम्भानां कुम्भानामग्निवर्चसाम् ॥ १० ॥
हिरण्यशृंगमृषभं समग्रं व्याघ्रचर्म च ।
यच्चान्यत्किञ्चिदेष्टव्यं तत्सर्वमुपकल्यताम् ॥ ११ ॥

"સુવર્ણ વગેરે રત્નો, बलीन् = યજ્ઞની સામગ્રી અને બધી ઔષધિઓ, શ્વેત પુષ્પોની માળાઓ, लाजा =ચોખાની ધાણી, અલગ અલગ વાસણોમાં મધ અને ઘી, નવાં વસ્ત્રો, રથ અને સર્વે અસ્ત્રો-શસ્ત્રો, ચતુરંગિણી સેના, શુભ લક્ષણવાળો હાથી, શ્વેત ચમ્મર અને વીંજણો, સફેદ ધ્વજા અને છત્ર, સો સુંદર માટલીઓ અને અગ્નિ જેવા ચળકતા સોનાના સો ઘડા, સોનાથી મઢેલા શિંગડાંવાળા બળદો, અખંડિત (ફાટ્યાં તૂટ્યાં વગરનાં) વ્યાઘ્ર-ચર્મો તથા બીજું પણ જે કંઇ જોઇએ તે બધું જ તૈયાર કરો."

आबध्यन्तां पताकाश्च राजमार्गश्च सिच्यताम् ।
एवं व्यादिश्य विप्रौ तौ क्रियास्तत्र सुनिष्ठितौ ॥ १२ ॥
कृतमित्येव चाब्रूतामभिगम्य जगत्पतिम् ।
ततः सुमन्त्रं द्युतिमान् राजा वचनमब्रवीत् ॥ १३ ॥

"ચારેય બાજુએ પતાકાઓ બાંધવામાં આવે અને સડકો ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવે. આ પ્રમાણે વસિષ્ઠે અને વામદેવે મંત્રીઓને આજ્ઞા આપીને તથા બધાં કામોની સુવ્યવસ્થા કરીને, મહારાજાની પાસે જઇને આ બધી વ્યવસ્થા થઇ ગયાની સૂચના આપી. ત્યારે મહા તેજસ્વી મહારાજા દશરથે સુમંત્રને કહ્યું."



रामः कृतात्मा भवता शीघ्रमानीयतामिति ।
स तथेति प्रतिज्ञाय सुमन्त्रो राजशासनात् ॥ १४ ॥
रामं तत्रानयाञ्चक्रे रथेन रथिनां वरम् ।
न ततर्प समायान्तं पश्यमानो नराधिपः ॥ १५ ॥

ધર્માત્મા શ્રીરામને આપ જલદી બોલાવી લાવો. સુમન્ત્ર 'તથાસ્તુ' કહીને રાજાની આજ્ઞાથી મહારથીઓમાં શ્રેષ્ઠ રામને રથમાં બેસાડીને મહારાજા દશરથની પાસે લાવ્યો. મહારાજ આવી રહેલા રામને જોઇને જોતાં તૃપ્ત થતા ન હતા.

स प्राञ्जलिरभिप्रेत्य प्रणतः पितुरन्तिके ।
नाम स्वं श्रावयन् रामो ववन्द चरणौ पितुः ॥ १६ ॥

શ્રીરામે મહારાજની પાસે જઇને હાથ જોડીને પોતાનું નામ લઇને પિતાજીના ચરણોમાં પ્રણામ કર્યા.

**ટિપ્પણી :** ✷ *આ વૈદિક પરિપાટી (પ્રથા, રિવાજ) છે. મહર્ષિ મનુ લખે છે.*

*अभिवादत्परं विप्रो ज्यायांसमभिवादयन् ।*
*असौ नामाऽहमस्मीति स्वं नाम परिकीर्तयेत ॥*
*- मनु० २ - १२२ ॥*

*વિપ્ર = વિદ્વાન્ પોતાનાથી મોટાને અભિવાદન કરીને પોતાનું નામ પણ બતાવે. જેમકે, 'अभिवादये रामोऽहं भोः ।'*

*વૃદ્ધોને નમસ્કાર કરવાથી શો લાભ છે ? મહર્ષિ મનુ (૨/૧૨૧) લખે છે, -*

*अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।*
*चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥*



*જેનો સ્વભાવ નમસ્કાર કરવાનો છે અને પ્રતિદિન વૃદ્ધોની સેવા કરે છે, તેના આયુષ્ય, વિદ્યા, યશ અને બળ આ ચારેયની વૃદ્ધિ થાય છે.*

✷ *અભિવાદન કેવી રીતે કરવા જોઇએ :-*

*व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरोः ।*
*सव्येन सव्यः स्पृष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥ मुन. २-७२ ॥*

*અલગ અલગ હાથો કરીને ગુરુજીના પગનો સ્પર્શ કરવો. જમણા હાથથી જમણા અને ડાબા હાથથી ડાબા (પગનો સ્પર્શ કરવો.)*

तं दृष्ट्वा प्रणतं पार्श्वे कृताञ्जलिपुटं नृपः ।
गृह्याञ्जलौ समाकृष्य सस्वजे प्रियमात्मजम् ॥ १७ ॥
तस्मै चाभ्युदितं सम्यङ् मणिकाञ्चनभूषितम् ।
दिदेश राजा रुचिरं रामाय परमासनम् ॥ १८ ॥

જ્યારે મહારાજે જોયું કે શ્રીરામ હાથ જોડીને તેમની પાસે ઊભેલા છે, તો તેમણે રામનો હાથ પકડીને તેમને પોતાના ગળે લગાડ્યા તથા પોતાના જેવા ઊંચા સોનાના અને રત્નો જડેલા ઉત્તમ આસન ઉપર બેસવાની આજ્ઞા આપી.

तदासनवरं प्राप्य व्यदीपयत राघवः ।
स्वयैव प्रभया मेरुमुदये विमलो रविः ॥ १९ ॥

જેમ સૂર્યનો ઉદય થતાં જ સુમેરુ પર્વત આપમેળે જ પ્રકાશિત થઇ જાય છે, તેમ એ આસન ઉપર બેઠેલા શ્રીરામ દેદીપ્યમાન અને સુશોભિત થયા.



तं पश्यमानो नृपतिस्तुतोष प्रियमात्मजम् ।
स तं सस्मितमाभाष्य पुत्रं पुत्रवतां वरः ॥ २० ॥

પુત્રવાળા (મનુષ્યો)માં શ્રેષ્ઠ મહારાજ દશરથ પોતાના પુત્રની આવી શોભા જોઇને પરમ પ્રસન્ન થયા અને સ્મિત કરીને શ્રીરામને કહેવા લાગ્યા.

ज्येष्ठायामसि मे पत्न्यां सदृश्यां सदृशः सुतः ।
उत्पन्नस्त्वं गुणश्रेष्ठो मम रामात्मजः प्रियः ॥ २१ ॥

"તું મારી જ્યેષ્ઠ-પત્નીને અનુરૂપ જ મારો પુત્ર છે. તારામાં સર્વે ઉત્તમ ગુણો વિદ્યમાન છે અને તું મને અત્યંત પ્રિય છો."

यतस्त्वया प्रजाश्चेमाः स्वगुणैरनुरञ्जिताः ।
तस्मात्त्वं पुष्ययोगेन यौवराज्यमवाप्नुहि ॥ २२ ॥

"કેમકે તે તારા ગુણોથી પ્રજાને પ્રસન્ન કરી રાખી છે, એટલા માટે તું કાલે પુષ્ય નક્ષત્રમાં યુવરાજ પદ પ્રાપ્ત કર."

कामतस्त्वं प्रकृत्यैव विनीतो गुणवानसि ।
गुणवत्यपि तु स्नेहात्पुत्र वक्ष्यामि ते हितम् ॥ २३ ॥

"જો કે તું સ્વભાવથી જ વિનમ્ર અને ગુણસંપન્ન છો, તો પણ સ્નેહવશ હું તારા હિતની વાત કહું છું."

भूयो विनयमास्थाय भव नित्यं जितेन्द्रियः ।
कामक्रोधसमुत्थानि त्यजेथा व्यसनानि च ॥ २४ ॥



"તારા માટે યોગ્ય છે, કે તું હજુપણ વધારે વિનયને ધારણ કરીને સદા જિતેન્દ્રિય બન તથા કામ અને ક્રોધથી ઉત્પન્ન (થતાં) વ્યસનો છોડી દે."

**ટિપ્પણી :** ✱ *મહર્ષિ મનુ અનુસાર કામ અને ક્રોધથી ઉત્પન્ન થનારા દોષો નિમ્ન છે.*

*मृगयाक्षादिवास्वप्नः परिवादस्त्रियो मदः ।*
*तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥*
*- मनु० ७ । ४७ ॥*

*કામથી ઉત્પન્ન થનારા દોષો : (૧) શિકાર કરવો, (૨) જુગાર રમવો, (૩) દિવસે ઊંઘવું, (૪) બીજાની જૂઠી નિન્દા કરવી, (૫) સ્ત્રીઓમાં આસક્તિ, (૬) મધપાન, (૭) નાચવું, (૮) ગાવું, (૯) વગાડવું અને (૧૦) વ્યર્થ આમ તેમ રખડવું - આ દશ કામજ વ્યસનો છે.*

*पैशुन्यं साहसं द्रोहं ईर्ष्याऽसूयार्थदूषणम् ।*
*वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥*
*- मुन. ७ । ४८ ॥*

*ક્રોધથી ઉત્પન્ન થનારા દોષો : (૧) ચાડી કરવી, (૨) વગર વિચાર્યું કામ કરવું, (૩) દગો દેવો, (૪) ઈર્ષ્યા કરવી, (૫) બીજાના ગુણોમાં દોષ-દર્શન કરવું, (૬) અધર્મયુક્ત ખરાબ કામોમાં પૈસા વાપરવા, (૭) વિના વાંકે કઠોર વચન બોલવા અથવા વિશેષ દંડ દેવો અને (૮) કઠોર (અપ શબ્દવાળું) બોલવું.*

परोक्षया वर्तमानो वृत्त्या प्रत्यक्षया तथा ।
अमात्यप्रभृतीः सर्वाः प्रकृतीश्चानुरञ्जय ॥ २५ ॥



પરોક્ષ (= દૂતો વગેરે) દ્વારા અને પ્રત્યેક્ષ (= જાત તપાસ કરવાની) વૃત્તિ રાખીને અમાત્યો વગેરે સર્વ પ્રકૃતિઓને સદા પ્રસન્ન રાખો.

*ટિપ્પણી : ✸ ચાણક્ય અનુસાર પ્રકૃતિઓ નીચે પ્રમાણે છે.*

*स्वाम्यमात्यजनपददुर्गकोशदण्डमित्राणि प्रकृतयः ।*
*– कौटिल्य अर्थशास्त्र ६ । १ । १ ॥*

*(૧) સ્વામી = રાજા, (૨) અમાત્ય = મન્ત્રી આદિ, (૩) જનપદ = દેશવાસી, (૪) દુર્ગ, (૫) કોશ, (૬) દંડ = સેના અને (૭) મિત્ર - આ સાત પ્રકૃતિઓ કહેવાય છે.*

कोष्ठागारायुधागारैः कृत्वा सन्निचयान् बहून् ।
तुष्टानुरक्त प्रकृतिर्यः पालयति मेदिनीम् ॥ २६ ॥
तस्य नन्दन्ति मित्राणि लब्ध्वामृतमिवामराः ।
तस्मात्पुत्र त्वमात्मानं नियम्येवं समाचर ॥ २७ ॥

"અન્નના ભંડારોને અન્નથી તથા શસ્ત્રભંડારોને સદા અસ્ત્ર શસ્ત્રોથી સંગ્રહ દ્વારા વધારતા રહો. જુઓ ! જે રાજા પોતાની પ્રજાને પ્રસન્ન રાખીને રાજ્ય કરે છે, તેનાથી તેના મિત્રો એવા તો પ્રસન્ન રહે છે જેમ દેવતાઓ અમૃતપાનથી પ્રસન્ન થાય છે. એટલે હે વત્સ ! તું તારી જાતને સંયમમાં રાખીને જેવું મેં કહેલું છે, તેવું આચરણ કર."

तत् श्रुत्वा सुहृदस्तस्य रामस्य प्रियकारिणः ।
त्वरिताः शीघ्रमभ्येत्य कौसल्याय न्यवेदयन् ॥ २८ ॥

મહારાજ દશરથનાં આ વચનો સાંભળીને શ્રીરામને પ્રિય કાર્ય કરનારા મિત્રોએ આ શુભ વાતચીત તરત જઇને મહારાણી કૌસલ્યાને કહી સંભળાવી.



सा हिरण्यं च गाश्चैव रत्नानि विविधानि च ।
व्यादिदेश प्रियाख्येभ्यः कौसल्या प्रमदोत्तमा ॥ २९ ॥

મહિલાઓમાં શ્રેષ્ઠ કૌસલ્યાએ આ શુભ સમાચાર સાંભળીને વધાઇ દેવાવાળાઓને સોનું, રત્નો અને ગાયો આપવાનો આદેશ આપ્યો.

अथाभिवाद्य राजानं रथमारुह्य राघवः ।
ययौ स्वं द्युतिमद्वेश्म जनौघैः प्रतिपूजितः ॥ ३० ॥

હવે શ્રીરામ પણ મહારાજા દશરથને પ્રણામ કરીને રથમાં ચઢીને પોતાનાં સુંદર ભવન તરફ ગયા. માર્ગમાં લોકોના ટોળાઓએ એમને અભિનંદન આપ્યા.

## ૪ (ચોથો) સર્ગ માતાના આશીર્વાદ

अथान्तर्गृहमाविश्य राजा दशरथस्तदा ।
सूतमाज्ञापयामास रामं पुनरिहानय ॥ १ ॥

હવે મંત્રીઓને વિદાય કર્યા પછી મહારાજા દશરથે અંતઃપુરમાં પ્રવેશ કરીને સુમંત્રને આજ્ઞા આપી કે "શ્રી રામને પુનઃ અહીં લઇ આવો."

प्रतिगृह्य स तद्वाक्यं सूतः पुनरुपाययौ ।
रामस्य भवनं शीघ्रं राममानयितुं पुनः ॥ २ ॥



સારથિ સુમંત્ર મહારાજાની આજ્ઞા માથે ચડાવીને શ્રીરામને ફરી બોલાવી લાવવા માટે જલદી રામના ભવનમાં ગયો.

द्वाःस्थैरावेदितं तस्य रामायागमनं पुनः ।
श्रुत्वैव चापि रामस्तं प्राप्तं शङ्कान्वितोऽभवत् ॥ ३ ॥

જ્યારે દ્વારપાળોએ સારથિના પુનઃ આગમનની સૂચના આપી ત્યારે સારથિના ફરીવાર આવવાની વાત સાંભળીને રામને શંકા થઇ.

प्रवेश्य चैनं त्वरितो रामो वचनमब्रवीत् ।
यदागमनकृत्यं ते भूयस्तद्ब्रूह्यशेषतः ॥ ४ ॥

તે સારથિને જલદી અંદર બોલાવીને શ્રીરામે કહ્યું "તમારા ફરીવાર આવવાનું જે પ્રયોજન છે તે કહો."

तमुवाच ततः सूतो राजा त्वां द्रष्टुमिच्छति ।
श्रुत्वा प्रमाणमत्र त्वं गमनायेतराय वा ॥ ५ ॥

સુમંત્રે કહ્યું - "મહારાજ તમને મળવા માગે છે (આજ્ઞા સાંભળ્યા પછી) આપને જેમ ઉચિત લાગે તેમ કરજો. જવા ન જવામાં આપ સ્વતંત્ર છો."

इति सूतवचः श्रुत्वा रामोऽथ त्वरयान्वितः ।
प्रययौ राजभवनं पुनर्द्रष्टुं नरेश्वरम् ॥ ६ ॥

સારથિનાં વચનો સાંભળીને શ્રીરામ ઝડપભેર મહારાજને ફરી મળવા માટે રાજભવનમાં ગયા.

तं श्रुत्वा समनुप्राप्तं रामं दशरथो नृपः ।
प्रवेशयामास गृहं विवक्षुः प्रियमुत्तमम् ॥ ७ ॥



શ્રીરામને આવી ગયેલા સાંભળીને ઉત્તમ અને પ્રિય વાત કહેવાની ઇચ્છાથી મહારાજ દશરથ એમને પોતાનાં અંગત ગૃહમાં લઇ ગયા.

प्रदिश्य चास्मै रुचिरमासनं पुनरब्रवीत् ।
राम वृद्धोऽस्मि दीर्घायुर्भुक्ता भोगा मयेप्सिताः ।
अन्नवद्भिः क्रतुशतैस्तथेष्टं भूरिदक्षिणैः ॥ ८ ॥

શ્રીરામને સુંદર આસન પર બેસવાનો સંકેત કરીને તેઓ બોલ્યા. - "હે રામ ! હવે હું ઘરડો થઇ ગયો છું. ઘણા દિવસો રાજ્ય કરીને મેં મનગમતાં સુખો ભોગવ્યાં તથા અન્નદાનપૂર્વક પુષ્કળ દક્ષિણા આપીને સેંકડો યજ્ઞો પણ કરી ચૂકયો છું."

न किञ्चिन्मम कर्तव्यं तवान्यत्राभिषेचनात् ।
यतो यत्त्वामहं ब्रूयां तन्मे त्वं कर्तुमर्हसि ॥ ९ ॥

"તારા અભિષેક ઉપરાંતનું કોઇ કાર્ય મારે કરવાનું શેષ રહેતું નથી. એટલે હવે હું તને જે કંઇ કહું બસ એ પ્રમાણે જ કરજે."

अद्य प्रकृतयः सर्वास्त्वामिच्छन्ति नराधिपम् ।
अतस्त्वां युवराजानमभिषेक्ष्यामि पुत्रक ॥ १० ॥

"આ સમયે સમસ્ત પ્રજાઓ તને રાજા બનાવવા માગે છે. એટલે હે વત્સ ! હું તારો યુવરાજ પદ પર અભિષેક કરું છું."

अपि चाद्याशुभान् राम स्वप्ने पश्यामि दारुणान् ।
सनिर्घाता महोल्काश्च पतिता हि महास्वनाः ॥ ११ ॥



"(કિંતુ મને આ ઇચ્છા પૂરી થવામાં વિઘ્ન પડતાં દેખાઇ રહ્યાં છે, કેમકે) હે રામ ! આજકાલ રાત્રિમાં મને ભયંકર અને અશુભ સ્વપ્નો દેખાઇ રહ્યાં છે. સ્વપ્નમાં મને આકાશમાંથી ભયંકર અવાજ સાથે ઉલ્કાપાત થઇ રહેલા દેખાઇ રહ્યા છે."

प्रायेण हि निमित्तानामीदृशानां समुद्भवे ।
राजा हि मृत्युमाप्नोति घोरां वाऽऽपदमृच्छति ॥ १२ ॥

"આવાં પ્રકારનાં નિમિત્તોના ઉપસ્થિત થવાથી ઘણું કરીને રાજાનું મૃત્યુ થઇ જાય છે અથવા તેના ઉપર કોઇ ભારી આપદા આવી પડે છે."

तद्यावदेव मे चेतो न विमुञ्चति राघव ।
तावदेवाभिषिञ्चस्व चला हि प्राणिनां मतिः ॥ १३ ॥

"એટલે હે રાઘવ ! જ્યાં સુધી મારું ચિત્ત ઠીક છે, હું સાન-ભાનમાં છું, ત્યાં સુધીમાં તારો અભિષેક કરાવી લે, કેમકે માણસની મતિનો કોઇ ભરોસો નથી."

तत्र पुष्येऽभिषिञ्चस्व मनस्त्वरयतीव माम् ।
श्वस्त्वाऽहमभिषेक्ष्यामि यौवराज्ये परन्तप ॥ १४ ॥

"હે શત્રુનાશક ! કાલે પુષ્ય નક્ષત્રમાં જ તું તારો અભિષેક કરાવી લે. મારું મન મને ઉતાવળ કરવાની પ્રેરણા આપી રહ્યું છે. એટલે કાલે જ તારો અભિષેક થઇ જાય."

तस्मात्त्वयाद्यप्रभृति निशेयं नियतात्मना ।
सह वध्वोपवस्तव्या दर्भप्रस्तरशायिना ॥ १५ ॥



"એટલા માટે આજથી જ તું અને તારી પત્ની નિયમ અનુસાર વ્રત-ઉપવાસ કરીને પત્થરની ચોકડી પર દર્ભ પાથરીને શયન કરજો."

सुहृदश्चाप्रमत्तास्त्वां रक्षन्त्वद्य समन्ततः ।
भवन्ति बहुविघ्नानि कार्याण्येवंविधानि हि ॥ १६ ॥

"તારા મિત્રો સાવધાન રહીને ચારેય બાજુથી તારી રક્ષા કરે, કેમકે આ જાતનાં કાર્યોમાં અનેક વિઘ્નોની સંભાવના હોય છે."

विप्रोषितश्च भरतो यावदेव पुरादितः ।
तावदेवाभिषेकस्ते प्राप्तकालो मतो मम ॥ १७ ॥

જ્યાં સુધી ભરત પોતાના મામાના ઘરે છે, ત્યાં સુધી તારા રાજ્યાભિષેકનો ઉપયુકત સમય છે એવો મારો મત છે.

**ટિપ્પણી :** ✷ *મહારાજા દશરથની સાથે કૈકેયીનો વિવાહ એ શરતે થયો હતો કે કૈકેયીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થાય તે જ રાજગાદીનો અધિકારી થાય. એ વખતે કોઇ રાણીને કંઇ સંતાન હતું નહિ. એટલે દશરથે એ શરતનો સ્વીકાર કરી લીધો. હવે તો કૌસલ્યાના ગર્ભથી ઉત્પન્ન રામ જયેષ્ઠ રાજકુમાર છે. કયાંક કૈકેયી એ વાતને યાદ કરીને ભરતને ઉશ્કેરી ન મૂકે, આવી આશંકાથી તેમણે કહ્યું કે "જ્યાં સુધી ભરત એના નાનાના ઘરે છે, ત્યાં સુધીમાં તારો રાજ્યાભિષેક થઇ જવો જોઇએ."*

कामं खलु सतां वृत्ते भ्राता ते भरतः स्थितः ।
ज्येष्ठानुवर्ती धर्मात्मा सानुक्रोशो जितेन्द्रियः ॥ १८ ॥
किन्तु चितं मनुष्याणामनित्यमिति मे मतिः ।
सतां तु धर्मनित्यानां कृतशोभि च राघव ॥ १९ ॥



"જો કે તારો ભાઇ સજ્જન છે, મોટાભાઇના કહ્યા પ્રમાણે ચાલનારો છે, ધર્માત્મા, દયાળુ અને જિતેન્દ્રિય છે, પરંતુ માણસોનું મન ચંચળ હોય છે. વળી ધાર્મિક અને સાધુ-પુરુષોનું મન પણ ચલાયમાન થઇ જતું હોય છે."

इत्युक्तः सोऽभ्यनुज्ञातः श्वोभाविन्यभिषेचने ।
व्रजेति रामः पितरमभिवाद्याभ्ययाद् गृहम् ॥ २० ॥

"હે વત્સ ! કાલે થનારા તારા અભિષેકનું સ્મરણ રાખ. હવે તું તારા ઘરે જા. પિતાની આજ્ઞા લઇને, પિતાજીને અભિવાદન કરીને, રામ પોતાના ઘરે જતા રહ્યા.

**ટિપ્પણી :** ✵ *આ વાતો છાની હતી, એટલે કે સૌની સામે કહેવા જોગ ન હતી. એટલા માટે દશરથે રામને બીજીવાર બોલાવ્યા હતા અને એને પોતાના અંગત ગૃહમાં લઇ જઇને આ વાતો કહેલી હતી.*

प्रविश्य चात्मनो वेश्म राज्ञोद्दिष्टेऽभिषेचने ।
तत्क्षणेन च निष्क्रम्य मातुरन्तःपुरं ययौ ॥ २१ ॥

રાજા દશરથે અભિષેકની આજ્ઞા કર્યા પછી શ્રીરામ પોતાના ભવનમાં ગયા. પછી ત્યાંથી તેઓ તરત પોતાની માતાના ભવનમાં ચાલ્યા ગયા.

तत्र तां प्रवणामेव मातरं क्षौमवासिनीम् ।
वाग्यतां देवतागारे ददर्शायाचतीं श्रियम् ॥ २२ ॥

ત્યાં જઇને તેમણે જોયું કે માતા કૌસલ્યા રેશમી સાડી પહેરીને, ઉપાસના ખંડમાં બેઠી છે અને મૌન વ્રત ધારણ કરીને પ્રાણીમાત્રના મંગળની કામના કરી રહી છે.

प्रागेव चागता तत्र सुमित्रा लक्ष्मणस्तथा ।
सीता चानायिता श्रुत्वा प्रियं रामाभिषेचनम् ॥ २३ ॥



સુમિત્રા અને લક્ષ્મણ તો ત્યાં પહેલાંથી જ પહોંચી ગયા હતાં. કૌસલ્યાએ રામના અભિષેકની પ્રિય વાતો સાંભળીને સીતાને પણ ત્યાં જ બોલાવી લીધા હતાં.

तथा सनियमामेव सोऽभिगम्याभिवाद्य च ।
उवाच वचनं रामो हर्षयंस्तामिदं तदा ॥ २४ ॥

એ જ વેળાએ શ્રીરામ પણ ત્યાં પહોંચ્યા. તેઓ માતાને પ્રણામ કરીને અને એમને ખુશ કરતા રહીને કહેવા લાગ્યા.

अम्ब पित्रा नियुक्तोऽस्मि प्रजापालनकर्मणि ।
भविता श्वोऽभिषेकोऽयं यथा मे शासनं पितुः ॥ २५ ॥

"હે માતા ! પિતાજીએ મને પ્રજા-પાલન કરવાની આજ્ઞા આપી છે, એટલે મારે કાલે જ પિતાજીની આજ્ઞાથી રાજભાર ગ્રહણ કરવાનો રહેશે.'

एतत् श्रुत्वा तु कौसल्या चिरकालाभिकाङ्क्षितम् ।
हर्षबाष्पाकुलं वाक्यमिदं राममभाषत ॥ २६ ॥

લાંબા સમયથી રામના રાજ્યાભિષેક પ્રતીક્ષા કરનારી કૌસલ્યા આ સાંભળીને આંખમાં આનંદના આંસુ લાવીને શ્રીરામને કહેવા લાગી.

वत्स राम चिरंजीव हतास्ते परिपन्थिनः ।
ज्ञातीन्मे त्वं श्रिया युक्तः सुमित्रायाश्च नन्दय ॥ २७ ॥

"હે રામ ! તું ચિરંજીવી થા. તારા શત્રુઓનો નાશ થાઓ, રાજલક્ષ્મી પ્રાપ્ત કરીને તું મારા અને સુમિત્રાના સગાં-સંબંધીઓને આનંદિત કર."



इत्येवमुक्तो मात्रेदं रामो भ्रातरमब्रवीत् ।
प्राञ्जलिं प्रह्वमासीनमभिवीक्ष्य स्मयन्निव ॥ २८ ॥

માતાજીની આ વાતો સાંભળીને, હાથ જોડીને વિનમ્ર ભાવે બેઠેલા પોતાના નાના ભાઇ લક્ષ્મણની સામે જોઇને, સ્મિત કરીને શ્રીરામ બોલ્યા.

लक्ष्मणेमां मया सार्धं प्रशाधि त्वं वसुन्धराम् ।
द्वितीयं मेऽन्तरात्मानं त्वामियं श्रीरुपस्थिता ॥ २९ ॥

“હે લક્ષ્મણ ! તમે મારી સાથે આ પૃથ્વીનું શાસન કરો. તમે મારા બીજા આત્મા સમાન છો, એથી જ તો આ લક્ષ્મી તમને પ્રાપ્ત થઇ છે.”

सौमित्रे भुङ्क्ष्व भोगांस्त्वमिष्टान् राज्यफलानि च ।
जीवितं च हि राज्यं च त्वदर्थमभिकामये ॥ ३० ॥

“હે લક્ષ્મણ ! તમે ઇચ્છેલા ભોગો અને રાજ્યફળને ભોગવો. મારું જીવન અને રાજ્ય સર્વ કંઇ તમારા માટે જ છે.”

इत्युक्त्वा लक्ष्मणं रामो मातरावभिवाद्य च ।
अभ्यनुज्ञाप्य सीतां च जगाम स्वं निवेशनम् ॥ ३१ ॥

લક્ષ્મણજીને આવું કહીને અને બન્ને માતાઓને પ્રણામ કરીને તથા સીતાજીના જવાના વિષયમાં અનુજ્ઞા લઇને શ્રી રામ પોતાનાં નિવાસ-સ્થાન તરફ જતા રહ્યા.

## ૫ (પાંચમો) સર્ગ યૌવરાજ્યના અભિષેક સંબંધી વ્રતનું અનુષ્ઠાન



संदिश्य रामं नृपतिः श्वोभाविन्यभिषेचने ।
पुरोहितं समाहूय वसिष्ठमिदमब्रवीत् ॥ १ ॥

કાલે થનારા અભિષેકના વિષયમાં રામને સૂચના આપીને, પુરોહિત વસિષ્ઠને બોલાવીને મહારાજા દશરથે તેમને કહ્યું.

गच्छोपवासं काकुत्स्थं कारयाद्य तपोधन ।
श्रीयशोराज्यलाभाय वध्वा सह यतव्रतम् ॥ २ ॥

“હે તપોધન ! રામની પાસે જાઓ અને કલ્યાણ, યશ અને રાજ્યની પ્રાપ્તિ માટે એને એની પત્ની સહિત ઉપવાસ (તથા નિયમાનુસાર વ્રત) કરાવો.”

तथेति स च राजानमुक्त्वा वेदविदांवरः ।
स्वयं वसिष्ठो भगवान् ययौ रामनिवेशनम् ॥ ३ ॥

વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ ભગવાન્ વસિષ્ઠ “બહુ જ સારું” કહીને જાતે શ્રીરામના નિવાસ-સ્થાન પર ગયા.

स रामभवनं प्राप्य पाण्डुराभ्रघनप्रभम् ।
प्रियार्हं हर्षयन् राममित्युवाच पुरोहितः ॥ ४ ॥

સફેદ વાદળોના સમાન શ્વેતરંગવાળા ભવનમાં પહોંચીને, શ્રીરામને હર્ષિત કરતા રહીને મહર્ષિ વસિષ્ઠ (પુરોહિત) બોલ્યા.

प्रसन्नस्ते पिता राम यौवराज्यमवाप्स्यसि ।
उपवासं भवानद्य करोतु सह सीतया ॥ ५ ॥

“હે રામ ! તમારા પિતાજી તમારા પર પ્રસન્ન છે. કાલે તમારો રાજ્યાભિષેક થશે. એટલે આજે તમે અને સીતા ઉપવાસ કરજો.”



इत्युक्त्वा स तदा राममुपवासं यतव्रतम् ।
मन्त्रवित् कारयामास वैदेह्या सहितं मुनिः ॥ ६ ॥

આમ કહીને વેદમંત્રોના જ્ઞાતા મુનિવર વસિષ્ઠે સીતા સહિત શ્રીરામને તે રાતે નિયમ પ્રમાણે વ્રત અને ઉપવાસ કરાવ્યા.

ततो यथावद्रामेण स राज्ञो गुरुरर्चितः ।
अभ्यनुज्ञाप्य काकुत्स्थं ययौ रामनिवेशनात् ॥ ७ ॥

ત્યારપછી રાજગુરુ વસિષ્ઠ રામ દ્વારા સારી રીતે સંમાનિત તથા સત્કૃત થઇને (રામના ભવનમાંથી) પોતાના નિવાસ સ્થાને જતા રહ્યા.

गते पुरोहिते रामः स्नातो नियतमानसः ।
सह पत्न्या विशालाक्ष्या नारायणमुपागमत् ॥ ८ ॥

પુરોહિત વસિષ્ઠજી જતા રહ્યાં પછી, શ્રીરામ અને વિશાલ નેત્રોવાળી સીતા બન્નેએ સ્નાન કર્યું અને બેઉ શુદ્ધ મનથી એકાગ્રચિત્ત થઇને પરમ પિતા પરમાત્માની ઉપાસનામાં લાગી ગયા.

एकयामावशिष्टायां रात्र्यां प्रतिविबुध्य सः ।
पूर्वां सन्ध्यामुपासीनो जजाप यतमानसः ॥ ९ ॥

જ્યારે એક પહોર રાત્રિ શેષ રહી ત્યારે તેઓ ઉઠયા અને પ્રાતઃ કાલીન સંધ્યા-ઉપાસના કરીને એકાગ્રચિત્ત થઇને, ગાયત્રીનો જપ કરવા લાગ્યા.

ततः पौरजनः सर्वः श्रुत्वा रामाभिषेचनम् ।
प्रभातां रजनीं दृष्ट्वा चक्रे शोभयितुं पुरीम् ॥ १० ॥



પ્રાતઃકાળ થતાં જ શ્રીરામના રાજ્યાભિષેકની વાત સાંભળીને, નગરવાસીઓ શહેરને શણગારવા લાગ્યા.

कृतपुष्पोपहारश्च धूपगन्धाधिवासितः ।
राजमार्गः कृतः श्रीमान् पौरै रामाभिषेचने ॥ ११ ॥

શ્રીરામના અભિષેકના ઉપલક્ષમાં નગરજનોએ રાજમાર્ગને ફૂલહારોથી સુશોભિત અને ધૂપની સુગંધથી સુવાસિત કર્યો.

सभासु चैव सर्वासु वृक्षेष्वालक्षितेषु च ।
ध्वजाः समुच्छ्रिताश्चित्राः पताकाश्चाभवंस्तदा ॥ १२ ॥

બધાં જ સભા-ભવનો ઉપર અને ઊંચા ઊંચા વૃક્ષો પર રંગ-બેરંગી ધજાઓ અને પતાકાઓ ફરકાવવામાં આવી.

अलंकारं पुरस्यैवं कृत्वा तत्पुरवासिनः ।
आकाङ्क्षमाणा रामस्य यौवराज्याभिषेचनम् ॥ १३ ॥

આ પ્રકારે નગરને શણગારી પુરવાસી લોકો શ્રીરામનો યુવરાજ પદ પર અભિષેક થવાની પ્રતીક્ષા કરવા લાગ્યા.

## ૬ (છઠ્ઠો) સર્ગ મંથરાની બળતરા

ज्ञातिदासी यतो जाता कैकेय्यास्तु सहोषिता ।
प्रासादं चन्द्रसङ्काशमारुरोह यदृच्छया ॥ १ ॥

રાણી કૈકેયીની એક કુળદાસી હતી. એ પિયરમાંથી જ એની સાથે આવેલી હતી અને સદા એની જ સાથે રહેતી હતી. એનું નામ મંથરા હતું. જે દિવસે રામના રાજ્યાભિષેકની જાહેરાત થઇ તે દિવસે સાંજના સમયે તે અચાનક ચંદ્રમાના સમાન શ્વેત સુંદર રાજમહેલ ઉપર ચઢી.



सिक्तराजपथां रम्यां प्रकीर्णकुसुमोत्कराम् ।
अयोध्यां मन्थरा तस्मात्प्रासादादन्ववैक्षत ॥ २ ॥

તે મહેલ ઉપરથી મંથરાએ જોયું કે અયોધ્યાની સડકો ઉપર પાણીનો છંટકાવ કરવામાં આવ્યો છે અને સ્થાન સ્થાન પર પુષ્પોની માળાઓ લટકી રહી છે.

संप्रहृष्टजनाकीर्णां ब्रह्मघोषाभिनादिताम् ।
प्रहृष्टवरहस्त्यश्वां संप्रणर्दितगोवृषाम् ॥ ३ ॥

(તેણે જોયું કે) સર્વે લોકો ઉત્સવમાં મસ્ત છે, ચારેય બાજુએ વેદધ્વનિ થઇ રહેલ છે. હાથી, ઘોડા, ગાયો-બળદો પણ હરખમાં આનંદ માણી રહ્યા છે, તો પછી મનુષ્યોનું તો કહેવું જ શું ?

प्रहृष्टमुदितैः पौरैरुच्छ्रितध्वजमालिनीम् ।
अयोध्यां मन्थरा दृष्ट्वा परं विस्मयमागता ॥ ४ ॥

અયોધ્યાવાસીઓ આનંદ મગ્ન થઇને ફરી રહ્યા છે. મોટી મોટી ધજાઓ ફરકી રહી છે. માળાઓ બાંધવામાં આવેલી છે. આ પ્રકારની (શણગારેલી) અયોધ્યા-પુરીને જોઇને મંથરા બહુ આશ્ચર્ય-ચકિત થઇ ગઇ.

प्रहर्षोत्फुल्लनयनां पाण्डुरक्षौमवासिनीम् ।
अविदूरे स्थितां दृष्ट्वा धात्रीं पप्रच्छ मन्थरा ॥ ५ ॥

હરખથી પ્રફુલ્લ આંખોવાળી, સફેદ રેશમી વસ્ત્રો પહેરેલી, પાસે ઊભેલી આયાને પૂછ્યું.

उत्तमेनाभिसंयुक्ता हर्षेणार्थपरा सती ।
राममाता धनं किं नु जनेभ्यः सम्प्रयच्छति ॥ ६ ॥



"આજે હર્ષ-વિભોર રામની માતા સતી કૌસલ્યા કયા પ્રયોજનથી પ્રેરિત થઇને મનુષ્યોને ધન વહેંચી રહી છે ?"

अतिमात्रप्रहर्षोऽयं किं जनस्य च शंस मे ।
कारयिष्यति किं वापि संप्रहृष्टो महीपतिः ॥ ७ ॥

'અયોધ્યાવાસીઓ અત્યંત આનંદમાં આવી ગયા છે તેનું કારણ શું છે ? મહારાજા દશરથ પણ અત્યંત પ્રસન્ન છે. તો શું તેઓ કોઇ અનુપમ કાર્ય કરવાના છે ? આ બધું તું મને બતાવ."

विदीर्यमाणा हर्षेण धात्री तु परयामुदा ।
आचचक्षेऽथ कुब्जायै भूयसीं राघवश्रियम् ॥ ८ ॥

આ પ્રમાણે જ્યારે મંથરાએ પૂછ્યું ત્યારે હર્ષથી પ્રફુલ્લિત તે ધાત્રીએ રામને પ્રાપ્ત થનારી રાજ્યલક્ષ્મીનો વૃત્તાન્ત તે કુબ્જાને કહી સંભળાવ્યો.

श्वः पुष्येण जितक्रोधं यौवराज्येन राघवम् ।
राजा दशरथो राज्यमभिषेचयितानघम् ॥ ९ ॥

તેણે કહ્યું કે- "કાલે પ્રાતઃકાળ થતાં જ પુષ્ય નક્ષત્રમાં મહારાજા દશરથ ક્રોધને જીતનારા નિષ્પાપ શ્રીરામને યુવરાજ પદ પર અભિષિક્ત કરશે.

धात्र्यास्तु वचनं श्रुत्वा कुब्जा क्षिप्रममर्षिता ।
कैलासशिखराकारात्प्रासादादवरोहत ॥ १० ॥

ધાત્રીનાં વચન સાંભળીને કુબડી મંથરા ઈર્ષ્યાભરી, કૈલાસ પર્વતના શિખર સમાન ઊંચા મહેલથી (નીચે) ઊતરી.



सा दह्यमाना कोपेन मन्थरा पापदर्शिनी ।
शयानामेत्य कैकेयीमिदं वचनमब्रवीत् ॥ ११ ॥

ક્રોધથી બળ્યા કરતી, સત્કાર્યમાં પાપને જ દેખનારી તે મંથરા શયનાગારમાં જઇને સૂતેલી કૈકેયીને જગાડીને કહેવા લાગી.

उत्तिष्ठ मूढे किं शेषे भयं त्वामभिवर्तते ।
उपप्लुतमघौघेन किमात्मानं न बुध्यसे ॥ १२ ॥

"હે મૂઢ ! ઊઠ ! પડી પડી ઊંઘ્યા શું કરે છે ? તારા માથે તો દુઃખનો મોટો ડુંગર તોળાઇ રહ્યો છે ! તું તારા દુઃખને પણ નથી સમજતી ?"

अक्षय्यं सुमहद्देवि प्रवृतं त्वद्विनाशनम् ।
रामं दशरथो राजा यौवराज्येऽभिषेक्ष्यति ॥ १३ ॥

"હે દેવી ! હવે તારા સર્વ નાશનો સમય આવી પહોંચ્યો છે, કેમકે રાજા દશરથ શ્રીરામને યુવરાજ બનાવવા માગે છે."

उपवाह्य स दुष्टात्मा भरतं तव बन्धुषु ।
काल्ये स्थापयिता रामं राज्ये निहतकण्टके ॥ १४ ॥

"એ દુષ્ટાત્મા દશરથે ભરતને તો તારા માતા-પિતાના ઘરે મોકલી દીધો છે. હવે તે કાલે સવારમાં જ નિષ્કંટક રાજ્ય ઉપર રામનો અભિષેક કરવા માગે છે."

मन्थराया वचः श्रुत्वा शयनात्सा शुभानना ।
उत्तस्थौ हर्षसम्पूर्णा चन्द्रलेखेव शारदी ॥ १५ ॥



મંથરાનાં વચનો સાંભળીને હર્ષથી ભરેલી શરદ ઋતુની ચંદ્રલેખા જેવી, સુંદર મુખવાળી કૈકેયી પથારીમાંથી ઊભી થઇ ગઇ.

अतीव सा तु संहृष्टां कैकेयी विस्मयान्विता ।
एकमाभरणं तस्यै कुब्जायै प्रददौ शुभम् ॥ १६ ॥

અત્યંત હરખાએલી અને આશ્ચર્યથી ચકિત થયેલી કૈકેયીએ પોતાનું એક બહુમૂલ્ય (ઘરેણું) આભૂષણ તે કુબ્જાને આપ્યું.

दत्त्वा त्वाभरणं तस्यै कुब्जायै प्रमदोत्तमा ।
कैकेयी मन्थरां दृष्ट्वा पुनरेवाब्रवीदिदम् ॥ १७ ॥

નારી શ્રેષ્ઠ કૈકેયી મંથરાને પોતાનું આભૂષણ આપીને, તેની તરફ જોઇને બોલી.

इदं तु मन्थरे मह्यमाख्यासि परमं प्रियम् ।
एतन्मे प्रियमाख्यातं भूयः किं वा करोमि ते ॥ १८ ॥

"હે મંથરા ! આ તેં મને પરમ પ્રિય વાત કહી છે. આ સુખદ વધામણાં સાંભળ્યા બદલ હું તને બીજો શો ઉપહાર આપું ?"

रामे वा भरते वाऽहं विशेषं नोपलक्षये ।
तस्मात्तुष्टाऽस्मि यद्राजा रामं राज्येऽभिषेक्ष्यति ॥ १९ ॥

"રામ અને ભરતમાં હું કોઇ વિશેષ ભેદ જોતી નથી. એટલે મહારાજ જો રામને રાજ્ય આપે છે, તો મને એમના આ કાર્યથી સંતોષ છે."



## ૭ (સાતમો) સર્ગ મંથરા-કૈકેયી સંવાદ

मन्थरा त्वभ्यसूयैनामुत्सृज्याभरणं च तत् ।
उवाचेदं ततो वाक्यं कोपदुःखसमन्विता ॥ १ ॥

કૈકેયીની વાત સાંભળીને, કૈકેયીએ આપેલા આભૂષણને એક કોર ફેંકી દઇને, તેનો અનાદર કરતી મંથરા ઘણા જ ક્રોધ અને દુઃખની સાથે કહેવા લાગી.

हर्षं किमिदमस्थाने कृतवत्यसि बालिशे ।
शोकसागरमध्यस्थं नात्मानमवबुध्यसे ॥ २ ॥

''ઓ મૂર્ખ ! તું શોક કરવાને સ્થાને હરખ કેમ કરી રહી છે ? શું તને એટલું પણ સૂઝતું નથી કે તું શોકસાગરમાં ડૂબી રહી છે ?''

शोचामि दुर्मतित्वं ते का हि प्राज्ञा प्रहर्षयेत् ।
अरेः सपत्नीपुत्रस्य वृद्धिं मृत्योरिवागताम् ॥ ३ ॥

''મને મારી દુર્બુદ્ધિ પર દયા આવે છે. પોતાના પર મૃત્યુની જેમ આવી પડેલી, શત્રુ જેવા શોકના પુત્રની ઉન્નતિને જોઇને કઇ ડહાપણવાળી મહિલા હરખાઇ જાય ?''

भरतादेव रामस्य राज्यसाधारणाद्भयम् ।
तद्विचिन्त्य विषण्णास्मि भयं भीताद्धि जायते ॥ ४ ॥

''રામચંદ્રના જેટલો જ ભરતનો પણ રાજ્ય પર અધિકાર છે. એટલા માટે રામને ભરતનો ભય છે. એ પણ ઠીક છે, કેમકે ડરેલાનો જ ભય રહેતો હોય છે. એમ જ વિચારીને હું દુઃખી છું. (કેમકે જો રામ રાજા થશે તો ભરતને મરાવી નાખશે.)''



विदुषः क्षत्रचारित्रे प्राज्ञस्य प्राप्तकारिणः ।
भयात्प्रवेपे रामस्य चिन्तयन्ती तवात्मजम् ॥ ५ ॥

''શ્રીરામ રાજનીતિ-વિશારદ છે, તેઓ પરમ ચતુર અને સમય અનુસાર તત્કાળ કાર્ય કરનારા છે. એટલે ભરતને રામ તરફથી ઉપસ્થિત ભયને જોઇને હું ભયથી કંપી રહી છું.''

सुभगा खलु कौसल्या यस्याः पुत्रोऽभिषेक्ष्यते ।
यौवराज्येन महता श्वः पुष्येण द्विजोत्तमैः ॥ ६ ॥

''ખરેખર આ સમયે કૌસલ્યા તો ભાગ્યશાળી છે, જેના દીકરા શ્રીરામનો કાલે સવારમાં પુષ્ય નક્ષત્રમાં બ્રાહ્મણો દ્વારા અભિષેક થશે.''

प्राप्तां सुमहतीं प्रीतिं प्रीतीतां तां हतद्विषम् ।
उपस्थास्यसि कौसल्यां दासीव त्वं कृताञ्जलिः ॥ ७ ॥

''જે સંપૂર્ણ પૃથ્વીની સ્વામિની થશે, (મહતી) પ્રીતિને પ્રાપ્ત થશે, જેના શત્રુઓ નાશ પામશે તે કૌસલ્યાની સામે તારે દાસીની જેમ હાથ જોડીને ઊભા રહેવાનું થશે.''

एवं चेत्त्वं सहास्माभिस्तस्याः प्रेष्या भविष्यसि ।
पुत्रश्च तव रामस्य प्रेष्यभावं गमिष्यति ॥ ८ ॥

''આ પ્રકારે અમારી સાથે તારે પણ કૌસલ્યાની દાસી બનીને રહેવું પડશે અને તારો પુત્ર ભરત રામનો દાસ બની જશે.''



तां दृष्ट्वा परमप्रीतां ब्रुवन्तीं मन्थरां ततः ।
रामस्यैव गुणान्देवी कैकेयी प्रशशंस ह ॥ ९ ॥

આવી રીતે રાજીખુશીથી રામની નિંદા કરી રહેલી મંથરાને જોઈને કૈકેયી શ્રીરામના ગુણોનું વર્ણન કરતી રહીને (મંથરાને) કહેવા લાગી.

धर्मज्ञो गुणवान् दान्तः कृतज्ञः सत्यवाक्शुचिः ।
रामो राज्ञः सुतो ज्येष्ठो यौवराज्यमतोऽर्हति ॥ १० ॥

"શ્રીરામ ધર્મજ્ઞ, ગુણવાન, જિતેન્દ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી, પવિત્ર અને મહારાજના જ્યેષ્ઠ પુત્ર છે. એથી જ તો તેઓ બધા જ પ્રકારે રાજ્ય પ્રાપ્તિ માટે યોગ્ય છે."

यथा मे भरतो मान्यस्तथा भूयोऽपि राघवः ।
कौसल्यातोऽतिरिक्तं च सोऽनुशुश्रुते हि माम् ॥ ११ ॥

"મને જેવો ભરત પ્રિય છે, તેવો જ તથા તેનાથી પણ અધિક રામ પ્રિય છે, કેમકે રામ કૌસલ્યાની સેવાથી પણ મારી સેવા અધિક કરે છે."

राज्यं यदि हि रामस्य भरतस्यापि तत्तथा ।
मन्यते हि यथात्मानं तथा भ्रातृंस्तु राघवः ॥ १२ ॥

"શ્રીરામને જે રાજ્ય મળશે તે રાજ્ય ભરતનું જ છે, કેમકે શ્રીરામ પોતાના ભાઈઓને પણ પોતાના સમાન જ માને છે."

कैकेय्या वचनं श्रुत्वा मन्थरा भृशदुःखिता ।
दीर्घमुष्णं विनिःश्वस्य कैकेयीमिदमब्रवीत् ॥ १३ ॥



કૈકેયીની વાતો સાંભળીને મંથરા બહુ જ દુઃખી થઈ, અને લાંબા નિસાસો નાખીને બોલી.

अनर्थदर्शिनी मौर्ख्यान्नात्मानमवबुध्यसे ।
शोकव्यसनविस्तीर्णे मज्जन्ती दुःखसागरे ॥ १४ ॥

"અનર્થને અર્થ સમજનારી અરે ! ઓ ! મૂર્ખી ! શોકના મહાસાગરમાં ડૂબી રહી છે છતાં તું તને પોતાને નથી સમજતી ?"

भविता राघवो राजा राघवस्यानु यः सुतः ।
राजवंशात्तु भरतः कैकेयि परिहास्यते ॥ १५ ॥

"જો શ્રીરામ રાજા બનશે તો તેના પછી તેમનો પુત્ર રાજા થશે. આ રીતે ભરત તો રાજ્યથી ભ્રષ્ટ જ થઈ જવાનો છે."

ध्रुवं तु भरतं रामः प्राप्य राज्यमकण्टकम् ।
देशान्तरं वा नयिता लोकान्तरमथापि वा ॥ १६ ॥

"હું નિશ્ચયપૂર્વક કહું છું કે નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કરીને રામ ભરતને કાં તો દેશનિકાલ કરશે, અથવા તો તેને જાનથી મરાવી નાખશે."

गोप्ता हि रामं सौमित्रिर्लक्ष्मणं चापि राघवः ।
अश्विनोरिव सौभ्रात्रं तयोर्लोकेषु विश्रुतम् ॥ १७ ॥

"લક્ષ્મણજી રામની રક્ષા કરશે અને રામ લક્ષ્મણની. એ બન્નેનું ભ્રાતૃત્વ અશ્વિનીકુમારોના જેવું પ્રસિદ્ધ છે."



तस्मान्न लक्ष्मणे रामः पापं किञ्चित्करिष्यति ।
रामस्तु भरते पापं कुर्यादिति न संशयः ॥ १८ ॥

"એટલે શ્રીરામ લક્ષ્મણનું જરાપણ અનિષ્ટ નહીં કરે, પરંતુ ભરતનું અનિષ્ટ કરવાનું તે કદી પણ નહીં ચૂકે, આમાં કંઈપણ સંદેહ નથી જ."

तस्माद्राजगृहाद्देवि वनं गच्छतु ते सुतः ।
एतद्धि रोचते मह्यं भृशं चापि हितं तव ॥ १९ ॥

"(હે દેવી !) એટલા માટે ભરત (રાજગૃહમાંથી) મોસાળમાંથી જ ભાગી જઈને વનમાં ચાલ્યો જાય. (એજ મને ગમશે.) એમાં જ તારું પૂરેપૂરું હિત છે. (કારણ કે માર્યા જવા કરતાં તો વનમાં રહેવું ઉત્તમ છે. જો જીવતા રહ્યા તો કોઈ વાર સારા દિવસો આવવાના જ.)

दर्पान्निराकृता पूर्वं त्वया सौभाग्यवत्तया ।
राममाता सपत्नी ते कथं वैरं न यातयेत् ॥ २० ॥

તેં તારા સૌભાગ્યના મદમાં આવી જઈને કૌસલ્યાની સાથે જે ખરાબ વ્યવહાર કરેલો છે, શું કૌસલ્યા એ બધાનો બદલો તારાથી નહીં લે?

**ટિપ્પણી :** ✷ કૈકેયી અને મંથરાના સંવાદનું જે આલેખન મૈથિલીશરણ ગુપ્તે કર્યું છે તે પણ અતીવ મનોહારી છે. અહીંયા એને ઉદ્ધૃત કરવાનો લોભ અમે જતો કરી શકીએ તેમ નથી. લો, વાંચો,

'मन्थरा बोली निस्संकोच'
'आप को भी तो है कुछ सोच'
हँसी रानी सुन कर यह बात,
उठी अनुपम आभा अवदात ।
"सोच है मुझ को निस्संदेह,
भरत जो है मामा के गेह ।
सफल करके निज निर्मल दृष्टि,
देख वह सका न यह सुख-सृष्टि !"
ठोक कर अपना क्रूर कपाल,
जताकर यही कि फूटा भाल,
किंकरी ने तब कहा तुरन्त-
"हो गया भोलेपन का अन्त ।
सरलता भी ऐसी है व्यर्थ,
समज जो सके न अर्थानर्थ ।
भरत को करके घर से त्याज्य,
राम को देते हैं नृप राज्य ।
भरत से सुत पर भी संदेह,
बुलाया तक न उन्हें जो गेह ।"
कहा कैकेयी ने सक्रोध,
"दूर हो दूर अभी निर्बोध !
सामने से हट अधिक न बोल,
द्विजिह्वे ! रस में विष न घोल ।"

મંથરા બોલી નિઃસંકોચ -
"આપને તો કંઈ વિચાર છે ?"
આ વાત સાંભળીને રાણી હસી પડી.
એ નિર્મલ ઓજ સાથે ઊભી થઈ.
"મને વિચાર તો નિશ્ચય છે જ, તેમાં શંકાને સ્થાન નથી. ભરત મામાના ઘરે છે. તે આ સુખ-સૃષ્ટિને જોઈને પોતાની નિર્મળ દૃષ્ટિને સફળ કરવાને ભાગ્યશાળી થયો નથી." મંથરાએ પોતાનું ક્રૂરતા ભર્યું કપાળ ઠીક કરીને (માથું ફૂટીને) એમ બતાવ્યું કે નશીબ ફૂટી ગયું છે, આમ નોકરડીએ તરત જ કહી દીધું કે "ભોળપણની પણ હદ આવી ગઈ છે. સરળતા પણ આવી જ નકામી જાય છે. તમે અર્થને કે અનર્થનેજ સમજી શકતા નથી. રાજા દશરથ ભરતને ઘર છોડાવીને (તેની ગેરહાજરીમાં) રામને રાજ્ય આપી દે છે. ભરત જેવા ડાહ્યા દીકરા ઉપર પણ એને સંદેહ છે કે એને ઘરે પણ બોલાવી ન લીધો." કૈકેયીએ ગુસ્સે થઈને કહ્યું. "અરે ! અક્કલ વગરની દૂર જા, તું અહીંથી જા ! બહુ ઝાઝું ન બોલીશ. નાગિણી ! તું આ મધુર રસમાં ઝેર ન ભેળવીશ"



किया दासी ने उसे प्रणाम,
और वह चली गई अविराम ।
गई दासी, पर उस की बात
दे गई मानो कुछ आघात–
''भरत से सुत पर भी संदेह,
बुलाया तक न उन्हें जो गेह ।''
पवन भी मानो उसी प्रकार,
शून्य में करने लगा पुकार–
''भरत से सुत पर भी संदेह,
बुलाया तक न उन्हें जो गेह !''
गूँजते थे रानी के कान,
तीर सी लगती थी वह तान–
'भरत से सुत पर भी संदेह,
बुलाया तक न उन्हें जो गेह ।''
मूर्ति-सी बनी हुई उस ठौर
खडी रह सकी न अब वह और
गई शयनालय में तत्काल,
गभीरा सरिता-सी थी चाल ।

દાસી (નિરાશ થઈને) નમસ્કાર કરીને, થાકીને, ચાલી ગઈ. કહીને દાસી તો ચાલી ગઈ, પણ એની વાત મનમાં ખટકતી રહી કે ''ભરત જેવા ડાહ્યા દીકરા ઉપર પણ વહેમ કે એને (આ અવસર પર) ઘરે પણ ન બોલાવી લીધો !'' કૈકેયીની સામે જાણે પવન પણ આ શબ્દોને શૂન્યમાં પોકાર કરીને કહી રહ્યો હતો, કે ''ભરત જેવા ભલા દીકરા ઉપર પણ રાજા દશરથને શંકા આવી કે તેને આ પ્રસંગે ઘરે પણ બોલાવી નથી લીધો.'' આ શબ્દો રાણી કૈકેયીના કાનમાં ગૂંજતા હતા અને તીર ની જેમ ખૂંચતા હતાં કે ''ભરત જેવા પુત્ર ઉપર પણ વહેમ રાખીને, રાજા દશરથે રાજ્યાભિષેક વેળાએ તેને ઘરે પણ બોલાવી ન લીધો.'' કૈકેયી મૂર્તિ જેવી જડ બની ગઈ, તે ઊભી પણ રહી ન શકી. તેથી તે જલદી ગંભીર સરિતાની ચાલે ચાલતી ઝટ શયન ખંડમાં જતી રહી.



## ૮ (આઠમો) સર્ગ કૈકેયીનો કોપભવનમાં પ્રવેશ

एवमुक्ता तु कैकेयी क्रोधेन ज्वलितानना ।
दीर्घमुष्णं विनिःश्वस्य मन्थरामिदमब्रवीत् ॥ १ ॥

જ્યારે મંથરાએ કૈકેયીને આ પ્રકારના પાઠ પઢાવ્યા, ત્યારે ક્રોધથી તેનું મુખ લાલઘૂમ થઇ ગયું. તે દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નાખીને બોલી.

अद्य राममितः क्षिप्रं वनं प्रस्थापयाम्यहम् ।
यौवराज्ये च भरतं क्षिप्रमेवाभिषेचये ॥ २ ॥

'હું આજે જ રામને વનમાં મોકલી દઉં છું અને શીઘ્ર જ ભરતનો યુવરાજ પદ પર અભિષેક કરાવું છું.'

इदं त्विदानीं सम्पश्य केनोपायेन मन्थरे ।
भरतः प्राप्नुयाद्राज्यं न तु रामः कथञ्चन ॥ ३ ॥

'હે મંથરા ! આ વેળાએ તું કોઇ એવો ઉપાય ગોતી કાઢ કે જેથી રાજ્ય ભરતને જ મળે, રામને કોઇપણ પ્રકારે ન મળે'.

एवमुक्ता तु सा देव्या मन्थरा पापदर्शिनी ।
रामार्थमुपहिंसन्ती कैकेयीमिदमब्रीवीत् ॥ ४ ॥

ત્યારે કૈકેયીના આમ કહેવાથી પાપિણી મંથરા શ્રીરામનો સર્વ નાશ કરવા માટે કૈકેયીને કહેવા લાગી.

पुरा दैवासुरे युद्धे सह राजर्षिभिः पतिः ।
अगच्छत्त्वामुपादाय देवराजस्य साह्यकृत् ॥ ५ ॥



'એકવાર તારા પતિ બધા રાજર્ષિઓ સહિત ઇન્દ્રને સહાય કરવાર દેવાસુર-સંગ્રામમાં ગયા હતા, ત્યારે પોતાની સાથે તને પણ લઇ ગયા હતા.'

तत्राकरोन्महद्युद्धं राजा दशरथस्तदा ।
असुरैश्च महाबाहुः शस्त्रैश्च शकलीकृतः ॥ ६ ॥

'ત્યાં મહારાજા દશરથે એ અસુરોની સાથે ઘોર યુદ્ધ કર્યું. રાક્ષસોએ પણ (મહાબાહુ) મહારાજના શરીરને ચાળણી જેવું કરી નાખ્યું.

अपवाह्य त्वया देवि संग्रामान्नष्टचेतनः ।
तत्रापि विक्षतः शस्त्रैः पतिस्ते रक्षितस्त्वया ॥ ७ ॥

'જ્યારે મહારાજ મૂર્છિત થઇ ગયા ત્યારે તું તેને રણમેદાનમાંથી બહાર લઇ ગઇ. જ્યારે ત્યાં પણ તેના ઉપર પ્રહાર થવા લાગ્યા ત્યારે તે મહાયત્ને તેનું રક્ષણ કર્યું'.

तुष्टेन तेन दत्तौ ते द्वौ वरौ शुभदर्शने ।
स त्वयोक्तः पतिर्देवि यदेच्छेयं तदा वरौ ॥ ८ ॥
गृह्णीयामिति तत्तेन तथेत्युक्तं महात्मना ।
अनभिज्ञा ह्यहं देवि त्वयैव कथिता पुरा ॥ ९ ॥

''હે શુભદર્શના ! એ વખતે મહારાજ દશરથે પ્રસન્ન થઇને તને બે વરદાન આપ્યાં અને કહ્યું કે જે ઇચ્છા હોય તે તું માંગ. ત્યારે તેં કહ્યું હતું કે, ઠીક ત્યારે, જ્યારે આવશ્યકતા હશે ત્યારે માગી લઇશ.'' હું તો આ બધી વાતોથી અજાણ હતી, પણ ત્યાંથી પાછા આવીને તેં જ આ બધી વાતો મને બતાવી હતી.'

तौ वरौ याच भर्तारं भरतस्याभिषेचनम् ।
प्रव्राजनं च रामस्य त्वं वर्षाणि चतुर्दश ॥ १० ॥



'એ બે વરદાનો પૈકી એકથી તું ભરતનો રાજ્યાભિષેક અને બીજાથી રામનો ચૌદ વર્ષોનો વનવાસ માગી લે.'

चतुर्दश हि वर्षाणि रामे प्रव्राजिते वनम् ।
प्रजाभावगतस्नेहः स्थिरः पुत्रो भविष्यति ॥ ११ ॥

'રામ ચૌદ વર્ષ વનમાં રહેશે, ત્યાં સુધીમાં સર્વે પ્રજાજનોનો પ્રેમ તારો પુત્ર સંપાદન કરી લેશે, એટલે એનું રાજ્ય અટલ (સ્થિર) થઇ જશે.'

क्रोधागारं प्रविश्याद्य क्रुद्धेवाश्वपतेः सुते ।
शेष्वानन्तर्हितायां त्वं भूमौ मलिनवासिनी ॥ १२ ॥

'હે અશ્વપતિની પુત્રી ! આ વરદાનો મેળવવા માટે તું મેલાં કપડાં પહેરીને, કોપભવનમાં જઇને, ગુસ્સો કરી, બિછાનું પાથર્યા વિના જમીન પર સૂઇ જા.'

मा स्मैनं प्रत्युदीक्षेथा मा चैनमभिभाषथाः ।
रुदन्ती चापि तं दृष्ट्वा जगत्यां शोकलालसा ॥ १३ ॥

'જ્યારે મહારાજ દશરથ આવે ત્યારે તું તેની તરફ જોઇશ પણ નહીં અને એની સાથે કંઇ જ વાત પણ કરીશ નહીં. માત્ર શોકાતુર થઇને ભૂમિ પર પડી રહેજે.'

दयिता त्वं सदा भर्तुरत्र मे नास्ति संशयः ।
त्वत्कृते स महाराजो विशेदपि हुताशनम् ॥ १४ ॥



'તું તારા પતિને સદા વહાલી રહી છે, એમાં મને જરાય પણ સંદેહ નથી. તારા માટે મહારાજ અગ્નિમાં પણ કૂદે તેમ છે.'

मणिमुक्ता सुवर्ण च रत्नानि विविधानि च ।
दद्याद्दशरथो राजा मा स्म तेषु मनः कृथाः ।। १५ ।।

'પરંતુ યાદ રાખજે - મહારાજ તને ગમે તેટલાં મણિ, મોતી, સોનું અને જાત જાતનાં રત્નોની લાલચ આપવા માગે તો તું તેમાં લલચાઇ ન જતી.'

यदा तु ते वरं दद्यात्स्वयमुत्थाप्य राघवः ।
व्यवस्थाप्य महाराजं त्वमिमं वृणुया वरम् ।। १६ ।।

'જ્યારે મહારાજા દશરથ પોતે જ તને ભૂમિ પરથી ઉઠાડે અને વરદાન દેવાને તૈયાર થાય ત્યારે મહારાજને પ્રતિજ્ઞા વગેરે કરાવીને પછી આ વરદાન માગજે.'

रामं प्रव्राजयारण्ये नव वर्षाणि पञ्च च ।
भरतः क्रियतां राजा पृथिव्याः पार्थिवर्षभ ।। १७ ।।

'હે નૃપશ્રેષ્ઠ ! રામને ચૌદ વર્ષ માટે વનમાં મોકલો અને ભરતને પૃથ્વીનો રાજા બનાવો.'

एवं प्रव्राजितश्चैव रामोऽरामो भविष्यति ।
भरतश्च हतामित्रस्तव राजा भविष्यति ।। १८ ।।

'આટલા લાંબા સમય સુધી વનમાં રહેવાથી લોકોના હૃદયમાંથી રામ તરફનો પ્રેમ નીકળી જશે અને તારો દીકરો ભરત શત્રુરહિત થઇને રાજા બનશે.'



येन कालेन रामश्च वनात्प्रत्यागमिष्यति ।
तेन कालेन पुत्रस्ते रूढमूलो भविष्यति ।। १९ ।।

'રામ જ્યાં સુધીમાં વનમાંથી પાછા આવી જાય, ત્યાં સુધીમાં તો (તારા પુત્ર) ભરતના રાજ્યનાં મૂળ (ઊંડા જતાં રહેશે) દૃઢ થઇ જશે.'

गतोदके सेतुबन्धो न कल्याणि विधीयते ।
उत्तिष्ठ कुरु कल्याणि राजानमनुदर्शय ।। २० ।।

'હે કલ્યાણી ! પાણી વહી ગયા પછી પાળ બાંધવાથી શો લાભ ? એટલે ઊઠ, અને પોતાની કાર્ય સાધનામાં લાગી જા વળી, મહારાજને પણ બતાવી દે કે હું શું કરી શકું છું.'

तथा प्रोत्साहिता देवी गत्वा मन्थरया सह ।
क्रोधागारं विशालाक्षी सौभाग्यमदगर्विता ।। २१ ।।

આ પ્રકારે મંથરાનું પ્રોત્સાહન મેળવીને વિશાળ નેત્રોવાળી કૈકેયી, સૌભાગ્યના મદથી ગર્વ કરીને મંથરાની સાથે કોપ-ભવનમાં પહોંચી ગઇ.

अनेकशतसाहस्र मुक्ताहारं वराङ्गना ।
अवमुच्य वरार्हाणि शुभान्याभरणानि च ।। २२ ।।

ત્યાં પહોંચતાં વેંત જ કૈકેયીએ અનેક લાખનો મોતીનો હાર અને બીજાં પણ કિંમતી આભૂષણોને ઉતારીને પૃથ્વી પર ફેંકી દીધાં.

तया तान्यपविद्धानि मूल्यान्याभरणानि च ।
अशोभयन्त वसुधां नक्षत्राणि यथा नभः ।। २३ ।।



જમીન પર વિખરાયેલાં તે આભૂષણો, જાણે કે નક્ષત્રોથી આકાશ શોભતું હોય તેમ, ભૂમિને સુશોભિત કરતાં હતાં.

क्रोधागारे निपतिता सा बभौ मलिनाम्बरा ।
एकवेणीं दृढां बद्ध्वा गतसत्त्वेव किन्नरी ॥ २४ ॥

મેલાં વસ્ત્રો પહેરેલી, કોપભવનમાં પડેલી કૈકેયીએ બધા વાળને ભેગા કરીને દઢ ગાંઠ લગાવી ત્યારે તે સ્વર્ગ લોકમાંથી નીચે પડી ગયેલી કિન્નરી જેવી દેખાતી હતી.

ततो हेमोपमा तत्र कुब्जावाक्यवशंगतां ।
संविश्य भूमौ कैकेयी मन्थरामिदमब्रवीत् ॥ २५ ॥

એ વેળાએ સુવર્ણ સમાન વર્ણવાળી કૈકેયી કૂબડી (ખૂંધી) મંથરાની વાતોમાં આવી જઇને ભૂમિપર આળોટીને મંથરાને કહેવા લાગી.

इह वा मां मृतां कुब्जे नृपायावेदयिष्यसि ।
वनं तु राघवे प्राप्ते भरतः प्राप्स्यति क्षितिम् ॥ २६ ॥

'હે કુબ્જા ! કાં તો અહીંયા મારા મરી જવાની સૂચના તારે મહારાજને આપવી પડશે અથવા તો રામને વનમાં જવું પડશે અને ભરતને રાજ્ય મળશે.'

न सुवर्णेन मे ह्यर्थो न रत्नैर्न च भोजनैः ।
एष मे जीवितस्यान्तो रामो यद्यभिषिच्यते ॥ २७ ॥

'હવે મારે આભૂષણોનું, રત્નોનું અને સ્વાદિષ્ટ ભોજનોનું શું કામ છે ? હવે તો જો રામનો રાજ્યાભિષેક થયો તો મારા પ્રાણોનો અહીં જ અંત આવી જશે.'



## ૯ (નવમો) સર્ગ દશરથ દ્વારા કૈકેયીને વિનવણી

आज्ञाप्य तु महाराजो राघवस्याभिषेचनम् ।
प्रियार्हां प्रियमाख्यातुं विवेशान्तःपुरं वशी ॥ १ ॥

રામના રાજ્યાભિષેકની આજ્ઞા મંત્રીઓને આપીને હવે મહારાજા દશરથે આ શુભ અને પ્રિય વાત પોતાની રાણીઓને કહેવા માટે અન્તઃપુરમાં પ્રવેશ કર્યો.

स कैकेया गृहं श्रेष्ठं प्रविवेश महायशाः ।
न ददर्श प्रियां राजा कैकेयीं शयनोत्तमे ॥ २ ॥

સૌથી પહેલાં તો તેઓ કૈકેયીના શ્રેષ્ઠ ભવનમાં પધાર્યા, પરંતુ ત્યાં તેમણે (શયનખંડમાં પ્રિયા) કૈકેયીને દેખી નહીં.

अपश्यन् दयितां भार्यां पप्रच्छ विषसाद च ।
न हि तस्य पुरा देवी तां वेलामत्यवर्तत ॥ ३ ॥

પ્રિય પત્ની કૈકેયીને ત્યાં નહીં જોતાં તેઓ દ્વારપાલિકાઓને પૂછવા લાગ્યા. જ્યારે તેને કંઇ ઉત્તર ન મળ્યો તો તેઓ બહુ જ ઉદાસ થઇ ગયા, કેમકે આ પૂર્વે કૈકેયીએ આ સમયનું અતિક્રમણ કદી કર્યું ન હતું. (કાયમ આ સમયે શયનખંડમાં હાજર રહેતી.)

यथापुरमविज्ञाय स्वार्थलिप्सुमपण्डिताम् ।
प्रतिहारी त्वथोवाच संत्रस्ता रचिताञ्जलिः ॥ ४ ॥



મહારાજે વિવેકશૂન્ય અને સ્વાર્થલિપ્સુ કૈકેયીના વિષયમાં એક પ્રતિહારીને પૂછ્યું. તેણે હાથ જોડીને ડરતાં ડરતાં કહ્યું.

देव देवी भृशं क्रुद्धा क्रोधागारमभिद्रुता ।
प्रतिहार्या वचः श्रुत्वा राजा परमदुर्मनाः ॥ ५ ॥

'હે દેવ ! દેવીજી તો અત્યંત ગુસ્સે થઇને ક્રોધાગારમાં ચાલ્યાં ગયાં છે.' પ્રતિહારીની વાત સાંભળીને મહારાજ અત્યંત દુઃખી થયા.

तत्र तां पतितां भूमौ शयानामतथोचिताम् ।
प्रतप्त इव दुःखेन सोऽपश्यज्जगतीपतिः ॥ ६ ॥

કોપભવનમાં જઇને તેમણે જોયું કે કૈકેયી અત્યંત ખરાબ સ્થિતિમાં જમીન પર રહી છે. આ જોઇને મહારાજને બહુ સંતાપ થયો.

परिमृश्य च पाणिभ्यामभिसन्त्रस्तचेतनः ।
कामी कमलपत्राक्षीमुवाच वनितामिदम् ॥ ७ ॥

તેઓ ડરતાં ડરતાં પોતાના હાથો વડે એનાં શરીરને પંપાળવા લાગ્યા. પછી કામી મહારાજ દશરથે એ કમલનયના કૈકેયીને કહ્યું.

न तेऽहमभिजानामि क्रोधमात्मनि संश्रितम् ।
देवि केनाभियुक्तासि केन वासि विमानिता ॥ ८ ॥

'હે દેવી ! મને ખબર નથી તારા ક્રોધનું કારણ શું છે ? શું કોઇએ તારી નિંદા કરી છે ? અથવા કોઇએ તારું અપમાન કર્યું છે.



भूतोपहतचित्तेव मम चित्तप्रमाथिनी ।
सन्ति मे कुशला वैद्यास्त्वभितुष्टाश्च सर्वशः ॥ ९ ॥

'હે પ્રાણપ્રિયા ! ભૂતોન્મત્ત રોગીની જેમ તું મારા ચિત્તને વલોવી રહી છે. આપણે ત્યાં સર્વરોગોની ચિકિત્સા કરનારા અને આપણાં દાન-માનથી સંતુષ્ટ કુશળ વૈદ્યો છે.'

सुखितां त्वां करिष्यन्ति व्याधिमाचक्ष्व भामिनि ।
कस्य वा ते प्रियं कार्यं केन वा विप्रियं कृतम् ॥ १० ॥

'એ વૈદ્ય લોકો તને રોગ-રહિત કરી દેશે. હે ભામિની ! મને એ તો બતાવો કે તમને શો રોગ છે ? તમને કોઇ રોગ જો ન હોય તો શું તમે કોઇનું કંઇ પ્રિય કરવા માગો છો અથવા કોઇએ તમારું અપ્રિય કશુંક કરેલું છે ?

कः प्रियं लभतामद्य को वा सुमहदप्रियम् ।
मा रोदीर्मा च कार्षीस्त्वं देवि सम्परिशोषणम् ॥ ११ ॥

'હે દેવી ! કોના ઉપર ઉપકાર કરવાનો છે ? કોનો અપકાર કરવાનો છે ? તું રડ નહીં અને પોતાનાં શરીરનું અવશોષણ ન કર.'

अवध्यो वध्यतां को वा वध्यः को वा विमुच्यताम् ।
दरिद्रः को भवेदाढ्यो द्रव्यवान् कोऽप्यकिञ्चनः ॥ १२ ॥

'હે દેવી ! તમારી ઇચ્છાનુસાર કયા અવધ્યને મૃત્યુદંડ દેવામાં આવે, અને કયા વધ્યને મુકત કરવામાં આવે ? કયા દરિદ્રને ધનવાન બનાવવામાં આવે અને કયા ધનવાનનું ધન હરણ કરી લેવામાં આવે ?



करिष्यामि तव प्रीतिं सुकृतेनापि ते शपे ।
यावदावर्तते चक्रं तावती मे वसुन्धरा ॥ १३ ॥

'હું ધર્મથી મારા પુણ્યકર્મોના સોગંદ ખાઇને કહું છું કે 'હું એમ જ કરીશ' જો ! આ પૃથ્વીમંડલ ઉપર જ્યાં સુધી સૂર્ય ફરતો રહે છે ત્યાં સુધી બધી જ ભૂમિ મારા રાજ્યાધિકારમાં છે.'

तत्त्वं मे ब्रूहि कैकेयि यतस्ते भयमागतम् ।
तत्ते व्यपनयिष्यामि नीहारमिव भास्करः ॥ १४ ॥

'હે કૈકેયી ! તું સાચે સાચી વાત કરી દે, તને કોનો ડર છે ! જેવી રીતે સૂર્યદેવ ધુમ્મસનો નાશ કરી દે છે, તેમ હું તારા બધા જ ભયને દૂર કરી દઇશ.'

तथोक्ता सा समाश्वस्ता वक्तुकामा तदप्रियम् ।
परिपीडयितुं भूयो भर्तारमुपचक्रमे ॥ १५ ॥

આ પ્રકારે મહારાજાએ બહુ મનાવી ત્યારે કૈકેયીને કંઇક આશ્વાસન મળી ગયું, તો પણ મહારાજને સંતાપવા માટે તે તેને દુઃખદ અને અપ્રિય વચનો કહેવા લાગી.

## ૧૦ (દસમો) સર્ગ કૈકેયીનું વરદાન માંગવું

नास्मि विप्रकृता देव केन चिन्नावमानिता ।
अभिप्रायस्तु मे कश्चित्तमिच्छामि त्वया कृतम् ॥ १ ॥



'હે દેવ ! હું નથી રોગગ્રસ્ત, કે નથી મારુ કોઇએ અપમાન કર્યું, મારો અભિપ્રાય તો કંઇક બીજો જ છે, જે હું આપનાથી પૂરો કરાવવા માગું છું.'

प्रतिज्ञां प्रतिजानीष्व यदि त्वं कर्तुमिच्छसि ।
अथ ते व्याहरिष्यामि यदभिप्रार्थितं मया ॥ २ ॥

'જો આપ મારું એ કામ કરવાને તૈયાર હો તો એ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરો, તે પછી મારી જે માગણી છે, તે હું કહીશ.'

तामुवाच महाराजः कैकेयीमीषदुत्स्मितः ।
कामी हस्तेन संगृह्य मूर्धजेषु भुवि स्थिताम् ॥ ३ ॥

કૈકેયીનું આ વચન સાંભળીને કામથી પીડિત મહારાજા દશરથ ભૂમિ પર પડી રહેલી કૈકેયીના કેશોને પંપાળતા પંપાળતા તેને કહેવા લાગ્યા, -

अक्लिप्ते न जानासि त्वत्तः प्रियतरो मम ।
मनुजो मनुजव्याघ्राद्रामादन्यो न विद्यते ॥ ४ ॥

'હે સૌભાગ્ય-ગર્વિતા ! તને ખબર નથી કે પુરુષસિંહ શ્રીરામના સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ મને તારાથી અધિક પ્રિય નથી !'

तेनाजय्येन मुख्येन राघवेण महात्मना ।
शपे ते जीवनार्हेण ब्रूहि यन्मनसेच्छसि ॥ ५ ॥

તારાથી પણ અધિક પ્રિય, શત્રુઓમાં અજેય, સર્વ લોકોમાં મુખ્ય, શ્રીરામના હું સમ ખાઉં છું. તારી શી ઇચ્છા છે તું કહે.'



बलमात्मनि पश्यन्ति न मां शङ्कितुमर्हसि ।
करिष्यामि तव प्रीतिं सुकृतेनापि ते शपे ॥ ६ ॥

'આપણા સ્નેહ-બળને જોઇને તારે મારા પર સંદેહ ન કરવો જોઇએ. હું મારાં પુણ્યકર્મોના સોગંદ ખાઇને કહું છું કે હું તારી કામના પૂરી કરીશ.'

तेन वाक्येन संहृष्टा तमभिप्रायमात्मनः ।
व्याजहार महाघोरमभ्यागतमिवान्तकम् ॥ ७ ॥

મહારાજની વાતોથી પ્રસન્ન થયેલી કૈકેયીએ સામે ઊભેલા યમરાજ જેવી પોતાની મહા ભયંકર વાત રાજાને કહી.

स्मर राजन् पुरा वृत्तं तस्मिन् दैवासुरे रणे ।
तत्र त्वां च्यावयच्छत्रुस्तव जीवितमन्तरा ॥ ८ ॥

'હે રાજા ! એ પુરાણી ઘટનાને યાદ કરો, જ્યારે દેવાસુર સંગ્રામમાં શત્રુએ તમને પરાક્રમહીન કરી દીધા હતા અને તમે મૃતપ્રાય થઇ ગયા હતા.'

तत्र चापि मया देव यत्त्वं समभिरक्षितः ।
जाग्रत्या यतमानायास्ततो मे प्रददौ वरौ ॥ ९ ॥

'હે દેવ ! એ વેળાએ જાગતા રહીને મેં આપની પ્રાણરક્ષા માટે સારથિ બનીને પ્રયત્ન કર્યો હતો. મારાથી રક્ષિત રહીને ભાનમાં આવ્યા પછી આપે મને બે વરદાનો આપેલાં હતાં.

तौ तु दत्तौ वरौ देव निक्षेपौ मृगयाम्यहम् ।
तवैव पृथिवीपाल सकाशे सत्यसङ्गर ॥ १० ॥



'હે દેવ ! સત્યવાદી ! પૃથ્વીપાળ ! એ બન્ને વરદાનોને મેં તમારી પાસે થાપણ રૂપે મૂકી રાખેલાં હતાં. એ બન્ને વરદાનો હવે હું તમારી પાસેથી માંગું છું.'

योऽभिषेकसमारम्भो राघवस्योपकल्पितः ।
अनेनैवाभिषेकेन भरतो मेऽभिषिच्यताम् ॥ ११ ॥
नवपञ्च च वर्षाणि दण्डकारण्यमाश्रितः ।
चीराजिनजटाधारी रामो भवतु तापसः ॥ १२ ॥

'શ્રીરામના રાજ્યાભિષેક માટે જે સમારંભ કરેલો છે, તેનાથી મારા દીકરા ભરતનો રાજ્યાભિષેક કરવામાં આવે. (આ તો એક વરદાન થયું. અને બીજું વરદાન એ છે કે) શ્રીરામચંદ્રજી જટા-વલ્કલ ધારણ કરીને ચૌદ વર્ષ સુધી તપસ્વીઓના વેશમાં દંડકારણ્યમાં રહે.

एष मे परमः कामो दत्तमेव वरं वृणे ।
अद्य चैव हि पश्येयं प्रयान्तं राघवं वनम् ॥ १३ ॥

'બસ આજ મારી પરમ કામના છે. હું તો આપનું આપેલું વરદાન જ માગી રહી છું. હું આજે જ રામને વનમાં જતા જોવા માગું છું.'

## ૧૧ (અગીયારમો) સર્ગ દશરથનો સંતાપ

ततः श्रुत्वा महाराजः कैकेय्या दारुणं वचः ।
चिन्तामभिसमापेदे शोकोपहतचेतनः ॥ १ ॥

કૈકેયીનાં આ કઠોર વચનો સાંભળીને મહારાજા દશરથ બહુ જ ચિંતિત થયા અને શોકથી મૂર્છિત થઇ ગયા.



चिरेण तु नृपः संज्ञां प्रतिलभ्य सुदुःखितः ।
कैकेयीमब्रवीत्क्रुद्धः प्रदहन्निव चक्षुषा ॥ २ ॥

ઘણો સમય મૂર્છિત રહીને પછી જ્યારે સચેત થયા ત્યારે તે બહુ જ દુઃખી થયા અને ક્રોધમાં આવીને કૈકેયીને એવી રીતે જોઇ કે જાણે તેને તે ભસ્મ કરી દેશે. ત્યાર પછી તેઓ બોલ્યા,

नृशंसे दुष्टचारित्रे कुलस्यास्य विनाशिनि ।
किं कृतं तव रामेण पापे पापं मयाऽपि वा ॥ ३ ॥

'અરે, નિર્દય ! દુષ્ટ ચરિત્રવાળી ! કુળનો સત્યાનાશ કરનારી ! મેં અથવા રામે તારું શું બગાડ્યું છે ?'

सदा ते जननीतुल्यां वृत्तिं वहति राघवः ।
तस्यैव त्वमनर्थाय किन्निमित्तमिहोद्यता ॥ ४ ॥

'શ્રીરામ તો તારી સાથે સદા માતાના જેવો વ્યવહાર કરે છે. છતાં તું તેનો અનર્થ કરવાને કેમ તૈયાર થઇ છે ?'

जीवलोको यथा सर्वो रामस्याह गुणस्तवम् ।
अपराधं किमुद्दिश्य त्यक्ष्यामीष्टमहं सुतम् ॥ ५ ॥

'જ્યારે સર્વે લોકો શ્રીરામના ગુણોની પ્રશંસા કરી રહ્યા છે, ત્યારે હું એનો કયો અપરાધ આગળ કરીને એવા પ્રિય પુત્રનો ત્યાગ કરું ?'

कौसल्यां वा सुमित्रां वा त्यजेयमपि वा श्रियम् ।
जीवितं वात्मनो रामं न त्वेव पितृवत्सलम् ॥ ६ ॥



'હું કૌશલ્યા, સુમિત્રા અને મારા રાજ્યનો ત્યાગ પણ કરી શકું છું. પરંતુ મારા જીવન તથા જીવ જેવા પિતૃભકત શ્રીરામને ત્યજી શકતો નથી.'

तिष्ठेल्लोको विना सूर्य सस्यं वा सलिलं विना ।
न तु रामं विना देहे तिष्ठेत्तु मम जीवितम् ॥ ७ ॥

'સૂર્ય વિના સંસાર સ્થિર રહી શકે છે, જળ વગર મોલ જીવતો રહી શકે છે, પરંતુ શ્રીરામ વિના મારા શરીરમાં પ્રાણ રહી શકશે નહીં.'

तदलं त्यज्यतामेष निश्चयः पापनिश्चये ।
अपि ते चरणौ मूर्ध्ना स्पृशाम्येष प्रसीद मे ॥ ८ ॥

'હે અનિષ્ટ નિશ્ચય કરનારી ! તું તારી હઠ છોડી દે. હું મારું માથું તારાં ચરણોમાં મૂકું છું, તું પ્રસન્ન થઇ જા.'

इक्ष्वाकूणां कुले देवि सम्प्राप्तः सुमहानयम् ।
अनयो नयसम्पन्ने यत्र ते विकृता मतिः ॥ ९ ॥

'હે દેવી ! નીતિ-સંપન્ન ઇક્ષ્વાકુઓના કુળમાં આ મહાન અનર્થ થઇ રહ્યો છે, કેમકે રાજ્યાભિષેકના મંગળ અવસર પર તારી બુદ્ધિ વિકૃત થઇ રહી છે. (ભાવ એ છે કે સારા લોકોની બુદ્ધિ બગડવાથી કુળમાં અનિષ્ટ થાય છે.)

**ટિપ્પણી :** ✱ *કોઇ નીતિકારે ઠીક જ કહ્યું છે, કે -*

*प्रायः समापन्न विपत्तिकाले धियोऽपि पुंसां मलिना भवन्ति ।*

*આજ વાતને સંત તુલસીદાસજીએ આ પ્રમાણે વ્યક્ત કરેલી છે.*

*जा को प्रभु दारुण दुःख देहीं । ताकर मति पहले हरि लेहीं ॥*



नन्‌ ते राघवस्तुल्यो भरतेन महात्मना ।
बहुशो हि सुबाले त्वं कथाः कथयसे मम ॥ १० ॥

'હે બાલિકા ! તું તો ઘણીવાર કહેવા ખાતર જ કહ્યા કરતી હતી ને કે તને મહાત્મા ભરતના સમાન જ શ્રીરામ પ્રિય છે ?'

तस्य धर्मात्मनो देवि वने वासं यशस्विनः ।
कथं रोचयसे भीरु नव वर्षाणि पञ्च च ॥ ११ ॥

'અરે બીકણ ! ઓ દેવી ! એ ધર્માત્મા યશસ્વી રામ ચૌદ વર્ષ સુધી વનમાં રહે એ તને કેમ સારું લાગે છે !'

रामो हि भरताद्‌ भूयस्तव शुश्रूषते सदा ।
विशेषं त्वयि तस्मात्तु भरतस्य न लक्षये ॥ १२ ॥

'ભરતની અપેક્ષા શ્રીરામ તારી વધારે સેવા કરે છે. મને તો એવું નથી દેખાતું કે તારી ભક્તિ રામથી વધારે ભરત કરતો હોય.'

शुश्रूषां गौरवं चैव प्रमाणं वचनक्रियाम्‌ ।
कस्ते भूयस्तरं कुर्यादन्यत्र मनुजर्षभात्‌ ॥ १३ ॥

'જરાક તો વિચાર કર કે શ્રીરામના વિના તારી આટલી સેવા, સન્માન અને આજ્ઞાપાલન કોણ કરશે ?'

बहूनां स्त्रीसहस्राणां बहूनां चोपजीविनाम्‌ ।
परिवादोऽपवादो वा राघवे नोपपद्यते ॥ १४ ॥

'અંતઃપુરમાં હજારો સ્ત્રીઓ અને નોકરોમાંથી કોઇના દ્વારા પણ શ્રીરામ વિરુદ્ધ કશી ફરિયાદ-નિંદા અથવા આળ સાંભળવામાં આવેલ નથી.'



सान्त्वयन्‌ सर्वभूतानि रामः शुद्धेन चेतसा ।
गृह्णाति मनुजव्याघ्रः प्रियैर्विषयवासिनः ॥ १५ ॥

'મનુષ્ય-શ્રેષ્ઠ શ્રીરામ શુદ્ધ મનથી બધાં જ પ્રાણીઓને સાંત્વન દેતા રહી, પ્રિય કાર્યો કરીને પોતાના દેશવાસીઓને પોતે વશમાં રાખે છે.'

सत्येन लोकाञ्जयति दीनान्‌ दानेन राघवः ।
गुरूञ्शुश्रूषया वीरो धनुषा युधि शात्रवान्‌ ॥ १६ ॥

'શ્રીરામ પ્રજાને સત્યથી, દીનોને દાનથી, ગુરુઓને સેવાથી અને યુદ્ધમાં શત્રુઓને ધનુષ દ્વારા જીતી લે છે.'

सत्यं दानं तपस्त्यागो मित्रता शौचमार्जवम्‌ ।
विद्या च गुरुशुश्रूषा ध्रुवाण्येतानि राघवे ॥ १७ ॥

'સત્ય, દાન, તપ, ત્યાગ, મૈત્રી, પવિત્રતા, સરલતા, વિદ્યા અને ગુરુઓની સેવા આ બધા ગુણો શ્રીરામમાં ચોક્કસ છે જ.'

तस्मिन्नार्जवसम्पन्ने देवि देवोपमे कथम्‌ ।
पापमाशंससे रामे महर्षिसमतेजसि ॥ १८ ॥

'હે દેવી ! વિનયયુકત, દેવોના સમાન ઉપમાવાળા અને મહર્ષિઓના સમાન તેજસ્વી શ્રીરામને તું વનવાસનો કલેશ કેમ દેવા માગે છે ?'



क्षमा यस्मिन् दमस्त्यागः सत्यं धर्मः कृतज्ञता ।
अविहिंसा च भूतानां तमृते का गतिर्मम ॥ १९ ॥

'જે રામમાં ક્ષમા, તપ, ત્યાગ, સત્યભાષણ, ધાર્મિકતા, કૃતજ્ઞતા અને પ્રાણીઓ પ્રતિ અહિંસાનો ભાવ જેવા અલૌકિક સદ્ગુણો વિદ્યમાન છે, એ રામના વિના મારી શી દશા થશે ?'

मम वृद्धस्य कैकेयि गतान्तस्य तपस्विनः ।
दीनं लालप्यमानस्य कारुण्यं कर्तुमर्हसि ॥ २० ॥

'હે કૈકેયી ! હું વૃદ્ધ છું, મારો અંતકાળ નજીક છે, આ વખતે મારી કરુણ અવસ્થા છે, હું તને નમ્રતાપૂર્વક વીનવું છું, તું મારા ઉપર દયા કર.'

पृथिव्यां सागरान्तायां यत्किञ्चिदधिगम्यते ।
तत्सर्वं तव दास्यामि मा च त्वां मन्युराविशेत् ॥ २१ ॥

'સાગરથી ઘેરાએલી આ પૃથ્વી ઉપર જે કંઇ પણ છે, તે બધું જ હું તને આપી દેવાને તૈયાર છું. તું ક્રોધ ન કર.'

अञ्जलिं कुर्मि कैकेयि पादौ चापि स्पृशामि ते ।
शरणं भव रामस्य माधर्मो मामिह स्पृशेत् ॥ २२ ॥

'હે કૈકેયી ! હું તારી સામે હાથ જોડું છું, તારો ચરણ-સ્પર્શ કરું છું. તું રામની રક્ષક બન અને મને પ્રતિજ્ઞા-ભંગના પાપથી બચાવ.'

इति दुःखाभिसन्तप्तं विलपन्तमचेतनम् ।
घूर्णमानं महाराजं शोकेन समभिप्लुतम् ॥ २३ ॥
पारं शोकार्णवस्याशु प्रार्थयन्तं पुनः पुनः ।
प्रत्युवाचाथ कैकेयी रौद्रा रौद्रातरं वचः ॥ २४ ॥



આ પ્રકારે શોકથી સંતપ્ત, વિલાપ કરતા, ચેતના વિનાના, લથડિયાં ખાતા, કૈકેયી સામે ધૂરકી રહેલા, (શોકથી ઘેરાએલા) શોક સાગરને પાર કરી દેવાની વારંવાર યાચના કરતા મહારાજા દશરથને અત્યંત ક્રોધ કરીને (રુદ્રરૂપ) કૈકેયી આ પ્રમાણે કઠોર વેણ બોલી.

यदि दत्त्वा वरौ राजन् पुनः प्रत्यनुतप्यसे ।
धार्मिकत्वं कथं वीर प्रथिव्यां कथयिष्यसि ॥ २५ ॥

'હે રાજન્ ! જો તમે વરદાન આપીને પછી તેના માટે પશ્ચાત્તાપ કરી રહ્યા છો તો હે વીર ! સંસારમાં તમને ધાર્મિક કોણ કહેશે ?'

शैब्यः श्येनकपोतीये स्वमांसं पक्षिणे ददौ ।
अलर्कश्चक्षुषी दत्त्वा जगाम गतिमुत्तमाम् ॥ २६ ॥

'જુઓ ! તમારા જ વંશમાં રાજા શૈબ્યે પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવાને બાજ પક્ષીને પોતાનાં શરીરનું માંસ આપીને પણ કબૂતરના પ્રાણોની રક્ષા કરી હતી. એજ રીતે રાજા અલર્કે પોતાની આંખો કાઢીને એક આંધળા બ્રાહ્મણને આપી દીધી હતી, તેનાથી તેને ઉત્તમ કીર્તિ પ્રાપ્ત થઇ હતી.'

सागरः समयं कृत्वा न वेलामतिवर्तते ।
समयं माऽनृतं कार्षीः पूर्ववृत्तमनुस्मरन् ॥ २७ ॥

'મનુષ્યની તો વાત જ ક્યાં રહી, જડ પદાર્થ સમુદ્ર પણ નિયમ બાંધીને તે મર્યાદાનું અતિક્રમણ કરતો નથી. પોતાના કિનારાથી બહાર જતો નથી. એટલા માટે હે રાજન્ ! પૂર્વે બની ગયેલી ઘટનાઓનું સ્મરણ કરીને પોતાની પ્રતિજ્ઞાને અસત્ય ન કરશો.'



स त्वं धर्मं परित्यज्य रामे राज्येऽभिषिच्य च ।
सह कौशल्यया नित्यं रन्तुमिच्छसि दुर्मते ॥ २८ ॥

'હે દુષ્ટબુદ્ધિ રાજા ! આ સમયે તારી બુદ્ધિ બગડી ગઇ છે, એટલે તું ધર્મનો પરિત્યાગ કરીને, રામનો રાજ્યાભિષેક કરીને કૌસલ્યાની સાથે આનંદપૂર્વક વિહાર કરવા માગે છે !'

**ટિપ્પણી :** ✹ *કૈકેયીએ મહારાજા દશરથના માટે કરેલો 'दुर्मति' શબ્દનો પ્રયોગ સર્વથા અવિવેક પૂર્ણ છે.*

भवत्वधर्मो धर्मो वा सत्यं वा यदि वाऽनृतम् ।
यत्त्वया संश्रुतं मह्यं तस्य नास्ति व्यतिक्रमः ॥ २९ ॥

'હવે ભલે ધર્મ હોય કે અધર્મ, સત્ય હોય કે અસત્ય, પણ મારી સાથે જે પ્રતિજ્ઞા કરેલી છે તે તો પૂરી કરવી જ પડશે. એમાં કંઇ જ ફેરફાર નહીં થઇ શકે.'

अहं हि विषमद्यैव पीत्वा बहु तवाग्रतः ।
पश्यतस्ते मरिष्यामि रामो यद्यभिषिच्यते ॥ ३० ॥

'જો તમે તમારી પ્રતિજ્ઞા પૂરી ન કરીને શ્રીરામને રાજ્ય આપશો તો તમારા સામે જ હું હળાહળ ઝેર પીને મારાં પ્રાણ આપી દઇશ.'

भरतेनात्मना चाहं शपे ते मनुजाधिप ।
यथा नान्येन तुष्येयमृते रामविवासनात् ॥ ३१ ॥

'હે નરેન્દ્ર ! હું મારા અને ભરતના સોગંદ ખાઇને કહું છું, કે હું રામને વનમાં મોકલ્યા વિના બીજી કોઇ વાતથી સંતુષ્ટ થઇ શકતી નથી.'



एतावदुक्त्वा वचनं कैकेयी विरराम ह ।
विलपन्तं च राजानं न प्रतिव्याजहार सा ॥ ३२ ॥

આટલું કહીને કૈકેયી ચૂપ થઇ ગઇ, મહારાજ વિલાપ કરતા રહ્યા પણ તેણે કોઇ પ્રત્યુત્તર આપ્યો નહીં.

स देव्या व्यवसायं च घोरं च शपथं कृतम् ।
ध्यात्वा रामेति निःश्वस्य च्छिन्नस्तरुरिवापतत् ॥ ३३ ॥

કૈકેયીના શ્રીરામને વનમાં મોકલવાના ભયંકર નિશ્ચય અને પોતાના શપથનું સ્મરણ કરીને મહારાજ દશરથ 'હા રામ !' કહીને, એક લાંબો નિઃશ્વાસ લઇને, મૂળમાંથી કપાઇ ગયેલા ઝાડની જેમ જમીન ઉપર ઢળી પડ્યા.

दीनयाऽऽतुरया राजा इति होवाच कैकेयीम् ।
अनर्थमिममर्थाभं केन त्वमुपदर्शिता ॥ ३४ ॥

પછી દીન અને આતુર વાણીથી રાજાએ કૈકેયીને કહ્યું, તને આ અનર્થ = અનિષ્ટને અર્થ = ઇષ્ટના રૂપમાં કોણે સમજાવ્યું છે ?'

नृशंसे पापसङ्कल्पे क्षुद्रे दुष्कृतकारिणि ।
किन्नु दुःखमलीकं वा मयि रामे च पश्यसि ॥ ३५ ॥

'અરે ક્રૂર ! પાપિણી ! નીચ ! કુકર્મિણી ! મેં અથવા શ્રીરામે તારો કયો અપરાધ કરેલો છે ?'

न कथञ्चिदृते रामाद्भरतो राज्यमावसेत् ।
रामादपि हि तं मन्ये धर्मतो बलवत्तरम् ॥ ३६ ॥

'રામની સામે ભરત કદી પણ રાજ્ય ગ્રહણ કરશે નહીં, કેમકે હું ભરતને શ્રી રામથી પણ વધારે ધર્માત્મા માનું છું.'



किं मां वक्ष्यन्ति राजानो नाना दिग्भ्यः समागताः ।
बालो बतायमैक्ष्वाकश्चिरं राज्यमकारयत् ॥ ३७ ॥

'દેશ-દેશાન્તરોમાંથી આવેલા લોકો (રાજાઓ) મને શું કહેશે ? આશ્ચર્ય સાથે તેઓ એમજ કહેવાના કે 'હાય રે, આ બાળક-બુદ્ધિવાળા દશરથે આટલા લાંબા સમય સુધી રાજ્ય કઇ રીતે કર્યું'

किं मां वक्ष्यति कौसल्या राघवे वनमास्थिते ।
किं चैनां प्रतिवक्ष्यामि कृत्वा विप्रियमीदृशम् ॥ ३८ ॥

'શ્રીરામને વનમાં મોકલવાથી તેની માતા કૌસલ્યા મને શું કહેશે ? અને આવું અનિષ્ટ કાર્ય કરીને હું તેને શો ઉત્તર આપીશ ?'

यदा यदा च कौसल्या दासीवच्च सखीव च ।
भार्यावद्भगिनीवच्च मातृवच्चोपतिष्ठति ॥ ३९ ॥
सततं प्रियकामा मे प्रियपुत्रा प्रियंवदा ।
न मया सत्कृता देवी सत्कारार्हा कृते तव ॥ ४० ॥

'હે દેવી ! સેવા કરવામાં જે દાસી સમાન, રહસ્યમાં સખી સમાન, જે ધર્મ કાર્યોમાં સ્ત્રી સમાન, હિતેચ્છુઓમાં સગી બહેન સમાન, આગ્રહપૂર્વક સુસ્વાદુ ભોજન કરાવવામાં માતા સમાન, સદા પ્રિય કામના કરનારી (ભલું ઇચ્છનારી), સદા પ્રિય બોલનારી, બધા જ પુત્રોને નિરંતર પ્રેમ કરનારી, કૌસલ્યા જ્યારે જ્યારે મારી સામે ઉપસ્થિત થતી હતી, ત્યારે ત્યારે તે સત્કાર કરવા યોગ્ય હતી છતાં પણ મેં તારા કારણે તેનો સત્કાર કર્યો નથી. (રખેને તું એમ સમજી લે કે હું તને પ્રેમ નથી કરતો.)'

***ટિપ્પણી :*** ✱ *કોઇ નીતિજ્ઞે કહ્યું છે કે, -*



*कार्येषु मन्त्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रम्भा ।*
*धर्मेऽनुकूला क्षमया धरित्री, भार्या च षाड्गुणवतीह दुर्लभा ॥*

*કાર્યમાં મંત્રીની જેમ પરામર્શ આપનારી, સેવા વગેરેમાં દાસીના સમાન કામ કરનારી, ભોજન કરાવવામાં માતાના સમાન, શયનવેળાએ રંભા સમાન સુખ આપનારી, ધર્મમાં અનુકૂળ આચરણ વાળી અને ક્ષમા કરવામાં પૃથ્વીના જેવી આ છ ગુણોવાળી સ્ત્રી દુર્લભ હોય છે.*

*મહારાજા દશરથને આવી જ દુર્લભ પત્ની કૌસલ્યાનાં રૂપમાં મળી હતી.*

इदानीं तत्तपति मां यन्मया सुकृतं त्वयि ।
अपथ्यव्यञ्जनोपेतं भुक्तमन्नमिवातुरम् ॥ ४१ ॥

'જેમ સ્વાદિષ્ટ કિન્તુ કુપથ્ય ભોજન કર્યા પછી રોગીને જેવો પશ્ચાત્તાપ થાય છે, તેમ મેં જે તારા પ્રતિ સદ્વ્યવહાર કરેલો હતો તેનો મને આજે તેવો જ પશ્ચાત્તાપ થાય છે.'

अनार्या इति मामार्याः पुत्रविक्रायिकं ध्रुवम् ।
धिक्करिष्यन्ति रथ्यासु सुरापं ब्राह्मणं यथा ॥ ४२ ॥

'હા ! જેવી રીતે લોકો મદ્યપાન કરનારા બ્રાહ્મણને શેરીઓમાં અને ગલીઓમાં સર્વત્ર ધિક્કારે છે, તેવી રીતે આર્ય = શ્રેષ્ઠ પુરુષો મને અનાર્ય અને પુત્ર-વિક્રેતા કહીને ધિક્કારશે.'

तं तु मां जीवलोकऽयं नूनमाक्रोष्टुमर्हति ।
बालिशो बत कामात्मा राजा दशरथो भृशम् ।
स्त्रीकृते यः प्रियं पुत्रं वनं प्रस्थापयिष्यति ॥ ४३ ॥

'દુનિયા આખી મારી નિંદા કરશે, અને કહેશે કે' રાજા દશરથ મહાન કામી અને બાળકબુદ્ધિનો છે, કે સ્ત્રીના કહેવાથી પોતાના પ્રિય પુત્રને વનમાં મોકલી રહેલ છે.'

वेदैश्च ब्रह्मचर्यैश्च गुरुभिश्चोपकर्षितः ।
भोगकाले महत्कृच्छ्रं पुनरेव प्रपत्स्यते ॥ ४४ ॥

'વેદોના સ્વાધ્યાયથી, બ્રહ્મચર્ય વગેરે વ્રતોનાં ધારણ કરવાથી, અને ગુરુજનોની સેવા કરવાથી જેનું શરીર કૃશ થઇ ગયું હતું, તેને હવે ગૃહસ્થાશ્રમમાં તેનું શરીર હૃષ્ટ-પુષ્ટ થવાનો સમય આવ્યો ત્યારે ફરીવાર શારીરિક કષ્ટો સહન કરવાં પડશે.'

स वनं प्रव्रजेत्युक्तो बाढमित्येव वक्ष्यति ।
राघवे हि वनं प्राप्ते सर्वलोकस्य धिक्कृतम् ॥ ४५ ॥

'વનમાં જવાનું કહેતાં જ તે તો 'બહુ સારું' એમ જ કહેશે, પરંતુ શ્રીરામ વનમાં જશે એટલે બધા લોકો મને જ ધિક્કારવાના છે.'

कौसल्यां च सुमित्रां च मां च पुत्रैस्त्रिभिः सह ।
प्रक्षिप्य नरके सा त्वं कैकेयि सुखिता भव ॥ ४६ ॥

હે કૈકેયી ! (તું) મને, કૌસલ્યાને, સુમિત્રાને અને ત્રણેય પુત્રોને દુઃખમાં *ધકેલી દઇને તું જ સુખી થજે.*

**ટિપ્પણી :** ✹ *રામાયણના સુપ્રસિદ્ધ ટીકાકાર ગોવિંદરાજે 'નરક'નો અર્થ આ પ્રકારે કરેલો છે.*

*अत्र नरकः शब्देन दुःखं लक्ष्यते ।*

*અહીં નરક શબ્દનો અર્થ દુઃખ છે.*



प्रियं चेद्भरतस्यैतद्रामप्रव्राजनं भवेत् ।
मा स्म मे भरतः कार्षीत्प्रेतकृत्यं गतायुषः ॥ ४७ ॥

'જો શ્રીરામનું વનગમન ભરતને ગમતી વાત હોય તો હું જ્યારે મરી જાઉં ત્યારે ભરત મારો દાહ-કર્મ-સંસ્કાર ન કરે.'

मृते मयि गते रामे वनं पुरुषपुङ्गवे ।
सेदानीं विधवा राज्यं सुपुत्रा कारयिष्यसि ॥ ४८ ॥

'જયારે હું મરી જાઉં અને પુરુષ શ્રેષ્ઠ રામ વનમાં જતો રહે ત્યારે તું વિધવા થઇને તારા દીકરા સહિત રાજ્ય કરજે.'

धिगस्तु योषितो नाम शठाः स्वार्थपराः सदा ।
न ब्रवीमि स्त्रियः सर्वा भरतस्यैत मातरम् ॥ ४९ ॥

'સ્ત્રી માત્રને ધિક્કાર છે. સ્ત્રીઓ ધૂર્ત અને સ્વાર્થ-પરાયણ હોય છે. નહીં, નહીં, હું બધી જ સ્ત્રીઓને એવું નથી કહેતો કેવળ ભરતની માતાને જ કહું છું.'

**ટિપ્પણી :** ✹ *મહારાજ દશરથે પહેલાં તો દુઃખ અને ક્ષોભનાં કારણે સ્ત્રી માત્રની નિંદા કરી, પરંતુ જ્યારે તેને કૌસલ્યા વગેરેનું ધ્યાન આવ્યું તો તેમણે પોતાનાં કથનનું લક્ષ્ય કેવળ ભરતની માતાને બનાવીને તે (કથન)માં સંશોધન કરી લીધું.*

प्रताम्य वा प्रज्वल वा प्रणश्य वा
सहस्रशो वा स्फुटितां महीं व्रज ।
न ते करिष्यामि वचः सुदारुणं
ममाहितं केकयराजपांसने ॥ ५० ॥



'અરે ! કેકયરાજ-કુલ કલંકિની ! ભલે તું ઉદાસ થઇ જાય, ભલે તું કોપ કરે (અથવા બળીને મરી જાય), ભલે તું વિષ ખાઇને મરી જાય, ભલે તું પત્થરથી માથું ફોડે, કે ખાડો ખોદીને પૃથ્વીમાં સમાઇ જાય, પરંતુ તારી આ કઠોર વાત સ્વીકારી લેવામાં મારું સરાસર અહિત છે, એને તો હું કદીપણ માનીશ નહીં.'

न जीवितं मेऽस्ति कुतः पुनः सुखं
विनाऽऽत्मजेनात्मवतः कुतो रतिः ।
ममाहितं देवि न कर्तुमर्हसि,
स्पृशामि पादावपि ते प्रसीद मे ॥ ५१ ॥

'શ્રીરામના વિના હું જીવતો રહી શકતો નથી, પછી સુખ અને પ્રીતિની તો વાત જ વ્યર્થ છે, હે દેવી ! જો, હજુ પણ માની જા, મારું અનિષ્ટ ન કર. હું તારા પગમાં પડું છું. મારા ઉપર પ્રસન્ન થા.'

स भूमिपालो विलपन्ननाथवत्
स्त्रिया गृहीतो हृदयेऽतिमात्रया ।
पपात देव्याश्चरणौ प्रसारिता -
वुभावसंस्पृश्य यथाऽऽतुरस्तथा ॥ ५२ ॥

(જ્યારે ધમકાવવાથી અને ખુશામત કરવા છતાં પણ કૈકેયી ન માની ત્યારે) મહારાજા દશરથ અનાથોની જેમ આજીજી કરતા રહીને, પોતાના હૃદયને કૈકેયીના અધીન કરીને, તેના ફેલાવેલા ચરણોને અડકયા વિના જ આમ જ મૂર્છિત થઇને પૃથ્વી પર પડી ગયા; જેવી રીતે મૂર્છા આવવાથી મરણોન્મુખ રોગી પડી જાય છે.

## ૧૨ (બારમો) સર્ગ દશરથનો વિલાપ



अनर्थरूपासिद्धार्था ह्यभीता भयदर्शिनी ।
पुनराकारयामास तमेव वरमङ्गना ॥ १ ॥

જ્યારે પાપરૂપા કૈકેયીનું પ્રયોજન સિદ્ધ થયું નહીં, ત્યારે તે ભય રહિત થઇને મહારાજાને ભય બતાવતી એ જ વરદાન માગવા માટે બોલી.

त्वं कत्थसे महाराज सत्यवादी दृढव्रतः ।
मम चेमं वरं कस्माद्विधारयितुमिच्छसि ॥ २ ॥

'હે મહારાજ ! આપ તો આપના સત્યવાદી અને દઢપ્રતિજ્ઞ હોવાના વખાણ કર્યા કરો છો, તો પછી મારાં વરદાનો મને આપવાની ઇચ્છા કેમ થતી નથી ?'

एवमुक्तस्तु कैकेय्या राजा दशरथस्तदा ।
प्रत्युवाच ततः क्रुद्धो मुहूर्तं विह्वलन्निव ॥ ३ ॥

કૈકેયીએ આમ કહ્યું ત્યારે મહારાજ થોડી વાર માટે તો વિહ્વળ થઇ ગયા. પણ પછી ક્રોધ કરીને બોલ્યા.

अपुत्रेण मया पुत्रः श्रमेण महता महान् ।
रामो लब्धो महाबाहुः स कथं त्यज्यते मया ॥ ४ ॥

'મેં ઘણા સમય સુધી પુત્રહીન રહીને મહાકષ્ટે મહાપરાક્રમી શ્રીરામને પ્રાપ્ત કરેલ છે, હવે હુ એને કેમ છોડી શકું ?'

शूरश्च कृतविद्यश्च जितक्रोधः क्षमापरः ।
कथं कमलपत्राक्षो मया रामो विवास्यते ॥ ५ ॥

'શૂરવીર, વિદ્વાન, ક્રોધને જીતનારા = શાન્ત સ્વભાવ, ક્ષમાશીલ, કમલ-નયન શ્રીરામને હું કેવી રીતે નિર્વાસિત કરી શકું ?'



नृशंसे पापसंकल्पे रामं सत्यपराक्रमम् ।
किं विप्रियेण कैकेयि प्रियं योजयसे मम ॥ ६ ॥

'હે ક્રૂર અને પાપ સંકલ્પવાળી કૈકેયી ! તું મારા વહાલા અને સત્ય પરાક્રમી શ્રીરામને શા માટે વનમાં મોકલાવી રહી છે ?'

तथा विलपतस्तस्य परिभ्रमितचेतसः ।
अस्तमभ्यागमत्सूर्यो रजनी चाभ्यवर्तत ॥ ७ ॥

વ્યાકુળ ચિત્તવાળા મહારાજા દશરથના આ પ્રમાણે વિલાપ કરી જ રહ્યા હતા ત્યારે સંધ્યા થઇ ગઇ અને રાત પડવા લાગી.

सा त्रियामा तथाऽऽर्तस्य चन्द्रमण्डलमण्डिता ।
राज्ञो विलपतस्तस्य न व्यभासत शर्वरी ॥ ८ ॥

એ ત્રણ પહોરવાળી રાત્રિ પૂર્ણ ચન્દ્રમાંથી યુક્ત હોવા છતાં પણ આ પ્રકારે વિલાપ કરતા રહેલા દુઃખી મહારાજા દશરથને આનંદ ન આપી શકી.

तथैवोष्णं विनिःश्वस्य वृद्धो दशरथो नृपः ।
विललापार्तवद्दुःखं गगनासक्तलोचनः ॥ ९ ॥

વૃદ્ધ મહારાજા દશરથ વારંવાર ઊના નિસાસા નાખતાં, આકાશ સામે તાકી તાકીને જોતાં અને રોગથી પીડાયેલાની પેઠે પોતાનું દુઃખ રડતાં રડતાં કહેવા લાગ્યા.

न प्रभातं तवेच्छामि निशे नक्षत्रभूषणे ।
क्रियतां मे दया भद्रे रचितोऽयं मयाञ्जलिः ॥ १० ॥



'હે નક્ષત્રોના આભૂષણોવાળી રાત્રિ ! હું તારો પ્રભાતકાળ નથી ઇચ્છતો (પ્રભાત થતાં જ મારે રામગમન રૂપ દુઃખ દેખવું પડશે.) હે કલ્યાણપ્રદ રાત્રિ ! મારા ઉપર દયા કર. હું તારા સામે હાથ જોડું છું.'

एवमुक्त्वा ततो राजा कैकेयीं चेदमब्रवीत् ।
साधुवृत्तस्य दीनस्य त्वद्गतस्य गतायुषः ॥ ११ ॥
प्रसादः क्रियतां भद्रे देवि राज्ञो विशेषतः ।
शून्ये न खलु सुश्रोणि मयेदं समुदाहृतम् ॥ १२ ॥

આમ કહીને મહારાજે કૈકેયીને કહ્યું - 'હે દેવી ! સૌજન્યવાળા, રાંક, તારી શરણે આવેલા અને થોડા દિવસ જીવનારા મારા જેવા રાજા ઉપર તું કૃપા કર. મેં રામના રાજ્યાભિષેકની ઘોષણા એકાંતમાં નહીં પરંતુ ભરી સભામાં કરેલી છે. (એટલે જો રામનો રાજ્યાભિષેક નહિ થયો તો મારી બહુ જ નિંદા થશે. એટલા માટે તું મારા ઉપર કૃપા કર.''

ततः स राजा पुनरेव मूर्च्छितः
प्रियामतुष्टां प्रतिकूलभाषिणीम् ।
समीक्ष्य पुत्रस्य विवासनं प्रति
क्षितौ विसंज्ञो निपपात दुःखितः ॥ १३ ॥

આટલું વીનવવા છતાં પણ અસંતુષ્ટ, પ્રતિકૂળ જ બોલવાવાળી, પ્રિયા કૈકેયીને રામ-વનવાસ પ્રતિ દૃઢ નિશ્ચયવાળી જાણીને મહારાજ અત્યંત દુઃખી થયા. તેઓ મૂર્ચ્છા આવવાથી (બેભાન) ચેષ્ટા રહિત થઇને ભૂમિ પર પડી ગયા.



## ૧૩ (તેરમો) સર્ગ કૈકેયીનાં માર્મિક વચનો

पुत्रशोकार्दितं पापा विसंज्ञं पतितं भुवि ।
विचेष्टमानमुद्वीक्ष्य सैक्ष्वाकमिदमब्रवीत् ॥ १ ॥

પુત્ર શોકથી પીડાએલા, મૂર્છિત અવસ્થામાં ભૂમિ પર પડેલા અને જાત જાતની ચેષ્ટા કરી રહેલા, મહારાજ દશરથને જોઇને તે પાપિણી કૈકેયી બોલી.

आहुः सत्यं हि परमं धर्मं धर्मविदो जनाः ।
सत्यमाश्रित्य हि मया त्वं च धर्मप्रचोदितः ॥ २ ॥

'ધર્મનાં રહસ્યને જાણનારા સત્યને જ પરમ ધર્મ બતાવે છે, એ જ સત્યનો આશ્રય લઇને હું આપને ધર્મ પાલનની પ્રેરણા કરું છું. અર્થાત્ વર દેવા માટે તમને કહું છું.'

सत्यमेकपदं ब्रह्म सत्ये धर्मः प्रतिष्ठितः ।
सत्यमेवाक्षया वेदाः सत्येनैवाप्यते परम् ॥ ३ ॥

'એક માત્ર પ્રાપ્ય સ્થાન બ્રહ્મ સત્ય છે. સત્યમાં જ ધર્મ પ્રતિષ્ઠિત છે, અક્ષય વેદો પણ સત્ય છે. સત્યથી જ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.'

सत्यं समनुवर्तस्व यदि धर्मे धृता मतिः ।
स वरः सफलो मेऽस्तु वरदो ह्यसि सत्तमः ॥ ४ ॥

'હે રાજા ! જો આપને સત્ય પર વિશ્વાસ હોય તો સત્યનું પાલન કરતા રહીને મને મારાં માગેલાં બેઉ વરદાનો આપી દો, કેમકે આપ શ્રેષ્ઠ વર આપનારા છો.'



धर्मस्येहाभिकामार्थं मम चैवाभिचोदनात् ।
प्रव्राजय सुतं रामं त्रिः खलु त्वां ब्रवीम्यहम् ॥ ५ ॥

'ધર્મની અભિવૃદ્ધિ માટે તેમજ મારી પ્રેરણાથી આપ શ્રીરામને વનમાં મોકલી દો. હું આ વાત ત્રણ વાર કહું છું. એટલે મારા નિશ્ચયમાં કોઇ ફેરફાર થઇ શકશે નહિ.'

समयं च ममाद्येमं यदि त्वं न करिष्यसि ।
अग्रतस्ते परित्यक्ता परित्यक्ष्यामि जीवितम् ॥ ६ ॥

'હે રાજા ! જો આપ આ પ્રતિજ્ઞાનું પાલન નહી કરશો તો આપથી તરછોડાયેલી હું અહીં જ આપની સામે જ મારો પ્રાણ-ત્યાગ કરીશ.'

एवं प्रचोदितो राजा कैकेय्या निर्विशङ्कया ।
नाशकत्पाशमुन्मोक्तुं बलिरिन्द्रकृतं यथा ॥ ७ ॥

જ્યારે કૈકેયીએ ડર છોડીને આ પ્રમાણે કહ્યું ત્યારે, જેવી રીતે બલિ રાજા ઇન્દ્રના બંધનમાંથી છૂટી શકયા ન હતા, તેવી રીતે મહારાજ એ સત્યના બંધનમાંથી પોતે પોતાને મુકત કરી શકયા નહીં.

उद्भ्रान्तहृदयश्चापि विवर्णवदनोऽभवत् ।
स धुर्यो वै परिस्पन्दन्युगचक्रान्तरं यथा ॥ ८ ॥

મહારાજ દશરથનું હૃદય વ્યાકુળ થયું અને ચહેરો ફિક્કો પડી ગયો. તેમની દશા બે પૈડાંની વચ્ચે ફરનારી ધરીના જેવી અસ્થિર થઇ ગઇ.



विह्वलाभ्यां च नेत्राभ्यामपश्यन्निव स भूपतिः ।
कृच्छ्राद्धैर्येण संस्तभ्य कैकेयीमिदमब्रवीत् ॥ ९ ॥

ચિંતા અને શોકના કારણથી મહારાજ એટલા તો વિહ્વળ થઇ ગયા કે એમને કશું જ દેખાતું ન હતું. મહા મુશ્કેલીથી ધીરજ ધારણ કરીને એમણે કૈકેયીને કહ્યું.

यस्ते मन्त्रकृतः पाणिरग्नौ पापे मया धृतः ।
तं त्यजामि स्वजं चैव तव पुत्रं सह त्वया ॥ १० ॥

'હે પાપિણી ! વિવાહ વખતે યજ્ઞના અગ્નિ સમક્ષ વૈદિક મંત્રોચ્ચારણ પૂર્વક મેં જે તારો હાથ પકડ્યો હતો, તેને આજ હું છોડી દઉં છું. તારા દીકરા ભરતનો પણ તારી સાથે જ ત્યાગ કરું છું. તમારા બન્નેની સાથે હવેથી મારો કોઇ સંબંધ રહેશે નહીં.'

**ટિપ્પણી :** ✷ *વિવાહ વખતે વર નીચેના મંત્રનો ઉચ્ચાર કરે છે,*

*गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।*
*भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥*
*ऋग्वेद १०-८५-३६*

*હે વરાનને ! હું સૌભાગ્યના માટે તારા હાથનું ગ્રહણ કરું છું. તું મુજ પતિની સાથે વૃદ્ધાવસ્થાને સુખ પૂર્વક પ્રાપ્ત થજે... સકલ ઐશ્વર્ય યુકત, ન્યાયકારી સર્વ જગદુત્પાદક જગદ્ધારક પરમાત્મા અને સભામંડપમા બેઠેલા વિદ્વાનો ગૃહસ્થાશ્રમ-કર્મનાં અનુષ્ઠાન માટે તને મારા માટે સોંપે છે.*

**ટિપ્પણી :** ✷ *મહારાજા દશરથે આ રીતે રાણી કૈકેયીને છૂટાછેડા આપ્યા.*



प्रयाता रजनी देवि सूर्यस्योदयनं प्रति ।
अभिषेकं गुरुजनस्त्वरयिष्यति मां ध्रुवम् ॥ ११ ॥

'હે દેવી ! હવે રાત સમાપ્ત થવા ઉપર છે, અને સૂર્યનો ઉદય થવાનો છે, એથી ગુરુજન અને પ્રજાજન નક્કી મને રામ-રાજ્યાભિષેકના માટે ઉતાવળ કરવાનું કહેશે.'

रामाभिषेकसंभारैस्तदर्थमुपकल्पितैः ।
राम कारयितव्यो मे मृतस्य सलिलक्रियाम् ॥ १२ ॥
त्वया सपुत्रया नैव कर्तव्या सलिलक्रिया ।
व्याहन्तास्यशुभाचारे यदि रामाभिषेचनम् ॥ १३ ॥

શ્રીરામનો અભિષેક કરવાને તૈયાર કરેલી શુભ સાધન-સામગ્રીથી રામનો અભિષેક તો નહીં થાય, પરંતુ રામ એનાથી મારી અંત્યેષ્ટિ ક્રિયા કરશે. હે દુષ્ટ વિચારવાળી ! યાદ રાખ, જો તું રામના અભિષેકમાં વિઘ્ન ઊભું કરશે તો મારાં મૃત્યુ ટાણે મારી અત્યેષ્ટિ ક્રિયા તું તારા પુત્રની સાથે મળીને ન કરજે. મારી અંત્યેષ્ટિ ક્રિયા રામ જ કરશે.

**ટિપ્પણી :** ✷ *મૃતકનાં શરીરને સ્નાન કરાવવાથી અંત્યેષ્ટિ કર્મનો આરંભ થાય છે, એટલે એને સલિલ-ક્રિયા કહે છે.*

**ટિપ્પણી :** ✷ *કારણકે છૂટાછેડા લીધેલા છે.*

तां तथा ब्रुवतस्तस्य भूमिपस्य महात्मनः ।
प्रभाता शर्वरी पुण्या चन्द्रनक्षत्रशालिनी ॥ १४ ॥

મહાત્મા દશરથ કૈકેયીને આ પ્રકારે કહેતા જ હતા ત્યારે ચંદ્ર આથમી ગયો અને નક્ષત્ર માળાથી સુશોભિત રાત્રિ સમાપ્ત થઇ ગઇ. અતઃ પુણ્ય પ્રભાત થઇ ગયું.



वसिष्ठो गुणसम्पन्नः शिष्यैः परिवृतस्तदा ।
उपसंगृह्य सम्भारान् प्रविवेश पुरोत्तमम् ॥ १५ ॥

બીજી બાજુ રાત વીતી જવાથી પોતાના શિષ્યોથી ઘેરાએલા ગુણ-સંપન્ન મહર્ષિ વસિષ્ઠ અભિષેકને લગતી સામગ્રીઓ સાથે શહેરમાં દાખલ થયા.

**ટિપ્પણી :** ✱ *प्रविवेश पुरोत्तमम् । આનાથી એમ જણાય છે કે વસિષ્ઠ વગેરે ઋષિગણ જે મહારાજાનાં મંત્રી-મંડળમાં હતા તેઓ નગરમાં રહેતા ન હતા. તેઓ નગરના કોલાહલથી દૂર એકાંત-શાંત સ્થાનમાં રહેતા હતા. તેઓ આજના મિનિસ્ટરોની જેમ ચાળીસ-ચાળીસ અને પચાસ-પચાસ હજાર રૂપિયાનાં ફર્નિચરથી સુસજ્જિત કોઠીઓમાં રહેતા ન હતા.*

सिक्तसम्मार्जितपथां पताकोत्तमभूषिताम् ।
विचित्रकुसुमाकीर्णा नानास्रग्भिर्विराजिताम् ॥ १६ ॥

(જ્યારે મહર્ષિ વસિષ્ઠ નગરીમાં દાખલ થયા તો તેમણે જોયું કે) રાજધાનીની બધી સડકો સ્વચ્છ હતી. એનાં ઉપર પાણી છાંટવામાં આવ્યું હતું. જ્યાં જુઓ ત્યાં ધજા-પતાકાઓ ફરકી રહી હતી. જાત જાતની ભાતવાળાં પુષ્પો સડકો ઉપર ફેલાએલાં હતાં અને સ્થાન સ્થાન પર ફૂલમાળાઓ લટકી રહી હતી.

संहृष्टमनुजोपेतां समृद्धविपणापणाम् ।
चन्दनागरुधूपैश्च सर्वतः परिधूपिताम् ॥ १७ ॥
तां पुरीं समतिक्रम्य पुरन्दरपुरोपमाम् ।
ददर्शान्तःपुरं श्रीमान् नानाध्वजगणायुताम् ॥ १८ ॥



તે નગરી સુપ્રસન્ન મનુષ્યોથી ભરેલી હતી. બજારની દુકાનો અનેક પ્રકારના માલથી સમૃદ્ધ હતી. તે શહેર ચંદન અને અગરના સુગંધી ધૂપથી સુવાસિત થઇ રહ્યું હતું. આ પ્રકારની ઇન્દ્રપુરીના તુલ્ય અયોધ્યાપુરીમાંથી પસાર થતાં તેઓએ રાજમહેલને જોયો. તે રાજમહેલ ઉપર વિવિધ પ્રકારનાં ઝંડાઓ લહેરાતા હતા.

तदन्तःपुरमासाद्य व्यतिचक्राम तं जनम् ।
वसिष्ठः परमप्रीतः परमर्षिर्विवेश ह ॥ १९ ॥

લોકોની ભીડને ભેદીને મહર્ષિ વસિષ્ઠ કોઇપણ પ્રકારે પ્રસન્ન વદને અંતઃપુરનાં દ્વાર સુધી પહોંચ્યા અને અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

स त्वपश्यद्विनिष्क्रान्तं सुमन्त्रं नाम सारथिम् ।
द्वारे मनुजसिंहस्य सचिवं प्रियदर्शनम् ॥ २० ॥
तमुवाच महातेजाः सूतपुत्रं विशारदम् ।
वसिष्ठः क्षिप्रमाचक्ष्व नृपतेर्मामिहागतम् ॥ २१ ॥

તેણે અંદર જાતી વખતે અંતઃપુરનાં દ્વાર પર મનુજ શ્રેષ્ઠ દશરથના પ્રિય દેખાવવાળા સચિવ સુમંત્ર સારથિને દરવાજા પર જોયા. મહાતેજસ્વી વસિષ્ઠજીએ ક્રિયાકુશળ સૂતપુત્ર સુમંત્રને કહ્યું, 'મહારાજને મારા અહીં આવી ગયાના સમાચાર શીઘ્ર આપી દો.'

इति तस्य वचः श्रुत्वा सुतपुत्रो महात्मनः ।
स्तुवन्नृपशार्दूलं प्रविवेश निवेशनम् ॥ २२ ॥

મહાત્મા વસિષ્ઠનું આ વચન સાંભળીને સૂત-પૂત્ર સુમંત્ર મહારાજની સ્તુતિ કરતા (અંતઃપુરની) અંદર દાખલ થયા.



स समीपस्थितो राज्ञस्तामवस्थामजज्ञिवान् ।
वाग्भिः परमतुष्टाभिरभिष्टोतुं प्रचक्रमे ॥ २३ ॥

સુમંત્ર મહારાજા દશરથની નજીક પહોંચી ગયા, પરંતુ મહારાજની વાસ્તવિક સ્થિતિને ન જાણવાથી પ્રસન્નતા પ્રકટ કરનારાં વચનો દ્વારા એમની સ્તુતિ કરવા લાગ્યા.

ततः स राजा तं सूतं सन्नहर्षः सुतं प्रति ।
शोकरक्तेक्षणः श्रीमानुद्वीक्ष्योवाच धार्मिकः ।
वाक्यैस्तु खलु मर्माणि मम भूयो निकृन्तसि ॥ २४ ॥

રામનો અભિષેક ન થવાથી દુઃખી થયેલા અને (શોકથી) લાલ થઇ ગયેલ આંખોવાળા ધર્મજ્ઞ રાજાએ ત્યારે સુમંત્રની સામે જોયું અને બોલ્યા, 'સુમંત્ર ! તમે સ્તુતિ વચનોથી મારાં (વ્યથિત) હૃદયને વારંવાર શા માટે છેદી રહ્યા છો ?'

सुमन्त्रः करुणं श्रुत्वा द्रष्ट्वा दीनं च पार्थिवम् ।
प्रगृहीताञ्जलिः कञ्चित्तस्माद्देशादपाक्रमत् ॥ २५ ॥

સુમંત્ર મહારાજા દશરથનાં આ કરુણ વચનો સાંભળીને અને એમની દીન અવસ્થા દેખીને, હાથ જોડીને પહેલાં ઊભા હતા ત્યાંથી જરા પાછળ હઠી ગયા.

यदा वक्तुं स्वयं दैन्यान्न शशाक महीपतिः ।
यदा सुमन्त्रं मन्त्रज्ञा कैकेयी प्रत्युवाच ह ॥ २६ ॥

જ્યારે મહારાજ દીનતાના કારણથી પોતે કાંઇ જ ન બોલી શક્યા ત્યારે પોતાનું ધાર્યું કામ પાર પાડવામાં કુશળ કૈકેયી સુમંત્રને બોલી,



सुमन्त्र राजा रजनीं रामहर्षसमुत्सुकः ।
प्रजागर परिश्रान्तो निद्राया वशमेयिवान् ॥ २७ ॥

'હે સુમંત્ર ! રામના અભિષેકના હરખથી ઉત્સુક હોવાના કારણે મહારાજ આખી રાત જાગતા રહ્યા. રાત્રિના ઉજાગરાથી થાકી ગયેલા તેઓ અત્યારે તો નિદ્રાવશ થયેલા છે.'

तद् गच्छ त्वरितं सुत राजपुत्रं यशस्विनम् ।
राममानय भद्रं ते नात्र कार्या विचारणा ॥ २८ ॥

'હે સૂત ! એટલે તમે જલદી જાઓ અને યશસ્વી રાજકુમાર રામને અહીં બોલાવી લાવો. આ બાબતમાં તમારે વિચાર કરવાની કંઇ જ આવશ્યકતા નથી.'

अश्रुत्वा राजवचनं कथं गच्छामि भामिनि ।
तत् श्रुत्वा मन्त्रिणो वाक्यं राजा मन्त्रिणमब्रवीत् ॥ २९ ॥

આથી સુમંત્રે કહ્યું, 'હે ભામિની ! હું મહારાજની આજ્ઞા વિના કેમ જાઉં ?' મંત્રીની આ વાત સાંભળીને મહારાજ દશરથે કહ્યું.

सुमन्त्र रामं द्रक्ष्यामि शीघ्रमानय सुन्दरम् ।
निर्जगाम स च प्रीत्या त्वरितो राजशासनात् ॥ ३० ॥

'સુમન્ત્ર ! હું સુંદર રામને જોવા માગું છું. જાએ અને એને જલદી લઇને આવો.' તેઓ શ્રીરામને બોલાવી લાવવામાં મહારાજની આજ્ઞા સમજીને પ્રસન્ન થતાં ત્યાંથી જતા રહ્યા.



## ૧૪ (ચૌદમો) સર્ગ શ્રીરામને બોલાવી લાવવાને સુમંત્રનું નિર્ગમન

स राजवचनं श्रुत्वा शिरसा प्रणिपत्य तम् ।
निर्जगाम नृपावासान्मन्यमानः प्रियं महत् ॥ १ ॥

મહારાજનાં વચનો સાંભળીને અને એમને પ્રણામ કરીને સુમંત્ર રાજભવનમાંથી ચાલ્યા ગયા. તેઓ અત્યંત પ્રસન્ન હતા કે આજે રામનો રાજ્યાભિષેક થશે.

प्रपन्नो राजमार्गं च पताकाध्वजशोभितम् ।
हृष्टः प्रमुदितः सूतो जगामाशु विलोकयन् ॥ २ ॥

સુમંત્ર રંગ-બેરંગી ધજા-પતાકાઓથી સુશોભિત રાજમાર્ગ ઉપર થઇને આડું અવળું નિહાળતાં હરખમાં આવીને ઝડપથી ચાલવા લાગ્યા.

ततो ददर्श रुचिरं कैलासशिखरप्रभम् ।
रामवेश्म सुमन्त्रस्तु शक्रवेश्मसमप्रभम् ॥ ३ ॥

થોડી વારમાં જ સુમંત્રે મનોહર કૈલાસ પર્વતનાં શિખર સમાન ઉજ્જવળ અને ઇન્દ્રભવન સમાન સુંદર રામભવનને જોયું.

उपस्थितैः समाकीर्णं जनैरञ्जलिकारिभिः ।
उपादाय समाक्रान्तैस्तथा जानपदैर्जनैः ॥ ४ ॥

એ વખતે ત્યાં ઘણા જ લોકો હાથ જોડીને ઉપસ્થિત હતા. ત્યાં અનેક રાષ્ટ્રોના લોકો પણ હતા, જેઓ શ્રીરામને ઉપહાર આપવાને માટે ભેટની વસ્તુઓ લઇને આવેલા હતા.



स तदन्तःपुरद्वारं समतीत्य जनाकुलम् ।
प्रविविक्तां ततः कक्ष्यामाससाद पुराणवित् ॥ ५ ॥

જ્યાં લોકોની બહુજ ભીડ હતી તે દરવાજો વટાવીને સુમંત્ર અંતઃપુરના અંદરના દરવાજે પહોંચી ગયા, ત્યાં ભીડ ન હતી.

प्रतिवेदितमाज्ञाय सूतमभ्यन्तरं पितुः ।
तत्रैवानाययामास राघवः प्रियकाम्यया ॥ ६ ॥

દ્વારપાળો દ્વારા સુમંત્રના આવ્યાના સમાચાર સાંભળી અને એને પિતાના અંગત સમજીને શ્રીરામે તેમને અંદર બોલાવી લીધા, જેથી સુમંત્ર પ્રસન્નતાનો અનુભવ કરે.

तं वैश्रवणसंकाशमुपविष्टं स्वलंकृताम् ।
ददर्श सूतः पर्यङ्के सौवर्णे सोत्तरच्छदे ॥ ७ ॥

સુમંત્રે અંદર જઇને જોયું કે શ્રીરામ ગાદલું, ચાદર વગેરેથી સુસજ્જિત સુવર્ણ-પલંગ પર કુબેરનાં જેવાં આભૂષણો ધારણ કરી રહેલા બેઠા છે.

तं तपन्तमिवादित्यमुपपन्नं स्वतेजसा ।
ववन्दे वरदं वन्दी विनयज्ञो विनीतवत् ॥ ८ ॥

શ્રીરામ પોતાના તેજથી મધ્યાહ્નના સૂર્યની જેમ ઝગમગતા હતા. શિષ્ટાચારમાં નિષ્ણાત સુમંત્રે વરદાતા શ્રીરામને નમ્રતાપૂર્વક અભિવાદન કર્યા.

***ટિપ્પણી :*** ✱ *અનુપ્રાસ-અલંકારની કેવી સુંદર છટા છે !*

प्राञ्जलिस्तु सुखं पृष्ट्वा विहारशयने स्थितम् ।
राजपुत्रमुवाचेदं सुमन्त्रो राजसत्कृतः ॥ ९ ॥



મહારાજ દ્વારા સંમાનિત સુમંત્રે હાથ જોડીને શય્યા પર વિરાજમાન શ્રીરામને કુશળક્ષેમ પૂછીને કહ્યું કે,

कौसल्या सुप्रजा राम पिता त्वां द्रष्टुमिच्छति ।
महिष्या सह कैकेय्या गम्यतां तत्र मा चिरम् ॥ १० ॥

'હે કૌસલ્યાના સુપુત્ર રામ ! કૈકેયી સહિત મહારાજ દશરથ આપના દર્શનની ઇચ્છા કરે છે. આપ ત્યાં જલદી ચાલો.'

एवमुक्तस्तु संहृष्टो नरसिंहो महाद्युतिः ।
ततः सम्मानयामास सीतामिदमुवाच ह ॥ ११ ॥

સુમંત્રની વાત સાંભળીને પુરુષસિંહ, તેજસ્વી શ્રીરામ અતિ પ્રસન્ન થયા અને આદર પૂર્વક સીતાજીને કહેવા લાગ્યા.

देवि देवश्च देवी च समागम्य मदन्तरे ।
मन्त्रयेते ध्रुवं किञ्चिदभिषेचनसंहितम् ॥ १२ ॥

'હે દેવી ! માતા કૈકેયી અને પિતાજી સંમિલિત થઇને મારા અભિષેકના વિષયમાં અવશ્ય વિચાર-વિમર્શ કરી રહ્યા છે.'

लक्षयित्वा ह्यभिप्रायं प्रियकामा सुदक्षिणा ।
सञ्चोदयति राजानं मदर्थमदिरेक्षणे ॥ १३ ॥

'હે સુલોચને ! મારું અનુમાન છે કે મારા હિતૈષિણી ચતુર માતા કૈકેયી મહારાજના અભિપ્રાયને જાણીને મારા અભિષેક માટે મહારાજને પ્રેરણા આપી રહ્યાં હશે.'

अहं शीघ्रमितो गत्वा द्रक्ष्यामि च महीपतिम् ।
सह त्वं परिवारेण सुखमाप्स्व रमस्व च ॥ १४ ॥



હવે હું અહીંથી જલદી જઇને મહારાજનાં દર્શન કરીશ. તમે અહીં તમારી સખીઓની સાથે આનંદ કરો.

अथ सीतामनुज्ञाप्य कृतकौतुकमङ्गलः ।
निश्चक्राम सुमन्त्रेण सह रामो निवेशनात् ॥ १५ ॥

આ પ્રમાણે સીતાજીને આદેશ આપીને, પોતાના રાજ્યાભિષેક માટે મંગલાચરણ કરીને શ્રીરામ સુમંત્રની સાથે પોતાના ભવનમાંથી બહાર નીકળી ગયા.

ततः पावकसंकाशमारुरोह रथोत्तमम् ।
वैयाघ्रं पुरुषव्याघ्रो राजितं राजनन्दनः ॥ १६ ॥

ત્યારપછી દશરથંદન પુરુષસિંહ શ્રીરામ એક દિવ્ય રથ પર બેસી ગયા જે અગ્નિના સમાન ચમકતો હતો અને વ્યાઘ્રચર્મથી આચ્છાદિત હતો.

छत्रचामरपाणिस्तु लक्ष्मणो राघवानुजः ।
जुगोप भ्रातरं भ्राता रथमास्थाय पृष्ठतः ॥ १७ ॥

શ્રીરામના નાનાભાઇ લક્ષ્મણ હાથમાં છત્ર અને ચમ્મર લઇને રથમાં પાછળ બેસીને તેમની રક્ષા કરી રહ્યા હતા.

## ૧૫ (પંદરમો) સર્ગ શ્રીરામનું પિતાજીની પાસે આગમન

स राजकुलमासाद्य मेघसङ्घोपमैः शुभैः ।
सन्निवर्त्य जनं सर्वं शुद्धान्तःपुरमभ्यगात् ॥ १ ॥

રથમાં બેસીને શ્રીરામ રાજ-ભવનમાં પહોંચ્યા, તે રાજમહેલ વાદળાના સમૂહ જેવો જણાતો હતો. પોતાની સાથેના સર્વે લોકોને દોઢી ઉપર છોડી દઇને શ્રીરામે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.



स ददर्शासने रामो विषण्णं पितरं शुभे ।
कैकेयीसहितं दीनं मुखेन परिशुष्यता ॥ २ ॥

અંતઃપુરમાં જઇને શ્રીરામે જોયું કે મહારાજ દશરથ કૈકેયીની સાથે સુંદર આસન પર બિરાજમાન છે. તેઓ દીન અને દુઃખી છે, તેમનો ચહેરો સૂકાઇ ગયો છે.

स पितुश्चरणौ पूर्वमभिवाद्य विनीतवत् ।
ततो ववन्दे चरणौ कैकेय्याः सुसमाहितः ॥ ३ ॥

શ્રીરામે જાતાં વેંત જ પહેલાં અત્યંત વિનીત ભાવથી પિતાનાં ચરણોમાં માથું નમાવ્યું, પછી બહુ સાવચેતીથી માતા કૈકેયીના ચરણોનો સ્પર્શ કર્યો.

रामेत्युक्त्वा च वचनं बाष्पपर्याकुलेक्षणः ।
शशाक नृपतिर्दीनो नेक्षितुं नाभिभाषितुम् ॥ ४ ॥

શ્રીરામને જોઇને મહારાજા દશરથ કેવળ 'રામ' એટલું જ બોલી શક્યા. કેમકે પછી તો મહારાજના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી તથા તેનું ગળું ગળગળું થઇ ગયું. પછી તેઓ ન તો કંઇ જ દેખી શક્યા, ન તો કંઇ જ બોલી શક્યા.

अचिन्त्यकल्पं हि पितुस्तं शोकमुपधारयन् ।
बभूव संरब्धतरः समुद्र इव पर्वणि ॥ ५ ॥

પોતાના પિતાજીની આવી અસંભાવિત દશા દેખીને વળી એના શોકનું કારણ ન જાણવાથી શ્રીરામ એવા તો વિક્ષુબ્ધ થઇ ગયા કે જાણે પૂનમના દિવસે દરિયો ક્ષુબ્ધ થઇ ગયો હોય.



चिन्तयामास च तदा रामः पितृहिते रतः ।
किंस्विदद्यैव नृपतिर्न मां प्रत्यभिनन्दति ॥ ६ ॥

સદા પિતાનું હિત વિચારવાવાળા શ્રીરામ વિચાર કરવા લાગ્યા કે 'આનું શું કારણ છે કે આજે પિતાજી (આવા પ્રસન્નતાના અવસરે પણ) મારા ઉપર પ્રસન્ન નથી અને મને આશીર્વાદ આપતા નથી !'

अन्यदा मां पिता दृष्ट्वा कुपितोऽपि प्रसीदति ।
तस्य मामद्य सम्प्रेक्ष्य किमायासः प्रवर्तते ॥ ७ ॥

'અન્ય દિવસે તો પિતાજી ગુસ્સામાં હોય તો પણ મને જોતાં જ પ્રસન્ન થઇ જતા હતા પરંતુ આજ મને જોઇને તેમને કષ્ટ કેમ થઇ રહ્યું છે !'

स दीन इव शोकार्तो विषण्णवदनद्युतिः ।
कैकेयीमभिवाद्यैव रामो वचनमब्रवीत् ॥ ८ ॥

આ ચિંતામાં રામનું મોં ઊતરી ગયું, રાંકની જેમ શોકપીડિત અને કાંતિવિરહિત શ્રીરામ કૈકેયીને પગે લાગીને આ વચન બોલ્યા.

कच्चिन्मया नापराद्धमज्ञानाद्येन मे पिता ।
कुपितस्तन्मयाचक्ष्व त्वं चैवैनं प्रसादय ॥ ९ ॥

મારા પિતાજી અપ્રસન્ન થઇ જાય તેવો અપરાધ ભૂલથી અજ્ઞાનવશ થઇ ગયો હોય તો આપ મને મારો વાંક બતાવો, અને મારા વતી આપ એમને પ્રસન્ન કરો = મનાવી લો.

अतोषयन् महाराजमकुर्वन् वा पितुर्वचः ।
मुहूर्तमपि नेच्छेयं जीवितुं कुपिते नृपे ॥ १० ॥



મહારાજનું કીધેલું ન માનીને એમને અસંતુષ્ટ અને કુપિત કરીને હું એક મુહૂર્ત પણ જીવવા નથી માગતો.

एवमुक्ता तु कैकेयी राघवेन महात्मना ।
उवाचेदं सुनिर्लज्जा धृष्टमात्माहतं वचः ॥ ११ ॥

જ્યારે શ્રીરામે કૈકેયીને આ પ્રમાણે વચન કહ્યાં ત્યારે નિર્લજ્જ કૈકેયીએ ધૃષ્ટતાયુક્ત અને સ્વાર્થપૂર્ણ આ વચન કહ્યું.

न राजा कुपितो राम व्यसनं नास्य किञ्चन ।
किञ्चन्मनोगतं त्वस्य त्वद्भयान्नाभिभाषते ॥ १२ ॥

'હે રામ ! ન તો મહારાજ તમારા પર અપ્રસન્ન છે, ન તો એના શરીરમાં કોઈ રોગ છે. એના મનમાં કોઈ એવી વાત છે કે જે તમારા ડરથી તેઓ કહેતા નથી.'

यदि तद्वक्ष्यते राजा शुभं वा यदि वाऽशुभम्
करिष्यसि ततः सर्वमाख्यास्यामि पुनस्त्वहम् ॥ १३ ॥

'જો તમે આ વાત સ્વીકાર કરો કે મહારાજ ઉચિત કે અનુચિત જે કંઈ કહે તેને તમે કરશો જ તો હું તમને બધું જ બતાવી દઉં.'

एतत्तु वचनं श्रुत्वा कैकेय्या समुदाहृतम् ।
उवाच व्यथितो रामस्तां देवीं नृपसन्निधौ ॥ १४ ॥

કૈકેયીએ કહેલાં આ વચનોને સાંભળીને શ્રીરામ અત્યંત દુઃખી થયા, એમણે મહારાજની પાસે બેઠેલી કૈકેયીને કહ્યું.



अहो धिङ् नार्हसे देवि वक्तुं मामीदृशं वचः ।
अहं हि वचनाद्राज्ञः पतेयमपि पावके ॥ १५ ॥
भक्षयेयं विषं तीक्ष्णं मज्जेयमपि चार्णवे ।
नियुक्तो गुरुणा पित्रा नृपेण च हितेन च ॥ १६ ॥

અહો ! ધિક્કાર છે !! હે દેવી ! આવું કહેવું તમને ઉચિત નથી. મહારાજની આજ્ઞાથી હું બળતી ચિતામાં કૂદી પડું તેમ છું. હળાહળ ઝેર પી શકું છું અને દરિયામાં ડૂબી જવાને તૈયાર છું. મારા ગુરુ, હિતકારી, રાજા અને પિતાના આદેશથી એવું કયું કામ છે જે હું કરી ન શકું ?

**ટિપ્પણી :** ✷ *કેવી અદ્‌ભુત પિતૃ-ભક્તિ છે ?*

तद् ब्रूहि वचनं देवि राज्ञो यदभिकाङ्‌क्षितम् ।
करिष्ये प्रतिजाने च रामो द्विर्नाभिभाषते ॥ १७ ॥

હે દેવી ! મહારાજનું જે પણ અભીષ્ટ (ઇચ્છેલું) છે તે તમે મને કહો, હું પ્રતિજ્ઞા કરું છું કે હું એમની આજ્ઞાનું પાલન કરીશ. માતા ! સદા સ્મરણ રાખો રામ બે પ્રકારની વાત નથી બોલતા (રામ જે કહે છે, તેજ કરે છે.)

**ટિપ્પણી :** ✷ *'हनुमन्नाटक' માં આ સંબંધી એક સુંદર શ્લોક છે.*

*द्विः शरं नाभिसंधत्ते द्विः स्थापयति नाश्रितान् ।*
*द्विर्ददाति न चार्थिभ्यो रामो द्विर्नाभिभाषते ॥*
*हनुम० १-४८ ॥*

*રામ બે વાર બાણનું સંધાન કરતા નથી. અર્થાત્ એક બાણને બે વખત વાપરતા નથી. અથવા એક જ બાણથી શત્રુનાં કાર્યનો નાશ કરી દે છે, રામ બે વાર આશ્રિતોને સ્થાપિત કરતા નથી. અર્થાત્ એક જ વાર સારી રીતે યથાસ્થાન નિયુક્ત કરી દે છે. તેઓ યાચકોને બે વાર દાન દેતા નથી; અર્થાત્ એક જ*



*વારના દાનથી દરિદ્રના દારિદ્રયનો નાશ કરી દે છે. રામ બે વાત નથી કરતા. અર્થાત્ એકવાર કરેલી પ્રતિજ્ઞાનું પૂરું પાલન કરે છે. (રામની આજ્ઞા, નિર્ણય અને પ્રતિજ્ઞા અફર છે.)*

तमार्जवसमायुक्तमनार्या सत्यवादिनम् ।
उवाच रामं कैकेयी वचनं भृशदारुणम् ॥ १८ ॥

ત્યારે અનાર્યા = ક્ષુદ્ર આશયવાળી કૈકેયીએ એ સરળ સ્વભાવના તથા સત્યવાદી શ્રીરામને એજ કઠોર વચન કહ્યાં-

पुरा दैवासुरे युद्धे पित्रा ते मम राघव ।
रक्षितेन वरौ दत्तौ सशल्येन महारणे ॥ १९ ॥

' હે રામ ! પૂર્વકાલમાં દેવાસુર-સંગ્રામમાં શત્રુઓનાં બાણોથી ઘવાયેલા તમારા પિતાનું મેં રક્ષણ કર્યું હતુ. તેથી તેમણે મારા પર પ્રસન્ન થઇને મને બે વરદાન આપેલાં.

अत्र मे याचितो राजा भरतस्याभिषेचनम् ।
गमनं दण्डकारण्ये तव चाद्यैव राघव ॥ २० ॥

'હે રામ ! એ બે વરદાનો પૈકી એકથી મેં ભરતનો રાજ્યાભિષેક અને બીજાથી મેં તમારું આજે જ દંડકારણ્યમાં ગમન રાજા પાસેથી માગી લીધાં છે.'

यदि सत्यप्रतिज्ञं त्वं पितरं कर्तुमिच्छसि ।
आत्मानं च नरश्रेष्ठ मम वाक्यमिदं शृणु ॥ २१ ॥

'હે નરશ્રેષ્ઠ ! જો તમે પોતાના પિતાને તથા તમને પોતાને સત્યપ્રતિજ્ઞ સાબિત કરવા ચાહતા હો તો હું જે કંઇ કહું તે તમે સાંભળો.'



सन्निदेशे पितुस्तिष्ठ यथानेन प्रतिश्रुतम् ।
त्वयाऽरण्यं प्रवेष्टव्यं मव वर्षाणि पञ्च च ॥ २२ ॥

'તમે પિતાની આજ્ઞાનાં પાલનમાં સ્થિર = તત્પર રહો. જેમ તેમણે પ્રતિજ્ઞા કરી છે, તેમ-તમારે ચૌદ વર્ષ માટે વનમાં ચાલ્યા જવું જોઇએ.'

भरतस्त्वभिषिच्येत यदेतदभिषेचनम् ।
त्वदर्थे विहितं राजा तेन सर्वेण राघव ॥ २३ ॥

'હે રામ ! મહારાજા દશરથે તમારા રાજ્યાભિષેકના માટે જે સામગ્રી એકઠી કરાવેલી છે, તેનાથી ભરતનો રાજ્યાભિષેક થાય.'

सप्त सप्त च वर्षाणि दण्डकाराण्यमाश्रितः ।
अभिषेकमिमं त्यक्त्वा जटाजिनधरो वस ॥ २४ ॥

તમે આ અભિષેકનો ત્યાગ કરીને જટા અને મૃગચર્મ ધારણ કરીને ચૌદ વરસ સુધી દંડક વનમાં વાસ કરો.

भरतः कोसलपुरे प्रशास्तु वसुधामिमाम् ।
नानारत्न - समाकीर्णां सवाजिरथकुञ्जराम् ॥ २५ ॥

'ભરત કોસલપુરમાં રહીને ભિન્ન ભિન્ન પ્રકારનાં રત્નોથી સમૃદ્ધ અને ઘોડા, રથ અને હાથીઓ સહિતના આ રાજ્યનું પ્રશાસન કરે.'

एतेन त्वां नरेन्द्रोऽयं कारुण्येन समाप्लुतः ।
शोक-संक्लिष्ट-वदनो न शक्नोति निरीक्षितुम् ॥ २६ ॥



'મહારાજા કરુણાપૂર્ણ હોવાથી, શોકથી એમનું મુખ સુકાતું હોવાથી, તેઓ તમારી તરફ જોઇ પણ શકતા નથી.'

एतत्कुरु नरेन्द्रस्य वचनं रघुनन्दन ।
सत्येन महता राम तारयस्व नरेश्वरम् ॥ २७ ॥

'હે રઘુનંદન ! તમે મહારાજની આ પ્રતિજ્ઞાને પૂર્ણ કરો. રામ ! મહાન્ સત્યના પાલન દ્વારા તમે મહારાજનો ઉદ્ધાર કરો.'

इतीव तस्यां परुषं वदन्त्यां
न चैव रामः प्रविवेश शोकम् ।
प्रविव्यथे चापि महानुभावो
राजा तु पुत्रव्यसनाभितप्तः ॥ २८ ॥

કૈકેયી આ પ્રકારનાં કઠોર વચનો બોલી તો પણ શ્રીરામને જરાપણ શોક ન થયો. પરંતુ મહારાજા દશરથ જે પહેલાંથી જ દુઃખી હતા તે રામનાં સંભાવિત વિયોગના કારણે આવી પડનારી આપદાથી અત્યંત વ્યાકુળ થઇ ગયા.

## ૧૬ (સોળમો) સર્ગ રામની પ્રતિજ્ઞા

तदप्रियममित्रघ्नो वचनं मरणोपमम् ।
श्रुत्वा न विव्यथे रामः कैकेयीं चेदमब्रवीत् ॥ १ ॥

શત્રુ-સંહારક શ્રીરામ મૃત્યુના સમાન પીડા-દાયક કૈકેયીનાં એ અપ્રિય વચનોને સાંભળીને જરા પણ દુઃખી ન થયા અને તેમણે તેને કહ્યું :-

एवमस्तु गमिष्यामि वनं वस्तुमहं त्वितः ।
जटाजिनधरो राज्ञः प्रतिज्ञामनुपालयन् ॥ २ ॥



"બહુ જ સારું" "એમ જ થશે. મહારાજની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે હું જટા અને વલ્કલ વસ્ત્રો ધારણ કરીને હમણાં જ નગર છોડીને વનમાં જતો રહીશ."

परन्तु ज्ञातुमिच्छामि किमर्थं मां महीपतिः ।
नाभिनन्दति दुर्धर्षो यथापूर्वमरिन्दमः ॥ ३ ॥

'કિંતુ હું એ અવશ્ય જાણવા માગું છું કે અજેય અને શત્રુ-સંહારક મહારાજા પૂર્વવત્ મારી સાથે વાત કેમ નથી કરતા !'

अलीकं मानसं त्वेकं हृदयं दहतीव मे ।
स्वयं यन्नाह मां राजा भरतस्याभिषेचनम् ॥ ४ ॥

'એક માનસિક દુઃખ મારાં હૃદયને ખોટી રીતે બાળી રહ્યું છે, કે મહારાજે પોતાની જાતે ભરતના અભિષેકના વિષયમાં સીધું મને કેમ ન કહ્યું ?!'

अहं हि सीतां राज्यं च प्राणानिष्टान् धनानि च ।
हृष्टो भ्रात्रे स्वयं दद्यां भरताय प्रचोदितः ॥ ५ ॥

'મહારાજની તો વાત જ ક્યાં કરવી, હું તો તમારા કહેવા માત્રથી જ પ્રસન્નતા પૂર્વક ભાઇ ભરતના માટે માત્ર રાજ્ય જ નહીં, પરંતુ સીતા, મારાં પ્રાણ, ઇષ્ટ અને ધન બધું જ ત્યજી શકું છું.'

सा हृष्टा तस्य तद्वाक्यं श्रुत्वा रामस्य कैकेयी ।
प्रस्थानं श्रद्दधाना हि त्वारयामास राघवम् ॥ ६ ॥

શ્રીરામનાં આ વચનને સાંભળીને કૈકેયી બહુ જ ખુશ થઇ, રામની વનમાં જવાની વાતમાં તેને વિશ્વાસ બેઠો. તેથી તે શ્રીરામને પ્રસ્થાન કરવાની ઉતાવળ કરાવવા લાગી.



तव त्वहं क्षमं मन्ये नोत्सुकस्य विलम्बनम् ।
रम तस्मादितः शीघ्रं वनं त्वं गन्तुमर्हसि ॥ ७ ॥

'હે રામ ! તમે વનમાં જવાને ઉત્સુક છો તો વિલંબ કરવો ઠીક નથી. તમારે જલદી જ અહીંથી વનની યાત્રા માટે પ્રસ્થાન કરવું જોઇએ.'

व्रीडान्वितः स्वयं यच्च नृपस्त्वां नाभिभाषते ।
नैतत्किंचिन्नरश्रेष्ठ मन्युरेषोऽयनीयताम् ॥ ८ ॥

'મહારાજા સ્વયં તમને વનમાં જવાનું નથી કહી રહ્યા તેનું કારણ કેવળ લજ્જા છે, તો કંઇ નહી. તમે એ ચિંતાને મનમાંથી કાઢી નાખો.'

यावत्त्वं न वनं यातः पुरादस्मादभित्वरन् ।
पिता तावन्न ते राम स्नास्यते भोक्ष्यतेऽपि वा ॥ ९ ॥

'હે રામ ! જ્યાં સુધી તમે આ નગરમાંથી (ઉતાવળ કરીને) વનમાં નહીં ચાલ્યા જાઓ, ત્યાં સુધી મહારાજ ન સ્નાન કરશે કે નહિ ભોજન કરશે.'

धिक्कष्टमिति निःश्वस्य राजा शोकपरिप्लुतः ।
मूर्च्छितो न्यपतत्तस्मिन् पर्यङ्के हेमभूषिते ॥ १० ॥

કૈકેયીનાં આ વચનો સાંભળીને મહારાજા ''ધિક્કાર છે, દુઃખની વાત છે'' એમ બોલતાં બોલતાં અત્યંત શોક પીડિત થઇ, નિઃશ્વાસ છોડતા રહી, મૂર્ચ્છિત થઇને સુવર્ણ જડિત પલંગ પર પડી ગયા.

रामोऽप्युत्थाय राजानं कैकेय्याऽभिप्रचोदितः ।
कशयेवाहतो वाजी वनं गन्तुं कृतत्वरः ॥ ११ ॥



શ્રીરામે મહારાજ દશરથને બેઠા કર્યા, પછી ચાબુકનો માર ખાઇને જેમ ઘોડો ભાગે તેમ કૈકેયીની પ્રેરણાથી રામ વનમાં જવાની ઉતાવળ કરવા લાગ્યા.

तदप्रियमनार्याया वचनं दारुणोपमम् ।
श्रुत्वा गतव्यथो रामः कैकेयीं वाक्यमब्रवीत् ॥ १२ ॥

ભાવી જીવનમાં ઘોર દુઃખોને ઉત્પન્ન કરનારાં દુષ્ટ કૈકેયીનાં એ અપ્રિય વચનોને સાંભળીને પણ રામ વ્યથિત (દુઃખી)ન થયા, તેઓએ કૈકેયીને કહ્યું.

नाहमर्थपरो देवि ! लोकमावस्तुमत्सहे ।
विद्धि मामृषिभिस्तुल्यं केवलं धर्ममास्थितम् ॥ १३ ॥

'હે દેવી ! હું ધન = રાજ્યાદિ - ઐશ્વર્યનો લાલચુ થઇને સંસારમાં રહેવા નથી ઇચ્છતો, મને તો આપ કેવળ ઋષિઓના તુલ્ય ધર્મનિષ્ઠ સમજો.'

यदत्रभवतः किञ्चिच्छक्यं कर्तुं प्रियं मया ।
प्राणानपि परित्यज्य सर्वथा कृतमेव तत् ॥ १४ ॥

'જો હું મારા પ્રાણો આપીને પણ પૂજ્ય પિતાજીનું અભીષ્ટ કાર્ય કરી શકું તો જ એ કાર્યને કરેલું સમજો. અર્થાત્ પિતાજીને પ્રસન્ન કરવાને માટે તો હું પ્રાણ પણ આપી શકું છું. પછી વન જવાની તો વાત જ ક્યાં રહી ?'

न ह्यतो धर्मचरणं किञ्चिदस्ति महत्तरम् ।
यथा पितरि शुश्रूषा तस्य वा वचनक्रिया ॥ १५ ॥



'પિતાજીની સેવા અને એમની આજ્ઞાના પાલનથી વધારે મહત્ત્વનું કોઇ ધર્માચરણ સંસારમાં છે જ નહિ.'

अनुक्तोऽप्यत्रभवता भवत्या वचनादहम् ।
वने वत्स्यामि विजने वर्षाणीह चतुर्दश ॥ १६ ॥

'પૂજ્ય પિતાશ્રી ન કહે તો પણ આપનાં જ વચનથી હું ચૌદ વર્ષ સુધી નિર્જન વનમાં વાસ કરીશ.'

न नूनं मयि कैकेयि किञ्चिदाशंससे गुणान् ।
यद्राजानमवोचस्त्वं ममेश्वरतरा सती ॥ १७ ॥

'હે સતી ! કૈકેયી ! મારા માટે આપ પિતાજીથી પણ અધિક પૂજ્ય છો પરંતુ આપ મારા સ્વભાવ (માતા-પિતાની આજ્ઞાનું પાલન)ને ન જાણી શક્યાં. જો તમે જાણતા હોત તો આવી તુચ્છ વાત પિતાજીને ન કહેત.'

यावन्मातरमा पृच्छे सीतां चानुनयाम्यहम् ।
ततोऽद्यैव गमिष्यामि दण्डकानां महद्वनम् ॥ १८ ॥

'ભલે, જે થયું તે થયું. હવે હું માતા કૌસલ્યાની આજ્ઞા લઇ લઉં અને સીતાજીને સમજાવી દઉં, એટલી જ વાર છે મારે દંડકવનમાં જવાને.'

भरतः पालयेद्राज्यं शुश्रूषेच्च पितुर्यथा ।
तथा भवत्या कर्तव्यं स हि धर्मः सनातनः ॥ १९ ॥

'આપ એવો પ્રયત્ન કરજો કે જેથી ભરત સારી રીતે રાજ્યનું પાલન કરે અને પિતાજીની સેવા-શુશ્રૂષા કરે, કેમકે પુત્રને માટે એ જ સનાતન ધર્મ છે.'



स रामस्य वचः श्रुत्वा भृशं दुःखहतः पिता ।
शोकादशक्नुवन्बाष्पं प्ररुरोद महास्वनम् ॥ २० ॥

અતિશય દુઃખથી પીડિત મહારાજા દશરથ શ્રીરામનાં આ વચનોને સાંભળીને શોકથી ગળગળા કંઠે બોલી તો શક્યા નહિ પરંતુ તેઓ ઊંચા અવાજે ડૂસકાં ભરીને રડવા લાગ્યા.

वन्दित्वा चरणौ रामो विसंज्ञस्य पितुस्तदा ।
कैकेय्याश्चाप्यनार्याया निष्पपात महाद्युतिः ॥ २१ ॥

મહા તેજસ્વી શ્રીરામે મૂર્ચ્છિત પિતાનાં ચરણોને વંદન કર્યા, પછી અનાર્યા કૈકેયીનો ચરણ સ્પર્શ કર્યો.

स रामः पितरं कृत्वा कैकेयीं च प्रदक्षिणम् ।
निष्क्रम्यान्तःपुरात्तस्मात्स्वं ददर्श सुहृज्जनम् ॥ २२ ॥

પિતાજી અને કૈકેયીની પ્રદક્ષિણા કરી, અંતઃપુરમાંથી બહાર નીકળીને શ્રીરામે પોતાના ઇષ્ટ મિત્રોને જોયા.

तं बाष्पपरिपूर्णाक्षः पृष्ठतोऽनु जगाम ह ।
लक्ष्मणः परमक्रुद्धः सुमित्रानन्दवर्धनः ॥ २३ ॥

શ્રીરામની પાછળ પાછળ સુમિત્રાના આનંદને વધારનારા, અત્યંત કુપિત તથા આંખોમાં આંસુ-ભર્યા શ્રીલક્ષ્મણજી પણ ચાલ્યા.

***ટિપ્પણી :*** ✷ *શ્રીલક્ષ્મણજી રામની સાથે ગયા હતા, એનો ઉલ્લેખ ૧૪/૧૭માં થઇ ગયો છે. શ્રીરામ અંદર જતા રહ્યા અને લક્ષ્મણજી શયનાગારની બહાર ઊભા રહીને શ્રીરામ અને કૈકેયીનો સંવાદ સાંભળતા રહ્યા. મૂળમાં આ વાર્તાલાપ સાંભળવાનો ઉલ્લેખ નથી. પરંતુ ઉક્ત શ્લોકથી આ વાત સ્પષ્ટ છે.*



न चास्य महतीं लक्ष्मीं राज्यनाशोऽपकर्षति ।
लोककान्तस्य कान्तत्वाच्छीतरश्मेरिव क्षयः ॥ २४ ॥

(ક્ષીણ ચંદ્રમાની જેમ) રાજ્યાભિષેક ન થવાનાં કારણથી સહજ કાન્તિયુક્ત, લોકપ્રિય શ્રીરામની મુખપ્રભામાં કોઇ ફરક ન પડ્યો. કૃષ્ણ પક્ષમાં શીતલ કિરણોવાળો ચંદ્ર નિરંતર ક્ષીણ થતો જાય છે તો પણ તેનાં સૌંદર્ય કે લોકપ્રિયતા ઓછાં નથી થતાં, એવી જ રીતે રાજ્ય નાશ થયા છતાં પણ શ્રીરામની શોભા પૂર્વવત્ જ રહી હતી.

न वनं गन्तुकामस्य त्यजतश्च वसुन्धराम् ।
सर्वलोकातिगस्येव लक्ष्यते चित्तविक्रिया ॥ २५ ॥

જો કે શ્રીરામચંદ્રજી અખિલ પૃથ્વીનું રાજ્ય છોડીને વનમાં જઇ રહ્યા હતા તો પણ જીવનમુક્ત મહાયોગેશ્વરની જેમ એમના મનમાં કોઇ જાતનો વિકાર કોઇના જોવામાં આવ્યો જ નહીં.

सर्वो ह्यभिजनः श्रीमान् श्रीमतः सत्यवादिनः ।
नालक्षयत रामस्य किञ्चिदाकारमानने ॥ २६ ॥

રાજ્યાભિષેકમાં સમ્મિલિત થવાને શણગાર સજીને આવેલા રામની નજીકમાં જ ઊભેલા લોકોએ પણ સત્યવાદી રામનાં મુખપર કોઇ વિકાર જોયો નહિ.

***ટિપ્પણી :*** ✹ *મહર્ષિ વસિષ્ઠે શ્રીરામની આ અવસ્થાનું વર્ણન આ શબ્દોમાં કરેલું છે.*

*आहूतस्याभिषेकाय विसृष्टस्य वनाय च ।*
*न मया लक्षितस्तस्य स्वल्पोऽप्याकार-विभ्रमः ॥ -अज्ञात*

*રાજ્યાભિષેક માટે બોલાવી લીધેલા પણ વનમાં જવાનો આદેશ પ્રાપ્ત કરનારા બંને સ્થિતિઓમાં રામચંદ્રજીની મુખ મુદ્રા પર મેં કોઇ વિકાર ન જોયો.*



प्रतिषिध्य शुभं छत्रं व्यजने च स्वलंकृते ।
विसर्जयित्वा स्वजनं रथं पौरांस्तथा जनान् ॥ २७ ॥
धारयन्मनसा दुःखमिन्द्रियाणि निगृह्य च ।
प्रविवेशात्मवान्वेश्म मातुरप्रियशंसिवान् ॥ २८ ॥

શ્રીરામે શુભ છત્ર તથા અલંકૃત ચમ્મર દૂર કરાવ્યાં, રથને, પોતાના ઇષ્ટ મિત્રોને, પુરવાસીઓને તથા બહારના લોકોને વિદાય કર્યા. પિતાના દુઃખને મનમાં ધારણ કરીને અને પોતાની ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખીને આત્મવિજયી રામ આ અપ્રિય ઘટના કહેવા માટે માતા કૌસલ્યાના મહેલામાં દાખલ થયા.

## ૧૭ (સત્તરમો) સર્ગ કૌસલ્યાનું રુદન

सा क्षौमवसना हृष्टा नित्यं व्रतपरायणा ।
अग्निं जुहोति स्म तदा मन्त्रवत्कृतमङ्गला ॥ १ ॥

નિત્ય વ્રત-પરાયણ કૌસલ્યા એ સમયે રેશમી વસ્ત્ર પહેરીને, મંત્રોનો ઉચ્ચાર કરતી રહીને અગ્નિહોત્ર કરી રહી હતી.

सा चिरस्यात्मजं दृष्ट्वा मातृनन्दनमागतम् ।
अभिचक्राम संहृष्टा किशोरं वडवा यथा ॥ २ ॥

સદા માતાને પ્રસન્ન કરનારા પુત્રને લાંબા સમય પછી આવેલો જોઇ માતા કૌસલ્યા પ્રસન્ન થઇને તેના તરફ એવી રીતે દોડ્યા કે જેવી રીતે ઘોડી પોતાના વછેરાંને જોઇને તેના તરફ દોડી જાય છે.



स मातरमभिक्रान्तामुपसंगृह्य राघवः ।
परिष्वक्तश्च बाहुभ्यामुपाघ्रातश्च मूर्धनि ॥ ३ ॥

શ્રીરામે નજીક આવેલી માતાનો ચરણ સ્પર્શ કર્યો. માતાએ તેના બન્ને હાથ પકડીને તેને હૃદયથી લગાડીને તેનું માથું સૂંઘ્યું.

तमुवाच दुराधर्षं राघवं सुतमात्मनः ।
कौसल्या पुत्रवात्सल्यादिदं प्रियहितं वचः ॥ ४ ॥

ત્યારપછી કૌસલ્યા સ્નેહવશ પોતાના દુર્જેય પુત્રને આ હિતકારી વચન બોલ્યાં.

वृद्धानां धर्मशीलानां राजर्षीणां महात्मनाम् ।
प्राप्नुह्यायुश्च कीर्तिं च धर्मं चाप्युचितं कुले ॥ ५ ॥

'હે પુત્ર ! ધર્મશીલ, વૃદ્ધ, મહાત્માઓ અને રાજર્ષિઓનાં આયુષ્યને તથા કીર્તિને તું પ્રાપ્ત કરજે, અને કુલોચિત ધર્મના પાલનમાં સદા આસકત રહેજે.'

सत्यप्रतिज्ञं पितरं राजानं पश्य राघव ।
अद्यैव हि त्वां धर्मात्मा यौवराज्येऽभिषेक्ष्यति ॥ ६ ॥

'હે રામ ! તમે હવે સત્યપ્રતિજ્ઞ મહારાજના દર્શન કરો, કેમકે તેઓ ધર્માત્મા આજે તમારો યુવરાજ-પદ પર અભિષેક કરશે.'

दत्तमासनमालभ्य भोजनेन निमन्त्रितः ।
मातरं राघवः किञ्चित् प्रसार्याञ्जलिमब्रवीत् ॥ ७ ॥



આમ કહીને માતાએ એને ભોજન કરવાનું કહ્યું અને બેસવા મટે આસન આપ્યું. શ્રીરામ એ આસનનો સ્પર્શ કર્યો ને હાથ જોડીને બોલ્યા,

देवि ! नूनं न जानीषे महद्भयमुपस्थितम् ।
इदं तव च दुःखाय वैदह्या लक्ष्मणस्य च ॥ ८ ॥

'હે દેવી ! આપને માટે, સીતા અને લક્ષ્મણને માટે પણ જે મોટો ભય ઉપસ્થિત થઇ ગયો છે, નક્કી જ તમે તેના સંબંધમાં કશું જ જાણતાં નથી.'

गमिष्ये दण्डकारण्यं किमनेनासनेन मे ।
विष्टरासनयोग्यो हि कालोऽयं मामुपस्थितः ॥ ९ ॥

'હું તો હવે દંડક વનમાં જઇ રહ્યો છું, એટલે હવે આ આસનનું મારે શું પ્રયોજન છે ? હવે તો મારે માટે દર્ભાસન પર બેસવાનો સમય આવી ગયો છે.

चतुर्दश हि वर्षाणि वत्स्यामि विजने वने ।
स्वादूनि हित्वा भोज्यानि फलमूलकृताशनः ॥ १० ॥

*'હવે તો હું સ્વાદિષ્ટ ભોજન છોડીને કંદ, મૂળ અને ફળોથી જીવનનો નિર્વાહ કરતો રહીને ચૌદ વર્ષ પર્યન્ત નિર્જન વનમાં વાસ કરીશ.'*

***ટિપ્પણી :*** ✱ *પશ્ચિમોત્તરીય સંસ્કરણમાં આ જ પાઠ છે અને આ પાઠ જ ઉચિત પણ છે.*

भरताय महाराजो यौवराज्यं प्रयच्छति ।
मां पुनर्दण्डकारण्ये विवासयति तापसम् ॥ ११ ॥



'મહારાજ દશરથ ભાઇ ભરતને યુવરાજ પદ આપી રહ્યા છે અને મને તપસ્વીનો વેશ ધારણ કરીને વનમાં રહેવાની આજ્ઞા આપી રહ્યા છે.'

सा निकृत्तेव सालस्य यष्टिः परशुना वने ।
पपात सहसा देवी देवतेव दिवश्च्युता ॥ १२ ॥

શ્રીરામનાં આ વચનો સાંભળીને દેવી કૌસલ્યા કુહાડીથી કાપેલી સાલવૃક્ષની ડાળીની જેમ તરત જમીન પર પટકાઇ પડ્યાં, જાણે કે કોઇ તારો આકાશમાંથી ખરી પડ્યો. ( साल = રાળનું ઝાડ, शाल = સાગનું ઝાડ)

तामदुःखोचितां दृष्ट्वा पतितां कदलीमिव ।
रामस्तूत्थापयामास मातरं गतचेतसाम् ॥ १३ ॥

કાપેલી કેળની જેમ જમીન પર પડેલી, સુખોને યોગ્ય, ચેતનાશૂન્ય માતા કૌસલ્યાને ઝટ ઊઠાડીને બેસાડી દીધાં.

सा राघवमुपासीनमसुखार्ता सुखोचिता ।
उवाच पुरुषव्याघ्रमुपशृण्वति लक्ष्मणे ॥ १४ ॥

જે કૌસલ્યા સુખ પ્રાપ્ત કરવાને યોગ્ય હતાં તેમણે દુઃખી થઇને લક્ષ્મણને સંભળાવતાં રહીને પાસે બેઠેલા પુરુષસિંહ શ્રીરામને કહ્યું.

यदि पुत्र न जायेथा मम शोकाय राघव ।
न स्म दुःखमतो भूयः पश्येयमहमप्रजाः ॥ १५ ॥

'હે રામ ! જો તું આ વિયોગ-જન્ય શોકને માટે ઉત્પન્ન જ ન થયો હોત તો સંતાન-હીન હોવાનો સંતાપ જ મનમાં રહેત. આ પુત્ર-વિયોગ-જન્ય દુઃખ તો ન દેખવું પડત.'



एक एव हि वन्ध्यायाः शोको भवति मानसः ।
अप्रजाऽस्मीति सन्तापो न ह्यन्यः पुत्र विद्यते ॥ १६ ॥

'કેમકે વંધ્યાને કેવળ એક જ માનસિક દુઃખ હોય છે, કે હું નિઃસંતાન છું. પરંતુ પુત્ર ! એને બીજી કોઇ બળતરા તો નથી હોતી !'

अपश्यन्ती तव मुखं परिपूर्णशशिप्रभम् ।
कृपणा वर्तयिष्यामि कथं कृपणजीविकाम् ॥ १७ ॥

'હે રામ ! પૂનમના ચંદ્રની આભા સમાન શોભતું તારું મુખડું જોયા વગર હું અભાગણી કેવી રીતે મારું રાંકડું જીવન વીતાવીશ.'

स्थिरं तु हृदयं मन्ये ममेदं यन्न दीर्यते ।
प्रावृषीव महानद्याः स्पृष्टं कूलं नवाम्भसा ॥ १८ ॥

'મારું આ હૃદય બહુ જ કઠોર જણાય છે, કે વર્ષાઋતુમાં મોટી નદીનાં (પૂરનાં) નવાં પાણીનો સ્પર્શ કરતા કિનારાની જેમ તૂટી-ફૂટી નથી જતું !'

स्थिरं हि नूनं हृदयं ममायसं
न भिद्यते यद् भुवि नावदीर्यते ।
अनेन दुःखेन च देहमर्पितं
ध्रुवं ह्यकाले मरणं न विद्यते ॥ १९ ॥

'નક્કી મારું હૃદય લોઢાનું બનેલું છે, કે તે આવાં દુઃખથી યુકત હોવા છતાં પણ ફાટી પડતું નથી ! દુઃખથી આખું શરીર વ્યાપ્ત છે તો પણ એ ચીરાઇને પૃથ્વીપર નથી પડતું ! આનાથી એ નિશ્ચય થાય છે કે કસમયે કોઇને મૃત્યુ પણ ઉઠાવી નથી જતું !'



## ૧૮ (અઢારમો) સર્ગ લક્ષ્મણનો કકળાટ

तथा तु विलपन्तीं तां कौसल्यां राममातरम् ।
उवाच लक्ष्मणो दीनस्तत्कालसदृशं वचः ॥ १ ॥

આ પ્રકારે વિલાપ કરતી રામની માતા કૌસલ્યાને (જોઇને) દુઃખી લક્ષ્મણ આ સમયને ઉચિત વચન બોલ્યા.

न रोचते ममाप्येतदार्ये यद्राघवो वनम् ।
त्यक्त्वा राज्यश्रियं गच्छेत्स्त्रिया वाक्यवशंगतः ॥ २ ॥

'હે આર્યા ! મને તો આ વાત ઠીક નથી લાગતી કે સ્ત્રીને વશ થઇ ગયેલા મહારાજના કહેવાથી શ્રીરામ રાજલક્ષ્મીને છોડીને વનમાં ચાલ્યા જાય.'

नास्यापराधं पश्यामि नापि दोषं तथाविधम् ।
येन निर्वास्यते राष्ट्राद्वनवासाय राघवः ॥ ३ ॥

'મને શ્રીરામનો એવો કોઇ અપરાધ અથવા દોષ જોવામાં આવતો નથી કે જેથી કરીને તેમને વનવાસ માટે રાષ્ટ્રમાંથી કાઢી મૂકવામાં આવે.'

न तं पश्याम्यहं लोके परोक्षमपि यो नरः ।
स्वमित्रोऽपि निरस्तोऽपि योऽस्य दोषमुदाहरेत् ॥ ४ ॥

'હું આ લોકમાં એવા કોઇ મિત્રને કે શત્રુને પણ નથી જોતો કે જે પીઠ પાછળ રહીને પણ એનો દોષ બતાવી શકે.'

देवकल्पमृजुं दान्तं रिपूणामपि वत्सलम् ।
अवेक्षमाणः को धर्मं त्यजेत्पुत्रमकारणात् ॥ ५ ॥



'એવો કોણ ધર્માત્મા પિતા હશે જે પોતાના દેવતુલ્ય, સરલ સ્વભાવવાળા, જિતેન્દ્રિય, શત્રુઓ પર પણ કૃપા કરનારા પુત્રને પ્રાપ્ત કરીને પછી વગર કારણે ત્યજી દેશે ?'

तदिदं वचनं राज्ञः पुनर्बाल्यमुपेयुषः ।
पुत्रः को हृदये कुर्याद्राजवृत्तमनुस्मरन् ॥ ६ ॥

'આવી બાળક બુદ્ધિ રાખનારા રાજાના વનગમન રૂપ આદેશને કયો રાજનીતિમાં વિશારદ પુત્ર સ્વીકાર કરી શકે ?'

यावदेव न जानति कश्चिदर्थमिमं नरः ।
तावदेव मया सार्धमात्मस्थं कुरु शासनम् ॥ ७ ॥

'(પછી લક્ષ્મણજી શ્રીરામને સંબોન કરીને બોલ્યા) હે ભાઇ ! લોકોમાં આ સમાચાર ફેલાઇ જાય તે પહેલાં જ આપ મારી સાથે મળીને આ રાજ્યને પોતાના અધીન કરી લો.'

मया पार्श्वे सधनुषा तव गुप्तस्य राघव ।
कः समर्थोऽधिकं कर्तुं कृतान्तस्येव तिष्ठतः ॥ ८ ॥

'હે રાઘવ ! જ્યારે હું સાક્ષાત્ મૃત્યુ જેવો હાથમાં ધનુષ લઇને આપની રક્ષા કરનારો છું ત્યારે કોની શકિત છે, જે આપની સામે જોવાની પણ હિંમત કરી શકે ?'

निर्मनुष्यामिमां सर्वामयोध्यां मनुजर्षभः ।
करिष्यामि शरैस्तीक्ष्णैर्यदि स्थास्यति विप्रिये ॥ ९ ॥

'હે પુરુષપુંગવ ! જો કોઇ વિરોધમાં ઊભો થશે તો હું તીક્ષ્ણ બાણો વડે આખી અયોધ્યાને નિર્જન કરી દઇશ.' (અથવા જો અયોધ્યા વિરોધ કરશે તો)



भरतस्याथ पक्ष्यो वा यो वाऽस्य हितमिच्छति ।
सर्वानेतान्वधिष्यामि मृदुर्हि परिभूयते ॥ १० ॥

'જેઓ ભરતના પક્ષપાતી અથવા હિતેષી છે, તેઓને બધાને હું મારી નાખીશ. હું કોમળ નહીં બનું, કેમકે સીધો સાદો માણસ જ સદાય દબાઇ જતો હોય છે.

प्रोत्साहितोऽयं कैकेय्या स दुष्टो यदि नः पिता ।
अमित्रभूतो निःसङ्गं वध्यतां वध्यतामपि ॥ ११ ॥

'જો કૈકેયીના ઉશ્કેરવાથી આપણા પિતાજી આપણા દુષ્ટ શત્રુ બની જાય તો અવધ્ય હોવા છતાં પણ નિઃસંકોચ એમને મારી નાખવા જોઇએ.'

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथं प्रतिपन्नस्य कार्यं भवति शासनम् ॥ १२ ॥

'જો ગુરુ પણ અભિમાનમાં આવીને કર્તવ્ય-અકર્તવ્યને ભૂલી જાય અને અવળા માર્ગે ચાલવા લાગે તો તેને પણ દંડ દેવો જોઇએ.'

अनुरक्तोऽस्मि भावेन भ्रातरं देवि तत्त्वतः ।
सत्येन धनुषा चैव दत्तेनेष्टेन ते शपे ॥ १३ ॥

(લક્ષ્મણજીએ પછી કૌસલ્યાજીને કહ્યું-) 'હે દેવી ! હું સત્યના, ધનુષના, આપેલા દાનના, તથા ઇષ્ટ = અગ્નિહોત્રના સોગંદ ખાઇને કહું છું કે હું દરેક પ્રકારે શ્રીરામનો અનુરાગી છું.'

दीप्तमग्निमरण्यं वा यदि रामः प्रवेक्ष्यति ।
प्रविष्टं तत्र मां देवि त्वं पूर्वमवधारय ॥ १४ ॥



'હે દેવી ! શ્રીરામ બળતી આગમાં અથવા અરણ્યમાં,જ્યાં પણ પ્રવેશ કરશે, ત્યાં આપ મને પહેલાંથી જ પ્રવેશી ગયેલો જોશો.'

हरामि वीर्याद्दुःखं ते तमः सूर्य इवोदितः ।
देवी पश्यतु मे वीर्यं राघवश्चैव पश्यतु ॥ १५ ॥

'જેવી રીતે સૂર્ય પોતાના પ્રકાશથી અંધકારને નષ્ટ કરી દે છે, તેવી જ રીતે હું મારાં પરાક્રમથી આપનાં બધાં જ કષ્ટોને હમણાં જ નષ્ટ કરી નાખું છું. તે તમે અને શ્રીરામ જોતાં જ રહો.'

एतत्तु वचनं श्रुत्वा लक्ष्मणस्य महात्मनः ।
उवाच रामं कौसल्या रुदन्ती शोकलालसा ॥ १६ ॥

મહાત્મા લક્ષ્મણનાં આ વચનો સાંભળીને શોકાતુર કૌસલ્યા રડતા રડતા શ્રીરામને કહેવા લાગ્યાં.

भ्रातुस्ते वदतः लक्ष्मणस्य श्रुतं त्वया ।
यदत्रानन्तरं तत्त्वं कुरुष्व यदि रोचते ॥ १७ ॥

'હે વત્સ ! તે તારા ભાઇ લક્ષ્મણની વાત સાભળી લીધી, હવે તને ઉચિત લાગે તેમ તું કર.'

न चाधर्म्यं वचः श्रुत्वा सपत्न्या मम भाषितम् ।
विहाय शोकसन्तप्तां गन्तुमर्हसि मामितः ॥ १८ ॥

'મારી શોક કૈકેયીની અધર્મ યુકત વાત સાંભળીને મને, શોક, સંતપ્ત તારી માતાને છોડીને, તું અહીંથી વનમાં જતો રહે તે ઉચિત નથી.'



धर्मज्ञः यदि धर्मिष्ठो धर्मं चरितुमिच्छसि ।
शुश्रूष मामिहस्थस्त्वं चर धर्ममनुत्तमम् ॥ १९ ॥

'હે ધર્મજ્ઞ ! જો તું ધર્મિષ્ઠ છે અને તારે ધર્માચરણ જ કરવું છે, તો અહીં રહીને મારી સેવા કર. કેમકે માતાની શુશ્રૂષાથી ચઢિયાતો બીજો કયો ધર્મ છે ?'

यथैव राजा पूज्यस्ते गौरवेण तथा ह्यहम् ।
त्वां नाहमनुजानामि न गन्तव्यमितो वनम् ॥ २० ॥

'જેવા તારા માટે મહારાજ પૂજ્ય છે, તેવી જ - તેનાથી પણ અધિક પૂજ્ય હું છું. હું તને વનમાં જવાની આજ્ઞા દેતી નથી. એટલે તારે (અહીંથી) વનમાં જવું ન જોઇએ.'

त्वद्वियोगान्न मे कार्यं जीवितेन सुखेन वा ।
त्वया सह मम श्रेयस्तृणानामपि भक्षणम् ॥ २१ ॥

'તારા વિયોગમાં નથી મને કોઇ સુખ અને નથી જીવવાની અભિલાષા તારી સાથે રહીને ઘાસ ખાઇને રહેવામાં પણ મારું કલ્યાણ છે.'

यदि त्वं यास्यसि वनं त्यक्त्वा मां शोकलालसाम् ।
अहं प्रायमिहासिष्ये न हि शक्ष्यामि जीवितुम् ॥ २२ ॥

'જો તું મને અહીં શોકથી સંતપ્ત છોડીને વનમાં જતો રહેશે, તો હું અનશન કરીને બેસી જઇશ અને મારા પ્રાણ આપી દઇશ.'

## ૧૯ (ઓગણીસમો) સર્ગ રામનું કૌસલ્યાને સમજાવવું

विलपन्तीं तथा दीनां कौसल्यां जननीं ततः ।
उवाच रामो धर्मात्मा वचनं धर्मसंहितम् ॥ १ ॥

આ પ્રમાણે વિલાપ કરતી દીન-દુઃખી કૌસલ્યા માતાને ધર્માત્મા રામે ધર્મયુકત વચન કહ્યું કે-

नास्ति शक्तिः पितुर्वाक्यं समतिक्रमितुं मम ।
प्रसादये त्वां शिरसा गन्तुमिच्छाम्यहं वनम् ॥ २ ॥

'હે માતા ! પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેટલી શકિત મારામાં નથી. એટલે હું તમને પ્રણામ કરીને, તમને પ્રસન્ન કરીને અને તમારી અનુમતિ લઇને વનમાં જવા માગું છું.'

तामेवमुक्त्वा जननीं लक्ष्मणं पुनरब्रवीत् ।
वाक्यं वाक्यविदां श्रेष्ठः श्रेष्ठः सर्वधनुष्मताम् ॥ ३ ॥

માતાને આ પ્રકારે કહ્યા પછી વકતાઓમાં શ્રેષ્ઠ અને ધનુર્ધારીઓમાં પ્રતિષ્ઠિત શ્રી રામચંદ્રજી લક્ષ્મણજીને કહેવા લાગ્યા.

तव लक्ष्मण जानामि मयि स्नेहमनुत्तमम् ।
विक्रमं चैव सत्त्वं च तेजश्च सुदुरासदम् ॥ ४ ॥

'હે લક્ષ્મણ ! મારા ઉપરના તમારા અત્યધિક સ્નેહને હુ જાણું છું. તમારા પરાક્રમ, બળ અને અજેય તેજને પણ હું જાણું છું.'

मम मातुर्महद्दुःखमतुलं शुभलक्षण ।
अभिप्रायमविज्ञाय सत्यस्य च शमस्य च ॥ ५ ॥

'હે શુભ લક્ષણ વીર ! મારી માતા તો ધર્મ અને આત્મસંયમનું રહસ્ય ન જાણવાનાં કારણથી મહાશોકથી કાયર થઇ રહી છે, (પણ તું તો બધું જાણે છે, છતાં તું માતાજીની હા માં હા મિલાવીને ધર્મ-વિરુદ્ધ વાત કેમ કરે છે ?)'



धर्मो हि परमो लोके धर्मे सत्यं प्रतिष्ठितम् ।
धर्मसंश्रितमेतच्च पितुर्वचनमुत्तमम् ॥ ६ ॥

'લોકમાં ધર્મ જ પરમ પુરુષાર્થ છે, ધર્મમાં જ સત્ય પ્રતિષ્ઠિત છે. પિતાજીની આજ્ઞા પણ ધર્માનુમોદિત હોવાનાં કારણથી માતાની આજ્ઞાથી ઉત્કૃષ્ટ છે. એટલે પિતાજીની આજ્ઞા જ પાલન કરવા યોગ્ય છે.'

संश्रुत्य पितुर्वाक्यं मातुर्वा ब्राह्मणस्य वा ।
न कर्तव्यं वृथा वीर धर्ममाश्रित्य तिष्ठता ॥ ७ ॥

'હે વીર ! ધર્મરૂપી ફળની ઇચ્છા રાખનાર પુરુષે પિતા, માતા અથવા બ્રાહ્મણની આજ્ઞાનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધા પછી, તેમાંથી પાછું હઠવું ન જોઇએ.'

सोऽहं न शक्ष्यामि पितुर्नियोगमतिवर्तितुम् ।
पितुर्हि वचनाद्वीर कैकेय्याऽहं प्रचोदितः ॥ ८ ॥

'એટલા માટે હું પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી. હે વીર ! પિતાજીના આદેશથી જ આ વાત કૈકેયીએ મને કહેલી છે. (હકીકતમાં પિતાજીના આદેશ વગર જ કૈકેયીએ વાત કરી હતી.) (ગુજ. અનુ.)

तदेनां विसृजानार्यां क्षत्रधर्माश्रितां मतिम् ।
धर्ममाश्रय मा तैक्ष्ण्यं मद्बुद्धिरनुगम्यताम् ॥ ९ ॥

'એટલે હે લક્ષ્મણ ! ક્ષાત્રધર્મનું અવલંબન કરનારી આ (અનાર્ય) દુષ્ટ બુદ્ધિને તું છોડી દે, ધર્મનો આશ્રય લે, ઉગ્રતાનો નહિ. મારી બુદ્ધિનું અનુગમન કર.'



तमेवमुक्त्वा सौहार्दाद् भ्रातरं लक्ष्मणाग्रजः ।
उवाच भूयः कौसल्यां प्राञ्जलिः शिरसा नतः ॥ १० ॥

શ્રીરામે સ્નેહપૂર્વક લક્ષ્મણને આ પ્રમાણે સમજાવીને પછી હાથ જોડી ને તથા માથું નમાવીને કૌસલ્યાજીને કહ્યું.

अनुमन्यस्व मां देवि गमिष्यन्तमितो वनम् ।
शापितासि मम प्राणैः कुरु स्वस्त्ययनानि मे ॥ ११

'હે દેવી ! હવે મને વન જવાની આજ્ઞા આપો. આપને મારા પ્રાણોના સોગંદ છે. આપ મારા માટે દુઃખી ન થાઓ, અને મારા માટે સ્વસ્તિવાચન (કલ્યાણ-કામના) કરો.'

शोकः सन्धार्यतां मातर्हृदये साधु मा शुचः ।
वनवासादिहैष्यामि पुनः कृत्वा पितुर्वचः ॥ १२ ॥

'હે માતા ! શોકાતુર પિતાજીને સમજાવીને શાંત કર અને તું પોતે પણ કોઇપણ પ્રકારની ચિંતા ન કર. હું પિતાજીની આજ્ઞા (વચન) પૂર્ણ કરીને વનમાંથી ઘરે પાછો આવી જઇશ.'

त्वया मया च वैदेह्या लक्ष्मणेन सुमित्रया ।
पितुर्नियोगे स्थातव्यमेष धर्मः सनातनः ॥ १३ ॥

'તમારે, મારે, સીતાએ, લક્ષ્મણે અને સુમિત્રાએ પિતાજીની આજ્ઞામાં રહેવું જોઇએ એજ સનાતન ધર્મ = શિષ્ટાચાર છે.'

अम्ब संहृत्य सम्भारान्दुःखं हृदि निगृह्य च ।
वनवासकृता बुद्धिर्मम धर्म्यानुवर्त्यताम् ॥ १४ ॥

'હે માતા ! અભિષેક માટે એકઠી કરેલી સામગ્રીઓને બાજુ પર મૂકી દો. નિજ દુઃખોને હૃદયમાં દબાવી રાખો અને મારાં વનવાસના ઔચિત્યને સમજીને મને વનમાં જવાની અનુમતિ આપી દો.'



## ૨૦ (વીસમો) સર્ગ દૈવ અને પુરુષાર્થ પર રામ-લક્ષ્મણનો સંવાદ

अथ तं व्यथया दीनं सविशेषममर्षितम् ।
श्वसन्तमिव नागेन्द्रं रोषविस्फारितेक्षणम् ॥ १ ॥
आसाद्य रामः सौमित्रिं सुहृदं भ्रातरं प्रियम् ।
उवाचेदं स धैर्येण धारयन् सत्त्वमात्मवान् ॥ २ ॥

શ્રીરામના અભિષેકમાં વિઘ્ન ઉત્પન્ન થવાથી દુઃખી થયેલા, અત્યધિક પ્રેમના કારણથી વિયોગને સહન કરવામાં અસમર્થ, કૈકેયી પર ક્રોધ આવવાથી હાથીની જેમ શ્વાસ લઇ રહેલા, રોષથી ચડી ગયેલાં ભવાંવાળા, પોતાના પ્રિય ભાઇ અને હિતૈષી મિત્ર લક્ષ્મણને પોતાની પાસે બોલાવીને આત્મવાન્ રામે ધીરજથી ચિત્તને ધારણ કરતા રહીને (માનસિક સમતુલા જાળવીને) તેને કહ્યું.

निगृह्य रोषं शोकं च धैर्यमाश्रित्य केवलम् ।
अवमानं निरस्येमं गृहीत्वा हर्षमुत्तमम् ॥ ३ ॥

'હે ભાઇ ! હવે તમે ક્રોધ અને શોકનો ત્યાગ કરીને ધૈર્ય ધારણ કરો અને મારા વનગમન રૂપ અપમાનને ભૂલી જઇ, પ્રસન્ન થઇ જાઓ.'

कृतान्तस्त्वेव सौमित्रे द्रष्टव्यो मत्प्रवासने ।
राज्यस्य च वितीर्णस्य पुनरेव निवर्तने ॥ ४ ॥
कैकेय्याः प्रतिपत्तिर्हि कथं स्यान्मम पीडने ।
यदि भावो न दैवोऽयं कृतान्तविहितो भवेत् ॥ ५ ॥

'હે લક્ષ્મણ ! મારા વનવાસ અને પિતાજીએ આપેલું રાજ્ય ઝૂંટવાઇ જવામાં દૈવ = ભાગ્યને જ કારણ સમજો. એમાં કોઇના વશમાં કશું જ નથી. જો ભાગ્ય મારું પ્રતિકૂળ ન હોત તો મને પીડા આપવાને માટે કૈકેયીની બુદ્ધિ કદી પણ આવી ન જ હોત.'



कश्च दैवेन सौमित्रे योद्धुमुत्सहते पुमान् ।
यस्य न ग्रहणं किञ्चित्कर्मणोऽन्यत्र दृश्यते ॥ ६ ॥

'હે લક્ષ્મણ ! દૈવની સાથે કોણ યુદ્ધ કરી શકે છે ? કેમકે દૈવનો પ્રત્યક્ષ (અનુભવ) કર્મોનાં ફળના ભોગનાં રૂપમાં જ થાય છે. બીજાં કોઇ રૂપમાં નહીં.'

सुखदुःखे भयक्रोधौ लाभालाभौ भवाभवौ ।
यच्च किञ्चत्तथा भूतं ननु दैवस्य कर्म तत् ॥ ७ ॥

'જુઓ ! સુખ-દુઃખ, ભય-ક્રોધ, લાભ-હાનિ અને જીવન-મરણ તથા બીજી વાતો જે આના જેવી જ છે તે બધીજ દૈવ = ભાગ્યના અધીન છે.'

***ટિપ્પણી :*** ✷ *ગોસ્વામી તુલસીદાસજીએ એક અન્ય પ્રસંગમાં આનો અનુવાદ આ રીતે કરેલો છે.*

*सुनहु भरत भावी प्रबल बिलखि कहेउ मुनिनाथ ।*
*हानि लाभु जीवनु मरनु जसु अपजसु विधि हाथ ॥*

ऋषयोऽप्युग्रतपसो दैवेनाभिप्रपीडिताः ।
उत्सृज्य नियमांस्तीव्रान् भ्रश्यन्ते काममन्युभिः ॥ ८ ॥

'કઠોર તપ કરવાવાળા ઋષિઓ પણ દૈવના દ્વારા પ્રેરિત થઇને કઠણ તપ કરીને અર્જિત નિયમોનો ત્યાગ કરીને કામ-ક્રોધાદિના કારણથી ઋષિપદથી ભ્રષ્ટ થઇ જતા હોય છે.



असंकल्पितमेवेह यदकस्मात्प्रवर्तते ।
निवर्त्यारम्भमारब्धं ननु दैवस्य कर्म तत् ॥ ९ ॥

'જે કાર્ય કરવાનો કદી વિચાર પણ ન કર્યો હોય તે અકસ્માત થઇ જાય તથા પ્રયત્ન દ્વારા આરંભ કરેલું કાર્ય અનાયાસ અટકી જાય એને દૈવ કહે છે.'

मा च लक्ष्मण सन्तापं कार्षीर्लक्ष्म्या विपर्यये ।
राज्यं वा वनवासो वा वनवासो महोदयः ॥ १० ॥

હે લક્ષ્મણ ! મને રાજ્યનો અધિકાર ન મળ્યો તેના માટે તમે સંતાપ ન કરો : કેમકે વિવેચન કરીએ તો રાજ્ય અને વનવાસ એ બે માં કંઇ અંતર નથી અપિતુ મારા માટે તો વનવાસ જ મહા કલ્યાણકારી છે.

इति ब्रुवति रामे तु लक्ष्मणोऽग्रजमब्रवीत् ।
अस्थाने सम्भ्रमो यस्य जातो वै सुमहानयम् ॥ ११ ॥

શ્રીરામે આવું કહ્યું એટલે લક્ષ્મણજી પોતાના (મોટા) ભાઇ રામને કહેવા લાગ્યા. 'ધર્મદોષના પ્રસંગથી આપને આ મોટો ભ્રમ ઉત્પન્ન થઇ ગયો છે.'

यथा दैवमशौण्डीरं शौण्डीर क्षत्रियर्षभ ।
किं नाम कृपणं दैवमशक्तमभिशंससि ॥ १२ ॥

'હે શૌણ્ડીર = દૈવની પ્રતિકૂળતાને દૂર કરવામાં સમર્થ ક્ષત્રિય-શ્રેષ્ઠ ! આપ સામર્થ્ય હીન, અશકત અને તુચ્છ દૈવની પ્રશંસા શા માટે કરી રહ્યા છો ?'

विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते ।
वीराः सम्भावितात्मानो न दैवं पर्युपासते ॥ १३ ॥



'જે પૌરુષ-હીન અને કાયર પુરુષ છે તે જ ભાગ્યનું અનુવર્તન કરે છે. વીર અને ધીર પુરુષો દૈવનું અનુસરણ નથી કરતા.'

दैवं पुरुषकारेण यः समर्थः प्रबाधितुम् ।
न दैवेन विपन्नार्थः पुरुषः सोऽवसीदति ॥ १४ ॥

'જે પુરુષ પોતાના પુરુષાર્થથી દૈવને દબાવી શકે છે, તેનું દૈવ કશું જ ન તો બગાડી શકે છે અને ન તો તે કદી દુઃખી થતો હોય છે.'

द्रक्ष्यन्ति त्वद्य दैवस्य पौरुषं पुरुषस्य च ।
दैवमानुषयोरोद्य व्यक्ता व्यक्तिर्भविष्यति ॥ १५ ॥

'આજે લોકો પુરુષાર્થ અને પ્રારબ્ધનાં પરાક્રમને જોશે. દૈવ અને પુરુષાર્થ બન્નેમાં કોણ બળવાન છે, તેનો આજે નિર્ણય થઇ જશે.'

अद्य मत्पौरुषहतं दैवं द्रक्ष्यन्ति वै जनाः ।
यद्दैवादाहतं तेऽद्य दृष्टं राज्याभिषेचनम् ॥ १६ ॥

'જે લોકોએ દૈવનાં કારણે આપના રાજ્યાભિષેકનો નાશ થતો જોયો છે, તેઓ આજે મારા પુરુષાર્થ દ્વારા ભાગ્યને પણ નાશ પામતું જોશે.'

न शोभार्थविमौ बाहू न धनुर्भूषणाय मे ।
नासिराबन्धनार्थीय न शराः स्तम्भहेतवः ॥ १७ ॥



'મારી આ બન્ને ભુજાઓ શોભા માટેની નથી. મારું આ ધનુષ શણગાર કરવા માટેનું કોઇ આભૂષણ નથી. મારી તલવાર કેવળ કમરમાં લટકાવી રાખવાને માટે નથી અને આ બાણો ટેકો લેવા માટેનો થાંભલો નથી. આ બધું જ તો શત્રુઓનાં માન-મર્દન માટે છે.

बद्धगोधाङ्गुलित्राणे प्रगृहीतशरासने ।
कथं पुरुषमानी स्यात्पुराषाणां मयि स्थिते ॥ १८ ॥

'જ્યારે હું ઘોનાં ચામડાનાં હાથમોજાં પહેરીને હાથમાં ધનુષ લઇશ, ત્યારે હું જોઇ લઇશ કે મારો સામનો કરવાવાળો એ અભિમાની વીર છે કોણ ?'

ब्रवीहि कोऽद्यैव मया वियुज्यतां-
तवासुहृत्प्राणयशः सुहृज्जनैः
यथा तवेयं वसुधा वशे भवेत्
तथैव मां शाधि तवास्मि किङ्करः ॥ १९ ॥

'બતાવો આપના કયા શત્રુને આજે મારે હણીને પ્રાણ, યશ, અને મિત્રોથી રહિત કરી મૂકવાનો છે ? મને એવી જ આજ્ઞા આપો કે જેથી આ પૃથ્વીનું રાજ્ય આપના હસ્તગત થઇ જાય. હું આપનો દાસ છું.'

***ટિપ્પણી :*** * *ब्रवीहि = ब्रूहि આ આર્ષ પ્રયોગ છે. (ગુજ. અનુવાદક)*

विमृज्य बाष्पं परिसान्त्व्य चासकृत् ।
स लक्ष्मणं राघववंशवर्धनः ॥
उवाच पित्रोर्वचने व्यवस्थितं
निबोध मामेष हि सौम्य सत्पथे ॥ २० ॥



'ત્યારે રઘુકુળની કીર્તિમાં વૃદ્ધિ કરનારા રામે લક્ષ્મણનાં આંસુ લૂછીને અને તેને વારંવાર સાંત્વન આપીને કહ્યું - 'હે સૌમ્ય ! હું માતા-પિતાની આજ્ઞાને અધીન છું. એ જ સાચો માર્ગ છે.'

## <u>૨૧ (એકવીસમો) સર્ગ વનમાં જવા વિશે માતાની અનુમતિ</u>

तं समीक्ष्य त्ववहितं पितुर्निर्देशपालने ।
कौसल्या बाष्पसंरुद्धा वचो धर्मिष्ठमब्रवीत् ॥ १ ॥

જ્યારે કૌસલ્યાએ જોયું કે ધર્મિષ્ઠ રામ પિતાની આજ્ઞા પાળવામાં દૃઢ છે, તો તેઓ ગળગળાં થઇને બોલ્યાં,

अदृष्टदुःखो धर्मात्मा सर्वभूतप्रियंवदः ।
मयिजातो दशरथात्कथमुञ्छेन वर्तयेत् ॥ २ ॥

'જેણે કદી દુઃખ સહન કર્યું નથી તે ધર્માત્મા, સર્વેને પ્રિય વચનો બોલનારા, દશરથ દ્વારા મારા ઉદરથી ઉત્પન્ન થયેલા રામ વનમાં ઉંછવૃત્તિથી જીવન નિર્વાહ કેમ કરશે ?'

***ટિપ્પણી :*** * *ખેતરમાં લણણી કરી લીધા પછી જે દાણા જમીનમાં પડી રહેલા હોય તેને વીણી વીણીને તેનાથી જીવન નિર્વાહ કરવો તે ઉંછવૃત્તિ કહેવાય છે. (ઓસલો)*

यस्य भृत्याश्च दासाश्च मृष्टान्यन्नानि भुञ्जते ।
कथं स भोक्ष्यते नाथो वने मूलफलान्ययम् ॥ ३ ॥

'જેના નોકર-ચાકરો પણ મિષ્ટાન્ન અને ઉત્તમ ભોજન જમે છે, તે (નોકરોના સ્વામી) રામ વનમાં કંદમૂળ અને ફળ કેમ ખાશે ?'



नूनं तु बलवाँल्लोके कृतान्तः सर्वमादिशन् ।
लोके रामाभिरामस्त्वं वनं यत्र गमिष्यसि ॥ ४ ॥

'ખરેખર સંસારમાં ભાગ્ય જ બળવાન છે, એટલે જ તો લોકમાં સર્વના પ્રિય થઇને પણ તારે વનમાં જવું પડે છે.'

त्वया विहीनामिह मां शोकाग्निरतुलो महान् ।
प्रधक्ष्यति यथा कक्षं चित्रभानुर्हिमात्यये ॥ ५ ॥

'હે પુત્ર ! જેવી રીતે હેમંત ઋતુ વીતી ગયા પછી ઉનાળામાં પ્રચંડ કિરણોવાળો સૂર્ય ઘાસને બાળી મૂકે છે, તેવી રીતે તારા વગર (મને) આ તારા વનગમન રૂપ મહાન શોકાગ્નિ મને બાળીને ભસ્મ કરી દેશે.'

कथं हि धेनुः स्वं वत्सं गच्छन्तं नानुगच्छति ।
अहं त्वाऽनुगमिष्यामि पुत्र यत्र गमिष्यसि ॥ ६ ॥

'હે વત્સ ! શું ગાય (જઇ રહેલા) પોતાનાં વાછડાંની પાછળ નથી જતી ? જેવી રીતે જ્યાં વાછડું જાય છે ત્યાં જ ગાય જાય છે, તેવી જ રીતે હું પણ તારા પાછળ પાછળ તું જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં જ ચાલીશ.'

तथा निगदितं मात्रा तद्वाक्यं पुरुषर्षभः ।
श्रुत्वा रामोऽब्रवीद्वाक्यं मातरं भृशदुःखिताम् ॥ ७ ॥

માતાએ કહેલાં આ વચનોને સાંભળીને પુરુષ શ્રેષ્ઠ રામે પોતાની અત્યંત દુઃખી માતાને કહ્યું,

कैकेय्या वञ्चितो राजा मयि चारण्यमाश्रिते ।
भवत्या च परित्यक्तो न नूनं वर्तयिष्यति ॥ ८ ॥

'હે માતા ! કૈકેયીએ મહારાજને દગો દીધો છે, હું વનમાં જઇ રહ્યો છું અને તમે પણ તેમનો ત્યાગ કરશો તો નિશ્ચય એ જીવી નહીં શકે.'



भर्तुः किल परित्यागो नृशंसः केवलं स्त्रियाः ।
स भवत्या न कर्तव्यो मनसाऽपि विगर्हितः ॥ ९ ॥

'પતિનો પરિત્યાગ કરવો તે સ્ત્રીઓના માટે સૌથી મોટી ક્રૂરતા છે, એટલે એવા નિન્દનીય કર્મની તો તમારે મનથી પણ કલ્પના ન કરવી જોઇએ.'

यावज्जीवति काकुत्स्थः पिता मे जगतीपतिः ।
शुश्रूषा क्रियतां तावत्स हि धर्मः सनातनः ॥ १० ॥

'જ્યાં સુધી મારા પિતા દશરથ જીવિત છે, ત્યાં સુધી આપ એની સેવા કરજો, આ જ પરંપરાગત સનાતન ધર્મ છે.'

मया चैव भवत्या च कर्तव्यं वचनं पितः ।
राजा भर्ता गुरुः श्रेष्ठः सर्वेषामीश्वरः प्रभुः ॥ ११ ॥

'હે દેવી ! મારે અને આપને પિતાજીની આજ્ઞા અવશ્ય માનવી જોઇએ કેમકે તેઓ આપના પતિ છે, ગુરુ (વડીલ) છે, શ્રેષ્ઠ છે અને સર્વેના સ્વામી તથા પૂજ્ય છે.'

जीवन्त्या हि स्त्रिया भर्ता दैवतं प्रभुरेव च ।
भवत्या मम चैवाद्य राजा प्रभवति प्रभुः ॥ १२ ॥

'જ્યાં સુધી સ્ત્રી જીવે, ત્યાં સુધી તે પોતાના પતિને જ પોતાના દેવતા અને સ્વામી સમજે તે જ ઉચિત છે. આ સમયે આપના તથા મારા સ્વામી મહારાજા જ છે.'



व्रतोपवासनिरता या नारी परमोत्तमा ।
भर्तारं नानुवर्तेत सा तु पापगतिर्भवेत् ॥ १३ ॥

'જે શ્રેષ્ઠ સ્ત્રી વ્રત-ઉપવાસ કરે છે, પરંતુ પોતાના પતિની સેવા નથી કરતી, તે પાપની ભાગિની થાય છે. (તે પાપમાં પડે છે.)'

भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् ।
एष धर्मः पुरादृष्टो लोके वेदे श्रुतः स्मृतः ॥ १४ ॥

'પતિની સેવા કરનારી નારી ઉત્તમ સ્વર્ગ = સુખ વિશેષને પ્રાપ્ત કરે છે. સ્ત્રીઓના માટે પતિ-સેવા જ પ્રાચીન લોકાચાર-સિદ્ધ વેદ અને સ્મૃતિનો અનુકૂળ ધર્મ છે.)

***ટિપ્પણી :*** ✱ *વેદમાં કહ્યું છે કે,*

*आशासाना सौमनसं प्रजां सौभाग्यं रयिम् ।*
*पत्युरनुव्रता भूत्वा सं नह्यस्वामृताय कम् ॥*
*અથર્વવેદ ૧૪-૧-૪૨*

*મનની પ્રસન્નતા, સંતાન, ઉત્તમ સૌભાગ્ય, ધન અને સુખની કામના કરનારી હે સ્ત્રી ! તું પતિની સેવા-શુશ્રૂષા દ્વારા પતિનાં ધર્મકાર્યોને અનુકૂળ વર્તન કરનારી થઈને अमृताय = મોક્ષ - સુખની સાથે પોતાનો સંબંધ જોડ.*

✱ *મનુ મહારાજે લખ્યું છે કે,*

*नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ।*
*पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ मनु स्मृति १-१५५*



*સ્ત્રીઓના માટે અલગ કોઈ યજ્ઞ, વ્રત કે ઉપવાસ છે જ નહીં, કેવળ પતિની સેવાથી જ તે ઘરમાં પૂજાય છે.*

एवमुक्ता तु रामेण बाष्पपर्याकुलेक्षणा ।
कौसल्या पुत्रशोकार्ता रामं वचनमब्रवीत् ॥ १५ ॥

શ્રીરામે આમ કહ્યા પછી આંસુ ભરેલી આંખો સાથે પુત્ર-શોકથી પીડિત કૌસલ્યા રામને કહેવા લાગ્યા-

गमने सुकृतां बुद्धिं न ते शक्नोमि पुत्रक ।
विनिवर्तयितुं वीर नूनं कालो दुरत्ययः ॥ १६ ॥

'હે પ્રિય પુત્ર રામ ! જ્યારે તેં વનમાં જવાનો દૃઢ નિર્ણય કરી જ લીધેલો છે, ત્યારે મારામાં શક્તિ નથી કે હું તને જતો રોકી શકું. હે વીર ! સાચે જ સમય બળવાન છે.'

गच्छ पुत्र त्वमेकाग्रो भद्रं तेऽस्तु सदा विभो ।
पुनस्त्वयि निवृत्ते तु भविष्यामि गतक्लमा ॥ १७ ॥

'પુત્ર ! નિશ્ચિત થઈને જાઓ. હે તેજસ્વી ! તારું સદા કલ્યાણ થાઓ, તું વનમાંથી પાછો, આવશે ત્યારે હું દુઃખ-રહિત થઈ જઈશ.'

यं पालयसि धर्मं त्वं धृत्या च नियमेन च ।
स वै राघवशार्दूल धर्मस्त्वामभिरक्षतु ॥ १८ ॥

'હે રાઘવ-શાર્દૂલ ! જે ધર્મનું તમે નિયમપૂર્વક પાલન કરી રહ્યા છો, તે જ ધર્મ તમારી સર્વત્ર રક્ષા કરો.'



**ટિપ્પણી :** ✷ *ધર્મ-પાલન મનુષ્યની રક્ષા કરે છે. મહર્ષિ મનુએ કહ્યું છે કે,*

*धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।*
*तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतो वधीत् ॥ मनु० ८ । १५ ॥*

*હણાયેલો ધર્મ મનુષ્યને હણે છે અને સુરક્ષિત ધર્મ મનુષ્યનું રક્ષણ કરે છે. એટલે ધર્મનું હનન = લોપ ન કરવું જોઇએ. એવું ન બને કે મારેલો ધર્મ આપણને જ મારી નાખે.*

राक्षसानां पिशाचानां रौद्राणां क्रूरकर्मणाम् ।
क्रव्यादानां च सर्वेषां माऽभूत्पुत्रक ते भयम् ॥ १९ ॥

'હે પુત્ર ! રાક્ષસો, પિશાચો, ભયંકર અને ક્રૂર કર્મો કરનારાઓ તથા માંસનું ભક્ષણ કરનારા જીવો તરફથી તને ભય ન રહે. (તું સર્વથા ભયમુક્ત હો).'

आगमास्ते शिवाः सन्तु सिध्यन्तु च पराक्रमाः ।
स्वस्ति तेऽस्त्वान्तरिक्षेभ्यः पार्थिवेभ्यः पुनः पुनः ॥ २० ॥

'તારો માર્ગ મંગલમય થાઓ, તારાં પરાક્રમો સિદ્ધ થાઓ. આકાશ અને પૃથ્વી પરનાં પદાર્થો તારું વારં વાર રક્ષણ કરો. (કલ્યાણ કરો.)'

इतीव चाश्रुप्रत्तिपूर्णलोचना
समाप्य च स्वस्त्ययनं यथाविधि ।
प्रदक्षिणं चैव चकार राघवं
पुनः पुनश्चापि निपीड्य सस्वजे ॥ २१ ॥



'આ પ્રકારે આંખોમાં આંસુઓ સાથે કૌસલ્યાએ વિધિપૂર્વક સ્વસ્તિવાચન સમાપ્ત કરીને રામની વારંવાર પ્રદક્ષિણા કરી તથા તેને પ્રેમપૂર્વક ભેટી પડ્યા.'

तथा तु देव्या स कृतप्रदक्षिणो
निपीड्य मातुश्चरणौ पुनः पुनः ।
जगाम सीतानिलयं महायशाः
स राघवः प्रज्वलितः स्वया श्रिया ॥ २२ ॥

જ્યારે દેવી કૌસલ્યા રામની પ્રદક્ષિણા કરી રહી, ત્યારે શ્રીરામે પણ વારંવાર તેનો ચરણ સ્પર્શ કર્યો (પગચંપી કરી). પછી પોતાની કાન્તિથી તેજસ્વી મહાયશસ્વી રામચંદ્રજી સીતાજીના ભવનમાં ગયા.

## ૨૨ (બાવીસમો) સર્ગ શ્રી રામનો-સીતાને હિતોપદેશ

वैदेही चापि तत्सर्वं न शुश्राव तपस्विनी ।
तदेव हृदि तस्याश्च राजपुत्रं प्रतीक्षते ॥ १ ॥

તપસ્વિની સીતાજીએ શ્રીરામના વન-ગમન આદિનો વૃત્તાન્ત હજી સુધી સાંભળ્યો નથી. તેનાં હૃદયમાં તો રાજ્યાભિષેકની જ વાત હતી. તે રામના આગમનની પ્રતીક્ષા કરી રહી હતી.

प्रविवेशाथ रामस्तु स्वं वेश्म सुविभूषितम् ।
प्रहृष्टजनसम्पूर्णं ह्रिया किञ्चिदवाङ्मुखः ॥ २ ॥

એટલામાં લજ્જાથી નીચું મોઢું રાખીને શ્રીરામે પ્રસન્ન જનોથી પરિપૂર્ણ તથા સારી રીતે શણગારેલા પોતાના ઘરમાં પ્રવેશ કર્યો.



अथ सीता समुत्पत्य वेपमाना च तं पतिम् ।
अपश्यच्छोकसन्तप्तं चिन्ताव्याकुलितेन्द्रियम् ॥ ३ ॥

સીતાજી શોક અને ચિંતાથી વ્યાકુળ થયેલા શ્રીરામને જોઇને ધ્રૂજતાં ધ્રૂજતાં, આસન પરથી ઊઠીને ઊભાં થઇ ગયાં.

तां दृष्ट्वा स हि धर्मात्मा न शशाक मनोगतम् ।
तं शोकं राघवः सोढुं ततो विवृततां गतः ॥ ४ ॥

ધર્માત્મા શ્રીરામ સીતાને જોઇને પોતાના માનસિક શોકના આવેગને છૂપાવી રાખી ન શક્યા. તેથી તે પ્રકટ થઇ જ ગયો.

विवर्णवदनं दृष्ट्वा तं प्रस्विन्नममर्षणम् ।
आह दुःखाभिसन्तप्ता किमिदानीमिदं प्रभो ॥ ५ ॥

શ્રીરામનું પરસેવાવાળું, શોકાતુર અને કાન્તિરહિત મુખ જોઇને પોતે દુઃખથી સંતપ્ત થઇને સીતાજીએ રામને પૂછ્યું 'પ્રભુ ! હમણાં આ શું થયું ?'

इतीव विलपन्तीं तां प्रोवाच रघुनन्दनः ।
सीते तत्रभवांस्तातः प्रव्राजयति मां वनम् ॥ ६ ॥

સીતાજીનાં આવાં દુઃખપૂર્ણ વચન સાંભળીને રામ બોલ્યા - 'હે સીતા ! પૂજ્ય પિતાજીએ મને વનમાં જવાની આજ્ઞા આપી છે.'

चतुर्दश हि वर्षाणि वस्तव्यं दण्डके मया ।
सोऽहं त्वामागतो द्रष्टुं प्रस्थितो विजनं वनम् ॥ ७ ॥



'મારે ચૌદ વર્ષ સુધી દંડક વનમાં રહેવું પડશે. નિર્જન વનમાં જવા માટે ચાલી નીકળતાં પહેલાં હું તને મળવા માટે આવ્યો છું.'

भरतस्य समीपे तु नाहं कथ्यः कदाचन ।
ऋद्धियुक्ता हि पुरुषा न सहन्ते परस्तवम् ॥ ८ ॥

'જો ! તું ભરતની સામે મારાં વખાણ કદી ન કરજે, કેમકે ઐશ્વર્ય પ્રાપ્ત કર્યા પછી પુરુષો બીજાની સ્તુતિ સહન કરી શકતા નથી.'

याते च मयि कल्याणि वनं मुनिनिषेवितम् ।
व्रतोपवासपरया भवितव्यं त्वयानघे ॥ ९ ॥

'હે પાપરહિત કલ્યાણી ! મુનિઓના વસવાટવાળા વનમાં મારાં ચાલ્યા ગયા પછી તારે વ્રત-ઉપવાસ વગેરેનું અનુષ્ઠાન કરતા રહેવું જોઇએ. અર્થાત્ શૃંગાર વગેરે ન કરવાં જોઇએ.'

***ટિપ્પણી :*** ✷ *આ ઉપદેશ ધર્મશાસ્ત્રોના અનુકૂળ છે, મહર્ષિ યાજ્ઞવલ્કયે લખ્યું છે કે,*

*क्रीड़ा शरीर संस्कारं समाजोत्सवदर्शनम् ।*
*हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका ॥ याज्ञ० स्मृ० १-८४ ॥*

*જેનો પતિ પરદેશ ગયેલો હોય, તે સ્ત્રીએ ક્રીડા, શૃંગાર, નાટક વગેરેનું દર્શન, અન્યની સાથે હાસ્ય-વિનોદ કરવાનું તથા બીજાનાં ઘરે જવાનું છોડી દેવાં જોઇએ.*

काल्यमुत्थाय देवानां कृत्वा पूजां यथाविधि ।
वन्दितव्यो दशरथः पिता मम नरेश्वरः ॥ १० ॥

'પ્રાતઃ કાળે ઊઠીને યથાવિધિ સંધ્યા વગેરે નિત્યકર્મોથી પરવારીને મારા પિતા મહારાજ દશરથને નિત્ય નમસ્કાર કરવા.'



माता च मम कौसल्या वृद्धा सन्तापकर्शिता ।
धर्ममेवाग्रतः कृत्वा त्वत्तः सम्मानमर्हति ॥ ११ ॥

'મારી માતા કૌસલ્યા એક તો વૃદ્ધ છે, બીજું મારાં વનગમનથી દુઃખી છે, એટલા માટે એમનું સન્માન કરવું તે તારો ધર્મ છે, એમ સમજજે.'

वन्दितव्याश्च ते नित्यं याः शेषा मम मातरः ।
स्नेहप्रणयसम्भोगैः समा हि मम मातरः ॥ १२ ॥

'મારી જે અન્ય માતાઓ છે, તેમને પણ તું નિત્ય નમસ્કાર કરજે, એ મારી માતાઓ પણ સ્નેહ, સૌહાર્દ અને લાલન-પાલનનાં કારણથી માતા કૌસલ્યાના સમાન જ છે.'

भ्रातृपुत्रसमौ चापि द्रष्टव्यौ च विशेषतः ।
त्वया भरतशत्रुघ्नौ प्राणैः प्रियतरौ मम ॥ १३ ॥

'ભાઇ ભરત અને શત્રુઘ્ન મને પ્રાણોથી પણ પ્રિય છે, તું તેમને પોતાના ભાઇ અને પુત્રની જેમ રાખજે.'

विप्रियं न च कर्तव्यं भरतस्य कदाचन ।
स राजा प्रभुश्चैव देशस्य च कुलस्य च ॥ १४ ॥

'તું ક્યારેય પણ ભરત વિરુદ્ધ આચરણ ન કરજે, કેમકે તે દેશનો રાજા અને કુળનો સ્વામી છે.'

आराधिता हि शीलेन प्रयत्नैश्चोपसेविताः ।
राजानः सम्प्रसीदन्ति कुप्यन्ति विपर्यये ॥ १५ ॥

'જો ! શીલથી અર્થાત્ અકુટિલ ભાવથી આરાધના અને પ્રયત્ન પૂર્વકની સેવા કરતા રહેવાથી રાજા લોકો પ્રસન્ન થાય છે, અને એનાથી ઉલટું આચરણ કરવાથી કુપતિ થઇ જાય છે.



अहं गमिष्यामि महावनं प्रिये
त्वया हि वस्तव्यमिहैव भामिनि ।
यथा व्यलीकं कुरुषे न कस्यचित्
तथा त्वया कार्यमिदं वचो मम ॥ १६ ॥

'હે પ્રાણપ્રિયા ! હું તો વનમાં જાઉં છું, હે ભામિની ! તારે તો અહીં જ અયોધ્યોમાં રહેવાનું છે. મારી તો તને એ જ શિખામણ છે કે તું એવું આચરણ કરજે, જેથી કોઇને કંઇ ખોટું ન લાગે.'

## २३ (ત્રેવીસમો) સર્ગ વનમાં સાથે જવા માટે સીતાજીની વિનંતી

एवमुक्ता तु वैदेही प्रियार्हा प्रियवादिनी ।
प्रणयादेव संक्रुद्धा भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

રામે આમ કહ્યું, તેથી પ્રાણપ્રિય પ્રિયવાદિની સીતાએ સ્નેહવશ મોઢું ચડાવીને પતિને કહ્યું-

किमिदं भाषसे राम वाक्यं लघुतया ध्रुवम् ।
त्वया यदपहास्यं मे श्रुत्वा नरवरात्मज ॥ २ ॥

'હે શ્રેષ્ઠ રાજકુમાર રામ ! આપ આ કેવી હલકી વાત કહી રહ્યા છો, એ સાંભળીને તો મને હસવું આવે છે !'

आर्यपुत्र पिता माता भ्राता पुत्रस्तथा स्नुषा ।
स्वानि पुण्यानि भुञ्जानाः स्वं स्वं भाग्यमुपासते ॥ ३ ॥



भर्तुर्भाग्यं तु भार्यैका प्राप्नोति पुरुषर्षभ ।
अतश्चैवाहमादिष्टा वने वस्तव्यमित्यपि ॥ ४ ॥

'હે આર્યપુત્ર ! પિતા, માતા, ભાઇ, પુત્ર તથા પુત્રવધૂ આ બધાં પોત પોતાનાં પુણ્યોને ભોગવતા રહીને, પોતપોતાનાં કર્માનુકૂળ સુખ-દુઃખ પ્રાપ્ત કરે છે, પરંતુ હે નરકેસરી ! પતિના ભાગ્યને (અર્ધાંગિણી હોવાના કારણે) એક તેની સ્ત્રી જ ભોગવે છે. એટલે આપને વનમાં જવાનો આદેશ મળ્યો તેની સાથે મને પણ વનમાં જવાની આજ્ઞા મળી ગઇ.'

न पिता नात्मजो नात्म न माता न सखीजनः ।
इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥ ५ ॥

'લોક-પરલોકમાં સ્ત્રીઓની સાથે તેના પિતા, પુત્ર, ભાઇ-બંધુ, માતા અને સખી-સાહેલીઓ રહેતી નથી, સ્ત્રીઓના માટે તો એક પતિ જ સર્વદા એનું સર્વસ્વ હોય છે.'

यदि त्वं प्रस्थितो दुर्गं वनमद्यैव राघव ।
अग्रतस्ते गमिष्यामि मृद्नन्ती कुशकण्टकान् ॥ ६ ॥

'હે રામ ! જો આપ આજે જ દુર્ગમ વનમાં પ્રસ્થાન કરશો તો હું કાંટા-કાંકરાને પગથી કચડતી તમારી આગળ આગળ ચાલીશ.'

शुश्रूषमाणा ते नित्यं नियता ब्रह्मचारिणी ।
सह रंस्ये त्वया वीर वनेषु मधुगन्धिषु ॥ ७ ॥

'હે વીર ! નિત્ય આપની સેવા કરતી રહીને તથા નિયમપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરતી રહીને હું મધ તથા સુવાસ યુકત વનોમાં આપની સાથે રમતી રહીશ.'



फलमूलाशना नित्यं भविष्यामि न संशयः ।
न ते दुःखं करिष्यामि निवसन्ती सह त्वया ॥ ८ ॥

'હું વનમાં ફળો અને મૂળો ખાઇને મારો નિર્વાહ કરી લઇશ : તેમાં કોઇ સંશય નથી. આપની સાથે અરણ્યમાં રહીને હું આપને કોઇપણ પ્રકારનું કષ્ટ નહીં આપું.'

इच्छामि सरितः शैलान्पल्वलानि वनानि च ।
द्रष्टुं सर्वत्र निर्भीता त्वया नाथेन धीमता ॥ ९ ॥

'આપ બુદ્ધિમાન પ્રાણનાથ દ્વારા સુરક્ષિત રહીને હું સરોવરો, નદીઓ, પહાડો અને વનોને જોવાની ઇચ્છા કરું છું.'

हंसकारण्डवाकीर्णाः पद्मिनीः साधुपुष्पिताः ।
इच्छेयं सुखिनी द्रष्टुं त्वय वीरेण सङ्गता ॥ १० ॥

'મને એવી ઇચ્છા થાય છે કે હું તમારી-વીર પતિની સાથે હંસ અને સારસ પક્ષીઓથી વ્યાપ્ત તથા સુંદર પુષ્પોવાળી કમળવેલીઓ સહિત સરોવરોને સુખપૂર્વક નિહાળું.'

अभिषेकं करिष्यामि तासु नित्यं यतव्रता ।
सह त्वया विशालाक्ष रंस्ये परमनन्दिनी ॥ ११ ॥

'હે વિશાલાક્ષ ! હું તમારી સાથે યમ-નિયમનું નિત્ય પાલન કરતી રહીને તેમાં (સરોવરોમાં) સ્નાન કરીશ, અને પરમ આનંદ સાથે પાણીમાં રમ્યા કરીશ.'

एवं वर्षसहस्राणां शतं वाऽहं त्वया सह ।
व्यतिक्रमं न वेत्स्यामि स्वर्गोऽपि न हि मे मतः ॥ १२ ॥



'આ પ્રકારે આપની સાથે ભલે સેંકડો-હજારો વર્ષ વીતી જશે તો પણ મને ખબર નહીં પડે. આપની સાથે રહેવાનાં સુખની તુલનામાં સ્વર્ગનું સુખ પણ કંઇ જ નથી એમ હું માનું છું.'

स्वर्गेऽपि च विना वासो भविता यदि राघव ।
त्वया मम नरव्याघ्र नाहं तमपि रोचये ॥ १३ ॥

'હે નરકેસરી રામ ! આપના વિના જો મારે સ્વર્ગમાં પણ રહેવું પડે તો તે મને જરાપણ નહીં ગમે.'

अहं गमिष्यामि वनं सुदुर्गमं ।
मृगायुतं वानरवारणैर्युतम् ॥
वने निवत्स्यामि यथा पितुर्गृहे ।
तवैव पादावुपगृह्य संयता ॥ १४ ॥

'વાનર, હાથી અને અન્ય જંગલી જનાવરોથી ભરેલાં અતિ દુર્ગમ એ વનોમાં હું તમારી સાથે ચાલીશ. આપના ચરણોની સંયમ પૂર્વક સેવા કરતી રહીને, જેમ હું મારા પિતાનાં ઘરમાં રહેતી હતી તેમ ત્યાં સુખપૂર્વક વાસ કરીશ.'

## **૨૪ (ચોવીસમો) સર્ગ શ્રીરામે કરેલું વનમાં કષ્ટોનું વર્ણન**

स एवं ब्रुवतीं सीतां धर्मज्ञां धर्मवत्सलः ।
न नेतुं कुरुते बुद्धिं वने दुःखानि चिन्तयन् ॥ १ ॥

'ધર્મવત્સલ શ્રીરામ વનનાં દુઃખોનો વિચાર કરીને, ધર્મને જાણનારી સીતાએ આ પ્રમાણે ઘણું જ કહેવા છતાં પણ એને પોતાની સાથે વનમાં લઇ જવાને તૈયાર થયા નહીં.'

सान्त्वयित्वा पुनस्तां तु बाष्पर्याकुलेक्षणाम् ।
निवर्तनार्थे धर्मात्मा वाक्यमेतदुवाच ह ॥ २ ॥



આંસુ ભરેલી આંખોવાળાં સીતાજીને સાંત્વન આપતી વેળાએ ધર્માત્મા શ્રીરામે તેમને વનમાં જતાં રોકવા માટે કહ્યું કે,

सीते महाकुलीनाऽसि धर्मे च निरता सदा ।
इहाचरस्व धर्मं त्वं यथा मे मनसः सुखम् ॥ ३ ॥

'હે સીતા ! તું ઊંચા કુળમાં જન્મી છે અને સદા ધર્મપાલનમાં લાગી રહે છે, એટલે તું અહીં જ રહે અને ધર્મનું આચરણ કરતી રહે, તો જ મારાં મનને શાન્તિ રહેશે.'

सीते यथा त्वां वक्ष्यामि तथा कार्यं त्वयाऽबले ।
वने दोषा हि बहवो वसतस्तान्निबोध मे ॥ ४ ॥

'હે અબળા સીતા ! હું જેમ કહું છું તેમ જ તમે કરો, વનવાસમાં અનેક કષ્ટો હોય છે. હું એ બતાવું છું, તમે ધ્યાનથી સાંભળો.'

गिरिनिर्झरसम्भूता गिरिकन्दरवासिनाम् ।
सिंहानां निनाददुःखाः श्रोतुं दुःखमतो वनम् ॥ ५ ॥

'પહાડોની ગુફાઓમાં રહેનારા સિંહોની ગર્જના તથા પર્વતીય ઝરણાંઓનાં જળઘોધનાં ભયંકર અવાજો સાંભળવાથી બહુ દુઃખ દેતાં હોય છે, એથી કરીને વન બહુ જ દુઃખદાયી છે.'

क्रीडमानाश्च विस्रब्धा मत्ताः शून्ये महामृगाः ।
दृष्ट्वा समभिवर्तन्ते सीते दुःखमतो वनम् ॥ ६ ॥



'હે સીતા ! નિર્જન વનમાં નિઃશંક થઇને રમી રહેલાં સિંહ વગેરે માતેલાં મોટાં જનાવરો મનુષ્યને જુએ તો તરત તેના ઉપર તૂટી પડે છે. એટલે વન બહુ જ દુઃખદાયી છે.'

सग्राहाः सरितश्चैव पङ्कवत्यश्च दुस्तराः ।
मत्तैरपि गजैर्नित्यमतो दुःखतरं वनम् ॥ ७ ॥

'મગરોથી યુક્ત અને અત્યન્ત કીચડવાળી નદીઓને મદોન્મત માતંગો પણ પાર નથી કરી શકતા, તેવી નદીઓવાળું અરણ્ય બહુ જ દુઃખદાયી હોય છે.'

लता कण्टकसंकीर्णाः कृकवाकूपनादिताः ।
निरपाश्च सुदुर्गाश्च मार्गा दुःखमतो वनम् ॥ ८ ॥

'પ્રાયઃ વનોના માર્ગો પગમાં લપેટાઇ જાય તેવી વેલો અને પગમાં ખૂંચી જનારા કાંટાથી છવાયેલા હોય છે. ત્યાં કૂકડા બોલ્યા કરતા હોય છે, રસ્તામાં પાણી મળતું નથી. માર્ગો ભયંકર (દુર્ગમ) હોય છે. એનાથી વન બહુ જ દુઃખદાયી છે.'

सुप्यते पर्णशय्यासु स्वयं भग्नासु भूतले ।
रात्रिषु श्रमखिन्नेन तस्माद्दुःखतरं वनम् ॥ ९ ॥

'વનોમાં શ્રમથી થાકેલી વ્યક્તિએ રાત્રિ સમયે ભૂમિ પર આપમેળે ખરી પડેલાં પાંદડાંની પથારી પર સૂવું પડે છે. એટલે વન બહુ જ દુઃખદ છે.

अहोरात्रं च सन्तोषः कर्तव्यो नियतात्मना ।
फलैर्वृक्षावपतितैः सीते दुःखमतो वनम् ॥ १० ॥

'હે સીતા ! વનમાં સવાર-સાંજ વૃક્ષો પરથી આપમેળે ખરી પડેલાં ફળો ખાઇને જ સંતોષ માનવો પડે છે. એટલે જ વન કષ્ટદાયક છે.'



उपवासश्च कर्तव्यो यथाप्रायेण मैथिलि ।
जटाभारश्च कर्तव्यो वल्कलाम्बरधारिणा ॥ ११ ॥

'હે મૈથિલિ ! વનમાં (ઘણું કરીને) યથા-શક્તિ ઉપવાસ કરવો પડે છે અને (જટા ધારણ કરીને) ઝાડની છાલનાં વસ્ત્રો પહેરવાનાં હોય છે.'

अतीव वातस्तिमिरं बुभुक्षा चात्र नित्यशः ।
भयानि च महान्त्यत्र ततो दुःखतरं वनम् ॥ १२ ॥

'અરણ્યમાં ભયંકર વાવંટોળ અને ઘોર અંધકાર થાય છે, અને (રોજે રોજ) ભૂખ બહુ જ લાગે છે, અનેક પ્રકારના (મોટા) ભય આવી પડે છે. એટલે અરણ્ય બહુ જ કષ્ટદાયક છે.'

सरीसृपाश्च बहवो बहुरूपाश्च भामिनि ।
चरन्ति पृथिवीं दर्पात्ततो दुःखतरं वनम् ॥ १३ ॥

'હે ભામિની ! વનમાં (પૃથ્વી પર વિવિધ રૂપોવાળા ઘણા) વિશાળકાય અજગરો (અને સાપો) ગર્વની સાથે રખડ્યા કરતા હોય છે, એટલે વન દુઃખદાયી છે.'

पतङ्गा वृश्चिकाः कीटा दंशाश्च मशकैः सह ।
बाधन्ते नित्यमबले तस्माद् दुःखतरं वनम् ॥ १४ ॥

'હે અબળા ! ત્યાં પક્ષીઓ, વીંછીઓ, કીડા, બગાઇ તથા મચ્છરો કાયમ સતાવતા રહે છે. તેથી વન બહુ દુઃખદાયી છે.'



क्रोधलोभौ विमोक्तव्यौ कर्तव्या तपसे मतिः ।
न भेतव्यं च भेतव्ये नित्यं दुःखमतो वनम् ॥ १५ ॥

'હે સીતા ! વનમાં ક્રોધ અને લોભનો ત્યાગ કરીને તપમાં મન લગાડવું પડે છે. ભયંકર વસ્તુઓથી પણ નિર્ભય રહેવાનું (ડરવાનું નહિ) હોય છે. એટલા માટે વન દુઃખપ્રદ છે.'

तदलं ते वनं गत्वा क्षमं न हि वनं तव ।
विमृशन्निह पश्यामि बहुदोषकरं वनम् ॥ १६ ॥

'તમે વનમાં જવાનો વિચાર છોડી દો, કેમકે વન તમારે રહેવા યોગ્ય સ્થાન નથી. હું જ્યારે વિચાર કરું છું ત્યારે મને વનમાં કષ્ટ અને માત્ર કષ્ટ જ નજરે ચડે છે.'

## ૨૫ (પચ્ચીસમો) સર્ગ શ્રીરામની સીતાને વન જવાની અનુમતિ

एतत्तु वचनं श्रुत्वा सीता रामस्य दुःखिता ।
प्रसक्ताश्रुमुखी मन्दमिदं वचनमब्रवीत् ॥ १ ॥

રામનાં આ વચનો સાંભળીને દુઃખી થયેલાં માયાળુ સીતાજીએ આંસુ વહેતાં મુખે મંદ સ્વરથી કહેવાનો આરંભ કર્યો.

ये त्वया कीर्तिता दोषा वने वस्तव्यतां प्रति ।
गुणानित्येव तान्वीक्षे तव स्नेहपुरस्कृताम् ॥ २ ॥

'હે રામ ! વનવાસમાં રહેલા જે જે અવગુણોનું આપે વર્ણન કર્યું છે, તે બધા જ આપનો સ્નેહ મળતો હોવાથી મને ગુણ દેખાય છે.'



वनवासे हि जानामि दुःखानि बहुधा किल ।
प्राप्यन्ते नियतं वीर पुरुषैरकृतात्मभिः ॥ ३ ॥

'હે વીર ! વનવાસનાં દુઃખોને હું સારી પેઠે સમજું છું, પરંતુ તે દુઃખો જે અજિતેન્દ્રિય હોય તેને નડે છે, બીજાને નહિ.'

प्रसादितश्च वै पूर्व त्वं वै बहुविधं प्रभो ।
गमनं वनवासस्य काङ्क्षितं हि सह त्वया ॥ ४ ॥

'હે પ્રભુ ! મેં અગાઉ પણ ઘણીવાર વનક્રીડા માટે પ્રાર્થના કરી હતી. હવે તે અવસર સ્વયં આવી ગયો એટલે હવે આપ મને આપની સાથે વનમાં લઇ ચાલો.'

भक्तां पतिव्रतां दीनां मां समां सुखदुःखयोः ।
नेतुमर्हसि काकुत्स्थ समानसुखदुःखिनीम् ॥ ५ ॥

'હે કાકુત્સ્થ રામ ! આપની પૂર્ણપણે ભક્ત, પતિવ્રતા, દીન, સુખ-દુઃખમાં સમતા રાખનારી, આપનાં સુખ દુઃખમાં સમાન ભાગ લેનારી, મને આપ આપની સાથે વનમાં લઇ જાઓ.'

यदि मां दुःखितामेवं वनं नेतुं न चेच्छसि ।
विषमग्निं जलं वाहमास्थास्ये मृत्युकारणात् ॥ ६ ॥

'જો તમે મને દુખિયારીને તમારી સાથે નહિ લઇ જાઓ તો હું વિષ ખાઇને, આગમાં બળી મરીને અથવા પાણીમાં ડૂબી જઇને મારા પ્રાણ આપીશ.'

एवं बहुविधं तं सा याचते गमनं प्रति ।
नानुमेने महाबाहुः काकुत्स्थो बह्वसान्त्वयत् ॥ ७ ॥



'આ પ્રમાણે વનમાં સાથે જવાને માટે સીતાએ રામને અનેક પ્રકારથી પ્રાર્થના કરી, પરંતુ રામે તેને વનમાં જવાની અનુમતિ આપી નહિ, અને વનમાં ન જવાને માટે અનેક પ્રકારથી સમજાવ્યા.'

सान्त्व्यमाना तु रामेण मैथिलि जनकात्मजा ।
प्रणयाच्चाभिमानाच्च परिचिक्षेप राघवम् ॥ ८ ॥

શ્રીરામે બહુ જ સમજાવેલી સીતા પ્રણય અને રોષથી રામનો ઉપહાસ કરતી બોલી,

किं त्वाऽमन्यत वैदेहः पिता मे मिथिलाधिपः ।
रामं जामातरं प्राप्य स्त्रियं पुरुषविग्रहम् ॥ ९ ॥

'હે રામ ! જો મારા પિતા મિથિલેશ વૈદેહને પહેલાંથી જ ખબર હોત કે તમે આકાર માત્રથી પુરુષ છો, પણ વ્યવહારમાં સ્ત્રી છો, તો તમારી સાથે મારો વિવાહ કદી પણ ન કરત અને તમને પોતાના જમાઇ ન બનાવત.'

अनृतं बत लोकोऽयमज्ञानाद्यद्धि वक्ष्यति ।
तेजो नास्ति परं रामे तपतीव दिवाकरे ॥ १० ॥

'અહો ! દુઃખની વાત છે : લોકો અજ્ઞાનવશ કહે છે કે રામ સૂર્યના સમાન તેજસ્વી છે, પરંતુ વાસ્તવમાં એનામાં તેજ છે જ નહીં.'

किं हि कृत्वा विषण्णस्त्वं कुतो वा भयमस्ति ते ।
यत्परित्यक्तुकामास्त्वं मामनन्यपरायणाम् ॥ ११ ॥

'હે રામ ! આપ શા માટે દુઃખી છો ? અથવા આપને કઇ વાતનો ભય છે, કે આપ પોતાની અનન્ય ભક્ત ધર્મપત્નીને અહીંયા છોડીને વનમાં જવા માગો છો ?'



तपो वा यदि वाऽरण्यं स्वर्गो वा स्यात्त्वया सह ।
न च मे भविता तत्र कश्चित्पथि परिश्रमः ॥ १२ ॥

'તમે ગમે તો તપ કરો, અથવા વનવાસ કરો, અથવા સ્વર્ગ-વાસ, પણ મારે તો તમારી સાથે જ રહેવું ઉચિત છે. મને માર્ગમાં ચાલવામાં જરાપણ પરિશ્રમ નહીં પડે.'

कुशकाशशरेषीका ये च कण्टकिनो द्रुमाः ।
तूलाजिनसमस्पर्शा मार्गे मम सह त्वया ॥ १३ ॥

'આપની સંગાથે રસ્તામાં ચાલતી વેળાએ કુશ (દાભડો), કાશ (કાંસડો), સરકંડા (સરુ) વગેરે તથા કાંટાળાં ઝાડ મારા માટે રૂ તથા કોમળ મૃગચર્મના સ્પર્શ જેવાં જણાશે.'

महावातसमुद्भूतं यन्मामपकरिष्यति ।
रजो रमण तन्मन्ये परार्घ्यमिव चन्दनम् ॥ १४ ॥

'હે રામ ! વંટોળિયાથી ઊડીને જે ધૂળ મારા શરીર પર આવી પડશે તેને હું ચંદન સમાન સમજીશ.'

शाद्वलेषु यथा शिश्ये वनान्ते वनगोचर ।
कुथास्तरणतल्पेषु किं स्यात्सुखतरं ततः ॥ १५ ॥

'હે વનગોચર ! જ્યારે હું બીડમાં લીલાંછમ ઘાસની પથારી પર સૂઇશ ત્યારે મને પલંગ પર બિછાવેલા કોમળ ગાલીચા પર સૂવા કરતાં પણ અધિક આનંદ મળશે.'

पत्रं मूलं फलं यत्त्वमल्पं वा यदि वा बहु ।
दास्यसि स्वयमाहृत्य तन्मेऽमृतरसोपमम् ॥ १६ ॥



'થોડાં ઘણાં જે કંઇ પાન, મૂળ, ફળ આપ સ્વયં મને લાવી આપ્યા કરશો, તે મારા માટે અમૃત-રસ સમાન હશે.'

न मातुर्न पितुस्तत्र स्मरिष्यामि न वेश्मनः ।
आर्तवान्युपभुञ्जाना पुष्पाणि च फलानि च ॥ १७ ॥

'વનમાં ઋતુફળો અને ઋતુપુષ્પોનો ઉપભોગ કરતી રહીશ, અને માતા-પિતા તથા રાજ-ભવનનું સ્મરણ નહીં કરું.'

न च तत्र गतः किञ्चिद् द्रष्टुमर्हसि विप्रियम् ।
मत्कृते न च ते शोको न भविष्यामि दुर्भरा ॥ १८ ॥

'મારા કારણથી વનમાં ન તો આપને કોઇ કલેશ થશે, ન તો કોઇ શોક થશે. હું તમને ભારરૂપ નહીં થઇ પડું.'

यस्त्वया सह स स्वर्गो निरयो यस्त्वया विना ।
इति जानन्परां प्रीतिं गच्छ राम मया सह ॥ १९ ॥

'આપની સાથે રહેવામાં મને સર્વત્ર સ્વર્ગ સમાન સુખ છે, અને આપના વિના સર્વત્ર નરક છે. આ બધું સમજીને આપ પ્રસન્નતા પૂર્વક મને તમારી સાથે વનમાં લઇ જાઓ.'

अथ मामेवमव्यग्रां वनं नैव नयिष्यसि ।
विषमद्यैव पास्यामि मा विशं द्विषतां वशम् ॥ २० ॥

'જો આપ ન ડરવાવાળી મને વનમાં પોતાની સાથે નહીં લઇ જાઓ, તો હું આપની સામે જ પ્રાણત્યાગ કરીશ, પણ જે તમારો દ્વેષ કરનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખનારા લોકો છે તેમના વશમાં નહીં રહું.'

पश्चादपि हि दुःखेन मम नैवास्ति जीवितम् ।
उज्झितायास्त्वया नाथ तदैव मरणं वरम् ॥ २१ ॥



'હે નાથ ! આપના વનગમન પછી પણ મારે તો દુઃખથી મરવાનું જ છે, એટલે આપ દ્વારા અહીં તજાએલી થઇને આ સમયે જ મરી જવું સારું છે.'

इमं हि सहितुं शोकं मुहूर्तमपि नोत्सहे ।
किं पुनर्दशवर्षाणि त्रिणि चैकं च दुःखिता ॥ २२ ॥

'હું આપના વિયોગના શોકને એક ક્ષણ પણ સહન કરી શકતી નથી. તો પછી ચૌદ વર્ષનો વિયોગ તો મારાથી કેમ સહન થઇ શકશે.'

इति सा शोकसन्तप्ता विलप्य करुणं बहु ।
चुक्रोश पतिमायस्ता भृशमालिङ्ग्य सस्वरम् ॥ २३ ॥

'આ પ્રમાણે શોક સંતપ્ત, શિથિલ અંગોવાળી સીતા કરુણ વિલાપ કરીને પતિને ગાઢ આલિંગન કરીને ઊંચા અવાજે રડવા લાગી.'

तां परिष्वज्य बाहुभ्यां विसंज्ञामिव दुःखिताम् ।
उवाच वचनं रामः परिविश्वासयंस्तदा ॥ २४ ॥

ત્યારે શ્રીરામે બેહોશ જેવી શોકથી વ્યાકુળ સીતાને પોતાના બન્ને બાહુઓ વડે આલિંગન કરીને તેને વિશ્વાસ આપતાં કહ્યું કે

न देवि तव दुःखेन स्वर्गमप्यभिरोचये ।
न हि मेऽस्ति भयं किञ्चित्स्वयम्भोरिव सर्वतः ॥ २५ ॥



'હે દેવી ! તમારાં દુઃખને જોઇને મને સ્વર્ગ પણ સારું નથી લાગતું (તમે કહ્યું કે હું ભયનાં કારણે તમને વનમાં લઇ જવા નથી માગતો તે ઉચિત નથી કેમકે) બ્રહ્માની જેમ મને પણ કયાંય કોઇનો ભય નથી.'

तव सर्वमभिप्रायमविज्ञाय शुभानने ।
वासं न रोचयेऽरण्ये शक्तिमानपि रक्षणे ॥ २६ ॥

'(તમારું એમ કહેવું પણ ઠીક નથી, કે હું તમારી રક્ષા કરવામાં અસમર્થ છું કેમકે) હું બધી રીતે તમારી રક્ષા કરી શકું છું પરંતુ તમારા મનનો અભિપ્રાય હું જાણતો ન હતો. તેથી મને તમારું વનમાં જવાનું પસંદ ન હતું.'

यत्सृष्टाऽसि मया सार्धं वनवासाय मैथिलि ।
न विहातुं मया शक्या कीर्तिरात्मवता यथा ॥ २७ ॥

'હે મૈથિલી ! જેમ શીલયુકત = ચરિત્રવાન મનુષ્ય પોતાની કીર્તિને છોડી શકતો નથી તેમ જો તમારું નિર્માણ મારી સાથે વનવાસ માટે જ થયેલું હોય તો હું તમને આ સ્થિતિમાં છોડી શકતો નથી.'

धर्मस्तु गजनासोरु सद्भिराचरितः पुरा ।
तं चाहमनुवर्तेऽद्य यथा सूर्यं सूवर्चला ॥ २८ ॥

હે હાથીની સૂંઢ સમાન જાંઘોવાળી ! અગાઉના સજ્જન લોકો જેવું આચરણ કરી ગયા છે, તેવું આચરણ હું પણ કરીશ, અને તું પણ કર. જેમ સુવર્ચલા નક્ષત્ર સૂર્યનું અનુસરણ કરે છે એ પ્રકારે તું પણ મારું અનુસરણ કર.

***ટિપ્પણી :*** ✷ *સુવર્ચલા = તલવણી અથવા સૂર્યમુખી ફુલ નામની વનૌષધી*

*सुवर्चला सूर्यभक्ता वरदा बदरापि च ।*
*सूर्यावर्ता रविप्रीताऽपरा ब्रह्मसुदुर्लभा ॥ –भावप्रकाश (पूर्वखंड)*



न खल्वहं न गच्छेयं वनं जनकनन्दिनि ।
वचनं तन्नयति मां पितुः सत्योपबृंहितम् ॥ २९ ॥

'હે જનકનંદિની ! હું મારી ઇચ્છાથી વનમાં જઇ રહ્યો નથી એ નિશ્ચિત છે પરંતુ સત્યના બંધનથી બંધાએલા પિતાના વચનનું પાલન કરવા માટે જ હું વનમાં જઇ રહ્યો છું.'

एष धर्मस्तु सुश्रोणि पितुर्मातुश्च वश्यता ।
आज्ञां चाहं व्यतिक्रम्य नाहं जीवितुमुत्सहे ॥ ३० ॥

'હે શ્રેષ્ઠ કટિપ્રદેશવાળી ! પિતા અને માતાનું કહ્યું માનવું એ જ પુત્રનો ધર્મ છે. એટલા માટે માતા-પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જીવવું હું ઉચિત સમજતો નથી.'

यत्त्रयं तत्त्रयो लोकाः पवित्रं तत्समं भुवि ।
नान्यदस्ति शुभापाङ्गे तेनेदमभिराध्यते ॥ ३१ ॥

'(માતા, પિતા અને આચાર્ય એ) ત્રણેયની આરાધનાથી ત્રણેય લોકોની આરાધના થઇ જાય છે. સંસારમાં તેનાથી ચઢિયાતી પવિત્ર વસ્તુ અન્ય કોઇ નથી. 'હે સુંદર નયનોવાળી ! એટલા માટે હું પિતાજીની આજ્ઞાનું પાલન કરી રહ્યો છું.'

न सत्यं दानमानौ वा न यज्ञाश्चाप्तदक्षिणाः ।
तथा बलकराः सीते यथा सेवा पितुर्हिता ॥ ३२ ॥

'હે સીતા ! મનુષ્યોના માટે જેટલી પિતાની સેવા હિતકારી છે, તેટલાં હિતકારી સત્ય, દાન, માન અને દક્ષિણા સહિતના યજ્ઞો પણ નથી.



स्वर्गो धन वा धान्यं वा विद्या पुत्राः सुखानि च ।
गुरुवृत्त्यनुरोधेन न किञ्चिदपि दुर्लभम् ॥ ३३ ॥

'માતા-પિતાની સેવા કરવાવાળા મનુષ્યના માટે સ્વર્ગ, ધન-ધાન્ય, વિદ્યા, પુત્રો અને સુખો કંઇ જ પણ વસ્તુ દુર્લભ નથી.'

स मां पिता यथा शास्ति सत्यधर्मपथे स्थितः ।
तथा वर्तितुमिच्छामि स हि धर्मः सनातनः ॥ ३४ ॥

'આથી સત્ય અને ધર્મના માર્ગ પર ચાલનારા મારા પિતાજી મને જેવી આજ્ઞા આપી રહ્યા છે, તેવી જ રીતનું આચરણ હું કરવા માગું છું અને એ જ સનાતન ધર્મ છે.'

मम सन्ना मतिः सीते त्वां नेतुं दण्डकावनम् ।
वसिष्यामीति सा त्वं मामनुयातुं सुनिश्चिता ॥ ३५ ॥

'હે સીતા ! તારા મનનો અભિપ્રાય ન જાણવાથી પહેલાં તો મારી ઇચ્છા તને વનમાં લઇ જવાની ન હતી : પરંતુ હવે તારી દઢતા જોઇને તને મારી સાથે દંડક વનમાં લઇ જવાનો મેં નિશ્ચય કરી લીધો છે.'

सर्वथा सदृशं सीते मम स्वस्य कुलस्य च ।
व्यवसायमतिक्रान्ता सीते त्वमतिशोभनम् ॥ ३६ ॥

'હે સીતા ! તેં જે મારી સાથે વનમાં જવાનો નિર્ણય કરી લીધો છે, તે મારા અને તમારા કુળને અનુરૂપ જ છે.'

आरभस्व गुरुश्रोणि वनवासक्षमाः क्रियाः ।
नेदानीं त्वदृते सीते स्वर्गोऽपि मम रोचते ॥ ३७ ॥



'હે સુંદર કમ્મરવાળી ! હવે વનવાસની તૈયારી કર. આ સમયે મને તારા વગરનું સ્વર્ગ પણ સારું લાગતું નથી.'

ब्राह्मणेभ्यश्च रत्नानि भिक्षुकेभ्यश्च भोजनम् ।
देहि चाशंसमानेभ्यः सन्त्वरस्व च मा चिरम् ॥ ३८ ॥

'સ્તુતિ-પાઠ કરવાવાળા બ્રાહ્મણોને રત્ન વગેરે ઉત્તમ પદાર્થો અને ભિક્ષુકોને ભોજન આપીને જલદી ચાલી નીકળવાની તૈયારી કર; મોડું ન થઇ જાય.'

ततः प्रहृष्टा प्रतिपूर्णमानसा यशस्विनी भर्तुरवेक्ष्य भाषितम् ।
धनानि रत्नानि च दातुमङ्गना प्रचक्रमे धर्मभृतां मनस्विनी ॥ ३९ ॥

મનસ્વિની તથા યશસ્વિની સીતા પોતાના મનોરથો પૂર્ણ થયેલા જાણીને અત્યંત પ્રસન્ન થઇ અને પતિનાં વચન પ્રમાણે ધર્માત્માઓને ધન અને રત્નો વગેરે પ્રદાન કરવા લાગી.

## **૨૬ (છવીસમો) સર્ગ લક્ષ્મણને પણ અનુમતિ**

एवं श्रुत्वा तु संवादं लक्ष्मणः पूर्वमागतः ।
बाष्पपर्याकुलमुखः शोकं सोढुमशक्नुवन् ॥ १ ॥
स भ्रातुश्चरणौ गाढं निपीड्य रघुनन्दनः ।
सीतामुवाचातियशा राघवं च महाव्रतम् ॥ २ ॥

શ્રીરામ અને સીતાજીનો આ પ્રકારનો સંવાદ આરંભ થયા પહેલાં જ લક્ષ્મણ ત્યાં પહોચી ગયા હતા. આ વાતચીત સાંભળીને તેમની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. આ દુઃખને સહન કરવાને અસમર્થ લક્ષ્મણે ભાઇનાં ચરણોને જોરથી ચાંપીને, મહાયશસ્વી સીતા અને મહાવ્રતધારી શ્રીરામને કહ્યું,



यदि गन्तुं कृता बुद्धिर्वनं मृगगजायुतम् ।
अहं त्वाऽनुगमिष्यामि वनमग्रे धनुर्धरः ॥ ३ ॥

'જો આપે સિંહ તથા હાથીઓથી યુક્ત વનોમાં જવાનો નિશ્ચય કરી જ લીધો છે, તો હું ધનુર્ધારી અનુગામી આપની આગળ આગળ ચાલીશ.'

न देवलोकाक्रमणं नामरत्वमहं वृणे ।
ऐश्वर्यं वाऽपि लोकानां कामये न त्वया विना ॥ ४ ॥

'હે રામ ! આપના વિના દેવલોકમાં જવાનું, અમરત્વ = મોક્ષ પ્રાપ્ત કરવાનું તથા સંસારનાં ઐશ્વર્યને મેળવવાનું, કંઈજ હું ચાહતો નથી.'

एवं ब्रुवाणः सौमित्रिर्वनवासाय निश्चितः ।
रामेण बहुभिः सान्त्वैर्निषिद्धः पुनरब्रीत् ॥ ५ ॥

વનવાસ માટે દૃઢ નિશ્ચય કરનારા લક્ષ્મણે આવી રીતે રામને કહ્યું ત્યારે શ્રીરામે તેમને અનેક પ્રકારે સમજાવ્યા, અને વન જતાં રોક્યા, તેથી લક્ષ્મણજી બોલ્યા,

अनुज्ञातश्च भवता पूर्वमेव यदस्म्यहम् ।
किमिदानीं पुनरिदं क्रियते मे निवारणम् ॥ ६ ॥

'હે ભાઈ ! આપે મને તો પહેલાં જ વન જવાની સ્વીકૃતિ આપી દીધી હતી. પછી આપ મને કેમ રોકી રહ્યા છો ?'

**ટિપ્પણી :** ✷ *વસ્તુતઃ રામાયણમાં સ્પષ્ટ રૂપથી શ્રીરામે લક્ષ્મણને વનમાં જવાની કોઈ સ્વીકૃતિ આપી ન હતી. શ્રીરામનાં મુખથી સરી પડેલા નિમ્ન શ્લોકમાંથી આવો આશય કાઢેલો છે.*



*भ्रातृपुत्रसमौ चापि द्रष्टव्यौ च विशेषतः ।*
*त्वया भरतशत्रुघ्नौ प्राणैः प्रियतरौ मम ॥ अयोध्या० २२-१३ ॥*

*'હે સીતા ! ભરત અને શત્રુઘ્ન મને પ્રાણોથી પણ પ્રિય છે, તમે એમની દેખભાળ માટે અયોધ્યામાં જ રહો.'*

*લક્ષ્મણ રામ અને સીતાનો સંવાદ સાંભળી રહ્યા હતા. બસ એથી એમણે વિચાર્યું કે 'હું સીતા દ્વારા રક્ષિત વ્યક્તિઓમાં નથી. શ્રીરામ મને વનમાં લઈ જવા માગે છે.'*

ततोऽब्रवीन्महातेजा रामो लक्ष्मणमग्रतः ।
स्थितं प्राग्गामिनं वीरं याचमानं कृताञ्जलिम् ॥ ७ ॥

ત્યારે વનમાં જવાને તત્પર થયેલા, હાથ જોડીને વનમાં જવાની પ્રાર્થના કરી રહેલા સામે ઊભેલા લક્ષ્મણને મહાતેજસ્વી શ્રીરામે કહ્યું,

स्निग्धोधर्मरतो वीर सततं सत्पथे स्थितः ।
प्रियः प्राणसमो वश्यो भ्राता चापि सखा च मे ॥ ८ ॥

'હે લક્ષ્મણ ! તમે મારા સ્નેહી, ધર્મમાં રુચિવાળા અને સદૈવ સન્માર્ગ પર ચાલનારા છો. તમે મને પ્રાણોથી પણ પ્રિય છો. વળી મારા અનુવર્તી, મારા ભાઈ અને મિત્ર પણ છો.

मयाऽद्य सह सौमित्रे त्वयि गच्छति तद्वनम् ।
को भरिस्यति कौसल्यां सुमित्रां वा यशस्विनीम् ॥ ९ ॥

'(આમ તો તમે મારી સાથે વનમાં ચાલો તો મને બધી રીતે લાભ જ થશે. પરન્તુ) જો તમે મારી સાથે વનમાં ચાલ્યા ગયા તો અહીંયા યશસ્વિની માતા કૌસલ્યા અને સુમિત્રાની સેવા-શુશ્રૂષા કોણ કરશે ?'



तामार्यां स्वयमेवेह राजानुग्रहणेन वा ।
सौमित्रे भर कौसल्यामुक्तमर्थमिमं चर ॥ १० ॥

'હે લક્ષ્મણ ! એટલે તમે અહીં રહીને તમારી ઇચ્છાથી, વા મહારાજના અનુગ્રહથી અથવા ગમે તેમ પણ આર્યા કૌસલ્યા વગેરેનું ભરત-પોષણ કરો. મારા આ ઉચિત આદેશનું પાલન તમારે કરવું જ જોઇએ.'

एवं मयि च ते भक्तिर्भविष्यति सुदर्शिता ।
धर्मज्ञ गुरुपूजायां धर्मश्चाप्यतुलो महान् ॥ ११ ॥

'હે ધર્મજ્ઞ ! આમ કરવાથી મારા પ્રત્યે તમારી પરમ ભક્તિ પ્રદર્શિત થશે. અને વળી માતાઓની સેવાથી તમને બહુ જ ભારે યશ પણ મળશે.'

एवमुक्तस्तु रामेण लक्ष्मणः श्लक्ष्णया गिरा ।
प्रत्युवाच तदा रामं वाक्यज्ञो वाक्यकोविदम् ॥ १२ ॥

શ્રીરામે આવું કહ્યું ત્યારે વક્તાઓમાં ચતુર શ્રીલક્ષ્મણે વાક્ય વિશારદ શ્રીરામને કહ્યું,-

तवैव तेजसा वीर भरतः पूजयिष्यति ।
कौसल्यां च सुमित्रां च प्रयतो नात्र संशयः ॥ १३ ॥

'હે વીર ! તમારા પ્રતાપથી તો ભરત કૌસલ્યા અને સુમિત્રાની સેવા શુશ્રૂષા કરશે. એમાં જરા પણ શંકા નથી.'

यदि दुष्टो न रक्षेत भरतो प्राप्य श्रीमिमाम् ।
तमहं दुर्गतिं क्रूरं वधिष्यामि न संशयः ॥ १४ ॥



'જો આ રાજ્યલક્ષ્મીની પ્રાપ્તિથી દુષ્ટ બનેલો ભરત માતાઓની સેવા નહિ કરે તો હું એ દૂષિત બુદ્ધિવાળા ક્રૂરનો વધ કરીશ; તેમાં સંશય નથી.'

कौसल्या बिभृयादार्या सहस्रमपि मद्विधान् ।
यस्याः सहस्रं ग्रामाणां सम्प्राप्तमुपजीविनाम् ॥ १५ ॥

'જેના નોકર-ચાકરો હજારો ગામડાંઓના સ્વામી છે, તે આર્યા કૌસલ્યા મારા જેવા હજારો માણસોનું ભરણ-પોષણ કરી શકે તેમ છે. (એટલે તેના માટે ચિંતા કરવી નકામી છે.)'

कुरुष्व मामनुचरं वैधर्म्यं नेह विद्यते ।
कृतार्थोऽहं भविष्यामि तव चार्थः प्रकल्पते ॥ १६ ॥

'આથી આપ મને આપનો અનુચર બનાવો તેમાં કોઇ અધર્મ નથી થઇ જવાનો, આપ એમ કરશો તો હું કૃતાર્થ થઇ જઇશ અને તમારું પણ કામ થશે.

धनुरादाय सशरं खनित्रपिटकाधरः ।
अग्रतस्ते गमिष्यामि पन्थानमनुदर्शयन् ॥ १७ ॥

'(શું કામ થવાનું હતું ?) હું બાણો સહિત ધનુષને ધારણ કરીને અને સાથે ખનિત્ર = કોદાળી અને સૂંડલી લઇને, આપને રસ્તો બતાવતો બતાવતો તમારી આગળ આગળ ચાલીશ.'

आहरिष्यामि ते नित्यं मूलानि च फलानि च ।
वन्यानि यानि चान्यानि स्वाहार्हाणि तपस्विनाम् ॥ १८ ॥

'હું આપના માટે દરરોજ કંદ - મૂળ - ફળો તથા તપસ્વીઓના આહારને યોગ્ય બીજી પણ જંગલી વસ્તુઓ લાવી આપ્યા કરીશ.'



रामस्त्वनेन वाक्येन सुप्रीतः प्रत्युवाच तम् ।
व्रजापृच्छस्व सौमित्रे सर्वमेव सुहृज्जनम् ॥ १९ ॥

'શ્રીરામ લક્ષ્મણનાં આ વચનોથી અત્યંત પ્રસન્ન થયા અને તેને કહ્યું, 'હે લક્ષ્મણ ! જાઓ, આપણી માતા અને સગાં-વહાલાંની વનમાં જવા માટેની આજ્ઞા લઇ આવો.'

## ૨૭ (સત્તાવીસમો) સર્ગ સીતાજી દ્વારા ધનનું દાન

अहं प्रदातुमिच्छामि यदिदं मामकं धनम् ।
ब्राह्मणेभ्यस्तपस्विभ्यस्त्वया सह परन्तप ॥ १ ॥

(જ્યારે લક્ષ્મણજી આજ્ઞા પ્રાપ્ત કરીને પાછા આવી ગયા ત્યારે રામે તેને કહ્યું) 'હે ભાઇ ! મારી પાસે જે ધન છે, તે હું બ્રાહ્મણોને તથા તપસ્વીઓને આપી દેવા માગું છું. એટલે આ કાર્યમાં મને મદદ કરો.'

उवाचेदं धनाध्यक्षं धनमानीयतामिति ।
ततोऽस्य धनमाजह्रुः सर्वमेवोपजीविनः ॥ २ ॥

પછી તેઓએ કોષાધ્યક્ષને ધન લાવવાનું કહ્યું. આજ્ઞા મળતાં જ નોકરોએ ધનનો ઢગલો કરી દીધો.

ततः स पुरुषव्याघ्रस्तद्धनं सहः लक्ष्मणः ।
द्विजेभ्यो बालवृद्धेभ्यः कृपणेभ्यः ह्यदापयत् ॥ ३ ॥

ત્યારે લક્ષ્મણને સાથે રાખીને રામચંદ્રજીએ તે ધન બ્રાહ્મણો, વૃદ્ધો અને દીન-દુઃખીઓમાં વિતરણ કરી દીધું.

तत्रासीत्पिङ्गलो गार्ग्यस्त्रिजटो नाम वै द्विजः ।
उञ्छवृत्तिर्वने नित्यं फालकुद्दाललाङ्गली ॥ ४ ॥



ત્યાં પિંગલ = આછા પીળા વર્ણવાળો, ગર્ગ ગોત્રનો, ત્રિજટ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો તે ઉંછવૃત્તિથી નિર્વાહ કરતો હતો. તે રોજ પાવડો, કોદાળી અને હળ લઇને વનમાં જતો હતો અને ફળ-મૂળ વગેરે જે કંઇ ત્યાંથી મળતું તેનાથી પોતાનાં કુટુમ્બનું ભરણ પોષણ કરતો હતો.

तं वृद्धं तरुणी भार्या बालानादाय दारकान् ।
अब्रवीद् ब्राह्मणं वाक्यं दारिद्रयेणाभिपीडिता ॥ ५ ॥
अपास्य फालं कुद्दालं कुरुष्व वचनं मम ।
रामं दर्शय धर्मज्ञं यदि किञ्चिदवाप्स्यसि ॥ ६ ॥

તે વૃદ્ધની દળદરથી પીડાએલી જુવાન પત્ની નાનાં નાનાં બાળકોને તેની સામે લાવીને બોલી, ''હવે આ પાવડા - કોદાળીને તો બાજુ પર ફેંકો અને હું જેમ કહું તે પ્રમાણે કામ કરો. જો તમે ધર્મજ્ઞ શ્રીરામની પાસે જાઓ તો તમને પણ કંઇક પ્રાપ્તિ થઇ જશે.''

भार्यायाः वचनं श्रुत्वा शाटीमाच्छाद्य दुश्छदाम् ।
स प्रातिष्ठत पन्थानं यत्र रामनिवेशनम् ॥ ७ ॥

સ્ત્રીનું વચન સાંભળી તે વૃદ્ધ બ્રાહ્મણ ફાટ્યાં-તૂટયાં ચીંથરાંથી જેમ તેમ કરી, પોતાનું શરીર ઢાંકીને શ્રીરામના રહેઠાણ તરફ ચાલી નીકળ્યો.

स राजपुत्रमासाद्य त्रिजटो वाक्यमब्रवीत् ।
निर्धनो बहुपुत्रोऽस्मि राजपुत्र महायशः ॥ ८ ॥
उञ्छवृत्तिर्वने नित्यं प्रत्यवेक्षस्व मामिति ।
तमुवाच तदा रामः परिहाससमन्वितम् ॥ ९ ॥



गवां सहस्रमप्येकं न तु विश्राणितं मया ।
परिक्षिपसि दण्डेन यावत्तावदवाप्स्यसि ॥ १० ॥

ત્યાં જઇને ત્રિજટે રાજકુમાર શ્રીરામને કહ્યું, "હે મહાયશસ્વી રાજકુમાર ! હું નિર્ધન છું તથા ઘણાં બાલ-બચ્ચાંવાળો છું, હું ઉંછવૃત્તિથી નિર્વાહ કરું છું, મારા ઉપર પણ દયા દૃષ્ટિ કરવી જોઇએ." આ સાંભળીને શ્રીરામે તેને મશ્કરી કરતાં કહ્યું "મારી અસંખ્ય ગાયોમાંથી મેં હજી એક હજાર ગાયો પણ આપી નથી. તમે તમારો દંડો ફેંકો જેટલો દૂર તમારો દંડો જઇ પડશે, તેની વચ્ચે જેટલી ગાયો ઊભી રહી શકશે તેટલી ગાયો હું તમને આપીશ"

स शाटीं त्वरितः कट्यां सम्भ्रान्तः परिवेष्ट्य ताम् ।
आविध्य दण्डं चिक्षेप सर्वप्राणेन वेगितः ॥ ११ ॥

શ્રીરામની આ વાત સાંભળી, ત્રિજટે કમ્મર કસીને ધોતિયું લપેટ્યું પછી દંડાને ઘુમાવી, પોતાની પૂરી શક્તિ લગાડીને તેને ફેંક્યો.

स तीर्त्वा सरयूपारं दण्डस्तस्य कराच्च्युतः ।
गोव्रजे बहुसाहस्रे पपातोक्षाणसन्निधौ ॥ १२ ॥

તેના હાથમાંથી વછૂટેલો તે દંડો સરયૂ નદીના સામે કાંઠે જ્યાં હજારો ગાયો અને સાંઢોનું ધણ હતું ત્યાં જઇને પડ્યો.

तं परिष्वज्य धर्मात्मा आ तस्मात्सरयूतटात् ।
आनयामास ता गोपैस्त्रिजटस्याश्रमं प्रति ॥ १३ ॥

શ્રીરામે તે બ્રાહ્મણને ભેટીને સરયૂ નદીના કિનારા સુધીની બધી જ ગાયોને ગોવાળો દ્વારા ત્રિજટના આશ્રમમાં મોકલાવી આપી.



उवाच च ततो रामस्तं गार्ग्यमभिसान्त्वयन् ।
मन्युर्न खलु कर्तव्यः परिहासो ह्ययं मम ॥ १४ ॥

ત્યારપછી એ ગર્ગ ગોત્રના બ્રાહ્મણને સાંત્વન આપીને શ્રીરામે કહ્યું, "હે બ્રાહ્મણ ! ક્રોધ ન કરશો, આ તો મેં મજાક કરી હતી."

## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ દશરથને આશ્વાસન

दत्त्वा तु सह वैदेह्या ब्राह्मणेभ्यो धनं बहु ।
जग्मतुः पितरं द्रष्टुं सीतया सह राघवौ ॥ १ ॥

આ પ્રકારે બ્રાહ્મણોને ઘણું જ ધન આપીને રામ, લક્ષ્મણ અને સીતા એ ત્રણેય મહારાજા દશરથને મળવા માટે ગયા.

पदातिं सानुजं दृष्ट्वा ससीतं च जनास्तदा ।
ऊचुर्बहुविधा वाचः शोकोपहतचेतसः ॥ २ ॥

પોતાના નાના ભાઇ લક્ષ્મણ અને સીતા સહિત રામને પગપાળા જઇ રહેલા જોઇને (શોકથી) અત્યંત દુઃખી થયેલા લોકો અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા હતા.

निर्गुणस्यापि पुत्रस्य कथं स्याद्विप्रवासनम् ।
किं पुनर्यस्य लोकोऽयं जितो वृत्तेन केवलम् ॥ ३ ॥

કોઇ કહેતા હતા, "લોકો પોતાનાં ગુણહીન પુત્રને પણ ઘરમાંથી કાઢી મૂકતા નથી. તો પછી જેમણે પોતાના ચરિત્રથી બધા લોકોને પોતાને વશ કરી લીધા છે, તે પુત્રને કેમ દેશનિકાલ કરે છે ?"



आनृशंस्यमनुक्रोशः श्रुतं शीलं दमः शमः ।
राघवं शोभयन्त्येते षड्गुणाः पुरुषर्षभम् ॥ ४ ॥

કોઇ કહે છે, "કેવળ સદાચાર જ નહીં, પરંતુ અહિંસા, દયા, વિદ્યા, સુશીલતા, દમ = ઇન્દ્રિયદમન અને શમ = ચિત્તની શાન્તિ આ છ ગુણોથી પુરુષશ્રેષ્ઠ રામ વિભૂષિત છે.

उद्यानानि परित्यज्य क्षेत्राणि च गृहाणि च ।
एकदुःखसुखा राममनुगच्छाम धार्मिकम् ॥ ५ ॥

લોકો બોલે છે, "બાગ-બગીચા, ખેતી-વાડી અને ઘરબારનો પરિત્યાગ કરીને આપણે લોકો પણ ધર્માત્મા શ્રીરામની પાછળ પાછળ એમનાં સુખ-દુઃખના સાથી બનીને જઇશું."

इत्येवं विविधा वाचो नानाजनसमीरिताः ।
शुश्राव रामः श्रुत्वा च न विचक्रेऽस्य मानसम् ॥ ६ ॥

શ્રીરામ લોકોનાં મોઢાંની વિવિધ પ્રકારની વાતો સાંભળતા જતા હતા, પરંતુ આ વાતોથી એમનાં મનમાં કોઇ પ્રકારનો વિકાર ઉત્પન્ન ન થયો.

स तु वेश्म पितुर्दूरात्कैलासशिखरप्रभम् ।
अभिचक्राम धर्मात्मा मत्तमातङ्गविक्रमः ॥ ७ ॥

ધર્માત્મા શ્રીરામ માતેલા હાથીની જેમ પરાક્રમનું પ્રદર્શન કરતી ચાલથી ધીમે ધીમે કૈલાસ શિખર જેવી કાન્તિવાળા પોતાના પિતાના ભવન તરફ જવા લાગ્યા.

विनीतवीरपुरुषं स प्रविश्य नृपालयम् ।
ददर्शावस्थितं दीनं सुमन्त्रमविदूरतः ॥ ८ ॥



રાજમહેલનાં દ્વાર ઉપર વીર પુરુષો વિનમ્ર ભાવથી ઊભેલા હતા. શ્રીરામે તેમની પાસે થઇને આગળ વધીને જોયું, તો થોડેક દૂર ઉદાસ મને સુમંત્ર ઊભેલા હતા.

ततः कमलपत्राक्षः श्यामो निरुपमो महान् ।
उवाच रामस्तं सूतं पितुराख्याहि मामिति ॥ ९ ॥

કમલનેત્ર, શ્યામવર્ણ, અનુપમ અને મહાગુણવાન શ્રીરામે સુમંત્રને કહ્યું કે 'પિતાજીને અમારાં આવવાની સૂચના આપો.'

स रामप्रेषितः क्षिप्रं तं वर्धयित्वा राजानम् ।
भयविक्लवया वाचीं मन्दया श्लक्ष्णमब्रवीत् ॥ १० ॥

રામના મોકલેલા સુમંત્ર અંદર જઇને, મહારાજને અભિવાદન કરીને, ડરતાં ડરતાં ધીમા સ્વરથી મધુર વચન બોલ્યા કે,

अयं स पुरुषव्याघ्रो द्वारि तिष्ठति ते सुतः ।
सर्वान्सुहृद आपृच्छय त्वामिदानीं दिदृक्षते ॥ ११ ॥

"મહારાજ ! આપના પુરુષસિંહ પુત્ર દ્વાર પર ઊભા છે, બધા સુહૃદ્જનોની વિદાય લઇને તેઓ આપનાં દર્શન કરવાને આવેલા છે."

स सत्यवादी धर्मात्मा गाम्भीर्यात्सागरोपमः ।
उवाच राजा तं सूतं सुमन्त्रानय मे सुतम् ॥ १२ ॥

સુમંત્રની વાત સાંભળીને સત્યવાદી, ધર્માત્મા અને સાગર સમાન ગંભીર મહારાજા દશરથે સુમંત્રને કહ્યું, "હે સુમંત્ર ! મારા પુત્રને અહીં લઇ આવો."



स सूतो राममादाय लक्ष्मणं मैथिलीं तदा ।
जगामाभिमुखस्तूर्णं सकाशं जगतीपतेः ॥ १३ ॥

ત્યારે સુમંત્ર શ્રીરામ, લક્ષ્મણ અને સીતાને સાથે લઇને જલદી મહારાજ દશરથની નિકટ ગયા.

स राजा पुत्रमायन्तं दृष्ट्वा दूरात्कृताञ्जलिम् ।
उत्पपातासनात्तूर्णमार्तः स्त्रीजनसंवृत्तः ॥ १४ ॥

એ વખતે દુઃખી અને સ્ત્રીઓથી ઘેરાએલા મહારાજા દશરથ દૂરથી જ હાથ જોડીને આવતા પુત્રને જોઇને તરતજ પોતાના આસન પરથી ઊઠીને ઊભા થઇ ગયા.

सोऽभिदुद्राव वेगेन रामं दृष्ट्वा विशांपतिः ।
तमसम्प्राप्य दुःखार्तः पपात भुवि मूर्छितः ॥ १५ ॥

તેઓ શ્રીરામને જોઇને તેમની તરફ મહા વેગથી દોડી ગયા, પરંતુ દુઃખી રાજા તેમના સુધી પહોંચે તે પહેલાં તો મૂર્ચ્છિત થઇને ભૂમિ પર પટકાઇ પડ્યા.

तं परिष्वज्य बाहुभ्यां तावुभौ रामलक्ष्मणौ ।
पर्यङ्के सीतया सार्धं रूदन्तः समवेशयन् ॥ १६ ॥

રામ અને લક્ષ્મણે તેમની ભુજાઓને પકડીને મહારાજને ઉઠાડ્યા અને સીતા સહિત રોતાં રોતાં એમને પલંગ પર લઇ જઇને બેસાડ્યા.

अथ रामो मुहूर्तेन लब्धसंज्ञं महीपतिम् ।
उवाच प्राञ्जलिर्भूत्वा शोकार्णवपरिप्लुतम् ॥ १७ ॥



જ્યારે એક મુહૂર્ત પછી મહારાજ સચેત થયા ત્યારે શોક સાગરમાં ડૂબેલા મહારાજ દશરથને હાથ જોડીને રામ બોલ્યા,

आपृच्छे त्वां महाराज सर्वेषामीश्वरोऽसि नः ।
प्रस्थितं दण्डकारण्यं पश्य त्वं कुशलेन माम् ॥ १८ ॥

"હે મહારાજ ! હું આપની પાસે વન-ગમનની આજ્ઞા લેવાને આવ્યો છું. આપ અમારા-સર્વ લોકોના સ્વામી છો, હું દંડક વનમાં જઇ રહ્યો છું. આપ એકવાર મને કૃપા દૃષ્ટિથી જોઇ લો."

लक्ष्मणं चानुजानीहि सीता चान्वेति मां वनम् ।
कारणैबहुभिस्तथ्यैर्वार्यमाणौ न चेच्छतः ॥ १९ ॥

'લક્ષ્મણ અને સીતાને પણ મારી સાથે જવાની આજ્ઞા આપી દેજો. મેં અનેક ઉચિત કારણો બતાવીને એમને રોકવા પ્રયત્ન કર્યો, પણ તેઓ રોકાતાં નથી, (વનમાં) જવા માગે છે.'

अनुजानीहि सर्वान्नः शोकमुत्सृज्य मानद ।
लक्ष्मणं मां च सीतां च प्रजापतिरिव प्रजाः ॥ २० ॥

'હે સૌને માન આપનારા ! આપ શોકનો પરિત્યાગ કરીને, જેમ પ્રજાપતિ પોતાની પ્રજાને આજ્ઞા આપે છે, તેમ આપ અમને બધાને આજ્ઞા આપો.'

प्रतीक्षमाणमव्यग्रमनुज्ञां जगतीपतेः ।
उवाच राजा सम्प्रेक्ष्य वनवासाय राघवम् ॥ २१ ॥

વ્યાકુળતા-રહિત રામને વનમાં જવાની આજ્ઞાની પ્રતીક્ષા કરતાં જાણી, મહારાજ દશરથ તેમના તરફ કૃપાપૂર્ણ દૃષ્ટિથી જોઇને બોલ્યા.



अहं राघव कैकेय्या वरदानेन मोहितः ।
अयोध्यायास्त्वमेवाद्य भव राजा निगृह्य माम् ॥ २२ ॥

'હે રામ ! કૈકેયીએ વરદાન માગી મને ભ્રમિત કર્યો છે, એટલે તું મને કેદ કરીને બળપૂર્વક (આજે જ) અયોધ્યાનો રાજા બની જા.'

एवमुक्त्वा नृपतिना रामो धर्मभृतांवरः ।
प्रत्युवाचाञ्जलिं कृत्वा पितरं वाक्यकोविदः ॥ २३ ॥

મહારાજાએ આવું કહ્યું ત્યારે ધર્માત્માઓમાં શ્રેષ્ઠ અને બોલવામાં ચતુર એવા શ્રીરામે હાથ જોડીને પિતાજીએ કહ્યું,

भवान्वर्षसहस्राय पृथिव्या नृपते पतिः ।
अहं त्वरण्ये वत्स्यामि न मे कार्यं त्वयाऽनृतम् ॥ २४ ॥

'હે રાજન્ ! આપ અનેક (= સહસ્ર) વર્ષો સુધી પૃથ્વીનું પાલન કરો. હું આપને મિથ્યાવાદી બનાવવા નથી માગતો. હું અવશ્ય વનમાં વાસ કરીશ.'

नव पञ्च च वर्षाणि वनवासे विहृत्य ते ।
पुनः पादौ ग्रहीष्यामि प्रतिज्ञान्ते नराधिप ॥ २५ ॥

'હે નરાધિપ ! ચૌદ વર્ષ વનમાં નિવાસ કરીને અને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરીને હું ફરીવાર આપની ચરણ-સેવામાં ઉપસ્થિત થઇ જવાનો છું.'

रुदन्नार्तः प्रियं पुत्रं सत्यपाशेन संयतः ।
कैकेय्या चोद्यमानस्तु मिथो राजा तमब्रवीत् ॥ २६ ॥



સત્યરૂપી પાશમાં બંધાએલા, દુઃખી અને કૈકેયી દ્વારા પ્રેરિત, વળી રડી રહેલા મહારાજા દશરથ પોતાના પુત્ર રામને કહેવા લાગ્યા.

श्रेयसे वृद्धये तात पुनरागमनाय च ।
गच्छस्वारिष्टमव्यग्रः पन्थानमकुतोभयम् ॥ २७ ॥

'બેટા ! ઇહલૌકિક અને પારલૌકિક સુખ (ની સિદ્ધિ) માટે, પુનઃ પાછા આવવા (ની ભાવના સાથે) તમે નિશ્ચિન્ત થઇને વનમાં જાઓ. તમારો માર્ગ શુભ અને નિર્ભય બની રહો.'

न हि सत्यात्मनस्तात धर्माभिमनसस्तव ।
विनिवर्तयितुं बुद्धिः शक्यते रघुनन्दन ॥ २८ ॥

'હે રઘુનંદન ! તમે સત્યનાં પાલનમા દઢ અને ધર્મમાં મન લગાડવાવાળા છો; એટલે તમને એમાંથી હઠાવીને બીજા માર્ગે ચલાવવાની શક્તિ કોઇનામાં નથી.'

अद्य त्विदानीं रजनीं पुत्र मा गच्छ सर्वथा ।
एकाहदर्शनेनापि साधु तावच्चराम्यहम् ॥ २९ ॥

'પરંતુ પુત્ર ! આજની રાત તો તમે કોઇપણ પ્રકારે અહીં રહી જાઓ. એક દિવસ તો વધારે હું તમારી સાથે રહેવાનું સુખ ભોગવી લઉં !'

दुष्करं क्रियते पुत्र सर्वथा राघव त्वया ।
मत्प्रियार्थं प्रियान् त्यक्त्वा यद्यासि विजनं वनम् ॥ ३० ॥

'પુત્ર રામ ! મારું પ્રિય (કાર્ય) કરવાને માટે, તમે તમારા બધા જ પ્રિયજનોને છોડીને વનમાં જઇ રહ્યા છો, તે આ અત્યન્ત દુષ્કર કામ તમે કરી રહ્યા છો.'



न चैतन्मे प्रियं पुत्र शपे सत्येन राघव ।
छन्नया चलितस्त्वस्मि स्त्रिया छन्नाग्निकल्पया ॥ ३१ ॥

'હે વત્સ ! સત્યના સોગંદ ખાઇને કહું છું કે તમારું વનમાં જવું મને જરાય પસંદ નથી, પરંતુ શું કરું હું રાખમાં છુપાયેલા અગ્નિની જેમ ભયંકર અને કુટિલ ઉદ્દેશવાળી કૈકેયીની ચાલમાં ફસાઇ ગયો છું.'

वञ्चना या तु लब्धा मे तां त्वं निस्तर्तुमिच्छसि ।
अनया वृत्तसादिन्या कैकेय्याऽभिप्रचोदितः ॥ ३२ ॥

'હું કુલકલંકિની કૈકેયીની જે જાળમાં ફસાઇ ગયો છું, તમે એનાં કહ્યા પ્રમાણે એ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા ઇચ્છો છો.'

न चैतदाश्चर्यतमं यस्त्व ज्येष्ठः सुतो मम ।
अपानृतकथं पुत्र पितरं कर्तुमिच्छसि ॥ ३३ ॥

'પુત્ર ! એમાં કોઇ આશ્ચર્યની વાત નથી. તમે મારા જ્યેષ્ઠ દીકરા છો, એટલે તમે પોતાના પિતાને સત્યવાદી કહેવડાવવા માગો છો.'

अथ रामस्तथा श्रुत्वा पितुरार्तस्य भाषितम् ।
लक्ष्मणेन सह भ्रात्रा दीनो वचनमब्रवीत् ॥ ३४ ॥

આ પ્રકારનું અતિ દુઃખી પિતાનું વચન સાંભળીને લક્ષ્મણ સહિત શ્રીરામ દીનતા પૂર્વક બોલ્યા.

प्राप्यस्यामि यानद्य गुणान्को मे श्वस्तान्प्रदास्यति ।
अपक्रमणमेवातः सर्वकामैरहं वृणे ॥ ३५ ॥

'વનમાં જઇને પ્રતિજ્ઞાનું પાલન કર્યાનું જે પુણ્યફળ મને આજે પ્રાપ્ત થશે તે ફળ (આવતી) કાલે વન જવાથી પ્રાપ્ત થઇ શકશે નહિ. મારી બીજી બધી જ ઇચ્છાઓની અપેક્ષા અત્યારે જલદી અહીંથી ચાલ્યા જવાનું એટલે જ હું ઉત્તમ સમજું છું.'



नैवाहं राज्यमिच्छामि न सुखं न च मैथिलीम् ।
नैव सर्वानिमान्कामान्न स्वर्गं नैव जीवितम् ॥ ३६ ॥

'હે મહારાજ ! મને રાજ્યની ઇચ્છા નથી, ન તો સુખની, હું સીતાની કામના કરતો નથી, ન બધા ભોગ વિલાસની. મારે સ્વર્ગ નથી જોઇતું. ત્યાં સુધી કે મને મારું જીવન પણ ખપતું નથી. (ત્યારે હું શાની ઇચ્છા કરું છું ?)

त्वामहं सत्यमिच्छामि नानृतं पुरुषर्षभ ।
प्रत्यक्षं तव सत्येन सुकृतेन च ते शपे ॥ ३७ ॥

'હું આપને સત્યવાદી જોવા માગું છું, મિથ્યાવાદી નહિ. આપ દેવતા સ્વરૂપ છો. આ વાત હું આપની સામે સત્ય અને ધર્મના શપથ ખાઇને કહેવા માગું છું.'

न च शक्यं मया तात स्थातुं क्षणमपि प्रभो ।
न शोकं धारयस्वैनं न हि मेऽस्ति विपर्ययः ॥ ३८ ॥

'હે તાત ! રાત ભરની તો વાત જ ક્યાં રહી, હવે હું અહીં એક ક્ષણ પણ રોકાઇ શકતો નથી. પ્રભુ ! હવે આપ ધીરજ ધારણ કરો. મારો સંકલ્પ હું હવે બદલાવી શકતો નથી.'

अर्थितो ह्यस्मि कैकेय्या वनं गच्छेति राघव ।
मया चोक्तं व्रजामीति तत्सत्यमनुपालये ॥ ३९ ॥

''જ્યારે કૈકેયીએ મને કહ્યું કે 'રામ ! તમે વનમાં જાઓ' અને મેં 'બહુ જ સારું' એમ કહીને સ્વીકાર કર્યો. હવે એ કથનનું પાલન કરવું પણ મારા માટે અનિવાર્ય છે.''



पिता हि दैवतं तात देवतानामपि स्मृतम् ।
तस्माद्दैवतमित्येव करिष्यामि पितुर्वचः ॥ ४० ॥

'હે તાત ! પિતા દેવતાઓના પણ દેવતા હોય છે, એટલે આપને પરમ દેવતા સમજીને હું આપની આજ્ઞાનું પાલન કરીશ.'

पुरं च राष्ट्रं च मही च केवला
मया विसृष्टा भरताय दीयताम् ।
अहं निदेशं भवतोऽनुपालयन्
वनं गमिष्यामि चिराय सेवितुम् ॥ ४१ ॥

'હું અયોધ્યા અને પૃથ્વીના રાજ્યને છોડીને જાઉં છું, આપ એ રાજ્ય ભરતને આપી દો. હું આપની આજ્ઞાનું પાલન કરતો રહીને ચિરકાલ સુધી વનવાસ માટે જતો રહીશ.'

फलानि मूलानि च भक्षयन्वने
गिरींश्च पश्यन्सरितः सरांसि च ।
वनं प्रविश्यैव विचित्रपादपं
सुखी भविष्यामि तवास्तु निर्वृत्तिः ॥ ४२ ॥

'વિવિધ પ્રકારનાં વિચિત્ર વૃક્ષોથી સુશોભિત વનમાં પ્રવેશ કરીને ત્યાં ફળ અને મૂળ ખાતો રહીને તથા નદીઓ અને સરોવરોને દેખતો રહીને હું સુખ-પૂર્વક રહીશ. આપ પણ પ્રસન્ન અને સુખી રહેશો.'

एवं स राजा व्यसनाभिपन्नः
शोकेन दुःखेन च ताप्यमानः ।
आलिङ्ग्य पुत्रं सुविनष्टसंज्ञो
मोहं गतो नैव चिचेष्ट किञ्चित् ॥ ४३ ॥



આ સાંભળીને મહારાજા દશરથ ક્લેશિત તથા શોક અને દુઃખથી સંતપ્ત થઇ ગયા, શ્રીરામને ભેટ્યા પછી મૂર્ચ્છિત થઇને ભૂમિ પર પડી ગયા. મોહને પ્રાપ્ત તેઓ તદ્દન નિશ્ચેષ્ટ થઇ ગયા.

देव्यस्ततः संरुरुदुः समेता
स्तां वर्जयित्वा नरदेवपत्नीम् ।
रुदन् सुमन्त्रोऽपि जगाम मूर्च्छां
हाहाकृतं तत्र बभूव सर्वम् ॥ ४४ ॥

એ વખતે કૈકેયી સિવાયની બધી જ સ્ત્રીઓ કૌસલ્યાની પાસે એકઠી થઇ અને રોવા લાગી. રોતો રોતો સુમંત્ર પણ મૂર્ચ્છિત થઇ ગયો. ત્યાં સર્વત્ર હાહાકાર થઇ ગયો.

## ૨૯ (ઓગણત્રીસમો) સર્ગ સુમંત્ર દ્વારા કૈકેયીનો તિરસ્કાર

ततो निर्धूय सहसा शिरो निःश्वस्य चासकृत् ।
पाणिं पाणौ विनिष्पिष्य सुमन्त्रः प्रत्यभाषत ॥ १ ॥

મૂર્ચ્છા વળી ત્યારે સફાળા માથું કૂટીને, હાથથી હાથ ઘસીને, લાંબો નિસાસો નાખીને સુમંત્ર બોલ્યા,

यस्यास्तव पतिस्त्यक्तो राजा दशरथः स्वयम् ।
पतिघ्नीं त्वामहं मन्ये कुलघ्नीमपि चान्ततः ॥ २ ॥

'હે દેવી ! તમે તમારા પતિ મહારાજા દશરથનો પણ પરિત્યાગ કરી દીધો. એટલે હું તો તમને પતિની હત્યા કરનારી અને કુળનો નાશ કરનારી માનું છું.'



माऽवमंस्था दशरथं भर्तारं वरदं पतिम् ।
भर्तुरिच्छा हि नारीणां पुत्रकोट्या विशिष्यते ॥ ३ ॥

'હે કૈકેયી ! તમે તમારા પતિનો તિરસ્કાર ન કરો. તેઓ તમારા પતિ, રક્ષક, અને વરદાન આપનારા છે. સ્ત્રીઓને માટે પતિની ઈચ્છા અનુસાર ચાલવું એ કરોડો પુત્રોનાં પ્રેમથી પણ ચડિયાતું છે.'

यथावयो हि राज्यानि प्राप्नुवन्ति नृपक्षये ।
इक्ष्वाकुकुलनाथेऽस्मिंस्तल्लोपयितुमिच्छसि ॥ ४ ॥

'જુઓ, રાજાના મૃત્યુ પછી રાજ્યનો સ્વામી અવસ્થા અનુસાર સૌથી મોટો દીકરો થાય છે. શું તમે મહારાજ દશરથની હયાતીમાં જ ઈક્ષ્વાકુ કુળની આ પ્રાચીન પરંપરાનો લોપ કરવા ચાહો છો ?'

राजा भवतु ते पुत्रो भरतः शास्तु मेदिनीम् ।
वयं तत्र गमिष्यामो यत्र रामो गमिष्यति ॥ ५ ॥

'ભલે તમારો પુત્ર ભરત રાજા થાય અને તે આ પૃથ્વી પર શાસન કરે, અમે લોકો તો ત્યાં જ જઈશું જ્યાં શ્રીરામ જઈ રહ્યા છે.'

आश्चर्यमिव पश्यामि यस्यास्ते वृत्तमीदृशम् ।
आचरन्त्या न विदृता सद्यो भवति मेदिनी ॥ ६ ॥

'મને બહુજ નવાઈ લાગે છે કે તારા આ દુષ્ટ-આચરણને જોઈને પણ આ પૃથ્વી કેમ ફાટી પડતી નથી !'

आम्रं छित्वा कुठारेण निम्बं परिचरेत्तु यः ।
यश्चैनं पयसा सिञ्चेन्नैवास्य मधुरो भवेत् ॥ ७ ॥



'જેને દૂધનું સિંચન કરવા છતાં પણ જે કદીપણ મીઠાં ફળ આપવાનો નથી એવા કડવા લીંબડાને પાણી પાય અને મધુર ફળ આપનારા આંબાને કુહાડીથી કાપી નાખે એવો મૂર્ખ માણસ કોણ હશે ?'

अभिजातां हि ते मन्ये यथामातुस्तथैव च ।
न हि निम्बात्स्रवेत्क्षौद्रं लोके निगदितं वचः ॥ ८ ॥

'લીંબડામાંથી કદી મધ ઝરતું નથી એમ લોકોએ કહેલું છે, તે લોકવાણી બરાબર જ છે. એટલે જ જેવી તારી માતા હતી એવી જ તું પણ થઈ છો.'

सत्यश्चाद्य प्रवादोऽयं लौकिकः प्रतिभाति मा ।
पितॄन्समनुजायन्ते नरा मातरमङ्गनाः ॥ ९ ॥

'આ લોક-પ્રવાહ મને ઠીક જ પ્રતીત થાય છે, કે પુત્રો પિતાના સ્વભાવવાળા અને પુત્રીઓ માતાના સ્વભાવવાળી થાય છે.'

नैवं भव गृहाणेदं यदाह वसुधाधिपः ।
भर्तुरिच्छामुपास्वेह जनस्यास्य गतिर्भव ॥ १० ॥

'જો તું તારી માતાના જેવી ન થા અને મહારાજનું કહ્યું માન. પોતાના પતિની ઈચ્છા અનુસાર આચરણ કરીને તું તેમની રક્ષા કર.'

मा त्वं प्रोत्साहिता पापैर्देवराजसमप्रभम् ।
भर्तारं लोकभर्तारमसद्धर्ममुपादधाः ॥ ११ ॥

'હે દેવી ! તું પાપોથી પ્રોત્સાહિત થઈને, ઈન્દ્ર સમાન તેજસ્વી, પ્રજાપાલક પતિ દ્વારા આ નિન્દિત કર્મ (મોટાની ઉપસ્થિતિમાં નાનાને રાજ્ય) ન કરાવ.'



परिवादो हि ते देवि महाँल्लोके चरिष्यति ।
यदि रामो वनं याति विहाय पितरं नृपम् ॥ १२ ॥

'હે દેવી ! જો પોતાના પિતા મહારાજા દશરથને છોડીને શ્રીરામ વનમાં જતા રહ્યા તો સંસારમાં તારી બહુ જ નિંદા થવાની.'

इति सान्त्वैश्च तीक्ष्णैश्च कैकेयीं राजसंसदि ।
सुमन्त्रः क्षोभयामास भूय एव कृताञ्जलिः ॥ १३ ॥

આ પ્રમાણે સુમંત્રે રાજ્યસભામાં હાથ જોડીને કોમળ તેમજ કઠોર વચનોથી કૈકેયીને વારંવાર ખૂબ ખખડાવી (તતડાવી).

नैव सा क्षुभ्यते देवी न च स्म परिदूयते ।
न चास्या मुखवर्णस्य लक्ष्यते विक्रिया तदा ॥ १४ ॥

તો પણ કૈકેયીને જરા પણ ક્ષોભ ન થયો, કે ન થયો પશ્ચાતાપ. તેના ચહેરાનો રંગ પણ જરાય બદલાયો નહિ !

## 30 (ત્રીસમો) સર્ગ સિદ્ધાર્થનું કૈકેયીને સમજાવવું

ततः सुमन्त्रमैक्ष्वाकः पीडितोऽत्र प्रतिज्ञया ।
सबाष्पमतिनिःश्वस्य जगादेदं पुनः पुनः ॥ १ ॥

જ્યારે સુમંત્રનાં વેણ સાંભળ્યાં છતાં કૈકેયી ઉપર કોઇ પ્રભાવ ન પડ્યો, ત્યારે પોતાની પ્રતિજ્ઞાથી દુઃખી થયેલા ઇક્ષ્વાકુવંશી મહારાજા દશરથે સજલ નેત્રે નિસાસો નાંખીને સુમંત્રને કહ્યું.

सूत रत्नसुसम्पूर्णा चतुर्विधबला चमूः ।

राघवस्यानुयात्रार्थं क्षिप्रं प्रतिविधीयताम् ॥ २ ॥

'હે સુમંત્ર ! શ્રીરામની સાથે (પાછળ પાછળ) ચાલવા માટે વિવિધ પ્રકારનાં રત્નોથી યુક્ત ચતુરંગિણી સેના સત્વર તૈયાર કરો.'

धान्यकोशश्च यः कश्चिद्धनकोशश्च मामकः ।
तौ राममनुगच्छेतां वसन्तं निर्जने वने ॥ ३ ॥

'ધન અને ધાન્યના જે બે ભંડારો મારા પોતાના છે, તે બધા જ નિર્જન વનમાં રહેનારા શ્રીરામની સાથે જ જવા દો.'

एवं ब्रुवति काकुत्स्थे मुखेन परिशुष्यता ।
राजानमेवाभिमुखी कैकेयी वाक्यमब्रवीत ॥ ४ ॥

મહારાજા આ પ્રમાણે કહેતા હતા ત્યારે કૈકેયીનું મુખ સુકાઇ ગયું. તે રાજાની સામે આ વચન બોલી.

राज्यं गतजनं साधो पीतमण्डां सुरामिव ।
निरास्वाद्यतमं शून्यं भरतो नाभिपत्स्यते ॥ ५ ॥

'હે સજ્જન ! સાર રહિત સુરાની જેમ ધન-ધાન્ય વગરનું (સૈનિક) જન-શૂન્ય, અર્થાત્ ઉપભોગને માટે અયોગ્ય રાજ્યને ભરત નહીં સ્વીકારે.'

तवैव वंशे सगरो ज्येष्ठपुत्रमुपारुधत् ।
असमञ्ज इति ख्यातं तथायं गन्तुमर्हति ॥ ६ ॥

'તમારા જ વંશમાં રાજા સગરે પોતાના જ્યેષ્ઠ પુત્ર વિખ્યાત 'અસમંજ'ને રાજ્ય-ભોગોથી વંચિત કરીને કાઢી મૂકેલો હતો. એ જ પ્રકારે શ્રીરામ પણ રાજ્ય-ભોગોથી રહિત જ વનમાં જશે.'



एवमुक्तो धिगित्येव राजा दशरथोऽब्रवीत् ।
व्रीडितश्च जनः सर्वः सा च तं नावबुध्यत ॥ ७ ॥

કૈકેયીએ આવું કહ્યું, તેથી મહારાજે કહ્યું, 'ધિક્કાર છે તને'. ત્યાં બેઠેલા બધા જ લોકો પણ કૈકેયીની આ વાત સાંભળીને લજ્જિત થઇ ગયા, પરંતુ કૈકેયીને જરાપણ શરમ ન આવી.

ततः वृद्धो महामात्रः सिद्धार्थो नाम नामतः ।
शुचिर्बहुमतो राज्ञः कैकेयीमिदमब्रवीत् ॥ ८ ॥

એ વેળાએ સિદ્ધાર્થ નામના વૃદ્ધ, પવિત્ર આચરણવાળા અને મહારાજાના અત્યન્ત પ્રિય સચિવે કૈકેયીને કહ્યું.

असमञ्जो गृहीत्वा तु क्रीडतः पथि दारकान् ।
सरय्वाः प्रक्षिपन्नप्सु रमते तेन दुर्मतिः ॥ ९ ॥

'હે દેવી ! (અસમંજ અને શ્રીરામની સરખામણી કેવી !) અસમંજ તો મહા દુષ્ટબુદ્ધિ હતો. રસ્તામાં રમતાં બાળકોને પકડી તે સરયૂમાં ફેંકીને રમત કરતો હતો અને એવાં કૃત્યોથી ખુશ થતો હતો.'

इत्येवमत्यजद्राजा सगरो वै सुधार्मिकः ।
रामः किमकरोत्पापं येनैवमुपरुध्यते ॥ १० ॥

'આ પાપના કારણથી ધાર્મિક રાજા સગરે પોતાના દુષ્ટ-ચરિત્ર જ્યેષ્ઠ પુત્રને દેશનિકાલ કરેલો હતો. પરંતુ રામે એવું કયું પાપ કરેલું છે, જેના કારણે તેમને વનવાસ આપવામાં આવે છે ?'

न हि कञ्चन पश्यामो राघवस्यागुणं वयम् ।
दुर्लभो ह्यस्य निरयः शशाङ्कस्येव कल्मषम् ॥ ११ ॥



'અમને લોકોને રામમાં કોઇ દોષ દેખાતો નથી, તેઓ તો કલંક રહિત ચંદ્રમાના સમાન નિષ્પાપ છે.'

अदुष्टस्य हि सन्त्यागः सत्पथे निरतस्य च ।
निर्दहेदपि शक्रस्य द्युतिं धर्मनिरोधनात् ॥ १२ ॥

'હે દેવી ! સજ્જન અને સુમાર્ગ પર ચાલનાર પુરુષનો પરિત્યાગ કરવાથી અધર્મ થાય છે અને એવો અધર્મ ઇન્દ્રનાં તેજનાં પણ નાશ કરી દે છે.'

तदलं देवि रामस्य श्रिया विहतया त्वया ।
लोकतोऽपि हि ते रक्ष्यः परिवादः शुभानने ॥ १३ ॥

'હે દેવી ! રામના રાજ્યાભિષેકની શોભા નષ્ટ કરવામાં તમને શો લાભ થવાનો છે ? આ કામ કરવાનું છોડી દો, હે સુમુખી ! તમારે લોકાપવાદથી પણ બચવું જોઇએ.'

श्रुत्वा तु सिद्धार्थवचो राजा श्रान्ततरस्वनः ।
शोकोपहतया वाचा कैकेयीमिदमब्रवीत् ॥ १४ ॥

સિદ્ધાર્થનાં આવાં વચનો સાંભળીને, શોકથી વ્યાકુળ થઇને મહારાજા દશરથે ધીમા સ્વરથી કૈકેયીને કહ્યું

एतद्वचो नेच्छसि पापवृत्ते
हितं न जानासि ममात्मनो वा ।
आस्थाय मार्गं कृपणं कुचेष्टा
चेष्टा हि ते साधुपथादपेता ॥ १५ ॥



'હે પાપિની ! તને સિદ્ધાર્થની વાત પણ સારી ન લાગી ! મારું અને તારું ભલું શામાં છે, એનું પણ તને જ્ઞાન નથી! તું ક્ષુદ્ર માર્ગ પર ચાલવાની ચેષ્ટા કરી રહી છે, તારો પ્રયત્ન સજ્જનોચિત માર્ગથી વિપરીત ચાલવાનો જ છે.'

अनुव्रजिष्याम्यहमद्य रामं
राज्यं परित्यज्य धनं सुखं च ।
सहैव राज्ञा भरतेन च त्वं
यथासुखं भुङ्क्ष्व चिराय राज्यम् ॥ १६ ॥

'એટલે હું તો રાજ્ય, સુખ અને ધન, બધું જ છોડી દઈને રામની સાથે વનમાં જતો રહીશ. તું તથા તારો દીકરો ભરત સાથે મળીને સદાકાળ સુખપૂર્વક રાજ્યનો ઉપભોગ કર્યા કરજો.'

## ૩૧ (એકત્રીસમો) સર્ગ વલ્કલ - વસ્ત્ર - પરિધાન

महामात्र-वचः श्रुत्वा रामो दशरथं तदा ।
अभ्यभाषत वाक्यं तु विनयज्ञो विनीतवत् ॥ १ ॥

પ્રધાન મંત્રી સિદ્ધાર્થનાં વચનો સાંભળીને વિનયમૂર્તિ શ્રીરામે નમ્રતા પૂર્વક મહારાજ દશરથને કહ્યું,

त्यक्तभोगस्य मे राजन् वने वन्येन जीवतः ।
किं कार्यमनुयात्रेण त्यक्तसङ्गस्य सर्वतः ॥ २ ॥

'હે મહારાજ ! રાજ્ય-ભોગોને મેં સર્વથા છોડી દીધા છે અને વનમાં ઉત્પન્ન થનારા પદાર્થોથી પોતાનો નિર્વાહ કરવાનું સ્વીકારી લીધું છે, તો પછી હવે મારી સાથે સેના વગેરે મોકલવાની શી આવશ્યકતા છે ?'

यो हि दत्त्वा गजश्रेष्ठं कक्ष्यायां कुरुते मनः ।
रज्जुस्नेहेन किं तस्य त्यजतः कुञ्जरोत्तमम् ॥ ३ ॥



'જો માણસ હાથીનું દાન કર્યા પછી હાથી બાંધવાનું દોરડું આપવાની ઈચ્છા ન કરે, તો તે ઉત્તમ હાથી આપનારને દોરડાની મમતાથી શો લાભ ?'

तथा मम सतां श्रेष्ठ किं ध्वजिन्या जगत्पते ।
सर्वाण्येवानुजानामि चीराण्येवानयन्तु मे ॥ ४ ॥

'હે સત્પુરુષ શ્રેષ્ઠ ! જગત્પતિ ! મારે સેનાનું શું કામ છે ? આ સેના વગેરે સર્વ કંઈ હું ભરતના માટે આપું છું. મારે માટે તો માત્ર વલ્કલ વસ્ત્રો જ મંગાવી આપજો.'

खनित्रपिटके चोभे समानयत गच्छतः ।
चतुर्दश वनेवासं वर्षाणि वसतो मम ॥ ५ ॥

'મારે ચૌદ વર્ષ સુધી વનમા રહેવાનું છે. એટલે કંદ-મૂળ ખોદી કાઢવા માટે મને કોદાળી અને સૂંડલી મંગાવી આપો. જેથી હું તેને શીઘ્ર વનમાં સાથે લઈ જઈ શકું.'

अथ चीराणि कैकेयी स्वयमाहृत्य राघवम् ।
उवाच परिधत्स्वेति जनौघे निरपत्रपा ॥ ६ ॥

એ જન-સમુદાયની વચમાં નિર્લજ્જ કૈકેયી જાતે જ વલ્કલ વસ્ત્રો લઈ આવી અને શ્રીરામને કહ્યું, 'લો, આને પહેરો.'

स चीरे पुरुषव्याघ्रः कैकेय्या प्रतिगृह्य ते ।
सूक्ष्मवस्त्रमवक्षिप्य मुनिवस्त्राण्यवस्त ह ॥ ७ ॥



પુરુષસિંહ શ્રીરામે કૈકેયી પાસેથી તે વલ્કલ વસ્ત્રો લઇ લીધાં અને પોતાનાં બહુમૂલ્ય બારીક વસ્ત્રોને ઉતારીને મુનિ-વસ્ત્રોને ધારણ કરી લીધાં.

लक्ष्मणश्चापि तथैव विहाय वसने शुभे ।
तापसाच्छादने चैव जग्राह पितुरग्रतः ॥ ८ ॥

લક્ષ્મણજીએ પણ પિતાજીનાં સામે જ સુંદર વસ્ત્રોને ઉતારીને તાપસ વેશ ધારણ કર્યો.

समीक्ष्य चीरं सा सीता भर्तारमिदमब्रवीत् ।
कथं नु चीरं बध्नन्ति मुनयो वनवासिनः ॥ ९ ॥

એ વલ્કલને જોઇને સીતાએ પોતાના પતિ શ્રીરામને પૂછ્યું, 'વનવાસી મુનિઓ વલ્કલ વસ્ત્રો કેવી રીતે પહેરતા હોય છે ?'

कृत्वा कण्ठे च सा चीरमेकमादाय पाणिना ।
तस्थौ ह्यकुशला तत्र व्रीडिता जनकात्मजा ॥ १० ॥

ત્યારે આ કામમાં અકુશળ સીતાજી એ વલ્કલનો એક છેડો ગળામાં લપેટીને, બીજો છેડો હાથમાં પકડીને શરમાઇને ત્યાં જ ઊભાં થઇ રહ્યાં.

तस्यास्तत्क्षिप्रमागम्य रामो धर्मभृतां वरः ।
चीरं बबन्ध सीतायाः कौशेयस्योपरि स्वयम् ॥ ११ ॥

સીતાજીની આવી દશા જોઇને ધર્માત્માઓમાં શ્રેષ્ઠ શ્રીરામે તરત તેમની પાસે જઇને રેશમી વસ્ત્રોનાં ઉપર એ વલ્કલનો છેડો જાતે જ બાંધી દીધો.



चीरे गृहीते तु तया समीक्ष्य नृपतेर्गुरुः ।
निवार्य सीतां कैकेयीं वसिष्ठो वाक्यमब्रवीत् ॥ १२ ॥

સીતાને વલ્કલ પહેરેલી જોઇને મહારાજા દશરથના ગુરુ વસિષ્ઠજીએ સીતાને વલ્કલ પહેરવાની મનાઇ કરીને કૈકેયીને કહ્યું.

अतिप्रवृत्ते दुर्मेधे कैकेयि कुलपांसनि ।
वञ्चयित्वा च राजानं न प्रमाणेऽवतिष्ठसे ॥ १३ ॥

'અરે દુર્બુદ્ધિ ! કુલકલંકિની ! મહારાજને છેતરીને તું મર્યાદાનું ઉલ્લંઘન કરી ગઇ છે, ભલે જે થયું તે થયું, હવે તો મર્યાદામાં રહે.'

न गन्तव्यं वनं देव्या सीतया शीलवर्जिते ।
अनुष्ठास्यति रामस्य सीता प्रकृतमासनम् ॥ १४ ॥

'હે દુઃશીલા ! દેવી સીતા વનમાં નહીં જાય, અપિતુ શ્રીરામ વનમાંથી પાછા આવે ત્યાં સુધી રાજ-સિંહાસન પર બેસીને રાજ્યનું શાસન કરશે.'

अथ यास्यति वैदेही वनं रामेण संगता ।
वयमप्यनुयास्यामः पुरं चेदं गमिष्यति ॥ १५ ॥

'જો સીતા વનમાં રામની સાથે જતી રહી તો અમે લોકો તથા આખાયે અયોધ્યાના નિવાસીઓ રામની સાથે વનમાં જતાં રહીશું.'



भरतश्च सशत्रुघ्नश्चीरवासा वनेचरः ।
वने वसन्तं काकुत्स्थमनुवत्स्यति पूर्वजम् ॥ १६ ॥

'ભરત અને શત્રુઘ્ન પણ વલ્કલ ધારણ કરીને તપસ્વીઓના વેશમાં પોતાના મોટા ભાઈની સાથે વનવાસી થઇ જશે.'

ततः शून्यां गतजनां वसुधां पादपैः सह ।
त्वमेका शाधि दुर्वृत्ता प्रजानामहिते स्थिता ॥ १७ ॥

'જ્યારે આ રાજ્યની ભૂમિ મનુષ્યોથી શૂન્ય (નિર્જન) થઇ જશે કેવળ ઝાડ અને ઝાડો જ બાકી રહી જશે, ત્યારે કુટિલ વ્યવહાર કરનારી અને પ્રજાનું અહિત કરનારી તું એકલી જ વૃક્ષો ઉપર રાજ્ય કરજે.'

न ह्यदत्तां महीं पित्रा भरतः शास्तुमर्हुति ।
त्वयि वा पुत्रवद्वस्तुं यदि जातो महीपतेः ॥ १८ ॥

'મહારાજાએ અપ્રસન્નતાપૂર્વક આપેલાં આ રાજ્યનો સ્વીકાર ભરત જો મહારાજાનો પુત્ર હશે તો કદી પણ નહીં કરશે અને તારી સાથે પુત્રવત્ વહેવાર પણ નહીં કરશે.'

यद्यपि त्वं क्षितितलाद्गगनं चोत्पतिष्यति ।
पितृवंशचरित्रज्ञः सोऽन्यथा न करिष्यति ॥ १९ ॥

'ભલે તું પૃથ્વીને છોડીને આકાશમાં ઊડી જાય (અર્થાત્ મરી જાય) તો પણ પોતાના કુળના આચારને જાણવાવાળો ભરત કુલાચારની વિરુદ્ધ આચરણ કદી કરશે નહીં'

तत्त्वया पुत्रगर्धिन्या पुत्रस्य कृतमप्रियम् ।
लोके हि न स विद्यते यो न राममनुव्रतः ॥ २० ॥



'તું ભરતનું ભલું કરવાના વિચારથી તેને રાજ્ય અપાવી રહી છે, પરંતુ તું તેનું અપ્રિય આચરણ જ કરી રહી છે, કેમકે સંસારમાં એવો કોઇપણ (મનુષ્ય) નથી જે શ્રીરામનો અનુગામી ન હોય.'

द्रक्ष्यस्यद्यैव कैकेयि पशुव्यालमृगद्विजान् ।
गच्छतः सह रामेण पादपांश्च तदुन्मुखान् ॥ २१ ॥

'મનુષ્યોની તો શું વાત કરું, તું જોઇશ કે પશુઓ, સર્પો, મૃગો અને પક્ષીઓ પણ શ્રીરામની સાથે વનમાં જશે, વૃક્ષો પણ શ્રીરામને જતાં જોઇને તેમના સ્નેહમાં આસક્ત થઇને તેમના તરફ નમી જશે.'

अथोत्तमान्याभरणानि देवि
देहि स्नुषायै व्यपनीय चीरम् ।
न चीरमस्याः प्रविधीयतेति
न्यवारयत्तद्वसनं वसिष्ठः ॥ २२ ॥

'હે દેવી ! ચીર (=વલ્કલ)ને દૂર કરીને પોતાની વધૂને ઉત્તમ વસ્ત્રો અને આભૂષણો આપો. આ સીતા ચીર પહેરવાને યોગ્ય નથી.' આ પ્રમાણે કહીને વસિષ્ઠજીએ સીતાને ચીર ધારણ કરાવવાની મનાઇ કરી દીધી.

एकस्य रामस्य वने निवासः
त्वया वृत्तः कैकेयराजपुत्रि ।
विभूषितेयं प्रतिकर्मनित्या
वसत्वरण्ये सह राघवेन ॥ २३ ॥

'હે કૈકેયરાજ પુત્રી ! તેં એકલા રામને માટે વનવાસ માગેલો હતો, એટલે સીતા વસ્ત્રાભૂષણોથી અલંકૃત થઇને વનમાં જાય અને રામની સાથે નિવાસ કરે.'



तस्मिंस्तथा जल्पति विप्रमुख्ये
गुरौ नृपस्याप्रतिमप्रभावे ।
नैव स्म सीता विनिवृत्तभावा
प्रियस्य भर्तुः प्रतिकारकामा ॥ २४ ॥

વિપ્રશ્રેષ્ઠ તથા અમિત પ્રભાવશાળી રાજગુરુ વસિષ્ઠજીએ આવું કહ્યું છતાં પણ સીતાજીએ એ વલ્કલ ન ઉતાર્યાં. શા માટે ઉતારે, એ તો પોતાના પ્યારા પતિના સમાન જ વલ્કલ વસ્ત્ર ધારણ કરીને વનમાં રહેવાની ઇચ્છા કરતી હતી.

## ૩૨ (બત્રીસમો) સર્ગ વનમાં જવાની આજ્ઞા

तस्यां चीरं वसनायां नाथवत्यामनाथवत् ।
प्रचुक्रोश जनः सर्वो धिक्त्वां दशरथं त्विति ॥ १ ॥

સનાથ સીતાને અનાથની જેમ વલ્કલ પહેરતી જોઇને ત્યાં ઉપસ્થિત જનસમુદાય કકળી ઊઠ્યો, 'દશરથ ! તને ધિક્કાર છે.'

स निःश्वस्योष्णमैक्ष्वाकस्तां भार्यामिदमब्रवीत् ।
कैकेयि कुशचीरेण न सीता गन्तुमर्हति ॥ २ ॥

ત્યારે મહારાજ દશરથે ગરમ નિસાસો નાખીને પોતાની પત્નીને કહ્યું, 'કૈકેયી ! સીતા દર્ભનાં વલ્કલ પહેરીને વનમાં નહિ જાય.'

रामेण यदि ते पापे किञ्चित्कृतमशोभनम् ।
अपकारः क इह ते वैदेह्या दर्शितोऽधमे ॥ ३ ॥



'માની લઉં કે શ્રીરામે તારું ક્શુંક બગાડ્યું હતું, પણ અરે ! પાપિની ! મને એ તો બતાવ કે સીતાએ તારું શું બગાડ્યું હતું ?'

इतीव राजा विलपन्महात्मा
शोकस्य नान्तं स ददर्श किञ्चित् ।
भृशातुरत्वाच्च पपात भूमौ
तेनैव पुत्रव्यसने निमग्नः ॥ ४ ॥

મહારાજા દશરથ આમ વિલાપ કરીને તથા પોતાના શોકનો કયાંય અન્ત ન જોઇને અત્યન્ત આતુર થઇને ભૂમિ પર પડી ગયા અને પુત્રવિયોગ જન્ય દુઃખમાં ડૂબી ગયા.

एवं ब्रुवन्तं पितरं रामः सम्प्रस्थितो वनम् ।
अवाक्शिरसमासीनमिदं वचनमब्रवीत् ॥ ५ ॥

આ પ્રમાણે કહેતા અને માથું નમાવીને બેઠેલા મહારાજા દશરથને વનમાં જવાને તૈયાર થયેલા શ્રીરામે કહ્યું,

इयं धार्मिक कौसल्या मम माता यशस्विनी ।
मया विहीनां वरद प्रपन्नां शोकसागरम् ॥ ६ ॥

'હે ધર્મિષ્ઠ ! મારી આ યશસ્વિની માતા કૌસલ્યા મારા વિના શોક સાગરમાં ડૂબી જશે.'

अदृष्टपूर्वव्यसनां भूयः सम्मन्तुमर्हसि ।
पुत्रशोकं यथा नर्च्छेत्त्वया पूज्येन पूजिता ॥ ७ ॥



'એમણે પહેલાં કદી દુઃખ નથી દેખ્યું, એ અત્યંત સન્માનને યોગ્ય છે, આપ પૂજ્ય છો, આપ એમનું એવું સન્માન કરજો કે જેથી એમને પુત્ર શોક ન થવા પામે.'

रामस्य तु वचः श्रुत्वा मुनिवेशधरं च तम् ।
समीक्ष्य सह भार्याभी राजा विगतचेतनः ॥ ८ ॥

રામનાં આ વચનો સાંભળી તથા તેને પત્ની સાથે મુનિવેશ ધારણ કરેલો જોઇને મહારાજ દશરથ મૂર્ચ્છિત થઇ ગયા.

स मुहूर्तमिवासंज्ञो दुःखितश्च महीपतिः ।
विललाप महाबाहू राममेवानुचिन्तयन् ॥ ९ ॥

એક મુહૂર્ત બેભાન રહ્યા પછી, મહાબાહુ દશરથ દુઃખી થઇ રામની ચિંતા કરતા રહીને અનેક પ્રકારે વિલાપ કરવા લાગ્યા.

मन्ये खलु मया पूर्वं विवत्सा बहवः कृताः ।
प्राणिनो हिंसिता वापि तस्मादिदमुपस्थितम् ॥ १० ॥

'મને લાગે છે કે મેં પૂર્વ જન્મમાં ઘણી જ ગાયોને તેનાં વાછડાંથી વિખૂટી કરી દીધી હતી, અથવા ઘણા જ પ્રાણીઓનો વધ કર્યો હતો, એવાં કારણથી જ મારા ઉપર આ દુઃખ આવી પડયું છે.'

एवमुक्त्वा तु वचनं बाष्पेण पिहितेक्षणः ।
रामेति सकृदेवोक्त्वा व्याहर्तुं न शशाक ह ॥ ११ ॥

એમ કહેતાં તો મહારાજની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. એમણે એકવાર 'રામ' કહ્યું, પણ પછી એથી આગળ કશું જ બોલી ન શકયા.



संज्ञां तु प्रतिलभ्यैव मुहूर्तात्स महीपतिः ।
नेत्राभ्यामश्रुपूर्णाभ्यां सुमन्त्रमिदमब्रवीत् ॥ १२ ॥

થોડી વારમાં જ્યારે મહારાજ સચેત થયા ત્યારે તેઓએ આંખમાં આંસુ લાવીને સુમંત્રને કહ્યું,

औपवाह्यं रथं युक्त्वा त्वमायाहि हयोत्तमैः ।
प्रापयैनं महाभागमितो जनपदात्परम् ॥ १३ ॥

'તમે ઉત્તમ ઘોડા જોડીને, સવારીને યોગ્ય ઉત્તમ રથ લઇ આવો અને મહાભાગ રામને તેમાં બેસાડીને શહેરની બહાર પહોંચાડી આવો.'

राज्ञो वचनमाज्ञाय सुमन्त्रः शीघ्रविक्रमः ।
योजयित्वा ययौ तत्र रथमश्वैरलङ्कृतम् ॥ १४ ॥

મહારાજા દશરથની આજ્ઞા થતાં જ સુમંત્ર સત્વર ઘોડા જોતરીને શણગારેલા રથને ત્યાં લઇ આવ્યો.

तं रथं राजपुत्राय सूतः कनकभूषितम् ।
आचचक्षेऽञ्जलिं कृत्वा युक्तं परमवाजिभिः ॥ १५ ॥

સુવર્ણ-વિભૂષિત અને ઉત્તમ ઘોડાઓથી યુક્ત એ રથને રાજકુમાર રામની સામે ઊભો કરી દઇને સુમંત્ર હાથ જોડીને બોલ્યો, 'રથ તૈયાર છે.'

राजा सत्वरमाहूय व्यापृतं वित्तसंचये ।
उवाच देशकालज्ञं निश्चितं सर्वतः शुचिम् ॥ १६ ॥

ત્યારપછી મહારાજા દશરથે પવિત્ર આચરણ વાળા તથા દેશ-કાળને જાણવાવાળા ધનાધ્યક્ષને બોલાવીને કહ્યું,



वासांसि च महार्हाणि भूषणानि वराणि च ।
वर्षाण्येतानि संख्याय वैदेह्याः क्षिप्रमानय ॥ १७ ॥

'સીતાજીને માટે (ગણતરી કરીને) ચૌદ વર્ષ સુધી ચાલે તેટલાં ઉત્તમ વસ્ત્રો અને બહુ મુલ્ય આભૂષણો જલદી લઇ આવો.'

नरेन्द्रेणैवमुक्तस्तु गत्वा कोशगृहं ततः ।
प्रायच्छत्सर्वमाहृत्य सीतायै सममेव तत् ॥ १८ ॥

મહારાજ દશરથની આજ્ઞા લઇને ધનાધ્યક્ષ કોશાગારમાં ગયો અને કહ્યા પ્રમાણેની ઉત્તમ વસ્તુઓ લાવીને સીતાજીને આપી દીધી.

सा सुजाता सुजातानि वैदेही प्रस्थिता वनम् ।
भूषयामास गात्राणि तैर्विचित्रैर्विभूषणैः ॥ १९ ॥

ઉત્તમ કુળમાં ઉત્પન્ન તથા વન માટે પ્રસ્થાન કરનારી સીતાએ એ સુંદર આકૃતિવાળાં અને ઉત્તમ આભૂષણોથી પોતાનાં શરીરને શણગાર્યું.

तां भुजाभ्यां परिष्वज्य श्वश्रूर्वचनमब्रवीत् ।
अनाचरन्तीं कृपणं मूर्ध्न्युपाघ्राय मैथिलीम् ॥ २० ॥

તે વેળાએ કૌસલ્યાએ ઉત્તમ આચરણવાળી સીતાને છાતીએ ચાંપીને તેનું માથું સૂંઘ્યું અને કહ્યું કે -

असत्यः सर्वलोकेऽस्मिन्सततं सत्कृता प्रियैः ।
भर्तारं नानुमन्यन्ते विनिपातगतं स्त्रियः ॥ २१ ॥



'જે સ્ત્રીઓ પતિ દ્વારા સત્કાર અને સન્માન પ્રાપ્ત કરવા છતાં પણ વિપત્તિકાળમાં પતિનો આદર અને સન્માન નથી કરતી તે સ્ત્રીઓ અસતી = કુલટા કહેવાય છે.'

एष स्वभावो नारीणामनुभूय पुरा सुखम् ।
अल्पामप्यापदं प्राप्य दुष्यन्ति प्रजहात्यपि ॥ २२ ॥

'કુલટા સ્ત્રીઓનો સ્વભાવ જ એવો હોય છે કે પતિની સંપન્ન અવસ્થામાં સુખ ભોગવી લીધાં પછી પતિની આપદાવસ્થામાં તેના ઉપર દોષારોપણ કરી તેનો ત્યાગ પણ કરી દે છે.'

असत्यशीला विकृता दुर्ग्राह्यहृदयाः सदा ।
युवत्यः पापसङ्कल्पाः क्षणमात्राद्विरागिणः ॥ २३ ॥

'કુલટા સ્ત્રીઓ અસત્ય બોલનારી તથા વિકૃત વિચારોવાળી હોય છે. એમનાં મનની વાત જાણવાનું અઘરું હોય છે. તેઓ હૃદય-શૂન્ય હોય છે. તેઓ પોતાને સદા યૌવન-સંપન્ન સમજતી હોય છે. તેમનાં સંકલ્પો પાપપૂર્ણ હોય છે. તેઓ ક્ષણમાત્રમાં જ પોતાના પતિનો ત્યાગ કરી દેતી હોય છે.'

न कुलं न कृतं विद्यां न दत्तं नापि संग्रहम् ।
स्त्रीणां गृह्णाति हृदयमनित्यहृदया हि ताः ॥ २४ ॥

'કુલટા સ્ત્રીઓ ચંચળ હૃદયવાળી હોય છે, તેથી તેમનાં મનને વશ કરવાને માટે પ્રશસ્ત કુલ, કરેલો ઉપકાર, ધર્મ-વિદ્યા, વસ્ત્રાભૂષણોનું દાન અને વૈવાહિક બંધન પણ સમર્થ નથી.'

साध्वीनां तु स्थितानां हि शीले सत्ये श्रुते शमे ।
स्त्रीणां पवित्रं परमं पतिरेको विशिष्यते ॥ २५ ॥



(કુલટા અને અસતી સ્ત્રીઓનાં લક્ષણો સમજાવીને હવે કૌસલ્યાજી સતી-સાધ્વી સ્ત્રીઓનાં લક્ષણો બતાવે છે.)

'સતી-સાધ્વી અને પતિવ્રતા સ્ત્રીઓ કુલોચિત આચરણવાળી, સત્યમાં આસ્થા રાખવાવાળી, વેદોના અનુસાર આચરણ કરનારી અને શાંત ચિત્તવાળી હોય છે. આવી સ્ત્રીઓના માટે એમનો પતિ જ એમનું સર્વસ્વ હોય છે.'

स त्वया नावमन्तव्यः पुत्रः प्रव्राजितो मम ।
तव दैवसमस्त्वेष निर्धनः सधनोऽपि वा ॥ २६ ॥

'એટલે વનવાસને માટે તૈયાર મારા પુત્ર રામનું અપમાન તું કદી ન કરજે, કેમકે ભલે તે ધની છે કે નિર્ધન પણ તારે માટે તો તે દેવતા સમાન પૂજ્ય અને માન્ય છે.'

विज्ञाय वचनं सीता तस्या धर्मार्थसंहितम् ।
कृताञ्जलिरुवाचेदं श्वश्रूमभिमुखे स्थिता ॥ २७ ॥

સીતાજી પોતાની સાસુનાં આ ધર્મ અને અર્થ યુક્ત વચનો સાંભળીને કૌસલ્યાની સમક્ષ હાથ જોડીને બોલ્યાં.

करिष्ये सर्वमेवाहमार्या यदनुशास्ति माम् ।
अभिज्ञाऽस्मि यथा भर्तुर्वर्तितव्यं श्रुतं च मे ॥ २८ ॥

'હે આર્યા ! આપે મને જે ઉપદેશ આપેલો છે, તે પ્રમાણે જ હું મારું બધું જ આચરણ કરીશ. પતિની સાથે કેવો વ્યવહાર કરવો જોઇએ તે હું જાણું છું, કેમકે માતા-પિતાનાં મુખથી આ બધું મે સાંભળી લીધેલું છે.

न मामसज्जनेनार्या समानयितुमर्हति ।
धर्माद्विचलितुं नाहमलं चन्द्रादिव प्रभा ॥ २९ ॥



'હે આર્યા ! આપ અસતી સ્ત્રીઓની સાથે મારી તુલના ન કરજો. જેમ ચંદ્રમાંથી ચાંદની કદીપણ છૂટી પડી શકતી નથી તેમ હું કદી ધર્મથી વિચલિત થઇ શકતી નથી.'

नातन्त्री वाद्यते वीणा नाचक्रो वर्तते रथः ।
नापतिः सुखमेधेत या स्यादपि शतात्मजा ॥ ३० ॥

'જેવી રીતે તાર વિનાની વીણા વાગતી નથી. પૈડાં વિનાનો રથ ચાલતો નથી, એવી જ રીતે પતિ વગરની સ્ત્રી પણ સુખ પ્રાપ્ત કરતી નથી. ભલે પછી તે સો પુત્રોવાળી કેમ ન હોય !'

मितं ददाति हि पिता मितं माता मितं सुतः ।
अमितस्य हि दातारं भर्तारं का न पूजयेत् ॥ ३१ ॥

'પિતા, માતા તથા પુત્ર-એ બધાં મર્યાદિત સુખ આપનારાં છે, પરંતુ પતિ અસીમ સુખ આપનારો હોય છે. આથી એવી કયી અભાગણી સ્ત્રી હશે કે જે પતિનું આદર-સન્માન નહિ કરશે ?'

साऽहमेवंगता श्रेष्ठा श्रुतधर्मपरा वरा ।
आर्ये किमवमन्येहं स्त्रीणां भर्ता हि दैवतम् ॥ ३२ ॥

'હે આર્યા ! મેં ધર્મનાં મર્મને જાણવાવાળા શ્રેષ્ઠ લોકો પાસેથી પતિવ્રત ધર્મનું રહસ્ય જાણ્યું છે. હું એમ સમજું છું કે પતિ જ સ્ત્રીનો સૌથી મોટો દેવતા છે, એથી હું પતિનો અનાદર કેમ કરી શકું ?'

सीताया वचनं श्रुत्वा कौसल्या हृदयङ्गमम् ।
शुद्धसत्त्वा मुमोचाश्रु सहसा दुःखहर्षजम् ॥ ३३ ॥

સીતાનાં હૃદયસ્પર્શી મનોહર વચનો સાંભળીને શુદ્ધ અન્તઃકરણવાળી કૌસલ્યા જે રામના વનગમનથી દુઃખનાં આંસુ સારતી હતી, તરત તેની આંખોમાં હરખનાં આંસુ આવી ગયાં.



तां प्राञ्जलिरभिक्रम्य मातृमध्येऽतिसंस्कृताम् ।
रामः परमधर्मात्मा मातरं वाक्यमब्रवीत् ॥ ३४ ॥

ત્યારપછી, બધી માતાઓમાં સર્વશ્રેષ્ઠ અને સંમાનિત માતા કૌસલ્યાની પ્રદક્ષિણા કરીને પરમ ધર્માત્મા શ્રીરામે હાથ જોડીને કહ્યું,

अम्ब मा दुःखिता भूस्त्वं पश्य त्वं पितरं मम ॥
सुप्तायास्ते गमिष्यन्ति नव वर्षाणि पञ्च च ॥ ३५ ॥

'હે માતા ! મારા વનવાસથી દુઃખી થઇને વ્યથિત હૃદયે કદી મારા પિતાજીને દુઃખી ન કરજે. કેમકે વનવાસનાં આ ચૌદ વર્ષતો જેમ ઊંઘમાં રાત વીતી ગયાની ખબર ન પડે તેમ વીતી જશે.

## ૩૩ (તેત્રીસમો) સર્ગ વન તરફ પ્રસ્થાન

अथ रामश्च सीता च लक्ष्मणश्च कृताञ्जलिः ।
उपसंगृह्य राजानं चक्रुर्दीनाः प्रदक्षिणम् ॥ १ ॥

ત્યારપછી, દીન-દુઃખી રામે, લક્ષ્મણે અને સીતાએ હાથ જોડી, ચરણ સ્પર્શ કરી, દશરથને પ્રણામ કર્યા તથા તેમની પ્રદક્ષિણા પણ કરી.

तं चापि समनुज्ञाप्य धर्मज्ञः सीतया सह ।
राघवः शोकसम्मूढो जननीमभ्यवादयत् ॥ २ ॥

પિતાજીના આશીર્વાદ લીધા પછી, સીતા સહિત, શોકથી સંતપ્ત, શ્રીરામે પોતાની માતા કૌસલ્યાને પ્રણામ કર્યા.



अन्वक्षं लक्ष्मणो भ्रातुः कौसल्यामभ्यवादयत् ।
अथ मातुः सुमित्राया जग्राह चरणौ पुनः ॥ ३ ॥

શ્રીરામે પ્રણામ કરી લીધા પછી લક્ષ્મણજીએ કૌસલ્યાને પ્રણામ કર્યા. ત્યાર પછી તેઓએ પોતાની માતા સુમિત્રાનો ચરણસ્પર્શ કર્યો.

तं वन्दमानं रुदती माता सौमित्रिमब्रवीत् ।
रामे प्रमादं मा कार्षीः पुत्र भ्रातरि गच्छति ॥ ४ ॥

લક્ષ્મણને પ્રણામ કરતા જોઇને માતા સુમિત્રા રડતી રડતી બોલી, 'પુત્ર ! તું વનવાસી રામની સેવા શુશ્રૂષામાં પ્રમાદ ન કરજે.'

व्यसनी वा समृद्धो वा गतिरेष तवानघ ।
एष लोके सतां धर्मो यज्ज्येष्ठवशगो भवेत् ॥ ५ ॥

'હે નિષ્પાપ લક્ષ્મણ ! તેઓ વિપત્તિમાં હોય અથવા સંપત્તિમાં હોય, પણ એ જ તારો આશ્રયદાતા છે. સંસારમાં સજ્જનોનો એજ ધર્મ છે કે તેઓ પોતાના વડીલોની આજ્ઞા અનુસાર ચાલે.'

इदं हि वृत्तमुचितं कुलस्यास्य सनातनम् ।
दानं दीक्षा च यज्ञेषु तनुत्यागो मृधेषु च ॥ ६ ॥

'દાન દેવું, વ્રતચર્યાનું પાલન કરવું, યજ્ઞ કરવો અને સંગ્રામમાં શરીર ત્યાગ કરવો એ આ રઘુકુળનો ઉચિત અને સનાતન સદાચાર છે.'

लक्ष्मणं त्वेवमुक्त्वा सा संसिद्धं प्रियराघवम् ।
सुमित्रा गच्छ गच्छेति पुनः पुनरुवाच तम् ॥ ७ ॥



શ્રી રામના સ્નેહભાજન (પ્રેમપાત્ર) લક્ષ્મણને વનગમનને માટે તૈયાર (કૃત નિશ્ચય) જોઇને સુમિત્રાજી એમને વારે વારે કહેવા લાગ્યા, 'જાઓ, પુત્ર ! જાઓ'.

रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् ।
अयोध्यामटवीं विद्धि गच्छ तात यथासुखम् ॥ ८ ॥

'જો બેટા ! (જો વનમાં માતા, પિતા અને અયોધ્યાનું સ્મરણ થઇ જાય તો) શ્રીરામને તું પોતાના પિતા દશરથ સમજજે, અને સીતાને મારા જેવી પોતાની માતા સમજજે. વળી વનને જ અયોધ્યા સમજજે. હવે બેટા, તમે સુખથી જાઓ.'

***ટિપ્પણી :*** ✷ *ગોસ્વામી તુલસી દાસજીના મુખથી આ શ્લોકનો અર્થ આ ચોપાઇમાં અભિવ્યક્ત થઇ ઊઠે છે,*

*तात तुम्हारि मातु वैदेही ।*
*पिता रामु सब भांति सनेही ॥*
*अवध तहां जहँ राम निवासू ।*
*तहँइँ दिवसु जहँ भानु प्रकासू ॥*

ततः सुमन्त्रः काकुत्स्थं प्राञ्जलिर्वाक्यमब्रवीत् ।
रथमारोह भद्रं ते राजपुत्र महायशः ॥ ९ ॥

તે પછી સુમંત્રે હાથ જોડીને શ્રીરામને કહ્યું, 'હે મહાયશસ્વી રામચંદ્ર ! આપનું કલ્યાણ થાઓ. આપ રથ પર સવાર થાઓ.'

तं रथं सूर्यसङ्काशं सीता हृष्टेन चेतसा ।
आरुरोह वरारोहा कृत्वालङ्कारमात्मनः ॥ १० ॥



ત્યારે સુમુખી, પ્રસન્નચિત્તવાળી અને વસ્ત્રાભૂષણોથી અલંકૃત સીતા સૂર્ય સમાન દેદીપ્યમાન રથ પર આરૂઢ થઈ. (રથમાં બેસી ગઇ.)

अथो ज्वलनसङ्काशं चामीकरविभूषितम् ।
तमारुरुहतुस्तूर्णं भ्रातरौ रामलक्ष्मणौ ॥ ११ ॥

ત્યારપછી શ્રીરામ અને લક્ષ્મણ પણ એ સુવર્ણ-વિભૂષિત અને આયુધોથી સુસજ્જિત રથ ઉપર સત્વર સવાર થઇ ગયા.

सीतातृतीयानारूढान् दृष्ट्वा धृष्टमचोदयत् ।
सुमन्त्रः सम्मतानश्वान् वायुवेगसमाञ्जवे ॥ १२ ॥

સુમંત્રે સીતાની સાથે રામ-લક્ષ્મણને રથમાં બેસી ગયેલા જોઇને વાયુના સમાન વેગવાન શ્રેષ્ઠ ઘોડાથી યુક્ત રથને સાવધાનીપૂર્વક આગળ દોડાવ્યો.

प्रतियाते महारण्यं चिररात्राय राघवे ।
बभूव नगरे मूर्छा बलमूर्छा जनस्य च ॥ १३ ॥

શ્રીરામ વનવાસી થઇ જવાથી (અયોધ્યામાં) બધા જ લોકો વ્યાકુળ થઇ ગયા. હાથીઓ ગાંડા થઇ ગયા. ઘોડા હણ હણવા લાગ્યા, અને આખી અયોધ્યા નગરીમાં કોલાહલ થવા માંડ્યો.

ततः सबालवृद्धा सा पुरी परमपीडिता ।
राममेवाभिदुद्राव धर्मार्ता सलिलं यथा ॥ १४ ॥



અયોધ્યાના બધા જ આબાલ-વૃદ્ધ નરનારીઓ વ્યાકુળ થઇ ગયા અને જેવી રીતે તાપથી તપેલા લોકો પાણી તરફ દોડી જાય તેવી રીતે શ્રીરામના રથની પાછળ દોડવા લાગ્યા.

पार्श्वतः पृष्ठतश्चापि लम्बमानास्तदुन्मुखाः ।
बाष्पपूर्णमुखाः सर्वे तमूचुर्भृशनिःस्वनाः ॥ १५ ॥

રામને જોવા માટે કોઇ રથની આજુ-બાજુએ તો કોઇ રથની પાછળ ઊંચા મોં કરીને ચાલ્યા જતા હતા. બધાંની આંખોમાં આંસુ ભરેલા હતાં અને તેઓ બૂમ પાડી પાડીને સુમંત્રને કહી રહ્યા હતા.

संयच्छ वाजिनां रश्मीन् सूत याहि शनैः शनैः ।
मुखं द्रक्ष्याम रामस्य दुर्दर्शं नो भविष्यति ॥ १६ ॥

'હે સારથિ ! ઘોડાની લગામ તંગ કરો. અને રથને ધીમે ધીમે ચલાવો, અમને રામનાં દર્શન કરી લેવા દો, કેમકે પછી તો એમનાં દર્શન અમારે માટે દુર્લભ થઇ જવાનાં છે.'

अथ राजा वृतः स्त्रीभिर्दीनाभिर्दीनचेतनः ।
निर्जगाम प्रियं पुत्रं द्रक्ष्यामीति ब्रुवन् गृहात् ॥ १७ ॥

ત્યાં હવે રાજ-ભવનમાંથી 'હું મારા પ્રિય પુત્રને જોઇશ' કહેતાં, શોકથી વ્યાકુળ રાણીઓ સહિત દીન-દુઃખી મહારાજા દશરથ પગપાળા જ ચાલી નીકળ્યા.

रामो याहीति सूतं तं तिष्ठेति स जनस्तदा ।
उभयं नाशकत्सूतः कर्तुमध्वनि चोदितः ॥ १८ ॥

અહીં હવે રામ તો (સુમંત્રને) રથ ઝડપથી ચલાવવાનું કહેતા હતા અને ત્યાં (પાછળ પાછળ દોડી આવતાં) પ્રજાજનો કહેતા હતા કે રથને ધીમે ધીમે ચલાવો. આવી સ્થિતિમાં સુમન્ત્ર ન તો રથને તીવ્ર ગતિથી ચલાવી શકતો હતો, કે ન તો માર્ગમાં રથને ઊભો રાખી શકતો હતો.



ततो हलहलाशब्दो जज्ञे रामस्य पृष्ठतः ।
नराणां प्रेक्ष्य राजानं सीदन्तं भृशदुःखितम् ॥ १९ ॥

શ્રીરામના રથની પાછળ મહારાજા દશરથને મહાદુઃખ પૂર્ણ અવસ્થામાં પગપાળા જ આવી રહેલા જોઇને રામના રથની પાછળ ચાલનારા લોકો હાહાકાર કરવા લાગ્યા.

अन्वीक्षमाणो रामस्तु विषण्णं भ्रान्तचेतसम् ।
राजानं मातरं चैव ददर्शानुगतौ पथि ॥ २० ॥

લોકોને રડતાં અને બૂમ પાડતાં સાંભળીને રામે પાછું વાળીને જોયું તો અત્યંત દુઃખી અને ભ્રાન્તચિત્ત મહારાજ દશરથ અને માતા કૌસલ્યા તેમની પાછળ પાછળ પગે ચાલીને આવી રહ્યાં છે.

पदातिनौ च यानार्हावदुःखार्हौ सुखोचितौ ।
दृष्ट्वा सञ्चोदयामास शीघ्रं याहीति सारथिम् ॥ २१ ॥

કાયમ વાહનમાં બેસીને જવાવાળા, જેઓએ કદી પણ સુખને છોડીને દુઃખનો અનુભવ કર્યો જ નથી, એવા તેઓને રથની પાછળ પગે ચાલ્યા આવતાં જોઇને શ્રીરામે સુમંત્રને રથને ઝડપથી હંકારવાનું કહ્યું.

तिष्ठेति राजा चुक्रोश याहि याहीति राघवः ।
सुमन्त्रस्य बभूवात्मा चक्रयोरिव चान्तरा ॥ २२ ॥

અહીં તો મહારાજ દશરથ સુમંત્રને કહેતા હતા કે 'ઊભા રહો, ઊભા રહો,' ત્યાં શ્રીરામ કહેતા હતા કે, 'જલદી





શ્રીરામ, લક્ષ્મણ, સીતાનું વન ગમન



ચાલો, જલદી ચલાવો,' એ વેળાએ સુમંત્રની દશા બે પૈડાંની વચ્ચે આવી ગયેલા માણસ જેવી થઇ ગઇ. તે તો કિંકર્તવ્યવિમૂઢ થઇ ગયો કે કોની આજ્ઞાનું પાલન કરવું !

नाश्रौषमिति राजानमुपलब्धोऽपि वक्ष्यसि ।
चिरंदुःखस्य पापिष्ठमिति रामस्तमब्रवीत् ॥ २३ ॥

શ્રીરામે સુમંત્રને કહ્યું, 'જ્યારે તમે (ઘરે) પાછા આવો ત્યારે જો તમને મહારાજ પૂછે કે તમે રથને ઊભો કેમ ન રાખ્યો તો કહી દેજો કે અત્યંત કોલાહલનાં કારણે મેં આપની વાત સાંભળી નહી, કેમકે અત્યારે જે દુઃખ થઇ રહ્યું છે, તે અહીંયા થોભી જવાથી બહુ જ વધી જશે.'

रामस्य च वचः कुर्वन्ननुज्ञाप्य च तं जनम् ।
व्रजतोऽपि हयाञ्शीघ्रं चोदयामास सारथिः ॥ २४ ॥

ત્યારે શ્રીરામની આજ્ઞા થતાં જ સુમંત્રે નગર નિવાસીઓને પાછા ફરવાની સૂચના આપીને ચાલતા ઘોડાઓને જલદી હાંકવા માંડ્યા.

न्यवर्तत जनो राज्ञो रामं कृत्वा प्रदक्षिणम् ।
मनसाप्यश्रुवेगैश्च न न्यवर्तत मानुषम् ॥ २५ ॥

જ્યારે રથ ઝડપથી ચાલવા લાગ્યો ત્યારે રાજાના કર્મચારીઓ અને સંબંધીઓ મનથી શ્રીરામની પ્રદક્ષિણા કરીને શરીરથી પાછા ફર્યા, પરંતુ મનથી નહીં. પુરવાસી લોકો મનથી પણ પાછા ન ફર્યા, તેથી તેમનાં આંસુઓનો વેગ અટક્યો નહીં.

यमिच्छेत्पुनरायान्तं नैनं दूरमनुव्रजेत् ।
इत्यमात्या महाराजमूचुर्दशरथं वचः ॥ २६ ॥



મંત્રીઓએ રાજાને એવી વાત કરી કે, 'જેનું પુનરાગમન જલદી થાય તેવું ઇચ્છતા હોઇએ તેને દૂર સુધી વળાવવાને ન જવું જોઇએ.'

तेषां वचः सर्वगुणोपपन्नं
प्रस्विन्नगात्रः प्रविषण्णरूपः ।
निशम्य राजा कृपणः सभार्यो
व्यवस्थितस्तं सुतमीक्षमाणः ॥ २७ ॥

પરસેવાથી રેબઝેબ, ખિન્ન-ચિત્ત, સર્વગુણ સંપન્ન મહારાજા દશરથ મંત્રીઓની વાત સાંભળીને રામચંદ્રજીની તરફ તાકી તાકીને જોતા રહીને કૌસલ્યાની સાથે ત્યાંજ ઊભા થઇ રહ્યા.

## ૩૪ (ચોત્રીસમો) સર્ગ દશરથનો વિલાપ

यावत्तु निर्यतस्तस्य रजोरूपमदृश्यत ।
नैवेक्ष्वाकुवरस्तावत् सञ्जहारात्मचक्षुषी ॥ १ ॥

જ્યાં સુધી શ્રીરામના રથનાં પૈડાંથી ઊડતી ધૂળ દેખાતી રહી ત્યાં સુધી મહારાજા દશરથે પોતાનાં મન અને નેત્રોને ત્યાંથી હટાવ્યાં નહીં.

न पश्यति रजोऽप्यस्य यदा रामस्य भूमिपः ।
तदाऽऽर्तश्च विषण्णश्च पपात धरणीतले ॥ २ ॥

પરંતુ રથનાં પૈડાંથી ઊડતી ધૂળ પણ જ્યારે અદશ્ય થઇ ગઇ, ત્યારે મહારાજા ખિન્ન અને બેહોશ થઇને ધરતી પર પડી ગયા.



अथ रेणुसमुद्ध्वस्तं तमुत्थाप्य नराधिपम् ।
न्यवर्तत तदा देवी कौसल्या शोककर्षिता ॥ ३ ॥

ત્યારે ધૂળથી ખરડાયેલા મહારાજ દશરથને ઉઠાડી શોકથી સંતપ્ત કૌસલ્યા ત્યાંથી પાછા આવતાં રહ્યાં.

राज्ञो नातिबभौ रूपं ग्रस्तस्यांशुमतो यथा ।
विललाप च दुःखार्तः प्रियं पुत्रमनुस्मरन् ॥ ४ ॥

જેમ ગ્રહણના સમયે સૂર્ય કાન્તિરહિત થઇ જાય તેમ તે વેળાએ મહારાજ દશરથ તેજોહીન થઇ ગયા. તેઓ પુત્રને યાદ કરી કરીને વિલાપ કરવા લાગ્યા.

अथ गद्गदशब्दस्तु विलपन् मनुजाधिपः ।
उवाच मृदु मन्दार्थं वचनं दीनमस्वरम् ॥ ५ ॥

વિલાપ કરતાં કરતાં મહારાજ ગળગળા થઇ ગયા ત્યારે તેમણે અતિ ક્ષીણ સ્વરથી દીન ભાવે મૃદુ તથા અલ્પાર્થવાચી આ વચન કહ્યું.

कौसल्याया गृहं शीघ्रं राममातुर्नयन्तु माम् ।
न ह्यन्यत्र मयाश्वासो हृदयस्य भविष्यति ॥ ६ ॥

'મને જલદી રામની માતા કૌસલ્યાના ઘરે લઇ ચાલો, કેમકે મારા હૃદયને બીજે કયાંય પણ શાન્તિ મળશે નહિ.'

इति ब्रुवन्तं राजानमनयन्द्वारदर्शिनः ।
कौसल्याया गृहं तत्र न्यवेशयत विनीतवत् ॥ ७ ॥



મહારાજ દશરથે આમ કહ્યું એટલે દ્વારપાળો તેમને મહારાણી કૌશલ્યાના ઘરમાં લઇ જઇને પલંગ પર સુવડાવી દીધા.

ततस्तस्य प्रविष्टस्य कौसल्याया निवेशनम् ।
अधिरुह्यापि शयनं बभूव लुलितं मनः ॥ ८ ॥

કૌસલ્યાજીનાં ઘરે પહોંચ્યા પછી પલંગ પર શયન કરવા છતાં પણ મહારાજા દશરથનું મન અશાન્ત જ રહ્યું. (તે વલોપાત કરતા જ રહ્યા.)

अथ रात्र्यां प्रपन्नायां कालरात्र्यामिवात्मनः ।
अर्धरात्रे दशरथः कौसल्यामिदमब्रवीत् ॥ ९ ॥

પોતાના માટે કાળરાત્રિ સમાન આવેલી એ મધરાતે મહારાજ દશરથે કૌસલ્યાને આમ કહ્યું,

न त्वां पश्यामि कौसल्ये साधु मां पाणिना स्पृश ।
रामं मेऽनुगता दृष्टिरद्यापि न निवर्तते ॥ १० ॥

'હે દેવી કૌસલ્યા ! હું તને દેખી શકતો નથી, કેમકે શ્રી રામનાં દર્શન માટે તેમની પાછળ જતી રહેલી મારી દષ્ટિ હજી સુધી પાછી આવી નથી; આથી તમે મને તમારા હાથો વડે સ્પર્શ કરો.'

तं राममेवानुविचिन्तयन्तं
समीक्ष्य देवी शयने नरेन्द्रम् ।
उपोपविश्याधिकमार्तरूपा
विनिःश्वसन्ती विललाप कृच्छ्रम् ॥ ११ ॥

માત્ર રામની જ ચિંતા કરતાં કરતાં પલંગ પર સૂતેલા મહારાજા દશરથને જોઇને મહારાણી કૌસલ્યા બહુ જ દુઃખી થયાં, તેઓ તેમના પલંગની પાસે જ બેસી રહ્યાં અને અત્યંત દુઃખી થઇને (કષ્ટ પૂર્વક) નિસાસા નાખીને આક્રંદ કરતાં રહ્યાં.



## ૩૫ (પાંત્રીસમો) સર્ગ નગર જનોની પ્રાર્થના

अनुरक्ता महात्मानं रामं सत्यपराक्रमम् ।
अनुजग्मुः प्रयान्तं तं वनवासाय मानवाः ॥ १ ॥

સત્ય પરાક્રમી મહાત્મા રામમાં અનુરાગ હોવાથી બધા જ પુરવાસી લોકો વનવાસી રામની પાછળ પાછળ ચાલતા રહ્યા.

निवर्तितेऽपि च बलात्सुहृद्धर्मेण राजनि ।
नैव ते संन्यवर्तन्त रामस्यानुगता रथम् ॥ २ ॥

સુહૃદ્ધર્મ (જેને જલદી બોલાવી લેવાની અભિલાષા હોય તેને વળાવવા દૂર સુધી ન જવું તે) પ્રમાણે મહારાજા દશરથને તો બળપૂર્વક પાછા વાળ્યા, પરંતુ પુરવાસીઓ શ્રીરામના રથની પાછળ જઈ રહ્યા હતા તેઓ પાછા ન જ વળ્યા.

स याच्यमानः काकुत्स्थः स्वाभिः प्रकृतिभिस्तदा ।
कुर्वाणः पितरं सत्यं वनमेवान्वपद्यत ॥ ३ ॥

તેઓ બધા લોકો શ્રીરામને અયોધ્યા પાછા ચાલવાને વારંવાર પ્રાર્થના કરી રહ્યા હતા. પરંતુ શ્રીરામ પોતાના પિતાને સત્યવાદી સિદ્ધ કરવાને માટે વન તરફ ચાલ્યા જતા હતા.

अवेक्षमाणः सस्नेहं चक्षुषा प्रपिबन्निव ।
उवाच रामः स्नेहेन ताः प्रजाः स्वाः प्रजा इव ॥ ४ ॥

જેવી રીતે તરસ્યો માણસ પાણી તરફ જુએ છે, તેવી રીતે તે લોકો ઉત્કંઠાપૂર્વક શ્રીરામને જોયા કરતા હતા. પ્રજાજનોનો પોતાનામાં આવોદઢ અનુરાગ જોઈને, જે રીતે પિતા પોતાના પુત્રને બોલે છે, તે રીતે શ્રીરામ પ્રેમપૂર્વક એ લોકોને ઉદ્દેશીને બોલવા લાગ્યા.



या प्रीतिर्बहुमानश्च मय्ययोध्यानिवासिनाम् ।
मत्प्रियार्थं विशेषेण भरते सा निवेश्यताम् ॥ ५ ॥

'હે અયોધ્યાવાસીઓ ! આપ લોકોનો જે પ્રેમ અને બહુમાન મારા પ્રતિ છે. તેનાથી પણ વિશેષ પ્રેમ તથા સન્માન મારી પ્રસન્નતાને માટે, આપ લોકો ભરતના માટે પ્રદર્શિત કરતા રહો.'

स हि कल्याणचारित्रः कैकेय्यानन्दवर्धनः ।
करिष्यति यथावद्वः प्रियाणि च हितानि च ॥ ६ ॥

'કૈકેયીના આનંદને વધારનારા ભરતજી ચરિત્રવાન છે. તેઓ અવશ્ય આપના માટે યથોચિત, હિતકર અને પ્રિય કાર્ય કરશે.'

ज्ञानवृद्धो वयोबालो मृदुर्वीर्यगुणान्वितः ।
अनुरूपः स वो भर्ता भविष्यति भयापहः ॥ ७ ॥

તેઓ નાની વયના છે છતાં જ્ઞાન વૃદ્ધ, કોમળચિત્ત અને પરાક્રમી છે. તેઓ બધી જ રીતે તમારા રાજા બનવાને યોગ્ય છે. તેઓ તમારા લોકોનું બધા પ્રકારે રક્ષણ કરશે.

यथा यथा दाशरथिर्धर्म एव स्थितोऽभवत् ।
तथा तथा प्रकृतयो रामं पतिमकामयन् ॥ ८ ॥

એ વખતે જેમ જેમ રામ પિતૃવચનનાં પાલનરૂપી ધર્મમાં પોતાની દઢતા પ્રદર્શિત કરતા હતા તેમ તેમ તો નગરજનો રામને જ પોતાના રાજા બનાવવાની કામના પ્રકટ કરતા હતા.



ते द्विजास्त्रिविधं वृद्धा ज्ञानेन वयसौजसा ।
वयः प्रकम्पशिरसो दूरादूचुरिदं वचः ॥ ९ ॥

એ લોકોમાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ એમ ત્રણેય પ્રકારના બ્રાહ્મણો હતા. તેઓમાંથી ઘડપણને લીધે જેમનાં માથાં કાંપતાં હતાં તેઓ દૂરથી જ આ પ્રમાણે બોલી ઊઠ્યા.

वहन्तो जवना रामं भो भो जात्यास्तुरङ्गमाः ।
निवर्तध्वं न गन्तव्यं हिता भवत भर्तरि ॥ १० ॥

'અરે ! વેગવાળા ઉત્તમ જાતિના ઘોડાઓ ! તમે પાછા ચાલો જો તમે તમારા સ્વામી રામનું હિત ઇચ્છતા હો તો આગળ ન ચાલજો.'

एवमार्तप्रलापांस्तान् वृद्धान् प्रलपतो द्विजान् ।
अवेक्ष्य सहसा रामो रथादवततार ह ॥ ११ ॥

આ પ્રમાણે દુઃખપૂર્વક રડતા બ્રાહ્મણોને જોઇને શ્રીરામ તરત રથથી નીચે ઊતરી ગયા.

पद्भ्यामेव जगामाथ ससीतः सहलक्ष्मणः ।
सन्निकृष्टपदन्यासो रामो वनपरायणः ॥ १२ ॥

સીતા અને લક્ષ્મણ સહિત રામ પગપાળા જ વન તરફ ચાલવા લાગ્યા અને જ્યાં સુધી તે લોકો રામની નજીક ન પહોંચી ગયા, ત્યાં સુધી તેઓ ત્રણેય ધીમે ધીમે ચાલતા રહ્યા.

गच्छन्तमेव तं दृष्ट्वा रामं संभ्रान्तचेतसः ।
ऊचुः परमसन्तप्ता रामं वाक्यमिदं द्विजाः ॥ १३ ॥



જ્યારે બ્રાહ્મણોએ જોયું કે પ્રાર્થના કરવા છતાં પણ શ્રીરામ પાછા વળતા નથી, અપિતુ વન તરફ જ ચાલ્યા જઇ રહ્યા છે, ત્યારે તેઓ અત્યંત વ્યાકુળ અને શોકથી સંતપ્ત થઇને શ્રીરામને કહેવા લાગ્યા.

ब्राह्मण्यं कृत्स्नमेतत्त्वां ब्रह्मण्यमनुगच्छति ।
द्विजस्कन्धाधिरूढास्त्वामग्नयोऽप्यनुयान्त्यमी ॥ १४ ॥

'હે રામ ! તમે બ્રાહ્મણોના હિતકારી છો. તેથી આ સમસ્ત બ્રાહ્મણ સમાજ પણ આપની પાછળ આવી રહ્યો છે, વળી એ લોકો પોતાના ખભા પર અગ્નિ દેવ (અગ્નિહોત્રનો સામાન અરણી વગેરે) ને પણ સાથે સાથે લાવી રહ્યા છે.'

या हि नः सततं बुद्धिर्वेदमन्त्रानुसारिणी ।
त्वत्कृते सा कृता वत्स वनवासानुसारिणी ॥ १५ ॥

'હે વત્સ ! અમારાં મન અત્યાર સુધી કેવળ વેદના સ્વાધ્યાયમાં જ લાગેલાં રહેતાં હતાં, હવે એ તરફ ન લાગતાં આપની વનયાત્રા તરફ લાગી ગયાં છે, અર્થાત્ તમારી પાછળ અમે લોકોએ સ્વાધ્યાય પણ કરવાનો છોડી દીધો છે. (તમે ઘરની શી વ્યવસ્થા કરીને આવેલા છો ? તમારી સ્ત્રીઓ કેવી રીતે રહેશે ? આવી શંકાનું સમાધાન કરતાં તેઓ કહે છે કે,)

हृदयेष्वेव तिष्ठन्ति वेदा ये नः परं धनम् ।
वत्स्यन्त्यपि गृहेष्वेव दाराश्चारित्ररक्षिताः ॥ १६ ॥

'અમારું પરમ ધન વેદો છે, તે તો અમારાં હૃદયોમાં છે, અર્થાત્ અમને ચોરીનો કશો જ ડર નથી. અમારી સ્ત્રીઓ પોતાના પાતિવ્રત્ય ધર્મથી પોતાનું રક્ષણ કરતી રહીને ઘરોમાં રહેશે.'

न पुनर्निश्चयः कार्यस्त्वद्गतौ सुकृता मतिः ।
त्वयि धर्मव्यपेक्षे तु किं स्याद्धर्ममपेक्षितुम् ॥ १७ ॥



'અમારે હવે બીજી કોઈ વાતનો નિશ્ચય કરવાનો નથી. અમે તો આપની સાથે જ ચાલવાનો દઢ નિશ્ચય કરી લીધેલો છે. પરંતુ તમે જ્યારે અમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ધર્મની અવગણના કરશો, ત્યારે ધર્મમાર્ગનું અનુસરણ કોણ કરશે ?'

याचितो नो निवर्तस्व हंसशुक्लशिरोरुहैः ।
शिरोभिर्निभृताचार महीपतनपांसुलैः ॥ १८ ॥

'હે અટલ આચરણવાળા રામ ! અમે હંસના સમાન સફેદ કેશોવાળા વૃદ્ધ બ્રાહ્મણો આપને સાષ્ટાંગ પ્રણામ કરીને પ્રાર્થના કરીએ છીએ કે 'તમે વનમાં ન જાઓ.'

बहूनां वितता यज्ञा द्विजानां य इहागताः ।
तेषां समाप्तिरायत्ता तव वत्स निवर्तने ॥ १९ ॥

'આ બ્રાહ્મણો પૈકી કેટલાક તો એવા પણ છે જેઓ પોતાના પ્રારંભ કરેલા યજ્ઞોને અધૂરા છોડીને (અહીં તમારી પાછળ) આવેલા છે. હે વત્સ ! એ યજ્ઞોની સમાપ્તિનો આધાર તમારાં પાછાં પધારવાં ઉપર રહેલો છે. (જો આપ પાછાં નહિ વળો તો યજ્ઞોમાં વિઘ્નો નાખવાનો દોષ તમને જ લાગશે.)'

भक्तिमन्ति हि भूतानि जङ्गमाजङ्गमानि च ।
याचमानेषु राम त्वं भक्तिं भक्तेषु दर्शय ॥ २० ॥

'કેવળ અમે જ નહીં, અપિતુ પશુ, પક્ષી, વૃક્ષો વગેરે પણ આપને પ્રાર્થના કરી રહ્યાં છે, કે તમે પાછાં ચાલો. એટલે આપ પોતાના ભકતોના પ્રતિ પ્રેમનો પરિચય કરાવો.'

एवं विक्रोशतां तेषां द्विजातीनां निवर्तने ।
ददृशे तमसा तत्र वारयन्तीव राघवम् ॥ २१ ॥



આ પ્રકારે શ્રીરામને પાછાં વાળવાને માટે બૂમબરાડા પાડતા એ બ્રાહ્મણોની નજર તમસા નદી પર પડી; જાણે નદી શ્રીરામનો રસ્તો રોકીને પડી હતી અને તેમને આગળ વધતાં અટકાવી રહી હતી.

ततः सुमन्त्रोऽपि रथाद्विमुच्य
श्रान्तान्हयान्सम्परिवर्त्य शीघ्रम् ।
पीतोदकांस्तोयपरिप्लुताङ्गा
नचारयद्वै तमसाविदूरे ॥ २२ ॥

તમસાના કિનારાપર પહોંચીને સુમંત્રે થાકેલા ઘોડાઓને રથથી છૂટા કરી દીધા. એનો થાક ઉતારવા માટે તેનું સ્થિતિ-પરિવર્તન કર્યું, પછી તેમને પાણી પાઇને નવડાવ્યા. તથા તે તમસાના તટ નજીક ઘોડાને ઘાસ ચરાવવા લાગ્યો.

## ૩૬ છત્રીસમો સર્ગ નાગરિકોને ભૂલથાપ

ततस्तु तमसातीरं रम्यमाश्रित्य राघवः ।
सीतामुद्वीक्ष्य सौमित्रिमिदं वचनमब्रवीत् ॥ १ ॥

તમસા નદીના તટ પર રોકાઇને સીતા તરફ જોતાં જોતાં શ્રીરામ લક્ષ્મણજીને કહેવા લાગ્યા.

इयमद्य निशापूर्वा सौमित्रे प्रस्थिता वनम् ।
वनवासस्य भद्रं ते स नोत्कण्ठितुमर्हसि ॥ २ ॥

'હે લક્ષ્મણ ! (વનમાટે પ્રસ્થાન કર્યા પછીની) આપણા વનવાસની આ પહેલી રાત્રિ છે. તમારું કલ્યાણ થાઓ. તમે અયોધ્યા નગર માટે બહુ ઉત્સુક ન થશો.'



अद्यायोध्या तु नगरी राजधानी पितुर्मम ॥
सस्त्रीपुंसा गतानस्माञ्शोचिष्यति न संशयः ॥ ३ ॥

'આજે મારા પૂજ્ય પિતાજીની રાજધાની અયોધ્યા નગરીના સ્ત્રીપુરુષો વનવાસ માટે ચાલી નીકળેલા આપણા માટે શોક કરી રહ્યાં હશે. એમાં જરાપણ સંદેહ નથી.'

पितरं चानुशोचामि मातरं च यशस्विनीम् ।
अपि वाऽन्धौ भवेतां तु रुदन्तौ तावभीक्ष्णशः ॥ ४ ॥

'મને મારા પિતા અને યશસ્વી માતા કૌસલ્યાની બહુ ચિંતા થાય છે. ક્યાંક એ લોકો આપણા માટે રોઇ રોઇને આંધળા ન થઇ જાય.'

भरतस्यानृशंसत्वं विचिन्त्याहं पुनः पुनः ।
नानुशोचामि पितरं मातरं चापि लक्ष्मण ॥ ५ ॥

'હે મહાબાહુ લક્ષ્મણ ! હું જ્યારે ભરતના દયાળુ સ્વભાવનો વારંવાર વિચાર કરું છું, ત્યારે માતા-પિતાની બાબતમાં નિશ્ચિંત થઇ જાઉં છું.'

त्वया कार्यं नरव्याघ्र मामनुव्रजता कृतम् ।
अन्वेष्टव्या हि वैदेह्या रक्षणमर्थे सहायता ॥ ६ ॥

'હે નર કેસરી ! મારી જોડે વનવાસમાં આવીને તમે બહુ જ ઉત્તમ કાર્ય કર્યું છે. જો તમે ન આવ્યા હોત તો સીતાનાં રક્ષણ માટે મારે બીજા કોઇ સહાયકને ગોતવો પડત.'

अद्भिरेव तु सौमित्रे वत्स्याम्यद्य निशामिमाम् ।

एतद्धि रोचते मह्यं वन्येऽपि विविधे सति ॥ ७ ॥

'હે લક્ષ્મણ ! જો કે વનમાં અનેક પ્રકારનાં કંદ, મૂળ અને ફળો વિદ્યમાન છે, તો પણ મારી ઇચ્છા એમ છે કે આપણે આજની રાત કેવળ પાણી પીને વ્યતીત કરીએ.'

एवमुक्त्वा तु सौमित्रि सुमन्त्रमपि राघवः ।
अप्रमत्तस्त्वमश्वेषु भव सौम्येत्युवाच ह ॥ ८ ॥

લક્ષ્મણને આમ કહીને શ્રીરામે સુમંત્રને કહ્યું, 'હે સૌમ્ય ! તમે પણ સાવધ રહીને ઘોડાઓની દેખભાળ કરો.'

सोऽश्वान् सुमन्त्रः संयम्य सूर्येऽस्तं समुपागते ।
प्रभूतयवसान् कृत्वा बभूव प्रत्यनन्तरः ॥ ९ ॥

સૂર્યાસ્ત થયો ત્યારે સુમંત્રે ઘોડાઓને બાંધી દીધા અને તેમને ભાવતું નીરણ નીરીને બીજા કામે વળગ્યો.

उपास्य तु शिवां सन्ध्यां दृष्ट्वा रात्रिमुपस्थिताम् ।
रामस्य शयनं चक्रे सूतः सौमित्रिणा सह ॥ १० ॥

સાંજની સંધ્યાનો સમય થયો ત્યારે તે લોકોએ સંધ્યા કરી. પછી રાત પડી જોઇને સુમંત્રે લક્ષ્મણની મદદ લઇને શ્રીરામના શયન માટે પથારી બનાવી આપી.

तां शय्यां तमसातीरे वीक्ष्य वृक्षदलैः कृताम् ।
रामः सौमित्रिणा सार्धं सभार्यः संविवेश ह ॥ ११ ॥

તમસા નદીના તટ પર વૃક્ષોનાં પાંદડાંની બનાવેલી પથારીને જોઇને શ્રીરામે લક્ષ્મણ અને સીતા સહિત એ પથારી પર સૂઇ જઇને વિશ્રામ કર્યો.



सभार्यं सम्प्रसुप्तं तं भ्रातरं वीक्ष्य लक्ष्मणः ।
कथयामास सूताय रामस्य विविधान् गुणान् ॥ १२ ॥

શ્રીરામને સીતા સહિત સૂતેલા જોઇને લક્ષ્મણજી ઊઠ્યા અને સૂત સમક્ષ શ્રીરામના વિવિધ ગુણોના વખાણ કરવા લાગ્યા.

जाग्रतो ह्येव तां रात्रिं सौमित्रेरुदितो रविः ।
सूतस्य तमसातीरे रामस्य ब्रुवतो गुणान् ॥ १३ ॥

આ પ્રમાણે સુમંત્ર સમક્ષ શ્રીરામના ગુણોનું વર્ણન કરતા રહીને લક્ષ્મણ જાગતા રહ્યા, એવામાં રાત વીતી ગઇ અને સૂરજ ઊગવા લાગ્યો.

उत्थाय तु महातेजाः प्रकृतीस्ता निशाम्य च ।
अब्रवीद् भ्रातरं रामो लक्ष्मणं पुण्यलक्षणम् ॥ १४ ॥

શ્રી રામ (મધરાતે - પ્રભાતે) ઊઠ્યા અને બધા પ્રજાજનોને ઊંઘતા જોઇને પુણ્ય લક્ષણવાળા લક્ષ્મણને કહેવા લાગ્યા.

अस्मद्व्यपेक्षान् सौमित्रे निरपेक्षान् गृहेष्वपि ।
वृक्षमूलेषु संसुप्तान् पश्य लक्ष्मण साम्प्रतम् ॥ १५ ॥

'હે લક્ષ્મણ ! આ લોકો એ ઘરબાર છોડીને આપણો પીછો પકડ્યો છે. જુઓ તો ખરા, વૃક્ષોની નીચે પડયા પડયા કેવા ઊંઘી રહ્યા છે. !'

यथैते नियमं पौराः कुर्वन्त्यस्मान्निवर्तने ।
अपि प्राणान् न्यसिष्यन्ति न तु त्यक्ष्यन्ति निश्चयम् ॥ १६ ॥



'આ પુરવાસી લોકો આપણને પાછાં વાળવાને જે પ્રયત્ન કરી રહ્યા છે, તેનાથી એમ જણાય છે કે આ લોકો પ્રાણો દઇ દેશે પણ પોતાનો નિશ્ચય નહીં છોડે.'

यावदेव तु संसुप्तास्तावदेव वयं लघु ।
रथमारुह्य गच्छाम पन्थानमकुतोभयम् ॥ १७ ॥

'એટલે આ લોકો ઊંઘે છે ત્યાં સુધીમાં આપણે બધા રથમાં બેસીને ધીમે રહી, સત્વર અહીંથી ચાલ્યા જઇએ. રસ્તામાં કોઇ ભય તો છે જ નહી.'

अब्रवील्लक्ष्मणो रामं साक्षाद्धर्ममिव स्थितम् ।
रोचते मे तथा प्राज्ञ क्षिप्रमारुह्यतामिति ॥ १८ ॥

શ્રીરામનું કથન સાંભળીને લક્ષ્મણજીએ ધર્મ-મૂર્તિ રામને કહ્યું, 'હે પ્રાજ્ઞ ! આપનો વિચાર મને પણ પસંદ છે. તો પછી આપ જલદી રથ પર સવાર થઇ જાઓ.'

अथ रामोऽब्रवीच्छ्रीमान् सुमन्त्रं युज्यतां रथः ।
गमिष्यामि ततोऽरण्यं गच्छ शीघ्रमितः प्रभो ॥ १९ ॥

ત્યારપછી શ્રીરામે સુમંત્રને કહ્યું, 'હે પ્રભુ ! ઝટ રથ જોડીને તૈયાર કરી લાવો, કેમકે હું અહીંથી ઝટપટ વનમાં જતો રહીશ.

सूतस्ततः सन्त्वरितः स्यन्दनं तैर्हयोत्तमैः ।
योजयित्वाऽथ रामाय प्राञ्जलिः प्रत्यवेदयत् ॥ २० ॥

શ્રીરામની આજ્ઞા મળતાં જ સુમંત્ર ઉત્તમ ઘોડાઓને રથમાં જોતરીને લઇ આવ્યો અને હાથ જોડીને નિવેદન કર્યું.



अयं युक्तो महाबाहो रथस्ते रथिनां वर ।
त्वमारोहस्व भद्रं ते ससीतः सहलक्ष्मणः ॥ २१ ॥

'હે રથીઓમાં શ્રેષ્ઠ ! રથ તૈયાર છે. આપ સીતા અને લક્ષ્મણ સહિત તેના ઉપર સવાર થઇ જાઓ.'

मोहनार्थं तु पौराणां सूतं रामोऽब्रवीद्वचः ।
उदङ्मुखः प्रयाहि त्वं रथमास्थाय सारथे ॥ २२ ॥

પુરવાસીઓને ભરમાવવા માટે શ્રીરામે સુમંત્રને કહ્યું, હે સારથિ ! (તમે રથમાં બેસીને) પહેલાં ઉત્તર તરફ રથને હાંકો.

मुहूर्तं त्वरितं गत्वा निवर्तय रथं पुनः ।
यथा न विद्युः पौरा मां तथा कुरु समाहितः ॥ २३ ॥

ઉતાવળા થોડે દૂર ઉત્તરમાં જઇને રથને પાછો લાવો. સાવચેતીથી રથને એવી રીતે હંકારો કે પુરવાસીઓને ખબર ન પડે કે આપણે કઇ બાજુ ગયા છીએ.

रामस्य वचनं श्रुत्वा तथा चक्रे स सारथिः ।
प्रत्यागम्य च रामस्य स्यन्दनं प्रत्यवेदयत् । २४ ॥

શ્રીરામની વાત સાંભળીને સુમંત્રે એમ જ કર્યું અને રથને પાછો લાવીને શ્રીરામની સામે ઊભો કરી દીધો.

तं स्यन्दनमधिष्ठाय राघवः सपरिच्छदः ।
शीघ्रगामाकुलावर्तां तमसामतरन्नदीम् ॥ २५ ॥

પછી શ્રીરામ ધનુષ-કવચ વગેરે સામાન અને સાથીઓની સાથે રથ પર આરૂઢ થયા અને વમળો તેમજ ઘૂનાઓવાળી વેગથી વહેતી તમસા નદીને પાર ઊતરી ગયા.



## ૩૭ (સાડત્રીસમો) સર્ગ રડતા નગરવાસીઓ અયોધ્યા તરફ

प्रभातायां तु शर्वर्यां पौरास्ते राघवं विना ।
कृपणाः करुणा वाचो वदन्ति स्म मनस्विनः ॥ १ ॥

રાત્રિ સમાપ્ત થઇ ગયે પ્રભાતની વેળાએ જ્યારે પુરવાસીઓ જાગ્યા, ત્યારે રામને ન જોઇને તે મનસ્વી લોકો દીનતા અને કરુણાપૂર્ણ વચનો બોલવા લાગ્યા.

धिगस्तु खलु निद्रां तां ययापहृतचेतसः ।
नाद्य पश्यामहे रामं पृथूरस्कं महाभुजम् ॥ २ ॥

'ધિક્કાર છે અમારી નિદ્રાને જેથી અચેત થઇને હવે અમે વિશાળ છાતીવાળા મહાન ભુજાઓ વાળા શ્રીરામને જોઇ રહ્યા નથી.'

यो नः सदा पालयति पिता पुत्रानिवौरसान् ।
कथं रघूणां स श्रेष्ठस्त्यक्त्वा नो विपिनं गतः ॥ ३ ॥

'જે રામ અમને પુરવાસીઓને પોતાના ઔરસ સંતાનોની જેમ પાળતા હતા તે રઘુકુલ શ્રેષ્ઠ અમને છોડીને વનમાં કેમ ચાલ્યા ગયા ?'

इहैव निधनो यामो महाप्रस्थानमेव वा ।
रामेण रहितानां हि किमर्थं जीवितं हि नः ॥ ४ ॥



'કાંતો આપણે લોકો અહીં જ પ્રાણત્યાગ કરીશું, અથવા તો હિમાલયમાં જઇને હાડ ગાળીને મરી જઇશું, કેમકે રામ વિના અમારે જીવવાનું શું પ્રયોજન છે ?'

सन्ति शुष्काणि काष्ठानि प्रभूतानि महान्ति च ।
तैः प्रज्वाल्य चितां सर्वे प्रविशामोऽथ पावकम् ॥ ५ ॥

'અહીંયા પુષ્કળ પ્રમાણમાં મોટાં મોટા સૂકાં લાકડાં પડેલાં છે. એની વિશાળ ચિતા કરીને આપણે લોકો તે આગમાં કૂદી પડીએ.'

किं वक्ष्यामो महाबाहुरनसूयः प्रियंवदः ।
नीतः स राघवोऽस्माभिरिति वक्तुं कथं क्षमम् ॥ ६ ॥

'અયોધ્યા પાછા જઇને આપણે લોકોને શું કહીશું ? મહાબાહુ, ઈર્ષ્યા રહિત અને પ્રિયવાદી રામને અમે વનમાં છોડીને આવતા રહ્યા છીએ. લોકોને આ સત્ય આપણે કેમ કહી શકીશું ?'

निर्यातास्तेन वीरेण सह नित्यं जितात्मना ।
रहितास्तेन च पुनः कथं पश्याम तां पुरीम् ॥ ७ ॥

'અમે તો વીર અને જિતેન્દ્રિય શ્રીરામની સાથે રહેવાને માટે ઘરેથી નીકળ્યા હતા. હવે અમે એમને અરણ્યમાં છોડીને શું મોઢું લઇને અયોધ્યા પુરી જઇશું ?'

ततो मार्गानुसारेण गत्वा किञ्चित्क्षणं पुनः ।
मार्गनाशाद्विषादेन महता समभिप्लुताः ॥ ८ ॥

એ લોકો શ્રીરામના જવાના માર્ગનું અનુસરણ કરીને થોડે દૂર સુધી ઉત્તર તરફ ગયા, પરંતુ તેઓને આગળ જવાનો માર્ગ અથવા કોઇ ચિહ્‌ન મળવાથી તેઓ અત્યંત દુઃખી થયા.



रथस्य मार्गनाशेन न्यवर्तन्त मनस्विनः ।
किमिदं किं करिष्यामो दैवेनोपहता इति ॥ ९ ॥

જ્યારે તેઓને આગળ રથનો માર્ગ ન સૂઝયો ત્યારે તે મનસ્વી લોકો પાછા વળ્યા અને આપસમાં કહેવા લાગ્યા કે, 'આમ કેમ થયું ?' 'હવે આપણે શું કરીશું ?' 'અમારું નસીબ જ ખોટું છે.'

ततो यथागतेनैव मार्गेण क्लान्तचेतसः ।
अयोध्यामगमन् सर्वे पुरीं व्यथितसज्जनाम् ॥ १० ॥

ત્યારપછી તે નગરજનો અત્યંત ઉદાસ મને, જે માર્ગથી ગયા હતા તે જ માર્ગ દ્વારા અયોધ્યા પાછા આવી ગયા. જ્યાં બધા સજ્જન લોકો દુઃખી થઇ રહ્યા હતા.

आलोक्य नगरीं तां च क्षयव्याकुलमानसाः ।
आवर्तयन्त तेऽश्रूणि नयनैः शोकपीडितैः ॥ ११ ॥

અયોધ્યા નગરીની આવી વિપન્ન (આપદા-યુક્ત) અવસ્થાને જોઇને નગર-નિવાસીઓનાં ચિત્ત વ્યાકુળ થઇ ગયાં, તેઓ અત્યંત શોકથી પીડાઇને આંસુ વહાવવા લાગ્યા.

चन्द्रहीनमिवाकाशं तोयहीनमिवार्णवम् ।
अपश्यन्निहतानन्दं नगरं ते विचेतसः ॥ १२ ॥

ચંદ્રમા રહિત આકાશની જેમ અથવા જળ વગરના સમુદ્રની જેમ આનંદ વિહીન એ અયોધ્યા નગરને જોઇને તે લોકો અત્યંત અકળાઇ ગયા.



## ૩૮ (આડત્રીસમો) સર્ગ ગુહનો મેળાપ

रामोऽपि रात्रिशेषेण तेनैव महदन्तरम् ।
जगाम पुरुषव्याघ्रः पितुराज्ञामनुस्मरन् ॥ १ ॥

રાત્રિ વ્યતીત થતાં થતાં તો શ્રીરામ પણ પોતાના પિતાની આજ્ઞાનું સ્મરણ કરતા રહીને બહુ જ દૂર નીકળી ગયા.

तथैव गच्छतस्तस्य व्यपायाद्रजनी शिवा ।
उपास्य स शिवां सन्ध्यां विषयान्तं व्यगाहत ॥ २ ॥

ચાલતાં ચાલતાં કલ્યાણકારિણી રાત્રિ વ્યતીત થઇ ગઇ, ત્યારે પ્રાતઃકાળની મંગળમય સંધ્યા-ઉપાસના કરીને તેઓ ફરી આગળ ચાલવા લાગ્યા અને ઉત્તર કોસલની દક્ષિણ સીમા પર પહોંચી ગયા.

ततो वेदश्रुतिं नाम शिववारिवहांनदीम् ।
उत्तीर्याभिमुखः प्रायादगस्त्याध्युषितां दिशम् ॥ ३ ॥

ત્યારપછી તેઓ વેદશ્રુતિ (બેસવા) નામની નિર્મળ જળથી ભરેલી નદીને પાર કરીને અગસ્ત્ય નક્ષત્રથી સેવિત દક્ષિણ દિશા તરફ ચાલ્યા.

गत्वा तु सुचिरं कालं ततः शिवजलां नदीम् ।
गोमतीं गोयुतानूपामतरत्सागरंगमाम् ॥ ४ ॥

પછી ઘણીવાર સુધી ચાલ્યા પછી, તેઓએ નિર્મળ શીતળ જળવાળી, સાગરમાં જઇને મળનારી તથા જેના તટ પર ગાયોનાં ધણ ફરીને ચરી રહ્યાં હતાં એવી ગોમતી નદીને પાર કરી.



गोमतीं चाप्यतिक्रम्य राघवः शीघ्रगैर्हयैः ।
मयूरहंसाभिरुतां ततार स्यन्दिकां नदीम् ॥ ५ ॥

ગોમતી નદીને પાર કર્યા પછી શ્રીરામે અત્યંત વેગવાળા ઘોડાઓ જોડેલા રથમાં બેસીને, મોરલા અને હંસલાઓના કિલકિલાટવાળી સ્યંદિકા = સઇ નદીને પાર કરી.

स महीं मनुना राज्ञा दत्तामिक्ष्वाकवे पुरा ।
स्फीतां राष्ट्रवृतां रामो वैदेहीमन्वदर्शयत् ॥ ६ ॥

સ્યંદિકા નદી પાર કરીને શ્રીરામે સીતાજીને એ ભૂમિ બતાવી જે મનુ મહારાજે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આપી હતી. તે બહુ જ વિસ્તૃત હતી અને એ ભૂમિ પર અનેક રાષ્ટ્રો વસી ગયાં હતાં.

ततो धान्यधनोपेतान् ब्रह्मघोषाभिनादितान् ।
रथेन पुरुषव्याघ्रः कोसलानत्यवर्तत ॥ ७ ॥

ત્યારપછી શ્રીરામ ધન-ધાન્યથી ભરપૂર અને વેદ ધ્વનિથી ગુંજાયમાન કોસલ દેશની સીમાને ઓળંગી ગયા.

तत्र त्रिपथगां दिव्यां शिवतोयामशैवलाम् ।
ददर्श राघवो गङ्गां पुण्यामृषिनिषेविताम् ॥ ८ ॥

ચાલતાં ચાલતાં શ્રીરામે કોસલ રાજ્યની દક્ષિણ સીમા પર આવેલી પવિત્ર, શીતળ, જળયુકત તથા શેવાળ રહિત ત્રણ વહેણોમાં વહેવાવાળી, ઋષિઓથી સેવિત, દિવ્ય તથા રમણીય ગંગા (નદી)ને જોઇ.

तामूर्मिकलिलावर्तामन्ववेक्ष्य महारथः ।
सुमन्त्रमब्रवीत्सूतमिहैवाद्य वसामहे ॥ ९ ॥

વિવિધ પ્રકારની લહરીઓ (ઊર્મિઓ) અને તરંગો (વમળો) વાળી એ ગંગાને જોઇને મહારથી રામે સુમંત્રને કહ્યું, હે સૂત ! આજે આપણે અહીયા જ નિવાસ કરીશું.'

लक्ष्मणश्च सुमन्त्रश्च बाढमित्येव राघवम् ।
उक्त्वा तमिङ्गुदीवृक्षं तदोपययतुर्हयैः ॥ १० ॥

શ્રીરામનું આ વચન સાંભળીને લક્ષ્મણે અને સુમંત્રે કહ્યું, 'બહુ જ સારું' અને તેઓ (ઇંગુદી) ઈંગોરિયાના ઝાડ પાસે લઇ ગયા.

रामोऽभियाय तं रम्यं वृक्षमिक्ष्वाकुनन्दनः ।
रथादवातरत्तस्मात्सभार्यः सहलक्ष्मणः ॥ ११ ॥

એ રમણીય વૃક્ષની પાસે પહોંચીને ઇક્ષ્વાકુનંદન શ્રીરામ સીતા અને લક્ષ્મણ સહિત રથમાંથી ઊતર્યા.

तत्र राजा गुहो नाम रामस्यात्मसमः सखा ।
निषादजात्यो बलवान् स्थपतिश्चेति विश्रुतः ॥ १२ ॥

ત્યાં શૃંગવેરપુરમાં શ્રીરામનો પ્રાણપ્રિય મિત્ર નિષાદ જાતિનો ગુહ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની પાસે ચતુરંગિણી સેના પણ હતી.

**ટિપ્પણી** ✷ *લોકોમાં એવું પ્રસિદ્ધ છે કે ગુહ કેવટ = મલ્લાહ (નાવિક વા ખારવો) હતો. પણ ઉક્ત શ્લોકથી આ વાત મિથ્યા સિદ્ધ થાય છે. ગુહ ન નાવિક હતો, ન નાવિકોનો મુખી, અપિતુ તે તેમનો રાજા હતો. આ વાત ''वृद्धैः परिवृतोऽमात्यैः'' તે વૃદ્ધ મંત્રીઓથી ઘેરાએલો હતો. આ કથનથી પણ પુષ્ટ થાય છે. ગુહ સ્થપતિઃ નિષાદોનો રાજા કહેવાતો હતો. (સ્થપતિ = નગર તથા મકાનનો શિલ્પી, Architect અધિપતિ)*



स श्रुत्वा पुरुषव्याघ्रं रामं विषयमागतम् ।
वृद्धैः परिवृतोऽमात्यैर्ज्ञातिभिश्चाप्युपागतः ॥ १३ ॥

તેણે સાંભળ્યું કે શ્રીરામ તેમના પ્રદેશમાં આવેલા છે, તેથી તે વૃદ્ધ મંત્રીઓ અને સગાં-વહાલાં(નાતીલા)ને સાથે લઇને રામની પાસે મળવા માટે આવ્યો.

ततो निषादाधिपतिं दृष्ट्वा दूरादूपस्थितम् ।
सह सौमित्रिणा रामः समागच्छद् गुहेन सः ॥ १४ ॥

નિષાદરાજ ગુહને દૂરથી જ આવતો જોઇને શ્રીરામ અને લક્ષ્મણ થોડેક દૂર સુધી સામે ચાલીને તેમને મળ્યા.

तमार्तः सम्परिष्वज्य गुहो राघवमब्रवीत् ।
यथाऽयोध्या तथेयं ते राम किं करवाणि ते ॥ १५ ॥

શ્રીરામને મુનિ-વેશમાં જોઇને અત્યંત દુઃખી નિષાદરાજ રામને આલિંગન કરીને તેમને કહ્યું, 'જેવી આપના માટે અયોધ્યા નગરી છે, તેવી જ આ નગરીને પણ સમજો. અને મને આજ્ઞા આપો કે હું તમારી શી સેવા કરું ?'

ईदृशं हि महाबाहो कः प्राप्स्यत्यतिथिं प्रियम् ।
ततो गुणवदन्नाद्यमुपादाय पृथग्विधम् ॥ १६ ॥
अर्घ्यं चोपानयत्क्षिप्रं वाक्यं चेदमुवाच ह ।
स्वागतं ते महाबाहो तवेयमखिला मही ॥ १७ ॥

'આપના જેવા માનનીય અને પ્રિય અતિથિ કોને પ્રાપ્ત થશે' એવું કહીને અનેક પ્રકારના સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થો અને અર્ઘ્ય આદિ સ્વાગતની સામગ્રી રામની પાસે લઇ આવીને ગુહ બોલ્યો, 'હે મહાબાહુ ! હું આપનું સ્વાગત કરું છું. આ સંપૂર્ણ પૃથ્વી આપની જ છે.'



वयं प्रेष्या भवान् भर्ता साधु राज्यं प्रशाधि नः ।
भक्ष्यं भोज्यं च पेयं च लेह्यं चेदमुपस्थितम् ॥
शयनानि च मुख्यानि वाजिनां खादनं च ते ॥ १८ ॥

આપ અમારા સ્વામી અને અમે આપના સેવકો છીએ. આપ આ સંપૂર્ણ રાજ્ય પર શાસન કરો. આ ભક્ષ્ય, ભોજ્ય, પેય અને લેહ્ય = ચટણી આદિ પદાર્થો ખાવા માટે તથા સૂવાને માટે ઉત્તમ પથારીઓ અને ઘોડાઓના માટે ઘાસ તથા ખાણ ઉપસ્થિત છે.

गुहमेवं ब्रुवाणं तु राघवः प्रत्युवाच ह ।
अर्चिताश्चैव हृष्टाश्च भवता सर्वथा वयम् ॥ १९ ॥
पद्भ्यामभिगमाच्चैव स्नेहसन्दर्शनेन च ।
भुजाभ्यां साधु पीनाभ्यां पीडयन् वाक्यमब्रवीत् ॥ २० ॥

ગુહે આ પ્રકારે કહ્યું ત્યારે શ્રીરામે પ્રત્યુત્તર આપ્યો કે, 'આપ મારી પાસે પગે ચાલીને આવ્યા અને આટલો બધો પ્રેમ પ્રકટ કર્યો તેથી જ મારું આદર-સન્માન થઈ ગયું. હું આપના પર બહુ જ પ્રસન્ન છું. 'પછી માંસલ મોટી ભુજાઓ વડે ગુહને આલિંગન કરીને શ્રીરામે કહ્યું.

दिष्ट्या त्वां गुह पश्यामि ह्यरोगं सह बान्धवैः ।
अपि ते कुशलं राष्ट्रे मित्रेषु च वनेषु च ॥ २१ ॥

'હે ગુહ ! આપને બંધુ-બાંધવો સહિત નીરોગી જોઇને હું બહુ જ ખુશ થયો છું. આપનાં રાષ્ટ્રમાં, મિત્રોમાં, તથા આ વનના પ્રદેશમાં સૌ કુશળ તો છે ને ?'

यदेतद्भवता किञ्चित्प्रीत्या समुपकल्पितम् ।
सर्वं तदनुजानामि नहि वर्ते प्रतिग्रहे ॥ २२ ॥



'મારા માટે ઘણા જ પ્રેમથી આપ જે વસ્તુઓ લાવેલા છો, હું એ બધીનો સ્વીકાર કરું છું. પરંતુ દાનની આ વસ્તુઓનો ઉપયોગ હું નહીં કરીશ.'

कुशचीराजिनधरं फलमूलाशिनं च माम् ।
विद्धि प्राणिहितं धर्मे तापसं वनगोचरम् ॥ २३ ॥

'હું તો કુશ-ચીર અને મૃગચર્મને ધારણ કરું છું, તથા ફળ અને કંદમૂળ ખાઉં છું, અત્યારે તમે મને વનવાસી તપસ્વીઓના ધર્મમાં (મર્યાદામાં) દીક્ષિત સમજો.'

अश्वानां खादनेनाहमर्थी नान्येन केनचित् ।
एतावताऽत्र भवता भविष्यामि सुपूजितः ॥ २४ ॥

'આપની (આપેલી) આ વસ્તુઓ પૈકી કેવળ ઘોડાને ખાવાની વસ્તુઓનો જ સ્વીકાર હું કરીશ. બીજી કોઇ વસ્તુનો નહિ. કેવળ આટલાથી જ હું આપના દ્વારા સન્માનિત થઇ ગયો છું એમ સમજીશ.'

अश्वानां प्रतिपानं च खादनं चैव सोऽन्वशात् ।
गुहस्तत्रैव पुरुषांस्त्वरितं दीयतामिति ॥ २५ ॥

આ સાંભળીને ગુહે પોતાના નોકરોને આજ્ઞા કરી કે 'ઘોડાઓને ખાવા-પીવાની સંપૂર્ણ વસ્તુઓ આમને તરત પ્રદાન કરો.

ततश्चीरोत्तरासङ्गः सन्ध्यामन्वास्य पश्चिमाम् ।
जलमेवाददे भोज्यं लक्ष्मणेनाहृतं स्वयम् ॥ २६ ॥



ત્યાર પછી વલ્કલ તથા ઉપરણું ધારણ કરવાવાળા શ્રીરામે સાયંકાળની સંધ્યા સમાપ્ત કરી. તે દિવસે લક્ષ્મણજી દ્વારા લાવી રાખેલા જલનો જ તેઓએ ભોજનના રૂપમાં સ્વીકાર કર્યો.

तस्य भूमौ शयनास्य पादौ प्रक्षाल्य लक्ष्मणः ।
सभार्यस्य ततोऽभ्येत्य तस्थौ वृक्षमुपाश्रितः ॥ २७ ॥

જ્યારે શ્રીરામ અને સીતા ઇંગોરિયાના ઝાડ નીચે ભૂમિ ઉપર આડે પડખે થયાં, ત્યારે લક્ષ્મણજીએ પાણી લાવીને બન્નેના પગ ધોયા અને ત્યાં જ વૃક્ષની નજીક બેસી ગયા.

**ટિપ્પણી :** ✱ *સૂતાં પહેલાં પગ ધોવાનું આયુર્વેદની દૃષ્ટિએ લાભ-દાયક છે.*

गुहोऽपि सह सूतेन सौमित्रिमनुभाषयन् ।
अन्वजाग्रत्ततो राममप्रमत्तो धनुर्धरः ॥ २८ ॥

સુમંત્ર સહિત નિષાદરાજ ગુહે પણ લક્ષ્મણની સાથે વાતચીત કરતા રહીને, ધનુષબાણ લઇને રામની રક્ષામાં તત્પર રાતભર જાગતા રહ્યા.

## ૩૯ (ઓગણચાળીસમો) સર્ગ ગુહ અને લક્ષ્મણનો વાર્તાલાપ

तं जाग्रतमदम्भेन भ्रातुरर्थाय लक्ष्मणम् ।
गुहः सन्तापसन्तप्तो राघवं वाक्यमब्रवीत् ॥ १ ॥

સાવધાનીથી ભાઇની રખવાળી કરતા રહીને જાગતા રહેલા લક્ષ્મણને સંતપ્ત થઇને ગુહ બોલ્યા.



इयं तात सुखा शय्या त्वदर्थमुपकल्पिता ।
प्रत्याश्वसिहि साध्वस्यां राजपुत्र यथासुखम् ॥ २ ॥

'હે લક્ષ્મણ ! તમારે સૂવાને માટે આ પથારી તૈયાર છે. હે રાજકુમાર ! આપ આના ઉપર સુખપૂર્વક વિશ્રામ કરો.'

उचितोऽयं जनः सर्वः क्लेशानां त्वं सुखोचितः ।
गुप्त्यर्थं जागरिष्यामः काकुत्स्थस्य वयं निशाम् ॥ ३ ॥

'હું દરેક પ્રકારના કલેશ સહન કરવાનો અભ્યાસી છું અને આપનું જીવન સુખમાં વ્યતીત થયું છે. એટલે આપ સૂઇ જાઓ. શ્રીરામની રક્ષા માટે અમે લોકો રાત આખી જાગતા રહીશું.'

न हि रामात्प्रियतरो ममास्ति भुवि कश्चन ।
ब्रवीम्येतदहं सत्यं सत्येनैव च ते शपे ॥ ४ ॥

(જો આપને એવો વહેમ હોય કે આપના સૂઇ ગયા પછી હું પણ સૂઇ જઇશ, તો સાંભળો) આ સંસારમાં શ્રીરામથી વધારે મારું કોઇ પ્રિય પાત્ર નથી. હું આ વાત સત્યના કસમ ખાઇને સાચી જ કહું છું.'

सोऽहं प्रियसखं रामं शयानं सह सीतया ।
रक्षिष्यामि धनुष्पाणिः सर्वतो ज्ञातिभिः सह ॥ ५ ॥

(ગુહે કહ્યું કે), 'આથી હું તથા મારા બંધુ-બાંધવો હાથમાં ધનુષબાણ લઇને સીતા સહિત સૂતેલા મારા પ્રિય મિત્ર રામની દરેક પ્રકારે રક્ષા કરીશું.

लक्ष्मणस्तं तदोवाच रक्ष्यमाणास्त्वयाऽनघ ।
नात्र भीता वयं सर्वे धर्ममेवानुपश्यता ॥ ६ ॥



'ગુહની વાત સાંભળીને લક્ષ્મણજીએ તેને કહ્યું, 'હે પુણ્યાત્મા ! આપની સુરક્ષામાં અમને કોઇ પ્રકારનો ભય નથી જ, પરંતુ મારે મારાં કર્તવ્ય પાલનનું ધ્યાન રાખવાનું છે.

कथं दाशरथौ भूमौ शयाने सह सीतया ।
शक्या निद्रा मया लब्धुं जीवितं वा सुखानि वा ॥ ७ ॥

જ્યારે સીતા સહિત શ્રીરામ ભૂમિ પર પડી સૂઇ રહ્યા છે, ત્યારે મારું એ કર્તવ્ય નથી કે હું પણ પડીને સુખેથી સૂઇ જાઉં. અથવા પોતાના જીવતા રહેવાની અથવા સુખ-સગવડની ખાતર પ્રયત્ન કરું.

परिदेवयमानस्य दुःखार्तस्य महात्मनः ।
तिष्ठतो राजपुत्रस्य शर्वरी सात्यवर्तत ॥ ८ ॥

રાજકુમાર મહાત્મા લક્ષ્મણે દુઃખભર્યાં હૃદયે, શોકાકુલ થઇને, બેઠાં બેઠાં જ આખી રાત વીતાવી.

## ૪૦ (ચાળીસમો) સર્ગ ગંગાપાર

प्रभातायां तु शर्वर्यां पृथुवक्षा महायशाः ।
उवाच रामः सौमित्रिं लक्ष्मणं शुभलक्ष्मणम् ॥ १ ॥

રાત વીતી ગઇ અને જ્યારે પ્રભાત થયું ત્યારે વિશાળ વક્ષસ્થળવાળા મહાયશસ્વી રામે શુભલક્ષ્મણયુક્ત લક્ષ્મણજીને કહ્યું,

भास्करोदयकालोऽयं गता भगवती निशा ।
तराम जाह्नवीं सौम्य शीघ्रगां सागरङ्गमाम् ॥ २ ॥



'જુઓ ! ભગવતી રાત્રિનું અવસાન થઇ ગયું. હવે સૂર્ય ઉદય થવા માગે છે, એટલે હે સૌમ્ય ! સાગર ગામિની અત્યંત વેગવતી આ ગંગાને આપણે પાર કરીએ.

विज्ञाय रामस्य वचो गुहो राघवमब्रवीत ।
उपस्थितेयं नौर्देव भूयः किं करवाणि ते ॥ ३ ॥

રામનો આશય સમજીને ગુહે શ્રીરામને નિવેદન કર્યું, 'દેવ ! નૌકા તૈયાર છે. આજ્ઞા કરો, આપની બીજી શી સેવા કરું ?'

अथोवाच महातेजा रामो गुहमिदं वचः ।
कृतकामोऽस्मि भवता शीघ्रमारोप्यतामिति ॥ ४ ॥

ત્યારે મહા તેજસ્વી શ્રીરામે ગુહને કહ્યું, 'આપના થકી મારા મનોરથ સફળ થયા. હવે આપ સત્વર અમારો બધો જ સામાન નૌકા પર ચઢાવી આપો.

ततः कलापान् संनह्य खड्गौ बद्ध्वा च धन्विनौ ।
जग्मतुर्येन तौ गङ्गा सीतया सह राघवौ ॥ ५ ॥

ત્યારપછી (સામાન પેક કરીને) ભાથાં અને તલવારો બાંધીને, ધનુષ તથા કવચ ધારણ કરીને બન્ને ભાઇઓ સીતાજી સાથે જ્યાં નૌકા હતી તે ગંગાતટ પર જતા રહ્યા.

राममेवं तु धर्मज्ञमुपगम्य विनीतवत् ।
किमहं करवाणीति सूतः प्राञ्जलिरब्रवीत् ॥ ६ ॥

ગંગાના તટપર પહોંચી ગયેલા ધર્માત્મા શ્રીરામની પાસે જઇ, નમ્રતાપૂર્વક હાથ જોડીને સુમંત્રે શ્રીરામને કહ્યું. 'હે કૃપાનિધાન ! હવે મને શી આજ્ઞા છે ?'



निवर्तस्वेत्युवाचैनमेतावद्धि कृतं मम ।
रथं विहाय पद्भ्यां तु गमिष्यामो महावनम् ॥ ७ ॥

શ્રીરામે સુમંત્રને કહ્યું, 'હવે તમે અહીંથી પાછા જતા રહો. મેં અહીંયા સુધી જ રથનો સ્વીકાર કર્યો હતો. હવે અમે રથને છોડીને પગપાળા જ મહાવનમાં પ્રસ્થાન કરીશું.'

आत्मानं त्वभ्यनुज्ञातमवेक्ष्यार्तः स सारथिः ।
सुमन्त्रः पुरुषव्याघ्रमैक्ष्वाकमिदमब्रवीत् ॥ ८ ॥

'તમે પાછા જતા રહો' એવી પોતાને આજ્ઞા મળી જાણીને સુમંત્ર અત્યંત દુઃખી થયો, તે નરકેસરી ઇક્ષ્વાકુવંશી શ્રીરામને કહેવા લાગ્યો.

न मन्ये ब्रह्मचर्येऽस्ति स्वधीते वा फलोदयः ।
मार्दवार्जवयोर्वाऽपि त्वां चेद्व्यसनमागतम् ॥ ९ ॥

'જો આપ વનવાસને કષ્ટમય સમજીને વનમાં ન આવ્યા હોત તો હું આપ લોકોનાં બ્રહ્મચર્ય-પાલન, વેદાધ્યયન, દયાળુતા અને નમ્રતાને નિષ્ફળ જ સમજી લેત.'

सह राघव वैदेह्या भ्रात्रा चैव वने वसन् ।
त्वं गतिं प्राप्स्यसे वीर त्रींल्लोकांस्तु जयन्निव ॥ १० ॥

'હે રાઘવ ! ત્રણેય લોક પર વિજય મેળવવાથી જે કીર્તિ પ્રાપ્ત થઇ શકે છે, તે કીર્તિ સંસારમાં લક્ષ્મણ અને સીતાની સાથે વનમા વાસ કરવાથી આપને પ્રાપ્ત થશો.'



वयं खलु हता राम ये त्वयाप्युपवञ्चिताः ।
कैकेय्या वशमेष्यामः पापाया दुःखभागिनः ॥ ११ ॥

'હે રામ ! આપનાથી વિખૂટા પડવાથી અમારું તો મોત જ આવ્યું જાણો, કેમકે હવે અમારે અભાગી લોકોએ પાપિની કૈકેયીના વશમાં રહેવું પડશે.'

इति ब्रुवन्नात्मसमं सुमन्त्रः सारथिस्तदा ।
दृष्ट्वा दूरगतं रामं दुःखार्तो रुरुदे चिरम् ॥ १२ ॥

આ પ્રકારે પોતાની પ્રતિષ્ઠાને અનુકૂળ બોલતો સારથિ સુમંત્ર શ્રીરામનું લાંબા સમય માટે વનમાં જવાનું નિશ્ચિત જાણીને, દુઃખી થયો અને દીર્ઘ કાલ સુધી રોતો રહ્યો.

ततस्तु विगते बाष्पे सूतं स्पृष्टोदकं शुचिम् ।
रामस्तु मधुरं वाक्यं पुनः पुनरुवाच तम् ॥ १३ ॥

કેટલાક સમય સુધી રડતા રહ્યા પછી જ્યારે સુમંત્ર આચમન કરીને પવિત્ર થયો ત્યારે શ્રીરામે તેને મધુર વાણીથી કહ્યું.

इक्ष्वाकूणां त्वया तुल्यं सुहृदं नोपलक्षये ।
यथा दशरथो राजा मां न शोचयेत्तथा कुरु ॥ १४ ॥

'હે તાત ! મંત્રીઓમાં તમારા કરતાં વધારે ઇક્ષ્વાકુવંશનો હિતચિંતક મને બીજો કોઇ નજરે ચડતો નથી. એટલે આપ એવો ઉપાય કરજો કે જેથી પિતાજી મારાં ગમનને લીધે દુઃખી ન થાય. (મારા માટે શોક ન કરે.)

अदृष्टदुःखं राजानं वृद्धमार्यं जितेन्द्रियम् ।
ब्रूयास्त्वमभिवाद्यैव मम हेतोरिदं वचः ॥ १५ ॥



'જેઓએ આજ સુધી કદી દુઃખ નથી દેખ્યુ, જે આર્ય = શ્રેષ્ઠ, જિતેન્દ્રિય અને વૃદ્ધ છે, એવા મારા પૂજ્ય પિતાશ્રીનાં ચરણોમાં મારા વતીના પ્રણામ કરીને તેમને એમ કહેજો કે'

नैवाहमनुशोचामि लक्ष्मणो न च मैथिली ।
अयोध्यायाश्च्युताश्चेति वन वत्सामहेति च ॥ १६ ॥

'મને લક્ષ્મણ અને સીતાને કશી જ ચિંતા નથી. અયોધ્યા છોડયાનો પણ અમને શોક નથી અને વનવાસી થઇ જવાનું પણ કંઇ જ દુઃખ નથી.'

चतुर्दशसु वर्षेषु निवृत्तेषु पुनः पुनः ।
लक्ष्मणं मां च सीतां च द्रक्ष्यसि क्षिप्रमागतान् ॥ १७ ॥

'ચૌદ વર્ષનો વનવાસ સમાપ્ત કરીને આપ મને, લક્ષ્મણને અને સીતાને શીઘ્ર અયોધ્યામાં ફરીવાર આવી ગયેલાં જોઇ શકશો.'

एवमुक्त्वा तु राजानं मातरं च सुमन्त्र मे ।
अन्याश्च देवीः सहिताः कैकेयी च पुनः पुनः ॥ १८ ॥

'હે સુમંત્ર ! મહારાજને આમ કહેજો, મારી માતા કૌસલ્યાને, અન્ય દેવીઓને તથા માતા કૈકેયીને પણ આ વાત વારે વારે કહેતા રહેજો.'

आरोग्यं ब्रूहि कौसल्यामथ पादाभिवन्दनम् ।
सीताया मम चार्यस्य वचनाल्लक्ष्मणस्य च ॥ १९ ॥

'માતા કૌસલ્યાને મારાં પાયલાગણ કહેજો અને મારી, સીતાની તેમજ લક્ષ્મણની કુશળતા અને આરોગ્યતા કહેજો.'



निवर्त्यमानो रामेण सुमन्त्रः शोककर्षितः ।
तत्सर्वं वचनं श्रुत्वा स्नेहात्काकुत्स्थमब्रवीत् ॥ २० ॥

આ પ્રમાણે સમજાવીને જ્યારે શ્રીરામ સુમંત્રને પાછો વાળતા હતા ત્યારે તેમની વાતો સાંભળીને સ્નેહવશ સુમંત્રે શ્રીરામને કહ્યું.

कथं हि त्वद्विहीनोऽहं प्रतियास्यामि तां पुरीम् ।
तव तावद्वियोगेन पुत्रशोकाकुलामिव ॥ २१ ॥

'હે રામ ! જે અયોધ્યા નગરી આપના વિયોગથી પુત્ર વિયોગના સમાન વ્યાકુળ થઇ રહી છે, તે નગરીમાં હું આપના વગર કેમ કરીને પાછો જઇશ ?'

दैन्यं हि नगरी गच्छेद् दृष्ट्वा शून्यमिमं रथम् ।
सूतावशेषं स्वं सैन्यं हतवीरमिवाहवे ॥ २२ ॥

'આ શૂન્ય રથને જોઇને સમસ્ત અયોધ્યા નગરી એટલી તો દીનતાથી ગ્રસ્ત થઇ જશે, કે જેવી રીતે સંગ્રામમાં મહારથીના મરણ પછી માત્ર સારથિવાળા રથને જોઇને સેના દીનતાગ્રસ્ત થઇ જાય છે.'

अहं किं चापि वक्ष्यामि देवीं तव सुतो मया ।
नीतोऽसौ मातुलकुलं सन्तापं मा कृथा इति ॥ २३ ॥

'અયોધ્યામાં જઇને દેવી કૌસલ્યાને હું શું કહીશ ? શું હું એમ કહું કે હું તમારા દીકરાને મામાના ઘરે મૂકી આવ્યો છું, હવે તમે શોક (બળતરા) ન કરશો !'



तन्न शक्ष्याम्यहं गन्तुमयोध्यां त्वदृतेऽनघ ।
वनवासानुयानाय मामनुज्ञातुमर्हसि ॥ २४ ॥

'હે નિષ્પાપ ! આપના વિના હું અયોધ્યા પાછો નહિ જાઉં. આપ મને પણ તમારી સાથે વનમાં ચાલવાની આજ્ઞા પ્રદાન કરો.'

यदि मे याचमानस्य त्यागमेव करिष्यसि ।
सरथोऽग्निं प्रवेश्यामि त्यक्तमात्र इह त्वया ॥ २५ ॥

'જો આટલાં કાલાવાલાં કરવા છતાંયે આપ મારો ત્યાગ જ કરશો તો આપનો ત્યજાએલો હું રથ સહિત અગ્નિમાં પ્રવેશ કરીને ભસ્મ થઇ જઇશ.

प्रसीदेच्छामि तेऽरण्यं भवितुं प्रत्यनन्तरः ।
प्रीत्याभिहितमिच्छामि भव मे प्रत्यनन्तरः ॥ २६ ॥

'આપ પ્રસન્ન થાઓ અને મને આપનો અનુચર બનાવીને આપની સાથે લઇ ચાલો, આપ રાજી ખુશીથી મને એટલું કહી દો, હે સુમંત્ર ! તમે અમારી સાથે વનમાં ચાલો.'

वनवासे क्षयं प्राप्ते ममैष हि मनोरथः ।
यदनेन रथनैव त्वां वहेयं पुरीं पुनः ॥ २७ ॥

'મારી આ પરમ અભિલાષા છે કે વનવાસીને સમાપ્તિ થયે હું આ જ રથમાં બેસાડીને આપને અયોધ્યાપુરીમાં લઇ ચાલું.'

एवं-बहुविधं दीनं याचमानं पुनः पुनः ।
रामो भृत्यानुकम्पी तु सुमन्त्रमिदमब्रवीत् ॥ २८ ॥



સુમંત્રની આ પ્રકારની દીનતાપૂર્વક વારંવાર કરેલી પ્રાર્થના પછી ભૃત્યવત્સલ શ્રીરામે સુમંત્રને કહ્યું,

जानामि परमां भक्तिं मयि ते भर्तृवत्सल ।
शृणु चापि यदर्थं त्वां प्रेषयामि पुरीमितः ॥ २९ ॥

'હે સ્વામિભકત સુમંત્ર ! મારા તરફના તમારા અનુરાગને હું સારી રીતે જાણું છું. પરંતુ તમને જે કારણથી અયોધ્યા મોકલી રહ્યો છું તે સાંભળો.'

नगरीं त्वां गतं दृष्ट्वा जननी मे यवीयसी ।
कैकेयी प्रत्ययं गच्छेदिति रामो वनं गतः ॥ ३० ॥

'તમને અયોધ્યામાં પાછા આવી ગયેલા જોઇને મારી વચલી યુવાન માતા કૈકેયીને એવી પ્રતીતિ થઇ જશે કે રામ વનમાં જતો રહ્યો.'

परितुष्टा हि सा देवी वनवासं गते मयि ।
राजानं नातिशङ्केत मिथ्यावादीति धार्मिकम् ॥ ३१ ॥

'મારાં વનગમનની તેને ખાતરી થઇ જવાથી તે સંતુષ્ટ થઇ જશે અને પૂજ્ય પિતાજી ધાર્મિક અને સત્યવાદી છે તે વાતમાં તેને કોઇ શંકા નહીં રહે.'

मम प्रियार्थं राज्ञश्च सरथस्त्वं पुरीं व्रज ।
सन्दिष्टश्चासि यानार्थांस्तांस्तान् ब्रूयास्तथा तथा ॥ ३२ ॥

'હે સુમંત્ર ! મારી તથા મહારાજ દશરથની પ્રસન્નતાને માટે તમે અયોધ્યા પાછા જતા રહો અને મેં જે જે સંદેશા જેના જેના માટે આપેલા છે, તે તે બધા જ તેને તેને જેવા ને તેવા જ પહોંચાડી દો.'



इत्युक्त्वा वचनं सूतं सान्त्वयित्वा पुनः ।
गुहं वचनमक्लीबो रामो हेतुमदब्रवीत् ॥ ३३ ॥

સુમંત્રને આ પ્રમાણે વારંવાર સમજાવી પટાવી તથા સાંત્વના આપીને શ્રીરામે ગુહને આવું ઉત્સાહ વધારનારું અને યુક્તિયુક્ત વચન કહ્યું.

नेदानीं गुह योग्योऽयं वासो मे सजने वने ।
अवश्यं ह्याश्रमे वासः कर्तव्यस्तद्गतो विधिः ॥ ३४ ॥

'હે નિષાદ ! જે વનમાં પોતાના લોકો રહેતા હોય તેમાં રહેવું મારા માટે યોગ્ય નથી. હવે અમે ક્યાંક પર્ણકુટી બનાવીને તેમાં વાસ કરીશું. (ગુહે એમ કહ્યું હતું કે આપ અમારા રાજ્યમાં રહો અને રાજ્યનું શાસન કરો એ વાતનો શ્રીરામ ઉત્તર આપી રહ્યા છે.)

जटां कृत्वा गमिष्यामि न्यग्रोधक्षीरमानय ।
तत्क्षीरं राजपुत्राय गुहः क्षिप्रमुपाहरत् ॥ ३५ ॥

'હું જટા ધારણ કરીને વનમાં પ્રવેશ કરીશ, એટલા માટે હે ગુહા ! તમે વડનું દૂધ લઇ આવો.' આ સાંભળીને તરત જ ગુહે વડનું દૂધ લાવી આપ્યું.

लक्ष्मणस्यात्मनश्चैव रामस्तेनाकरोज्जटाः ।
दीर्घबाहुर्नरव्याघ्रो जटिलत्वमधारयत् ॥ ३६ ॥

શ્રીરામે એ વડનાં દૂધથી પોતાની તથા લક્ષ્મણની જટા બનાવી. મહાબાહુ અને પુરુષસિંહ શ્રીરામ અને લક્ષ્મણ જટા રાખીને તપસ્વી બની ગયા.



तौ तदा चीरवसनौ जटामण्डलधारिणौ ।
अशोभेतामृषिसमौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ ३७ ॥

એ સમયે વલ્કલ-વસ્ત્રો તથા જટામંડળને ધારણ કરવાવાળા તે બેઉ ભાઇઓ ઋષિઓની જેમ શોભવા લાગ્યા.

ततो वैखानसं मार्गमास्थितः सहलक्ष्मणः ।
व्रतमादिष्टवान् रामः सहायं गुहमब्रवीत् ॥ ३८ ॥

ત્યારપછી શ્રીરામ અને લક્ષ્મણ વાનપ્રસ્થ (તાપસ) માર્ગનું અવલંબન અને બ્રહ્મચર્ય વગેરે વ્રતોનું ધારણ કરીને પોતાના સહાયક નિષાદરાજને કહેવા લાગ્યા,

अप्रमत्तो बले कोशे दुर्गे जनपदे तथा ।
भवेथा गुह राज्यं हि दुरारक्षतमं मतम् ॥ ३९ ॥

'હે ગુહ ! તમે સેના, કોશ, દુર્ગ અને રાષ્ટ્રની રક્ષામાં સદા સાવધાન રહેજો, કેમકે રાજ્યનું સંચાલન અને સંરક્ષણ બહુ જ કઠિન કાર્ય છે, એવો મારો મત છે.'

ततस्तं समनुज्ञाय गुहमिक्ष्वाकुनन्दनः ।
जगाम तूर्णमव्यग्रः सभार्यः सहलक्ष्मणः ॥ ४० ॥

આ પ્રમાણે ગુહને સમજાવીને ઇક્ષ્વાકુ-કુલ-નંદન શ્રીરામ નિશ્ચિંત થઇને સ્ફૂર્તિથી સીતા અને લક્ષ્મણની સાથે ઘાટ તરફ ચાલી નીકળ્યા.

स तु दृष्ट्वा नदीतीरे नावमिक्ष्वाकुनन्दनः ।
तितीर्षुः शीघ्रगां गङ्गामिदं लक्ष्मणमब्रवीत् ॥ ४१ ॥



ગંગાનદીના તટ પર નાવને પડેલી જોઇને વેગવતી ગંગાને પાર ઊતરવાની ઇચ્છાથી શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું.

आरोह त्वं नरव्याघ्र स्थितां नावमिमां शनैः ।
सीतां चारोपयान्वक्षं परिगृह्य मनस्विनीम् ॥ ४२ ॥

'હે નર કેસરી ! સામે રહેલી નૌકા પર શીલવતી સીતાને ચઢાવીને તમે પણ એના પર ચડીને બેસી જાઓ.'

स भ्रातुः शासनं श्रुत्वा सर्वमप्रतिकूलयन् ।
आरोप्य मैथिलीं पूर्वमारुरोहात्मवांस्ततः ॥ ४३ ॥

ભાઇની આવી આજ્ઞા થતાં જ તે અનુસાર જ લક્ષ્મણે પહેલાં તો સીતાજીને નાવપર ચઢાવ્યાં અને પછી પોતે પણ ચડી બેઠા.

अथारुरोह तेजस्वी स्वयं लक्ष्मणपूर्वजः ।
ततो निषादाधिपतिर्गुहो ज्ञातीनचोदयत् ॥ ४४ ॥

ત્યારપછી મહાતેજસ્વી શ્રીરામ પોતે પણ નાવ પર ચઢી ગયા. બધા જ નાવ પર ચઢી ગયા, પછી ગુહ રાજાએ પોતાના બંધુઓને નાવ ચલાવવાની આજ્ઞા આપી.

राघवोऽपि महातेजा नावमारुह्य तां ततः ।
ब्रह्मवत्क्षत्रवच्चैव जजाप हितमात्मनः ॥ ४५ ॥

મહા તેજસ્વી રામે નાવ પર બેસીને બ્રાહ્મણો અને ક્ષત્રિયોની જેમ જ પોતાના કલ્યાણને માટે નાવારોહણ સંબંધી વેદ-મંત્રોનો જાપ કર્યો.



***ટિપ્પણી :*** ✻ *નૌકામાં બેસતી વખતે નીચેના મંત્રનો જાપ કરવામાં આવે છે,*

*सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् ।*
*दैवीं नावं स्वरित्रामनागसमस्रवन्तीमा रुहेमा स्वस्तये ॥*
*ऋग्वेद १०-६३-१०*

*મહર્ષિ દયાનંદે 'સંસ્કાર-વિધિ' વિવાહ-પ્રકરણમાં એક બીજો મંત્ર પણ આપેલો છે. નીચેનો મંત્ર બોલીને નૌકામાં બેસવું, જોઇએ.*

*अश्मवन्ती रीयते सं रभध्वमुत्तिष्ठत प्रतरता सखायः ।*

*અને નૌકામાંથી ઉતરતી વેળાએ,*

*अत्रा जहाम ये असन्नशेवाः शिवान्वयमुत्तरेमाभि वाजान् ॥*
*ऋग्वेद १०-५३-८*

ततस्तैश्चोदिता सा नौः कर्णधारसमाहिता ।
शुभस्फ्यवेगाभिहता शीघ्रं सलिलमत्यगात् ॥ ४६ ॥

કુશળ નાવિક દ્વારા સંચાલિત તે નૌકા વેગવાન હલેસાં અને સુકાનના જોરથી જલદી જલદી જલમાં ચાલવા લાગી.

तीरं तु दक्षिणं प्राप्य नावं हित्वा नरर्षभः ।
प्रातिष्ठत सह भ्रात्रा वैदेह्या च परन्तपः ॥ ४७ ॥

શત્રુમર્દન પુરુષોત્તમ શ્રીરામે દક્ષિણ તટ પર (સામે કિનારે) પહોંચીને નાવને છોડી દીધી તથા પોતાના ભાઇ લક્ષ્મણ અને સીતાની સાથે ત્યાંથી આગળ જવાને ચાલી નીકળ્યા.



अथाब्रवीन्महाबाहुः सुमित्रानन्दवर्धनम् ।
भव संरक्षणार्थाय सजने विजनेऽपि वा ॥ ४८ ॥

ચાલતાં ચાલતાં શ્રીરામે લક્ષ્મણને કહ્યું, 'જુઓ, જન-રહિત સ્થાન હોય કે જન-સહિત સ્થાન હોય, પણ તમે સીતાની સુરક્ષા માટે સદા સાવધાન રહેજો.'.

अग्रतो गच्छ सौमित्रे सीता त्वामनुगच्छतु ।
पृष्ठतोऽहं गमिष्यामि त्वां च सीतां च पालयन् ॥ ४९ ॥

'હે લક્ષ્મણ ! તમે તો આગળ ચાલો અને તમારી પાછળ સીતા ચાલે. તમારાં બન્નેની પાછળ તમારું રક્ષણ કરતો રહીને હું ચાલીશ.'

श्रुत्वा रामस्य वचनं प्रतस्थे लक्ष्मणोऽग्रतः ।
अनन्तरं च सीताया राघवो रघुनन्दनः ॥ ५० ॥

શ્રીરામનાં આ વચનો સાંભળીને આગળ લક્ષ્મણ, તેની પાછળ સીતા અને સીતાની પાછળ પાછળ શ્રીરામ ચાલવા લાગ્યાં.

स लोकपालप्रतिमप्रभावस्
तीर्त्वा महात्मा वरदो महानदीम् ।
ततः समृद्धाञ्शुभसस्यमालिनः
क्रमेण वत्सान् मुदितानुपागमत् ॥ ५१ ॥

લોકપાળોના સમાન અમિત પ્રભાવવાળા તથા વરદાન આપનારા મહાત્મા રામ એ મહાનદી = ગંગાને પાર કરીને થોડીક જ વારમાં ધન-ધાન્યથી સમૃદ્ધ રમણીય તથા પ્રસન્ન લોકોની વસ્તીવાળા વત્સ દેશમાં પહોંચી ગયા.



## ૪૧ (એકતાલીસમો) સર્ગ રામનો વિલાપ

वृक्षमेकमुपागम्य सन्ध्यामन्वास्य पश्चिमाम् ।
रामो रमयतां श्रेष्ठ इति होवाच लक्ष्मणम् ॥ १ ॥

લોકાભિરામ શ્રીરામ વિશ્રામ કરવા માટે એક વૃક્ષની નીચે જઇ અટક્યા. ત્યાં પોતાની સાયંકાલીન સંધ્યાથી નિવૃત્ત થઇને તેમણે લક્ષ્મણજીને કહ્યું.

ध्रुवमद्य महाराजो दुःखं स्वपिति लक्ष्मण ।
कृतकामा तु कैकेयी तुष्टां भवितुमर्हति ॥ २ ॥

'હે લક્ષ્મણ ! ચોક્કસ પિતાજી આજે દુઃખની ઊંઘે સૂતા હશે અને સફલ-મનોરથ કૈકેયી આજ પ્રસન્ન હશે.'

अपीदानीं तु कैकेयी सौभाग्यमदमोहिता ।
कौसल्यां च सुमित्रां च सम्प्रबाधेत मत्कृते ॥ ३ ॥

'મને ડર છે કે ક્યાંક સૌભાગ્યના મદથી ગર્વિત કૈકેયી મારાં કારણે માતા કૌસલ્યા અને સુમિત્રાને સતાવતી ન હોય.'.

मा स्म मत्कारणाद्देवी सुमित्रा दुःखमावसेत् ।
अयोध्यामित एव त्वं काल्ये प्रविश लक्ष्मणे ॥ ४ ॥

'મારાં કારણથી કૌસલ્યા અને સુમિત્રા કષ્ટ ન ભોગવે એટલા માટે હે લક્ષ્મણ ! તમે કાલે જ અયોધ્યા પહોંચી જાઓ.'



विलप्योपरतं रामं गतार्चिषमिवानलम् ।
समुद्रमिव निर्वेगमाश्वासयत लक्ष्मणः ॥ ५ ॥

જ્યારે વિલાપ કરીને શ્રીરામ જ્વાળા રહિત અગ્નિ અને વેગ રહિત સમુદ્રના સમાન શાંત થઇ ગયા ત્યારે લક્ષ્મણજી એમને આશ્વાસન આપવા લાગ્યા.

नैतदौपायिकं राम यदिदं परितप्यसे ।
विषादयसि सीतां च मां चैव पुरुषर्षभः ॥ ६ ॥

'હે રામ ! આ પ્રમાણે સંતાપ કરવાનું આપને માટે ઉચિત નથી, કેમકે આપના દુઃખી થવાથી સીતાજીને તથા મને પણ દુઃખ થાય છે.'.

न च सीता त्वया हीना न चाहमपि राघव ।
मुहूर्तमपि जीवावो जलान्मत्स्याविवोद्धृतौ ॥ ७ ॥

'હે રામ ! સીતાજી અને હું પણ આપના વિના એક ક્ષણ પણ જીવતાં રહી શકતાં નથી. જેવી રીતે પાણીમાંથી કાઢી લીધેલી માછલી જીવતી નથી.'

न हि तातं न शत्रुघ्नं न सुमित्रां परन्तप ।
द्रष्टुमिच्छेयमद्याहं स्वर्गं वाऽपि त्वया विना ॥ ८ ॥

'હે શત્રુઓનાં માન મર્દન કરનારા ! હું તમારા વગરનો પિતાજીને, સહોદર શત્રુઘ્નને અને જનેતા સુમિત્રાને પણ જોવા માંગતો નથી. એટલું જ નહિ પણ તમારા વગરના સ્વર્ગમાં જવાની ઇચ્છા પણ હું કરતો નથી.'

स लक्ष्मणस्योत्तमपुष्कलं वचो
निशम्य चैवं वनवासमादरात् ।
समाः समस्ता विदधे परन्तपः
प्रपद्य धर्मं सूचिराय राघवः ॥ ९ ॥



આ પ્રમાણે લક્ષ્મણની ઉપદેશપૂર્ણ ઉત્તમ વાતોને આદરપૂર્વક સાંભળીને શત્રુઓને હણનારા શ્રીરામે વાનપ્રસ્થાશ્રમને ઉચિત નિયમોનું પાલન કરતાં રહીને ચૌદ વર્ષ સુધી અરણ્યમાં રહેવાનો નિશ્ચય કર્યો.

## ૪૨ (બેતાળીસમો) સર્ગ ભરદ્વાજના આશ્રમમાં

ते तु तस्मिन्महावृक्षे उषित्वा रजनीं शिवाम् ।
विमलेऽभ्युदिते सूर्ये तस्माद्देशात्प्रतस्थिरे ॥ १ ॥

તેઓ ત્રણેયે એ સુંદર રાત્રિને તે વિશાળ વૃક્ષની નીચે વીતાવી પછી તેઓ પ્રાતઃકાળે વિમલ ભુવન-ભાસ્કરનો ઉદય થયો એટલે ત્યાંથી આગળ ચાલી નીકળ્યા

यत्र भागीरथीं गङ्गां यमुनाऽभिप्रवर्तते ।
जग्मुस्तं देशमुद्दिश्य विगाह्य सुमहद्वनम् ॥ २ ॥

જે સ્થાન પર ભાગીરથી ગંગા અને યમુનાનો સંગમ થતો હતો તે ઠેકાણે જવાનું લક્ષ્ય બનાવી તેઓ બહુ મોટાં વનમાંથી પસાર થતાં થતાં (તેઓ) ચાલ્યા જતાં હતાં.

यथा क्षेमेण सम्पश्यन् पुष्पितान् विविधान्द्रुमान् ।
निवृत्तमात्रे दिवसे रामः सौमित्रिमब्रवीत् ॥ ३ ॥



માર્ગમાં સુખપૂર્વક ઊઠતા બેસતા રહીને, ફળ-ફૂલોથી પરિપૂર્ણ વનોની શોભા નિહાળતા રહીને તેઓ ચાલ્યા જતા હતા. જ્યારે થોડોક દિવસ બાકી રહ્યો ત્યારે શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું.

प्रयागमभितः पश्य सौमित्रे धूममुद्गतम् ।
अग्नेर्भगवतः केतुं मन्ये सन्निहितो मुनिः ॥ ४ ॥

'હે લક્ષ્મણ ! જુઓ, પ્રયાગની ચારે બાજુ જે ધુમાડો ઊંચે ચઢે છે, તે એમ સમજો કે ભગવાન અગ્નિદેવની પતાકા ફરકી રહી છે. એનાથી પ્રતીત થાય છે કે મહર્ષિ ભરદ્વાજનો આશ્રમ અહીં કયાંક નજીકમાંજ છે.

***ટિપ્પણી :*** ✸ *કોઈ સંસ્કૃત કવિએ આ પ્રસંગનું વર્ણન આ પ્રમાણે કરેલું છે,*

*किमयं दृश्यते तात धूमपुञ्जोऽयमग्रतः ।*
*प्रयागो दृश्यते तात यजन्तेऽत्र महर्षयः ॥*

*લક્ષ્મણજીએ પૂછ્યું, 'હે ભાઈ ! આ સામે ધુમાડાના ગોટે ગોટા નીકળી રહેલા દેખાય છે તે શું છે ?' આ સાંભળીને શ્રીરામે જવાબ દીધો, 'ભાઈ, લક્ષ્મણ ! આ પ્રયાગ છે. અહીંયા મહર્ષિ લોકો યજ્ઞ કરે છે. આ એનો જ ધૂમાડો છે.'*

*પ્રયાગનું નામ કેમ પડ્યું, 'प्रकृष्टेन यजते यस्मिन् स प्रयागः' - જેમાં પ્રકૃષ્ટ રૂપથી યજ્ઞ થાય છે તેનું નામ પ્રયાગ છે.'*

*કોઈ બીજા કવિએ એક અત્યંત સુંદર ઉત્પ્રેક્ષા (કલ્પના) કરેલી છે,*

*यदि कदापि पुरा पतिताश्रवः ।*
*श्रुतिगता हि द्विजा न च वाऽन्यथा ॥*
*परमियं वसुधाऽत्र विना क्रतु*
*परिव्रताऽश्रुजलैरिति चित्रता ॥*



*પ્રાચીન કાળમાં જો કોઈની આંખોમાંથી આંસુ નીકળતાં હતાં તો તે કેવળ યજ્ઞના ધુમાડાથી, વેદના વિદ્વાનોની આંખોમાંથી જ. એ સિવાય પ્રજાની આંખોમાંથી કદી પણ આંસુ નીકળતાં જ ન હતાં. ભારત વર્ષની આ વિચિત્રતા હતી.*

नूनं प्राप्तः स्म संभेदं गङ्गायमुनयोर्वयम् ।
तथा हि श्रूयते शब्दो वारिणोर्वारिघर्षजः ॥ ५ ॥

'આપણે ચોક્કસ ગંગા-યમુનાના સંગમ પર પહોંચી ગયા છીએ, કેમકે બન્ને નદીઓનાં પરસ્પર સંઘર્ષણનો અવાજ સ્પષ્ટ સંભળાઈ રહ્યો છે.

धन्विनौ तौ सुखं गत्वा लम्बमाने दिवाकरे ।
गङ्गायमुनयोः सन्धौ प्राप्तुर्निलयं मुनेः ॥ ६ ॥

આ પ્રમાણે સુખપૂર્વક ચાલતાં રહીને, આપસમાં વાતો કરતાં કરતાં તે બન્ને ધનુર્ધારી ભાઈઓ સૂર્ય આથમતાં સુધીમાં ગંગા-યમુનાના સંગમ સ્થાન પર સ્થિત મહર્ષિ ભરદ્વાજના આશ્રમમાં પહોંચ્યા.

हुताग्निहोत्रं दृष्ट्वैव महाभागं कृताञ्जलिः ।
रामः सौमित्रिणा सार्धं सीताया चाभ्यवादयत् ॥ ७ ॥

અગ્નિહોત્રનું સમાપન કરી ચૂકેલા મહાભાગ મહર્ષિ ભરદ્વાજને જોઈને શ્રીરામે, લક્ષ્મણે, અને સીતાએ તેમને હાથ જોડીને નમસ્કાર કર્યા.



पुत्रौ दशरथस्यावां भगवन् रामलक्ष्मणौ ।
भार्या ममेयं वैदेही कल्याणी जनकात्मजा ॥ ८ ॥

પોતાનો પરિચય કરાવતાં રામે કહ્યું, 'ભગવાન ! અમે બન્ને રામ અને લક્ષ્મણ મહારાજા દશરથના પુત્રો છીએ, અને આ કલ્યાણી સીતા મારી ધર્મપત્ની અને રાજા જનકની પુત્રી છે.'

पित्रा नियुक्ता भगवन् प्रवेक्ष्यामस्तपोवनम् ।
धर्ममेव चरिष्यामस्तत्र मूलफलाशनाः ॥ ९ ॥

'ભગવાન ! અમે લોકો પિતાજીની આજ્ઞા અનુસાર તપોવનમાં પ્રવેશ કરીશું અને ફળ-મૂળ ખાતાં રહીને ધર્મનું આચરણ કરીશું'

तस्य तद्वचनं श्रुत्वा राजपुत्रस्य धीमतः ।
उपानयत धर्मात्मा गामर्घ्यमुदकं ततः ॥ १० ॥

બુદ્ધિમાન રાજકુમાર રામનાં આ વચનને સાંભળીને ધર્માત્મા ભરદ્વાજ તેમનાં સ્વાગત માટે પગ ધોવાનું પાણી, મોઢું ધોવાનું પાણી = અર્ઘ્ય અને મધુપર્ક લાવ્યા.

नाना विधानन्नरसान् वन्यमूलफलाश्रयान् ।
तेभ्यो ददौ तप्ततपा वासं चैवान्वकल्पयत् ॥ ११ ॥

મહર્ષિ ભરદ્વાજે તેમના માટે વિવિધ પ્રકારનાં અન્ન, રસ તથા વનમાં ઉત્પન્ન થનારાં કંદમૂળ અને ફલ ફૂલ આપ્યાં, વળી રહેવાને માટે સ્થાન આદિની વ્યવસ્થા કરી આપી.

प्रतिगृह्य च तामर्चामुपविष्टं स राघवम् ।
भरद्वाजोऽब्रवीद्वाक्यं धर्मयुक्तमिदं तदा ॥ १२ ॥



મહર્ષિનાં એ આતિથ્યનો સ્વીકાર કર્યા પછી, નિવૃત્ત થઈને જ્યારે શ્રીરામ બેસી ગયા ત્યારે મહર્ષિ ભરદ્વાજે તેમને આ પ્રમાણે ધર્મયુક્ત વચનો કહ્યાં.

चिरस्य खलु काकुत्स्थ परश्यामि त्वामिहागतम् ।
श्रुतं तव मया चेदं विवासनमकारणम् ॥ १३ ॥

'હે કાકુત્સ્થ ! ઘણા દિવસો પછી આજે હું તમને આ આશ્રમમાં આવેલા જોઉં છું, તમારા અકારણ વનવાસના વિષયમાં પણ મેં સાંભળેલું છે.'

अवकाशो विविक्तोऽयं महानद्योः समागमे ।
पुण्यश्च रमणीयश्च वसत्विह भवान् सुखम् ॥ १४ ॥

'ગંગા અને યમુના એ બે મહાનદીઓનાં સંગમ ઉપર આ પવિત્ર, રમણીય તથા એકાંત ખુલ્લું સ્થાન છે. આપ અહીંયા સુખપૂર્વક વાસ કરો.'

एवमुक्तः स वचनं भरद्वाजेन राघवः ।
प्रत्युवाच शुभं वाक्यं रामः सर्वहिते रतः ॥ १५ ॥

ભરદ્વાજે આવું કહ્યું એટલે સર્વ પ્રાણીઓનાં હિતમાં રુચિ રાખનારા શ્રીરામ આ શુભ વાક્ય બોલ્યા,

भगवन्नित आसन्नः पौरजानपदो जनः ।
सुदर्शमिह मां प्रेक्ष्य मन्येऽहमिममाश्रमम् ॥ १६ ॥
आगमिष्यति वैदेहीं मां चापि प्रेक्षको जनः ।
अनेन कारणेनाहमिह वासं न रोचये ॥ १७ ॥



'હે ભગવાન ! આ નિવાસ-સ્થાન ગામડાના અને શહેરના લોકોને બહુ જ નિકટ પડશે, એથી એ લોકો મને અને સીતાને જોવાને માટે સરળતાથી અહીં આવ્યા કરશે. એટલા માટે મારે અહીંયા રહેવું ઉચિત નથી એમ હું સમજું છું.

एकान्ते पश्य भगवन्नाश्रमस्थानमुत्तमम् ।
रमते यत्र वैदेही सुखार्हा जनकात्मजा ॥ १८ ॥

'ભગવાન્ ! આશ્રમ માટે એવું કોઇ ઉત્તમ એકાંત સ્થાન બતાવો, કે જ્યાં સુખ ભોગવવાને યોગ્ય સીતા (જનક પુત્રી વૈદેહી)નું મન લાગે.'

एतत् श्रुत्वा शुभं वाक्यं भरद्वाजो महामुनिः ।
राघवस्य ततो वाक्यमर्थग्राहकमब्रवीत् ॥ १९ ॥

શ્રી રામનાં આ વચનોને સાંભળીને મહામુનિ ભરદ્વાજે એમને આ અર્થપૂર્ણ વચન કહ્યું.

दशक्रोश इतस्तात गिरिर्यस्मिन्निवत्स्यसि ।
महर्षिसेवितः पुण्यः सर्वतः सुखदर्शनः ॥ २० ॥

'હે વત્સ ! અહીંથી દશ કોસ (= ગાઉ) દૂર એક પવિત્ર પર્વત છે, તે બધી જ રીતે સુખદાયી છે, વળી ત્યાં મહર્ષિઓ પણ રહે છે, તે સ્થાનમાં આંખોને સુખ આપે તેવાં દશ્યો જોવાને મળશે. ત્યાં તમે સુખપૂર્વક રહી શકશો.'

तस्य प्रयागे रामस्य तं महर्षिमुपेयुषः ।
प्रपन्ना रजनी पुण्या चित्राः कथयतः कथाः ॥ २१ ॥

પ્રયાગમાં મહર્ષિની પાસે આવેલા રામ અનેક પ્રકારની મનોહર અને વિચિત્ર કથાવાર્તા કહેતા હતા ત્યારે પુણ્યમયી રાત્રિ આવી ગઇ.



सीता तृतीयः काकुत्स्थः परिश्रान्तः सुखोचितः ।
भरद्वाजाश्रमे रम्ये तां रात्रिमवसत्सुखम् ॥ २२ ॥

સુખમાં રહેવાને યોગ્ય રામ, લક્ષ્મણ અને જાનકીજી માર્ગમાં ચાલીને થાકેલાં હોવાથી તે રાત મહર્ષિ ભરદ્વાજના રમ્ય આશ્રમમાં સુખપૂર્વક વીતાવી.

## ૪૩ (તેંતાળીસમો) સર્ગ યમુનાને સામે કાંઠે

उषित्वा रजनीं तत्र राजपुत्रावरिन्दमौ ।
महर्षिमभिवाद्याथ जग्मतुस्तं गिरिं प्रति ॥ १ ॥

શત્રુઓનું દમન કરનારા શ્રીરામે અને લક્ષ્મણે મહર્ષિ ભરદ્વાજના આશ્રમમાં એક રાત્રિ વીતાવીને, પ્રાતઃકાળ થતાં જ મહર્ષિ પ્રણામ કરીને ચિત્રકૂટ પર્વત તરફ પ્રસ્થાન કર્યું.

तेषां स्वस्त्ययनं चैव महर्षिः स चकार ह ।
प्रस्थितांश्चैव तान् प्रेक्ष्य पिता पुत्रानिवान्वगात् ॥ २ ॥

એમના માટે મહર્ષિ ભરદ્વાજે સ્વસ્ત્યયન = વેદમંત્રોનો પાઠ કર્યો. ત્યાંથી તેમને પ્રસ્થાન કરતાં જોઇને મહર્ષિ જેવી રીતે પિતા પોતાના યોગ્ય પુત્રની પાછળ જાય તેમ તેઓની પાછળ પાછળ કેટલેક દૂર સુધી વળાવવા ગયા.

अथ पन्थानमावेद्य महर्षिः संन्यवर्तत ।
उपावृत्ते मुनौ तस्मिन् रामो लक्ष्मणमब्रवीत् ॥ ३ ॥

થોડેક દૂર સૂધી જઇને અને એમને માર્ગ બતાવીને મહર્ષિ પાછા વળ્યા. જ્યારે મહર્ષિ પાછા જતા રહ્યા, ત્યારે શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું.



कृतपुण्याः स्म सौमित्रे मुनिर्यन्नोऽनुकम्पते ।
इति तौ पुरुषव्याघ्रौ मन्त्रयित्वा मनस्विनौ ॥ ४ ॥
सीतामेवाग्रतः कृत्वा कालिन्दीं जग्मतुर्नदीम् ।
अथासाद्य तु कालिन्दीं शीघ्रस्रोतोवहां नदीम् ॥ ५ ॥
चिन्तामापेदिरे सर्वे नदीजलतितीर्षवः ।
तौ काष्ठसङ्घाटमथो चक्रतुः सुमहाप्लवम् ॥ ६ ॥

"હે લક્ષ્મણ ! આપણે લોકો બહુ પુણ્યાત્મા છીએ. એટલે જ તો મુનિવર ભરદ્વાજ આપણા ઉપર આટલી અનુકંપા કરી રહ્યા છે." મનસ્વી અને નરકેસરી એવા બન્ને રાજકુમારો આ પ્રકારે વાર્તાલાપ કરતા કરતા સીતાજીને આગળ આગળ કરીને યમુના (કાલિંદી) નદીની પાસે પહોંચ્યા. અત્યંત વેગવાળી એ યમુના નદીની પાસે પહોંચીને તેઓ બધા વિચાર કરવા લાગ્યા, કે આ નદીને કેવી રીતે પાર કરવી જોઇએ. જોઇ વિચારીને પછી, બન્ને ભાઇઓએ ઘણાં બધાં લાકડાં એકત્ર કર્યા અને એક તરાપો તૈયાર કર્યો.

आरोप्य सीतां प्रथमं सङ्घाटं परिगृह्य तौ ।
ततः प्रतरेतुर्यत्तौ वीरौ दशरथात्मजौ ॥ ७ ॥

એ તરાપા ઉપર સીતાજીને પહેલાં બેસાડીને રામ અને લક્ષ્મણ તે તરાપાને પકડીને સુખેથી તરાવવા લાગ્યા.

ते तीर्णाः प्लवमुत्सृज्य प्रस्थाय यमुनावनात् ।
श्यामं न्यग्रोधमासेदुः शीतलं हरितच्छदम् ॥ ८ ॥

તેઓએ યમુનાને પાર કરીને તે તરાપાને ત્યાં જ છોડી દીધો અને યમુના કિનારાનાં જંગલોમાં ફરતાં ફરતાં તેઓ શ્યામવર્ણ, લીલાંછમ પાંદડાંવાળા તથા શીતળ છાયાવાળા એક વડના વૃક્ષ નીચે પહોંચ્યાં.



विहृत्य ते बर्हिणपूगनादिते
शुभे वने वारणवानरायुते ।
समं नदीवप्रमुपेत्य सम्मतं
निवासमाजग्मुरदीनदर्शनाः ॥ ९ ॥

કેકારવથી નિનાદિત તથા હાથીઓ અને વાંદરાઓના વસવાટવાળા એ મનોહર અરણ્યમાં બેઉ ભાઇઓએ ભ્રમણ કરીને નદીના તટપર એક સુંદર સમતલ સ્થાન કે જે સીતાજીને પણ પસંદ હતું તેના ઉપર નિર્ભય થઇને નિવાસ કર્યો.

## ૪૪ (ચુંમાળીસમો સર્ગ) ચિત્રકૂટમાં નિવાસ

अथ रात्र्यां व्यतीतायामवसुप्तमनन्तरम् ।
प्रबोधयामास शनैर्लक्ष्मणं रघुनन्दनः ॥ १ ॥

રાત્રિ વ્યતીત થઈ ગઇ ત્યારે શ્રીરામે જાતે જાગી જઇને કંઇક સૂઇ રહેલા ભાઇ લક્ષ્મણને ધીમે રહીને જગાડ્યો.

***ટિપ્પણી :*** ✱ *લોકોમાં એવી ભ્રાન્ત ધારણ ફેલાએલી છે કે લક્ષ્મણજી વનવાસના ચૌદ વર્ષો દરમિયાન કદી સૂતા ન હતા અને આહાર પણ લેતા ન હતા. ઉપરોક્ત શ્લોકથી લક્ષ્મણજીના ન સૂવાના પ્રવાદનું ખંડન થઇ જાય છે. જો એ સૂતા જ ન હતા તો રામે તેમને જગાડ્યા કેવી રીતે ? આ શ્લોકના અનુવાદમાં તિલક ટીકાકાર લખે છે કે,*

*एतेन चतुर्दशवर्षपर्यन्तं लक्ष्मणः स्वापहीनोऽनाहारश्चेति लोक प्रवादोऽपास्तः । (અર્થ : આથી ચૌદ વર્ષ પર્યન્ત લક્ષ્મણ ઊંઘ અને આહાર વિના રહ્યા તે લોકપ્રવાદનું ખંડન થઇ જાય છે.)*

सौमित्रे शृणु वन्यानां वल्गु व्याहरतां स्वनम् ।
संप्रतिष्ठामहे कालः प्रस्थानस्य परन्तप ॥ २ ॥



'હે લક્ષ્મણ ! જુઓ, આ વનનાં પોપટ, મેના, કોયલ વગેરે પક્ષીઓ કેવા મધુર સ્વરથી કલરવ કરી રહ્યાં છે, હે પરંતપ ! માર્ગ કાપવા માટે આ જ ઉત્તમ સમય છે, એટલે હવે આપણે અહીંથી ચાલી નીકળવું જોઇએ.'

स सुप्तः समये भ्रात्रा लक्ष्मणः प्रबोधितः ।
जहौ निद्रां च तन्द्रां च प्रसक्तं च पथि श्रमम् ॥ ३ ॥

જ્યારે રામે સૂતેલા લક્ષ્મણજીને જગાડ્યા ત્યારે તેમણે ઊંઘ, સુસ્તી અને રસ્તામાં ચાલતા લાગેલા થાકનો ત્યાગ કર્યો.

ततः उत्थाय ते सर्वे स्पृष्ट्वा नद्याः शिवं जलम् ।
पन्थानमृषिणाऽदिष्टं चित्रकूटस्य तं ययुः ॥ ४ ॥

ત્યારબાદ તેઓ ઊઠીને, યમુના નદીનાં પવિત્ર જલમાં સ્નાન કરી ઋષિએ ચીંધેલા માર્ગે ચિત્રકૂટ તરફ આગળ ચાલ્યા.

ततस्तौ पादचारेण गच्छन्तौ सह सीतया ।
रम्यमासेदतुः शैलं चित्रकूटं मनोरमम् ॥ ५ ॥

આવી રીતે સીતાને સાથે લઇને પરસ્પર વાતો કરતા અને પગપાળા ચાલતાં ચાલતાં તેઓ બંને મનોરમ અને રમણીય ચિત્રકૂટ પર્વત પર પહોંચ્યા

मनोज्ञोऽयं गिरिः सौम्य नानाद्रुमलतायुतः ।
बहुमूलफलो रम्यः स्वाजीवः प्रतिभाति मे ॥ ६ ॥

(તે પર્વત પર પહોંચીને શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું,) 'હે સૌમ્ય ! આ પર્વત કેવો મનોહર છે ! આ અનેક પ્રકારનાં વૃક્ષો અને વેલાઓથી યુક્ત તથા અનેક પ્રકારનાં ફળો અને કંદમૂળોથી ભરપૂર હોવાથી કેવો રમણીય દેખાય છે ! આપણા બધાનો નિર્વાહ અહીંયા સરળતાપૂર્વક થઇ જશે.'



मुनयश्च महात्मानो वसन्त्यस्मिञ्शिलोच्चये ।
अयं वासो भवेत्तावदत्र सौम्य रमेमहि ॥ ७ ॥

'આ ઉન્નત પર્વત ઉપર મુનિજનો તથા મહાત્માઓ પણ નિવાસ કરે છે, એટલે હે સૌમ્ય ! આપણે લોકો અહીંયા આનંદપૂર્વક રહીશું.'

इति सीता च रामश्च लक्ष्मणश्च कृताञ्जलिः ।
अभिगम्याश्रमं सर्वे वाल्मीकिमभिवादयन् ॥ ८ ॥

આવો નિશ્ચય કરીને શ્રીરામ, લક્ષ્મણ અને સીતા, ત્રણેય જણાએ મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં જઇને, તેમને હાથ જોડીને પ્રણામ કર્યા.

तान्महर्षिः प्रमुदितः पूजयामास धर्मवित् ।
आस्यतामिति चोवाच स्वागतं तु निवेद्य च ॥ ९ ॥

ધર્મજ્ઞ મહર્ષિ વાલ્મીકિજીએ પ્રસન્ન થઇને તેમનો સત્કાર કર્યો, અને "આપનું સ્વાગત થાઓ" આવું બોલીને બેસવા માટે આસન આપ્યું.

सन्निवेद्य यथान्यायमात्मनमृषये प्रभुः ।
ततोऽब्रवीन्महाबाहुर्लक्ष्मणं लक्ष्मणाग्रजः ॥ १० ॥

શ્રીરામે મહર્ષિ વાલ્મીકિને પોતાનો ઉચિત રીતે પરિચય આપ્યો, અને વનવાસનું કારણ બતાવીને લક્ષ્મણજીને કહ્યું,

लक्ष्मणानय दारूणि दृढानि च वराणि च ।
कुरुष्वावसथं सौम्य वासे मेऽभिरतं मनः ॥ ११ ॥



'હે લક્ષ્મણ ! તમે ઊંચી જાતનાં ટકાઉ લાકડાં એકઠાં કરીને અહીં રહેવાને માટે એક પર્ણકુટી બનાવો, કેમકે હે સૌમ્ય ! અહીંયા વનવાસની મારી હાર્દિક ઇચ્છા છે.'

तस्य तद्वचनं श्रुत्वा सौमित्रिर्विविधान् द्रुमान् ।
आजहार ततश्चक्रे पर्णशालामरिन्दमः ॥ १२ ॥

આ સાંભળીને દુશ્મનોનું દમન કરવાવાળા લક્ષ્મણજી જાત જાતનાં લાકડાં લઇ આવ્યા અને એનાથી એક પર્ણશાળાનું નિર્માણ કર્યું.

तां वृक्षपर्णच्छदनां मनोज्ञां
यथाप्रदेशं सुकृतां निवाताम् ।
वासाय सर्वे विविशुः समेताः
सभां यथा देवगणाः सुधर्माम् ॥ १३ ॥

જેવી રીતે દેવગણ સુધર્મા નામની સભામાં પ્રવેશ કરતા હોય છે, તેવી જ રીતે રામ-લક્ષ્મણ અને સીતાએ એકી સાથે, એ ઝાડનાં પાંદડાંથી છાજેલી યોગ્ય સ્થાનમાં બાંધેલી, મનોહર અને પવન રહિત એ પર્ણશાળામાં રહેવા માટે પ્રવેશ કર્યો.

सुरम्यमासाद्य तु चित्रकूटं
नदीं च तां माल्यवतीं सुतीर्थाम् ।
ननन्द रामो मृगपक्षिजुष्टां
जहौ च दुःखं पुरविप्रवासात् ॥ १४ ॥

સુંદર અને રમણીય ચિત્રકૂટ પર્વત પર પહોંચ્યા પછી, પશુઓ તથા પક્ષીઓથી યુક્ત સ્વચ્છ, મધુર જળવાળી પ્રખ્યાત માલ્યવતી નદીને પ્રાપ્ત કરીને શ્રીરામ એવા તો આનંદિત થયા કે અયોધ્યા છોડયાનાં દુઃખને પણ વીસરી ગયા.



(વિશેષ : અહીં સુધી તો મહર્ષિ વાલ્મીકિએ શ્રીરામની અયોધ્યાથી ચિત્રકૂટ સુધીની યાત્રા (પ્રવાસ)નું વર્ણન કરેલું છે. હવે પછીના સર્ગથી રામવિયોગ પછી અયોધ્યામાં બનેલા બનાવોનું વર્ણન આરંભ થાય છે. યાદ રહે કે શ્રીરામ અયોધ્યાથી ચિત્રકૂટ પાંચ દિવસે પહોંચ્યા હતા. ત્રણ દિવસ તો તેમણે કેવળ પાણી પીને નિર્વાહ કર્યો હતો. ચોથા દિવસથી કંદમૂળ-ફળ વગેરેનું સેવન શરૂ કર્યું હતું.)

## ૪૫ (પિસ્તાળીસમો) સર્ગ સુમંત્રનું પ્રત્યાગમન

अनुज्ञातः सुमन्त्रोऽथ योजयित्वा हयोत्तमान् ।
अयोध्यामेव नगरीं प्रययौ गाढदुर्मनाः ॥ १ ॥

શ્રીરામની આજ્ઞાથી સુમંત્ર ઉત્તમ ઘોડાઓને રથમાં જોતરીને અત્યંત ઉદાસ ચિત્તે અયોધ્યા નગરી તરફ ચાલી નીકળ્યો.

ततः सायाह्नसमये द्वितीयेऽहनि सारथिः ।
अयोध्यां समनुप्राप्य निरानन्दां ददर्श ह ॥ २ ॥

શૃંગવેર પુરથી પ્રસ્થાન કરીને બીજા દિવસે સાયંકાળે સુમંત્ર આનંદરહિત અયોધ્યા નગરીમાં પહોંચ્યો.

सुमन्त्रमभियान्तं तं शतशोऽथ सहस्रशः ।
क्व राम इति पृच्छन्तः सूतमभ्यद्रवन्नराः ॥ ३ ॥

સુમંત્રને શહેરમાં આવેલો જાણીને સેંકડો, અરે ! હજારો નાગરિકો સુમંત્ર પાસે દોડી આવ્યા અને તેને પૂછવા લાગ્યા, કે 'શ્રીરામ ક્યાં છે ?'



तेषां शशंस गङ्गायामहमापृच्छय राघवम् ।
अनुज्ञातो निवृत्तोऽस्मि धार्मिकेण महात्मना ॥ ४ ॥

સુમંત્રે તેઓને બતાવ્યું કે 'ગંગાના તટ પર પહોંચીને જ્યારે ધાર્મિક મહાત્મા રામે મને પ્રત્યાગમનની આજ્ઞા આપી ત્યારે હું અહીં આવેલો છું.'

ते तीर्णा इति विज्ञाय बाष्पपूर्णमूखा जनाः ।
अहो धिगिति निःश्वस्य हा रामेति च चुक्रुशुः ॥ ५ ॥

શ્રીરામ ગંગા પાર કરી જતા રહ્યા એવું જાણીને આંસુ સારતાં મુખે અયોધ્યાવાસીઓ "અહો ! ધિક્કાર" એવું બોલી નિસાસા નાંખીને 'હા રામ ! હા રામ !' એમ કહેતાં વિલાપ કરવા લાગ્યા.

शुश्राव च वचस्तेषां वृन्दं वृन्दं च तिष्ठताम् ।
हताः स्म खलु ये नेह पश्याम इति राघवम् ॥ ६ ॥

ઠેક-ઠેકાણે ટોળે ટોળામાં ઊભેલા લોકોને એમ કહેતા સાંભળ્યા, કે 'હા ! અમે લોકો તો માર્યા ગયા, કે આ રથમાં શ્રી રામને જોઇ શકતા નથી.'

स राजमार्गमध्येन सुमन्त्रः पिहताननः ।
यत्र राजा दशरथस्तदेवोपययौ गृहम् ॥ ७ ॥

રાજમાર્ગમાં આ પ્રકારનો વિલાપ સાંભળીને સુમંત્રે પોતાનું મોઢું ઢાંકી દીધું અને બહુ ઝટપટ મહારાજા દશરથ જ્યા હતા, તે દેવોપમ ભવન તરફ જતો રહ્યો.

अभिगम्य तमासीनं नरेन्द्रमभिवाद्य च ।
सुमन्त्रो रामवचनं यथोक्तं प्रत्यवेदयत् ॥ ८ ॥



મહારાજાની પાસે પહોંચીને સુમંત્રે તેમને પ્રણામ કર્યા અને શ્રીરામે જે સંદેશો આપેલો હતો તેનું તેવા જ સ્વરૂપમાં નિવેદન કર્યું.

स तूष्णीमेव तत् श्रुत्वा राजा विभ्रान्तचेतनः ।
मूर्छितो न्यपतद् भूमौ रामशोकाभिपीडितः ॥ ९ ॥

મહારાજે આ વાતોને શાંતિપૂર્વક સાંભળી, ત્યારપછી પુત્ર-વિયોગ જનિત શોકથી વ્યાકુળ થઇ જવાથી તેઓ મૂર્છિત થઇને પૃથ્વી પર પડી ગયા.

***ટિપ્પણી :*** ✷ *કોઇ કવિએ આ ઘટનાનું વર્ણન આ શબ્દોમાં કર્યું છે,*

*शून्यः प्राप्तो यदि रथो भग्नो मम मनोरथः ।*
*नूनं दशरथं नेतुं कालेन प्रेषितो रथः ॥*

*મન્ત્રીપ્રવર ! રથમાં રામ છે ? જો રથ રામ વિનાનો ખાલી છે, તો નક્કી કાળે મને લઇ જવા સારુ (ખાલી) રથ મોકલ્યો છે.*

सुमित्रया तु सहिता कौशल्या पतितं पतिम् ।
उत्थापयामास तदा वचनं चेदमब्रवीत् ॥ १० ॥

સુમિત્રાની સહાયતાથી મહારાણી કૌસલ્યાએ ભૂમિ પર પડી ગયેલા મહારાજને ઉઠાડ્યા અને મહારાજને કહ્યું,

इमं तस्य महाभाग दूतं दुष्करकारिणः ।
वनवासादनुप्राप्तं कस्मान्न प्रतिभाषसे ॥ ११ ॥



'હે મહાભાગ ! દુષ્કર કાર્યો કરનારા શ્રીરામના આ વનમાંથી પાછા આવી ગયેલા, દૂતની સાથે આપ વાતચીત કેમ નથી કરતા ?'

अद्येममनयं कृत्वा व्यपत्रपसि राघव ।
उत्तिष्ठ सुकृतं तेऽस्तु शोके न स्यात्सहायता ॥ १२ ॥

'હે રાઘવ ! રામને વનવાસ રૂપ અન્યાય કરીને હવે આપ લજ્જિત કેમ થાઓ છો ? ઊઠો, ઊઠો આપનું કલ્યાણ થાઓ. હવે આમ શોક કરવાથી કશો જ લાભ થવાનો નથી.'

देव यस्या भयाद्रामं नानुपृच्छसि सारथिम् ।
नेह तिष्ठति कैकेयी विस्रब्धं प्रतिभाष्यताम् ॥ १३ ॥

'હે દેવ ! જેના ભયથી આપ સુમન્ત્ર જોડે રામ વિશે વાતચીત કરતા નથી, તે કૈકેયી અહીંયા નથી. એટલે આપ નિશંક થઇને વાતચીત કરો'.

सा तथोक्त्वा महाराजं कौसल्या शोकलालसा ।
धरण्यां निपपाताशु बाष्पविप्लुतभाषिणी ॥ १४ ॥

મહારાજને આમ કહીને શોકથી વ્યાકુળ કૌસલ્યા ગળગળાં થઇ ગયાં, ને તે મૂર્છિત થઇને જમીન પર પડી ગયાં.

## ૪૬ (છેતાળીસમો) સર્ગ દશરથનો વિલાપ

प्रत्याश्वस्तो यदा राजा मोहात्प्रत्यागतः पुनः ।
अथाजुहाव तं सूतमुवाच परमार्तवत् ॥ १ ॥



થોડીવાર પછી ઉપચાર દ્વારા સચેત થયેલા મહારાજાએ સારથિને બોલાવીને અત્યંત દીન અને દુઃખી થઇને કહ્યું,

सूत यद्यस्ति ते किञ्चिन् मया तु सुकृतं कृतम् ।
त्वं प्रापयाशु मां रामं प्राणाः सन्त्वरयन्ति माम् ॥ २ ॥

'હે સૂત ! જો મેં તમારો લેશ માત્ર પણ ઉપકાર કરેલો હોય તો તમે મને શીઘ્ર રામની પાસે પહોંચાડી દો. કેમકે મારા પ્રાણ શરીરમાંથી નીકળી જવાને ઉતાવળા થઇ રહ્યા છે.'

यद्यद्यापि ममैवाज्ञा निवर्तयतु राघवम् ।
न शक्ष्यामि विना रामं मुहूर्तमपि जीवितुम् ॥ ३ ॥

'અથવા જો હજુ પણ રામ મારી આજ્ઞા માનીને વનમાંથી પાછા આવી શકે તો તમે જઇને એમને પાછા લઇ આવો, કેમકે રામના વિના હું એક મુહૂર્ત પણ જીવી શકતો નથી.'

अतो नु किं दुःखतरं योऽहमिक्ष्वाकुनन्दनम् ।
इमामवस्थामापन्नो नेह पश्यामि राघवम् ॥ ४ ॥

'હા ! આનાથી પણ અધિક શું કોઇ દુઃખની વાત હોઇ હકે કે હું મૃત્યુ સમયે પણ ઇક્ષ્વાકુનંદન શ્રીરામને જોઇ શકતો નથી !'

हा राम रामानुज हा हा वैदेहि तपस्विनि ।
न मां जानीत दुःखेन म्रियमाणमनाथवत् ॥ ५ ॥

'હા ! રામ ! હા લક્ષ્મણ ! હા તપસ્વિની સીતા ! તમે જાણતાં નથી કે હું અનાથની જેમ અત્યંત કષ્ટથી મરી રહ્યો છું.



इति विलपति पार्थिवे प्रणष्टे
करुणतरं द्विगुणं च रामहेतोः ।
वचनमनुनिशम्य तस्य देवी
भयमगमत्पुनरेव राममाता ॥ ६ ॥

મહારાજ દશરથ જ્યારે રામને માટે આમ અત્યંત કરુણાપૂર્ણ વિલાપ કરતાં કરતાં મૂર્છિત થઇ ગયા ત્યારે રામની માતા કૌસલ્યા દેવીને એમનાં આવાં વચનો સાંભળીને બમણો ભય લાગ્યો, કૌસલ્યાને એવો ભય લાગ્યો કે ક્યાંક મહારાજનું પ્રાણ-પંખીડું ઊડી ન જાય !

ततो भूतोपसृष्टेव वेपमाना पुनः पुनः ।
धरण्यां गतसत्त्वेव कौसल्या सूतमब्रवीत् ॥ ७ ॥

ત્યાર પછી રોગગ્રસ્તના સમાન ધ્રૂજતી અને નિર્જીવની જેમ જમીન પર પડી રહેલી કૌસલ્યા સુમંત્રને કહેવા લાગી.

नय मां यत्र काकुत्स्थः सीता यत्र च लक्ष्मणः ।
तान् विना क्षणमप्यत्र जीवितुं नोत्सहे ह्यहम् ॥ ८ ॥

'હે સૂત ! જ્યાં રામ, લક્ષ્મણ અને સીતા છે, ત્યાં તમે મને લઇ ચાલો, કેમકે એમના વગર હું એક ક્ષણ પણ જીવતી રહી શકતી નથી.

निवर्तय रथं शीघ्रं दण्डकान्नय मामपि ।
अथ तान्नानुगच्छामि गमिष्यामि यमक्षयम् ॥ ९ ॥

રથને પાછો વાળી લો અને મને પણ દંડકારણ્યમાં પહોંચાડી દો. જો હું એમની પાસે પહોંચી નહિ શકી તો હું યમસદન = શમશાનમાં પહોંચી જઇશ અર્થાત્ મરી જઇશ.



बाष्पवेगोपहतया स वाचा सज्जमानया ।
इदमाश्वासयन् देवीं सूतः प्राञ्जलिरब्रवीत् ॥ १० ॥

આ સાંભળીને સુમંત્ર વ્યાકુળ થઇ ગયો, તે હાથ જોડીને ગળગળો થઇ જવાને લીધે તોતડાતી જીભે કૌસલ્યા દેવીને સાંત્વના આપતો બોલ્યો,

न शोच्यास्ते न चात्मानः शोच्यो नापि जनाधिपः ।
इदं हि चरितं लोके प्रतिष्ठास्यति शाश्वतम् ॥ ११ ॥

'હે દેવી ! તમે રામ, લક્ષ્મણ અને સીતાની ચિંતા કરવાનું છોડી દો. તમારી પોતાની કે મહારાજની પણ જરાય ચિંતા ન કરો. પિતાની આજ્ઞા માનીને વનમાં જવાનું શ્રીરામનું આદર્શ ચરિત્ર ચિરકાળ સુધી સંસારમાં પ્રતિષ્ઠા પામશે.'

## ૪૭ (સુડતાળીસમો) સર્ગ કૌસલ્યાનો ઠપકો, દશરથનું આશ્વાસન

वनं गते धर्मरते रामे रमयतां वरे ।
कौसल्या रूदती स्वार्ता भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

પ્રિયતમ ધર્મનિષ્ઠ રામના વનગમનથી શોકાર્ત થઇને રડતી કૌસલ્યા પોતાના પતિ મહારાજ દશરથને ઠપકો આપતી બોલી,

यद्यपि त्रिषु लोकेषु प्रथितं ते महद्यशः ।
सानुक्रोशो वदान्यश्च प्रियवादी च राघवः ॥ २ ॥

'જો કે ત્રણેય લોકમાં આપની એવી કીર્તિ ફેલાએલી છે, કે મહારાજા દશરથ બહુ જ દયાળુ, ઉદાર અને પ્રિયવાદી છે.'



त्वया त्वकरुणं कर्म व्यपोह्य मम बान्धवाः ।
निरस्ताः परिधावन्ति सुखार्हाः कृपणा वने ॥ ३ ॥

'તો પણ તમે રામ વગેરે મારાં પ્રિયજનોને રાજ્યમાંથી કાઢી મૂકીને મોટું નિર્દયતાપૂર્ણ કૃત્ય કરેલું છે. જે સુખમાં રહેવાને લાયક હતા તેઓ દીન થઇને વનમાં ઠોકરો ખાતાં રખડી રહ્યાં છે.

द्विजातिचरितो धर्मः शास्त्रदृष्टः सनातनः ।
यदि ते धर्मनिरते त्वया पुत्रे विवासिते ॥ ४ ॥

જો તમે દ્વિજોએ આચરેલા શાસ્ત્રોક્ત સનાતન ધર્મને માનો છો, તો આવા ધર્મમાં પ્રીતિ રાખનારા પુત્રને દેશનિકાલ કેમ કરો છો ?

गतिरेका पतिर्नार्या द्वितीया गतिरात्मजः ।
तृतीया ज्ञातयो राजंश्चतुर्थी नेह विद्यते ॥ ५ ॥

'હે મહારાજ ! નારીને માટે પહેલો આશરો પતિ, બીજો પુત્ર, ત્રીજું આશ્રયસ્થાન નિકટનાં સગાં-સંબંધીઓ હોય છે. સ્ત્રીને માટે ચોથુ આશ્રયસ્થાન છે જ નહિ.'

तत्र त्वं चैव मे नास्ति रामश्च वनमाश्रितः ।
न वनं गन्तुमिच्छामि सर्वथा निहता त्वया ॥ ६ ॥

'આ આશ્રયો પૈકી આપ તો મારા છો જ નહીં, બીજા આશ્રય રામને તો આપે વનમાં મોકલી દીધો. આપને છોડીને હું વનમાં પણ જઇ શકતી નથી. એટલે કે આપે તો મારો સર્વનાશ જ કરી દીધો છે.'

हतं त्वया राज्यमिदं सराष्ट्रं
हतस्तथाऽऽत्मा सह मन्त्रिभिश्च ।
हता सपुत्राऽस्मि हताश्च पौराः
सुतश्च भार्या च तव प्रहृष्टौ ॥ ७ ॥



'આપે રામને વનમાં મોકલી દઇને અનેક નાનાં રાષ્ટ્રો સહિત આ વિશાળ રાજ્યનો મંત્રીઓ સહિત આપનો પોતાનો, પુત્ર સહિત મારો અને સમસ્ત અયોધ્યાવાસીઓનો સત્યનાશ કરી દીધો છે. આપના આ કાર્યથી કેવળ બે જણાં જ પ્રસન્ન છે, એક તો આપની પત્ની કૈકેયી અને બીજો આપનો પુત્ર ભરત.'

एवं तु क्रुद्धया राजा राममात्रा सशोकया ।
श्रावितः परुषं वाक्यं चिन्तयामास दुःखितः ॥ ८ ॥

આ પ્રકારે શોકથી સંતપ્ત અને ગુસ્સે થયેલી કૌસલ્યાએ કહેલાં કડવાં વેણ સાંભળીને મહારાજ દુઃખી થઇને વિચાર કરવા લાગ્યા,

तस्य चिन्तयमानस्य प्रत्यभात्कर्म दुष्कृतम् ।
यदनेन कृतं पूर्वमज्ञानाच्छब्दवेधिना ॥ ९ ॥

વિચાર કરતાં કરતાં તેમને પોતાનું એક પૂર્વે કરેલું પાપ કર્મ યાદ આવ્યું, તે કર્મ શબ્દવેધી બાણ ચલાવનારા દશરથે કોઇવાર અજ્ઞાનવશ કરી નાખ્યું હતું.

***ટિપ્પણી :*** ✷ *આનું વિસ્તાર સહિત વર્ણન આ પછીના સર્ગમાં છે.*

विमनास्तेन शोकेन रामशोकेन च प्रभुः ।
द्वाभ्यामपि महाराजः शोकाभ्यामन्वतप्यत ॥ १० ॥



એ શોકથી તથા રામના વિયોગજન્ય શોકથી મહારાજા ઉદાસ થઇ ગયા. બેઉ શોકથી મહારાજ સંતપ્ત અને વ્યાકુળ થઇ ગયા.

दह्यमानः स शोकाभ्यां कौसल्यामाह भूपतिः ।
वेपमानोऽञ्जलिं कृत्वा प्रसादार्थमवाङ्मुखः ॥ ११ ॥

આ બન્ને પ્રકારના શોકથી મનમાં બળ્યા કરતા દુઃખી મહારાજા ધ્રૂજતાં ધ્રૂજતાં મોઢું નીચું રાખીને બે હાથ જોડીને કૌસલ્યાને પ્રસન્ન કરવા માટે તેને કહેવા લાગ્યા.

प्रसादये त्वां कौसल्ये रचितोऽयं मयाञ्जलिः ।
वत्सला चानृशंसा च त्वं हि नित्यं परेष्वपि ॥ १२ ॥

'હે કૌસલ્યા ! હું બે હાથ જોડીને તમને પ્રસન્ન કરવા ઇચ્છું છું તમે પ્રસન્ન થઇ જાઓ, કેમકે તમે દયાળુ છો અને વિરોધીઓની સાથે પણ પ્રેમપૂર્ણ વર્તાવ કરો છો. તો પછી પોતાનાની સાથે તો કરો જ એમાં કહેવાનું શું હોય ?

भर्ता तु खलु नारीणां गुणवान् निर्गुणोऽपि वा ।
धर्मं विमृशमानानां प्रत्यक्षं देवि दैवतम् ॥ १३ ॥

'હે દેવી ! એ તો તમે જાણો જ છો કે ધર્મનું આચરણ કરનારી સ્ત્રીને માટે એનો પતિ જ પ્રત્યક્ષ દેવતા હોય છે, પછી ભલેને તે ગુણવાળો હોય કે ગુણ વગરનો.

सा त्वं धर्मपरा नित्यं दृष्टलोकपरावरा ।
नार्हसे विप्रियं वक्तुं दुःखितापि सुदुःखितम् ॥ १४ ॥

'સદા ધર્માચરણમાં તત્પર અને સાંસારિક સૌજન્ય-દૌર્જન્ય તથા પોતાના-પારકાને સમજનારી તારા માટે તું દુઃખી છે તો પણ મને વધારે દુખિયાને આવાં અપ્રિય વેણ કહેવાનું ઉચિત નથી.



तद्वाक्यं करुणं राज्ञः श्रुत्वा दीनस्य भाषितम् ।
कौसल्या व्यसृजद् बाष्पं प्रणालीव नवोदकम् ॥ १५ ॥

દુઃખી મહારાજનાં કરુણાપૂર્ણ વચનો સાંભળીને, જેવી રીતે નાલીઓ દ્વારા વરસાદનું પાણી વહેવા લાગે તેવી રીતે, કૌસલ્યાની આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેવા લાગી.

सा मूर्ध्नि बद्ध्वा रुदती राज्ञः पद्ममिवाञ्जलिम् ।
सम्भ्रमादब्रवीत्त्रस्ता त्वरमाणाक्षरं वचः ॥ १६ ॥

કૌસલ્યાએ મહારાજના પદ્મના સમાન જોડેલા બન્ને હાથોને પોતાનાં મસ્તક પર મૂકી દીધા, તે રડતી રડતી ભયભીત થઇને ગભરામણ સાથે ઉતાવળી થતી બોલવા લાગી,

प्रसीद शिरसा याचे भूमौ निपतिताऽस्मि ते ।
याचिताऽस्मि हता देव हन्तव्याहं नहि त्वया ॥ १७ ॥

'હે દેવ ! આપ પ્રસન્ન થાઓ ! હું મારું માથું આપનાં ચરણોમાં મૂકી (ભૂમિપર પડીને) આપની માફી માગું છું. આપ મને અરજ કરો છો તે મને મરવા જેવું કષ્ટદાયી થાય છે. આપ મારી પાસે ક્ષમા ન માંગો, ઊલટું મારાં અનુચિત કથન માટે મને દંડ આપો.'

नैषा हि सा स्त्री भवति श्लाघनीयेन धीमतः ।
उभयोर्लोकयोर्वीर पत्या या सम्प्रसाद्यते ॥ १८ ॥

'પ્રશંસનીય અને બુદ્ધિમાન પતિ જે સ્ત્રીને વિનતિ કરીને ખુશ કરે છે, તે સ્ત્રી બન્ને લોકની નથી રહેતી.'

जानामि धर्मं धर्मज्ञ त्वां जाने सत्यवादिनम् ।
पुत्रशोकार्तया तत्तु मया किमपि भाषितम् ॥ १९ ॥

'હે ધર્મજ્ઞ ! હું સ્ત્રીધર્મને જાણું છું અને એમ પણ માનું છું કે આપ સત્યવકતા છો. મેં જે કંઇ કહ્યું તે બધું પુત્ર-શોકથી વિહ્‌વળ બનીને કહ્યું હતું.'

शोको नाशयते धैर्यं शोको नाशयते श्रुतम् ।
शोको नाशयते सर्वं नास्ति शोकसमो रिपुः ॥ २० ॥

'શોક મનુષ્યના ધૈર્યનો નાશ કરી દે છે, શોક શાસ્ત્રના જ્ઞાનને નષ્ટ કરી દે છે, શોકથી સર્વ કંઇ નષ્ટ પામે છે, મનુષ્યનો શોક સમાન બીજો શત્રુ હોતો નથી.'

वनवासाय रामस्य पञ्चरात्रोऽद्य गण्यते ।
यः शोकहतहर्षायाः पञ्चवर्षोपमो मम ॥ २१ ॥

રામ વનમાં ગયા તે પછીની આ પાંચમી રાત્રિ છે. પણ રામના વિયોગથી થતા શોકનાં કારણથી મારા માટે તો એ પાંચ વર્ષો સમાન છે.

एवं हि कथयन्त्यास्तु कौसल्यायाः शुभं वचः ।
मन्दरश्मिरभूत्सूर्यो रजनी चाभ्यवर्तत ॥ २२ ॥

કૌસલ્યા આ પ્રકારનાં વિનમ્રતા પૂર્ણ વચનો કહી રહ્યાં હતાં તે વેળાએ સૂર્યનાં કિરણો ઝાંખાં પડી ગયા અને રાત પડી ગઇ.

तथा प्रसादितो वाक्यैर्देव्या कौसल्यया नृपः ।
शोकेन च समाक्रान्तो निद्राया वशमेयिवान् ॥ २३ ॥



દેવી કૌસલ્યાએ કહેલાં આ વાક્યોથી પ્રસન્ન થયેલા અને શોકથી ઉત્પીડિત થયેલા (ઘેરાએલા) મહારાજાને ઊંઘ આવી ગઇ.

## ૪૮ (અડતાળીસમો) સર્ગ શ્રવણકુમાર - વધ કથા

स राजा रजनीं षष्ठीं रामे प्रव्राजिते वनम् ।
अर्धरात्रे दशरथः संस्मरन् दुष्कृतं कृतम् ॥ १ ॥

શ્રીરામ વનમાં ગયા પછીની છઠ્ઠી રાતે મધ્ય રાત્રિના સમયે મહારાજ દશરથને પોતાનાં એક પાપ-કૃત્યનું સ્મરણ થઇ આવ્યું.

स राजा पुत्रशोकार्तः स्मृत्वा दुष्कृतमात्मनः ।
कौसल्यां पुत्रशोकार्तामिदं वचनमब्रवीत् ॥ २ ॥

પુત્ર શોકથી પીડિત મહારાજ દશરથ પોતાનાં એ પાપ કર્મનું સ્મરણ કરીને પુત્રવિયોગથી સંતપ્ત કૌસલ્યાને કહેવા લાગ્યા કે,

यदाचरति कल्याणि शुभं वा यदिवाऽशुभम् ।
तदेव लभते भद्रे कर्ता कर्मजमात्मनः ॥ ३ ॥

'હે કલ્યાણી ! મનુષ્ય સારું કે નરસું જેવું પણ કર્મ કરે છે, તે શુભાશુભ કર્મનું ફળ કર્તાને અવશ્ય મળે છે.'

कश्चिदाम्रवणं छित्वा पलाशांश्च निषिञ्चति ।
पुष्पं दृष्ट्वा फले गृध्नुः स शोचति फलागमे ॥ ४ ॥



'જે વ્યક્તિ પલાશ = ખાખરાનાં લાલ-લાલ ફૂલોને જોઇને (તેવાં જ સુંદર) ફળ મેળવવાની કામનાથી આંબાનાં ઝાડોને કાપી કાપીને (તેનો રસ) ખાખરાને પાય છે. તેને ફળ આવવાના સમયે (મધુર) ફળ મળતાં નથી, તેથી તેને નક્કી પસ્તાવું જ પડે છે.'

लब्धशब्देन कौसल्ये कुमारेण धनुष्मता ।
कुमारः शब्दवेधीति मया पापमिदं कृतम् ॥ ६ ॥

'હે કૌસલ્યા ! પોતાને શબ્દવેધી કહેવડાવી પ્રસિદ્ધિ મેળવવાની કામનાથી કુમાર અવસ્થામાં ધનુષ ધારણ કરીને મેં એ પાપ કર્યું હતું.'

तदिदं मेऽनुसम्प्राप्तं देवि दुःखं स्वयं कृतम् ।
सम्मोहादिह बालेन यथा स्याद्भक्षितं विषम् ॥ ७ ॥

'જેવી રીતે અજાણતાં જ બાળક વિષ ખાઇને કષ્ટ સહન કરે છે, તેવી રીતે મેં સ્વયં કરેલું પાપ દુઃખનાં રૂપમાં મને આ પ્રકારે પ્રાપ્ત થઇ રહ્યું છે.'

देव्यनूढा त्वमभवो युवराजो भवाम्यहम् ।
ततः प्रावृडनुप्राप्ता मम कामविवर्धिनी ॥ ८ ॥

'દેવી ! આ એ વખતની વાત છે, જ્યારે તમારી સાથે મારું વેવિશાળ થયું ન હતું અને હું યુવરાજ હતો. એ દિવસોમાં એકવાર કામવાસનાને ઉત્તેજિત કરનારી પ્રાવૃટ્ ઋતુ (વરસાદની પૂર્વ તૈયારીનો સમય ગાળો) આવી.'

तस्मिन्नतिसुखे काले धनुष्मान् कवची रथी ।
व्यायामकृतसङ्कल्पः सरयूमन्वगां नदीम् ॥ ९ ॥



'એ અત્યંત સુખદાયી સમયે શિકાર રમવાની ઇચ્છાથી હું કવચ ધારણ કરીને, હાથમાં ધનુષ લઇને, રથમાં બેસીને સરયૂ નદીના કિનારા પર ગયો.

निपाने महिषं रात्रौ गजं वाऽभ्यागतं नदीम् ।
अन्यं वा श्वापदं कञ्चिज्जिघांसुरजितेन्द्रियः ॥ १० ॥

'રાત્રિવેળાએ નદીના ઘાટ પર પાણી પીવાને માટે આવનારાં જંગલી પાડા, હાથી અથવા કોઇપણ વન્ય પશુને મારવાની ઇચ્છા કરનારો હું એ વખતે ઇન્દ્રિયોને અધીન થઇ ગયો હતો.'

अथान्धकारे त्वश्रौषं जले कुम्भस्य पूर्यतः ।
अचक्षुर्विषये घोषं वारणस्येव नर्दतः ॥ ११ ॥

'એટલામાં અંધકાર યુકત સ્થાનમાં ઘડામાં પાણી ભરાતાં થયેલા અવાજને સાંભળીને હું સમજ્યો કે કોઇ હાથી અવાજ કરી રહ્યો છે, મને કશું જ દેખાતું ન હતું. માત્ર અવાજ મેં સાંભળ્યો.'

ततोऽहं शरमुद्धृत्य दीप्तमाशीविषोपमम् ।
शब्दं प्रति गजप्रेप्सुरभिलक्ष्य त्वपातयम् ॥ १२ ॥

'મેં ભાથામાંથી સાપનાં ઝેર જેવું તીક્ષ્ણ અને ચમચમતું બાણ કાઢીને તે હાથીને વીંધવાની ઇચ્છાથી અવાજની દિશામાં લક્ષ્ય કરીને બાણ છોડી દીધું.'

अमुञ्चं निशितं बाणमहमाशीविषोपमम् ।
तत्र वागुषसि व्यक्ता प्रादुरासीद्वनौकसः ॥ १३ ॥



યુવાન દશરથ દ્વારા શબ્દવેધી બાણ દ્વારા શ્રવણનું મૃત્યુ



'મેં જેવું ભયંકર સર્પવિષના સમાન તે તીક્ષ્ણ બાણને છોડયું, કે તરત જ મને એ સ્થાનમાંથી કોઇ વનવાસી (મનુષ્ય)નો શબ્દ સ્પષ્ટ સંભળાયો.'

हा हेति पततस्तोये बाणाभिहतमर्मणः ।
तस्याहं करुणं श्रुत्वा निशिलालपतो बहु ॥ १४ ॥
तं देशमहमागम्य दीनसत्त्वः सुदुर्मनाः ।
अपश्यमिषुणा तीरे सरय्वास्तापसं हतम् ॥ १५ ॥

'બાણથી મર્મ વીંધાઇ જવાથી પટકાઇ પડતી કોઇ વ્યક્તિની 'હાય ! હાય !' એવી ચીસ પડી. એ કરુણાપૂર્ણ વાણી સાંભળીને હું બહુ જ દુઃખી થયો. દીન અને ઉદાસ થઇને હું સરયૂતટ પરનાં એ સ્થાને પહોંચ્યો, કે જ્યાં એક તપસ્વી બાણથી ઘાયલ થઇને પડ્યો હતો.'

अवकीर्णजटाभारं प्रविद्धकलशोदकम् ।
पांसु शोणितदिग्धाङ्गं शयानं शरपीडितम् ॥ १६ ॥

'તે તપસ્વીનાં માથાંની જટાઓ વીખરાયેલી હતી; ઘડાનું પાણી ફેલાઇ ગયેલું હતું; શરીર ધૂળ અને લોહીથી ખરડાયેલું હતું; તે જમીન પર પડી રહ્યો હતો; અને બાણની પીડાથી તડફડીયાં મારતો હતો.'

स मामुद्वीवक्ष्य नेत्राभ्यां त्रस्तमस्वस्थचेतसम् ।
इत्युवाच वचः क्रूरं दिधक्षन्निव तेजसा ॥ १७ ॥

'મને ભયભીત અને વિહ્વળ જાણીને પોતાનાં બન્ને નેત્રોથી મારા સામે જોઇને અને મને પોતાની આંખોનાં અગ્નિથી બાળી રહેલો તે આવું કર્કશ વેણ બોલ્યો.'



किं तवापकृतं राजन् वने निवसता मया ।
एकेन खलु बाणेन मर्मण्यभिहते मयि ॥ १८ ॥
द्वावन्धौ निहतौ वृद्धौ माता जनयिता च मे ।
तौ कथं दुर्बलान्धौ मत्प्रतीक्षौ पिपासितौ ॥ १९ ॥

'હે રાજા ! વનમાં રહેવાવાળા મેં આપનું શું બગાડ્યું હતું ? કે આપે આપનાં એક જ બાણથી મારાં મર્મ-સ્થળોને ઘાયલ કરીને મને તથા દુબળા, આંધળા, મારા આવવાની રાહ જોતા અને તપસ્યા બેઠેલા મારા માતા-પિતાને પણ મારી નાંખ્યા !'

पितुस्त्वमेव मे गत्वा शीघ्रमाचक्ष्व राघव ।
तं प्रसादय गत्वा त्वं न त्वां स कुपितः शपेत् ॥ २० ॥

'હે રાજા ! હવે આપ જલદી મારા પિતાજીની પાસે જઇને તેઓને આ સમાચાર આપો, એમની પાસે જઇને આપ એમને પ્રસન્ન કરજો જેથી તેઓ આપને શાપ ન આપી દે.'

विशल्य कुरु मे राजन् मा भूत्ते मनसो व्यथा ।
तस्य त्वाताम्यमानस्य तं बाणमहमुद्धरम् ।
स मामुद्वीक्ष्य सन्त्रस्तो जहौ प्राणांस्तपोधनः ॥ २१ ॥

'હે રાજા ! તમે શોક ન કરો અને મારા શરીરમાંથી આ બાણને કાઢી દો. તેની દીન-હીન અને કાતર અવસ્થા જોઇને મેં બાણ ખેંચી કાઢયું. બાણ ખેંચ્યું કે તરત એ મુનિપુત્ર (તપસ્વી) એ અત્યંત ત્રાસી જઇને મારી સામે જોયું, પછી, પોતાના પ્રાણોને છોડી દીધા.'



## ૪૯ (ઓગણપચાસમો) સર્ગ દશરથનું પરલોક-ગમન

ततस्तं घटमादाय पूर्णं परमवारिणा ।
आश्रमं तमहं प्राप्य यथाख्यातपथं गतः ॥ १ ॥

(મહારાજાએ પોતાની વાતને ચાલુ રાખતાં કહ્યું,) 'મુનિપુત્ર શ્રવણકુમારે પ્રાણ છોડ્યા પછી, પોતાનાં કર્તવ્યનો નિશ્ચય કરીને, મુનિપુત્રના કળશમાં જલ ભરીને તેને ઉઠાવીને, એણે બતાવેલા માર્ગે હું મુનિના આશ્રમમાં ગયો.'

तत्राहं दुर्बलावन्धौ वृद्धावपरिणायकौ ।
अपश्यं तस्य पितरौ लूनपक्षाविव द्विजौ ॥ २ ॥

'એ આશ્રમમાં પહોંચીને મેં કપાએલી પાંખોવાળાં પંખીડાં સમાન, શ્રવણકુમારનાં દુર્બળ, આંધળાં, જરાજીર્ણ અને રક્ષારહિત માતા-પિતાને જોયાં.'

पदशब्दं तु मे श्रुत्वा मुनिर्वाक्यमभाषत ।
किं चिरायसि मे पुत्र पानीयं क्षिप्रमानय ॥ ३ ॥

'મારો પગરવ સાંભળીને એ મુનિએ કહ્યું. 'હે વત્સ ! આટલી બધી વાર કેમ લાગે છે ? જલદી પાણી લઇ આવ !'

मुनिमव्यक्तया वाचा तमहं सज्जमानया ।
हीनव्यंजनया प्रेक्ष्य भीतचित्त इवाब्रुवम् ॥ ४ ॥

'એ મુનિને જોઇને, અતિ અધિક ભયભીત થઇને, અચકાતી જીભે વ્યંજન વગરના શબ્દોમાં મેં કહ્યું.'



क्षत्रियोऽहं दशरथो नाहं पुत्रो महात्मनः ।
सज्जनावमतं दुःखमिदं प्राप्तं स्वकर्मजम् ॥ ५ ॥

'હે મહાત્મા ! હું દશરથ નામનો ક્ષત્રિય છું, હું તમારો પુત્ર નથી. હું મારાં જ કર્મે સત્પુરુષોએ નિંદેલા પાપજન્ય આ દુઃખને પામેલો છું.'

भगवञ्शब्दमालक्ष्य मया गजजिघांसुना ।
विसृष्टोऽम्भसि नाराचस्तेन तेऽभिहितः सुतः ॥ ६ ॥

હે ભગવાન ! હાથીનો શિકાર કરવાની કામનાથી શબ્દને લક્ષ્ય કરીને પાણીમાં મેં બાણ છોડયું, તેનાથી તમારો પુત્ર મરણ પામ્યો છે.

स तत् श्रुत्वा वचः क्रूरं ममोक्तमघशंसिना ।
मामुवाच महातेजाः कृताञ्जलिमुपस्थितम् ॥ ७ ॥

'મારાં કરેલાં પાપકર્મનો દારુણ વૃત્તાંત મારાં જ મુખથી સાંભળીને એ મહાતેજસ્વી મુનિએ હાથ જોડીને ઊભેલા મને કહ્યું.'

यद्येतदशुभं कर्म न त्वं मे कथयेः स्वयम् ।
फलेन्मूर्धा स्म ते राजन्सद्यः शतसहस्रधा ॥ ८ ॥

'હે રાજા ! જો તમે તમારાં આ અધાર્મિક અને અશુભ કર્મની વાત જાતે જ મને ન કહી હોત તો અધર્મથી શીઘ્ર જ આપના મસ્તકના સેંકડો ટુકડા થઇ જાત.'

अज्ञानाद्धि कृतं यस्मादिदं तेनैव जीवसि ।
अपि ह्यद्य कुलं न स्यादिक्ष्वाकूणां कुतो भवान् ॥ ९ ॥



'હે રાજા ! તમે અજ્ઞાનથી આ કર્મ કરેલું છે, એટલે તો અત્યાર સુધી તમે જીવિત છો, જો તમે જાણી જોઇને આવું કર્મ કર્યું હોત તો આજે જ સમસ્ત ઇક્ષ્વાકુ કુળનો નાશ થઇ જાત, પછી તમારી તો વાત જ ક્યાં રહી ?

नय नौ नृप तं देशमिति मां चाभ्यभाषत ।
अद्य तं द्रष्टुमिच्छावः पुत्रं पश्चिमदर्शनम् ॥ १० ॥

'હે રાજા ! હવે તમે અમને બંનેને જ્યાં મારો પુત્ર મરેલો પડેલો છે, તે જગ્યાએ લઇ ચાલો. અમે બેઉ અમારા પુત્રના દર્શન કરવા માગીએ છીએ. હે દેવી કૌસલ્યા ! એ મુનિએ મને આમ કહ્યું.'

अथाहमेकस्तं देशं नीत्वा तौ भृशदुःखितौ ।
अस्पर्शयमहं पुत्रं तं मुनिं सह भार्यया ॥ ११ ॥

'મેં એકલાએ જ અત્યંત દુઃખી થયેલા મુનિને તથા તેમની પત્નીને તે જગ્યાએ લઇ જઇને શ્રવણના મૃત શરીરનો સ્પર્શ કરાવ્યો.'

तौ पुत्रमात्मनः स्पृष्ट्वा तमासाद्य तपस्विनौ ।
निपेततुः शरीरेऽस्य पिता चास्येदमब्रवीत् ॥ १२ ॥

'તે બેઉ તપસ્વીઓ પોતાના મૃત પુત્રનો સ્પર્શ કરીને, તેના શરીર ઉપર પડી ગયાં. પછી તેનો પિતા કહેવા લાગ્યો.'

नाभिवादयसे माऽद्य न च मामभिभाषसे ।
किन्नु शेषेऽद्य भूमौ त्वं वत्स किं कुपितो ह्यसि ॥ १३ ॥

'હે બેટા ! તે આજ મને અભિવાદન ન કર્યું ! તું મારી સાથે બોલતો પણ નથી ! તું જમીન પર કેમ પડી રહ્યો છે ? શું મારાથી રિસાઇ ગયો છે ?'



इमामन्धां च वृद्धां च मातरं ते तपस्विनीम् ।
कथं वत्स भरिष्यामि कृपणां पुत्रगर्धिनीम् ॥ १४ ॥

'ઓ બેટા ! આ આંધળી, તપસ્વિની, દુઃખિયારી તથા પુત્રવત્સલ તારી ઘરડી માનું ભરણ-પોષણ હવે હું કેમ કરીશ ?'

तिष्ठ मा मा गमः पुत्र यमस्य सदनं प्रति ।
श्वो मया सह गन्तासि जनन्या च समेधितः ॥ १५ ॥

'હે પુત્ર ! થોભી જા, આજ તું યમપુરી ન જા, કાલે તું તારી માની અને મારી સાથે ચાલ્યો જજે'

उभावपि च शोकार्तावनाथौ कृपणौ वने ।
क्षिप्रमेव गमिष्यामस्त्वया सह यमक्षयम् ॥ १६ ॥

'તારા વગરનાં અમે બન્ને શોકાર્ત, અનાથ અને દીન થઇને આ વનમાં પડ્યાં છીએ. તારા વિના અમે બેઉ જણાં શીઘ્ર મૃત્યુ પામીશું.'

एवं स कृपणं तत्र पर्यदेवयतासकृत् ।
ततोऽस्मै कर्तुमुदकं प्रवृत्तः सह भार्यया ॥ १७ ॥

'આ પ્રકારે તે દીન તપસ્વી વારંવાર કરુણા-પૂર્ણ વિલાપ કરીને પોતાની સ્ત્રી સહિત પોતાના મૃત પુત્રને જલાંજલિ = મૃતદેહને સ્નાન વગેરે કરાવવામાં પ્રવૃત્ત થયો.'

स कृत्वा तूदकं तूर्णं तापसः सह भार्यया ।
मामुवाच महातेजाः कृताञ्जलिमुपस्थितम् ॥ १८ ॥

'તે મહાતેજસ્વી તપસ્વીએ અને તેની પત્નીએ ઝટ ઝટ પુત્રને જલાંજલિ આપીને, હાથ જોડી સામે ઊભેલા મને કહ્યું.'

पुत्रव्यसनजं दुःखं यदेतन्मम साम्प्रतम् ।
एवं त्वं पुत्रशोकेन राजन्कालं गमिष्यसि ॥ १९ ॥

'હે રાજા ! જે પ્રકારે આજે હું પુત્રના વિયોગથી દુઃખી થઇ રહ્યો છું, તેવી જ રીતે તમે પણ તમારા પ્રાણપ્રિય પુત્રના શોકમાં પ્રાણત્યાગ કરશો.'

एवं शापं मयि न्यस्य विलप्य करुणं बहु ।
चितामारोप्य देहं तन्मिथुनं स्वर्गमभ्यगात् ॥ २० ॥

'આ પ્રકારે મને શાપ દઇને બહુ જ દયાજનક આક્રંદ કરતાં કરતાં બળતી ચિતામાં દેહને ભસ્મ કરીને તેઓ બન્ને જણાં સ્વર્ગમાં જતાં રહ્યાં.'

तदेतच्चिन्तयानेन स्मृतं पापं मया स्वयम् ।
तदा बाल्याकृतं देवि शब्दवेध्यनुकर्षिणा ॥ २१ ॥

'હે દેવી ! સ્મરણ કરતાં કરતાં આજ મને મારું એ પાપકર્મ યાદ આવી ગયું. જે મેં મૂર્ખતાવશ શબ્દવેધી બાણ ચલાવીને કરેલું હતું.'

तस्यायं कर्मणो देवि विपाकः समुपस्थितः ।
इत्युक्त्वा स रूदंस्त्रस्तो भार्यामाह च भूमिपः ॥ २२ ॥

'હે દેવી ! એ જ પાપ રૂપ કર્મનું ફળ આજે મારી સામે આવીને ઊભું છે.' આમ કહીને મૃત્યુના ભયથી ત્રાસી ગયેલા મહારાજા દશરથ રડતાં રડતાં કૌસલ્યાને કહેવા લાગ્યા.



यदहं पुत्रशोकेन सन्त्यक्ष्याम्यद्य जीवितम् ।
चक्षुर्भ्यां त्वां न पश्यामि कौसल्ये साधु मां स्पृश ॥ २३ ॥

'પુત્રશોકનાં કારણથી આજે હું પ્રાણોને તજી રહ્યો છું. હે કૌસલ્યા ! હવે હું તમને આંખોથી જોઇ શકતો નથી. એટલે તમે મારાં શરીરનો સ્પર્શ કરો.'

चक्षुषा त्वां न पश्यामि स्मृतिर्मम विलुप्यते ।
दूता वैवस्वतस्यैते कौसल्ये त्वरयन्ति माम् ॥ २४ ॥

'હે કૌસલ્યા ! આંખો દ્વારા મને તું દેખાતી નથી : મારી યાદશક્તિ પણ નષ્ટ થતી જાય છે. યમરાજના દૂતો મને લઇ ચાલવાને ઉતાવળ થઇ રહ્યા છે.'

अतस्तु किं दुखतरं यदहं जीवितक्षये ।
न हि पश्यामि धर्मज्ञं रामं सत्यपराक्रमम् ॥ २५ ॥

'હું મૃત્યુ કાળે પણ સત્ય પરાક્રમી, ધર્માત્મા રામને જોઇ શકતો નથી; આનાથી અધિક દુઃખ મારા માટે શું હોઇ શકે ?'

हा राघव महाबाहो हा ममायासनाशन ।
हा पितृप्रिय मे नाथ हाऽद्य क्वासि गतः सुत ॥ २६ ॥

'હા રાઘવ ! હા મહાબાહુ ! હા મારાં દુઃખો અને શોકોને નષ્ટ કરનાર ! હા પિતાના પ્રાણપ્રિય પુત્ર ! રઘુકુળ-દીપક ! તું કયાં છો ?'

हा कौसल्ये विनश्यामि हा सुमित्रे तपस्विनि ।
हा नृशंसे ममामित्रे कैकेयि कुलपांसनि ॥ २७ ॥



'હા કૌસલ્યા ! હા તપસ્વિની સુમિત્રા ! હા કુળનાશિની, શત્રુરૂપા, દયાહીન કૈકેયી ! આજ હું પ્રાણ ત્યાગ કરી રહ્યો છું.'

इति रामस्य मातुश्च सुमित्रायाश्च सन्निधौ ।
राजा दशरथः शोचञ्जीवितान्तमुपागमत् ॥ २८ ॥

આ પ્રમાણે રામ-માતા કૌસલ્યા અને સુમિત્રાની સમીપ મહારાજ દશરથે પુત્રશોકમાં વિલાપ કરતાં કરતાં પોતાના પ્રાણોને ત્યજી દીધા.

## ૫૦ (પચાસમો) સર્ગ રાણીઓનો વિલાપ તથા શબની તેલ-પાત્રમાં રક્ષા

कौसल्या च सुमित्रा च दृष्ट्वा स्पृष्ट्वा च पार्थिवम् ।
हा नाथेति परिक्रुश्य पतेतुर्धरणीतले ॥ १ ॥

કૌસલ્યા તથા સુમિત્રા મહારાજને જોઇને તથા એમનાં શરીરનો સ્પર્શ કરીને (તેને મૃતક જાણીને) હા નાથ ! કહીને ચીસો પાડતી પાડતી પછડાટિયું ખાઇને પૃથ્વી પર પછડાઇ પડી.

कौसल्या बाष्पपूर्णाक्षी विविधं शोककर्षिता ।
उपगृह्य शिरो राज्ञः कैकेयीं प्रत्याभाषत ॥ २ ॥

શોકથી દુર્બળ, આંખોમાં આંસુ ભરેલી મહારાણી કૌસલ્યા મહારાજ દશરથનું મસ્તક પોતાના ખોળામાં લઇને કૈકેયીને ઠપકો દેતી બોલી,

सकामा भव कैकेयि भुङ्क्ष्व राज्यमकण्टकम् ।
त्यक्त्वा राजानमेकाग्रा नृशंसे दुष्टचारिणि ॥ ३ ॥



'હે નિર્દય અને નિયમ-વિરુદ્ધ આચરણ કરનારી કૈકેયી ! મહારાજને પરલોકમાં મોકલીને તેં તારા મનોરથો પૂર્ણ કરી લીધા. હવે તું નિષ્કંટક રાજ્યને ભોગવ.'

विहाय मां गतो रामो भर्ता च स्वर्गतो मम ।
विपथे सार्थहीनेव नाहं जीवितुमुत्सहे ॥ ४ ॥

'રામ તો મને છોડીને વનમાં જતો રહ્યો; પતિદેવ સ્વર્ગવાસી થઇ ગયા. દુર્ગમ માર્ગમાં સાથીઓ રહિત વટેમાર્ગુની જેમ મને હવે જીવવાની ઇચ્છા નથી.'

भर्तारं तु परित्यज्य का स्त्री दैवतमात्मनः ।
इच्छेज्जीवितुमन्यत्र कैकेय्यास्त्यक्तधर्मणः ॥ ५ ॥

પોતાના દેવતુલ્ય પતિનો પરિત્યાગ કરીને કઇ સ્ત્રી જીવિત રહેવાનું પસંદ કરશે ? હા, કૈકેયી જરૂર જીવશે, કેમકે તેણે પોતાના ધર્મનો ત્યાગ કરી દીધો છે.

तां ततः सम्परिष्वज्य विलपन्तीं तपस्विनीम् ।
व्यपनिन्युः सुदुखार्तां कौसल्यां व्यावहारिकाः ॥ ६ ॥

પોતાના પતિને ભેટીને વિલાપ કરતી તે તપસ્વિની કૌસલ્યાને વ્યવહાર-કુશળ મંત્રીઓએ ત્યાંથી આઘી કરી.

तैलद्रोण्यामथामात्याः संवेश्य जगतीपतिम् ।
राज्ञः सर्वाण्यथादिष्टाश्चक्रुः कर्माण्यनन्तरम् ॥ ७ ॥

મંત્રી લોકોએ મહારાજાના શબને તેલ ભરેલા વાસણમાં રાખી દીધું, જેથી શબ બગડે નહીં. ત્યારપછી તેઓ વસિષ્ઠ વગેરે ગુરુજનોની આજ્ઞાથી રાજ્યનાં બીજાં કાર્યો કરવા લાગી ગયા.



न तु संस्करणं राज्ञो विना पुत्रेण मन्त्रिणः ।
सर्वज्ञाः कर्तुमीषुस्ते ततो रक्षन्ति भूमिपम् ॥ ८ ॥

સમયોચિત કર્તવ્યોને જાણવાવાળા મંત્રીઓને પુત્રો વિના મહારાજનો અંત્યેષ્ટિ-સંસ્કાર કરવાનું યોગ્ય ન લાગ્યું, તેથી તેઓએ મહારાજાનાં શબને તેલપાત્રમાં રાખી મૂક્યું.

गते तु शोकात् त्रिदिवं नराधिपे
महीतलस्थासु नृपाङ्गनासु च ।
निवृत्तचारः सहसा गतो रविः
प्रवृत्तचारा रजनी ह्युपस्थिता ॥ ९ ॥

લોકપતિ મહારાજા દશરથનાં સ્વર્ગમાં સિધાવી જવાથી એમની બધી રાણીઓ ભૂમિ પર પડી પડી રુદન કરી રહી હતી. એટલામાં ભુવન-ભાસ્કર પોતાનાં કિરણોને સમેટી લઇને અસ્ત થયો અને અંધકારથી આવૃત્ત રાત્રિ ઉપસ્થિત થઇ ગઇ.

## **૫૧ (એકાવનમો) સર્ગ રાજા રહિત રાષ્ટ્રની દુર્દશાનું વર્ણન**

व्यतीतायां तु शर्वर्यामादित्यस्योदये ततः ।
समेत्य राजकर्तारः सभामीयुर्द्विजातयः ॥ १ ॥

રાત્રિ વ્યતીત થઇ ગયા પછી સૂર્યોદય પશ્ચાત્ રાજકાર્યમાં મદદ કરનારા અધિકારીઓ અને બ્રાહ્મણવર્ગ-બધા લોકો એકઠા થઇ ગયા.

मार्कण्डेयोऽथ मौद्गल्यो वामदेवश्च काश्यपः ।
कात्यायनो गौतमश्च जाबालिश्च महायशाः ॥ २ ॥
एते द्विजाः सहामात्यैः पृथग्वाचमुदीरयन् ।
वसिष्ठमेवाभिमुखाः श्रेष्ठं राजपुरोहितम् ॥ ३ ॥



મહાયશસ્વી માર્કણ્ડેય, મૌદગલ્ય, વામદેવ, કશ્યપ, કાત્યાયન, ગૌતમ અને જાબાલિ આ બ્રાહ્મણો, મંત્રીઓ સહિત આવીને સર્વશ્રેષ્ઠ રાજપુરોહિત વસિષ્ઠજીને સંબોધન કરી, પોતપોતાનો મત પ્રદર્શિત કરવા લાગ્યા.

स्वर्गतश्च महाराजो रामश्चारण्यमांश्रितः ।
लक्ष्मणश्चापि तेजस्वी रामेणैव गतः सह ॥ ४ ॥

'મહારાજ દશરથ સ્વર્ગવાસી થઇ ગયા. શ્રીરામ વનમાં છે અને તેજસ્વી લક્ષ્મણ પણ એમની જ સાથે જતા રહ્યા છે.'

उभौ भरतशत्रुघ्नौ केकयेषु परन्तपौ ।
पुरे राजगृहे रम्ये मातामहनिवेशने ॥ ५ ॥

શત્રુઓનું માન-મર્દન કરવાવાળા રાજકુમારો ભરત અને શત્રુઘ્ન કૈકેય દેશના રાજા = પોતાના નાનાનાં રમણીય રાજમહેલમાં નિવાસ કરી રહેલ છે.

इक्ष्वाकूणामिहाद्यैव राजा कश्चिद्विधीयताम् ।
अराजकं हि नो राष्ट्रं न विनाशमवाप्नुयात् ॥ ६ ॥

'એટલા માટે ઇક્ષ્વાકુવંશના કોઇપણ પુરુષને આજે જ રાજા નિયુક્ત કરવો જોઇએ. જેથી સમ્રાટ વગરનું આપણું રાષ્ટ્ર નષ્ટ ન થઇ જાય.

**ટિપ્પણી :** ✸ *આ આખાયે સર્ગમાં અરાજકતાના દોષોનું વર્ણન છે. આ સર્ગ વેદનાં બે મંત્રોની વિસ્તૃત વ્યાખ્યા છે. વેદમાં અરાજકતાના દોષોનું કથન નીચેનાં રૂપમાં થયેલું છે.*



*न वर्षं मैत्रावरुणं ब्रह्मज्यमभिवर्षति ।*
*नास्मै समितिः कल्पते न मित्रं नयते वशम् ।। अथर्ववेद ५-१९-१५*

*અરાજક રાષ્ટ્રમાં વરસાદ વરસતો નથી. સમિતિ અરાજક રાજ્યને યોગ્ય નથી સમજતી. અરાજક રાષ્ટ્ર શત્રુને તો શું મિત્રને પણ પોતાના વશમાં કરી શકતું નથી.*

*યજુર્વેદમાં અરાજક રાજ્યની નિંદા આનાથી પણ અધિક સ્પષ્ટ શબ્દોમાં કરવામાં આવી છે. જુઓ,*

*यकासकौ शकुन्तिका हलगिति वञ्चति ।*
*आहन्ति गभे पसो निगल्गलीति धारका।। યજુર્વેદ ૨૩-૨૨*

*જેવી રીતે મોટી ચકલીના સામે નાની ચકલી દબાઇને રહે છે, તેવી જ રીતે અરાજક દેશમાં પ્રજાજન દબાયેલો રહે છે. જેવી રીતે નાની તિરાડમાં જાડી વસ્તુ ઘૂસાડવાથી તે છિન્નભિન્ન થઇ જાય છે, તેવી રીતે અરાજક દેશમાં પ્રજાની દશા થાય છે. અરાજક દેશમાં પ્રજાનો વિનાશ થાય છે. એટલેકે અરાજક દેશ પ્રજાનો ઘાતક હોય છે.*

नाराजके जनपदे विद्युन्माली महास्वनः ।
अभिवर्षति पर्जन्यो महीं दिव्येन वारिणा ।। ७ ।।

'સમ્રાટ-હીન દેશમાં વીજળીના ચમકારા સાથે મોટી ગર્જના કરવાવાળા વિદ્યુન્માલી નામના મેઘ પોતાનાં દિવ્ય જળને પૃથ્વી ઉપર વરસાવતા નથી.'

नाराजके जनपदे बीजमुष्टिः प्रकीर्यते ।
नाराजके पितुः पुत्रो भार्या वा वर्तते वशे ।। ८ ।।



'અરાજક રાષ્ટ્રમાં ખેડૂત ખેતરમાં બીજ નથી વાવતો તથા પુત્ર પિતાને અધીન તથા પત્ની પોતાના પતિને અધીન રહેતી નથી. અર્થાત્ સર્વે સ્વતંત્ર (સ્વચ્છંદી) બની જાય છે.'

अराजके धनं नास्ति भार्याप्यराजके ।
इदमत्याहितं चान्यत्कुतः सत्यमराजके ।। ९ ।।

'અરાજકતા વાળા દેશમાં ધન રહેતું નથી. (કેમકે ચોરડાકુઓ લૂંટી જાય છે.) સ્ત્રીઓ વ્યભિચારિણી થઇ જાય છે. અને ઘરમાં રહેતી નથી. જ્યારે ચારેકોર ભય અને આતંકનું સામ્રાજ્ય હોય છે, ત્યારે સત્યનો વ્યવહાર પણ કેમ સંભવે ?'

नाराजके जनपदे कारयन्ति सभां नराः ।
उद्यानानि च रम्याणि हृष्टाः पुण्यगृहाणि च ।। १० ।।

'લોકો અરાજક દેશમાં શુભ-અશુભ કર્મોને માટે (ઉત્સાહથી અથવા હરખથી) સભા નથી કરતા. રમવા જેવા બાગ-બગીચા નથી બનાવતા (દંડનો ડર ન હોવાથી લોકો ઝાડ કાપી નાખે છે.) અને યજ્ઞશાળા વગેરે ધાર્મિક સ્થાનો નથી બનાવતા'.

नाराजके जनपदे यज्ञशीला द्विजातयः ।
सत्राण्यन्वासते दान्ता ब्राह्मणाः संशितव्रताः ।। ११ ।।

'અરાજક દેશમાં શાન્ત, દાન્ત, વ્રતી અને યજ્ઞ કરાવવા વાળા બ્રાહ્મણ લોકો (વિઘ્નના ભયથી) લાંબો સમય ચાલ્યા કરે તેવા મહાયજ્ઞો પણ કરતા નથી.'

नाराजके जनपदे महायज्ञेषु यज्वनः ।
ब्राह्मणा वसुसम्पन्ना विसृजन्त्याप्तदक्षिणाः ।। १२ ।।

'સમ્રાટહીન રાજ્યમાં ધન-ધાન્યથી સમૃદ્ધ બ્રાહ્મણ લોકો પણ યજ્ઞ કરાવે તોયે ઋત્વિજોને યથોચિત દક્ષિણા આપતા નથી.'



नाराजके जनपदे प्रहृष्टनटनर्तकाः ।
उत्सवाश्च समाजाश्च वर्धन्ते राष्ट्रवर्धनाः ॥ १३ ॥

'અરાજક રાજ્યમાં નટ અને નર્તકો પણ પ્રસન્ન રહેતા નથી તથા રાષ્ટ્રની ઉન્નતિને માટે ઉત્સવો તથા સંમેલનો પણ થતાં નથી.'

नाराजके जनपदे सिद्धार्था व्यवहारिणः ।
कथाभिरनुरज्यन्ते कथाशीलाः कथाप्रियैः ॥ १४ ॥

'રાજા વગરનાં ગામમાં લેવડ-દેવડ અથવા વેચાણ-ખરીદ કરવાવાળા લોકોમાં જ્યારે વિવાદ ઉપસ્થિત થાય ત્યારે મુકદ્દમાનો યોગ્ય નિર્ણય થતો નથી. અરાજક દેશમાં કથાકારો કથા વાંચીને કથાપ્રેમીઓને સંતુષ્ટ નથી કરતા.'

नाराजके जनपदे उद्यानानि समागताः ।
सायाह्ने क्रीडितुं यान्ति कुमार्यो हेमभूषिताः ॥ १५ ॥

'અરાજક રાષ્ટ્રમાં કુમારિકાઓ સોનાનાં આભૂષણોથી અલંકૃત થઇને સાંજના સમયે રમવા માટે ઉદ્યાનમાં જતી નથી.'

नाराजके जनपदे वाहनैः शीघ्रगामिभिः ।
नरा निर्यान्त्यरण्यानि नारीभिः सह कामिनः ॥ १६ ॥

'અરાજક રાષ્ટ્રમાં વિલાસી લોકો શીઘ્રગામી વાહનોમાં બેસીને પોતાની સ્ત્રીઓની સાથે ફરવા માટે વગડામાં જઇ નથી શકતા.'



नाराजके जनपदे धनवन्तः सुरक्षिताः ।
शेरते विवृतद्वाराः कृषिगोरक्षजीविनः ॥ १७ ॥

'અરાજક રાષ્ટ્રમાં ખેડૂતો અને ગાયો રાખનારા તથા ધનવાન લોકો સુરક્ષિત નથી રહેતા. તે લોકો પોતાનાં ઘરનાં બારણાં ખૂલ્લાં રાખીને સુખેથી સૂઇ શકતા પણ નથી.'

नाराजके जनपदे बद्धघण्टा विषाणिनः ।
अटन्ति राजमार्गेषु कुञ्जरा षष्टिहायनाः ॥ १८ ॥

'અરાજક રાષ્ટ્રમાં સાઠ વર્ષની અવસ્થાવાળા લોકો, ગળામાં ઘંટડી બાંધેલા (શિંગડાંવાળાં પશુઓ અથવા) લાંબા દાંતવાળા હાથીઓ રાજમાર્ગ ઉપર ચાલી શકતાં નથી.' (ગુંડાલોકો એમનાં દાંત જ કાપી લે.)

नाराजके जनपदे शरान् संततमस्यताम् ।
श्रूयते तलनिर्घोष इष्वस्त्राणामुपासने ॥ १९ ॥

'અરાજક દેશમાં બાણવિદ્યાનો અભ્યાસ કરવાવાળા ધનુર્ધરોની હસ્તક્રિયાનો અવાજ પણ સંભળાતો નથી. (અથવા અરાજક દેશમાં નિરંતર બાણ ફેંકનારા લોકોના અભ્યાસ વેળાએ થતો બાણ અને અસ્ત્રોની તલ સપાટીઓ ઘસાવાથી થતો અવાજ પણ સંભળાતો નથી.')

नाराजके जनपदे वणिजो दूरगामिनः ।
गच्छन्ति क्षेममध्वानं बहुपण्यसमाचिताः ॥ २० ॥

'અરાજક રાજ્યમાં દૂર દેશમાં વેપાર કરનારા વાણિયા લોકો ઝાઝો માલ લઇ, નિર્ભય થઇને પ્રવાસ કરી શકતા નથી.'

नाराजके जनपदे चरत्येकचरो वशी ।
भावयन्नात्मनात्मानं यत्र सायंगृहो मुनिः ॥ २१ ॥



'અરાજક દેશમાં એકલો વિચરણ કરનારો વશી (= ઇન્દ્રિયોને વશમાં રાખનારો), આત્માને પરમાત્માની સાથે જોડનારો મુનિ સંધ્યાકાળે મનપસંદ (એકાંત) સ્થાનમાં બેસીને સંધ્યા કરી શકતો નથી. સાયંકાળ થાય ત્યારે તેને પણ કોઇ સુરક્ષિત સ્થાન પર નિવાસ કરવો પડે છે.'

नाराजके जनपदे योगक्षेमः प्रवर्तते ।
न चाप्यराजके सेना शत्रून् विषहते युधि ॥ २२ ॥

'અરાજક રાષ્ટ્રમાં પ્રજાનું યોગ-ક્ષેમ જળવાતું નથી. અરાજક દેશની સેના રાષ્ટ્રની પ્રતિદ્વન્દ્વી સેના (શત્રુઓ)નો સામનો = મુકાબલો કરીને તેમને જીતી પણ શકતી નથી.

**ટિપ્પણી :** ✷ *અપ્રાપ્તની પ્રાપ્તિ = યોગ, પ્રાપ્તવસ્તુની સુરક્ષા = ક્ષેમ.*

यथा ह्यनुदका नद्यो यथा वाप्यतृणं वनम् ।
अगोपाला यथा गावस्तथा राष्ट्रमराजकम् ॥ २३ ॥

જેવી પાણી વગરની નદી, જેવું ઘાસ (વૃક્ષો) વિનાનું વન તથા જેવી ગોવાળ વગરની ગાયો હોય છે, તેવું જ શાસક વિનાનું રાષ્ટ્ર થઇ જાય છે.

**ટિપ્પણી :** ✷ *અરાજક રાષ્ટ્રમાં પાણી વગરની નદી, વૃક્ષો વિનાનાં વનો અને કતલખાનામાં ગોપાળ વિનાની ગાયો હોય છે. - ન્હાનું ટાંક*

ध्वजो रथस्य प्रज्ञानं धूमो ज्ञानं विभावसोः ।
तेषां यो नो ध्वजो राजा स देवत्वमितो गतः ॥ २४ ॥

જેવી રીતે ધ્વજ રથનું ઓળખ ચિહ્ન હોય છે અને અગ્નિ હોવાનું અનુમાન ધુમાડાથી થાય છે, તેવી રીતે આપણા લોકોનાં પ્રકાશન ચિહ્ન (ધ્વજ) મહારાજા દશરથ, તે તો દિવંગત થઇ ગયા છે, (આ સમયે આ દેશ અરાજક છે.)



नाराजके जनपदे स्वकं भवति कस्यचित् ।
मत्स्या इव नरा नित्यं भक्षयन्ति परस्परम् ॥ २५ ॥

'અરાજક દેશમાં કોઇ કોઇનું હોતું નથી. જેવી રીતે મોટી માછલી નાની માછલીને ગળી જાય છે, તેવી રીતે માણસો આપસમાં એક બીજાને નિત્ય ખાઇ જાય છે. (બળિયાંના બે ભાગ અને જેની લાઠી તેની ભેંસ.)

ये हि सम्भिन्नमर्यादा नास्तिकाश्छिन्नसंशयाः ।
तेऽपि भावाय कल्पन्ते राजदण्डनिपीडिताः ॥ २६ ॥

'જે લોકો વર્ણાશ્રમ-ધર્મની મર્યાદાનો ભંગ કરીને નાસ્તિક બની જાય છે, તેઓ રાજદંડના ભયથી દબાઇને સીધા રહે છે, પણ તેઓ અરાજકતા વ્યાપે ત્યારે રાજદંડનો ભય ન હોવાથી ઉદ્ધંડ થઇને આતંક ફેલાવે છે.'

यथा दृष्टिः शरीरस्य नित्यमेव प्रवर्तते ।
तथा नरेन्द्रो राष्ट्रस्य प्रभवः सत्यधर्मयोः ॥ २७ ॥

'જેમ શરીરનું કલ્યાણ કરવાને માટે આંખો સદા સતર્ક અને તત્પર રહે છે, તેમ રાજા પણ સત્ય અને ધર્મની રક્ષા માટે સદા તૈયાર રહે છે.'

राजा सत्यं च धर्मश्च राजा कुलवतां कुलम् ।
राजा माता पिता चैव राजा हितकरो नृणाम् ॥ २८ ॥

'રાજા જ ધર્મ (અને સત્ય)નો પ્રવર્તક હોય છે. રાજા જ કુલોચિત કુલાચારનો પ્રવર્તક છે. રાજા જ રાષ્ટ્રના લોકોનો માતા, પિતા તથા પૂર્ણ હિતકારી હોય છે.'



यमो वैश्रवणः शक्रो वरुणश्च महाबलः ।
विशेष्यन्ते नरेन्द्रेण वृत्तेन महता ततः ॥ २९ ॥

'પોતાનાં કર્તવ્યોનું સારી રીતે પાલન કરવાવાળો ચરિત્રવાન રાજા-યમ, કુબેર, ઇન્દ્ર અને વરુણ કરતાં પણ મહાન હોય છે.'

अहो तम इवेदं स्यान्न प्रज्ञायेत किञ्चन ।
राजा चेन्न भवल्लोके विभजन् साध्वसाधुनी ॥ ३० ॥

'શિષ્ટ અને અશિષ્ટોને છૂટાં પાડીને, પોતાનાં ચરિત્રબળથી સંપૂર્ણ રાષ્ટ્રને આલોકિત કરવાવાળો રાજા ન હોય તો અંધકારથી છવાએલાં દિનના સમાન સારાં નરસાંનો વિવેક ન રહે, કોઈ કોઈને પૂછે પણ નહીં.'

जीवत्यपि महाराजे तवैव वचनं वयम् ।
नातिक्रमामहे सर्वे वेलां प्राप्येव सागरः ॥ ३१ ॥

'હે દ્વિજશ્રેષ્ઠ ! મહર્ષિ ! મહારાજ જીવતા હતા ત્યારે પણ અમે લોકો આપની આજ્ઞાનું સદા એવી રીતે પાલન કરતા રહ્યા છીએ કે જે રીતે સમુદ્ર પોતાની વેળાનું (ભરતી ઓટના નિશ્ચિત સમયનું) ઉલ્લંઘન કરતો નથી.'

स नः समीक्ष्य द्विजवर्य वृत्तं
नृपं विना राज्यमरण्यभूतम् ।
कुमारमिक्ष्वाकुसुतं तथान्यं
त्वमेव राजानमिहाभिषिञ्च ॥ ३२ ॥

'હે દ્વિજશ્રેષ્ઠ ! આપના પ્રતિ અમારો લોકોનો આજદિન સુધીનો જે વ્યવહાર રહ્યો છે તેને ધ્યાનમાં લઈને આ રાજ્ય રાજા વગરના વન સમાન થઈ રહ્યું છે, એને પુનઃ નગરના રૂપમાં પરિણત કરવાને માટે કોઈ પણ ઇક્ષ્વાકુવંશીનો અથવા અન્ય કોઈ પુરુષનો સવેળા રાજગાદી પર અભિષેક કરો.'



## ૫૨ (બાવનમો) સર્ગ ભરત-શત્રુઘ્નને તેડી લાવવાને દૂતોનું પ્રસ્થાન

तेषां हि वचनं श्रुत्वा वसिष्ठः प्रत्युवाच ह ।
मित्रामात्यगणान् सर्वान् ब्राह्मणांस्तानिदं वचः ॥ १ ॥

એ ઋષિઓની વાતો સાંભળીને વસિષ્ઠજી હિતચિંતક મંત્રીઓ અને બ્રાહ્મણોને સંબોધીને બોલ્યા.

यदसौ मातुलकुले दत्तराज्यः परं सुखी ।
भरतो वसति भ्रात्रा शत्रुघ्नेन समन्वितः ॥ २ ॥

'મહારાજા દશરથ જે ભરતને રાજ્ય આપી ગયા છે, તેઓ તો પોતાના ભાઈ શત્રુઘ્નની સાથે પોતાના મામાના ઘરે સુખપૂર્વક નિવાસ કરે છે.'

तच्छीघ्रं जवना दूता गच्छन्तु त्वरितैर्हयैः ।
आनेतुं भ्रातरौ वीरौ किं समीक्षामहे वयम् ॥ ३ ॥

'એટલે જલદીથી તીવ્ર વેગવાળા ઘોડા પર સવાર થઈને જ્ઞાન-સંપન્ન દૂત બંને ભાઈઓને તેડી લાવવા માટે જાય. એ સિવાય આ વિષયમાં બીજો શો વિચાર થઈ શકે છે ?'

गच्छन्त्विति ततः सर्वे वसिष्ठं वाक्यमब्रुवन् ।
तेषां तु वचनं श्रुत्वा वसिष्ठो वाक्यमब्रवीत् ॥ ४ ॥

ત્યારે સભામાં ઉપસ્થિત બધા લોકોએ મહર્ષિ વસિષ્ઠને કહ્યું, 'હા, ભલે દૂતો જાય.' એમનું આ કથન સાંભળીને વસિષ્ઠજી બોલ્યા,



एहि सिद्धार्थ विजय जयन्ताशोकनन्दन ।
श्रूयतामितिकर्तव्यं सर्वानेव ब्रवीमि वः ॥ ५ ॥

'હે સિદ્ધાર્થ ! વિજય ! જયન્ત ! અશોક ! નન્દન ! તમે બધા જ અહીંયા આવો. અત્યારે તમારે જે કરવાનું છે, તે હું તમને બતાવું છું તે તમે ધ્યાનપૂર્વક સાંભળો.'

पुरं राजगृहं गत्वा शीघ्रं शीघ्रजवैर्हयैः ।
त्यक्तशौकेरिदं वाच्यः शासनाद्भरतो मम ॥ ६ ॥

'તમે બધા શીઘ્રગામી ઘોડાઓ પર સવાર થઇને શીઘ્ર રાજગૃહ નામના નગરમાં જાઓ. ત્યાં શોકરહિત થઇને ભરતને (મારી આજ્ઞાથી) આ પ્રમાણે સંદેશ આપજો.'

पुरोहितस्त्वां कुशलं प्राह सर्वे च मन्त्रिणः ।
त्वरमाणश्च निर्याहि कृत्यमात्ययिकं त्वया ॥ ७ ॥

'પુરોહિત અને બધા મંત્રીઓએ આપને કુશળ કહેવડાવેલા છે અને સાથે એમ પણ કહ્યું છે કે તમે અહીંથી જલદી અયોધ્યા જવાને રવાના થઇ જાઓ, કેમકે તમારા દ્વારા કોઇ આવશ્યક કાર્ય કરાવવાનું છે.'

मा चास्मै प्रोषितं रामं मा चास्मै पितरं मृतम् ।
भवन्तः शंसिषुर्गत्वा राघवाणामिमं क्षयम् ॥ ८ ॥

'સાવધાન ! રઘુવંશીઓના તેજક્ષય = સર્વનાશના દુઃખદ સમાચાર કે શ્રીરામ વનમાં જતા રહ્યા અને મહારાજ દશરથ દિવંગત થઇ ગયા આ વાત ભરતને ન કહેશો.'



कौशेयानि च वस्त्राणि भूषणानि वराणि च ।
क्षिप्रमादाय राज्ञश्च भरतस्य च गच्छत ॥ ९ ॥

'કૈકેયરાજ અશ્વપતિ અને ભરતના માટે આ રેશમી વસ્ત્રો અને બહુમૂલ્ય સુંદર આભૂષણો લઇને તમે જલદી અહીંથી પ્રસ્થાન કરો.'

ततः प्रास्थानिकं कृत्वा कार्यशेषमनन्तरम् ।
वसिष्ठेनाभ्यनुज्ञाता दूताः सन्त्वरिता ययुः ॥ १० ॥

(મહર્ષિ વસિષ્ઠનાં આ વચન સાંભળીને) તે દૂતો યાત્રાની આવશ્યક સામગ્રી તથા ભાથું (માર્ગમાં ખાવાનું ભોજન) લઇને મહર્ષિ વસિષ્ઠજીની આજ્ઞાનુસાર સત્વર ત્યાંથી ચાલી નીકળ્યા.

पश्यन्तो विविधांश्चापि सिंहव्याघ्रमृगद्विपान् ।
ययुः पथाऽतिमहता शासनं भर्तुरीप्सवः ॥ ११ ॥

સ્વામીની આજ્ઞાનું પાલન કરવામાં સદા તત્પર રહેનારા તે દૂતો રસ્તામાં અનેક પ્રકારના વન્ય સિંહો, વાઘો, હરણો તથા હાથીઓને નિહાળતાં નિહાળતાં એ લાંબે માર્ગે ચાલ્યા જતા હતા.

ते श्रान्तवाहना दूता विकृष्टेन पथा ततः ।
गिरिव्रजं पुरवरं शीघ्रमासेदुरञ्जसा ॥ १२ ॥

ઘોડા થાકી ગયા તો પણ એ દૂતો એ લાંબો માર્ગ કાપીને ઝડપથી ગિરિવ્રજ = રાજગૃહ નામના કેકયરાજના શ્રેષ્ઠ નગર = રાજધાનીમાં પહોંચી ગયા.

भर्तुः प्रियार्थं कुलरक्षणार्थं भर्तुश्च वंशस्य परिग्रहार्थम् ।
अहेडमानास्त्वरया स्म दूता रात्र्यां तु ते तत्पुरमेव याताः ॥ १३ ॥



પોતાના સ્વામીનું પ્રિય કરવા માટે, રઘુકુળની રક્ષાને માટે તથા રઘુવંશની વ્યક્તિને રાજ્ય પ્રદાન કરાવવા માટે બહુ જ આદરપૂર્વક તે દૂતો સત્વર એ જ રાતમાં ગિરિવ્રજ નામની નગરીમાં દાખલ થયા.

## ૫૩ (ત્રેપનમો) સર્ગ ભરતનું દુઃસ્વપ્ન

यामेव रात्रिं ते दूताः प्रविशन्ति स्म तां पुरीम् ।
भरतेनापि तां रात्रिं स्वप्नो दृष्टोऽयमप्रियः ॥ १ ॥

જે રાતમાં તે દૂતો એ નગરમાં પ્રવિષ્ટ થયા તે જ રાતે ભરતે પણ એક અત્યંત અશુભ સ્વપ્ન જોયું.

व्युष्टामेव तु तां रात्रिं दृष्ट्वा तं स्वप्नमप्रियम् ।
पुत्रो राजाधिराजस्य सुभृशं पर्यतप्यत ॥ २ ॥

રાત્રિના પાછલા પહોરમાં દેખેલાં એ સ્વપ્નનું સ્મરણ કરીને રાજાધિરાજ દશરથના પુત્ર ભરત અત્યંત દુઃખી થયા.

तप्यमानं समाज्ञाय वयस्याः प्रियवादिनः ।
आयासं हि विनेष्यन्तः सभायां चक्रिरे कथाः ॥ ३ ॥

તેમને ગભરાયેલો જોઇને એમના સરખી વયના પ્રિયવાદી મિત્રો તેમની ઉદાસીનતા દૂર કરવાને માટે સભામાં જાત જાતની વાર્તાઓ કહેવા લાગ્યા.

वादयन्ति तथा शान्तिं लासयन्त्यपि चापरे ।
नाटकान्यपरे प्राहुर्हास्यानि विविधानि च ॥ ४ ॥

ભરતને ખુશ કરવા માટે તેઓમાંથી કેટલાક વાદ્ય વગાડવા લાગ્યા, તો કોઇ નાચવા લાગ્યા, કોઇ નખરાં કરવા લાગ્યા, કોઇ નાટક કરવા લાગ્યા, તો કોઇ પ્રહસન માટે ટુચકા કહેવા લાગ્યા.



स तैर्महात्मा भरतः सखिभिः प्रियवादिभिः ।
गोष्ठीहास्यानि कुर्वद्भिर्न प्राहृष्यत राघवः ॥ ५ ॥

ભરતનું પ્રિય ચાહનારા એ મિત્રોએ ભરતની પ્રસન્નતા માટે અનેક યત્નો કર્યા તો પણ ભરતજીની ઉદાસીનતા દૂર થઇ શકી નહી.

तमब्रवीत्प्रियसखो भरतं सखिभिर्वृतम् ।
सुहृद्भिः पर्युपासीनः किं सखे नानुमोदसे ॥ ६ ॥

મિત્રોની વચ્ચે બેઠેલા ભરતને તેના એક અત્યંત પ્રિય મિત્રે પૂછ્યું, 'હે મિત્ર ! અમે લોકોએ આટલા બધા પ્રયત્નો કર્યા છતાંયે આપ હર્ષિત કેમ થતા નથી ?'

एवं ब्रुवाणं सुहृदं भरतः प्रत्युवाच तम् ।
शृणु त्वं यन्निमित्तं मे दैन्यमेतदुपागतम् ॥ ७ ॥

મિત્રે આ પ્રમાણે પૂછ્યું એટલે ભરતજીએ ઉત્તર આપ્યો કે, 'મે મિત્ર ! હું કેમ ઉદાસ છું, તેનું કારણ જે છે તે તમે સાંભળો.'

स्वप्ने पितरमद्राक्षं मलिनं मुक्तमूर्धजम् ।
पतन्तमद्रिशिखरात्कलुषे गोमयह्रदे ॥ ८ ॥

'મેં સ્વપ્નમાં મારા પિતાજીને મલિન મુખવાળા, માથા પર છૂટા વાળવાળા અને પર્વતના શિખર ઉપરથી ગંદા ગોબરવાળા ધરામાં ગબડી પડતા જોયા.'



प्लवमानश्च मे दृष्टः स तस्मिन्गोमयह्रदे ।
पिबन्नञ्जलिना तैलं हसन्नपि मुहुर्मुहुः ॥ ९ ॥

'મેં એવું પણ જોયું કે પિતાજી એ છાણની તલાવડીમાં દેડકાની જેમ કૂદાકૂદ કરતાં, વારંવાર હસતા હસતાં, ખોબા ભરી ભરીને તેલ પી રહ્યા છે.'

ततस्तिलोदनं भुक्त्वा पुनः पुनरधःशिराः ।
तैलेनाभ्यक्तसर्वाङ्गस्तैलमेवावगाहत ॥ १० ॥

'મેં એવું પણ જોયું કે તે તલમિશ્રિત ભાત ખાઇને, આખા શરીરે તેલ લગાવીને, વારે વારે નીચું માથું રાખીને તેલમાં જ ડૂબકાં ખાતાં રહે છે.'

स्वप्नेऽपि सागरं शुष्कं चन्द्रं च पतितं भुवि ।
उपारुद्धां च जगतीं तमसेव समावृताम् ॥ ११ ॥

'મેં બીજું સ્વપ્ન એવું જોયું કે, 'સમુદ્ર સુકાઇ ગયો છે, ચંદ્રમા પૃથ્વીપર પડી ગયો છે અને આખુંય જગત અંધકારથી ઘેરાઇ (ને ગુંગળાઇ) ગયું છે.'

त्वरमाणश्च धर्मात्मा रक्तमाल्यानुलेपनः ।
रथेन खरयुक्तेन प्रयातो दक्षिणामुखः ॥ १२ ॥

'મહારાજા દશરથ શરીર પર લાલ ચંદન લગાવેલા, લાલ ફૂલોની માળા પહેરીને, ગધેડા જોડેલા રથમાં બેસીને ઉતાવળા ઉતાવળા દક્ષિણ દિશામાં જતા રહ્યા.'

एवमेतन्मया दृष्टमिमां रात्रिं भयावहाम् ।
अहं रामोऽथवा राजा लक्ष्मणो वा मरिष्यति ॥ १३ ॥



'રાત્રિમાં મેં આ પ્રકારનું ભયાનક સ્વપ્ન જોયું છે, તેનાથી નક્કી એવો બોધ થાય છે કે મારું, રામનું, મહારાજ દશરથનું અથવા લક્ષ્મણનું મૃત્યુ થવાનું છે.'

नरो यानेन यः स्वप्ने खरयुक्तेन याति ।
अचिरात्तस्य धूमाग्रं चितायां सम्प्रदृश्यते ॥ १४ ॥

'જે મનુષ્ય સ્વપ્નમાં ગધેડા જોડેલા રથમાં બેસીને પ્રવાસ કરતો દેખાય, તેની ચિતામાંથી ધુમાડો નીકળતો થોડાક જ દિવસોમાં દેખાય છે.'

एतन्निमित्त दीनोऽहं तन्न वः प्रतिपूजये ।
शुष्यतीव च मे कण्ठो न स्वस्थमिव मे मनः ॥ १५ ॥

'આ જ કારણથી હું દુઃખી છું. આ કારણથી મને તમારી લોકોની વાતો ગમતી નથી. મારું ગળુ સુકાતું જાય છે, અને મારું મન અસ્વસ્થ થઇ રહ્યું છે.'

## ૫૪ (ચોપનમો) સર્ગ ભરતનું અયોધ્યા માટે પ્રસ્થાન

भरते ब्रुवति स्वप्नं दूतास्ते क्लान्तवाहनाः ।
प्रविश्यासह्यपरिखं रम्यं राजगृहं पुरम् ॥ १ ॥

ભરત પોતાના ઈષ્ટમિત્રોને સ્વપ્નની વાત કહી જ રહ્યા હતા કે એટલામાં તો થાકયા-પાકયા (વાહનવાળા) અયોધ્યાના દૂતો દુર્લંઘ્ય પરિખા(ખાઇ)વાળા રમણીય રાજગૃહ નામના શહેરમાં પ્રવિષ્ટ થયા.



समागम्य च राजा च राजपुत्रेण चार्चिताः ।
राज्ञः पादौ गृहीत्वा तु तमूचुर्भरतं वचः ॥ २ ॥

દૂતોએ કેકયરાજ અશ્વપતિને મળીને અને રાજકુમાર યુધાજિતથી સત્કાર પામીને, મહારાજને પગે પડીને ભરતજીને કહ્યું.

पुरोहितस्त्वां कुशलं प्राह सर्वे च मन्त्रिणः ।
त्वरमाणश्च निर्याहि कृत्यमात्ययिकं त्वया ॥ ३ ॥

'પુરોહિત વસિષ્ઠે તથા બધાજ મંત્રીઓએ આપની કુશળતા પૂછેલી છે. અને કહ્યું છે કે તમે જલદી અયોધ્યા આવતા રહો, અહીંયાં તમારે એક અત્યંત આવશ્યક કાર્ય કરવાનું છે.'

इमानि च महार्हाणि वस्त्राण्याभरणानि च ।
प्रतिगृह्य विशालाक्ष मातुलस्य च दापय ॥ ४ ॥

'હે વિશાલાક્ષ ! એ લોકોએ આ મહામૂલાં વસ્ત્રો અને આભૂષણો મોકલાવ્યાં છે; તે આપ આપના મામાશ્રીને આપી દીઓ.'

प्रतिगृह्य तु तत्सर्वं स्वनुरक्तः सुहृज्जने ।
दूतानूवाच भरतः कामैः सम्प्रतिपूज्य तान् ॥ ५ ॥

ભરતજીએ એ બધી જ વસ્તુઓ લઇને ઘણા જ પ્રેમથી તે વસ્ત્રો અને આભૂષણો પોતાના નાનાને અને મામાને આપ્યાં. ત્યારપછી દૂતોનો દૂધ-નાસ્તા વગેરેથી સત્કાર કરીને ભરતજીએ દૂતોને પૂછ્યું.

कच्चित्सुकुशली राजा पिता दशरथो मम ।
कच्चिच्चारोगता रामे लक्ष्मणे च महात्मनि ॥ ६ ॥



'મારા પિતા મહારાજા દશરથ કુશળ તો છે ને ? મહાત્મા રામ અને લક્ષ્મણ સ્વસ્થ અને આનંદમાં છે ને ?'

आर्या च धर्मनिरता धर्मज्ञा धर्मदर्शिनी ।
अरोगा चापि कौसल्या माता रामस्य धीमतः ॥ ७ ॥

'ધર્મનાં અનુષ્ઠાનોમાં વ્યસ્ત, ધર્મજ્ઞ અને ધર્મનો ઉપદેશ કરનારી, આર્યા = ઉદારશીલા, એવી બુદ્ધિમાન રામની માતા કૌસલ્યાજી નીરોગી તો છે ને ?'

कच्चित्सुमित्रा धर्मज्ञा जननी लक्ष्मणस्य या ।
शत्रुघ्नस्य च वीरस्य साऽरोगा चापि मध्यमा ॥ ८ ॥

'ધર્મના મર્મને જાણવાવાળી, વીર લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા, વચલી રાણી સુમિત્રા કુશળ તો છે ને ?'

आत्मकामा सदा चण्डी क्रोधना प्राज्ञमानिनी ।
अरोगा चापि मे माता कैकेयी किमुवाच ह ॥ ९ ॥

'સદા સ્વાર્થમાં તત્પર, ઉગ્ર અને ક્રોધી-સ્વભાવવાળી, પોતાને સૌથી વધારે બુદ્ધિમાન સમજનારી મારી માતા કૈકેયી તો સ્વસ્થ છે ને ? ચાલતી વેળાએ એમણે મારા માટે શો સંદેશો કહાવ્યો છે ?'

एवमुक्तास्तु ते दूता भरतेन महात्मना ।
ऊचुः सप्रश्रयं वाक्यमिदं तं भरतं तदा ॥ १० ॥

બુદ્ધિમાન્ (મહાત્મા) ભરતજીનાં આ વચનો સાંભળીને દૂતોએ નમ્રતાપૂર્વક આ પ્રમાણે કહ્યું.



कुशलास्ते नरव्याघ्र येषां कुशलमिच्छसि ।
श्रीश्च त्वां वृणुते पद्मा युज्यतां चापि ते रथः ॥ ११ ॥

'હે પુરુષસિંહ ! આપ જેની કુશળતા ઈચ્છો છો તેઓ બધાજ કુશળ છે, હમણાં લક્ષ્મી આપનું વરણ (પસંદગી) કરવાને ઉદ્યત (તૈયાર) છે, માટે આપ યાત્રા અર્થે આપના રથને જલદી જોતરી લો.'

दूतैः सञ्चोदितो वाक्यं मातामहमुवाच ह ।
राजन् पितुर्गमिष्यामि सकाशं दूतचौदितः ॥ १२ ॥

એ દૂતોની પ્રેરણાથી ભરતે પોતાના નાનાને કહ્યું, 'હે રાજન્ ! હું પિતાજીની પાસે જવા માગું છું, કેમકે દૂતો મને લઇ ચાલવા માટે ઉતાવળ કરી રહ્યા છે.

भरतेनैवमुक्तस्तु नृपो मातामहस्तदा ।
तमुवाच शुभं वाक्यं शिरस्याघ्राय राघवम् ॥ १३ ॥

ભરતની આવી વાત સાંભળીને (માતામહ = નાના) કેકયરાજ અશ્વપતિએ ભરતનું માથું સૂંઘીને આ શુભ વાક્ય કહ્યું.

गच्छ तातानुजाने त्वां कैकेयी सुप्रजास्त्वया ।
मातरं कुशलं ब्रूयाः पितरं च परन्तप ॥ १४ ॥

'હે બેટા ! હું તને જવાની અનુમતિ આપું છું, કૈકેયી તારા જેવા પુત્રની પ્રાપ્તિ કરીને સુપુત્રવતી થયેલી છે. હે શત્રુસૂદન ! તમે ત્યાં પહોંચીને તમારા માતા-પિતાને મારાં કુશળ-ક્ષેમ કહેજો.'

पुरोहितं च कुशलं ये चान्ये द्विजसत्तमाः ।
तौ च तात महेष्वासौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १५ ॥



'પુરોહિત શ્રીવસિષ્ઠજીને, અન્ય-શ્રેષ્ઠ બ્રાહ્મણોને, ધનુર્ધારી શ્રીરામને તથા લક્ષ્મણને બંને ભાઇઓને મારાં કુશલ-ક્ષેમ કહી દેજો.'

तस्मै हस्त्युत्तमांश्चित्रान् कम्बलानजिनानि च ।
अभिसत्कृत्य कैकयो भरताय धनं ददौ ॥ १६ ॥

ભરતને વિદાય કરતી વેળાએ કેકયરાજે ઉત્તમ હાથી, બહુમૂલ્ય ચિત્રોવાળા ધૂંસા-ધાબળા અને મૃગચર્મો આ બધાંનાં વખાણ કરતાં કરતાં, ભરતને આપ્યાં.

ऐरावतानैन्द्रशिरान् नागान् वै प्रियदर्शनान् ।
खराञ्शीघ्रान्सुसंयुक्तान् मातुलोऽस्मै धनं ददौ ॥ १७ ॥

ભરતના મામા યુધાજિતે તેને ઐરાવત તથા ઐન્દ્ર જાતિના સુંદર હાથીઓ અને ઉત્તમ જાતિનાં શીઘ્રગામી ખચ્ચરો આપ્યાં.

अन्तःपुरेऽतिसंवृद्धान् व्याघ्रवीर्यबलान्वितान् ।
दंष्ट्रायुधान्महाकायाञ्शुनश्चोपायनं ददौ ॥ १८ ॥

આ ઉપરાંત અંતઃપુરમાં ઉછેરેલા, મહાકાય, અને બળ-પરાક્રમમાં વાઘ જેવા, મોટા મોટા દાંતવાળા કેટલાય બધા કૂતરા પણ ભરતજીને ભેટ આપ્યા.

स दत्तं केकयेन्द्रेण धनं तन्नाभ्यनन्दत ।
भरतः कैकेयीपुत्रो गमनत्वरया तदा ॥ १९ ॥

કેકયરાજ દ્વારા આપેલી એ બધી વસ્તુઓને પ્રાપ્ત કરીને પણ ભરતજી પ્રસન્ન ન થયા, કેમકે કૈકેયીનંદન ભરત એ ટાણે જવાની ઉતાવળમાં હતા.



स मातामहमापृच्छ्य मातुलं च युधाजितम् ।
रथमारुह्य भरतः शत्रुघ्नसहितो ययौ ॥ २० ॥

આ પ્રમાણે નાના અશ્વપતિ અને મામા યુધાજિતની આજ્ઞા માગી શત્રુઘ્ન સહિત રથમાં સવાર થઇને ભરતે ત્યાંથી પ્રસ્થાન કર્યું.

## પપ (પંચાવનમો) સર્ગ ભરતનું અયોધ્યામાં આગમન

स प्राङ्मुखो राजगृहादभिनिर्याय वीर्यवान् ।
भरतः क्षिप्रमागच्छत्सुपरिश्रान्तवाहनः ॥ १ ॥

પરાક્રમી ભરત રાજગૃહથી નીકળીને પૂર્વમાં ચાલ્યા અને ઘોડા થાકી ગયેલા તો પણ બહુ જલદી તેઓ અયોધ્યાનગરીમાં પહોંચી ગયા.

अयोध्यामग्रतो दृष्ट्वा सारथिं वाक्यमब्रवीत् ।
एषा नातिप्रतीता मे पुण्योद्याना यशस्विनी ॥ २ ॥

અયોધ્યાને દૂરથી જ દેખીને રાજકુમાર ભરતે સારથિને કહ્યું. કે 'આ શહેર જગત્ પ્રસિદ્ધ સ્વચ્છ અને લીલાછમ ઉદ્યાનોવાળી યશસ્વી અયોધ્યા નગરી પ્રતીત થતી નથી.'

यज्वभिर्गुणसम्पन्नैर्ब्राह्मणैर्वेदपारगैः ।
भूयिष्ठमृद्धैराकीर्णा राजर्षिपरिपालिता ॥ ३ ॥
अयोध्यायां पुरा शब्दः श्रूयते तुमुलो महान् ।
समन्तान्नरनारीणां तमद्य न शृणोम्यहम् ॥ ४ ॥



'અત્યંત સમૃદ્ધિશાળી, રાજર્ષિઓએ પાલન કરેલી અયોધ્યાપુરીમાં અગાઉ યજ્ઞકર્તા, ગુણવાન, વેદપારંગત એવા વિદ્વાનોના વેદપાઠનો તુમુલ ધ્વનિ સંભળાતો હતો, ચારે તરફ નર-નારીઓનો કોલાહલ સંભળાતો હતો, એમાંનું આજે મને કંઇ જ સંભળાતું નથી.'

न ह्यत्र यानैर्दृश्यन्ते न गजैर्न च वाजिभिः ।
निर्यान्तो वाऽभियान्तो वा नरमुख्या यथापुरम् ॥ ५ ॥

'રથ, હાથી અને ઘોડા ઉપર સવાર થઇને અગાઉ જે લોકો આવતા-જતા દેખાતા હતા તેવા આજે દેખાતા નથી.'

अनिष्टानि च पापानि पश्यामि विविधानि च ।
निमित्तान्यमनोज्ञानि तेन सीदति मे मनः ॥ ६ ॥

'અનેક પ્રકારનાં અનિષ્ટોને તથા દુષ્કૃત્યોને અને અણગમતાં નિમિત્તોને દેખીને મારું મન દુઃખી થઇ રહ્યું છે.'

सर्वथा कुशलं सूत दूर्लभं मम बन्धुषु ।
तथा ह्यसति संमोहे हृदयं सीदतीव मे ॥ ७ ॥

'હે સૂત ! આ અમંગળ દશ્યોને જોઇને મને એમ લાગે છે કે અમારા સગાં-વહાલાંઓની કુશળતા અતિ દુર્લભ છે. ગભરાટનું કોઇ કારણ નથી, તો પણ મારું હૃદય ફડફડે છે.'

किमहं त्वरयानीतः कारणेन विनाऽनघ ।
अशुभाशङ्कि हृदयं शीलं च पततीव मे ॥ ८ ॥

'હે નિષ્પાપ ! કંઇ પણ કારણ બતાવ્યા વિના જ મને અચાનક અયોધ્યા બોલાવી લીધો છે. તેથી મારા મનમાં અનેક પ્રકારની અશુભ શંકાઓ ઉત્પન્ન થઇ રહી છે અને ધીરજ ખૂટતી જાય છે.'



श्रुता नो यादृशाः पूर्वं नृपतीनां विनाशने ।
आकारांस्तानहं सर्वानिह पश्यामि सारथे ॥ ९ ॥

'હે સારથિ ! રાજાઓનાં મૃત્યુ સમયે જે જે અમાંગલિક લક્ષણો અને આકાર-પ્રકારો મેં સાંભળેલાં હતાં, તે બધાં મને આજે અહીંયા દેખાઇ રહ્યાં છે !'

अलक्ष्मीकानि पश्यामि कुटुम्बिभवनान्यहम् ।
अपेतमाल्यशोभान्यप्यसंमृष्टाजिराणि च ॥ १० ॥

'મને ગૃહસ્થોનાં ભવનો ધજાઓ અને તોરણો વગરનાં દેખાય છે, કોઇપણ ગૃહસ્થનાં દ્વારો ઉપર ફૂલમાળાઓ લટકતી દેખાતી નથી. બધાં ઘરોનાં આંગણાં વાળ્યા વિનાનાં પડ્યાં છે !'

दृश्यन्ते वणिजोऽप्यद्य न यथापूर्वमत्र वै ।
ध्यानसंविग्नहृदया नष्टव्यापारयन्त्रिताः ॥ ११ ॥

'અહીંના વેપારીઓ પણ પહેલાં જેવા પ્રફુલ્લ-ચિત્તવાળા દેખાતા નથી. એમનાં હૃદયો ચિંતાથી ઉદ્‌વેગવાળાં થઇ રહ્યાં છે અને વેપાર નષ્ટ થવાથી એમની ગતિ અટકી ગઇ છે.'

मलिनं चाश्रुपूर्णाक्षं दीनं ध्यानपरं कृशम् ।
सस्त्रीपुंसं च पश्यामि जनमुत्कण्ठितं पुरे ॥ १२ ॥

'મેલાં કપડાં પહેરેલાં, અશ્રુભીની આંખોવાળાં, રાંક, વિચારમગ્ન, દુબળાં-પાતળાં અને ગભરાએલાં સ્ત્રી-પુરુષો જ મને નગરમાં દેખાય છે.'

बहूनि पश्यन् मनसोऽप्रियाणि
यान्यन्यदा नात्र पुरे बभूवुः ।
अवाक्शिरा दीनमना न हृष्टः
पितुर्महात्मा प्रविवेश वेश्म ॥ १३ ॥



આ અગાઉ કદીપણ જે દૃશ્યોને અયોધ્યામાં દીઠાં ન હતાં તેવાં અનેક અપ્રિય દૃશ્યો દેખીને માથું નીચું રાખી, હરખ વિહોણા ભરતજી પોતાના પિતા મહાત્મા દશરથના ગૃહમાં પેઠા.

## ૫૬ (છપ્પનમો) સર્ગ ભરતનો સંતાપ

अपश्यंस्तु ततस्तत्र पितरं पितुरालये ।
जगाम भरतो द्रष्टुं मातरं मातुरालये ॥ १ ॥

પિતાજીને તેમનાં ભવનમાં ન જોઇને ભરતજી પોતાની માતાના દર્શન કરવાને માટે માતાના ગૃહમાં ગયા.

अनुप्राप्तं तु तं दृष्ट्वा कैकेयी प्रोषितं सुतम् ।
उत्पपात तदा हृष्टा त्यक्त्वा सौवर्णमासनम् ॥ २ ॥

ઘણા દિવસો પછી પ્રવાસમાંથી પાછા આવેલા પોતાના પુત્ર ભરતને જોઇને કૈકેયી હરખાતી હરખાતી સોનાના આસન પરથી ઊઠીને ઊભી થઇ.

स प्रविश्यैव धर्मात्मा स्वगृहं श्रीविवर्जितम् ।
भरतः प्रतिजग्राह जनन्याश्चरणौ शुभौ ॥ ३ ॥

મહાત્મા ભરતે પોતાની માતાના શોભા વગરના ઘરમાં પ્રવેશ કરી માતાનાં શુભ ચરણોનો સ્પર્શ કરીને પ્રણામ કર્યા.



तं मूर्ध्नि समुपाघ्राय परिष्वज्य यशस्विनम् ।
अङ्के भरतमारोप्य प्रष्टुं समुपचक्रमे ॥ ४ ॥

કૈકેયીએ ભરતજીને ખોળામાં બેસાડીને તેનું માથું સૂંઘ્યું અને તેને ભેટીને પૂછવા લાગી,

आर्यकस्ते सुकुशली युधाजिन्मातुलस्तव ।
प्रवासाच्च सुखं पुत्र सर्वं मे वक्तुमर्हसि ॥ ५ ॥

'હે બેટા ! તારા નાના અશ્વપતિ અને મામા યુધાજિત તો કુશળ પૂર્વક છે ને ? પ્રવાસમાં તો તું સુખેથી રહ્યો ને ? આ બધું મને બતાવ'

एवं पृष्टस्तु कैकेय्या प्रियं पार्थिवनन्दनः।
आचष्ट भरतः सर्वं मात्रे राजीवलोचनः ॥ ६ ॥

માતાએ આ પ્રિય પ્રશ્નો પૂછવાથી કમળનેત્ર રાજપુત્ર ભરતે પોતાની માતાને ત્યાંનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

अम्बायाः कुशली तातो युधाजिन्मातुलश्च मे ।
यदहं प्रष्टुमिच्छामि तदम्बा वक्तुमर्हसि ॥ ७ ॥

'આપના પૂજ્ય પિતા (અને) મારા નાના તથા મામા યુધાજિત કુશળપૂર્વક છે. હે માતા ! હવે હું જે કંઈ પૂછું તે મને બતાવો.'

शून्योऽयं शयनीयस्ते पर्यङ्को हेमभूषितः ।
न चायमिक्ष्वाकुजनः प्रहृष्टः प्रतिभाति मे ॥ ८ ॥



'આપનો સુવર્ણ-વિભૂષિત આ પલંગ મહારાજના વિના સૂનો કેમ છે ? રાજ્યના નોકરો પણ મને પ્રસન્ન નથી દેખાતા !'

राजा भवति भूयिष्ठमिहाम्बाया निवेशने ।
तमहं नाद्य पश्यामि द्रष्टुमिच्छन्निहागतः ॥ ९ ॥

'ઘણું કરીને મહારાજ આપના જ ભવનમાં રહેતા હતા, એમ સમજીને હું એમનાં દર્શન કરવાને માટે અહીંયા આવ્યો છું, કિંતુ હું એમને અહીં પણ દેખતો નથી.'

पितुर्ग्रहीष्ये चरणौ तं ममाख्याहि पृच्छतः ।
आहोस्विदम्ब ज्येष्ठायाः कौसल्याया निवेशने ॥ १० ॥

'મને બતાવો કે પિતાજી ક્યાં છે ? હું એમનાં ચરણયુગલમાં પ્રણામ કરીશ. પિતાજી જ્યેષ્ઠ માતા કૌસલ્યાના નિવાસ સ્થાનમાં તો નથી ને ?'

तं प्रत्युवाच कैकेयी प्रियवद् घोरमप्रियम् ।
अजानन्तं प्रजानन्तो राज्यलोभेन मोहिता ॥ ११ ॥

રાજ્ય લોભથી મોહિત સંપૂર્ણ વૃત્તાંતને જાણવાવાળી કૈકેયી મહારાજના વૃત્તાંતને ન જાણવાવાળા ભરતને ગમતી વાતના રૂપમાં આ અણગમતું વચન બોલી.

या गतिः सर्वभूतानां तां गतिं ते पिता गतः ।
राजा महात्मा तेजस्वी यायजूकः सतां गति ॥ १२ ॥

'પુત્ર ! જે ગતિ બધાં જ પ્રાણીઓની થાય છે, તે જ ગતિને તારા પૂજ્ય પિતાજી પણ પ્રાપ્ત થયા છે. તેજસ્વી, યજ્ઞશીલ મહાત્મા દશરથ સજ્જનોની ગતિને પ્રાપ્ત થયા છે.'



तत् श्रुत्वा भरतो वाक्यं हा हतोऽस्मीत्युक्त्वा शुचिः ।
पपात सहसा भूमौ पितृशोकबलार्दितः ॥ १३ ॥

કૈકેયીની આ વાત સાંભળીને નિષ્કપટ ભરત પિતૃશોકથી વ્યાકુળ થઇ ગયા, તે 'હાય, હાય ! હું મરાઇ ગયો !' આમ બોલીને તરત જ જમીન પર પડી ગયા.

स रुदित्वा चिरं कालं भूमौ विपरिवृत्य च ।
जननीं प्रत्युवाचेदं शोकैर्बहुभिरावृतः ॥ १४ ॥

લાંબો સમય ભૂમિ પર પડ્યા પડ્યા રોતા રહીને શોકાક્રાંત ભરતે પોતાની માતાને કહ્યું,

अभिषेक्ष्यति रामं नु राजा यज्ञं नु यक्ष्यते ।
इत्यहं कृतसङ्कल्पो हृष्टो यात्रामयासिषम् ॥ १५ ॥

'હે માતા ! મહારાજ શ્રીરામનો રાજ્યાભિષેક કરશે અને તેઓ પોતે કોઇ યજ્ઞનું અનુષ્ઠાન કરશે એવા સંકલ્પ કરીને પ્રસન્ન થઇ મેં મારી યાત્રા આરંભ કરી હતી.'

तदिदं ह्यन्यथाभूतं व्यवदीर्णं मनो मम ।
पितरं यो न पश्यामि नित्यं प्रियहिते रतम् ॥ १६ ॥

'પરંતુ અહીં તો હું ઊલટું જ જોઇ રહ્યો છું. મારા સદા હિતૈષી પિતાજીને ન દેખ્યા, તે કારણથી મારું હૃદય ચીરાઇ જાય છે.'

अम्ब केनात्यगाद्राजा व्याधिना मय्यनागते ।
धन्या रामादयः सर्वे यैः पिता संस्कृतः स्वयम् ॥ १७ ॥



'હે માતા ! પિતાજીને એવો તે કયો રોગ થયો હતો કે મારાં આવ્યાં પહેલાં જ તેઓ પરલોકવાસી થઇ ગયા ? શ્રીરામ વગેરે ભાઇઓ ધન્ય છે કે તેઓએ પિતાજીનો અંત્યેષ્ટિ સંસ્કાર કર્યો.'

क्व स पाणिः सुखस्पर्शस्तातस्याक्लिष्टकर्मणः ।
येन मां रजसा ध्वस्तमभीक्ष्णं परिमार्जति ॥ १८ ॥

'હા ! જે સુખસ્પર્શવાળો મહારાજનો હાથ કયાં ગયો, જેનાથી મહારાજ મારા ધૂળથી ખરડાએલા શરીરને ઝાટકતા રહેતા હતા.'

यो मे भ्राता पिता बन्धुर्यस्य दासोऽस्मि धीमतः ।
तस्य मां शीघ्रमाख्याहि रामस्याक्लिष्टकर्मणः ॥ १९ ॥

'ઠીક, જે હવે મારા ભાઇ, પિતા અને બંધુ છે, જે બુદ્ધિમાનનો હું દાસ છું, તે સરલ સ્વભાવવાળા શ્રીરામ કયાં છે, એ મને જલદી બતાવો.'

पिता हि भवति ज्येष्ठो धर्ममार्यस्य जानतः ।
तस्य पादौ ग्रहीष्यामि स हीदानीं गतिर्मम ॥ २० ॥

'ધર્માનુરાગી અને વિવેકીજનો માટે મોટો ભાઇ જ પિતા તુલ્ય હોય છે, અત્યારે તો એ જ મારો આશરો છે. હું એમના પગમાં પડીશ.'

धर्मविद्धर्मनित्यश्च सत्यसन्धो दृढव्रतः ।
आर्यः किमब्रवीद्राजा पिता मे सत्यविक्रमः ॥ २१ ॥

'ધર્મને જાણવાવાળા, ધર્મનું અનુષ્ઠાન કરનારા, સત્યપ્રતિજ્ઞ અને દઢવ્રત પૂજ્ય પિતાજી મારા વિષયમાં શી આજ્ઞા કરી ગયા છે ?'



पश्चिमं साधु सन्देशमिच्छामि श्रोतुमात्मनः ।
इति पृष्टा यथातत्त्वं कैकेयी वाक्यमब्रवीत् ॥ २२ ॥

'હું મારા વિષયમાં પિતાજીનો અંતિમ સંદેશ સાંભળવા માગું છું.' ભરતે આમ પૂછ્યું ત્યારે કૈકેયીએ યથાર્થ વાત કહી દીધી.

रामेति राजा विलपन् हा सीते लक्ष्मणेति च ।
स महात्मा परं लोकं गतो गतिमतां वरः ॥ २३ ॥

તમારા પિતાજી 'હા ! રામ ! હા લક્ષ્મણ ! હા સીતા ! આ પ્રકારનો વિલાપ કરતાં કરતાં પરલોકવાસી થઇ ગયા.

इमां तु पश्चिमां वाचं व्याजहार पिता तव ।
कालधर्मपरिक्षिप्तः पाशैरिव महागजः ॥ २४ ॥

બંધનોથી બાંધી રાખેલા ગજરાજની જેમ કાલધર્મથી (બંધાએલા) વિવશ તમારા પિતાજીએ અંતકાળે એમ કહ્યું હતું કે,

सिद्धार्थास्ते नरा राममागतं सीतया सह ।
लक्ष्मणं च महाबाहुं द्रक्ष्यन्ति पुनरागतम् ॥ २५ ॥

'જે લોકો સીતા સહિત શ્રીરામને અને મહાબાહુ લક્ષ્મણને વનમાંથી પરત આવેલા દેખશે તેઓ ખરેખર સિદ્ધ-મનોરથ હશે. (નસીબદાર લોકો જ રામને પરત આવેલા જોઇ શકશે)'

तत् श्रुत्वा विषसादैवं द्वितीयाप्रियशंसनात् ।
विषण्णवदनो भूत्वा भूयः पप्रच्छ मातरम् ॥ २६ ॥



આ બીજી અપ્રિય વાતને સાંભળીને ભરતજી અધિકતર દુઃખી થયા. પુનઃ ઉદાસ મોંએ ભરતજીએ માતાજીને પૂછ્યું.

क्व चेदानीं स धर्मात्मा कौसल्यानन्दवर्धनः ।
लक्ष्मणेन सह भ्रात्रा सीतया च समं गतः ॥ २७ ॥

માતા ! તેઓ કોસલ્યાના આનંદને વધારવાવાળા ધર્માત્મા રામ ભાઇ લક્ષ્મણ અને સીતાજીને સાથે ગયેલા તે હમણાં ક્યાં છે ?

तथा पृष्टा यथातत्त्वमाख्यातुमपचक्रमे ।
माताऽस्य युगपद्वाक्यं विप्रियं प्रियशंसया ॥ २८ ॥

ભરતે આ પ્રકારે પૂછ્યું તેથી કૈકેયી સમજી ગઇ કે રામ વનમાં ગયા એમ જાણીને ભરત પ્રસન્ન થશે; એટલે મહારાજ દશરથના મરણની વાત કીધા પછી તેણે બીજી અપ્રિય વાત કહેવાનો આરંભ કર્યો.

स हि राजसुतः पुत्र चीरवासा महावनम् ।
दण्डकान् सह वैदेह्या लक्ष्मणनुचरो गतः ॥ २९ ॥

'હે બેટા ! તે રાજકુમાર રામ વલ્કલ-વસ્ત્ર ધારણ કરીને સીતા અને લક્ષ્મણની સાથે દંડક નામના મહાવનમાં ચાલ્યા ગયા છે.'

तत् श्रुत्वा भरतस्त्रस्तो भ्रातुश्चारित्रशङ्कया ।
स्वस्य वंशस्य माहात्म्यात्प्रष्टुं समुपचक्रमे ॥ ३० ॥

રામ-વનવાસની વાત સાંભળીને ભાઇના ચરિત્રની આશંકાથી ભરત સંત્રસ્ત થઇ ગયા. પોતાના વંશના માહાત્મ્ય તથા કીર્તિને લક્ષ્યમાં રાખીને ભરતજીએ પોતાની માતાને પૂછ્યું.



कच्चिन्न ब्राह्मणधनं हृतं रामेण कस्यचित् ।
कच्चिन्नाढ्यो दरिद्रो वा तेनापापो विहिंसितः ॥ ३१ ॥

'હે માતા ! શું રામે કોઈ બ્રાહ્મણનું ધન ઝૂંટવી લીધું હતું ? અથવા શું રામે કોઈ નિરપરાધી ધનાઢ્ય અથવા ગરીબની હત્યા કરી હતી ?'

कच्चिन्न परदारान्वा राजपुत्रोऽभिमन्यते ।
कस्मात्स दण्डकारण्ये भ्राता रामो विवासितः ॥ ३२ ॥

શું (રાજપુત્ર) રામે કોઈ પરસ્ત્રી પર કુદષ્ટિ કરી હતી ? મારા ભાઈ રામને કયા અપરાધનાં કારણથી વનમાં રહેવાનું થયું ?

एवमुक्ता तु कैकेयी भरतेन महात्मना ।
उवाच वचनं हृष्टा मूढा पण्डितमानिनी ॥ ३३ ॥

મહાત્મા ભરતે આ પ્રમાણે પૂછ્યું એટલે પોતાની જાતને પંડિતા માનવા વાળી તે મૂર્ખી હરખાઈને કહેવા લાગી.

न ब्राह्मणधनं किञ्चिद् धृतं रामेण धीमतः ।
कश्चिन्नाढ्यो दरिद्रो वा तेनापापो विहिंसितः ॥
न रामः परदारांश्च चक्षुर्भ्यामपि पश्यति ॥ ३४ ॥

'વત્સ ! બુદ્ધિમાન રામે ન તો કોઈ બ્રાહ્મણનું ધન ખૂંચવી લીધું, ન તો કોઈ ધની અથવા દરિદ્રનો વધ કર્યો. વળી રામ પરસ્ત્રીને તો ઊંચી આંખો કરીને પણ જોતા જ નથી.'

मया तु पुत्र श्रुत्वैव रामस्यैवाभिषेचनम् ।
याचितस्ते पिता राज्यं रामस्य च विवासनम् ॥ ३५ ॥



'હે પુત્ર ! જ્યારે મેં રામના રાજ્યાભિષેકની વાત સાંભળી ત્યારે મેં તમારા માટે રાજ્ય અને રામના માટે વનવાસ તમારા પિતાજીની પાસેથી માંગ્યા.

स स्ववृत्तिं समास्थाय पिता ते तत्तथाऽकरोत् ।
रामश्च सह सौमित्रिः प्रेषितः सह सीतया ॥ ३६ ॥

તમારા સત્ય પ્રતિજ્ઞાવાળા પિતાજીએ મારી માગણીનો સ્વીકાર કરીને લક્ષ્મણ અને સીતાની સાથે રામને વનવાસ આપી દીધો.

तमपश्यन्प्रियं पुत्रं महीपालो महायशाः ।
पुत्रशोकपरिद्यूनः पञ्चत्वमुपपेदिवान् ॥ ३७ ॥

'મહાયશસ્વી મહારાજ દશરથ પોતાના પ્રિય પુત્ર રામને ન દેખવાના કારણે પુત્ર-શોકથી પીડાઈને પંચત્વને પામ્યા.'

त्वया त्विदानीं धर्मज्ञ राजत्वमवलम्ब्यताम् ।
त्वत्कृते हि मया सर्वमिदमेवंविधं कृतम् ॥ ३८ ॥

'હે ધર્મજ્ઞ ! હવે તમે રાજપદનો સ્વીકાર કરો, કેમકે મેં આ બધું જ તમારા જ માટે કરેલું છે.'

तत्पुत्र शीघ्रं विधिना विधिज्ञैः
वसिष्ठमुख्यैः सहितो द्विजेन्द्रैः ।
सङ्काल्य राजानमदीनसत्त्व-
मात्मानमुर्व्यामभिषेचयस्व ॥ ३९ ॥

'એટલા માટે હે પુત્ર ! તમે વિધિના જાણકાર વસિષ્ઠાદિ પ્રમુખ દ્વિજોની સાથે મળીને તમારા મહાપરાક્રમી પિતાનો અંત્યેષ્ટિ સંસ્કાર કરાવો તથા પૃથ્વીપતિના પદ પર તમારો અભિષેક કરાવો.'



## ૫૭ (સત્તાવનમો) સર્ગ ભરતે કરેલી કૈકેયીની નિંદા

श्रुत्वा तु पितरं वृत्तं भ्रातरौ च विवासितौ ।
भरतो दुःखसन्तप्त इदं वचनमब्रवीत् ॥ १ ॥

પિતાજીનાં મરણ અને બન્ને ભાઈઓના વનવાસનો વૃત્તાંત જાણીને દુઃખથી દુભાએલા ભરતજી કૈકેયીને કહેવા લાગ્યા કે,

किन्नु कार्यं हतस्येह मम राज्येन शोचतः ।
विहीनस्याथ पित्रा च भ्रात्रा पितृसमेन च ॥ २ ॥

'પિતા અને પિતા-તુલ્ય ભાઈ વગરનો થઈ જવાથી મારો તો સર્વનાશ થઈ ગયો. આવી દુઃખદ દશામાં મારે રાજ્યનું શું કામ છે ?'

दुःखे मे दुःखमकरोर्व्रणे क्षारमिवादधाः ।
राजानं प्रेतभावस्थं कृत्वा रामं च तापसम् ॥ ३ ॥

'તું મહારાજ દશરથનાં મરણનું કારણ બની છે અને રામને વનવાસી પણ તેં જ બનાવ્યા છે. મને દુઃખ ઉપર દુઃખ આપીને તેં ઘાવ ઉપર નમક ભભરાવેલું છે.'

मृत्युमापादितो राजा त्वया मे पापदर्शिनि ।
सुखं परिहृतं मोहात् कुलेऽस्मिन् कुलपांसनि ॥ ४ ॥

'અરે પાપિણી ! તારા વડે જ રાજા દશરથ મૃત્યુ પામ્યા. અરે કુલનાશિની ! તેં મોહવશ થઈને આ કુળનાં સંપૂર્ણ સુખ અને વૈભવનો વિનાશ કરી નાખ્યો.'



ननु त्वार्योऽपि धर्मात्मा त्वयि वृत्तिमनुत्तमाम् ।
वर्तते गुरुवृत्तिज्ञो यथा मातरि वर्तते ॥ ५ ॥

'મારા મોટાભાઈ ધર્માત્મા રામ તમારી સાથે સદા ઉત્તમ વ્યવહાર જ કરતા રહ્યા છે, વડીલોનાં ચરણ-ચિહ્નો પર ચાલનારા તેઓ પોતાની જનેતા કૌસલ્યાની જેવી જ સેવા તમારી પણ કરતા હતા.'

तथा ज्येष्ठा हि मे माता कौसल्या दीर्घदर्शिनी ।
त्वयि धर्मं समास्थाय भगिन्यामिव वर्तते ॥ ६ ॥

ભાવી વિપદાને જાણતી હોવા છતાં પણ મારી જ્યેષ્ઠ માતા કૌસલ્યા તારી જોડે સગી બહેન જેવો જ વ્યવહાર પોતાનો ધર્મ સમજીને કરતી રહી છે.'

तस्याः पुत्रं महात्मानं चीरवल्कलवाससम् ।
प्रस्थाप्य वनवासाय कथं पापे न शोचसि ॥ ७ ॥

એવી સરલ સ્વભાવની કૌસલ્યાના ધર્માત્મા પુત્રને ચીર અને વલ્કલ વસ્ત્રો પહેરાવીને તેં વનમાં મોકલાવી દીધા ! ઓ પાપિણી ! તો પણ તને જરાયે દુઃખ કેમ થતું નથી ! તને તેનો પસ્તાવો કેમ નથી થતો ?

अपापदर्शनं शूरं कृतात्मानं यशस्विनम् ।
प्रव्राज्य चीरवसनं किन्नु पश्यसि कारणम् ॥ ८ ॥

'પવિત્ર આત્માવાળા, વીર, યશસ્વી અને ઉદાર રામને વલ્કલ વસ્ત્રો પહેરાવી વનમાં મોકલાવીને તેં કયું ફળ પ્રાપ્ત કર્યું ?'

अहं हि पुरुषव्याघ्रावपश्यन् रामलक्ष्मणौ ।
केन शक्तिप्रभावेन राज्यं रक्षितुमुत्सहे ॥ ९ ॥



'પુરુષસિંહ રામ અને લક્ષ્મણની અનુપસ્થિતિમાં હું કઈ શક્તિના પ્રભાવથી રાજ્યની રક્ષા કરવાનો ઉત્સાહ ટકાવી રાખું ?'

अथवा मे भवेच्छक्तिर्योगैर्बुद्धिबलेन वा ।
सकामां न करिष्यामि त्वामहं पुत्रगर्धिनीम् ॥ १० ॥

'અથવા માનો કે હું સામ-દામ વગેરે ઉપાયો અને બુદ્ધિબળથી આ રાજ્યનો ભાર ઉઠાવી પણ લઉં તો પણ તારા, પુત્રપ્રેમની લાલચુડીના આવા મનોરથો હું પૂરા નહીં જ થવા દઉં.'

उत्पन्ना तु कथं बुद्धिस्तवेयं पापदर्शिनि ।
साधुचारित्रविभ्रष्टे पूर्वेषां नो विगर्हिता ॥ ११ ॥

'અરે પાપદર્શિની ! અમારા પૂર્વજોની પ્રણાલિકાને કલંકિત કરવાની આ પાપપૂર્ણ બુદ્ધિ તારામાં કેવી રીતે ઉત્પન્ન થઇ ?'

अस्मिन् कुले हि पूर्वेषां ज्येष्ठो राज्येऽभिषिच्यते ।
अपरे भ्रातरस्तस्मिन्प्रवर्तन्ते समाहिताः ॥ १२ ॥

'રઘુવંશની આ પરંપરા છે કે જયેષ્ઠભાઇ હોય તે જ રાજ્યનો અધિકારી હોય છે અને નાના ભાઇઓ તેના અધીન રહીને બધું કામ કરે છે.'

न तु कामं करिष्यामि तवाहं पापनिश्चये ।
निवर्तयिष्यामि वनाद् भ्रातरं स्वजनप्रियम् ॥ १३ ॥

'હે પાપી મનોવૃત્તિવાળી ! હું તારી આ મનોકામનાની પૂર્તિ કદી થવા દઇશ નહીં. હું સ્વજનપ્રિય એવા મારા ભાઇ રામને વનમાંથી પાછા તેડી આવીશ.'



किन्नु तेऽदूषयद्राजा रामो वा भृशधार्मिकः ।
ययोर्मृत्युर्विवासश्च त्वत्कृते तुल्यमागतौ ॥ १४ ॥

'અરે, તું એ તો બતાવ કે મહારાજે અને પરમધાર્મિક રામે તારું શું બગાડ્યું હતું ! કે તેં મહારાજને મૃત્યુ અને રામને વનવાસનું પ્રદાન કર્યું ?'

त्वत्कृते मे पिता वृत्तो रामश्चारण्यमाश्रितः ।
अयशो जीवलोके च त्वयाहं प्रतिपादितः ॥ १५ ॥

'તારાં કારણે મારા પિતાજી મૃત્યુનો કોળિયો બની ગયા અને મારા ભાઇ રામે અરણ્યમાં આશ્રય લીધો. આ સંસારમાં મારા માટે તેં અપયશનાં જ બીજ વાવેલાં છે.'

न त्वमश्वपतेः कन्या धर्मराजस्य धीमतः ।
राक्षसी तत्र जातासि कुलप्रध्वंसिनी पितुः ॥ १६ ॥

'તું બુદ્ધિમાન અને ધર્માત્મા અશ્વપતિની કન્યા કહેવડાવાને લાયક જ નથી. મારા પિતાના કુળનો નાશ કરનારી તું તેમનાં ઘરમાં રાક્ષસી પેદા થઇ છો.'

अङ्गप्रत्यङ्गजः पुत्रो हृदयाच्चापि जायते ।
तस्मात्प्रियतमो मातुः प्रिया एव तु बान्धवाः ॥ १७ ॥

'પુત્ર માતાનાં અંગ-પ્રત્યંગ અને હૃદયકમલથી ઉત્પન્ન થાય છે. એટલે જ તે માતાને અતિ અધિક પ્રિય લાગે છે. બીજા સગાઓ તો કેવળ પ્રિય જ લાગે છે. (આવી પરમ પ્રિય વસ્તુનો વિયોગ માતાના માટે કેટલો દુઃખદાયક થઇ પડશે તેનો વિચાર પણ તેં નથી કર્યો)



**ટિપ્પણી :** ✱ *આ શ્લોકનું 'શતપથ બ્રાહ્મણ'ના નીચેનાં વચન સાથે સામ્ય રહેલું છે,*

*अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे (શતપથ બ્રા૦ ૧૪-૯-૪-૮)*

आंनाय्य च महाबाहुं कौसल्याया महाबलम् ।
स्वयमेव प्रवेक्ष्यामि वनं मुनिनिषेवितम् ॥ १८ ॥

'હું મહાબલી, વિશાળ ભુજાઓવાળા કૌસલ્યાનંદન રામને વનમાંથી પાછાં લાવીને, સ્વયં મુનિઓના વાસવાળા વનમાં પ્રવેશ કરીશ.'

अहमप्यवनिं प्राप्ते रामे सत्यपराक्रमे ।
कृतकृत्यो भविष्यामि विप्रवासितकल्मषः ॥ १९ ॥

'સત્ય પરાક્રમી ભ્રાતા રામ અયોધ્યામાં પાછા આવી જઇને રાજ્ય પ્રાપ્ત કરી લેશે, ત્યારે જ મારા મનોરથો સફળ થશે અને શ્રીરામને દેશનિકાલ કર્યાનું પાપનું પરિમાર્જન હું કરી શકીશ.'

इति नाग इवारण्ये तोमराङ्कुशचोदितः ।
पपात भुवि संक्रुद्धो निःश्वसन्निव पन्नगः ॥ २० ॥

ભરતજી આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં, બરછી અને અંકુશના પ્રહારથી છંછેડાએલા હાથીની જેમ, ખીજાઇ જઇને, પૃથ્વી પર પટકાઇ પડ્યા અને સર્પની જેમ ફૂંફાડા મારવા લાગ્યા.

## ૫૮ (અઠ્ઠાવનમો) સર્ગ ભરતની સોગંદ સહિત પ્રતિજ્ઞા

तथैव क्रोशतस्तस्य भरतस्य महात्मनः ।
कौसल्या शब्दमाज्ञाय सुमित्रामिदमब्रवीत् ॥ १ ॥



આ પ્રકારે રોતાં-કકળતાં ભરતનો રડવાનો અવાજ ઓળખીને મહારાણી કૌસલ્યા સુમિત્રાને કહેવા લાગ્યા.

आगतः क्रूरकार्यायाः कैकेय्याः भरतः सुतः ।
तमहं द्रष्टुमिच्छामि भरतं दीर्घदर्शिनम् ॥ २ ॥

'એમ લાગે છે કે ક્રૂરકર્મા કૈકેયીનો પુત્ર ભરત આવી ગયો છે. હું એ દીર્ઘ દ્રષ્ટા ભરતને જોવા માંગુ છું.'

एवमुक्त्वा सुमित्रां सा विवर्णा मलिना कृशा ।
प्रतस्थे भरतो यत्र वेपमाना विचेतना ॥ ३ ॥

આ પ્રમાણે સુમિત્રાને કહીને, રામના વિયોગથી સૂકાઇને પાતળી પડેલી, કાન્તિ વિનાની ને મેલી કૌસલ્યા થર થર ધ્રૂજતી ધ્રૂજતી ચેતના વિનાની ભરત જ્યાં હતો ત્યાં ચાલી.

स तु रामानुजश्चापि शत्रुघ्नसहितस्तदा ।
प्रतस्थे भरतो यत्र कौसल्याया निवेशनम् ॥ ४ ॥

એવામાં રાજકુમાર ભરતે પણ પોતાના ભાઇ શત્રુઘ્નની સાથે એ જ રસ્તે કૌસલ્યાના ભવન તરફ ચાલવા માંડ્યું.

ततः शत्रुघ्न भरतौ कौसल्यां प्रेक्ष्य दुःखितौ ।
पर्यष्वजेतां दुःखार्तां पतितां नष्टचेतसाम् ॥ ५ ॥

માર્ગમાં જઇ રહેલા ભરત અને શત્રુઘ્ન કૌસલ્યાને જોઇને બહુ જ દુઃખી થયા. દુઃખથી પીડિત તથા ચેતના રહિત થઇ જમીન પર પડી ગયેલી માતાને તેઓ ભેટી પડ્યા.



रूदन्तौ रुदतीं दुःखात्समेत्यार्या मनस्विनी ।
भरतं प्रत्युवाचेदं कौसल्या भृशदुःखिता ॥ ६ ॥

ભરત અને શત્રુઘ્ન-બેઉ ભાઇઓને રડતાં જોઇને અત્યંત દુઃખિત મનસ્વિની આર્યા કૌસલ્યા ભરતને ભેટીને રોતી રોતી બોલી,

इदं ते राज्यकामस्य राज्यं प्राप्तमकण्टकम् ।
सम्प्राप्तं बत कैकेय्या शीघ्रं क्रूरेण कर्मणा ॥ ७ ॥

'તને રાજ્યની અભિલાષા હતી, તો લે ! તને આ નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થઇ ગયું. પરંતુ ખેદની વાત એ છે કે કૈકેયીએ અત્યંત ક્રૂર કર્મ કરીને આ રાજ્ય પ્રાપ્ત કરેલું છે.'

प्रस्थाप्य चीरवसनं पुत्रं मे वनवासिनम् ।
कैकेयी कं गुणं तत्र पश्यति क्रूरदर्शिनी ॥ ८ ॥

'મારા પુત્રને વલ્કલ-વસ્ત્રો પહેરાવીને વનમાં મોકલાવીને ક્રૂરદર્શિની કૈકેયીએ શું ફળ મેળવ્યું ?'

क्षिप्रं मामपि कैकेयी प्रस्थापयितुमर्हति ।
हिरण्यनाभो यत्रास्ते सुतो मे सुमहायशाः ॥ ९ ॥

કૈકેયીએ મને પણ ત્યાં જલદી મોકલી આપવી જોઇએ જ્યાં જ્ઞાનવાન, મહાયશસ્વી અને સુવર્ણ સમાન શરીરવાળો મારો પુત્ર નિવાસ કરી રહેલો છે.

अथवा स्वयमेवाहं सुमित्रानुचरा सुखम् ।
अग्निहोत्रं पुरस्कृत्य प्रस्थास्ये यत्र राघवः ॥ १० ॥



'અથવા હું જાતે જ સુમિત્રાને સાથે લઇને અગ્નિહોત્રને આગળ કરીને (હવનકુંડ વગેરે સાથે લઇને) સુખેથી ત્યાં ચાલી જાઉં જ્યાં રામ છે.'

कामं वा स्वयमेवाद्य तत्र मां नेतुमर्हसि ।
यत्रासौ पुरुषव्याघ्रः पुत्रो मे तप्यते तपः ॥ ११ ॥

'અથવા તમે તમારી ઇચ્છાથી જાતે જ મને ત્યાં લઇ ચાલો, જ્યાં મારો પુત્ર પુરુષસિંહ રામ તપ કરી રહ્યો છે.'

इदं हि तव विस्तीर्णं धनधान्यसमाचितम् ।
हस्त्यश्वरथसम्पूर्णं राज्यं निर्यातितं तया ॥ १२ ॥

'તને તો કૈકેયીએ ધન-ધાન્ય તથા હાથી-ઘોડા અને રથોથી પરિપૂર્ણ આ (વિશાળ) રાજ્ય અપાવી જ દીધેલું છે.'

इत्यादिबहुभिर्वाक्यैः क्रूरैः सम्भर्त्सितोऽनघः ।
विव्यथे भरतस्तीव्रं व्रणे तुद्येव सूचिना ॥ १३ ॥

ઇત્યાદિ અનેક કડવાં વેણ કહીને કૌસલ્યાએ જ્યારે નિષ્પાપ ભરતને તતડાવ્યો ત્યારે ભરતને ઘાવમાં સોયો ઘોંચવાથી થાય તેવો કલેશ થયો.

पपात चरणौ तस्यास्तदा सम्भ्रान्तचेतनः ।
विलप्य बहुधाऽसंज्ञो लब्धसंज्ञस्ततः स्थितः ॥ १४ ॥
एवं विलपमानां तां भरतः प्राञ्जलिस्तदा ।
कौसल्यां प्रत्युवाचेदं शोकैर्बहुभिरावृताम् ॥ १५ ॥



કૌસલ્યાનાં આ કઠોર વચનો સાંભળીને ભરતજી ઉદ્‌વેગ પામ્યા અને માતાજીના પગમાં પડી ગયા. ઘણી જ રીતે વિલાપ કરીને તેઓ મૂર્છિત થઇ ગયા. પછી જ્યારે ભાનમાં આવ્યા ત્યારે તેઓ હાથ જોડીને ઘણાજ શોકથી ઘેરાએલાં અને બહુવિધ વિલાપ કરી રહેલાં કૌસલ્યાને કહેવા લાગ્યા.

आर्ये कस्मादजानन्तं गर्हसे मामकिल्बिषम् ।
विपुलां च मम प्रीतिं स्थिरां जानासि राघवे ॥ १६ ॥

'હે આર્યા ! હું રામના વનવાસ વિષયમાં અનભિજ્ઞ અને નિર્દોષ છું છતાં આપ મને દોષ કેમ દો છો ? શ્રીરામ ઉપર મારો કેટલો દઢ પ્રેમ છે. એ વાત તો આપ પણ જાણો જ છો.'

कृता शास्त्रानुगा बुद्धिर्मा भूत्तस्य कदाचन ।
सत्यसन्धः सतां श्रेष्ठो यस्यार्योऽनुमते गतः ॥ १७ ॥

'સત્યવચની, સજ્જનોમાં શ્રેષ્ઠ આર્ય રામના વન-ગમનમાં જેણે અનુમતિ આપી હોય તે અભાગિયાની અક્કલ કદાપિ શાસ્ત્રોનું અનુગમન કરનારી ન રહે'. (અર્થાત્ તે વેદાદિ શાસ્ત્રો ભણી ન શકે.)

प्रेष्यं पापीयसां यातु सूर्यं च प्रति मेहतु ।
हन्तुः पादेन गां सुप्तां यस्यार्योऽनुमते गतः ॥ १८ ॥

'જેની સલાહથી આર્ય રામ વનમાં ગયા હોય તે પાપીને તે પાપ લાગે, જે પાપ અધમાધમ પાપી લોકોના સેવકને લાગે છે, જે પાપ સૂર્ય સામે મૂત્રત્યાગ કરનાર ને લાગે છે અને જે પાપ સૂતેલી ગાયને લાત મારવાવાળાને લાગતું હોય છે.'

**ટિપ્પણી :** * *સૂર્યની સામે મોં રાખીને મળ-મૂત્રનો ત્યાગ કરનારને માટે તથા ગાયને લાત મારવાવાળાને માટે વેદમાં મૃત્યુ દંડનું વિધાન છે. જુઓ.*



*यश्च गां पदा स्फुरति प्रत्यङ्ङ सूर्यं च मेहते ।*
*तस्य वृश्चामि ते मूलंन च्छायां करवोऽपरम् ॥ અથર્વવેદ ૧૩-૧-૫૬*

*સૂર્યની સામે મુખ રાખીને મલ-મૂત્ર ત્યાગવાથી માથાના દુઃખાવા જેવા ઘણા રોગો થઇ જાય છે. જે ગાય આપણને અમૃત જેવું ઉત્તમ દૂધ પાય છે તેને લાત મારવી ઠીક નથી. (મંત્રનો ભાવાર્થ : જે ગાયને પગ અડાડે છે અને જે સૂરજ સામે મુખ રાખી મૂત્રત્યાગ કરે છે તેનાં મૂળિયા હું ખોદી કાઢું છું તેને મારી છાયા કદી મળતી નથી. ગુજ. અનુવાદક)*

कारयित्वा महत्कर्म भर्ता भृत्यमनर्थकम् ।
अधर्मो योऽस्य सोऽस्यास्तु यस्यार्योऽनुमते गतः ॥ १९ ॥

'નોકર પાસે ઘણું કામ કરાવીને તેને મહેનતાણું ન આપનાર માલિકને જે પાપ લાગે છે તે જ પાપ તે કમનસીબને લાગે જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે.

परिपालयमानस्य राज्ञो भूतानि पुत्रवत् ।
सततं द्रुह्यतां पापं यस्यार्योऽनुमते गतः ॥ २० ॥

'શ્રીરામને જેના પરામર્શથી વનમાં મોકલ્યા છે, તેને એ જ પાપ લાગે કે જે પાપ પ્રજાનું પુત્રવત્ પાલન કરનારા રાજાનો દ્રોહ (દગો) કરવાવાળાને લાગે છે.'

बलिषड्भागमुद्धृत्य नृपस्यारक्षतः प्रजाः ।
अधर्मो योऽस्य सोऽस्यास्तु यस्यार्योऽनुमते गतः ॥ २१ ॥

'જે સમ્રાટ પ્રજા પાસેથી છઠ્ઠો ભાગ કર લઇને પણ પ્રજાનું રક્ષણ કરે નહિ, તે અન્યાયી રાજાને જે પાપ લાગે છે, તે જ પાપ એ વ્યક્તિને લાગે કે જેની સંમતિથી આર્ય રામ વનમાં જતા રહ્યા છે.'



संश्रुत्य च तपस्विभ्यः सत्रे वै यज्ञदक्षिणाम् ।
तां विप्रलपतां पापं यस्यार्योऽनुमते गतः ॥ २२ ॥

'યજ્ઞમાં ઋત્વિજોને દક્ષિણા આપવાની પ્રતિજ્ઞા કર્યા પછી દક્ષિણા આપે નહિ, એવા મિથ્યાવાદી (યજમાન)ને જે પાપ લાગે છે તે જ પાપ તેને લાગે જેના કહેવાથી આર્ય રામ વનમાં ગયા છે.'

हस्त्यश्वरथसम्बाधे युद्धशस्त्रसमाकुले ।
मा स्म कार्षीत्सतां धर्मं यस्यार्योऽनुमते गतः ॥ २३ ॥

'હાથી, ઘોડા, રથ અને શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થઇને પછી પણ જે યુદ્ધમાં વીરોચિત કાર્ય ન કરે, અર્થાત્ યુદ્ધ મેદાનમાંથી મોઢું ફેરવીને ભાગી આવે એવા કાયર પુરુષને જે પાપ લાગતું હોય છે તે પાપ એ જ વ્યક્તિને લાગે કે જેનાં આયોજનથી શ્રીરામ વનવાસી થયા છે.

उपदिष्टं सुसूक्ष्मार्थं शास्त्रं यत्नेन धीमता ।
स नाशयतु दुष्टात्मा यस्यार्योऽनुमते गतः ॥ २४ ॥

'જેની પેરવીથી રામ વનમાં ગયા છે, તે દુષ્ટાત્મા બુદ્ધિમાન ગુરુએ ઉપદેશેલાં, પરલોકની સિદ્ધિ કરાવનારાં, સૂક્ષ્મ તત્ત્વ(રહસ્ય)વાળાં શાસ્ત્રોને ભૂલી જાય.' (શાસ્ત્રોનું વિસ્મરણ થાય તો પરલોકની સિદ્ધિ માટે સાધક સાધના કરી ન શકે.)

मा च तं व्यूढबाह्वंसं चन्द्रार्कसमतेजसम् ।
द्राक्षीद्राज्यस्थमासीनं यस्यार्योऽनुमते गतः ॥ २५ ॥

'જેની યુક્તિથી આર્ય રામ વનમાં ગયેલા છે તે વ્યક્તિ વિશાળ બાહુવાળા, સમુન્નત-સ્કંધ વાળા અને ચંદ્ર-સૂર્ય જેવા તેજસ્વી શ્રીરામનો રાજ્યાભિષેક ન જોઇ શકે. અર્થાત્ (રાજ્યાભિષેક થાય) ત્યાં સુધી જીવતી ન રહે; મરી જાય.'



पायसं कृसरं छागं वृथा सोऽश्नातु निर्घृणः ।
गुरूंश्चाप्यवजानातु यस्यार्योऽनुमते गतः ॥ २६ ॥

બ્રહ્મયજ્ઞ = સંધ્યા, દેવયજ્ઞ = અગ્નિહોત્ર, પિતૃયજ્ઞ = પિતૃશુશ્રૂષા, અતિથિ યજ્ઞ અને બલિવૈશ્વ દેવ યજ્ઞ કર્યા વિના જ જે મનુષ્ય ખીર, તલ કે ભાત ખાય છે અથવા બકરીનું દૂધ પીએ છે તથા ગુરુની અવગણના કરે છે, તે મનુષ્યને જે પાપ લાગે છે, તે જ પાપ એ પાપી મનુષ્યને લાગે કે જેની યુક્તિથી આર્ય રામ અરણ્યમાં જતા રહ્યા છે.'

***ટિપ્પણી :*** ✱ *આ શ્લોક વૈદિક વિધાનનો સંકેત કરી રહ્યો છે. વેદમાં કહ્યું છે કે,*

*एष वा अतिथिर्यच्छ्रोत्रियस्तस्मात् पूर्वो नाश्नीयात् ।*
*અથર્વવેદ ૯-૬(૩)-૭*

*શ્રોત્રિયની અતિથિ સંજ્ઞા છે. તેમનાં ભોજન પહેલાં ન જમવું જોઇએ. મહર્ષિ મનુએ કહ્યું છે કે,*

*अघं स केवलं भुङ्क्ते यः पचत्यात्मकारणात् ।*
*यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ મનસ્મૃતિ ૩-૧૧૮*

*જે ફકત પોતાના જ માટે રાંધે છે, તે પાપને જ ખાય છે. યજ્ઞશેષ જ સજ્જનોનું ભોજન છે. આ સનાતન વિધાન છે.*

*મનુસ્મૃતિ અને રામાયણની આ વિચારધારાનું સમર્થન યોગેશ્વર શ્રીકૃષ્ણે પણ કરેલું છે.*

*यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।*
*भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥ ગીતા ૩-૧૩*



*યજ્ઞમાંથી બચેલું અન્ન ખાનારો બધાં જ પાપોથી છૂટી જાય છે. જે કેવળ પોતાના માટે જ રાંધે છે તે પાપી તો પાપને જ ખાય છે.*

*ગુરુને અભિવાદનના સંબંધમાં મહર્ષિ મનુનો આદેશ છે કે,*

*शय्यासनेऽध्याचरिते श्रेयसा न समाविशेत् ।*
*शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् ॥ મનુ૦ ૨-૧૧૯*

*ગુરુના પ્રયોગમાં આવતાં આસન અથવા શય્યા પર પોતે બેસવું નહિ. જો પોતે આસન અથવા શય્યાપર બેઠેલા હોય અને ગુરુ આવી જાય તો શય્યા અથવા આસન પરથી ઊઠી જઇને એમને 'નમસ્તે' કહેવા જોઇએ.*

*ऊर्ध्वं प्राणाह्युत्क्रामन्ति यूनः स्थविर आयति ।*
*प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥ મનુ૦ ૨-૧૨૦.*

*ગુરુ અથવા વૃદ્ધજનનાં આગમનથી યુવકોના પ્રાણ ઊંચા ચઢે છે (જીવ અદ્ધર થઇ જાય છે.) They become nervous. તેઓ ગભરાઇ જાય છે. ઊઠીને નમસ્કાર કરી લે એટલે એ ગભરાટ દૂર થઇ જાય છે.*

गाश्च स्पृशतु पादेन गुरून्परिवदेत्स्वयम् ।
मित्रे द्रुह्येत सोऽत्यन्तं यस्यार्योऽनुमते गतः ॥ २७ ॥

'ગાયને પગવડે અડકવાવાળાને, ગુરુજનોની નિંદા કરવાવાળાને અને મિત્રોને દગો દેવાવાળા પતિત માણસને જે પાતક લાગે છે, તે પાતક તેને લાગે જેની આજ્ઞાથી આર્ય રામ અરણ્યમાં ગયા છે.

विश्वासात्कथितं कञ्चित्परिवादं मिथः क्वचित् ।
विवृणोतुः स दुष्टात्मा यस्यार्योऽनुमते गतः ॥ २८ ॥



આપસમાં વિશ્વાસપાત્ર સમજીને કહેલી કલંક સંબંધી ખાનગી વાતને જે દુરાત્મા પ્રગટ કરી દે છે, એ વિશ્વાસઘાતીને જે પાપ લાગે છે, તે જ પાપ તેને લાગે, જેના સૂચનથી આર્ય રામ વનવાસી થયા છે.

अकर्ता ह्यकृतज्ञश्च त्यक्तात्मा निरपत्रपः ।
लोके भवतु विद्वेष्यो यस्यार्योऽनुमते गतः ॥ २९ ॥

જે ઉપકારનો બદલો ન આપવાવાળો, કૃતઘ્ન, સજ્જનોથી બહિષ્કૃત અને નિર્લજ્જ છે, તે મનુષ્ય લોકમાં નિંદિત થાઓ, જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા છે.

पुत्रैर्दारैश्च भृत्यैश्च स्वगृहे परिवारितः ।
स एको भृष्टमश्नातु यस्यार्योऽनुमते गतः ॥ ३० ॥

'જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયેલા હોય તેને તે પાપ લાગે જે પાપ એવા માણસને થાય છે જે સામે બેઠેલા નોકર-ચાકર, સ્ત્રી અને પુત્રને આપ્યા વિના જ એકલો પોતે જ ભાવતું ભોજન ખાય છે.'

अप्राप्य सदृशान् दारानमपत्यः प्रमीयताम् ।
अनवाप्य क्रियां धर्म्यां यस्यार्योऽनुमते गतः ॥ ३१ ॥

'જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે, તે અનુકૂળ પત્ની મળ્યા વિના પુત્રહીન રહીને મરી જાય તથા તે યજ્ઞાદિ ધાર્મિક ક્રિયાઓ કર્યા વિના જ મરી જાય.'

***ટિપ્પણી :*** *✷ વેદમાં કહ્યું છે કે, - केवलाघो भवति केवलादी । ઋગ્વેદ ૧૦-૧૧૭-૬.*

*એકલો ખાવાવાળો પાપી હોય છે.*



माऽऽत्मनः सन्ततिं द्राक्षीत्स्वेषु दारेषु दुःखितः ।
आयुः समग्रमप्राप्य यस्यार्योऽनुमते गतः ॥ ३२ ॥

'જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તે પોતાની સ્ત્રીના ગર્ભથી ઉત્પન્ન પોતાનાં સંતાનને જોયા વિના જ દુઃખી થઇને મરી જાય.'

राजस्त्रीबालवृद्धानां वधे यत्पापमुच्यते ।
भृत्यत्यागे च यत्पापं तत्पापं प्रतिपद्यताम् ॥ ३३ ॥

'રાજા, સ્ત્રી, બાળક અને વૃદ્ધનો વધ કરવાથી અને નિરપરાધ સ્વામિભક્ત નોકરનો ત્યાગ કરવાથી જે પાપ થાય છે તે જ પાપ તેને થાય જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે.'

लाक्षया मधुमांसेन लोहेन च विषेण च ।
सदैव बिभृयाद् भृत्यान् यस्यार्योऽनुमते गतः ॥ ३४ ॥

'લાખ, માંસ, મધુ = મદિરા, લોહ = માછલાં પકડવાનો કાંટો અને વિષનું વેચાણ કરીને પોતાના આશ્રિત જનોનું પાલન કરનારને જે પાપ લાગે છે, તે જ પાપ તેને લાગે જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયેલા છે.'

***ટિપ્પણી :*** * *મધુનો અર્થ મધ પણ થાય છે, પરંતુ માંસની સાથે વંચાયું તેથી અહીં મદિરા અર્થ જ સુયોગ્ય છે.*

* *'લોહ'નો અર્થ લોઢું પણ થાય છે અને લોહીપણ થાય છે. લોખંડ વેચવું પાપ નથી અને લોહીની વાત માંસમાં સમાઈ ગઈ છે, એટલે અમે લોહનો અર્થ કરેલો છે, 'માછલાં પકડવાનો કાંટો' આ અર્થ જ સંગત છે.*

संग्रामे समुपोढे तु शत्रुपक्षभयङ्करे ।
पलायमानो बध्येत यस्यार्योऽनुमते गतः ॥ ३५ ॥



'જે યોદ્ધો શત્રુઓનાં ભયંકર સૈન્યને જોઇને યુદ્ધ મેદાનમાંથી પલાયન કરતાં પકડાઇ જાય તેવા ડરપોકને જે પાપ લાગે અથવા તેવા ડરપોકની હત્યા કરનાર નિર્દયને જે પાપ લાગે, તે જ પાપ તેને લાગે જેની મરજીથી અથવા મંજૂરીથી આર્ય રામ વનમાં ગયેલા છે.'

कपालपाणिः पृथिवीमटतां चीरसंवृत्तः ।
भिक्षमाणो यथोन्मत्तो यस्यार्योऽनुमते गतः ॥ ३६ ॥

'જેનાં પરામર્શથી રામ વનમાં ગયેલા છે, તેને તે પાપ લાગે, જે પાપ ગાંડાની જેમ ચીંથરા લપેટીને, હાથમાં ખોપરી લઈને ઘરે ઘરે ભીખ માંગતો પૃથ્વી પર ભમ્યા કરતો હોય તેને લાગે છે.'

मद्ये प्रसक्तो भवतु स्त्रीष्वक्षेषु च नित्यशः ।
कामक्रोधाभिभूतस्तु यस्यार्योऽनुमते गतः ॥ ३७ ॥

'જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તે માણસ રોજ રોજ મદ્ય પીને, પરસ્ત્રી ગમનમાં અને જુગારમાં અત્યંત આસક્ત રહે અને નિત્ય કામ ક્રોધથી હારીને અપમાનિત થતો રહે.

मा स्म धर्मे मनो भूयादधर्मं स निषेवताम् ।
अपात्रवर्षी भवतु यस्यार्योऽनुमते गतः ॥ ३८ ॥

'જેના પરામર્શથી આર્ય રામ વનમાં ગયા હોય તેનું મન ધર્મમાં ન લાગો, તે અધર્મનું સેવન કરો અને કુપાત્રોને ઘણું બધું દાન આપનારો થાઓ.

सञ्चितान्यस्य वित्तानि विविधानि सहस्रशः ।
दस्युभिर्विप्रलुप्यन्तां यस्यार्योऽनुमते गतः ॥ ३९ ॥



'જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તેની વિધિપૂર્વકની કમાએલી ધન-સંપત્તિને ચોર લોકો લૂંટી જાઓ.'

उभे सन्ध्ये शयानस्य यत्पापं परिकल्पते ।
तच्च पापं भवेत्तस्य यस्यार्योऽनुमते गतः ॥ ४० ॥

'સવાર સાંજ-બન્ને વખતની સંધ્યાવેળાએ સૂતાં રહેનારા મનુષ્યને જે પાપ લાગે છે તે જ પાપ એ વ્યક્તિને લાગે જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયેલા છે.'

**ટિપ્પણી :** ✷ વેદમાં કહ્યું છે કે,

*उद्यन्त्सूर्य इव सुप्तानां द्विषतां वर्च आ ददे । અથર્વવેદ ૭-૧૩-૨*

*એક વૈદિક વીર ગર્જના કરીને કહી રહ્યો છે - 'હું મારા શત્રુઓનાં તેજને એમ જ ખેંચી લઉં છું જેવી રીતે ઊગતો સૂરજ એ વખતે સૂઈ રહેનારાના તેજનું હરણ કરી લે છે.*

*મહર્ષિ મનુએ કહ્યું છે કે,*

*नाश्नीयात्सन्धिवेलायां न गच्छेन्नापि संविशेत् । મનુ. ૪-૫૫*

*સંધ્યાકાળમાં ભોજન, શયન અને યાત્રા ન કરવી. કેમ ? આનો ઉત્તર વૃદ્ધ ચાણક્યે આપેલો છે.*

*कुचेलिनं दन्तमलोपधारिणं*
*बह्वाशिनं निष्ठुरवाक्यभाषिणम् ।*
*सूर्योदये ह्यस्तमयेऽपि शायिनं*
*विमुञ्चति श्रीरपि चक्रपाणिम् ॥ ચાણ. નીતિ. ૧૫-૪*



*મેલાં કપડાં પહેરનારો, જેનાં દાંત મેલાં છે, જે બહુ વધારે ખાનારો છે, જે કઠોર બોલવાવાળો છે, જે સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયે સૂવે છે, એવી વ્યક્તિનો લક્ષ્મી ત્યાગ કરી દે છે, પછી ભલે તે વિષ્ણુ જ કેમ ન હોય.*

यदग्निदायके पापं यत्पापं गुरुतल्पगे ।
मित्रद्रोहे च यत्पापं तत्पापं प्रतिपद्यताम् ॥ ४१ ॥

'આગ લગાડનારને, ગુરુપત્નીગામીને અને મિત્રદ્રોહીને જે પાપ લાગે છે, તે જ પાપ એ નીચને લાગે જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે.'

देवतानां पितॄणां च मातापित्रोस्तथैव च ।
मा स्म कार्षीत्स शुश्रूषां यस्यार्योऽनुमते गतः ॥ ४२ ॥

'જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તેને વિદ્વાન, રક્ષક અને માતા-પિતાની સેવા-શુશ્રૂષાનું જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય પ્રાપ્ત ન થાઓ. અથવા માતા-પિતા આદિની સેવા ન કરવાવાળાને જે પાપ લાગે છે, તે પાપ રામને વનમાં મોકલનારાને લાગો.'

सतां लोकात्सतां कीर्त्याः सज्जुष्टात्कर्मणस्तथा ।
भ्रश्यतु क्षिप्रमद्यैव यस्यार्योऽनुमते गतः ॥ ४३ ॥

'જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તે મનુષ્ય સજ્જનોના સમાજથી, સજ્જનનોની કીર્તિથી અને સત્કર્મોથી આજે જ, અત્યારે જ જલદી પતિત થઇ જાય.'

अपास्य मातृशुश्रूषामनर्थे सोऽवतिष्ठताम् ।
दीर्घबाहुर्महावक्षा यस्यार्योऽनुमते गतः ॥ ४४ ॥



'જેના પરામર્શથી દીર્ઘબાહુ અને વિશાળ છાતીવાળા શ્રીરામ વનમાં ગયા છે. તે માતાની સેવાથી વિમુખ થઇને અનર્થકારી કાર્યોમાં પ્રવૃત્ત થાઓ. અર્થાત્ એને માતૃસેવામાં બેદરકાર રહેવાનું તથા અધર્મ કાર્યોમાં આસક્ત રહેવાનું ગમે અને એ રીતે પાપ કરતો રહે.'

**ટિપ્પણી :** ✱ *ભરતતો રામના રાજ્યાભિષેકના ઉત્સવનો આનંદ માણવાની કલ્પનાથી ખુશ થતો મામાના ઘરેથી અયોધ્યા આવવાને નીકળ્યો હતો. અયોધ્યાની રાજગાદી પર જયેષ્ઠ ભ્રાતા રામનો જ અધિકાર છે, એવું ભરત મનથી સ્વીકારતો હતો. છતાંયે માતા કૌસલ્યાએ મેણાં માર્યાં, તેના પ્રત્યુત્તરમાં પોતે નિર્દોષ છે, તેવું સોગંદપૂર્વક જાહેર કરવાને ભરત (આ સર્ગમાં) વિવિધ પ્રકારના પાપોની યાદી આપીને કસમ ખાઇને કહે છે કે (ભરતે) પોતે રામને વનમાં મોકલવાનાં અપકૃત્યમાં જરા પણ સાથ, સહકાર, સંમતિ, અનુજ્ઞા કે આજ્ઞા આપેલાં નથી. અયોધ્યાનું રાજ્ય પ્રાપ્ત કરવાની તેણે કદીપણ ઇચ્છા કરી નથી. તેણે સ્વપ્નમાં પણ રામના વનવાસની કલ્પના કરી ન હતી. જો રામને વનવાસ આપવાનાં દુષ્કૃત્યમાં પોતાનો હાથ હોય તો (આ સર્ગમાં) કહ્યા પ્રમાણેનાં પાપો પોતાને (ભરતને) લાગે અને પાપનો દંડ કહેલી યાતનાઓ પોતાને સહન કરવી પડે. આ પ્રમાણે અનેક પ્રકારના સોગંદ ખાઇને પોતાની નિર્દોષતા કહે છે. - ગુજ. અનુવાદક : ન્હાનુ ટાંક*

बहुपुत्रो दरिद्रश्च ज्वररोगसमन्वितः ।
स भूयात्सततं क्लेशी यस्यार्योऽनुमते गतः ॥ ४५ ॥

'જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે, તે ઘણા જ સંતાનોવાળો અને દરિદ્ર થાય, તે તાવથી રોગી થઇને અત્યંત કલેશથી પીડાય.'

**ટિપ્પણી :** ✱ *વેદમાં કહેલું છે કે, बहुप्रजा निर्ऋतिमाविवेश । ઋગ્વેદ ૧-૧૬૪-૩૨*

*ઘણાં સંતાનોવાળો ઘણાં જ દુઃખ ભોગવે છે.*



आशामाशंसमानानां दीनानामूर्ध्वचक्षुषाम् ।
अर्थिनां वितथां कुर्याद्यस्यार्योऽनुमते गतः ॥ ४६ ॥

'જે પાપ કંઇક મળવાની આશાથી વખાણ કરનારા તથા ઊંચી નજર કરીને ભીખ માંગનારા યાચકની આશાઓ ઉપર તુષારાપાત કરવાથી થાય છે. (ભિખારીને નિરાશ કરવાથી) થાય છે, તે બધું જ પાપ તે વ્યક્તિને થાઓ જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા છે.'

**ટિપ્પણી :** ✱ *વેદનો આદેશ છે કે पृणीयादिन्नाधमानाय । ઋગ્વેદ ૧૦-૧૧૭-૫*

*યાચકની કામના પૂરી કરવી જ જોઇએ.*

मायया रमतां नित्यं पुरुषः पिशुनोऽशुचिः ।
राज्ञो भीतस्त्वधर्मात्मा यस्यार्योऽनुमते गतः ॥ ४७ ॥

જેની અનુમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તે વ્યક્તિ કપટપ્રિય, ચુગલીખોર = (પીઠ પાછળ નિંદા કરનારો, ચાડી ખાનારો) અહીંની વાત ત્યાં કહેનારો, બેઇમાન (=વિશ્વાસઘાતી, અપ્રમાણિક) અને અધર્મી હોય અને સદા રાજભયથી ત્રસ્ત રહે.

ऋतुस्नातां सतीं भार्यामृतुकालानुरोधिनीम् ।
अतिवर्तेत दुष्टात्मा यस्यार्योऽनुमते गतः ॥ ४८ ॥

'જેની યુક્તિથી આર્ય રામ વનમાં ગયેલા છે, તે દુષ્ટાત્માને તે પાપ લાગે, જે પાપ ઋતુસ્નાતા, પતિવ્રતા અને ઋતુકાલમાં પતિની કામના કરનારી સ્ત્રીને રતિદાન ન દેવાવાળા પુરુષને લાગે છે.'



धर्मदारान् परित्यज्य परदारान्निषेवताम् ।
त्यक्तधर्मरतिर्मूढो यस्यार्योऽनुमते गतः ॥ ४९ ॥

'આર્ય રામ જેની અનુમતિથી વનમાં ગયા હોય તે મૂઢને તે જ પાપ લાગે જે પાપ પોતાની પરણેતર પત્નીને છોડી ધર્માનુકૂળ રતિનો ત્યાગ કરીને પરસ્ત્રીનું સેવન કરનારા દુષ્ટને લાગતું હોય છે.'

विप्रलुप्तप्रजातस्य दुष्कृतं ब्राह्मणस्य यत् ।
तदेव प्रतिपद्येत यस्यार्योऽनुमते गतः ॥ ५० ॥

'જે બ્રાહ્મણનાં બાળકો ભૂખથી વ્યાકૂળ થઇને મરી જાય અને તે એમનું પાલન ન કરી શકે તે બ્રાહ્મણને જે પાપ લાગે તે પાપ જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા હોય તેને લાગે.'

पानीयदूषके पापं तथैव विषदायके ।
यत्तदेकः स लभतां यस्यार्योऽनुमते गतः ॥ ५१ ॥

'પીવાના પાણીને પ્રદૂષિત કરનારાને તથા બીજાને વિષ આપવાવાળાને જે પાપ લાગે છે, તે પાપ તેને એકલાને જ લાગે જેના કહેવાથી આર્ય રામ વનમાં ગયા છે.'

ब्राह्मणायोद्यतां पूजां विहन्तु कलुषेन्द्रियः ।
बालवत्सां च गां दोग्धुर्यस्यार्योऽनुमते गतः ॥ ५२ ॥

'બ્રાહ્મણના થતાં સત્કારમાં જે (મેલા મનનો) માણસ વિઘ્નો ઊભાં કરે અને જે નાનાં વાછડાંવાળી ગાયનું દૂધ દોહી લે તેને જે પાપ થાય છે, તેજ પાપ આર્ય રામને વનમાં મોકલવાની અનુમતિ આપનારાને લાગે.'

तृषार्तं सति पानीये विप्रलम्भेन योजयेत् ।

लभेत तस्य यत्पापं यस्यार्योऽनुमते गतः ॥ ५३ ॥

'પાણી હોવા છતાં પણ તરસ્યા મનુષ્યને બહાનું કાઢીને ટલ્લે ચડાવનારા માણસને જે પાપ લાગે છે તે જ પાપ તેને લાગે જેની સંમતિથી આર્ય રામ વનમાં ગયા છે.'

भक्त्या विवदमानेषु मार्गमाश्रित्य पश्यतः ।
तस्य पापेन युज्येत यस्यार्योऽनुमते गतः ॥ ५४ ॥

'એક બીજાને જીતવાના હેતુથી શાસ્ત્રાર્થ કરી રહેલા બે વિદ્વાનોના મધ્યસ્થી બનીને પોતાના પ્રિયજનનો પક્ષપાત કરીને નિર્ણય કરનારાને જે પાપ લાગતું હોય છે તે પાપ આર્ય રામને વનમાં મોકલવાનો અભિપ્રાય આપનારને લાગે.'

विहीनां पतिपुत्राभ्यां कौसल्यां पार्थिवात्मजः ।
एवमाश्वासयन्नेव दुःखार्तो निपपात ह ॥ ५५ ॥

'પતિ તથા પુત્ર વિહોણી માતા કૌસલ્યાને આ પ્રકારે આશ્વાસન દેતાં દેતાં દુઃખથી વિહ્વળ થઇને રાજપુત્ર ભરત પૃથ્વી પર પડી ગયા.'

तथा तु शपथैः कष्टैः शपमानमचेतनम् ।
भरतं शोकसन्तप्तं कौसल्या वाक्यमब्रवीत् ॥ ५६ ॥

ત્યારે કષ્ટકારી શપથો લેવાવાળા, શોકથી સંતપ્ત અને ચેતના રહિત ભરતને કૌસલ્યા માતાએ કહ્યું.

मम दुःखमिदं पुत्र भूयः समुपजायते ।
शपथैः शपमानौ हि प्राणानुपरुणत्सि मे ॥ ५७ ॥



'હે પુત્ર ! તમારા શપથોથી તો મારું આ દુઃખ વધારે ને વધારે વધી રહ્યું છે, શપથ લેતા રહીને તમે મારા પ્રાણોનો અવરોધ કરી રહ્યા છો.' (મને ગૂંગળાવી રહ્યા છો.)

दिष्ट्या न चलितो धर्मादात्मा ते सहलक्षणः ।
वत्स सत्यप्रतिज्ञो मे सतां लोकानवाप्स्यसि ॥ ५८ ॥

'હે બેટા ! આ સૌભાગ્યની વાત છે કે તારો શુભ લક્ષણોથી યુક્ત અન્તરાત્મા ધર્મથી વિચલિત થયો નથી. તમે સત્યપ્રતિજ્ઞ છો એટલે તમે સજ્જનોના પદને પ્રાપ્ત કરશો.'

इत्युक्त्वा चाङ्कमानीय भरतं भ्रातृवत्सलम् ।
परिष्वज्य महाबाहुं रुरोद भृशदुःखिता ॥ ५९ ॥

આમ કહી, મહાબાહુ ભ્રાતૃવત્સલ ભરતને ખોળામાં લઇ, હૃદયે લગાવીને મહારાણી કૌસલ્યા દુઃખપૂર્વક રોવા લાગ્યા.

एवं विलपमानस्य दुःखार्तस्य महात्मनः ।
मोहाच्च शोकसंरोधाद् बभूव लुलितं मनः ॥ ६० ॥

આ પ્રકારે વિલાપ કરી રહેલા દુઃખી પીડિત મહાત્મા ભરતનું મન મોહ અને શોકનાં ઉદ્વેગથી વિહ્વળ થઇ ગયું.

## ૫૯ (ઓગણસાઠમો) સર્ગ દશરથનો અન્ત્યેષ્ટિ સંસ્કાર

तमेव शोकसन्तप्तं भरतं कैकेयीसुतम् ।
उवाच वदतां श्रेष्ठो वसिष्ठः श्रेष्ठवागृषिः ॥ १ ॥



ભરતજીને આ પ્રકારે શોક સંતપ્ત જોઇને બોલવાવાળાઓમાં શ્રેષ્ઠ, સુવક્તા મહર્ષિ વસિષ્ઠ આ ઉત્તમ વચનો બોલ્યા,

अलं शोकेन भद्रं ते राजपुत्र महायशः ।
प्राप्तकालं नरपतेः कुरु संयानमुत्तमम् ॥ २ ॥

'હે પરમ યશસ્વી રાજપુત્ર ! તમારું કલ્યાણ થાઓ. હવે શોક સમાપ્ત કરો. હવે સમય થઇ ગયો છે. તેથી મહારાજની મહાયાત્રાની તૈયારી કરો.'

वसिष्ठस्य वचः श्रुत्वा भरतो धरणीं गतः ।
प्रेतकार्याणि सर्वाणि कारयामास धर्मवित् ॥ ३ ॥

પૃથ્વી પર પડેલા ધર્માત્મા ભરતજીએ વસિષ્ઠજીનું સૂચન સાંભળીને, મંત્રીઓ દ્વારા મહારાજની અંત્યેષ્ટિનો સંપૂર્ણ પ્રબંધ કરાવ્યો,

उद्धृतं तैलसंरोधात्स तु भूमौ निवेशितम् ।
आपीतवर्णवदनं प्रसुप्तमिव भूपतिम् ॥ ४ ॥

મહારાજનાં મૃત શરીરને તેલ-પાત્રમાંથી બહાર કાઢીને ભૂમિ પર રાખવામાં આવ્યું. તેલમાં પડી રહેવાનાં કારણે એમનું શરીર પીળું પડી ગયું હતું. તો પણ એવું જણાતું હતું કે જાણે તેઓ ગાઢ નિદ્રામાં સૂઇ રહેલા છે.

शिबिकायामथारोप्य नानारत्नपरिष्कृते ।
बाष्पकण्ठा विमनसस्तमूहुः परिचारिकाः ॥ ५ ॥

ત્યારપછી મહારાજના શબને રત્નજડિત પાલખીમાં રાખીને, અત્યંત ઉદાસ સેવકો રડતાં રડતાં એ પાલખીને ઊઠાવીને ચાલવા લાગ્યા.



हिरण्यं च सुवर्णं च वासांसि विविधानि च ।
प्रकिरन्तो जना मार्गं नृपतेरग्रतो ययुः ॥ ६ ॥

લોકો મહારાજના શબની આગળ આગળ સોનું, ચાંદી અને ઉત્તમ વસ્ત્રોને લોક સમુદાયોમાં વિખેરતાં જતા હતા.

चन्दनागरुनिर्यासान्सरलं पद्मकं तथा ।
देवदारूणि चाहृत्य चितां चक्रुस्तथापरे ॥ ७ ॥

(શમશાનમાં પહોંચીને) અગર, ચંદન, ગુગળ, સરલ, પદ્મક તથા દેવદાર વગેરે સામગ્રીઓ દ્વારા લોકોએ ચિતા ખડકી.

ततः संवेशयामासुश्चितामध्येऽथ भूपतिम् ।
तथा हुताशनं दत्वा जेपुस्तस्य तमृत्विजः ॥ ८ ॥

ત્યાર પછી મહારાજા દશરથનાં શબને ચિતા પર રાખીને ઋત્વિજ લોકોએ મન્ત્રપૂર્વક પ્રેત્યાગ્નિમાં આહુતિઓ આપી.

शिबिकाभिश्च यानैश्च यथार्हं तस्य योषितः ।
नगरान्निर्ययुस्तत्र वृद्धैः परिवृतास्तदा ॥ ९ ॥

મહારાજની શોક-સંતપ્ત બધી જ રાણીઓ પણ પાલખી તથા રથો વગેરે યોગ્યતા પ્રમાણેનાં વાહનોમાં બેસીને ઘરડાં રક્ષકોની સાથે શહેરની બહાર ત્યાં ચિતા-સ્થળ પર પહોંચી.

प्रसव्यं चापि तं चक्रुर्ऋत्विजोऽग्निचितं नृपम् ।
स्त्रियश्च शोकसंतप्ताः कौसल्याप्रमुखास्तदा ॥ १० ॥



પછી ઋત્વિજોએ અને કૌસલ્યા આદિ રાણીઓએ અત્યંત શોકસંતપ્ત થઇને મહારાજની પ્રજ્વલિત ચિતાની પ્રદક્ષિણા કરી.

ततो रूदन्त्यो विवशा विलप्य च पुनः पुनः ।
यानेभ्यः सरयूतीरमवतेरूर्वराङ्गनाः ॥ ११ ॥

ત્યારબાદ વિવશ બનીને વિલાપ કરી કરીને રડતી રડતી તે બધી રાણીઓ પોતપોતાનાં વાહનો દ્વારા સરયૂના તટ પર જઇ ઊતરી ગઇ.

कृतोदकं ते भरतेन सार्धं
नृपाङ्गना मन्त्रिपुरोहिताश्च ।
पुरं प्रविश्याश्रुपरीतनेत्रा
भूमौ दशाहं व्यनयन्त दुःखम् ॥ १२ ॥

ભરતની સાથે જ મન્ત્રીઓ, પુરોહિતો અને રાણીઓએ સરયૂ નદીમાં સ્નાન કર્યું. સ્નાનથી પરવારીને બધા લોકો આંખોમાંથી આંસુ વહેવડાવતાં નગરમાં પ્રવિષ્ટ થયા. તેઓએ વ્રતપૂર્વક ભૂમિ પર શયન કરતાં રહીને દશ દિવસો સુધી રાજકીય શોક મનાવ્યો.

ततः प्रभातसमये दिवसेऽथ त्रयोदशे ।
वसिष्ठो भरतं वाक्यमुत्थाप्य तमुवाच ह ॥ १३ ॥

તેરમા દિવસે પ્રભાત સમયે વસિષ્ઠે ભરતને ઉઠાડીને આ પ્રમાણે વાત કરી,

त्रयोदशोऽयं दिवसः पितुवृत्तस्य ते विभो ।
सावशेषास्थिनिचये किमिह त्वं विलम्बसे ॥ १४ ॥



હે પ્રભુ ! તમારા પિતાજીની અંત્યેષ્ટિનો આ તેરમો દિવસ છે, એટલે હવે ભસ્મ સાથે અસ્થિ-સંચયન કરવામાં વિલંબ કેમ કરી રહ્યા છો ?

त्रीणि द्वन्द्वानि भूतेषु प्रवृत्तान्यविशेषतः ।
तेषु चापरिहार्येषु नैवं भवितुमर्हसि ॥ १५ ॥

બધા જ મનુષ્યોમાં ત્રણેય દ્વન્દ્વો (ભૂખ-તરસ, સુખ-દુઃખ, અને જન્મ-મરણ) સામાન્ય રૂપથી લાગેલાં જ રહે છે. એમને દૂર કરવાં અશકય છે. આથી તમારે આ પ્રકારે દુઃખી થવું ન જોઇએ.

सुमन्त्रश्चापि शत्रुघ्नमुत्थाप्याभिप्रसाद्य च ।
श्रावयामास तत्त्वज्ञः सर्वभूतभवाभवौ ॥ १६ ॥

(અહીં વસિષ્ઠજીએ ભરતને આ પ્રમાણે સમજાવ્યો તો ત્યાં) તત્વજ્ઞ સુમંત્રે શત્રુઘ્નને ઉઠાડીને તેને ધીરજ અને આશ્વાસન આપતા રહીને પ્રાણીઓની ઉત્પત્તિ અને વિનાશનું રહસ્ય સમજાવ્યું.

उत्थितौ च नरव्याघ्रौ प्रकाशेते यशस्विनौ ।
वर्षातपपरिक्लिन्नौ पृथगिन्द्रध्वजाविव ॥ १७ ॥

પુરુષસિંહ અને યશસ્વી એવા એ બેઉ ભાઇઓ જ્યારે ઊઠીને ઊભા થયા ત્યારે એવા દેખાતા હતા જાણે કે તાપ અને વરસાદથી ચીમળાઇ ગયેલી બે ઇન્દ્રધ્વજાઓ અલગ અલગ ઊભેલી હોય.

## ૯૦ (સાઠમો) સર્ગ કુબ્જાને ઘસડવું

अथ यात्रां समीहन्तं शत्रुघ्नो लक्ष्मणानुजः ।
भरतं शोकसन्तप्तमिदं वचनमब्रवीत् ॥ १ ॥



પિતાજીનાં અંત્યેષ્ટિ-કૃત્ય પશ્ચાત્ લક્ષ્મણનો નાનો ભાઇ શત્રુઘ્ન રામની પાસે જવાની ઇચ્છા કરનારા શોક સંતપ્ત ભાઇ ભરતની સન્મુખ આવીને કહેવા લાગ્યો.

गतिर्यः सर्वभूतानां दुःखे किं पुनरात्मनः ।
स रामः सत्त्वसम्पन्नः स्त्रिया प्रव्राजितो वनम् ॥ २ ॥

'ભાઇ ! જે રામ દુઃખ અને સંકટમાં પ્રાણીમાત્રનો આશ્રય છે અને સામર્થ્યવાળા છે, જ્યારે તેને જ સ્ત્રી સહિત વનમાં કાઢી મૂકવામાં આવ્યા, ત્યારે અમારાં દુઃખોની તો વાત જ શી કરીએ !'

बलवान् वीर्यसम्पन्नो लक्ष्मणो नाम योऽप्यसौ ।
किं न मोचयते रामं कृत्वापि पितृनिग्रहम् ॥ ३ ॥

'(જો રામે એ વખતે સંકોચ કરીને કંઇ જ ન કહ્યું તો) બળવાન અને પરાક્રમી લક્ષ્મણજીએ પિતાજીને કેદ કરીને શ્રીરામને કેમ નહીં બચાવ્યા ?'

पूर्वमेव तुं निग्राह्यः समवेक्ष्य नयानयौ ।
उत्पथं यः समारूढो नार्या राजा वशं गतः ॥ ४ ॥

'જ્યારે મહારાજ સ્ત્રીને વશ થઇને અન્યાય કરવાને તૈયાર થઇ ગયા હતા, ત્યારે લક્ષ્મણ માટે એ જ ઉચિત હતું કે નીતિ-અનીતિનો વિચાર છોડીને પહેલેથી જ મહારાજને બંદી બનાવી લેવા જોઇતા હતા.'

इति सम्भाषमाणे तु शत्रुघ्ने लक्ष्मणानुजे ।
प्राग्द्वारेऽभूत्तदा कुब्जा सर्वाभरणभूषिता ॥ ५ ॥



આ પ્રકારનો વાર્તાલાપ શત્રુઘ્ન ભરતની જોડે કરીજ રહ્યો હતો કે તેવામાં આગલા બારણા પાસે મૂલ્યવાન વસ્ત્રો તથા આભૂષણોથી અલંકૃત કૂબડી મંથરા જોવામાં આવી.

तां समीक्ष्य तदा द्वाःस्थो भृशं पापस्य कारिणीम् ।
गृहीत्वाऽकरुणां कुब्जां शत्रुघ्नाय न्यवेदयत् ॥ ६ ॥

એ વખતે એ મહાપાપિણી મંથરાને ત્યાં જોઇને દ્વારપાળોએ એને નિર્દયતાપૂર્વક પકડીને શત્રુઘ્નની સામે ઉપસ્થિત કરી દીધી અને બોલ્યા કે,

यस्याः कृते वने रामो न्यस्तदेहश्च वः पिता ।
सेयं पापा नृशंसा च तस्याः कुरू यथामतिः ॥ ७ ॥

'હે શત્રુઘ્ન ! જેના કારણે શ્રીરામ વનવાસી થયા અને આપના પિતાજી પરલોકવાસી થયા તે આ જ દયા વિનાની પાપિણી મંથરા છે, જેવો આપને ઉચિત લાગે તેવો વ્યવહાર એની સાથે કરો.'

एवमुक्ता तु तेनाशु सखीजन–समावृता ।
गृहीता बलवत्कुब्जा सा तद्‌गृहमनादयत् ॥ ८ ॥

દ્વારપાળોએ આ પ્રમાણે કહ્યું તેથી શત્રુઘ્ને સખીઓથી ઘેરાએલી તે કુબ્જાને એવી... તો જોરથી પકડી કે તેની ચીસાચીસથી આખું ભવન ગાજી ઊઠયું.

स च रोषेण ताम्राक्षः शत्रुघ्नः शत्रुतापनः ।
विचकर्ष तदा कुब्जां क्रोशन्तीं धरणीतले ॥ ९ ॥

શત્રુઓનું માન-મર્દન કરવાવાળા શત્રુઘ્ન ક્રોધથી લાલ આંખો કરી તે ચીસો પાડતી કુબ્જાને જમીન પર પછાડીને આમ તેમ ઢસડવા લાગ્યા.



तां प्रेक्ष्य भरतः क्रुद्धं शत्रुघ्नमिदमब्रवीत् ।
अवध्याः सर्वभूतानां प्रमदाः क्षम्यतामिति ॥ १० ॥

તેને જોઇને પ્રકુપિત શત્રુઘ્નને ભરતજીએ કહ્યું, 'હે તાત ! પ્રાણીમાત્રને માટે સ્ત્રીઓ અવધ્ય છે. એથી તમે આને ક્ષમા કરી દો.'

हन्यामहमिमां पापां कैकेयीं दुष्टचारिणीम् ।
यदि मां धार्मिको रामो नासूयेन् मातृघातकम् ॥ ११ ॥

(જો સ્ત્રીઓ અવધ્ય ન ગણાતી હોત તો અને) ધર્માત્મા રામ મને માતૃ-હત્યારો સમજીને ઘૃણા ન કરત તો હું પણ આ અક્ષમ્ય અપરાધ કરવાવાળી દુષ્ટ કૈકેયીને મારી નાખત.'

इमामपि हतां कुब्जां यदि जानाति राघवः ।
त्वां च मां च हि धर्मात्मा नाभिभाषिष्यते ध्रुवम् ॥ १२ ॥

'જો રામ આ કુબ્જાને મારી નાખવાની વાત જાણી લે તો નક્કી તે ધર્માત્મા આપણા બન્નેની સાથે વાત પણ નહીં કરશે.'

भरतस्य वचः श्रुत्वा शत्रुघ्नो लक्ष्मणानुजः ।
न्यवर्तत ततो रोषात्तां मुमोच च मन्थराम् ॥ १३ ॥

ભરતનાં આ વચનો સાંભળીને લક્ષ્મણના નાના ભાઇ શત્રુઘ્નનો ક્રોધ શાન્ત થઇ ગયો અને એમણે મંથરાને છોડી દીધી.



## ૬૧ (એકસાઠમો) સર્ગ યાત્રા માટે માર્ગ - શુદ્ધિ

ततः प्रभातसमये दिवसे च चतुर्दशे ।
समेत्य राजकर्तारो भरतं वाक्यमब्रुवन् ॥ १ ॥

ચૌદમા દિવસે સવારમાં બધા મંત્રીઓ સાથે મળીને ભરતજીની પાસે આવ્યા અને એમને કહેવા લાગ્યા.

गतो दशरथः स्वर्गं यो नो गुरुतरो गुरुः ।
रामं प्रव्राज्य वै ज्येष्ठं लक्ष्मणं च महाबलम् ॥ २ ॥

આપણા પૂજ્યોના પણ પૂજનીય મહારાજા દશરથ પોતાના જયેષ્ઠ પુત્ર રામને અને મહાબળવાન લક્ષ્મણને વનમાં મોકલીને સ્વયં સ્વર્ગવાસી થઇ ગયા.

त्वमद्य भव नो राजा राजपुत्र महायशः ।
अभिषेचय चात्मानं पाहि चास्मान्नरर्षभ ॥ ३ ॥

'હે પુરુષ શ્રેષ્ઠ ! હે મહાયશસ્વી રાજકુમાર ! હવે તમે અમારા રાજા બનો. આપ આપનો રાજ્યાભિષેક કરાવીને અમારું બધાનું પાલન કરો.'

भरतस्तं जनं सर्वं प्रत्युवाच धृतव्रतः ।
ज्येष्ठस्य राजता नित्यमुचिता हि कुलस्य नः ॥ ४ ॥

ત્યારે વ્રતધારી ભરતજી એ બધા લોકોને કહેવા લાગ્યા કે, 'જુઓ ! અમારા કુળમાં કાયમ માટે જ સૌથી મોટા રાજકુમારને રાજગાદી આપવાનું ઉચિત માનવામાં આવ્યું છે.'



नैवं भवन्तो मां वक्तुमर्हन्ति कुशला जनाः ।
रामः पूर्वो हि नो भ्राता भविष्यति महीपतिः ॥
अहं त्वरण्ये वत्स्यामि वर्षाणि नव पञ्च च ॥ ५ ॥

'આપના જેવા કુશળ અને કર્મઠ જનોએ મને આમ કહેવું જ ન જોઇએ. મારી આગળ શ્રીરામ અમારા જયેષ્ઠ ભ્રાતા છે, તે જ અમારા સમ્રાટ થશે. એમના બદલે હું ચૌદ વર્ષ સુધી વનમાં વાસ કરીશ.'

युज्यतां महती सेना चतुरङ्गमहाबला ।
आनयिष्याम्यहं ज्येष्ठं भ्रातरं राघवं वनात् ॥ ६ ॥

'તમે લોકો મોટી ચતુરંગિણી (હાથી, ઘોડા, રથ અને પાયદળ) સેનાને તૈયાર કરો, હું રઘુકુળ-શિરોમણિ જયેષ્ઠ ભ્રાતા શ્રીરામને વનમાંથી પાછા લાવીશ.'

क्रियतां शिल्पिभिः पन्थाः समानि विषमानि च ।
रक्षिणश्चानुसंयान्तु पथि दुर्गविचारकाः ॥ ७ ॥

'હું આજ્ઞા કરું છું કે રસ્તાનું સમારકામ કરનારા કારીગરો આગળ જઇને ઊંચી-નીચી જમીનવાળા માર્ગને સમતલ કરે. તેમની પાછળ રક્ષકો અને દુર્ગમ માર્ગને સાફ કરનારા પણ જાય.'

अथ भूमिप्रदेशज्ञाः सूत्रकर्मविशारदाः ।
करणैर्विविधोपेतैः पुरस्तात्संप्रतस्थिरे ॥ ८ ॥

ભરતજીની આજ્ઞા અનુસાર ભૂમિ અને પ્રદેશના જાણકાર લોકો અને માર્ગશોધન તથા સુથારકામમાં પ્રવીણ માણસો પોતાનાં ઓજારો (કરવત, કુહાડા) કોદાળી અને પાવડા લઇને આગળ આગળ ચાલ્યા.



लता वल्लीश्च गुल्मांश्च स्थाणूनश्मन एव च ।
जनास्ते चक्रिरे मार्गं छिन्दन्तो विविधान् द्रुमान् ॥ ९ ॥

એ લોકો માર્ગ ઠીક કરવાના આશયથી વેલા, ઝાડ, ઝાડી, ઠૂંઠા, પત્થરો વગેરે જે કંઇ માર્ગમાં પડેલાં હતાં તેને ખોદી કાપીને રસ્તો બનાવતા જતા હતા.

अवृक्षेषु च देशेषु केचिद् वृक्षानरोपयन् ।
केचित्कुठारैष्टङ्कैश्च दात्रैश्छिन्दन् क्वचित्क्वचित् ॥ १० ॥

જે પ્રદેશમાં વૃક્ષો ન હતાં ત્યાં એ લોકોએ વૃક્ષારોપણ કર્યું, અને કયાંક તો નકામાં વૃક્ષોને કુહાડાથી કાપી નાંખ્યાં. વળી કયાંક ટાંકણાં વડે પત્થરોને તોડ્યા તો કયાંક દાતરડાથી વેલાઓનું છેદન કર્યું.

अपरे वीरणस्तम्बान् बलिनो बलवत्तराः ।
विधमन्ति स्म दुर्गाणि स्थलानि च ततस्ततः ॥ ११ ॥

કેટલાક લોકોએ અતિ દૃઢ ઠૂંઠાં જે ઉખાડ્યાં ઉખડતાં ન હતાં તેમને બાળીને સાફ કર્યાં અને જે ખાડા ટેકરા હતા તેને ઠીક-ઠાક કરીને અથવા માટી પૂરીને સમતળ કર્યા.

अपरेऽपूरयन् कूपान् पांसुभिः श्वभ्रमायतम् ।
निम्नभागांस्ततः केचित्समांश्चक्रुः समन्ततः ॥ १२ ॥

કેટલાક લોકો માર્ગમાં આવતા ભાડિયા કૂવાઓને અને ખાડાને માટી ભરીને અને નીચી જમીનમાં ભરતી ભરીને બરાબર સમથળ કરતા જતા હતા.

ससुधाकुट्टिमतलः प्रपुष्पितमहीरुहः ।
मत्तोद्घुष्टद्विजगणः पताकाभिरलंकृतः ॥ १३ ॥



એ કારીગરોએ સેનાને જવાના માર્ગને ચૂનો છાંટીને રેખાંકીત કર્યો. સડકની આજુ બાજુ ખીલેલાં ફૂલોવાળાં વૃક્ષો રોપી દીધાં. રસ્તાની બન્ને બાજુઓ પતાકાઓથી શણગારવામાં આવી. આથી પક્ષીઓ આનંદમાં આવીને કલરવ કરવા લાગ્યાં હતાં.

चन्दनोदकसंसिक्तो नानाकुसुमभूषितः ।
बह्वशोभत सेनायाः पन्थाः सुरपथोपमः ॥ १४ ॥

ચંદનનાં જળનો છંટકાવ કરવાથી અને અનેક પ્રકારની ફૂલવેલીઓથી સજાવેલો સેનાનો તે માર્ગ દેવમાર્ગ જેવો બહુ જ શોભતો હતો,

## ૬૨ (બાસઠમો) સર્ગ ભરતનો રાજગાદી માટે અસ્વીકાર

ततो नान्दीमुखीं रात्रिं भरतं सूतमागधाः ।
तुष्टुवुर्वाग्विशेषज्ञाः स्तवैर्मङ्गलसंहितैः ॥ १ ॥

જયારે તે નાન્દીમુખી રાત્રિમાં (આનંદમયી રાત્રિ, એવી રાત જે કોઇ માંગલિક ઉત્સવથી પરિપૂર્ણ હોય. આ રાત્રિમાં શ્રીરામને વનમાંથી પાછાં લાવવાના કાર્યનો આરંભ થયો હતો.) થોડી બાકી રહી ત્યારે રાજવંશના સ્તુતિવિશેષજ્ઞો સૂત-માગધ, મંગલ-સ્તવનના દ્વારા ભરતજીની સ્તુતિ કરવા લાગ્યા.

ततः प्रबुद्धो भरतस्तं घोषं सन्निवर्त्य च ।
नाहं राजेति चाप्युक्त्वा शत्रुघ्नमिदमब्रवीत ॥ २ ॥



એ સ્તવનને સાંભળીને ભરતજી જાગ્યા અને 'હું રાજા નથી' એમ કહીને તેમણે સ્તુતિઘોષને બંધ કરાવ્યો. પછી તેઓ શત્રુઘ્નને બોલ્યા,

पश्य शत्रुघ्न कैकेय्या लोकस्यापकृतं महत् ।
विसृज्य मयि दुःखानि राजा दशरथो गतः ॥ ३ ॥

'હે શત્રુઘ્ન ! જુઓ ! કૈકેયીએ સંસારનો કેવો ભીષણ અપકાર કર્યો છે અને મહારાજ દશરથ પણ મારા ઉપર મહાન દુઃખોનો ભાર છોડીને સ્વર્ગવાસી થઇ ગયા.'

तस्यैषा धर्मराजस्य धर्ममूला महात्मनः ।
परिभ्रमति राजश्रीर्नौरिवाकर्णिका जले ॥ ४ ॥

'એ ધર્મરાજ મહાત્માની આ ધર્મમૂલક રાજલક્ષ્મી અત્યારે તો જળમાં નાવિક વગરની નૌકાની જેમ અહીં તહીં કચડાતી રખડી પડી છે.'

यो हि नः सुमहान्नाथः सोऽपि प्रव्राजितो वनम् ।
अनया धर्ममुत्सृज्य मात्रा मे राघवः स्वयम् ॥ ५ ॥

'જે મારા શ્રેષ્ઠ રક્ષક આશ્રયરૂપ રામ હતા તે રઘુકુલ-ભૂષણને પણ ધર્મનો ત્યાગ કરનારી આ માતા કૈકેયીએ વનમાં મોકલી દીધા.'

तथा तस्मिन् विलपति वसिष्ठो राजधर्मवित् ।
सभामिक्ष्वाकुनाथस्य प्रविवेश महायशाः ॥ ६ ॥

અહીંયા ભરતજી આ પ્રમાણે દુઃખ ગાઇ રહ્યા હતા તે વેળાએ ત્યાં રાજધર્મના જ્ઞાતા મહામુનિ વસિષ્ઠજીએ મહારાજ દશરથના સભાભવનમાં પ્રવેશ કર્યો.



स काञ्चनमयं पीठं परार्ध्यास्तरणावृतम् ।
अध्यास्त सर्ववेदज्ञो दूताननुशशास च ॥ ७ ॥

વેદવેત્તા મહામુનિ વસિષ્ઠજી મૂલ્યવાન ગાલીચો પાથરેલી સોનાની વ્યાસપીઠ પર બેઠા અને દૂતોને આદેશ આપ્યો કે,

ब्राह्मणान् क्षत्रियान् वैश्यानमात्यान् गणवल्लभान् ।
क्षिप्रमानयताव्यग्राः कृत्यमात्यधिकं हि नः ॥ ८ ॥

'તમે લોકો બહુ જ જલદી જાઓ અને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને રાજભક્ત મંત્રીઓ તથા સેનાપતિઓને બોલાવી લાવો, કેમકે એક અત્યંત આવશ્યક કાર્ય કરવાનું છે.'

स राजभृत्यं शत्रुघ्नं भरतं च यशस्विनम् ।
युधाजितं सुमन्त्रं च ये च तत्र हिता जनाः ॥ ९ ॥

'યશસ્વી ભરતને, શત્રુઘ્નને તેમના પોતાના સેવકો સહિત, યુધાજિત અને સુમંત્ર વગેરે મંત્રીઓને તથા બીજા પણ જેઓ રાજપરિવારના હિતૈષીઓ છે, એમને બધાને બોલાવી લાવો.'

ततो हलहलाशब्दः सुमहान् समपद्यत ।
रथैरश्वैर्गजैश्चापि जनानामुपगच्छताम् ॥ १० ॥

થોડીજ વારમાં તો દૂતોએ બોલાવેલા લોકો રથો, હાથીઓ અને ઘોડાઓના ઉપર સવાર થઇને આવવા લાગ્યા.

ततो भरतमायान्तं शतक्रतुमिवामराः ।
प्रत्यनन्दन् प्रकृतयो यथा दशरथं तथा ॥ ११ ॥



જે પ્રકારનું સન્માન દેવલોકો ઇન્દ્રને જોઇને હર્ષપૂર્વક કરતા હોય છે, તેવી રીતે ભરતને સભામાં પ્રવિષ્ટ જોઇને અયોધ્યાની સમસ્ત જનતાએ એમનો સત્કાર કરીને પ્રસન્નતા પ્રકટ કરી; એમ જાણે કે મહારાજ દશરથના સભા પ્રવેશ પર પ્રજા પ્રસન્નતા વ્યકત કરી રહી હોય !

आसनानि यथान्यायमार्याणां विशतां तदा ।
इदं पुरोहितो वाक्यं भरतं मृदु चाब्रवीत् ॥ १२ ॥

જ્યારે તે શ્રેષ્ઠ લોકો યથાયોગ્ય પોતપોતાનાં આસનો પર બેસી ગયા ત્યારે રાજ્યના પુરોહિત વસિષ્ઠજીએ આ પ્રમાણે મધુર વચનો કહ્યાં,

तात राजा दशरथः स्वर्गतो धर्ममाचरन् ।
धनधान्यवतीं स्फीतां प्रदाय पृथिवीं तव ॥ १३ ॥

'હે તાત ભરત ! ધર્મનું આચરણ કરવાવાળા મહારાજા દશરથ આ ધન-ધાન્ય યુકત અને સમૃદ્ધિથી પરિપૂર્ણ પૃથ્વીનું રાજ્ય તમને આપીને સ્વર્ગમાં સિધાવ્યા.'

रामस्तथा सत्यधृतिः सतां धर्ममनुस्मरन् ।
नाजहात्पितुरादेशं शशी ज्योत्सनामिवोदितः ॥ १४ ॥

'સજ્જનોના માર્ગનું અનુસરણ કરી રહેલા સત્યવ્રતધારી રામે, જેમ ચંદ્ર પોતાની ચાંદનીનો ત્યાગ કરતો નથી તેમ, પિતાનાં વચનના પાલનનો ધર્મ સમજીને ત્યાગ કરેલો નથી.'

पित्रा भ्रात्रा च ते दत्तं राज्यं निहतकण्टकम् ।
तद्भुङ्क्ष्व मुदितामात्यः क्षिप्रमेवाभिषेचय ॥ १५ ॥



પિતા અને ભાઇનાં આપેલાં આ નિષ્કંટક રાજ્યનો તમે ઉપભોગ કરો અને મંત્રી-મંડળને ખુશ રાખીને જલદી જ તમારો રાજ્યાભિષેક કરાવો.

तत् श्रुत्वा भरतो वाक्यं शोकेनाभिपरिप्लुतः ।
जगाम मनसा रामं धर्मज्ञो धर्मकाङ्क्षया ॥ १६ ॥

ગુરુ વસિષ્ઠનાં આ વચનો સાંભળીને ધર્માત્મા ભરત બહુ જ શોકાતુર થઇ ગયા. (જયેષ્ઠ રાજકુમાર રાજા બને છે એવી) પોતાના કુળની પરંપરાને જાણવાવાળા ભરતજીએ કર્તવ્યનો નિર્ણય કરવાની કામનાથી પોતાના મોટા ભાઇ શ્રીરામનું સ્મરણ કર્યું.

सबाष्पकलया वाचा कलहंसस्वरो युवा ।
विललाप सभामध्ये जगर्हे च पुरोहितम् ॥ १७ ॥

એ વેળાએ યુવાન ભરત હંસના કલરવ જેવા ઘોઘરા અવાજથી રડતાં રડતાં વસિષ્ઠજીની આ વાતોની નિંદા કરવા લાગ્યા.

चरितब्रह्मचर्यस्य विद्यास्नातस्य धीमतः ।
धर्मे प्रयतमानस्य को राज्यं मद्विधो हरेत् ॥ १८ ॥

ભરતજીએ કહ્યું કે, 'બ્રહ્મચર્ય પાળીને સાંગોપાંગ વેદોનું અધ્યયન કરીને વિદ્યાસ્નાતક થયેલા, ધર્માનુકૂળ આચરણ કરવાવાળા, અગાધ બુદ્ધિવાળા શ્રીરામના રાજ્યને મારા જેવો શાસ્ત્રને જાણનારો કેમ ઝૂંટવી લઇ શકે ?'

अनार्यजुष्टमस्वर्ग्यं कुर्यां पापमहं यदि ।
इक्ष्वाकूणामहं लोके भवेयं कुलपांसनः ॥ १९ ॥

'આપના કહેવાથી જો હું આ રાજયનું ગ્રહણ કરીને આનાર્યોએ આચરેલું, સુખ-શાંતિથી વંચિત કરનારું મહાપાતક કરું તો હું ઇક્ષ્વાકુ કુળની ધવલ કીર્તિને કલંકિત કરનારો કુલાંગાર કહેવાઉં.'



तद्वाक्यं धर्मसंयुक्तं श्रुत्वा सर्वे सभासदः ।
हर्षान् मुमुचुरश्रूणि रामे निहतचेतसः ॥ २० ॥

ભરતનાં આ ધર્માનુકૂળ વચનોને સાંભળીને રામના સ્નેહી ઉપસ્થિત સભાસદોની બધાની આંખોમાં હરખનાં આંસુ વહેવા લાગ્યાં.

सर्वोपायं च वर्तिष्ये विनिवर्तयितुं वनात् ।
यदित्वार्यं न शक्ष्यामि वने तत्रैव वत्स्यामि ॥ २१ ॥

ભરતજીએ આગળ કહ્યું કે, 'શ્રીરામને પાછાં લાવવા માટેનાં બધા જ પ્રકારના ઉપાયો હું કરવાનો છું. છતાં પણ જો રામને પાછાં ન લાવી શકયો તો હું પણ ત્યાં વનમાં જ વાસ કરીશ.'

विष्टिकर्मान्तिकाः सर्वे मार्गशोधकतक्षकाः ।
प्रस्थापिता मया पूर्वं यात्राऽपि मम रोचते ॥ २२ ॥

'મેં અગાઉથી જ અવૈતનિક તથા પારિશ્રમિક લઇને કામ કરનારા ચતુર માર્ગશોધકો તથા સુથારોને રસ્તો ઠીક કરવાને માટે મોકલી આપ્યા છે અને હવે હું પોતે પણ રામની પાસે જવાને માટે પ્રવાસ કરવાનો છું.'

एवमुक्त्वा तु धर्मात्मा भरतो भ्रातृवत्सलः ।
समीपस्थमुवाचेदं सुमन्त्रं मन्त्रकोविदम् ॥ २३ ॥

આવું કહીને ભ્રાતૃવત્સલ ધર્માત્મા ભરતે સલાહ આપનારાઓમાં શ્રેષ્ઠ એવા પાસે જ બેઠેલા સુમંત્રને એમ કહ્યું કે,

तूर्णमुत्थाय गच्छ त्वं सुमन्त्र मम शासनात् ।
यात्रामाज्ञापय क्षिप्रं बलं चैव समानय ॥ २४ ॥



'હે સુમંત્ર ! મારી આજ્ઞાથી તમે જલદી ઊઠી અહીંથી જાઓ અને આખાયે શહેરમાં મારી યાત્રાની ઘોષણા કરી દો. વળી સેનાને પણ ચાલવાનો આદેશ આપી દો.'

एवमुक्तः सुमन्त्रस्तु भरतेन महात्मना ।
प्रहृष्टः सोऽदिशत्सर्वं यथा संदिष्टमिष्टवत् ॥ २५ ॥

સુમંત્રે મહાત્મા ભરતની આજ્ઞા લઇને કહ્યા પ્રમાણેનું બધું જ કાર્ય પ્રસન્નતાપૂર્વક કરી દીધું.

## ૬૩ (ત્રેસઠમો) સર્ગ વનગમનાર્થ ભરતનું પ્રસ્થાનઃ ગુહનો મેળાપ

ततः समुत्थितः काल्यमास्थाय स्यन्दनोत्तमम् ।
प्रययौ भरतः शीघ्रं रामदर्शनकाङ्क्षया ॥ १ ॥

બીજા દીવસે પ્રાતઃકાળ થતાં જ રાજકુમાર ભરતે સુંદર રથ પર સવાર થઇને રામના દર્શન કરવાની અભિલાષાથી વન તરફ પ્રયાણ કર્યું.

अग्रतः प्रययुस्तस्य सर्वे मन्त्रिपुरोधसः ।
अधिरुह्य हयैर्युक्तान् रथान् सूर्यरथोपमान् ॥ २ ॥

ભરતજીના રથની આગળ આગળ મંત્રીઓ અને પુરોહિતો સૂર્ય સમાન ચળકતા અને ઉત્તમ ઘોડાઓ જોડેલા રથો પર બેસીને ચાલ્યા.

कैकेयी च सुमित्रा च कौसल्या च यशस्विनी ।
रामानयनसंहृष्टा ययुर्यानेन भास्वता ॥ ३ ॥

કૈકેયી, સુમિત્રા અને યશસ્વિની કૌસલ્યાજી શ્રીરામને પાછાં લઈ આવવાના હરખથી ઝગઝગતા રથોમાં બેસીને ચાલી નીકળ્યાં.

प्रयाताश्चार्यसङ्घाता रामं द्रष्टुं सलक्ष्मणम् ।
तस्यैव च कथाश्चित्राः कुर्वाणा हृष्टमानसाः ॥ ४ ॥

શ્રેષ્ઠ પુરુષોનાં ટોળે ટોળાં રામ અને લક્ષ્મણનાં દર્શન કરવા માટે નીકળી પડયાં. રસ્તામાં તે લોકો શ્રીરામની ચિત્રવિચિત્ર કથાઓના વર્ણન કહેતાં, સાંભળતાં અને ખુશ થતાં, હરખાતાં હરખાતાં ચાલ્યા જતા હતા.

ते गत्वा दूरमध्वानं रथयानाश्वकुञ्जरैः ।
समासेदुस्ततो गङ्गां शृंगवेरपुरं प्रति ॥ ५ ॥
यत्र रामसखो वीरो गुहो ज्ञातिगणैर्वृतः ।
निवसत्यप्रमादेन देशं तं परिपालयन् ॥ ६ ॥

રથ, ઘોડા, હાથી અને બીજાં વાહનો દ્વારા બહુ જ દૂર ચાલીને પછી તે લોકો શૃંગવેર પુરની પાસે ગંગાના તટ પર પહોંચ્યા. ત્યાં રામનો પરમ મિત્ર વીર નિષાદરાજ પોતાના સગાં-સંબંધીઓની સાથે તે પ્રદેશનું પાલન બહુ ઉત્સાહથી કરતો રહેતો હતો.

निरीक्ष्यानुगतां सेनां तां च गङ्गां शिवोदकाम् ।
भरतः सचिवान् सर्वानब्रवीद्वाक्यकोविदः ॥ ७ ॥

પોતાની પાછળ ચાલી આવેલી સેનાને તથા નિર્મળ જળવાળી ગંગાને નિહાળીને બોલવામાં ચતુર ભરતજી મંત્રીઓને કહેવા લાગ્યા.



निवेशयत मे सैन्यमभिप्रायेण सर्वतः ।
विश्रान्ताः प्रतरिष्यामः श्व इदानीमिमां नदीम् ॥ ८ ॥

'મારા સૈનિકો પોતાની રુચિ અનુસાર આ ભૂમિમાં મન ગમતાં સ્થાને પડાવ નાખે. આજે અહીંયા વિશ્રામ કરીશું અને કાલે આપણે આ નદીને પાર કરીશું.'

तस्यैवं ब्रुवतोऽमात्यास्तथेत्युक्त्वा समाहिताः ।
न्यवेशयंस्तांश्छन्देन स्वेन स्वेन पृथक् पृथक् ॥ ९ ॥

ભરતજીએ આમ કહ્યું તેથી બધા મંત્રીઓએ 'જેવી આપની આજ્ઞા' એમ કહી ને સાવચેતીપૂર્વક બધા લોકોને તેમની પસંદગીનાં અલગ અલગ સ્થાનો પર રહેવાની વ્યવસ્થા કરી આપી.

ततो निविष्टां ध्वजिनीं गङ्गामन्वाश्रितां नदीम् ।
निषादराजो दृष्ट्वैव ज्ञातीन् सन्त्वरितोऽब्रवीत् ॥ १० ॥

ભરતજીની ચતુરંગિણી સેનાને ગંગાના તટપર સ્થિત જોઈને નિષાદરાજ ગુહને શંકા થવાથી પોતાના જાતભાઈઓને તે કહેવા લાગ્યા.

महतीयमितः सेना सागराभा प्रदृश्यते ।
भरतः कैकेयीपुत्रो किं हन्तुं रामं गच्छति ॥ ११ ॥

'આ મોટી સેના સમુદ્રના સમાન વિશાળ દેખાય છે, તો શું આટલી મોટી સેના લઈને કૈકેયીનો પુત્ર ભરત શ્રીરામનો વધ કરવા માટે જઈ રહ્યો છે કે શું ?'

भर्ता चैव सखा चैव रामो दाशरथिर्मम ।
तस्यार्थकामाः सन्नद्धा गङ्गानूपे प्रतिष्ठत ॥ १२ ॥

'દશરથનંદન શ્રીરામ મારા સ્વામી, સખા અને સર્વ કંઇ છે, એટલે તમે બધા લોકો શ્રીરામના રક્ષણ માટે કવચ વગેરે પહેરીને હથિયાર લઇને ગંગાના પટમાં તૈયાર રહો.'

यदा तुष्टस्तु भरतो रामस्येह भविष्यति ।
सेयं स्वस्तिमती सेना गङ्गामद्य तरिष्यति ॥ १३ ॥

'જો ભરત શ્રીરામથી અંતઃકરણપૂર્વક સંતુષ્ટ-પ્રસન્ન હોવાની પ્રતીતિ થશે તો જ તે અને તેની સેના સકુશળ ગંગાને પાર કરી શકશે.'

इत्युक्त्वोपायनं गृह्य ज्ञातिभिः परिवारितः ।
आगम्य भरतं प्रह्वो गुहो वचनमब्रवीत् ॥ १४ ॥

આમ પોતાના સૈનિકોને એણે આદેશ આપ્યો. પછી અનેક પ્રકારની ભેટ લઇને પોતાના જ્ઞાતિભાઇઓની સંગાથે ગુહ ભરતજીની પાસે ગયો ને નમ્રતાથી બોલ્યો.

निष्कुटश्चैव देशोऽयं वञ्चिताश्चापि ते वयम् ।
निवेदयामस्ते सर्वे स्वके दासकुले वस ॥ १५ ॥

'હે પ્રભુ ! આ દેશ આપના માટે નગરના ક્રીડા-ઉધાન સમાન છે. આપે આપના આગમનની સૂચના અગાઉથી નહીં આપેલી તેથી આપનું યથાવિધિ સ્વાગત કરવાથી અમે વંચિત રહ્યા. આ સંપૂર્ણ રાજ્ય આપનું જ છે અને અમે લોકો આપના સેવકો છીએ. આપ આને આપનું ઘર સમજીને અહીં નિવાસ કરો.'

एवमुक्तस्तु भरतो निषादाधिपतिं गुहम् ।
प्रत्युवाच महाप्राज्ञो वाक्यं हेत्वर्थसंहितम् ॥ १६ ॥



આ પ્રમાણે પ્રાર્થના કરવાથી મહાબુદ્ધિમાન ભરતજીએ પોતાના ઉદ્દેશ્યની પૂર્તિ માટે નિષાદરાજ ગુહને આ યુક્તિ યુકત વચન કહ્યું.

ऊर्जितः खलु ते कामः कृतो मम गुरोः सखे ।
यो मे त्वमीदृशीं सेनामेकोऽभ्यर्चितुमिच्छसि ॥ १७ ॥

'હે મારા જયેષ્ઠ ભ્રાતાના મિત્ર ! આપ એકલા જ મારી આવડી મોટી સેનાનો અતિથિ-સત્કાર કરવા માગો છો, એ આપનો બહુ જ ઉદાર વિચાર છે. આપની ઉદારતાથી આપના મનોરથો પૂરા થઇ ગયા. અર્થાત્ આપની ઉદારતાથી જ અમારો સત્કાર થઇ ગયો.'

कतरेण गमिष्यामि भरद्वाजाश्रमं गुह ।
गहनोऽयं भृशं देशो गङ्गानूपो दुरत्ययः ॥ १८ ॥

'હે નિષાદરાજ ! અમને એ બતાવો કે અમે લોકો કયા માર્ગથી ભરદ્વાજના આશ્રમે જઇએ, કેમકે આ પ્રદેશમાં પ્રવેશ કરવાનું કષ્ટદાયી દેખાય છે. વળી ગંગાના કિનારાના પટનો દેશ પણ દુર્ગમ જણાય છે.'

तस्य तद्वचनं श्रुत्वा राजपुत्रस्य धीमतः ।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं गुहो गहनगोचरः ॥ १९ ॥

બુદ્ધિમાન રાજકુમાર ભરતની આવી વાત સાંભળીને બધાં જ દુર્ગમ સ્થાનોનો ભોમિયો ગુહ હાથ જોડીને બોલ્યો,

दाशास्त्वानुगमिष्यन्ति धन्विनः सुसमाहिताः ।
अहं त्वानुगमिष्यामि राजपुत्र महायशः ॥ २० ॥

'હે મહાયશસ્વી રાજકુમાર ! આપ એની ચિંતા ન કરશો. આ ભૂમિનાં પ્રત્યેક સ્થાનના સુપરિચિત ધનુર્ધારી દાશ લોકો સાવધાનતા-પૂર્વક આપની જોડે જશે અને હું પોતે પણ આપની પાછળ પાછળ ચાલીશ.'



परं ते महती सेना शङ्कां जनयतीव मे ।
कच्चिन्न दुष्टो व्रजसि रामस्याक्लिष्टकर्मणः ॥ २१ ॥

'પરંતુ આપની આ વિશાળ સેનાને જોઇને મારા મનમાં એવી શંકા ઉત્પન્ન થઇ ગઇ છે કે કયાંક આપ ઉદારચરિત શ્રીરામની પાસે કોઇ દુષ્ટ આશયથી તો નથી જઇ રહ્યા ને !'

तमेवमभिभाषन्तमाकाश इव निर्मलः ।
भरतः श्लक्ष्णया वाचा गुहं वचनमब्रवीत् ॥ २२ ॥

(ગુહે) આવી આશંકા કર્યા પછી, આકાશના સમાન નિર્મળ સ્વભાવવાળા ભરત નિષાદરાજને મધુર વાણીથી પ્રિય વચન બોલ્યા.

माऽभूत्स कालो यत्कष्टं न मां शङ्कितुमर्हसि ।
राघवः स हि मे भ्राता ज्येष्ठः पितृसमो मतः ॥ २३ ॥

'હે નિષાદરાજ ! તમે જેવો સંદેહ લાવો છો એવો દુઃખદ પાપપૂર્ણ સમય ન આવે. મારા ઉપર તમે એવો વહેમ ન લાવશો. હું તો મારા જયેષ્ઠ ભ્રાતા શ્રીરામને મારા પિતા તુલ્ય માનું છું.'

तं निवर्तयितुं यामि काकुत्स्थं वनवासिनम् ।
बुद्धिरन्या न ते कार्या गुह सत्यं ब्रवीमि ते ॥ २४ ॥

'હે ગુહ ! હું તો વનવાસી રામને પાછાં લઇ જવાને માટે જઇ રહ્યો છું. એ વિશે આપ નકામી અનિષ્ટ આશંકા ન કરશો. ખરેખર, આ વાત હું સાચી જ કહું છું.'

स तु संहृष्टवदनः श्रुत्वा भरतभाषितम् ।
पुनरेवाब्रवीद्वाक्यं भरतं प्रति हर्षितः ॥ २५ ॥



ભરતજીની આ વાત સાંભળીને નિષાદરાજ ગળગળો થઇ ગયો તે પ્રસન્ન થઇને ભરતને કહેવા લાગ્યો કે,

धन्यस्त्वं न त्वया तुल्यं पश्यामि जगतीतले ।
अयत्नादागतं राज्यं यस्त्वं त्यक्तुमिहेच्छसि ॥ २६ ॥

'હે ભરત ! આપ ધન્ય છો ! મને આ પૃથ્વીના પટ ઉપર આપના સમાન કોઇ અન્ય મનુષ્ય દેખાતો નથી, કેમકે આપ પરિશ્રમ વિના પ્રાપ્ત થયેલાં ધન-ધાન્ય પૂર્ણ વિશાળ રાજયનો આ રીતે ત્યાગ કરવાની ઇચ્છા કરો છો.

शाश्वती खलु ते कीर्तिर्लोकाननु चरिष्यति ।
यस्त्वं कृच्छ्रगतं रामं प्रत्यानयितुमिच्छसि ॥ २७ ॥

'આપ મહાન આપદામાં પડેલા રામને પાછાં લઇ આવવાને માટે જઇ રહ્યા છો એ આપનાં શુભ કાર્યથી આપની ઉજ્જવળ કીર્તિ ચિરકાળ સુધી સંસારમાં વ્યાપ્ત રહેશે.'

एवं सम्भाषमाणस्य गुहस्य भरतं तदा ।
बभौ नष्टप्रभः सूर्यो रजनी चान्यवर्तत ॥ २८ ॥

આ પ્રકારે ગુહ અને ભરત પરસ્પર વાતચીત કરી રહ્યા હતાં તે વેળા એ સૂર્ય આથમી ગયો અને રાત પડી ગઇ.

सन्निवेश्य सतां सेनां गुहेन परितोषितः ।
शत्रुघ्नेन सह श्रीमाञ्शयनं पुनरागमत् ॥ २९ ॥

ગુહની વાતચીતથી સંતોષ પામીને પોતાના સૈન્યને વિશ્રામનો આદેશ આપીને ભરતજી પોતાના નાના ભાઇ શત્રુઘ્નને સાથે લઇને શયન માટે યોગ્ય સ્થળે ચાલ્યા ગયા.



## ૬૪ (ચોસઠમો) સર્ગ ભરતનું ગંગા પર ઊતરી જવું

व्युष्य रात्रिं तु तत्रैव गङ्गाकूले स राघवः ।
भरतः काल्यमुत्थाय निषादराजमब्रवीत् ॥ १ ॥

જે ઠેકાણે શ્રીરામે વિશ્રામ કરેલો હતો તે જ સ્થાને ગંગાના કિનારા ઉપર રઘુકુલવંશી ભરતજીએ રાત્રિ વ્યતીત કરી અને વહેલી સવારે ઊઠીને નિષાદરાજ ગુહને કહ્યું,

सुखा नः शर्वरी राजन् पूजिताश्चापि ते वयम् ।
गङ्गां तु नौभिर्बह्वीभिर्दाशाः सन्तारयन्तु नः ॥ २ ॥

'હે રાજન્ ! અમારી આ રાત્રિ સુખેથી પસાર થઇ ગઇ અને આપે અમારો આદર-સત્કાર પણ બહુ જ સારી રીતે કર્યો. હવે આપ આપના નાવિકોને આદેશ આપો કે ઘણી બધી નૌકાઓ દ્વારા અમને ગંગા પાર ઉતારી દે.'

ततो गुहः सन्त्वरितं श्रुत्वा भरतशासनम् ।
प्रतिप्रविश्य नगरं तं ज्ञातिजनमब्रवीत् ॥ ३ ॥

ભરતજીની આજ્ઞા થતાં જ ગુહ રાજા સત્વર પોતાનાં શહેરમાં ગયો અને પોતાના જાત-ભાઇઓને કહ્યું.

उत्तिष्ठत प्रबुध्यध्वं भद्रमस्तु च वः सदा ।
नावः समनुकर्षध्वं तारयिष्याम वाहिनीम् ॥ ४ ॥

'હે ભાઇઓ ! ઊઠો, જાગો ! આપનું કલ્યાણ થાઓ. નૌકાઓને જલદી કિનારે ખેંચી લાવો. આપણે સેનાને પાર ઉતારવાના છીએ.'



ते तथोक्ताः समुत्थाय त्वरिता राजशासनात् ।
पञ्च नावां शतान्याशु समानिन्युः समन्ततः ॥ ५ ॥

નિષાદરાજની આજ્ઞા થવાથી નાવિક લોકો ઊઠીને ઊભા થઇ ગયા અને પોતાના રાજાના આદેશ અનુસાર જ્યાં-ત્યાંથી મેળવીને પાંચ સો નૌકાઓને લાવીને ઘાટ ઉપર ગોઠવી દીધી.

अन्याः स्वस्तिकविज्ञेया महाघण्टाधरा वराः ।
शोभमानाः पताकाभिर्युक्तवाताः सुसंहताः ॥ ६ ॥

આ નાવડીઓ ઉપરાંત 'સ્વસ્તિક' નામવાળાં વહાણો પણ લાવવામાં આવ્યાં. આ વહાણો ઉપર ઘંટ બાંધેલા હતા અને પતાકાઓથી વહાણોને શણગારેલાં હતાં. હવા આવવા જવાની વ્યવસ્થા હતી અને તેનાં બંધનો દૃઢ હતાં.

ततः स्वस्तिकविज्ञेयां पाण्डुकम्बलसंवृताम् ।
सनन्दिघोषां कल्याणीं गुहो नावमुपाहरत् ॥ ७ ॥

એ સ્વસ્તિક નૌકાઓમાંથી એક 'કલ્યાણી' નામવાળી વિશિષ્ટ સ્વસ્તિક નૌકાની ઉપર સફેદ ઊનનો ધૂંસો પાથરેલો હતો અને ચાલે ત્યારે ઘંટડીઓનો મધુર રણકાર થયા કરતો હતો, તે નૌકાને ગુહ પોતે જ લઇ આવ્યો.

तमारुरोह भरतः शत्रुघ्नश्च महायशः ।
कौसल्या च सुमित्रा च याश्चान्या राजयोषितः ॥ ८ ॥

એ વહાણ ઉપર મહાયશસ્વી ભરત, શત્રુઘ્ન, કૌસલ્યા, સુમિત્રા અને રાજ પરિવારની બીજી સ્ત્રીઓ બેસી ગયા.

नारीणामभिपूर्णास्तु काश्चित्काश्चिच्च वाजिनाम् ।
काश्चिदत्र वहन्ति स्म यानयुग्यं महाधनम् ॥ ९ ॥



કેટલીયે નૌકાઓમાં તો સ્ત્રીઓને સ્ત્રીઓ જ બેઠી હતી, કેટલીક નૌકાઓમાં ઘોડા અને માત્ર ઘોડાઓ જ ભરેલા હતા. ઘણી બધી નાવોમાં તો વાહનોમાં જોતરવા માટેના બહુ કિંમતી ઘોડા, ખચ્ચરને બળદો ભરેલા હતા.

पताकिन्यस्तु ता नावः स्वयं दाशैरधिष्ठिताः ।
वहन्त्यो जनमारुढं तदा सम्पेतुराशुगाः ॥ १० ॥

નાવિકોથી યુક્ત ધજા-પતાકાઓ વાળી તે નૌકાઓ ભરત વગેરે નગરવાસીઓને લઇને ઘણા જ વેગથી આગળ નીકળી ગઇ.

सा पुण्या ध्वजिनी गङ्गां दाशैः सन्तारिता स्वयम् ।
मैत्रे मुहूर्ते प्रययौ प्रयागवनमुत्तमम् ॥ ११ ॥

નાવિકોએ એ પુણ્ય દ્વજા-પતાકાવાળી વિશાળ સેનાને ગંગા નદીને પેલે પાર ઉતારી દીધી. સૂર્યોદયના ત્રીજા પહોરે મૈત્ર નામનાં મુહૂર્તમાં એ સેનાએ પ્રયાગ-વન તરફ પ્રસ્થાન કર્યું.

आश्वासयित्वा च चमूं महात्मा
निवेशयित्वा च यथोपजोषम् ।
द्रष्टुं भरद्वाजमृषिप्रवर्य-
मृत्विग्वृतः सन् भरतः प्रतस्थे ॥ १२ ॥

પ્રયાગમાં પહોંચીને મહામતિ ભરતે સંપૂર્ણ સેના અને નાગરિકોને યથાસ્થાન ઉતાર્યા. ત્યારપછી ભરતજી વસિષ્ઠ વગેરે ઋષિઓને સાથે લઇને ઋષિવર મહર્ષિ ભરદ્વાજનાં દર્શન કરવાને ચાલી નીકળ્યા.



## ૬૫ (પાંસઠમો) સર્ગ ભરદ્વાજ આશ્રમમાં નિવાસ

भरद्वाजाश्रमं दृष्ट्वा क्रोशादेव नरर्षभः ।
बलं सर्वमवस्थाप्य जगाम सह मन्त्रिभिः ॥ १ ॥
पद्भ्यामेव हि धर्मज्ञो न्यस्तशस्त्रपरिच्छदः ।
वसानो वाससी क्षौमे पुरोधाय पुरोधसम् ॥ २ ॥

ધર્મજ્ઞ પુરુષોત્તમ ભરત મહર્ષિ ભારદ્વાજના આશ્રમથી એક ગાઉ દૂર બધી સેનાને થોભાવી દઇને, અસ્ત્ર-શસ્ત્ર તથા રાજકીય પોશાક ઉતારીને, કેવળ બેજ કપડાં પહેરીને, કેટલાક મંત્રીઓને જોડે લઇને અને પુરોહિતોને આગળ કરીને પગપાળા જ ભરદ્વાજ ઋષિના દર્શન કરવા માટે ચાલ્યા ગયા.

ततः संदर्शने तस्य भरद्वाजस्य राघवः ।
मन्त्रिणस्तानवस्थाप्य जगामनुपुरोहितम् ॥ ३ ॥

જ્યારે ભરતજીએ દૂરથી જ મહર્ષિ ભરદ્વાજને જોયા ત્યારે તેઓ મંત્રીઓને પાછળ છોડી દઇને માત્ર પુરોહિતની સાથે આગળ વધ્યા.

वसिष्ठमथ दृष्ट्वैव भरद्वाजो महातपाः ।
सञ्चचालासनात्तूर्णं शिष्यनर्घ्यमिति ब्रुवन् ॥ ४ ॥

મહાતપસ્વી ભરદ્વાજ વસિષ્ઠજીને દેખતાં જ તત્કાળ આસન પરથી ઊઠી ને ઊભા થઇ ગયા અને શિષ્યોને અર્ઘ્ય લાવવાનો આદેશ આપ્યો.

समागम्य वसिष्ठेन भरतेनाभिवादितः ।
अबुध्यत महातेजाः सुतं दशरथस्य तम् ॥ ५ ॥



મહર્ષિ ભરદ્વાજ આગળ આવીને વસિષ્ઠ મુનિને મળ્યા. ભરતે ભરદ્વાજને પ્રણામ કર્યા. વસિષ્ઠના સહચારથી મહાતેજસ્વી ભરદ્વાજે જાણી લીધું કે આ દશરથપુત્ર ભરત છે.

ताभ्यामर्घ्यं च पाद्यं च दत्त्वा पश्चात् फलानि च ।
आनुपूर्व्याच्च धर्मज्ञः पप्रच्छ कुशलं कुले ॥ ६ ॥

ધર્માત્મા ભરદ્વાજે એ બન્નેને ક્રમપૂર્વક અર્ઘ્ય, પાદ્ય અને ફળો આપી અને એમનાં કુળની કુશળતા પૂછી.

वसिष्ठो भरतश्चैनं पप्रच्छतुरनामयम् ।
शरीरेऽग्निषु वृक्षेषु शिष्येषु मृगपक्षिषु ॥ ७ ॥

ત્યારપછી મહર્ષિ વસિષ્ઠે તથા ભરતજીએ મુનિ ભરદ્વાજને તેમનાં શરીર, યજ્ઞાગ્નિ, શિષ્યો અને આશ્રમનાં વૃક્ષો તથા પશુ-પક્ષીઓનાં કુશળ મંગળ પૂછ્યાં.

तथेति तत्प्रतिज्ञाय भरद्वाजो महातपाः ।
भरतं प्रत्युवाचेदं राघवस्नेहबन्धनात् ॥ ८ ॥

મહાતપસ્વી ભરદ્વાજે બધાંનાં કુશળ-મંગળ બતાવીને શ્રીરામની સાથે સ્નેહ હોવાના કારણથી ભરતજીને પૂછ્યું કે,

किमिहागमने कार्यं तव राज्यं प्रशासतः ।
एतदाचक्ष्व मे सर्वं न हि मे शुध्यते मनः ॥ ९ ॥

'હે રાજકુમાર ! તમે તો રાજ્ય શાસન કરી રહ્યા છો, પછી તમારે અહીં આવવાનું શું પ્રયોજન છે ? આ બધું મને સમજાવો કેમકે મારાં મનમા શંકા થયા કરે છે. (મને દાળમાં કંઇક કાળું દેખાય છે.)



एवमुक्तो भरद्वाजं भरतः प्रत्युवाच ह ।
पर्यश्रुनयनो दुःखाद्वाचा संसज्जमानया ॥ १० ॥

ભરદ્વાજે આવું પૂછ્યું એટલે ભરતજીની આંખોમાં દુઃખથી આંસુ ભરાઇ આવ્યાં, તેણે અચકાતી જીભે કહ્યું.

हतोऽस्मि यदि मामेवं भगवानपि मन्यते ।
मत्तो न दोषमाशङ्के नैवं मामनुशाधि हि ॥ ११ ॥

'ભગવાન ! આપ પણ મને એવો જ માનતા હો તો મારું જીવવું પણ વ્યર્થ છે. ભાઇને વનમાં મોકલવામા મારો જરા પણ હાથ નથી. એટલે આપ કૃપા કરીને મને આવી કડવી વાતો ન કહેશો.'

अहं तु तं नरव्याघ्रमुपयातः प्रसादकः ।
प्रतिनेतुमयोध्यां च पादौ तस्याभिवन्दितुम् ॥ १२ ॥

'હું તો એ નરશાર્દૂલને પ્રસન્ન કરીને અયોધ્યામાં પાછા તેડી જવા અને એમની ચરણ-વંદના કરવાને જઇ રહ્યો છું.'

त्वं मामेवंगतं मत्वा प्रसादं कर्तुमर्हसि ।
शंस मे भगवन् रामः क्व सम्प्रति महीपतिः ॥ १३ ॥

'ભગવાન્ ! મારા ઉદ્દેશ્યને સમજીને આપ મારા પર પ્રસન્ન થાઓ, અને મને બતાવો કે પૃથ્વીપતિ રામ આ સમયે ક્યાં છે ?'

वसिष्ठादिभिर्ऋत्विग्भिर्याचितो भगवांस्ततः ।
उवाच तं भरद्वाजः प्रसादाद्भरतं वचः ॥ १४ ॥

ત્યારપછી જ્યારે વસિષ્ઠ આદિ ઋત્વિજોએ પણ ભરદ્વાજને શ્રીરામનું ઠામઠેકાણું બતાવવાની પ્રાર્થના કરી ત્યારે પ્રસન્ન થઇને ઋષિ બોલ્યા,



त्वय्येतत्पुरुषव्याघ्र युक्तं राघववंशजे ।
गुरुवृत्तिर्दमश्चैव साधूनां चानुयायिता ॥ १५ ॥

'હે પુરુષસિંહ ! તમારો જન્મ પ્રસિદ્ધ રઘુકુળમાં થયો છે, તેથી વૃદ્ધોની સેવા, ઇન્દ્રિયોનું દમન, સાધુજનોનું અનુસરણ આ ત્રણેય ગુણો તમારામાં હોવા જ જોઇએ.'

जाने चैतन्मनःस्थं ते दृढीकरणमस्त्विति ।
अपृच्छं त्वां तवात्यर्थं कीर्तिं समभिवर्धयन् ॥ १६ ॥

'જો કે હું તમારા મનોગત ભાવોને જાણતો જ હતો તથાપિ લોકોની સામે એને દઢ કરવા અને તમારી કીર્તિને વધારવા માટે મેં આવો પ્રશ્ન પૂછ્યો હતો.'

जाने च रामं धर्मज्ञं ससीतं सहलक्ष्मणम् ।
असौ वसति ते भ्राता चित्रकूटे महागिरौ ॥ १७ ॥

તમારા ભાઇ ધર્મજ્ઞ શ્રીરામ સીતા અને લક્ષ્મણ સહિત આ સમયે ચિત્રકૂટ નામના મહાપર્વત પર નિવાસ કરે છે.

श्वस्तु गन्तासि तं देशं वसाद्य सह मन्त्रिभिः ।
एतं मे कुरु सुप्राज्ञ कामं कामार्थकोविद ॥ १८ ॥

'હે ઇષ્ટ મનોરથોને પૂરા કરવાવાળા બુદ્ધિમાન ભરત ! તમે કાલે ત્યાં જજો. આજે મંત્રીઓની સાથે અહીં જ નિવાસ કરજો. મારી આ ઇચ્છાને પૂરી કરો.'

ततस्तथेत्येवमुदारदर्शनः ।
प्रतीतरूपो भरतोऽब्रवीद्वचः ।
चकार बुद्धिं च तदा तदाश्रमे ।
निशानिवासाय नराधिपात्मजः ॥ १९ ॥



જ્યારે મહર્ષિ ભરદ્વાજે આ પ્રમાણે કહ્યું ત્યારે ઉદાર મનવાળા યશસ્વી રાજકુમાર ભરતે ઋષિની આજ્ઞા માનીને એક રાત ઋષિના આશ્રમમાં રહેવાનો સ્વીકાર કર્યો.

## ૬૬ (છાસઠમો) સર્ગ ચિત્રકૂટ માટે પ્રસ્થાન

ततस्तां रजनीं व्युष्य भरतः सपरिच्छदः ।
कृतातिथ्यो भरद्वाजं कामादभिजगाम ह ॥ १ ॥

પોતાનાં કુટુમ્બ અને સાથીઓ સહિત ભરદ્વાજના મહેમાન બનીને એ રાત વીતાવી પછી, પ્રભાત થતાજ ભરત રામના દર્શનની ઇચ્છાથી ભરદ્વાજની પાસે વિદાય લેવાને ગયા.

तमृषिः पुरुषव्याघ्रं प्राञ्जलिं प्रेक्ष्य चागतम् ।
हुताग्निहोत्रो भरतं भरद्वाजोऽभ्यभाषत ॥ २ ॥

પુરુષસિંહ ભરતને પોતાની સામે હાથ જોડી ઊભેલો જોઇને યજ્ઞ સમાપ્ત કર્યા પછી મુનિ ભરદ્વાજે તેને કહ્યું,

कच्चिदत्र सुखा रात्रिस्तवास्मद्विषये गता ।
समग्रस्ते जनः कच्चिदातिथ्ये शंस मेऽनघ ॥ ३ ॥

હે નિષ્પાપ ! અમારા આશ્રમમાં તમે સુખેથી રાત પસાર કરીને ? તમારા બધા જ લોકો મારા આતિથ્યથી સંતુષ્ટ તો છે ને ?



तमुवाचाञ्जलिं कृत्वा भरतोऽभिप्रणम्य च ।
सुखोषितोऽस्मि भगवन् समग्रबलवाहनः ॥ ४ ॥

ભરતજી હાથ જોડીને પ્રણામ કરીને બોલ્યા, 'ભગવાન ! હું મંત્રીઓ અને સેના સહિત આ આશ્રમમાં સુખપૂર્વક રહ્યો.'

आमन्त्रेयऽहं भगवन् कामं त्वामृषिसत्तम ।
समीपं प्रस्थितं भ्रातुर्मैत्रेणेक्षस्व चक्षुषा ॥ ५ ॥

'હે ઋષિશ્રેષ્ઠ ! હું આપની પાસેથી વિદાય લઇને રામની પાસે જઇ રહ્યો છું. મારા ઉપર કૃપા દૃષ્ટિ રાખજો.'

आश्रमं तस्य धर्मज्ञ धार्मिकस्य महात्मनः ।
आचक्ष्व कतमो मार्गः कियानिति च शंस मे ॥ ६ ॥

'હે ધર્મજ્ઞ ! કૃપા કરીને બતાવો કે મહાત્મા રામનો આશ્રમ અહીંથી કેટલો દૂર છે ? અને ત્યાં જવા માટેનો સીધો સરળ માર્ગ કયો છે ?'

इति पृष्टस्तु भरतं भ्रातृदर्शनलालसम् ।
प्रत्युवाच महातेजा भरद्वाजो महातपाः ॥ ७ ॥

ભાઇના દર્શન માટે ઉત્સુક ભરતજીએ આમ પૂછયું ત્યારે મહાતેજસ્વી પરમ તપસ્વી ભરદ્વાજ બોલ્યા,

भरतार्धतृतीयेषु योजनेष्वजने वने ।
चित्रकूटो गिरिस्तत्र रम्यनिर्दरकाननः ॥ ८ ॥

'હે ભરત ! અહીંથી અઢી યોજન (યોજન = ચાર ગાઉ)ના અંતરે નિર્જન પ્રદેશમાં રમણીય ગુફાઓ (અને સુંદર ઝરણાંઓ) તથા વનોવાળો ચિત્રકૂટ નામનો પર્વત છે.'



उत्तरं पार्श्वमासाद्य तस्य मन्दाकिनी नदी ।
पुष्पितद्रुमसंछन्ना रम्यपुष्पितकानना ॥ ९ ॥

'આ પર્વતની ઉત્તર તરફ મંદાકિની નદી વહે છે. આ નદીના બેઉ તટો ઉપર પુષ્પિત વૃક્ષો ઊગેલાં છે, વળી આ નદી રમણીય ફુલોવાળાં જંગલોમાં થઇને વહે છે.'

अनन्तरं तत्सरितश्चित्रकूटश्च पर्वतः ।
तयोः पर्णकुटी तात तत्र तौ वसतो ध्रुवम् ॥ १० ॥

'હે તાત ! એ નદીની નજીકમાં જ ચિત્રકૂટ પર્વત છે. એ જ પર્વત ઉપર તમને એક પર્ણકુટી જોવા મળશે, બસ તેમાં જ તે બન્ને ભાઇઓ વાસ કરે છે.'

अभिवाद्य तु संसिद्धः कृत्वा चैनं प्रदक्षिणम् ।
आमन्त्र्य भरतः सैन्यं युज्यतामित्यचोदयत् ॥ ११ ॥

શ્રીરામના નિવાસ-સ્થાનને જાણીને ભરતે મહર્ષિ ભરદ્વાજને અભિવાદન તથા પ્રદક્ષિણા કર્યાં, અને એમની આજ્ઞા લઇને પોતાની સેનાને પ્રસ્થાન કરવાનો આદેશ આપ્યો.

ततो वाजिरथान्युक्त्वा दिव्यान्हेमपरिष्कृतान् ।
अध्यारोहत्प्रयाणार्थी बहून् बहुविधो जनः ॥ १२ ॥

ભરતજીની આજ્ઞા મળતાં જ પ્રસ્થાન કરનારા બધા પ્રકારના લોકો સોનાથી શણગારેલાં ઘણાં જ દિવ્ય રથોમાં ઘોડા જોતરીને તેના પર સવાર થઇ ગયા.



विविधान्यपि यानानि महान्ति च लघूनि च ।
प्रययुः सुमहार्हाणि पादैरेव पदातयः ।। १३ ।।

વિવિધ પ્રકારનાં નાનાં-મોટાં બહુમૂલ્ય રથો વગેરે વાહનો અને પગપાળા પાયદળ પણ ચાલી નીકળ્યાં.

तया महत्या यायिन्या ध्वजिन्या वनवासिनः ।
अर्दिता यूथपा मत्ताः सयूथाः सम्प्रदुद्रुवुः ।। १४ ।।

જ્યારે એ મોટું સૈન્ય વનમાંથી પસાર થતું હતું, ત્યારે વનમાં રહેનારા મદમસ્ત જૂથપતિ ગજરાજો હાથીઓનાં ટોળાંની સાથે વ્યાકુળ અને ઉન્મત્ત થઇને આમ તેમ નાસવા લાગ્યા.

सागरौघनिभा सेना भरतस्य महात्मनः ।
महीं संच्छादयामास प्रावृषि द्यामिवाम्बुदः ।। १५ ।।

જે પ્રકારે વર્ષાઋતુમાં મેઘમંડળ આકાશને આવરી લે છે, એ જ રીતે મહાત્મા ભરતની સાગર સમાન વિશાળ સેના લહેરોની જેમ ઉછળતી રહીને, પૃથ્વીને આચ્છાદિત કરતી ચાલી જતી હતી.

स गत्वा दूरमध्वानं सुपरिश्रान्तवाहनः ।
उवाच भरतः श्रीमान्वसिष्ठं मन्त्रिणां वरम् ।। १६ ।।

જ્યારે ભરતજી યાત્રા કરતા કરતા બહુ જ દૂર નીકળી ગયા ત્યારે વાહનોને થાકી ગયેલાં જોઇને તેઓએ શ્રેષ્ઠ મંત્રી વસિષ્ઠજીને કહ્યું,

यादृशं लक्ष्यते रूपं तथा चैव श्रुतं मया ।
व्यक्तं प्राप्ताः स्म तं देशं भरद्वाजोऽयमब्रवीत् ।। १७ ।।



'આ સ્થાનના વિશે મેં જેવું સાંભળેલું હતું તેવું જ રંગ-રૂપ દેખાઇ રહ્યું છે, તેનાથી એ સ્પષ્ટ સમજાય છે કે આપણે જે સ્થાન ભરદ્વાજજીએ બતાવેલું હતું તે સ્થાન ઉપર પહોંચી ગયા છીએ.'

अयं गिरिश्चित्रकूट इयं मन्दाकिनी नदी ।
एतत्प्रकाशते दूरान्नीलमेघनिभं वनम् ।। १८ ।।

'જુઓ ! આ ચિત્રકૂટ પર્વત છે. આ મંદાકિની નદી છે અને આ જે દૂરથી વાદળી રંગના વાદળાં જેવું દેખાય છે તે એ જ વન છે.'

साधु सैन्याः प्रतिष्ठन्तां विचिन्वन्तु च काननम् ।
यथा तौ पुरुषव्याघ्रौ दृश्येते राम लक्ष्मणौ ।। १९ ।।

'યોગ્ય સૈનિકો વનમાં જાય અને સાવચેતીથી તપાસ કરે, જેથી કરી જોતાં જોતાં તે બંને નરસિંહો રામ અને લક્ષ્મણ મળી આવે.'

भरतस्य वचः श्रुत्वा पुरुषाः शस्त्रपाणयः ।
विविशुस्तद्वनं शूरा धूमाग्रं ददृशुस्ततः ।। २० ।।

ભરતની વાત સાંભળીને સૈનિકો હાથમાં હથિયારો લઇને વનમાં પ્રવિષ્ટ થયા, અને કેટલેક દૂર તેઓએ ધુમાડાની શિખા જોઇ.

ते समालोक्य धूमाग्रमूचुर्भरतमागताः ।
नामनुष्ये भवत्यग्निर्व्यक्तमत्रैव राघवौ ।। २१ ।।

ઊંચે ચડતા ધુમાડાને જોઇ એ લોકોએ પાછા આવીને ભરતજીને કહ્યું, 'માણસ વગરનો અગ્નિ હોઇ શકે નહીં, એટલે કે રામ-લક્ષ્મણ નક્કી અહીં જ છે.'



तत् श्रुत्वा भरतस्तेषां वचनं साधुसम्मतम् ।
सैन्यानुवाच सर्वांस्तानमित्रबलमर्दनः ॥ २२ ॥

સૈનિકોની આ માનવામાં આવે એવી વાત સાંભળીને શત્રુઓનું માનમર્દન કરનારા ભરતજીએ તેમને કહ્યું,

यत्ता भवन्तस्तिष्ठन्तु नेतो गन्तव्यमग्रतः ।
अहमेव गमिष्यामि सुमन्त्रो गुरुरेव च ॥ २३ ॥

'ઠીક ત્યારે, તમે લોકો શાન્તિથી અહીં જ થોભી જાઓ. અહીંથી આગળ ન જશો. સુમંત્ર અને ગુરુ વસિષ્ઠજીને સાથે લઇને હું જ આગળ જઇશ.'

व्यवस्थिता या भरतेन सा चमूः ।
निरीक्षमाणाऽपि च धूममग्रतः ।
बभूव हृष्टा न चिरेण जानती ।
प्रियस्य रामस्य समागमं तदा ॥ २४ ॥

ભરતે વ્યવસ્થિત કરેલી એ સેના સામેથી ઊંચે ચઢતા ધુમાડાને જોઇને જાણી ગઇ કે હવે પ્રિય રામનો મેળાપ થવામાં બહુ વિલંબ નહીં થાય. આ વિચારથી આખી સેના હરખાઇ ગઇ.

## ૬૭ (સડસઠમો) સર્ગ લક્ષ્મણનો ક્રોધ

दीर्घकालोषितस्तस्मिन् गिरौ गिरिवनप्रियः ।
वैदेह्याः प्रियमाकाङ्क्षन् स्वं च चित्तं विलोभयन् ॥ १ ॥
अथ दाशरथिश्चित्रं चित्रकूटमदर्शयत् ।
भार्याममरसङ्काशः शचीमिव पुरन्दरः ॥ २ ॥



આ બાજુ, પહાડ તથા અરણ્યના પ્રેમી શ્રીરામને એ પર્વત પર રહ્યાને ઘણા દિવસો વીતી ગયા હતા. એક દિવસે દેવતુલ્ય દશરથનંદન શ્રીરામ સીતાના તથા પોતાના મનોરંજન માટે, જે પ્રકારે ઇન્દ્ર ઇન્દ્રાણીને બતાવે તે પ્રકારે, રમ્ય ચિત્રકૂટનું દર્શન કરાવતા હતા.

तां तथा दर्शयित्वा तु मैथिलीं गिरीनिम्नगाम् ।
निषसाद गिरिप्रस्थे सीतया सह राघवः ॥ ३ ॥

પર્વતમાંથી નીકળતી મંદાકિની નદીની શોભા બતાવીને રામ સીતાજીની સાથે પર્વતના શિખર પર બેસી ગયા.

तथा तत्रासतस्तस्य भरतस्योपयायिनः ।
सैन्यरेणुश्च शब्दश्च प्रादुरास्तां नभस्पृशौ ॥ ४ ॥

જ્યારે તેઓ આમ બેઠાં હતાં, ત્યારે ભરતની સેનાનાં ચાલવાથી ઊડીને આકાશને આંબી જતી ધૂળ તેઓનાં જોવામાં આવી અને તેમનો કોલાહલ પણ સંભળાયો.

एतस्मिन्नन्तरे त्रस्ताः शब्देन महता ततः ।
अर्दिता यूथपा मत्ताः सयूथा दद्रुवुर्दिशः ॥ ५ ॥

એવામાં એ મહાકોલાહલથી ત્રાસી ગયેલા અને વિહ્વળ બનેલા જૂથ-પતિ ગજેન્દ્રો ઉન્મત્ત થઇને પોત પોતાનાં ટોળાંની સાથે આમ તેમ ભાગવા લાગ્યા.

तांश्च विद्रवतो दृष्ट्वा तं च श्रुत्वा च निःस्वनम् ।
उवाच रामः सौमित्रिं लक्ष्मणं दीप्ततेजसम् ॥ ६ ॥

એ હાથીઓને ભાગતા જોઇ અને સેનાનો કોલાહલ સાંભળી શ્રીરામે સુમિત્રા પુત્ર તેજસ્વી લક્ષ્મણને કહ્યું,



हन्त लक्ष्मण पश्येह सुमित्रा सुप्रजास्त्वया ।
भीमस्तनितगम्भीरस्तुमुलः श्रूयते स्वनः ॥ ७ ॥

'હે લક્ષ્મણ ! તમારી પ્રાપ્તિથી સુમિત્રા પુત્રવતી છે, જરા જુઓ, તો ખરા ! આ ભયંકર વાદળાના ગડગડાટ જેવો ઘોર, ભયાનક અને તુમુલ અવાજ ક્યાંથી સંભળાઇ રહ્યો છે ?'

स लक्ष्मणः सन्त्वरितः सालमारुह्य पुष्पितम् ।
प्रेक्षमाणो दिशः सर्वाः पूर्वां दिशमुदैक्षत ॥ ८ ॥

શ્રીરામની વાત સાંભળીને લક્ષ્મણજી તરત જ ફૂલોવાળા એક રાળનાં ઝાડ ઉપર ચઢી ગયા અને ચારેય બાજુ જોતાં જોતાં તેમણે પૂર્વ દિશામાં જોયું.

***ટિપ્પણી :*** ✷ *साल = રાળનું ઝાડ, शाल = સાગનું ઝાડ*

उदङ्मुखः प्रेक्षमाणो ददर्श महतीं चमूम् ।
रथाश्वगजसम्बाधां यत्तैर्युक्तां पदातिभिः ॥ ९ ॥

પછી ઉત્તર દિશા તરફ મુખ કરીને જોયું તો તેમણે તે તરફ હાથી, ઘોડા, રથો તથા સુસજ્જિત પાયદળ સૈનિકોવાળી એક વિશાળ સેના દેખી.

तामश्वगजसम्पूर्णां रथध्वजविभूषिताम् ।
शशंस सेनां रामाय वचनं चेदमब्रवीत् ॥ १० ॥

હાથી-ઘોડાથી યુક્ત અને રથોના ઉપર લગાડેલી પતાકાઓથી શણગારેલી એ સેનાના વૃત્તાંતનું નિવેદન કરી રહેલા લક્ષ્મણજીએ શ્રીરામને કહ્યું,



अग्निं संशमयत्वार्यः सीता च भजतां गुहाम् ।
सज्यं कुरुष्व चापं च शरांश्च कवचं तथा ॥ ११ ॥

'આપ અગ્નિને બુઝાવી દો. સીતાજી ગુફામાં જઇને બેસે અને આપ કવચ પહેરી લો તથા ધનુષ-બાણ સંભાળી લો.'

तं रामः पुरुषव्याघ्रो लक्ष्मणं प्रत्युवाच ह ।
अङ्गावेक्षस्व सौमित्रे कस्येमां मन्यसे चमूम् ॥ १२ ॥

આ સાંભળીને નરશાર્દૂલ રામે લક્ષ્મણજીને પૂછ્યું, 'હે વત્સ ! સૌમિત્ર ! ધ્વજ-ચિહ્નોને ધ્યાનથી જોઇને એ બતાવો કે તમે એને કોની સેના સમજો છો ?

एवमुक्तस्तु रामेण लक्ष्मणो वाक्यमब्रवीत् ।
दिधक्षन्निव तां सेनां रुषितः पावको यथा ॥ १३ ॥

શ્રીરામે આમ કહ્યું એટલે લક્ષ્મણ પોતાના ક્રોધથી અગ્નિની જેમ સેનાને ભસ્મ કરી નાખવાની ઇચ્છા કરતા બોલ્યા,

सम्पन्नं राज्यमिच्छंस्तु व्यक्तं प्राप्याभिषेचनम् ।
आवां हन्तुं समभ्येति कैकेय्या भरतः सुतः ॥ १४ ॥

'ચોકખું દેખાઇ આવે છે કે અભિષેક પશ્ચાત્ નિષ્કંટક રાજ્યની પ્રાપ્તિ કરવાની ઇચ્છાથી કૈકેયીનો પુત્ર ભરત આપણા બેઉનો વધ કરવા માટે આવી રહ્યો છે.'

गृहीतधनुषौ चावां गिरिं वीर श्रयावहे ।
अपि द्रक्ष्यामि भरतं यत्कृते व्यसनं महत् ॥ १५ ॥



'હે વીર ! ધનુષ-બાણ લઇને આપણે પર્વતનો આશ્રય લઇએ. જે ભરતના કારણે આપણા પર આ સંકટ આવી પડેલું છે, તેને પણ આજે આપણે જોઇ લઇશું.'

भरतस्य वधे दोषं न हि पश्यामि राघव ।
पूर्वापकारिणं हत्वा न ह्यधर्मेण युज्यते ॥ १६ ॥

'હે રાઘવ ! મને તો ભરતનો વધ કરવામાં કોઇ દોષ દેખાતો નથી. પહેલો અપકાર કરનારને મારી નાખવાથી પાપ લાગતું જ નથી.'

पूर्वापकारी भरतस्त्यक्तधर्मश्च राघव ।
एतस्मिन्निहते कृत्स्नामनुशाधि वसुन्धराम् ॥ १७ ॥

'પહેલો દ્રોહ ભરતે કરેલો છે; એણે ધર્મનો ત્યાગ કરી દીધો છે, એટલે એને હણીને આપ સંપૂર્ણ પૃથ્વીના રાજ્યનો ઉપભોગ કરજો'.

अद्य पुत्रं हतं संख्ये कैकेयी राजकामुका ।
मया पश्येत्सुदुःखार्ता हस्तिभग्नमिव द्रुमम् ॥ १८ ॥

'જેવી રીતે હાથી વૃક્ષને ઉખેડીને ફેંકી દે છે, તેવી રીતે રાજ્યલાલચી કૈકેયી આજ મારા હાથે મરાએલા પોતાના પુત્રને દુઃખી થઇને દેખે.'

कैकेयीं च वधिष्यामि सानुबन्धां सबान्धवाम् ।
कलुषेणाद्य महता मेदिनी परिमुच्यताम् ॥ १९ ॥

'હું એ કૈકેયીને પણ તેના બંધુ-બાંધવો સહિત અને મંથરા વગેરે દાસીઓની સાથે મારી નાખીશ. તો જ આ પૃથ્વી કૈકેયી રૂપી મહા પાપથી મુક્ત થશે.'



अथेमं संयतं क्रोधमसत्कारं च मानद ।
मोक्ष्यामि शत्रुसैन्येषु कक्षेष्विव हुताशनम् ॥ २० ॥

'હે માનદ ! આજે ઘણાંજ દિવસોથી રોકી રાખેલા ક્રોધને અને કૈકેયી પ્રત્યેના તિરસ્કારને હું શત્રુની સેના ઉપર એવી રીતે વરસાવીશ જેવી રીતે સૂકાં ઘાસની ગંજીમાં આગ ફેલાવવામાં આવે છે.'

शराणां धनुषश्चाहमनृणोऽस्मि महामृधे ।
ससैन्यं भरतं हत्वा भविष्यामि न संशयः ॥ २१ ॥

'આજ હું આ મહા યુદ્ધમાં સેના સાથે ભરતનો વધ કરીને મારાં ધનુષ અને બાણનાં ઋણમાંથી નિઃસંદેહ ઉઋણ થઇ જવાનો છું.'

## ૬૮ (અડસઠમો) સર્ગ રામે કરેલી ભરતના ગુણોની પ્રશંસા

सुसंरब्धं तु सौमित्रिं लक्ष्मणं क्रोधमूर्च्छितम् ।
रामस्तु परिसान्त्व्याथ वचनं चेदमब्रवीत् ॥ १ ॥

યુદ્ધ કરવાને તૈયાર થઇ ગયેલા અને ક્રોધથી ધૂંધવાઇ રહેલા લક્ષ્મણને શાન્ત કરવાને માટે શ્રીરામે કહ્યું કે,

किमत्र धनुषा कार्यमसिना वा सचर्मणा ।
महेष्वासे महाप्राज्ञे भरते स्वयमागते ॥ २ ॥

'હે લક્ષ્મણ ! મહાન ધનૂર્ધારી અને મહાવિદ્વાન ભરત પોતેજ આવેલો છે, ત્યાં ધનુષ, ઢાલ અને તલવારનું શું પ્રયોજન છે ? (તમે તેને શસ્ત્રોથી જીતી નહીં શકો.)'



पितुः सत्यं प्रतिश्रुत्य हत्वा भरतमागतम् ।
किं करिष्यामि राज्येन सापवादेन लक्ष्मण ॥ ३ ॥

'હે લક્ષ્મણ ! પિતાજીની આજ્ઞાનું પાલન કરવાની પ્રતિજ્ઞા કર્યા પછી ભરતનો વધ કરીને લોકનિંદાથી યુક્ત રાજ્ય લઇને મારે શું કરવું છે ?'

यद्द्रव्यं बान्धवानां वा मित्राणां वा क्षये भवेत् ।
नाहं तत्प्रतिगृह्णीयां भक्षान् विषकृतानिव ॥ ४ ॥

'બંધુ-બાંધવો અને ઈષ્ટમિત્રોનો વધ કરીને જે ધન મને મળે તેનો સ્વીકાર હું કરી શકતો નથી. હું તો તેને વિષ ભેળવેલા ભોજનના સમાન ત્યાજ્ય સમજું છું.'

धर्ममर्थं च कामं च पृथिवीं चापि लक्ष्मण ।
इच्छामि भवतामर्थे एतत्प्रतिशृणोमि ते ॥ ५ ॥

'હે લક્ષ્મણ ! હું સોગંદ ખાઇને કહું છું કે ધર્મ, અર્થ, કામ અને પૃથ્વીને હું આપણા ભાઇઓને માટે જ ચાહું છું.'

भ्रातृणां संग्रहार्थं च सुखार्थं चापि लक्ष्मण ।
राज्यमप्यहमिच्छामि सत्येनायुधमालभे ॥ ६ ॥

'હે લક્ષ્મણ ! હું મારાં હથિયારો ઉપર હાથ રાખીને સાચે સાચું જ કહું છું. કે હું રાજ્યની કામના પણ ભાઇઓનાં પાલન અને સુખના માટે જ કરું છું.'

नेयं मम मही सौम्य दुर्लभा सागराम्बरा ।
न हीच्छेयमधर्मेण शक्रत्वमपि लक्ष्मण ॥ ७ ॥



'હે સૌમ્ય ! સમુદ્રોથી ઘેરાએલી આ પૃથ્વીનું રાજ્ય હસ્તગત કરવાનું મારા માટે દુર્લભ નથી. પરંતુ, હે લક્ષ્મણ ! હું અધર્મથી તો ઇન્દ્રનું પદ પણ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતો નથી.'

यद्विना भरतं त्वां च शत्रुघ्नं चापि मानद ।
भवेन्मम सुखं किञ्चिद्भस्म तत्कुरुतां शिखी ॥ ८ ॥

'હે માનદ ! તમારા વિના, ભરતના વિના અને શત્રુઘ્નના વિના મને જે કોઇ વસ્તુથી સુખ મળતું હોય તેને અગ્નિ ભસ્મ કરી દે.'

मन्येऽहमागतोऽयोध्यां भरतो भ्रातृवत्सलः ।
मम प्राणात्प्रियतरः कुलधर्ममनुस्मरन् ॥ ९ ॥
श्रुत्वा प्रव्राजितं मां हि जटावल्कलधारिणम् ।
जानक्या सहितं वीर त्वया च पुरुषर्षभ ॥ १० ॥
स्नेहेनाक्रान्तहृदयः शोकेनाकुलितेन्द्रियः ।
द्रष्टुमभ्यागतो ह्येष भरतो नान्यथाऽऽगतः ॥ ११ ॥

'હું માનું છું કે પ્રાણપ્રિય અને ભ્રાતૃવત્સલ ભાઇ ભરત જ્યારે મોસાળમાંથી અયોધ્યામાં આવ્યો અને આપણે ત્રણેય જટા-વલ્કલ ધારણ કરીને વનમાં આવ્યાનું તેણે સાંભળ્યું ત્યારે સ્નેહ ભરેલાં હૃદયે અને શોકથી વ્યાકુળ થઇને, તથા કુળધર્મ (મોટા ભાઇના રાજ્યાભિષેક)ને સ્મરણમાં રાખીને તે આપણને મળવા માટે આવેલો છે. આના સિવાય અહીંયા આવવાનો એનો કશો જ ઇરાદો નથી.'

अम्बां च कैकेयीं रूष्य परुषं चाप्रियं वदन् ।
प्रसाद्य पितरं श्रीमान् राज्यं मे दातुमागतः ॥ १२ ॥



'સંભવ છે કે માતા કૈકેયી પર ક્રોધ કરીને, તેને કડવાં વેણ કહીને તથા પિતાજીને પ્રસન્ન કરીને, મને રાજ્ય આપવાને માટે ભરત અહીં આવ્યો હોય.'

प्राप्तकालं यदेषोऽस्मान् भरतो द्रष्टुमिच्छति ।
अस्मासु मनसाऽप्येष नाप्रियं किञ्चिदाचरेत् ॥ १३ ॥

'આ સમયે ભરત આપણને મળવાની ઇચ્છા કરે છે એમ (માનવું) જ ઉચિત છે, પરંતુ એ તો અશક્ય જ છે કે ભરત પોતાના મનથી પણ આપણાં અનિષ્ટનો વિચાર કરે.'

विप्रियं कृतपूर्वं ते भरतेन कदानु किम् ।
ईदृशं वा भयं तेऽद्य भरतं योऽत्र शङ्कसे ॥ १४ ॥

'શું ભરતે આ અગાઉ ક્યારેય પણ તમારું કંઇ અનિષ્ટ કર્યું છે, કે તમને આજે એનો આટલો ભય લાગે છે અને તેના ઉપર વહેમ આવે છે ?'

नहि ते निष्ठुरं वाच्यो भरतो नाप्रियं वचः ।
अहं ह्यप्रियमुक्तः स्यां भरतस्याप्रिये कृते ॥ १५ ॥

'ભરતનાં વિષયમાં તમારે આવું કડવું અને અપ્રિય વચન ન બોલવું જોઇએ. હવે પછી જો તમે ભરતના વિશે કોઇ ખોટી વાત કરશો કે એનું કંઇ અહિત કરશો તો સમજી લેજો કે એ બધો જ વ્યવહાર મારી સાથે મારી વિરુદ્ધમાં થાય છે.'

कथं नु पुत्राः पितरं हन्युः कस्यांचिदापदि ।
भ्राता वा भ्रातरं हन्यात्सौमित्रे प्राणमात्मनः ॥ १६ ॥

'લક્ષ્મણ ! જરાક તો વિચારો, ગમે તેવી વિપત્તિ આવી પડી હોય અને ગમે તેવી ખરાબ સ્થિતિ હોય તો પણ પુત્રો પોતાના પિતાનો અને ભાઇ પોતાના પ્રાણપ્રિય ભાઇનો વધ નથી કરી શકતા.'



यदि राज्यस्य हेतोस्त्वमिमां वाचं प्रभाषसे ।
वक्ष्यामि भरतं दृष्ट्वा राज्यमस्मै प्रदीयताम् ॥ १७ ॥

'જો તમે રાજ્યપ્રાપ્તિના હેતુથી આવી ભાષાનો પ્રયોગ કરી રહ્યા હો તો ભરત મળશે ત્યારે હું એને કહીશ કે આ રાજ્ય લક્ષ્મણને આપી દીઓ.'

उच्यमानोऽपि भरतो मया लक्ष्मण तत्त्वतः ।
राज्यमस्मै प्रयच्छेति बाढमित्येव वक्ष्यति ॥ १८ ॥

'હે લક્ષ્મણ ! 'રાજ્ય આને (લક્ષ્મણને) આપી દો' એમ કહીશ કે તરત ભરત એમ જ કહેશે કે બહુ જ સારું'

तथोक्तो धर्मशीलेन भ्राता तस्य हिते रतः ।
लक्ष्मणः प्रविवेशेव स्वानि गात्राणि लज्जया ॥ १९ ॥

ધર્મશીલ રામે આમ કહ્યું એટલે એમના હિતમાં રુચિવાળા લક્ષ્મણજી બહુ જ લજ્જિત થઇ ગયા અને સંકોચાઇને જાણે કે પોતાનાં ગાત્રોમાં ગરી (પેસી) ગયા.

तद्वाक्यं लक्ष्मणः श्रुत्वा व्रीडितः प्रत्युवाच ह ।
त्वां मन्ये द्रष्टुमायातः पिता दशरथः स्वयम् ॥ २० ॥

એમનાં તે વચનને સાંભળીને શરમાઇ ગયેલા લક્ષ્મણજી પુનઃ બોલ્યા, 'મને એમ જણાય છે કે મહારાજ દશરથ પોતે જ આપને મળવાને આવ્યા છે.'

व्रीडितं लक्ष्मणं दृष्ट्वा राघवः प्रत्युवाच ह ।
एष मन्ये महाबाहुरिहस्मान् द्रष्टुमागतः ॥ २१ ॥



લક્ષ્મણજીને લજ્જિત જોઈને એમની વાતને ટેકો આપતાં શ્રીરામે તેને કહ્યું, 'હું પણ એમ જ માનું છું કે મહાબાહુ દશરથ આપણને જોવા (મળવા) માટે અહીં આવ્યા છે.'

स एष सुमहाकायः कम्पते वाहिनीमुखे ।
नागः शत्रुञ्जयो नाम वृद्धस्तातस्य धीमतः ॥ २२ ॥

'એ તો જુઓ, બુદ્ધિમાન પિતાજીનો વિશાળકાય ઊંચો શત્રુંજય નામનો હાથી પણ સેનાની આગળ આગળ ડોલતો ડોલતો ચાલ્યો આવે છે !'

न तु पश्यामि तत्छत्रं पाण्डुरं लोकसत्कृतम् ।
पितुर्दिव्यं महाबाहो संशयो भवतीह मे ॥ २३ ॥

'કિન્તુ હે મહાબાહુ ! મને એના ઉપર પિતાજીનું લોક-સંમાનિત સફેદ દિવ્ય છત્ર દેખાતું નથી, એટલે મારા મનમાં સંદેહ જેવું થયા કરે છે !'

वृक्षाग्रादवरोह त्वं कुरु लक्ष्मण मद्वचः ।
इतीव रामो धर्मात्मा सौमित्रिं तमुवाच ह ॥ २४ ॥
अवतीर्य तु सालाग्रात्तस्मात्स समितिञ्जयः ।
लक्ष्मणः प्राञ्जलिर्भूत्वा तस्थौ रामस्य पार्श्वतः ॥ २५ ॥

'હે લક્ષ્મણ ! હવે તમે મારું કહ્યું માનો અને ઝાડ ઉપરથી નીચે ઊતરી આવો'. જ્યારે ધર્માત્મા રામે લક્ષ્મણને એમ કહ્યું ત્યારે યુદ્ધવિજયી લક્ષ્મણજી તે શેષકુંદરનાં વૃક્ષ પરથી નીચે ઊતરી હાથ જોડીને શ્રીરામની પડખે આવીને ઊભા રહી ગયા. (શેષકુંદરનું ઝાડ, સાગનું ઝાડ)



## ૬૯ (ઓગણસિત્તેરમો) સર્ગ ભરતનું રામની સાથે મિલન

निविष्टायां तु सेनायामुत्सुको भरतस्तदा ।
जगाम भ्रातरं द्रष्टुं शत्रुघ्नमनुदर्शयन् ॥ १ ॥

સેનાએ પડાવ નાખ્યા પછી, ભરતજી ઉત્સુકતાથી શત્રુઘ્નને આશ્રમ વગેરે બતાવતાં બતાવતાં ભાઈના દર્શનની ઈચ્છાથી ચાલી નીકળ્યા.

ऋषिं वसिष्ठं सन्दिश्य मातॄर्मे शीघ्रमानय ।
इति त्वरितमग्रे स जगाम गुरुवत्सलः ॥ २ ॥

ઋષિ વસિષ્ઠને 'આપ મારી માતાઓને જલદી લઈ આવો' એવો સંદેશ મોકલાવીને ગુરુવત્સલ ભરત સત્વર આગળ વધ્યા.

सुमन्त्रस्त्वपि शत्रुघ्नमदूरादन्वपद्यत ।
रामदर्शनजस्तर्षो भरतस्येव तस्य च ॥ ३ ॥

શત્રુઘ્નને ભરતની પાછળ જતો જોઈને સુમંત્ર પોતે પણ શત્રુઘ્નની પાછળ જવા લાગ્યો, કારણકે સુમંત્રને પણ રામના દર્શનની ઉત્કંઠા ભરતના જેટલી જ હતી.

गच्छन्नेवाथ भरतस्तापसालयसंस्थिताम् ।
भ्रातुः पर्णकुटीं श्रीमानुटजं च ददर्श ह ॥ ४ ॥

ચાલતાં ચાલતાં શ્રીમાન ભરતે તપસ્વીઓના આશ્રમોની વચ્ચે રહેલી ભાઈની પર્ણકુટી તથા (ઝૂંપડી) શયનાગાર જોયાં.



निरीक्ष्य स मुहूर्तं तु ददर्श भरतो गुरुम् ।
उटजे राममासीनं जटामण्डलधारिणम् ॥ ५ ॥

ભરતજી બે ઘડી (= મુહૂર્ત = ૪૮ મિનિટ સુધી)પર્ણશાલાની બનાવટ અને સજાવટને નીરખતા રહ્યા. ત્યારપછી એમણે પર્ણકુટીમાં બેઠેલા જટા-વલ્કલ ધારણ કરેલા મોટા ભાઇને જોયા.

तं दृष्ट्वा भरतः श्रीमान् दुःखशोकपरिप्लुतः ।
अशक्नुवन्धारयितुं धैर्याद्वचनमब्रवीत् ॥ ६ ॥

એવી અવસ્થામાં બેઠેલા શ્રીરામને જોઇને ભરતજી દુઃખથી વ્યાકુળ થઇ ગયા. એ દુઃખના આવેગને આવે વખતે રોકવો કઠિન હતો. તો પણ કોઇક રીતે ધીરજ ધારણ કરીને તેઓ બોલ્યા.

मन्निमित्तमिदं दुःखं प्राप्तो रामः सुखोचितः ।
धिग्जीवितं नृशंसस्य मम लोकविगर्हितम् ॥ ७ ॥

'અરે રે ! મારાં જ કારણથી સુખભોગવવાને યોગ્ય રામ આ કષ્ટ ભોગવી રહ્યા છે ! મારા ક્રૂરના લોકનિંદિત જીવનને ધિક્કાર છે.'

इत्येवं विलपन् दीनः प्रस्विन्नमुखपङ्कजः ।
पादावप्राप्य रामस्य पपात भरतो रुदन् ॥ ८ ॥

આ પ્રમાણે વિલાપ કરતા શોક સંતપ્ત ભરતનું કમળ જેવું મુખ પરસેવાથી ભીંજાઇ ગયું. શ્રીરામનાં ચરણોમાં જઇ પડવાની તેમની તો ઇચ્છા હતીઃ પરંતુ રડતાં રડતાં ત્યાં સુધી ન પહોંચતાં વચમાં જ મૂર્ચ્છિત થઇને ભરતજી પડી ગયા.

दुःखाभितप्तो भरतो राजपुत्रो महाबलः ।
उक्त्वार्येति सकृद्दीनं पुनर्नोवाच किञ्चन ॥ ९ ॥



એ સમયે દુઃખથી સંતપ્ત હોવાથી મહાબલી રાજકુમાર ભરત કેવળ એકવાર દીનતાપૂર્વક 'આર્ય' શબ્દનો ઉચ્ચાર કરીને પછી આગળ કશું જ બોલી શકયા નહિ.

शत्रुघ्नश्चापि रामस्य ववन्दे चरणौ रुदन् ।
तावुभौ स समालिङ्ग्य रामश्चाश्रूण्यवर्तयत् ॥ १० ॥

રડી રહેલા શત્રુઘ્ને પણ શ્રીરામનાં ચરણોમાં પ્રણામ કર્યા. ત્યારે શ્રીરામ પણ બન્ને ભાઇઓને છાતીએ દાબીને રોવા લાગ્યા.

ततः सुमन्त्रेण गुहेन चैव
समीयतू राजसुतावरण्ये ।
दिवाकरश्चैव निशाकरश्च
यथाऽम्बरे शुक्रबृहस्पतिभ्याम् ॥ ११ ॥

જે પ્રકારે આકાશમાં સૂર્ય અને ચંદ્ર, શુક્ર અને બૃહસ્પતિને મળે છે, તે પ્રકારે તે બેઉ રાજપુત્રો રામ અને લક્ષ્મણ સુમંત્રને અને ગુહને મળ્યા.

## ૭૦ (સિતેરમો) સર્ગ રાજનીતિ વિષયક ઉપદેશ

भ्रातरं भरतं रामो विवर्णवदनं कृशम् ।
परिष्वज्याङ्कमारोप्य पर्यपृच्छत्समाहितः ॥ १ ॥

વિવર્ણમુખ અને કરમાઇ ગયેલા શરીરવાળા ભાઇ ભરતને રામે હૃદયથી લગાડ્યા. પછી પોતાના ખોળામાં બેસાડીને સાવચેતીપૂર્વક તેમને પૂછવા લાગ્યા.



क्व नु तेऽभूत्पिता तात यदरण्यं त्वमागतः ।
न हि त्वं जीवतस्तस्य वनमागन्तुमर्हसि ॥ २ ॥

'હે તાત ! તમારા પિતાજી ક્યાં ગયાં કે તમે આ વનમાં ચાલ્યા આવ્યા ! કેમકે એમની હયાતીમાં તમારે વનમાં આવવાનું યોગ્ય નથી.'

कच्चिद्दशरथो राजा कुशली सत्यसङ्गरः ।
राजसूयाश्वमेधानामाहर्ता धर्मनिश्चयः ॥ ३ ॥

રાજસૂય અને અશ્વમેધ યજ્ઞોના કરવાવાળા, ધર્મમાં નિશ્ચિત બુદ્ધિ રાખનારા તથા સત્ય પ્રતિજ્ઞાને સાચી પાડનારા મહારાજા દશરથ સ્વસ્થ તો છે ને ?'

स कच्चिद् ब्राह्मणो विद्वान् धर्मनित्यो महाद्युतिः ।
इक्ष्वाकूणामुपाध्यायो यथावत्तात पूज्यते ॥ ४ ॥

'ઇક્ષ્વાકુ-વંશના આચાર્ય વિદ્વાન, ધર્મ-કાર્યો કરવામાં તત્પર, મહાતેજસ્વી બ્રાહ્મણ વસિષ્ઠજીનું યથાયોગ્ય સન્માન અને સત્કાર તો થયા કરે છે ને ?'

सा तात कच्चित्कौसल्या सुमित्रा च प्रजावती ।
सुखिनी कच्चिदार्या च देवी नन्दति कैकेयी ॥ ५ ॥

'હે તાત ! માતા કૌસલ્યા અને સુપુત્રવતી માતા સુમિત્રા તો સુખપૂર્વક છે ને ? પરમ શ્રેષ્ઠા દેવી કૈકેયી પણ આનંદ પૂર્વક તો છે ને ?'

कच्चिद्देवान् पितृन् भृत्यान् गुरून् पितृसमानपि ।
वृद्धांश्च तात वैद्यांश्च ब्राह्मणांश्चाभिमन्यसे ॥ ६ ॥



'હે તાત ! તમે દેવો = વિદ્વાનો, પિતરો = રક્ષકો, નોકરો, ગુરુજનો અને પિતાના સમાન પૂજ્ય ઘરડા-બૂઢા વૈદ્ય લોકોનો તથા બ્રાહ્મણોનો સત્કાર તો કરો છો ને ?'

इष्वस्त्रवरसम्पन्नमर्थशास्त्रविशारदम् ।
सुधन्वानमुपाध्यायं कच्चित्त्वं तात मन्यसे ॥ ७ ॥

'હે ભાઇ ! તમે બાણ તથા અસ્ત્રવિદ્યામાં નિપુણ અને અર્થશાસ્ત્રજ્ઞ = નીતિશાસ્ત્રમાં વિશારદ ધનુર્વેદાચાર્ય સુધન્વાનો આદર-સત્કાર તો કરો છો ને ?'

कच्चिदात्मसमाः शूराः श्रुतवन्तो जितेन्द्रियाः ।
कुलीनाश्चेङ्गितज्ञाश्च कृतास्ते तात मन्त्रिणः ॥ ८ ॥
मन्त्रो विजयमूलं हि राज्ञां भवति राघव ।
सुसंवृतो मन्त्रधरैरमात्यैः शास्त्रकोविदैः ॥ ९ ॥

'હે તાત ! શું તમે તમારા સમાન વિશ્વાસપાત્ર વીરોને, નીતિશાસ્ત્રના જાણકારોને, લોભમાં ન ફસાઇ જાય તેવા પ્રામાણિક કુળમાં ઉત્પન્ન થયેલા અને સંકેત માત્રથી સમજી જનારા મનુષ્યોને મન્ત્રી બનાવેલા છે ? કેમકે હે રાઘવ ! મંત્રણાને ધારણ કરવાવાળા નીતિશાસ્ત્રમાં નિપુણ સચિવોના દ્વારા ગુપ્ત રાખેલી મંત્રણા જ રાજાઓના વિજયનું મૂળ (=કારણ) હોય છે.'

कच्चिन्निद्रावशं नैषीः कच्चित्काले प्रबुध्यसे ।
कच्चिच्चापररात्रेषु चिन्तयस्यर्थनैपुणम् ॥ १० ॥

'તમે નિદ્રાને વશીભૂત તો નથી થતા ? યથા સમય ઊઠી તો જાઓ છો ? તથા રાત્રિના પાછલા પહોરમાં અર્થની પ્રાપ્તિના ઉપાયોનું ચિંતન તો કરો છો ને ?



**ટિપ્પણી :** ✱ *મહર્ષિ મનુએ પ્રાતઃ બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠીને ધર્મ અને અર્થનાં ચિંતનનું વિધાન કરેલું છે.*

*ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।*
*कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ મનુસ્મૃતિ ૪-૯૨*

*મનુષ્યોએ રાતના ચોથા પહોરમાં ઊઠીને ધર્મ, અર્થ, શરીરનાં રોગો અને તેનાં કારણો તથા વેદનાં રહસ્યનું ચિંતન કરવું જોઈએ.*

कच्चिन् मन्त्रयसे नैकः कच्चिन्न बहुभिः सह ।
कच्चित्ते मन्त्रितो मन्त्रो राष्ट्रं न परिधावति ॥ ११ ॥

'તમે એકલાજ તો કોઇ વાતનો નિર્ણય નથી કરી લેતા ને ? અથવા તમે ઘણા બધા લોકોની વચમાં બેસીને (ખાનગી) વિચાર-વિમર્શ તો કરતા નથી ને ? તમારા વિચારનું કાર્યરૂપમાં પરિણામ આવે તે પહેલાં જ બીજા રાજાઓને તેની માહિતી મળી જતી તો નથી ને ?'

कच्चिन्न तर्कैर्युक्त्या वा ये चाप्यपरिकीर्तिताः ।
त्वया वा तव वाऽमात्यैर्बुध्यते तात मन्त्रितम् ॥ १२ ॥

'મંત્રીઓની સાથે કરી લીધેલા તમારા નહીં કહેલા નિશ્ચયોને બીજા લોકો તર્કથી અને યુક્તિઓથી જાણી લેતા તો નથી ? અને તમે અથવા તમારા મંત્રીઓ બીજાનાં ગુપ્ત રહસ્યોને જાણી તો લે છે ને ?'

कच्चिदर्थं विनिश्चित्य लघुमूलं महोदयम् ।
क्षिप्रमारभसे कर्तुं न दीर्घयसि राघव ॥ १३ ॥

'હે ભરત ! અલ્પ પ્રયાસથી સિદ્ધ થાય તેવા મોટું ફળ આપનારાં કાર્યોને કરવાનો નિશ્ચય કર્યા પછી તમે એનો જલદી આરંભ કરી દો છો કે નહિ ? તેમને પૂરાં કરવામાં ઢીલ તો નથી કરતા ને ?



कच्चित्सहस्रान् मूर्खाणामेकमिच्छसि पण्डितम् ।
पण्डितो ह्यर्थकृच्छ्रेषु कुर्यान्निःश्रेयसं महत् ॥ १४ ॥

'તમે હજાર મૂર્ખાઓની અપેક્ષા એક બુદ્ધિમાન પરામર્શદાતા (સલાહકાર) રાખવા તે સારું એમ સમજો છો કે નહિ? કેમકે સંકટના સમયે બુદ્ધિમાન વ્યક્તિ ઘણું જ મોટું કલ્યાણ કરી શકે છે.'

कच्चिन्मुख्या महत्स्वेव मध्यमेषु च मध्यमाः ।
जघन्यास्तु जघन्येषु भृत्याः कर्मसु योजिताः ॥ १५ ॥

'હે તાત ! તમે ઉત્તમ નોકરોને ઉત્તમ કાર્યોમાં, મધ્યમ નોકરોને મધ્યમ કાર્યોમાં, અને નાના નોકરોને નાનાં કાર્યોમાં લગાડો છો કે નહિ ?'

अमात्यानुपधातीतान् पितृपैतामहाञ्शुचीन् ।
श्रेष्ठाञ्श्रेष्ठेषु कच्चित्त्वं नियोजयसि कर्मसु ॥ १६ ॥

'શું તમે ધર્મ-અર્થ-કામમાં સારી રીતે પરીક્ષા કરીને અથવા કુલ પરંપરાથી પ્રાપ્ત, પવિત્ર અને શ્રેષ્ઠ મંત્રીઓની શ્રેષ્ઠ કાર્યો માટે પદ-નિયુક્તિ (Appointment) કરો છો ને ?'

कच्चिन्नोग्रेण दण्डेन भृशमुद्वेजितप्रजम् ।
राष्ट्रं तवानुजानन्ति मन्त्रिणः कैकेयीसुत ॥ १७ ॥

'હે કૈકેયીનંદન ! તમારા રાજ્યમાં કઠોર દંડથી ઉત્તેજિત પ્રજા તમારું અથવા તમારા મંત્રીઓનું અપમાન તો નથી કરતી ને ?'



कच्चित्त्वां नावजानन्ति याजकाः पतितं यथा ।
उग्रप्रतिगृहीतारं कामयानमिव स्त्रियः ॥ १८ ॥

'જે પ્રકારે સ્ત્રીઓ પર-સ્ત્રીગામી પતિત પુરુષનો તિરસ્કાર કરતી હોય છે, અથવા જેવી રીતે યજ્ઞ કરનારા લોકો યજ્ઞ-કર્મથી હીન વ્યક્તિનો અનાદર કરતા હોય છે, તેવી જ રીતે કોઇક વખતે અધિક કર લેવાથી પ્રજા તમારો અનાદર તો કરતી નથી ને ?'

उपायकुशलं वैद्यं भृत्यं संदूषणे रतम् ।
शूरमैश्वर्यकामं च न यो हन्ति स वध्यते ॥ १९ ॥

'જે રાજા છળકપટમાં કુશળ વૈદ્યને, દોષારોપણની આદતવાળા નોકરને અને સત્તા (પ્રભુત્વ)ની લાલસાવાળા શૂરવીરને મારી નાખતો નથી, તે રાજા પોતે જ માર્યો જાય છે. (તમે એવા લોકોને તો તમારી પાસે નથી રાખતા ?)'

कच्चिद्धृष्टश्च शूरश्च मतिमान् धृतिमान् शुचिः ।
कुलीनश्चानुरक्तश्च दक्षः सेनापतिः कृतः ॥ २० ॥

'હે ભરત ! શું તમે વ્યવહારકુશળ, શૂરવીર, બુદ્ધિમાન્, ધીર, પવિત્ર, કુલીન, સ્વામિ-ભક્ત અને કર્મકુશળ વ્યક્તિને તમારો સેનાપતિ બનાવેલ છે ?'

बलवन्तश्च कच्चित्ते मुख्या युद्धविशारदाः ।
दृष्टापदाना विक्रान्तास्त्वया सत्कृत्य मानिताः ॥ २१ ॥

'તમારી સેનામાં જે અત્યંત બળવાન, યુદ્ધવિદ્યામાં નિપુણ, સુપરીક્ષિત, અને પરાક્રમી સૈનિક છે, તેનો તમે પુરસ્કાર અને બહુમાન આપીને સત્કાર કરો છો ?'



कच्चिद्बलस्य भक्तं च वेतनं च यथोचितम् ।
सम्प्राप्तकालं दातव्यं ददासि न विलम्बसे ॥ २२ ॥

'તમે સેનાના લોકોને કામને અનુરૂપ ભોજન અને વેતન જે ઉચિત માપમાં અને યોગ્ય સમયમાં આપી દેવું જોઇએ તે તેમને યથાસમય આપી દેવામાં વિલંબ તો નથી કરતા ને ?'

कालातिक्रमणाच्चैव भक्तवेतनयोर्भृताः ।
भर्तुः कुप्यन्ति दुष्यन्ति सोऽनर्थः सुमहान् स्मृतः ॥ २३ ॥

'નોકરોને યોગ્ય સમય પર ભોજન અને પગાર ન મળે તો નોકરો ગુસ્સે થઇને સ્વામીની નિંદા કરે છે; નોકરોની આવી વર્તણૂક બહુ અનર્થકારી મનાય છે.'

कच्चित्सर्वेऽनुरक्तास्त्वां कुलपुत्राः प्रधानतः ।
कच्चित्प्राणांस्तवार्थेषु सन्त्यजन्ति समाहिताः ॥ २४ ॥

'ક્ષત્રિય કુળમાં જન્મેલા મુખ્ય માણસો તમારા તરફ અનુરાગ તો રાખે છે ને ? શું સમય આવે ત્યારે એ લોકો તમારા માટે પોતાના પ્રાણ પણ ન્યોછાવર કરવાને તૈયાર રહે છે ?'

कच्चिज्जानपदो विद्वान् दक्षिणः प्रतिभानवान् ।
यथोक्तवादी दूतस्ते कृतो भरत पण्डितः ॥ २५ ॥

'હે ભરત ! આપણાં જ રાજ્યમાં જન્મેલા, બીજાના અભિપ્રાયને સમજનારા, સમર્થ, પ્રત્યુત્પન્નમતિ (સમય સૂચકતા વાળા) યથોક્ત વાદી = સંદેશાને કહ્યા પ્રમાણે પહોંચાડનારા, પંડિતને તમે તમારો દૂત બનાવેલો છે કે નહીં ?'

कच्चिदष्टादशान्येषु स्वपक्षे दश पञ्च च ।
त्रिभिस्त्रिभिरविज्ञातैर्वेत्सि तीर्थानि चारकैः ॥ २६ ॥



'હે ભરત ! તમે આપસમાં અજાણ્યા (અનભિજ્ઞ) ત્રણ-ત્રણ ગુપ્તચરો દ્વારા આપણાં રાજ્યનાં પંદર તથા પર રાજ્યનાં અઢાર તીર્થોની હિલચાલ (દશા) જાણતા રહો છો ને ?'

**ટિપ્પણી :** ✱ *નીતિ શાસ્ત્રોમાં અઢાર તીર્થોનાં નામ નીચે પ્રમાણે છે.*

*(૧) મંત્રી (૨) પુરોહિત (૩) યુવરાજ (૪) સેનાપતિ (૫) દ્વારપાળ (૬) અંતઃપુરાધિકારી (૭) બંધન ગૃહનો અધિકારી (કારાગારનો અમલદાર) (૮) ધનાધ્યક્ષ (ખજાનચી) (૯) કાર્ય-નિયોજક (રાજાની આજ્ઞાનુસાર નોકરોને કામે લગાડનારો) (૧૦) પ્રાડ્વિવાક (વકીલ) (૧૧) ધર્માધ્યક્ષ (૧૨) નગરાધ્યક્ષ (કોટવાળ) (૧૩) રાષ્ટ્રાન્તપાલ (સીમા - સુરક્ષાદળનો અફસર) (૧૪) દંડપાલ (ન્યાયાધીશ) (૧૫) દુર્ગપાલ (૧૬) વનાધ્યક્ષ (૧૭) કરગ્રહીતા (૧૮) સભ્ય.*

*સ્વપક્ષમાં મંત્રી, પુરોહિત અને યુવરાજ સિવાયનાં પંદર પુરુષો બચે છે - હલાયુધ*

कच्चिद्व्यपास्तानहितान् प्रतियातांश्च सर्वदा ।
दुर्बलाननवज्ञाय वर्तसे रिपुसूदन ॥ २७ ॥

'હે શત્રુ-સંહારક ! આપણાં રાજ્યમાંથી હરાવીને ભગાડી મૂકેલા શત્રુઓ કોઇ પણ પ્રકારે પાછા ઘૂસી આવે ત્યારે તેમને દુર્બળ સમજીને કદી તેઓની ઉપેક્ષા તો તમે નથી કરતા ને ?'

कच्चिन्न लौकायतिकान् ब्राह्मणांस्तात सेवसे ।
अनर्थकुशला ह्येते बालाः पण्डितमानिनः ॥ २८ ॥

'તમે નાસ્તિક બ્રાહ્મણોનો સંગ તો નથી કરતા ને ? પોતાને પંડિત માનવાવાળા એ ધૂર્ત લોકો ભોળા લોકોને ધર્મના આચરણમાંથી (સન્માર્ગમાંથી) વિચલિત કરીને તેમને નરકમાં મોકલવામાં કુશળ હોય છે.'



विवर्जितो नरैः पापैर्मम पूर्वैः सुरक्षितः ।
कच्चिज्जनपदः स्फीतः सुखं वसति राघव ॥ २९ ॥

'હે રાઘવ !પાપી લોકોથી રહિત, મારા પૂર્વજો દ્વારા સુરક્ષિત તથા સમૃદ્ધ કોસલ દેશ સુખી તો છે ને ?'

कच्चित्ते दयिताः सर्वे कृषिगोरक्ष्यजीविनः ।
वार्तायां संश्रितस्तात लोको हि सुखमेधते ॥ ३० ॥

'હે તાત ! ખેતી અને ગોપાલનમાં લાગેલા તમારા પ્રિયજનો સુખી તો છે ને ? વ્યવસાય = લેવડદેવડના કામમાં વ્યસ્ત રહેનારા વૈશ્ય લોકો ધન-ધાન્યથી યુક્ત (સુખી)તો થતા રહે છે ને ?'

तेषां गुप्तिपरीहारैः कच्चित्ते भरणं कृतम् ।
रक्ष्या हि राज्ञा धर्मेण सर्वे विषयवासिनः ॥ ३१ ॥

'તમે એ લોકોને એમની ઇષ્ટ વસ્તુ પ્રદાન કરીને અને એમની મુશ્કેલીઓને દૂર કરીને એમનું ભરણ-પોષણ તો કરો છો ને ? રાજ્યના નિવાસીઓનું રક્ષણ રાજાએ ધર્મપૂર્વક = પ્રમાણિકતાથી કરવું જોઇએ.'

कच्चिन्नागवनं गुप्तं कच्चित्ते सन्ति धेनुकाः ।
कच्चिन्न गणिकाश्वानां कुञ्जराणां च तृप्यसि ॥ ३२ ॥

'તમે હાથીઓવાળાં વનોની રક્ષા તો કરો છો ને ? જે હાથણીઓ હાથીઓને પકડાવી દે છે, તેમનું પાલન-પોષણ તો સારી પેઠે થયા કરે છે ને ? હાથીઓ, હાથણીઓ અને ઘોડાઓની પ્રાપ્તિથી તમે સંતૃપ્ત તો નથી થઇ ગયા ને ?'

कच्चिद्दर्शयसे नित्यं मनुष्याणां विभूषितम् ।
उत्थायोत्थाय पूर्वाह्णे राजपुत्र महापथे ॥ ३३ ॥



'હે રાજપુત્ર ! તમે પ્રતિદિન પ્રાતઃકાળે ઊઠીને અને બધા પ્રકારે સુભૂષિત થઇને બપોર પહેલાં જ સભામાં જઇને પ્રજાજનોને મળો છો કે નહીં ?'

कच्चिन्न सर्वे कर्मान्ताः प्रत्यक्षास्तेऽविशङ्कया ।
सर्वे वा पुनरुत्सृष्टा मध्यमे वात्र कारणम् ॥ ३४ ॥

'તમારા બધા નોકરો ભય કે સંકોચ રાખ્યા વિના જ સદા તમારા સામે તો ચાલ્યા આવતા નથી ને ? અથવા ડરના માર્યા સદા તમારાથી દૂર તો નથી રહેતા ને ? આ બેઉ સ્થિતિઓ ઠીક નથી. નોકરોની સાથે મધ્યમ વ્યવહાર જ ઉચિત છે.'

कच्चित्सर्वाणि दुर्गाणि धनधान्यायुधोदकैः ।
यन्त्रैश्च परिपूर्णानि तथा शिल्पिधनुर्धरैः ॥ ३५ ॥

'તમારા બધાજ કિલ્લાઓ ધન-ધાન્ય, અસ્ત્ર-શસ્ત્ર, જળ, યંત્રો, શિલ્પકારો અને ધનુર્ધારી રક્ષકોથી પરિપૂર્ણ તો છે ?'

आयस्ते विपुलः कच्चित्कच्चिदल्पतरो व्ययः ।
अपात्रेषु न ते कच्चित्कोशो गच्छति राघव ॥ ३६ ॥

'હે રાઘવ ! તમારી આવક અધિક અને ખર્ચ ન્યૂન છે ને ? તમારા કોષનું ધન અપાત્રો = નાચવા-ગાવાવાળામાં લૂંટાઇ જતું તો નથી ?'

देवतार्थे च पित्रार्थे ब्राह्मणाभ्यागतेषु च ।
योधेषु मित्रवर्गेषु कच्चिद् गच्छति ते व्ययः ॥ ३७ ॥

'તમારું ધન દેવો = વિદ્વાનો, પિતરો = રક્ષકવર્ગ, અભ્યાગતો (અતિથિ, મહેમાનો) યોદ્ધાઓ અને મિત્રોમાં જ વપરાય છે ને ?'



कच्चिदार्यो विशुद्धात्माक्षारितश्चोरकर्मणा ।
अपृष्टः शास्त्रकुशलैर्न लोभाद्बध्यते शुचिः ॥ ३८ ॥

'જ્યારે વિશુદ્ધાત્મા, પવિત્ર અને શ્રેષ્ઠ મનુષ્યોને જૂઠાણું, ચોરી વગેરે આળથી દોષિત ગણીને નિર્ણય માટે ન્યાયાલયમાં ઉપસ્થિત કરવામાં આવે છે, ત્યારે તમારા નીતિ-શાસ્ત્રમાં કુશળ લોકો (સરકારી વકીલો, ન્યાયાધીશો) એમની પરીક્ષા વિના = ઊલટ તપાસ કર્યા વગર, સત્યાસત્યનો નિર્ણય કર્યા વિના, લાલચમાં ફસાઇને ક્યાંક એમને દંડ તો નથી દેતા ને ?'

गृहीतश्चैव पृष्टश्च काले दृष्टः सकारणः ।
कच्चिन्न मुच्यते चोरो धनलोभान्नरर्षभ ॥ ३९ ॥

'હે નર શ્રેષ્ઠ ! જે ચોર ચોરી કરતાં પકડાઇ ગયેલો છે, ઊલટતપાસ કરવાથી જેનું ચોરી કર્યાનું સાબિત થઇ ગયેલું છે, જેને ચોરી કરતો નજરે જોયેલો છે અને જેની પાસેથી ચોરીનો મુદ્દામાલ મળેલો છે, એવા ચોરને લાંચ-રુશવતના લોભથી છોડી મૂકવામાં તો નથી આવતો ને ?'

व्यसने कच्चिदाढ्यस्य दुर्गतस्य च राघव ।
अर्थं विरागाः पश्यन्ति तवामात्या बहुश्रुताः ॥ ४० ॥

'ધનવાન અને નિર્ધનનો ઝઘડો થાય ત્યારે તમારા બહુશ્રુત મંત્રીઓ ધનની લાલચ છોડીને બન્નેનો મુકદ્દમો ન્યાયપૂર્વક નિપટાવે છે કે નહિ ?'

यानि मिथ्याभिशस्तानां पतन्त्यस्राणि राघव ।
तानि पुत्रपशून्घ्नन्ति प्रीत्यर्थमनुशासतः ॥ ४१ ॥

'હે રાઘવ ! વગર વાંકે દંડાઇ ગયેલા લોકોની આંખોમાંથી ટપકી પડેલાં આંસુઓ પોતાના ભોગ-વિલાસ માટે શાસન કરનારા રાજાના પુત્રો અને પશુઓનો નાશ કરી નાખે છે ?'



कच्चिद् वृद्धांश्च बालांश्च वैद्यमुख्यांश्च राघव ।
दानेन मनसा वाचा त्रिभिरेतैर्बुभूषसे ॥ ४२ ॥

'હે રાઘવ ! તમે વૃદ્ધ, બાળક, વૈદ્ય અને આગેવાન લોકોને ૧. દાન = તેમની ઇચ્છેલી વસ્તુ પ્રદાન કરીને, ૨. મનસા = તેમની સાથે સ્નેહભર્યો વ્યવહાર કરીને, ૩. વાચા = તેમને આશ્વાસન સૂચક વચનો કહીને આ ત્રણ પ્રકારે તૃપ્ત અને પ્રસન્ન તો રાખો છો ને ?'

कच्चिदर्थेन धर्ममर्थं धर्मेण वा पुनः ।
उभौ वा प्रतिलोभेन कामेन च न बाधसे ॥ ४३ ॥

'તમે ધર્મ-પ્રવૃત્તિના સમયને અર્થનું ઉપાર્જન કરવામાં અથવા અર્થનું ઉપાર્જન કરવાના સમયને ધર્મના અનુષ્ઠાનમાં નષ્ટ તો નથી કરતા ? અથવા સુખની અભિલાષાને માટે કામવાસનામાં ફસાઇને અર્થોપાર્જન અને ધર્મોનુષ્ઠાન બન્નેનો સમય વેડફી તો નથી નાખતા ?'

कच्चिदर्थं च धर्मं च कामं च जयतांवर ।
विभज्य काले कालज्ञ सर्वात् भरत सेवसे ॥ ४४ ॥

'હે વિજેતાઓમાં શ્રેષ્ઠ ! હે કાળને જીતવાવાળા ભરત ! તમે ધર્મ, અર્થ અને કામના વિભાગ કરીને (દરેકનું) બધાનું સમયોચિત અનુષ્ઠાન કરો છો કે નહીં ? (પ્રાતઃકાળ સંધ્યા-યજ્ઞાદિ કર્મમાં, મધ્યાહ્‌ન રાજકાજમાં, રાત્રિ કામને માટે) તમે એક જ કાર્યમાં તો બધો જ સમય વીતાવી દેતા તો નથી ને ?'

नास्तिक्यमनृतं क्रोधं प्रमादं दीर्घसूत्रताम् ।
अदर्शनं ज्ञानवतामालस्यं पञ्चवृत्तिताम् ॥ ४५ ॥

एकचिन्तनमर्थानामनर्थज्ञैश्च मन्त्रणम् ।
निश्चितानामनारम्भं मन्त्रस्यापरिरक्षणम् ॥ ४६ ॥

मङ्गलस्याप्रयोगं च प्रत्युत्थानं च सर्वतः ।
कच्चित्त्वं वर्जयस्येतान् राजदोषांश्चतुर्दश ॥ ४७ ॥

'હે ભરત ! નાસ્તિકતા, અસત્ય ભાષણ (બોલવું) ક્રોધ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા (કામમાં ઢીલ કરવી), જ્ઞાનીઓથી દૂર રહેવું (સજ્જનોને ન મળવું), આળસ, ઇન્દ્રિયોની પરવશતા, મંત્રીઓની અવગણના કરીને રાજ્યસંબંધી વાતો પર એકલાએ જ વિચાર કરવો, અશુભ-ચિંતકો અથવા અર્થનો અનર્થ કરનારા મૂર્ખોની સાથે (વિચાર-વિનિમય) પરામર્શ કરવો, નક્કી કરેલાં કાર્યોનો આરંભ ન કરવો, ખાનગી વાતોને પ્રકટ કરવી, મંગળ કૃત્યોનો ત્યાગ, ઊંચ-નીચ બધાને જોઇને ઊઠીને ઊભા થઇ જવું (સજ્જન-દુર્જન બધાને જ પ્રોત્સાહન), અથવા બધા જ શત્રુઓ પર એક સાથે (એક સમયે) આક્રમણ, આ ચૌદ રાજદોષોનો ત્યાગ તો તમે કરી દીધો છે ને ?'

दशपञ्चचतुर्वर्गान् सप्तवर्गं च तत्त्वतः ।
अष्टवर्गं त्रिवर्गं च विद्यातिस्रश्च राघव ॥ ४८ ॥

इन्द्रियाणां जयं बुद्ध्वा षाड्गुण्यं दैवमानुषम् ।
कृत्यं विंशतिवर्गं च तथा प्रकृतिमण्डलम् ॥ ४९ ॥

यात्रादण्डविधानं च द्वियोनी सन्धिविग्रहौ ।
कच्चिदेतान् महाप्राज्ञ यथावदनुमन्यसे ॥ ५० ॥

'હે ભરત ! તમે દશવર્ગ, પંચવર્ગ, ચતુર્વર્ગ, સપ્તવર્ગ, અષ્ટવર્ગ, ત્રિવર્ગ, ત્રણ વિદ્યાઓ, બુદ્ધિ વડે ઇન્દ્રિયો પર વિજય, ષડ્ગુણ, દેવ-મનુષ્ય સંબંધી આપત્તિઓ, રાજકૃત્ય, વિંશતિવર્ગ, પ્રકૃતિ તથા મંડલ, યાત્રાવિધાન, દંડવિધાન અને સંધિ-વિગ્રહ આ બધાને હેય ઉપાદેય રૂપ વડે જાણો છો કે નહિ ? (હેય = ત્યાજય, ઉપાદેય = ગ્રાહ્ય)



**ટિપ્પણી :** * દશવર્ગ, मृगयाऽक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्यं च कामजो दशको गणः ॥ મનુસ્મૃતિ ૭-૪-૭.

શિકાર કરવો, જુગાર રમવો, દિવસે ઊંઘવું, પરનિંદા, સ્ત્રીઓમાં અધિક આસક્તિ, મદ્ય આદિ માદક પદાર્થોનું સેવન, નૃત્ય, ગીત, વાદ્ય(અને ચિત્રકલા)માં અભિરુચિ અને આમતેમ વ્યર્થ ભ્રમણ કરવું આ દશ કામજ દોષો છે.

* પંચવર્ગ औदकं पार्वतं वार्क्षमैरिणं धान्वनं तथा ।
इति दुर्गं पञ्चविधं पञ्चवर्ग उदाहृतः ॥

જળ, પર્વત, વૃક્ષ, ઉજ્જડ અને રણપ્રદેશમાં બાંધવામાં આવેલા, એમ પાંચ પ્રકારના કિલ્લાઓ હોય છે. (તેને પંચવર્ગ કહે છે.)

* ચતુર્વર્ગ सामदानं च भेदश्च दण्डश्चेति चतुर्गणः । – કામન્દકીય

સામ, દામ, દંડ અને ભેદ એને ચતુર્વર્ગ કહેવાય છે.

* સપ્તવર્ગ स्वाम्यमात्यश्च राष्ट्रं च दुर्गकोशौ बलं सुहृत् ।
परस्परोपकारीदं राज्यं सप्ताङ्गमुच्यते ॥

સ્વામી, મંત્રી, રાષ્ટ્ર, દુર્ગ, કોશ, સેના અને મિત્ર, આ રાજ્યનાં આ સાત અંગો છે.

* અષ્ટવર્ગ पैशुन्यं साहसं द्रोहं ईर्ष्यासूयार्थदूषणम् ।
वाग्दण्डयोश्च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ મનુસ્મૃતિ ૭-૪૮



ચાડી, સાહસ, દ્રોહ, ઈર્ષ્યા, નિંદા, બળપૂર્વક પરસંપત્તિ પર અધિકાર, કઠોરવાણી અને સખ્ત સજા આ આઠ ક્રોધથી ઉત્પન્ન થનારા દોષો છે.

* ત્રિવર્ગ - ધર્મ, અર્થ અને કામ.

* ત્રણ વિદ્યાઓ, વેદત્રયી, કૃષિ આદિ વાર્તા અને નીતિ. (જ્ઞાન, કર્મ અને ઉપાસના અથવા ખેતી, ઈતિહાસ અને કાયદા-વ્યવસ્થા)

* ષડ્ગુણ सन्धिं च विग्रहं चैव यानमासनमेव च ।
द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत् सदा ॥ મનુસ્મૃતિ ૭-૧૬૦

સન્ધિ = મેળ, વિગ્રહ = યુદ્ધ, યાન = આક્રમણ કરવું, આસન = સ્થિર રહેવું, દ્વૈધીભાવ = શત્રુઓમાં ફૂટ પડાવવી, સંશ્રય = કોઈનો આધાર લેવો (આશ્રય લેવો). આ છ ગુણોનું સદા ચિંતન કરવું જોઈએ.

* દેવ (આધિદૈવિક) આપદાઓ, हुताशनो जलं व्याधिर्दुर्भिक्षं मरणं तथा ।
इति पञ्चविधं दैवं मानुषं व्यसनं परम् ।

આગ લાગવી, જળસંકટ, બિમારી, દુષ્કાળ અને મહામારી આ પાંચ દૈવી આપત્તિઓ છે. (તેને આધિદૈવિક દુ:ખો પણ કહે છે.)

आयुक्तकेभ्यश्चोरेभ्यः परेभ्यो राजवल्लभात् ।
पृथिवीपतिलोभाच्च व्यसनं पञ्चधा भवेत् ॥ કામંદકીય

અધિકારી, ચોર, શત્રુ, રાજાનાં કૃપાપાત્રો અને રાજાના લોભથી થવા વાળી આપત્તિઓને માનુષ આપત્તિઓ કહેવાય છે.



* *રાજકૃત્ય, જે નોકરોના પગાર શત્રુઓએ ચૂકવેલા નથી તેવા શત્રુપક્ષના માણસો, અપમાનિત લોકો, ગુસ્સે થયેલા લોકો, તથા ભયભીત લોકોને પોતાના પક્ષમાં લઈ લેવા*

* *વિંશતિ વર્ગ, બાળકો, વૃદ્ધો, દીર્ઘરોગી, નાત બહાર મૂકાયેલા લોકો (સમાજે જેનો બહિષ્કાર કરેલો હોય તેવા માણસો), ડરપોક, જેના મંત્રી વગેરે બીકણ હોય તેઓ, લોભી, જેના માણસો લોભી-લાલચુ હોય તે, વૈરાગી, ઈન્દ્રિય-લોલુપ, અસ્થિર બુદ્ધિવાળા, દેવ તથા બ્રાહ્મણોની નિંદા કરનારા, અભિશાપ પામેલા, પુરુષાર્થહીન, દુર્ભિક્ષ-પીડિત, ઘણા શત્રુવાળા, પ્રવાસી, સેના વિહીન, યથાસમય કામ ન કરવાવાળા અને સત્યધર્મ ઉપર દઢ નહીં રહેનારા. આ વીસ (પ્રકારના) પુરુષોની સાથે સંધિ ન કરવી. - કામંદકીય*

* *પ્રકૃતિ - અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, કોશ અને દંડ*

* *મંડલ - મધ્યમાં વિજયની ઇચ્છા કરનાર રાજા, તેની સામેના પાંચ, પાછળના ચાર તથા બાજુમાં બે બે મનુષ્યો આ પ્રકારે વીસ મંડલ હોય છે.*

* *યાત્રાવિધાન - વિગ્રહ, સંધિ, સંભૂય, પ્રસંગ અને ઉપેક્ષ્ય (યાત્રા માટેના) યાન પાંચ પ્રકારનાં હોય છે. - કામંદકીય*

* *સેનાની વ્યૂહ રચના*

* *ષડ્ગુણોમાં ગણાવેલાં દ્વૈધીભાવ તથા સંશ્રયનો સંધિના અંતર્ગત અને યાન-આસનનો વિગ્રહની અંદર સમાવેશ થયેલો છે.*

मन्त्रिभिस्त्वं यथोद्दिष्टैश्चतुर्भिस्त्रिभिरेव वा ।
कच्चित्समस्तैर्व्यस्तैश्च मन्त्रं मन्त्रयसे मिथः ॥ ५१ ॥



'હે મતિમાન્ ! તમે નીતિશાસ્ત્રના અનુસાર ત્રણ-ચાર મંત્રીઓને એકત્ર કરી ને એક સાથે અથવા અલગ-અલગ એમની સાથે વિચાર-વિમર્શ (સંતલસ) તો કરો છો ને ?'

कच्चित्ते सफला वेदाः कच्चित्ते सफलाः क्रियाः ।
कच्चित्ते सफला दाराः कच्चित्ते सफलं श्रुतम् ॥ ५२ ॥

'શું તમે અગ્નિહોત્ર વગેરેનું અનુષ્ઠાન કરીને વેદાધ્યયનને સફળ કરો છો ? દાન અને ભોગમાં ખર્ચ કરીને શું તમે તમારાં ધનને સફળ કરો છો ? યથાવિધિ સંતાન ઉત્પત્તિ કરીને શું તમે તમારી પત્નીને સફળ કરો છો ? તમે જે શાસ્ત્રોનું શ્રવણ કરેલું છે તે પ્રમાણે શીલ અને સદાચાર યુક્ત જીવન બનાવીને શું તમે તમારાં શાસ્ત્રશ્રવણને ચરિતાર્થ કરતા રહો છો ?'

कच्चित्स्वादुकृतं भोज्यमेको नाश्नासि राघव ।
कच्चिदाशंसमानेभ्यो मित्रेभ्यः सम्प्रयच्छसि ॥ ५३ ॥

'હે ભરત ! તમે સ્વાદિષ્ટ ખોરાકને એકલા તો નથી ખાઇ લેતા ? ખાવાના સમયે કોઇ મિત્ર આવી ચડે તો તેને દઇને ખાઓ છો ને ?'

राजा तु धर्मेण हि पालयित्वा
महामतिर्दण्डधरः प्रजानाम् ।
अवाप्य कृत्स्नां वसुधां यथाव-
दितश्च्युतः स्वर्गमुपैति विद्वान् ॥ ५४ ॥

'જુઓ ! આ પ્રમાણે ધર્માનુકૂળ દંડ ધારણ કરનારો નીતિજ્ઞ રાજા પ્રજાનું પાલન કરીને સંપૂર્ણ પૃથ્વીનો સ્વામી થઇને મરી ગયા પછી સ્વર્ગ = સુખ વિશેષ, ઉત્તમ જન્મને પ્રાપ્ત કરે છે.'



વિશેષ - આ અધ્યાય કચ્ચિત્ અધ્યાય' કહેવાય છે. આ અધ્યાય(સર્ગ)માં પરમ રાજનીતિજ્ઞ મર્યાદા પુરુષોત્તમ શ્રીરામે ભરતને વૈદિક રાજનીતિ અને રાજા દ્વારા અનુષ્ઠેય (પાલન કરવા યોગ્ય) આચરણનો ઉપદેશ અત્યંત સુંદર અને માર્મિક રૂપમાં આપેલો છે. આ છે આપણા ભારતની ગૌરવમયી પ્રાચીન રાજનીતિ.

**ટિપ્પણી :** ૧૭. મહાભારતમાં લખ્યું છે કે,

अग्निहोत्रफला वेदा दत्तभुक्तफलं धनम् ।
रतिपुत्रफला दाराः शीलवृत्तफलं श्रुतम् ॥ -મહાભારત આદિપર્વ ૫-૧૧૩.

(વેદજ્ઞાનનું ફળ અગ્નિહોત્ર છે, ધનનું ફળ દાન અને ભોગ છે. પત્નીનું ફળ રતિ અને પુત્ર છે. અને શાસ્ત્ર શ્રવણનું ફળ ચારિત્ર્ય અને વર્તન છે.) (ન્હાનુ ટાંક - ગુજરાતી અનુવાદક)

## ૭૧ (એકોતેરમો) સર્ગ પિતાનું પરલોક ગમન સાંભળી રામનો શોક

रामस्य वचनं श्रुत्वा भरतः प्रत्युवाच ह ।
किं मे धर्माद्विहीनस्य राजधर्मः करिष्यति ॥ १ ॥

શ્રીરામનો આ રાજનીતિથી પરિપૂર્ણ ઉપદેશ સાંભળીને ભરત બોલ્યા, 'પોતાના કુળની પરંપરાગત મર્યાદાનો ત્યાગ કરનાર ધર્મહીન મારે માટે રાજધર્મનો ઉપદેશ શું કામનો ?'

शाश्वतोऽयं सदा धर्मः स्थितोऽस्मासु नरर्षभ ।
ज्येष्ठे पुत्रे स्थिते राजन् न कनीयान्नृपो भवेत् ॥ २ ॥

'હે પુરુષશ્રેષ્ઠ ! રાજન્ ! આપણાં કુળમાં તો એ જ સનાતન નિયમ ચાલ્યો આવે છે કે જ્યેષ્ઠ પુત્ર હોય છતાં નાનો દીકરો રાજા થતો નથી.'



ससमृद्धां मया सार्धमयोध्यां गच्छ राघव ।
अभिषेचय चात्मानं कुलस्यास्य भवाय नः ॥ ३ ॥

'એટલા માટે હે રાઘવ ! આપ મારી સાથે ધન-ધાન્યથી સમૃદ્ધ અયોધ્યા નગરીમાં ચાલો અને તમારો રાજ્યાભિષેક કરાવીને આપણા કુળનું કલ્યાણ કરો.'

केकयस्थे च मयि तु त्वयि चारण्यमाश्रिते ।
दिवमार्यो गतो राजा यायजूकः सतां मतः ॥ ४ ॥

'હે ભાઇ ! જ્યારે હું (મારાં મોસાળ) કેકય દેશમાં હતો. અને આપ વનમાં આવી વસેલા હતા ત્યારે સજ્જનોએ બહુ વખાણેલા અને અશ્વમેધાદિક યજ્ઞો કરનારા આપણા પિતાજી પરલોકવાસી થઇ ગયા.'

निष्क्रान्तमात्रे भवति सहसीते सलक्ष्मणे ।
दुःखशोकाभिभूतस्तु राजा त्रिदिवमभ्यगात् ॥ ५ ॥

'સીતા અને લક્ષ્મણને સાથે લઇ આપ અયોધ્યા છોડી જતા રહ્યા, તે અરસામાં દુઃખ અને શોકથી સંતપ્ત થઇને મહારાજ (દશરથ) સ્વર્ગવાસી થઇ ગયા.'

तां श्रुत्वा करुणां वाचं पितुर्मरणसंहिताम् ।
राघवो भरतेनोक्तां बभूव गतचेतनः ॥ ६ ॥

ભરતજીના મુખથી પિતાજીના કરુણાપૂર્ણ મૃત્યુના સમાચાર સાંભળીને શ્રીરામ મૂર્છિત થઇ ગયા.

स तु संज्ञां पुनर्लब्ध्वा नेत्राभ्यामास्रमुत्सृजन् ।
उपाक्रमत काकुत्स्थः कृपणं बहु भाषितुम् ॥ ७ ॥



જળ-સિંચન વગેરે ક્રિયા દ્વારા જ્યારે સચેત થયા, ત્યારે આંખોમાંથી અશ્રુધારા વહાવતા શ્રીરામ બહુ બોલવાને અસમર્થ હોવાથી રડતાં રડતાં થોડુંક બોલ્યા,

किं करिष्याम्ययोध्यायां ताते दिष्टां गतिं गते ।
कस्तां राजवराद्धीनामयोध्यां पालयिष्यति ॥ ८ ॥

'જ્યારે પિતાજીનો જ દેહાન્ત થઇ ગયો, ત્યારે હું અયોધ્યા જઇને પણ શું કરવાનો છું ? રાજાઓના મુકુટમણિ મહારાજના વિના હવે અયોધ્યાનું પાલન કોણ કરશે ?'

किन्नु तस्य मया कार्यं दुर्जातेन महात्मनः ।
यो मृतो मम शोकेन मया चापि न संस्कृतः ॥ ९ ॥

'મારા જેવા ભાગ્યહીન પુત્રનું એ મહાત્માને શું કામ હતું ? તેઓ મારા વિયોગજન્ય શોકમાં મૃત્યુ પામ્યા અને હું એમનો અંત્યેષ્ટિ સંસ્કાર પણ ન કરી શકયો.'

अहो भरत सिद्धार्थो येन राजा त्वयानध ।
शत्रुघ्नेन च सर्वेषु प्रेतकृत्येषु सत्कृतः ॥ १० ॥

'હે નિષ્પાપ ભરત ! તમે બહુ જ ભાગ્યશાળી છો; તમે અને શત્રુઘ્ને પિતાજીનાં સંપૂર્ણ અંત્યેષ્ટિ કર્મો તો કરી લીધાં ?'

एवमुक्त्वा स भरतं भार्यामभ्येत्य राघवः ।
उवाच शोकसन्तप्तः पूर्णचन्द्रनिभाननाम् ॥ ११ ॥

શોકથી વ્યાકુળ શ્રીરામે ભરતને એમ કહીને પછી (સીતાની પાસે જઇને) સીતા તરફ મુખ કરીને પૂનમના ચંદ્ર જેવા મુખવાળાં સીતાજીને કહ્યું,



सीते मृतस्ते श्वशुरः पित्रा हीनोऽसि लक्ष्मण ।
भरतो दुःखमाचष्टे स्वर्गतं पृथिवीपतिम् ॥ १२ ॥

'હે સીતા ! તમારા સસરાનો દેહાન્ત થઇ ગયો. હે લક્ષ્મણ ! તમે પિતા વિહોણા થઇ ગયા છો. મહારાજના સ્વર્ગવાસના આ દુઃખદાયક સમાચાર મને ભરતે સંભળાવ્યા છે.'

सा सीता श्वशुरं श्रुत्वा स्वर्गलोकगतं नृपम् ।
नेत्राभ्यामश्रुपूर्णाभ्यामशकन्नेक्षितुं पतिम् ॥ १३ ॥

સસરાના સ્વર્ગવાસના સમાચાર સાંભળીને સીતાજીનાં નેત્રો આંસુઓથી એટલાં ભરાઇ ગયાં કે તે પોતાના પતિને પણ દેખી શકયાં નહીં.

## ૭૨ (બોતેરમો) સર્ગ માતાઓનું દર્શન

वसिष्ठः पुरतः कृत्वा दारान् दशरथस्य च ।
अभिचक्राम तं देशं रामदर्शनतर्षितः ॥ १ ॥

ત્યાં વસિષ્ઠજી રામને મળવાની અભિલાષાથી મહારાજા દશરથની રાણીઓને આગળ કરીને રામના આશ્રમ તરફ ચાલ્વા લાગ્યા.

सर्वभोगैः परित्यक्तं रामं सम्प्रेक्ष्य मातरः ।
आर्ता मुमुचुरश्रूणि सस्वरं शोककर्शिताः ॥ २ ॥

સર્વ પ્રકારના સુખકર ભોગોનો ત્યાગ કરી બેઠેલા શ્રીરામને જોઇને શોક સંતપ્ત દુઃખી માતાઓ અશ્રુપાત કરતી ઊંચા અવાજે રડવા લાગી.



तासां रामः समुत्थाय जग्राह चरणाञ्शुभान् ।
मातॄणां मनुजव्याघ्रः सर्वासां सत्यसङ्गरः ॥ ३ ॥

સત્યપ્રતિજ્ઞાવાળા નરકેસરી શ્રીરામે માતાઓને દેખતાં જ ઊઠીને એમનાં ચરણકમળોનો સ્પર્શ કરીને પ્રણામ કર્યા.

सीतापि चरणांस्तासामुपसंगृह्य दुःखिता ।
श्वश्रूणामश्रूपूर्णाक्षी सा बभूवाग्रतः स्थिता ॥ ४ ॥

દુઃખી સીતાજીએ પણ પોતાની સાસુઓનાં ચરણોનો સ્પર્શ કર્યો. પછી આંસુ ભરેલી આંખો સાથે તે તેઓની સામે જઇને ઊભાં રહ્યાં.

तां परिष्वज्य दुःखार्ता माता दुहितरं यथा ।
वनवासकृशां दीनां कौसल्या वाक्यमब्रवीत् ॥ ५ ॥

દુઃખથી પીડિત અને વનવાસથી પાતળી પડી ગયેલી દીન સીતાને દેવી કૌસલ્યાએ પોતાની પુત્રીની જેમ પ્રેમથી હૃદય સરસી ચાંપી પછી કહ્યું કે,

विदेहराजस्य सुता स्नुषा दशरथस्य च ।
रामपत्नी कथं दुःखं सम्प्राप्ता निर्जने वने ॥ ६ ॥

'હા ! વિદેહ-રાજ જનકની પુત્રી, મહારાજા દશરથની પુત્રવધૂ તથા યશસ્વી રામની ધર્મપત્ની સીતા આ નિર્જન વનમાં આવાં કષ્ટો કેમ (સહન કરી શકે છે ?) ભોગવી રહી છે ?

ब्रुवन्त्यामेवमार्तायां जनन्यां भरताग्रजः ।
पादावासाद्य जग्राह वसिष्ठस्य च राघवः ॥ ७ ॥



મહારાણી કૌસલ્યા દુઃખી થઇને આમ કહી રહી હતી ત્યારે ભરતના જ્યેષ્ઠ ભાઇ રામે વસિષ્ઠજીની પાસે જઇને એમનો ચરણ સ્પર્શ કર્યો.

पुरोहितस्याग्निसमस्य वै तदा
बृहस्पतेरिन्द्र इवामराधिपः ।
प्रगृह्य पादौ सुसमृद्धतेजसः
सहैव तेनोपविवेश राघवः ॥ ८ ॥

જે પ્રકારે ઇન્દ્ર પોતાના ગુરુ બૃહસ્પતિનાં ચરણોનો સ્પર્શ કરે છે, તે પ્રકારે તેજસ્વી શ્રીરામ અગ્નિ સમાન દેદીપ્યમાન પુરોહિત વસિષ્ઠને ચરણસ્પર્શ પૂર્વક પ્રણામ કરીને એમની સાથે આસન ઉપર બેસી ગયા.

ततो जघन्यं सहितैः समन्त्रिभिः
पुरप्रधानैश्च सहैव सैनिकैः ।
जनेन धर्मज्ञतमेन धर्मवान्
उपोपविष्टो भरतस्तदाऽग्रजम् ॥ ९ ॥

શ્રીરામ અને વસિષ્ઠજી બેસી ગયા પછી, ધર્માત્મા ભરત પણ પોતાના મંત્રીઓ, પ્રજાના આગેવાનો, સેનાપતિઓ અને અન્ય ધર્માત્માઓની સાથે રામની નજીકમાં જ તેમનાથી કંઇક નીચાં સ્થાન પર બેસી ગયા.

स राघवः सत्यधृतिश्च लक्ष्मणो
महानुभावो भरतश्च धार्मिकः ।
वृताः सुहृद्भिश्च विरेजुरध्वरे
यथा सदस्यैः सहितास्त्रयोऽग्नयः ॥ १० ॥



એ સમયે સત્યવ્રતધારી શ્રીરામ, મહાનુભાવ લક્ષ્મણ અને ધર્માત્મા ભરત પોતાના નગરવાસી મિત્રોથી ઘેરાએલા એવા તો શોભતા હતા કે જેવા યજ્ઞમાં ઋત્વિજોની વચ્ચે ત્રણ પ્રકારના અગ્નિઓ (આહવનીય અગ્નિ, ગાર્હપત્ય અગ્નિ, દક્ષિણાગ્નિ) શોભાને પ્રાપ્ત થયા હોય છે.

## ૭૩ (તોંતેરમો) સર્ગ રામ-ભરત સંવાદ

तं तु रामः समाज्ञाय भ्रातरं गुरुवत्सलम् ।
लक्ष्मणेन सह भ्रात्रा प्रष्टुं समुपचक्रमे ॥ १ ॥

શ્રીરામ ભરતનો વડીલ પ્રતિ સમાદર ભાવ જોઇને, ભાઇ લક્ષ્મણ સહિત, તેમને પૂછવા લાગ્યા.

किमेतदिच्छेयमहं श्रोतुं प्रव्याहृतं त्वया ।
यस्मात्त्वमागतो देशमिमं चीरजटाजिनी ॥ २ ॥

'હે ભરત ! તમે વલ્કલ-જટા અને મૃગચર્મ ધારણ કરીને આ વન પ્રદેશમાં કેમ આવેલા છો, તે હું તમારાં મુખારવિંદથી સાંભળવાની ઇચ્છા કરું છું.'

इत्युक्तः कैकेयीपुत्रः काकुत्स्थेन महात्मना ।
प्रगृह्य बलवद्भूयः प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥ ३ ॥

મહાત્મા શ્રીરામે જ્યારે કૈકેયીપુત્ર ભરતને આ પ્રમાણે પૂછ્યું, ત્યારે ભરત બહુ જ મુશ્કેલીથી શોકના વેગને રોકીને હાથ જોડીને બોલ્યા.

आर्य तातः परित्यज्य कृत्वा कर्म सुदुष्करम् ।
गतः स्वर्गं महाबाहुः पुत्रशोकाभिपीडितः ॥ ४ ॥



'હે આર્ય ! મહાબાહુ પિતાજી કૈકેયીની પ્રેરણાથી આપને વનમાં મોકલવાનું નહિ કરવા જેવું કર્મ કરીને, પુત્રના શોકથી વ્યાકુળ થઇને સ્વર્ગમાં સિધાવી ગયા.'

स्त्रिया नियुक्तः कैकेय्या मम मात्रा परन्तप ।
चकार सुमहत्पापमिदमात्मयशोहयरम् ॥ ५ ॥

'હે શત્રુઓને સંતાપ આપનારા ! પિતાજીએ આ દુષ્કર્મ કૈકેયીની પ્રેરણાથી કરેલું હતું. મારી માતાએ આપણા યશનો નાશ કરનારું આ મહાપાપ કરી નાખ્યું છે.'

सा राज्यफलमप्राप्य विधवा शोककर्षिता ।
पतिष्यति महाघोरे निरये जननी मम ॥ ६ ॥

'મારી માતાને રાજ્યરૂપી ફળ તો મળ્યું નહિ અને વિધવા થઇ ગઇ. તે શોકથી પીડાઇને ઘોર નરકમાં પડશે.'

तस्य मे दासभूतस्य प्रसादं कर्तुमर्हसि ।
अभिषिञ्चस्व चाद्यैव राज्येन मघवानिव ॥ ७ ॥

'જો કે હું કૈકેયીનો પુત્ર છું. પરંતુ આપનો અનન્ય દાસ છું. એથી આપ મારા પર પ્રસન્ન થાઓ અને આજે જ આપનો રાજ્યાભિષેક કરાવો અને ઇન્દ્રના સમાન રાજસિંહાસન પર બિરાજો.'

इमाः प्रकृतयः सर्वा विधवा मातरश्च याः ।
त्वत्सकाशमनुप्राप्ताः प्रसादं कर्तुमर्हसि ॥ ८ ॥

'જુઓ, અયોધ્યાની સમસ્ત પ્રજા અને આ વિધવા માતાઓ આપની પાસે આવેલી છે, એમના ઉપર આપ કૃપા કરો.'



तदानुपूर्व्या युक्तं च युक्तं चात्मनि मानद ।
राज्यं प्राप्नुहि धर्मेण सकामान् सुहृदः कुरु ॥ ९ ॥

'હે માનદ ! જ્યેષ્ઠાનુક્રમ અનુસાર આ સંપૂર્ણ રાજ્ય આપનું જ છે. આપ જ રાજ-સિંહાસન પર બિરાજો એ જ ઉચિત છે. ધર્મ અનુસાર આપ આ રાજ્યનો વહીવટ સંભાળો અને મિત્રવર્ગની કામનાઓ પૂર્ણ કરો.'

एभिश्च सचिवैः सार्धं शिरसा याचितो मया ।
भ्रातुः शिष्यस्य दासस्य प्रसादं कर्तुमर्हसि ॥ १० ॥

'મંત્રીઓની સાથે હું પણ આપને માથું નમાવીને વિનમ્ર પ્રાર્થના કરું છું, કે આપ આપના ભાઇ, દાસ અને શિષ્યના ઉપર કૃપા કરો.'

एवमुक्त्वा महाबाहुः सबाष्पः कैकेयीसुतः ।
रामस्य शिरसा पादौ जग्राह विधिवत्पुनः ॥ ११ ॥

આવું કહીને મહાબાહુ કૈકેયીનંદન ભરતજીએ આંખમાંથી આંસુ વહાવીને શ્રીરામનાં પગ પકડીને પુનઃ તેમનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકી દીધું.'

तं मत्तमिव मातङ्गं निःश्वसन्तं पुनः पुनः ।
भ्रातरं भरतं रामः परिष्वज्येदमब्रवीत् ॥ १२ ॥

જે વારંવાર માતેલા હાથીની માફક લાંબા લાંબા શ્વાસ લેતા હતા એવા તે ભરતને રામે હૃદયપર દબાવીને (ભેટીને) કહ્યું કે,

कुलीनः सत्त्वसम्पन्नस्तेजस्वी चरितव्रतः ।
राज्यहेतोः कथं पापमाचरेद् मद्विधो जनः ॥ १३ ॥



'હે ભરત ! સંમાનિત કુળમાં જન્મેલો, સત્ત્વગુણ-સંપન્ન, તેજસ્વી અને વ્રતધારી એવો મારા જેવો મનુષ્ય રાજ્ય માટે આ પ્રકારનાં પાપનું આચરણ કેમ કરી શકે ?'

न दोषं त्वयि पश्यामि सूक्ष्ममप्यरिसूदन ।
न चापि जननीं बाल्यात्त्वं विगर्हितुमर्हसि ॥ १४ ॥

'હે શત્રુ-નાશક ! આમાં મને તારો જરાપણ દોષ દેખાતો નથી. બાળક બુદ્ધિથી તમારે માતાની નિંદા પણ ન કરવી જોઇએ.'

कामकारो महाप्राज्ञ गुरुणां सर्वदाऽनघ ।
उपन्नेषु दारेषु पुत्रेषु च विधीयते ॥ १५ ॥

'હે પાપરહિત ! મહાપ્રાજ્ઞ ! સદા યાદ રાખો, કે પિતા વગેરે ગુરુજનોને (વડીલોને) પોતાના આશ્રયે રહેલા શિષ્ય, સેવક, સ્ત્રી અને પુત્ર ઉપર કાયમ પૂરો અધિકાર છે, એમ માનવામાં આવેલું છે. એથી તેઓ એમની સાથે ઇચ્છાનુસાર વ્યવહાર કરી શકે છે.'

वने वा चीरवसनं सौम्य कृष्णाजिनाम्बरम् ।
राज्ये वापि महाराजो मां वासयितुमीश्वरः ॥ १६ ॥

'હે સૌમ્ય ! મહારાજને આવો પૂર્ણ અધિકાર છે કે તેઓ ચાહે તો આપણને વલ્કલ-વસ્ત્ર અને મૃગચર્મ ધારણ કરાવીને વનમાં મોકલી દે અથવા રાજકાર્યમાં આપણી નિમણૂક કરી દે.'

यावत्पितरि धर्मज्ञे गौरवं लोकसत्कृतम् ।
तावद्धर्मभृतांश्रेष्ठ जनन्यामपि गौरवम् ॥ १७ ॥



'હે ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ ! સંતાનોએ જેટલો અને જેવો આદર-સત્કાર લોકમાન્ય પિતાનો કરવો જોઇએ એટલોજ અને એવો જ આદર-સત્કાર માતાનો પણ કરવો જ જોઇએ.'

एताभ्यां धर्मशीलाभ्यां वनं गच्छेति राघव ।
मातापितृभ्यामुक्तोऽहं कथमन्यत्समाचरे ॥ १८ ॥

'હે ભરત ! જ્યારે ધર્મશીલ માતા અને પિતાએ મને વનમાં જવાનો આદેશ આપી દીધો, ત્યારે હું એમની આજ્ઞાનાં ઉલ્લંઘન રૂપ વિપરીત કર્મ કેમ કરી શકું ?'

त्वया राज्यमयोध्यायां प्राप्तव्यं लोकसत्कृतम् ।
वस्तव्यं दण्डकारण्ये मया वल्कलवाससा ॥ १९ ॥

'હે ભરત ! તમે અયોધ્યા જઇને લોકોના સત્કારવાળાં રાજ-સિંહાસન પર બેસો. અને હું વલ્કલ-વસ્ત્રો ધારણ કરીને દંડક વનમાં વાસ કરીશ.

## ૭૪ (ચુંમોતેરમો) સર્ગ રામનું કથન

ततः पुरुषसिंहानां वृतानां तैः सुहृद्गणैः ।
शोचतामेव रजनी दुःखेन व्यत्यवर्तत ॥ १ ॥

શુભચિંતક બંધુ-બાંધવો અને મિત્ર-મંડળથી ઘેરાએલા એ નરશાર્દૂલ રાજકુમારોની તે આખી રાત સંકલ્પ-વિકલ્પમાં પસાર થઇ ગઇ.

रजन्यां सुप्रभातायां भ्रातरस्ते सुहृद्वृताः ।
मन्दाकिन्यां हुतं जप्यं कृत्वा राममुपागमन् ॥ २ ॥



પ્રાતઃકાળ થયો ત્યારે સગાં-સંબંધીઓ સહિત ભરત વગેરે બધા ભાઇઓએ મંદાકિની નદીએ જઇને સ્નાન, સંધ્યા અને યજ્ઞ વગેરે નિત્યકર્મો કર્યાં. ત્યારપછી તેઓ બધા રામની પાસે પાછાં આવ્યાં.

तूष्णीं ते समुपासीना न कश्चित्किञ्चिदब्रवीत् ।
भरतस्तु सुहृन्मध्ये रामं वचनमब्रवीत् ॥ ३ ॥

તેઓ બધા-તે-બધા જ ચૂપચાપ બેઠા હતા. કોઇ કોઇની સાથે કંઇ જ વાતચીત કરતા ન હતા. ચારેય તરફ સ્તબ્ધતા છવાઇ ગઇ હતી; એટલામાં શુભ ચિંતકોની વચમાં બેઠેલા ભરતજીએ શ્રીરામને કહ્યું,

सान्त्विता मामिका माता दत्तं राज्यमिदं मम ।
तद्ददामि तवैवाहं भुङ्क्ष्व राज्यमकण्टकम् ॥ ४ ॥

'હે ભાઇ ! પૂજ્ય પિતાશ્રીએ જે રાજ્ય મારી માતાને આપીને તેને મનાવી લીધી હતી, તે રાજ્ય મારી માતાએ મને પ્રદાન કરી દીધું છે. હું તમારો પોતાનો જ હોવાના સંબંધથી એ જ રાજ્ય આપને અર્પણ કરી રહ્યો છું. આપ હવે આ નિષ્કંટક રાજ્યનો ઉપભોગ કરો.'

गतिं खर इवाश्वस्य तार्क्ष्यस्येव पतत्रिणः ।
अनुगन्तुं न शक्तिर्मे गतिं तव महीपते ॥ ५ ॥

'હે મહીપાલ ! જે પ્રકારે ગધેડો ઘોડાની ચાલે ચાલી શકતો નથી, તથા બીજાં પક્ષીઓ ગરુડના જેવી ચાલાકીથી ઊડી શકતાં નથી, તે પ્રકારે હું પણ આપના જેટલું રાજ્યપાલનનું કૌશલ્ય દાખવી શકતો નથી. (જેવી રાજ્યશાસનની યોગ્યતા આપનામાં છે તેવી મારામાં નથી.)'

तस्य साध्वित्यमन्यन्त नागरा विविधा जनाः ।
भरतस्य वचः श्रुत्वा रामं प्रत्यनुयाचतः ॥ ६ ॥



ભરતજીએ શ્રીરામને કરેલી પ્રાર્થના સાંભળીને જુદા જુદા વર્ગના નગર નિવાસીઓએ 'ભલે, બહુ જ સારું' એમ કહીને ભરતની વાતને ટેકો આપ્યો.

तमेवं दुःखितं प्रेक्ष्य विलपन्तं यशस्विनम् ।
रामः कृतात्मा भरतं समाश्वासयदात्मवान् ॥ ७ ॥

યશસ્વી ભરતને દુઃખી અને વિલાપ કરતો જોઇને શુદ્ધ અંતઃકરણવાળા વ્રતધારી રામ એમને આશ્વાસન દેતા રહીને કહેવા લાગ્યા.

नात्मनः कामकारोऽस्ति पुरुषोऽयमनीश्वरः ।
इतरश्चेतरश्चैनं कृतान्तः परिकर्षति ॥ ८ ॥

'હે ભરત ! પોતાનાં સુખ-દુઃખોને ભોગવવા વિશે મનુષ્ય સ્વતંત્ર નથી. આ પુરુષ પરતંત્ર છે. કર્મોનાં યથાયોગ્ય ફળ આપવાને માટે પરમાત્મા એને આમતેમ ખેંચીને અનેક પ્રકારના નાચ નચાવ્યા કરે છે.'

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ता मरणान्तं च जीवितम् ॥ ९ ॥

'સંઘરી રાખેલી બધી જ વસ્તુઓનો નાશ અવશ્ય થવાનો જ છે, ઉન્નતિ કરી રહેલા જીવનું પતન પણ અપરિહાર્ય (અટલ) છે, સંયોગના અંતે વિયોગ અને જીવનના અંતે મૃત્યુ નિશ્ચિત જ છે.'

यथा फलानां पक्वानां नान्यत्र पतनाद्भयम् ।
एवं नरस्य जातस्य नान्यत्र मरणाद्भयम् ॥ १० ॥

'જેવી રીતે પાકી ગયેલાં ફળોને પતન સિવાય બીજો કોઇ ભય હોતો નથી, ઠીક એ જ રીતે જન્મ લીધા પછી મનુષ્યને મરણ સિવાય અન્ય કોઇ ભય હોતો નથી.'



यथाऽगारं दृढस्थूणं जीर्णं भूत्वाऽवसीदति ।
तथैव सीदन्ति नरा जरामृत्युवशंगताः ॥ ११ ॥

'જેવી રીતે દઢ સ્તંભોવાળું ઘર થાંભલા જીર્ણ થઇ જાય ત્યારે ભોંયભેગું થઇ જાય છે, તેવી રીતે મનુષ્ય પણ જરા (ઘડપણ) અને મૃત્યુનાં આક્રમણથી નાશ પામે છે.'

अत्येति रजनी या तु सा न प्रतिनिवर्तते ।
यात्येव यमुना पूर्णा समुद्रमुदकाकुलम् ॥ १२ ॥

'જે રાત્રિ વ્યતીત થઇ ગયી તે પુનઃ પાછી આવતી નથી. યમુનાનું જે જળ એકવાર સમુદ્રમાં ચાલ્યું ગયું તે ફરીવાર યમુનામાં પાછું આવતું નથી.'

अहोरात्राणि गच्छन्ति सर्वेषां प्राणिनामिह ।
आयूंषि क्षपयन्त्याशु ग्रीष्मे जलमिवांशवः ॥ १३ ॥

'જેવી રીતે ગ્રીષ્મ ઋતુમાં સૂર્યનાં કિરણો પાણીને સૂકવી દે છે, તેવી રીતે દિવસ અને રાત્રિ પ્રાણીઓના આયુષ્યને ક્ષીણ કર્યા જ કરે છે.'

आत्मानमनुशोच त्वं किमन्यमनुशोचसि ।
आयुस्ते हीयते यस्य स्थितस्य च गतस्य च ॥ १४ ॥

'હે ભરત ! તમે પોતાના માટે (આત્મોદ્ધાર માટે) ચિંતા કરો, બીજાના માટે કેમ ચિંતા કરો છો ? ચાહે જંગમ હોય કે સ્થાવર-આયુષ્ય તો બધાંનું જ ક્ષીણ થતું જાય છે.'



सहैव मृत्युर्व्रजति सह मृत्युर्निषीदति ।
गत्वा सुदीर्घमध्वानं सह मृत्युर्निवर्तते ॥ १५ ॥

'મૃત્યુ મનુષ્યની સાથે જ ચાલે છે, સાથે જ બેસે છે, બહુ જ દૂર જઇને ફરી સાથે જ પાછું આવે છે.'

गात्रेषु वलयः प्राप्ताः श्वेताश्चैव शिरोरुहाः ।
जरया पुरुषो जीर्णः किं हि कृत्वा प्रभावयेत् ॥ १६ ॥

'જ્યારે શરીરમાં કરચલીઓ પડી ગઇ, માથાના વાળ સફેદ થઇ ગયા અને મનુષ્ય વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઇ ગયો, ત્યારે કયા જોરથી તે બીજા પર પ્રભુતા જમાવી શકે છે ?'

नन्दन्त्युदित आदित्ये नन्दन्त्यस्तमिते रवौ ।
आत्मनो नावबुध्यन्ते मनुष्या जीवितक्षयम् ॥ १७ ॥

'મનુષ્યો સૂર્યોદય અને સૂર્યાસ્ત થાય ત્યારે આનંદિત થાય છે, પરંતુ તેમનું આયુષ્ય પ્રતિક્ષણ ક્ષીણ થઇ રહ્યાના તથ્યનો અનુભવ તેઓ કરતા નથી. (આવરદા ઘટે છે તેની ખબર તેમની પડતી નથી.)'

हृष्यन्त्यृतुमुखं दृष्ट्वा नवं नवमिहागतम् ।
ऋतूनां परिवर्तेन प्राणिनां प्राणसंक्षयः ॥ १८ ॥

'નવી નવી ઋતુઓનાં આગમનને જોઇને મનુષ્ય પ્રસન્નતા પ્રગટ કરે છે, પરંતુ આ ઋતુઓનાં પરિવર્તનથી પ્રાણીઓના પ્રાણ ક્ષીણ થઈ રહ્યા છે.'

यथा काष्ठं च काष्ठं च समेयातां महार्णवे ।
समेत्य च व्यपेयातां कालमासाद्य कञ्चन ॥ १९ ॥

एवं भार्याश्च पुत्राश्च ज्ञातयश्च धनानि च ।
समेत्य व्यवधावन्ति ध्रुवो ह्येषां विनाभवः ॥ २० ॥

'જેવી રીતે મહાસમુદ્રમાં મોજાંની લહરી દ્વારા એક લાકડું બીજાં લાકડાંની સાથે મળી જાય છે; અને ફરી સમય આવતાં અલગ-અલગ થઇ જાય છે. તેવી જ રીતે સ્ત્રી, પુત્ર, ભાઇ-બંધુને ધન-સંપતિ સમયથી પ્રાપ્ત થાય છે. ફરી એમનો વિયોગ પણ થઇ જાય છે; કેમકે એમનો વિયોગ થવો નિશ્ચિત છે.'

नात्र कश्चिद्यथाभावं प्राणी समभिवर्तते ।
तेन तस्मिन्न सामर्थ्यं प्रेतस्यास्त्यनुशोचतः ॥ २१ ॥

'હે ભરત ! સંસારનું કોઇ પણ પ્રાણી જન્મ-મૃત્યુનાં વિધાનનું ઉલ્લંઘન (ઉપેક્ષા) કરી શકતું નથી. એટલા માટે મરી ગયેલા મનુષ્યનો શોક કરવા છતાં પણ માણસ પોતાનાં મૃત્યુને દૂર ધકેલવામાં અસમર્થ છે.' (સ્વજનના મૃત્યુથી શોક થાય છે, પણ આપણે આપણા મૃત્યુથી બચી શકતા નથી. - ન્હાનુ ટાંક. ગુ.અ.)

यथा हि सार्धं गच्छन्तं ब्रूयात्कश्चित्पथि स्थितः ।
अहमप्यागमिष्यामि पृष्ठतो भवतामिति ॥ २२ ॥
एवं पूर्वैर्गतो मार्गः पितृपैतामहो ध्रुवः ।
तमापन्नः कथं शोचेद्यस्य नास्ति व्यतिक्रमः ॥ २३ ॥

'જેવી રીતે માર્ગમાં બેઠેલો મનુષ્ય માર્ગ પર જઇ રહેલા ઘણા બધા યાત્રીઓને કહે કે 'હું પણ તમારી પાછળ પાછળ આવીશ;' એવી જ રીતે અગાઉ ગયેલા (મૃત્યુના માર્ગે ગયેલા) પિતા-પિતામહો વગેરે જે માર્ગે ગયા છે, બસ એ જ માર્ગે આપણે બધા જ જવાના છીએ, એટલા માટે આ અપરિહાર્ય ગતિ (નિવારી ન જ શકાય તેવી ગતિ)ના માટે શોક કરવાથી શો લાભ ?'



वयसः पतमानस्य स्रोतसो वाऽनिवर्तिनः ।
आत्मा सुखे नियोक्तव्यः सुखभाजः प्रजाः स्मृताः ॥ २४ ॥

'જેવી રીતે નદીનો પ્રવાહ આગળ જ વધે છે, પાછો વળતો જ નથી, તેવી રીતે આયુષ્યને ક્ષીણ થઇ રહેલું જોઇને આપણે આપણને સુખ-શાંતિનાં સાધનરૂપ ધર્મકાર્યોમાં લગાડી દેવા જોઇએ; કેમકે માનવ-જીવન સુખ-શાંતિની પ્રાપ્તિ માટેજ મળેલું છે.'

इष्ट्वा बहुविधैर्यज्ञैर्भोगांश्चावाप्य पुष्कलान् ।
उत्तमं चायुरासाद्य स्वर्गतः पृथिवीपतिः ॥ २५ ॥

'મહારાજ દશરથ અશ્વમેધાદિ અનેક પ્રકારના યજ્ઞો કરીને, નાના પ્રકારના ભોગો ભોગવીને તથા ઉત્તમ દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કરીને સ્વર્ગે સિધાવ્યા છે.'

तं तु नैवंविधः कश्चित्प्राज्ञः शोचितुमर्हसि ।
तद्विधो मद्विधश्चासि श्रुतवान् बुद्धिमत्तरः ॥ २६ ॥

'મારા અને તમારા જેવા વેદશાસ્ત્રોના જ્ઞાતા તથા બુદ્ધિમાન કોઇપણ જ્ઞાની મનુષ્યે બ્રહ્મલોકમાં વિહાર કરતા મહારાજ દશરથના માટે શોક કરવો યોગ્ય નથી.'

स स्वस्थो भव मा शोको यात्वा चावस तां पुरीम्।
तथा पित्रा नियुक्तोऽसि वशिना वदतांवर ॥ २७ ॥

'તમે સ્વસ્થ થાઓ અને શોકનો ત્યાગ કરીને અયોધ્યાપુરીમાં જઇને રહો. હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! પિતાજીએ તમને અયોધ્યાનગરીમાં સ્વતંત્રતાપૂર્વક નિવાસ કરવાની આજ્ઞા આપી છે.' (પિતાજીએ તમારી નિમણૂક અયોધ્યામાં કરેલી છે.)



यत्राहमपि तेनैव नियुक्तः पुण्यकर्मणा ।
तत्रैवाहं करिष्यामि पितुरार्यस्य शासनम् ॥ २८ ॥

'પુણ્યકર્મા પૂજ્ય પિતાજીએ જ્યાં મારી નિમણૂક કરેલી છે, તે અનુસાર ત્યાં જ રહીને હું પણ પિતાજીની આજ્ઞાનું પાલન કરીશ'. (પિતાજીએ મારી નિમણુંક વનમાં કરેલી છે.) (હું વનમાંજ રહેવાનો છું.)'

न मया शासनं तस्य त्यक्तुं न्याय्यमरिन्दम ।
तत्त्वया ऽपि सदा मान्यं स वै बन्धुः स नः पिता ॥ २९ ॥

'હે શત્રુઓનું દમન કરનાર ! મારા માટે એમની (પિતાજીની) આજ્ઞાનું ઉલ્લંઘન કરવું ઉચિત નથી અને તમારે પણ તેમની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. તેઓ જ આપણા શુભ-ચિંતક અને પિતા છે.'

धार्मिकेणानृशंसेन नरेण गुरुवर्तिना ।
भवितव्यं नरव्याघ्र परलोकं जिगीषता ॥ ३० ॥

'હે પુરુષસિંહ ! જે મનુષ્યો ધાર્મિક અને દયાળુ છે. અને જેઓને પોતાનો પરલોક સુધારવાની ઇચ્છા છે તેઓએ વડીલોની આજ્ઞા માનવી જોઇએ.'

आत्मानमनुतिष्ठ त्वं स्वभावेन नरर्षभ ।
निशाम्य तु शुभं वृत्तं पितुर्दशरथस्य नः ॥ ३१ ॥

'હે નરશ્રેષ્ઠ ! તમે પિતાજીની સત્ય પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને હવે તમારા મનમાં રાજધર્મને સ્થાપિત કરો, અર્થાત્ પિતાજીની સત્ય પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાને માટે અયોધ્યામાં જઇને રાજ્ય કરો.'



## ૭૫ (પંચોતેરમો) સર્ગ ભરતની પ્રાર્થના

एवमुक्त्वा तु विरते रामे वचनमर्थवत् ।
उवाच भरतश्चित्रं धार्मिको धार्मिकं वचः ॥ १ ॥

પ્રજાવત્સલ શ્રીરામ જ્યારે આવાં અર્થપૂર્ણ વચનો કહીને અટકી ગયા, ત્યારે ધર્માત્મા ભરતે શ્રીરામને અનેક પ્રકારની યુક્તિઓવાળાં ધર્મસંમત આ વચનો કહ્યાં;

को हि स्यादीदृशो लोके यादृशस्त्वमरिन्दम ।
न त्वां प्रव्यथयेद्दुःखं प्रीतिर्वा न प्रहर्षयेत् ॥ २ ॥

'હે શત્રુનાશન ! તમારા તુલ્ય આ લોકમાં બીજો કોણ હશે જેને દુઃખ દુઃખી કરી શકતું નથી; અને જેને હર્ષ હર્ષિત કરી શકતો નથી !' (આનંદથી હરખાઇ જતો નથી.)

क्व चारण्यं क्व च क्षात्रं क्व जटः क्व च पालनम् ।
ईदृशं व्याहतं कर्म न भवान् कर्तुमर्हसि ॥ ३ ॥

'હે ભાઇ ! ક્યાં રહ્યો આ જનશૂન્ય વનવાસ અને ક્યાં ક્ષાત્રધર્મ ! ક્યાં જટાધારણ અને ક્યાં પ્રજાપાલન ! આપે આવું પરસ્પર વિરોધી કર્મ (સારરહિત નિષ્ફળ કાર્ય) કરવું ન જોઇએ.'

एष हि प्रथमो धर्मः क्षत्रियस्याभिसेचनम् ।
येन शक्यं महाप्राज्ञ प्रजानां परिपालनम् ॥ ४ ॥

'હે મહાપ્રાજ્ઞ ! ક્ષત્રિયોનો સર્વ પ્રથમ ધર્મ એ જ છે કે તેઓ પોતાનો રાજ્યાભિષેક કરાવે અને તો જ પ્રજાનું પાલન તે કરી શકે.'



अथ क्लेशजमेव त्वं धर्मं चरितुमर्हसि ।
धर्मेण चतुरो वर्णान् पालयन् क्लेशमाप्नुहि ॥ ५ ॥

'જો આપ શરીરને કલેશ આપનારા ધર્મનું જ આચરણ કરવા માગતા હો તો આપ ધર્માનુસાર બ્રાહ્મણ વગેરે ચારેય વર્ણોનું પાલન કરવાનાં કષ્ટનો સ્વીકાર કરો.'

चतुर्णामाश्रमाणां हि गार्हस्थ्यं श्रेष्ठमाश्रमम् ।
प्राहुर्धर्मज्ञ धर्मज्ञास्तं कथं त्यक्तुमर्हसि ॥ ६ ॥

'હે ધર્મજ્ઞ ! ધર્મને જાણનારા લોકો ચારેય આશ્રમો (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસ) પૈકી ગૃહસ્થાશ્રમને જ સર્વોત્તમ બતાવે છે. તો પછી આ સર્વોત્તમ આશ્રમને આપ શા માટે છોડવા ચાહો છો ?'

श्रुतेन बालः स्थानेन जन्मना भवतो ह्यहम् ।
स कथं पालयिष्यामि भूमिं भवति तिष्ठति ॥ ७ ॥

'જુઓ, વિદ્યામાં, પદમાં અને વયમાં પ્રત્યેક દૃષ્ટિથી જોતાં આપની સામે હું તો એક બાળક છું. આ પરિસ્થિતિમાં તમારી હયાતીમાં હું પૃથ્વીનું પાલન કેમ કરી શકું ?'

इदं निखिलमव्यग्रं राज्यं पित्र्यमकण्टकम् ।
अनुशाधि स्वधर्मेण धर्मज्ञ सह बान्धवैः ॥ ८ ॥

આથી હે ધર્મજ્ઞ ! આપ પિતાનાં આ સંપૂર્ણ, ઉત્તમ અને નિષ્કંટક રાજ્યનું તથા આપણા બંધુ-બાંધવોનું પાલન કરો.'

इहैव त्वाभिषिञ्चन्तु मन्त्रविन्मन्त्रकोविदाः ।
अभिषिक्तस्त्वमस्माभिरयोध्यायां पालने व्रज ॥ ९ ॥



'મંત્રોના જાણકાર (વસિષ્ઠ વગેરે) વૈદિક મંત્રો વડે અહીં જ-હમણાં જ આપનો રાજ્યાભિષેક કરે અને આપ અભિષેક કરાવીને જ અમારા બધાની સાથે અયોધ્યામાં પ્રજા-પાલન માટે ચાલો.'

आक्रोशं मम मातुश्च प्रमृज्य पुरुषर्षभ ।
अद्य तत्रभवन्तं च पितरं च रक्ष किल्बिषात् ॥ १० ॥

'હે પુરુષ-શ્રેષ્ઠ ! પોતાના રાજ્યાભિષેકથી આપ મારી માતાની લોકનિંદાને ધોઇ નાખો અને પૂજ્ય પિતાજીને પણ આપ પાપથી બચાવી લો.'

शिरसा त्वाऽभियाचेऽहं कुरुष्व करुणां मयि ।
बान्धवेषु च सर्वेषु भूतेष्विव महेश्वरः ॥ ११ ॥

'હું આપનાં ચરણોમાં માથું નમાવીને પ્રાર્થના કરું છું કે જે પ્રકારે જગત્ નિયંતા પરમાત્મા પ્રાણી માત્ર ઉપર દયા કરે છે, તે પ્રકારે આપ મારા ઉપર અને બધાં જ સગાં-સંબંધીઓ પર કૃપા કરો.'

अथैतत्पृष्ठतः कृत्वा वनमेव भवानितः ।
गमिष्यति गमिष्यामि भवता सार्धमप्यहम् ॥ १२ ॥

'જો મારી આ પ્રાર્થનાની અવગણના કરીને આપ અન્ય વનમાં ચાલ્યા જશો તો હું પણ આપની સાથે જ વનમાં ચાલ્યો આવીશ.'

तथा हि रामो भरतेन ताम्यता
प्रसाद्यमानः शिरसा महीपतिः ।
न चैव चक्रे गमनाय सत्ववान्
मतिं पितुस्तद्वचने व्यवस्थितः ॥ १३ ॥



જો કે ભરતજી દુઃખી થઇ ગળગળા થઇ, શ્રીરામનાં ચરણોમાં પોતાનું મસ્તક મૂકીને વારંવાર એમને મનાવી રહ્યા હતા તો પણ પિતાજીની આજ્ઞા પાલન માટે રામ એટલા બધા કટિબદ્ધ હતા કે તે જરાપણ વિચલિત ન થયા; અર્થાત્ એમણે અયોધ્યા પાછું જવાનું સ્વીકાર્યું જ નહીં.

तदद्भुतं स्थैर्यमवेक्ष्य राघवे
समं जनो हर्षमवाप दुःखितः ।
न यात्ययोध्यामिति दुःखितोऽभवत्
स्थिरप्रतिज्ञत्वमवेक्ष्य हर्षितः ॥ १४ ॥

જે લોકો એ વખતે ત્યાં ઉપસ્થિત હતા તેઓ બધા શ્રીરામની અદ્ભુત વિચાર-દઢતાને જોઇને એક સાથે હરખ અને શોકમાં ડૂબી ગયા. તેઓને શોક એ વાતનો હતો કે 'રામ અયોધ્યા પાછા આવતા નથી.' અને હરખ એમ હતો કે શ્રીરામ પિતાજીની આજ્ઞાનું પાલન કરવા દઢ સંકલ્પ છે.

## ૭૬ (છોતેરમો) સર્ગ શ્રીરામનો ઉત્તર

पुनरेवं ब्रुवाणं तं भरतं लक्ष्मणाग्रजः ।
प्रत्युवाच ततः श्रीमाञ्ज्ञातिमध्येऽभिसत्कृतः ॥ १ ॥

જ્યારે ભરતજી ફરીવાર કંઇક કહેવા ચાહતા હતા, ત્યારે માનવ સમાજમાં સંમાનિત એવા લક્ષ્મણના મોટા ભાઇ શ્રીરામે કહ્યું કે,

पुरा भ्रातः पिता नः स मातरं ते समुद्वहन् ।
मातामहे समाश्रौषीद्राज्यशुल्कमनुत्तमम् ॥ २ ॥



'હે ભાઇ ! પિતાજીએ જ્યારે તમારી માતા સાથે વિવાહ કર્યો હતો, એ વેળાએ તેઓએ તમારા નાના સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે કૈકેયીના ગર્ભથી જે પુત્ર ઉત્પન્ન થશે તે જ રાજ્ય-સિંહાસન પર આસીન થશે.'

***ટિપ્પણી :*** ✷ *આ શ્લોકથી આ વાત સ્પષ્ટ થાય છે કે ભરત પણ રાજગાદીનો ઉત્તરાધિકારી હતા. મંથરા કૈકેયીની સાથે કેકય દેશથી આવેલી હતી એને આ વાતની ખબર હતી. એથી એણે ભરતને રાજ્ય અપાવવાને માટે કૈકેયીને પ્રેરણા આપી હતી.*

दैवासुरे च संग्रामे जनन्यै तव पार्थिवः ।
सम्प्रहृष्टो ददौ राजा वरमाराधितः प्रभुः ॥ ३ ॥

'આ ઉપરાંત દેવાસુર-સંગ્રામમાં પણ તમારી માતાના ઉપકારથી સંતુષ્ટ થઇને પિતાજીએ એને બે વરદાન દેવાનું કહેલું હતું.'

ततः सा सम्प्रतिश्राव्य तव माता यशस्विनी ।
अयाचत नरश्रेष्ठं द्वौ वरौ वरवर्णिनी ॥ ४ ॥

'યશસ્વી અને મીઠી વાણી બોલનારી તમારી માતાએ એ બંને વરદાનોનું સ્મરણ કરાવીને પિતાજીને વચનથી બાંધી લઇને તેમની પાસેથી બે વરદાન માગ્યાં.'

तव राज्यं नरव्याघ्र मम प्रव्राजनं तथा ।
तौ च राजा तदा तस्यै नियुक्तः प्रददौ वरौ ॥ ५ ॥

'હે પુરુષસિંહ ! કૈકેયીએ એ બે વરદાનો પૈકી એકથી તમારા માટે રાજ્ય અને બીજાથી મારા માટે વનવાસ માગી લીધાં. પ્રતિજ્ઞાથી બંધાએલા મહારાજાએ બંને વરદાનો આપવાનું સ્વીકારી લીધું.'



तेन पित्राऽहमप्यत्र नियुक्तः पुरुषर्षभ ।
चतुर्दश वने वासं वर्षाणि वरदानिकम् ॥ ६ ॥

'હે નરશ્રેષ્ઠ ! એ જ વરદાનનાં કારણે પિતાજીએ મને ચૌદ વર્ષ સુધી વનમાં રહેવાની આજ્ઞા આપેલી છે.'

सोऽहं वनमिदं प्राप्तो निर्जनं लक्ष्मणान्वितः ।
सीतया चाप्रतिद्वन्द्वः सत्यवादे स्थितः प्रभुः ॥ ७ ॥

'પિતાજીનાં વચનને સાચાં સાબિત કરવાને માટે સીતાને અને લક્ષ્મણને સાથે લઇને હું સુખ-દુઃખ વગેરે *દ્વન્દ્વો*ની દરકાર ન કરીને આ નિર્જન વનમાં ચાલ્યો આવ્યો છું.'

भवानपि तथेत्येव पितरं सत्यवादिनम् ।
कर्तुमर्हति राजेन्द्र क्षिप्रमेवाभिषचनात् ॥ ८ ॥

'હે રાજેન્દ્ર ! આપ પણ અયોધ્યામાં જઇને જલદી આપનો રાજ્યાભિષેક કરાવીને પિતાજીને સત્યવાદી બનાવો.'

ऋणान्मोचय राजानं मत्कृते भरत प्रभुम् ।
पितरं चापि धर्मज्ञं मातरं चाभिनन्दय ॥ ९ ॥

'હે ભરત ! મને પ્રસન્ન કરવા માટે તમે ધર્મજ્ઞ મહારાજને ઋણથી મુક્ત કરો અને રાજસિંહાસન પર બેસીને માતા કૈકેયીને પણ ખુશ કરો.'

पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः ।
तस्मात्पुत्र इति प्रोक्तः पितॄन् यः पाति सर्वतः ॥ १० ॥



'પુત્ર પિતાનો પુત્ = દુઃખદાયી નરકમાંથી ઉદ્ધાર કરે છે. એટલા માટે એને પુત્ર કહે છે, કેમકે તે પિતાની બધીજ રીતે રક્ષા કરે છે.'

अयोध्यां गच्छ भरत प्रकृतीरनुरञ्जय ।
शत्रुघ्नसहितो वीर सह सर्वैर्द्विजातिभिः ॥ ११ ॥

'હે વીર ભરત ! તમે શત્રુઘ્ન અને બધા જ દ્વિજોને સાથે લઇને પરત અયોધ્યા જતા રહો અને પ્રજાનું પાલન કરીને લોકોને આનંદમાં રાખો.'

प्रवेक्ष्ये दण्डकारण्यमहमप्यविलम्बयन् ।
आभ्यां तु सहितो राजन् वैदेह्या लक्ष्मणेन च ॥ १२ ॥

'હે રાજા ! હું પણ સીતા અને લક્ષ્મણને સાથે લઇને વિલંબ કર્યા વિના દંડકારણ્યમાં પ્રવેશ કરીશ'

त्वं राजा भरत भव स्वयं नराणां
वन्यानामहमपि राजराण्मृगाणाम् ।
गच्छ त्वं पुरवरमद्य संप्रहृष्टः
संहृष्टस्त्वहमपि दण्डकान्प्रवेक्ष्ये ॥ १३ ॥

'હે ભરત ! તમે મનુષ્યોના રાજા બનો અને હું વનવાસી જનાવરોનો રાજા બનીશ. તમે ખુશીથી અયોધ્યા નગરીમાં પ્રવેશ કરો અને હું આનંદપૂર્વક દંડક વનમાં પ્રવેશ કરીશ.'

## ૭૭ (સિત્તોતેરમો) સર્ગ રામ-જાબાલિ સંવાદ



आश्वासयन्तं भरतं जाबालिर्ब्राह्मणोत्तमः ।
उवाच रामं धर्मज्ञं धर्मापेतमिदं वचः ॥ १ ॥

જ્યારે શ્રીરામ ભરતને આ રીતે સમજાવી રહ્યા હતા ત્યારે જાબાલિ નામના એક શ્રેષ્ઠ બ્રાહ્મણે એમને આ ધર્મ વિરુદ્ધ વચનો કહ્યાં,

साधु राघव माभूत्ते बुद्धिरेवं निरर्थिका ।
प्राकृतस्य नरस्येव ह्यार्यबुद्धेर्मनस्विनः ॥ २ ॥

'વાહ, મહારાજ ! વાહ ! આપ તો માત્ર શ્રેષ્ઠ બુદ્ધિવાળા જ નહીં અપિતુ મનસ્વી પણ છો. સાધારણ અભણ માણસની જેમ આપની આવી નિરર્થક બુદ્ધિ ન જ હોવી જોઇએ.'

कः कस्य पुरुषो बन्धु किमाप्यं कस्य केनचित् ।
यदेको जायते जन्तुरेक एव विनश्यति ॥ ३ ॥

'ભલા, જરાક તો વિચાર કરો, સંસારમાં કોણ કોનો સગો છે ? અને કોને કોની પાસેથી શું લેવાનું છે ? આ પ્રાણી એકલો જ જન્મ લે છે, અને એકલો જ મૃત્યુ પામે છે.'

तस्मात् माता पिता चेति राम सज्जेत यो नरः ।
उन्मत्त इव स ज्ञेयो नास्ति कश्चिद्धि कस्यचित् ॥ ४ ॥

'હે રામ ! આથી, જે મનુષ્ય આ મારી માતા છે, આ મારા પિતા છે એવા સંબંધનો વિચાર કરીને એમાં આસક્ત થાય છે, તેને તો ગાંડો જ ગણવો જોઇએ; કેમકે વસ્તુતઃ સંસારમાં કોઇ કોઇનો હોતો જ નથી.'

यथा ग्रामान्तरं गच्छन्नरः कश्चित्क्वचिद्वसेत् ।
उत्सृज्य च तमावासं प्रतिष्ठेतापरेऽहनि ॥ ५ ॥



एवमेव मनुष्याणां पिता माता गृहं वसु ।
आवासमात्रं काकुत्स्थ सज्जन्ते नात्र सज्जनाः ॥ ६ ॥

'જેમ કોઇ મનુષ્ય પરગામ જતો હોય અને માર્ગમાં ક્યાંક રોકાઇ જાય છે, પછી બીજે દિવસે તે સ્થાનને છોડીને ફરી આગળ ચાલવા લાગે છે, તેમ માતા, પિતા, ઘર, અને ધન-સંપત્તિ મનુષ્યના ઉતારા (આવાસો) માત્ર છે; તેથી સજ્જનો એમાં આસક્ત થતા નથી.'

पित्र्यं राज्यं परित्यज्य त्वं नार्हसि नरोत्तम ।
आस्थातुं कापथं दुःखं विषमं बहुकण्टकम् ॥ ७ ॥

'હે નરોત્તમ ! પિતાનાં સમૃદ્ધ રાજ્યનો ત્યાગ કરીને આ દુઃખ આપનારા, યુવાવસ્થાને અયોગ્ય અને બહુ જ વિઘ્નોથી પરિપૂર્ણ કુમાર્ગ પર ચાલવાનું તમને ઉચિત નથી.'

समृद्धायामयोध्यायामात्मानमभिषेचय ।
एकवेणीधरा हि त्वां नगरी सम्प्रतीक्षते ॥ ८ ॥

'હવે તો તમે સમૃદ્ધ અયોધ્યામાં જઇને પોતાનો રાજ્યાભિષેક કરાવો, કારણ કે છૂટા વાળવાળો એક જ ચોટલો કરનારી વિરહિણી વનિતાની જેમ અયોધ્યા નગરી તમારી પ્રતીક્ષા કરે છે.'

***ટિપ્પણી :*** *એકવેણી ધરા = જેનો પતિ પ્રવાસમાં ગયો હોય એવી સ્ત્રી, જે અંબોડો વાળતી નથી.)*

सतां बुद्धिं पुरस्कृत्य सर्वलोकनिदर्शिनीम् ।
राज्यं त्वं प्रतिगृह्णीष्व भरतेन प्रसादितः ॥ ९ ॥

'સજ્જનોની બુદ્ધિનો આશ્રય લઇને (સત્પુરુષોની બુદ્ધિ પ્રમાણે વરતીને) બધા લોકોના અનુમોદન સાથેની ભરતની પ્રાર્થનાનો સ્વીકાર કરીને આપ અયોધ્યાના રાજ્યનું ગ્રહણ કરો.'



जाबालेस्तु वचः श्रुत्वा रामः सत्यवतां वरः ।
उवाच परया भक्त्या स्वबुद्ध्या चाविपन्नया ॥ १० ॥

સત્ય-પરાક્રમી શ્રીરામ જાબાલિની વાતો સાંભળીને, તેના વિરોધમાં, પોતાની અવિચળ બુદ્ધિથી નિશ્ચિત કરેલા વૈદિક ધર્મમાં આસ્થા ઉત્પન્ન કરે તેવું પરમ સૂક્ષ્મ શાસ્ત્રીય વચન બોલ્યા.

भवान् मे प्रियकामार्थं वचनं यदिहोक्तवान् ।
अकार्यं कार्यसङ्काशमपथ्यं पथ्यसम्मितम् ॥ ११ ॥

'તમે મને ખુશ કરવાને માટે જે વાતો કરી છે, તે વ્યવહારમાં મૂકવાને માટે અયોગ્ય છે અને પથ્યના રૂપમાં અપથ્ય છે.'

निर्मर्यादस्तु पुरुषः पापाचारसमन्वितः ।
मानं न लभते सत्सु भिन्नचारित्रदर्शनः ॥ १२ ॥

'જે મનુષ્ય મર્યાદા રહિત, પાપાચરણથી યુક્ત અને સાધુ-સંમત શાસ્ત્રોથી વિરુદ્ધ આચરણ કરવાવાળો છે, તે સજ્જન પુરુષોમાં સન્માન પ્રાપ્ત કરી શકતો નથી.'

कुलीनमकुलीनं वा वीरं पुरुषमानिनम् ।
चारित्रमेव व्याख्याति शुचिं वा यदि वाऽशुचिम् ॥ १३ ॥

'માણસ કુળવાન છે કે અકુલીન, વીર છે કે ભીરું, પવિત્ર છે કે અપવિત્ર આ વાતનો નિર્ણય ચરિત્ર જ કરે છે.'

अधर्मं धर्मवेषेण यदीमं लोकसङ्करम् ।
अभिपत्स्ये शुभं हित्वा क्रियां विधिविवर्जिताम् ॥ १४ ॥



कश्चेतयानः पुरुषः कार्याकार्यविचक्षणः ।
बहुमंस्यति मां लोके दुर्वृत्तं लोकदूषणम् ॥ १५ ॥

'ધર્મના વેશમાં, લોકોમાં સંકરતા વધારનારા તમારા અધાર્મિક ઉપદેશને જો હું માની લઉં તો હું શુભ કર્મનો ત્યાગ કરીને વેદવિરુદ્ધ વિધિહીન કર્મ કરવાનાં પાપનો ભાગી બની જઇશ. પછી કાર્ય-અકાર્યને જાણનારો કયો જ્ઞાની પુરુષ સમાજને દૂષિત કરનારા આચારહીન મને સન્માનની દૃષ્ટિથી દેખશે ?'

कस्य यास्याम्यहं वृत्तं केन वा स्वर्गमाप्नुयाम् ।
अनया वर्तमानो हि वृत्त्या हीनप्रतिज्ञया ॥ १६ ॥

'જો હું આપના આદેશ અનુસાર સત્ય પ્રતિજ્ઞાના પાલનથી રહિત વૃત્તિનું આચરણ કરું તો પછી એવું કયું આચરણ રહી જશે જેના દ્વારા હું સ્વર્ગને પ્રાપ્ત કરી શકું ?'

कामवृत्तस्त्वयं लोकः कृत्स्नः समुपवर्तते ।
यद्वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः ॥ १७ ॥

'આપના આ ઉપદેશ અનુસાર જો હું સ્વચ્છંદચારી થઇ ગયો તો બધો જ સંસાર મારી દેખાદેખીથી સ્વેચ્છાચારી થઇ જશે, કેમકે રાજા જેવું આચરણ કરે છે તેવું જ આચરણ પ્રજા પણ કરતી હોય છે.'

सत्यमेवानृशंसं च राजवृत्तं सनातनम् ।
तस्मात्सत्यात्मकं राज्यं सत्ये लोकः प्रतिष्ठितः ॥ १८ ॥

'સત્ય અને દયાળુતા આ રાજાઓનો પરંપરાગત સદાચાર છે. એથી રાજ્ય સત્યરૂપ જ કહેવાય છે. સત્યના આશ્રયે જ આ સમસ્ત સંસાર ટકી રહેલો છે.'



ऋषयश्चैव देवाश्च सत्यमेव हि मेनिरे ।
सत्यवादी हि लोकेऽस्मिन् परमं गच्छति क्षयम् ॥ १९ ॥

'ઋષિઓ અને (દેવલોકો =) વિદ્વાનો સત્યનેજ ઉત્કૃષ્ટ (ઉત્તમ) માને છે, કેમકે સત્યવાદી પુરુષ જ આ સંસારમાં અક્ષય (પરાન્તકાળ સુધીનું) મોક્ષ સુખ પ્રાપ્ત કરી શકે છે.'

उद्विजन्ते तथा सर्पान्नरादनृतवादिनः ।
धर्मः सत्यं परो लोके मूलं स्वर्गस्य चोच्यते ॥ २० ॥

'જેવી રીતે સાપથી લોકો ડરે છે, તેવી રીતે જ મિથ્યાવાદી (= જૂઠાબોલા) મનુષ્યથી પણ લોકો ડરતા રહે છે. સંસારમાં સત્યને જ શ્રેષ્ઠ ધર્મ માનેલો છે. સ્વર્ગ પ્રાપ્તિનું મૂળ સાધન પણ સત્ય જ છે.'

सत्यमेवेश्वरो लोके सत्यं पद्माश्रिता सदा ।
सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥ २१ ॥

'સંસારમાં સત્ય જ ઈશ્વર છે. સત્ય જ લક્ષ્મી = ધન ધાન્યનો નિવાસ છે. સત્ય જ સુખ-શાન્તિ અને ઐશ્વર્યનું મૂળ છે. સંસારમાં સત્યથી ચડિયાતી કોઇપણ વસ્તુ નથી.'

दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च ।
वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥ २२ ॥

'દાન, (સંધ્યા વગેરે) યજ્ઞ, અગ્નિહોત્ર, તપ તથા તપ વડે કરેલાં સંપૂર્ણ કર્મો અને વેદો (વૈદિક ધર્મ અને વૈદિક જ્ઞાન) આ બધું જ સત્યના આશ્રયે પ્રતિષ્ઠિત છે એટલા માટે બધાએ સત્યપરાયણ થવું જોઇએ.'

नैव लोभान्न मोहाद्वा न ह्यज्ञानात्तमोन्वितः ।
सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥ २३ ॥



'હું રાજ્ય મેળવવાના લોભથી, મોહથી, અજ્ઞાનથી અથવા ક્રોધને વશ થઇને પિતાજીની આજ્ઞાના પાલન રૂપી મર્યાદાનો ભંગ કરી શકતો નથીઃ કારણકે હું પોતે પણ સત્ય પ્રતિજ્ઞા કરીને બંધાઇ ગયેલો છું.'

प्रत्यागात्ममिमं धर्मं सत्यं पश्याम्यहं ध्रुवम् ।
भारः सत्पुरुषैश्चीर्णस्तदर्थमभिमन्यते ॥ २४ ॥

'મારી સંમતિમાં પ્રત્યેક પ્રાણી માટે સત્યના પાલનરૂપી ધર્મ અન્ય બધા જ ધર્મો (કર્તવ્યો)ની અપેક્ષા મુખ્ય ધર્મ છે. જે જટા-વલ્કલ ધારણ કરવા રૂપી ધર્મના ભારને પૂર્વકાળના સત્પુરુષો ઉઠાવતા રહ્યા છે, તેનું હું પણ અભિનંદન કરું છું.(તે ભારનું ગૌરવ અને આદર સાથે વહન કરું છું.)

क्षात्रं धर्ममहं त्यक्ष्ये ह्यधर्मं धर्मसंहितम् ।
क्षुद्रैर्नृशंसैर्लुब्धैश्च सेवितं पापकर्मभिः ॥ २५ ॥

'આપે બતાવેલ ક્ષાત્ર ધર્મમાં ધર્મ તો નામમાત્ર જ છે, પણ અધર્મ બહોળા પરિમાણ(માપ)માં છે, હું તેને ત્યાજ્ય સમજું છું, કેમકે ધર્મના નામે એવા અધર્મનું સેવન તો નીચ, નિષ્ઠુર, લોભી અને પાપી મનુષ્યો જ કર્યા કરતા હોય છે.'

भूमिः कीर्तिर्यशो लक्ष्मीः पुरुषं प्रार्थयन्ति हि ।
स्वर्गस्थं चानुपश्यन्ति सत्यमेव भजेत् ततः ॥ २६ ॥

'રાજ્ય, કીર્તિ (= વખાણ), યશ અને લક્ષ્મી જ નહીં, અપિતુ સ્વર્ગ પણ સત્યવાદી પુરુષની જ યાચના(માગણી) કરતા હોય છે; અને તેની પાછળ દોડીને ચાલ્યા આવતા હોય છે. એથી મનુષ્યે સદા સત્ય જ બોલવું જોઇએ.'

कथं ह्यहं प्रतिज्ञाय वनवासमिमं गुरोः ।
भरतस्य करिष्यामि वचो हित्वा गुरोर्वचः ॥ २७ ॥



'કેમકે હું પિતાજીના સમક્ષ વનવાસની પ્રતિજ્ઞા કરી ચૂકયો છું; તો હવે એ પ્રતિજ્ઞાનો ભંગ કરીને હું ભાઇ ભરતની વાત કેમ માની લઇ શકું ?'

सत्यं च धर्मं च पराक्रमं च ।
भूतानुकम्पां प्रियवादितां च ।
द्विजातिदेवातिथिपूजनं च
पन्थानमाहस्त्रिदिवस्य सन्तः ॥ २८ ॥

'હે જાબાલિ ! સત્યભાષણ, ધર્મ-પાલન, સમય પર પરાક્રમનું પ્રદર્શન, પ્રાણીમાત્ર પર દયા, મધુર વચન; બ્રાહ્મણ, વિદ્વાન અને અતિથિઓનો સત્કાર, આ કર્મોને સજ્જનોએ સ્વર્ગ = સુખ શાંતિનો માર્ગ બતાવેલો (કહેલો) છે.'

धर्मे रताः सत्पुरुषैः समेताः
तेजस्विनो दानगुणप्रधानाः ।
अहिंसका वीतमलाश्च लोके
भवन्ति पूज्या मुनयः प्रधानाः ॥ २९ ॥

'જેઓ સદા ધર્મના અનુષ્ઠાનમાં તત્પર રહે છે, જેઓ સત્પુરુષોની સંગતિ કરનારા છે, જેઓ તેજસ્વી છે, જેઓ દાન દેવામાં આગેવાન હોય છે, જેઓ ગુણ-ગૌરવથી યુકત હોય છે; જેઓ અહિંસક અને પાપ રહિત હોય છે, આવા મુનિ લોકો જ આ સંસારમાં પૂજનીય હોય છે.'

इति ब्रुवन्तं वचनं सरोषं
रामं महात्मानमदीनसत्त्वम् ।
उवाच तथ्यं पुनरास्तिकं च
सत्यं वचः सानुनयं च विप्रः ॥ ३० ॥



જ્યારે દીનતા રહિત શ્રીરામે રોષે ભરાઇને જાબાલિને આવાં વચનો કહ્યાં, ત્યારે (તે બ્રાહ્મણ) જાબાલિ વિનયયુક્ત થઇને યથાર્થ, સત્ય-સંમત અને આસ્તિક વચન બોલ્યા.

न नास्तिकानां वचनं ब्रवीम्यहं
न नास्तिकोऽहं न च नास्ति किञ्चन ।
समीक्ष्य कालं पुनरास्तिकोऽभवं
भवेय काले पुनरेव नास्तिकः ॥ ३१ ॥

'હે રામ ! હું નાસ્તિકોના જેવી વાત નથી કહેતો, અને હું પોતે પણ નાસ્તિક તો નથી જ, મારા કહેવાનું તાત્પર્ય એવું નથી કે 'પરલોક જેવું કશું જ નથી.' હું તો સમયના પ્રભાવમાં પડી જઇને અથવા સમયની સ્થિતિ જોઇને આસ્તિક અથવા તો નાસ્તિક બની જાઉં છું.'

स चापि कालोऽयमुपागतः शनैः
यथा मया नास्तिकवागुदीरिता ।
निवर्तनार्थं तव राम कारणात्
प्रसादनार्थं च मयैतदीरितम् ॥ ३२ ॥

'હે રામ ! આ વખત જ એવો હતો કે આપને પરત લઇ જવા માટે મારે નાસ્તિક જેવાં વચનો કહેવાં પડયાં અને હવે આપને પ્રસન્ન કરવા માટે આસ્તિકપણાની વાત કરી રહ્યો છું.

## ૭૮ (અઠયોતેરમો) સર્ગ ભરતના આમરણાન્ત ઉપવાસ અને રામનો આદેશ

क्रुद्धमाज्ञाय रामं तु वसिष्ठः प्रत्युवाच ह ।
जाबालिरपि जानीते लोकस्यास्य गतागतिम् ॥ १ ॥



શ્રીરામને ગુસ્સે થયેલા જાણીને મહર્ષિ વસિષ્ઠે કહ્યું, 'હે રામ ! જાબાલિ પણ પ્રાણીઓનાં આવાગમનને માને છે.'

निवर्तयितुकामस्तु त्वामेतद्वाक्यमब्रवीत् ।
तद् गृहाण स्वकं राज्यमवेक्षस्व जगन्नृप ॥ २ ॥

'તમને પાછાં લઇ જવા માટે જ એમણે આ રીતની વાતો કરેલી છે. એથી હે રાજા ! આપ આ રાજ્યનું ગ્રહણ કરો અને સંસારનું પાલન કરો.'

पुरुषस्येह जातस्य भवन्ति गुरवस्त्रयः ।
आचार्यश्चैव काकुत्स्थ पिता माता च राघव ॥ ३ ॥

'હે રઘુકુલ શિરોમણિ રામ ! આ સંસારમાં જન્મ લેનાર મનુષ્યના ત્રણ ગુરુઓ હોય છે. પિતા, માતા અને આચાર્ય.'

पिता ह्येनं जनयति पुरुषं पुरुषर्षभ ।
प्रज्ञां ददाति चाचार्यस्तस्मात्स गुरुरुच्यते ॥ ४ ॥

'હે પુરુષશ્રેષ્ઠ ! માતા-પિતા તો પુરુષને ઉત્પન્ન કરે છે, તેના શરીરને જન્મ આપે છે, પણ આચાર્ય તેને બુદ્ધિ પ્રદાન કરે છે, એટલા માટે જ આચાર્યને ગુરુ કહે છે.'

सोऽहं ते पितुराचार्यस्तव चैव परन्तप ।
मम त्वं वचनं कुर्वन्नातिवर्तेः सतां गतिम् ॥ ५ ॥

'હે પરંતપ ! હું તમારો અને તમારા પિતાનો બંનેનો આચાર્ય છું. મારાં વચનોનું પાલન કરશો તો તમે સજ્જનોના માર્ગથી વિચલિત નહીં થાઓ.'



શ્રીરામને મનાવવા ભરત દ્વારા આમરણાંત અપવાસનો સત્યાગ્રહ



इमा हि ते परिषदः श्रेणयश्च द्विजातयः ।
एषु तात चरन् धर्मं नातिवर्तेः सतां गतिम् ॥ ६ ॥

'હે બેટા ! જુઓ ! આ તમારા સગાં-સંબંધીઓ છે, આ સભાના સભાસદો છે અને આ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો છે. એમની પ્રાર્થના પછી રાજ્યનો સ્વીકાર કરવાથી તમે સત્પુરુષોના માર્ગથી ચાતરી નહીં જાઓ.'

वृद्धाया धर्मशीलाया मातुर्नार्हस्यवर्तितुम् ।
अस्यास्तु वचनं कुर्वन्नातिवर्तेः सतां गतिम् ॥ ७ ॥

'વૃદ્ધ અને ધર્મશીલ માતાજીની વાતની અવગણના ન કરો. માતાની આજ્ઞા અનુસાર આચરણ કરશો તો તમારી નિંદા કોઈ કરશે નહીં.'

भरतस्य वचः कुर्वन्याचमानस्य राघव ।
आत्मानं नातिवर्तेस्त्वं सत्यधर्मपराक्रम ॥ ८ ॥

'હે સત્ય વ્રતધારી પરાક્રમી રામ ! જુઓ ! ભરત તમને પ્રાર્થના કરી રહ્યો છે, એની વાત માની લેવાથી આપના આત્મ ગૌરવમાં કંઈ જ ખામી નહીં આવે.'

एवं मधुरमुक्तस्तु गुरुणा राघवः स्वयम् ।
प्रत्युवाच समासीनं वसिष्ठं पुरुषर्षभः ॥ ९ ॥

જ્યારે ગુરુ વસિષ્ઠજીએ મધુર વાણીથી આ પ્રકારે કહ્યું, ત્યારે નરશ્રેષ્ઠ શ્રીરામે પોતાની પાસે બિરાજમાન ગુરુદેવને ઉત્તર આપ્યો કે,

यथाशक्तिप्रदानेन स्नापनोच्छादनेन च ।
नित्यं च प्रियवादेन तथा संवर्धनेन च ॥ १० ॥
यन्मातापितरौ वृत्तं तनये कुरुतः सदा ।
न सुप्रतिकरं तत्तु मात्रा पित्रा च यत्कृतम् ॥ ११ ॥



'યથા શક્તિ ભોજન વગેરે આપીને, સ્નાન અને શયન વગેરેની વ્યવસ્થા કરીને, મધુર વાણી અને સમ્યક્ લાલન - પાલન વડે માતા-પિતા પોતાના પુત્ર ઉપર જે ઉપકાર કરતા હોય છે, તેનો બદલો સંતાન કોઈ પણ પ્રકારે વાળી શકે જ નહિ.'

स हि राजा जनयिता पिता दशरथो मम ।
आज्ञातं यन्मया तस्य न तन्मिथ्या भविष्यति ॥ १२ ॥

'મહારાજા દશરથ મને જન્મ આપનારા મારા પૂજ્ય પિતાજી હતા, એમણે મને જે આજ્ઞા આપેલી છે તે મિથ્યા નહિ જ થઈ શકે.'

एवमुक्तस्तु रामेण भरतः प्रत्यनन्तरम् ।
उवाच परमोदारः सूतं परमदुर्मनाः ॥ १३ ॥

શ્રીરામે આવું કહ્યું તેથી પરમ ઉદાર ભરતજી અત્યંત, નિરાશ અને ઉદાસ થઈને, પાસે બેઠેલા સુમંત્રને કહેવા લાગ્યા કે,

इह मे स्थण्डिले शीघ्रं कुशानास्तर सारथे ।
आर्यं प्रत्युपवेक्ष्यामि यावन् मे न प्रसीदति ॥ १४ ॥

'હે સારથિ ! તમે આ ઓટલા ઉપર જલદી દાભ પાથરી દો, હું આર્ય રામની સામે જ્યાં સુધી તેઓ મારા ઉપર પ્રસન્ન ન થઈ જાય ત્યાં સુધી સત્યાગ્રહ કરીશ.



**ટિપ્પણી :** ✷ *પ્રાયઃ લોકો એમ માને છે કે સત્યાગ્રહ મહાત્મા ગાંધીનો અવિષ્કાર છે, પરંતુ આ શ્લોક વડે એ ધારણાનું ખંડન થઇ જાય છે. મ. ગાંધીજીથી બહુ જ પૂર્વે ભરતે શ્રીરામના વિરોધમાં સત્યાગ્રહ કર્યો હતો.*

अनाहारो निरालोको धनहीनो यथा द्विजः ।
शेष्ये पुरस्ताच्छालायां यावन्न प्रतियास्यति ॥ १५ ॥

'જ્યાં સુધી શ્રીરામ અયોધ્યા પાછાં ન ફરે ત્યાં સુધી હું ધનહીન બ્રાહ્મણની માફક અનશન = આહાર-ત્યાગ કરીને ઝૂંપડીનાં બારણે મોઢું ઢાંકીને પડ્યો રહીશ.'

**ટિપ્પણી :** ✷ *'ધનહીન બ્રાહ્મણ' એમ કહેવામાં મહર્ષિ વાલ્મીકિનો આશય એવો છે કે વ્યાજના લોભથી કોઇ બ્રાહ્મણ પોતાની પૂંજી કોઇ મહાજનને ધીરે પછી તે મહાજન વિશ્વાસઘાત કરીને તેની સંપત્તિ પચાવી પાડે; ત્યારે તે બ્રાહ્મણ માટે સત્યાગ્રહ સિવાય બીજો કોઇ ઉપાય રહેતો જ નથી.'*

स तु राममवेक्षन्तं सुमन्त्रं प्रेक्ष्य दुर्मनाः ।
कुशोत्तरमुपस्थाप्य भूमावेवास्तरत्स्वयम् ॥ १६ ॥

જ્યારે સુમંત્ર શ્રીરામના મુખ તરફ (એમની અનુમતિ માટે) જોવા લાગ્યા ત્યારે ભરતજી ઉદાસ (નિરાશ) થઇ જઇને જાતેજ કુશ બિછાવીને શ્રીરામની સામે ધરણું (= ત્રાગું) કરીને બેસી ગયા.

तमुवाच महातेजा रामो राजर्षिसत्तमः ।
किं मां भरत कुर्वाणं तात प्रत्युपवेक्ष्यसि ॥ १७ ॥

(ભરતને આ પ્રકારનું ધરણું કરીને બેઠેલો જોઇને) રાજર્ષિઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી શ્રીરામે ભરતને કહ્યું, 'હે ભાઇ! મેં એવું તે કયું અપકૃત્ય કર્યું છે કે તમે મારી વિરુદ્ધ સત્યાગ્રહ કરી રહ્યા છો ?'



ब्राह्मणो ह्येकपार्श्वेन नरान् रोद्धुमिहार्हसि ।
नतु मूर्धाभिषिक्तानां विधिः प्रत्युपवेशने ॥ १८ ॥

'બ્રાહ્મણ જ એક પડખાભર પડ્યો રહીને ધરણાં કરીને લોકોની દુષ્ટતાને અટકાવી શકે છે, મૂર્ધાભિષેક થયેલા ક્ષત્રિયો માટે પ્રાયોપવેશન = સત્યાગ્રહનું વિધાન નથી.'

उत्तिष्ठ नरशार्दूल हित्वैतद्दारुणं व्रतम् ।
पुरवर्यामितः क्षिप्रमयोध्यां याहि राघव ॥ १९ ॥

'હે નરકેસરી ! તમે આ કઠોર વ્રતને છોડીને ઊભા થઇ જાઓ, હે રઘુકુલ શિરોમણિ ભરત ! તમે અહીંથી સત્વર આપણી શ્રેષ્ઠ નગરી અયોધ્યા જતા રહો.'

आसीनस्त्वेव भरतः पौरजानपदं जनम् ।
उवाच सर्वतः प्रेक्ष्य किमार्यं नानुशासथ ॥ २० ॥

આ પ્રમાણે ધરણાં કરીને બેઠેલા ભરતે પોતાની ચારે બાજુએ બેઠેલા પુરવાસીઓ અને ગામ લોકો તરફ જોયું, અને પછી બોલ્યા, 'તમે બધા લોકો આર્ય રામને કેમ કંઇ સમજાવતા નથી ?'

ते तमूचुर्महात्मानं पौरजानपदा जनाः ।
काकुत्स्थमभिजानीमः सम्यग्वदति राघवः ॥ २१ ॥
एषोऽपि हि महाभागः पितुर्वचसि तिष्ठति ।
अत एव न शक्ताः स्मो व्यावर्तयितुमञ्जसा ॥ २२ ॥



ત્યારે શહેરીજનોએ અને ગ્રામજનોએ ભરતજીને કહ્યું કે, 'અમે લોકો સારી પેઠે સમજીએ છીએ કે આપ જે કંઇ કહી રહ્યા છો તે ઠીક જ કહી રહ્યા છો, પણ અમે શું કરીએ ! આ મહાભાગ શ્રીરામ પોતાના પિતાજીના આદેશ પર દૃઢ છે. અમે લોકો એમને પાછાં લઇ જવાને અમને પોતાને અસમર્થ માનીએ છીએ.'

तेषामाज्ञाय वचनं रामो वचनमब्रवीत् ।
उत्तिष्ठ त्वं महाबाहो मां च स्पृश तथौदकम् ॥ २३ ॥

એ બધા લોકોનાં આ વચનોને સાંભળીને શ્રીરામ બોલ્યા, 'હે મહાબાહુ ! હવે ઊઠો, અને ક્ષત્રિયો માટે અયોગ્ય સત્યાગ્રહનાં કાર્યનું પ્રાયશ્ચિત કરવા માટે આચમન કરીને મને સ્પર્શ કરો. (વિવાદને ટૂંકામાં પતાવી દેવાનો સંકલ્પ કરો.)

अथोत्थाय जलं स्पृष्ट्वा भरतो वाक्यमब्रवीत् ।
शृण्वन्तु मे परिषदो मन्त्रिणः श्रेणयस्तथा ॥ २४ ॥

આ વાત સાંભળીને ભરતજીએ ઊઠીને જળનો સ્પર્શ કર્યો તથા બોલ્યા, 'હે સભાના સભાસદો ! હે નગરવાસી પ્રજાજનો ! હે ક્ષત્રિયો અને વૈશ્યો ! મારી વાત સાંભળો,

न याचे पितरं राज्यं नानुशासामि मातरम् ।
आर्यं परमधर्मज्ञं नानुजानामि राघवम् ॥ २५ ॥

ન તો મેં પિતાજી પાસે રાજ્ય માંગ્યું, ન માતાજીને મેં આ પ્રકારની કોઇ વાત કરી હતી; અને પરમ ધર્માત્મા શ્રીરામને વનવાસ માટે મેં અનુજ્ઞા આપી જ નથી.'

यदि त्ववश्यं वस्तव्यं कर्तव्यं च पितुर्वचः ।
अहमेव निवत्स्यामि चतुर्दश समा वने ॥ २६ ॥



'જો પિતાજીની આજ્ઞા અનુસાર વનવાસ કરવો આવશ્યક જ છે તો હું શ્રીરામના પ્રતિનિધિ રૂપે ચૌદ વર્ષ સુધી વનમાં રહીશ.'

धर्मात्मा तस्य तथ्येन भ्रातुर्वाक्येन विस्मितः ।
उवाच रामः सम्प्रेक्ष्य पौरजानपदं जनम् ॥ २७ ॥

ધર્માત્મા રામ ભરતજીનાં આ સાચાં વચનો સાંભળીને નવાઇ પામ્યા; પછી પુરજનો અને ગ્રામીણ લોકો સામે જોઇને બોલ્યા,

विक्रीतमाहितं क्रीतं यत् पित्रा जीवता मम ।
न तल्लोपयितुं शक्यं मया वा भरतेन वा ॥ २८ ॥

'પિતાજીએ પોતાની હયાતીમાં કોઇ વસ્તુ વેચી હોય, અથવા ખરીદી હોય, અથવા ગીરવી મૂકેલી હોય, તો તેમાં કોઇ જાતનો પણ ફેરફાર કરવાનો મને અથવા ભાઇ ભરતને અધિકાર નથી.'

उपधिर्न मया कार्यो वनवासे जुगुप्सितः ।
युक्तमुक्तं च कैकेय्या पित्रा मे सुकृतं कृतम् ॥ २९ ॥

'મેં જે વનવાસની પ્રતિજ્ઞા લીધી છે તેમાં હું કોઇને મારો પ્રતિનિધિ બનાવવા માગતો નથી, કારણ કે એમ કરવું તે છળ-કપટ છે. કૈકેયીએ જે કંઇ કહેલું અને માંગેલું તે ઠીક જ કહ્યું હતું અને માગ્યું હતું; અને પિતાજીએ પણ જે કંઇ કરેલું છે તે પણ ઉત્તમ જ કરેલું છે.'

जानामि भरतं क्षान्तं गुरुसत्कारकारिणम् ।
सर्वमेवात्र कल्याणं सत्यसन्धे महात्मनि ॥ ३० ॥

'હું જાણું છું કે ભરત બહુ જ ક્ષમાશીલ અને ગુરુજનોનો આદર સત્કાર કરનારો છે, સત્યવ્રતધારી મહાત્મા ભરતમાં બધા જ કલ્યાણકારી ગુણો વિદ્યમાન છે, (એટલે કે એના દ્વારા રાજ્યનું શાસન થાય તો કશી હાનિ થવાની નથી.)'

अनेन धर्मशीलेन वनात्प्रत्यागतः पुनः ।
भ्रात्रा सह भविष्यामि पृथिव्याः पतिरूत्तमः ॥ ३१ ॥

'(હું એવું વચન આપું છું કે) વનવાસ માંથી (ચૌદ વર્ષ) પાછો આવીશ ત્યારે હું મારા ધર્મશીલ ભાઈની સાથે રાજ્ય-શાસનનો ભાર સ્વીકારી લઈશ.'

वृतो राजा हि कैकेय्या मया तद्वचनं कृतम् ।
अनृतान्मोचयानेन पितरं च महीपतिम् ॥ ३२ ॥

'હે ભરત ! માતા કૈકેયીએ પિતાજી પાસેથી જે વરદાન માંગેલું હતું તે પ્રમાણે મેં કામ કર્યું છે અને તમે પણ કૈકેયીને આપેલાં બીજાં વરદાન અનુસાર રાજ્ય સ્વીકારીને પિતાજીને મિથ્યા-ભાષણના દોષથી મુકત કરો.'

## ૭૯ (ઓગણએંશીમો) સર્ગ પાદુકા-પ્રદાન

विस्मिताः सङ्गमं प्रेक्ष्य समवेता महर्षयः ।
तौ भ्रातरौ महात्मानौ काकुत्स्थौ प्रशशंसिरे ॥ १ ॥

ત્યાં એકઠા થયેલા ઋષિજનો બંને ભાઇઓના આ મેળાપને જોઇને બહુ જ આશ્ચર્યચકિત થયા; અને બેઉ ભાઈઓનાં વખાણ કરવા લાગ્યા કે,

स धन्यो यस्य पुत्रौ द्वौ धर्मज्ञौ धर्मविक्रमौ ।
श्रुत्वा वयं हि संभाषामुभयोः स्पृहयामहे ॥ २ ॥



'મહારાજ દશરથ ધન્ય છે, જેના આ બંને પુત્રો સદાચારી અને ધર્માત્મા છે. આ બેઉનાં સંભાષણને સાંભળીને આપણને સૌને એવી ઇચ્છા થાય છે કે આપણે આ બન્નેના વાર્તાલાપને વારંવાર સાંભળ્યા જ કરીએ.'

ततस्त्वृषिगणाः क्षिप्रं दशग्रीववधैषिणः ।
भरतं राजशार्दूलमित्यूचुः सङ्गता वचः ॥ ३ ॥

પછી રાવણનો વધ કરાવવાની ઇચ્છાવાળા બધા જ ઋષિઓ એકી અવાજે પુરુષસિંહ ભરતને કહેવા લાગ્યા,

**ટિપ્પણી :** * *દશગ્રીવનો અર્થ એ નથી કે રાવણને દશ ગરદન હતી. રાવણને એક માથું, બે હાથ અને બે પગ જ હતાં. રાવણનું એક નામ 'દશાનન' પણ હતું. કવિ લોકો તો પોતાનાં કાવ્યોમાં પર્યાયવાચી શબ્દોનો પ્રયોગ કરતા જ હોય છે. સિંહનું એક નામ 'પંચાનન' હોય છે, પરંતુ ખરી રીતે જોઇએ તો સિંહને એક જ મોઢું હોય છે પાંચ નહીં. બસ, આ જ વાત રાવણના વિષયમાં પણ સમજી લેવી.*

कुले जात महाप्राज्ञ महावृत्त महायशः ।
ग्राह्यं रामस्य वाक्यं ते पितरं यद्यवेक्षसे ॥ ४ ॥

'હે મહાપ્રાજ્ઞ ભરત ! તમે મોટાં કુળમાં જન્મ્યા છો, મહાયશસ્વી છો, શુભ ચારિત્ર્યવાળા છો, જો તમે તમારા પિતાને સત્યવાદી અને સુખી જોવા માગતા હો તો રામ જે કંઇ કહે છે તેનો સ્વીકાર કરો.'

सदानृणमिमं रामं वयमिच्छामहे पितुः ।
अनृणत्वाच्च कैकेय्याः स्वर्गं दशरथो गतः ॥ ५ ॥

'આપણી બધાની એવી હાર્દિક ઇચ્છા છે કે શ્રીરામ પિતાજીનાં ઋણથી મુકત રહે, કેમકે કૈકેયીનાં ઋણથી મુકત થઈને જ મહારાજ દશરથ સ્વર્ગમાં સિધાવ્યા.'



त्रस्तगात्रस्तु भरतः स वाचा सज्जमानया ।
कृताञ्जलिरिदं वाक्यं राघवं पुनरब्रवीत् ॥ ६ ॥

ઋષિઓએ રામના પક્ષનું સમર્થન કર્યું જાણીને, ઋષિઓનાં વચનને માન આપનાર ભરતનાં ગાત્રો ઢીલાં પડી ગયાં, તેઓ હાથ જોડીને બોલ્યા,

रक्षितुं सुमहद्राज्यमहमेकस्तु नोत्सहे ।
पौरजानपदांश्चापि रक्तान् रञ्जयितुं तथा ॥ ७ ॥

'હે રામ ! હું એકલો આ મહાન્ રાજ્યનું રક્ષણ અને પાલન કરવાનું સાહસ નહીં કરી શકું; અને આપશ્રીમાં અનુરાગ રાખનારા નગરવાસીઓ અને ગ્રામવાસીઓને પ્રસન્ન પણ રાખી નહીં શકું.'

ज्ञातयश्च योधाश्च मित्राणि सुहृदश्च नः ।
त्वामेव प्रतिकाङ्क्षन्ते पर्जन्यमिव कर्षकाः ॥ ८ ॥

'ખેડૂતો જેમ વરસાદ વરસાવનારાં વાદળાંની રાહ જોયા કરે તેમ સગાં-સંબંધીઓ, ઈષ્ટમિત્રો, સૈનિકો અને શુભચિંતકો એ બધા જ લોકો આપનાં રાજ્ય-શાસનની રાહ જોઈ રહેલા છે.'

इदं राज्यं महाप्राज्ञ स्थापय प्रतिपद्य हि ।
शक्तिमानसि काकुत्स्थ लोकस्य परिपालने ॥ ९ ॥

'હે મહાપ્રાજ્ઞ રામ ! આ વિસ્તૃત રાજ્યનું ગ્રહણ કરો અને આપને જે યોગ્ય લાગે તેને આપ રાજ્ય-સિંહાસન પર બેસાડી દો, કેમકે હે રઘુકુલ-શિરોમણિ ! આપ સંપૂર્ણ લોકની પ્રજાનું પાલન કરવામાં સમર્થ છો.'

इत्युक्त्वा न्यपतद् भ्रातुः पादयोर्भरतस्तदा ।
भृशं सम्प्रार्थयामास राममेव प्रियंवदः ॥ १० ॥



આમ કહીને ભરતજી પોતાના ભાઇના પગમાં પડી ગયા તથા વારંવાર પ્રિય શબ્દોમાં એમને રાજ્ય-ગ્રહણ કરવાની પ્રાર્થના કરવા લાગ્યા.'

तमङ्के भ्रातरं कृत्वा रामो वचनमब्रवीत् ।
आगता त्वामियं बुद्धिः स्वजा वैनयिकी च या ।
भृशमुत्सहसे तात रक्षितुं पृथिवीमपि ॥ ११ ॥

પગમાં પડેલા ભરતને પોતાના ખોળામાં બેસાડીને શ્રીરામ બોલ્યા, 'મારા વનવાસ વિરુદ્ધ તથા રાજ્ય-શાસન સ્વીકારીને કોઇ બીજાને રાજ્ય-સિંહાસન પર નિયુકત કરવાની જે સ્વાભાવિક અને વિનમ્ર બુદ્ધિ તમને સૂઝે છે, તેથી સ્પષ્ટ છે કે તમે સંપૂર્ણ પૃથ્વી પર સારી રીતે શાસન કરી શકો છો.'

अमात्यैश्च सुहृद्भिश्च बुद्धिमद्भिश्च मन्त्रिभिः ।
सर्वकार्याणि सम्मन्त्र्य सुमहान्त्यपि कारय ॥ १२ ॥

'હવે તમે રાજભકત પ્રધાનો, સચિવો અને બુદ્ધિમાન મંત્રીઓની સાથે બેસી મોટાં મોટાં બધાં જ કાર્યોમાં પરામર્શ (વિચાર-વિનિમય) કરીને રાજ્યની સુવ્યવસ્થા કરો.'

लक्ष्मीश्चन्द्रादपेयाद्वा हिमवान् वा हिमं त्यजेत् ।
अतीयात्सागरो वेलां न प्रतिज्ञामहं पितुः ॥ १३ ॥

'જુઓ, ભલે ચંદ્રમા ચાંદનીનો ત્યાગ કરે, ચાહે હિમાલય હિમને છોડી દે અને કદાચ સમુદ્ર પોતાની મર્યાદા તજીને સીમાને ઓળંગી જાય પણ પિતાજીની સામે મેં લીધેલી પ્રતિજ્ઞાનો ત્યાગ હું કરી શકતો નથી.'



कामाद्वा तात लोभाद्वा मात्रा तुभ्यमिदं कृतम् ।
न तन्मनसि कर्तव्यं वर्तितव्यं च मातृवत् ॥ १४ ॥

'હે તાત ! તમારી માતાએ ભલે તમારા સ્નેહને અથવા લોભને વશ થઇને તમને રાજ્ય અપાવવાનું જે કામ કરેલું છે, તે વાતને મનમાં ન લાવીને સદા તેની સાથે માતા જેવો આદર માન ભર્યો વહેવાર જ કરજો.'

एवं ब्रुवाणं भरतः कौसल्यासुतमब्रवीत् ।
तेजसाऽऽदित्यसङ्काशं प्रतिपच्चन्द्रदर्शनम् ॥ १५ ॥

સૂર્યસમાન તેજસ્વી અને ચંદ્ર સમાન પ્રિય દર્શન યુક્ત શ્રીરામે આવું કહ્યું, તેથી ભરતજી બોલ્યા,

अधिरोहार्य पादाभ्यां पादुके हेमभूषिते ।
एते हि सर्वलोकस्य योगक्षेमं विधास्यतः ॥ १६ ॥

'હે આર્ય ! આપ આપનાં ચરણોને આ સુવર્ણ-ભૂષિત પાદુકાઓ પર રાખો, કારણ કે હવે આ ચરણ-પાદુકાઓ જ સમસ્ત પ્રજાનું યોગ અને ક્ષેમ કરવાની છે.'

सोऽधिरुह्य नरव्याघ्रः पादुके ह्यवरूह्य च ।
प्रायच्छत्सुमहातेजा भरताय महात्मने ॥ १७ ॥

મહાતેજસ્વી નરકેસરી શ્રીરામે એ ચાખડીઓ પર ચડીને પછી તેને પગમાંથી ઉતારીને ભરતને આપી દીધી.

स पादुके प्रतिग्राह्य रामं वचनमब्रवीत् ।
चतुर्दश हि वर्षाणि जटाचीरधरो ह्यहम् ।
फलमूलाशनो वीर भवेयं रघुनन्दन ॥ १८ ॥



તે પાવડીઓ ગ્રહણ કરીને ભરતજીએ શ્રીરામને કહ્યું, 'હે વીર ! રઘુનંદન ! હું પણ ચૌદ વર્ષ સુધી જટા-વલ્કલ ધારણ કરીને અને કંદમૂળ-ફળનો આહાર કરીને મારો જીવન નિર્વાહ કરીશ.'

तवागमनमाकाङ्क्षन् वसन्वै नगराद् बहिः ।
तव पादुकयोर्न्यस्य राज्यतन्त्रं परन्तप ॥ १९ ॥

'આપના આગમનની પ્રતીક્ષા કરતો રહીને હું શહેરની બહાર નિવાસ કરીશ. હે પરંતપ ! આપની ચરણ-પાદુકાઓને રાજ્ય-સિંહાસન પર સ્થાપિત કરીને હું રાજ્ય-શાસનનો પ્રબંધ કરીશ.'

चतुर्दशे हि सम्पूर्णे वर्षेऽहनि रघूत्तम ।
न द्रक्ष्यामि यदि त्वां तु प्रवेक्ष्यामि हुताशनम् ॥ २० ॥

'હે રઘુકુલ-શ્રેષ્ઠ ! જો ચૌદ વર્ષ પૂરાં થયા પછીના પહેલા દિવસે જ મને અયોધ્યામાં આપનાં દર્શન નહીં થાય તો હું અગ્નિમાં કૂદી પડીને ભસ્મ થઇ જઇશ.'

तथेति च प्रतिज्ञाय तं परिष्वज्य सादरम् ।
शत्रुघ्नं च परिष्वज्य भरतं चेदमब्रवीत् ॥ २१ ॥

'બહુ સારું' એમ પ્રતિજ્ઞા કરીને રામે ભરતને તથા શત્રુઘ્નને છાતીએ લગાડીને ભરતને કહ્યું.

मातरं रक्ष कैकेयीं मा रोषं कुरु तां प्रति ।
मया च सीतया चैव शप्तोऽसि रघुसत्तम ।
इत्युक्त्वाऽश्रुपरीताक्षो भ्रातरं विससर्ज ह ॥ २२ ॥

'જુઓ, માતા કૈકેયીની રક્ષા કરજો, એમના પર કદી ક્રોધ ન કરજો. હે રઘુનંદન ! આ માટે તમને મારા અને સીતાના કસમ છે. આમ કહીને અશ્રુભીની આંખોએ શ્રીરામે બંને ભાઇઓને વિદાય આપી.



## ૮૦ (એંસીમો) સર્ગ ભરતનું પ્રત્યાગમન અને નંદિગ્રામમાં વાસ

ततः शिरसि कृत्वा तु पादुके भरतस्तदा ।
आरुरोह रथं हृष्टः शत्रुघ्नेन समन्वितः ॥ १ ॥

ભાઈની વિદાય લઇને ભરત એ પાવડીઓને માથા પર રાખીને પ્રસન્ન વદને શત્રુઘ્ન સાથે રથમાં ચડી બેઠા.

वसिष्ठो वामदेवश्च जाबालिश्च दृढव्रतः ।
अग्रतः प्रययुः सर्वे मन्त्रिणो मन्त्रपूजिताः ॥ २ ॥

દઢવ્રતવાળા વસિષ્ઠ, વામદેવ, જાબાલિ તથા અન્ય માનનીય મંત્રીઓ પણ આગળ આગળ ચાલતા થયા.

स्निग्धगम्भीरघोषेण स्यन्दनेनोपयान् प्रभुः ।
अयोध्यां भरतः क्षिप्रं प्रविवेश महायशाः ॥ ३ ॥

રુચિકર ગંભીર અવાજવાળા રથ દ્વારા પ્રવાસ કરી રહેલા મહાયશસ્વી ભરતે સવેળા અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો.

ततो निक्षिप्य मातॄः स अयोध्यायां दृढव्रतः ।
भरतः शोकसन्तप्तो गुरुनिदमथाब्रवीत् ॥ ४ ॥

અયોધ્યા પહોંચીને દઢવ્રતી ભરતે અયોધ્યામાં માતાઓની સારી રીતે રહેવાની સુંદર વ્યવસ્થા કરી. પછી પોતે શોકથી સંતપ્ત થઇને વસિષ્ઠ વગેરે ગુરુજનોને કહ્યું,

नन्दिग्रामं गमिष्यामि सर्वानामन्त्रयेऽद्य वः ।
तत्र दुःखमिदं सर्वं सहिष्ये राघवं विना ॥ ५ ॥



'હું નંદીગ્રામ જઇશ. એ માટે આપની બધાની આજ્ઞા માગું છું. ત્યાં રહીને જેમ તેમ કરીને હું રામના વિયોગના આ દુઃખને સહન કરીશ.

एतत् श्रुत्वा शुभं वाक्यं भरतस्य महात्मनः ।
अब्रुवन्मन्त्रिणः सर्वे वसिष्ठश्च पुरोहितः ॥ ६ ॥

મહાત્મા ભરતનાં આવાં શુભ વચનો સાંભળીને પુરોહિત વસિષ્ઠ તથા બધા જ મંત્રીઓ બોલ્યા,

सुभृशं श्लाघनीयं च यदुक्तं भरत त्वया ।
वचनं भ्रातृवात्सल्यादनुरूपं तवैव तत् ॥ ७ ॥

'હે ભરત ! આપે ભાઇ રામના સ્નેહવશ જે કંઇ કહ્યું તે અત્યંત વખાણવા લાયક છે. કેમ ન હોય ! આવાં વચનો આપના જ મુખમાંથી નીકળવાને યોગ્ય છે.'

नित्यं ते बन्धुलुब्धस्य तिष्ठतो भ्रातृसौहृदे ।
आर्यमार्गं प्रपन्नस्य नानुमन्येत कः पुमान् ॥ ८ ॥

'હંમેશાં સગાં-સંબંધીઓનું રક્ષણ કરનારા, ભાઇના પ્રેમમાં મગ્ન રહેવાવાળા, તથા નિરંતર સન્માર્ગ પર ચાલનારા આપ જેવા સજ્જનનાં વચનોને કોણ નહિ માને ?'

मन्त्रिणां वचनं श्रुत्वा यथाभिलषितं प्रियम् ।
अब्रवीत् सारथिं वाक्यं रथो मे युज्यतामिति ॥ ९ ॥

પોતાને અનુકૂળ એવું મંત્રીઓનું પ્રિય વચન સાંભળીને ભરતજીએ સારથિ સુમંત્રને કહ્યું, 'મારો રથ તૈયાર કરો.'



प्रहृष्टवदनः सर्वा मातृः समभिवाद्य सः ।
आरुरोह रथं श्रीमाञ्शत्रुघ्नेन समन्वितः ॥ १० ॥

રથ આવ્યો એટલે પ્રસન્નવદન શ્રીમાન ભરતે પ્રણામ કરીને બધી માતાઓની આજ્ઞા લીધી; અને શત્રુઘ્નને સાથે લઇને રથ પર સવાર થઇ ગયા.

आरुह्य च रथे शीघ्रं शत्रुघ्न भरतावुभौ ।
ययतुः परमप्रीतौ वृतौ मन्त्रिपुरोहितैः ॥ ११ ॥

તરત જ રથ પર સવાર થઇને, મંત્રીઓ અને પુરોહિતોને સાથે લઇને ભરત અને શત્રુઘ્ન-બંને ભાઇઓ પરમ પ્રસન્નતાપૂર્વક ત્યાંથી ચાલી નીકળ્યા.

अग्रतो गुरवस्तत्र वसिष्ठप्रमुखा द्विजाः ।
प्रययुः प्राङ्मुखाः सर्वे नन्दिग्रामो यतोऽभवत् ॥ १२ ॥

વસિષ્ઠ વગેરે પૂજ્ય બ્રાહ્મણો અને ગુરુજનોને આગળ કરીને બધા જ લોકો પૂર્વ દિશામાં જ્યાં નંદિગ્રામ હતું તે તરફ ચાલતા થયા.

ततस्तु भरतः क्षिप्रं नन्दिग्रामं प्रविश्य सः ।
अवतीर्य रथात्तूर्णं गुरुनिदमुवाच ह ॥ १३ ॥

સત્વર નંદિગ્રામમાં પ્રવેશ કરીને રથમાંથી ઊતરી ભરતજીએ ગુરુઓને કહ્યું.

एतद्राज्यं मम भ्रात्रा दत्तं संन्यासवत् स्वयम् ।
योगक्षेमवहे चेमे पादुके हेमभूषिते ॥ १४ ॥



'આ સંપૂર્ણ રાજ્ય મારા ભાઇ રામે મને ન્યાસ = થાપણનાં રૂપમાં સોંપેલુ છે. એથી એમની સોને મઢેલી આ ચરણ-ચાખડીઓ જ આ રાજ્યનાં યોગ-ક્ષેમનું પ્રતિપાલન કરશે.'

भरतः शिरसा कृत्वा संन्यासं पादुके ततः ।
अब्रवीद्दुःखसंतप्तः सर्वं प्रकृतिमण्डलम् ॥ १५ ॥

ત્યાર પછી શ્રીરામની આપેલી એ ન્યાસ રૂપ પાવડીઓને પોતાના માથા પર મૂકીને દુઃખથી સંતપ્ત ભરત સમસ્ત પ્રજા મંડળને કહેવા લાગ્યા કે,

भ्रात्रा हि मयि संन्यासो निक्षिप्तः सौहृदादयम् ।
तमिमं पालयिष्यामि राघवागमनं प्रति ॥ १६ ॥

'ભાઇ શ્રીરામે પ્રેમપૂર્વક આ થાપણ મને સોંપી છે એટલે એમના પરત આવતાં સુધી હું આ બહુમૂલ્ય ન્યાસને સુરક્ષિત રાખીશ.'

क्षिप्रं संयोजयित्वा तु राघवस्य पुनः स्वयम् ।
चरणौ तौ रामस्य द्रक्ष्यामि सहपादुकौ ॥ १७ ॥

'શ્રીરામ અયોધ્યા પરત પધારશે ત્યારે હું પોતે જ મારા હાથે એમનાં ચરણોમાં આ પાદુકાઓ પહેરાવીશ; અને ચાખડીઓ સહિત એમનાં ચરણોનાં દર્શન કરીશ.'

राघवाय च संन्यासं दत्त्वेमे वरपादुके ।
राज्यं चेदमयोध्यां च धूतपापो भवामि च ॥ १८ ॥

'ન્યાસરૂપ શ્રેષ્ઠ પાદુકાઓ, આ સંપૂર્ણ રાજ્ય અને રાજધાની અયોધ્યા શ્રીરામને અર્પણ કરીને મારી માતાએ લગાડેલા અપયશરૂપ મહાન કલંકને હું ધોઇ નાખીશ.'



एवं तु विलपन्दीनो भरतः स महायशाः ।
नन्दिग्रामेऽकरोद्राज्यं दुःखितो मन्त्रिभिः सह ॥ १९ ॥

મહાયશસ્વી ભરત આ પ્રમાણે વિલાપ કરીને, દીન-દુઃખી થઇને, નંદિગ્રામમાં રહીને મંત્રીઓની સહાયતા વડે રાજ્ય કરવા લાગ્યા.

स वल्कलजटाधारी मुनिवेशधरः प्रभुः ।
नन्दिग्रामेऽवसद्वीरः ससैन्यो भरतस्तदा ॥ २० ॥

વીર ભરત વલ્કલ-વસ્ત્રો અને જટા ધારણ કરીને મુનિના વેશમાં સેના સાથે નંદિગ્રામમાં રહેવા લાગ્યા.

## ૮૧ (એકાશીમો) સર્ગ રાક્ષસોના ત્રાસનું વર્ણન

प्रतिप्रयाते भरते वसन् रामस्तपोवने ।
लक्षयामास सोद्वेगमथौत्सुक्यं तपस्विनाम् ॥ १ ॥

ભરત અયોધ્યા જતા રહ્યા ત્યાર પછી તપોવનમાં વાસ કરી રહેલા શ્રીરામે જોયું કે તપસ્વીઓમાં આતંક, ગભરાટ અને સ્થાનાંતર કરવાની ભાવના રહેલી છે.

नयनैर्भ्रूकुटीभिश्च रामं निर्दिश्य शङ्किताः ।
अन्योऽन्यमुपजल्पन्तः शनैश्चक्रुर्मिथः कथाः ॥ २ ॥

તેઓ (તપસ્વીજનો) આંખો અને ભ્રમરોના ઇશારાથી શ્રીરામને લક્ષ્ય કરીને કંઇક છાની છાની શંકા ભરેલી વાતચીત કરી રહ્યા હતા.



तेषामौत्सुक्यमालक्ष्य रामस्त्वात्मनि शङ्कितः ।
कृताञ्जलिरुवाचेदमृषिं कुलपतिं ततः ॥ ३ ॥

એમની ગભરામણ અને ઉત્સુકતાને જોઇને શ્રીરામને પોતાના વિષે શંકા થવાથી શ્રીરામે હાથ જોડીને તપસ્વીઓના કુલપતિને કહ્યું, કે

न कैश्चिद्भगवन् किञ्चित्पूर्ववृत्तमिदं मयि ।
दृश्यते विकृतं येन विक्रियन्ते तपस्विनः ॥ ४ ॥

'ભગવન્ ! શું મારાં પૂર્વે કરેલાં આચરણમાં આપ લોકોને કોઇ જાતની ખામી દેખાઇ રહી છે, જેના વડે તપસ્વીઓનાં મનમાં મારી તરફ વિકાર પેદા થયો છે ?

अथर्षिर्जरया वृद्धस्तपसा च जरां गतः ।
वेपमान इवोवाच रामं भूतदयापरम् ॥ ५ ॥

રામે આમ કહ્યું, ત્યારે તપ કરીને જીર્ણ થઇ ગયેલાં શરીરવાળા તે વૃદ્ધ ઋષિએ ધ્રૂજતા ધ્રૂજતા અવાજે બધા પ્રાણીઓ પર દયા કરવાવાળા શ્રીરામને કહ્યું.

त्वं यदाप्रभृति ह्यस्मिन्नाश्रमे तात वर्तसे ।
तदाप्रभृति रक्षांसि विप्रकुर्वन्ति तापसान् ॥ ६ ॥

'હે તાત ! જ્યારથી તમે આ આશ્રમમાં આવીને રહેવા લાગ્યા છો ત્યારથી રાક્ષસ લોકો તપસ્વીઓને વધારે ને વધારે સતાવવા લાગ્યા છે.'

दर्शयन्ति हि बीभत्सैः क्रूरैर्भीषणकैरपि ।
नानारूपैर्विरूपैश्च रूपैर्विकृतदर्शनैः ॥ ७ ॥



'તે રાક્ષસો અનેક પ્રકારનાં ચીતરી ચડે તેવાં, ભયંકર; ક્રૂર તથા તરેહ તરેહનાં વિકટ, વિલક્ષણ અને વિકરાળ રૂપો બનાવીને ઋષિઓને ભયભીત કરે છે.'

अवक्षिपन्ति स्रुग्भाण्डानग्नीन् सिञ्चन्ति वारिणा ।
कलशांश्च प्रमृद्नन्ति हवने समुपस्थिते ॥ ८ ॥

'જ્યારે તપસ્વી લોકો યજ્ઞ કરવાને બેસે છે, ત્યારે તે રાક્ષસો સ્રુવા અને યજ્ઞપાત્રો ફેંકી દે છે, અગ્નિ ઉપર પાણી રેડીને તેને ઓલવી નાખે છે તથા કળશોને તોડી-ફોડી નાંખે છે.'

तत्पुरा राम शारीरामुपहिंसां तपस्विषु ।
दर्शयन्ति हि दुष्टास्ते त्यक्ष्याम इममाश्रमम् ॥ ९ ॥

'હે રામ ! તે દુષ્ટ રાક્ષસો શારીરિક કષ્ટો વડે ઋષિઓની હિંસા કરવા મથે છે. એવા કારણથી અમે લોકો આ આશ્રમને છોડવા માગીએ છીએ.'

बहुमूलफलं चित्रमविदूरादितो वनम् ।
अश्वस्याश्रममेवाहं श्रयिष्ये सगणः पुनः ॥ १० ॥

'અહીંથી થોડેક દૂર બહુ જ કંદમૂળ અને ફળફૂલોવાળા તપોવનમાં મહર્ષિ અશ્વનો આશ્રમ છે, અમારા મુનિજનોના સમૂહ સાથે અમે ત્યાં જ આશ્રય લઇશું.'

सहास्माभिरितो गच्छ यदि बुद्धिः प्रवर्तते ।
समर्थस्यापि हि सतो वासो दुःखमिहाद्य ते ॥ ११ ॥

'હે રામ ! જો તમને ઠીક લાગતું હોય તો તમે પણ અમારી સાથે ત્યાં ચાલો, જો કે તમે તમારી રક્ષા કરવાને સમર્થ છો, તો પણ અહીંયા રહેવાનું તમારા માટે દુઃખદાયી જ નીવડશે.'



इत्युक्तवन्तं रामस्तं राजपुत्रस्तपस्विनम् ।
न शशाकोत्तरैर्वाक्यैरवरोद्धुं समुत्सुकम् ॥ १२ ॥

આ પ્રમાણે બોલી રહેલા અને જતા રહેવાને અધીરા થયેલા તપસ્વીઓના કુલપતિને શ્રીરામ સમજાવી-પટાવીને પણ તે સ્થાન છોડી જતાં રોકી શકયા નહિ.

अभिनन्द्य समापृच्छ्य समाधाय च राघवम् ।
स जगामाश्रमं त्यक्त्वा कुलैः कुलपतिः सह ॥ १३ ॥

તે કુલપતિ શ્રીરામની પ્રશંસા કરી; એમને સમજાવી, સમાધાન કરી એમની આજ્ઞા માંગીને બધા તપસ્વીઓને સાથે લઇ તે આશ્રમ છોડીને બીજા આશ્રમે જતા રહ્યા.

## ૮૨ (બ્યાસીમો) સર્ગ રામનું ચિત્રકૂટથી પ્રસ્થાન સીતાને અનસૂયાનો ઉપદેશ તથા બધાનો દંડકારણ્યમાં પ્રવેશ

राघवस्त्वथ यातेषु तपस्विषु विचिन्तयन् ।
न तत्रारोचयद् वासं कारणैर्बहुभिस्तदा ॥ १ ॥

ઋષિઓ તે આશ્રમમાંથી ચાલ્યા ગયા, ત્યાર પછી બહુ જ વાતોનો વિચાર કરી જોયું તો શ્રીરામને અનેક કારણોથી ત્યાં રહેવાનું ઉચિત નથી એમ સમજાયું.

इह मे भरतो दृष्टो मातरश्च सनागराः ।
सा च मे स्मृतिरन्वेति तान् नित्यमनुशोचतः ॥ २ ॥



શ્રીરામે વિચાર્યું કે આ ઠેકાણે મને ભરત, માતાઓ તથા નગરવાસીઓનો મેળાપ થયો હતો; અહીંયા રહેવાથી મને વારંવાર એનું સ્મરણ થયા કરે છે, અને તે મને શોકાકુલ કર્યા જ કરે છે.

स्कन्धावारनिवेशेन तेन तस्य महात्मनः ।
हयहस्तिकरीषैश्च उपमर्दः कृतो भृशम् ॥ ३ ॥

વિશેષ કરીને મહાત્મા ભરતની સેનાના હાથી-ઘોડાએ મળ-મૂત્ર કરવાથી અને એમના વડે વનસ્પતિઓ કચરાઇ જવાથી આ સ્થાન હવે રહેવા યોગ્ય રહ્યું નથી.

तस्मादन्यत्र गच्छाम इति सञ्चिन्त्य राघवः ।
प्रातिष्ठत स वैदेह्या लक्ष्मणेन च सङ्गतः ॥ ४ ॥

આ આશ્રમ છોડીને બીજા સ્થાને જતાં રહેવું જ ઠીક છે, એવો વિચાર કરી, રામ લક્ષ્મણ અને સીતાને સાથે લઇને ત્યાંથી પ્રસ્થાન કરી ગયા.

सोऽत्रेराश्रममासाद्य तं ववन्दे महायशाः ।
तं चापि भगवानत्रिः पुत्रवत्प्रत्यपद्यत ॥ ५ ॥

મહાયશસ્વી શ્રીરામે ત્યાંથી પ્રસ્થાન કરી મહર્ષિ અત્રિના આશ્રમમાં પહોંચી જઇને ઋષિને પ્રણામ કર્યા. મહર્ષિ અત્રિએ પણ તેમને પુત્ર ભાવથી જોયા.

स्वयमातिथ्यमादिश्य सर्वमस्य सुसत्कृतम् ।
सौमित्रिं च महाभागां सीतां च समसान्त्वयत् ॥ ६ ॥

મહર્ષિ અત્રિએ જાતે જ એ બધાંનું આતિથ્ય કર્યું; પછી લક્ષ્મણ અને મહાભાગા સીતા પ્રતિ સ્નેહદૃષ્ટિ બતાવીને તેમને આશ્વાસન આપ્યું.



अनसूयां महाभागां तापसीं धर्मचारिणीम् ।
प्रतिगृह्णीष्व वैदेहीमब्रवीदृषिसत्तमः ॥ ७ ॥

ત્યારપછી ઋષિઓમાં શ્રેષ્ઠ અત્રિએ સૌભાગ્યવતી, તપસ્વી અને ધર્મમાં રુચિ રાખનારી પોતાની પત્ની અનસૂયાને કહ્યું. 'તમે સીતાજીને તમારી સાથે લઇ જાઓ અને તેનો આદર-સત્કાર કરો.'

अभिवाद्य च वैदेही तापसीं तामनिन्दिताम् ।
बद्धाञ्जलिपुटा हृष्टा पर्यपृच्छदनामयम् ॥ ८ ॥

પ્રસન્ન-વદન વાળાં સીતાજીએ પવિત્ર આચરણવાળી એ તપસ્વી મહિલાને હાથ જોડીને પ્રણામ કર્યા, પછી તેમની કુશળતા પૂછી.

ततः सीतां महाभागां दृष्ट्वा तां धर्मचारिणीम् ।
सान्त्वयन्त्यब्रवीद्धृष्टा दिष्टया धर्ममवेक्षसे ॥ ९ ॥

ધર્મનું આચરણ કરનારી સૌભાગ્યવતી સીતાજીને પ્રણામ કરતાં જોઇને તેમને સાન્ત્વના આપતાં વૃદ્ધ માતા અનસૂયાજીએ કહ્યું કે, 'હે સીતા ! આ તો ઘણાં જ સદ્ભાગ્યની વાત છે કે તમે પતિવ્રતાના ધર્મનું આટલી સરસ રીતે પાલન કરી રહ્યાં છો.'

त्यक्त्वा ज्ञातिजनं सीते मानमृद्धिं च मानिनि ।
अवरुद्धं वने रामं दिष्ट्या त्वमनुगच्छसि ॥ १० ॥

'હે સ્વમાની સીતા ! તમે સારા નસીબે પોતાના બધાં જ સગાં-વહાલાંઓનો, બંને કુળનાં રાજ્ય-સન્માનનો અને સમૃદ્ધિનો ત્યાગ કરીને વનવાસી રામની સાથે ચાલી નીકળ્યાં છો.'



नगरस्थो वनस्थो वा पापो वा यदि वा शुभः ।
यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥ ११ ॥

'પતિ નગરમાં રહેતો હોય અથવા વનમાં રહેતો હોય, પતિ પાપી હોય કે પુણ્યાત્મા હોય, સુખ-સંપન્ન હોય કે દુઃખ દરિદ્ર હોય પણ જે સ્ત્રીઓને નિજ પતિ જ સૌથી પ્રિય હોય તેમને જ કલ્યાણકારી શ્રેષ્ઠ લોકની પ્રાપ્તિ થાય છે.' (આ સંસારમાં તેમની જ ઉન્નતિ અને કલ્યાણ થાય છે.)'

दुःशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः ।
स्त्रीणामार्यस्वभावानां परमं दैवतं पतिः ॥ १२ ॥

'પતિ ચાહે કઠોર સ્વભાવવાળો (ખરાબ વર્તણૂકવાળો), કામી અથવા દરિદ્ર હોય, પરંતુ શ્રેષ્ઠ (આર્ય) સ્વભાવવાળી સ્ત્રીઓ માટે તો પતિ એ જ પરમ દેવતા છે.'

सा त्वेवमुक्ता वैदेही त्वनसूयानसूयया ।
प्रतिपूज्य वचो मन्दं प्रवक्तुमुपचक्रमे ॥ १३ ॥

જ્યારે સતી-સાધ્વી અનસૂયા એ આ પ્રકારે કહ્યું, ત્યારે સીતાજી એમની વાતનું અનુમોદન કરીને ધીમેથી કહેવા લાગ્યા.

नैतदाश्चर्यमार्यायां यन्मां त्वमनुभाषसे ।
विदितं तु मयाप्येतद्यथा नार्याः पतिर्गुरुः ॥ १४ ॥

'હે આર્યા ! આપ મને આ પ્રકારનો ઉપદેશ આપો છો તે કોઇ આશ્ચર્યની વાત નથી, હું પણ એ જાણું છું કે સ્ત્રીઓ માટે તો પતિ જ એનો ગુરુ હોય છે.'



यद्यप्येष भवेद्भर्ता ममार्ये वृत्तवर्जितः ।
अद्वैधमुपचर्तव्यस्तथाप्येष मया भवेत् ॥ १५ ॥

'હે આર્યા ! જો મારા પતિ ચરિત્રથી હીન અને દરિદ્ર હોત તો પણ હું તો તેમની સાથે પ્રીતિપૂર્વક વર્તન કરત અને તેમની સેવા કરત.'

किं पुनर्यो गुणश्लाघ्यः सानुक्रोशो जितेन्द्रियः ।
स्थिरानुरागो धर्मात्मा मातृवत्पितृवत्प्रियः ॥ १६ ॥

'વળી મારા પતિ તો વખાણવા યોગ્ય ગુણોવાળા, દયાળુ, જિતેન્દ્રિય, સ્થિર પ્રેમ કરનારા, ધર્માનુરાગી અને મને માતા-પિતાની જેમ પ્રેમથી પાલન કરનારા છે. એમના સદ્‌ગુણો વિશે કહેવાનું જ શું હોય !'

आगच्छन्त्याश्च विजनं वनमेवं भयावहम् ।
समाहितं हि मे श्वश्र्वा हृदये तद्‌धृतं महत् ॥ १७ ॥

'આ ભયાનક નિર્જન વનમાં આવતી વેળાએ મારાં સાસુ કૌસલ્યાએ મને જે ઉપદેશ આપ્યો હતો, તે મારા હૃદય-પટલ પર કોતરાઇ ગયેલો છે. હું એને ભૂલી ગઇ નથી.'

पाणिप्रदानकाले च यत्पुरा त्वग्निसन्निधौ ।
अनुशिष्टा जनन्यास्मि वाक्यं तदपि मे धृतम् ॥ १८ ॥

'મારાં લગ્ન સમયે યજ્ઞના અગ્નિ સમક્ષ મારી માતાએ મને જે ઉપદેશ આપ્યો હતો તે પણ મને યાદ છે.'

नवीकृतं च तत्सर्वं वाक्यैस्ते धर्मचारिणि ।
पतिशुश्रूषणान्नार्यास्तपो नान्यद्विधीयते ॥ १९ ॥



'પતિની સેવા સિવાય સ્ત્રી માટે બીજું કોઇ તપ નથી.' વગેરે જે ઉપદેશ મને મળ્યો હતો; હે ધર્મચારિણી ! એજ ઉપદેશને આપે આજે પુનઃ નવીન કરીને આપ્યો છે.

ततोऽनसूया संहृष्टा श्रुत्वोक्तं सीतया वचः ।
शिरस्याघ्राय चोवाच मैथिलीं हर्षयन्त्युत ॥ २० ॥

સીતાજીની વાતો સાંભળીને અનસૂયા માતા અત્યંત પ્રસન્ન થયાં, એમણે સીતાનું માથું સૂંઘ્યું અને તેને ખુશ કરતાં રહીને કહેવા લાગ્યાં,

नियमैर्विविधैराप्तं तपो हि महदस्ति मे ।
तत्संश्रित्य बलं सीते छन्दये त्वां शुचिस्मिते ॥ २१ ॥

'હે સીતા ! મેં અનેક પ્રકારનાં વ્રતો અને નિયમોનું અનુષ્ઠાન કરીને જે સિદ્ધિ પ્રાપ્ત કરી છે, તે બહુ જ મોટી છે, હે નિર્દોષ હાસ્યવાળી ! એ જ સિદ્ધિનાં બળ વડે હું તને વરદાન આપવાની ઇચ્છા કરું છું. તું વરદાન માગ'

तस्यास्तद्वचनं श्रुत्वा विस्मिता मन्दविस्मया ।
कृतमित्यब्रवीत्सीता तपोबलसमन्विताम् ॥ २२ ॥

પતિવ્રતાના ધર્મને જાણવાવાળા સીતા અનસૂયા દેવીનું આ વચન સાંભળીને આશ્ચર્ય-ચકિત થઇ ગયાં. પછી મંદ મંદ હાસ્ય કરતાં તપઃ પરાયણ અનસૂયાજીને સીતાજીએ કહ્યું, કે 'આપના અનુગ્રહથી જ મારી બધી જ ઇચ્છાઓ પૂરી થઇ ગઇ.'

सा त्वेवमुक्ता धर्मज्ञा तया प्रीततराऽभवत् ।
सफलं च प्रहर्षं ते हन्त सीते करोम्यहम् ॥ २३ ॥



જનકનંદિની સીતાજીએ આવું કહ્યું તેથી ધર્મનું આચરણ કરનારા અનસૂયાજી વળી વધારે પ્રસન્ન થઇ ગયાં અને બોલ્યાં, 'હે સીતા ! તમને જોતાં જ મને જે હરખ થયો છે તેને અનુરૂપ હું તમને કંઇક તો અવશ્ય આપવાની જ છું.'

इदं दिव्यं वरं माल्यं वस्त्रमाभरणानि च ।
अङ्गरागं च वैदेहि महार्हं चानुलेपनम् ॥ २४ ॥

'હે વિદેહ-રાજ-કુમારી ! આ શ્રેષ્ઠ દિવ્ય માળા, વસ્ત્ર-આભૂષણ, અંગ-રાગ = ઉબટન (પીઠી જેવું સુગંધી દ્રવ્ય) તથા દિવ્ય ચંદન તમને આપું છું આનાથી તમારાં અંગો સુશોભિત થશે.'

सा वस्त्रमङ्गरागं च भूषणानि स्रजस्तथा ।
मैथिली प्रतिजग्राह प्रीतिदानमनुत्तमम् ॥ २५ ॥

સીતાજીએ અનસૂયા માતાજીએ આપેલાં વસ્ત્રો, અંગરાગ (લેપ), આભૂષણો તથા માળા વગેરે બધી જ દિવ્ય વસ્તુઓ શ્રેષ્ઠ પ્રીતિ-દાન = પ્રેમોપહાર (સપ્રેમ ભેટ)નાં રૂપમાં પ્રસન્નતાપૂર્વક સ્વીકારી લીધી.

सा तदा समलङ्कृत्य सीता सुरसुतोपमा ।
प्रणम्य शिरसा तस्यै रामं त्वभिमुखा ययौ ॥ २६ ॥

એ દિવ્ય વસ્ત્રો અને અલંકારો પહેર્યા પછી સીતાજી દેવકન્યા જેવાં દેખાવા લાગ્યાં. આ પ્રમાણે શણગાર સજીને અનસૂયા માતાને મસ્તક નમાવીને સીતાજી શ્રીરામ પાસે જતાં રહ્યાં.

ततस्तां शर्वरीं प्रीतः पुण्यां शशिनिभाननः ।
अर्चितस्तापसैः सिद्धैरुवास रघुनन्दनः ॥ २७ ॥

ત્યારપછી તપસ્વી અને સિદ્ધ પુરુષોએ સત્કાર કર્યા પછી ચંદ્ર સમાન તેજસ્વી રઘુનંદન શ્રીરામે તે પવિત્ર રાત્રિ ત્યાં જ વાસ કર્યો.



तस्यां रात्र्यां व्यतीतायामभिषिच्य हुताग्निकान् ।
आपृच्छेतां नरव्याघ्रौ तापसान् वनगोचरान् ॥ २८ ॥

રાત્રિ વીતી ગઇ એટલે બન્ને પુરુષસિંહોએ સ્નાન તથા સંધ્યા-ઉપાસના વગેરે નિત્યકર્મો અને હવનથી પરવારીને તે તપસ્વીઓને જવાની આજ્ઞા માગી. (અરણ્યનો માર્ગ પૂછયોઃ)

तावूचुस्ते वनचरास्तापसा धर्मचारिणः ।
वनस्य तस्य सञ्चारं राक्षसैः समभिप्लुतम् ॥ २९ ॥

ધર્મશીલ વનવાસી તપસ્વીઓએ શ્રીરામને કહ્યું, કે 'હે રાઘવ ! આગળ જતાં વનનો માર્ગ રાક્ષસોની અવર જવર વાળો છે.'

उच्छिष्टं वा प्रमत्तं वा तापसं धर्मचारिणम् ।
अदन्त्यस्मिन् महारण्ये तान् निवारय राघव ॥ ३० ॥

'તે રાક્ષસો આ મહારણ્યમાં જે કાઇ તપસ્વીને, એકલાને કે અસાવધાનને દેખે છે, તેને મારીને ખાઇ જાય છે. એટલે હે રાઘવ ! આપ એ દુષ્ટોનું નિવારણ કરજો.

एष पन्था महर्षीणां फलान्याहरतां वने ।
अनेन तु वनं दुर्गं गन्तुं राघव ते क्षमम् ॥ ३१ ॥

'હે રામ ! વનમાંથી ફળ-મૂળ વગેરે લાવવા માટે મહર્ષિઓ આ માર્ગે જ ચાલતા હોય છે. તમારે પણ એ દુર્ગમ વનમાં આ માર્ગે જ જવું જોઇએ.'

इतीव तैः प्राञ्जलिभिस्तपस्विभिर्
द्विजैः कृतस्वस्त्ययनः परन्तपः ।
वनं सभार्यः प्रविवेश राघवः
सलक्ष्मणः सूर्य इवाभ्रमण्डलम् ॥ ३२ ॥



જ્યારે તપસ્વીજનોએ હાથ જોડીને સ્વસ્તિવાચન = મંગલ કામના કરી અને પૂર્વોક્ત વચન કહ્યાં, ત્યારે જેવી રીતે સૂર્ય મેઘમંડળમાં પ્રવેશ કરે તેવી રીતે ત્યારે શત્રુસંતાપી શ્રીરામે પોતાના ભાઇ લક્ષ્મણ અને પત્ની સીતાની સાથે એ જ મહાન વનમાં પ્રવેશ કર્યો.

આ પ્રમાણે અયોધ્યા કાંડ પૂરો થયો

અયોધ્યાકાંડ પર એક નજર

સર્ગ સંખ્યા - ૮૨ શ્લોક સંખ્યા - ૧૭૯૭ ટિપ્પણીઓ - ૬૭



અરણ્યવાસનું સુંદર દશ્ય

॥ ઓ૩મ્ ॥

# અરણ્યકાંડ

## ૧ (પહેલો) સર્ગ દંડકારણ્યમાં મહર્ષિઓ દ્વારા રામનો સત્કાર

प्रविश्य तु महारण्यं दण्डकारण्यमात्मवान् ।
ददर्श रामो दुर्धर्षस्तापसाश्रममण्डलम् ॥ १ ॥

દુર્જેય અને જિતેન્દ્રિય શ્રીરામે દંડક નામના મહાવનમાં પ્રવેશ કરીને તપસ્વીઓના આશ્રમ-સમૂહો દીઠા.

शरण्यं सर्वभूतानां सुसंमृष्टाजिरं सदा ।
मृगैर्बहुभिराकीर्णं पक्षिसङ्घैः समावृतम् ॥ २ ॥

આ આશ્રમો પ્રાણીમાત્ર માટે આશ્રય-સ્થાન હતાં. એમનાં આંગણાં સદાય સ્વચ્છ રહેતાં હતાં. આ આશ્રમો ઘણાં જ હરણ વગેરે પશુઓથી ભરપૂર અને વિવિધ પક્ષી ગણોથી વ્યાપ્ત હતા.

समिद्भिस्तोयकलशैः फलमूलैश्च शोभितम् ।
आरण्यैश्च महावृक्षैः पुण्यैः स्वादुफलैर्युतम् ॥ ३ ॥

આ આશ્રમો યજ્ઞ માટેની સમિધાઓ, જળથી ભરેલા કળશો, કંદમૂળ તથા ફળો વડે શોભતા હતા. તે આશ્રમો ઉત્તમ સ્વાદિષ્ટ ફળોવાળાં જંગલી મહાવૃક્ષોથી સમૃદ્ધ હતા.



बलिहोमार्चितं पुण्यं ब्रह्मघोषनिनादितम् ।
पुष्पैर्वन्यैः परिक्षिप्तं पद्मिन्या च सपद्मया ॥ ४ ॥

આ આશ્રમોમાં દરરોજ બલિવૈશ્વદેવયજ્ઞ અને પવિત્ર વેદધ્વનિ થયા કરતા હતા. જ્યાં ત્યાં ખરી પડેલાં જંગલી ફૂલોથી અને કમળ ફૂલોવાળાં સરોવરોથી આ આશ્રમો બહુ જ શોભતા હતા.

स दृष्ट्वा राघवः श्रीमांस्तापसाश्रममण्डलम् ।
अभ्यगच्छन् महातेजा विज्यं कृत्वा महद्धनुः ॥ ५ ॥

તપસ્વીઓના આ આશ્રમ-સમૂહોને જોઇને મહાતેજસ્વી શ્રીરામે પોતાનાં મહાધનુષની પણછ ઉતારી અને પછી આશ્રમો તરફ આગળ ચાલ્યા.

दिव्यज्ञानोपपन्नास्ते रामं दृष्वा महर्षयः ।
अभ्यगच्छंस्तथा प्रीता वैदेहीं च यशस्विनीम् ॥ ६ ॥

તે દિવ્ય-જ્ઞાન-સંપન્ન મહર્ષિઓએ જયારે શ્રીરામને આવતા જોયા, ત્યારે તેઓ પણ પ્રસન્ન થઇને શ્રીરામ અને યશસ્વી સીતાજીની તરફ ચાલ્યા આવ્યા.

अत्रैनं हि महाभागाः सर्वभूतहिते रतम् ।
अतिथिं पर्णशालायां राघवं संन्यवेशयन् ॥ ७ ॥

પ્રાણી માત્રનાં હિતમાં રસ લેનારા આ અતિ અપૂર્વ અતિથિ શ્રીરામને તે મહાભાગ્યવાન ઋષિઓએ લઇ જઇને પર્ણશાળામાં ઉતાર્યા.

ततो रामस्य सत्कृत्य विधिना पावकोपमाः ।
आजहुस्ते महाभागाः सलिलं धर्मचारिणः ॥ ८ ॥



અગ્નિ સમાન દેદીપ્યમાન, મહાભાગ્યશાળી અને ધર્મનું આચરણ કરવાવાળા એ તપસ્વીઓએ શ્રીરામનો વિધિપૂર્વક સત્કાર કર્યો, અને હાથ-પગ ધોવા માટે તેમને પાણી લાવી આપ્યું.

मूलं पुष्पं फलं वन्यमाश्रमं च महात्मनः ।
निवेदयित्वा धर्मज्ञास्ततः प्राञ्जलयोऽब्रुवन् ॥ ९ ॥

ત્યારપછી એ વનવાસી ધર્મજ્ઞ મહાત્માઓએ આગંતુક મહાનુભવોની સેવામાં કંદમૂળ, ફળો અને ફૂલો અર્પણ કર્યાં તથા હાથ જોડીને તેઓને કહેવા લાગ્યા કે,

धर्मपालो जनस्यास्य शरण्यस्त्वं महायशाः ।
पूजनीयश्च मान्यश्च राजा दण्डधरो गुरुः ॥ १० ॥

'હે રામ ! આપ વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવાવાળા, શરણાગત વત્સલ અને મહાયશસ્વી છો. આપ પૂજનીય છો, સન્માનનીય છો, ગુરુ છો અને દંડ ધારણ કરનારા રાજા છો.'

ते वयं भवता रक्ष्या भवद्विषयवासिनः ।
नगरस्थो वनस्थो वा त्वं नो राजा जनेश्वरः ॥ ११ ॥

'આપ ચાહે નગરમાં રહો અથવા વનમાં રહેતા હો, તો પણ આપ જ અમારા રાજા છો, આપના રાજ્યમાં રહેવાવાળા અમે આપની પ્રજા છીએ એટલે આપે જ અમારી રક્ષા કરવી જોઈએ.'

न्यस्तदण्डा वयं राजञ्जितक्रोधा जितेन्द्रियाः ।
रक्षितव्यास्त्वया शश्वद् गर्भभूतास्तपोधनाः ॥ १२ ॥

'હે રાજા ! અમે લોકોએ ઈન્દ્રિયોને જીતેલી છે, તેથી ક્રોધ કરવાનું અને ક્રોધ કરીને દંડ દેવાનું અમે છોડી દીધેલું છે. તપ જ અમારું એક માત્ર ધન છે. જેવી રીતે માતા ગર્ભનું રક્ષણ કરતી હોય છે, તેવી રીતે ગર્ભ સમાન પોતાની પ્રજાની સદા રક્ષા આપે જ કરવી જોઈએ.



एवमुक्त्वा फलैर्मूलैः पुष्पैर्वन्यैश्च राघवम् ।
अन्यैश्च विविधाहारैः सलक्ष्मणमपूजयन् ॥ १३ ॥

આમ કહીને તે તપસ્વીઓએ વનમાં ઉત્પન્ન થયેલાં ફળ, ફૂલ, મૂળથી તથા બીજા પણ વિવિધ આહારોથી લક્ષ્મણ સહિત શ્રીરામનો આદર-સત્કાર કર્યો.

## ૨ (બીજો) સર્ગ વિરાધનો ભેટો

कृतातिथ्योऽथ रामस्तु सूर्यस्योदयनं प्रति ।
आमन्त्र्य स मुनीन् सर्वान् वनमेवान्वगाहत ॥ १ ॥

મુનિઓનો અતિથિસત્કાર સ્વીકારીને શ્રીરામે (રાતના, ત્યાં જ નિવાસ કર્યો) બીજા દિવસે સૂર્યોદય થતાં જ તેઓ આશ્રમના બધા જ મુનિઓની આજ્ઞા લઈને ગાઢ વનમાં દાખલ થયા.

वनमध्ये तु काकुत्स्थस्तस्मिन् घोरमृगायुते ।
ददर्श गिरिशृङ्गाभं पुरुषादं महास्वनम् ॥ २ ॥

તેઓ હિંસક જનાવરોથી પરિપૂર્ણ એવા એ ઘોર જંગલની વચ્ચે પહોંચ્યા. ત્યાં શ્રીરામે એક વિશાળ કાયાવાળો, મનુષ્યનું માંસ ભક્ષણ કરનારો, મોટી ચીસો પાડતો રાક્ષસ દીઠો.

स रामं लक्ष्मणं चैव सीतां दृष्ट्वाथ मैथिलीम् ।
अभ्यधावत संक्रुद्धः प्रजाः काल इवान्तकः ॥ ३ ॥



તે રાક્ષસ રામ, લક્ષ્મણ અને સીતાને દેખીને ગુસ્સે થયો અને પ્રલય કરનારા કાળની જેમ તેમનાં ઉપર તૂટી પડ્યો.

स कृत्वा भैरवं नादं चालयन्निव मेदिनीम् ।
अङ्गेनादाय वैदेहीमपक्रम्य ततोऽब्रवीत् ॥ ४ ॥

ધરણીનોને ધ્રૂજાવતો તે મહા ભયંકર રાક્ષસ ગર્જના કરતો કરતો સીતાજીને બગલમાં લઇને કેટલેક દૂર જઇને કહેવા લાગ્યો કે,

युवां जटाचीरधरौ सभार्यौ क्षीणजीवितौ ।
प्रविष्टौ दण्डकारण्यं शरचापासिधारिणौ ॥ ५ ॥
कथं तापसयोर्वां च वासः प्रमदया सह ।
अधर्मचारिणौ पापौ कौ युवां मुनिदूषकौ ॥ ६ ॥

'તમે જટા-વલ્કલને ધારણ કરેલાં છે પણ સ્ત્રીની સાથે ફરો છો, તમે હવે થોડી વારના જ મહેમાન છો એમ સમજો. જટા-વલ્કલ ધારણ કરીને વળી હાથમાં ધનુષ-બાણ અને તલવાર લઇને તમે દંડકારણ્યમાં કેવી રીતે દાખલ થઇ ગયા છો? તપસ્વીઓના વેશમાં હોવા છતાંય તમે સ્ત્રીની સાથે કેમ વસવાટ કરો છો ? અધર્મનું આચરણ કરનારા તથા મુનિ સમાજને દૂષિત કરવાવાળા તમે બન્ને પાપી કોણ છો ?'

अहं वनमिदं दुर्गं विराधो नाम राक्षसः ।
चरामि सायुधो नित्यमृषिमांसानि भक्षयन् ॥ ७ ॥

'હું વિરાધ નામનો રાક્ષસ છું. હું આ વનમાં શસ્ત્ર લઇને મુનિઓનું માંસ ખાતો રહીને હંમેશાં ફરતો રહું છું.'

इयं नारी वरारोहा मम भार्या भविष्यति ।
युवयोः पापयोश्चाहं पास्यामि रुधिरं मृधे ॥ ८ ॥



'આ સુંદર શરીરવાળી નારી હવે મારી ભાર્યા થશે. સંગ્રામમાં તમારો બેઉ પાપીઓનો વધ કરીને હું તમારું લોહી પીવાનો છું.'

तस्यैवं ब्रुवतो धृष्टं विराधस्य दुरात्मनः ।
श्रुत्वा सगर्वं वचनं सम्भ्रान्ता जनकात्मजा ॥ ९ ॥

એ દુરાત્મા વિરાધના ઉદ્ધતાઇભર્યાં અને અહંકાર યુક્ત વેણ સાંભળી સીતાજી ગભરાઇ ગયાં.

तां दृष्ट्वा राघवः सीतां विराधाङ्कगतां शुभाम् ।
अब्रवील्लक्ष्मणं वाक्यं मुखेन परिशुष्यता ॥ १० ॥

ત્યાં શ્રીરામે સતી-સાધ્વી સીતાને વિરાધના ખોળામાં જોઇને ઉદાસ મુખે લક્ષ્મણજીને કહ્યું.

पश्य सौम्य नरेन्द्रस्य जनकस्यात्मसम्भवाम् ।
मम भार्यां शुभाचारां विराधाङ्के प्रवेशिताम् ॥ ११ ॥

'હે સૌમ્ય ! જુઓ, મહારાજા જનકની પુત્રી, શુભ આચરણવાળી મારી પત્નીને કેવી રીતે વિરાધે પોતાની બગલમાં દબાવી રાખી છે !'

परस्पर्शात्तु वैदेह्या न दुःखतरमस्ति मे ।
पितुर्वियोगात्सौमित्रे स्वराज्यहरणात्तथा ॥ १२ ॥

'હે લક્ષ્મણ ! સીતાને રાક્ષસનો સ્પર્શ થવાથી આજ મને જેટલું દુઃખ થયું છે, તેટલું દુઃખ મને પિતાજીનાં અવસાનથી અને રાજ્ય ગુમાવવાથી પણ થયું ન હતું.'



इति ब्रुवति काकुत्स्थे बाष्पशोकपरिप्लुते ।
अब्रवील्लक्ष्मणः क्रुद्धो रुद्धो नाग इव श्वसन् ॥ १३ ॥

શોકથી આંસુ વહેતી આંખોવાળા શ્રીરામે આ પ્રમાણે કહ્યું, ત્યારે દબાવેલા ફણધર નાગની જેમ ફૂંફાડા મારતા લક્ષ્મણજીએ કહ્યું,

अनाथ इव भूतानां नाथस्त्वं वासवोपमः ।
मया प्रेष्येण काकुत्स्थ किमर्थं परितप्यसे ॥ १४ ॥

'હે રામ ! ઇન્દ્રના સમાન બધા જ પ્રાણીઓના સ્વામી થઇને અને મારા જેવા (વીર) સેવકની સાથે રહેલા છો છતાંય આપ અનાથની જેમ સંતપ્ત કેમ થઇ રહ્યા છો ?'

शरेण निहतस्याद्य मया क्रुद्धेन रक्षसः ।
विराधस्य गतासोर्हि मही पास्यति शोणितम् ॥ १५ ॥

'ક્રોધથી ભરેલા મારા બાણ વડે પ્રાણ ત્યાગ કરીને મૃત્યુ પામેલા આ વિરાધ રાક્ષસના રક્તને આજે પૃથ્વી પીશે.'

## ૩ (ત્રીજો) સર્ગ વિરાધનો વધ

इत्युक्त्वा लक्ष्मणः श्रीमान् राक्षसं प्रहसन्निव ।
को भवान्वनमभ्येत्य चरिष्यति यथासुखम् ॥ १ ॥

આમ કહીને શ્રીમાન્ લક્ષ્મણે મલકાતે મુખે તે રાક્ષસને પૂછ્યું 'તમે કોણ છો કે આમ સ્વચ્છંદથી આ અરણ્યમાં ફર્યા કરો છો ?'



पुत्रः किल जयस्याहं मम माता शतह्रदा ।
विराध इति मामाहुः पृथिव्यां सर्वराक्षसाः ॥ २ ॥

'હું જયનો પુત્ર છું : મારી માતાનું નામ શતહ્રદા છે. આ પૃથ્વી ઉપરના બધા રાક્ષસો મને વિરાધ નામથી બોલાવે છે.'

उत्सृज्य प्रमदामेनामनपेक्षौ यथागतम् ।
त्वरमाणौ पलायेथां न वां जीवितमाददे ॥ ३ ॥

'તમે મારી સાથે યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છા છોડી દો અને આ સ્ત્રીને અહીંયા જ છોડીને જ્યાંથી તમે આવ્યા ત્યાં જલદી ભાગી જાઓ : તો હું તમારા બેઉના પ્રાણ નહીં લઇશ.'

तं रामः प्रत्युवाचेदं कोपसंरक्तलोचनः ।
राक्षसं विकृताकारं विराधं पापचेतसम् ॥ ४ ॥

વિરાધનાં આવાં વચનો સાંભળીને ક્રોધે ભરાએલા શ્રીરામે લાલ આંખો કરીને એ પાપી ભયંકર આકૃતિવાળા વિરાધને કહ્યું,

क्षुद्र धिक्त्वां तु हीनार्थं मृत्युमन्वेषसे ध्रुवम् ।
रणे सम्प्राप्स्ये तिष्ठ न मे जीवन् गमिष्यसि ॥ ५ ॥

'હે અધમ ! ક્ષુદ્ર-બુદ્ધિ ! ધિક્કાર છે તને ! તું ચોક્કસ તારા મૃત્યુને જ શોધી રહ્યો છે. આવી જા યુદ્ધ મેદાનમાં ઊભો રહે તું, આજે હું તને જીવતો જવા દેવાનો નથી.'

ततः सज्यं धनुः कृत्वा रामः सुनिशिताञ्शरान् ।
सुशीघ्रमभिसंधाय राक्षसं निजघान ह ॥ ६ ॥



વિરાધ રાક્ષસ દ્વારા રામ-લક્ષ્મણને બંધનમાં જોઈ સીતાની વિનવણી



આમ કહીને ધનુષ પર પણછ ચઢાવીને શ્રીરામે તે રાક્ષસને લક્ષ્ય બનાવી તેના ઉપર તીક્ષ્ણબાણોથી પ્રહાર કર્યો.

स विद्धो न्यस्य वैदेहीं शूलमुद्यम्य राक्षसः ।
अभ्यद्रवत्सुसंक्रुद्धस्तदा रामं सलक्ष्मणम् ॥ ७ ॥

બાણોથી વીંધાઇ ગયેલો તે વિરાધ સીતાને ત્યાં જ છોડી દઇ, બહુ જ ક્રોધ કરતો હાથમાં ત્રિશૂળ લઇને રામ અને લક્ષ્મણ પર કૂદી પડ્યો.

तच्छूलं वज्रसङ्काशं गगने ज्वलनोपमम् ।
द्वाभ्यां शराभ्यां चिच्छेद रामः शस्त्रभृतां वरः ॥ ८ ॥

તે વેળાએ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ શ્રીરામે આકાશમાં ચમકતી વીજળી જેવા અને વજ્ર જેવા દૃઢ એ શૂળને બે બાણો વડે કાપી નાખ્યું.

तौ खड्गौ क्षिप्रमुद्यम्य कृष्णसर्पोपमौ शुभौ ।
तूर्णमापततस्तस्य तदा प्रहरतां बलात् ॥ ९ ॥

જ્યારે તેનું ત્રિશૂળ તૂટી ગયું ત્યારે રામ અને લક્ષ્મણ કાળા સાપ જેવી પોત પોતાની તલવારો લઇને ઝડપથી તે રાક્ષસ પર છલાંગ મારીને તેના ઉપર પૂરા બળથી પ્રહાર કર્યો.

स वध्यमानः सुभृशं बाहुभ्यां परिरभ्यतौ ।
अप्रकम्पौ नरव्याघ्रौ रौद्रः प्रस्थातुमैच्छत ॥ १० ॥

જ્યારે તે રાક્ષસ તલવારોના આઘાતથી અત્યંત ઘાયલ થઇ ગયો, ત્યારે તે યુદ્ધમાં અવિચળ નરકેસરી રામ-લક્ષ્મણને બન્નેને પોતાના બાહુપાશમાં જકડીને આગળ ચાલવા લાગ્યો.



ह्रियमाणौ तु तौ दृष्ट्वा वैदेही रामलक्ष्मणौ ।
उच्चैः स्वरेण चुक्रोश प्रगृह्य सुभुजा भुजौ ॥ ११ ॥

રામ અને લક્ષ્મણને ઉઠાવી જતાં વિરાધને જોઇને સીતાજી પોતાની મોટી મોટી ભુજાઓ ઊંચે ઉઠાવી ચીસો પાડીને રડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે,

एष दाशरथी रामः सत्यवाञ्शीलवाञ्शुचिः ।
राक्षसा रौद्ररूपेण ह्रियते सहलक्ष्मणः ॥ १२ ॥

'હાય ! આ વિકરાળ રાક્ષસ મહારાજા દશરથના સત્યવાદી, સદાચારી અને સીધા-સાદા પુત્રો શ્રીરામ અને લક્ષ્મણનું હરણ કરી લઇ જઇ રહ્યો છે.'

मां वृका भक्षयिष्यन्ति शार्दूला द्वीपिनस्तथा ।
मां हरोत्सृज्य काकुत्स्थौ नमस्ते राक्षसोत्तम ॥ १३ ॥

'હવે મને વરુઓ, વાઘો અને ચિત્તાઓ ખાઇ જશે. હે રાક્ષસોત્તમ ! હું તમને 'નમસ્તે' કરું છું. તમે આ રાજકુમારોને છોડી દો અને એના બદલે મને ઉઠાવી જાઓ.'

***ટિપ્પણી :*** ✷ *કેટલાક લોકો 'નમસ્તે'નું નામ સાંભળીને ભડકે છે. પરંતુ અભિવાદન માટે તેનાથી શ્રેષ્ઠ કોઇ શબ્દ હોઇ શકે જ નહીં. વેદોમાં, ઉપનિષદોમાં, રામાયણ અને મહાભારતમાં એટલું જ નહિ પણ પુરાણોમાં પણ 'નમસ્તે'નું જ વિધાન છે. અહીંયા સીતાજી રાક્ષસને 'નમસ્તે' કહી રહ્યાં છે. પૌરાણિકોએ આમાંથી બોધ ગ્રહણ કરવો જોઇએ અને એને અપનાવવો જોઇએ.*

तस्यास्तद्वचनं श्रुत्वा वैदेह्या रामलक्ष्मणौ ।
वेगं प्रचक्रतुर्वीरौ वधे तस्य दुरात्मनः ॥ १४ ॥



સીતાનાં આવાં વચન સાંભળીને બંને વીર ભાઇઓ શ્રીરામ અને લક્ષ્મણ એ દુરાત્મા રાક્ષસનો વધ કરવાને ઝડપ કરવા લાગ્યા.

तस्य रौद्रस्य सौमित्रिर्बाहुं सव्यं बभञ्ज ह ।
रामस्तु दक्षिणं बाहुं तरसा तस्य रक्षसः ॥ १५ ॥

એ ભયંકર રાક્ષસની ડાબી ભુજાને લક્ષ્મણે અને જમણી ભુજાને શ્રીરામે બળપૂર્વક તોડી નાખી. (Arms Dislocated with Strength)

स भग्नबाहुः संविग्नो निपपाताशु राक्षसः ।
धरण्यां मेघसङ्काशो वज्रभिन्न इवाचलः ॥ १६ ॥

જ્યારે એ રાક્ષસની બન્ને ભુજાઓ સાંધામાંથી ઉત્તરી ગઇ ત્યારે મેઘ સમાન ભયંકર તે રાક્ષસ ભયભીત થઇ મૂર્ચ્છિત થઇને એવો તો પૃથ્વી પર પટકાઇ પડ્યો કે જાણે વજ્રના આઘાતથી પર્વત તૂટી પડ્યો.

मुष्टिभिर्जानुभिः पद्भिः सूदयन्तौ तु राक्षसम् ।
उद्यम्योद्यम्य चाप्येनं स्थण्डिले निष्पिपेषतुः ॥ १७ ॥

તે વેળાએ બંને ભાઇઓ એ રાક્ષસને મુક્કા મારતા હતા, પગ વડે લાત મારતા હતા અને ઉછાળી-ઉછાળીને ખડકા પર પટકતા હતા. આવી રીતે તેનો સંહાર કરતા હતા.

स विद्धो बहुभिर्बाणैः खड्गाभ्यां च परिक्षतः ।
निष्पिष्टो बहुधा भूमौ न ममार स राक्षसः ॥ १८ ॥

જો કે તે રાક્ષસ બાણો વડે વીંધાઇ ગયેલો હતો, તલવારોના પ્રહારથી ઘવાઇ ગયેલો હતો, જોસભેર પૃથ્વી પર પટકાઇને છૂંદાઇ ગયેલો હતો, તો પણ તે મર્યો ન હતો.



तं प्रेक्ष्य रामः सुभृशमवध्यमचलोपमम् ।
भयेष्वभयदः श्रीमानिदं वचनमब्रवीत् ॥ १९ ॥

પહાડ સરખા અડગ અને અવધ્ય એવા એ રાક્ષસને જોઇને ભયની વેળાએ અભય આપનારા શ્રીરામે લક્ષ્મણને કહ્યું.

तपसा पुरुषव्याघ्र राक्षसोऽयं न शक्यते ।
शस्त्रेण युधि निर्जेतुं राक्षसं निखनावहे ॥ २० ॥

હે પુરુષસિંહ ! તપ કરીને પણ આ રાક્ષસને શસ્ત્રો વડે યુદ્ધમાં (જીતવો) મારવો અશક્ય છે. એટલે ચાલો આપણે એને જમીનમાં દાટી દઇએ.'

कुञ्जरस्येव रौद्रस्य राक्षसस्यास्य लक्ष्मण ।
वनेऽस्मिन् सुमहच्छ्वभ्रं खन्यतां रौद्रकर्मणः ॥ २१ ॥

'હે લક્ષ્મણ ! ભયંકર કર્મ કરનારા હાથી સરખી વિશાળ કાયાવાળા, આ રાક્ષસને દાટવા માટે તમે આ વનમાં એક બહુ જ મોટો ખાડો ખોદો.'

इत्युक्त्वा लक्ष्मणं रामः प्रदरः खन्यतामिति ।
तस्थौ विराधमाक्रम्य कण्ठे पादेन वीर्यवान् ॥ २२ ॥

'ખાડો ખોદો' એમ લક્ષ્મણને આજ્ઞા આપીને પરાક્રમી શ્રીરામ પોતાના પગ વડે એ વિરાધનું ગળું દબાવીને તેના ઉપર ઊભા રહી ગયા.

ततः खनित्रमादाय लक्ष्मणः श्वभ्रमुत्तमम् ।
अखनत्पार्श्वतस्तस्य विराधस्य दुरात्मनः ॥ २३ ॥



ત્યારે લક્ષ્મણજીએ કોદાળી લઇને એ વિરાધની પડખે જ એક લાંબો-પહોળો ખાડો ખોદ્યો.

तं मुक्तकण्ठं निष्पिष्य शङ्कुकर्णं महास्वनम् ।
विराधं प्राक्षिपच्छ्वभ्रे नदन्तं भैरवस्वनम् ॥ २४ ॥

ત્યારપછી ગધેડા જેવા વિશાળ કાનવાળા અને ભયંકર અવાજ કરીને બરાડા પાડતા એ રાક્ષસનું ગળું દબાવવું છોડી દઇને તેને ખાડામાં ધુસાડી દીધો.

## ૪ (ચોથો) સર્ગ શરભંગનું બ્રહ્મલોક ગમન

हत्वा तु तं भीमबलं विराधं राक्षसं वने ।
ततः सीतां परिष्वज्य समाश्वास्य च वीर्यवान् ॥ १ ॥
अब्रवील्लक्ष्मणं रामो भ्रातरं दीप्ततेजसम् ।
कष्टं वनमिदं दुर्गं न च स्मो वनगोचराः ॥ २ ॥

એ અરણ્યમાં મહાપરાક્રમી રામે તે ભયંકર અને મહાબળવાન વિરાધ રાક્ષસનો વધ કર્યો, પછી સીતાજીને આલિંગન કરીને આશ્વાસન આપ્યું અને પછી પોતાના તેજસ્વી ભાઇ લક્ષ્મણને કહ્યું, 'આ વન બહુ જ દુર્ગમ અને કષ્ટદાયક છે, આપણે આવું વિકટ વન આ અગાઉ કદી પણ જોયું ન હતું.'

अभिगच्छामहे शीघ्रं शरभङ्गं तपोधनम् ।
आश्रमं शरभङ्गस्य राघवोऽभिजगाम ह ॥ ३ ॥

એટલે, ચાલો, હવે આપણે જલદી શરભંગ ઋષિના આશ્રમે જતાં રહીશું. એવું કહીને શ્રીરામ શરભંગના આશ્રમ તરફ ચાલ્યા.



अग्निहोत्रमुपासीनं शरभङ्गमुपागमत् ।
तस्य पादौ च संगृह्य राघवो वाक्यमब्रवीत् ॥ ४ ॥

જે સમયે રામ શરભંગના આશ્રમમાં પહોંચ્યા ત્યારે મુનિવર અગ્નિહોત્ર કરી રહ્યા હતા. શ્રીરામ તેમને પગે પડી પ્રણામ કરીને બોલ્યા,

आवासं त्वहमिच्छामि प्रदिष्टमिह कानने ।
राघवेणैवमुक्तस्तु शरभङ्गोऽब्रवीद्वचः ॥ ५ ॥

'હું આ વનમાં રહેવા માગું છું. આપ મને અહીંયાં રહેવા યોગ્ય કોઇ સ્થાન બતાવો.' શ્રીરામે આમ કહ્યું તેથી શરભંગ બોલ્યા,

इह राम महातेजाः सुतीक्ष्णो नाम धार्मिकः ।
वसत्यरण्ये धर्मात्मा स ते श्रेयो विधास्यति ॥ ६ ॥

'હે રામ ! આ અરણ્યમાં સુતીક્ષ્ણ નામના એક મહાતેજસ્વી અને ધર્માત્મા ઋષિ વસે છે. તેઓ આપના કલ્યાણ અર્થે સ્થાનાદિનો સઘળો પ્રબંધ કરી આપશે.'

इमां मन्दाकिनीं राम प्रतिस्रोतामनुव्रज ।
नदीं पुष्पोडुपवहां तत्र तत्र गमिष्यसि ॥ ७ ॥

'હે રામ ! આપ આ મંદાકિની નદીના કિનારે કિનારે ઉપરવાસ તરફ જાઓ. આ નદીમાં અનેક મોટાં ફૂલ નાની નાની નૌકાઓ જેવાં દેખાય છે, તેને જોતાં તમે સુતીક્ષ્ણના આશ્રમે પહોંચી જશો.'

एष पन्था नरव्याघ्र मुहूर्तं पश्य तात माम् ।
यावज्जहामि गात्राणि जीर्णां त्वचमिवोरगः ॥ ८ ॥



'હે નરકેસરી ! ત્યાં જવાનો આ જ સ્થળ માર્ગ છે, પણ તમે થોડીવાર થોભી જાઓ, તો હું સાપ કાંચળીનો ત્યાગ કરે તે રીતે મારા આ જીર્ણ શરીરને છોડી દઉં.'

ततोऽग्निं सुसमाधाय हुत्वा चाज्येन मन्त्रवत् ।
शरभङ्गो महातेजाः प्रविवेश हुताशनम् ॥ ९ ॥

આમ કહીને મહાતેજસ્વી શરભંગે અગ્નિ પ્રજ્વલિત કર્યો અને તેમાં વિધિપૂર્વક મંત્રો બોલીને ઘીની આહુતિઓ વડે મહાયજ્ઞ કર્યો. પછી તે યજ્ઞના પ્રજ્વલિત અગ્નિમાં કૂદી પડયા.

तस्य रोमाणि केशांश्च ददाहाग्निर्महात्मनः ।
जीर्णां त्वचः तथास्थीनि यच्च मासं सशोणितम् ।
रामस्तु विस्मितो भ्रात्रा भार्यया च सहात्मवान् ॥ १० ॥

એ સમયે અગ્નિએ એ મહાત્મા શરભંગનાં રૂવાંટી, વાળ, જીર્ણ ચામડી, હાડકાં અને રકત સહિત માંસને ભસ્મ કરી નાખ્યા. ભાઇ લક્ષ્મણ તથા સીતાજી સાથે શ્રીરામે આ જોયું અને બહુ જ નવાઇ પામ્યાં.

વિશેષ : ઋષિ લોકો પોતાનાં તપ દ્વારા મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરતા હતા. જ્યારે તેમને એમ લાગતું કે આ શરીર હવે જરાજીર્ણ થઇ ગયું છે, ત્યારે સ્વેચ્છાપૂર્વક પોતાના શરીરનો ત્યાગ કરી દેતા હતા. આ પરંપરા પર્યાપ્ત સમય સુધી ચાલતી રહી. જ્યારે સિકંદર ભારત પર આક્રમણ કરવા ચાલી નીકળ્યો ત્યારે તેને તેમના ગુરુએ કહ્યું હતું કે ભારત વર્ષમાંથી કોઇ યોગીને લઇ આવજો. બહુ જ પ્રયત્ન કર્યા પછી એક ભારતીય યોગી એની સાથે જવાને તૈયાર થયો. એક દિવસે પ્રાતઃકાળે એ યોગીએ સિકંદરને આદેશ આપ્યો કે ચિતા તૈયાર કરાવો, હું હવે મારા આ શરીરને સમાપ્ત કરી દેવા માંગું છું. આમ ન કરવાને સિકંદરે તેને બહુ જ વિનય પૂર્વક સમજાવ્યો પણ તે યોગીએ કહ્યું કે મારી વય એંશી વર્ષની છે. મને આજ દિન સુધીમાં કદી તાવ નથી આવ્યો. આજ મને તાવ ચડયો છે. એનાથી મારું શરીર કલુષિત થઇ ગયું છે. હું આ અપવિત્ર શરીરને સમાપ્ત કરવાની ઇચ્છા કરું છું. આમ તેણે અગ્નિમાં પ્રવેશ કરીને પોતાનાં શરીરને ભસ્મ કરી દીધું. મહર્ષિ દયાનંદ પણ મૃત્યુંજય હતા. મૃત્યુ ઘણીવાર એની પાસે આવ્યું હતું પણ તેઓ તેને ઠોકરમારીને ભગાડી મૂકતા હતા. દિવાળીના દિવસે એમણે પોતાની જ ઇચ્છાથી દેહત્યાગ ગર્યો હતો.



## ૫ (પાંચમો) સર્ગ રાક્ષસોના વધની પ્રતિજ્ઞા

शरभङ्गे दिवं याते मुनिसङ्घाः समागताः ।
अभ्यगच्छन्त काकुत्स्थं रामं ज्वलिततेजसम् ॥ १ ॥

મહર્ષિ શરભંગ દિવંગત થયા તેથી દંડકારણ્યમાં વસવાટ કરનારા તપસ્વીજનો એકઠા થયા અને અગ્નિ સમાન તેજસ્વી શ્રીરામની પાસે આવ્યા.

अभिगम्य च धर्मज्ञा रामं धर्मभृतां वरम् ।
ऊचुः परमधर्मज्ञमृषिसङ्घाः समाहिताः ॥ २ ॥

તે ધર્માત્મા ઋષિઓનો સમાજ ધર્મધારીઓમાં શ્રેષ્ઠ શ્રીરામની પાસે આવીને તેમને કહેવા લાગ્યો,

त्वमिक्ष्वाकुकुलस्यास्य पृथिव्याश्च महारथः ।
प्रधानश्चासि नाथश्च देवानां मघवानिव ॥ ३ ॥

'હે મહારથી રામ ! જેમ દેવતાઓના રાજા ઇન્દ્ર છે તેમ આપ ઇક્ષ્વાકુવંશના પ્રધાન (મુખ્ય પુરુષ) અને પૃથ્વીના અધિપતિ છો.'

त्वामासाद्य महात्मानं धर्मज्ञं धर्मवत्सलम् ।
अर्थित्वान्नाथ वक्ष्यामस्तच्च नः क्षन्तुमर्हसि ॥ ४ ॥

'હે સ્વામી ! આપ મહાત્મા, ધર્મજ્ઞ અને ધર્મવત્સલ છો, આપની પાસે અમે યાચક બનીને આવેલા છીએ. તો આપને જે કંઇ કહીએ તે માટે આપ અમને ક્ષમા કરશો.'



अधर्मस्तु महांस्तात भवेत्तस्य महीपतेः ।
यो हरेद् बलिषड्भागं न च रक्षति पुत्रवत् ॥ ५ ॥

'હે તાત ! તે રાજા મહાન પાપનો ભાગી બને છે, જે પ્રજા પાસેથી આવકનો (અથવા ઉપજનો) છઠ્ઠો ભાગ કરના રૂપમાં લઇલે છે, પરંતુ પ્રજાનું પુત્રવત્ પાલન કરતો નથી.'

युञ्जानः स्वानिव प्राणान् प्राणैरिष्टान् सुतानिव ।
नित्ययुक्तः सदा राक्षन् सर्वान् विषयवासिनः ॥ ६ ॥
प्राप्नोति शाश्वतीं राम कीर्तिं च बहुवार्षिकीम् ।
ब्रह्मणः स्थानमासाद्य तत्र चापि महीयते ॥ ७ ॥

'જે રાજા કાળજીથી પ્રયત્ન વડે પોતાના રાજ્યમાં રહેનારી સંપૂર્ણ પ્રજાને પોતાના પુત્ર સમાન, પ્રાણતુલ્ય તથા પ્રાણોથી પણ અધિક સમજીને પ્રજાનું રક્ષણ કરે છે, તે રાજા આ સંસારમાં બહુ જ વ્યાપેલી સ્થાયી કીર્તિને પ્રાપ્ત કરે છે અને અંતકાળમાં બ્રહ્મલોકને પ્રાપ્ત કરીને ત્યાં પણ પૂજાય છે.'

यत्करोति परं धर्मं मुनिर्मूलफलाशनः ।
तत्र राज्ञश्चतुर्भागः प्रजा धर्मेण रक्षतः ॥ ८ ॥

'જે રાજા ધર્મપૂર્વક પ્રજાનું રક્ષણ કરે છે, તેને કંદમૂળ અને ફળો ખાઇને નિર્વાહ કરનારા મુનિઓનાં પુણ્યનો ચોથો ભાગ પ્રાપ્ત થાય છે.'

सोऽयं ब्राह्मणभूयिष्ठो वानप्रस्थगणो महान् ।
त्वन्नाथोऽनाथवद्राम राक्षसैर्बाध्यते भृशम् ॥ ९ ॥



'હે રામ ! આપના જેવા રક્ષક હોવા છતાં પણ બહુ સંખ્યક બ્રાહ્મણોવાળો આ વાનપ્રસ્થીઓનો સમાજ અનાથની માફક રાક્ષસો દ્વારા હણાઇ રહ્યો છે.'

एहि पश्य शरीराणि मुनीनां भावितात्मनाम् ।
हतानां राक्षसैर्घोरैर्बहूनां बहुधा वने ॥ १० ॥

'હે રામ ! આપ આમના આવો અને જે આત્મદર્શી તપસ્વીઓને રાક્ષસોએ ભાલાની અણીએ વીંધી અને તલવારોથી કાપીને મારી નાખ્યા છે, તેમના મૃતદેહોને જુઓ.'

एवं वयं न मृष्यामो विप्रकारं तपस्विनाम् ।
क्रियमाणं वने घोरं रक्षोभिर्भीमकर्मभिः ॥ ११ ॥

'આ અરણ્યમાં ક્રૂર કર્મ કરનારા રાક્ષસો તપસ્વીઓ ઉપર જે પ્રકારના ઘોર અત્યાચારો કરી રહેલા છે, તેનાં કષ્ટો હવે અમારાથી સહન થતાં નથી.'

ततस्त्वां शरणार्थं च शरण्यं समुपस्थिताः ।
परिपालय नो राम वध्यमानान्निशाचरैः ॥ १२ ॥

'હે રામ ! આપ તો શરણાગત-વત્સલ છો, અમે એટલે તો આપનાં શરણમાં આવ્યા છીએ. રાક્ષસો દ્વારા હણાઇ રહેલા અમારું બધાનું આપ રક્ષણ કરો.'

एतत् श्रुत्वा तु काकुत्स्थस्तापसानां तपस्विनाम् ।
इदं प्रोवाच धर्मात्मा सर्वानेव तपस्विनः ॥ १३ ॥

કાકુત્સ્થ કુળના શિરોમણિ ધર્માત્મા રામ એ તપસ્વીઓના આ વચનોને સાંભળીને તેમને કહેવા લાગ્યા,



नैवमर्हथ मां वक्तुमाज्ञप्योऽहं तपस्विनाम् ।
केवलेनात्मकार्येण प्रवेशष्टव्यं वनं मया ॥ १४ ॥

'આપ લોકો મને પ્રાર્થના કરો એ ઉચિત નથી, મને તો આપ આજ્ઞા કરો, કેમકે હું તો આપ સૌનો આજ્ઞાંકિત છું. એમ જ સમજો ને કે હું આપ લોકોનાં કાર્યો કરવા જ વનમાં આવેલો છું.'

तपस्विनां रणे शत्रून् हन्तुमिच्छामि राक्षसान् ।
पश्यन्तु वीर्यमृषयः सभ्रातुर्मे तपोधनाः ॥ १५ ॥

'તપસ્વીઓના શત્રુઓ રાક્ષસોનો યુદ્ધમેદાનમાં હું વધ કરવા ચાહું છું. હે તપોધન ઋષિજનો ! આપ મારાં અને મારા ભાઇ લક્ષ્મણનાં પરાક્રમને જુઓ.

**ટિપ્પણી :** ✱ *ગોસ્વામી તુલસીદાસજીએ આ પ્રસંગનું આ રીતે ચિત્રણ કર્યું છે.*

*निसिचर हीन करउँ महि भुज उठाइ पन कीन्ह ।*
*सकल मुनिन्ह के आश्रमन्हि जाइजाइ सुख दीन्ह ॥*

दत्वाऽभयं चापि तपोधनानां
धर्मे धृतात्मा सह लक्ष्मणेन ।
तपोधनैश्चापि सभाज्यवृत्तः
सुतीक्ष्णमेवाभिजगाम वीरः ॥ १६ ॥

ધર્મ ધુરંધર શ્રીરામે તે તપસ્વીઓને અભય પ્રદાન કર્યું. ત્યાર પછી ધૈર્યશીલ વીર રામ પોતાના ભાઇ લક્ષ્મણ તથા એ મહર્ષિઓની સાથે સુતીક્ષ્ણજીના આશ્રમ તરફ ચાલ્યા.



## ૬ (છઠ્ઠો) સર્ગ સુતીક્ષ્ણના આશ્રમમાં

स गत्वा दूरमध्वानं नदीस्तीर्त्वा बहूदकाः ।
ददर्शाश्रममेकान्ते चीरमालापरिष्कृताम् ॥ १ ॥

શરભંગના આશ્રમથી નીકળેલા તેઓ બહુ જ દૂર ગયા અને માર્ગમાં ઊંડા જળવાળી અનેક નદીઓ ઓળંગીને શ્રીરામે એક એકાંત સ્થળ પર ચીર અને માળાઓથી અલંકૃત આશ્રમ જોયો.

तत्र सुतीक्ष्णमासीनं तपोवृद्धमभाषत ।
रामोऽहमस्मि भगवन् भवन्तं द्रष्टुमागतः ॥ २ ॥

આશ્રમમાં તપોવૃદ્ધ સુતીક્ષ્ણને બેઠેલા જોઇને શ્રીરામે તેમને કહ્યું, 'ભગવન્ ! મારું નામ રામ છે, હું આપનાં દર્શન કરવાને આવેલો છું.'

स निरीक्ष्य ततो वीरं रामं धर्मभृतां वरम् ।
समाश्लिष्य च बाहुभ्यामिदं वचनमब्रवीत् ॥ ३ ॥

ધાર્મિક લોકોમાં શ્રેષ્ઠ શ્રીરામને જોઇને મહર્ષિ સુતીક્ષ્ણે તેમને બંને ભુજાઓવડે આલિંગન કર્યું અને કહ્યું કે

स्वागतं खलु ते वीर राम धर्मभृतां वरम् ।
आश्रमोऽयं त्वयाऽऽक्रान्तः सनाथ इव साम्प्रतम् ॥ ४ ॥

'હે ધર્મ પરાયણોમાં શ્રેષ્ઠ વીર રામ ! આપનું સ્વાગત કરું છું. આપના આગમનથી આ અનાથ આશ્રમ હવે સનાથ થઇ ગયો છે.'



प्रतीक्षमाणस्त्वामेव नारोहेऽहं महायशः ।
देवलोकमितो वीर देहं त्यक्त्वा महीतले ॥ ५ ॥

'હે મહાયશસ્વી રામ ! આપના દર્શનની અભિલાષાથી મેં આ પાર્થિવ શરીરનો પૃથ્વી ઉપર પરિત્યાગ કરીને બ્રહ્મલોકમાં પ્રસ્થાન કર્યું નથી.'

अयमेवाश्रमो राम गुणवान् रम्यतामिह ।
तत् श्रुत्वा वचनं तस्य रामो वचनमब्रवीत् ॥ ६ ॥

'હે રામ ! તમે આ આશ્રમમાં જ રહેજો કેમકે બધી જ જાતની સગવડતાઓ આ આશ્રમમાં છે'. તે મહર્ષિનું આવું કથન સાંભળીને શ્રીરામે તેમને કહ્યું કે,

एतस्मिन्नाश्रमे वासं चिरं तु न समर्थये ।
तमेवमुक्त्वा वरदं रामः सन्ध्यामुपागमत् ॥ ७ ॥

'હું આ આશ્રમમાં લાંબો સમય રહેવાનું ઉચિત સમજતો નથી.' તે ઋષિ જોડે આવી ઉપકારક વાતો કરીને શ્રીરામ સંધ્યા કરવાને જતા રહ્યા.

ततः शुभं तापसभोज्यमन्नं
स्वयं सुतीक्ष्णः पुरुषर्षभाभ्याम् ।
ताभ्यां सुसत्कृत्य ददौ महात्मा
सन्ध्यानिवृत्तौ रजनीमवेक्ष्य ॥ ८ ॥

જ્યારે શ્રીરામ સંધ્યા-ઉપાસના કરી રહ્યા ત્યારે મહાત્મા સુતીક્ષ્ણે રામ, લક્ષ્મણ અને સીતાજીને રાત પડી જોઇને તપસ્વીઓનો ખોરાક પવિત્ર ફળ, મૂળ તથા અન્ન વગેરે સ્વયં લાવી આપીને સત્કાર કર્યો.



रामस्तु सहसौमित्रिः सुतीक्ष्णेनाभिपूजितः ।
परिणाम्य निशां तत्र प्रभाते प्रत्युबुध्यत ॥ ९ ॥

સુતીક્ષ્ણ વડે સત્કૃત થઇને સીતા તથા લક્ષ્મણ સહિત શ્રીરામે તે રાત્રિ એ જ આશ્રમમાં વીતાવી અને પ્રભાત થતાં જ જાગી ઊઠયા.

उत्थाय तु यथाकालं राघवः सह सीतया ।
उपास्पृशत्सुशीतेन जलेनोत्पलगन्धिना ॥ १० ॥

સીતાજીએ અને શ્રીરામે યોગ્ય સમયે પથારી છોડીને કમળની સુગંધવાળાં શીતળ જળથી સ્નાન કર્યું.

अथ तेऽग्निं सुरांश्चैव वैदेही रामलक्ष्मणौ ।
काल्यं विधिवदभ्यर्च्य तपस्विशरणे वने ॥ ११ ॥

તે ઉપરાંત એ તપોવનમાં સમય અનુસાર વિધિપૂર્વક શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીએ ઇશ્વરોપાસના તથા અગ્નિહોત્ર કર્યા.

उदयन्तं दिनकरं दृष्ट्वा विगतकल्मषाः ।
सुतीक्ष्णमभिगम्येदं श्लक्ष्णं वचनमब्रुवन् ॥ १२ ॥

સૂર્યને ઊગતો જોઇને પુણ્યાત્મા રામ અને લક્ષ્મણ મહર્ષિ સુતીક્ષ્ણ પાસે જઇને નમ્રતા પૂર્વક આ મધુર વચન બોલ્યાં.

सुखोषिताः स्म भगवंस्त्वया पूज्येन पूजिताः ।
अविषह्यातपो यावत्सूर्यो नातिविराजते ॥ १३ ॥



तावदिच्छामहे गन्तुमित्युक्त्वा चरणौ मुनेः ।
ववन्दे सहसौमित्रिः सीतया सह राघवः ॥ १४ ॥

'ભગવન્ ! આપના જેવી પૂજ્ય વ્યક્તિ દ્વારા સત્કાર પામીને અમે લોકો આપના આશ્રમમાં સુખપૂર્વક રહ્યા. જ્યાં સુધી સૂર્યનો તાપ અસહ્ય ન થઈ જાય ત્યાં સુધીમાં અમે અહીંથી પ્રસ્થાન કરવાની ઈચ્છા કરીએ છીએ. (આપ અમને આજ્ઞા આપો.) આમ કહીને ત્રણેયે તે મુનિનાં ચરણોમાં પ્રણામ કર્યા.

तौ संस्पृशन्तौ चरणावुत्थाप्य मुनिपुङ्गवः ।
गाढमालिङ्ग्य सस्नेहमिदं वचनमब्रवीत् ॥ १५ ॥

મુનિશ્રેષ્ઠ સુતીક્ષ્ણે પગે પડી રહેલાં રામ-લક્ષ્મણને ઉઠાડીને એમને ગાઢ આલિંગન કર્યું અને સ્નેહભર્યું આ વચન કહ્યું.

अरिष्टं गच्छ पन्थानं राम सौमित्रिणा सह ।
सीतया चानया सार्धं छाययेवानुवृत्तया ॥ १६ ॥

'હે રામ ! આપ, આપની છાયા સમાન આપનું અનુસરણ કરનારી સીતા અને લક્ષ્મણ સુખપૂર્વક યાત્રા કરો.'

## ૭ (સાતમો) સર્ગ સીતાજીનો ધર્મોપદેશ

सुतीक्ष्णेनाभ्यनुज्ञातं प्रस्थितं रघुनन्दनम् ।
हृद्यया स्निग्धया वाचा भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

મહર્ષિ સુતીક્ષ્ણની વિદાય લઈને જ્યારે શ્રીરામ આગળ ચાલ્યા, ત્યારે માર્ગમાં સીતાજીએ પોતાના પતિ શ્રીરામને આ પ્રમાણે યુક્તિપૂર્વક સ્નેહભર્યાં વચનો કહ્યાં.



अधर्मं तु सुसूक्ष्मेण विधिना प्राप्यते महान् ।
निवृत्तेन तु शक्योऽयं व्यसनात्कामजादिह ॥ २ ॥

'હે રામ ! સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરશો તો આપ સમજી જશો કે (સિંહ, વાઘ વગેરે પ્રાણીઓ અને રાક્ષસોના વધની પ્રતિજ્ઞા કરીને) આપ અધર્મનો સંચય કરી રહ્યા છો. આપ જે કામજ વ્યસન (અભીષ્ટ કાર્ય)માં પ્રવૃત્ત થઈ રહ્યા છો, તેમાંથી જો નિવૃત્ત થાઓ તો જ આપ અધર્મના સંચય રૂપી દોષથી બચી શકો છો.'

त्रीण्येव व्यसनान्यत्र कामजानि भवन्त्युत ।
मिथ्यावाक्यं परमकं तस्माद् गुरुतरावुभौ ॥
परदाराभिगमनं विना वैरं च रौद्रता ॥ ३ ॥

'કામજ વ્યસનો ત્રણ પ્રકારનાં કહેલાં છે, તે પૈકી મિથ્યા ભાષણ (વ્યર્થ બકવાસ અથવા અસત્ય વચન) ભયંકર પાપ છે. તથા બાકીનાં બે, પરસ્ત્રી-ગમન અને અકારણ પ્રાણીઓની હિંસા તો તેનાથી પણ વધારે ભયંકર પાપ છે.'

मिथ्यावाक्यं न ते भूतं न भविष्यति राघव ।
कुतोऽभिलषणं स्त्रीणां परेषां धर्मनाशनम् ॥ ४ ॥

'હે રાઘવ ! મિથ્યા ભાષણ તો આપે કદી કર્યું નથી અને ભવિષ્યમાં કદી કરશો પણ નહીં એવી આશા રાખું છું અને ધર્મનો નાશ કરનારા પરસ્ત્રીના સંસર્ગની તો આપના વિષયમાં વાત જ કરવી નકામી છે.'

तृतीयं यदिदं रौद्रं परप्राणाभिहिंसनम् ।
निर्वैरं क्रियते मोहात्तच्च ते समुपस्थितम् ॥ ५ ॥
प्रतिज्ञातस्त्वया वीर दण्डकारण्यवासिनाम् ।
ऋषीणां रक्षणार्थाय वधः संयति रक्षसाम् ॥ ६ ॥



'પરંતુ ત્રીજો ભયંકર દોષ અર્થાત્ મોહવશ નિરપરાધ પ્રાણીઓની હિંસા તે આપનામાં આવી જવાનો છે, કેમકે હે વીર ! આપ દંડકારણ્યમાં રહેવાવાળા ઋષિઓની સુરક્ષા માટે સંગ્રામમાં રાક્ષસોને હણવાની પ્રતિજ્ઞા કરી ચૂકયા છો.'

एतन्निमित्तं च वनं दण्डका इति विश्रुतम् ।
प्रस्थितस्त्वं सह भ्रात्रा धृतबाणशरासनः ॥ ७ ॥

'અને એ પ્રતિજ્ઞા પૂરી કરવાને આપ ધનુષબાણ ધારણ કરીને લક્ષ્મણને લઇને દંડક નામથી પ્રસિદ્ધ થયેલાં વનમાં જઇ રહ્યા છો.'

नहि मे रोचते वीर गमनं दण्डकान प्रति ।
स्नेहाच्च बहुमानाच्च स्मारये त्वां न शिक्षये ॥ ८ ॥

'હે વીર ! આપ દંડક વનમાં જાઓ છો તે મને તો ગમતું નથી. હું આપને શિખામણ નથી આપતી, અપિતુ આપને સ્નેહ અને સન્માન હેતુથી સ્મરણ કરાવી રહી છું.'

अपराधं विना हन्तुं लोकान् वीर न कामये ।
क्षत्रियाणां तु वीराणां वनेषु नियतात्मनाम् ॥ ९ ॥
धनुषा कार्यमेतावदार्तानामभिरक्षणम् ।
क्व च शस्त्रं क्व च वनं क्व च क्षात्रं तपः क्व च ॥ १० ॥

'હે વીર ! વગર વાંકે લોકોનો વધ થાય એવું હું ઇચ્છતી નથી. શાંત અંતઃકરણવાળા વીર ક્ષત્રિયો વનમાં ધનુષ ધારણ કરે તો તેનું પ્રયોજન એટલું જ હોય છે કે તેઓ દુઃખી લોકોનું રક્ષણ કરે. (નિરપરાધ જીવોની હિંસા ન કરે.) કયાં શસ્ત્ર, કયાં વન ? કયાં ક્ષાત્રધર્મ અને કયાં તપશ્ચર્યા ? આ બંને પરસ્પર વિરોધી વાતો છે !'



तदार्य कलुषा बुद्धिर्जायते शस्त्रसेवनात् ।
पुनर्गत्वा त्वयोध्यायां क्षात्रधर्मं चरिष्यसि ॥ ११ ॥

'હે આર્ય ! શસ્ત્ર ધારણ કરવાથી બુદ્ધિ મલિન થઇ જાય છે. (એટલે આપ વનમાં શસ્ત્રો વડે રાક્ષસોનો વધ કરવાનું માંડી વાળો.) જ્યારે આપ અયોધ્યા પાછા ફરો ત્યારે વળી ફરીથી ક્ષાત્રધર્મનું પાલન કરજો.'

धर्मादर्थः प्रभवति धर्मात्प्रभवते सुखम् ।
धर्मेण लभते सर्वं धर्मसारमिदं जगत् ॥ १२ ॥

'ધર્મથી ધન પ્રાપ્ત થાય છે, ધર્મથી જ સુખની પ્રાપ્તિ થાય છે, વધારે શું કહેવું, ધર્મથી બધું જ પ્રાપ્ત થાય છે, ધર્મ જ સંસારનો સાર છે.

नित्यं शुचिमतिः सौम्य चर धर्मं तपोवने ।
सर्वं हि विदितं तुभ्यं त्रैलोक्यमपि तत्त्वतः ॥ १३ ॥

'હે સૌમ્ય ! આપ જ્યાં સુધી તપોવનમાં રહો ત્યાં સુધી વિશુદ્ધ મનથી તપસ્વીઓના સમાન ધર્મનું અનુષ્ઠાન કરો, ત્રણેય લોકના ધર્મનું યથાર્થ જ્ઞાન તો આપને છે જ. (હું આપને શું બતાવી શકું છું ?)'

स्त्रीचापलादेतदुदाहृतं मे
धर्मं च वक्तुं तव कः समर्थः ।
विचार्य बुद्धया तु सहानुजेन
यद्रोचते तत्कुरु माचिरेण ॥ १४ ॥

'સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે જ ચાપલાપણું હોય છે એટલે મેં આ બધી વાતો આપને કહી છે, ભલા આપને ધર્મનો ઉપદેશ કોણ આપી શકે છે ? આપ તથા આપના ભાઇ લક્ષ્મણ આ વાતો પર વિચાર કરજો અને પછી જે ઉચિત લાગે તે અવિલંબ કરજો.'



'હે નિષ્પાપ સીતા ! તમે સ્નેહ અને સુહૃદયતાથી જે કંઇ વાતો કરેલી છે, તેનાથી હું બહુ જ સંતુષ્ટ છું. (તમારા ઉપદેશમાં મારા પ્રતિ પ્રેમ વ્યકત થાય છે.) કેમકે અપ્રિય મનુષ્યને કોઇ ઉપદેશ કરતું નથી.'

सदृशं चानुरूपं च कुलस्य तव चात्मनः ।
सधर्मचारिणी मे त्वं प्राणेभ्योऽपि गरीयसी ॥ १० ॥

'હે સીતા ! તમે જે કહ્યું તે આપણા તથા આપણા કુળની મર્યાદાને અનુકૂળ ઉચિત જ કહેલું છે. તમે મારા સહ-ધર્મ-ચારિણી છો તથા પ્રાણોથી પણ અધિક પ્રિય છો. (એથી તમને મને ઉપદેશ આપવાનો અધિકાર છે.)

इत्येवमुक्त्वा वचनं महात्मा
सीतां प्रियां मैथिलीराजपुत्रीम् ।
रामो धनुष्मान् सह लक्ष्मणेन
जगाम रम्याणि तपोवनानि ॥ ११ ॥

જનક દુલારી પ્રિય સીતાને આવું કહીને મહાત્મા રામ હાથમાં ધનુષ લઇને લક્ષ્મણ સાથે તે રમણીય તપોવનમાં આગળ ચાલ્યા ગયા.

ते गत्वा दूरमध्वानं ददर्शाश्रममण्डलम् ।
कुशचीरपरिक्षिप्तं ब्राह्म्या लक्ष्म्या समावृतम् ॥ १२ ॥

બહુ જ દૂર ગયા પછી તેઓએ એક આશ્રમ-મંડળ જોયું, તેમાં દર્ભ અને ચીર (વલ્કલ) ફેલાવેલાં હતાં. તેમાં બ્રાહ્મણો વસતા હતા અને તેની શોભા અલૌકિક હતી.

प्रविश्य सह वैदेह्या लक्ष्मणेन च राघवः ।
उवास मुनिभिः सर्वैः पूज्यमानो महायशाः ॥ १३ ॥



શ્રીરામે લક્ષ્મણ અને સીતા સહિત તે આશ્રમ-મંડળમાં પ્રવેશ કર્યો. બધા આશ્રમવાસી મુનિજનોએ તેમનો સત્કાર કર્યો. અને મહાયશસ્વી શ્રીરામે તે રાત્રિ ત્યાં જ વીતાવી.

उषित्वा तु सुखं तत्र पूज्यमानो महर्षिभिः ।
जगाम चाश्रमांस्तेषां पर्यायेण तपस्विनाम् ॥ १४ ॥

કેટલાક સમય સુધી ત્યાં સુખપૂર્વક રહીને અને મુનિઓના આદરમાન અને સન્માન પ્રાપ્ત કરીને શ્રીરામ વારાફરતી બધા ઋષિઓના આશ્રમોમાં રહેવા લાગ્યા.

क्वचित्परिदशान् मासानेकं संवत्सरं क्वचित् ।
एवं संवसतस्तस्य ययुः संवत्सरा दश ॥ १५ ॥

કયાંક તેઓ દશ માસ નિવાસ કરતા હતા તો કયાંક એક વર્ષ. આ પ્રકારે સુખપૂર્વક નિવાસ કરતાં કરતાં તેમનાં દશ વર્ષ વીતી ગયાં.

सुतीक्ष्णस्याश्रमं श्रीमान्पुनरेवाजगाम ह ।
तत्रापि न्यवसद्रामः किञ्चित्कालमरिन्दमः ॥ १६ ॥

ત્યારપછી શ્રીરામ ફરીવાર મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમમાં પાછા આવી ગયા અને ત્યાં પણ તેઓએ ઘણા સમય સુધી નિવાસ કર્યો.

आश्रमस्थो काकुत्स्थः सुतीक्ष्णमिदमब्रवीत् ।
कुत्राश्रमं पुण्यमृषिरगस्त्यस्य तपोधनः ॥ १७ ॥



આશ્રમમાં વસવાટ કરતાં રહીને એક દિવસે રઘુકુલ-ભૂષણ શ્રી રામે મહર્ષિ સુતીક્ષ્ણને પૂછ્યું, 'આ રમણીય વનમાં તપોધન મહર્ષિ અગસ્ત્યનો આશ્રમ કયાં છે ?'

इति रामस्य स मुनिः श्रुत्वा धर्मात्मनो वचः ।
सुतीक्ष्णः प्रत्युवाच तं यत्रागस्त्यो महामुनिः ॥ १८ ॥

મહાત્મા રામનું આ વચન સાંભળીને મુનિવર સુતીક્ષ્ણે તેમને જ્યાં મહર્ષિ અગસ્ત્ય રહેતા હતા તે સ્થાન બતાવ્યું.

रामोऽथ मुनिमामन्त्र्य सह भ्रात्राऽभिवाद्य च ।
प्रतस्थेऽगस्त्यमुद्दिश्य सानुजः सीतया सह ॥ १९ ॥

મહર્ષિને આશ્રમનો પતો (પ્રાપ્તિ સ્થાન) પૂછીને તેમની વિદાય લઇને લક્ષ્મણ સહિત તેમને પ્રણામ કરીને શ્રીરામ લક્ષ્મણ અને સીતાની સાથે મહર્ષિ અગસ્ત્યના આશ્રમ ભણી ચાલતા થયા.

पश्यन्वनानि रम्याणि पर्वतांश्चाभ्रसन्निभान् ।
सरांसि सरितश्चैव पथि मार्गवशानुगान् ॥ २० ॥

सुतीक्ष्णेनोपदिष्टेन गत्वा तेन पथा सुखम् ।
इदं परमसंहृष्टो वाक्यं लक्ष्मणमब्रवीत् ॥ २१ ॥

મહર્ષિ સુતીક્ષ્ણે બતાવેલા માર્ગને લક્ષ્યમાં રાખીને શ્રીરામ રસ્તામાં અનેક રમણીય જંગલો, વાદળાં જેવા દેખાતા પર્વતો, નદીઓ અને સરોવરોને જોતાં જોતાં જઇ રહ્યા હતા. ચાલતાં ચાલતાં હરખાઇને શ્રીરામે લક્ષ્મણને કહ્યું,

आश्रमो नातिदूरस्थो महर्षेर्भावितात्मनः ।
अगस्त्य इति विख्यातो लोके स्वेनैव कर्मणा ॥ २२ ॥



'જે પોતાનાં કર્મો વડે સંસારમાં અગસ્ત્ય નામથી વિખ્યાત છે, તે શુદ્ધ ચિત્તવાળા મહર્ષિ અગસ્ત્યનો આશ્રમ હવે અધિક દૂર નથી.'

***ટિપ્પણી :*** ✱ *અગસ = દોષોને અસ્ત કરી દેનારા, લોકોની આધિ-વ્યાધિઓને દૂર કરવાવાળા.*

आश्रमो दृश्यते तस्य परिश्रान्तश्रमापहः ।
प्राज्यधूमाकुलवनश्चीरमालापरिष्कृतः ॥ २३ ॥

'થાકી ગયેલા પ્રવાસીઓના થાકને દૂર કરનારો આ મહર્ષિ અગસ્ત્યનો જ આશ્રમ જણાય છે. જુઓ, અગ્નિહોત્રનો ધુમાડો જંગલમાં છવાઇ ગયેલો છે. જ્યાં ત્યાં વૃક્ષોની ડાળીઓ ઉપર વલ્કલ વસ્ત્રો સૂકવેલાં દેખાય છે અને ફૂલમાળાઓ લટકાવીને આશ્રમને શણગારવામાં આવ્યો છે.

अस्मानभिगतानेष श्रेयसा योजयिष्यति ।
शेषं च वनवासस्य सौम्य वत्स्याम्यहं प्रभो ॥ २४ ॥

'હે સમર્થ સૌમ્ય લક્ષ્મણ ! આપણે જ્યારે એમનાં આશ્રમમાં પહોંચીશુ ત્યારે તે લોકો અવશ્ય આપણું કલ્યાણ કરવાના છે. હવે હું વનવાસનો શેષ સમય મહર્ષિ અગસ્ત્યના આશ્રમમાં જ વીતાવીશ.

आगताः स्माश्रमपदं सौमित्रे प्रविशाग्रतः ।
निवेदयेह मां प्राप्तमृषये सीतया सह ॥ २५ ॥

'હે લક્ષ્મણ ! લ્યો હવે આપણે આશ્રમમાં આવી પહોંચ્યા છીએ; હવે તમે આગળ જઇને તેઓને સીતા સહિત મારા આગમનની સૂચના આપો.'



## ૯ (નવમો) સર્ગ અગસ્ત્યનો મેળાપ અને પંચવટી તરફ પ્રસ્થાન

स प्रविश्याश्रमपदं लक्ष्मणो राघवानुजः ।
अगस्त्यशिष्यमासाद्य वाक्यमेतदुवाच ह ॥ १ ॥

શ્રીરામના નાના ભાઈ લક્ષ્મણ મહર્ષિ અગસ્ત્યના આશ્રમમાં પ્રવેશીને તેમના એક શિષ્યને મળ્યા અને બોલ્યા,

रामः प्राप्तो मुनिं द्रष्टुं भार्यया सह सीतया ।
लक्ष्मणो नाम तस्याहं भ्राता त्ववरजो हितः ॥ २ ॥

'શ્રી રામ પોતાની ધર્મ-પત્ની સીતાની સાથે મહર્ષિનાં દર્શન કરવાને આવ્યા છે. હું શ્રી રામનો હિતેચ્છુ એમનો નાનો ભાઈ છું.'

ते वयं वनमत्युग्रं प्रविष्टाः पितृशासनात् ।
द्रष्टुमिच्छामहे सर्वे भगवन्तं निवेद्यताम् ॥ ३ ॥

'અમે પિતાજીની આજ્ઞાથી આ ભયંકર વનમાં આવ્યા છીએ. અમે બધા જ એમના દર્શન કરવાની ઈચ્છા કરીએ છીએ, આપ ભગવાન અગસ્ત્યને અમારા આગમનની સૂચના આપો.'

तस्य तद्वचनं श्रुत्वा लक्ष्मणस्य तपोधनः ।
तथेत्युक्त्वाऽग्निशरणं प्रविवेश निवेदितुम् ॥ ४ ॥

લક્ષ્મણજીની વાત સાંભળીને તે તાપસ 'બહુ સારું' એમ કહીને મહર્ષિ અગસ્ત્યને નિવેદન કરવા માટે અગ્નિશાળામાં પ્રવેશ્યો.



स प्रविश्य मुनिश्रेष्ठं तपसा दुष्प्रधर्षणम् ।
कृताञ्जलिरुवाचेदं रामागमनमञ्जसा ॥ ५ ॥

તે શિષ્યે યજ્ઞશાળામાં પ્રવેશ કરીને હાથ જોડી જ્ઞાનસંપન્ન મુનિશ્રેષ્ઠ અગસ્ત્યજીને શ્રીરામના આગમનના સમાચાર આપ્યા.

ततः शिष्यादुपश्रुत्य प्राप्तं रामं सलक्ष्मणम् ।
वैदेहीं च महाभागामिदं वचनमब्रवीत् ॥ ६ ॥

શિષ્યના મુખથી શ્રીરામ, લક્ષ્મણ અને સીતાજીના આગમનના સમાચાર સાંભળી અગસ્ત્યજી બોલ્યા,

दिष्ट्या रामश्चिरस्याद्य द्रष्टुं मां समुपागतः ।
मनसा काङ्क्षितं ह्यस्य मयाप्यागमनं प्रति ॥ ७ ॥

'મહાન સૌભાગ્યની વાત છે કે ઘણા લાંબા સમયે આજ શ્રીરામ મને મળવા આવ્યા છે. મારાં મનમાં પણ એમને મળવાની બહુ જ અભિલાષા હતી.'

गम्यतां सत्कृतो रामः सभार्यः सहलक्ष्मणः ।
प्रवेश्यतां समीपं मे किं चासौ न प्रवेशितः ॥ ८ ॥

'સારું, તમે જાઓ અને સત્કારપૂર્વક લક્ષ્મણ અને સીતા સહિત રામને મારી પાસે લઈ આવો. તમે તેમને પહેલાંથી જ મારી પાસે કેમ ન લઈ આવ્યા ?'

ततो निष्क्रम्य स शीघ्रं गत्वाऽश्रमद्वारं तथा ।
प्रवेशयद्यथान्यायं सत्कारार्हं सुसत्कृतम् ॥ ९ ॥



તેથી તે શિષ્ય જલદી જલદી બહાર નીકળ્યો અને આશ્રમના દ્વાર પર જઇ એ બધાનો યથાવિધિ સત્કાર કરીને એમને આશ્રમમાં લઇ ગયો.

तत्र गत्वा महाबाहुरगस्त्यं सूर्यवर्चसम् ।
जग्राह परमप्रीतस्तस्य पादौ परन्तपः ॥ १० ॥

આશ્રમમાં પ્રવેશ કરીને મહાબાહુ રામે સૂર્ય સમાન તેજસ્વી ઋષિનાં ચરણો પકડીને તેમને પ્રણામ કર્યા.

प्रतिजग्राह काकुत्स्थमर्चयित्वाऽऽसनोदकैः ।
कुशलप्रश्नमुक्त्वा च ह्यास्यतामिति चाब्रवीत् ॥ ११ ॥

મહર્ષિ અગસ્ત્યે શ્રીરામને અતિથિ માનીને એમનું સ્વાગત કર્યું. તેઓને બેસવા માટે આસન અને પગ ધોવા માટે પાણી આપ્યું, ત્યારપછી તેમની કુશળતા પૂછીને કહ્યું કે 'આપ બેસો'.

प्रथमं चोपविश्याथ धर्मज्ञो मुनिपुङ्गवः ।
उवाच राममासीनं प्राञ्जलिं धर्मकोविदम् ॥ १२ ॥

ત્યારપછી ધર્મવેત્તા મુનિશ્રેષ્ઠ મહર્ષિ અગસ્ત્યે હાથ જોડીને આસન પર બેઠેલા કર્તવ્ય-પ્રવીણ શ્રીરામને કહ્યું,

अपूजयित्वा काकुत्स्थ तपस्विनामुपागतम् ।
भुङ्क्ते यः स परे लोके स्वानि मांसानि खादति ॥ १३ ॥

'હે રઘુકુલ-શિરોમણિ રામ ! જે મનુષ્ય આવેલા તપસ્વીઓનો અને અતિથિઓનો સત્કાર કર્યા વિના, એમને ભોજન કરાવ્યા વિના પોતે ભોજન કરે છે, તે પરલોકમાં પોતાનું માંસ પોતે જ ખાય છે.'



राजा सर्वस्य लोकस्य धर्मचारी महारथः ।
पूजनीयश्च मान्यश्च भवान् प्राप्तः प्रियातिथिः ॥ १४ ॥

'આપ તો ભૂમંડળના રાજા, ધર્મશીલ અને મહારથી છો, તથા વિશિષ્ટ અને પ્રિય અતિથિના રૂપમાં મારી પાસે અહીં આવ્યો છો.'

एवमुक्त्वा फलैर्मूलैः पुष्पैरन्यैश्च राघवम् ।
पूजयित्वा यथाकामं पुनरेवाब्रवीद्वचः ॥ १५ ॥

આવું કહીને ફળો, મૂળ, ફૂલો તથા અન્ય પદાર્થો વડે પોતાની ઇચ્છા અનુસાર રામનું આતિથ્ય કરીને અગસ્ત્યે તેમને કહ્યું.

इदं दिव्यं महच्चापं हेमरत्नविभूषितम् ।
वैष्णवं पुरषव्याघ्र निर्मितं विश्वकर्मणा ॥ १६ ॥

'હે પુરુષસિંહ ! વિશ્વકર્મા દ્વારા નિર્મિત, સ્વર્ણ અને રત્નોથી વિભૂષિત આ વૈષ્ણવ નામનું દિવ્ય અને વિશાળ ધનુષ છે.'

अमोघः सूर्यसङ्काशो ब्रह्मदत्तः शरोत्तमः ।
दत्तो मम महेन्द्रेण तूणी चाक्षयसायकौ ॥ १७ ॥

'આ સૂર્ય સમાન દેદીપ્યમાન અને અમોઘ (જે કદી પણ ખાલી ન જાય તેવું) ઉત્તમ બાણ છે. તે મને બ્રહ્માજીએ આપેલું હતું. વળી આ ઇન્દ્રનાં આપેલાં બે ભાથાં છે, તેમાંથી બાણ કદી પણ સમાપ્ત થતાં જ નથી.'

सम्पूर्णो निशितैर्बाणैर्ज्वलद्भिरिव पावकैः ।
महारजतकोशोऽयमसिर्हेमविभूषितः ॥ १८ ॥



આ ભાથાઓમાં અગ્નિ સમાન જવાળા ઓકવાવાળા તીવ્ર બાણો ભરેલાં છે, આ સ્વર્ણથી વિભૂષિત તલવાર છે, તેનું મ્યાન પણ મોટું સોનાચાંદીનું બનાવેલું છે.'

तद्धनुस्तौ च तूणीरौ शरं खड्गं च मानद ।
जयाय प्रतिगृह्णीष्व वज्रं वज्रधरो यथा ॥ १९ ॥

'હે સન્માન-યોગ્ય રામ ! જેવી રીતે ઇન્દ્રે વજ્રને ધારણ કરેલું હતું. તેવી રીતે તમે પણ સંગ્રામમાં તમારા વિજય માટે આ ધનુષ, બાણો, બે ભાથાં તથા તલવારને ધારણ કરો.'

गृहीत्वा तांस्तदा रामः प्रत्युवाच महामुनिम् ।
धन्योऽस्म्यनुगृहीतोऽस्मि यस्य मे परितुष्यति ॥ २० ॥

એ અસ્ત્ર-શસ્ત્રોને ગ્રહણ કરીને શ્રીરામે અગસ્ત્ય મુનિને કહ્યું કે, 'હું મને ધન્ય અને અનુગૃહીત સમજું છું, કે આપ મારાથી સંતુષ્ટ છો.'

प्रभो व्यादिश मे देशं सोदकं बहुकाननम् ।
यत्राश्रमपदं कृत्वा वसेयं निरतः सुखम् ॥ २१ ॥

'હે પ્રભુ ! હવે આપ મને કોઇ એવું સ્થાન બતાવો કે જ્યાં જળની આપદા ન હોય, લીલાંછમ વૃક્ષો (વાળાં વનો) હોય. જ્યાં આશ્રમ બનાવીને હું સુખપૂર્વક રહી શકું.'

ततोऽब्रवीन्मुनिश्रेष्ठः श्रुत्वा रामस्य तद्वचः ।
ध्यात्वा मुहूर्तं धर्मात्मा धीरो धीरतरं वचः ॥ २२ ॥

શ્રીરામની આ વાત સાંભળીને ધીર ધર્માત્મા મુનિશ્રેષ્ઠ અગસ્ત્યજી થોડીવાર વિચાર કરીને આ સુનિશ્ચિત વચન બોલ્યા.



इतो द्वियोजने तात बहुमूलफलोदकः ।
देशो बहुमृगः श्रीमान् पञ्चवट्यभिविश्रुतः ॥ २३ ॥

'હે તાત ! અહીંથી બે યોજન (યોજન = ચાર ગાઉ) દૂર પંચવટી નામથી પ્રસિદ્ધ સ્થાન છે, તે અનેક પ્રકારનાં ફળફૂલોથી યુક્ત અને જળાશયોથી પરિપૂર્ણ તથા (ઘણી જાતનાં) પશુઓનું આશ્રય સ્થાન છે.'

तत्र गत्वाऽऽश्रमपदं कृत्वा सौमित्रिणा सह ।
रंस्यसे त्वं पितुर्वाक्यं यथोक्तमनुपालयन् ॥ २४ ॥

'તમે લક્ષ્મણ સાથે ત્યાં જાઓ, ત્યાં આશ્રમ બનાવીને તમારા પિતાજીના વચનનું યથાવિધિ પાલન કરતા રહીને ત્યાં સુખપૂર્વક નિવાસ કરો.'

अगस्त्येनैवमुक्तस्तु रामः सौमित्रिणा सह ।
सत्कृत्यामन्त्रयामास तमृषिं सत्यवादिनम् ॥ २५ ॥

મહર્ષિ અગસ્ત્યે આ પ્રમાણે કહ્યું એટલે શ્રીરામે અને લક્ષ્મણે તે સત્યવાદી ઋષિનું સન્માન કરીને આગળ જવાની અનુજ્ઞા માગી.

तौ तु तेनाभ्यनुज्ञातौ कृतपादाभिवादनौ ।
तदाश्रमात्पञ्चवटीं जग्मतुः सह सीतया ॥ २६ ॥

અગસ્ત્યજીની અનુમતિ પ્રાપ્ત કરીને બંને રાજકુમારોએ ઋષિનાં ચરણોમાં પ્રણામ કર્યા અને સીતાને સાથે લઇને તેઓ (તે આશ્રમમાંથી) પંચવટી તરફ જવા લાગ્યા.



## ૧૦ (દશમો) સર્ગ જટાયુનો મેળાપ અને પંચવટીમાં નિવાસ

अथ पञ्चवटीं गच्छन्नन्तरा रघुनन्दनः ।
आससाद महाकायं गृध्रं भीमपराक्रम् ॥ १ ॥

પંચવટી તરફ જતાં જતાં રામે રસ્તામાં ભીષણ પરાક્રમવાળા વિશાળ કાયાવાળા ગૃધ્રરાજ (ગૃધ્રકૂટના ભૂતપૂર્વ રાજા) જટાયુ ને જોયો.

**ટિપ્પણી :** ✷ *જટાયુના વિષયમાં લોકોને મોટો ભ્રમ છે. લોકમાં એવું પ્રસિદ્ધ છે કે જટાયુ એક ગીધ હતો, પરંતુ આ વાત સર્વથા અસત્ય છે. જટાયુ પોતે જ પોતાને 'वयस्यं पितुरात्मनः' દશરથનો મિત્ર બતાવે છે. એટલું જ નહીં પણ જટાયુને માટે આદિ કવિએ આર્ય શબ્દ વાપરેલો છે. જ્યારે રાવણ સીતાનું હરણ કરીને લઈ જતો હતો ત્યારે સીતા જટાયુને જોઈને કહે છે કે, 'जटायो पश्य मामार्य ह्रियमानामनाथवत्' 'હે આર્ય જટાયુ ! જુઓ ને આ રાક્ષસ મને અનાથની જેમ ઉઠાવીને લઈ જઈ રહ્યો છે.' આર્ય વિશેષણથી જ એ વાત સિદ્ધ થાય છે કે જટાયુ પક્ષી ન હતો.*

*એવો પ્રશ્ન પણ થઈ શકે છે કે રામાયણમાં એને કયાંક કયાંક પક્ષી કહેલો છે. તેનું કારણ શું છે ? આ શંકાનું સમાધાન 'ताण्ड्यब्राह्मण'થી થઈ જાય છે. તેમાં કહ્યું છે કે, જેઓ વિદ્વાનો હોય છે તેઓ પક્ષીઓ અને જેઓ અવિદ્વાન = મૂર્ખ હોય છે તેઓ પક્ષરહિત. 'ये वै विद्वांसस्ते पक्षिणो येऽविद्वांसस्तेऽपक्षाः ॥ ता. ब्रा. १४-१-१३*

*જટાયુએ પોતાના પુત્રોને રાજપાટ સોંપી દીધા પછી, તેઓ પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહીને વાનપ્રસ્થીઓના જેવું જીવન વીતાવી રહ્યા હતા. એથી એમને (વિદ્વાન) પક્ષી કહેવું ઉચિત જ છે. જ્ઞાન અને કર્મ એ બે એમનાં પક્ષ (પાંખો) હતા. તેનાથી ઊડીને તેઓ પરમાત્મા-પ્રાપ્તિનો પ્રયત્ન કરી રહ્યા હતા.*



*વાનપ્રસ્થીઓની જેમ જ એમણે પણ પોતાની જટાઓ વધારી હતી. તેથી તેઓ જટાયુ હતા. (ગૃધ્રકૂટના ભૂતપૂર્વ રાજા હોવાથી તેને ગૃધરાજ જટાયુ કહેલ છે.) (જટા = ચોટલો)*

तं दृष्ट्वा तौ महाभागौ वनस्थं रामलक्ष्मणौ ।
मेनाते राक्षसं पक्षिं ब्रुवाणौ को भवानिति ॥ २ ॥

મહાભાગ શ્રીરામ અને લક્ષ્મણ એ વનવાસી જટાયુને જોઈને તેને રાક્ષસોના પક્ષનું સમર્થન કરનારો રાક્ષસ જ સમજીને એને પૂછવા લાગ્યા, 'તમે કોણ છો ?'

स तौ मधुरया वाचा सौम्यया प्रीणयन्निव ।
उवाच वत्स मां विद्धि वयस्यं पितुरात्मनः ॥ ३ ॥

ગૃધ્રરાજ જટાયુએ અત્યંત સૌજન્યપૂર્વક મધુર શબ્દોમાં શ્રીરામને પ્રસન્ન કરતાં રહીને ઉત્તર આપ્યો, 'હે બેટા ! મને તમારા પિતાનો મિત્ર જાણો.'

**ટિપ્પણી :** ✷ *શું આ વિશેષણો આકાશમાં ઊડવાવાળા પક્ષીઓની વાણીમાં ઘટાવી શકાય છે ? કદાપિ નહિ.*

स तं पितृसखं बुद्ध्वा पूजयामास राघवः ।
स तस्य कुलमव्यग्रमथ पप्रच्छ नाम च ॥ ४ ॥

શ્રીરામે તેમને પોતાના પિતાનો મિત્ર જાણીને તેનો સત્કાર કર્યો. પછી તેમને તેમના કુળ અને નામ પૂછ્યાં.

रामस्य वचनं श्रुत्वा स्वकुलं जन्म चात्मनः ।
आचचक्षे द्विजश्रेष्ठो यथावत् परिपृच्छतः ॥ ५ ॥



**ટિપ્પણી :** ✱ *આ શ્લોકમાં જટાયુને દ્વિજશ્રેષ્ઠ કહેલો છે, 'એવો આગ્રહ રાખીએ કે દ્વિજ તો પક્ષીઓને પણ કહે છે. એટલે જટાયુ (પાંખવાળો) પક્ષી જ હતો' તો તે ઠીક નથી. લોકોમાં તો ગીધને અત્યંત હલકું પંખી ગણી કાઢેલું છે. તે મડદાનું માંસ ખાય છે. એટલે દ્વિજોમાં (ક્ષત્રિયોમાં) (પંખીઓમાં) શ્રેષ્ઠ વિશેષણ જટાયુને પંખી નહીં પરંતુ શ્રેષ્ઠ ક્ષત્રિય સાબિત કરે છે. દ્વિજ નો અર્થ થાય છે. द्विः जायते असौ द्विजः (ઉપનયન એ બીજો જન્મ છે.) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ને દ્વિજ કહેવાય છે. જટાયુ રાજા હતો તેથી તે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ (દ્વિજશ્રેષ્ઠ) હતો.*

શ્રીરામની વાત સાંભળીને ક્ષત્રિય શ્રેષ્ઠ જટાયુએ પોતાનાં કુળ, જન્મ અને નામ વગેરે યથાવત્ બતાવ્યાં. (તેણે કહ્યું)

जटायुरिति मां विद्धि श्येनीपुत्रमरिन्दमः ।
सोऽहं वाससहायस्ते भविष्यामि यदीच्छसि ॥ ६ ॥

'હે શત્રુસંહારક ! મારું નામ જટાયુ છે, હું શ્યેનીનો પુત્ર છું. જો તમારી ઇચ્છા હોય તો વનવાસમાં આપની સહાયતા કરીશ.'

इदं दुर्गं हि कान्तारं मृगराक्षससेवितम् ।
सीतां च तात रक्षिष्ये त्वयि याते सलक्ष्मणे ॥ ७ ॥

'આ જંગલ બહુ જ દુર્ગમ છે. આમાં અનેક સિંહો, જંગલી પશુઓ અને રાક્ષસો રહે છે. હે તાત ! જ્યારે તમે લક્ષ્મણની સાથે આશ્રમથી દૂર ક્યાંક જતા રહેશો ત્યારે હું સીતાજીની રક્ષા કર્યા કરીશ.'

जटायुषं तं प्रतिपूज्य राघवो
सहैव तेनातिबलेन पक्षिणा ।
जगाम तां पञ्चवटीं सलक्ष्मणो
रिपून् दिधक्षन् शलभानिवानलः ॥ ८ ॥



જટાયુનો સમાદર-સન્માન કરીને અને સીતાના રક્ષણ માટે પોતાના પક્ષના સમર્થક, જ્ઞાન-સંપન્ન એવા તે જટાયુને પોતાની સાથે જ લઇને, લક્ષ્મણ સાથે શ્રીરામ જેમ અગ્નિ પતંગિયાને બાળી મૂકે તેમ રાક્ષસોને ભસ્મીભૂત કરતાં કરતાં સુપ્રસિદ્ધ પંચવટી તરફ ચાલ્યા.

ततः पञ्चवटीं गत्वा नानाव्यालमृगायुतम् ।
उवाच भ्रातरं रामः सौमित्रिं दीप्ततेजसम् ॥ ९ ॥

ત્યારપછી સાપ અને હિંસક વન્ય પશુઓથી પરિપૂર્ણ તે પંચવટીમાં પહોંચીને શ્રીરામે પોતાના તેજસ્વી ભાઇ લક્ષ્મણને કહ્યું.

आगताः स्म यथोद्दिष्टममुं देशं महर्षिणा ।
अयं पञ्चवटीदेशः सौम्य पुष्पितपादपः ॥ १० ॥

'હે સૌમ્ય ! મહર્ષિ અગસ્ત્યે બતાવેલાં સ્થાને આપણે પહોંચી ગયાં છીએ, આ જ પંચવટી છે, અહીંયા પુષ્પિત વૃક્ષોથી ભરેલું વન દેખાઇ રહ્યું છે.

सर्वतश्चार्यतां दृष्टिः कानने निपुणो ह्यसि ।
आश्रमः कतरस्मिन्नो देशे भवति सम्मतः ॥ ११ ॥

'આશ્રમ બનાવવા માટે ઉપયોગી સ્થાન પસંદ કરવામાં તમે પ્રવીણ છો. એટલે આ વનમાં નજર ફેલાવીને નિહાળો કે આપણા આશ્રમ માટે કયું સ્થાન ઉપયોગી થઇ રહેશે ?



रमते यत्र वैदेही त्वमहं च लक्ष्मण ।
तादृशो दृश्यतां देशः सन्निकृष्टजलाशयः ॥ १२ ॥

'હે લક્ષ્મણ ! સ્થાન એવું હોવું જોઇએ, કે ત્યાં સીતાજી, હું અને તમે બધા જ સુખપૂર્વક રહી શકીએ અને પાણી પણ પાસે જ હોય.'

एवमुक्तस्तु रामेण लक्ष्मणः संयताञ्जलिः ।
सीतासमक्षं काकुत्स्थमिदं वचनमब्रवीत् ॥ १३ ॥

શ્રીરામનું આવું વચન સાંભળીને લક્ષ્મણજીએ હાથ જોડીને સીતાજીની સામે જ શ્રીરામને કહ્યું,

परवानस्मि काकुत्स्थ त्वयि वर्षशतं स्थिते ।
स्वयं तु रूचिरे देशे क्रियतामिति मां वद ॥ १४ ॥

'હે રામ ! હું તો આપનો સર્વ કાળ માટે (કાયમ માટે) દાસ છું. આપ જાતે જ કોઇ સ્થાન પસંદ કરીને મને ત્યાં આશ્રમ બનાવવાની આજ્ઞા આપો.'

सुप्रीतस्तेन वाक्येन लक्ष्मणस्य महात्मनः ।
विमृशन् रोचयामास देशं सर्वगुणान्वितम् ॥ १५ ॥

લક્ષ્મણજીએ કહ્યું તે સાંભળીને શ્રીરામ બહુ જ ખુશ થયા, તેમણે વિચારપૂર્વક ગોતી કાઢીને એક એવું રમણીય સ્થળ પસંદ કર્યુ કે જ્યાં બધી જ જાતની સુવિધાઓ સુલભ હતી.

स तं रुचिरमाक्रम्य देशमाश्रमकर्मणि ।
हस्तौ गृहीत्वा हस्तेन रामः सौमित्रिमब्रवीत् ॥ १६ ॥



આશ્રમ તૈયાર કરવા માટે ઉપયોગી સ્થાન પસંદ કરીને શ્રીરામે પોતાના હાથથી લક્ષ્મણના બેઉ હાથ પકડયા અને પછી તે બોલ્યા.

अयं देशः समः श्रीमान् पुष्पितैस्तरुभिर्वृतः ।
इहाश्रमपदं सौम्य यथावत्कर्तुमर्हसि ॥ १७ ॥

'હે સૌમ્ય ! આ સ્થાન સમતલ છે અને ફૂલવાળાં વૃક્ષોથી પરિપૂર્ણ તથા રમણીય છે, એટલે આ ઠેકાણે તમે બધા જ પ્રકારની સુખ-સગવડ્વાળો આશ્રમ તૈયાર કરો.'

एवमुक्तस्तु रामेण लक्ष्मणः परवीरहा ।
अचिरेणाश्रमं भ्रातुश्चकार सुमहाबलः ॥ १८ ॥

શ્રીરામે આમ કહ્યું એટલે મહાબલી, શત્રુંજય લક્ષ્મણે ઝટપટ ત્યાં આશ્રમ નિર્માણ કરવાનું કામ આરંભ કરી દીધું.

पर्णशालां सुविपुलां तत्र संखातमृत्तिकाम् ।
सुस्तम्भां मस्करैर्दीर्घैः कृतवंशां सुशोभनाम् ॥ १९ ॥

માટીની દીવાલો ઊભી કરી અને લાંબા લાંબા વાંસોના થાંભલા સાથે વાંસની ખપાટો બાંધીને લક્ષ્મણજીએ વિસ્તૃત અને સુશોભિત પર્ણશાળા તૈયાર કરી.

ततः पुष्पबलिं कृत्वा शान्तिं च स यथाविधि ।
दर्शयामास रामाय तदाश्रमपदं कृतम् ॥ २० ॥

ત્યારપછી શ્રીલક્ષ્મણજીએ એ ઝૂંપડીને પુષ્પોથી શણગારી અને વિધિપૂર્વક સુખ-શાંતિના સર્વ ઉપાયો કરીને એ નવ નિર્મિત પર્ણકુટી શ્રીરામને દેખાડી.



स तं दृष्ट्वा कृतं सौम्यमाश्रमं सह सीतया ।
राघवः पर्णशालायां हर्षमाहारयद् भृशम् ॥ २१ ॥

સીતા સહિત શ્રીરામે લક્ષ્મણે બાંધેલી તે પર્ણશાલા જોઇને અત્યંત પ્રસન્નતા પ્રકટ કરી.

सुसंहृष्टः परिष्वज्य बाहुभ्यां लक्ष्मणं तदा ।
अतिस्निग्धं च गाढं च वचनं चेदमब्रवीत् ॥ २२ ॥

બહુ જ પ્રસન્ન થવાથી શ્રીરામે પોતાની વિશાળ ભુજાઓ વડે ભાઇ લક્ષ્મણને પ્રેમપૂર્વક ગાઢ આલિંગન કર્યું, પછી બોલ્યા,

प्रीतोऽस्मि ते महत्कर्म त्वया कृतमिदं प्रभो ।
प्रदेयो यन्निमित्तं ते परिष्वङ्गो मया कृतः ॥ २३ ॥

'હે લક્ષ્મણ ! હું તમારા પર બહુ જ પ્રસન્ન છું. તમે આ બહુ જ સરસ કાર્ય કર્યું છે. આનું તમને ઇનામ પણ મળવું જોઇએ. તે પુરસ્કારના રૂપમાં મેં તમને મારા હૃદયની સાથે લગાડેલા છે.'

एवं लक्ष्मणमुक्त्वा तु राघवो लक्ष्मिवर्धनः ।
तस्मिन् देशे बहुफले न्यवसत्सुखं वशी ॥ २४ ॥

શાન્તાત્મા, લક્ષ્મિવર્ધન શ્રીરામ લક્ષ્મણજીને આવું કહીને એ બહુ જ ફળફૂલોવાળા પ્રદેશમાં સુખપૂર્વક નિવાસ કરવા લાગ્યા.

## ૧૧ (અગિયારમો) સર્ગ હેમન્ત ઋતુનું વર્ણન



वसतस्तस्य तु सुखं राघवस्य महात्मनः ।
शरद्यपाये हेमन्त ऋतुरिष्टः प्रवर्तते ॥ १ ॥

મહાત્મા રામે ત્યાં સુખપૂર્વક નિવાસ કરતાં કરતાં શરદ્ઋતુ વીતાવી દીધી. ત્યાર પછી સૌ લોકોની પ્રિય હેમન્તઋતુનો આરંભ થયો.

स कदाचित् प्रभातायां शर्वर्यां रघुनन्दनः ।
प्रययावभिषेकार्थं रम्यां गोदावरीं नदीम् ॥ २ ॥

એક દિવસ જ્યારે રાત વીતી જઇને પ્રભાત થયું ત્યારે શ્રીરામ સ્નાન કરવા માટે રમણીય ગોદાવરી નદીએ ગયા.

प्रह्वः कलशहस्तस्तं सीतया सह वीर्यवान् ।
पृष्ठतोऽनुव्रजन् भ्राता सौमित्रिरिदमब्रवीत् ॥ ३ ॥

પરાક્રમી લક્ષ્મણ હાથમાં કળશ લઇને સીતાની સાથે શ્રીરામની પાછળ પાછળ ચાલતાં ચાલતાં એમને આ વાત કરી.

अयं स कालः संप्राप्तः प्रियो यस्ते प्रियंवद ।
अलंकृत इवाभाति येन संवत्सरः शुभः ॥ ४ ॥

'હે પ્રિયભાષી રામ ! સૌભાગ્યથી આપની પ્રિય હેમન્ત ઋતુ આવી ગઇ છે. આ રમણીય ઋતુના આગમનથી પાકી ગયેલાં અન્નાદિથી આ સંવત્સર શુભ અને અલંકૃત જણાય છે.

नीहारपरुषो लोकः पृथिवी सस्यशालिनी ।
जलान्यनुपभोग्यानि सुभगो हव्यवाहनः ॥ ५ ॥

આ ઋતુમાં હિમ પડવાથી લોકોનાં શરીરો લૂખાં પડી ગયાં છે. ધરતી અનાજથી હરી-ભરી દેખાય છે. પાણીને સ્પર્શ કરવાનું પણ મન થતું નથી. વળી બધાને અગ્નિથી તાપવાનું બહુ જ ગમે છે.



नवाग्रयणपूजाभिरभ्यर्च्य पितृदेवताः ।
कृताग्रयणकाः काले सन्तो विगतकल्मषाः ॥ ६ ॥

આ સમયે સજ્જન લોકો નવસસ્યેષ્ટિ યજ્ઞપૂર્વક દેવ = વિદ્વાન, પિતૃ = માતા-પિતા તથા સંબંધીઓનો નવાં ધાન્યથી સત્કાર કરીને નિષ્પાપ થઇ ગયા છે.

**ટિપ્પણી :** * *નવીન અનાજનો ઉપભોગ કરતાં પહેલાં જે હવિ (= આહુતિનું અન્ન) આપવામાં આવે છે તેને આગ્રયણ' કહે છે.*

* *આ પ્રમાણથી એ સ્પષ્ટ અને નિશ્ચિત થાય છે કે દીપાવલી પર્વને શ્રીરામના રાજગાદી પર બસેવાની સાથે કોઇ સંબંધ નથી. આ વૈદિક પર્વ છે. રામાયણ કાળમાં પણ દીપાવલી પર્વ મનાવવામાં આવતું હતું.*

* *ખેતી વગેરે કરવામાં અનેક જીવોની હિંસા થતી હોય છે. યજ્ઞ કરવાથી વાયુની શુદ્ધિ થાય છે, તેથી અનાજ-પાણીની શુદ્ધિ થવાથી પુણ્ય પ્રાપ્ત થાય છે.*

प्राज्यकामा जनपदाः सम्पन्नतरगोरसाः ।
विचरन्ति महीपाला यात्रास्था विजिगीषवः ॥ ७ ॥

આ સમયે સમાજના બધા વર્ગોની કામનાઓ (વસ્તુઓની વિપુલતાને લીધે) પૂરી થઇ જાય છે. બીજી ઋતુઓની તુલનામાં આ ઋતુમાં ગોરસ = દૂધ, દહીં પણ અધિક હોય છે. વિજયની ઇચ્છાવાળા રાજાલોકો પણ આ દિવસોમાં રણ-યાત્રા (યુદ્ધ માટે પ્રસ્થાન) કરતા હોય છે.

मृदुसूर्याः सनीहाराः पटुशीताः समारुताः ।
शून्यारण्या हिमध्वस्ता दिवसा भान्ति साम्प्रतम् ॥ ८ ॥



આ ઋતુમાં સૂર્યમાં અગાઉ જેવી ગરમી નથી રહેતી; એથી સૂર્યના કિરણો સહન થાય તેવા હોય છે. ધુમ્મસ અને શીતળ પવનોથી ઠંડી જોરદાર થઇ જાય છે. વનમાં રહેનારા લોકો હિમ પડવાથી અહીંતહીં ફરતા નથી. એનાથી અરણ્યો નિર્જન થઇ ગયાં દેખાય છે.

रविसंक्रान्तसौभाग्यस्तुषारारुणमण्डलः ।
निःश्वासान्ध इवादर्शश्चन्द्रमा न प्रकाशते ॥ ९ ॥

ચંદ્રમાંનું સૌભાગ્ય સૂર્યે હરી લીધું છે. (પહેલા લોકોને ચંદ્રમા ગમતો હતો હવે લોકોને સૂર્ય ગમે છે.) જેવી રીતે મોનાં નિઃશ્વાસથી દર્પણ ધૂંધળું થઇ જાય છે, તેવી રીતે ધૂમસના લાલ મંડળવાળા ચંદ્રમાનું અજવાળું પણ ઝાંખું થઇ ગયું છે.

ज्योत्स्ना तुषारमलिना पौर्णमास्यां न राजते ।
सीतेव चातपश्यामा लक्ष्यते न तु शोभते ॥ १० ॥

ધુમ્મસથી મલિન થઇ ગયેલી ચંદ્રમાની ચાંદની પૂનમની રાતે પણ ચમકતી નથી : જેવી રીતે તાપથી કાળી પડી ગયેલી સીતાજીને ઓળખી તો શકાય છે, પણ શોભતી નથી તેવી રીતે ચંદ્રમાનું ધૂંધળું સરખું અજવાળું માત્ર દેખાય છે.

प्रकृत्या शीतलस्पर्शो हिमविद्धश्च साम्प्रतम् ।
प्रवाति पश्चिमो वायुः काले द्विगुणशीतलः ॥ ११ ॥

સ્વભાવથી જ શીતળ પશ્ચિમનો પવન અત્યારે હિમકણોથી પરિપૂર્ણ હોવાથી બમણો ઠંડો પડીને વાઇ રહ્યો છે.

अस्मिंस्तु पुरुषव्याघ्रः काले दुःखसमन्वितः ।
तपश्चरति धर्मात्मा त्वद्भक्त्या भरतः पुरे ॥ १२ ॥

હે પુરુષસિંહમાં આ સમયે આપના વિયોગજન્ય દુઃખથી સંતપ્ત તથા આપની ભક્તિમાં નિષ્ઠાવાન ધર્માત્મા ભરત પણ અયોધ્યામાં તપ કરી રહેલો છે.



त्यक्त्वा राज्यं च मानं च भोगांश्च विविधान् बहून् ।
तपस्वी नियताहारः शेते शीते महीतले ॥ १३ ॥

તપસ્વી ભરત રાજ્ય, માન અને અનેક પ્રકારના ભોગોનો ત્યાગ કરીને ફળફૂલ ખાઇને આવા શિયાળામાં ઠંડી જમીન પર સૂવે છે.

अत्यन्तसुखसंवृद्धः सुकुमारो हिमार्दितः ।
कथं न्वपररात्रेषु सरयूमवगाहते ॥ १४ ॥

જે ભરતનું અત્યંત સુખમય, વાતાવરણમાં લાલન-પાલન થયું છે અને જે સ્વભાવથી જ સુકુમાર છે તે ભરત ટાઢથી થરથરતો રાતના પાછલા પહોરે સરયૂ નદીમાં કેવી રીતે નહાતો હશે ?

जितः स्वर्गस्तव भ्रात्रा भरतेन महात्मना ।
वनस्थमपि तापस्ये यस्त्वामनुविधीयते ॥ १५ ॥

આપના ભાઇ ભરતે સ્વર્ગને જીતી લીધું છે. તે મહાત્મા ગામમાં રહેવા છતાં આપના સમાન તપસ્વીનો વેશ ધારણ કરીને તપસ્વીઓના નિયમોનું પાલન કરી રહ્યો છે. (ભાવ એવો છે કે આપના વિયોગમાં એમણે રાજ્યના સ્વર્ગીય ભોગોને પણ તિલાંજલિ આપી દીધી છે.)

न पित्र्यमनुवर्तन्ते मातृकं द्विपदा इति ।
ख्यातो लोकप्रवादोऽयं भरतेनान्यथा कृतः ॥ १६ ॥

સંસારમાં જે કહેવત પ્રચલિત છે, કે મનુષ્યમાં પિતાનો સ્વભાવ (વારસામાં) આવતો નથી અપિતુ માતાનો સ્વભાવ આવે છે, ભરતજીએ આ લોકવાયકાને જૂઠી સાબિત કરી આપી છે.



***ટિપ્પણી :*** * *હિન્દી ભાષામાં કહેવતનું સ્વરૂપ કંઇક આવું છે,*

*'माँ पै पूत, पिता पै घोड़ा । बहुत नहीं तो थोड़ा थोड़ा ॥*

भर्ता दशरथो यस्याः साधुश्च भरतः सुतः ।
कथं नु साम्बा कैकेयी तादृशी क्रूरदर्शिनी ॥ १७ ॥

પરંતુ જેના પતિ મહારાજ દશરથ હોય, જેનો પુત્ર સુચરિત સાધુ-સ્વભાવવાળા ભરતજી છે, તે માતા કૈકેયી આવા ક્રૂર સ્વભાવવાળી કેમ થઇ ગઇ ?

इत्येवं लक्ष्मणे वाक्यं स्नेहाद्ब्रुवति धार्मिके ।
परिवादं जनन्यास्तमसहन् राघवोऽब्रवीत् ॥ १८ ॥

ભ્રાતૃસ્નેહનાં કારણે જ્યારે ધર્માત્મા લક્ષ્મણે આ પ્રકારનું વચન કહ્યું, ત્યારે કૈકેયીની નિંદાને સહન ન કરીને શ્રીરામે કહ્યું.

न तेऽम्बा मध्यमा तात गर्हितव्या कदाचन ।
तामेवेक्ष्वाकुनाथस्य भरतस्य कथां कुरु ॥ १९ ॥

'ભાઇ લક્ષ્મણ ! તમારે માતા કૈકેયીની નિંદા ન કરવી જોઇએ. તમે માત્ર ઇક્ષ્વાકુનાથ ભાઇ ભરતની જ ચર્ચા કરો.'

निश्चिताऽपि हि मे बुद्धिर्वनवासे दृढव्रता ।
भरतस्नेह सन्तप्ता बालिशी क्रियते पुनः ॥ २० ॥

'જો કે મેં ચૌદ વર્ષ સુધી વનમાં રહેવાનો નિશ્ચય કરી લીધો છે, અને હું એ વિશે દઢ છું, તો પણ જ્યારે જ્યારે મને ભરતનો પ્રેમ યાદ આવે છે, ત્યારે ત્યારે હું વ્યાકુળ થઇ જાઉં છું અને મારી બુદ્ધિ બાળક જેવી બની જાય છે.'



कदा न्वहं समेष्यामि भरतेन महात्मना ।
शत्रुघ्नेन च वीरेण त्वया च रघुनन्दन ॥ २१ ॥

'હે રઘુકુળ-શિરોમણિ લક્ષ્મણ ! ખબર નહીં એ સમય કયારે આવશે જ્યારે હું તમારી સાથે ભાઇ ભરતને અને વીર શત્રુઘ્નને પુનઃ મળીશ.' (જ્યારે આપણે ચારેય ભાઇઓ ભેગા મળીને સુખેથી જીવન વીતાવીશું એવો સુવર્ણકાળ કયારે આવશે ?)

इत्येवं विलपनंस्तत्र प्राप्य गोदावरीं नदीम् ।
चक्रेऽभिषेकं काकुत्स्थ सानुजः सह सीतया ॥ २२ ॥

આ પ્રકારની વાતો કરતાં કરતાં લક્ષ્મણ અને સીતા સહિત શ્રીરામ ગોદાવરી નદી પર પહોંચી ગયા. પછી ત્રણેયે ગોદાવરી નદીમાં સ્નાન કર્યું.

## ૧૨ (બારમો) સર્ગ શૂર્પણખાનું આગમન

कृताभिषेको रामस्तु सीता सौमित्रिरेव च ।
तस्माद् गोदावरीतीरात्ततो जग्मुः स्वमाश्रमम् ॥ १ ॥

સ્નાન કરી લીધું એટલે રામ, લક્ષ્મણ અને સીતાએ ગોદાવરી નદીના તટેથી પોતાના આશ્રમમાં પાછાં આવી ગયાં.

आश्रमं तमुपागम्य कृत्वा पौर्वाह्णिकम् ।
लक्ष्मणेन सह भ्रात्रा चकार विविधाः कथाः ॥ २ ॥

આશ્રમમાં આવીને તેઓએ સંધ્યા તથા અગ્નિહોત્ર વગેરે દૈનિક કૃત્યો કર્યા; પછી શ્રીરામ લક્ષ્મણજીની સાથે જાત જાતની વાતો કરવા લાગ્યા.



तथाऽऽसीनस्य रामस्य कथासंसक्तचेतसः ।
तं देशं राक्षसी काचिदाजगाम यदृच्छया ॥ ३ ॥

જે સમયે રામ પર્ણશાળામાં બેસીને લક્ષ્મણજી સાથે વાત ચીત કરી રહ્યા હતા તે વખતે કોઇ એક રાક્ષસી (સ્ત્રી સુલભ લજ્જા-મર્યાદા હીન સ્ત્રી) ત્યાં અકસ્માત્ આવી ચડી.

सा तु शूर्पणखा नाम दशग्रीवस्य राक्षसः ।
भगिनी राममासाद्य राक्षसी काममोहिता ॥ ४ ॥

તે મહિલા રાવણની શૂર્પણખા નામની બહેન હતી. રામની પાસે પહોંચીને રામનાં રૂપ-લાવણ્ય નીરખીને તે રાક્ષસી કામવાસનાથી મોહિત થઇ ગઇ.

**ટિપ્પણી :** ✷ *'શૂર્પણખા'નો અર્થ છે, શૂર્પ = છાજ, (સૂપડું) + નખા = નખવાળી, છાજ (કે સૂપડાં) જેવા લાંબા નખોવાળી. જેવી રીતે આજકાલ લાંબા લાંબા નખ વધારે છે, તેવી રીતે તેણે પણ નખ વધારેલા હતા.*

सुमुखं दुर्मुखी रामं वृत्तमध्यं महोदरी ।
विशालाक्षं विरूपाक्षी सुकेशं ताम्रमूर्धजा ॥ ५ ॥
प्रतिरूपं विरूपा सा सुस्वरं भैरवस्वरा ।
तरुणं दारुणां वृद्धा दक्षिणं वामभाषिणी ॥ ६ ॥
न्यायवृत्तं सुदुर्वृत्ता प्रियमप्रियदर्शना ।
शरीरजसमाविष्टा राक्षसी वाक्यमब्रवीत् ॥ ७ ॥

શ્રીરામ સુંદર મુખવાળા હતા તો તે રાક્ષસી દુર્મુખી હતી. રામનું પેટ નાનું સુડોળ હતું, અને તે મોટી ફાંદવાળી હતી. રામનાં નેત્રો વિશાળ હતાં, તો તેની આંખો બેડોળ હતી. રામના કેશ કાળા, સુંવાળાં ને સુંદર હતા, તો તે રાક્ષસીના વાળ



ગંદા તાંબાના વર્ણના હતા. (અથવા માથે ટાલ હતી.) રામનો દેખાવ સુંદર અને પ્રિય હતો, તો રાક્ષસી બહુ જ કદરૂપી હતી. રામનો સ્વર કોમળ અને મધુર હતો, તો રાક્ષસીનો ઘાંટો અત્યંત કર્કશ હતો. શ્રીરામ યુવક હતા પણ તે રાક્ષસી બહુ જ ઘરડી હતી. રામ સરલ અને વિનમ્ર હતા, તે રાક્ષસી વાંકાબોલી અને અવળચંડી હતી. શ્રીરામ સદાચારી હતા, તો એ રાક્ષસી દુરાચારિણી હતી. રામ પ્રિયદર્શી હતા તો તે અપ્રિયદર્શિની હતી. આવી એ રાક્ષસી આવીને કામાતુર થઇ શ્રીરામને કહેવા લાગી કે,

जटी तापसरूपेण सभार्यः शरचापधृत् ।
आगतस्त्वमिमं देशं कथं राक्षससेवितम् ॥ ८ ॥

'જટાધારી, તપસ્વીઓના વેશમાં, ધનુષબાણ ધારણ કરીને, સ્ત્રી-સહિત તમે રાક્ષસોના વસવાટવાળા આ પ્રદેશમાં શા માટે આવેલા છો ?'

एवमुक्तस्तु राक्षस्या शूर्पणख्या परन्तपः ।
ऋजुबुद्धिस्तया सर्वमाख्यातुमुपचक्रमे ॥ ९ ॥

રાક્ષસી શૂર્પણખાએ આવું કહ્યું એટલે શ્રીરામે પોતાના સરળ સ્વભાવથી પોતાનો સંપૂર્ણ વૃત્તાંત કહેવાનો આરંભ કરી દીધો.

आसीद्दशरथो नाम राजा त्रिदशविक्रमः ।
तस्याहमग्रजः पुत्रो रामो नाम जनैः श्रुतः ॥ १० ॥

'દેવતુલ્ય પરાક્રમી મહારાજા દશરથ નામના એક રાજા હતા. હું તેમનો મોટો પુત્ર છું અને સંસારમાં રામના નામથી પ્રસિદ્ધ છું.'



भ्राताऽयं लक्ष्मणो नाम यवीयान् मामनुव्रतः ।
इयं भार्या च वैदेही मम सीतेति विश्रुता ॥ ११ ॥

'આ મારો આજ્ઞાંકિત નાનો ભાઇ લક્ષ્મણ છે અને આ વિદેહની પુત્રી મારી ધર્મપત્ની છે. તે સીતાના નામથી વિખ્યાત છે.'

नियोगात्तु नरेन्द्रस्य पितुर्मातुश्च यन्त्रितः ।
धर्मार्थं धर्मकांक्षी च वनं वस्तुमिहागतः ॥ १२ ॥

'મારા પિતા સમ્રાટ્ દશરથ અને માતાની આજ્ઞાથી પ્રેરાઇને તપરૂપી ધર્મની સિદ્ધિને માટે તથા પિતાજીની આજ્ઞાનું પાલન કરવાની ઇચ્છાથી હું આ વનમાં આવ્યો છું.

त्वां तु वेदितुमिच्छामि कथ्यतां काऽसि कस्य वा ।
इह वा किन्निमित्तं त्वमागता ब्रूहि तत्त्वतः ॥ १३ ॥

'હું તમને ઓળખી લેવા માંગું છું. તમે બતાવો કે તમે કોણ છો ? કોની દીકરી અથવા કોની પત્ની છો ? અહીંયા તમે શા આશયથી આવ્યાં છો ? આ બધી વાતોનો ઠીક ઠીક ઉત્તર આપો.'

साऽब्रवीद्वचनं श्रुत्वा राक्षसी मदनार्दिता ।
श्रूयतां राम वक्ष्यामि तत्त्वार्थं वचनं मम ॥ १४ ॥

શ્રીરામનું વચન સાંભળીને તે કામ-પીડિત રાક્ષસી બોલી, 'હે રામ ! સાંભળો, હું મારો ઠીક ઠીક પરિચય આપને આપું છું.'

अहं शूर्पणखा नाम राक्षसी कामरूपिणी ।
अरण्यं विचरामीदमेका सर्वभयङ्करा ॥ १५ ॥



'મારું નામ શૂર્પણખા છે. હું ઇચ્છા અનુસાર રૂપ ધારણ કરનારી રાક્ષસી છું. બધાને ત્રાસ આપતી રહીને (બધે જ આતંક ફેલાવતી રહીને), આ વનમાં ફર્યા કરું છું.'

रावणो नाम मे भ्राता बलीयान् राक्षसेश्वरः ।
वीरो विश्रवसः पुत्रो यदि ते श्रोतमागतः ॥ १६ ॥

'વિશ્રવા મુનિનો પુત્ર, રાક્ષસોનો રાજા, મહા પરાક્રમી, અત્યંત બળવાન રાવણ નામનો મારો ભાઇ છે. સંભવ છે કે આપે એમનું નામ સાંભળ્યું હશે.'

प्रवृद्धनिद्रश्च सदा कुम्भकर्णो महाबलः ।
विभीषणस्तु धर्मात्मा न तु राक्षसचेष्टितः ॥ १७ ॥

'મારા એક ભાઇનું નામ કુંભકર્ણ છે, તે બહુ જ ઊંઘે છે, પરંતુ છે મહા બળવાન. મારા એક ભાઇનું નામ વિભીષણ છે, તે મોટો ધર્માત્મા છે, પણ તેનું આચરણ રાક્ષસોના જેવું નથી.'

प्रख्यातवीर्यौ च रणे भ्रातरौ खरदूषणौ ।
तानहं समतिक्रान्ता राम त्वा पूर्वदर्शनात् ॥ १८ ॥
समुपेतास्मि भावेन भर्तारं पुरुषोत्तमम् ।
चिराय भव भर्ता मे सीतया किं करिष्यसि ॥ १९ ॥

મારે સંગ્રામમાં પ્રસિદ્ધ પરાક્રમવાળા ખર અને દૂષણ નામના બીજા બે ભાઇઓ પણ છે; હે રામ ! તમારા પ્રથમ દર્શનથી જ હું તમારા પર આસક્ત થઇ ગઇ છું. એ લોકોની જરાય પરવા કર્યા વિના જ ઉત્તમ પુરુષ એવા આપને મારા પતિ બનાવવા માટે હું અહીંયા આવી છું. એટલે આપ કાયમ માટે મારા પતિ બનો પછી તમારે આ સીતાનું શું કામ છે ?'



विकृता च विरूपा च न चेयं सदृशी तव ।
अहमेवानुरूपा ते भार्यारूपेण पश्य माम् ॥ २० ॥

'આ સીતા વિકલાંગ અને કદરૂપી છે. તેથી આપને યોગ્ય નથી. સૌંદર્યની દૃષ્ટિએ હું જ આપને અનુરૂપ છું આપ મને પોતાની પત્ની જ સમજો.'

इमां विरूपामसतीं करालां निर्णतोदरीम् ।
अनेन ते सह भ्रात्रा भक्षयिष्यामि मानुषीम् ॥ २१ ॥

'આ કુરૂપા, કુલટા, વિકરાળ અને લબડી ગયેલા પેટવાળી માનવીય સીતાને હું તમારા ભાઇની સાથે ખાઇ જઇશ.'

इत्येवमुक्तः काकुत्स्थ प्रहस्य मदिरेक्षणाम् ।
इदं वचनमारेभे वक्तुं वाक्यविशारदः ॥ २२ ॥

શૂર્પણખાએ આવું કહ્યા પછી વાક્યવિશારદ રામે તે મદોન્મત્ત આંખોવાળી રાક્ષસીને સ્મિત કરીને કહેવાનો આરંભ કર્યો.

कृतदारोऽस्मि भवति भार्येयं दयिता मम ।
त्वद्विधानां तु नारीणां सुदुःखा ससपत्नता ॥ २३ ॥

'હે દેવી ! હું તો વિવાહિત છું, અને આ મારી પત્ની મને બહુ જ વહાલી લાગે છે. તેથી તમારા જેવી સ્ત્રીને માટે શોક થઇને રહેવાનું બહુ જ દુઃખદાયી થઇ પડશે.'

अनुजस्त्वेष मे भ्राता शीलवान् प्रियदर्शनः ।
श्रीमानकृतदारश्च लक्ष्मणो नाम वीर्यवान् ॥ २४ ॥

'આ મારો નાનો ભાઇ લક્ષ્મણ રૂપાળો, ચરિત્રવાન, તેજસ્વી અને મહાપરાક્રમી છે અને આ સમયે તેની પાસે સ્ત્રી પણ નથી.'



**ટિપ્પણી :** ✱ *अकृतदारः શબ્દનો અર્થ અવિવાહિત કરવો ઠીક નથી. 'असहकृतदारः' નો અર્થ ગોવિંદરાજે કરેલો છે. એજ અર્થ ઠીક પણ છે, असहकृतदारः નો અર્થ છે : જેની સ્ત્રી સાથે નથી અથવા સ્ત્રી વિહોણો.*

अपूर्वी भार्यया चार्थी तरुणः प्रियदर्शनः ।
अनुरूपश्च ते भर्ता रूपस्यास्य भविष्यति ॥ २५ ॥

'લાંબા સમયથી તેને સ્ત્રી-સુખ મળેલું નથી. એ અત્યંત રૂપવાન અને તરુણ પણ છે તમારા સૌંદર્યને જોતાં તો આ જ તમારે અનુકૂળ પતિ હશે.'

एनं भज विशालाक्षि भर्तारं भ्रातरं मम ।
असपत्ना वरारोहे मेरुमर्कप्रभा यथा ॥ २६ ॥

'હે વિશાળ નેત્રોવાળી ! તમે આ મારા ભાઇને પોતાનો પતિ બનાવીને તેની સેવા કરો. હે વરારોહે ! આને તમારો પતિ બનાવશો તો તમને શોકનું દુઃખ પણ નહિ થાય અને જેવી રીતે સૂર્યના કિરણો દીર્ઘકાળ સુધી મેરુ પર્વતની પાસે રહે છે, તેવી રીતે તમે આની સાથે સુખપૂર્વક જીવન-નિર્વાહ કરી શકશો.'

**ટિપ્પણી :** ✱ *અહીંયા કેટલાક લોકો શ્રીરામના ચરિત્ર પર આક્ષેપ કરતાં કહે છે કે રામે રાક્ષસીને જૂઠું કેમ કીધું ? શ્રીરામ સત્યવાદી હતા, પરંતુ એ કુરૂપા અને વિકરાળ રાક્ષસીના પ્રણય-નિવેદન પર શ્રીરામને પણ વિનોદ સૂઝ્યો. એથી એમણે કહી દીધું કે લક્ષ્મણ अकृतदारः (બૈરી વિનાનો) છે. એની સાથે વિવાહ કરવાથી તને હમણાં શોકનું દુઃખ સહન કરવું નહિ પડે. વિનોદ શ્રીરામના સ્વભાવનું એક અંગ હતું. જે સમયે તે પોતાની સંપત્તિનું દાન કરી રહ્યા હતા, એ વખતે ત્રિજટ નામના બ્રાહ્મણની સાથે પણ તેમણે મજાક કરેલી હતી. અહીંયા પણ તેઓ શૂર્પણખાની સાથે વિનોદ જ કરી રહ્યા હતા. પરંતુ તે રામના વિનોદને સમજી ન શકી. આ વાત આ જ સર્ગ(૧૨)ના શ્લોક ૩૯ થી સ્પષ્ટ થાય છે.*



इति रामेण सा प्रोक्ता राक्षसी काममोहिता ।
विसृज्य रामं सहसा ततो लक्ष्मणमब्रवीत् ॥ २७ ॥

શ્રીરામે આમ કીધું એટલે તે કામથી પીડિત રાક્ષસી તરત જ રામને છોડીને લક્ષ્મણજીની પાસે પહોંચીને બોલી,

अस्य रूपस्य ते युक्ता भार्याहं वरवर्णिनी ।
मया सह सुखं सर्वान् दण्डकान् विचरिष्यसि ॥ २८ ॥

'હે લક્ષ્મણ ! સર્વસુંદરી હોવાના કારણે આપના સુંદર રૂપને યોગ્ય હું આપની ધર્મ-પત્ની બની શકું છું, મને તમારી પત્ની બનાવીને તમે સુખપૂર્વક આ સંપૂર્ણ દંડક વનમાં વિચરી શકશો.'

एवमुक्तस्तु सौमित्री राक्षस्या वाक्यकोविदः ।
ततः शूर्पणखां स्मित्वा लक्ष्मणो युक्तमब्रवीत् ॥ २९ ॥

શૂર્પણખાની આ વાત સાંભળીને વકતાઓમાં ચતુર શ્રીલક્ષ્મણજીએ સ્મિત (મંદ હાસ્ય) કરીને તેને યુક્તિપૂર્વક આ વચન કહ્યું.

**ટિપ્પણી :** ✱ *स्मित्वा = મંદ હાસ્ય કરીને આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે લક્ષ્મણજી પણ શૂર્પણખાની સાથે વિનોદ જ કરી રહ્યા હતા. શ્લોક ૩૨, ૩૩ થી આ વાત વધારે પુષ્ટ થાય છે. ૨૨ માં શ્લોકમાં રામે પણ प्रहस्य = સ્મિત કરીને જ કહ્યું હતું. આ બધા જ સંદર્ભોથી સ્પષ્ટ થાય છે કે શ્રીરામ અને લક્ષ્મણ એ રાક્ષસી જોડે વિનોદ કરી રહ્યા હતા.*

कथं दासस्य मे दासी भार्या भवितुमिच्छसि ।
सोऽहमार्येण परवान् भ्रात्रा कमलवर्णिनि ॥ ३० ॥



'હે કમલ જેવા વર્ણવાળી ! તમે મારી સ્ત્રી એટલે કે દાસની પણ દાસી બનવાનું શા માટે ચાહો છો, કેમકે હું તો મારા મોટા ભાઇનો સેવક છું.'

समृद्धार्थस्य सिद्धार्था मुदितामलवर्णिनी ।
आर्यस्य त्वं विशालाक्षि भार्या भव यवीयसी ॥ ३१ ॥

'હે વિશાળ નેત્રોવાળી ! જો તમે સર્વ ઐશ્વર્ય સંપન્ન મારા મોટા ભાઇની નાની પત્ની અથવા બીજી બૈરી બનશો તો તમારી મનોકામનાઓ પૂર્ણ થઇ જશે.'

एनां विरूपामसतीं करालां निर्णतोदरीम् ।
भार्यां वृद्धां परित्यज्य त्वामेवैष भजिष्यति ॥ ३२ ॥

'જ્યારે તું તેની સાથે વિવાહ કરી લેશે ત્યારે તે આ કુરૂપા, કુલટા, કરાલી, લબડતા પેટવાળી અને વૃદ્ધ સ્ત્રીને છોડીને તારા જ અનુરાગી (પ્રેમી) બની જશે.'

इति सा लक्ष्मणेनाक्ता कराला निर्णतोदरी ।
मन्यते तद्वचस्तथ्यं परिहासाविचक्षणा ॥ ३३ ॥

જ્યારે લક્ષ્મણજીએ આવું કહ્યું ત્યારે તે ફાંદાળી ભયંકર રાક્ષસી લક્ષ્મણજીના એ ઉપહાસના મર્મને સમજી શકી નહિ તેથી તેમની વાતોને સાચી જ માની લીધી.

सा रामं पर्णशालायामुपविष्टं परन्तपम् ।
सीतया सह दुर्धषमब्रवीत्काममोहिता ॥ ३४ ॥

કામાસક્ત તે શૂર્પણખા પર્ણશાળામાં સીતાની સાથે બેઠેલા, શત્રુઓના માનનું મર્દન કરનારા દુર્ઘર્ષ શ્રીરામની પાસે જઇને બોલી,



एनां विरूपामसतीं करालां निर्णतोदरीम् ।
वृद्धां भार्यामवष्टभ्य मां न त्वं बहुमन्यसे ॥ ३५ ॥

'હે રામ ! આ કદરૂપી, કુલટા, ભયંકર, મોટી ફાંદવાળી અને વૃદ્ધ સ્ત્રી સીતાના કારણે તમે (મારા જેવી સુંદરીનું) જરા પણ સન્માન કરતા નથી.'

अद्येमां भक्षयिष्यामि पश्यतस्तव मानुषीम् ।
त्वया सहं चरिष्यामि निःसपत्ना यथासुखम् ॥ ३६ ॥

'ઠીક છે, જોઇ લો ! હું હમણાં જ તમારી સામે આ માનુષીને ખાઇ જાઉં છું. પછી સપત્ની વગરની થઇને હું તમારી સાથે આનંદપૂર્વક આ વનમાં વિહાર કરવાની.'

इत्युक्त्वा मृगशावाक्षीमलातसदृशेक्षणा ।
अभ्यधावत्संक्रुद्धा महोल्का रोहिणीमिव ॥ ३७ ॥

આમ કહીને બળતા અંગારા જેવી આંખોવાળી શૂર્પણખા બહુ જ ક્રોધે ભરાઇને હરણીનાં બચ્ચાંની જેવી આંખોવાળી સીતા ઉપર એવી તો ત્રાટકી કે જાણે ઉલ્કા રોહિણી નક્ષત્ર પર તૂટી પડી છે.

**ટિપ્પણી :** ✱ *કોઇ ભાષાના કવિએ આ ઘટનાનું ચિત્રણ આ રૂપમાં પ્રસ્તુત કરેલું છે કે જ્યારે શૂર્પણખા રામને છોડીને લક્ષ્મણની પાસે પહોંચી ત્યારે લક્ષ્મણજીએ તેને 'માતા' કહીને સંબોધી, તે રાક્ષસી આવા સંબોધનથી નવાઇ પામીને પૂછવા લાગી,*

*मैं गढ लंक में वास करू तू बन बन फिरे ब्रह्मचारी ।*
*प्रीति नहीं परिचय नहीं किस विधि भई तेरी महतारी ॥*



*આ સાંભળીને લક્ષ્મણજીએ ઉત્તર દીધો કે,*

*साँच कहूँ सुन तोहे निशाचरि तू मेरी मात भई तब ही ते ।*
*काम के भाव धरे मन में राम के तीर गई जब ही ते ॥*

तां मृत्युपाशप्रतिमामापतन्तीं महाबलः ।
निगृह्य रामः कुपितस्ततो लक्ष्मणमब्रवीत् ॥ ३८ ॥

સીતા પર મૃત્યુપાશ સમાન ઝપટ મારતી એ રાક્ષસીને ક્રોધના આવેશમાં હુંકાર કરીને રોકતાં રોકતાં શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું.

क्रूरैरनार्यैः सौमित्रे परिहासः कथञ्चन ।
न कार्यः पश्य वैदेहीं कथञ्चित्सौम्य जीवतीम् ॥ ३९ ॥

'હે લક્ષ્મણ ! આવા અસભ્ય, ક્રૂર અને અનાર્ય લોકોની સાથે પરિહાસ (મશ્કરી) કદી પણ ન કરાય. હે સૌમ્ય ! શૂર્પણખાની આ ક્રૂરતાને દેખો અને સીતાના જીવનની રક્ષાનો ઉપાય કરો.'

इमां विरूपामसतीमतिमत्तां महोदरीम् ।
राक्षसीं पुरुषव्याघ्र विरूपयितुमर्हसि ॥ ४० ॥

'હે નરકેસરી ! આ કદરૂપી, કુલટા, અત્યંત મદમાતી અને મોટી ફાંદવાળી રાક્ષસીનાં અંગભંગ કરીને તમે એને હજી વધારે બેડોળ બનાવી દો.'

इत्युक्तो लक्ष्मणस्तस्याः क्रुद्धो रामस्य पश्यतः ।
उद्धृत्य खड्गं चिच्छेद कर्णनासं महाबलः ॥ ४१ ॥



શ્રીરામે આવું કહ્યું કે તરત બળવાન લક્ષ્મણે ગુસ્સે થઇને મ્યાનમાંથી તલવાર કાઢીને રામના દેખતાં જ એ રાક્ષસીનાં નાક કાન કાપી નાંખ્યાં.

***ટિપ્પણી :*** ✱ *કેટલાક લોકો એમ વિચારે છે કે શૂર્પણખાએ રામની સામે પ્રણય-પ્રસ્તાવ કર્યો હતો. શ્રીરામે તેને ઠોકરે માર્યો. બસ એટલાથી જ તો શૂર્પણખાનું નાક તો કપાઇ ગયું, જેમકે આજકાલ કહેવાય છે ને કે 'અરે એણે તો નાક જ કપાવ્યું.' રામાયણના ઉપરોક્ત શ્લોકથી આ કપોલ-કલ્પનાનું ખંડન થઇ જાય છે. અહીં તો લક્ષ્મણે તલવારથી નાક અને બન્ને કાન કાપી નાંખ્યા હતાં. કાન કાપવાનો રૂઢિપ્રયોગ ચતુરાઇનું પ્રદર્શન કરવાના અર્થમાં વપરાય છે. જેમકે, 'આ તો મોટા મોટાના કાન કાપે તેવો છે.*

*શું રામે શૂર્પણખાનાં નાક-કાન કાપીને કોઇ અનુચિત કાર્ય કર્યું હતું ? આ પ્રશ્નના ઉત્તરમાં આપણે એટલું જ કહી શકીએ કે રામે તે રાક્ષસીનો જે દંડ કર્યો તે ઉચિત જ અને શાસ્ત્ર-માન્ય જ હતો, મહર્ષિ યાજ્ઞવલ્કય કહે છે, કે-*

*स्वजातावृत्तमो दण्ड आनुलोम्ये तु मध्यमः ।*
*प्रतिलोम्ये वधः पुंसः स्त्रीणां नासादिकर्त्तनम् ॥*
*याज्ञवल्कय स्मृति २-२८९*

*જો સ્ત્રી-પુરુષ એકબીજાની ઇચ્છા વગર ધીંગા-મસ્તીથી સ્વ-વર્ણમાં વિવાહ કરવા ચાહે તો તેમને ઉત્તમ દંડ = કઠોરતમ દંડ દેવો જોઇએ. જો તેઓ પોતાનાથી હીનવર્ણમાં અનુલોમ વિવાહ કરવા માગે તો મધ્યમ દંડ અને જો પોતાનાથી ઉચ્ચતર વર્ણમાં પ્રતિલોમ વિવાહ કરવા ધારે તો પુરુષને વધ-દંડ આપવો જોઇએ, અને સ્ત્રીનાં નાક્કાન કાપી લેવા જોઇએ.*

*શૂર્પણખા વિધવા હતી અને પુલસ્ત્યવંશી રાવણની બહેન હતી. તે શાસ્ત્ર-મર્યાદાથી વિરુદ્ધ ક્ષત્રિય રામની સાથે પ્રતિલોમ વિવાહ કરવા માગતી હતી. એટલે શ્રીરામે તેને જે દંડ આપ્યો તે જ સર્વથા ઉચિત હતો.*



निकृत्तकर्णनासा तु विस्वरं सा विनद्य च ।
यथागतं प्रदुद्राव घोरा शूर्पणखा वनम् ॥ ४२ ॥

નાક-કાન કપાઇ જવાથી ભયંકર બરાડા પાડતી પાડતી તે રાક્ષસી જ્યાંથી આવી હતી તે તરફ વનમાં નાસી ગઇ.

ततस्तु सा राक्षससङ्घसंवृतं
खरं जनस्थानगतं विरुपिता ।
उपेत्य तं भ्रातरमुग्रदर्शनं
पपात भूमौ गगनाद्यथाऽशनिः ॥ ४३ ॥

ભાગતી જતી તે વિરૂપિત રાક્ષસી પોતાને મદદ કરનારા રાક્ષસોથી સુરક્ષિત જનસ્થાન નામે પ્રદેશમાં પોતાના તેજસ્વી ભાઇ ખરની નજીક પહોંચીને જેમ આકાશમાંથી વીજળી પડે તેમ ધડામ દઇને ધરણી પર ઢળી પડી.

## ૧૩ (તેરમો) સર્ગ ખરની બૂમાબૂમ તથા રામ પર આક્રમણનો આદેશ

तां तथा पतितां दृष्ट्वा विरूपां शोणितोक्षिताम् ।
भगिनीं क्रोधसन्तप्तः खरः पप्रच्छ राक्षसः ॥ १ ॥

કુરૂપ તથા લોહીલુહાણ પોતાની બહેનને પૃથ્વી પર પડેલી જોઇને ક્રોધથી તપી ગયેલા ખરે પોતાની બહેનને પૂછ્યું.

उत्तिष्ठ तावदाख्याहि प्रमोहं जहि सम्भ्रमम् ।
व्यक्तमाख्याहि केन त्वमेवंरूपा विरूपिता ॥ २ ॥

'હે બહેન ! ઊઠો, ગભરાઓ નહિ અને કશો જ ડર રાખ્યા વિના ચોકખું બતાવી દો કે તમને કોણે આવાં કદરૂપાં કર્યાં છે ?'



कः कृष्णसर्पमासीनमाशीविषमनागसम् ।
तुदत्यभिसमापन्नमङ्गुल्यग्रेण लीलया ॥ ३ ॥

'ગૂંચળું વળીને બેઠેલા નિરપરાધ ભયંકર કાળા વિષધર = સાપની સાથે રમતના રૂપમાં આંગળી ચાળો કોણે કરેલો છે ?'

कः कालपाशमासज्य कण्ठे मोहान्न बुध्यते ।
यस्त्वामद्य समासाद्य पीतवान् विषमुत्तमम् ॥ ४ ॥

'તમને છેડીને અજ્ઞાનવશ પોતાના ગળામાં યમનો ફાંસો કોણે બાંધ્યો છે ? તમારી સાથે આવો નઠારો વ્યવહાર કરીને કોણે હળાહળ વિષનું પાન કર્યું છે ?'

इति भ्रातुर्वचः श्रुत्वा क्रुद्धस्य च विशेषतः ।
ततः शूर्पणखा वाक्यं सबाष्पमिदमब्रवीत् ॥ ५ ॥

ક્રોધના આવેશમાં કહેલા પોતાના ભાઇ ખરનાં આ વચનો સાંભળીને શૂર્પણખા અશ્રુધારા વહાવતી બોલી,

तरुणौ रुपसम्पन्नौ सुकुमारौ महाबलौ ।
पुण्डरीक विशालाक्षौ चीरकृष्णाजिनाम्बरौ ॥ ६ ॥
फलमूलाशनौ दान्तौ तापसौ धर्मचारिणौ ।
पुत्रौ दशरथस्यास्तां भ्रातरौ रामलक्ष्मणौ ॥ ७ ॥

'તરુણ, રૂપસંપન્ન, સુકુમાર, મહાબળવાન, કમળ સમાન વિશાળ નેત્રોવાળા, વલ્કલ તથા કાળા મૃગચર્મને ધારણ કરનારા, ફળ અને મૂળ ખાનારા, જિતેન્દ્રિય, તપસ્વી અને ધર્મનું આચરણ કરનારા રામ અને લક્ષ્મણ નામના બે ભાઇઓ છે અને તેઓ મહારાજા દશરથના પુત્રો છે.'



गन्धर्वराजप्रतिमौ पार्थिवव्यञ्जनान्वितौ ।
देवौ वा मानुषौ वा तौ न तर्कयितुमुत्सहे ॥ ८ ॥

'તેઓ બંને ગંધર્વોના રાજા સમાન સુંદર છો અને રાજ લક્ષણોથી યુકત છે. તેઓ બેઉ દેવતાઓ છે કે મનુષ્યો છે, તેનો નિર્ણય હું કરી શકતી નથી.'

तरुणी रुपसंपन्ना सर्वाभरणभूषिता ।
दृष्टा तत्र मया नारी तयोर्मध्ये सुमध्यमा ॥ ९ ॥

'તેઓ બંનેની સાથે મેં એક પાતળી કમરવાળી બધાં જ વસ્ત્રાલંકારોથી સુશોભિત રૂપવતી સ્ત્રી પણ દેખી.'

ताभ्यामुभाभ्यां सम्भूय प्रमदासमधिकृत्य ताम् ।
इमामवस्थां नीताहं यथाऽनाथाऽसती तथा ॥ १० ॥

'એ સ્ત્રીનાં કારણે અથવા એ સ્ત્રીના કહેવાથી તેઓ બંને જણાએ મળીને મારી આવી દુર્દશા કરી છે. જેવી દુર્દશા કોઇ અનાથ કુલટા સ્ત્રીની કરવામાં આવે છે.'

तस्याश्चानृजुवृत्तायास्तयोश्च हतयोरहम् ।
स्फेनं पातुमिच्छामि रुधिरं रणमूर्धनि ॥ ११ ॥

'હે ભાઇ ! સંગ્રામમાં એ કુટિલ આચરણવાળી સ્ત્રી અને બેઉ ભાઇઓને તમે મારી નાખો તો હું એમનું લોહી પીવા માગું છું. આ જ મારી અતિ ઉગ્ર અભિલાષા છે.'

इति तस्यां ब्रुवाणायां चतुर्दश महाबलान् ।
व्यादिदेश खरः क्रुद्धो राक्षसानन्तकोपमान् ॥ १२ ॥



શૂર્પણખાએ આવું કહ્યું એટલે ક્રોધભર્યા ખરે યમરાજ સમાન બળવાન તથા ભયંકર ચૌદ રાક્ષસોને આજ્ઞા આપી કે,

मानुषौ शस्त्रसम्पनौ चीरकृष्णाजिनाम्बरौ ।
प्रविष्टौ दण्डकारण्यं घोरं प्रमदया सह ॥ १३ ॥
तौ हत्वा तां च दुर्वृत्तामुपावर्तितुमर्हथ ।
इयं च रूधिरं तेषां भगिनी मम पास्यति ॥ १४ ॥

'અસ્ત્ર-શસ્ત્રોથી યુકત, વલ્કલ તથા કાળા હરણનું ચામડું પહેરનારા બે માણસો એક સ્ત્રીની સાથે આ ઘોર દંડક વનમાં આવેલા છે. એ બંને મનુષ્યોને એ દુષ્ટ સ્ત્રી સહિત મારીને તમે જલદી લઇ આવો, કેમકે મારી બહેન એ બધાંનું લોહી પીવાની ઇચ્છા કરે છે.'

इति प्रतिसमादिष्टा राक्षसास्ते चतुर्दश ।
तत्र जग्मुस्तया सार्धं घना वातेरिता यथा ॥ १५ ॥

ખરનો આવો આદેશ થવાથી તે ચૌદેય રાક્ષસો આકાશમાં વાયુથી ઊડતાં વાદળાંની માફક શૂર્પણખાની સાથે જ્યાં શ્રીરામ હતા ત્યાં પહોંચી ગયા.

## ૧૪ (ચૌદમો) સર્ગ ચૌદ રાક્ષસોનો વધ તથા શૂર્પણખાનો વિલાપ

तान् दृष्ट्वा राघवः श्रीमान् चापं हेमविभूषितम् ।
चकार सज्यं धर्मात्मा तानि रक्षांसि चाब्रवीत् ॥ १ ॥

તે રાક્ષસોને ત્યાં આવેલા જોઇને શ્રીરામે પોતાના સુવર્ણ-વિભૂષિત ધનુષપર પણછ બાંધીને તેઓને કહ્યું,

तिष्ठतैवात्र सन्तुष्टा नोपावर्तितुमर्हथ ।
यदि प्राणैरिहार्थो वा निवर्तध्वं निशाचराः ॥ २ ॥



'જો તમે લોકો યુદ્ધ કરવા ઇચ્છતા હો તો ખુશીથી જ્યાં છો ત્યાં જ ઊભા રહો. ભાગશો નહિ, હે રાક્ષસો ! પણ જો તમે તમારા પ્રાણ બચાવવા માગતા હો તો જલદી અહીંથી નાસી જાઓ.'

तस्य तद्वचनं श्रुत्वा राक्षसास्ते चतुर्दश ।
ऊचुर्वाचं सुसंक्रुद्धा ब्रह्मघ्नाः शूलपाणयः ॥ ३ ॥

શ્રીરામનો આ પડકાર સાંભળીને તે બ્રહ્મહત્યારા શૂલધારી ચૌદ રાક્ષસો અત્યંત કોપ કરીને બોલ્યા,

क्रोधमुत्पाद्य नो भर्तुः खरस्य सुमहात्मनः ।
त्वमेव हास्यसे प्राणानद्यास्माभिर्हतो युधि ॥ ४ ॥

'અમારા લોકોના સ્વામી ખરના ક્રોધને પ્રદીપ્ત કરીને આજે સંગ્રામમાં તમેજ અમારા વડે માર્યા જઇને પ્રાણ ગુમાવશો.'

इत्येवमुक्त्वा संक्रुद्धा राक्षसास्ते चतुर्दश ।
उद्यतायुधनिस्त्रिंशा राममेवाभिदुद्रुवुः ॥ ५ ॥

આવું કહીને એ ચૌદેય રાક્ષસોએ અત્યંત ક્રોધથી પોતાનાં હથિયારો ઉગામીને શ્રીરામ પર આક્રમણ કર્યું.

ततः पश्चान्महातेजा नाराचान् सूर्यसन्निभान् ।
मुमोच राघवो बाणान् वज्रानिव शतक्रतुः ॥ ६ ॥

તે રાક્ષસોએ આક્રમણ કર્યું એટલે (સેંકડો યજ્ઞ કરનારા) મહાતેજસ્વી શ્રીરામે સૂર્ય સમાન ચળકાટથી ચમકતાં લોખંડનાં બાણો તે રાક્ષસો પર એવાં તો છોડયાં કે જાણે ઇન્દ્રે પોતાનું વજ્ર ફેંકયું.



ते भित्वा रक्षसां वेगाद्वक्षांसि रुधिराप्लुताः ।
विनिष्पेतुस्तदा भूमौ न्यमज्यन्ताशनिस्वनाः ॥ ७ ॥

તે બાણો અત્યંત વેગથી રાક્ષસોનાં હૃદયોને વીંધીને લોહીથી તરબોળ થયેલાં પૃથ્વી પર એવાં તો પટકાયાં જાણે ભીષણ અવાજ સાથે વીજળી પડી.

ते भिन्नहृदया भूमौ छिन्नमूला इव द्रुमाः ।
निपेतुः शोणितार्द्राङ्गा विकृता विगतासवः ॥ ८ ॥

બાણોના અઘાતથી છેદાએલાં હૃદયોવાળા, લોહીથી લથબથ, છિન્નભિન્ન નિર્જીવ દેહોવાળા તે રાક્ષસો જેમ મૂળ કપાવાથી ઝાડવાં પડી જાય તેમ ધરતી પર ફેંકાઇ ગયા.

तान् दृष्ट्वा पतितान् भूमौ राक्षसी क्रोधमूर्छिता ।
सा नदन्ती महानादं जवाच्छूर्पणखा पुनः ॥ ९ ॥
उपागम्य खरं सा तु किञ्चित्संशुष्कशोणिता ।
पपात पुनरेवार्ता सनिर्यासेव वल्लरी ॥ १० ॥

તે રાક્ષસોને જમીન પર પડેલા જોઇને તે રાક્ષસી ક્રોધથી બેહોશ થઇ ગઇ. જરા સુકાઇ ગયેલા લોહીવાળા શરીરે તે ચીસો પાડતી પાડતી બહુ જ વેગથી ખરની પાસે પહોંચી ગઇ અને રસ વગરની વેલીની જેમ અત્યંત દુઃખથી પુનઃ ધરણી પર ઢળી પડી.

स पुनः पतितां दृष्ट्वा क्रोधाच्छूर्पणखां खरः ।
उवाच व्यक्तया वाचा तामनर्थार्थमागताम् ॥ ११ ॥

રાક્ષસ વંશ માટે અનર્થકારી એવી એ શૂર્પણખાને ફરીવાર આવીને ભૂમિ પર પડી ગયેલી જોઇને ક્રોધે ભરાએલો ખર બરાડા પાડીને બોલ્યો.



मया त्विदानीं शूरास्ते राक्षसा रुधिराशनाः ।
त्वत्प्रियार्थं विनिर्दिष्टाः किमर्थं रूद्यते पुनः ॥ १२ ॥

'મેં તો તને ખુશ કરવા માટે અને રામ-લક્ષ્મણનું રક્તપાન કરવાવાળા ચૌદ રાક્ષસોને મોકલી આપ્યા હતા. તો પણ તું હવે ફરીવાર કેમ રડયા કરે છે ?'

अनाथवद्विलपसि नाथे तु मयि संस्थिते ।
उत्तिष्ठोत्तिष्ठ मा भैषीर्वैकल्यं त्यजतामिह ॥ १३ ॥

'અરે ! તારું રક્ષણ કરનારો હું, જ્યારે હયાત બેઠો છું, ત્યારે તું અનાથની જેમ રડયા કેમ કરે છે ? ઊઠ, ઊઠ ડર નહિ અને તારી વ્યાકુળતા છોડી દે.'

इत्येवमुक्ता दुर्धर्षा खरेण परिसान्त्विता ।
विमृज्य नयने सास्त्रे खरं भ्रातरमब्रवीत् ॥ १४ ॥

આ પ્રમાણે ખરે કહ્યું અને આશ્વાસન આપ્યું એટલે એ ભયાનક રાક્ષસી પોતાની આંખોનાં આંસુડાં લૂછતી લૂછતી પોતાના ભાઇ ખરને કહેવા લાગી કે,

प्रेषिताश्च त्वया वीरा राक्षसास्ते चतुर्दश ।
समरे निहताः सर्वे सायकैर्मर्मभेदिभिः ॥ १५ ॥

'હે વીર ! તમે જે ચૌદ વીર રાક્ષસોને મોકલ્યા હતા, તેઓ તો બધા જ શ્રીરામનાં મર્મભેદી બાણોથી સમરમાં માર્યા ગયા છે.'



तान् दृष्ट्वा पतितान् भूमौ क्षणेनेव महाबलान् ।
शरणं त्वां पुनः प्राप्ता सर्वतो भयदर्शिनी ॥ १६ ॥

'એ મહાબળવાન સર્વે રાક્ષસોને થોડીક ક્ષણોમાં જ ભૂમિ પર (મરેલા) પડેલા જોઇને ચારે બાજુથી ભયભીત થઇને પુનઃ તારાં શરણે આવી છું.'

विषादनक्राध्युषिते परित्रासोर्मिमालिनि ।
किं मां न त्रायसे मग्नां विपुले शोकसागरे ॥ १७ ॥

'વિષાદરૂપી મગરમચ્છોથી પરિપૂર્ણ તથા ભયરૂપી તરંગોથી તરંગિત મહાસાગરમાં હું ડૂબી રહી છું, તો પણ તું મને બચાવતો કેમ નથી ?'

शूरमानी न शूरस्त्वं मिथ्यारोपितविक्रमः ।
मानुषौ यौ न शक्नोषि हन्तुं तौ रामलक्ष्मणौ ॥ १८ ॥

'તું તને પોતાને વ્યર્થ માને છે કે હું શૂરવીર છું, પણ વસ્તુત તું શૂરવીર નથી છતાં શૂરવીર હોવાની નકામી ડિંગ હાંકે છે, કેમકે તું એ બે મનુષ્યો રામ અને લક્ષ્મણને પણ મારી શકતો નથી.'

रामेण यदि ते शक्तिस्तेजो नास्ति निशाचर ।
दण्डकारण्यनिलयं जहि तं कुलपांसन ॥ १९ ॥

'હે નિશાચર ! જો તારામાં રામની સાથે યુદ્ધ કરવાની શક્તિ અને તેજ નથી, તો હે કુલાધમ ! તું દંડકારણ્યમાં વસવાનું છોડી દઇને બીજે કયાંક ચાલ્યો જા.'



## ૧૫ (પંદરમો) સર્ગ સેના સહિત ખર – દૂષણની કૂચ

एवमाधर्षितः शूरः शूर्पणखा खरस्तदा ।
उवाच रक्षसां मध्ये खरः खरतरं वचः ॥ १ ॥

જ્યારે શૂર્પણખાએ ખરને તિરસ્કારપૂર્વક તતડાવ્યો ત્યારે તે વીરે રાક્ષસોની વચ્ચે તે શૂર્પણખાને આ પ્રમાણે વધારે કર્કશ વચન કહ્યાં.

न रामं गणये वीर्यान् मानुषं क्षीणजीवितम् ।
आत्मदुश्चरितैः प्राणान् हतो योऽद्य विमोक्ष्येति ॥ २ ॥

'ટૂંકા જીવનવાળા સામાન્ય માણસ રામનું પરાક્રમ મારી નજરે કંઇજ વિસાતમાં નથી. પોતાના દુર્વ્યવહારના કારણથી તેણે આજે જ પ્રાણ-ત્યાગ કરવો પડશે.'

बाष्पः संह्रियतामेव संभ्रमश्च विमुच्यताम् ।
अहं रामं सह भ्रात्रा नयामि चमसादनम् ॥ ३ ॥

'તું રોવા-કકળવાનું બંધ કર, વ્યાકુળતા છોડી દે. હું રામને આજે જ યમ સદનનો અતિથિ બનાવીશ.'

परश्वधहतस्याद्य मन्दप्राणस्य संयुगे ।
रामस्य रुधिरं रक्तमुष्णं पास्यसि राक्षसि ॥ ४ ॥

'હે રાક્ષસી ! આજે યુદ્ધમાં મારા પરશુથી અધમૂઆ (મંદ પ્રાણવાળા) થઇ ગયેલા રામના ગરમા ગરમ લોહીનું તું પાન કરશે.'



सा प्रहृष्टा वचः श्रुत्वा खरस्य वदनाच्च्युतम् ।
प्रशशंस पुनर्मौख्याद् भ्रातरं रक्षसा वरम् ॥ ५ ॥

ખરના મુખથી નીકળેલાં આ વચનો સાંભળીને શૂર્પણખા બહુ જ ખુશ થઇ અને મૂર્ખતાને લીધે ફરીવાર પોતાના રાક્ષસ શ્રેષ્ઠ ભાઇ ખરનાં વખાણ કરવા લાગી.

तथा परुषितः पूर्वं पुनरेव प्रशंसितः ।
अब्रवीद् दूषणं नाम खरः सेनापतिं तदा ॥ ६ ॥

આ પ્રકારે પહેલાં ધિક્કારેલો અને પછીથી પ્રશંસા કરેલો ખર પોતાના સેનાપતિ દૂષણને કહેવા લાગ્યો,

चतुर्दश सहस्राणि मम चित्तानुवर्तिनाम् ।
रक्षसां भीमवेगानां समरेष्वनिवर्तिनाम् ॥ ७ ॥
नीलजीमूतवर्णानां घोराणां क्रूरकर्मणाम् ।
सर्वोद्योगमुदीराणां रक्षसां सौम्य कारय ॥ ८ ॥

'હે સૌમ્ય ! મારી આજ્ઞા અનુસાર ચાલવાવાળા, અતિ વેગવાળા, સંગ્રામમાં કદી પીઠ ન બતાવનારા, મેઘ સમાન કાળા ભયંકર, ક્રૂર કર્મવાળા, યુદ્ધમાં, અત્યંત ઉત્સાહ રાખનારા ચૌદ હજાર રાક્ષસોને તમે યુદ્ધ માટે જલદી તૈયાર કરો.

उपस्थापय मे क्षिप्रं रथं सौम्य धनूंषि च ।
शरांश्चित्रांश्च खड्गश्च शक्तिश्च विविधाःशिताः॥ ९ ॥

'હે સૌમ્ય ! નાના પ્રકારની તીક્ષ્ણ તલવારો અને શક્તિઓને, ધનુષને અને વિચિત્ર બાણોને તથા મારા રથને જલદી મારી પાસે હાજર કરો.'

अग्रे निर्यातुमिच्छामि पौलस्त्यानां महात्मनाम् ।
वधार्थं दूर्विनीतस्य रामस्य रणकोविदः ॥ १० ॥



'હે રણ-વિશારદ ! હું ઉદ્દંડ અને અભિમાની રામનો વધ કરવાને પુલસ્ત્ય કુળમાં જન્મેલા મહાબળવાન રાક્ષસોની આગળ આગળ પ્રસ્થાન કરવા માગું છું.'

इति तस्य ब्रुवाणस्य सूर्यवर्णं महारथम् ।
सदश्वैः शबलैर्युक्तमाचचक्षेऽथ दूषणः ॥ ११ ॥

ખરે આવો આદેશ આપવાથી દૂષણે સૂર્ય સમાન દેદીપ્યમાન રથમાં કાબર ચીતરા ઘોડા જોતરીને રથને ખરની સામે ખડો કરી દીધો.

ध्वजनिस्त्रिंशसम्पन्नं किङ्किणीकविराजितम् ।
सदश्वयुक्तं सोऽमर्षादारुरोह खरो रथम् ॥ १२ ॥

દ્વજા-પતાકાઓ વડે શણગારેલા, તલવારો વગેરે ઉત્તમ અસ્ત્ર-શસ્ત્રોથી યુક્ત, નાની નાની ઘંટડીઓ લટકાવેલી હોય તેવા, અને ઉત્તમ જાતવાન ઘોડા જોડેલા એવા ઉત્તમ રથ ઉપર, ગુસ્સે થયેલો ખર સવાર થઇ ગયો.

खरस्तु तन्महत्सैन्यं रथचर्मायुधध्वजम् ।
निर्यातेत्यब्रवीत्प्रेक्ष्य दूषणः सर्वरक्षसाम् ॥ १३ ॥

ત્યારપછી ખરે તથા દૂષણે બન્નેએ રાક્ષસોની રથો, ઢાલો, શસ્ત્રો અને દ્વજાઓથી યુક્ત મોટી સેનાને કૂચ કરવાનો આદેશ આપ્યો.'

ततस्तद्राक्षसं सैन्यं घोरवर्मायुधध्वजम् ।
निर्जगाम जनस्थानान् महानादं महाजवम् ॥ १४ ॥

આજ્ઞા મળતાં જ કવચ, આયુધો તથા ધજાથી સુસજ્જિત એવી એ રાક્ષસોની સેનાએ મહાનાદ કરતાં કરતાં બહુ જ વેગથી જનસ્થાનમાંથી પ્રસ્થાન કર્યું.



तांस्त्वभिद्रवतो दृष्ट्वा राक्षसान् भीमविक्रमान् ।
खरस्यापि रथः किञ्चिज्जगाम तदनन्तरम् ॥ १५ ॥

એ મહાપરાક્રમી રાક્ષસોને વેગથી પ્રસ્થાન કરતાં જોઇને ખરે પણ એમની સાથો સાથ પ્રયાણ કર્યું.

सा भीमवेगा समराभिकामा
महाबला राक्षसवीरसेना ।
तौ राजपुत्रौ सहसाऽभ्युपेता
माला ग्रहाणामिव चन्द्रसूर्यौ ॥ १६ ॥

જેવી રીતે ધુલોકમાં ગ્રહોનો સમૂહ સૂર્ય અને ચંદ્રને ઘેરીને રહે છે. તેવી જ રીતે સંગ્રામની કામનાવાળા ભયાનક રાક્ષસોની મહાબળવાન વીર સેનાએ અત્યંત વેગથી જઇને રામ અને લક્ષ્મણને ઘેરી લીધા.

## ૧૬ (સોળમો) સર્ગ શ્રીરામનું રાક્ષસો સાથે યુદ્ધ

दृष्ट्वा तु वाहिनीं तेषां रामो लक्ष्मणमब्रवीत् ।
सम्प्रहारस्तु सुमहान् भविष्यति न संशयः ॥ १ ॥

રાક્ષસોની એ વિશાળ સેનાને જોઇને રામે લક્ષ્મણજીએ કહ્યું, 'હે લક્ષ્મણ ! ભીષણ યુદ્ધમાં બહોળો નર-સંહાર થવાનો, એમાં જરા પણ સંદેહ નથી.'

अनागतविधानं तु कर्तव्यं शुभमिच्छता ।
आपदं शङ्कमानेन पुरुषेण विपश्चिता ॥ २ ॥



'પોતાનું કલ્યાણ ચાહનારા પંડિતે અને આપત્તિની શંકા કરનારા પુરુષે આપત્તિ આવી પડે તે પહેલાં જ એના પ્રતિકારનો ઉપાય કરી લેવો જોઇએ.'

तस्माद् गृहीत्वा वैदेहीं शरपाणिर्धनुर्धरः ।
गुहामाश्रय शैलस्य दुर्गां पादपसंकुलाम् ॥ ३ ॥

'એથી તમે હાથમાં ધનુષ-બાણ લો અને સીતાને સાથે લઇ જઇને વૃક્ષોની ગાઢ ઝાડીઓમાં છૂપાએલી દુર્ગમ ગિરિ-ગુફામાં આશ્રય લો.'

प्रतिकूलितुमिच्छामि न हि वाक्यमिदं त्वया ।
शापितो मम पादाभ्यां गम्यतां वत्स मा चिरम् ॥ ४ ॥

'હું મારા કથનને પ્રતિકૂળ કોઇ વાત સાંભળવા માગતો નથી. હું તમને મારા બેઉ પગના સોગન આપીને કહું છું કે હે વત્સ ! તમે જાઓ, વાર ન કરો.'

त्वं हि शूरश्च बलवान् हन्या ह्येतान्न संशयः ।
स्वयं तु हन्तुमिच्छामि सर्वानेव निशाचरान् ॥ ५ ॥

'એમાં જરા પણ સંદેહ નથી કે તમે શૂરવીર અને બળવાન છો, તથા તમે એકલા હાથે બધા જ રાક્ષસોને હણી શકો છો, કિંતુ આ રાક્ષસોને તો હું પોતે જ મારી નાખવા માગું છું.

एवमुक्तस्तु रामेण लक्ष्मणः सह सीतया ।
शरानादाय चापं च गुहां दुर्गां समाश्रययत् ॥ ६ ॥

શ્રી રામે આમ કીધું એટલે લક્ષ્મણ સીતાજીને સાથે લઇ, ધનુષ-બાણ ધારણ કરી પર્વતની એક દુર્ગમ ગુફામાં ચાલ્યા ગયા.



तस्मिन् प्रविष्टे तु गुहां लक्ष्मणे सह सीतया ।
हन्त निर्युक्तमित्युक्त्वा रामः कवचमाविशत् ॥ ७ ॥

જ્યારે સીતાની સાથે લક્ષ્મણે ગુફામાં પ્રવેશ કર્યો ત્યારે રામે પ્રસન્ન થતાં રહીને 'વાહ ! લક્ષ્મણે મારી વાત માની લીધી' એમ કહીને કવચ ધારણ કરી લીધું.

स चापमुद्यम्य महच्छरानादाय वीर्यवान् ।
बभूवावस्थितस्तत्र ज्यास्वनैः पूरयन्दिशः ॥ ८ ॥

ત્યારપછી મહા પરાક્રમી શ્રીરામ ધનુષ ધારણ કરી બાણો લઇ ધનુષનો ટંકાર કરીને દશેય દિશાઓને ગુંજાયમાન કરતા સુદઢ ઊભા થઇ રહ્યાં.

अवष्टब्धधनुं रामं क्रुद्धं च रिपुघातिनम् ।
ददर्शाश्रममागम्य खरः सहपुरः सरैः ॥ ९ ॥

જ્યારે ખર પોતાના સાથીઓ સહિત શ્રીરામના આશ્રમમાં પહોંચ્યો ત્યારે તેણે જોયું કે શ્રીરામ ગુસ્સે થઇ હાથમાં ધનુષ લઇને શત્રુઓનો વધ કરવા માટે તૈયાર થઇને ઊભેલા છે.

तं दृष्ट्वा सशरं चापमुद्यम्य खरनिःस्वनम् ।
रामस्याभिमुखं सूतं चोद्यतामित्यचोदयत् ॥ १० ॥

રામને જોઇને ખરે ભયંકર ટંકાર કરનારું ધનુષ ઊઠાવ્યું અને બાણ લઇને સારથિને આદેશ આપ્યો કે મારા રથને રામની સન્મુખ લઇ ચાલો.



स खरस्याज्ञया सूतस्तुरगान् समचोदयत् ।
यत्र रामो महाबाहुरेको धुन्वन् स्थितो धुनः ॥ ११ ॥

ખરની આજ્ઞા થતાં જ સારથિએ ઘોડાઓને જ્યાં મહાબાહુ શ્રીરામ ધનુષનો ટંકાર કરતાં એકલા જ ઊભેલા હતા ત્યાં હાંકી લીધા.

ततः शरसहस्रेण राममप्रतिमौजसम् ।
अर्दयित्वा महानादं ननाद समरे खरः ॥ १२ ॥

રામને સામે જઇને ખરે અનેક બાણો વડે (અતુલ્ય ઓજસવાળા) શ્રી રામને પરેશાન કરીને મોટા અવાજથી ગર્જના કરી.

ततो रामः सुसंक्रुद्धो मण्डलीकृतकार्मुकः ।
ससर्ज निशितान् बाणाञ्शतशोऽथ सहस्रशः ॥ १३ ॥

ત્યારે રામે પણ અત્યંત આવેશમાં આવી જઇ પોતાનાં ધનુષને અર્ધ વર્તુળાકાર કરીને લોખંડનાં સેંકડો અને હજારો તીક્ષ્ણ બાણોની ઝડી વરસાવી.

ते शराः शत्रुसैन्येषु मुक्ता रामेण लीलया ।
आददू रक्षसां प्राणान् पाशाः कालकृता इव ॥ १४ ॥

સહેલાઇથી શત્રુસેના પર ફેંકાયેલાં એ બાણોએ કાળના ફાંસાની જેમ રાક્ષસોના પ્રાણ હરી લીધા.

गंजाश्च सगजारोहान् सहयान् सादिनस्तथा ।
पदातीन् समरे हत्वा ह्यनयद्यमसादनम् ॥ १५ ॥



શ્રીરામે સવારો સહિત હાથીઓને તથા ઘોડાઓને તથા પાયદળ સૈનિકોને મારી મારીને યમલોકમાં પહોંચાડી દીધા.

अवशिष्टाश्च ये तत्र विषण्णाश्च निशाचराः ।
खरमेवाभ्यधावन्त शरणार्थं शरार्दिताः ॥ १६ ॥

જે રાક્ષસો મરતાં બચી ગયા તે બધા બાણોથી ઘાયલ થઇને ત્રાસી જઇને શરણ શોધતા ખરની પાસે પહોંચી ગયા.

तान् सर्वान् पुनरादाय समाश्वास्य च दूषणः ।
अभ्यधावत काकुत्स्थं क्रुद्धो रुद्रमिवान्तकः ॥ १७ ॥

ખરના શરણે આવેલા એ સૈનિકોને આશ્વાસન આપીને દૂષણે પોતાની સાથે લીધા અને ક્રોધ કરીને જાણે કે યમરાજ દોડતા હોય તેમ તે રામ ઉપર તૂટી પડયો.

निवृत्तास्तु पुनः सर्वे दूषणाश्रयनिर्भयाः ।
राममेवाभ्यधावन्त सालतालशिलायुधाः ॥ १८ ॥

ભાગીને આવેલા તે રાક્ષસોએ દૂષણનો ઓથ મળી જવાથી નીડર થઇને હાથમાં સાલ (સાગ) તાડ અને શિલા રૂપી આયુધો લઇ શ્રીરામના ઉપર હુમલો કર્યો.

द्रुमवर्षाणि मुञ्चन्तः शिलावर्षाणि राक्षसाः ।
तद्बभूवाद्भुतं युद्ध तुमुलं रोमहर्षणम् ॥ १९ ॥

રાક્ષસોએ વૃક્ષો અને શિલાઓનો રામ ઉપર વરસાદ વરસાવ્યો એવા સમયે અપૂર્વ, ભયંકર અને રોમાંચકારક યુદ્ધ થયું.

नाददानं शरान् घोरान्न मुञ्चन्तं शिलीमुखान् ।
विकर्षमाणं पश्यन्ति राक्षसास्ते शरार्दिताः ॥ २० ॥



શ્રીરામ એટલી ઝડપ અને સ્ફૂર્તિથી બાણો છોડી રહ્યા હતા કે રાક્ષસોને રામ કયારે ભાથામાંથી બાણ કાઢે છે અને કયારે ધનુષમાંથી છોડે છે, તે દેખાતું જ ન હતું. બાણોના પ્રહારથી ઘાયલ થયેલા રાક્ષસો કેવળ રામને ધનુષ ખેંચતાં જ જોઇ શકતા હતા.

युगपत्पतमानैश्च युगपच्च हतैर्भृशम् ।
युगपत्पतितैश्चैव विकीर्णा वसुधाभवत् ॥ २१ ॥

તેમનાં બાણોથી એકી સાથે અનેક રાક્ષસોનો જથ્થો હણાઇને નીચે પડતો હતો, અનેક રાક્ષસો એકી સાથે ઘાયલ થઇ જતા હતા અને એક જ સપાટે અનેકનો સમૂહ મૂર્છા પામીને પડી જતો હતો. આમ આ રાક્ષસોનાં શબોથી રણભૂમિ છવાઇ ગઇ.

तान् दृष्ट्वा निहतान् संख्ये राक्षसान् परमातुरान् ।
न तत्र सहितुं शक्ता रामं परपुरञ्जयम् ॥ २२ ॥

ઘણા ખરા ઘાયલ રાક્ષસોને યુધ્ધમાં હણાયેલા જોઇને જે રાક્ષસો બાકી બચેલા હતા તેઓ શત્રુસમૂહ પર વિજય પ્રાપ્ત કરનારા રામનો જોરદાર મારો સહન કરી શકયા નહિ તેથી ભાગી ગયા.

## **૧૭ (સતરમો) સર્ગ દૂષણ વગેરેનો વધ**

दूषणस्तु स्वकं सैन्यं हन्यमानं निरीक्ष्य सः ।
शरैरशनिकल्पैस्तं राघवं समवाकिरत् ॥ १ ॥

દૂષણે પોતાના સૈન્યને હણાઇ જતું જોઇને શ્રીરામ ઉપર વજ્ર તુલ્ય બાણોથી શરવૃષ્ટિ કરી.



ततो रामः सुसंक्रुद्धः क्षुरेणास्य महद्धनुः ।
विच्छेद समरे वीरश्चतुर्भिश्चतुरो हयान् ॥ २ ॥

ત્યારે શ્રીરામે પણ ક્રોધના આવેશમાં ક્ષુર નામનાં અસ્ત્રથી દૂષણનાં વિશાળ ધનુષને કાપી નાખ્યું અને ચાર બાણો ફેંકીને તેના રથના ચારેય ઘોડાને પણ ઠાર માર્યા.

हत्वा चाश्वाञ्शरैस्तीक्ष्णैरर्धचन्द्रेण सारथेः ।
शिरो जहार तद्रक्षस्त्रिभिर्विव्याध वक्षसि ॥ ३ ॥

(તીક્ષ્ણ બાણોથી) ઘોડાઓને મારીને રામે એક અર્ધચંદ્રકાર બાણથી દૂષણના સારથિનું મસ્તક કાપી નાખ્યું અને ત્રણ બાણ દૂષણની છાતીમાં પણ માર્યાં.

स च्छिन्नधन्वा विरथो प्रगृह्य परिघं रणे ।
दूषणोऽभ्यद्रवद्रामं क्रूरकर्मा निशाचरः ॥ ४ ॥

ધનુષ અને રથ વગરનો તે ક્રૂર કર્મ કરનારો રાક્ષસ દૂષણ (લોખંડના કાંટાવાળી) ગદા ઉઠાવીને યુદ્ધ ક્ષેત્રમાં શ્રીરામ ઉપર તૂટી પડયો.

तस्याभिपतमानस्य दूषणस्य स राघवः ।
द्वाभ्यां शराभ्यां चिच्छेद सहस्ताभरणौ भुजौ ॥ ५ ॥

દૂષણને પોતાના ઉપર ધસી આવતો જોઇને રામે બે બાણો વડે તેની ઘરેણાંથી સુશોભિત બંને ભુજાઓને કાપી નાખી.

स कराभ्यां विकीर्णाभ्यां पपात भुवि दूषणः ।
विषाणाभ्यां विशीर्णाभ्यां मनस्वीव महागजः ॥ ६ ॥

બેઉ હાથ કપાઇ જવાથી દૂષણ પૃથ્વી પર એવો તો પટકાઇ પડ્યો કે જાણે દંતૂશળો તૂટી જવાથી ગજરાજ ઢળી પડ્યો.



तं दृष्ट्वा पतितं भूमौ दूषणं निहतं रणे ।
व्यादिदेश खरः क्रुद्धः सेनाध्यक्षान् महाबलान् ॥ ७ ॥

દૂષણને યુદ્ધમાં હણાયેલો જોઇને ખરને ગુસ્સો ચડ્યો, તેણે પોતાના મહા બળવાન સેનાપતિઓને એવો આદેશ આપ્યો કે

अयं विनिहतः संख्ये दूषणः सपदानुगः ।
महत्या सेनया सार्धं हनध्वं रामं राक्षसाः ॥ ८ ॥

સંગ્રામમાં દૂષણ તો પોતાના અનુગામીઓ સહિત મરાયો છે, હવે તમે બધા રાક્ષસો સાથે મળીને પોતાની વિશાળ સેના વડે રામને હણી નાખો.'

एवमुक्त्वा खरः क्रुद्धो बलाध्यक्षाः ससैनिकाः ।
राममेवाभ्यवर्तन्त विसृजन्तः शरोत्तमान् ॥ ९ ॥

ક્રોધમાં આમ કહીને ખરે તથા સર્વે સેનાપતિઓએ પોત પોતાને અધીન સેનાઓને સાથે લઇને તીક્ષ્ણ બાણો છોડતાં છોડતાં શ્રીરામના ઉપર આક્રમણ કર્યું.

ततः पावकसङ्काशैर्हेमवज्रविभूषितैः ।
जघान शेषं तेजस्वी तस्य सैन्यस्य सायकैः ॥ १० ॥

ત્યારે તેજસ્વી શ્રીરામે સુવર્ણ અને વજ્રથી વિભૂષિત અને અગ્નિ સમાન દેદીપ્યમાન બાણોથી એ બચી ગયેલી સેનાનો પણ નાશ કર્યો.

चतुर्दश सहस्राणि रक्षसां भीमकर्मणाम् ।
हतान्येकेन रामेण मानुषेण पदातिना ॥ ११ ॥



પગપાળા એકલા માણસ શ્રીરામે ભયંકર કર્મ આચરનારા ચૌદ હજાર રાક્ષસોને સહેલાઇથી મારી નાખ્યા.

***ટિપ્પણી :*** * *मानुषेण = માણસે શ્રીરામ માણસ હતા. બ્રહ્મ કે પરમાત્મા નહિ.*

* *પાઠકો ! આ વ્યાખ્યા વાંચીને ચોંકી ન ઊઠશો. બ્રહ્મચર્યની શક્તિથી જ આ સંભવ છે. વેદમાં પણ કહેલું છે, કે*

*यदाबध्नन् दाक्षयणा हिरण्यं शतानीकाय सुमनस्यमानाः ।*
*तत्ते बध्नाम्यायुषे वर्चसे बलाय दीर्घायुत्वाय शतशारदाय ॥*
*अथर्ववेद १-३५-१*

*આચાર્ય શિષ્યને ઉપદેશ આપે છે, કે 'મેધાવી જ્ઞાની-જન શુભ સંકલ્પોથી યુક્ત થઇને સેંકડો સેનાઓના બળની પ્રાપ્તિ માટે જે વીર્યને પોતાનાં જીવનમાં ધારણ કરે છે; તે વીર્યને દીર્ઘ જીવન, તેજ અને બળ માટે પોતાનાં શરીરમાં સ્થાપિત કરવા માટે હું તમને આદેશ આપું છું.*

*મંત્રમાં બ્રહ્મચર્યની મહિમાનું વર્ણન કરતાં કહેલું છે કે બ્રહ્મચર્યથી શતાનીકાય = સો સેનાઓનું બળ પ્રાપ્ત થાય છે. શ્રીરામ આવા બ્રહ્મચર્ય વ્રતથી બંધાએલા હતા. વિવાહ પછીના બાર વર્ષ સુધી અયોધ્યામાં તેઓ રહ્યા, ચૌદ વર્ષ સુધી વનમાં રહ્યા, તેમાંથી તેર વરસ સુધી તો પત્ની સાથે હતી. પચ્ચીસ વર્ષોમાં એક પણ સંતાન ઉત્પન્ન ન કર્યું. જો તેને ઠેકાણે આજનો યુવક હોત તો દશ-બાર સંતાનનો બાપ તો બની જ જાત.*

तस्य सैन्यस्य सर्वस्य खरः शेषो महारथः ।
राक्षसस्त्रिशिराश्चैव रामश्च रिपुसूदनः ॥ १२ ॥

આ રામ-રાક્ષસ યુદ્ધમાં સંપૂર્ણ સેનામાંથી મહારથી ખર, રાક્ષસ ત્રિશિરા અને શત્રુસંહારક શ્રીરામ જ બચી ગયા.



## ૧૮ (અઢારમો) સર્ગ ત્રિશિરાનો વધ તથા ખરની સાથે યુદ્ધ

खरं तु रामाभिमुखं प्रयान्तं वाहिनीपतिः ।
राक्षसस्त्रिशिरा नाम सन्निपत्येदमब्रवीत् ॥ १ ॥

ખરને રામની સામે લડવા જતો જોઇને ત્રિશિરા નામનો સેનાપતિ ખરની પાસે જઇને બોલ્યો,

मां नियोजय विक्रान्तं सन्निवर्तस्व साहसात् ।
पश्य रामं महाबाहुं संयुगे विनिपातितम् ॥ २ ॥

'હે સ્વામી ! આપ આવું સાહસ કરતાં પહેલાં થોભો અને આપના બદલે મને પરાક્રમીને રામ જોડે લડવા માટે નિયુક્ત કરો. પછી જુઓ ! હું આ મહાબાહુ રામને યુદ્ધમાં મારીને હમણાં જ પછાડી દઉં છું.

खरस्त्रिशिरसा तेन मृत्युलोभात्प्रसादितः ।
गच्छ युध्येत्यनुज्ञातो राघवाभिमुखो ययौ ॥ ३ ॥

ત્રિશિરાએ શ્રીરામનાં મૃત્યુની લાલચ બતાવીને ખરને ખુશ કરી દીધો અને 'જાઓ લડો' એવી આજ્ઞા લઇને તે રામની સાથે યુદ્ધ કરવા માટે રામની સામે ગયો.

आगच्छन्तं त्रिशिरसं राक्षसं प्रेक्ष्य राघवः ।
धनुषा प्रतिजग्राह विधुन्वन् सायकाञ्शितान् ॥ ४ ॥

શ્રીરામે ત્રિશિરાને પોતાની તરફ આવતો જોઇને ધનુષનો ટંકાર કર્યો અને તેના પર તીક્ષ્ણ બાણો છોડતા રહીને તેને રોક્યો.



स संप्रहारस्तुमुलो रामत्रिशिरसोर्महान् ।
बभूवातीव बलिनोः सिंहकुञ्जरयोरिव ॥ ५ ॥

શ્રીરામ અને ત્રિશિરાનું તે યુદ્ધ તુમુલ અને ભયંકર હતું. એમ લાગતું હતું કે અતિ બળવાન સિંહ અને ગજરાજ લડી રહ્યા છે.

ततस्त्रिशिरसा बाणैर्ललाटे ताडितस्त्रिभिः ।
अमर्षी कुपितो रामः संरब्धमिदमब्रवीत् ॥ ६ ॥

જ્યારે ત્રિશિરાએ શ્રીરામના માથા પર ત્રણ બાણોથી પ્રહાર કર્યો, ત્યારે તે પ્રહારથી છંછેડાઇને કોપાયમાન રામે ત્રિશિરાને કહ્યું,

अहो विक्रमशूरस्य राक्षसस्येदृशं बलम् ।
पुष्पैरिव शरैर्यस्य ललाटेऽस्मि परिक्षतः ॥ ७ ॥

'અરે ! તું કેવો પરાક્રમી શૂરવીર રાક્ષસ છે ! તારામાં બસ એટલુંજ બળ છે કે તારાં મારેલાં બાણ મારાં કપાળમાં પુષ્પોની જેમ સ્પર્શી રહ્યાં છે ?'

एवमुक्त्वा तु संरब्धः शरानाशीविषोपमान् ।
त्रिशिरोवक्षसि क्रुद्धो निजघान चतुर्दश ॥ ८ ॥

આમ કહીને ઉશ્કેરાયેલા રામે કોપ કરીને વિષધર સાપ સમાન ચૌદ બાણો ત્રિશિરાની છાતીમાં માર્યા.

चतुर्भिस्तुरगानस्य शरैः सन्नतपर्वभिः ।
न्यपातयत तेजस्वी चतुरस्तस्य वाजिनः ॥ ९ ॥

ત્યારપછી તેજસ્વી રામે સન્નતપર્વ નામનાં ચાર બાણોથી ત્રિશિરાના ચારેય ઘોડાને મારી પછાડયા.



अष्टभिः सायकैः रथोपस्थान्न्यपातयत् ।
रामश्चिच्छेद बाणेन ध्वजं चास्य समुच्छ्रितम् ॥ १० ॥

ત્યારપછી શ્રીરામે આઠ બાણ મારીને ત્રિશિરાના સારથિને મારીને રથમાંથી નીચે પાડયો અને એક બાણ મારીને તેના રથની ઊંચી ધ્વજાને પણ કાપી નાખી.

ततो हतरथात्तस्मादुत्पतन्तं निशाचरम् ।
बिभेद रामस्तं बाणै र्हृदये सोऽभवज्जडः ॥ ११ ॥

ઘોડા અને સારથિ મરાઈ જવાથી ત્રિશિરા રથમાંથી કૂદી પડતો હતો ત્યારે રામે બાણોના પ્રહારથી તેના હૃદયને વીંધી નાંખ્યું તેથી તે નિશ્ચેષ્ટ થઇને નીચે પડ્યો.

निहतं दूषणं दृष्ट्वा रणे त्रिशिरसा सह ।
खरस्याप्यभवत्त्रासो दृष्ट्वा रामस्य विक्रमम् ॥ १२ ॥

સંગ્રામમાં દૂષણને તથા ત્રિશિરાને મરેલા જોઇને ખર શ્રીરામનાં પરાક્રમથી ભયભીત થઇ ગયો.

तद्बलं हतभूयिष्ठं विमनाः प्रेक्ष्य राक्षसः ।
आससाद खरो रामं पतङ्ग इव पावकम् ॥ १३ ॥

તે રાક્ષસ સૈન્યને અને વીણી લાવેલા વીર રાક્ષસોને મરેલા જોઇને ખર ઉદાસ થઇ ગયો. તો પણ પોતાનાં કર્તવ્યનો નિશ્ચિય કરીને તે જેમ પતંગિયું પાવક પર ઊડી પડે તેમ તે રામ ઉપર તૂટી પડ્યો.

ततोऽस्य सशरं चापं मुष्टिदेशे महात्मनः ।
खरश्चिच्छेद रामस्य दर्शयन् पाणिलाघवम् ॥ १४ ॥



રામની પાસે પહોંચીને ખરે પોતાની હાથ ચાલાકી બતાવતાં બતાવતાં મહાત્મા રામના ધનુષને એવી જગ્યાએથી કાપી નાખ્યું કે જ્યાંથી તેને રામે પકડેલું હતું.

सुमहद्वैष्णवं यत्तदतिसृष्टं महर्षिणा ।
वरं तद्धनुरुद्यम्य खरं समभिधावत ॥ १५ ॥

ત્યારે શ્રીરામે મહર્ષિ અગસ્ત્યે આપેલું વૈષ્ણવ નામનું શ્રેષ્ઠ ધનુષ ઉઠાવ્યું અને ખર ઉપર હુમલો કર્યો.

ततः कनकपुङ्खैस्तु शरैः सन्नतपर्वभिः ।
बिभेद रामः संक्रुद्धः खरस्य समरे ध्वजम् ॥ १६ ॥

સ્વર્ણપુંખ અને સંનતપર્વ નામનાં બાણો વડે, કોપિત રામે, સંગ્રામમાં ખરના રથની ધજા કાપી નાખી.

तं चतुर्भिः खरः क्रुद्धो रामं गात्रेषु मार्गणः ।
विव्याध युधि मर्मज्ञो मातङ्गमिव तोमरैः ॥ १७ ॥

ત્યારે મર્મસ્થાનોને જાણવાવાળા ખરે ક્રોધ કરીને ચાર બાણો વડે શ્રીરામનાં હૃદય અને બીજાં મર્મ સ્થાનોને એવી રીતે વીંધી નાખ્યાં જેવી રીતે ભાલા વડે હાથીને વીંધી નાંખેલો હોય.

स रामो बहुभिर्बाणैः खरकार्मुकनिसृतैः ।
विद्धो रुधिरसिक्ताङ्गो बभूव रुषितो भृशम् ॥ १८ ॥

ખરનાં ધનુષમાંથી વછૂટેલાં ઘણાં જ બાણો વાગવાથી શ્રીરામ જખમી થઇ ગયા. તેમનાં અંગો રુધિરથી ભીંજાઇ ગયાં આથી તે અત્યંત પ્રકોપિત થયા.

ततः पश्चान्महातेजा नाराचान् भास्करोपमान् ।
जिघांसू राक्षसं क्रुद्धस्त्रयोदश समाददे ॥ १९ ॥



ત્યારપછી ક્રોધે ભરાએલા શ્રીરામે સૂર્ય સમાન તેજસ્વી તેર બાણ લઇને ખરને મારવાની ઇચ્છાથી તેના ઉપર છોડયાં.

ततोऽस्य युगमेकेन चतुर्भिश्चतुरो हयान् ।
षष्ठेन तु शिरः संख्ये खरस्य रथ सारथेः ॥ २० ॥
त्रिभिस्त्रिवेणुं बलवान् द्वाभ्यामक्षं महाबलः ।
द्वादशैन तु बाणेन खरस्य सशरं धनुः ॥ २१ ॥
छित्त्वा वज्रनिकाशेन राघवः प्रहसन्निव ।
त्रयोदशेनेन्द्रसमो बिभेद समरे खरम् ॥ २२ ॥

એક બાણથી રથની ધૂંસરીને, ચાર બાણોથી ચારેય ઘોડાને અને છઠ્ઠા બાણથી ખરના સારથિનાં મસ્તકને, ત્રણ બાણો વડે રથની ઊંધને, બે બાણો થકી રથની ધરીને અને બારમા બાણથી ખરનાં ધનુષ-બાણને કાપી નાખ્યાં. પછી ઇન્દ્ર સમાન તેજસ્વી રામે યુદ્ધ સ્થળમાં હસતાં હસતાં વજ્ર સમાન તેરમું બાણ ખરને માર્યું.

प्रभग्नधन्वा विरथो हताश्वो हतसारथिः ।
गदापाणिरवप्लुत्य तस्थौ भूमौ खरस्तदा ॥ २३ ॥

ખરનું ધનુષ્ય તૂટી ગયું. તે રથ વગરનો થઇ ગયો. તેના ઘોડાઓ અને સારથિ મૃત્યુ પામ્યા. તેથી તે હાથમાં ગદા લઇને ભાંગેલા રથમાંથી નીચે કૂદી પડ્યો અને રણભૂમિમાં ઊભો થઇ રહ્યો.

## ૧૯ (ઓગણીસમો) સર્ગ ખરને રામની ધમકી અને તેની ગદાનું ભેદન

खरं तु विरथं दृष्ट्वा रामो गदापाणिमवस्थितम् ।
मृदुपूर्वं महातेजाः परुषं वाक्यमब्रवीत् ॥ १ ॥



રથ-વિહીન ખરને હાથમાં ગદા લઇને રણભૂમિમાં ઊભેલો જોઇને મહાતેજસ્વી શ્રીરામે તેને ન્યાયોચિત મર્મભેદી વચનો કહ્યાં.

गजाश्वरथसंबाधे बले महति तिष्ठता ।
कृतं सुदारुणं कर्म सर्वलोकजुगुप्सितम् ॥ २ ॥

'હે વીર ! હાથી, ઘોડા, રથ વગેરેથી સમૃદ્ધ વિશાળ સેનાનો સ્વામી બનીને તેં સર્વ સંસારમાં નિંદિત ઘોર પાપ કર્મો કરેલાં છે.'

उद्वेजनीयो भूतानां नृशंसः पापकर्मकृत् ।
त्रयाणामपि लोकानामीश्वरोऽपि न तिष्ठति ॥ ३ ॥

'શું તું એટલું નથી જાણતો કે પ્રાણીઓને પીડનારો, નિર્દય અને પાપકર્મી માણસ પછી ભલેને તે ત્રણ લોકનો અધિપતિ હોય, તો પણ ઝાઝા દિવસ ટકતો નથી.

कर्म लोकविरुद्धं तु कुर्वाणं क्षणदाचर ।
तीक्ष्णं सर्वजनो हन्ति सर्पं दुष्टमिवागतम् ॥ ४ ॥

'હે નિશાચર ! મનુષ્યોની સુખ શાંતિનો નાશ કરનારા લોક વિરોધી અત્યાચારીને તો જેમ બધા લોકો પોતાનાં ઘરમાં આવેલા વિષધર સર્પને મારી નાખે છે તેમ મારી નાખવો જોઇએ.'

लोभात्पापानि कुर्वाणः कामाद्वा यो न बुध्यते ।
भ्रष्टो पश्यति तस्यान्तं ब्राह्मणी करकादिव ॥ ५ ॥

'જે માણસ લોભ અથવા કામવાસનાને વશ થઇ પાપકર્મ કરીને પસ્તાવો કરતો નથી (તેનું પતન થાય છે, એને એનાં કુકર્મોમાં એનો અંત=મૃત્યુ દેખાય છે, જેવી રીતે બરફના કરામાં કાચંડી પોતાનાં મૃત્યુને દેખે છે') તેને તેનાં



કર્મફળો (ઐશ્વર્ય)થી એવી રીતે ભ્રષ્ટ થવું પડે છે (તેનો અંત એવી રીતે આવે છે કે) જેમ ચાર પગવાળું બ્રાહ્મણી કીટ (रामकी बुढीया) વર્ષાના કરાને ખાઇને પોતાનો અંત આણે છે.'

वसतो दण्डकारण्ये तापसान् धर्मचारिणः ।
किन्नु हत्वा महाभागान् फलं प्राप्स्यसि राक्षस ॥ ६ ॥

'હે રાક્ષસધામ ! શું તને એટલી ખબર ન હતી કે આ દંડક વનમાં વસવાવાળા ધર્માચરણમાં રચ્યાપચ્યા રહેનારા, નિરપરાધ તપસ્વીઓની હત્યા કરવાનું ફળ તારે ભોગવવું જ પડશે ?'

न चिरं पापकर्माणः क्रूरा लोकजुगुप्सिताः ।
ऐश्वर्यं प्राप्य तिष्ठन्ति शीर्णमूला इव द्रुमाः ॥ ७ ॥

'પાપકર્મ કરનારા, ક્રૂર અને લોકનિંદિત મનુષ્યો ઐશ્વર્ય પ્રાપ્ત કરીને પણ લાંબો સમય જીવતા રહી શકતા નથી; જેમ ગળેલાં-સડેલાં મૂળવાળાં વૃક્ષો વધારે વાર સુધી ટકી રહેતાં નથી.'

अवश्यं लभते जन्तुः फलं पापस्य कर्मणः ।
घोरं पर्यागते काले द्रुमाः पुष्पमिवार्तवम् ॥ ८ ॥

'જેવી રીતે ઋતુ આવે ત્યારે વૃક્ષો આપ મેળે ફૂલવાળાં થાય છે, બસ એવી જ રીતે સમય આવે ત્યારે જીવોને તેનાં કરેલાં પાપ કર્મોનાં ઘોર ફળો અવશ્ય પ્રાપ્ત થાય છે.'

न चिरात्प्राप्यते लोके पापानां कर्मणां फलम् ।
सविषाणामिवान्नानां भुक्तानां क्षणदाचर ॥ ९ ॥

'હે નિશાચર ! જેવી રીતે વિષમિશ્રિત અન્ન ખાઇને મનુષ્ય જલદી મરી જાય છે, તેવી જ રીતે પાપીને તેણે કરેલાં કર્મોનું ફળ મળવામાં બહુ વાર નથી લાગતી.



पापमाचरतां घोरं लोकस्याप्रियमिच्छताम् ।
अहमासादितो राज्ञा प्राणान्हन्तुं निशाचर ॥ १० ॥

'હે નિશાચર ! ઘોર પાપ કર્મ કરવાવાળા અને સંસારનું અહિત ઇચ્છનારા પાપીઓના પ્રાણ હરણ કરવા માટે જ મને મહારાજા દશરથે વનમાં મોકલ્યો છે.'

अद्य हि त्वां मया मुक्ताः शराः काञ्चनभूषणाः ।
विदार्य निपतिष्यन्ति वल्मीकमिव पन्नगाः ॥ ११ ॥

'મારાં છોડેલાં આ સ્વર્ણ ભૂષિત બાણો તારા શરીરને છિન્નભિન્ન કરીને પૃથ્વીમાં એવાં તો પેસી જશે જેમ ફણીધર પોતાના રાફડામાં ઘૂસી જાય છે.'

प्रहर त्वं यथाकामं कुरु यत्नं कुलाधम ।
अद्य ते पातयिष्यामि शिरस्तालफलं यथा ॥ १२ ॥

'રે કુલાધમ ! મને મારવા માટે તારે જે પ્રયત્ન કરવો હોય તે કરી લે અને તારી ઇચ્છાનુસાર પ્રહાર પણ કરી લે, છેવટે તો હું તારા મસ્તકને કાપીને, જેમ તાડનાં વૃક્ષમાંથી તાડફળ નીચે પડી જાય તેમ, નીચે પાડી દઇશ.'

एवमुक्तस्तु रामेण क्रुद्धः सरक्तलोचनः ।
प्रत्युवाच खरो रामं प्रहसन् क्रोधमूर्च्छितः ॥ १३ ॥

શ્રીરામે આમ કહ્યું તેથી ક્રોધનો માર્યો ખર લાલચોળ આંખો કાઢીને તિરસ્કાર ભર્યું હાસ્ય કરતો રામની સામે બોલ્યો,



प्राकृतान् राक्षसान् हत्वा युद्धे दशरथात्मज ।
आत्माना कथमात्मानमप्रशस्यं प्रशंससि ॥ १४ ॥

'હે દશરથનંદન ! સંગ્રામમાં સાધારણ રાક્ષસોને મારીને તમે કંઈ જ પશંસાપાત્ર થઈ ગયા નથી તો પણ તમે તમારા મુખે તમારા વખાણ કેમ કરી રહ્યા છો ?'

विक्रान्ता बलवन्तो वा ये भवन्ति नरर्षभाः ।
कथयन्ति न ते किञ्चित्तेजसा स्वेन गर्विताः ॥ १५ ॥

'જે પુરુષો પરાક્રમી, બળવાન અને તેજસ્વી હોય છે, તેઓ પોતાના પ્રતાપથી ગર્વિત થઈને પોતાની પ્રશંસા સ્વયં કરતા નથી.'

न तु मामिह तिष्ठन्तं पश्यसि त्वं गदाधरम् ।
धराधरमिवाकम्प्यं पर्वतं धातुभिश्चितम् ॥ १६ ॥

'હે રામ ! નાના પ્રકારની ધાતુઓથી ચીતરેલી અને અકમ્પ પર્વત સમાન અચળ અને અટલ ગદા હાથમાં લઈને હું લડવા માટે તૈયાર થઈને ઊભો છું. શું તમે મને અને મારી શક્તિને જોઈ નથી શકતા ?'

पर्याप्तोऽहं गदापाणिर्हन्तुं प्राणान् रणे तव ।
त्रयाणामपि लोकानां पाशहस्त इवान्तकः ॥ १७ ॥

'હું મારા હાથમાં ગદા લઈને પાશધારી યમરાજ જેવો યુદ્ધમાં કેવળ તારો એકલાનો જ નહીં, અપિતુ ત્રણેય લોકનો સંહાર પણ કરી શકું છું.'



कामं बह्वपि वक्तव्यं त्वयि वक्ष्यामि न त्वहम् ।
अस्तं गच्छेद्धि सविता युद्धविघ्नस्ततो भवेत् ॥ १८ ॥

'જો કે તમારી આત્માશ્લાઘાના ઉત્તરમાં હું પણ ઘણું બધું કહી શકું તેમ છું. તથાપિ હમણાં હું તમને વધારે કશું જ કહેવા નથી માગતો, કેમકે કહેવામાં અને સાંભળવામાં જો સમય પસાર થઈ જશે ને સૂર્યાસ્ત થઈ જશે તો યુદ્ધમાં વિઘ્ન આવી પડશે, અર્થાત્ યુદ્ધ બંધ થઈ જશે.'

चतुर्दश सहस्राणि राक्षसानां हतानि ते ।
त्वद्विनाशात्करोम्येष तेषामस्रप्रमार्जनम् ॥ १९ ॥

'તમે જે ચૌદ હજાર રાક્ષસોને હણેલા છે તો હવે તમને મારીને હું તેમની વિધવાઓ અને અનાથ બાળકોનાં આંસુ લૂછીશ.'

इत्युक्त्वा परमक्रुद्धस्तां गदां परमाङ्गदः ।
खरश्चिक्षेप रामाय प्रदीप्तामशनिं यथा ॥ २० ॥

આમ કહીને ખરે અત્યંત ક્રોધ કરીને ધગધગતા વજ્ર સમાન પોતાની ભીષણ ગદાથી રામના ઉપર પ્રહાર કર્યો.

तामापतन्तीं ज्वलितां मृत्युपाशोपमां गदाम् ।
अन्तरिक्षगतां रामश्चिच्छेद बहुधा शरैः ॥ २१ ॥

મૃત્યુપાશ જેવી એ ચળકભડકવાળી ગદાને પોતાના ઉપર આવી પડતી જોઈને શ્રીરામે અનેક બાણો વડે આકાશમાં જ એના અસંખ્ય ટુકડા કરી નાખ્યા.



## ૨૦ (વીસમો) સર્ગ ખરનો વધ

भित्वा तु तां गदां बाणै राघवो धर्मवत्सलः ।
स्मयमानः खरं वाक्यं संरब्धमिदमब्रवीत् ॥ १ ॥

ધર્મવત્સલ શ્રીરામ પોતાનાં બાણો વડે એ ગદાને નષ્ટ કરીને, ગભરાએલ ખરને ઉપહાસ-પૂર્વક બોલ્યા,

एतत्ते बलसर्लस्वं दर्शितं राक्षसाधम ।
शक्तिहीनतरो मत्तो वृथा त्वमवगर्जसि ॥ २ ॥

'હે રાક્ષસાધમ ! તેં ગદા ફેંકીને બતાવ્યું, બસ એટલું જ તારામાં સંપૂર્ણ બળ હતું ? હવે તો તને ખબર પડી ગઇને કે તું શક્તિમાં મારાથી અત્યંત હીનતર છે અને તું નકામી ડીંગ માર્યા કરે છે !'

यत्त्वयोक्तं विनष्टानामहमश्रुप्रमार्जनम् ।
राक्षसानां करोमीति मिथ्या तदपि ते वचः ॥ ३ ॥

'તેં જે કહેલું હતું કે હું તને મારી રાક્ષસોની વિધવાઓ અને અનાથ બાળકોનાં આંસુ લૂછીશ - તારી આ પ્રતિજ્ઞા પણ જૂઠી સાબિત થઇ ગઇ.'

नीचस्य क्षुद्रशीलस्य मिथ्यावृत्तस्य रक्षसः ।
प्राणानपहरिष्यामि गरुत्मानमृतं यथा ॥ ४ ॥

'જેવી રીતે ગરુત્માને અમૃતનું હરણ કરેલું હતું. તેવી રીતે આજે હું પણ તારા, નીચ, ક્ષુદ્રસ્વભાવવાળા, અને મિથ્યા આચરણવાળાનો પ્રાણ હરણ કરીશ.'

प्रविद्धनिद्रे शयिते त्वयि राक्षसपांसने ।
भविष्यन्त्यशरण्यानां शरण्या दण्डका इमे ॥ ५ ॥



'અરે ! રાક્ષસાધમ ! જ્યારે તું મહાનિદ્રામાં સૂઇ જશે ત્યારે દંડકવન આર્ત ઋષિઓ માટે સુખેથી નિવાસ કરવા યોગ્ય સ્થાન બની જશે.'

अद्य विप्रसरिष्यन्ति राक्षस्यो हतबान्धवाः ।
बाष्पार्द्रवदना दीना भयादन्यभयावहाः ॥ ६ ॥

'બીજા લોકોને ભયભીત કરનારી રાક્ષસીઓ પોતાનાં સગાં-વહાલાં મરી જવાથી હીનતાથી રોતી રોતી ડરની મારી આજે અહીંથી ભાગી જશે.'

नृशंस नीच क्षुद्रात्मन्नित्यं ब्राह्मणकण्टक ।
यत्कृते शङ्कितैरग्नौ मुनिभिः पात्यते हविः ॥ ७ ॥

'હે નિષ્ઠુર ! નીચ ! બ્રાહ્મણોનો દ્વેષ કરનારા ક્ષુદ્રાત્મા ! તમારા ભયના કારણે મુનિલોકો નિઃશંક બનીને યજ્ઞ પણ કરી શકતા નથી.'

तमेवमभिसंरब्धं ब्रुवाणं राघवं रणे ।
खरो निर्भर्त्सयामास रोषात्खरतरस्वनः ॥ ८ ॥

જ્યારે ક્રોધ કરીને શ્રીરામે ખરને આવાં વેણ કહ્યાં ત્યારે ખરે પણ રામનો તિરસ્કાર કરતાં કરતાં કહ્યું.

दृढं खल्ववलिप्तोऽसि भयेष्वपि च निर्भयः ।
वाच्यावाच्यं ततो हि त्वं मृत्युवश्यो न बुध्यसे ॥ ९ ॥

'નિશ્ચય જ તું બહુ જ અભિમાની છો કે જેથી તું ભયમાં સપડાયેલો છે છતાં પણ નિર્ભય ઊભેલો છે. તારું મૃત્યુ નજીક છે એથી જ તને બોલવાનું ભાન નથી; કે શું બોલવું જોઇએ શું ન બોલવું જોઇએ !'



कालपाशपरिक्षिप्ता भवन्तिं पुरुषा हि ये ।
कार्याकार्यं न जानन्ति ते निरस्तषडिन्द्रियाः ॥ १० ॥

'કાળના પાશમાં બંધાયેલા મનુષ્યને કર્તવ્ય-અકર્તવ્યનું જ્ઞાન રહેતું નથી, કેમકે એની અંતઃકરણ આદિ છએય ઇન્દ્રિયોની શક્તિ નષ્ટ થઇ જાય છે.'

एवमुक्त्वा ततो रामं संरुध्य भ्रुकुटिं ततः ।
स ददर्श महासालमविदूरे निशाचरः ॥ ११ ॥

રામને આમ કહીને ભવાં ચડાવીને તે નિશાચરે જોયું તો તેને એક મોટું સાલવૃક્ષ નજીકમાં જ નજરે ચડયું.

तं समुत्क्षिप्य बाहुभ्यां विनद्य च महाबलः ।
राममुद्दिश्य चिक्षेप हतस्त्वमिति चाब्रवीत् ॥ १२ ॥

તે ઝાડને બન્ને બાહુઓથી ઊખેડીને (તે મહાબળવાન રાક્ષસ) ખરે બે હાથથી ઉપાડીને રામ ઉપર ફેંક્યું અને ગર્જના કરીને બોલ્યા, 'બસ હવે તો તું હણાઇ જ ગયો.'

तमापतन्तं बाणौघैश्छित्त्वा रामः प्रतापवान् ।
रोषमाहारयत्तीव्रं निहन्तुं समरे खरम् ॥ १३ ॥

પ્રતાપી રામે એ સાલવૃક્ષને પોતાની તરફ આવતું જોઇને તેને એકસામટાં ઘણાં બાણોથી છિન્ન-ભિન્ન કરી નાખ્યું. અને સંગ્રામમાં ખરનો વધ કરવાને ભયંકર ક્રોધ કર્યો.

जातस्वेदस्ततो रामो रोषाद्रक्तान्तलोचनः ।
निर्बिभेद सहस्रेण बाणानां समरे खरम् ॥ १४ ॥



એ વખતે રામ પરસેવાથી રેબઝેબ થઇ ગયા હતા અને ક્રોધ કરવાથી તેમની આંખો લાલ થવા લાગી હતી. એટલે એમણે એક સાથે અનેક બાણોથી ખરને યુદ્ધમાં બહુ ખરાબ રીતે છેદી નાખ્યો.

विह्वलः स कृतो बाणैः खरो रामेण संयुगे ।
मत्तौ रुधिरगन्धेन तमेवाभ्याद्रवद् द्रुतम् ॥ १५ ॥

એ યુદ્ધમાં શ્રીરામે જ્યારે ખરને બાણોના પ્રહારોથી વ્યાકુળ કરી મૂકયો ત્યારે પોતાના શરીરમાંથી નીકળતી રક્તની ગંધથી ઉત્તેજિત થઇને તેણે બહુ જ ઝડપથી રામના ઉપર આક્રમણ કર્યું.

तमापतन्तं संरब्धं कृतास्त्रो रुधिराप्लुतम् ।
अपासर्पद् द्वि-त्रिपदं किञ्चित्त्वरितविक्रमः ॥ १६ ॥

લોહી નીતરતા ક્રોધાતુર ખરને પોતાની ભણી આવતો જોઇને શસ્ત્ર વડે સમયોચિત પરાક્રમ કરનારા શ્રીરામ સત્વર બે-ત્રણ ડગલાં પાછાં ખસી ગયા. (પાછાં હટી જવાનું કારણ ભય નહીં હતું પરંતુ અસ્ત્ર ફેંકવા માટે પૂરતાં અંતરની આવશ્યકતા હતી.) (શ્રીરામે ખસી જઇને ખરનું નિશાન ચૂકવી દીધું.)

ततः पावकसङ्काशं ब्रह्मदण्डमिवापरम् ।
सन्दधे चापि धर्मात्मा मुमोच च खरं प्रति ॥ १७ ॥

ત્યારપછી ધર્માત્મા શ્રીરામે બીજા બ્રહ્મદંડ અને અગ્નિ સમાન તેજસ્વી એક બાણ ધનુષ પર ચડાવ્યું અને ખર પર છોડયું.

स विमुक्तो महाबाणो खरस्योरसि चापतत् ।
स पपात खरो भूमौ दह्यमानः शराग्निना ॥ १८ ॥



શ્રીરામે છોડેલું એ ભયંકર બાણ ખરની છાતીમાં જઇને ભોંકાયું. તે બાણના અગ્નિથી બળતો બળતો ખર પૃથ્વી પર પટકાઇ પડ્યો.

ततो राजर्षयः सर्वे सङ्गताः परमर्षयः ।
सभाज्य मुदिता राममिदं वचनमब्रुवन् ॥ १९ ॥

ત્યારપછી દંડક વનમાં રહેનારા બધા જ રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ ભેગા મળીને શ્રી રામ પાસે આવ્યા અને તેમનું બહુમાન કરીને પ્રસન્ન થતાં થતાં બોલ્યા.

तदिदं नः कृतं कार्यं त्वया दशरथात्मज ।
सुखं धर्मं चरिष्यन्ति दण्डकेषु महर्षयः ॥ २० ॥

'હે દશરથનંદન રામ ! રાક્ષસોનો વધ કર્યો તે અમારા હિતનું કાર્ય તમે કરી આપ્યું છે. હવે આ દંડકારણ્યમાં મહર્ષિગણો સુખપૂર્વક ધર્મકાર્યોનું અનુષ્ઠાન કર્યા કરશે.'

रामस्योपरि संहृष्टा ववृषुर्विस्मितास्तदा ।
अर्धाधिकमुहूर्तेन रामेण निशितैः शरैः ॥ २१ ॥
चतुर्दशसहस्राणि रक्षसां भीमकर्मणाम् ।
खरदूषणमुख्यानां निहतानि महाहवे ॥ २२ ॥

તે બધા ઋષિઓએ અતિ હર્ષપૂર્વક શ્રીરામ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. તે ઋષિગણો નવાઇ પામ્યા કે એ મહાયુદ્ધમાં શ્રીરામે ખર-દૂષણ વગેરે મુખ્ય રાક્ષસો સહિત ચૌદ હજાર ઘોર કર્મ કરનારા રાક્ષસોને ત્રણ જ ઘડીમાં કેવી રીતે મારી નાખ્યા !

**ટિપ્પણી :** * *મુહૂર્ત = ૪૮ મિનિટ અર્ધાધિક મુહૂર્ત = ૧ ½ મુહૂર્ત = ૭૨ મિનિટ.*



* *અઢી ઘડીનો એક કલાક થાય છે એમ ગણીએ તો (ત્રણ ઘડી = ) સવા કલાક લગભગ થાય.*

एतस्मिन्नन्तरे वीरो लक्ष्मणः सह सीतया ।
गिरिदुर्गाद्विनिष्क्रम्य संविवेशाश्रमं सुखी ॥ २३ ॥

એટલામાં શૂરવીર લક્ષ્મણ સીતાજીને સાથે લઇને ગિરિગુફામાંથી નીકળી રામના પરાક્રમથી પ્રસન્ન થતાં થતાં આશ્રમમાં પહોંચી ગયા.

तं दृष्ट्वा शत्रुहन्तारं महर्षीणां सुखावहम् ।
बभूव हृष्टा वैदेही भर्तारं परिषस्वजे ॥ २४ ॥

શત્રુઓનો નાશ કરીને મહર્ષિઓને સુખ-શાંતિ આપનારા શ્રીરામને કુશળ જોઇને જનકનંદિની સીતાજી બહુ જ હરખાઇ ગયાં અને પોતાના પતિ રામને ભેટી પડ્યાં.

## ૨૧ (એકવીસમો) સર્ગ ખર-દૂષણનો વધ જાણી રાવણનો મારીચ સાથે સંપર્ક

त्वरमाणस्ततो गत्वा जनस्थानादकम्पनः ।
प्रविश्य लंकां वेगेन रावणं वाक्यमब्रवीत् ॥ १ ॥

ખર-દૂષણ વગેરે રાક્ષસો સંગ્રામમાં ખપી ગયા પછી અકંપન નામનો રાક્ષસ (જન સ્થાનમાંથી) સત્વર લંકામાં પહોંચી ગયો. ત્યાં જઇને તેણે રાવણને કહ્યું.

जनस्थानस्थिता राजन् राक्षसा बहवो हताः ।
खरश्च निहतः संख्ये कथञ्चिदहमागतः ॥ २ ॥



'હે રાજા ! જનસ્થાનમાં રહેવાવાળા ખર સહિત બહુ બધા રાક્ષસો યુદ્ધમાં મરાઇ ગયા છે. હું ગમે તે પ્રકારે બચી જઇને અહીંયાં આવ્યો છે.'

*ટિપ્પણી : ✱ કથઞ્ચિદ્ = 'કોઇપણ પ્રકારે' નો ભાવ ભૂષણ ટીકાકારે એવો દર્શાવ્યો છે કે અકંપન સ્ત્રીના વેશમાં ભાગી છૂટયો હતો.*

एवमुक्तो दशग्रीवः क्रुद्धः संरक्तलोचनः ।
अकम्पनमुवाचेदं निर्दहन्निव चक्षुषा ॥ ३ ॥

અકંપને આવું કહ્યું ત્યારે રાવણે ક્રોધથી આંખો લાલ કરીને અંગારાથી બાળતી હોય તેવી દૃષ્ટિ સાથે કહ્યું.

केन रम्यं जनस्थानं हतं मम परासुना ।
को हि सर्वेषु लोकेषु गतिं चाधिगमिष्यति ॥ ४ ॥

'કોણે મરવાની મરજી કરીને મારાં રમણીય જનસ્થાનને ઉજ્જડ કરી દીધું છે, એવો કોણ અભાગિયો છે જે સંસારમાં રહેવા નથી ઇચ્છતો ?

तथा क्रुद्धं सुग्रीवं कृताञ्जलिरकम्पनः ।
भयात्सन्दिग्धया वाचा रावणं याचतेऽभयम् ॥ ५ ॥

રાવણને આ પ્રકારે ક્રોધભર્યો જોઇને અકંપન બહુ જ ડરી ગયો. તે હાથ જોડીને તોતડાવી જીભે રાવણને અભય માટે પ્રાર્થના કરવા લાગ્યો.

दशग्रीवोऽभयं तस्मै प्रददौ रक्षसां वरः ।
स विस्रब्धोऽब्रवीद्वाक्यमसन्दिग्धमकम्पनः ॥ ६ ॥



જ્યારે રાક્ષસ-શ્રેષ્ઠ રાવણે તેને અભયદાન દીધું ત્યારે વિશ્વાસ રાખીને અકંપને સ્પષ્ટ રૂપથી બધો જ વૃત્તાંત કહી સંભળાવ્યો.

पुत्रो दशरथस्यास्ति सिंहसंहननो युवा ।
हतं तेन जनस्थानं खरश्च सहदूषणः ॥ ७ ॥

તેણે કહ્યું કે 'મહારાજ ! સિંહ સમાન સુંદર અવયવો વાળા યુવાન શ્રીરામે - દશરથના પુત્રે, જનસ્થાનમાં આવીને ખર અને દૂષણને મારી નાખ્યા છે.

अकम्पनवचः श्रुत्वा रावणो वाक्यमब्रवीत् ।
जनस्थानं गमिष्यामि हन्तुं रामं सलक्ष्मणम् ॥ ८ ॥

અકંપનની વાત સાંભળીને રાવણે કહ્યું કે 'રામને અને લક્ષ્મણને મારવા માટે હું પોતે જ જનસ્થાનમાં જઇશ.'

अथैवमुक्ते वचने प्रोवाचेदमकम्पनः ।
शृणु राजन् यथावृत्तं रामस्य बलपौरुषम् ॥ ९ ॥

રાવણની વાત સાંભળીને અકંપન બોલ્યો, 'હે રાજા ! શ્રીરામ કેવા ચરિત્રવાન, બળવાન અને પુરુષાર્થી છે તે હું આપને કહું છું, આપ સાંભળો.'

असाध्यः कुपितो रामो विक्रमेण महायशाः ।
आपगायाः सुपूर्णाया वेगं परिहरेच्छरैः ॥ १० ॥

મહાયશસ્વી રામ જ્યારે ક્રોધ કરીને સંગ્રામમાં ઉભા હોય છે ત્યારે તેનો સામનો કરવો અસાધ્ય છે. બાણ વિદ્યામાં તો તેઓ એટલા નિષ્ણાત છે કે તે પાણીથી પૂરી ભરેલી નદીના વેગીલા પ્રવાહને પોતાનાં બાણો વડે રોકી શકે છે !'



न हि रामो दशग्रीव शक्यो जेतुं त्वया युधि ।
रक्षसां वाऽपि लोकेन स्वर्गः पापजनैरिव ॥ ११ ॥

'હે દશગ્રીવ ! યુદ્ધમાં આપ રામને જીતી શકતા નથી. જેમ અધર્મી જન સ્વર્ગની પ્રાપ્તિ કરી શકતો નથી તેમ સમસ્ત રાક્ષસોની સહાયતા વડે પણ તને રામ ઉપર વિજય મેળવી શકતા નથી.'

न तं वध्यमहं मन्ये सर्वैर्देवासुरैरपि ।
अयं तस्य वधोपायस्तं ममैकमनाः शृणु ॥ १२ ॥

'હું માનું છું કે બધા જ દેવો અને અસુરો મળીને પણ શ્રીરામને મારી શકતા નથી. એને મારવાનો માત્ર એક જ ઉપાય છે. તે હું બતાવું છું. આપ ધ્યાન દઈને સાંભળો.'

भार्या तस्योत्तमा लोके सीता नाम सुमध्यमा ।
श्यामा समविभक्ताङ्गी स्त्रीरत्नं रत्नभूषिता ॥ १३ ॥

સીતા નામની શ્રીરામની ધર્મ પત્ની છે, તે સંસારની સર્વ સ્ત્રીઓ કરતાં વધારે સુંદર છે. તેની કમ્મર પાતળી છે. એનાં શરીરનું દરેક અંગ સુંદર અને સુડોળ છે. (તે યુવતી છે) અને રત્નજડિત આભૂષણોથી સુભૂષિત સ્ત્રી રત્ન છે.'

नैव देवी न गन्धर्वी नाप्सरा नाऽपि दानवी ।
तुल्या सीमन्तिनी तस्या मानुषीषु कुतो भवेत् ॥ १४ ॥

'સૌંદર્યમાં દેવ, ગંધર્વ, અપ્સરા અને દાનવ જાતિમાં કોઇ સ્ત્રી તેના તુલ્ય નથી પછી સામાન્ય મનુષ્ય જાતિની તો વાત જ શું કરવી ?'

तस्यापहर भार्यां त्वं प्रमथ्य तु महावने ।
सीतया रहितः कामी रामो हास्यति जीवितम् ॥ १५ ॥



'તમે એ મહાવનમાં જઇને છળ-કપટથી ગમે તેમ કરીને પણ તેની સ્ત્રીને ઉઠાવી લાવો. એટલે તે કામી રામ સીતાના વિયોગમાં પોતાના પ્રાણ ત્યજી દેશે.'

अरोचयत तद्वाक्यं रावणो राक्षसाधिपः ।
चिन्तयित्वा महाबाहुरकम्पनमुवाच ह ॥ १६ ॥

મહાબાહુ રાક્ષસેશ્વર રાવણને અકંપનનો બતાવેલો આ ઉપાય ગમી ગયો. જરા વિચાર કરીને તેણે અકંપનને કહ્યું.

बाढं काल्यं गमिष्यामि ह्येकः सारथिना सह ।
आनयिष्यामि वैदेहीमिमां हृष्टो महापुरीम् ॥ १७ ॥

'બહુ જ સારું ! હું કાલે પ્રાતઃકાળે મારા સારથિ સાથે એકલો જ જઇશ અને પ્રસન્નતાપૂર્વક સીતાને આ મહાનગરી લંકાપુરીમાં લઇ આવીશ.'

अथैवमुक्त्वा प्रययौ खरयुक्तेन रावणः ।
स दूरे चाश्रमं गत्वा ताटकेयमुपागमत् ॥ १८ ॥

આ પ્રમાણે અકંપનને કહીને રાવણ ખચ્ચરો જોડેલા રથમાં બેસીને ચાલી નીકળ્યો. લાંબી યાત્રા કર્યા પછી તે તાટકાપુત્ર મારીચના આશ્રમમાં પહોંચી ગયો.

तं स्वयं पूजयित्वा तु आसनेनोदकेन च ।
अर्थोपहितया वाचा मारीचो वाक्यमब्रवीत् ॥ १९ ॥

આસન, અર્ધ્ય, ઉદક=જળ આદિ વડે મારીચે જાતે જ રાવણનો સત્કાર કર્યો, ત્યારપછી તેણે રાવણના પ્રયોજનની વાત ઉચ્ચારી.



कच्चित्सुकुशलं राजंल्लोकानां राक्षसेश्वर ।
आशङ्के नाथ जाने त्वं यतस्तूर्णमिहागतः ॥ २० ॥

'હે રાજા ! હે રાક્ષસેશ્વર ! કહો, રાક્ષસ લોકો સુકુશળ તો છે ને ? હે નાથ ! આપ ઉતાવળા અહીં આવી પહોંચ્યા તેથી રાક્ષસોના કુશળ હોવામાં મને સંદેહ થાય છે.

एव मुक्तो महातेजा मारीचेन स रावणः ।
ततः पश्चादिदं वाक्यमब्रवीद्वाक्यकोविदः ॥ २१ ॥

મારીચે આવું પૂછ્યું તેથી મહા તેજસ્વી અને વાકય વિશારદ રાવણ બોલ્યો.

आरक्षो ये हतस्तात रामेणाक्लिष्टकर्मणा ।
जनस्थानमवध्यं तत्सर्वं युधि निपातितम् ॥ २२ ॥

'હે તાત ! સુખાવહ કર્મ કરનારા રામે જનસ્થાનમાં રહેવાવાળા મારા (સીમા સુરક્ષાદળના) સૈનિકોને મારી નાખ્યા છે અને મારાં અજેય જનસ્થાનને પણ યુદ્ધમાં નષ્ટ-ભ્રષ્ટ કરી નાખ્યું છે.'

तस्य मे कुरु साचिव्यं तस्य भार्यापहारणे ।
राक्षसेन्द्रवचः श्रुत्वा मारीचो वाक्यमब्रवीत् ॥ २३ ॥

'હવે હું શ્રીરામની ધર્મપત્ની સીતાનું અપહરણ કરીશ. આ કાર્યમાં આપ મને મદદ કરો.' રાક્ષસરાજ રાવણની આ વાત સાંભળીને મારીચે કહ્યું.'

आख्याता केन सीता सा मित्ररूपेण शत्रुणा ।
त्वया राक्षसशार्दूल को न नन्दति नन्दितः ॥ २४ ॥



'મિત્રનાં રૂપમાં કયા શત્રુએ તમને સીતાનો પરિચય અને એના અપહરણની સલાહ તમને આપેલી છે ? હે રાક્ષસ-શાર્દૂલ ! આપના થકી સંમાનિત એ કોણ છે જે તમારાં ઐશ્વર્યની વૃદ્ધિ નથી ઇચ્છતો, તમારા ઐશ્વર્યને જોઇને કોને બળતરા થાય છે'

सीतामिहानयस्वेति को ब्रवीति ब्रवीहि मे ।
रक्षो लोकस्य सर्वस्य कः शृङ्गं छेत्तुमिच्छति ॥ २५ ॥

'સીતાનું અપહરણ કરીને અહીં લઇ આવો' આ વાત તમને કોણે કહી છે ? એ જ મને બતાવો. એ કોણ છે જે સંપૂર્ણ રાક્ષસવંશની કીર્તિ અને ગૌરવનો નાશ કરવાનું ચાહે છે ?'

प्रोत्साहयति कश्चं त्वां स हि शत्रुरशंसयः ।
आशीविषमुखाद्दंष्ट्रामुद्धर्तुं चेच्छति त्वया ॥ २६ ॥

'આ નિન્દિત કર્મ માટે જેણે તમને પ્રોત્સાહિત કરેલા છે તે નિઃસંદેહ તમારો શત્રુ છે, કેમકે તે તમારા હાથવડે વિષધર સાપનાં મુખમાંથી વિષદંત ઉખાડાવવા ચાહે છે.'

विशुद्धवंशाभिजनाग्रहस्त
स्तेजोमदः संस्थितदोर्विषशाणः ।
उदीक्षितुं रावण नेह युक्तः
स संयुगे राघवगन्धहस्ती ॥ २७ ॥

હે રાવણ ! વિશુદ્ધ વંશમાં ઉત્પન્ન થવું જેની લાંબી સૂંઢ છે, પ્રતાપ જેનો મદ છે, જેની બંને ભુજાઓ જ વિશાળ દંતૂશળો છે, એવા રામરૂપી ગંધહસ્તીને સંગ્રામમાં કોઇ દેખી પણ શકતું નથી, તો લડવાની વાત તો દૂર રહી !'



प्रसीद लङ्केश्वर राक्षसेन्द्र
लङ्कां प्रसन्नो भव साधु गच्छ ।
त्वं स्वेषु दारेषु रमस्व नित्यं
रामः सभार्यो रमतां वनेषु ॥ २८ ॥

'હે લંકાપતિ ! એટલા માટે આપ પ્રસન્ન થાઓ અને લંકા પર કૃપા કરી સીધા લંકા જતા રહો. આપ સન્માર્ગે ચાલી પોતાની પત્નીઓની સાથે જ રમણ કરો; અને શ્રીરામ પ્રસન્ન થઇને પોતાની પત્ની સાથે (ભલે વનમાં) વિહાર કરે.'

एवमुक्तो दशग्रीवो मारीचेन स रावणः ।
न्यवर्तत पुरीं लङ्कां विवेश च गृहोत्तमम् ॥ २९ ॥

મારીચે આ પ્રમાણે સમજાવવાથી દશગ્રીવ લંકાપુરી પાછો જતો રહ્યો અને પોતાના ઉત્તમોત્તમ મહેલમાં પ્રવિષ્ટ થયો.

## ૨૨ (બાવીસમો) સર્ગ સીતાહરણ માટે રાવણને શૂર્પણખાની ઉશ્કેરણી

ततः शूर्पणखा दृष्ट्वा सहस्राणि चतुर्दश ।
हतान्येकेन रामेण रक्षसां भीमकर्मणाम् ॥ १ ॥
दूषणं च खरं चैव हतं त्रिशिरसा सह ।
जगाम परमोद्विग्ना लङ्कां रावणपालिताम् ॥ २ ॥

જ્યારે શૂર્પણખાએ જોયું કે શ્રીરામે એકલાએ ખર, દૂષણ તથા ત્રિશિરા સહિત ભયંકર અને ઘાતકી કર્મો કરનારા ચૌદ હજાર રાક્ષસોને યુદ્ધમાં હણી નાખ્યા છે, ત્યારે તે બહુ જ ગભરાઇ ગઇ અને પોતાના ભાઈ રાવણની સુરક્ષિત નગરી લંકા તરફ પ્રસ્થાન કર્યું.



सा ददर्श विमानाग्रे रावणं दीप्ततेजसम् ।
उपोपविष्टं सचिवैर्मरुद्भिरिव वासवम् ॥ ३ ॥

ત્યાં પહોંચીને શૂર્પણખાએ જોયું કે તેજસ્વી રાવણ સચિવોથી ઘેરાઇને સાત-માળી રાજમહેલના ઝરૂખામાં એવી રીતે બેઠો હતો જેવી રીતે દેવતાઓની વચ્ચે રાજા ઇન્દ્ર બેઠા હોય.

रावणं शत्रुहन्तारं मन्त्रिभिः परिवारितम् ।
अभिगम्याब्रवीद्वाक्यं राक्षसी भयविह्वला ॥ ४ ॥

મંત્રીઓથી ઘેરાયેલા, શત્રુઓને હણનારા રાવણની પાસે જઇને, ભયથી વ્યાકુળ રાક્ષસી શૂર્પણખાએ તેને કહ્યું કે,

प्रमत्तः कामभोगेषु स्वैरवृत्तो निरङ्कुशः ।
समुत्पन्नं भयं घोरं बोद्धव्यं नावबुध्यसे ॥ ५ ॥

'હે રાવણ ! નીતિ-મર્યાદાનો ત્યાગ કરીને નિરંકુશ થઇ તું કામ ભોગોમાં પ્રવૃત્ત રહી મદમસ્ત થઇ રહ્યો છે, તેથી રાક્ષસ જાતિ પર જે ઘોર સંકટ અત્યારે ઉપસ્થિત થયું છે તે તારે જાણવું જોઇએ પણ તું તો તેનાથી સર્વથા અસાવધાન છે.'

आत्मवद्भिर्विगृह्य त्वं देवगन्धर्वदानवैः ।
अयुक्तचारश्चपलः कथं राजा भविष्यसि ॥ ६ ॥

'એક તો તું ચંચળ છે, વળી તું પ્રયત્ન કરવામાં અસાવધાન છે, તારા ગુપ્તચરો અયોગ્ય છે, (અર્થાત્ તારા દૂતો સર્વત્ર નિયુકત નથી) : છતાંય તું જિતેન્દ્રિય દેવો, દાનવો અને ગંધર્વોનો વિરોધ કરીને કેમ રાજ્ય કરી શકે છે ?'

येषां चारश्च कोशश्च नयश्च जयतां वर ।
अस्वाधीना नरेन्द्राणां प्राकृतैस्ते जनैः समाः ॥ ७ ॥



'હે વિજેતાઓમાં શ્રેષ્ઠ રાવણ ! જે રાજાઓ પોતાના ગુપ્તચરોને, કોશને અને રાજનીતિને એમના પોતાના અધીન રાખતા નથી (જે મંત્રીઓના હસ્તક રહે છે) તે રાજાઓ રાજા રહેતા નથી પણ સામાન્ય માણસોની કોટિમાં આવી જાય છે.'

यस्मात्पश्यन्ति दूरस्थान् सर्वानर्थान् नराधिपाः ।
चारेण तस्मादुच्यन्ते राजानो दीर्घचक्षुषः ॥ ८ ॥

'રાજાઓ દૂર દેશોના સમસ્ત વૃત્તાંતોને ગુપ્તચરો દ્વારા જાણતા રહેતા હોય છે તેથી તેઓ દીર્ઘચક્ષુ કહેવાય છે.'

अयुक्तचारं मन्ये त्वां प्राकृतैः सचिवैर्वृत्तम् ।
स्वजनं तु जनस्थानं हतं यो नावबुध्यसे ॥ ९ ॥

'સાધારણ બુદ્ધિવાળા મંત્રીઓથી તું ઘેરાએલો રહે છે અને તારે કોઇ ગુપ્તચર વિભાગ હોય તેવું લાગતું નથી. એટલે જનસ્થાનવાસી તારા કુટુંબીજનોના વધના સમાચારથી પણ તું અજાણ છે.'

चतुर्दश सहस्राणि रक्षसां क्रूरकर्मणाम् ।
हतान्येकेन रामेण खरश्च सहदूषणः ॥ १० ॥

'ખર અને દૂષણ સહિત ચૌદ હજાર ક્રૂર કર્મો કરનારા રાક્ષસોને એકલા રામે મારી નાખ્યા.'

ऋषीणामभयं दत्तं कृतक्षेमाश्च दण्डकाः ।
धर्षितं च जनस्थानं रामेणाक्लिष्ट कर्मणा ॥ ११ ॥

'એટલું જ નહિ, ધર્માત્મા રામે જનસ્થાનનો વિધ્વંસ કરીને દંડક વનને આતંક મુક્ત કરી દીધેલું છે અને ઋષિઓને અભય પ્રદાન કર્યુ છે.



त्वं तु लुब्धः प्रमत्तश्च पराधीनश्च रावण ।
विषये स्वे समुत्पन्नं भयं यो नावबुध्यसे ॥ १२ ॥

'હે રાવણ ! તું કામલોલુપ, મદમત્ત અને પરાધીન હોવાથી પોતાના રાજ્ય ઉપર આવી પડેલાં સંકટને પણ સમજી શકતો નથી.'

नानुतिष्ठति कार्याणि भयेषु न बिभेति च ।
क्षिप्रं राज्याच्च्युतो दीनस्तृणैस्तुल्यो भविष्यति ॥ १३ ॥

'જે રાજા પોતાનાં કર્તવ્યોનું યથાવત પાલન કરતો નથી અને ભય આવી પડે ત્યારે તેનો પ્રતિકાર કરતો નથી એવો ભાગ્યહીન રાજા શીઘ્ર પદભ્રષ્ટ થઇ જાય છે તથા પ્રજાની દૃષ્ટિમાં તે તણખલાંની તોલે થઇ જાય છે.'

ततः शूर्पणखां क्रुद्धां ब्रुवन्तीं परुषं वचः ।
अमात्यमध्ये संक्रुद्धः परिपप्रच्छ रावणः ॥ १४ ॥

ત્યારપછી મંત્રી-મંડળમાં વચ્ચે બેઠેલા રાવણે ગુસ્સામાં કઠોર વેણ કહેનારી શૂર્પણખાને અત્યંત ક્રોધ કરીને પૂછ્યું.

कश्च रामः कथंवीर्यः किं रूपं किं पराक्रमः ।
किमर्थं दण्डकारण्यं प्रविष्टः स दुरासदम् ॥ १५ ॥

'એ વળી રામ કોણ છે ? તેનું બળ કેવા પ્રકારનું છે ? તેનું રૂપ અને પરાક્રમ કેવાં છે ? વળી એ આ દુર્ગમ દંડકારણ્યમાં શા માટે પ્રવેશ્યો છે ?'

इत्युक्ता राक्षसेन्द्रेण राक्षसी क्रोधमूर्च्छिता ।
ततो रामं यथातत्त्वमाख्यातुमुपचक्रमे ॥ १६ ॥



રાક્ષસરાજ રાવણે આવું પૂછવાથી ક્રોધના આવેશમાં ભાન ભૂલેલી શૂર્પણખાએ રામનો યથાર્થ વૃતાન્ત કહેવાનો પ્રારંભ કર્યો.

दीर्घबाहुर्विशालाक्षश्चीरकृष्णाजिनाम्बरः ।
कन्दर्पसमरूपश्च रामो दशरथात्मजः ॥ १७ ॥

'લાંબા બાહુઓવાળા, વિશાળ નેત્રોવાળા, વલ્કલ અને કાળા મૃગચર્મને ધારણ કરવાવાળા દશરથનંદન શ્રીરામ કામદેવ સમાન રૂપાળા છે.'

भ्राता चास्य महातेजा गुणतस्तुल्यविक्रमः ।
अनुरक्तश्च भक्तश्च लक्ष्मणो नाम वीर्यवान् ॥ १८ ॥

'એમનો નાનો ભાઇ લક્ષ્મણ અત્યંત પરાક્રમી અને મહાતેજસ્વી છે, ગુણ અને પરાક્રમમાં તે પોતાના ભાઇ તુલ્ય જ છે, તે એનો ભક્ત અને અનુરાગી છે.'

अमर्षी दुर्जयो जेता विक्रान्तो बुद्धिमान् बली ।
रामस्य दक्षिणो बाहुर्नित्यं प्राणो बहिश्चरः ॥ १९ ॥

'તે લક્ષ્મણ ક્રોધી, દુર્જેય, વિજયી, પરાક્રમી, બુદ્ધિમાન અને બળવાન છે. તે રામનો જમણો હાથ છે અને શરીર બહાર રહેલો રામનો પ્રાણ છે.'

रामस्य तु विशालाक्षी पूर्णेन्दुसदृशानना ।
धर्मपत्नी प्रिया भर्तुर्नित्यं प्रियहिते रता ॥ २० ॥

'પૂનમના ચંદ્ર સમાન મુખવાળી, વિશાળ નેત્રોવાળી; સદા પતિના હિતમાં રુચિ રાખનારી એવી શ્રીરામની ધર્મપત્ની તેમને અત્યંત પ્રિય છે.'



नैव देवी न गन्धर्वी न यक्षी न च किन्नरी ।
नैवंरूपा मया नारी दृष्टपूर्वा महीतले ॥ २१ ॥

'એનાં સૌંદર્યની તોલે કોઇ દેવી, કોઇ ગંધર્વી, કોઇ યક્ષિણી અને કોઇ કિન્નરી ન આવી શકે. આ પૃથ્વીના પટ ઉપર મેં આવી સુંદર નારીને આ અગાઉ કદી પણ જોયેલી નથી.'

सा सुशीला वपुःश्लाघ्या रूपेणाप्रतिमा भुवि ।
तवानुरूपा भार्या स्यात्त्वं च तस्यास्तथा पतिः ॥ २२ ॥

'તે સીતા સુશીલ, સુંદર શરીરવાળી અને ભૂતળ પર અનુપમ સુંદરી છે, તે તમારી ભાર્યા થવાને યોગ્ય છે અને તમે તેના પતિ થવાને યોગ્ય છો.'

भार्यार्थे तु तवानेतुमुद्यताहं वराननाम् ।
विरूपितास्मि क्रूरेण लक्ष्मणेन महाभुज ॥ २३ ॥

'હે દીર્ઘબાહુ ! જ્યારે હું એ અનિંદ્ય સુંદરી સીતાને તારી ભાર્યા બનાવવા લઇ આવવા તૈયાર થઇ ગઇ ત્યારે નિર્દયી લક્ષ્મણે મારાં બન્ને કાન અને નાક કાપી નાખ્યાં.'

रोचते यदि ते वाक्यं ह्रियतामबला बलात् ।
सीता सर्वानवद्याङ्गी भार्यार्थे राक्षसेश्वर ॥ २४ ॥

'હે રાક્ષસેશ્વર ! જો તને મારી વાત રુચિકર લાગે તો એ સર્વાંગ સુંદરી અબલા સીતાને તારી પત્ની બનાવવા માટે બળપૂર્વક હરી લાવ.'



## ૨૩ (ત્રેવીસમો) સર્ગ રાવણનું મારીચાશ્રમમાં પુનઃ ગમન

ततः शूर्पणखावाक्यं तत् श्रुत्वा रोमहर्षणम् ।
सचिवानभ्यनुज्ञाय कार्यं बुद्ध्वा जगाम सः ॥ १ ॥

શૂર્પણખાનાં એ રોમાંચ કરે તેવાં વચનો સાંભળી તેને વિદાય કરીને આ વિષયમાં મંત્રીઓ સાથે વિચાર-વિમર્શ કરી તથા પોતાનાં કર્તવ્યનો નિર્ણય કરીને રાવણ જવા માટે તૈયાર થયો.

काञ्चनं रथमास्थाय कामगं रत्नभूषितम् ।
राक्षसाधिपतिः श्रीमान् ययौ नदनदीपतिम् ॥ २ ॥

ઇચ્છા અનુસાર ચાલે તેવા, રત્નજડિત કાંચન-રથ પર સવાર થઇને રાક્ષસરાજ રાવણ સમુદ્ર તરફ ચાલતો થયો.

तं तु गत्वा परं पारं समुद्रस्य नदीपतेः ।
ददर्शाश्रममेकान्ते रम्ये पुण्ये वनान्तरे ॥ ३ ॥
तत्र कृष्णाजिनधरं जटावल्कलधारिणम् ।
ददर्श नियताहारं मारीचं नाम राक्षसम् ॥ ४ ॥

સમુદ્રના સામે કાંઠે જઇને રાવણે વનમધ્યે એકાંત સ્થાનમાં એક રમણીય પુણ્યાશ્રમ દીઠો. એ આશ્રમમાં કાળું મૃગચર્મ ધારણ કરેલો, માથે જટાવાળો, શરીરે વલ્કલ પહેરનારો નિયત આહાર કરવાવાળો મારીચ નામનો રાક્ષસ પણ રાવણે જોયો.

વિશેષ : કેટલાક લોકોના મત અનુસાર આધુનિક મુંબઇ નગર એ જ મારીચને રહેવાનું સ્થાન હતું. એટલા માટે જ તે મોહમયીપુર (મોહમયી મુંબઇ નગરી) કહેવાય છે.



स रावणः समागम्य विधिवत्तेन रक्षसा ।
अर्थोपहतया वाचा मारीचो वाक्यमब्रवीत् ॥ ५ ॥

રાવણ ત્યાં પહોચીને મારીચને મળ્યો ત્યારે તેનું વિધિપૂર્વક સ્વાગત કરી મારીચે તેને આ અર્થપૂર્ણ વાત કરી,

कच्चित्सुकुशलं राजंल्लङ्कायां राक्षसेश्वर ।
केनार्थेन पुनस्त्वं वै तूर्णमेवमिहागतः ॥ ६ ॥

'હે રાક્ષસરાજ ! કહો, લંકામાં સર્વે કુશળ તો છે ને ? કેમ ફરી વખત તમારે આટલું જલદી અહીં આવવું પડ્યું ? કહો, તેનું શું કારણ છે ?'

एवमुक्तो महातेजा मारीचेन स रावणः ।
तं तु पश्चादिदं वाक्यमब्रवीद्वाक्यकोविदः ॥ ७ ॥

મારીચે જ્યારે આવું પૂછ્યું ત્યારે મહાતેજસ્વી, વાતચીત કરવામાં ચાલાક રાવણે આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો.

मारीच श्रूयतां तात वचनं मम भाषतः ।
आर्तोऽस्मि मम चार्तस्य भवान्हि परमा गतिः ॥ ८ ॥

'હે તાત ! મારીચ ! હું જે કહું છું તે તમે ધ્યાનપૂર્વક સાંભળો હું આ સમયે બહુ જ દુઃખી છું અને આ વેળાએ આપ જ એક માત્ર મારો આશ્રય છો.'

चतुर्दशसहस्राणि रक्षसामुग्रतेजसाम् ।
निहतानि शरैस्तीक्ष्णैर्मानुषेण पदातिना ॥ ९ ॥

'પગપાળા ચાલનારા મનુષ્ય રામે પોતાનાં તીક્ષ્ણ બાણો વડે ચૌદ હજાર ઉગ્ર તેજવાળા રાક્ષસોને મારી નાખ્યા.'



*ટિપ્પણી :* ✱ રાવણ કહે છે કે રામ મનુષ્ય હતા. - ગુજ. અનુવાદક

खरश्च निहतः संख्ये दूषणश्च निपातितः ।
हतश्च त्रिशिरश्चापि निर्भया दण्डकाः कृताः ॥ १० ॥

'એટલુંજ નહિ એ રામે યુદ્ધમાં ખર, દૂષણ અને ત્રિશિરાને પણ મારી નાખ્યા તથા દંડકવનમાં વાસ કરનારા લોકોને નિર્ભય કરી મૂકયા.'

पित्रा निरस्तः क्रुद्धेन सभार्यः क्षणजीवितः ।
स हन्ता तस्य सैन्यस्य रामः क्षत्रियपांसनः ॥ ११ ॥

'જે ક્ષણજીવી રામને પિતાએ ક્રોધ કરીને સ્ત્રી-સહિત રાજધાનીમાંથી કાઢી મૂકયો તે ક્ષત્રિયકુળમાં કલંક રામે આ સમસ્ત સેનાનો સંહાર કર્યો છે.'

दुःशीलः कर्कशस्तीक्ष्णो मूर्खो लुब्धोऽजितेन्द्रियः ।
त्यक्त्वा धर्ममधर्मात्मा भूतानामहिते रतः ॥ १२ ॥

'તે ચરિત્રહીન, કર્કશ, તીખા સ્વભાવવાળો, મૂર્ખ, લોભી અને અજિતેન્દ્રિય છે. ધર્મનો ત્યાગ કરીને તે અધર્માત્મા સદા પ્રાણીઓનું અહિત કર્યા જ કરે છે.'

येन वैरं विनारण्ये सत्त्वमाश्रित्य केवलम् ।
कर्णनासापहरणाद्भगिनी मे विरूपिता ॥ १३ ॥

'તેણે વેરભાવ વગર જ, કેવળ પોતાના બળના ઘમંડમાં જ મારી બહેનનાં નાક-કાન કાપી નાંખીને તેને કદરૂપી બનાવી દીધી છે.'



तस्य भार्यां जनस्थानात्सीतां सुरसुतोपमाम् ।
आनयिष्यामि विक्रम्य सहायस्तत्र मे भव ॥ १४ ॥

'તેનો બદલો લેવાને દેવકન્યા તુલ્ય કમનીય કાંતિવાળી તેની પત્ની સીતાને હું ઉઠાવી લાવીશ. આ કાર્યમાં આપ મારી મદદ કરો.'

वीर्ये युद्धे च दर्पे च न ह्यस्ति सदृशस्तव ।
उपायज्ञो महाञ्शूरः सर्वमायाविशारदः ॥ १५ ॥

'પરાક્રમમાં, યુદ્ધમાં, માન-મર્દનમાં, તમારી જોડ જડે તેમ નથી. તમે ઉપાયોને જાણવાવાળા શૂરવીર અને બધી જાતની માયામાં (ચાલાક) વિશારદ = રૂપ અને બોલી બદલવામાં પંડિત છો.'

एतदर्थमहं प्राप्तस्त्वत्समीपं निशाचर ।
शृणु तत्कर्म साहाय्ये यत्कार्यं वचनान्मम ॥ १६ ॥

'હે નિશાચર ! એટલા માટે જ હું તારી પાસે આવેલો છું, તારે મને શી સહાયતા કરવાની રહેશે તે હું બતાઉં છું, સાંભળ'

सौवर्णस्त्वं मृगो भूत्वा चित्रो रजतबिन्दुभिः ।
आश्रमे तस्य रामस्य सीतायाः प्रमुखे चर ॥ १७ ॥

'તમે રજત = ચાંદીનાં ટપકાંઓથી ચીતરેલું સોનાનું જનાવર બની રામના આશ્રમમાં જઇને સીતા સમક્ષ વિચરો.'

त्वां तु निःसंशयं सीता दृष्ट्वा तु मृगरूपिणम् ।
गृह्यतामिति भर्तारं लक्ष्मणं चाभिधास्यति ॥ १८ ॥

'પશુ-રૂપધારી તને જોઇને સીતા નિશ્ચે પોતાના પતિ રામને અને દિયર લક્ષ્મણને કહેવાની જ કે તમે આ પશુને પકડી લાવો.'



ततस्तयोरपाये तु शून्ये सीतां यथासुखम् ।
निराबाधो हरिष्यामि राहुश्चन्द्रप्रभामिव ॥ १९ ॥

'જ્યારે રામ-લક્ષ્મણ તને પકડવાને આશ્રમથી દૂર ચાલ્યા જશે, ત્યારે હું એ સૂના આશ્રમમાં જઇને કોઇની પણ રોક ટોક વગર સૂખપૂર્વક સીતાનું અપહરણ કરીશ, જેમ રાહુ ચંદ્રની પ્રભાનું અપહરણ કરે છે.'

तस्य रामकथां श्रुत्वा मारीचस्य महात्मनः ।
शुष्कं समभवद्वक्त्रं परित्रस्तो बभूव ह ॥ २० ॥

રાવણના મોઢે આ પ્રકારની રામની ચર્ચા સાંભળીને મહાત્મા મારીચનું મોં પડી ગયું અને તે ભયથી ત્રાસી ગયો.

## ૨૪ (ચોવીસમો) સર્ગ મારીચનો રાવણને સદુપદેશ

तत् श्रुत्वा राक्षसेन्द्रस्य वाक्यं वाक्यविशारदः ।
प्रत्युवाच महाप्राज्ञो मारीचो राक्षसेश्वरम् ॥ १ ॥

રાક્ષસરાજ રાવણની વાતો સાંભળીને વાતચીત કરવામાં ચતુર મહાપ્રાજ્ઞ મારીચે રાક્ષસેશ્વરને કહ્યું,

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ २ ॥

'હે રાજા ! સંસારમાં નિરંતર પ્રિય બોલનારા લોકો સદા સુલભ છે, પરંતુ કહેવામાં અપ્રિય છતાં વાસ્તવમાં હિતકારી વચનો કહેનારા અને સાંભળવાવાળા લોકો સંસારમાં દુર્લભ છે.'

न नूनं बुध्यसे रामं महावीर्यं गुणोन्नतम् ।
अयुक्तचारश्चपलो महेन्द्रवरुणोपमम् ॥ ३ ॥



'જાસૂસોની નિમણૂક ન કરવાથી અને ચંચળ સ્વભાવ હોવાથી તમે મહા પરાક્રમી, શ્રેષ્ઠ ગુણોવાળા, ઇન્દ્ર તથા વરુણની ઉપમા યોગ્ય શ્રીરામને તમે નક્કી ઓળખતા જ નથી.'

न च पित्रा परित्यक्तो नामर्यादः कथञ्चन ।
न लुब्धो न च दुःशीलो न च क्षत्रियपांसनः ॥ ४ ॥

'ન તો શ્રીરામને તેના પિતાએ કાઢી મૂકેલા છે, ન તો તેઓ કોઇ પ્રકારે મર્યાદાહીન છે, ન તો લોભી છે, ન આચારહીન છે અને તેઓ ન તો ક્ષત્રિયકુલનાં કલંક રૂપ છે.'

न च धर्मगुणैर्हीनः कौसल्यानन्दवर्धनः ।
न तीक्ष्णो न च भूतानां सर्वेषामहिते रतः ॥ ५ ॥

કૌસલ્યાના આનંદમાં વૃદ્ધિ કરનારા રામ ધર્મ અને સદ્ગુણોથી રહિત નથી. તેઓ નથી ઉગ્ર સ્વભાવના, નથી પ્રાણીઓને સતાવનારા, ઉલટું તેઓ તો બધાનું હિત જ ઇચ્છતા હોય છે.'

न रामः कर्कशस्तात नाविद्वान्नाजितेन्द्रियः ।
अनृतं दुःश्रुतं चैव नैव त्वं वक्तुमर्हसि ॥ ६ ॥

'હે રાવણ ! રામ ન તો કઠોર હૃદયના છે, ન મૂર્ખ, ન અજિતેન્દ્રિય છે, તેના વિષયમાં તમે જે અનર્ગલ બકવાસ કરેલો છે, તે તમારે ન કરવો જોઇએ.'

रामो विग्रहवान् धर्मः साधुः सत्यपराक्रमः ।
राजा सर्वस्य लोकस्य देवानां मघवानिव ॥ ७ ॥



'રામ ધર્મની સાક્ષાત્ મૂર્તિ છે. તે સાધુ સ્વભાવ અને સત્ય-પરાક્રમી છે. જે પ્રકારે ઇન્દ્ર દેવતાઓના રાજા છે, તે પ્રકારે રામ સંપૂર્ણ લોકના સ્વામી છે.'

कथं त्वं तस्य वैदेहीं रक्षिता स्वेन तेजसा ।
इच्छसि प्रसभं हर्तुं प्रभामिव विवस्वतः ॥ ८ ॥

'પોતાના પતિવ્રત ધર્મથી સ્વયં રક્ષિત તથા રામની દેખરેખમાં પૂરી સુરક્ષિત એવી સૂર્યની પ્રભા સરખી સીતાને બળ-પૂર્વક તમે કેવી રીતે ઉઠાવી જવા ચાહો છો ?'

शरार्चिषमनाधृष्यं चापखड्गेन्धनं रणे ।
रामाग्निं सहसा दीप्तं न प्रवेष्टुं त्वमर्हसि ॥ ९ ॥

'અસહ્ય બાણો રૂપી જવાળાઓથી યુક્ત, સ્પર્શ પણ ન કરી શકીએ તેવા ધનુષ અને તલવાર રૂપી ઇંધનથી યુકત રામ રૂપી પ્રદીપ્ત અગ્નિમાં કૂદી પડવા જેવું દુઃસાહસ કરવાનું તમને યોગ્ય નથી.'

किमुद्यममिमं व्यर्थं कृत्वा ते राक्षसाधिप ।
दृष्टाश्चेत्त्वं रणे तेन तदन्तं तव जीवितम् ॥ १० ॥

'હે રાક્ષસરાજ ! તમે આ નિરર્થક ઉધોગ શાને કરવા ચાહો છો ? જો તમે સંગ્રામમાં શ્રીરામની સામે યુદ્ધે ચડી ગયા તો પછી તમારા જીવનનો અંત જ નિશ્ચિત છે.'

जीवितं च सुखं चैव राज्यं चैव सुदुर्लभम् ।
यदीच्छसि चिरं भोक्तुं मा कृथा रामविप्रियम् ॥ ११ ॥

'હે રાવણ ! જો તમે જીવન, સુખ અને દુર્લભ રાજ્યને સુદીર્ઘકાળ સુધી ભોગવવા ચાહતા હો તો તમે રામનો વિરોધ ન કરો.'



परदाराभिमर्शात्तु नान्यत्पापतरं महत् ।
भव स्वदारनिरतः स्वकुलं रक्ष राक्षस ॥ १२ ॥

'હે રાવણ ! સંસારમાં પરસ્ત્રી ગમનથી ચડિયાતું કોઇ પાપ નથી. એટલે આપ પોતાની સ્ત્રીઓમાં જ પ્રીતિ કરો અને પોતાના કુળની રક્ષા કરો.'

## ૨૫ (પચીસમો) સર્ગ રાવણનું મારીચને ધમકાવવું તથા તેનું સહાયતા આપવાને તૈયાર થવું.

मारीचेन तु तद्वाक्यं क्षमं युक्तं निशाचरः ।
उक्तो न प्रतिजग्राह मर्तुकाम इवौषधम् ॥ १ ॥

જેવી રીતે મૃત્યુનાં મુખમાં પડેલો રોગી ઔષધનું ગ્રહણ કરતો નથી તેવી રીતે રાવણે મારીચનાં યુક્તિ યુકત અને શિક્ષાપ્રદ વચનોનો સ્વીકાર કર્યો નહિ.

तं पथ्यहितवक्तारं मारीचं राक्षसाधिपः ।
अब्रवीत्परुषं वाक्यमयुक्तं कालचोदितः ॥ २ ॥

એવે વખતે કાળની પ્રેરણાથી મૃત્યુ નજીક આવેલું હોવાથી રાવણે યુકિત યુકત હિતકારી વચન કહેનારા મારીચને કડવાં અને અનુચિત વેણ કહ્યાં.

यत्किलैतदयुक्तार्थं मारीच मयि कथ्यते ।
वाक्यं निष्फलमत्यर्थमुप्तं बीजमिवोषरे ॥ ३ ॥



'હે મારીચ ! મારી ઇચ્છા વિરુદ્ધ તેં મને જે કંઇ કહેલું છે તે ઊખર ભૂમિમાં બીજ વાવવા જેવું મારે માટે સર્વથા નિષ્ફળ છે.'

त्वद्वाक्यैर्न तु मां शक्यं भेत्तुं रामस्य संयुगे ।
पापशीलस्य मूर्खस्य मानुषस्य विशेषतः ॥ ४ ॥

તું મને પાપાચારી મૂર્ખ અને ખાસ કરીને માણસ રામની સાથે યુદ્ધ કરતો આ વાતોથી રોકી શકશે નહિ.

अवश्यं तु मया तस्य संयुगे खरघातिनः ।
प्राणैः प्रियतरा सीता हर्तव्या तव सन्निधौ ॥ ५ ॥

'હે મારીચ ! યુદ્ધમાં ખરનો વધ કરનારા રામની એ પ્રાણપ્રિયા સીતાનું તારી નજર સામે જ અવશ્ય હરણ કરીશ.'

एवं मे निश्चिता बुद्धिर्हृदि मारीच वर्तते ।
न व्यावर्तयितुं शक्या सेन्द्रैरपि सुरासुरैः ॥ ६ ॥

'હે મારીચ ! આ જ મારા હૃદયમાં બુદ્ધિપૂર્વક નિશ્ચિત કરેલો વિચાર છે. મારા આ વિચારને દેવ-દાનવ તો શું ઇન્દ્ર પણ ફેરવી શકશે નહિ.'

दोषं गुणं वा सम्पृष्टस्त्वमेवं वक्तुमर्हसि ।
अपायं वाऽप्युपायं वा कार्यस्यास्य विनिश्चये ॥ ७ ॥

'જો મેં તને સીતાહરણના વિષયમાં ઉપાય-અપાય, ગુણ-દોષ વગેરે વિષે પૂછ્યું હોત તો તારે આ પ્રકારની વાતો કરવી જોઇતી હતી.'



गुणदोषौ न पृच्छामि क्षमं चात्मनि राक्षस ।
अस्मिंस्तु त्वं महाकृत्ये साहाय्यं कर्तुमर्हसि ॥ ८ ॥

'હે રાક્ષસ ! મેં તને ગુણ-દોષ કે હાનિ-લાભની વાત પૂછી નથી. હું તો એમ જ કહું છું કે સીતાહરણ રૂપી આ મહાન કાર્યમાં તું મને સહાયતા કર.'

न चेत्करोषि मारीच हन्मि त्वामहमद्य वै ।
एतत्कार्यमवश्यं मे बलादपि करिष्यसि ॥ ९ ॥

'હે મારીચ ! જો તું મારું આ કામ નહિ કરે તો હું આજે જ તારો ઘડો લાડવો કરી નાખીશ. તારી ઇચ્છા વિરુદ્ધ પણ તારે મારું આ કામ ફરજિયાત કરવું જ પડશે.'

आज्ञाप्तोऽराजवद्वाक्यं प्रतिकूलं निशाचरः ।
अब्रवीत्परुषं वाक्यं मारीचो राक्षसाधिपम् ॥ १० ॥

રાવણે જ્યારે રાજાજ્ઞા સમાન આ પ્રતિકૂળ આજ્ઞા કરી ત્યારે મારીચે ભય ત્યજીને આ કર્કશ અને કડવાં વેણ કહ્યાં.

केनायमुपदिष्टस्ते विनाशः पापकर्मणा ।
सपुत्रस्य सराष्ट्रस्य सामात्यस्य निशाचर ॥ ११ ॥

'હે રાક્ષસ ! કયા પાપીએ તમને આ ઉપદેશ આપ્યો છે, જેથી તમે તમારા પુત્ર રાજ્ય અને મંત્રી મંડળ સહિત સુવિનષ્ટ થઇ જાઓ ?'

कस्त्वया सुखिना राजन्नाभिनन्दति पापकृत् ।
केनेदमुपदिष्टं ते मृत्युद्वारमुपायतः ॥ १२ ॥

'હે રાજા ! એ કોણ પાપી પુરુષ છે, જે તમને આ પ્રકારે સુખી જોઇને પ્રસન્ન થતો નથી ? કોણે કુટિલનીતિ પૂર્વક તમને આ મૃત્યુનું દ્વાર દેખાડેલું છે ?'



अवश्यं विनशिष्यन्ति सर्वे रावण राक्षसाः ।
येषां त्वं कर्कशो राजा दुर्बुद्धिरजितेन्द्रियः ॥ १३ ॥

'હે રાવણ ! જે રાક્ષસોનો તું ક્રૂર સ્વભાવવાળો, દુર્બુદ્ધિ અને અજિતેન્દ્રિય રાજા છે, તે રાક્ષસોનો અવશ્ય વિનાશ થઇ જશે.'

तदिदं काकतालीयं घोरमासादितं मया ।
अत्रैव शोचनीयस्त्वं ससैन्यो विनशिष्यसि ॥ १४ ॥

'અકસ્માત્ આવી પડેલી આ આફતમાં હાથ આપીશ તો હું મરાઇ જ જઇશ, એ વાતનો મને શોક નથી. પણ તમે સૈન્ય સાથે માર્યા જશો એ વાતની મને ચિંતા થાય છે.'

मां निहत्य तु रामश्च न चिरात्त्वां वधिष्यति ।
अनेन कृतकृत्योऽस्मि म्रिये यदरिणा हतः ॥ १५ ॥

'મને મારી નાખીને રામ વગર વિલંબે તમને પણ મારી નાખશે. એટલા માટે હું શત્રુ રામના હાથે હણાઇ જવામાં મને કૃતકૃત્ય સમજીશ.'

***ટિપ્પણી :*** ✱ *હનુમન્નાટકમાં આ સ્થિતિનું ચિત્રણ આમ કરેલું છે.*

*रामादपि च मर्तव्यं मर्तव्यं रावणादपि ।*
*उभयोर्यदि मर्तव्यं वरं रामो न रावणः ॥*
*हनुमन्नाटके ३-१५*

*રામથી પણ મરવું છે, રાવણથી પણ મરવું છે. જ્યારે બંનેના હાથે મરવાનું જ છે તો રામ વડે જ મરવું ઉત્તમ છે. રાવણના હાથે નહીં. (રામના હાથે મરવાથી આ લોકમાં યશ મળશે અને સ્વામી રાવણનું કામ પણ સંપન્ન થશે.)*



दर्शनादेव रामस्य हतं मामुपधारय ।
आत्मानं च हतं विद्धि हृत्वा सीतां सबान्धवम् ॥ १६ ॥

'રામની સામે ઉપસ્થિત થતાં જ હું તો હણાઇ જઇશ એવું નક્કી માની લો. પણ સીતાનું અપહરણ કરીને તમે પણ બંધુ-બાંધવો સહિત પોતાને હણાઇ ગયેલા જ સમજો.'

आनयिष्यसि चेत्सीतामाश्रमात्सहितो मया ।
नैव त्वमसि नाहं च नैव लङ्का न राक्षसाः ॥ १७ ॥

'એમ માનો કે તમે મારી મદદથી રામના આશ્રમમાંથી સીતાને હરી લાવ્યા, તો પણ હું, તમે અને આખી લંકા તથા આ રાક્ષસો બધા જ નષ્ટ થઇ જવાના.'

एवमुक्ता तु परुषं मारीचो रावणं ततः ।
गच्छावेत्यब्रवीद्दीनो भयाद्रात्रिंचरप्रभोः ॥ १८ ॥

રાવણને આ પ્રકારનાં કઠોર વચનો કહીને મારીચ રાક્ષસરાજ રાવણના ડરથી દીનતાપૂર્વક બોલ્યો 'સારુ, ચાલો આપણે જઇએ.'

प्रहृष्टस्त्वभवत्तेन वचनेन स रावणः ।
परिष्वज्य सुसंश्लिष्टमिदं वचनमब्रवीत् ॥ १९ ॥

મારીચે આ પ્રમાણે કહ્યું તેથી રાવણ અત્યંત પ્રસન્ન થયો અને તેને ગાઢ આલિંગન કરીને આ વચન બોલ્યો.

एतच्छौण्डीर्ययुक्तं ते मच्छन्दादिव भाषितम् ।
इदानीमसि मारीचः पूर्वमन्यो निशाचरः ॥ २० ॥



'હે મારીચ ! હવે તેં મારાં મનને ગમતી વીરતા ભરી વાત કહી છે. હવે તું ખરો મારીચ બની ગયો છે. આ અગાઉ તો હું તને એક સાધારણ રાક્ષસ સમજતો હતો.'

आरुह्यतामयं शीघ्रं खगो रत्नविभूषितः ।
मया सह तथा युक्तः पिशाचवदनैः खरैः ॥ २१ ॥

'હવે તમે ભયંકર મોઢાવાળા ગધેડા જોડેલા, રત્ન-વિભૂષિત આકાશગામી રથ પર જલદી મારી સાથે સવાર થઇ જાઓ.'

ततो रावणमारीचौ विमानमिव तं रथम् ।
आरुह्य ययतुः शीघ्रं तस्मादाश्रममण्डलात् ॥ २२ ॥

આ પછી મારીચ અને રાવણ બંને જણ વિમાન જેવા જ એ રથ પર સવાર થઇને તે આશ્રમમાંથી ઝટપટ ચાલી નીકળ્યા.

तथैव तत्र पश्यन्तौ पत्तनानि वनानि च ।
गिरींश्च सरितः सर्वा राष्ट्राणि नगराणि च ॥ २३ ॥

જાતાં જતાં એ બંને એ માર્ગમાં અનેક ગામો, પર્વતો, નદીઓ, રાષ્ટ્રો અને નગરો જોયાં.

**ટિપ્પણી :** ✱ *કેટલાક પાશ્ચાત્ય લેખકો એવું માની બેઠા છે કે પ્રાચીન કાળમાં દક્ષિણ ભારતમાં નગરો વગેરે નહીં હતાં. કિન્તુ લંકાથી પંચવટી સુધીની રાવણની યાત્રાનું વિવરણ વાંચવાથી એ સાબિત થાય છે કે રામાયણ-કાળમાં દક્ષિણ ભારતમાં અનેક સમૃદ્ધ નગરો હતાં.*

समेत्य दण्डकारण्यं राघवस्याश्रमं ततः ।
ददर्श सहमारीचो रावणो राक्षसाधिपः ॥ २४ ॥



દંડક વનમાં પહોંચીને રાક્ષસ રાજ રાવણે અને મારીચે શ્રીરામનો આશ્રમ દીઠો.

अवतीर्य रथात्तस्मात्ततः काञ्चनभूषणात् ।
हस्ते गृहीत्वा मारीचं रावणो वाक्यमब्रवीत् ॥ २५ ॥

ત્યારપછી તે સ્વર્ણ-ભૂષિત રથમાંથી નીચે ઊતરીને રાવણે પોતાના હાથથી મારીચનો હાથ પકડીને કહ્યું.

एतद्रामाश्रमपदं दृश्यते कदलीवृतम् ।
क्रियतां तत्सखे शीघ्रं यदर्थं वयमागताः ॥ २६ ॥

'કેળોથી છવાયેલો આ જ રામનો આશ્રમ છે. હે મિત્ર ! આપણે જે કામ કરવા અહીં આવ્યા છીએ, તે કામ ઝટ કરી નાખો.'

स रावणवचः श्रुत्वा मारीचो राक्षसस्तदा ।
मृगो भूत्वाऽऽश्रमद्वारि रामस्य विचचार ह ॥ २७ ॥

રાવણની આ વાત સાંભળીને રાક્ષસ મારીચે અદ્‌ભુત પ્રાણીનું રૂપ (ચામડું) ધારણ કર્યું અને રામના આશ્રમનાં દ્વાર પર ટહેલવા લાગ્યો.

तस्मिन्नेव ततः काले वैदेही शुभलोचना ।
कुसुमान्यपचिन्वन्ती चचार रुचिरानना ॥ २८ ॥
अनर्हाऽरण्यवासस्य सा तं हेममयं मृगम् ।
मुक्तामणिविचित्राङ्गं ददर्श परमाङ्गना ॥ २९ ॥

એવે વખતે સુંદર નેત્રોવાળી, પ્રસન્ન મુખવાળી અને વનવાસને અયોગ્ય સીતા પુષ્પો વીણતી વીણતી ત્યાં ફરતી હતી; તેણે મણિ અને મોતીથી ચીતરેલા એ વિચિત્ર અંગોવાળા સ્વર્ણ મૃગને દીઠો.



स च तां रामदयितां पश्यन् मायामयो मृगः ।
विचचार पुनश्चित्रं दीपयन्निव तद्वनम् ॥ ३० ॥

તે બનાવટી જનાવર પણ શ્રીરામની પ્રાણ પ્યારી સીતાને જોતું જોતું, તે સુંદર વનને પોતાની કાન્તિ વડે ચમકાવતું ત્યાં ટહેલવા લાગ્યું.

अदृष्टपूर्वं तं दृष्ट्वा नानारत्नमयं मृगम् ।
विस्मयं परमं सीता जगाम जनकात्मजा ॥ ३१ ॥

અનેક પ્રકારનાં રત્નોથી વિભૂષિત, પૂર્વે કદી નહી જોયેલા એવા એ પશુને દેખીને જનક દુલારી સીતા બહુ જ નવાઇ પામી.

## ૨૬ (છવ્વીસમો) સર્ગ પશુ પકડવાને સીતાની હઠ

सा तं सम्प्रेक्ष्य सुश्रोणी कुसुमान्यपचिन्वती ।
भर्तारमभिचक्रन्द लक्ष्मणं चापि सायुधम् ॥ १ ॥

પુષ્પો ચૂંટી રહેલી સર્વાંગ-સુંદરી સીતાએ જનાવરને જોઇને રામ તથા લક્ષ્મણને આયુધો સાથે આવવાને બૂમ પાડી.

तयाऽऽहूतौ नरव्याघ्रौ वैदेह्या रामलक्ष्मणौ ।
वीक्षमाणौ तु तं देशं तदा ददृशतुर्मृगम् ॥ २ ॥

સીતાજીએ બોલાવ્યા એટલે નરકેસરી રામ અને લક્ષ્મણ બંને ભાઇઓ જ્યાં સીતાજી હતાં તે ઠેકાણે આવી પહોંચ્યા અને ત્યાં આવીને તેઓએ પણ એ માયાવી પશુને જોયું.

शङ्कमानस्तु तं दृष्ट्वा लक्ष्मणो राममब्रवीत् ।
तमेवैनमहं मन्ये मारीचं राक्षसं मृगम् ॥ ३ ॥



એ જનાવરને દેખતાં જ લક્ષ્મણનાં મનમાં શંકા થઇ અને તેમણે શ્રીરામને કહ્યું, 'મને તો એમ લાગે છે કે પશુનાં રૂપમાં આ રાક્ષસ મારીચ છે.'

मृगो ह्येवंविधो रत्नविचित्रो नास्ति राघव ।
जगत्यां जगतीनाथ मायैषा हि न संशयः ॥ ४ ॥

'હે પૃથ્વીનાથ ! રઘુકુલ ભૂષણ રામ ! રત્નોથી વિભૂષિત આ પ્રકારનું વિચિત્ર પ્રાણી સંસારમાં કદીપણ જોવામાં આવ્યું નથી, એટલે આ નિઃસંદેહ બધી માયા છે, બનાવટ છે.'

एवं ब्रुवाणं काकुत्स्थं प्रतिवार्य शुचिस्मिता ।
उवाच सीता संहृष्टा छद्मना हृतचेतना ॥ ५ ॥

કપટ વેશધારી બનાવટી પશુને જોઇને અક્કલ ગુમાવી બેઠેલી સીતાએ લક્ષ્મણને બોલતા અટકાવીને હરખાઇ જઇ હસીને રામને કહ્યું.

आर्यपुत्राभिरामोऽसौ मृगो हरति मे मनः ।
आनयैनं महाबाहो क्रीडार्थं नो भविष्यति ॥ ६ ॥

'હે આર્યપુત્ર ! આ પરમ મનોહર પ્રાણી મારા મનને પોતાની તરફ આકર્ષી રહ્યું છે, હે મહાબાહુ ! આપ એને પકડી લાવો, એ આપણાં મનોરંજનનું સાધન થઇ પડશે.'

न चास्य सदृशो राजन् दृष्टपूर्वो मृगः पुरा ।
तेजसा क्षमया दीप्त्या यथाऽयं मृगसत्तमः ॥ ७ ॥

'હે રાજા ! આ પશુ સમાન તેજસ્વી, સૌમ્ય અને કાન્તિવાળું જાનવર મેં અગાઉ કદી પણ જોયેલું નથી.'



नानावर्णविचित्राङ्गो रत्नबिन्दुसमाचितः ।
द्योतयन्वनमव्यग्रं शोभते शशिसन्निभः ॥ ८ ॥

'વચ્ચે વચ્ચે રત્નનાં ચાંઠાવાળું એનું રંગબેરંગી શરીર કેવી શોભા આપી રહ્યું છે ! આ પ્રાણી ચંદ્રમાની જેમ સંપૂર્ણ વનભૂમિને શાંતભાવથી પ્રકાશિત કરી રહેલું છે.'

अहो रूपमहो लक्ष्मी स्वरसम्पच्च शोभना ।
मृगोऽद्‌भुतो विचित्राङ्गो हृदयं हरतीव मे ॥ ९ ॥

'અહો ! આંનું રૂપ કેવું અનુપમ છે, ! આની કાન્તિ કેટલી પ્રિય છે ! આનું સ્વરોચ્ચારણ કેટલું મધુર છે ! હે રામ ! વિચિત્ર અંગોવાળું આ પશુ મારાં હૃદયનું હરણ કરે છે.'

यदि ग्रहणमभ्येति जीवन्नेव मृगस्तव ।
आश्चर्यभूतं भवति विस्मयं जनयिष्यति ॥ १० ॥

'જો આ પ્રાણીને જીવતું જ પકડી લેવાય તો એ આશ્ચર્ય જનક વસ્તુ આશ્રમમાં રહીને વિસ્મય ઉત્પન્ન કર્યા કરશે.'

समाप्तवनवासानां राज्यस्थानां च नः पुनः ।
अन्तःपुरविभूषार्थो मृग एव भविष्यति ॥ ११ ॥

'આપણો વનવાસ પૂરો થયા પછી જ્યારે આપણે રાજસિંહાસન પર બેસીશું ત્યારે આ જનાવર આપણા અન્તઃપુર (રાણીવાસ)ની શોભા વધારશે.'

निहतस्यास्य सत्त्वस्य जाम्बूनदमयत्वचि ।
शष्पबृस्यां विनीतायामिच्छाम्यहमुपासितुम् ॥ १२ ॥



'જો આ પશુ મરાઇ ગયું તો એના સ્વર્ણમય મૃગચર્મને સાદડી ઉપર પાથરીને તેના પર બેસવું મને બહુ જ ગમશે.'

एवं सीतावचः श्रुत्वा तं दृष्ट्वा मृगमद्‌भुतम् ।
लोभितस्तेन रूपेण सीतया च प्रचोदितः ॥ १३ ॥
उवाच राघवो हृष्टो भ्रातरं लक्ष्मणं वचः ।
इह त्वं भव सन्नद्धो यन्त्रितो रक्ष मैथिलीम् ॥ १४ ॥

સીતાનાં આવાં વચનો સાંભળીને તથા એ અદ્‌ભુત પ્રાણીને જોઇને શ્રીરામનું મન પણ એમાં મુગ્ધ થઇ ગયું. સીતાની પ્રેરણાથી રામે પોતાના ભાઇ લક્ષ્મણને કહ્યું, 'તમે અસ્ત્ર-શસ્ત્રોથી સજ્જ થઇને સાવધાન રહી સીતાનું રક્ષણ કરો.'

## ૨૭ (સત્યાવીસમો) સર્ગ જનાવર પકડવા રામનું નિર્ગમન

तथा तु तं समादिश्य भ्रातरं रघुनन्दनः ।
बबन्धासिं महातेजा जाम्बूनदमयत्सरूम् ॥ १ ॥

મહા તેજસ્વી રામે ભાઇ લક્ષ્મણને આ પ્રમાણે આદેશ આપીને સોનાની મૂઠ વાળી તલવાર બાંધી લીધી.

ततस्त्र्यवनतं चापमादायात्मविभूषणम् ।
आबध्य च कलापौ द्वौ जगामोदग्रविक्रमः ॥ २ ॥

ત્યારપછી રામે ત્રણ ઠેકાણેથી વળેલું, ક્ષત્રિયોનું આભૂષણરૂપ ધનુષ લીધું. તથા પીઠ પર બે ભાથાં બાંધ્યાં અને પ્રચંડ પરાક્રમી રામ આશ્રમમાંથી નીકળી ગયા.

तं वञ्चयानो राजेन्द्र मापतन्तं निरीक्ष्य वै ।
बभूवान्तर्हितस्त्रासात्पुनः सन्दर्शनेऽभवत् ॥ ३ ॥



શ્રીરામનું બનાવટી હરણની પાછળ જવું.



શ્રીરામને પોતાની તરફ આવતા જોઇને કપટી મારીચ ભયભીત થઇને થોડીકવાર તો સંતાઇ ગયો, પણ થોડીવાર પછી પાછો સામે આવી ગયો.'

अवेक्ष्यावेक्ष्य धावन्तं धनुष्पाणिं महावने ।
अतिवृत्तमिषोः पाताल्लोभयानं कदाचन ॥ ४ ॥

એ મહાવનમાં ધનુર્ધારી રામને પોતાની પાછળ દોડી આવતા જોઇને તે પશુ કયારેક તો છલાંગ મારતું દૂર નીકળી જતું હતું. તો કયારેક વળી સાવ નજીક આવી એમને લોભાવતું હતું.

दर्शनादर्शनादेवं सोऽपाकर्षत राघवम् ।
सुदूरमाश्रमस्यास्य मारीचो मृगतां गतः ॥ ५ ॥

આ પ્રકારે કોઇવાર છુપાતો, કોઇવાર નજરે ચડતો તે ચોપગો મારીચ શ્રીરામને એમના આશ્રમથી બહુ જ દૂર લઇ ગયો.

आसीत्क्रुद्धस्तु काकुत्स्थो विवशस्तेन मोहितः ।
ततो रामो महातेजास्तं हन्तुं कृतनिश्चयः ॥ ६ ॥

જ્યારે શ્રીરામ એ પ્રાણીનાં સૌંદર્ય પર મોહિત થઇ છેતરાઇ ગયા અને વિવશતાથી ક્રોધે ભરાયા ત્યારે મહા તેજસ્વી રામે એ જનાવરને મારી નાખવાનો નિશ્ચય કર્યો.

भूयस्तु शरमुद्धृत्य कुपितस्तत्र राघवः ।
सूर्यरश्मिप्रतीकाशं ज्वलन्तमरिमर्दनः ॥ ७ ॥

પછી તો તેમણે રોષે ભરાઇને બહુ ઝડપથી પોતાના ભાથામાંથી સૂર્યની જેમ ચળકતું શત્રુવિનાશક એક બાણ કાઢયું.

सन्धाय सुदृढे चापे विकृष्य बलवद्बली ।
मुमोच ज्वलितं दीप्तमस्त्रं ब्रह्मविनिर्मितम् ॥ ८ ॥



એ બાણને પોતાના દૃઢ ધનુષ પર ચઢાવીને ધનુષની પણછને બળપૂર્વક ખેંચી મહાબળવાન રામે બ્રહ્માના બનાવેલા એ ઝગમગતા બાણને મૃગને લક્ષ્ય બનાવીને છોડી મૂકયું.

विनदन् भैरवं नादं धरण्यामल्पजीवितः ।
म्रियमाणस्तु मारीचो जहौ तां कृत्रिमां तनुम् ॥ ९ ॥

એ બાણના આઘાતથી ટૂંકા આયુષવાળા મારીચે પૃથ્વી પર પટકાઇને ભયંકર ચીસ પાડી. મરતાં મરતાં તેણે પશુનાં બનાવટી ચામડાનો પણ ત્યાગ કર્યો.

स्मृत्वा तद्वचनं रक्षो दध्यौ केन तु लक्ष्मणम् ।
इह प्रस्थापयेत्सीता शून्ये तां रावणो हरेत् ॥ १० ॥

એવે વખતે રાવણના આદેશનું સ્મરણ કરતો તે વિચારવા લાગ્યો કે 'એવો શો ઉપાય કરું કે જેથી સીતા લક્ષ્મણને અહીંયા મોકલી દે અને રાવણ એકાંત જોઇને સીતાનું અપહરણ કરી લે.'

स प्राप्तकालमाज्ञाय चकार च ततः स्वरम् ।
सदृशं राघवस्यैव हा सीते लक्ष्मणेति च ॥ ११ ॥

અનુકૂળ તક જોઇને મારીચે શ્રીરામના જેવો જ સાદ કાઢીને 'હા સીતા ! હા લક્ષ્મણ !' એ પ્રકારે આર્તનાદ (મૃત્યુચીસ) કર્યો.

तत्र रामं भयं तीव्रं श्रुत्वाविवेश तत्स्वरम् ।
त्वरमाणो जनस्थानं ससाराभिमुखस्तदा ॥ १२ ॥



એ વખતે પશુ બનેલા મારીચનો એ આર્તનાદ સાંભળીને શ્રીરામનાં હૃદયમાં ફાળ પડી, તેથી તેઓએ ઉતાવળા ઉતાવળા જનસ્થાન તરફ ચાલવા દોડવા માંડ્યું.

आर्तस्वरं तु तं भर्तुर्विज्ञाय सदृशं वने ।
उवाच लक्ष्मणं सीता गच्छ जानीहि राघवम् ॥ १३ ॥

બીજી બાજુ સીતાજીએ વનમાં પોતાના પતિના જેવા અવાજે આર્તનાદ સાંભળ્યો ત્યારે તેમણે લક્ષ્મણને કહ્યું, 'જરા જઇને રામની તપાસ તો કરો.'

आक्रन्दमानं तु वने भ्रातरं त्रातुमर्हसि ।
रक्षसां वशमापन्नं सिंहानामिव गोवृषम् ॥ १४ ॥

'સિંહના ફંદામાં ફસાયેલા આખલાની જેમ રાક્ષસોની જાળમાં ફસાઇને ચીસો પાડી રહેલા તમારા ભાઇની તમે અવશ્ય રક્ષા કરો.'

न जगाम तथोक्तस्तु भ्रातुराज्ञाय शासनम् ।
तमुवाच ततस्तत्र कुपिता जनकात्मजा ॥ १५ ॥

જ્યારે સીતાજીએ આમ કહ્યું છતાંયે પોતાના ભાઇના અનુશાસનમાં રહેનારા લક્ષ્મણજી આશ્રમ છોડીને ગયા નહીં, તેથી-ત્યારે સીતાજીએ ક્રોધ કરીને લક્ષ્મણજીને કહ્યું.

सौमित्रे मित्ररूपेण भ्रातुस्त्वमसि शत्रुवत् ।
यस्त्वमस्यामवस्थायां भ्रातरं नाभिपत्स्यसे ॥ १६ ॥

'હે લક્ષ્મણ ! તમે તમારા ભાઇના મિત્રના રૂપમાં શત્રુ જ છો, કેમકે આ વિષમ પરિસ્થિતિમાં પણ તમે તમારા ભાઇની રક્ષા માટે જઇ રહ્યા નથી.'



लोभान्मम कृते नूनं नानुगच्छसि राघवम् ।
व्यसनं ते प्रियं मन्ये स्नेहो भ्रातरि नास्ति ते ॥ १७ ॥

'તમે મારા કબજાના લોભથી શ્રીરામની રક્ષા માટે જઇ રહ્યા નથી. રામની વિપત્તિ જ તમને પ્યારી લાગે છે, ખરું જોતાં તમને તમારા ભાઇ પર પ્રેમ નથી.'

इति ब्रुवाणां वैदेहीं बाष्पशोकपरिप्लुताम् ।
अब्रवील्लक्ष्मणस्त्रस्तां सीतां मृगवधूमिव ॥ १८ ॥

જ્યારે શોકથી ગદ્ગદ થયેલી સીતાએ આંખમાં આંસુ વહાવીને આમ કહ્યું ત્યારે ભયથી ત્રાસી ગયેલી હરણી સમાન સીતાને લક્ષ્મણજીએ કહ્યું,

पन्नगासुरगन्धर्वदेवमानुषराक्षसैः ।
अशक्यस्तव वैदेहि भर्ता जेतुं न संशयः ॥ १९ ॥

'હે વૈદેહી ! પન્નગો, અસુરો, ગંધર્વો, દેવો, મનુષ્યો અને રાક્ષસો, એમાંથી કોઇપણ શ્રીરામને જીતી શકતા નથી. એમાં સંશય નથી.'

त्रिभिर्लोकैः समुद्युक्तैः सेश्वरैरपि सामरैः ।
हृदयं निर्वृतं तेऽस्तु सन्तापस्त्यज्यतामयम् ॥ २० ॥

'જો ત્રણેય લોક અને સમસ્ત દેવતાઓ સહિત ઇન્દ્ર મળીને શ્રીરામના સામે આવી જાય તો પણ તેઓ રામ પર વિજય પ્રાપ્ત કરી શકતા નથી. એટલે તમે તમારા હૃદયને નિશ્ચિંત કરો અને મનમાંથી સંતાપને ત્યજી દો.'



आगमिष्यति ते भर्ता शीघ्रं हत्वा मृगोत्तमम् ।
न च तस्य स्वरो व्यक्तं मायया केनचित्कृतः ॥ २१ ॥

'એ ઉત્તમ મૃગને મારીને તમારા પતિ જલદી પાછા આવી જશે. જે આર્તનાદ તમે સાંભળ્યો છે, તે ચોક્કસ તમારા પતિનો નથી જ. એ તો કોઇએ કપટથી કરેલો છે.'

न्यासभूतासि वैदेहि न्यस्ता मयि महात्मना ।
रामेण त्वं वरारोहे न त्वां त्यक्तुमिहोत्सहे ॥ २२ ॥

'હે સીતા ! મહાત્મા શ્રીરામે તમને મને થાપણનાં રૂપમાં સોંપેલા છે, આથી હે શોભના ! હું તમને અહીં એકલા તો નહિ છોડી શકું.'

लक्ष्मणेनैवमुक्ता सा क्रुद्धा संरक्तलोचना ।
अब्रवीत्परुषं वाक्यं लक्ष्मणं सत्यवादिनम् ॥ २३ ॥

લક્ષ્મણે આવું કહ્યું તેથી સીતાજીની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ, તે સત્યવાદી લક્ષ્મણને કડવી વાણીમાં કહેવા લાગ્યા,

अनार्याकरुणारम्भ नृशंस कुलपांसन ।
अहं तव प्रियं मन्ये रामस्य व्यसनं महत् ॥ २४ ॥

'હે અનાર્ય ! કઠોર હૃદયના ! ક્રૂર સ્વભાવવાળા ! કુળ કલંક ! હું જાણી ગઇ છું કે શ્રીરામ આફતમાં આવી પડયા છે તે તમને સારું લાગે છે !'

सुदुष्टस्त्वं वने राममेकमेकोऽनुगच्छसि ।
मम हेतोः प्रतिच्छन्नः प्रयुक्तो भरतेन वा ॥ २५ ॥



'લક્ષ્મણ ! તારો સ્વભાવ બહુ જ દુષ્ટ છે, એટલે જ તું એકલો મને પ્રાપ્ત કરવા શ્રીરામની સાથે વનમાં આવ્યો છે અથવા પોતાના ભાવોને છુપાવીને ભરતની પ્રેરણાથી રામની પાછળ પાછળ ફરી રહ્યો છે !'

तन्न सिध्यति सौमित्रे तव वा भरतस्य वा ।
समक्षं तव नृशंसे प्राणांस्त्यक्ष्ये न संशयः ॥ २६ ॥

'પરંતુ ઘાતકી લક્ષ્મણ ! યાદ રાખ કે તારી આ ઇચ્છા પૂરી નહીં જ થાય. હું તારા સામે જ મારા પ્રાણ ત્યજી દઇશ.'

गोदावरीं प्रवेश्यामि विना रामेण लक्ष्मण ।
आबन्धिष्येऽथवा त्यक्ष्ये विषमे देहमात्मनः ॥ २७ ॥

'હે લક્ષ્મણ ! શ્રીરામના વિના હું ગોદાવરીમાં ડુબી મરીશ, અથવા (ગળામાં) ફાંસો ખાઇને જઇશ અથવા કોઇ ઊંચા સ્થાનેથી પડતું મૂકીને પ્રાણત્યાગ કરીશ.'

पिबाम्यहं विषं तीक्ष्णं प्रवेक्ष्यामि हुताशनम् ।
न त्वहं राघवादन्यं कदापि पुरुषं स्पृशे ॥ २८ ॥

'હું હળાહળ ઝેર પી લઇશ અથવા અગ્નિમાં કૂદી પડીને ભસ્મ થઇ જઇશ, પરંતુ રામના સિવાય બીજા પુરુષનો કદી સ્પર્શ પણ નહિ કરીશ.'

रामं विना क्षणमपि नहि जीवामि भूतले ।
इत्युक्तः परुषं वाक्यं सीतया रोमहर्षणम् ॥ २९ ॥
अब्रवील्लक्ष्मणः सीतां प्राञ्जलिर्विजितेन्द्रियः ।
उत्तरं नोत्सहे वक्तुं दैवतं भवती मम ॥ ३० ॥



'શ્રીરામના વિના હું આ અવનિ પટ પર એક ક્ષણ પણ જીવતી રહી શકતી નથી.' જ્યારે સીતાજીએ આવી રોમાંચકારી કઠોર વાતો કરી ત્યારે જિતેન્દ્રિય લક્ષ્મણજીએ હાથ જોડીને કહ્યું, કે આપ મારી પૂજ્ય છો એટલે આપની વાતોનો ઉત્તર હું આપી શકતો નથી.'

न सहे हीदृशं वाक्यं वैदेहि जनकात्मजे ।
श्रोत्रयोरुभयोर्मेऽद्य तप्तनाराचसन्निभम् ॥ ३१ ॥

'હે જનકનંદિની ! વૈદેહી ! હું આવાં વેણ સહન કરી શકતો નથી. જે તપાવેલાં બાણોની જેમ મારાં બંને કાનોને વીંધી નાખે છે.'

गमिष्ये यत्र काकुत्स्थः स्वस्ति तेऽस्तु वरानने ।
रक्षन्तु त्वां विशालाक्षि समग्रा वनदेवताः ॥ ३२ ॥

'હે શુભાનના (ભદ્રમુખી) ! મારી જવાની ઇચ્છા નથી તો પણ તમારા દુરાગ્રહથી હવે હું રામ પાસે જઇશ. તમારું કલ્યાણ થાઓ. હે વિશાલાક્ષી ! આ વનના સમસ્ત દેવતાઓ તમારી રક્ષા કરો.'

निमित्तानि हि घोराणि यानि प्रादुर्भवन्ति मे ।
अपि त्वां सह रामेण पश्येयं पुनरागतः ॥ ३३ ॥

'અત્યારે આ વનમાં ભયાનક અપશુકન મને થઇ રહ્યાં છે. ભાઇ રામની જોડે પાછાં ફરીને પુનઃ આપનુ દર્શન કરું એ જ મારી શુભ કામના છે.'

ततस्तु सीतामभिवाद्य लक्ष्मणः
कृताञ्जलिः किञ्चिदभिप्रणम्य च ।
अन्वीक्षमाणो बहुशश्च मैथिलीं
जगाम रामस्य समीपमात्मवान् ॥ ३४ ॥



ત્યારપછી જિતેન્દ્રિય લક્ષ્મણે હાથ જોડી કંઇક નીચા નમીને સીતાને પ્રણામ કર્યા, પછી વારંવાર પાછું ફરી ફરીને સીતાને જોતાં જોતાં તે રામની પાસે ગયા.

**ટિપ્પણી :** ✷ *એવી લોકવાયકા પ્રસિદ્ધ છે કે જ્યારે લક્ષ્મણજી આશ્રમમાંથી જઇ રહ્યા હતા ત્યારે સીતાનાં રક્ષણ માટે તેમણે એક લીટી (લક્ષ્મણ રેખા) દોરી હતી કે 'તમે આની બહાર નીકળશો નહિ. જો કોઇપણ આ રેખાની અંદર આવવાનો પ્રયાસ કરશે તો તે બળીને ભસ્મ થઇ જશે.' મહર્ષિ વાલ્મીકિ પ્રણીત રામાયણથી આ મિથ્યા ધારણાનું સમર્થન નથી થતું. એટલું જ નહિ તુલસીદાસજીએ પણ એવું વર્ણન કરેલું નથી. આમ આ ધારણા સર્વથા અસત્ય અને કપોલ કલ્પિત છે.*

## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ રાવણનું આગમન

तदासाद्य दशग्रीवः क्षिप्रमन्तरमास्थितः ।
अभिचक्राम वैदेहीं परिव्राजकरूपधृत् ॥ १ ॥

લક્ષ્મણજી ગયા કે તરત જ નજીકમાં જ છુપાયેલો રાવણ સંન્યાસીનું રૂપ ધારણ કરીને સીતાજીની સામે જઇ પહોંચ્યો.

स मन्मथशराविष्टो ब्रह्मघोषमुदीरयन् ।
अब्रवीत्प्रश्रितं वाक्यं रहिते राक्षसाधिपः ॥ २ ॥

કામદેવનાં બાણોથી ઘાયલ રાક્ષસરાજ રાવણ વેદમંત્રોનો ઉદ્‌ઘોષ કરતો કરતો એકાંત આશ્રમમાં સીતાજીને વિનયપૂર્વક બોલ્યો.

कासि कस्य कुतश्चित्त्वं किं निमित्तं च दण्डकान् ।
एका चरसि कल्याणि घोरान् राक्षससेवितान् ॥ ३ ॥



'હે કલ્યાણી ! તું કોણ છો ? કોની સ્ત્રી છો ? કયાંથી આવી છો ? શું કારણથી તું અહીં દંડક વનમાં આવેલી છે ? રાક્ષસોના વસવાટવાળા આ ભયાનક વનમાં તું એકલી કેમ ફર્યા કરે છે ?'

द्विजातिवेषेण हि तं दृष्ट्वा रावणमागतम् ।
सर्वैरतिथिसत्कारैः पूजयामासब्रवीत्सा ॥ ४ ॥

(બ્રાહ્મણ) સંન્યાસી વેશધારી રાવણને આવેલ જોઇને સીતાજીએ તેના સર્વ પ્રકારે અતિથિ સત્કાર કરી સ્વાગત કર્યું. ને પછી કહ્યું,

दुहिता जनकस्याहं मैथिलस्य महात्मनः ।
सीता नाम्नास्मि भद्रं ते रामभार्या द्विजोत्तम ॥ ५ ॥

'હે દ્વિજોત્તમ ! આપનું કલ્યાણ થાઓ, હું મિથિલાના મહારાજા મહાત્મા જનકની પુત્રી છું, મારું નામ સીતા છે અને હું શ્રીરામની પ્રિય પત્ની છું.'

मम भर्ता महातेजा वयसा पञ्चविंशकः ।
अष्टादश हि वर्षाणि मम जन्मनि गण्यते ॥ ६ ॥

જ્યારે અમારો વિવાહ થયો ત્યારે મારા પતિ રામની વય પચીસ વર્ષની હતી અને મારી ઉમર અઢાર વર્ષની હતી.

उषित्वा द्वादश समा इक्ष्वाकूणां निवेशने ।
भुञ्जाना मानुषान्भोगान्सर्वकामसमृद्धिनी ॥ ७ ॥

'વિવાહ પછી બાર વર્ષ સુધી મેં ઇક્ષ્વાકુવંશીય રાજભવનમાં રહીને મનુષ્ય સુલભ સંપૂર્ણ ભોગોને ભોગવી લઇને મારા બધા જ મનોરથો પૂરા કર્યા છે.'



ततस्त्रयोदशे वर्षे राजाऽमन्त्रयत प्रभुः ।
अभिषेचयितुं रामं समेतो राजमन्त्रिभिः ॥ ८ ॥

'ત્યારબાદ તેરમા વર્ષના આરંભમાં સમસ્ત મંત્રીમંડળ સાથે વિચાર-વિમર્શ કરી મહારાજા દશરથે શ્રીરામનો યુવરાજ પદ પર અભિષેક કરવાનો નિર્ણય કર્યો.

तस्मिन्सम्भ्रियमाणे तु राघवस्याभिषेचने ।
कैकेयी नाम भर्तारमार्या सा याचते वरम् ॥ ९ ॥

'જે સમયે શ્રીરામના રાજ્યાભિષેકની તૈયારીઓ થઇ રહી હતી, તે વખતે મારી કનિષ્ઠ સાસુ કૈકેયીએ (પતિ પાસે) વરદાન માગ્યું.'

मम प्रव्राजनं भर्तुर्भरतस्याभिषेचनम् ।
द्वावयाचत भर्तारं सत्यसन्धं नृपोत्तमम् ॥ १० ॥

'સત્ય પ્રતિજ્ઞાવાળા પોતાના પતિ મહારાજા દશરથ પાસેથી કૈકેયીએ મારા પતિને વનવાસ અને ભરતને રાજ્યાભિષેક એમ બે વરદાનો માગી લીધાં.'

नाद्य भोक्ष्ये न च स्वप्स्ये न च पास्ये कथञ्चन ।
एष मे जीवितस्यान्तो रामो यद्यभिषिच्यते ॥ ११ ॥

'એમણે એમ ણ કહ્યું કે 'હું ખાઇશ નહિ, પીઇશ નહિ, સૂઇશ નહિ, એટલું જ નહિ પણ જો રામનો રાજ્યાભિષેક થઇ જશે, તો હું મારા પ્રાણ ત્યજીશ.'

इति ब्रुवाणां कैकेयीं श्वशुरो मे स मानदः ।
अयाचतार्थैरन्वर्थैर्न च याञ्चां चकार सा ॥ १२ ॥



'કૈકેયીએ આ પ્રમાણે કહ્યું તેથી મારા સસરા મહારાજા દશરથે કૈકેયીને વિવિધ પ્રકારના બીજા પદાર્થો માગવાનું કહ્યું, પણ કૈકેયીએ પોતાના પતિની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ.'

सत्यसन्धो महातेजाः पिता दशरथः स्वयम् ।
कैकेय्याः प्रियकामार्थं तं रामं नाभ्यषेचयत् ॥ १३ ॥

'સત્ય પ્રતિજ્ઞાવાળા મહારાજા દશરથે કૈકેયીને પ્રસન્ન કરવા માટે પૂર્વઘોષિત શ્રીરામનો રાજ્યાભિષેક કર્યો નહિ.'

अभिषेकाय तु पितुः समीपं राममागतम् ।
कैकेयी मम भर्तारमित्युवाच धृतं वचः ॥ १४ ॥

'જ્યારે પોતાના રાજ્યાભિષેક માટે શ્રીરામ મહારાજ દશરથ પાસે આવ્યા ત્યારે કૈકેયીએ દઢતાપૂર્વક મારા પતિને એમ કહ્યું કે'

तव पित्रा समाज्ञप्तं ममेदं शृणु राघव ।
भरताय प्रदातव्यमिदं राज्यमकण्टकम् ॥ १५ ॥
त्वया हि खलु वस्तव्यं नव वर्षाणि पञ्च च ।
वने प्रव्रज काकुत्स्थ पितरं मोचयानृतात् ॥ १६ ॥

'હે રામ ! તમારા પિતાજીએ તમને જે આજ્ઞા આપી છે તે મારી પાસેથી સાંભળી લો. મહારાજની આજ્ઞા છે કે આ નિષ્કંટક રાજ્ય ભરતને આપવામાં આવે અને તમે ચૌદ વર્ષ સુધી વનમાં વાસ કરો. એટલે તમે વનમાં જાઓ અને તમારા પિતાને મિથ્યાવાદી થવામાંથી બચાવો.'

तथेत्युक्त्वा च तां रामः कैकेयीमकुतोभयः ।
चकार तद्वचस्तस्या मम भर्ता दृढव्रतः ॥ १७ ॥



'ત્યારે વીતભય, દઢવ્રતધારી મારા પતિ શ્રીરામે 'એમ જ થશે' એમ કહીને કૈકેયીની વાતની સ્વીકાર કરી લીધો.'

दद्यान्न प्रतिगृह्णीयात्सत्यं ब्रूयान्न चानृतम् ।
एतद् ब्राह्मण रामस्य ध्रुवं व्रतमनुत्तमम् ॥ १८ ॥

'હે બ્રાહ્મણ ! મારા પતિ દાન આપે છે, લેતા નથી. તેઓ સત્ય બોલે છે, અસત્ય નહિ. શ્રીરામનું આ અટલ અને સર્વોત્તમ વ્રત છે.'

तस्य भ्राता तु वैमात्रो लक्ष्मणो नाम वीर्यवान् ।
रामस्य पुरुषव्याघ्रः सहायः समरेऽरिहा ॥ १९ ॥

'શ્રીરામને લક્ષ્મણ નામનો મહાપરાક્રમી સાવકો ભાઇ છે, તે નરકેસરી મારા પતિનો સહાયક અને સંગ્રામમાં શત્રુનો નાશ કરનારો છે.'

ते वयं प्रच्युता राज्यात्कैकेय्यास्तु कृते त्रयः ।
विचराम द्विजश्रेष्ठ वनं गम्भीरमोजसा ॥ २० ॥

'કૈકેયીના કારણે અમે ત્રણેય રાજ્ય રહિત વનવાસી થઇ ગયા. હે દ્વિજશ્રેષ્ઠ ! અમે અમારાં ઓજ અને પરાક્રમથી આ વનમાં વિચરણ કરીએ છીએ.'

समाश्वस मुहूर्तं तु शक्यं वस्तुमिह त्वया ।
आगमिष्यति मे भर्ता वन्यमादाय पुष्कलम् ॥ २१ ॥

'આપ જો વિશ્રામ કરવા ચાહતા હો તો તમે થોડીવાર થોભી જાઓ, મારા પતિદેવ જંગલી કંદ-મૂળ વગેરે લઇને આવતા જ હશે.'

स त्वं नाम च गोत्रं च कुलं चाचक्ष्व तत्त्वतः ।
एकश्च दण्डकारण्ये किमर्थं चरसि द्विज ॥ २२ ॥



'હે બ્રાહ્મણ ! હવે આપ આપનાં નામ, કુળ અને ગોત્રનો વિગતવાર પરિચય આપો અને એ પણ બતાવો કે આપ એકલા આ દંડક વનમાં કેમ ફરો છો ?'

एवं ब्रुवन्त्यां सीतायां रामपत्न्यां महाबलः ।
प्रत्युवाचोत्तरं तीव्रं रावणो राक्षसाधिपः ॥ २३ ॥

શ્રી રામના પત્ની સીતાજીએ જ્યારે આ પ્રમાણે પૂછ્યું ત્યારે મહાબળવાન રાક્ષસરાજ રાવણે કઠોર શબ્દોમાં આ ઉત્તર આપ્યો.

येन वित्रासिता लोकाः सदेवासुरपन्नगाः ।
अहं स रावणो नाम सीते रक्षोगणेश्वरः ॥ २४ ॥

'હે સીતા ! જેના આતંકથી દેવો, અસુરો અને પન્નગો સહિત ત્રણેય લોક ત્રાસી ગયા છે, તે હું રાક્ષસોનો રાજા રાવણ છું.'

त्वां तु काञ्जनवर्णाभां दृष्ट्वा कौशेयवासिनीम् ।
रतिं स्वकेषु दारेषु नाधिगच्छाम्यनिन्दिते ॥ २५ ॥

'હે અનિન્દિતા ! તારાં સ્વર્ણ સમાન ગૌર વર્ણને અને રેશમી વસ્ત્રોને જોયાં પછી મને મારી પત્નીઓમાં આસક્તિ રહી નથી.'

बह्वीनामुत्तमस्त्रीणामाहृतानामितस्ततः ।
सर्वासामेव भद्रं ते ममाग्रमहिषी भव ॥ २६ ॥

'હે સીતા ! તમારું કલ્યાણ થાઓ. મેં જ્યાં-ત્યાંથી ઘણી જ ઉત્તમ-ઉત્તમ સ્ત્રીઓને અપહરણ કરીને મારે ત્યાં લાવી રાખેલી છે. તમે એ બધીની પટરાણી બનો.

लङ्का नाम समुद्रस्य मध्ये मम महापुरी ।
सागरेण परिक्षिप्ता निविष्टा गिरिमूर्धनि ॥ २७ ॥



'ચારેય બાજુએથી સમુદ્રથી ઘેરાયેલી, સમુદ્રની વચ્ચે પર્વતનાં શિખર પર લંકા નામની મારી મહાનગરી છે.'

तत्र सीते मया सार्धं वनेषु विहरिष्यसि ।
न चास्यारण्यवासस्य स्पृहयिष्यसि भामिनि ॥ २८ ॥

'હે સીતા ! જ્યારે તું ત્યાં વનોમાં મારી સાથે વિહાર કરશે, ત્યારે હે ભામિની તું આ વનમાં રહેવાનું જરાય પસંદ નહીં કરે.'

पञ्च दास्यः सहस्राणि सर्वाभरणभूषिताः ।
सीते परिचरिष्यन्ति भार्या भवसि मे यदि ॥ २९ ॥

'હે સીતા ! જો તું મારી ભાર્યા બનવાનું સ્વીકારી લેશે તો સંપૂર્ણ આભૂષણોથી સમલંકૃત પાંચ હજાર દાસીઓ તારી પરિચર્યા કરશે.'

रावणेनैवमुक्ता तु कुपिता जनकात्मजा ।
प्रत्युवाचानवद्याङ्गी तमनादृत्य राक्षसम् ॥ ३० ॥

રાવણે આ પ્રકારનાં વચનો કહ્યાં તેથી તે નિર્દોષ અંગોવાળી સીતા ક્રોધે ભરાઈને રાક્ષસનો તિરસ્કાર કરતી બોલી,

महागिरिमिवाकम्प्यं महेन्द्रसदृशं पतिम् ।
महोदधिमिवाक्षोभ्यमहं राममनुव्रता ॥ ३१ ॥

'હું મહાન પર્વત સમાન અચળ અને અટલ, સમુદ્ર સમાન ક્ષોભ રહિત અને ઈન્દ્ર સમાન ઉત્તમ પતિની અનુગામિની છું.'

सर्वलक्षणसम्पन्नं न्यग्रोधपरिमण्डलम् ।
सत्यसन्धं महाभागमहं राममनुव्रता ॥ ३२ ॥



'હું સંપૂર્ણ શુભ લક્ષણોથી યુક્ત બહુ વિસ્તારવાળા વડલાની જેમ પોતાના આશ્રિતોનું રક્ષણ કરવાવાળા, સત્યવ્રતી ને મહાભાગ શ્રીરામની અનુગામિની છું.'

त्वं पुनर्जम्बूकः सिंहीं मामिच्छसि सुदुर्लभाम् ।
नाहं शक्या त्वया स्प्रष्टुमादित्यस्य प्रभा यथा ॥ ३३ ॥

'તું શિયાળ જેવો છે છતાં મને દુર્લભ સિંહણને પ્રાપ્ત કરવા ચાહે છે, પરંતુ જેમ કોઇ સૂર્યની પ્રભાને અડકી શકતો નથી તેમ તું મારો સ્પર્શ પણ કરી શકતો નથી.'

पादपान् काञ्चनान्नूनं बहून्पश्यसि मन्दभाक् ।
राघवस्य प्रियां भार्यां यस्त्वमिच्छसि रावण ॥ ३४ ॥

'રે અભાગી રાવણ ! તું જે શ્રી રામની પ્રિય પત્નીની ઇચ્છા કરી રહ્યો છે, તે તું નક્કી સપનામાં સોનાનાં અનેક વૃક્ષોને દેખી રહ્યો છે.'

***ટિપ્પણી :*** ✷ *'સંસારમાં સોનાનાં વૃક્ષો હોતાં નથી તું તેને મેળવવાની જેમ મને મેળવવા માગે છે' અથવા એવી લોકવાયકા છે કે જે માણસોને જાગૃતાવસ્થામાં અથવા સ્વપ્નાવસ્થામાં સોનાનાં ઝાડ દેખાય તે જલદી મરવાનો હોય છે.'*

क्षुधितस्य हि सिंहस्य मृगशत्रोस्तरस्विनः ।
आशीविषस्य वदनाद्दंष्ट्रामादातुमिच्छसि ॥ ३५ ॥

'મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીને તું પશુઓના શત્રુ, મહાબળવાન, ભૂખ્યા સિંહના અથવા ઝેરી સાપના મુખમાંથી દાંત ખેંચી લેવા ચાહે છે ?'

मन्दरं पर्वतं श्रेष्ठं पाणिना हर्तुमिच्छसि ।
कालकूटं विषं पीत्वा स्वस्तिमान् गन्तुमिच्छसि ॥ ३६ ॥



'મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીને તું પર્વત શ્રેષ્ઠ મંદરાચળને તારી ભુજાઓથી ઉપાડવા માગે છે ? અથવા હળાહળ ઝેર પીને તું સાજો નરવો જતો રહેવા માગે છે ?'

अक्षि सूच्या प्रमृजसि जिह्वया लेक्षि च क्षुरम् ।
राघवस्य प्रियां भार्यां योऽधिगन्तुं त्वमिच्छसि ॥ ३७ ॥

'શ્રીરામની પ્રાણપ્રિય ભાર્યાની પ્રાપ્તિ કરવાની ઇચ્છા કરીને તું સોયની અણીથી તારી આંખોને ખંજવાળવા ચાહે છે ? અથવા સજેલા અસ્ત્રાની ધારને તું જીભથી ચાટવા માગે છે ?'

अवसज्य शिलां कण्ठे समुद्रं तर्तुमिच्छसि ।
सूर्याचन्द्रमसौ चोभौ पाणिभ्यां हर्तुमिच्छसि ॥ ३८ ॥

'અથવા મારી કામના કરીને તું ગળામાં પત્થર બાંધીને સમુદ્રને પાર કરવા ચાહે છે ? અથવા સૂરજને અને ચંદ્રને તું તારા બે હાથથી ઉપાડી જવા માગે છે ?'

कल्याणवृत्तां रामस्य यो भार्यां हर्तुमिच्छसि ।
अयोमुखानां शूलानामग्रे चरितुमिच्छसि ॥ ३९ ॥

'પવિત્ર આચરણવાળા રામની પ્રાણપ્રિય ભાર્યાનું જે અપહરણ કરવા ચાહે છે, તે એમ સમજો કે લોખંડની અણીદાર શૂળો ઉપર ચાલવા માગે છે.'

यदन्तरं सिंहशृगालयोर्वने
यदन्तरं स्यन्दिनिकासमुद्रयोः ।
सुराग्र्यसौवीरकयोर्यदन्तरं
तदन्तरं वै तव राघवस्य च ॥ ४० ॥



'સિંહ અનેશિયાળમાં જે અંતર (તફાવત) છે, જે ભેદ ઝરણાં અને સમુદ્રમાં છે, જે અંતર અમૃત અને કાંજીમાં છે, તે જ અંતર તારામાં અને શ્રીરામમાં રહેલું છે.'

यदन्तरं वायसवैनतेययोः
यदन्तरं मद्गुमयूरयोरपि ।
यदन्तरं सारसगृध्रयोर्वने
तदन्तरं दाशरथेस्तवैव च ॥ ४१ ॥

જે તફાવત ગરુડ અને કાગડામાં રહેલો છે, જે ફેર જલકાગડા અને મોરલામાં છે, જે અંતર સારસ અને ગીધમાં છે, તે જ તફાવત દશરથપુત્ર રામમાં અને તારામાં રહેલો છે.

तस्मिन् सहस्राक्षसमप्रभावे
रामे स्थिते कार्मुकबाणपाणौ ।
हृतापि तेऽहं न जरां गमिष्ये
वज्रं यथा मक्षिक्याऽवगीर्णम् ॥ ४२ ॥

'ઇન્દ્ર સમાન અમિત પ્રભાવશાળી અને હાથમાં ધનુષબાણ ધારણ કરવાવાળા શ્રીરામની હયાતીમાં કદાચ તું મારું અપહરણ કરી પણ ગયો તો તું જેમ માખી પોતે ગળી ગયેલાં ઘીને પચાવી શકતી નથી તેમ તું (મને રાખીને સુખે) જીવી શકશે નહિ.'

## ૨૯ (ઓગણત્રીસમો) સર્ગ સીતાનું અપહરણ

एवं ब्रुवन्त्यां सीतायां संरब्धः परुषं वचः ।
ललाटे भ्रुकुटीं कृत्वा रावणः प्रत्युवाच ह ॥ १ ॥

સીતાજીએ આવાં કઠોર વચનો કહ્યાં એટલે રાવણ પણ ક્રોધ કરીને ભવાં ચડાવીને કઠોર વચનો બોલ્યો,



भ्राता वैश्रवणस्याहं दशग्रीवः प्रतापवान् ।
भयाद्भीता विद्रवन्ति यस्य देवाः सगन्धर्वाः ॥ २ ॥

'હે સુંદરી ! હું કુબેરનો ભાઇ મહા પ્રતાપી રાવણ છું જેના ભયથી દેવો અને ગંધર્વો પણ ડરીને ભાગી જાય છે.'

मम सञ्जातरोषस्य मुखं दृष्ट्वैव मैथिलि ।
विद्रवन्ति परित्रस्ताः सुराः शक्रपुरोगमाः ॥ ३ ॥

'હે મૈથિલી ! મારું ક્રોધાવિષ્ટનું મુખ જોઇને ઇન્દ્ર વગેરે દેવો પણ ત્રાસી જઇને દિશાઓમાં પલાયન થઇ જાય છે.'

मम पारे समुद्रस्य लङ्का नाम पुरी शुभा ।
सम्पूर्णा राक्षसैर्घोरैर्यथेन्द्रस्यामरावती ॥ ४ ॥

'સમુદ્રને પેલે પાર મારી લંકા નામની પરમ શોભાયમાન નગરી છે. તે નગરી ભયંકર રાક્ષસોથી એવી તો પરિપૂર્ણ છે જેવી દેવતાઓથી સંપૂર્ણ ઇન્દ્રપુરી અમરાવતી છે.'

तत्र त्वं वस हे सीते राजपुत्रि मया सह ।
न स्मरिष्यसि नारीणां मानुषीणां मनस्विनि ॥ ५ ॥

'હે રાજકુમારી સીતા ! તમે ત્યાં આવીને મારી સાથે નિવાસ કરો, હે મનસ્વિની ! ત્યાં રહેશો તો તમને સામાન્ય સ્ત્રીઓના ભોગો વગેરે કંઇજ યાદ આવશે નહિ.'

भुञ्जाना मानुषान्भोगान्दिव्यांश्च वरवर्णिनि ।
न स्मरिष्यसि रामस्य मानुषस्य गतायुषः ॥ ६ ॥



'હે શોભન વર્ણવાળી સીતા ! ત્યાં મનુષ્યોચિત ભોગ અને દિવ્ય પદાર્થોનો તું ઉપભોગ કરીશ. તેથી તને અલ્પ આયુષવાળા માણસ રામનું સ્મરણ પણ થશે નહિ.'

तेन किं भ्रष्ट राज्येन रामेण गतचेतसा ।
करिष्यसि विशालाक्षि तापसेन तपस्विना ॥ ७ ॥

'હે વિશાલાક્ષી સીતા ! રાજ્યભ્રષ્ટ, મંદબુદ્ધિ અને કલેશ સહન કરનારા તપસ્વી રામ વડે તારું શું ભલું થવાનું હતું ?'

सर्वराक्षसभर्तारं कामात्स्वयमिहागतम् ।
न मन्मथशराविष्टं प्रत्याख्यातुं त्वमर्हसि ॥ ८ ॥

'હું સર્વે રાક્ષસોનો રાજા છું, છતાં સ્વેચ્છાથી (કામવશ) અહીંયાં આવેલો છું. કામદેવનાં બાણોથી ઘાયલ એવા મને તરછોડવાનું તને યોગ્ય નથી.'

प्रत्याख्याय हि मां भीरु परितापं गमिष्यसि ।
चरणेनाभिहत्येव पुरूरवसमुर्वशी ॥ ९ ॥

'હે ભીરુ ! મારો તિરસ્કાર કરીને તારે એવું તો પસ્તાવું પડશે જેવું કે રાજા પુરૂરવાને લાત મારીને ઉર્વશી પસ્તાઇ હતી.'

अङ्गुल्या न समो रामो मम युद्धे स मानुषः ।
तव भाग्येन सम्प्राप्तं भजस्व वरवर्णिनि ॥ १० ॥

'સંગ્રામમાં તે સાધારણ મનુષ્ય રામ મારી એક આંગળી સમાન પણ નથી. હે સુંદરી ! હું તારાં સદ્ભાગ્યે અહીં આવી ચડ્યો છું. એટલે તું મારો અંગીકાર કરી લે.'



एवमुक्ता तु वैदेही क्रुद्धा संरक्तलोचना ।
अब्रवीत्परुषं वाक्यं रहिते राक्षसाधिपम् ॥ ११ ॥

જ્યારે રાવણે સીતાને આ પ્રમાણે કહ્યું ત્યારે સીતાએ પણ પ્રકોપ કરી લાલ આંખો કરીને તે નિર્જન વન (ના એકાંત સ્થાન) માં રાવણને આ કડવાં વેણ કહ્યાં,

कथं वैश्रवणं देवं सर्व भूतनमस्कृतम् ।
भ्रातरं व्यपदिश्य त्वमशुभं कर्तुमिच्छसि ॥ १२ ॥

'હે રાવણ ! સમસ્ત દેવતાઓના પૂજ્ય કુબેરને પોતાનો ભાઇ બતાવીને પણ તું આવું નિન્દનીય કર્મ કરવાને કેમ તત્પર થઇ ગયો છે ?'

अवश्यं विनशिष्यन्ति सर्वे रावण राक्षसाः ।
येषां त्वं कर्कशो राजा दुर्बुद्धिरजितेन्द्रियः ॥ १३ ॥

'હે રાવણ ! યાદ રાખ, જેઓનો તું ક્રૂર, દુષ્ટ બુદ્ધિ અને અજિતેન્દ્રિય રાજા છો, તેઓ બધા જ રાક્ષસોનો વિનાશ થઇ જશે.'

अपहृत्य शचीं भार्यां शक्यमिन्द्रस्य जीवितुम् ।
न च रामस्य भार्यां मामपनीयास्ति जीवितम् ॥ १४ ॥

'ઇન્દ્રની ધર્મ-પત્ની શચીનું અપહરણ કરીને કદાચ કોઇ જીવતો રહી જાય, પરંતુ શ્રીરામની ધર્મ-પત્ની મારું અપહરણ કરીને કોઇ વ્યક્તિ જીવિત રહી શકતી નથી.'

सीतायाः वचनं श्रुत्वा हस्ते हस्तं समाहत्य ।
अभिगम्य सुदुष्टात्मा राक्षसः काममोहितः ॥ १५ ॥
जग्राह रावणः सीतां बुधः खे रोहिणीमिव ।
वामेन सीतां पद्माक्षीं मूर्धजेषु करेण सः ॥ १६ ॥



સીતાજીનાં આ વચનો સાંભળીને, હાથ-પર-હાથ મારીને એ કામાંધ મહાદુષ્ટ રાવણે સીતા પાસે જઇને તેને એવી રીતે પકડી લીધી, જેવી રીતે આકાશમાં રોહિણી નામે નક્ષત્ર પર બુધ આક્રમણ કરે છે. રાવણે ડાબા હાથે સીતાનો ચોટલો પકડી લીધો.

ततस्तां परुषैर्वाक्यैर्भर्त्सयन् स महास्वनः ।
अङ्केनादाय वैदेहीं रथमारोपयत्तदा ॥ १७ ॥

પછી ઊંચા અવાજે કડવાં વેણથી સીતાને ધમકાવી તેને બાથમાં ઘાલીને પોતાના રથમાં બેસાડી દીધી.

सा ग्रहीता विचुक्रोश रावणेन यशस्विनी ।
रामेति सीता दुःखार्ता रामं दूरगतं वने ॥ १८ ॥

એ વેળાએ રાવણે પકડેલી યશસ્વિની સીતા અત્યંત દુઃખી થતી વનમાં દૂર જતા રહેલા પોતાના પતિને 'હે રામ ! હે રામ !' એમ કહીને ચીસો ચીસ પાડીને પોકારવા લાગી.

तामकामां स कामार्तः पन्नगेन्द्रवधूमिव ।
विचेष्टमानामादाय उत्पपाताथ रावणः ॥ १९ ॥

તે સમયે કામથી પીડિત એ રાવણ નાગણની જેમ તરફડિયાં મારતી કામના રહિત સીતાને લઇને આકાશ માર્ગે ચાલવા લાગ્યો.

ततः सा राक्षसेन्द्रेण ह्रियमाणा विहायसा ।
भृशं चुक्रोश मत्तेव भ्रान्तचित्ता यथाऽऽतुरा ॥ २० ॥

જ્યારે સીતાનું અપહરણ કરીને રાવણ આકાશમાર્ગે લઇ જઇ રહ્યો હતો ત્યારે ચિત્તભ્રમ થવાથી ઉન્માદરોગી બરાડા પાડે તેમ સીતા વારંવાર ચીસો પાડીને રોતી હતી.

हा लक्ष्मण ! महाबाहो गुरुचित्तप्रसादक ।

ह्रियमाणां न जानीषे रक्षसा कामरूपिणा ॥ २१ ॥

'હે મહાબાહુ, ગુરુજનોના મનને પ્રસન્ન કરનારા લક્ષ્મણ ! આ કામચારી રાક્ષસ મને ઉઠાવી લઇ જઇ રહ્યો છે, તે તમે જાણતા નથી.'

जीवितं सुखमर्थांश्च धर्महेतोः परित्यजन् ।
ह्रियमाणामधर्मेण मां राघव न पश्यसि ॥ २२ ॥

'આશ્રિતોનું રક્ષણ કરવા રૂપ ધર્મને ખાતર પોતાનાં જીવન, સુખ અને રાજ્યનો પણ ત્યાગ કરનારા હે રઘુકુલ ભૂષણ રામ ! આ રાક્ષસ મને અધર્મ પૂર્વક ઉઠાવી લઇ જઇ રહ્યો છે, તે શું તમને દેખાતું નથી ?'

सा तदा करुणा वाचो विलपन्ति सुदुःखिता ।
वनस्पतिगतं गृध्रं ददर्शायतलोचना ॥ २३ ॥

આ પ્રમાણે દુઃખથી દયાજનક વિલાપ કરી રહેલી વિશાળ નેત્રોવાળી સીતાએ વૃક્ષો વચ્ચે બેઠેલા ગૃધ્રકૂટ નિવાસી મહારાજ જટાયુને દીઠા.

सा तमुद्वीक्ष्य सुश्रोणी रावणस्य वशं गता ।
समाक्रन्दद्भयपरा दुःखोपहतया गिरा ॥ २४ ॥

રાવણને પનારે પડેલી (સુંદર અંગોવાળી) સીતાએ જટાયુને જોયો એટલે ભયથી ત્રાસેલી તેણે દુઃખથી દબાએલા સ્વરે રોતાં રોતાં બૂમ પાડી.

जटायो पश्य मामार्य ह्रियमाणामनाथवत् ।
अनेन राक्षसेन्द्रेणाकरुणं पापकर्मणा ॥ २५ ॥



'હે આર્ય જટાયુ ! જુઓ ને, આ પાપી રાવણ નિર્દયતાપૂર્વક અનાથની જેમ મને અપહરણ કરીને લઈ જઈ રહ્યો છે.'

नैष वारयितुं शक्यस्तव क्रूरो निशाचरः ।
सत्त्ववाञ्जितकाशी च सायुधश्चैव दुर्मतिः ॥ २६ ॥

'કદાચ તમે આ મહાબળવાન, ઘણાંને જીતનારા, શસ્ત્રાસ્ત્ર સંપન્ન, ક્રૂર અને દુર્મતિ રાક્ષસને વારી ન શકો તો પણ...'

रामाय तु यथातत्त्वं जटायो हरणं मम ।
लक्ष्मणाय च तत्सर्वमाख्यातव्यमशेषतः ॥ २७ ॥

'હે જટાયુ ! તમે મારા અપહરણનો સમસ્ત વૃત્તાંત સાચે સાચો શ્રીરામને અને લક્ષ્મણને કહી દેજો.'

## 30 (ત્રીસમો) સર્ગ જટાયુ અને રાવણનું યુદ્ધ

तं शब्दमवसुप्तस्तु जटायुरथ शुश्रुवे ।
निरीक्ष्य रावणं क्षिप्रं वैदेहीं च ददर्श सः ॥ १ ॥

ઊંઘી રહેલા જટાયુએ સીતાના એ આર્તનાદને સાંભળ્યો. આંખો ખોલીને તરતજ તેણે રાવણને અને સીતાને જોયાં.

ततः पर्वतकूटाभस्तीक्ष्णतुण्डः खगोत्तमः ।
वनस्पतिगतः श्रीमान् व्याजहार शुभां गिरम् ॥ २ ॥

ત્યારે વનરાજીમાં બેઠેલા, પહાડનાં શિખર તુલ્ય મોટા શરીરનાં કાઠાવાળા રોફદાર મુખવાળા, આકાશ વિહારીઓમાં ઉત્તમ, શ્રીમાન્ જટાયુએ મધુર શબ્દોમાં કહ્યું.



**ટિપ્પણી :** ✷ *અમે પાછળ પ્રમાણ આપીને એ સિદ્ધ કરેલું છે કે જટાયુ પક્ષી ન હતો. અહીંયા 'तीक्ष्णतुण्डः' શબ્દથી કંઈક શંકા થઈ શકે છે. કેટલાક ટીકાકારોએ 'તીક્ષ્ણતુંડ'નો અર્થ અણીદાર ચાંચવાળો કરેલ છે. પરંતુ આ અર્થ જટાયુ માટે પ્રયુક્ત 'આર્ય' વિશેષણ જોતાં ઉપયોગી નથી લાગતો. 'તુંડ'નો અર્થ માત્ર 'ચાંચ' જ થાય એવું નથી 'તુંડ' નો અર્થ 'મુખ' પણ થાય છે, આદ્ય શંકરાચાર્યે પોતાનાં 'મોહમુદગર સ્તોત્ર અથવા ચર્પટ મંજરી' નામે પુસ્તિકામાં વ્યાકરણ ગોખનારા એક વૃદ્ધને ઉપદેશ કરતાં કહ્યું છે કે - 'दशनविहीनं जातं तुण्डम्' અર્થાત્ તારું 'તુંડ' = મુખ દાંત વગરનું થઈ ગયું છે. તો પણ તું વ્યાકરણ ગોખી રહ્યો છે. આનાથી તારી રક્ષા થવાની નથી. અહીં તુણ્ડનો અર્થ મુખથી અતિરિક્ત બીજો કંઈ જ થઈ જ શકતો નથી. આથી 'તીક્ષ્ણતુણ્ડ'નો અમારો અર્થ 'रोबीले मुख' રોફદાર મુખ જ ઠીક છે.*

✷ *खगोत्तमः 'ખગોત્તમઃ' નો અર્થ પણ કેટલાક ટીકાકારોએ પક્ષિશ્રેષ્ઠ કરેલો છે. પણ તે ઠીક નથી. 'ख' નો અર્થ થાય છે આકાશઃ અને 'ग' નો અર્થ થાય છે, ગમન કરવાવાળો એટલે એવો અર્થ નીકળ્યો કે 'આકાશ-વિહારીઓમાં શ્રેષ્ઠ'. અહીંયા પણ અમારો કરેલો અર્થ જ ઠીક છે.*

दशग्रीव स्थितो धर्मे पुराणे सत्यसंश्रयः ।
भ्रातस्त्वं निन्दितं कर्म कर्तुं नार्हसि साम्प्रतम् ॥ ३ ॥

'હે ભાઈ રાવણ ! આપ સત્ય પ્રતિજ્ઞાવાળા અને સનાતન ધર્મમાં આસ્થાવાળા છો, આથી આપે આવું નિન્દિત કર્મ કરવું ન જોઈએ.'

राजा सर्वस्य लोकस्य रामो दशरथात्मजः ।
धर्मपत्नी सीता तस्य यां त्वं हर्तुमिहेच्छसि ॥ ४ ॥

'જે સર્વ લોકના રાજા છે તે દશરથ નંદન શ્રી રામની ધર્મ-પત્ની આ સીતા છે તેનું હરણ કરવાની તમે ઇચ્છા કરો છો.'

कथं राजा स्थितो धर्मे परदारान् परामृशेत् ।
रक्षणीया विशेषेण राजदारा महाबल ॥ ५ ॥



રાવણ દ્વારા સીતાનું અપહરણ



'જે રાજા ધર્મના માર્ગે ચાલે છે. શું તેણે પરસ્ત્રી પર હુમલો કરવો ઉચિત છે ? હે મહાબલિ રાવણ ! તારે તો રાજરાણીઓની વિશેષ રૂપે રક્ષા કરવી જોઇએ.'

निवर्तय मतिं नीचां परदाराभिमर्शनात् ।
न तत्समाचरेद्धीरो यत्परोऽस्य विगर्हयेत् ॥ ६ ॥

'હે રાવણ પરસ્ત્રીના સંપર્કની ઇચ્છા કરાવનારી નીચ બુદ્ધિનો તમે ત્યાગ કરી દો. જે કાર્ય કરવાથી લોકોમાં નિંદા થાય એવું કામ ધીર મનુષ્યે કરવું ન જોઇએ.'

धर्ममर्थं च कामं च शिष्टाः शास्त्रेष्वनागतम् ।
व्यवस्यन्ति न राजानो धर्मं पौलस्त्यनन्दन ॥ ७ ॥

'હે પૌલસ્ત્યનંદન ! ધર્મ, અર્થ અને કામના વિષયમાં જ્યારે શાસ્ત્રોમાં વિધાન મળતું ન હોય ત્યારે શિષ્ટ પુરુષો રાજા જેવું આચરણ કરતા હોય તેવું જ આચરણ અનુસરે છે. (એટલે જ રાજાએ સદા ધર્મ-માર્ગનું જ અનુસરણ કરવું જોઇએ.)

विषये वा पुरे वा ते यदा रामो महाबलः ।
नापराध्यति धर्मात्मा कथं तस्यापराध्यसि ॥ ८ ॥

'જ્યારે મહાબલી રામે તમારા અધિકારના દેશમાં અથવા શહેરમાં તમારો કોઇ અપરાધ કર્યો નથી, ત્યારે તમે એમનો આ અપરાધ શા માટે કરી રહ્યા છો ?'

यदि शूर्पणखाहेतोर्जनस्थानगतः खरः ।
अतिवृत्तो हतः पूर्वं रामेणाक्लिष्टकर्मणा ॥ ९ ॥
अत्र ब्रूहि यथातत्त्वं को रामस्य व्यतिक्रमः ।
यस्य त्वं लोकनाथस्य भार्यां हृत्वा गमिष्यसि ॥ १० ॥



'અનાચારી ખરે જ્યારે શૂર્પણખાના કહેવાથી જનસ્થાનમાં જઇને શ્રીરામ પર આક્રમણ કર્યું, અને ધર્માત્મા રામે તેનો નાશ કર્યો, તો તમે જ બતાવો કે એમાં શ્રી રામનો શો દોષ હતો કે તમે એ લોકનાથની પત્નીનું અપહરણ કરીને લઇ જાઓ છો.'

क्षिप्रं विसृज वैदेहीं मा त्वा घोरेण चक्षुषा ।
दहेद्दहनभूतेन वृत्रमिन्द्राशनिर्यथा ॥ ११ ॥

'હે રાવણ ! તમે સીતાને તરત જ છોડી દો, એવું ન બને કે જેમ ઇન્દ્રે પોતાનાં વજ્રથી વૃત્રાસુરને ભસ્મ કર્યો હતો તેમ રામ પણ તમને પોતાનાં અગ્નિ તુલ્ય નેત્રોથી ભસ્મ કરી નાખે.'

यत्कृत्वा न भवेद्धर्मो न कीर्तिर्न यशो भुवि ।
शरीरस्य भवेत्खेदः कस्तत्कर्म समाचरेत् ॥ १२ ॥

'જે કાર્ય કરવાથી ન પુણ્ય થાય છે, ન કીર્તિ કે સ્થિર યશની પ્રાપ્તિ થાય છે, અપિતુ જે કામ કરવાથી કેવળ શારીરિક કષ્ટ જ થાય છે, એવાં કર્મમાં કયો કમનસીબ માણસ પ્રવૃત્ત થશે ?'

वृद्धोऽहं त्वं युवा धन्वी सशरः कवची रथी ।
तथाऽप्यादाय वैदेहीं कुशली न गमिष्यसि ॥ १३ ॥

'જો કે ઘરડો છું, અને તમે યુવાન, રથ પર સવાર, વળી કવચ ધારણ કરેલું છે અને ધનુષ-બાણથી સજ્જ છો, તો પણ તમે સીતાજીને લઇને અહીંથી કુશળતાપૂર્વક જઇ શકશો નહિ.'

न शक्तस्त्वं बलाद्धर्तुं वैदेहीं मम पश्यतः ।
युध्यस्व यदि शूरोऽसि मुहूर्तं तिष्ठ रावण ॥ १४ ॥

'મારા દેખતાં તમે બળપૂર્વક સીતાનું અપહરણ કરી નહિ શકો. હે રાવણ ! જો તમે વીર હો તો થોડીવાર ઊભા રહીને મારી જોડે યુદ્ધ કરો.'



युद्धातिथ्यं प्रदास्यामि यथाप्राणं निशाचर ।
वृन्तादिव फलं त्वां तु पातयेयं रथोत्तमात् ॥ १५ ॥

'હે નિશાચર ! હું મારી શક્તિના પ્રમાણમાં યુદ્ધ દ્વારા તમારું આતિથ્ય કરીશ અને જેમ પાકેલું ફળ પોતાની ડાળીથી નીચું પડી જાય છે, તેમ તમને આ ઉત્તમ રથમાંથી નીચે પછાડીશ.'

इत्युक्तः क्रोधताम्राक्षः तप्तकाञ्चनकुण्डलः ।
राक्षसेन्द्रोऽभिदुद्राव पतगेन्द्रममर्षणः ॥ १६ ॥

જટાયુએ આમ કહેવાથી એનાં વેણ સહન ન થવાથી, શુદ્ધ સોનાનાં કુંડળ પહેરેલો રાવણ ક્રોધનો માર્યો લાલ આંખો કરીને વનવાસી ગૃધ્રરાજ જટાયુ પર તૂટી પડ્યો.

ततो मुहूर्तं संग्रामो बभूवातुलवीर्ययोः ।
राक्षसानां च मुख्यस्य पक्षिणां प्रवरस्य च ॥ १७ ॥

અતુલ વીર્યમાન એ બંને (રાક્ષસરાજ રાવણ અને તપસ્વી શ્રેષ્ઠ જટાયુ)નું ધમસાણ યુદ્ધ એક મુહુર્ત સુધી થતું રહ્યું.

तस्य व्यायच्छमानस्य रामस्यार्थे स रावणः ।
पक्षौ पार्श्वौ च पादौ च खड्गमुद्धृत्य सोऽच्छिनत् ॥ १८ ॥

છેવટે શ્રીરામના માટે યુદ્ધ કરનારા એ જટાયુના બંને ખભા, બાહુઓ અને પગોને રાવણે તલવારથી ઝાટકો મારીને કાપી નાંખ્યા.

स च्छिन्नवक्षः सहसा रक्षसा रौद्रकर्मणा ।
निपपात हतो गृध्रो धरण्यामल्पजीवितः ॥ १९ ॥



ભયાનક કર્મ કરનારા રાવણે છાતી અને હાથ-પગ કાપી નાખવાથી જટાયુ મરણોન્મુખ દશામાં પૃથ્વી પર પટકાઇ પડ્યો.

सा तु ताराधिपमुखी रावणेन समीक्ष्य तम् ।
गृध्रराजं विनिहतं विललाप सुदुःखिता ॥ २० ॥

રાવણે હણેલા જટાયુને જોઇને ચંદ્રમુખી સીતાજી દુઃખપૂર્વક વિલાપ કરવા લાગ્યાં.

ततस्तु राम रामेति रूदन्तीं लक्ष्मणेति च ।
जगामादाय चाकाशं रावणो राक्षसेश्वरः॥ २१ ॥

ત્યારે જટાયુના નાશથી સંતપ્ત તથા 'હા રામ ! હા લક્ષ્મણ !' એમ કહી વિલાપ કરીને રડતી સીતાને લઇ રાક્ષસ રાજ રાવણ આકાશમાર્ગે ચાલ્યો ગયો.

## <u>૩૧ (એકત્રીસમો) સર્ગ રાવણને સીતાનો ઠપકો તથા તેમનું લંકાગમન</u>

खमुत्पतन्तं तं दृष्ट्वा मैथिली जनकात्मजा ।
दुःखिता परमोद्विग्ना भये महति वर्तिनी ॥ १ ॥
रोषरोदनताम्राक्षी भीमाक्षं राक्षसाधिपम् ।
रुदन्ती करुणं सीता ह्रियमाणेदमब्रवीत् ॥ २ ॥

દુઃખિયારી, અત્યંત ઉદ્વિગ્ન ભયથી ત્રાસેલી, કરુણાજનક રુદન કરતી તથા રડી રડીને તાંબા જેવાં થયેલાં લાલ નયનોવાળી સીતાએ આકાશ માર્ગે પોતાનું અપહરણ કરી લઇ જઇ રહેલા તથા ભયાનક નેત્રોવાળા રાક્ષસરાજ રાવણને આર્તસ્વરથી કહ્યું.

न व्यपत्रपसे नीच कर्मणाऽनेन रावण ।
ज्ञात्वा विरहितां यन्मां चोरयित्वा पलायसे ॥ ३ ॥



'અરે ! નીચ રાવણ ! શું તને આ નિંદિત કામ કરતાં જરા પણ લજ્જા નથી આવતી કે તું મને એકલી દેખી ચોરી કરીને ભાગ્યો જાય છે ?'

धिक्ते शौर्यं च सत्त्वं च यत्त्वं कथितवांस्तदा ।
कुलाक्रोशकरं लोके धिक्ते चारित्रमीदृशम् ॥ ४ ॥

'મારું અપહરણ કરતાં પહેલાં જે તેં તારા શૌર્ય અને બળનાં વખાણ કર્યાં હતાં તે તારાં શૌર્યને અને બળને ધિક્કાર છે ! સંસારમાં તારાં કુળને કલંક લગાડનારા તારા આ ચારિત્ર્યને પણ ધિક્કાર છે !'

किं कर्तुं शक्यमेवं हि यज्जवेनैव धावसि ।
मुहूर्तमपि तिष्ठस्व न जीवन् प्रतियास्यसि ॥ ५ ॥

'આવી દશામાં તું મને લઇને એટલા વેગથી ભાગ્યો જાય છે કે કોઇ કંઇજ (મદદ) કરી (પણ) ન શકે ! હા, જો તું એક મુહૂર્ત માટે પણ ઊભો રહે તો તું જીવતો નહીં જઇ શકે !'

न हि चक्षुष्पथं प्राप्य तयोः पार्थिवपुत्रयोः ।
ससैन्योऽपि समर्थस्त्वं मुहूर्तमपि जीवितुम् ॥ ६ ॥

'એ બંને રાજપુત્રો રામ અને લક્ષ્મણની નજરે ચડયો કે તું તરત એક મુહૂર્ત માટે પણ સંપૂર્ણ સેના સહિત જીવતો બચી નહીં શકે !'

साधुकृत्वाऽऽत्मनः पथ्यं साधु मां मुञ्च रावण ।
मत्प्रधर्षणरुष्टो हि भ्रात्रा सह पतिर्मम ॥ ७ ॥
विधास्यति विनाशाय त्वं मां यदि न मुञ्चसि ।
राक्षसा निहता येन सहस्राणि चतुर्दश ॥ ८ ॥
स कथं राघवो वीरः सर्वास्त्रकुशलो बली ।
न त्वां हन्याच्छरैस्तीक्ष्णैरिष्टभार्यापहारिणम् ॥ ९ ॥



'હે રાવણ ! તું તારા હિતનો સારી રીતે વિચાર કર અને મને પ્રતિષ્ઠા પૂર્વક છોડી દે; નહિતર, મારી પજવણીથી રોષે ભરાઇને મારા પતિ પોતાના ભાઇ લક્ષ્મણ સહિત તારું નિકંદન કાઢશે. જો તું મને મુકત નહીં કરે તો, જેણે ચૌદ હજાર રાક્ષસોને હણી નાખ્યા, તે સંપૂર્ણ અસ્ત્રવિદ્યામાં કુશળ, બળવાન અને પરાક્રમી રઘુકુલભૂષણ રામ પોતાની પ્રિય પત્નીનું અપહરણ કરનારા તને શું પોતાનાં તીક્ષ્ણ બાણો વડે નહીં મારી નાખે ?'

एतच्चान्यच्च परुषं वैदेही रावणाङ्कगा ।
भयशोकसमाविष्टा करुणं विललाप ह ॥ १० ॥

રાવણના ખોળામાં પડેલી સીતા ભય અને શોકથી પીડાઇ ને આ અને આવાં જ બીજાં કઠોર વચનો કહીને કરુણ સ્વરે વિલાપ કરવા લાગી.

ह्रियमाणा तु वैदेही कञ्चिन्नाथमपश्यति ।
ददर्श गिरिशृङ्गस्थान् पञ्चवानरपुङ्गवान् ॥ ११ ॥

રાવણ વડે આ પ્રકારે અપહરણ કરીને લઇ જવાતી સીતા આસપાસમાં કોઇક સંરક્ષક ખોળતી હતી તેવામાં તેણે થોડે દૂર પર્વતનાં શિખર પર બેઠેલા પાંચ શ્રેષ્ઠ વાનરોને જોયા.

तेषां मध्ये विशालाक्षी कौशेयं कनकप्रभम् ।
उत्तरीयं वरारोहा शुभान्याभरणानि च ॥ १२ ॥
मुमोच यदि रामाय शंसेयुरिति मैथिली ।
वस्त्रमुत्सृज्य तन्मध्ये निक्षिप्तं सहभूषणम् ॥ १३ ॥



એ વિશાળ નેત્રોવાળી સુડોળ શરીરવાળી સીતાએ સોનાની જેમ ચમકતાં પોતાનાં ઉપવસ્ત્ર (ઉપરણી)માં પોતાનાં ઘરેણાં બાંધીને એ વાનરોની વચમાં નાખી દીધાં. કપડાંમાં બાંધેલાં આભૂષણો બતાવીને આ લોકો પોતાનાં અપહરણના સમાચાર શ્રીરામને નિવેદન કરશે એવી સીતાને આશા-ધારણા હતી.

सम्भ्रमात्तु दशग्रीवस्तत्कर्म न स बुद्धवान् ।
स च पम्पामतिक्रम्य प्रविवेश लङ्कापुरीम् ॥ १४ ॥

ગભરાયેલો હોવાથી રાવણ સીતાના આ કાર્યને જાણી ન શકયો. તે પંપા (સરોવર) વટાવીને લંકાપુરીમાં દાખલ થયો.

सोऽभिगम्य पुरीं लङ्कां स्वमन्तःपुरमाविशत् ।
तत्र निदधे रावणः सीतां शोकपरायणाम् ॥ १५ ॥

લંકાપુરીમાં જઇને રાવણે પોતાનાં અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને શોકાકુળ સીતાજીને પણ ત્યાં જ રાખી દીધાં.

## ૩૨ (બત્રીસમો) સર્ગ સીતાને લલચાવવાનો પ્રયાસ

निष्क्रम्यान्तः पुरात्तस्मात्किं कृत्यमिति चिन्तयन्।
ददर्शाष्टौ महावीर्यान् राक्षसान् पिशिताशनान् ॥ १ ॥

રાવણ સીતાજીને અંતઃપુરમાં રાખી પોતે ત્યાંથી નીકળીને વિચારવા લાગ્યો કે હવે શું કરવું જોઇએ. વિચાર કરતાં તેણે આઠ મહાપરાક્રમી માંસાહારી રાક્ષસો દીઠા.

स तान् दृष्ट्वा महावीर्यो वाक्यमुवाचैतानिदम् ।
नानाप्रहरणाः क्षिप्रं जनस्थानं च गच्छत ॥ २ ॥



એ રાક્ષસોને જોઇને મહાપરાક્રમી રાવણે તેઓને કહ્યું, 'હે રાક્ષસો ! તમે અનેક પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રો લઇને જલદી જનસ્થાન જાઓ.'

अप्रमादाच्च गन्तव्यं सर्वैरपि निशाचरैः ।
कर्तव्यश्च सदा यत्नो राघवस्य वधं प्रति ॥ ३ ॥

તમે બધા બહુ જ સાવધ રહીને ત્યાં જજો અને રામનો વધ કરવાને સદા પ્રયત્ન કરતા રહેજો.

संदिश्य राक्षसान्घोरान् रावणोऽष्टौ महाबलान् ।
आत्मानं बुद्धिवैक्लब्यात्कृतकृत्यममन्यत ॥ ४ ॥

એ આઠ મહાબળવાન રાક્ષસોને જનસ્થાનમાં રહેવાનો આદેશ આપીને રાવણ બુદ્ધિમંદતાને લીધે મનમાં પોતાને કૃતકૃત્ય સમજવા લાગ્યો.

स चिन्तयानो वैदेहीं कामबाणप्रपीडितः ।
प्रविवेश गृहं रम्यं सीतां द्रष्टुमभित्वरन् ॥ ५ ॥

ત્યારપછી કામબાણોથી ઘાયલ થઇને સીતાનું સ્મરણ કરતો, સીતાને જોવા માટે તેના રમણીય ગૃહમાં તેણે પ્રવેશ કર્યો.

स प्रविश्य तु तद्वेश्म रावणो राक्षसाधिपः ।
अपश्यद्राक्षसीमध्ये सीतां शोकपरायणाम् ॥ ६ ॥

રાક્ષસરાજ રાવણે તે ગૃહમાં પ્રવેશ કરીને શોક પરાયણ સીતાને રાક્ષસીઓની વચમાં બેઠેલી જોઇ.

तां तु शोकपरां दीनामवशां राक्षसाधिपः ।
स बलाद्दर्शयामास गृहं देवगृहोपमम् ॥ ७ ॥



રાક્ષસેશ્વર રાવણે સીતાની ઇચ્છા ન હોવા છતાં શોકપીડિત દીન અને અસહાય સીતાને બળપૂર્વક પોતાનું દેવતુલ્ય ગૃહ બતાવ્યું.

हर्म्यप्रासादसंबाधं स्त्रीसहस्रनिषेवितम् ।
नानापक्षिगणैर्जुष्टं नानारत्नसमन्वितम् ॥ ८ ॥

તે વિશાળ મહેલમાં નાનાં મોટાં અનેક પ્રકારનાં ગૃહો બનેલાં હતાં. હજારો સ્ત્રીઓ ત્યાં વાસ કરતી હતી. નાના પ્રકારનાં પક્ષીઓ ત્યાં કલરવ કરતાં હતાં તથા જ્યાં ત્યાં અનેક પ્રકારનાં રત્નો જડેલાં હતાં.

दान्तैश्च तापनीयैश्च स्फाटिकै राजतैरपि ।
वज्रवैडूर्यचित्रैश्च स्तम्भैर्दृष्टिमनोहरैः ॥ ९ ॥

એ મહેલમાં હાથીદાંત, સુવર્ણ, સ્ફટિકમણિ અને ચાંદીના જોવાલાયક મનોહર સ્તંભો ઉપર હીરા અને વૈદૂર્યમણિનું નકશીકામ કરેલું હતું.

दिव्यदुन्दुभिनिर्ह्रादं तप्तकाञ्चनतोरणम् ।
दान्तिका राजताश्चैव गवाक्षाः प्रियदर्शनाः ॥ १० ॥
हेमजालावृताश्चासंस्तत्र प्रासादपङ्क्तयः ।
दशग्रीवः स्वभवने प्रादर्शयत मैथिलीम् ॥ ११ ॥

ત્યાં દિવ્ય ઢોલ વાગતા હતા. બારણા ઉપર સોનાનાં તોરણો લટકતાં હતાં. એ મહેલમાં સોનાની જાળીઓવાળી બારીઓ હાથીદાંત અને ચાંદીનાં કમાડવાળી મૂકેલી હતી. ત્યાં આ પ્રકારના ભવનોની પંક્તિઓ હતી. રાવણે સીતાજીને આવો પોતાનો મહેલ બતાવ્યો.



दीर्घिकाः पुष्करिण्यश्च नानावृक्षसमन्विताः ।
रावणो दर्शयामास सीतां शोकपरायणाम् ॥ १२ ॥

નાના પ્રકારનાં વૃક્ષો સહિત લાંબી લાંબી કમળ તળાવડીઓ રાવણે શોકનિમગ્ન સીતાજીને બતાવી.

दर्शयित्वा तु वैदेह्याः कृत्स्नं तद्भवनोत्तमम् ।
उवाच वाक्यं पापात्मा सीतां लोभितुमिच्छया ॥ १३ ॥

પોતાનાં એ ઉત્તમ ઉત્તમ ભવનો સીતાજીને બતાવીને તેને લોભાવવા લલચાવવા પાપાત્મા રાવણ સીતાને કહેવા લાગ્યો કે,

न देवेषु न यक्षेषु न गन्धर्वेषूरगेषु च ।
अहं पश्यामि लोकेषु यो मे वीर्यसमो भवेत् ॥ १४ ॥

'દેવો, ગંધર્વો, યક્ષો અને નાગલોકોમાં મને કોઇપણ એવી વ્યક્તિ દેખાતી નથી જે મારા સમાન બળવાન અથવા પરાક્રમી હોય.'

राज्यभ्रष्टेन दीनेन तापसेन गतायुषा ।
किं करिष्यसि रामेण मानुषेणाल्पतेजसा ॥ १५ ॥

'રાજ્યથી ભ્રષ્ટ, દીન-દુઃખી, ભિક્ષુક, ગતાયુ (ઘરડા) અને અલ્પ તેજવાળા સાધારણ મનુષ્ય રામને રાખીને તું શું કરવાની હતી?'

भजस्व सीते मामेव भर्ताहं सदृशस्तव ।
यौवनं ह्यध्रुवं भीरु रमस्वेह मया सह ॥ १६ ॥

'હે સીતા! તું મારોજ અંગીકાર કર, કેમકે હું જ તારા યોગ્ય પતિ છું. આ યુવાની અસ્થિર છે. એટલે જ્યાં સુધી જુવાની છે ત્યાં સુધી તું મારી સાથે રમણ કર.'



दर्शने मा कृथा बुद्धिं राघवस्य वरानने ।
काऽस्य शक्तिरिहागन्तुमपि सीते मनोरथैः ॥ १७ ॥

'હે સુંદરી ! હવે તું રામનાં દર્શનની આશા છોડી દે. હે સીતા, રામને તો મનોરથો દ્વારા પણ અહીં આવવાની શક્તિ ક્યાં છે ?'

न शक्यो वायुराकाशे पाशैर्बद्धुं महाजवः ।
दीप्यमानस्य चाप्यग्नेर्ग्रहीतुं विमलां शिखाम् ॥ १८ ॥

'જેવી રીતે પ્રચંડ વેગથી આકાશમાં ગતિ કરતા પવનને દોરડાંથી બાંધવો અશક્ય છે અને જેમ પ્રદીપ્ત અગ્નિની પ્રજ્વલિત જ્વાળાઓને પકડી રાખવી અસંભવ છે, તેવી રીતે રામનું અહીં આગમન અસંભવ છે.'

लङ्कायां सुमहद्राज्यमिदं त्वमनुपालय ।
त्वत्प्रेष्या मद्विधाश्चैव देवाश्चापि चराचराः ॥ १९ ॥

'એટલે હવે તમે લંકાના આ વિશાળ રાજ્યનું પાલન કરો. તમે જો એમ કરશો તો માત્ર મારા જેવો પરાક્રમી રાક્ષસ જ નહીં, પણ દેવતાઓ અને સમસ્ત ચરાચર સંચાર પણ તમારી આજ્ઞા પ્રમાણે સેવા કરશે.'

इह माल्यानि सर्वाणि दिव्यगन्धानि मैथिलि ।
भूषणानि च मुख्यानि सेवस्व च मया सह ॥ २० ॥

'હે મૈથિલી ! લંકામાં જે કંઇ દિવ્ય માળાઓ, ચંદનાદિ સુગન્ધિત પદાર્થો તથા ઉત્તમ ઉત્તમ આભૂષણો વગેરે છે. એ બધાનો તું મારી સાથે વિહાર કરતી રહીને ઉપભોગ કર.'

पुष्पकं नाम सुश्रोणि यद्विमानमनुत्तमम् ।
तत्र सीते मया सार्धं विहरस्व यथासुखम् ॥ २१ ॥



'હે ઉત્તમ અંગોવાળી ! મારી પાસે જે પુષ્પક નામનું ઉત્તમ વિમાન છે, તેમાં મારી સાથે બેસીને તું સુખપૂર્વક વિહાર કર.

एवं वदति तस्मिन्सा वस्त्रान्तेन वराङ्गना ।
पिधायेन्दुनिभं सीता मुखमश्रूण्यवर्तयत् ॥ २२ ॥

રાવણે આવું કહ્યું તેથી વરાંગના સીતા પોતાનાં ચંદ્ર સમાન મુખને સાડીના છેડાથી ઢાંકીને રડવા લાગી.

***ટિપ્પણી :*** ✵ *આ શ્લોકથી રામાયણ કાળમાં ઘુંઘટ પ્રથાનું ખંડન થઇ જાય છે.*

ध्यायन्तीं तामिवास्वस्थां दीनां चिन्ताहतप्रभाम्।
उवाच वचनं पापो रावणो राक्षसेश्वरः ॥ २३ ॥

ત્યારે ચિંતાથી હણાઇ ગયેલી કાન્તિવાળી, રાંકડી, અસ્વસ્થ અને ધ્યાનમગ્ન સીતાને પાપી રાક્ષસરાજ રાવણ કહેવા લાગ્યો,

अलं व्रीडेन वैदेहि धर्मलोपकृतेन च ।
आर्षोऽयं दैवनिष्यन्दो यस्त्वामभिगमिष्यति ॥ २४ ॥

'હે વૈદેહી ! ધર્મનો લોપ થઇ જવાની શંકાથી તું નકામી શરમાય છે. પણ હે દેવી ! તમારો અને મારો જે પ્રેમ-સંબંધ થવાનો છે તે ઋષિઓએ ઉપદેશેલો અને શાસ્ત્ર-સંમત રાક્ષસ-વિવાહ છે.'

***ટિપ્પણી :*** ✵ *મહર્ષિ મનુએ નીચેના આઠ વિવાહ ગણાવ્યા છે.*

*ब्राह्मो दैवस्तथार्षः प्राजापत्यस्तथासुरः ।*
*गान्धर्वो राक्षसश्चैव पैशाचाष्टमोऽधमः ॥*
*मनु. ३ २१ ॥*

*બ્રાહ્મ, દેવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ આ આઠ પ્રકારના વિવાહ છે. (મનુસ્મૃતિ)*



प्रसादं कुरु मे क्षिप्रं वश्यो दासोऽहमस्मि ते ।
इमाः शून्या मया वाचः शुष्यमानेन भाषिता ॥ २५ ॥

'હવે તું મારા પર જલદી પ્રસન્ન થઇ જા. હું તારો વશીભૂત દાસ છું. જો, કામથી પીડિત થવાથી જ આવી દીનતા અને હીનતા ભરેલી વાતો મેં તને કરેલી છે. (અન્યથા રાવણે કોઇ સ્ત્રીની સામે આજ સુધી કદી કાલાવાલા કરેલાં નથી.)

एवमुक्त्वा दशग्रीवो मैथिलीं जनकात्मजाम् ।
कृतान्तवशमापन्नो ममेयमिति मन्यते ॥ २६ ॥

જનકનંદિની સીતાને આ રીતે સમજાવીને મૃત્યુના મુખમાં પડેલા રાવણે મનથી માની લીધું કે હવે સીતા મારા વશમાં આવી ગઇ છે.

## ૩૩ (તેત્રીસમો) સર્ગ સીતાનું રાવણને તતડાવવું તથા રાવણદ્વારા સીતાને એક વર્ષની અવધિ આપવી

सा तथोक्ता तु वैदेही निर्भया शोककर्षिता ।
तृणमन्तरतः कृत्वा रावणं प्रत्यभाषत ॥ १ ॥

રાવણે આમ કહ્યું તેથી શોકાતુર સીતાજીએ પોતાની અને રાવણની વચમાં તણખલું મૂકીને બહુ જ નીડરતાથી કહ્યું,

यदा विनाशो भूतानां दृश्यते कालचोदितः ।
तदा कार्ये प्रमादयन्ति नराः कालवशं गताः ॥ २ ॥

'જ્યારે કાળક્રમે પ્રાણીઓનો નાશ નજીક આવે છે ત્યારે કાળના વશમાં રહીને કાળની પ્રેરણાથી તેઓ શુભ કાર્ય કરવામાં પ્રમાદ કરવા લાગે છે.'



मां प्रधृष्य स ते कालः प्राप्तोऽयं राक्षसाधम ।
आत्मनो राक्षसानां च वधायान्तः पुरस्य च ॥ ३ ॥

'હે રાક્ષસાધમ ! મારું અપમાન કરવાથી તારું મૃત્યુ નિકટ આવી પહોંચ્યું છે, હવે તારો, રાક્ષસોનો અને તારા સંપૂર્ણ અંતઃપુરનો વિનાશકાળ આવી ગયો છે.'

न शक्या यज्ञमध्यस्था वेदिः स्रुग्भाण्डमण्डिता ।
द्विजातिमन्त्रपूता च चाण्डालेनाभिमर्शितुम् ॥ ४ ॥
तथाऽहं धर्मनित्यस्य धर्मपत्नी पतिव्रता ।
त्वया स्प्रष्टुं न शक्याऽस्मि राक्षसाधम पापिना ॥ ५ ॥

'જેવી રીતે સ્રુવા તથા અન્ય યજ્ઞપાત્રોથી શણગારેલી અને દ્વિજોના વેદપાઠથી પવિત્ર થયેલી યજ્ઞવેદીને ચાંડાલ સ્પર્શ કરી શકતો નથી, તેવી રીતે હે રાક્ષસાધમ રાવણ ! તું ધર્મશીલ રામની ધર્મપત્નીનો મારો સ્પર્શ કરી શકતો નથી.'

क्रीडन्ती राजहंसेन पद्मषण्डेषु नित्यशः ।
हंसी सा तृणषण्डस्थं कथं पश्येत मद्गुकम् ॥ ६ ॥

'જે રાજહંસણી કમળવનમાં નિત્ય રાજહંસોની સાથે ક્રીડા કરતી હોય છે તે ઘાસમાં બેઠેલા જળકાગડાને કેવી રીતે પ્રેમ કરે ?'

इदं शरीरं निःसंज्ञं बन्ध वा खादयस्व वा ।
नेदं शरीरं रक्ष्यं मे जीवितं वापि राक्षस ॥ ७ ॥

'હે રાક્ષસ ! મારાં આ નિશ્ચેષ્ટ શરીરને બાંધો અથવા ખાઇ જાઓ. હું આ શરીરનું કે જીવનનું રક્ષણ કરવા નથી ઇચ્છતી.'



सीताया वचनं श्रुत्वा परुषं रोमहर्षणम् ।
प्रत्युवाच ततः सीतां भयसंदर्शनं वचः ॥ ८ ॥

સીતાનાં આવાં રોમાંચક કઠોર વેણ સાંભળીને સીતાને ડરાવવાને આ પ્રમાણે વચન કહ્યું,

शृणु मैथिलि मद्वाक्यं मासान् द्वादश भामिनि ।
कालेनानेन नाभ्येषि यदि मां चारुहासिनि ॥
ततस्त्वां प्रातराशार्थं सूदाश्छेत्स्यन्ति लेशशः ॥ ९ ॥

'હે સુંદર હાસ્યવાળી સીતા ! સાંભળી લે, જો બાર માસની અંદર તું મારો સ્વીકાર નહીં કરે તો મારા રસોઇયા મારા સવારના શિરામણ માટે તારા શરીરના ટુકડે-ટુકડા કરી નાખશે.'

इत्युक्त्वा परुषं वाक्यं रावणः शत्रुरावणः ।
राक्षसीश्च ततः क्रुद्ध इदं वचनमब्रवीत् ॥ १० ॥

આ પ્રમાણે કઠોર વચનો કહ્યા પછી શત્રુઓને રડાવનારો રાવણ પાસે જ રહેલી રાક્ષસણીઓને ક્રોધપૂર્વક આ વચન બોલ્યો.

शीघ्रमेव हि राक्षस्यो विकृता घोरदर्शनाः ।
दर्पमस्या विनेष्यध्वं मांसशोणितभोजनाः ॥ ११ ॥

'લોહી અને માંસનું ભક્ષણ કરનારી બેડોળ ભયંકર રૂપવાળી ઓ રાક્ષસીઓ ! તમે બધી આ સીતાના ગર્વને દૂર કરો.'

वचनादेव तास्तस्य सुघोरा राक्षसीगणाः ।
कृतप्राञ्जलयो भूत्वा मैथिलीं पर्यवारयन् ॥ १२ ॥



રાવણની વાત સાંભળીને ભયંકર રૂપવાળી એ રાક્ષસીઓએ હાથ જોડીને 'જેવી આજ્ઞા' એમ કહીને સીતાજીને ચારે બાજુથી ઘેરી લીધાં.

स ताः प्रोवाच राजा तु रावणो घोरदर्शनाः ।
अशोकवनिकामध्ये मैथिलीं नीयतामियम् ॥ १३ ॥

જાતાં જાતાં રાવણે એ ભયંકર રાક્ષસણીઓને કહ્યું, કે 'આ સીતાને તમે અશોક-વાટિકામાં લઇ જાઓ.'

तत्रैनां तर्जनैर्घोरैः पुनः सान्त्वैश्च मैथिलीम् ।
आनयध्वं वशं सर्वा वन्यां गजवधूमिव ॥ १४ ॥

'ત્યાં આને ડરાવી-ધમકાવીને તથા સાન્ત્વન આપીને, જેવી રીતે જંગલી હાથણીને વશ કરવામાં આવે છે તેમ વશ કરી લો.'

इति प्रति समादिष्टा राक्षस्यो रावणेन ताः ।
अशोकवनिकां जग्मुर्मैथिलीं प्रतिगृह्य तु ॥ १५ ॥

જ્યારે રાવણે તે રાક્ષસીઓને આવો આદેશ આપ્યો ત્યારે તેઓ સીતાજી ને સાથે લઇને અશોક-વાટિકામાં ચાલી ગઇ.

## ૩૪ (ચોત્રીસમો) સર્ગ રામનું આશ્રમ પ્રતિ પ્રત્યાગમન

राक्षसं मृगरूपेण चरन्तं कामरूपिणम् ।
निहत्य रामो मारीचं तूर्णं पथि निवर्तत ॥ १ ॥

જનાવરનાં રૂપમાં દોડતા ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારા રાક્ષસ મારીચને મારીને શ્રીરામ સત્વર આશ્રમ માર્ગે પાછા વળ્યા.

मारीचेन तु विज्ञाय स्वरमालम्ब्य मामकम् ।
हा लक्ष्मण हतोऽस्मीति यद्वाक्यं व्याजहार च ॥ २ ॥



तं सौमित्रिः स्वरं श्रुत्वा तां च हित्वा च मैथिलीम् ।
तयैव प्रहितः क्षिप्रं मत्सकाशमिहैष्यति ॥ ३ ॥

માર્ગમાં ચાલતાં ચાલતાં એમણે વિચાર્યું કે પશુરૂપ ધારી મારીચે મારા જેવો જ સાદ કાઢીને 'હા લક્ષ્મણ ! હું માર્યો ગયો' એ પ્રમાણે જે બૂમ પાડી છે તે સાંભળીને લક્ષ્મણ સીતાને એકલી છોડીને અથવા સીતાના મોકલવાથી જલદી મારી પાસે આવશે.'

राक्षसैः सहितैर्नूनं सीताया ईप्सितो वधः ।
आजगाम जनस्थानमित्येवं चिन्तयन् रामः ॥ ४ ॥

'એમ લાગે છે કે રાક્ષસો મળીને સીતાનો વધ કરવા માગે છે.' આવું વિચારતાં વિચારતાં શ્રીરામ જનસ્થાન પહોંચ્યા.

ततो लक्ष्मणमायान्तं ददर्श विगतप्रभम् ।
ततोऽविदूरे रामेण समीयाय स लक्ष्मणः ॥ ५ ॥

આશ્રમ તરફ પાછા ફરતી વેળાએ શ્રીરામે રસ્તામાં ઉદાસ લક્ષ્મણને પોતાની તરફ આવી રહેલા જોયા. જ્યારે લક્ષ્મણ નજીક આવી મળ્યા ત્યારે-

गृहीत्वा च करं सव्यं लक्ष्मणं रघुनन्दनः ।
उवाच मधुरोदर्कमिदं परुषमार्तवत् ॥ ६ ॥

શ્રીરામે લક્ષ્મણનો ડાબો હાથ પકડીને તેને (મીઠો ઠપકો આપ્યો) મધુર વાણીથી કઠોર વચન કહ્યું કે,

अहो लक्ष्मण गर्ह्यं ते कृतं यस्त्वं विहाय ताम् ।
सीतामिहागतः सौम्य कच्चित्स्वस्ति भवेदिह ॥ ७ ॥



'હે લક્ષ્મણ ! તમે આ બહુ જ ખોટું કામ કર્યું છે કે તમે સીતાને એકલી છોડીને અહીંયાં ચાલી આવ્યા છો, હે સૌમ્ય ! સીતાને છોડીને તમે અહીં ચાલ્યા આવ્યા તેનાથી સીતાનું શું ભલું થવાનું હતું ?'

न मेऽस्ति संशयो वीर सर्वथा जनकात्मजा ।
विनष्टा भक्षिता वापि राक्षसैर्वनचारिभिः ॥ ८ ॥

'હે વીર ! સીતાને જંગલી રાક્ષસોએ કાં તો મારી નાંખી હશે અથવા તો મારીને ખાઇ ગયા હશે એમાં મને જરાય શંકા નથી.'

एवमुक्तस्तु सौमित्रिर्लक्ष्मणः शुभलक्षणः ।
भूयो दुःखसमाविष्टो दुःखितं राममब्रवीत् ॥ ९ ॥

શ્રીરામનાં આ વચનો સાંભળીને શુભ લક્ષણોવાળા લક્ષ્મણે અત્યંત દુઃખી થઇને પોતાના દુઃખી ભાઇ રામને કહ્યું કે

न स्वयं कामकारेण तां त्यक्त्वाहमिहागतः ।
प्रचोदितस्तयैवोग्रैस्त्वत्सकाशमिहागतः ॥ १० ॥

'હું મારી ઇચ્છાથી સીતાજીને છોડીને અહીં નથી આવ્યો, પણ સીતાજીનાં ઉગ્ર અને મર્મવેધી વેણથી વ્યથિત થઇને જ હું તમારી પાસે આવ્યો છું.'

आर्येणेव पराक्रुष्टं हा सीते लक्ष्मणेति च ।
परित्राहीति तद्वाक्यं मैथिल्यास्तत् श्रुतिं गतम् ॥ ११ ॥

'આપે જ તો ઊંચા સાદે 'હા લક્ષ્મણ ! હા સીતા ! મને બચાવો એવી' બૂમ પાડી હતી. આપની અ રાડ સીતાજીએ સાંભળી લીધી.'

सा तमार्तस्वरं श्रुत्वा तव स्नेहेन मैथिली ।
गच्छ गच्छेति मामाह रुदन्ती भयविह्वला ॥ १२ ॥



'આપના એ આર્તનાદને સાંભળીને તમારા પ્રત્યેના પ્રેમને લીધે ભયથી વિહ્વળ થઇને રોતાં રોતાં સીતાજીએ મને કહ્યું કે, હે લક્ષ્મણ તમે સત્વર જાઓ.'

प्रचोद्यमानेन मया गच्छेति बहुशस्तया ।
प्रत्युक्ता मैथिली वाक्यमिदं त्वत्प्रत्ययान्वितम् ॥ १३ ॥

'જ્યારે સીતાજીએ મને જવા માટે વારે વારે પ્રેરણા આપી ત્યારે તમારા સામર્થ્યમાં વિશ્વાસ બેસાડવાને મેં તેમને એમ કહ્યું કે.'

न तत्पश्याम्यहं रक्षो यदस्य भयमावहेत् ।
निर्वृत्ता भव नास्त्येतत्केनाप्येवमुदाहृतम् ॥ १४ ॥

'મને સંસારમાં એવો કોઇ રાક્ષસ દેખાતો નથી જે રામને ભયભીત કરી શકે. એટલે તમે ચિંતા ન કરો. આ રામનો નહીં પણ બીજા કોઇનો અવાજ છે.'

विगर्हितं च नीचं च कथमार्योऽभिधास्यति ।
त्राहीति वचनं सीते यस्त्रायेत्त्रिदशानपि ॥ १५ ॥

'હે સીતા! જે રામ પોતાનાં બાહુબળથી દેવતાઓનું પણ રક્ષણ કરી શકે છે, તે આર્યકુલ-કમળ-દિવાકર રામ 'મને બચાવો' એ પ્રકારે નિંદિત અને નીચ વચનો કેમ બોલે ?'

विस्वरं व्याहृतं वाक्यं लक्ष्मण त्राहि मामिति ।
न भवत्या व्यथा कार्या कुनारीजनसेविता ॥ १६ ॥

'હે લક્ષ્મણ ! મને બચાવો આવી ચીસ પાડનારાના કંઠ સ્વરની વિશેષ વિવેચના કર્યા પછી આ બોલ શ્રીરામના નથી લાગતા એટલે સામાન્ય સ્ત્રીઓની માફક આપે દુઃખી ન થવું જોઇએ.'



अलं वैक्लब्यमालम्ब्य स्वस्था भव निरुत्सुका ।
न सोऽस्ति त्रिषु लोकेषु पुमान् वै राघवं रणे ॥ १७ ॥
जातो वा जायमानो वा संयुगे चः पराजयेत् ।
न जय्यो राघवो युद्धे देवैः शक्रपुरोगमैः ॥ १८ ॥

'વ્યાકુળતાને સમાપ્ત કરો, ધીરજ રાખો અને સ્વસ્થ થઇ જાઓ, કેમકે સંગ્રામમાં જે શ્રીરામનો સામનો કરી શકે અથવા તેઓને પરાજિત કરી શકે એવો પુરુષ ત્રણ લોકમાંય કોઇ ન હતો. અત્યારે પણ નથી અને ભવિષ્યમાં પણ નહીં થાય. ઇન્દ્રના નેતૃત્વમાં રહેલા દેવતાઓ પણ યુદ્ધમાં શ્રીરામને જીતી નહીં શકે.'

एवमुक्ता तु वैदेही परिमोहितचेतना ।
उवाचाश्रूणि मुञ्चन्ती दारुणं मामिदं वचः ॥ १९ ॥

'મેં આવું કહ્યું તો પણ તમારા પર અતિશય સ્નેહ રાખનારી આર્યા સીતા આંખોમાંથી અશ્રુધારા વહાવતી મને કડવાં વેણ બોલી કે,

भावो मयि तवात्यर्थं पाप एव निवेशितः ।
विनष्टे भ्रातरि प्राप्तुं न चत्वं मामवाप्स्यसि ॥ २० ॥

'તમારા મનમાં મારા પ્રત્યે પાપમય ભાવનાએ પ્રવેશ કરેલો છે, તેથી શ્રીરામના મૃત્યુ પછી મને પ્રાપ્ત કરવાની તમે કામના કરો છો, પરંતુ તમે કોઇ પણ હાલતમાં મને પ્રાપ્ત કરી શકશો નહિ.'

सङ्केताद्भरतेन त्वं रामं समनुगच्छसि ।
क्रोशन्तं हि यथात्यर्थं नैवमभ्यवपद्यसे ॥ २१ ॥

'તમે ભરતના ઇશારે રામનો પીછો પકડ્યો છે; એટલે જ તમે રામ વારંવાર બોલાવે છે છતાં તેમની મદદે તેમની પાસે જતા નથી.'



एवमुक्तो हि वैदेह्या संरब्धो रक्तलोचनः ।
क्रोधात्प्रस्फुरमाणोष्ठ आश्रमादभिनिर्गतः ॥ २२ ॥

'સીતાજીએ આવું બધું કહ્યું એટલે જ મને ક્રોધ ચડ્યો, મારી આંખો લાલ થઇ ગઇ, હોઠ ફરકવા લાગ્યા. ત્યારે હું આશ્રમમાંથી બહાર નીકળી આવ્યો.'

एवं ब्रुवाणं सौमित्रिं रामः सन्तापमोहितः ।
अब्रवीद् दुष्कृतं सौम्य तां विना यत्त्वमागतः ॥ २३ ॥

શ્રીલક્ષ્મણજીએ આમ કહ્યું તેથી સંતાપથી મોહવશ રામે કહ્યું, 'હે સૌમ્ય ! તમે સીતાને એકલી છોડીને આવતા રહ્યા તે તમે સારું ન કર્યું.'

**ટિપ્પણી :** ✻ *મહર્ષિ વાલ્મીકિએ રામાયણમાં બધાંજ પાત્રોનું વાસ્તવિક વર્ણન કરેલું છે. જ્યાં જેમ તેમણે પાત્રોના ગુણો અને વિશેષતાઓનું વર્ણન કરેલું છે, તેમ પાત્રોનું ચરિત્ર ચિત્રણ કરતી વેળાએ તેમણે તે પાત્રોના દોષો પણ દર્શાવેલા છે, મોટા માણસો નાના માણસની વાતને કેવી રીતે અવગણે છે, તે આ પ્રસંગ દ્વારા સારી પેઠે સમજાય છે, સીતાજીએ લક્ષ્મણને જે કઠોર, કડવાં અને નિરાધાર વચનો કહ્યાં હતાં, તે સાંભળીને લક્ષ્મણજી સીતાને એકલી મૂકીને ચાલ્યા ગયા તે કંઇ લક્ષ્મણનું દુષ્કર્મ હતું તેમ કહી શકાય નહિ. તો પણ શ્રીરામે લક્ષ્મણને જ દોષ દીધો અને એનો તિરસ્કાર કરીને વઢ્યા તે કોઇપણ રીતે ઉચિત હતું એમ ન કહી શકાય.*

जानन्नपि समर्थं मां रक्षसां निवारणे ।
अनेन क्रोधवाक्येन मैथिल्या निःसृतो भवान् ॥ २४ ॥

'તમે જાણતા હતા કે રાક્ષસોનો નાશ કરવાને હું સર્વથા સમર્થ છું. છતાં પણ તમે સીતાનાં ક્રોધભર્યાં વચનો સાંભળીને અહીં ચાલ્યા આવ્યા.'



न हि ते परि तुष्यामि त्यक्त्वा यद्यासि मैथिलीम् ।
क्रुद्धायाः परुषं श्रुत्वा स्त्रियाश्च त्वमिहागतः ॥ २५ ॥

'હે લક્ષ્મણ ! એક ગુસ્સે થયેલી સ્ત્રીનાં કડવા વેણ સાંભળીને સીતાને એકલી મૂકીને તમે આવતા રહ્યા, એ તમારા વ્યવહારથી હું પ્રસન્ન નથી.'

सर्वथा त्वपनीतं ते सीतया यत्प्रचोदितः ।
क्रोधस्य वशमापन्नो नाकरोः शासनं मम ॥ २६ ॥

'તમે સીતાની પ્રેરણાથી ક્રોધ કરીને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, તે તમારું કાર્ય સર્વથા નીતિવિરુદ્ધ છે.'

## ૩૫ (પાંત્રીસમો) સર્ગ રામની વ્યાકુળતા તથા વિલાપ

त्वरमाणो जगामाथ सीतादर्शनलालसः ।
शून्यमावसथं दृष्ट्वा बभूवोद्विग्नमानसः ॥ १ ॥

સીતાનાં દર્શનની લાલસાથી રામ ઉતાવળા ઉતાવળા આશ્રમમાં પહોંચી ગયા અને જોયું તો આશ્રમ સૂનો પડયો હતો. આવાસને શૂન્યકાર દેખી રામને બહુ જ ઉદ્વેગ થયો.'

विप्रकीर्णाजिनकुशं विप्रविद्धवृसीकटम् ।
दृष्ट्वा शून्यं निजस्थानं विललाप पुनः पुनः ॥ २ ॥

એ આશ્રમમાં મૃગચર્મ અને દર્ભાસન જ્યાં ત્યાં વિખરાયેલાં પડેલાં હતાં. કુશ અને સાદડીઓ પણ આમ તેમ ફેંકાઇ ગયેલી પડી હતી. આ પ્રકારે આશ્રમને નિર્જન જોઇને રામ વારંવાર વિલાપ કરવા લાગ્યા.



हृता मृता वा नष्टा वा भक्षिता वा भविष्यति ।
निलीनाप्यथवा भीरुरथवा वनमाश्रिता ॥ ३ ॥

વિલાપ કરીને રામ કહેતા હતા કે, સીતા હરાઇ ગઇ, મરી ગઇ, નાશ પામી અથવા રાક્ષસો તેને ખાઇ ગયા કે પછી ડરની મારી ક્યાંક સંતાઇ ગઇ કે પછી વનમાં આશરો લેવાને ક્યાંક જતી રહી છે.'

गता विचेतुं पुष्पाणि फलान्यपि च वा पुनः ।
अथवा पद्मिनीं याता जलार्थं वा नदीं गता ॥ ४ ॥

'તે વનમાં ફૂલ વીણવાને અથવા ફળ લાવવાને તો નથી જતી રહી ? અથવા પાણી ભરવા માટે નદીએ કે કમળતળાવડીએ તો નથી ગઇ'

यत्नान्मृगयमाणस्तु नाससाद वने प्रियाम् ।
शोकरक्तेक्षणः शोकादुन्मत्त इव लक्ष्यते ॥ ५ ॥

જ્યારે પ્રયત્નો કરીને શોધવા છતાં પણ તે વનમાં રામને પોતાની પ્રાણપ્રિયા સીતા ન જ મળી ત્યારે શોકના કારણે તેમની આંખો રાતી થઈગઇ અને તે ગાંડા જેવા દેખાવા લાગ્યા.'

वृक्षाद् वृक्षं प्रधावन् स गिरेश्चाद्रिं नदान्नदीम् ।
बभूव विलपन् रामः शोकपङ्कार्णवाप्लुतः ॥ ६ ॥

શ્રીરામ શોકરૂપી કાદવના સમુદ્રમાં ડૂબીને એક વૃક્ષથી બીજા વૃક્ષે, એક પર્વતથી બીજા પર્વતે, એક નદીએથી બીજી નદીએ દોડાદોડ કરતા રોયા કરતા હતા.

अपि कच्चित्त्वया दृष्टा सा कदम्बप्रिया प्रिया ।
कदम्ब यदि जानीषे शंस सीतां शुभाननाम् ॥ ७ ॥



તે વિલાપ કરીને કહેતા હતા, કે 'હે કદમ્બ ! તારાં ફૂલોને પ્રેમ કરનારી સુંદર મુખી મારી પ્રાણપ્રિયા સીતાને શું તે જોઇ છે ? જો તને ખબર હોય તો બતાવને સીતા ક્યાં છે ?'

स्निग्धपल्लवसङ्काशा पीतकौशेयवासिनी ।
शंसस्व यदि वा दृष्टा बिल्व बिल्वोपमस्तनी ॥ ८ ॥

'હે બિલ્વવૃક્ષ ! ચીકણાં પલ્લવ સમાન કાન્તિવાળી, પીળી રેશમી સાડી ધારણ કરનારી, બિલ્વફલ જેવાં સ્તનોવાળી સીતાને જો તમે દેખી હોય તો બતાવો કે તે ક્યાં છે ?'

अथवाऽर्जुन शंस त्वं प्रियां तामर्जुनप्रियाम् ।
जनकस्य सुता भीरुर्यदि जीवति वा न वा ॥ ९ ॥

'હે અર્જુનવૃક્ષ ! તું જ બતાવી દે કે તને જે બહુ જ ચાહતી હતી તે મારી પ્રાણપ્યારી સીતા તે જનકનંદિની ભીરુ જાનકી જીવતી છે કે નહિ ?'

अशोक शोकापनुद शोकोपहतचेतसाम् ।
त्वन्नामानं कुरु क्षिप्रं प्रियासन्दर्शनेन माम् ॥ १० ॥

'હે આસોપાલવ ! તમે શોકનો નાશ કરનારા છો, એટલે શોકાતુર ચિત્તવાળા મને જલદી મારી પ્રાણપ્રિયા સીતાને મળાવીને તમારાં 'અશોક' (શોક રહિત) નામને સાર્થક કરો.'

अथवा मृगशावाक्षीं मृग जानासि मैथिलीम् ।
मृगविप्रेक्षणी कान्ता मृगीभिः सहिता भवेत् ॥ ११ ॥



(વૃક્ષોને પૂછયા પછી રામ હવે પશુઓને પૂછે છે) 'હે મૃગ ! મૃગોની આંખો સમાન નેત્રોવાળી સીતાની તમને ખબર છે ? મારી કાન્તા મૃગનયની સીતા નક્કી હરણીઓનાં ટોળામાં હશે !'

किं धावसि प्रिये दूरं दृष्टासि कमलेक्षणे ।
वृक्षैराच्छाद्य चात्मानं किं मां न प्रतिभाषसे ॥ १२ ॥

'હે પ્રિયા ! તું ભાગી કેમ જાય છે ? હે કમલનયના ! હવે તો હું તને દેખી ગયો છું. તું ભલેને તારી જાતને ઝાડની ઓથે છુપાવી રહી છે ! પણ તું મારી સાથે વાતો કેમ નથી કરતી ?'

तिष्ठ तिष्ठ वरारोहे न तेऽस्ति करुणा मयि ।
नात्यर्थं हास्यशीलाऽसि किमर्थं मामुपेक्षसे ॥ १३ ॥

'હે ઉત્તમ અંગો વાળી સીતા ! ઊભી રહે, ઊભી રહે, શું તને મારા પર દયા નથી આવતી ? તને આટલી બધી મજાક કરવાનું પસંદ તો ન હતું, તો પછી તું મારી ઉપેક્ષા કેમ કરી રહી છે ?'

हा लक्ष्मण महाबाहो पश्यसि त्वं प्रियां क्वचित् ।
हा प्रिये क्व गता भद्रे हा सीतेति पुनः पुनः ॥ १४ ॥
इत्येवं विलपन् रामः परिधावन् वनाद्वनम् ।
क्वचिदुद्भ्रमते वेगात्क्वचिद्विभ्रमते बलात् ॥ १५ ॥

'હા મહાબાહુ લક્ષ્મણ ! શું તને મારી પ્રાણ પ્યારી કયાંય દેખાય છે ? હા ભદ્રા ! હા સીતા ! તું કયાં ચાલી ગઇ ?' આ પ્રકારે વારે વારે વિલાપ કરતાં કરતાં આ વનમાંથી તે વનમાં દોડતા રામ દોડતાં દોડતાં કયાંક પટકાઇ પડતા હતા અને કયાંક સીતા જેવી આકૃતિવાળી કોઇ વસ્તુને જોતાં તો તરત ભરમાઇ જતા હતા.



सीतामपश्यन् धर्मात्मा कामोपहतचेतनः ।
विलपन् तु महाबाहुः लक्ष्मणमब्रवीद्वचः ॥ १६ ॥

મહાબાહુ ધર્માત્મા શ્રીરામ સીતાને ન જોવાથી શોકના કારણે ચેતના-શૂન્ય થઇને વિલાપ કરતાં કરતાં લક્ષ્મણજીને કહેવા લાગ્યા,

न मद्विधो दुष्कृतकर्मकारी
मन्ये द्वितीयोऽस्ति वसुन्धरायाम् ।
शोकेन शोको हि परम्पराया
मामेति भिन्दन् हृदयं मनश्च ॥ १७ ॥

'હે લક્ષ્મણ ! હું માનું છું કે આ પૃથ્વી ઉપર મારા સમાન દુષ્કર્મ કરનારો પાપી પુરુષ બીજો કોઇ નથી, કેમકે એક પછી એક દુઃખોની અવિચ્છિન્ન પરંપરા નિરંતર મારા હૃદય અને મનને કોરી ખાતી રહી છે.'

पूर्वं मया नूनमभीप्सितानि
पापानि कर्माण्यसकृत्कृतानि ।
तत्रायमद्यापतितो विपाको
दुःखेन दुःखं यदहं विशामि ॥ १८ ॥

'નક્કી મેં પૂર્વજન્મમાં એક પછી એક યથેષ્ટ પાપો કરેલાં છે, જેનું ફળ આજે મને મળી રહ્યું છે અને મારા ઉપર દુઃખ પર દુઃખ અવતાં જ રહે છે.'

राज्यप्रणाशः स्वजनैर्वियोगः
पितुर्विनाशो जननीवियोगः ।
सर्वाणि मे लक्ष्मण शोकवेगं
आपूरयन्ति प्रविचिन्तितानि ॥ १९ ॥



'હે લક્ષ્મણ ! હાથમાંથી રાજ્ય ઝૂંટવાઇ ગયું, સ્વજનોનો વિયોગ થઇ ગયો, પિતાજી પરલોક સિધાવી ગયા અને માતાજીથી વિખૂટો પડી ગયો. આ બનાવોને યાદ કરતાં મારું હૃદય શોકથી ભરાઇ આવે છે.'

सर्वं तु दुःखं मम लक्ष्मणेदं
शान्तं शरीरे वनमेत्य शून्यम् ।
सीतावियोगात्पुनरप्युदीर्णं
काष्ठैरिवाग्निः सहसा प्रदीप्तः ॥ २० ॥

'હે લક્ષ્મણ ! તે બધાં જ દુઃખો આ રમણીય શૂન્ય અરણ્યમાં આવવાથી (શરીરમાં) શાંત થઇ ગયાં હતાં. પરંતુ આજે સીતાના વિયોગથી તે બધાં ભૂલાઇ ગયેલાં દુઃખો, જેવી રીતે લાકડાં નાંખવાથી આગ ભભૂકી ઊઠે છે, તેવી રીતે ફરીથી ઊભરાઇને તાજા થયાં છે.'

इतीव तं शोकविधेयदेहं
रामं विसंज्ञं विलपन्तमेवम् ।
उवाच सौमित्रिरदीनसत्त्वो
न्याये स्थितः कालयुतं च वाक्यम् ॥ २१ ॥

શ્રીરામને શોકથી વ્યાકુળ અને વિલાપ કરતાં કરતાં ચેતના વિનાનાં થતાં જોઇને ન્યાયમાર્ગ પર ચાલનારા ઉદારચિત્ત, ધીરવીર લક્ષ્મણજી સમયાનુકૂળ આ પ્રમાણે બોલ્યા,

शोकं विमुञ्चार्य धृतिं भजस्व
सोत्साहता चास्तु विमार्गणेऽस्याः ।
उत्साहवन्तो हि नरा न लोके
सीदन्ति कर्मस्वतिदुष्करेषु ॥ २२ ॥



'હે આર્ય ! શોકનો ત્યાગ કરીને ધૈર્યને ધારણ કરો; પછી ઉત્સાહપૂર્વક સીતાજીની શોધ કરો; કેમકે ઉત્સાહી મનુષ્ય આ સંસારમાં અત્યંત કપરી-કફોડી પરિસ્થિતિમાં પણ દુઃખી નથી થતો.'

इतीव सौमित्रिमुदग्रपौरुषं
ब्रुवन्तमार्तो रघुवंशवर्धनः ।
न चिन्तयामास धृतिं विमुक्तवान्
पुनश्च दुःखं महदभ्युपागमत् ॥ २३ ॥

વિખ્યાત પરાક્રમવાળા લક્ષ્મણે આમ કહ્યું તો પણ રઘુકુલશિરોમણિ શ્રીરામે પોતે શોકનિમગ્ન હોવાથી તેની વાતો પર કશું જ ધ્યાન દીધું નહિ, અપિતુ ધીરજ છોડીને તેઓ પુનઃ ભારે ઉદ્વેગ કરતા રહ્યા.

## ૩૬ (છત્રીસમો) સર્ગ સીતાની શોધ અને જટાયુનો અન્ત્યેષ્ટિ સંસ્કાર

स दीनो दीनया वाचा लक्ष्मणं वाक्यमब्रवीत् ।
वक्तुकामा इव मृगा मामीक्षन्ते मुहुर्मुहुः ॥ १ ॥

દીન-દુઃખી રામે આર્ત અવાજે લક્ષ્મણને કહ્યું, 'હે વીર ! આ હરણો વારેવારે મારી તરફ એવી રીતે જોઇ રહ્યાં છે જાણે કે તેઓ મને કશુંક કહેવા માગે છે !'

तांस्तु दृष्ट्वा नरव्याघ्रो राघवः प्रत्युवाच ह ।
क्व सीतेति निरीक्षन्वै बाष्पसंरुद्धया दृशा ॥ २ ॥

લક્ષ્મણને આવું કહીને એ મૃગો તરફ જોઇને નરકેસરી શ્રીરામે રૂંધાયેલા કંઠે તેમને પૂછ્યું, 'હે મૃગો ! સીતા ક્યાં છે ?'



एवमुक्ता नरेन्द्रेण ते मृगाः सहसोत्थिताः ।
दक्षिणाभिमुखा सर्वे दर्शयन्तो नभःस्थलम् ॥ ३ ॥

શ્રીરામે આવું પૂછ્યું એટલે તે હરણો એકાએક ઊઠીને દક્ષિણ તરફ મોઢું રાખીને આકાશમાર્ગ બતાવતાં દોડવા લાગ્યાં.

मैथिली ह्रियमाणा सा दिशं यामन्वपद्यत ।
तेन मार्गेण धावन्तो निरीक्षन्ते नराधिपम् ॥ ४ ॥

જે માર્ગે રાવણ સીતાને હરીને લઇ ગયો હતો તે તરફ તેઓ દોડતાં હતાં અને દોડતાં દોડતાં તેઓ પાછું વળી વળીને રામ તરફ જોતાં હતાં.

लक्षयित्वा चेङ्गितं तेषां लक्ष्मणो ज्येष्ठमब्रवीत् ।
क्व सीतेति त्वया पृष्टा यथेमे सहसोत्थिताः ॥ ५ ॥
दर्शयन्ति क्षितिं चैव दक्षिणां च दिशं मृगाः ।
साधु गच्छावहै देव दिशमेतां हि नैर्ऋतिम् ॥ ६ ॥

એ મૃગોની ચેષ્ટાઓને જોઇને લક્ષ્મણજીએ પોતાના મોટા ભાઇ રામને કહ્યું, 'તમે જ્યારે પૂછ્યું કે 'સીતા ક્યાં છે ?' ત્યારે આ હરણો ઓચિંતા ઊભાં થઇ ત્યાં દોડતાં દોડતાં આપણને આકાશ અને દક્ષિણ દિશા બતાવ્યા કરે છે. એટલે હે દેવ ! આપણે દક્ષિણ દિશા તરફ જ ચાલવું જોઇએ.'

यदि स्यादागमः कश्चिदार्या वा साऽथ लक्ष्यते ।
बाढमित्येव काकुत्स्थ प्रस्थितो दक्षिणां दिशम् ॥ ७ ॥

સંભવ છે કે એ તરફ જવાથી સીતા મળી જ જાય અથવા એનો પતો લાગી જાય. લક્ષ્મણની આ વાત સાંભળીને શ્રીરામે 'બહુ જ સારું' કહીને દક્ષિણ દિશામાં ચાલવા માંડ્યું.



अथ दाशरथी रामो गच्छन् लक्ष्मणेन सह ।
ददर्श भूमौ निष्क्रान्तं राक्षसस्य पदं महत् ॥ ८ ॥

દશરથનંદન શ્રીરામે લક્ષ્મણજીની સાથે જતાં માર્ગમાં કોઇ રાક્ષસનું મોટું પગલું દીઠું.

त्रस्ताया रामकाङ्‌क्षिण्याः प्रधावन्त्या इतस्ततः ।
राक्षसेनानुवृत्ताया मैथिल्याश्च पदान्यथ ॥ ९ ॥
स समीक्ष्य परिक्रान्तं सीताया राक्षसस्य च ।
भग्नं धनुश्च तूणी च विकीर्णं बहुधा रथम् ॥ १० ॥

તેઓએ રામમાં અનુરાગ રાખનારી, ત્રાસીને આમતેમ દોડી રહેલી અને રાક્ષસે પીછો પકડેલો હોવાથી ભાગતી સીતાનાં પગલાં પણ દીઠાં. સીતા અને રાક્ષસના પગનાં નિશાનો જોતાં જોતાં આગળ જતાં રામે તૂટેલું ધનુષ, ભાથો અને રથના અવશેષો વેરવિખેર પડેલાં જોયાં.

सम्भ्रान्तहृदयो रामः शशंस भ्रातरं प्रियम् ।
पश्य लक्ष्मण वैदेह्याः शीर्णाः कनकबिन्दवः ॥ ११ ॥

આ બધાંને જોઇને શ્રીરામે ઉદ્વિગ્ન થઇ પોતાના પ્રિય ભાઇ લક્ષ્મણને કીધું કે 'હે લક્ષ્મણ ! જુઓ, આ સીતાજીના સોનાની ટીલડીઓ અહીંયાં તૂટી પડેલી છે.'

धरण्यां पतितं सौम्य कस्य भग्नं महद्धनुः ।
विशीर्णं पतितं भूमौ कवचं कस्य काञ्चनम् ॥ १२ ॥

'હે સૌમ્ય ! તૂટીને પૃથ્વી પર પડેલું આ ધનુષ કોનું છે ? અને આ સોનાનું કવચ કોનું તૂટેલું પડ્યું છે ?'



कस्येमेऽभिहिता बाणाः प्रकीर्णा घोरकर्मणः ।
शरावरौ शरैः पूर्णो विध्वस्तौ पश्य लक्ष्मण ॥ १३ ॥

'તુટેલાં આ ભયંકર બાણો કોનાં છે ? હે લક્ષ્મણ, જુઓ, બાણોથી ભરેલા આ બંને ભાથાં કોનાં પડેલાં છે ?'

ततः पर्वतकूटाभं महाभागं द्विजोत्तमम् ।
ददर्श पतितं भूमौ क्षतजार्द्रं जटायुषम् ॥ १४ ॥

થોડેક આગળ જઇને શ્રીરામે વિશાળકાય, મહાભાગ, દ્વિજોમાં શ્રેષ્ઠ, લોહીથી તરબોળ થયેલા જટાયુને જમીન પર પડેલો જોયો.

तं दृष्ट्वा गिरिशृङ्गाभं रामो लक्ष्मणमब्रवीत् ।
अनेन सीता वैदेही भक्षिता नात्र संशयः ॥ १५ ॥

એ વિશાળકાય તપસ્વી જટાયુને જોઇને શ્રીરામે લક્ષ્મણને કહ્યું, 'નક્કી આણે જ સીતાનું ભક્ષણ કર્યું છે, એમાં કોઇ સંદેહ નથી.'

गृध्ररूपमिदं रक्षो व्यक्तं भ्रमति कानने ।
एनं वधिष्ये दीप्तास्यैर्घोरैर्बाणैरजिह्मगैः ॥ १६ ॥

'ગૃધ્રનાં રૂપમાં આ રાક્ષસ જ છે, જે આ વનમાં વિચરી રહ્યો છે. એટલે હવે હું સીધો ગતિ કરનારાં ચમકતાં બાણોથી એનો વધ કરીશ.

इत्युक्त्वाऽभ्यपतद् गृध्रं सन्धाय धनुषि क्षुरम् ।
क्रुद्धो रामः समुद्रान्तां कम्पयन्निव मेदिनीम् ॥ १७ ॥



આમ બોલીને પોતાનાં ધનુષ પર 'ક્ષુર' નામનું બાણ ચડાવીને સમુદ્ર પર્યંત પૃથ્વીને ધ્રુજાવતાં રામ જટાયુને જોવા માટે આગળ વધ્યા.

तं दीनं दीनया वाचा सफेनं रुधिरं वमन् ।
अभ्यभाषत पक्षी तु रामं दशरथात्मजम् ॥ १८ ॥

શ્રીરામને પોતાની કોર આવતાં જોઇ તપસ્વી જટાયુ મુખથી ફીણવાળું લોહી ઓકતો દુઃખી થઇને દીન વાણીથી દશરથનંદન શ્રીરામને કહેવા લાગ્યો.

यामोषधिमिवायुष्मन्नन्वेषसि महावने ।
सा देवी मम च प्राणा रावणेनोभयं हृतम् ॥ १९ ॥

'હે આયુષ્માન ! ઔષધીની જેમ તમે વનમાં જે સીતાને શોધતા ફરો છો, તે દેવી સીતાને તથા મારા પ્રાણોને રાવણ હરી ગયો છે.'

त्वया विरहिता देवी लक्ष्मणेन च राघव ।
ह्रियमाणा मया दृष्टा रावणेन बलीयसा ॥ २० ॥

'હે રામ ! રેઢા આશ્રમમાંથી તમારી અને લક્ષ્મણની અનુપસ્થિતિમાં સીતાનું અપહરણ કરીને લઇ જતા મહાબલી રાવણને મેં જોયેલો છે.'

सीतामभ्यवपन्नोऽहं रावणश्च रणे मया ।
विध्वंसितरथश्चात्र पातितो धरणीतले ॥ २१ ॥

'હે રામ ! સંકટમાં પડેલી સીતાની રક્ષા માટે મેં રાવણનો યુદ્ધમાં સામનો કર્યો, તેના રથમાં તોડફોડ કરીને તેને જમીન પર પછાડી દીધો.'



રાવણ દ્વારા ઘાયલ તપસ્વી જટાયુને જોઈ રામનું રૂદન



एतदस्य धनुर्भग्नमेतदस्य शरावरम् ।
परिश्रान्तस्य मे पक्षौ च्छित्वा खड्गेन रावणः ॥ २२ ॥
सीतामादाय वैदेहीमुत्पपात विहायसम् ।
रक्षसा निहतं पूर्वं न मां हन्तुं त्वमर्हसि ॥ २३ ॥

'આ એનું ભાંગેલું ધનુષ પડ્યું છે અને આ એનાં શ્રેષ્ઠ બાણો છે. હે રામ ! જ્યારે હું લડતો લડતો થાકી ગયો ત્યારે રાવણે પોતાની તલવારથી મારાં બેય પડખાં કાપી નાખ્યાં અને સીતાને લઇને આકાશ માર્ગે ચાલ્યો ગયો. હું તો પહેલાંથી જ રાક્ષસથી મરાઇ ગયેલો છું, હવે તમે મને મારો તે યોગ્ય નથી.'

रामस्तस्य तु विज्ञाय बाष्पपूर्णमुखस्तदा ।
द्विगुणीकृततापार्तः सीतासक्तां प्रियां कथाम् ॥ २४ ॥
गृध्रराजं परिष्वज्य परित्यज्य महद्धनुः ।
निपपातावशो भूमौ रुरोद सहलक्ष्मणः ॥ २५ ॥

જટાયુથી પ્રાણપ્રિયા સીતાનો વૃત્તાન્ત સાંભળીને તથા તેની (જટાયુની) દીન-હીન દશાને દેખીને શ્રીરામનું મુખ આંસુઓથી ભીનું થઇ ગયા અને એનો સંતાપ બમણો થઇ ગયો. તેઓ પોતાનું ધનુષ દૂર કરીને જટાયુને ભેટી પડ્યા અને વિવશ થઇને જમીન પર પડી ગયા. પછી લક્ષ્મણની સાથે ડૂસકે ડૂસકે રોવા લાગ્યા.

राज्याद् भ्रंशो वने वासः सीता नष्टा द्विजो हतः ।
ईदृशीयं ममालक्ष्मीर्निर्दहेदपि पावकम् ॥ २६ ॥

રોતાં રોતાં તે કહેતાં હતાં કે, 'હું રાજ્યથી ભ્રષ્ટ થયો, વનમાં વાસ કરી રહ્યો છું; સીતાનું અપહરણ થઇ ગયું; અને મારાજ કારણે આ દ્વિજ (ઉપવીતધારી) જટાયુ પણ મરાઇ ગયો. આ બધું મારાં દુર્ભાગ્યનું જ પરિણામ છે. આવું ભાગ્ય તો અગ્નિને પણ ભસ્મ કરી નાખે.'



सम्पूर्णमपि चेदद्य प्रतरेयं महोदधिम् ।
सोऽपि नूनं ममालक्ष्म्या विशुष्येत्सरितां पतिः ॥ २७ ॥

'હું મારા ભાગ્યની શી વાત કરું ? જો આ જ હું મારા સંતાપની શાન્તિ માટે સમુદ્રમાં કૂદી પડું તો તે પણ મારાં કમનસીબે સુકાઇ જાય.'

नासत्यभाग्यतरो लोके मत्तोऽस्मिन् सचराचरे ।
येनेयं महती प्राप्ता मया व्यसनवागुरा ॥ २८ ॥

'હે ભાઇ ! આ ચરાચર જગત્માં મારાથી ચડિયાતો અભાગિયો પુરુષ કોણ હશે ? આ ખોટા ભાગ્યના કારણે હું આપદાઓની વિશાળ જાળમાં ફસાયો છું.'

अयं पितृवयस्यो मे गृध्रराजो जरान्वितः ।
शेते विनिहतो भूमौ मम भाग्यविपर्ययात् ॥ २९ ॥

'જુઓને, મારું નસીબ વાંકું હોવાને લીધે મારા પૂજ્ય પિતાશ્રીના પરમ મિત્ર આ વૃદ્ધ તપસ્વી, પુરુષ જટાયુ મરણ પથારીએ ભૂમિ પર પડેલા છે.'

इत्येवमुक्त्वा बहुशो राघवः सहलक्ष्मणः ।
जटायुषं च पस्पृश्य रामो वचनमब्रवीत् ॥ ३० ॥

આ પ્રમાણે રામે અને લક્ષ્મણે અનેક પ્રકારની વાતો કરતાં કરતાં જટાયુનો સ્પર્શ કર્યો. પછી રામે પૂછ્યું.

जटायो यदि शक्नोषि वाक्यं व्याहरितुं पुनः ।
सीतामाख्याहि भद्रं ते वधमाख्याहि चात्मनः ॥ ३१ ॥

'હે જટાયુ ! જો તમને વાત કરવાની શક્તિ હોય તો તમે સીતાના હરણની અને તમારા વધની વાત વિગતવાર ફરીથી કહો.'



कथंवीर्यः कथंरूपः किंकर्मों स च राक्षसः ।
क्व चास्य भवनं तात ब्रूहि मे परिपृच्छतः ॥ ३२ ॥

'એ રાક્ષસનું પરાક્રમ કેવું છે ? તેની આકૃતિ (તેનો દેખાવ) કેવી છે ? તે શું કામ કરે છે ? અને તે કયાં રહે છે ? હે તાત ! હું જે કંઇ પૂછું છું, તે તમે મને બતાવો.'

तमुद्वीक्ष्याथ दीनात्मा विलपन्तमनन्तरम् ।
वाचाऽति सन्नया रामं जटायुरिदमब्रवीत् ॥ ३३ ॥

અનાથના જેવા દયાજનક અવાજે વિલાપ કરતાં શ્રીરામને જોઇને જટાયુ અત્યંત ક્ષીણ વાણીથી બોલ્યો,

हृता सा राक्षसेन्द्रेण रावणेन विहायसा ।
पुत्रो विश्रवसः साक्षाद् भ्राता वैश्रवणस्य च ॥ ३४ ॥

'વિશ્રવાનો પુત્ર અને કુબેરનો ભાઇ રાક્ષસોનો રાજા રાવણ સીતાનું અપહરણ કરીને તેને આકાશ માર્ગે લઇ ગયો છે.'

परिश्रान्तस्य मे तात पक्षौ च्छित्त्वा च राक्षसः ।
सीतामादाय वैदेहीं प्रयातो दक्षिणां दिशम् ॥ ३५ ॥

'જયારે હું એ દુષ્ટ સાથે લડતાં લડતાં થાકી ગયો ત્યારે તેણે મારાં બંને પડખાં કાપી નાખ્યાં અને સીતાને લઇને દક્ષિણ દિશામાં જતો રહ્યો.'

इत्युक्त्वा दुर्लभान् प्राणान् मुमोच पतगेश्वरः ।
गतासुं तं गृध्रं प्रेक्ष्य रामः सौमित्रिमब्रवीत् ॥ ३६ ॥

'આમ બોલીને તપસ્વી જટાયુએ પોતાના દુર્લભ પ્રાણોનો ત્યાગ કર્યો, તેને પ્રાણ રહિત જોઇને શ્રીરામે લક્ષ્મણને કહ્યું,



**ટિપ્પણી :** ✱ *આ પ્રસંગમાં સંત તુલસીદાસજીએ પણ એક સુંદર કલ્પના કરી છે,*

*सीता हरन तात जन कहहु पिता सन जाइ ।*
*जौं मैं राम स कुल सहित कहहि दसानन आइ ॥*

सीता हरणजं दुःखं न मे सौम्य तथागतम् ।
यथा विनाशो गृध्रस्य मत्कृते च परन्तप ॥ ३७ ॥

'હે સૌમ્ય ! હવે મને સીતાનાં અપહરણનું એટલું દુઃખ નથી લાગતું, જેટલું મારા માટે પોતાના પ્રાણોની આહુતિ આપનાર તપસ્વી જટાયુનાં મૃત્યુનું દુઃખ મને થાય છે.'

राजा दशरथः श्रीमान् यथा मम महायशाः ।
पूजनीयश्च मान्यश्च तथाऽयं पतगेश्वरः ॥ ३८ ॥

'જે પ્રકારે મહાયશસ્વી મહારાજ દશરથ મારા પૂજય અને માન્ય છે. તે પ્રકારે આ તપસ્વીરાજ જટાયુ પણ મારા માટે આદરણીય છે.'

**ટિપ્પણી :** ✱ *એક પક્ષે જટાયુને માટે પક્ષી, पतगेश्वरः, गृध्रः, गृध्रराजः, पक्षौ छित्त्वा વગેરે પાંખોવાળાં પક્ષીને સંગત વિશેષણો વપરાયાં છે, તો બીજા પક્ષે જટાયુને માટે पर्वतकूटाभः, महाभागः, द्विजोत्तमः, गिरिशृंगाभः, गृध्ररूपः युद्ध કરનારો, રાવણના રથને તોડીને જમીન પર પછાડનારો, સીતાની રક્ષા કરનારો, તપસ્વી, વાનપ્રસ્થી, સીતાના અપહરણનો સર્વ વૃત્તાંત જાણનારો તથા વર્ણવી બતાવનારો, द्विजोहतः, अयं पितृवयस्यो मे गृध्रराजो जरान्वितः शेते, पूजनीयश्च मान्यश्च यथा राजा दशरथः વગેરે શબ્દો મનુષ્યને સંગત વિશેષણો છે. આનાથી સાબિત થાય છે કે રામાયણ કાળમાં માનવ-સમાજમાં દેવો, મનુષ્યો, ગંધર્વો, રાક્ષસો ઉપરાંત શબર, દાસ, નાગજાતિ, ગૃધ્ર પક્ષી જાતિ, વાનર જાતિ અને નિષાદ જાતિના લોકો પણ પ્રદેશ વિશેષમાં વસતા હતા. पक्षौ = બે પડખાં. - ન્હાનુ ટાંક, ગુજરાતી અનુવાદક*



सौमित्रे हर काष्ठानि निर्मथिष्यामि पावकम् ।
गृध्रराजं दिधक्षामि मत्कृते निधनं गतम् ॥ ३९ ॥

'હે લક્ષ્મણ ! કાષ્ઠોનો સંચય (લાકડાં એકઠાં) કરો, હું અગ્નિ મંથન કરી તેમાં (અરણીનાં બે લાકડાનું મથન કરીને (ઘસીને) અગ્નિ ઉત્પન્ન કર્યા પછી તે વડે) તપસ્વી જટાયુનો અંત્યેષ્ટિ સંસ્કાર કરીશ'

एवमुक्त्वा चितां दीप्तामारोप्य पतगेश्वरम् ।
ददाह रामो धर्मात्मा स्वबन्धुमिव दुःखितः ॥ ४० ॥

આમ કહીને તે તપસ્વીઓમાં શ્રેષ્ઠ જટાયુના મૃતદેહને ચિતા પર રાખીને ધર્માત્મા રામે દુઃખ અનુભવતાં અનુભવતાં પોતાના સગાંસંબંધીની જેમ જ જટાયુનો અગ્નિદાહ વિધિ કર્યો

## ૩૭ (સાડત્રીસમો) સર્ગ રાક્ષસી અયોમુખી તથા કબંધ સાથે ઝપાઝપી

कृत्वैवमुदकं तस्मै प्रस्थितौ रामलक्ष्मणौ ।
अवेक्षन्तं वने सीतां पश्चिमां जग्मतुर्दिशम् ॥ १ ॥

ત્યારપછી રામ-લક્ષ્મણ બંને વીરો તે તપસ્વી જટાયુની અંત્યેષ્ટિક્રિયા વગેરે કૃત્યો પૂરાં કરીને ત્યાંથી ચાલી નીકળ્યા. તેઓ વનમાં સીતાને શોધતાં શોધતાં પશ્ચિમ દિશામાં ચાલ્યા.

यतः परं जनस्थानात्त्रिकोशं गम्य राघवौ ।
क्रौञ्चारण्यं विविशतुर्गहनं तौ महौजसौ ॥ २ ॥

જનસ્થાનથી ત્રણ ગાઉ દૂર ચાલીને મહાબલી રામે અને લક્ષ્મણે ક્રૌંચ નામના મહાવનમાં પ્રવેશ કર્યો.



दिदृक्षमाणौ वैदेहीं तद्वनं तौ विचिक्यतुः ।
यत्र तत्रावतिष्ठन्तौ सीताहरण कर्षितौ ॥ ३ ॥

સીતાના અપહરણથી દુર્બળ થયેલા બેઉ રાજકુમારો જ્યાં ત્યાં બેસીને થાક ખાતાં ખાતાં સીતાને દેખવાની અભિલાષાથી તે વનમાં અહીં તહીં ગોતતા ચાલ્યા જતા હતા.

ततः पूर्वेण तौ गत्वा त्रिकोशं भ्रातरौ तदा ।
क्रौंचारण्यमतिक्रम्य मतङ्गाश्रममन्तरे ॥ ४ ॥

તે પછી તે બંન્ને રાજકુમારો તે વનમાં ત્રણ ગાઉ પૂર્વ તરફ જઇને ક્રૌંચારણ્યને વટાવીને મહર્ષિ મતંગના આશ્રમે પહોંચ્યા.

दृष्ट्वा तु तद्वनं घोरं बहुभीममृगद्विजम् ।
नाना सत्त्वसमाकीर्णं सर्वं गहनपादपम् ॥ ५ ॥

મતંગાશ્રમવાળું આ જંગલ ભયંકર જંગલી જીવજંતુઓ અને ગાઢ ઝાડોનાં ઝુંડવાળું તથા બીક લાગે તેવું હતું.

ददृशाते तु तौ तत्र दरीं दशरथात्मजौ ।
पातालसमगम्भीरां तमसा नित्यसंवृताम् ॥ ६ ॥

મતંગવનની ટેકરી ઉપર દશરથકુમારો રામ-લક્ષ્મણે એક પાતાળ જેવી ઊંડી અને અંધકારમાં ઢંકાયેલી મોટી પર્વતીય ગુફા જોઇ.

आसाद्य तौ नरव्याघ्रौ दर्यास्तस्याऽविदूरतः ।
ददृशाते महारूपां राक्षसीं विकृताननाम् ॥ ७ ॥

તે પહાડી ગુફાની નજીક ગયા તો તે નરકેસરી ભાઇઓએ ત્યાં મોટા કદની વિકરાળ મુખવાળી એક રાક્ષસી દીઠી.



सा समासाद्य तौ वीरौ व्रजन्तं भ्रातुरग्रतः ।
एहि रंस्यावहेत्युक्त्वा समालम्बत लक्ष्मणम् ॥ ८ ॥

તે રાક્ષસણી પણ તે બંને ભાઇઓને જોઇને તેમની નજીક આવી અને ભાઇની આગળ આગળ ચાલતાં લક્ષ્મણને બોલી કે 'આવો, આપણે બંને રમણ કરીશું' આમ કહીને તેણે લક્ષ્મણનો હાથ પકડી લીધો.

उवाच चैनं वचनं सौमित्रिमुपगुह्य सा ।
अहं त्वयोमुखी नाम लाभस्ते त्वमसि प्रियः ॥ ९ ॥

લક્ષ્મણજીને આલિંગન કરીને તે બોલી, 'મારું નામ અયોમુખી છે. તમે મને બહુ વહાલા લાગો છો, મારા મોટા ભાગ્ય કે તમે મને પ્રાપ્ત થઇ ગયા.'

नाथ पर्वतकूटेषु नदीनां पुलिनेषु च ।
आयुः शेषमिमं वीर त्वं मया सह रंस्यसे ॥ १० ॥

'હે શૂરવીર! નાથ! આ પર્વતનાં શિખરો પર અને નદીઓનાં ભાઠાંમાં તમે તમારા જીવનનું શેષ આયુષ મારી સાથે સુખપૂર્વક વિહાર કરતા રહીને વીતાવજો.'

एवमुक्तस्तु कुपितः खड्गमुद्धृत्य लक्ष्मणः ।
कर्णनासौ स्तनौ चास्या निचकर्तारिसूदनः ॥ ११ ॥

તેણે આવું કહ્યું એટલે શત્રુસંહારક લક્ષ્મણે ક્રોધ કરીને મ્યાનમાંથી તલવાર કાઢીને તેનાં નાક, કાન અનેસ્તનો કાપી નાખ્યાં.

कर्णनासे निकृत्ते तु विस्वरं सा विनद्य चं ।
यथागतं प्रदुद्राव राक्षसी भीमदर्शना ॥ १२ ॥



નાક-કાન કપાઇ જવાથી તે વિકરાળ રાક્ષસણી ભયંકર ચીસો પાડતી જ્યાંથી આવી હતી ત્યાં ભાગી ગઇ.

तस्यां गतायां गहनं विशन्तौ वनमोजसा ।
आसेदतुरमित्रघ्नौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १३ ॥

એ રાક્ષસી ભાગી ગઇ એટલે શત્રુસંહારક મહાતેજસ્વી બેઉ ભાઇઓ ત્યાંથી જલદી ચાલીને એક બીજા ગહન વનમાં પહોંચી ગયા.

तयोरन्वेषतोरेवं सर्वं तद्वनमोजसा ।
संजज्ञे विपुलः शब्दः प्रभञ्जन्निव तद्वनम् ॥ १४ ॥

જે સમયે મહા પરાક્રમી રામ અને લક્ષ્મણ એ વનમાં શોધ કરતા હતા, તે વખતે એવો ભીષણ અવાજ થયો કે આખો વનવિસ્તાર કંપવા લાગ્યો.

तं शब्दं काङ्क्षमाणस्तु रामः कक्षे सहानुजः ।
ददर्शे सुमहाकायं राक्षसं विपुलोरसम् ॥ १५ ॥

રામ અને લક્ષ્મણ એ ભયાનક ગર્જના જાણવાની ઉત્કંઠા કરતા જ હતા કે તેઓએ પાસેનાં વૃક્ષોની ઝાડીમાંથી વિશાળ છાતીવાળા એક વિકરાળ રાક્ષસને આવતો જોયો.

स महाबाहुरत्यर्थं प्रसार्य विपुलौ भुजौ ।
जग्राह सहितावेव राघवौ पीडयन्बलात् ॥ १६ ॥

એ વિશાળ ભુજાઓવાળા કબંધ નામના રાક્ષસે પોતાના લાંબા હાથ લંબાવીને રામ અને લક્ષ્મણને બળપૂર્વક પકડી લીધા.

खड्गिनौ दृढधन्वानौ तिग्मतेजो वपुर्धरौ ।
भ्रातरौ विवशं प्राप्तौ कृष्यमाणौ महाबलौ ॥ १७ ॥



દઢ ધનુર્ધારી, હાથમાં તલવારવાળા, અત્યંત તેજસ્વી અને લાંબા હાથવાળા બંને ભાઇઓ તે રાક્ષસની પક્કડમાં આવી ને વિવશ થઇ ગયા.

तत्र धैर्येण शूरस्तु राघवो नैव विव्यथे ।
बाल्यादनाश्रयत्वाच्च लक्ष्मणस्त्वतिविव्यथे ॥ १८ ॥

ધીર વીર રામચંદ્રજીને તો રાક્ષસની પકડથી દુઃખ ન થયું, પણ અણસમજથી (અને લાગ ન મળવાથી) લક્ષ્મણને બહુ પીડા થઇ.

उवाच च विषण्णः सन् राघवं राघवानुजः ।
पश्य मां वीर विवशं राक्षसस्य वशं गतम् ॥ १९ ॥

ઉદાસ થઇને રામાનુજ લક્ષ્મણે શ્રીરામને કીધું કે 'હે વીર ! મને જુઓને હું કેવો રાક્ષસને આધીન વિવશ થઇ ગયો છું !'

मयैकेन विनिर्युक्तः परिमुञ्चस्व राघव ।
मां हि भूतबलिं दत्त्वा पलायस्व यथासुखम् ॥ २० ॥

'હે રામ ! આપ મને રાક્ષસને સોંપીને, મારાં એકલાંનું બલિદાન આપી તમે અહીંથી સુખપૂર્વક જતા રહોને.'

अधिगन्ताऽसि वैदेहीमचिरेणेति मे मतिः ।
प्रतिलभ्य च काकुत्स्थ पितृपैतामहीं महीम् ॥ २१ ॥
तत्र मां राम राजस्थः स्मर्तुमर्हसि सर्वदा ।
लक्ष्मणेनैवमुक्तस्तु रामः सौमित्रिमब्रवीत् ॥ २२ ॥

'હે કાકુત્સ્થ રામ ! આપને સીતા અવશ્ય મળશે એવો મારો દઢ વિશ્વાસ છે. પિતા-પિતામહે સાચવેલી આ પૃથ્વીને પ્રાપ્ત કરીને રાજ્યસિંહાસન પર બેસી મને સદાય યાદ કરતા રહેજો.' જ્યારે લક્ષ્મણજીએ આવું કહ્યું ત્યારે શ્રીરામ બોલ્યા,'



मा स्म त्रासं कृथा वीर न हि त्वादृग्विषीदति ।
एतस्मिन्नन्तरे क्रूरो भ्रातरौ रामलक्ष्मणौ ॥
पप्रच्छ घननिर्घोषः कबन्धो दानवोत्तमः ॥। २३ ॥

'હે વીર ગભરાઇ ન જશો, તમારા જેવો વીર પુરુષ આ રીતે દુઃખી ન થાય. આમ વાતો કરતા રામ-લક્ષ્મણને તે દાનવ શ્રેષ્ઠ મેઘનાદ કબંધે પૂછ્યું.'

कौ युवां वृषभस्कन्धौ महाखड्गधनुर्धरौ ।
घोरं देशमिमं प्राप्तौ मम भक्ष्यावुपस्थितो ॥ २४ ॥

'આખલા જેવી ઊંચી કાંધવાળા, મોટી તલવાર તથા ધનુષને ધારણ કરનારા તમે બેઉ જણા કોણ છો ? આ ઘોર વનમાં આવીને તમે મારું ભક્ષ્ય બન્યા છો.

तत् श्रुत्वा लक्ष्मणो वाक्यं प्राप्तकालं हितं तदा ।
उवाचार्ति समापन्नो विक्रमे कृतनिश्चयः ॥ २५ ॥

કબંધનાં વચનો સાંભળીને લક્ષ્મણજી દુઃખી થઇ પોતાના હિતને ખાતર પરાક્રમ કરવાનો નિર્ધાર કરીને શ્રીરામને સમયાનુકૂળ વચન બોલ્યા.

त्वां च मां च पुरा तूर्णमादत्ते राक्षसाधमः ।
तस्मादसिभ्यामस्याशु बाहू च्छिन्दावहै गुरू ॥ २६ ॥

'જુઓ, આ રાક્ષસધમે પહેલાંથી જ જલદી આપણને બેઉને પકડી લીધા છે, આથી આપણે બંને આપણી તલવારોથી આની મોટી ભુજાઓને કાપી નાખીએ.



एतत्सञ्जल्पितं श्रुत्वा तयोः क्रुद्धस्तु राक्षसः ।
विदार्यास्यं ततो रौद्रं तौ भक्षयितुमारभत् ॥ २७ ॥

એ બેઉની આ વાતો સાંભળીને તે રાક્ષસ ગુસ્સે થયો અને પોતાનું ભયંકર મોં ફાડીને તે બંનેને ખાઇ જવાને તૈયાર થઇ ગયો.

ततस्तौ देशकालज्ञौ खड्गाभ्यामेव राघवौ ।
आच्छिन्दतां सुसंहृष्टौ बाहू तस्यांसदेशतः ॥ २८ ॥

એ વેળાએ દેશ અને કાળને જાણનારા રામે અને લક્ષ્મણે પોતપોતાની તીક્ષ્ણ તલવારો વડે તેની બંને ભુજાઓ સહેલાઇથી કાંધમાંથી જ કાપી નાખી.

सपपात महाबाहुच्छिन्नबाहुर्महास्वनः ।
खं च गां च दिशश्चैव नादयञ्जलदो यथा ॥ २९ ॥

બંને બાહુઓ કપાઇ જવાથી મહાબાહુ કબંધ મેઘની જેવી ભયંકર ગર્જના કરી તેનાથી આકાશ, પૃથ્વી અને સમસ્ત દિશાઓને ગજાવતો પૃથ્વી પર પટકાઇ પડ્યો.

स निकृतौ भुजौ दृष्ट्वा शोणितौघपरिप्लुतः ।
दीनः पप्रच्छ तौ वीरौ कौ युवामिति दानवः ॥ ३० ॥

લોહીથી તરબોળ પોતાના બંને કપાએલા બાહુઓને જોઇને તે રાક્ષસે દીનતાપૂર્વક પૂછયું કે 'તમે બન્ને યુવકો કોણ છો ?'

इति तस्य ब्रुवाणस्य लक्ष्मणः शुभलक्षणः ।
शशंस राघवं तस्य कबन्धस्य महाबलः ॥ ३१ ॥



કબંધે આવું પૂછયું તેથી શુભ લક્ષણોથી યુક્ત મહાબલી લક્ષ્મણે શ્રીરામનો પરિચય આપતાં કહ્યું કે,

अयमिक्ष्वाकुदायादो रामो नाम जनैः श्रुतः ।
अस्यैवावरजं विद्धि भ्रातरं मां च लक्ष्मणम् ॥ ३२ ॥

'આ ઇક્ષ્વાકુ વંશનાં રાજ્યના ઉત્તરાધિકારી (વારસદાર) છે અને સંસારમાં રામ નામથી પ્રસિદ્ધ છે. હું એમનો નાનો ભાઇ છું. મારું નામ લક્ષ્મણ છે.'

मात्रा प्रतिहते राज्ये रामः प्रव्राजितो वनम् ।
मया सह चरत्येष भार्यया च महद्वनम् ॥ ३३ ॥

'રાજ્યાભિષેક વેળાએ એની ઓરમાન માતાએ વિઘ્ન નાખીને એને વનમાં મોકલી દીધા છે. રાજ્યથી ભ્રષ્ટ થવાથી તેઓ મારી તથા તેમની ધર્મપત્નીના સંગાથે મહાવનમાં વિચરણ કરી રહ્યા હતા.'

अस्य देवप्रभावस्य वसतो विजने वने ।
रक्षसाऽपहृता पत्नी यामिच्छन्ताविहागतौ ॥ ३४ ॥

'આ દેવતુલ્ય પ્રભાવશાળી શ્રીરામ આ નિર્જન વનમાં નિવાસ કરતા હતા એવામાં કોઇ રાક્ષસે તેની ધર્મ પત્નીનું અપહરણ કર્યું, અમે બંને તેની શોધમાં અહીં આવ્યા છીએ.

निवासं वा प्रभावं वा वयं तस्य न विद्महे ।
कुरु कल्याणमत्यर्थं यदि जानासि तत्त्वतः ॥ ३५ ॥

'અમે જાણતા નથી કે તે રાક્ષસ કયાં રહેનારો છે અને તેનો પ્રભાવ કેવો છે ? જો તમે આ વિષયમાં કંઇ જાણતા હો તો કૃપા કરીને અમને બતાવો તો તેથી અમારું કલ્યાણ થશે.'



लक्ष्मणस्य वचः श्रुत्वा कबन्धो वाक्यमब्रवीत् ।
शृणु राघव तत्त्वेन यथा सीतामवाप्स्यसि ॥ ३६ ॥

લક્ષ્મણની વાત સાંભળીને કબંધે શ્રીરામને સંબોધીને કહ્યું કે 'હે રામ ! તમને સીતા કેવી રીતે મળશે તેનો ઉપાય હું બતાવું છું તે તમે સાંભળો,'

राम षड्युक्तयो लोके याभिः सर्वं विमृश्यते ।
परिमृष्टो दशान्तेन दशाभागेन सेव्यते ॥ ३७ ॥

'હે રામ ! સંસારમાં કોઇ પણ કાર્યની સિદ્ધિ માટે છ યુક્તિઓ છે, શ્રેષ્ઠ જનો આ ઉપાયો દ્વારા જ પોતાનાં કાર્યો સિદ્ધ કરતા હોય છે. જે મનુષ્યની એકવાર પડતી (દુર્દશા) થઇ જાય છે, તેની પછી પડતી જ થતી રહે છે.

***ટિપ્પણી :*** * *તે છ ઉપાયો આ પ્રમાણે છે, (૧) સંધિ = મિત્રતા, (૨) વિગ્રહ = યુદ્ધ, (૩) યાન = વાહનો, (૪) આસન, (૫) દ્વૈધીભાવ (૬) સમાશ્રય*

तदवश्यं त्वयाकार्यः स सुहृत्सुहृदां वरः ।
अकृत्वा हि न ते सिद्धिमहं पश्यामि चिन्तयन् ॥ ३८ ॥

'પોતાની દુર્દશાને સમાપ્ત કરવાને અને સીતાની પ્રાપ્તિ રૂપી કાર્યમાં સિદ્ધિ અને સફળતા મેળવવાને, હે સુહૃદોમાં શ્રેષ્ઠ ! આપ આ ઉપાયોમાંથી પહેલા ઉપાય 'સંધિ'નો આશ્રય લઇને હું કહું તે વ્યક્તિની સાથે અવશ્ય મૈત્રી કરો. તેની મિત્રતા વગર તમારા લક્ષ્યની સિદ્ધિ થઇ શકશે નહિ, એમ મને વિચાર કરતાં લાગે છે.'

श्रूयतां राम वक्ष्यामि सुग्रीवो नाम वानरः ।
भ्रात्रा निरस्तः क्रुद्धेन वालिना शक्रसूनुना ॥ ३९ ॥

'હે રામ ! સાંભળો, હું તેના વિશે કહું છું. સુગ્રીવ નામે એક વાનર છે. ઇન્દ્રના પુત્ર વાલીએ ક્રોધ કરીને તેનું અપમાન કરીને તેને રાજ્યમાંથી કાઢી મૂકેલો છે.'



ऋष्यमूके गिरिवरे पम्पापर्यन्तशोभिते ।
निवसत्यात्मवान् वीरश्चतुर्भिः सह वानरैः ॥ ४० ॥

'તે આત્મનિષ્ઠ વીર પોતાના ચાર સાથી વાનરો સાથે પંપા સરોવરના તટ પર શોભતા ઋષ્યમૂક નામના સુંદર પર્વત પર વાસ કરે છે.'

वानरेन्द्रो महावीर्यस्तेजोवानमितप्रभः ।
सत्यसन्धो विनीतश्च धृतिमान् मतिमान् महान् ॥ ४१ ॥

'તે વાનર લોકોનો રાજા સુગ્રીવ અત્યંત બળવાન, તેજસ્વી, અમિત પ્રતાપી, સત્યપ્રતિજ્ઞ, વિનીત, ધૈર્યવાન અને મહાબુદ્ધિશાળી છે.'

स ते सहायो मित्रं च सीतायाः परिमार्गणे ।
भविष्यति हि ते राम मा च शोके मनः कृथाः ॥ ४२ ॥

'તે તમારી મિત્રતા કરશે અને સીતાને શોધવામાં તમને મદદ પણ કરશે. એટલા માટે હે રામ ! તમે શોક ન કરો.'

गच्छ शीघ्रमितो राम सुग्रीवं तं महाबलम् ।
वयस्यं तं कुरु क्षिप्रमितो गत्वाद्य राघव ॥ ४३ ॥

'હે રામ ! હવે આપ અહીંથી જલદી જ મહાબલી સુગ્રીવ પાસે જાઓ ત્યાં પહોંચીને તેની સાથે મૈત્રી કરી લો.'

एष राम शिवः पन्था यत्रैते पुष्पिता द्रुमाः ।
प्रतीचीं दिशमाश्रित्य प्रकाशन्ते मनोरमाः ॥ ४४ ॥

'હે રામ ! પશ્ચિમ દિશામાં ફૂલોથી છવાયેલાં જે મનોહારી વૃક્ષો દેખાઇ રહ્યાં છે, ત્યાં જવા માટે આ માર્ગ જ સુખદાયી થશે.'



## ૩૮ (આડત્રીસમો) સર્ગ શબરી દ્વારા રામનું આતિથ્ય

तौ कबन्धेन तं मार्गं पम्पायां दर्शितं वने ।
प्रतस्थतुर्दिशं गृह्य प्रतीचीं नृवरात्मजौ ॥ १ ॥

મનુષ્યોમાં શ્રેષ્ઠ તે બંને રાજકુમારો કબંધે બતાવેલા માર્ગનો ખ્યાલ રાખીને પશ્ચિમ દિશામાં ચાલતા થયા.

तौ पुष्करिण्याः पम्पायास्तीरमासाद्य पश्चिमम् ।
अपश्यतां ततस्तत्र शबर्या रम्यमाश्रमम् ॥ २ ॥

કમળોથી ભરેલા પંપા સરોવરના પશ્ચિમ તટ પર પહોંચીને રામ લક્ષ્મણે તપસ્વી શબરીનો રમણીય આશ્રમ દીઠો.

तौ तत्राश्रममासाद्य द्रुमैर्बहुभिरावृतम् ।
सुरम्यमभिवीक्षन्तौ शबरीमभ्युपेयतुः ॥ ३ ॥

તે બંને ભાઇઓ જાત જાતનાં વૃક્ષોથી ઘેરાયેલા તે આશ્રમમાં પહોંચીને ત્યાંની રમણીયતા નિહાળતા નિહાળતા શબરીની પાસે ગયા.

तौ च दृष्ट्वा तदा सिद्धा समुत्थाय कृताञ्जलिः ।
रामस्य पादौ जग्राह लक्ष्मणस्य च धीमतः ॥ ४ ॥

તે સિદ્ધ શબરી એ બેઉ ભાઇઓને જોતાં જ હાથ જોડીને ઊભી રહી ત્યારે પછી તેણે બંને મહાબુદ્ધિમાન ભાઇઓનો ચરણ સ્પર્શ કરીને તેમને પ્રણામ કર્યા અને બોલી,

मया तु विविधं वन्यं सञ्चितं पुरुषर्षभ ।
तवार्थे पुरुषव्याघ्र पम्पायास्तीरसम्भवम् ॥ ५ ॥



'હે પુરુષ શ્રેષ્ઠ ! મેં પંપા સરોવરની આજુબાજુનાં વનમાં ઉત્પન્ન થતાં અનેક પ્રકારનાં કંદમૂળો અને ફળો આપને માટે એકઠાં કરી રાખેલાં છે.

**ટિપ્પણી :** ✸ *આ પ્રકરણમાં સ્પષ્ટ છે કે શબરીએ રામ-લક્ષ્મણનું આતિથ્ય કંદમૂળ ફળોથી કર્યું હતું. વાલ્મીકીય રામાયણમાં એઠાં બોરોની વાર્તા નથી. તુલસીકૃત રામાયણથી પણ આ મિથ્યા ધારણાનું સમર્થન થતું નથી. રામે શબરીનાં જુઠાં બોર ખાધાં એ વાર્તા સર્વથા નિરાધાર, કપોલકલ્પિત અને ગપ છે.*

पाद्यमाचमनीयं च सर्वं प्रादाद्यथाविधि ।
तामुवाच ततो रामः श्रमणीं शंसितव्रताम् ॥ ६ ॥

આમ કહીને તે શબરીએ એમને અર્ઘ્ય, પાદ્ય, આચમન વગેરે યથાવિધિ પ્રદાન કરીને તેઓનું આતિથ્ય કર્યું. ત્યારે શ્રીરામે ધર્મ અને તપશ્ચર્યાનું વ્રત આચરતી શબરીને પૂછયું કે,

कच्चित्ते निर्जिता विघ्नाः कच्चिते वर्धते तपः ।
कच्चित्ते नियतः क्रोध आहारश्च तपोधने ॥ ७ ॥

'હે તપસ્વી ! તપશ્ચર્યામાં વિઘ્ન નાખનારા કામ-ક્રોધાદિ છ શત્રુઓને તો તમે જીતી જ લીધા છે ને ? તમારી તપસ્યામાં વધારો તો થયા કરે છે ને ? તમે ક્રોધને તો તમારે વશ કરી લીધો છે ને ? તમારા આહાર આદિની પ્રક્રિયા નિયમિત તો છે ને ?'

कच्चित्ते नियमाः प्राप्ताः कच्चित्ते मनसः सुखम् ।
कच्चित्ते गुरुशुश्रूषा सफला चारुभाषिणि ॥ ८ ॥

'હે મધુર ભાષિણી ! તમે યમ-નિયમનાં પાલનમાં સફળ તો થઇ ગયાં છો ને ? તપ દ્વારા મળતાં સંતોષ, સુખ અને શાન્તિ તો તમે પ્રાપ્ત કરી લીધાં છે ને ? તમારી ગુરુશૂશ્રૂષા તો સફળ થઇ ગઇ ને ?'



रामेण तापसी पृष्टा सा सिद्धा सिद्धसम्मता ।
शशंस शबरी वृद्धा रामाय प्रत्युपस्थिता ॥ ९ ॥

જ્યારે શ્રીરામે શબરીને આ પ્રકારના પ્રશ્નો પૂછયા ત્યારે સિદ્ધ પુરુષો દ્વારા સંમાનિત એ વૃદ્ધ તપસ્વિનીએ કહ્યું કે

अद्य प्राप्ता तपःसिद्धिस्तव सन्दर्शनान्मया ।
अद्य मे सफलं तप्तं गुरवश्च सूपूजितः ॥ १० ॥

'હે રામ ! આજ આપના દર્શનથી મેં તપશ્ચર્યાની સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી છે. આજ મારું કરેલું તપ અને ગુરુજનોની કરેલી સેવા સાર્થક અને સફળ થયાં છે.'

इत्युक्त्वा जटिला वृद्धा चीरकृष्णाजिनाम्बरा ।
तस्मिन् मुहूर्ते शबरी देहं जीर्णं जिहासती ॥ ११ ॥
अनुज्ञाता तु रामेण हुत्वाऽऽत्मानं हुताशने ।
ज्वलत्पावकसङ्काशा स्वर्गमेव जगाम सा ॥ १२ ॥

શ્રીરામને આમ કહીને જટાને ધારણ કરનારી, વલ્કલ અને મૃગચર્મ પહેરનારી એ શબરી એ જ વખતે પોતાના પુરાણા શરીરને તજવાની ઇચ્છાથી શ્રીરામની અનુમતિ લઇને પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરીને ઝળહળતા અગ્નિ સમાન તે બ્રહ્મલોકમાં સિધાવી ગઈ.

दिवं तु तस्यां यातायां शबर्यां स्वेन तेजसा ।
हितकारिणमेकाग्रं लक्ष्मणं राघवोऽब्रवीत् ॥ १३ ॥

જ્યારે શબરી પોતાનાં તપ અને તેજના પ્રભાવથી સ્વર્ગ સિધાવી ગઇ, ત્યારે શ્રીરામ નિશ્ચલરૂપે બેઠેલા પરમ હિતૈષી પોતાના ભાઇ લક્ષ્મણને કહેવા લાગ્યા.



तदागच्छ गमिष्यावः पम्पां तां प्रियदर्शनाम् ।
ऋष्यमूको गिरिर्यत्र नातिदूरे प्रकाशते ॥ १४ ॥
यस्मिन्वसति धर्मात्मा सुग्रीवोंऽशुमतः सुतः ।
नित्यं वालिभयात्त्रस्तश्चतुर्भिः सह वानरैः ॥ १५ ॥

'હે લક્ષ્મણ ! ચાલો, આપણે બેઉ પંપાસરોવરના તટ પર જઇએ, ત્યાંથી તે ઋષ્યમૂક પર્વત પણ નજીકમાં છે, ત્યાં રાજર્ષિપુત્ર ધર્માત્મા સુગ્રીવ વાલીના ભયથી ત્રાસીને પોતાના ચાર મંત્રીઓ સાથે સદા નિવાસ કરે છે.'

तदधीनं हि मे सौम्य सीतायाः परिमार्गणम् ।
एवं ब्रुवाणं तं धीरं रामं सौमित्रिरब्रवीत् ॥ १६ ॥

'હે સૌમ્ય ! સીતાજીની શોધ કરવાનું તેના આધીન છે. એટલે આપણે જલદી ચાલવું જોઇએ.' શ્રીરામે આમ કહ્યું તેથી લક્ષ્મણજીએ પોતાના ધૈર્યવાન્ ભાઇને કહ્યું,

गच्छावस्त्वरितं तत्र ममापि त्वरते मनः ।
आश्रमात्तु ततस्तस्मान्निष्क्रम्य स विशाम्पतिः॥
आजगाम ततः पम्पां लक्ष्मणेन सह प्रभुः ॥ १७ ॥

હા, ભાઇ ! આપણે જલદી જ ચાલી નકળવું જોઇએ, મારું મન પણ ત્યાં પહોંચવાને ઉતાવળું થઇ રહ્યું છે.' આ સાંભળી પ્રજા પાલક શ્રીરામ મતંગ આશ્રમથી નીકળી પોતાના ભાઇ લક્ષ્મણ સાથે પંપા સરોવરના કિનારે પહોંચી ગયા.

इति अरण्यकाण्डम् / આમ આરણ્યકાંડ સમાપ્ત થયો.

અરણ્યકાંડ એક દૃષ્ટિમાં : સર્ગ ૩૮, શ્લોક સંખ્યા ૮૫૯, ટિપ્પણીઓ ૩૨

॥ ओ३म् ॥

# કિષ્કિન્ધા કાંડ

## ૧ (પહેલો) સર્ગ શ્રી રામની વિરહવેદના

स तां पुष्करिणीं गत्वा पद्मोत्पलझषाकुलाम् ।
रामः सौमित्रिसहितो विललापाकुलेन्द्रियः ॥ १ ॥

જ્યારે શ્રીરામ લક્ષ્મણ સાથે કમળપત્રો અને માછલાં વગેરે જળચરોવાળાં પંપા નામના સરોવરે પહોંચ્યા ત્યારે સીતાનું સ્મરણ થવાથી તેઓ વ્યાકુળ થઇ ગયા અને રડવા લાગ્યા.

**ટિપ્પણી :** ✱ *આ સંબંધમાં નીચેની લોકોક્તિ બહુ જ પ્રસિદ્ધ છે. રામે માછલીઓવાળાં એ જલ સરોવર પર એક બગલાને જોઇને લક્ષ્મણજીને કહ્યું,*

*पश्य लक्ष्मण पम्पायां बकं परं धार्मिकम् ।*
*मन्दं मन्दं पदं धत्ते जीवानां वधशङ्कया ॥*

*હે લક્ષ્મણ ! પંપા સરોવરના તટપર આ પરમ ધાર્મિક બગલાને જુઓ, જળના જીવોની હત્યા ન થઇ જાય એટલા માટે આ બગલો કેવો ધીમે ધીમે પગ મૂકીને ચાલે છે ! આ વાતચીત સાંભળીને એક માછલી બોલી ઊઠી. ખરી રીતે પશુ-પક્ષી કે જળ જંતુ બોલતાં નથી હોતાં. તેમની જીભે કવિ જ બોલે છે. 'માછલી બોલી' એમ કહેવાનું તાત્પર્ય એ છે કે કવિ પોતાની વાત માછલીનાં મુખથી કહેવડાવી રહ્યા છે.*



*बकं प्रशंससे राम येनाहं निष्कुलीकृता ।*
*सहवासी विजानीयात् चरित्रं सहवासिनाम् ॥*

*અહો ! રામ ! તમે એ બગલાનાં વખાણ કરી રહ્યા છો જેણે મારાં સમસ્ત કુળનો ધ્વંસ કર્યો છે ? ઠીક છે, સહવાસ કરનારો જ પોતાના સહવાસીઓના ચરિત્રને જાણી શકે છે.*

तस्य दृष्ट्वैव तां हर्षादिन्द्रियाणि चकम्पिरे ।
स कामवशमापन्नः सौमित्रिमिदमब्रवीत् ॥ २ ॥

જ્યારે તેઓએ કમળવનથી શોભતી એ કમળ તળાવડીની રમણીયતાને સારી રીતે નિહાળી ત્યારે હર્ષના અતિરેકથી તેમની બધી જ ઇન્દ્રિયો સળવળવા લાગી. તેઓ કામવશ થઇને પોતાના ભાઇ લક્ષ્મણને કહેવા લાગ્યા,

सौमित्रे शोभते पम्पा वैडूर्यविमलोदका ।
फुल्लपद्मोत्पलवती शोभिता विविधैर्द्रुमैः ॥ ३ ॥

'હે લક્ષ્મણ ! જુઓ, જાત જાતનાં વૃક્ષોથી શોભતું, ખીલેલાં કમળોથી પરિપૂર્ણ વૈદૂર્યમણિ સમાન નિર્મળ જળવાળું આ કમળ સરોવર કેટલું સુશોભિત દેખાય છે ?

सौमित्रे पश्य पम्पायाः काननं शुभदर्शनम् ।
यत्र राजन्ति शैलाभा द्रुमाः सशिखरा इव ॥ ४ ॥

'હે લક્ષ્મણ ! પંપા પાસેના જોવાલાયક આ જંગલને તો જુઓ, જ્યાં ઊંચાં ઊંચાં વૃક્ષો પર્વતનાં શિખરો સમા શોભાયમાન થઇ રહ્યાં છે.'



मां तु शोकाभिसंतप्तं माधवः पीडयन्निव ।
भरतस्य च दुःखेन वैदेह्या हरणेन च ॥ ५ ॥
शोकार्तस्यापि मे पम्पा शोभते चित्रकानना ।
व्यवकीर्णा बहुविधैः पुष्पैः शीतोदका शिवा ॥ ६ ॥

'એક કોરથી મને શોકથી સંતપ્તને વસંતઋતુ પીડા આપી રહી છે. બીજી બાજુ ભરત અયોધ્યાથી બહાર નન્દિગ્રામમાં વ્રત-ઉપવાસ વગેરે કરીને કષ્ટ સહન કરે છે. તેનું અને સીતાનાં અપહરણનું દુઃખ મને પીડા ઉપજાવી રહ્યું છે, એમ છતાં પણ નિર્વિકાર શીતલ જળવાળું, અનેક પ્રકારનાં વૃક્ષો પરનાં પુષ્પોની શોભા અને અનેક પ્રકારનાં વનોથી યુક્ત આ પંપા સરોવર મને અત્યંત રમણીય લાગે છે. (પંપા સરોવર મને બહુ જ ગમે છે.)'

अयं वसन्तः सौमित्रे नानाविहगनादितः ।
सीतया विप्रहीणस्य शोकसन्दीपनो मम ॥ ७ ॥

'હે લક્ષ્મણ ! આ વસંત ઋતુ વિવિધ પ્રકારનાં પક્ષીઓના કલરવથી નિનાદિત થતી મારા સીતાના વિયોગથી ઉત્પન્ન થયેલાં શોકને વધુને વધુ પ્રદીપ્ત કરી રહી છે.'

मां हि पल्लवताम्रार्चिर्वसन्ताग्निः प्रधक्ष्यति ।
न हि तां सूक्ष्मपक्ष्माक्षीं सुकेशीं मृदुभाषिणीम् ॥ ८ ॥
अपश्यतो मे सौमित्रे जीवितेऽस्ति प्रयोजनम् ।
अयं हि दयितस्तस्याः कालो रुचिरकाननः ॥ ९ ॥

'હે લક્ષ્મણ ! જેમાં લાલ-લાલ પાંદડાં રૂપી જ્વાળાઓ નીકળી રહી છે, તે વસંતરૂપી અગ્નિ જરૂર મને ભસ્મ કરી દેશે. એ કમળ જેવાં નેત્રોવાળી, સુંદર કેશોવાળી, મધુર વાણીવાળી સીતાને જોયા વિનાનું આ મારું જીવવું નકામું છે. આ વસંતઋતુ સીતાને અત્યંત પ્રિય હતી, કેમકે આ ઋતુમાં સંપૂર્ણ વન ફળફૂલ અને પાંદડાંથી અત્યંત મનગમતું થઇ જાય છે.



अमी मयूरा शोभन्ते प्रनृत्यन्तस्ततस्ततः ।
स्वैः पक्षैः पवनोद्धूतैर्गवाक्षैः स्फाटिकैरिव ॥ १० ॥

'હે લક્ષ્મણ ! જુઓ આ અહીં-તહીં નૃત્ય કરતા મોર કેવા શોભાયમાન થઇ રહ્યા છે ! પવનથી ધ્રૂજતી એની પાંખો સ્ફટિકના ઝરૂખા કેમ ન હોય એવી તો શોભા દઇ રહી છે.'

नदन्ति कामं मुदिताः शकुनाः सङ्घशः कलम् ।
आह्वयन्त इवान्योन्यं कामोन्मादकरा मम ॥ ११ ॥

'ટોળે ટોળાં પક્ષીઓનાં પરસ્પર એકબીજાને બોલાવી રહ્યાં છે; અને આનંદ પૂર્વક ટહૂકા કરીને મારા કામની ઉન્માદ અવસ્થામાં વધારો કરી રહ્યાં છે.'

वसन्तो यदि तत्रापि यत्र मे वसति प्रिया ।
नूनं परवशा सीता साऽपि शोचत्यहं यथा ॥ १२ ॥

'આ સમયે મારી પ્રાણપ્રિયા સીતા જ્યાં પણ નિવાસ કરતી હોય ત્યાં પણ આવી જ રીતની વસંતઋતુ હોય તો તે પણ મારી જેમ જ પરાધીન થઇને શોકાતુર થઇ રહી હશે.'

मयि भावस्तु वैदेह्यास्तत्त्वतो विनिवेशितः ।
ममापि भावः सीतायां सर्वथा विनिवेशितः ॥ १३ ॥

'કેમકે સીતાનો વાસ્તવિક શુદ્ધ પ્રેમ મારા પર છે અને મારો પણ હાર્દિક પ્રેમ સીતા પર છે.'



यदि दृश्येत सा साध्वी यदि चेह वसेमहि ।
स्पृहयेयं न शक्राय नायोध्यायै रघूत्तम ॥ १४ ॥

'હે રઘુકુલ-શ્રેષ્ઠ લક્ષ્મણ ! જો એ પતિવ્રતા સીતા અહીં જ કયાંક મને દેખાઇ જાય અને હું એની સાથે અહીંયા વાસ કરું તો પછી મને ન તો ઇન્દ્રપદની કામના થાય કે ન તો અયોધ્યાના રાજ્યની આકાંક્ષા થાય.'

तच्चार्वञ्चितपक्ष्माक्षं सुगन्धिं शुभ्रमव्रणम् ।
अपश्यतो मुखं तस्याः सीदतीव मनो मम ॥ १५ ॥

'આ સમયે સીતાનાં એ કમળ સમાન નેત્રોવાળા, સુગંધિત, વ્રણરહિત અને મોહક મુખમંડળને જોયાં વિના મારું મન વ્યાકુળ થઇ રહ્યું છે.'

किं नु वक्ष्यामि कौसल्यामयोध्यायां नृपात्मज ।
क्व सा स्नुषेति पृच्छन्तीं कथं चातिमनस्विनीम् ॥ १६ ॥

'હે રાજકુમાર લક્ષ્મણ ! અયોધ્યા પાછા ફર્યા પછી માતા કૌસલ્યા જ્યારે મને પૂછશે કે તે મારી મનસ્વી પુત્રવધૂ સીતા કયાં છે અને તે કેવી છે ત્યારે હું તેમને શો ઉત્તર આપીશ ?'

गच्छ लक्ष्मण पश्य त्वं भरतं भ्रातृवत्सलम् ।
न ह्यहं जीवितुं शक्तस्तामृते जनकात्मजाम् ॥ १७ ॥

'હે લક્ષ્મણ ! હવે તમે અયોધ્યા પરત જતા રહો અને ભ્રાતૃવત્સલ ભાઇ ભરતને મળો, હું તો હવે સીતા વગર જીવતો નહિ રહી શકું.'

इति रामं महात्मानं विलपन्तमनाथवत् ।
उवाच लक्ष्मणो भ्राता वचनं युक्तमव्ययम् ॥ १८ ॥



આ પ્રકારે અનાથની જેમ વિલાપ કરતાં મહાત્મા રામને જોઇને નિર્વિકાર લક્ષ્મણ આ યોગ્ય અને વાસ્તવિક વચન બોલ્યા.

संस्तम्भ राम भद्रं ते मा शुचः पुरुषोत्तम ।
नेदृशानां मतिर्मन्दा भवत्यकलुषात्मनाम् ॥ १९ ॥

'હે રામ ! આપનું કલ્યાણ થાઓ ! તમે ધીરજ ધારણ કરો, શોકનો ત્યાગ કરો, હે પુરુષોત્તમ ! તમારા જેવા નિર્મળ બુદ્ધિવાળાની બુદ્ધિ આટલી મંદ તો નહિ જ હોવી જોઇએ.'

स्मृत्वा वियोगजं दुःखं त्यज स्नेहे प्रिये जने ।
अतिस्नेहपरिष्वाङ्गाद्वर्तिरार्द्रापि दह्यते ॥ २० ॥

'સંયોગ વિયોગપૂર્વક હોય છે.' એ અટલ સિદ્ધાંતને સામે રાખીને આપ સીતાના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને અને તેના પરના હદ ઉપરના પ્રેમને છોડી દો. કેમકે, જુઓ, અત્યંત સ્નેહથી ખરડાયેલી (તેલમાં ડૂબેલી)ભીની દિવેટ પણ બળતી રહે છે.'

यदि गच्छति पातालं ततो ह्यधिकमेव वा ।
सर्वथा रावणस्तावन्न भविष्यति राघव ॥ २१ ॥

'હે રઘુકુલ-શિરોમણી રામ ! હવે રાવણ ભલેને પાતાળમાં ચાલ્યો જાય અથવા એનાથી પણ વધારે છાનાં બીજાં સ્થાનમાં સંતાઇ જાય, તો પણ હવે તે બચી શકશે નહિ, નક્કી તે મરવાનો જ થયો છે.'

स्वास्थ्यं भद्रं भजस्वार्य त्यज्यतां कृपणा मतिः ।
अर्थो हि नष्टकार्यार्थैर्नायत्नेनाधिगम्यते ॥ २२ ॥



'હે ભાઇ ! તમે સ્વસ્થ થઇ જાઓ (તમે તમારાં સ્વાસ્થ્યનો ખ્યાલ કરો), આ દીનતા અને કાયરતાના વિચારો છોડી દો. ધીરજ રાખો કેમકે ઉદ્યોગના અભાવમાં અર્થની સિદ્ધિ કદાપિ થતીજ નથી. (ખોવાયેલી વસ્તુ વિના પ્રયત્ને મળતી જ નથી).

उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम् ।
सोत्साहस्यास्ति लोकेऽस्मिन्न किञ्चिदपि दुर्लभम् ॥ २३ ॥

'હે આર્ય રામ ! ઉત્સાહમાં મોટું બળ રહેલું છે. ઉત્સાહથી ચડિયાતું બીજું બળ નથી. ઉત્સાહી અને ઉદ્યોગી પુરુષોને આ સંસારમાં કોઇપણ વસ્તુ દુર્લભ નથી.'

उत्साहवन्तः पुरुषा नावसीदन्ति कर्मसु ।
उत्साहमात्रमाश्रित्य सीतां प्रतिलभेमहि ॥ २४ ॥

'ઉત્સાહી લોકો કોઇ પણ કાર્ય કરવામાં ગભરાતા નથી. આપણે પણ ઉત્સાહનો આશ્રય લઇને સીતાજીને અવશ્ય પ્રાપ્ત કરીશું.'

त्यज्यतां कामवृत्तत्वं शोकं संन्यस्य पृष्ठतः ।
महात्मानं कृतात्मानमात्मानं नावबुध्यसे ॥ २५ ॥

'આપ મહાત્મા અને કૃત-કૃત્યોને જાણનારા થઇને પોતે પોતાનાં સ્વરૂપને કેમ ઓળખતા નથી ! આપ શોકનો ત્યાગ કરો અને આ કામી લોકો જેવી મનોવૃત્તિને દૂર ફેંકી દો.'

एवं सम्बोधितस्तत्र शोकोपहतचेतनः ।
न्यस्य शोकं च मोहं च ततो धैर्यमुपागमत् ॥ २६ ॥



જ્યારે લક્ષ્મણજીએ શોકાતુર રામને આવી રીતે સમજાવ્યા ત્યારે શ્રીરામે શોક અને મોહનો ત્યાગ કરીને ધૈર્યને ધારણ કર્યું.

सोऽभ्यतिक्रामदव्यग्रस्तामचिन्त्यपराक्रमः ।
रामः पम्पां सुरुचिरां रम्यां पारिप्लवद्रुमाम् ॥ २७ ॥

લક્ષ્મણે રામને સમજાવ્યા. તેથી કલ્પનામાં ન આવે તેટલા પરાક્રમી રામનું ચિત્ત સ્થિર થઇ ગયું અને તેઓ ડોલતાં વૃક્ષોવાળાં એ અત્યંત મનોહર પંપા સરોવરને ફરી ફરીને નીરખવા લાગ્યા.

## ૨ (બીજો) સર્ગ સુગ્રીવની આશંકા તથા હનુમાન દ્વારા તપાસ

तौ तु दृष्ट्वा महात्मानौ भ्रातरौ रामलक्ष्मणौ ।
वरायुधधरौ वीरौ सुग्रीवः शङ्कितोऽभवत् ॥ १ ॥

ઉત્તમ અસ્ત્ર-શસ્ત્રો ધારણ કરનારા એ બંને વીર ભાઇઓ મહાત્મા રામ અને લક્ષ્મણને પંપા સરોવર પર ભ્રમણ કરતાં જોઇને વાનરરાજ સુગ્રીવને બહુ જ શંકા થઇ.

ततः स सचिवेभ्यस्तु सुग्रीवः प्लवगाधिपः ।
शशंस परमोद्विग्नः पश्यंस्तौ रामलक्ष्मणौ ॥ २ ॥

ત્યારે ભયથી ગભરાયેલા વાનરરાજ સુગ્રીવે રામ અને લક્ષ્મણને જોઇને પોતાના મંત્રીઓને કહ્યું, કે.

एतौ वनमिदं दुर्गं वालिप्रणिहितौ ध्रुवम् ।
छद्मना चीरवसनौ प्रचरन्ताविहागतौ ॥ ३ ॥



'ચોક્કસ આ બેઉ જણા વાલીના મોકલેલા છે. તેથી આ લોકો કપટથી પોતાનો વેશ બદલીને વલ્કલ વસ્ત્રો પહેરી આ દુર્ગમ વનમાં ભમતા-ફરતા અહીંયા આવ્યાં છે.

ततस्तं भयसंविग्नं वालिकिल्बिषशङ्कितम् ।
उवाच हनुमान् वाक्यं सुग्रीवं वाक्यकोविदः ॥ ४ ॥

ત્યારે વાલીનાં ષડ્યંત્રની શંકાથી ભયગ્રસ્ત રાજા સુગ્રીવને વાણી વિશારદ હનુમાનજી આ પ્રમાણે બોલ્યા.

अहो शाखामृगत्वं ते व्यक्तमेव प्लवङ्गम ।
लघुचित्ततयाऽऽत्मानं न स्थापयसि यो मतौ ॥ ५ ॥

'હે વાનરરાજ ! આશ્ચર્યની વાત છે કે આપ આપની ચિત્તની ચંચળતાનાં કારણે ખરી રીતે વાંદરવેડા = ક્ષુદ્રતાનો પરિચય દઈ રહ્યા છો. અત્યારે આ પરિસ્થિતિમાં આપે ધૈર્યપૂર્વક સ્થિરબુદ્ધિથી કામ લેવું જોઈએ.'

सुग्रीवस्तु शुभं वाक्यं श्रुत्वा सर्वं हनूमतः ।
ततः शुभतरं वाक्यं हनूमन्तमुवाच ह ॥ ६ ॥

હનુમાનનાં આ સારભર્યા શુભ વચન સાંભળીને સુગ્રીવે હનુમાનજીને અતિ મનોહર શબ્દોમાં આ પ્રકારે કહ્યું.

दीर्घबाहू विशालाक्षौ शरचापासिधारिणौ ।
कस्य न स्याद्भयं दृष्ट्वा ह्येतौ सुरसुतोपमौ ॥ ७ ॥

'હે હનુમાન ! દીર્ઘબાહુવાળા, વિશાળ નેત્રોવાળા, ધનુષ બાણ અને તલવારને ધારણ કરનારા, દેવપુત્રો સમાન આ બંનેને જોઈને કોને ડર ન લાગે ?'



वालिप्रणिहितावेतौ शङ्केऽहं पुरुषोत्तमौ ।
राजानो बहुमित्राश्च विश्वासो नात्र हि क्षमः ॥ ८ ॥

'આ બેઉ નરશ્રેષ્ઠોને જોઈને મને તો એ જ શંકા થઈ રહી છે કે આ બંને જણા વાલીના મોકલેલા છે, કેમકે રાજાઓને અનેક પ્રકારના મિત્રો હોય છે. એટલે આના ઉપર એકદમ વિશ્વાસ કરવો ઉચિત નથી.'

तौ त्वया प्राकृतेनेव गत्वा ज्ञेयौ प्लवङ्गम ।
इङ्गितानां प्रकारैश्च रूपव्याभाषणेन च ॥ ९ ॥

'એટલા માટે હે હનુમાન ! તમે સાધારણ માનવવેશમાં એમની નિકટ જઈને એમનાં હાવ-ભાવ ચેષ્ટા, આકૃતિ અને ભાષણ દ્વારા જાણી લો કે આ બેઉ કોણ છે ?'

***ટિપ્પણી :*** *✱ કહ્યું છે કે 'आकारेङ्गितचेष्टया भाषणेन च ।*
*नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥*

*આકૃતિ, હાવભાવ, ચેષ્ટા, ભાષણ, આંખો અને મુખના વિકારો દ્વારા અંદરના મનને સમજી શકાય છે.*

वचो विज्ञाय हनुमान् सुग्रीवस्य महात्मनः ।
पर्वतादृष्यमूकात्तु पुप्लुवे यत्र राघवौ ॥ १० ॥

મહાત્મા સુગ્રીવનો આદેશ મળતાં જ હનુમાન ઋષ્યમૂક પર્વતથી જ્યાં રામ અને લક્ષ્મણ હતા ત્યાં જલદી દોડી ગયા.

कपिरूपं परित्यज्य हनुमान् मारुतात्मजः ।
भिक्षुरूपं ततो भेजे शठबुद्धितया कपिः ॥ ११ ॥

જાતી વેળાએ પવનપુત્ર હનુમાને પોતાના વાનરવેશનો ત્યાગ કરીને (લાંગૂલ સંતાડીને) પોતાની જાતને છુપાવવા માટે અને રામને છેતરવા માટે ભિક્ષુકનો વેશ ધારણ કર્યો.



ततः स हनुमान् वाचा श्लक्ष्णया सुमनोज्ञया ।
विनीतवदुपागम्य राघवौ प्रणिपत्य च ॥ १२ ॥
आबभाषे तदा वीरौ यथावत्प्रशशंस च ।
सम्पूज्य विधिवद्वीरौ हनुमान् मारुतात्मजः ॥ १३ ॥

ત્યારપછી હનુમાનજી રામ-લક્ષ્મણની પાસે જઇ, તેમને નમ્રતાથી પ્રણામ કરી, મધુર અને મનોહર વાણીથી એ બંનેનાં વખાણ કરવા લાગ્યા. એ બેઉ વીરોની યથાર્થ પ્રશંસા કરીને એ બેઉની વિધિપૂર્વક પૂજા કરી, પછી પવનસુત હનુમાનજી બોલ્યા.

राजर्षिदेवप्रतिमौ तापसौ संशितव्रतौ ।
देशं कथमिमं प्राप्तौ भवन्तौ वरवर्णिनौ ॥ १४ ॥

'આપ બંને રાજર્ષિ જેવા, દેવતાઓ તુલ્ય, તપસ્વી અને કઠોર વ્રતધારી છો. હે ઉત્તમ વર્ણવાળા ! આપ બેઉ મહાનુભાવો આ પ્રદેશમાં શા માટે આવેલા છો ?'

पद्मपत्रेक्षणौ वीरौ जटामण्डलधारिणौ ।
अन्योन्यसदृशौ वीरौ देवलोकादिवागतौ ॥ १५ ॥

'આપ બંને જણા સમાન આકૃતિવાળા, કમળદળ જેવાં નેત્રોવાળા, જટામંડલ ધારણ કરનારા વીર પુરુષો કોણ છો? આપ બંને દેવલોક = ત્રિવિષ્ટપથી તો નથી આવ્યા ને ?'

***ટિપ્પણી :*** * *આજનું તિબેટ તથા થોડું કાશ્મીર*

यदृच्छयेव सम्प्राप्तौ चन्द्रसूर्यौ वसुन्धराम् ।
विशालवक्षसौ वीरौ मानुषौ देवरूपिणौ ॥ १६ ॥



'સ્વેચ્છાપૂર્વક કયાંક સૂર્ય અને ચંદ્રમા તો આ વસુંધરા પર ઉતરી આવ્યા નથી ને ? (અર્થાત્ આપનું સૌંદર્ય સૂર્ય અને ચંદ્રમાની કાન્તિને પણ ઝાંખી પાડે છે.) વિશાળ વક્ષઃ સ્થળો (છાતી) વાળા તમે બેઉ સાધારણ મનુષ્યના રૂપમાં કોઇ દેવતાઓ તો નથી ને ?'

सिंहस्कन्धो महोत्साहौ समदाविव गोवृषौ ।
आयताश्च सुवृत्ताश्च बाहवः परिघोपमाः ॥ १७ ॥

'આપ બંને વીરોના સ્કંધો સિંહના સમાન છે, આપ મહા-ઉત્સાહી અને મદમત્ત સાંઢ જેવા છો. આપની ભુજાઓ ગદા જેવી ગોળ, દઢ અને લાંબી છે.'

सर्वभूषणभूषार्हाः किमर्थं न विभूषिताः ।
उभौ योग्यावहं मन्ये रक्षितुं पृथिवीमिमाम् ॥ १८ ॥

'સંપૂર્ણ આભૂષણોથી વિભૂષિત કરવા યોગ્ય આપનાં સુંદર શરીરો આભૂષણો વિના કેમ છે ? હું માનું છું કે આપ બંને આ સમસ્ત પૃથ્વીની રક્ષા કરવાને સમર્થ છો ?'

इमे च धनुषी चित्रे श्लक्ष्णे चित्रानुलेपने ।
प्रकाशेते यथेन्द्रस्य वज्रे हेमविभूषिते ॥ १९ ॥

'આપનાં આ બંને ધનુષો અદ્દભુત, મજબૂત અને નકશીદાર છે અને ઇન્દ્રનાં સ્વર્ણ-વિભૂષિત વજ્ર જેવાં દેખાય છે.'

सम्पूर्णा निशितैर्बाणैस्तूणाश्च शुभदर्शनाः ।
जीवितान्तकरैर्घोरैः श्वसद्भिरिव पन्नगैः ॥ २० ॥

'તીક્ષ્ણ બાણોથી ભરેલાં તમારાં ભાથાં પણ બહુ જ સુંદર જણાય છે અને તેમાં જીવનનો અંત આણનારાં સર્પ જેટલાં ભયંકર બાણો ભરેલાં છે.



महाप्रमाणौ विस्तीर्णौ तप्तहाटकभूषितौ ।
खड्गावेतौ विराजेते निर्मुक्ताविव पन्नगौ ॥ २१ ॥

'સોનાની મૂઠવાળી તમારી લાંબી-પહોળી તલવારો કાંચળી કાઢેલા સાપની જેમ ચમકી રહી છે.'

सुग्रीवो नाम धर्मात्मा कश्चिद्वानरयूथपः ।
वीरो विनिकृतो भ्रात्रा जगद् भ्रमति दुःखितः ॥ २२ ॥

(બેઉ ભાઇઓની પ્રશંસા કર્યા પછી હવે હનુમાનજી પોતાનું પ્રયોજન કહે છે.) 'સુગ્રીવ નામના એક ધર્માત્મા વીર-પુરુષ વાનર લોકોના મુખી છે, તેને તેના ભાઇએ અપમાનિત કરીને કાઢી મૂકેલ છે, તેથી તે દુઃખી થઇને સંસારમાં ફર્યા કરે છે.'

प्राप्तोऽहं प्रेषितस्तेन सुग्रीवेण महात्मना ।
राज्ञा वानरमुख्यानां हनुमान्नाम वानरः ॥ २३ ॥

'તે વાનરરાજ મહાત્મા સુગ્રીવનો મોકલેલો હું તમારી પાસે આવેલો છું. તેમના વાનરોમાં મુખ્ય એક હનુમાન નામનો હું વાનર છું.'

युवाभ्यां सह धर्मात्मा सुग्रीवः सख्यमिच्छति ।
तस्य मां सचिवं विद्धि वानरं पवनात्मजम् ॥ २४ ॥

'તે ધર્માત્મા સુગ્રીવ તમારાં બંને ભાઇઓના સાથે મૈત્રી કરવા ઇચ્છે છે, આપ મને પવનપુત્રને સુગ્રીવનો મંત્રીજ સમજો.'

एतत् श्रुत्वा वचस्तस्य रामो लक्ष्मणमब्रवीत् ।
प्रहृष्टवदनः श्रीमान् भ्रातरं पार्श्वतः स्थितम् ॥ २५ ॥



હનુમાનની આ વાતો સાંભળીને શ્રીરામ બહુ જ પ્રસન્ન થયા અને પોતાને પડખે બેઠેલા લક્ષ્મણજીને કહેવા લાગ્યા.

सचिवोऽयं कपीन्द्रस्य सुग्रीवस्य महात्मनः ।
तमेव काङ्क्षमाणस्य ममान्तिकमुपागतः ॥ २६ ॥

'હે લક્ષ્મણ ! જેને હું પોતે મળવા માગતો હતો તે જ વાનર-રાજ સુગ્રીવના આ મંત્રી છે; તો હવે આ એનો મંત્રી જ સ્વયં મારી પાસે આવેલો છે.'

तमभ्यभाष सौमित्रे सुग्रीवसचिवं कपिम् ।
वाक्यज्ञं मधुरैर्वाक्यैः स्नेहयुक्तमरिन्दमम् ॥ २७ ॥

'હે લક્ષ્મણ ! તમે વાકયવિશારદ (વાતચીતમાં ચાલાક અને પ્રવીણ), શત્રુઓનાં માન મર્દન કરનારા, સ્નેહની મૂર્તિ સમા, સુગ્રીવના સચિવ હનુમાનની સાથે મધુર વાણીથી વાર્તાલાપ કરો.'

नानृग्वेदविनीतस्य नायजुर्वेदधारिणः ।
नासामवेदविदुषः शक्यमेवं प्रभाषितुम् ॥ २८ ॥

'આ હનુમાન ઉચ્ચકોટિના વિદ્વાન છે, કેમકે ઋગ્વેદનો અજાણ્યો, યજુર્વેદના જ્ઞાન રહિત અને સામવેદના બોધથી શૂન્ય મનુષ્ય આટલી સંસ્કૃત અને અલંકૃત (શુધ્ધ અને વિદ્વતાપૂર્ણ) વાતો કરી શકે નહિ.'

**ટિપ્પણી :** ✱ *જે લોકો હનુમાનને વાંદરો કહે છે, તેઓ આ શ્લોકોનું જરાક અવલોકન કરે. શું વાંદરાઓ ઋગ્વેદ વગેરે વેદોનું અધ્યયન કરતા હોય છે ? અને શું જંગલોમાં કૂદવાવાળા વાંદરા વ્યાકરણનો અભ્યાસ કરે છે ? હનુમાન પૂંછડીવાળો અને રાતા મોઢાવાળો વાંદરો ન હતા, જેવો કે તેને મૂર્ખ માણસો સમજી રહ્યા છે ? તેઓ વાનર જાતિના મનુષ્ય હતા અને વેદવેદાંગના વિદ્વાન હતા.*



नूनं व्याकरणं कृत्स्नमनेन बहुधा श्रुतम् ।
बहु व्याहरतानेन न किञ्चिदपशब्दितम् ॥ २९ ॥

'આણે ચોક્કસ સંપૂર્ણ વ્યાકરણનું અનેકવાર અધ્યયન કરેલું છે. એ કારણથી જ આ એટલા સમય બોલ્યા તો પણ બોલવામાં ક્યાંય ઊણપ નથી આવી. (ભૂલ નથી કરી.)

न मुखे नेत्रयोर्वापि ललाटे च भ्रुवोस्तथा ।
अन्येष्वपि च गात्रेषु दोषः संविदितः क्वचित् ॥ ३० ॥

'એટલું જ નહિ પણ બોલતી વેળાએ એમનાં મુખ, નેત્રો, કપાળ, ભ્રમર (ભવાં) તથા શરીરનાં અન્ય કોઇ અંગોમાં કશી જ વિકૃતિ કે દોષ દેખાતો ન હતો.'

अविस्तरमसन्दिग्धमविलम्बितमद्रुतम् ।
उरःस्थं कण्ठगं वाक्यं वर्तते मध्यमे स्वरे ॥ ३१ ॥

'આનું ભાષણ સંક્ષિપ્ત પરંતુ સંદેહરહિત છે. પોતાનું કથન કહેતી વેળાએ તેણે નથી ઝડપ કરી કે નથી વિલંબ કરેલો. તેના હૃદયના બોલ જ્યારે કંઠમાં આવીને બહાર નીકળે છે ત્યારે તેનો સ્વર ન તો બહુ જ ઊંચો કે ન તો બહુ જ નીચો, પરંતુ મધ્યમ રહે છે.'

संस्कारक्रमसम्पन्नामद्रुतामविलम्बिताम् ।
उच्चारयति कल्याणीं वाचं हृदयहारिणीम् ॥ ३२ ॥

'આની વાણી વ્યાકરણથી સંસ્કારિત, ક્રમથી સંપન્ન તથા ન ઉતાવળી, ન લંબાવેલી છે. એની બોલી હૃદયને પ્રસન્ન કરનારી તથા મીઠી છે.'



अनया चित्रया वाचा त्रिस्थानव्यञ्जनस्थया ।
कस्य नाराध्यते चित्तमुद्यतासेररेरपि ॥ ३३ ॥

'ઉર, કંઠ અને મૂર્ધા - આ ત્રણેય સ્થાનોમાંથી વ્યક્ત થતી તેની મધુર મનોહર વાણી હાથમાં તલવાર લઇને મારવાને તૈયાર થયેલા શત્રુનાં કઠોર હૃદયને પણ પલાળી દે તેવી છે. (તેથી કોના મનને ખુશ ન કરી દે ?)'

एवं विधो यस्य दूतो न भवेत्पार्थिवस्य तु ।
सिध्यन्ति हि कथं तस्य कार्याणां गतयोऽनघ ॥ ३४ ॥

'હે નિષ્પાપ લક્ષ્મણ ! જે રાજા પાસે આવો દૂત ન હોય તેને તેનાં કાર્યોમાં સફળતા કેવી રીતે મળે ?'

एवमुक्तस्तु सौमित्रिः सुग्रीवसचिवं कपिम् ।
अभ्यभाषत वाक्यज्ञो वाक्यज्ञं पवनात्मजम् ॥ ३५ ॥

શ્રીરામે આમ કહ્યું એટલે વાણી વિશારદ (બોલવામાં ચતુર) લક્ષ્મણજી સુગ્રીવના સંભાષણ-પ્રવીણ સચિવ પવનપુત્ર હનુમાનને કહેવા લાગ્યા કે,

विदिता नौ गुणा विद्वन् सुग्रीवस्य महात्मनः ।
तमेव चावां मार्गावः सुग्रीवं प्लवगेश्वरम् ॥ ३६ ॥

'હે વિદ્વાન ! અમને મહાત્મા સુગ્રીવના સર્વ ગુણો વિદિત છે, અમે બંને એ જ વાનરરાજ સુગ્રીવને શોધતા ભમી રહ્યા છીએ.'

यथा ब्रवीषि हनुमन् सुग्रीववचनादिह ।
तत्तथा हि करिष्यावो वचनात्तव सत्तम ॥ ३७ ॥

'હે હનુમાન ! આપ સુગ્રીવના આદેશ અનુસાર જેવું અમને કહી રહ્યા છે (અર્થાત્ સુગ્રીવ અમારી મૈત્રી કરવા માગે છે) હે સજ્જન શ્રેષ્ઠ ! (અમે) આપનાં કથન અનુસાર અમે પણ તેવું જ કરીશું. (અર્થાત્ અમે પણ સુગ્રીવની સાથે મૈત્રી કરવા માગીએ છીએ.)

## ૩ (ત્રીજો) સર્ગ રામ-લક્ષ્મણને લઈને હનુમાનનું સુગ્રીવ પાસે જવું

ततः परमसंहृष्टो हनुमान् प्लवगर्षभः ।
प्रत्युवाच ततो वाक्यं रामं वाक्यविशारदम् ॥ १ ॥

લક્ષ્મણની સાથેની વાતચીતમાં સુગ્રીવ સાથે મૈત્રી કરવાની વાત જાણીને વાનર શ્રેષ્ઠ હનુમાનજી બહુ જ પ્રસન્ન થયા અને વાણી વિશારદ શ્રીરામને આ પ્રમાણે કહેવા લાગ્યા.

किमर्थं त्वं वनं घोरं पम्पाकाननमण्डितम् ।
आगतः सानुजो दुर्गं नानाव्यालमृगायतम् ॥ २ ॥

'હે રામ ! પંપા સરોવરના કિનારા પરનાં રમણીય વૃક્ષોથી સુશોભિત, અજગરો તથા વાઘ-દીપડાનાં રહેઠાણવાળાં આ અત્યંત દુર્ગમનીય ઘોર વનમાં તમે તમારા નાના ભાઈ સાથે શા માટે આવેલા છો ?'

तस्य तद्वचनं श्रुत्वा लक्ष्मणो रामचोदितः ।
आचचक्षे महात्मानं रामं दशरथात्मजम् ॥ ३ ॥

હનુમાજીની આ વાત સાંભળીને (તેના ઉત્તરમાં) શ્રીરામની પ્રેરણાથી લક્ષ્મણજીએ હનુમાનને શ્રીરામનો પરિચય આપવાનો આરંભ કર્યો.



राजा दशरथो नाम द्युतिमान् धर्मवत्सलः ।
तस्यायं पूर्वजः पुत्रो रामो नाम जनैः श्रुतः ॥ ४ ॥

'હે હનુમાન ! દશરથ નામના એક તેજસ્વી ધર્મવત્સલ મહારાજા હતા. તેમના આ પ્રથમ પુત્ર શ્રીરામના નામથી લોકમાં પ્રસિદ્ધ છે.'

राज्यलक्षणसम्पन्नः संयुक्तो राजसम्पदा ।
राज्याद् भ्रष्टो वने वस्तुं मया सार्धमिहागतः ॥ ५ ॥

'આનામાં સર્વ પ્રકારનાં રાજાયોગ્ય લક્ષણો છે અને આ રાજ્ય-સંપત્તિથી યુક્ત છે, પરંતુ રાજ્યથી ભ્રષ્ટ થઇને મારી સાથે વનમાં નિવાસ કરવાને આ અરણ્યમાં આવેલા છે.'

भार्यया च महातेजाः सीतयाऽनुगतो वशी ।
दिनक्षये महातेजाः प्रभयेव दिवाकरः ॥ ६ ॥

તેની પરિણીતા પત્ની સીતાએ પણ પોતાના જિતેન્દ્રિય મહાયશસ્વી પતિ શ્રીરામનું એવું તો અનુગમન કર્યું જેવું અનુગમન સૂર્યાસ્ત સમયે સૂર્યની પ્રભા કરે છે.'

अहमस्यावरो भ्राता गुणैर्दास्यमुपागतः ।
कृतज्ञस्य बहुज्ञस्य लक्ष्मणो नाम नामतः ॥ ७ ॥

'હું એમનો નાનો ભાઇ છું, એમની કૃતજ્ઞતા અને બહુમુખી જ્ઞાન વગેરે ગુણોના કારણે હું એમનો સેવક થઇને રહું છું. મારું નામ લક્ષ્મણ છે.'

रक्षसापहृता भार्या रहिते कामरूपिणा ।
तच्च न ज्ञायते रक्षः पत्नी येनास्य सा हृता ॥ ८ ॥



'અમારી અનુપસ્થિતિમાં એમની ધર્મપત્નીને કોઇ વેશધારી રાક્ષસ ઉઠાવી ગયેલ છે. અમને હજી સુધી એનો પતો મળેલો નથી.'

एतत्ते सर्वमाख्यातं यथातथ्येन पृच्छतः ।
अहं चैव हि रामश्च सुग्रीवं शरणं गतौ ॥ ९ ॥

'હે હનુમાન ! તમે પૂછ્યું તેથી મેં જેવું હતું તેવું બધું જ બતાવી દીધું છે. હવે હું અને શ્રીરામ બંને સુગ્રીવના શરણમાં આવ્યા છીએ'

एवं ब्रुवाणं सौमित्रिं करुणं साश्रुलोचनम् ।
हनुमान् प्रत्युवाचेदं वाक्यं वाक्यविशारदः ॥ १० ॥

જ્યારે લક્ષ્મણજીએ દીન ભાવે આંસુભરી આંખે આ પ્રમાણે કહ્યું ત્યારે વાકયવિશારદ હનુમાનજી બોલ્યા,

ईदृशा बुद्धिसम्पन्ना जितक्रोधा जितेन्द्रियाः ।
द्रष्टव्या वानरेन्द्रेण दिष्ट्या दर्शनमागताः ॥ ११ ॥

'હે લક્ષ્મણ ! જે પ્રકારના બુદ્ધિમાન, ક્રોધ રહિત અને જિતેન્દ્રિય મહાત્મા પુરુષની સુગ્રીવને આવશ્યકતા હતી, તે પ્રકારના પુરુષ સૌભાગ્યથી આપ મેળે એની પાસે ઉપસ્થિત થયા છે.'

स हि राज्यात्परिभ्रष्टः कृतवैरश्च वालिना ।
हृतदारो वने त्यक्तो भ्रात्रा विनिकृतो भृशम् ॥ १२ ॥

'એ સુગ્રીવ પણ હાલમાં રાજ્યથી ભ્રષ્ટ છે. વાલિ જોડે તેની શત્રુતા થઇ ગઇ છે. એની પત્ની પણ વાલિએ પડાવી લીધી છે. તે રાજા સુગ્રીવ પણ શત્રુરૂપ થઇ ગયેલા પોતાના ભાઇથી ભયભીત થઇને અરણ્યમાં જ્યાં ત્યાં ભટકી રહ્યા છે.'



करिष्यति स साहाय्यं युवयोर्भास्करात्मजः ।
सुग्रीवः सह चास्माभिः सीतायाः परिमार्गणे ॥ १३ ॥

'તે સૂર્યપુત્ર સુગ્રીવ અમારા લોકોનો સાથ લઇને સીતાની શોધ કરવામાં આપ લોકોની સહાયતા અવશ્ય કરશે.'

इत्येवमुक्त्वा हनुमान् श्लक्ष्णं मधुरया गिरा ।
बभाषे साधु गच्छेम सुग्रीवमिति राघवम् ॥ १४ ॥

સુમધુર અને કોમળ વાણીથી લક્ષ્મણજીને આવું કહીને હનુમાને શ્રીરામને કહ્યું, 'ઠીક, આવો આપણે બધા સુગ્રીવની પાસે જઇએ.'

ततः स तु महाप्राज्ञो हनुमान् मारुतात्मजः ।
पृष्ठमारोप्य तौ वीरौ जगाम कपिकुञ्जरः ॥ १५ ॥

ત્યારપછી મહાબુદ્ધિમાન પવનપુત્ર હનુમાનજી બંને રાજકુમારોને પોતાની પીઠ પર ચડાવી તેઓને સુગ્રીવ પાસે લઇ ગયા.

## ૪ (ચોથો) સર્ગ સુગ્રીવ સાથે રામની મૈત્રી

ऋष्यमूकात्तु हनुमान् गत्वा तं मलयं गिरिम् ।
आचचक्षे तदा वीरौ कपिराजाय राघवौ ॥ १ ॥

શ્રીરામ અને લક્ષ્મણને ઋષ્યમૂક પર્વત પર છોડીને હનુમાનજી ત્યાંથી મલયગિરિ પર જઇને વાનરરાજ સુગીવને વીર શિરોમણિ રામ લક્ષ્મણના સંબંધમાં સમજાવવા લાગ્યા,



વિશેષ - એમ લાગે છે કે રામ-લક્ષ્મણને જોઇને સુગ્રીવ ભયભીત થઇને મલય પર્વત પર કોઇ સલામત સ્થળે છુપાયો હતો. એથી હનુમાનજી રામ-લક્ષ્મણને ઋષ્યમૂક પર્વત પર છોડીને સુગ્રીવને વાસ્તવિક પરિસ્થિતિનો ખ્યાલ આપવા એકલા જ એમની પાસે ગયા હતા.

अयं रामो महाप्राज्ञ सम्प्राप्तो दृढविक्रमः ।
लक्ष्मणेन सह भ्रात्रा पितुर्निर्देशपारगः ॥ २ ॥

હે મહાપ્રાજ્ઞ ! પિતાની આજ્ઞાનું પાલન કરવાવાળાં દઢવિક્રમી (મહાપરાક્રમી) શ્રીરામ પોતાના નાના ભાઇ લક્ષ્મણ સાથે અહીં આવેલા છે.'

तस्यास्य वसतोऽरण्ये नियतस्य महात्मनः ।
रावणेन हृता भार्या स त्वां शरणमागतः ॥ ३ ॥

'સંયમપૂર્વક વનમાં વાસ કરનારા આ મહાત્મા રામની ધર્મપત્નીને રાવણ હરણ કરીને લઇ ગયો છે. એથી એ આપના શરણમાં આવેલા છે.'

भवता सख्यकामौ तौ भ्रातरौ रामलक्ष्मणौ ।
प्रतिगृह्यार्चयस्वैतौ पूजनीयतमावुभौ ॥ ४ ॥

'શ્રીરામ અને લક્ષ્મણ પૂજનીયતમ છે અને આપની મિત્રતા કરવા ચાહે છે, આપ એ બંનેનું ગ્રહણ કરીને તેમનો સત્કાર કરજો.'

श्रुत्वा हनुमतो वाक्यं सुग्रीवो हृष्टमानसः ।
दर्शनीयतमो भूत्वा प्रीत्या प्रोवाच राघवम् ॥ ५ ॥



હનુમાનની વાતો સાંભળીને સુગ્રીવ અત્યંત પ્રસન્ન થયો, તે સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કરીને રામની પાસે ગયોને પ્રેમથી બોલ્યા,

भवान् धर्मविनीतश्च विक्रान्तः सर्ववत्सलः ।
आख्याता वायुपुत्रेण तत्त्वतो मे भवद्गुणाः ॥ ६ ॥

'આપ ધર્માત્મા છો, વિનમ્ર સ્વભાવના, પરાક્રમી અને સૌના પર કૃપા કરનારા છો, આપના આ અનુપમ ગુણોના સંબંધમાં હનુમાને મને બધું જ કહેલું છે.'

तन्ममैवैष सत्कारो लाभश्चैवोत्तमः प्रभो ।
यत्त्वमिच्छसि सौहार्दं वानरेण मया सह ॥ ७ ॥

'હે પ્રભુ ! હું વાનર જાતિનો એક સાધારણ મનુષ્ય છું. આપે મારી જોડે જે મૈત્રી કરવાની ઇચ્છા કરી છે તે આપે મને બહુ જ મોટું સન્માન આપેલું છે. તેનાથી મને બહુ મોટો લાભ થશે.'

रोचते यदि वा सख्यं बाहुरेष प्रसारितः ।
गृह्यतां पाणिना पाणिर्मर्यादा बध्यतां ध्रुवा ॥ ८ ॥

'જો આપને મારી મૈત્રી ગમતી હોય તો લો આ મારો હાથ લંબાવેલો જ છે, આપ મારા લંબાવેલા હાથને હાથથી પકડીને ધ્રુવ મૈત્રીનો પરિચય આપો. (મૈત્રીની કાયમી મર્યાદા બાંધો.)

एतत्तु वचनं श्रुत्वा सुग्रीवेण सुभाषितम् ।
स प्रहृष्टमना हस्तं पीडयामास पाणिना ॥ ९ ॥

વાનરરાજ સુગ્રીવનાં આ સુંદર વચનો સાંભળીને શ્રીરામે પ્રસન્ન મને સુગ્રીવ સાથે હાથ મિલાવ્યા અને હસ્તપીડન કર્યું.



**ટિપ્પણી :** ✵ હસ્ત મેળાપ અને હસ્તપીડનની પ્રથા વૈદિક છે. વેદ, રામાયણ, મહાભારત અને પુરાણોમાં હસ્તાલિંગન કરવાનું વર્ણન આવે છે. આ વિષયમાં અમે કેટલાંક પ્રમાણો 'મર્યાદા પુરુષોત્તમ રામ' પુસ્તકમાં આપેલાં છે. તેમાં જોઇ લેવું. એક નવું પ્રમાણ અહીં પણ પ્રસ્તુત છે.'

गोपवृद्धांश्च विधिवद्यविष्ठैरभिवन्दितः ।
यथावयो यथासख्यं यथासम्बन्धमात्मनः ॥
समुपेत्याथ गोपालान्हास्यहस्तग्रहादिभिः ॥
भागवत पु. १०/६५/४-५ ॥

*શ્રીકૃષ્ણના મોટા ભાઇ બલરામજી જ્યારે દ્વારકાથી ગોકુળ ગયા ત્યારે તેમણે ત્યાં મોટાને પ્રણામ કર્યાં, નાનાને આશીર્વાદ આપ્યા અને સરખે સરખાને ગળે લગાવીને તથા હસીને હાથ મિલાવ્યા.*

हृद्यं सौहृदमालम्ब्य पर्यष्वजत पीडितम् ।
ततो हनुमान् काष्ठयोः जनयामास पावकम् ॥ १० ॥

એટલું જ નહિ રામે ખુશ થઇને સુગ્રીવને ગળે લગાડી ગાઢ આલિંગન કર્યું. એટલી વારમાં તો હનુમાનને બે અરણીનાં કાષ્ટોને મથીને અગ્નિ પ્રગટાવ્યો અને,

तयोर्मध्येऽथ सुप्रीतो निदधे सुसमाहितः ।
ततोऽग्निं दीप्यमानं तौ चक्रतुश्च प्रदक्षिणीम् ॥
सुग्रीवो राघवश्चैव वयस्यत्वमुपागतौ ॥ ११ ॥

તેણે તે અગ્નિને રામ અને સુગ્રીવ એ બંને જણાની વચમાં સ્થાપિત કરી દીધો. હનુમાનના થાપેલા તે અગ્નિની એ બંને જણાએ પ્રદક્ષિણા કરી. આ પ્રકારે સુગ્રીવ અને રામની મૈત્રી થઇ ગઇ.



**ટિપ્પણી :** ✵ *જે લોકો સુગ્રીવ અને હનુમાન વગેરેને વાંદરા કહે છે, તેઓ જરાક આ પ્રકરણ જોઇ લે, શું જંગલી વાંદરા આ પ્રકારે પરસ્પર મૈત્રી કરે છે ?*

ततः सुप्रीतमनसौ तावुभौ हरिराघवौ ।
अन्योऽन्यमभिवीक्षन्तौ न तृप्तिमुपजग्मतुः ॥ १२ ॥

મૈત્રી થઇ ગયા પછી સુગ્રીવ અને રામ અત્યન્ત પ્રસન્નચિત્તે એકબીજાને નીરખીને જોવા લાગ્યા. તેઓ એકબીજાને જોતાં ધરાતા ન હતા.

त्वं वयस्योऽसि मे हृद्यो ह्येकं दुःखं सुखं च नौ ।
सुग्रीवं राघवो वाक्यमित्युवाच प्रहृष्टवत् ॥ १३ ॥

ત્યારબાદ શ્રીરામે પ્રસન્નતા પૂર્વક સુગ્રીવને કીધું કે 'આપ મારા મિત્ર છો, હૃદયના વહાલા સખા છો. આજથી આપણા બેઉનાં સુખ દુઃખો સરખાં છે.'

ततः प्रहृष्टः सुग्रीवः श्लक्ष्णं मधुरया गिरा ।
प्रत्युवाच तदा रामं हर्षव्याकुललोचनः ॥ १४ ॥

રામની વાત સાંભળીને સુગ્રીવે પણ પ્રસન્ન થઇને મીઠી અને સ્નેહભરી વાણીથી, આંખોમાંથી હરખ અને વ્યાકુળતાના આંસુ વહાવતાં શ્રીરામને કહ્યું,

अहं विनिकृतो राम चरामीह भयार्दितः ।
हृतभार्यो वने त्रस्तो दुर्गमे तदुपाश्रितः ॥ १५ ॥

'હે રામ ! હું વાલી દ્વારા પાયમાલ અને નિર્વાસિત થઇને તેના ડરથી ત્રાસીને રખડી પડ્યો છું. મારી પત્ની ઝૂંટવાઇ ગઇ છે. હવે હું ભયભીત થઇને આ દુર્ગમ વનના આશરે રહું છું.'



वालिना निकृतो भ्रात्रा कृतवैरश्च राघव ।
वालिनो मे महाभाग भयार्तस्याभयं कुरु ॥ १६ ॥

'હે રાઘવ ! મારા ભાઇ વાલીએ મને નિરાશ્રિત કરી મૂકવાથી મારી આ દુર્દશા થઇ છે. તેની સાથે મારે સદાની શત્રુતા થઇ ગઇ છે. હે મહાભાગ ! વાલીના સંતાપ અને આતંકથી મને આપ અભય પ્રદાન કરો.'

एवमुक्तस्तु तेजस्वी धर्मज्ञो धर्मवत्सलः ।
प्रत्यभाषत काकुत्स्थः सुग्रीवं प्रहसन्निव ॥ १७ ॥

સુગ્રીવે આવું કીધું એટલે તેજસ્વી, ધર્મજ્ઞ અને ધર્મવત્સલ શ્રીરામે હસીને સુગ્રીવને કહ્યું,

उपकारफलं मित्रं विदितं मे महाकपे ।
वालिनं तं वधिष्यामि तव भार्यापहारिणम् ॥ १८ ॥

'હે મહાકપિ ! હું સારી પેઠે જાણું છું કે મિત્રતાનું ફળ ઉપકાર હોય છે. એટલે હું તમારી પત્નીનું અપહરણ કરનાર વાલીનો વધ અવશ્ય કરીશ.'

## ૫ (પાંચમો) સર્ગ આભૂષણોની ઓળખ

स तु तद्वचनं श्रुत्वा राघवस्यात्मनो हितम् ।
सुग्रीवः परमप्रीतः सुमहद्वाक्यमब्रवीत् ॥ १ ॥

શ્રીરામે કરેલી પોતાના હિતની વાતો સાંભળીને સુગ્રીવ બહુ જ પ્રસન્ન થયો અને આ પ્રમાણે બોલ્યો,

अयमाख्याति मे राम सचिवो मन्त्रिसत्तमः ।
हनुमान् यन्निमित्तं त्वं निर्जनं वनमागतः ॥ २ ॥



'હે રામ ! મંત્રીઓમાં શ્રેષ્ઠ સચિવ હનુમાને આપ શા માટે નિર્જન વનમાં આવ્યા છો તે બધું જ મને સારી રીતે બતાવી દીધું છે.'

राक्षसापहृता भार्या मैथिली जनकात्मजा ।
त्वया वियुक्ता रुदती लक्ष्मणेन च धीमता ॥ ३ ॥

'હનુમાને મને એ પણ બતાવેલું છે કે આપની અને લક્ષ્મણની અનુપસ્થિતિમાં રાક્ષસ રાવણ આપની ધર્મપત્ની રુદન કરી રહેલી સીતાનું અપહરણ કરી ગયો છે.'

अहं तामानयिष्यामि नष्टां वेदश्रुतिमिव ।
रसातले वा वर्तन्तीं वर्तन्तीं वा नभःस्थले ॥ ४ ॥

'જેવી રીતે રાક્ષસો વડે આક્રાંત વેદવાણીનું પુનઃસ્થાપન થયું હતું તેવી રીતે હું સીતા ભલે ને પાતાળમાં અથવા આકાશમાં રહેલી હશે તો પણ તે ખોવાયેલી સીતાને હું પાછી લાવી આપીશું.'

त्यज शोकं महाबाहो तां कान्तामानयामि ते ।
अनुमानात्तु जानामि मैथिली सा न संशयः ॥ ५ ॥

'હે મહાબાહુ ! આપ શોકનો પરિત્યાગ કરી દ્યો. હું આપની પ્રાણપ્રિયાને અવશ્ય લઇ આવીશ. અનુમાનથી હું એમ સમજું છું કે નિઃસંદેહ તે મિથિલાની રાજકુમારી જાનકી જ હશે.'

ह्रियमाणा मया दृष्टा रक्षसा क्रूरकर्मणा ।
क्रोशन्ती राम रामेति लक्ष्मणेति च विस्वरम् ॥ ६ ॥



'મેં એક સ્ત્રીને ઉપાડી જતાં ક્રૂર કર્મી રાક્ષસને જોયો હતો. તે વેળા તે સ્ત્રી બેસૂરા અવાજે 'હે રામ' 'હા લક્ષ્મણ' એમ બૂમ પાડતી હતી.'

स्फुरन्ती रावणस्याङ्के पन्नगेन्द्रवधूर्यथा ।
आत्मना पञ्चमं मां हि दृष्ट्वा शैलतटे स्थितम् ॥ ७ ॥
उत्तरीयं तथा त्यक्तं शुभान्याभरणानि च ।
तान्यस्माभिगृहीतानि निहितानि च राघव ॥ ८ ॥

'તે રાવણના ખોળામાં નાગણીની જેમ તરફડી રહી હતી. આ પર્વતનાં શિખર ઉપર મારા સહિત પાંચ વાનરોને બેઠેલા જોઇ તેણે પોતાનું ઉપરણું (ઉપવસ્ત્ર) તથા ઘરેણાં મારી નજીક ફેંકી દીધાં. એ બધાંને લઇને મેં મૂકી રાખેલાં છે.'

तमब्रवीत्ततो रामः सुग्रीवं प्रियवादिनम् ।
आनयस्व सखे शीघ्रं किमर्थ प्रविलम्बसे ॥ ९ ॥

આ સાંભળીને શ્રીરામે પ્રિયવાદી સુગ્રીવને કહ્યું, 'હે મિત્ર ! તમે તે વસ્તુઓ જલદી લાવો. એમાં વાર શા માટે લગાડો છો ?'

एवमुक्तस्तु सुग्रीवः शैलस्य गहनां गुहाम् ।
प्रविवेश ततः शीघ्रं राघवप्रियकाम्यया ॥ १० ॥

શ્રી રામે આમ કહ્યું કે તરત રામની પ્રિય ઇચ્છા પૂરી કરવા સુગ્રીવે તે પર્વતની ગહન ગુફામાં પ્રવેશ કર્યો.

उत्तरीयं गृहीत्वा तु शुभान्याभरणानि च ।
इदं पश्येति रामाय दर्शयामास वानरः ॥ ११ ॥



જલદી તે ઉપરણું અને આભૂષણો લાવીને સુગ્રીવે, 'આ જુઓ' એમ કહીને તે રામને બતાવ્યાં.

ततो गृहीत्वा तद्वासः शुभान्याभरणानि च ।
अभवद् बाष्पसंरुद्धो नीहारेणेव चन्द्रमाः ॥ १२ ॥

એ વસ્ત્ર અને આભૂષણોને હાથમાં લેતાં જ શ્રીરામ સજલ નેત્રે ગદ્‌ગદ થઇ ગયા; જેમ ચંદ્રમા ધુમ્મસમાં ઢંકાઇ ગયો હોય.

अविच्छिन्नाश्रुवेगस्तु सौमित्रिं वीक्ष्य पार्श्वतः ।
परिदेवयितुं दीनं रामः समुपचक्रमे ॥ १३ ॥

નેત્રોથી અવિરત અશ્રુધારા વહાવતા શ્રીરામ પોતાના પડખે બેઠેલા લક્ષ્મણને જોઇને દીનતાપૂર્વક વિલાપ કરવા લાગ્યા.

पश्य लक्ष्मण वैदेह्या संत्यक्तं ह्रियमाणया ।
उत्तरीयमिदं भूमौ शरीराद् भूषणानि च ॥ १४ ॥

'હે લક્ષ્મણ ! જુઓ, અપહૃત સીતાએ પોતાના શરીર પરથી ઉતારીને આ ઉપવસ્ત્ર અને આભૂષણો પૃથ્વી પર ફેંકયા હતાં, તમે એને જરાક ઓળખો તો ખરા !'

एवमुक्तस्तु रामेण लक्ष्मणो वाक्यमब्रवीत् ।
नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले ॥
नूपुरे त्वभिजानामि नित्यं पादाभिवन्दनात् ॥ १५ ॥

શ્રીરામે આમ કહ્યું, તેથી લક્ષ્મણજી બોલ્યા, હું આ વાંક = બાજુબંધને નથી જાણતો, હું આ કુંડલોને પણ નથી ઓળખી શકતો (કુંડળ = ઍરિંગ, Ear-ring), હા, હું આ નેપુર (ઝાંઝર)ને જ અવશ્ય ઓળખું છું. કેમકે પ્રતિદિન હું સીતાજીને પગે લાગતો ત્યારે એને જોતો હતો.



વિશેષ - આ છે આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિનું આદર્શ ચરિત્ર ! લક્ષ્મણજી વનમાં તેર વર્ષ સીતાજીની સાથે રહ્યા પરંતુ એમણે કદી ઊંચી આંખ કરીને સીતા સામે જોયું ન હતું.

ततः स राघवो दीनः सुग्रीवमिदमब्रवीत् ।
ब्रूहि सुग्रीव कं देशं ह्रियन्ती लक्षिता त्वया ॥ १६ ॥

લક્ષ્મણે આવું કહ્યું તેથી શ્રીરામ દીન થઇને સુગ્રીવને બોલ્યા, 'હે સુગ્રીવ' ! બતાવો, હરણ કરી લઇ જવાતી સીતાને તમે કયા દેશ તરફ લઇ જવાતી જોઇ હતી ?'

क्व वा वसति तद्रक्षो महद्व्यसनदं मम ।
यन्निमित्तमहं सर्वान्नाशयिष्यामि राक्षसान् ॥ १७ ॥

'અથવા મને બતાવો કે મને આ મહાસંકટમાં ફસાવનારો તે રાક્ષસ રહે છે કયાં ? જેનાં કારણે મારે બધા જ રાક્ષસોનો સંહાર કરવો પડશે !'

## ६ (છઠ્ઠો) સર્ગ રામ અને સુગ્રીવનું પરસ્પર આશ્વાસન

एवमुक्तस्तु सुग्रीवो रामेणार्तेन वानरः ।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं सबाष्पं बाष्पगद्गदः ॥ १ ॥

ખિન્ન રામે આવું કહ્યું ત્યારે વાનર સુગ્રીવ હાથ જોડીને આંખોમાં આંસુ લાવીને ગળગળા કંઠે રામને કહેવા લાગ્યો.

न जाने निलयं तस्य सर्वथा पापरक्षसः ।
सामर्थ्यं विक्रमं वापि दौष्कुलेयस्य वा कुलम् ॥ २ ॥



'હું એ પાપી રાક્ષસનાં નિવાસ-સ્થાનથી સર્વથા અજાણ છું. હું એ કુલાધમ રાક્ષસનાં સામર્થ્ય, પરાક્રમ અને કુળ સંબંધમાં પણ કંઇ જ જાણતો નથી.'

सत्यं तु प्रतिजानामि त्यज शोकमरिन्दम ।
करिष्यामि तथा यत्नं यथा प्राप्स्यसि मैथिलीम् ॥ ३ ॥

'આ બધી બાબતો ન જાણવા છતાં પણ હે શત્રુતાપી રામ ! હું સત્ય પ્રતિજ્ઞા કરું છું, કે હું જે રીતે પણ સીતાજી આપને મળી જાય તે રીતના બધા જ પ્રયત્નો હું કરીશ. એટલે આપ શોક તજી દો.'

रावणं सगणं हत्वा परितोष्यात्मपौरुषम् ।
तथास्मि कर्ता नचिराद्यथा प्रीतो भविष्यसि ॥ ४ ॥

'રાક્ષસો સહિત રાવણને મારીને અમારાં સૈન્યબળના પુરુષાર્થનો પરિચય આપી હું શીઘ્ર સીતાની પ્રાપ્તિ કરી લેવાનો ત્યારે જ તમે પ્રસન્ન થવાના.'

अलं वैक्लव्यमालम्ब्य धैर्यमात्मगतं स्मर ।
त्वद्विधानामसदृशमीदृशं बुद्धिलाघवम् ॥ ५ ॥

'આપ વ્યાકુળતા ત્યજીને આપનાં આંતરિક ધૈર્યનું સ્મરણ કરો. આપના જેવા મહા પુરુષોને આવી બુદ્ધિમાં ચંચળતા ઉચિત નથી.'

मयाऽपि व्यसनं प्राप्तं भार्याहरणजं महत् ।
न चाहमेवं शोचामि न च धैर्यं परित्यजे ॥ ६ ॥

'મારી સ્ત્રીનું અપહરણ થયાનું મને પણ મોટું દુઃખ છે, તો પણ ન તો હું આ પ્રકારે શોક કરું છું અને ન તો મેં ધૈર્યનો ત્યાગ કરેલો છે.'



व्यसने वार्थकृच्छ्रे वा भये वां जीवितान्तके ।
विमृशन्वै स्वया बुद्ध्या धृतिमान्नावसीद्ति ॥ ७ ॥

'ધીરજવાળો મનુષ્ય સ્વજનવિયોગનાં દુઃખને સમયે, અર્થ-સંકટમાં, ભય વેળાએ અને જીવવું મુશ્કેલ બની જાય ત્યારે પણ પોતાની બુદ્ધિથી માર્ગ કાઢતો હોવાથી તે કદી દુઃખી થતો નથી.'

बालिशस्तु नरो नित्यं वैक्लव्यं योऽनुवर्तते ।
स मज्जत्यवशः शोके भाराक्रान्तेव नौर्जले ॥ ८ ॥

'બાલિશ માણસ જ વિપત્તિમાં રાંક બની જાય છે, સદા વ્યાકુળ થઇ જાય છે. બહુ ભાર ભરેલી નાવડી જેમ જળમાં ડૂબી જાય છે તેમ આવો મનુષ્ય વિવશ થઇને શોક સાગરમાં ડૂબી જાય છે.'

ये शोकमनुवर्तन्ते न तेषां विद्यते सुखम् ।
तेजश्च क्षीयते तेषां न त्वं शोचितुमर्हसि ॥ ९ ॥

'શોક કરનાર મનુષ્યોને કદી પણ સુખ અને શાન્તિની પ્રાપ્તિ થતી નથી. શોકાતુર વ્યક્તિઓનું તેજ નષ્ટ થાય છે. એટલે તમારે શોક કરવો ન જોઇએ.'

शोकेनाभिप्रपन्नस्य जीविते चापि संशयः ।
स्वं शोकं त्यज राजेन्द्र धैर्यमाश्रय केवलम् ॥ १० ॥

'હે રાજેન્દ્ર ! શોકાકુળ વ્યક્તિ જીવશે કે નહિ તે પણ સંશય છે. આથી આપ શોકને ત્યજીને કેવળ ધૈર્યનો આશ્રય લ્યો.'

हितं वयस्यभावेन ब्रूमि नोपदिशामि ते ।
वयस्यतां पूजयन् मे न त्वं शोचितुमर्हसि ॥ ११ ॥



'હું કેવળ મિત્રતાના કર્તવ્યથી પ્રેરાઇને આપને આપના હિતની વાત કરી રહ્યો છું. આપને હું ઉપદેશ નથી આપી રહ્યો. મારી મૈત્રીનો આદર કરતા રહીને તમારે શોક ન જ કરવો જોઇએ.'

मधुरं सान्त्वितस्तेन सुग्रीवेण स राघवः ।
मुखमश्रुपरिक्लिन्नं वस्त्रान्तेन प्रमार्जयत् ॥ १२ ॥
प्रकृतिस्थस्तु काकुत्स्थः सुग्रीववचनात्प्रभुः ।
संपरिष्वज्य सुग्रीवमिदं वचनमब्रवीत् ॥ १३ ॥

જ્યારે સુગ્રીવે આવી રીતે મધુર વાણીથી શ્રીરામને આશ્વાસન આપ્યું ત્યારે શ્રીરામ આંસુભરી આંખોને અને મુખને વસ્ત્રના છેડાથી લૂછીને સુગ્રીવનાં વચનોથી સ્વસ્થ થયા અને પોતાની સ્વાભાવિક મુદ્રામાં આવી ગયા. તેમણે સુગ્રીવને પ્રેમપૂર્વક ભેટીને કહ્યું.

कर्तव्यं यद्वयस्येन स्निग्धेन च हितेन च ।
अनुरूपं च युक्तं च कृतं सुग्रीव तत्त्वया ॥ १४ ॥

'હે સુગ્રીવ ! આપત્તિના સમયે સ્નેહી તથા હિતૈષી મિત્રે જે કાર્ય કરવું જોઇએ તે સઘળું તેને અનુકૂળ જ તમે કરેલું છે.'

एष च प्रकृतिस्थोऽहमनुनीतस्त्वया सखे ।
दुर्लभो हीदृशो बन्धुरस्मिन् काले विशेषतः ॥ १५ ॥

'હે મિત્ર ! તમારી આપેલી સાંત્વનાથી અત્યારે તો હું સ્વસ્થ થઇ ગયો છું. ખરેખર, તમારા જેવો મિત્ર મળવો દુર્લભ છે અને તે પણ આવી આપદાને સમયે.'

किं तु यत्नस्त्वया कार्यो मैथिल्याः परिमार्गणे ।
राक्षसस्य च रौद्रस्य रावणस्य दुरात्मनः ॥ १६ ॥

'પરંતુ હે મિત્ર ! સીતાની શોધ કરવાનો અને એ ભયંકર દુરાત્મા રાક્ષસ રાવણની ભાળ મેળવવાનો પ્રયત્ન આપે કરવાનો રહે છે.'

मया च यदनुष्ठेयं विस्रब्धेन तदुच्यताम् ।
वर्षास्विव च सुक्षेत्रे सर्वं सम्पद्यते त्वयि ॥ १७ ॥

'વળી તમે મારાથી જે કાર્ય કરાવવા માગો છો, તે પણ સંકોચ તજીને મને બતાવી દો, જેમ ફળદ્રુપ જમીનવાળા ઉત્તમ ખેતરમાં વરસાદથી પુષ્કળ પાક ઉતરે છે, તેમ હું તમારા બધા મનોરથો પૂરા કરીશ.'

मया च यदिदं वाक्यमभिमानात्समीरितम् ।
तत्त्वया हरिशार्दूल तत्त्वमित्युपधार्यताम् ॥ १८ ॥

'હે વાનરશાર્દૂલ ! મેં શૌર્યનાં અભિમાનમાં જે જે વાતો તમને કીધી છે, તેને તમે સર્વથા સત્ય અને સારપૂર્ણ જ સમજજો, કેમકે,

अनृतं नोक्तपूर्वं मे न च वक्ष्ये कदाचन ।
एतत्ते प्रतिजानामि सत्येनैव च ते शपे ॥ १९ ॥

'મેં મારા જીવનમાં નથી પૂર્વે અસત્ય ભાષણ કરેલું, કે નથી કદી કરવાનો. હું સત્યના શપથ ખાઇને હું પ્રતિજ્ઞા કરું છું કે હું તમારું કામ સારી રીતે પૂરું કરીશ.'

ततः प्रहृष्टः सुग्रीवो वानरैः सचिवैः सह ।
राघवस्य वचः श्रुत्वा प्रतिज्ञातं विशेषतः ॥ २० ॥

શ્રીરામનાં આ વચનો સાંભળીને, ખાસ કરીને એમની દૃઢ પ્રતિજ્ઞા પર વિચાર કરીને સુગ્રીવ અને એના મંત્રીઓ અત્યંત પ્રસન્ન થયા અને પોતાના મનોરથો સફળ થશે જ એમ સમજવા લાગ્યા.



## ૭ (સાતમો) સર્ગ વાલી જોડે સુગ્રીવનું વેર જાણી વાલીના વધ માટે રામની પ્રતિજ્ઞા

परितुष्टस्तु सुग्रीवस्तेन वाक्येन वानरः ।
लक्ष्मणस्याग्रतो राममिदं वचनमब्रवीत् ॥ १ ॥

શ્રીરામની વીરતાભરી વાતો સાંભળી સંતુષ્ટ થયેલો વાનરરાજ સુગ્રીવ લક્ષ્મણ સમક્ષ ફરીવાર રામને એ જ વાત કહેવા લાગ્યો.

शक्यं खलु भवेद्राम सहायेन त्वयानघ ।
सुरराज्यमपि प्राप्तुं स्वराज्यं किं पुनः प्रभो ॥ २ ॥

'હે નિષ્પાપ રામ ! આપની સહાયતાથી હું સ્વર્ગનું રાજ્ય પણ પ્રાપ્ત કરી શકું છું; તો પછી મારા સ્વરાજ્યની તો વાત જ શી કરું !'

सोऽहं सभाज्यो बन्धूनां सुहृदां चैव राघव ।
यस्याग्निसाक्षिकं मित्रं लब्धं राघववंशजम् ॥ ३ ॥

'હે રાઘવ ! આજે હું અને મારાં સગાં વહાલાં બધાં જ પોતાને ગૌરવયુક્ત અને સદ્ભાગી સમજીએ છીએ, કેમકે રઘુકુલભૂષણ શ્રીરામચંદ્રજી અગ્નિની સાક્ષીએ મારા મિત્ર બની ગયા છે.'

अहमप्यनुरूपस्ते वयस्यो ज्ञास्यते शनैः ।
न तु वक्तुं समर्थोऽहं स्वयमात्मगतान् गुणान् ॥ ४ ॥

'હું પણ આપને યોગ્ય મિત્ર છું, તેની ખાતરી તમને ધીરે ધીરે થઇ જશે. હું મારે મોંએ મારા ગુણોનું વર્ણન નથી કરી શકતો.'

महात्मनां तु भूयिष्ठं त्वद्विधानां कृतात्मनाम् ।
निश्चला भवति प्रीतिर्धैर्यमात्मवतामिव ॥ ५ ॥

'આપ સરખા આત્મજ્ઞાની, ધૈર્યવાન, સફળ-મનોરથ મહાત્માઓની પ્રીતિ અવશ્ય અટલ અને નિશ્ચલ જ હોય છે.'

रजतं वा सुवर्णं वा वस्त्राण्याभरणानि च ।
अविभक्तानि साधूनामवगच्छन्ति साधवः ॥ ६ ॥

'સજ્જનો = સદ્-મિત્રો પોતાના મિત્રનાં સોના-ચાંદી તથા વસ્ત્રો-આભૂષણોને પોતાનાં જ સમજે છે, પરસ્પર કોઇ ભેદભાવ રાખતા નથી. મહાપુરુષોનો આવો જ વહેવાર હોય છે.'

आढयो वापि दरिद्रो वा दुःखितः सुखितोऽपि वा ।
निर्दोषो वा सदोषो वा वयस्यः परमा गतिः ॥ ७ ॥

'ભલે મિત્ર ધનિક હોય કે નિર્ધન, દુઃખી હોય કે સુખી હોય, નિર્દોષ હોય કે દોષિત, ગમે તેવી સ્થિતિમાં કેમ ન હોય, પણ સજ્જન મિત્રને સહાયતા કર્યા જ કરે છે.'

धनत्यागः सुखत्यागो देहत्यागोऽपि वा पुनः ।
वयस्यार्थे प्रवर्तन्ते स्नेहं दृष्ट्वा तथाविधम् ॥ ८ ॥

'આ કારણથી જ મિત્રનો સ્નેહ જોઇને મિત્રલોકો પોતાના મિત્ર માટે પોતાનાં ધન, સુખ અને ત્યાં સુધી કે પોતાના દેહનો પણ ત્યાગ કરી દેતા હોય છે.'



तत्तथेत्यब्रवीद्रामः सुग्रीवं प्रियवादिनम् ।
लक्ष्मणस्याग्रतो लक्ष्म्या वासवस्येव धीमतः ॥ ९ ॥

સુગ્રીવની આ વાત સાંભળી ઇન્દ્રની કમનીય કાન્તિનું અતિક્રમણ કરનારા (બુદ્ધિમાન) લક્ષ્મણની આંખો સામે જ પ્રિયવાદી સુગ્રીવને શ્રીરામે કહ્યું. 'હે સુગ્રીવ ! આપે જે કંઇ કહેલું છે તે બધું સર્વથા ઉચિત છે.'

ततः प्रहृष्टः सुग्रीवः श्लक्ष्णं मधुरया गिरा ।
उवाच प्रणयाद्रामं हर्षव्याकुलिताक्षरम् ॥ १० ॥

જો કે હરખના અતિરેકથી સુગ્રીવ બોલતાં થોથવાતો હતો, તો પણ તે શ્રીરામની વાત સાંભળી અતિ પ્રસન્ન થઇને સ્નેહભીની મધુર વાણીથી રામને કહેવા લાગ્યો.

अहं विनिकृतो भ्रात्रा चराम्येष भयार्दितः ।
ऋष्यमूकं गिरिवरं हृतभार्यः सुदुःखितः ॥ ११ ॥

'મારા ભાઇ વાલીએ મારું અપમાન કરીને મને કાઢી મૂકયો છે, તેથી સ્ત્રીથી વિયુક્ત, અત્યંત દુઃખિત અને આતંકથી ગભરાયેલો હું આ ઋષ્યમૂક પર્વત પર રઝળી-રખડીને દુઃખથી મારું જીવન યાપન કરી રહ્યો છું.'

वालिनो मे मयार्तस्य सर्वलोकाभयङ्कर ।
ममापि त्वमनाथस्य प्रसादं कर्तुमर्हसि ॥ १२ ॥

'હે સમસ્ત લોકોને અભય પ્રદાન કરવાવાળા રામ ! વાલીના ભયથી ત્રાસી અને ડરી ગયેલા મારા અનાથ ઉપર આપ કૃપા કરો.'

एवमुक्तस्तु तेजस्वी धर्मज्ञो धर्मवत्सलः ।
प्रत्युवाच स काकुत्स्थः सुग्रीवं प्रहसन्निव ॥ १३ ॥



જ્યારે સુગ્રીવે આવું કીધું ત્યારે ધર્મજ્ઞ, ધર્મવત્સલ અને તેજસ્વી શ્રીરામ સ્મિત કરીને સુગ્રીવને બોલ્યા,

उपकारफलं मित्रमपकारोऽरिलक्षणम् ।
अद्यैव तं हनिष्यामि तव भार्यापहारिणम् ॥ १४ ॥

'ઉપકાર કરવો એ મિત્રનું લક્ષણ છે અને અપકાર કરવો એ શત્રુનું લક્ષણ છે, એટલે હું એક સાચા મિત્ર તરીકે આપની પત્નીનું અપહરણ કરનારા એ વાલીનો આજે જ વધ કરીશ.'

राघवस्य वचः श्रुत्वा सुग्रीवो वाहिनीपतिः ।
विनिःश्वस्य च तेजस्वी राघवं पुनरब्रवीत् ॥ १५ ॥

સેનાપતિ તેજસ્વી સુગ્રીવ શ્રીરામનાં આવાં વચન સાંભળી એક ઊંડો નિસાસો નાખીને પુનઃ શ્રીરામને કહેવા લાગ્યો.

पुराहं वालिना राम राज्यात्स्वादवरोपितः ।
परुषाणि च संश्राव्य निर्धूतोऽस्मि बलीयसा ॥ १६ ॥
हृता भार्या च मे तेन प्राणेभ्योऽपि गरीयसी ।
सुहृदश्च मदीया ये संयता बन्धनेषु ते ॥ १७ ॥

'હે રામ ! પહેલાં તો એ બળવાન વાલીએ મને રાજ્યસિંહાસનથી ઉતારી મૂક્યો પછી મને કડવાં વેણ કહીને તિરસ્કાર કરી ધમકાવીને અને મારું અપમાન કરીને મને રાજ્યમાંથી બહાર હાંકી કાઢ્યો. તેણે મારી પ્રાણપ્રિય પત્ની પણ પડાવી લીધી. અને જે મારા હિતૈષી સગાવહાલાં હતા તેમને પકડીને બધાંને કારાગૃહમાં પૂરી દીધાં.

श्रुत्वैतद्वचनं रामः सुग्रीवमिदमब्रवीत् ।
किं निमित्तमभूद्वैरं श्रोतुमिच्छामि तत्त्वतः ॥ १८ ॥



સુગ્રીવની આ વાત સાંભળી રામે કહ્યું કે, 'હે સુગ્રીવ ! વાલી જોડે તારી શત્રુતા શું કારણથી થઇ ગઇ ? એનો પૂરો વૃત્તાન્ત હું વિગતવાર જાણવાની ઇચ્છા કરું છું.'

ततः प्रहृष्टवदनः सुग्रीवो लक्ष्मणाग्रजे ।
वैरस्य कारणं तत्त्वमाख्यातुमुपचक्रमे ॥ १९ ॥

ત્યારે સુગ્રીવે પ્રસન્નતાપૂર્વક શ્રીરામને, વાલી સાથે વેર બાંધવાનાં મૂળ કારણો યથાતથ્ય કહેવાનો પ્રારંભ કર્યો.

श्रूयतां राम यद्वृत्तमादितः प्रभृति त्वया ।
यथा वैरं समुद्भूतं यथा चाहं निराकृतः ॥ २० ॥

'હે રામ ! જે પ્રકારે વાલી જોડે મારું વેર બંધાયું તથા જે રીતે મને રાજ્યમાંથી કાઢી મૂકવામાં આવ્યો, તે બધો વૃત્તાંત હું પ્રારંભથી જ કહું છું, તે આપ ધ્યાનપૂર્વક સાંભળો

वालीनाम मम भ्राता ज्येष्ठः शत्रुनिषूदनः ।
पितुर्बहुमतो नित्यं ममापि च तथा पुरा ॥ २१ ॥

'શત્રુનો નાશ કરનારો વાલી નામનો મારે મોટો ભાઇ છે. પિતાજી તેમનું બહુ જ સન્માન કરતા હતા અને વેર થયા પહેલાં તો હું પણ એમનો બહુ જ આદર કરતો હતો.'

पितर्युपरतेऽस्माकं ज्येष्ठोऽयमिति मन्त्रिभिः ।
कपीनामीश्वरो राज्ये कृतः परमसम्मतः ॥ २२ ॥

'કેટલાક સમય પછી પિતાજીનો સ્વર્ગવાસ થયો તેથી સૌથી મોટો હોવાને લીધે મંત્રીઓએ સર્વસંમતિથી તેનો રાજ્યસિંહાસન પર અભિષેક કર્યો.'



राज्यं प्रशासतस्तस्य पितृपैतामहं महत् ।
अहं सर्वेषु कालेषु प्रणतः प्रेष्यवत्स्थितः ॥ २३ ॥

'વાલી પિતા-પિતામહોના (પૈતૃક વારસારૂપ) વિશાળ રાજ્યનું શાસન કરવા લાગ્યો અને હું એની સેવામાં દાસની જેમ વિનીતભાવે રહેવા લાગ્યો.'

मायावी नाम तेजस्वी पूर्वजो दुन्दुभेःसुतः ।
तेन तस्य महद्वैरं स्त्रीकृतं विश्रुतं पुरा ॥ २४ ॥

'કેટલાક સમય પછી દુન્દુભિના માયાવી નામના અત્યંત તેજસ્વી જ્યેષ્ઠ પુત્ર સાથે કોઇક સ્ત્રીના કારણે વાલીને દુશ્મનાવટ થઇ ગઇ.

स तु सुप्तजने रात्रौ किष्किन्धाद्वारमागतः ।
नर्दति स्म सुसंरब्धो वालिनं चाह्वयद्रणे ॥ २५ ॥

'એકવાર રાતે બધા લોકો ઊંઘતા હતા ત્યારે તે દાનવ કિષ્કિંધાનગરીનાં મુખ્ય દરવાજે આવ્યો અને હાકલા-પડકારા કરીને વાલીને યુદ્ધ માટે લલકારવા લાગ્યો.'

प्रसुप्तस्तु मम भ्राता नर्दतो भैरवस्वनम् ।
श्रुत्वा न ममृषे वाली निष्पपात जवात्तदा ॥ २६ ॥

'ઘોર નિદ્રામાં લીન મારો ભાઇ એ માયાવી (રાક્ષસ)ના ભયાનક આહ્વાનને સહન ન કરી શકયો તેથી તે ઝટપટ મહેલની બહાર નીકળી પડ્યો.'

स तु वै निःसृतः क्रोधात्तं हन्तुमसुरोत्तमम् ।
वार्यमाणस्ततः स्त्रीभिर्मया च प्रणतात्मना ॥ २७ ॥
स तु निर्धूय सर्वान्नो निर्जगाम महाबलः ।
ततोऽहमपि सौहार्दान्निःसृतो वालिना सह ॥ २८ ॥



'એ અસુરને મારવા જતા વાલીને મહેલમાંથી બહાર નીકળતો જોઇ રાજમહેલની સ્ત્રીઓએ તેને રોકયો અને મેં પણ વિનયપૂર્વક વાર્યો, પરંતુ મહાબલી વાલી અમને બધાંને ધકેલીને બહાર નીકળી ગયો. ત્યારે હું પણ ભ્રાતૃસ્નેહના કારણે વાલીની પાછળ પાછળ ગયો.'

स तु मे भ्रातरं दृष्ट्वा मां च दूरादवस्थितम् ।
असुरो जातसन्त्रासः प्रदुद्राव ततो भृशम् ॥ २९ ॥

'તે માયાવી રાક્ષસ મારા ભાઇને આવતો જોઇને અને દૂરથી મને પણ આવી પહોંચેલો જોઇ સત્વર ત્રાસીને નાસી ગયો.'

तस्मिन् द्रवति संत्रस्ते ह्यावां द्रुततरं गतौ ।
प्रकाशश्च कृतो मार्गश्चन्द्रेणोद्गच्छता तदा ॥ ३० ॥

'જ્યારે તે ભયભીત થઇને ભાગતો હતો ત્યારે અમે બંને ભાઇઓએ પણ તેજ ગતિએ દોડીને તેનો પીછો પકડયો. એ વખતે ઊગતા ચંદ્રમાએ પ્રકાશ વડે અમને માર્ગ બતાવ્યો.'

स तृणैरावृतं दुर्गं धरण्या विवरं महत् ।
प्रविवेशासुरो वेगादावामासाद्य विष्ठितौ ॥ ३१ ॥

'એટલામાં તે દૈત્ય પૃથ્વીની અંદર ઘાસથી ઢંકાયેલી દુર્ગમ (બખોલ) ગુફામાં વેગથી પેસી ગયો. અમે બેઉ ભાઇઓ એ ભુલભુલામણીનાં દ્વાર પર પહોંચી ઊભા થઇ રહ્યા.'



तं प्रविष्टं रिपुं दृष्ट्वा बिलं रोषवशं गतः ।
मामुवाच तदा वाली वचनं क्षुभितेन्द्रियः ॥ ३२ ॥

'શત્રુને આમ ગુફામાં ઘૂસી ગયેલો જાણીને ક્રોધે ભરાયેલો વિચલિત ઇન્દ્રિયોવાળો વાલી મને કહેવા લાગ્યો કે,'

इह त्वं तिष्ठ सुग्रीव बिलद्वारि समाहितः ।
यावदत्र प्रविश्याहं निहन्मि सहसा रिपुम् ॥ ३३ ॥

'હે સુગ્રીવ ! સાહસ કરીને જલદી હું આ ગુફામાં પ્રવેશ કરી; યુદ્ધમાં એ શત્રુને હણી પાછો ન આવું ત્યાંસુધી તું સાવધાન રહી અહીં જ ઊભો રહે જે.'

मया त्वेतद्वचः श्रुत्वा याचितः स परन्तपः ।
शापयित्वा च मां पद्भ्यां प्रविवेश बिलं महत् ॥ ३४ ॥

'વાલીનો આ આદેશ સાંભળી મેં તેની સાથે ગુફામાં જવાને પ્રાર્થના કરી પરંતુ તે પોતાનાં ચરણોના સમ દઇને પોતે એકલો જ એ બખોલમાં પેસી ગયો.'

तस्य प्रविष्टस्य बिलं साग्रः संवत्सरो गतः ।
स्थितस्य च मम द्वारि स कालोऽप्यत्यवर्तत ॥ ३५ ॥

'વાલી એ ગુફામાં દાખલ થયાને અને હું એના બારણે ઊભો રહવાને પૂરો એક દિવસ વીતી ગયો.'

**ટિપ્પણી :** ✷ *संवत्सरशब्दो घस्रपर्यायः । સંવત્સર શબ્દ દિવસનો પર્યાયવાચી પણ હોય છે.*

अहं तु नष्टं तं ज्ञात्वा स्नेहादागतसम्भ्रमः ।
भ्रातरं तु न पश्यामि पापाशङ्कि च मे मनः ॥ ३६ ॥



'ત્યારે વાલી હણાઇ ગયો એમ સમજી હું તો સ્નેહનાં કારણે અત્યંત વ્યાકુળ થઇ ગયો. આટલા લાંબા સમય સુધીમાં ભાઇને ન દેખીને મારાં મનમાં જાતજાતની અનિષ્ટ શંકાઓ થવા લાગી.'

अथ दीर्घस्य कालस्य बिलात्तस्माद्विनिःसृतम् ।
सफेनं रुधिरं रक्तमहं दृष्ट्वा सुदुःखितः ॥ ३७ ॥

'અનિષ્ટ શંકાઓ થયા પછી પણ હું ત્યાં ઊભો રહ્યો, તો લાંબે સમયે મેં ગુફામાંથી ફીણવાળા રકતની ધારા વહેતી જોઇ, તેથી હું અત્યંત દુઃખી થયો.'

नर्दतामसुराणां च ध्वनिर्मे श्रोत्रमागतः ।
न रतस्य च संग्रामे क्रोशतो निःस्वनो गुरोः ॥ ३८ ॥

'એટલામાં યુદ્ધમાં લડતી વખતે ગર્જના કરી રહેલા અસુરોનો ઘોર અવાજ મારે કાને પડ્યો પરંતુ સંગ્રામ ખેલી રહેલા મારા મોટા ભાઇની વીરહાક સંભળાઇ નહીં.'

अहं त्ववगतो बुद्ध्या चिह्नैस्तैर्भ्रातरं हतम् ।
पिधाय च बिलद्वारं शिलया गिरिमात्रया ॥ ३९ ॥

'રક્ત વગેરે ચિહ્નો દેખી મેં બુદ્ધિ વડે નિશ્ચય કર્યો કે ભાઇ વાલી મરાઇ ગયો છે. ભાઇને મારીને તેઓ કયાંક મને પણ ન મારે એવું વિચારીને મેં એક (પર્વત જેવડી મોટી) પાષાણ શિલા વડે એ ગુફાનું દ્વાર બંધ કરી દીધું.'

शोकार्तश्चोदकं कृत्वा किष्किन्धामागतः सखे ।
गूहमानस्य मे तत्त्वं यत्नतो मन्त्रिभिः श्रुतम् ॥ ४० ॥

'હે મિત્ર રામ ! શોકાર્ત મને મરણોત્તર સ્નાનાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇ હું કિષ્કિંધા પાછો ફર્યો. વાલીના મૃત્યુની વાત યત્નપૂર્વક છુપાવી તો પણ જનશ્રુતિ લોકવાર્તા દ્વારા મંત્રીઓએ તે જાણી લીધી.'



ततोऽहं तैः समागम्य सम्मतैरभिषेचितः ।
राज्यं प्रशासतस्तस्य न्यायतो मम राघव ॥ ४१ ॥

'હે રામ ! ત્યારે એ બધાં મંત્રીઓએ ભેગા થઇ સર્વસંમતિ કરીને મારો રાજ્યાભિષેક કરી દીધો. અભિષેક થયા પછી હું ન્યાયપૂર્વક રાજ્ય-શાસન કરવા લાગ્યો.'

आजगाम रिपुं हत्वा दानवं स तु वानरः ।
अभिषिक्तं तु मां दृष्ट्वा क्रोधात् संरक्तलोचनः ॥ ४२ ॥

'એટલામાં એ માયાવી દાનવને હણીને વાલી કિષ્કિંધા પાછો આવ્યો. મને રાજ્ય સિંહાસન પર અભિષિકત જોઇને ક્રોધથી તેની આંખો લાલચોળ થઇ ગઇ.'

ततः क्रोधसमाविष्टं संरब्धं तमुपागतम् ।
अहं प्रसादयाञ्चक्रे भ्रातरं हितकाम्यया ॥ ४३ ॥

ક્રોધથી ખીજાઇને આવેલા વાલીને તેની હિતકામનાથી મેં પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો.

दिष्ट्यासि कुशली प्राप्तो दिष्ट्यापि निहतो रिपुः ।
अनाथस्य हि मे नाथस्त्वमेकोऽनाथनन्दनः ॥ ४४ ॥

'મેં કહ્યું, કે 'સદ્‌ભાગ્યે આપ શત્રુને મારીને કુશળક્ષેમ પાછા આવી ગયા છો, આપ અનાથોના આનંદવર્ધક અને મારા અનાથના એકમાત્ર નાથ આપ જ છો.'

इदं बहुशलाकं ते पूर्णचन्द्रमिवोदितम् ।
छत्रं सबालव्यजनं प्रतीच्छस्व मयोद्यतम् ॥ ४५ ॥



'આપ આપના આ બહુ સળીઓવાળા તથા નવા ઊગેલા ચંદ્ર જેવા શ્વેત છત્રનો અને આ ચમ્મર, જેને મેં આપની અનુપસ્થિતિમાં ધારણ કર્યું હતું, તેનો સ્વીકાર કરો.'

राजभावनियोगोऽयं मया त्वद्विरहात्कृतः ।
सामात्यपौरनगरं स्थितं निहतकण्टकम् ॥ ४६ ॥
न्यासभूतमिदं राज्यं तव निर्यातयाम्यहम् ।
मा च रोषं कृथाः सौम्य मयि शत्रुनिबर्हण ॥ ४७ ॥

'આપની અનુપસ્થિતિમાં જ મંત્રીમંડળે મને આ પદ પર અભિષેક કરી બેસાડ્યો હતો, હવે મંત્રીઓ અને નગરજનો સહિતનું આપનું આ નિષ્કંટક રાજ્ય, જે મારી પાસે તમારી થાપણ રૂપે પડેલું હતું તે હું આપને પાછું આપું છું. હે શત્રુસૂદન ! આપ મારા પર ક્રોધ ન કરશો.'

स्निग्धमेवं ब्रुवाणं मां स तु निर्भर्त्स्य वानरः ।
धिक्त्वामिति च मामुक्त्वा बहु तत्तदुवाच ह ॥ ४८ ॥

'હે રામ ! પ્રેમપૂર્વક આમ સમજાવવાં છતાં પણ એ વાનર મને ધમકાવી કહેવા લાગ્યો, 'કે ધિક્કાર છે તને.' આ ઉપરાંત તેને મન ફાવે તેવું તેણે ઘણું બધું મને કહી દીધું.'

तदा निर्वासयामास वस्त्रेणैकेन वानरः ।
तेनाहमपविद्धश्च हृतदारश्च राघव ॥ ४९ ॥

'હે રાઘવ ! મને ધિક્કારીને, ધમકાવીને પછી એ વાનરે મને માત્ર પહેર્યે લૂગડે રાજ્યમાંથી બહાર તગડી મૂકયો. તેણે મારી પત્નીને પણ પડાવી લીધી છે અને મને ઘણી રીતે પજવ્યા કરે છે.'



ऋष्यमूकं गिरिवरं भार्याहरणदुःखितः ।
प्रविष्टोऽस्मि दुराधर्षं वालिनः कारणान्तरे ॥ ५० ॥

'મારી પત્ની છિનવી લીધાના દુઃખે દુઃખી થઇ મેં પર્વતશ્રેષ્ઠ ઋષ્યમૂક પર આશ્રય લીધો છે. એક રીતે જોતાં આ પર્વત વાલીના આક્રમણથી સુરક્ષિત છે.'

एतत्ते सर्वमाख्यातं वैरानुकथनं महत् ।
अनागसा मया प्राप्तं व्यसनं पश्य राघव ॥ ५१ ॥

'વાલી સાથે વેર થયાનો સંપૂર્ણ વૃત્તાન્ત મેં આપને કહી સંભળાવ્યો. હે રાઘવ ! આપ જ જુઓ ને નિરપરાધ હોવા છતાં પણ હું મહાદુઃખ ભોગવી રહ્યો છું.'

वालिनस्तु भयार्तस्य सर्वलोकाभयङ्कर ।
कर्तुमर्हसि मे वीर प्रसादं तस्य निग्रहात् ॥ ५२ ॥

'હે સર્વ લોકોને અભય પ્રદાન કરનારા શ્રીરામ ! આપ વાલીને શિક્ષા કરી મારી ભય ત્રસ્તની રક્ષા કરો અને મને એના અત્યાચારોથી બચાવો.'

एवमुक्तस्तु तेजस्वी धर्मज्ञो धर्मसंहितम् ।
वचनं वक्तुमारेभे सुग्रीवं प्रहसन्निव ॥ ५३ ॥

સુગ્રીવે આવું નિવેદન કર્યું તેથી મહાતેજસ્વી ધર્માત્મા શ્રીરામે સ્મિત કરીને સુગ્રીવને આ ધર્મયુક્ત વચન કહ્યું,

अमोघाः सूर्यसङ्काशा ममैते निशिताः शराः ।
तस्मिन्वालिनि दुर्वृत्ते निपतिष्यन्ति वेगिताः ॥ ५४ ॥



'હે સુગ્રીવ ! સૂર્ય સમાન ચળકતાં મારાં તીક્ષ્ણ અમોઘ = કદી નિષ્ફળ ન જાય તેવાં આ બાણો તે દુરાચારી વાલી પર બહુ વેગથી વરસશે.'

यावत्तं नाभिपश्यामि तव भार्यापहारिणम् ।
तावत्स जीवेत्पापात्मा वाली चारित्रदूषकः ॥ ५५ ॥

'તમારી પત્નીના અપહરણકાર વાલીને હું દેખતો નથી ત્યાં સુધી જ એ ચરિત્ર હીન પાપાત્મા જીવતો રહેવાનો છે, એમ તમે સમજી લેજો.'

आत्मानमनुपश्यामि मग्नं त्वां शोकसागरे ।
त्वामहं तारयिष्यामि कामं प्राप्स्यसि पुष्कलम् ॥ ५६ ॥

'મારી જેમજ તમને પણ હું શોકસાગરમાં ડૂબેલા જોઉં છું. હું આ વિપત્તિમાંથી તમારો ઉદ્ધાર કરીશ. તમે અવશ્ય તમારી પ્રાણપ્રિય પત્નીને તથા ઇચ્છેલી પુષ્કળ રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત કરશો.'

## ૮ (આઠમો) સર્ગ વાલીના પૌરુષનું વર્ણન

रामस्य वचनं श्रुत्वा हर्षपौरुषवर्धनम् ।
सुग्रीवः पूजयांचक्रे राघवं प्रशशंस च ॥ १ ॥

હર્ષ અને પુરુષાર્થની વૃદ્ધિ કરનારાં શ્રીરામનાં આ વચનો સાંભળી, હાથ જોડીને તેમની પ્રશંસા કરતો સુગ્રીવ બોલ્યો,

असंशयं प्रज्वलितैस्तीक्ष्णैर्मर्मातिगैः शरैः ।
त्वं दहेः कुपितो लोकान् युगान्त इव भास्करः ॥ २ ॥



'હે રામ ! આપ પ્રલયકારી સૂર્યની પેઠે ક્રોધ કરો ત્યારે આપનાં જાજવલ્યમાન તીક્ષ્ણ તથા મર્મભેદક બાણો વડે આ સમસ્ત લોકને ભસ્મ કરી શકો છો.'

वालिनः पौरुषं यत्तद्यच्च वीर्यं धृतिश्च या ।
तन्ममैकमनाः श्रुत्वा विधत्स्व यदनन्तरम् ॥ ३ ॥

'પરંતુ પહેલાં આપ વાલીનાં પૌરુષ, પરાક્રમ અને ધૈર્યના વિષયમાં સાવધાનતા પૂર્વક મારી પાસેથી સાંભળી લ્યો. ત્યારપછી આપને ઉચિત લાગે તેમ આપ કરજો.'

बहवः सारवन्तश्च वनेषु विविधा द्रुमाः ।
वालिना तरसा भग्ना बलं प्रथयताऽत्मनः ॥ ४ ॥

'પોતાના બળની પરીક્ષા અને પરિચય આપતાં વાલીએ વનનાં મોટાં મોટાં વિશાળ અનેક વૃક્ષોને પોતાના બળથી ઉખેડીને ફેંકી દીધાં છે.'

महिषो दुन्दुभिर्नाम कैलासशिखरप्रभः ।
बलं नागसहस्रस्य धारयामास वीर्यवान् ॥ ५ ॥
विषाणयोर्गृहीत्वा तं दुन्दुभिं गिरिसन्निभम् ।
आविध्यत तदा वाली विनदन् कपिकुञ्जरः ॥ ६ ॥

'કૈલાસ પર્વતના શિખર સમાન ઊંચો અને વિશાળ કાયાવાળો દુન્દુભિ નામનો એ મહાપરાક્રમી પાડો હતો. તેના શરીરમાં હજાર હાથીઓનું બળ હતું. (અત્યંત બળવાન હતો બસ એટલોજ ભાવ છે.) વાલીએ પર્વત જેવા મોટા એ પાડાનાં બંને શિંગડાં પકડી ઘોરનાદ સાથે તેને આઘે ધકેલી મૂકયો.'



इमे च विपुलाः सालाः सप्तशाखावलम्बिनः ।
यत्रैकं घटने वाली निष्पत्रयितुमोजसा ॥ ७ ॥

'હે રામ ! જુઓ, ચારેય બાજુ ફેલાયેલી ડાળીઓવાળાં સામે જે સાત મોટાં મોટાં સાલનાં વૃક્ષો દેખાય છે, તેમાંથી કોઇ એક ઝાડને વાલી પોતાનાં ઓજસ અને પરાક્રમથી હલાવીને પાંદડાં વિનાનું કરી શકે છે.'

***ટિપ્પણી :*** ✱ *રામાયણ ઈતિહાસની સાથે એક કાવ્ય પણ છે. અલંકાર કાવ્યનો આત્મા હોય છે. આ શ્લોકમાં 'અતિશયોક્તિ' અલંકાર છે.*

एतदस्यासमं वीर्यं मया राम प्रकीर्तितम् ।
कथं तं वालिनं हन्तुं समरे शक्ष्यसे नृप ॥ ८ ॥

'હે રામ ! વાલીનું અતુલ પરાક્રમ મેં આપની સામે વર્ણવી બતાવ્યું. હે રાજા ! આપ સંગ્રામમાં એ વાલીને કેવી રીતે મારી શકશો ? તે તો આપ જ જાણો.'

तथा ब्रुवाणं सुग्रीवं प्रहसंल्लक्ष्मणोऽब्रवीत् ।
कस्मिन् कर्मणि निर्वृत्ते श्रद्दध्या वालिनो वधम् ॥ ९ ॥

સુગ્રીવે આમ કહ્યું તેથી લક્ષ્મણે હસીને કહ્યું, 'હે સુગ્રીવ ! રામ એવું કયું કાર્ય કરી બતાવે જેનાથી તમને વાલીના વધની વાતમાં વિશ્વાસ બેસી જાય ?'

तमुवाचाथ सुग्रीवः सप्तसालानिमान् पुरा ।
एवमेकैकशो वाली विव्याधाथ स चासकृत् ॥ १० ॥

લક્ષ્મણની વાત સાંભળીને સુગ્રીવે કહ્યું, 'આ સામે જે સાલનાં સાત વૃક્ષો દેખાય છે, તેમાંથી વાલીએ એક-એક કરીને દરેકને અનેકવાર વીંધેલા છે.'



रामोऽपि दारयेदेषां बाणेनैकेन चेद् द्रुमम् ।
वालिनं निहतं मन्ये दृष्ट्वा रामस्य विक्रमम् ॥ ११ ॥

'જો શ્રીરામ પોતાના બાણથી એ માંહેનાં એક સાલવૃક્ષનું પણ ભેદન કરી દે તો રામનું એ પરાક્રમ જોઇને મને વાલીનો વધ થઇ ગયાની પૂરી પ્રતીતિ થઇ જશે.'

**ટિપ્પણી :** * *साल = રાળ અથવા શેષકુંદરનાં ઝાડ शाल = સાગનાં ઝાડ Tik Wood Trees ગુજ. અનુ.*

## ૯ (નવમો) સર્ગ રામથી સાત સાલવૃક્ષોનું ભેદન તથા સુગ્રીવ-વાલીનું યુદ્ધ

एतच्च वचनं श्रुत्वा सुग्रीवेण सुभाषितम् ।
प्रत्ययार्थं महा तेजा रामो जग्राह कार्मुकम् ॥ १ ॥

સુગ્રીવનાં મનોહારી વચનો સાંભળી મહાતેજસ્વી રામે તેને વિશ્વાસ બેસાડવા પોતાનું ધનુષ ઉઠાવ્યું.

स गृहीत्वा धनुर्घोरं शरमेकं च मानदः ।
सालमुद्दिश्य चिक्षेप ज्यास्वनैः पूरयन् दिशः ॥ २ ॥

માનપ્રદ શ્રીરામે પોતાનાં વિશાળ ધનુષ પર એક બાણ ચડાવ્યું અને પછી પણછના ધ્વનિથી દિશાઓને ગજાવતાં તે સાલવૃક્ષને લક્ષ્ય બનાવીને બાણ છોડયું.

स विसृष्टो बलवता बाणः स्वर्णपरिष्कृतः ।
भित्वा सालान् गिरिप्रस्थं सप्त भूमिं विवेश ह ॥ ३ ॥



મહાબલી રામનું છોડેલું એ સોને મઢેલું બાણ તે સાતેય સાલવૃક્ષોને તથા પર્વતને ભેદીને સપાટ ભૂમિમાં પેસી ગયું.

तान् दृष्ट्वा सप्त निर्भिन्नान् सालान् वानरपुङ्गवः ।
इदं चोवाच धर्मज्ञं कर्मणा तेन हर्षितः ॥ ४ ॥

શ્રીરામના બાણથી તે સાત સાલવૃક્ષોને કપાયેલાં જોઇને અને રામના આશ્ચર્યજનક કાર્યથી પ્રસન્ન થઇને વાનર શ્રેષ્ઠ સુગ્રીવે ધર્મજ્ઞ રામને કહ્યું,

सेन्द्रानपि सुरान् सर्वांस्त्वं बाणैः पुरुषर्षभ ।
समर्थः समरे हन्तुं किं पुनर्वालिनं प्रभो ॥ ५ ॥

'હે પુરુષોત્તમ ! હે પ્રભુ ! આપ તો આ બાણો વડે દેવતાઓ સહિત ઇન્દ્રને પણ સમરમાં હણવા સમર્થ છો, પછી વાલીને મારવાની તો વાત જ કયાં રહી ?

येन सप्त महासाला गिरिर्भूमिश्च दारिताः ।
बाणेनैकेन काकुत्स्थ स्थाता ते को रणाग्रतः ॥ ६ ॥

'હે રામ ! જેઓએ પોતાનાં એક જ બાણથી સાત રાળ વૃક્ષો, પર્વત અને ભૂમિને ચીરી નાખ્યા, તેવા સમર્થ આપની સમક્ષ રણ મેદાનમાં કોણ ઊભો રહેશે ?

अद्य मे विगतः शोकः प्रीतिरद्य परा मम ।
सुहृदं त्वां समासाद्य महेन्द्रवरुणोपभम् ॥ ७ ॥

'વરુણ અને ઇન્દ્ર જેવા પરમ મિત્ર આપને પ્રાપ્ત કરીને મારો સંપૂર્ણ શોક નષ્ટ થઇ ગયો છે અને મારા હરખનો તો કોઇ પાર નથી !'



तमद्यैव प्रियार्थं मे वैरिणं भ्रातृरूपिणम् ।
वालिनं जहि काकुत्स्थ मया बद्धोऽयमञ्जलिः ॥ ८ ॥

'હે રામ ! હું આપની સામે હાથ જોડું છું, મારી પ્રસન્નતા અને શાન્તિ માટે ભાઇના રૂપમાં રહેલા મારા શત્રુ વાલીનો વધ આજે જ કરી દ્યો.'

ततो रामः परिष्वज्य सुग्रीवं प्रियदर्शनम् ।
प्रत्युवाच महाप्राज्ञो लक्ष्मणानुमतं वचः ॥ ९ ॥

ત્યારપછી મહાબુદ્ધિમાન રામે પ્રિયદર્શી સુગ્રીવને આલિંગન કરીને લક્ષ્મણના અનુમોદન સહિતનું આ વચન કહ્યું.

अस्माद् गच्छेम किष्किन्धां क्षिप्रं गच्छ त्वमग्रतः ।
गत्वा चाह्वय सुग्रीव वालिनं भ्रातृगन्धिनम् ॥ १० ॥

'હે સુગ્રીવ ! અહીંથી આપણે સત્વર ક્રિષ્કિંધા જતા રહીએ, તમે આગળ આગળ જાઓ અને ત્યાં જઇને તમારા ભ્રાતૃહિંસક ભાઇને યુદ્ધ માટે લલકારો.'

सर्वे ते त्वरितं गत्त्वा किष्किन्धां वालिनः पुरीम् ।
वृक्षैरात्मानमावृत्य व्यतिष्ठन् गहने वने ॥ ११ ॥

આમ કહીને તેઓ બધા જ વાલીની કિષ્કિંધા નગરી પહોંચીને પાસેના ગાઢ વનમાં વૃક્ષોની આડમાં છૂપાઇને ઊભા રહ્યા.

सुग्रीवो व्यनदद् घोरं वालिनो ह्वानकारणात् ।
गाढं परिहितो वेगान्नादैर्भिन्दन्निवाम्बरम् ॥ १२ ॥

સુગ્રીવે કમ્મર કસીને વાલીને બોલાવવા ઘોર ગર્જના કરવા માંડી. તેના અવાજથી જાણે આકાશ પણ ભેદાઇ ગયું.



तं श्रुत्वा निनदं भ्रातुः क्रुद्धो वाली महाबलः ।
निष्पपात सुसंरब्धो भास्करोऽस्ततटादिव ॥ १३ ॥

પોતાના ભાઇ સુગ્રીવની એ વીરહાક સાંભળીને ક્રોધે ભરાયેલો વાલી જેમ અસ્તાચળમાંથી સૂરજ નીકળે તેમ બહાર નીકળી પડયો.

ततस्तु तुमुलं युद्धं वालिसुग्रीवयोरभूत् ।
गगने ग्रहयोर्घोरं बुधाङ्गारकयोरिव ॥ १४ ॥

ત્યારપછી જેવું યુદ્ધ આકાશમાં મંગળ અને બુધ એ બે ગ્રહોનું થતું હોય છે તેવુ તુમુલ યુદ્ધ વાલિ અને સુગ્રીવ બંનેનું થયું.'

तलैरशनिकल्पैश्च वज्रकल्पैश्च मुष्टिभिः ।
जघ्नतुः समरेऽन्योन्यं भ्रातरौ क्रोधमूर्छितौ ॥ १५ ॥

ક્રોધે ભરાયેલા વાલી અને સુગ્રીવ વીજળી સમાન લાતંલાતા અને વજ્ર સમાન મુકકા-મુક્કી કરી એક બીજાને મારવા લાગ્યા.

ततो रामो धनुष्पाणिस्तावुभौ समुदीक्ष्य तु ।
अन्योन्यसदृशौ वीरावुभौ देवाविवाश्विनौ ॥ १६ ॥

હાથમાં ધનુષ-બાણ લઇને ઊભેલા રામે એ બંને ભાઇઓને જયારે ધ્યાનપૂર્વક નીહાળ્યા ત્યારે તે બંને અશ્વિનીકુમારો સરખા સમાન આકૃતિવાળા દેખાયા.

यन्नावगच्छत्सुग्रीवं वालिनं वापि राघवः ।
ततो न कृतवान बुद्धिं मोक्तुमन्तकरं शरम् ॥ १७ ॥



જ્યારે રામ એ ન જાણી શક્યા કે આ બેમાં કોણ સુગ્રીવ છે અને કોણ વાલી છે, ત્યારે એવી અવસ્થામાં એમણે પોતાનું પ્રાણ ઘાતક બાણ ન છોડયું.

एतस्मिन्नन्तरे भग्नः सुग्रीवस्तेन वालिना ।
अपश्यन् राघवं नाथमृष्यमूकं प्रदुद्रुवे ॥ १८ ॥

આ દરમિયાન વાલીના પ્રહારથી જખમી થઇ અને પોતાની સહાયતામાં ઉદ્યત રામને ન જોયા તેથી સુગ્રીવ ઋષ્યમૂક પર્વત તરફ ભાગી ગયો.

राघवोऽपि सह भ्रात्रा सह चैव हनुमता ।
तदेव वनमागच्छत्सुग्रीवो यत्र वानरः ॥ १९ ॥

શ્રીરામ પણ લક્ષ્મણ અને હનુમાનની સાથે એ જ વનમાં પાછા આવી પહોંચ્યા જ્યાં સુગ્રીવ રહ્યો હતો.

तं समीक्ष्यागतं रामं सुग्रीवः सहलक्ष्मणम् ।
ह्रीमान् दीनमुवाचेदं वसुधामवलोकयन् ॥ २० ॥

સુગ્રીવે લક્ષ્મણ સાથે શ્રીરામને આવતા જોઇને, શરમના માર્યા માથું નીચું કરી ભૂમિ પ્રત્યે દૃષ્ટિ રાખીને દીનતા પૂર્વક કહ્યું.

आह्वयस्वेति मामुक्त्वा दर्शयित्वा च विक्रमम् ।
वैरिणा घातयित्वा च किमिदानीं त्वया कृतम् ॥ २१ ॥

'હે રામ ! આપે આપનું પરાક્રમ બતાવીને મને કહ્યું કે 'વાલીને લલકારો' અને પછી શત્રુદ્વારા મારી ખૂબ દુર્દશા કરાવી : આપે આ શું કર્યું ?'



तामेव वेलां वक्तव्यं त्वया राघव तत्त्वतः ।
वालिनं न निहन्मीति ततो नाहमितो व्रजे ॥ २२ ॥

'હે રાઘવ ! જો તમે તે જ વખતે ચોકખે ચોકખું મને કહી દીધું હોત કે 'હું વાલીને મારવાનો નથી' તો હું અહીંથી જ ત્યાં ન ગયો હોત.'

तस्य चैवं ब्रुवाणस्य सुग्रीवस्य महात्मनः ।
करुणं दीनया वाचा राघवः पुनरब्रवीत् ॥ २३ ॥

મહાત્મા સુગ્રીવે દીનવાણીથી આવી કરુણ વાત કહી ત્યારે શ્રીરામ ફરીને કહેવા લાગ્યા કે,

सुग्रीव श्रूयतां तात क्रोधश्च व्यपनीयताम् ।
कारणं येन बाणोऽयं न मया स विसर्जितः ॥ २४ ॥

'હે તાત ! સુગ્રીવ ! ક્રોધ ન કરજો અને મારી વાત સાંભળો, મેં શા કારણે તીર ન છોડયું ?'

अलङ्कारेण वेषेण प्रमाणेन गतेन च ।
त्वं च सुग्रीव वाली च सदृशौ स्थः परस्परम् ॥ २५ ॥

'હે સુગ્રીવ ! અલંકાર, વેશ, શરીરનાં પ્રમાણ અને હાલ-ચાલ જોતાં તમે અને વાલી બંને જણા એક સરખા જ છો.'

स्वरेण वर्चसा चैव प्रेक्षितेन च वानरः ।
विक्रमेण च वाक्यैश्च व्यक्तिं वां नोपलक्षये ॥ २६ ॥

'એટલું જ નહિ પણ તમારા બેઉનો કંઠ-સ્વર, કાન્તિ, દ્રૃષ્ટિ, પરાક્રમ અને બોલચાલ આ બધામાં કયાંય કંઇજ વિશેષતા = ભેદ દેખાતો જ નથી.'



ततोऽहं रूपसादृश्यान्मोहितो वानरोत्तम ।
नोत्सृजामि महावेगं शरं शत्रुनिबर्हणम् ॥ २७ ॥

'હે વાનરોત્તમ ! તમારા રૂપ-સાદશ્યના કારણે હું સંશયમાં પડયો. તેથી મેં મારું મહાવેગવાળું શત્રુનાશક બાણ ન છોડયું.'

त्वयि वीर विपन्ने हि अज्ञानाल्लाघवान्मया ।
मौढ्यं च मम बाल्यं च ख्यापितं स्यात्कपीश्वर ॥ २८ ॥

'હે કપીશ્વર ! મારી અજ્ઞાનતા અથવા ઉતાવળે કરેલા સાહસથી તમે માર્યા ગયા હોત તો મારી મૂર્ખતા અને બાલિશતાનો બધે ધજાગરો ચડત.'

वीर युध्यस्व भूयस्त्वं पश्य वालिनमाहवे ।
निरस्तमिषुणैकेन वेष्टमानं महीतले ॥ २९ ॥

'હે વીર ! તમે ફરી એકવાર વાલી સાથે યુદ્ધ કરો, આ વારે તમે સંગ્રામમાં વાલીને મારા એક જ તીરથી પૃથ્વી પર તરફડતો જોશો.'

अभिज्ञानं कुरुष्व त्वमात्मनो वानरेश्वर ।
येन त्वामभिजानीयां द्वन्द्वयुद्धमुपागतम् ॥ ३० ॥

'હે વાનરરાજ ! તમે તમારી ઓળખ માટે કોઇ ચિહ્ન ધારણ કરી લો, જેનાથી દ્વન્દ્વયુદ્ધ કરતી વેળાએ હું તમને પિછાણી શકું.'

गजपुष्पीमिमां फुल्लामुत्पाट्य शुभलक्षणाम् ।
कुरु लक्ष्मण कण्ठेऽस्य सुग्रीवस्य महात्मनः ॥ ३१ ॥



ત્યારપછી રામે લક્ષ્મણને આદેશ આપ્યો, 'હે લક્ષ્મણ ! તમે આ ખીલેલાં ફૂલોવાળી અને શુભ લક્ષણોવાળી ગજપુષ્પીની વેલ ઉખેડીને મહાત્મા સુગ્રીવનાં ગળામાં પહેરાવી દ્યો.'

ततो गिरितटे जातामुत्पाट्य कुसुमाकुलाम् ।
लक्ष्मणो गजपुष्पीं तां तस्य कण्ठे व्यसर्जयत् ॥ ३२ ॥

ત્યારપછી પર્વત પર ઊગેલી એ પુષ્પિત ગજપુષ્પી ઉખેડીને લક્ષ્મણે સુગ્રીવનાં ગળામાં પહેરાવી દીધી.'

विभ्राजमानो वपुषा रामवाक्यसमाहितः ।
जगाम सह रामेण किष्किन्धां वालिपालिताम् ॥ ३३ ॥

પોતાના શરીરને માળાથી સુશોભિત કરી શ્રીરામનાં વચનોથી આશ્વાસન પ્રાપ્ત કરીને સુગ્રીવ ફરીવાર શ્રીરામની સાથે વાલીની રાજધાની કિષ્કિંધા જતો રહ્યો.

## ૧૦ (દશમો) સર્ગ સુગ્રીવનું વાલીને યુદ્ધ માટે આહ્વાન તથા તારાએ વાલીને વારવું

रामेण सह प्राप्य तं किष्किन्धां वालिपालिताम् ।
ततः स निनदं घोरं कृत्वा युद्धाय चाह्वयत् ॥ १ ॥

શ્રીરામ સાથે વાલી દ્વારા પાલિત અને સુરક્ષિત કિષ્કિંધા નગરી જઇને સુગ્રીવે ભયંકર ગર્જના કરીને વાલીને યુદ્ધ માટે લલકાર્યો.

अथ तस्य निनादं तु सुग्रीवस्य महात्मनः ।
शुश्रावन्तःपुरगतो वाली भ्रातुरमर्षणः ॥ २ ॥



અંતઃપુરમાં સ્ત્રીઓની વચમાં બેઠેલા, ભાઇ પ્રત્યે અસહિષ્ણુ વાલીએ મહાત્મા સુગ્રીવે કરેલી ઘોર ગર્જના સાંભળી.

शब्दं दुर्मर्षणं श्रुत्वा निष्पपात ततो हरिः ।
वेगेन चरणन्यासैर्दारयन्निव मेदिनीम् ॥ ३ ॥

સુગ્રીવનો અસહ્ય સિંહનાદ સાંભળી ધરણી ધ્રુજાવતો વાલી અત્યંત તીવ્ર વેગથી રાજમહેલથી બહાર નીકળ્યો.

तं तु तारा परिष्वज्य स्नेहाद्दर्शितसौहृदा ।
उवाच त्रस्तसम्भ्रान्ता हितोदर्कमिदं वचः ॥ ४ ॥

વાલીને રાજમહેલમાંથી બહાર નીકળતો જોઇને તારા ભયભીત થઇ ગઇ તે પ્રેમપૂર્વક વાલીને આલિંગન કરીને હિતકારી વચન બોલી,

साधु क्रोधमिमं वीर नदीवेगमिवागतम् ।
शयनादुत्थितः काल्यं त्यज भुक्तामिव स्रजम् ॥ ५ ॥

'હે વીર ! નદીના વેગની જેમ ઉભરાઇ ગયેલા ક્રોધનો તમે એવી રીતે ત્યાગ કરી દો જેવી રીતે મનુષ્ય રાતે પહેરેલી કરમાયેલી માળાનો ત્યાગ કરે છે.

काल्यमेतेन संग्रामं करिष्यसि हरीश्वरः ।
वीर ते शत्रुबाहुल्यं फाल्गुता वा न विद्यते ॥ ६ ॥
सहसा तव निष्क्रामो मम तावन्न रोचते ।
श्रूयतां चाभिधास्यामि यन्निमित्तं निवार्यसे ॥ ७ ॥

'હે કપીશ્વર ! આપ કાલે સુગ્રીવ જોડે યુદ્ધ કરજો, હે વીર ! જો કે તમારો શત્રુ ન તો બળમાં તમારાથી ચડિયાતો છે, ન તો આપ એનાથી કોઇ વાતે ઊણા ઊતરો તેમ છો; તો પણ આપ આ વેળાએ સાહસ કરી ઘરથી નીકળો છો તે મને ગમતું નથી. હું તમને કયા કારણે રોકી રહી છું તે પણ સાંભળો,'



पूर्वं त्वया निरस्तस्य पीडितस्य विशेषतः ।
इहैत्य पुनराह्वानं शङ्कां जनयतीव मे ॥ ८ ॥

'આ પહેલાં જ તમે તેને મારી-પીટીને ભગાડી મૂકયો હતો, તો પણ તે ફરી તમને પડકારી રહ્યો છે, તેથી મારા મનમાં શંકા થાય છે.'

दर्पश्च व्यवसायश्च यादृशस्तस्य नर्दतः ।
निनादस्य च संरम्भो नैतदल्पं हि कारणम् ॥ ९ ॥

'આ વેળાએ એનાં અહંકાર, વ્યવહાર અને ગર્જનાના જે ઢંગ છે તે જોતાં એમ લાગે છે, કે આ લક્ષણોનું કોઇ મોટું કારણ છે.'

नासहायमहं मन्ये सुग्रीवं तमिहागतम् ।
अवष्टब्धसहायश्च यमाश्रित्यैष गर्जति ॥ १० ॥

'હું ધારું છું કે બીજાની મદદ મેળવ્યા વિના સુગ્રીવ અહીંયાં આવે જ નહિ તેને ચોક્કસ કોઇ સહાયક મળી ગયો છે, જેના જોરે તે આટલો ગાજી રહ્યો છે.'

पूर्वमेव मया वीर श्रुतं कथयतो वचः ।
अङ्गदस्य कुमारस्य वक्ष्यामि त्वा हितं वचः ॥ ११ ॥

'હે વીર ! રાજકુમાર અંગદનાં મુખે મેં જે વાતો પહેલાં જ સાંભળી હતી, તે હિતકર વાતો તમારા કલ્યાણ માટે તમને કહું છું.'



अङ्गदस्तु कुमारोऽयं वनान्तमुपनिर्गतः ।
प्रवृत्तिस्तेन कथिता चारैराप्तैर्निवेदिता ॥ १२ ॥

'રાજકુમાર અંગદ ફરતો ફરતો વનમાં ગયો હતો : ત્યાં તેણે વિશ્વાસુ ગુપ્તચરો દ્વારા એવી માહિતી મેળવી છે કે,'

अयोध्याधिपतेः पुत्रौ शूरौ समरदुर्जयौ ।
इक्ष्वाकूणां कुले जातौ प्रथितौ रामलक्ष्मणौ ॥ १३ ॥

'ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન, યુદ્ધમાં અજેય, અયોધ્યાધિપતિ દશરથના રામ અને લક્ષ્મણ નામથી પ્રસિદ્ધ બે પુત્રો અહીં આવ્યા છે.'

सुग्रीवप्रियकामार्थं प्राप्तौ तत्र दुरासदौ ॥
तव भ्रातुर्हि विख्यातः सहायो रणकर्कशः ॥ १४ ॥

'સુગ્રીવની અભીષ્ટ - સિદ્ધિ માટે તે બંને દુર્ધષ વીરો કટિબદ્ધ થયા છે. (અભીષ્ટ = ઇચ્છિત) (દુર્ધષ = હુમલો ન કરી શકાય તેવા) રણકુશળ તે બેઉ ભાઇઓ તમારા ભાઈ સુગ્રીવના સહાયક બન્યા છે.'

रामः परबलामर्दी युगान्ताग्निरिवोत्थितः ।
निवासवृक्षः साधूनामापन्नानां परा गतिः ॥ १५ ॥

'એ બંનેમાં રામ શત્રુઓનો સંહાર કરવામાં પ્રજ્વલિત પ્રલયાગ્નિ સમાન છે, સાધુ પુરુષો માટે રામ વૃક્ષ સમાન આશ્રય સ્થાન છે અને આપદા ગ્રસ્ત દીનજનોના એકમાત્ર આધાર છે.'

आर्तानां संश्रयश्चैव यशसश्चैकभाजनम् ।
ज्ञानविज्ञानसम्पन्नो निदेशे निरतः पितुः ॥ १६ ॥

धातूनामिव शैलेन्द्रो गुणानामाकरो महान् ।
तत्क्षमो न विरोधस्ते सह तेन महात्मना ॥ १७ ॥

'તેઓ પીડિતજનોના ત્રાતા, યશના પાત્ર, લૌકિકજ્ઞાનના અને શાસ્ત્રજ્ઞાનના વિદ્વાન અને પિતાના આજ્ઞાંકિત પુત્ર છે. પર્વત-રાજ હિમાલય જેવો ધાતુઓનો ભંડાર છે. તેવા તે સદ્‌ગુણોની ખાણ છે. એ મહાત્મા શ્રીરામનો વિરોધ કરવો તમને ઉચિત નથી.'

***ટિપ્પણી :*** ✸ *આ વર્ણનથી એ સ્પષ્ટ છે, કે વાલીને રામ તથા સુગ્રીવની મૈત્રીની ખબર પડી ગઇ હતી. એટલે 'રામે વાલીને છુપાઇને માર્યો' એ આરોપ મિથ્યા છે.*

श्रूयतां क्रियतां चैव तव वक्ष्यामि यद्धितम् ।
यौवराज्येन सुग्रीवं तूर्णं साध्वभिषेचय ॥ १८ ॥

'હું આપનાં હિતની વાત કહી રહી છું, તે તમે સાંભળો અને તદનુસાર કાર્ય કરો. આપ સત્વર સુગ્રીવનો યુવરાજ-પદ પર અભિષેક કરી દો'

विग्रहं मा कृथा वीर भ्रात्रा राजन्यवीयसा ।
अहं हि ते क्षमं मन्ये तेन रामेण सौहृदम् ॥ १९ ॥

'હે વીર ! આપ આપણા નાના ભાઇ સુગ્રીવ જોડે વેર-વિરોધ ન કરો. હું તો એમ જ ચાહું છું કે શ્રી રામ સાથે તમારી મૈત્રી થઇ જાય.'

सुग्रीवेण च सम्प्रीतिं वैरमुत्सृज्य दूरतः ।
लालनीयो हि ते भ्राता यवीयानेष वानरः ॥ २० ॥

'વેર ભાવ છોડીને તમે સુગ્રીવ સાથે પણ સુમેળ કરી લો, કેમકે તે આપનો નાનો ભાઇ છે. એથી એનું લાલન-પાલન આપે કરવું જ જોઇએ.'



तत्र वा सन्निहस्थो वा सर्वथा बन्धुरेव ते ।
न हि तेन समं बन्धुं भूवि पश्यामि कञ्चन ॥ २१ ॥

'ભલે, તે તમારાથી દૂર રહેતો હોય, અથવા પાસે જ રહેતો હોય પણ સર્વથા છે તો તમારો ભાઇ જ; મને તો આ પૃથ્વીના પટ પર તેના સમાન બીજો ભાઇ દેખાતો જ નથી.'

दानमानादिसत्कारैः कुरुष्व प्रत्यनन्तरम् ।
वैरमेतत्समुत्सृज्य तव पार्श्वे स तिष्ठतु ॥ २२ ॥

'આપ દાન, માન અને પ્રેમ આદિ વડે તેને અપનાવી લો, જેથી તે વેરબુદ્ધિ તજીને આપની પાસે જ રહેવા લાગે.'

यदि ते मत्प्रियं कार्यं यदि चावैषि मां हिताम् ।
याच्यमानः प्रयत्नेन साधु वाक्यं कुरुष्व मे ॥ २३ ॥

'જો આપ મારું પ્રિય કર્મ કરવા ચાહતા હો અને મને આપ આપની હિતૈષિણી સમજો છો. તો હું આપને હાથ જોડીને જે પ્રાર્થના કરી રહી છું, તે પ્રિય અને હિતકર પ્રાર્થનાનો સ્વીકાર કરીને તદનુસાર યત્નપૂર્વક કાર્ય કરો.'

## ૧૧ (અગિયારમો) સર્ગ વાલીનો વધ

तामेवं ब्रुवन्तीं तारां ताराधिपनिभाननाम् ।
वाली निर्भर्त्सयामास वचनं चेदमब्रवीत् ॥ १ ॥



જ્યારે ચંદ્રમુખી તારાએ આ રીતની વાતો કરી ત્યારે વાલીએ તારાનો તિરસ્કાર કરીને તેને આ પ્રમાણે કહ્યું.

गर्जतोऽस्य च संरम्भं भ्रातुः शत्रोर्विशेषतः ।
मर्षयिष्याम्यहं केन कारणेन वरानने ॥ २ ॥

'હે સુમુખી ! અહંકારથી ગર્જના કરતો, મારો શત્રુ બની ગયેલો ભાઇ મને યુદ્ધ માટે પડકારે તે હું શા કારણથી સહન કરી લઉં ?'

अधर्षितानां शूराणां समरेष्वनिवर्तिनाम् ।
धर्षणामर्षणं भीरु मरणादतिरिच्यते ॥ ३ ॥

'હે ડરપોક ! જો, જે શૂરવીર કદી કોઇથી પરાજિત થયો નથી, જેણે કદી રણક્ષેત્રમાં શત્રુને પીઠ બતાવી નથી, જેણે સદા પોતાની વીરતાનો જ પરિચય કરાવ્યો છે એને માટે આ જાતનો તિરસ્કાર તો મૃત્યુ કરતાં પણ વધારે અસહ્ય છે.'

न च कार्यो विषादस्ते राघवं प्रति मत्कृते ।
धर्मज्ञश्च कृतज्ञश्च कथं पापं करिष्यति ॥ ४ ॥

'શ્રીરામ' મને કોઇ પણ પ્રકારે હાનિ પહોંચાડશે એવી આશંકા કરીને આપે દુઃખી ન થવું જોઇએ કેમકે રામ ધર્મજ્ઞ અને કૃતજ્ઞ છે, તેઓ એવું પાપ કર્મ શાને કરશે ?'

निवर्तस्व सह स्त्रीभिः कथं भूयोऽनुगच्छसि ।
सौहृदं दर्शितं तारे मयि भक्तिः कृता त्वया ॥ ५ ॥

'તું વારંવાર મારી પાછળ કેમ ચાલી આવે છે ? તું સ્ત્રીઓ સહિત પાછી જતી રહે. હે તારા ! મારા પ્રત્યે તારી જે ભક્તિ હતી તેનો હાર્દિક પર્યાપ્ત પરિચય તેં દઇ દીધો છે.'



વાલી – સુગ્રીવ યુદ્ધ



प्रत्योत्स्याम्यहं गत्वा सुग्रीवं जहि संभ्रमम् ।
दर्पमात्रं विनेष्यामि न च प्राणैर्विमोक्ष्यते ॥ ६ ॥

'તું વ્યાકુળ ન થા. હું સુગ્રીવ સાથે લડીને તેનો મદ ઉતારીશ, તેના અભિમાનનો નાશ કરીશ, પ્રાણોનો નહિ.'

ततः स्वस्त्ययनं कृत्वा मन्त्रविद्विजयैषिणी ।
अन्तःपुरं सह स्त्रीभिः प्रविष्टा शोकमोहिता ॥ ७ ॥

વાલીએ આમ કહ્યું ત્યાર પછી મંત્રવિત્ (મંત્રો જાણનારી) તારાએ વાલીના વિજયની કામનાથી સ્વસ્ત્યયન કર્યું અને શોકાતુર થઇને અન્ય સ્ત્રીઓ સાથે અંતઃપુરમાં પાછી આવી.

**ટિપ્પણી :** * *અહીં તારાને મંત્રવિત્ કહેલી છે. આ વિશેષણથી સ્પષ્ટ છે કે તે સાધારણ વાંદરી ન હતી.*

* *કપિ, વાનર, હરિ, પ્લવગ વગેરે 'વાંદરા' શબ્દના પર્યાય હોવા છતાં, વાલી અને સુગ્રીવ હનુમાન અને તારાનાં જ્ઞાન, વાણી, વ્યવહાર, વ્યવસ્થા, સાધન પ્રયોજન અને માનવસહજ સ્વભાવ જોતાં તેઓ બધાં વાંદરા નહિ પણ માનવો હતાં એવું ફલિત થાય છે. - ગુજ. અનુવાદક*

प्रविष्टायां तु तारायां सह स्त्रीभिः स्वमालयम् ।
नगरान्निर्ययौ क्रुद्धो महासर्प इव श्वसन् ॥ ८ ॥

સ્ત્રીઓ સહિત તારા જેવી કે રાજમહેલમાં પ્રવેશ કરી ગઇ કે તરત વાલી ગુસ્સે થઇ સાપની જેમ ફૂંફાડા મારતો ધૂંઆ પૂંઆ થતો કિષ્કિંધાનગરમાંથી બહાર નીકળ્યો.

स ददर्श ततः श्रीमान् सुग्रीवं दीप्ततेजसम् ।
गाढं परिदधे वासो वाली परमरोषणः ॥ ९ ॥



નગર બહાર નીકળીને શ્રીમાન વાલીએ અગ્નિ સમાન દેદીપ્યમાન સુગ્રીવને જોયો. સુગ્રીવને યુદ્ધ માટે પ્રસ્તુત દેખી વાલીએ પણ લડી લેવા કમર કસી.

स वाली गाढसंवीतो मुष्टिमुद्यम्य वीर्यवान् ।
सुग्रीवमेवाभिमुखो ययौ योद्धुं कृतक्षणः ॥ १० ॥

પરાક્રમી વાલી કમ્મર કસીને મુઠ્ઠીઓ ઉગામી લડવા માટે સુગ્રીવ તરફ ધસી ગયો.

श्लिष्टमुष्टिं समुद्यम्य संरब्धतरमागतः ।
सुग्रीवोऽपि तमुद्दिश्य वालिनं हेममालिनम् ॥ ११ ॥

વધારે ઉશ્કેરાઇ ગયેલા અને સોનાની માળા પહેરેલા તે વાલી તરફ સુગ્રીવ પણ મૂઠીઓ બંધ કરી; મુક્કો ઉગામીને ધસી ગયો.

तौ भीमबलविक्रान्तौ सुपर्णसमवेगिनौ ।
प्रवृद्धौ घोरवपुषौ चन्द्रसूर्याविवाम्बरे ॥ १२ ॥

જેમ આકાશમાં સૂરજ અને ચંદ્ર લડી રહ્યા હોય તેમ ભયંકર બળ અને પરાક્રમવાળા તથા ગરુડ સમાન વેગવાળા વિશાળ કાયાવાળા તેઓ બંને વાલી અને સુગ્રીવ યુદ્ધ કરવા લાગ્યા.

मुष्टिभिर्जानुभिः पद्भिर्बाहुभिश्च पुनः पुनः ।
तयोर्युद्धमभूद्घोरं वृत्रवासवयोरिव ॥ १३ ॥

વારંવાર મુક્કાઓ વડે, લાતો મારીને, ઘૂંટણો વડે અને બાહુબળથી પ્રહાર કરીને તેઓ બંનેએ એવું તુમુલ યુદ્ધ કર્યું જેવું ઇન્દ્ર અને વૃત્રાસુરનું યુદ્ધ થયું હતું.



हीयमानमथोऽपश्यत्सुग्रीवं वानरेश्वरम् ।
प्रेक्षमाणं दिशश्चैव राघवः स मुहुर्मुहुः ॥ १४ ॥

જ્યારે શ્રીરામે જોયું કે સુગ્રીવ માર ખાઇ રહ્યો હોવાથી વારંવાર ચારેય દિશામાં તાકી તાકીને જોયા કરે છે, ત્યારે-

ततो रामो महातेजा आर्तं दृष्ट्वा हरीश्वरम् ।
शरं धनुषि सन्धाय चापं पूरयामास च ॥ १५ ॥

મહા તેજસ્વી શ્રી રામે સુગ્રીવને દુઃખી થતો જોઇને પોતાનાં ધનુષમાં બાણ ભળાવીને પણછ ખેંચી,

मुक्तस्तु वज्रनिर्घोषः प्रदीप्ताशनिसन्निभः ।
राघवेण महाबाणो वालिवक्षसि पातितः ॥ १६ ॥

પછી રામે ફેંકેલુ, અગ્નિ સમાન દેદીપ્યમાન અને વજ્ર સમાન ભયંકર શબ્દ કરવાળું તે બાણ વાલીની છાતીમાં ભોંકાઇ ગયું.

ततस्तेन महातेजा वीर्योत्सिक्तकपीश्वरः ।
वेगेनाभिहतो वाली निपपात महीतले ॥ १७ ॥

બળ અને વીર્ય સમન્વિત મહાતેજસ્વી વાલી શ્રીરામના એ મર્મભેદક અત્યંત વેગવાળા બાણથી હણાઇને પૃથ્વી પર પડી ગયો.

## ૧૨ (બારમો) સર્ગ રામને વાલીનો ઠપકો



तं तथा पतितं संख्ये गतार्चिषमिवानलम् ।
उपयातौ महावीर्यौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १ ॥

યુદ્ધભૂમિ પર જવાળા-રહિત અગ્નિ સમાન પડેલા વાલીને જોઇને મહાપરાક્રમી રામ અને લક્ષ્મણ તેની નજીક ગયા.

तं दृष्ट्वा राघवं वाली लक्ष्मणं च महाबलम् ।
अब्रवीत्प्रश्रितं वाक्यं परुषं धर्मसंहितम् ॥ २ ॥

મહાબલી રામ અને લક્ષ્મણને પોતાની પાસે આવી ઊભેલા જોઇને વાલી તેમને નમ્રતાપૂર્વક આ ધર્મયુકત કડવાં વેણ કહેવા લાગ્યો.

त्वं नराधिपतेः पुत्रस्तेजस्वी चरितव्रतः ।
पराङ्मुखवधं कृत्वा को नु प्राप्तस्त्वया गुणः ॥ ३ ॥

'હે રામ ! તમે તો રાજકુળમાં જન્મેલા, તેજસ્વી અને વ્રતધારી કહેવાઓ છો. છતાં તમે મારો બીજાની સાથે યુદ્ધ કરી રહેલાનો વધ કર્યો તેથી (તમને કયા ગુણની પ્રાપ્તિ થઇ) તમને કઇ જાતની ખ્યાતિ મળી ?'

सानुक्रोशो महोत्साहः समयज्ञो दृढव्रतः ।
इति ते सर्वभूतानि कथयन्ति यशो भुवि ॥ ४ ॥

'શ્રીરામ દયાળુ, ઉત્સાહી, સમયને જાણીને કાર્ય કરનારા અને દઢવ્રતધારી છે આ ગુણોથી યુકત આપની કીર્તિ સંસારના બધા જ મનુષ્યો ગાય છે.'

दमः शमः क्षमा धर्मो धृतिः सत्यं पराक्रमः ।
पार्थिवानां गुणा राजन् दण्डश्चाप्यपराधिषु ॥ ५ ॥



'મનો-નિગ્રહ, શાન્તિ, ક્ષમા, ધર્મ, ધૈર્ય, સત્ય, પરાક્રમ અને અપરાધીઓને દંડ આપવો એ રાજાઓના ગુણ છે.'

तान् गुणान् सम्प्रधार्याहमग्र्य चाभिजनं तव ।
तारया प्रतिषिद्धोऽपि सुग्रीवेण समागतः ॥ ६ ॥

'આપને શ્રેષ્ઠ-કુલોત્પન્ન અને આ રાજવીને ઉચિત ગુણોથી યુક્ત જાણીને જ હું તારાએ મને વાર્યો છતાં પણ સુગ્રીવ જોડે યુદ્ધ કરવા આવ્યો હતો.'

न मामन्येन संरब्धं प्रमत्तं योद्धुमर्हति ।
इति मे बुद्धिरुत्पन्ना बभूवादर्शने तव ॥ ७ ॥

બીજાની સાથે યુદ્ધમાં રોકાયેલા અને વળી મારા પૂરતો અસાવધાન એવા મારી ઉપર શ્રીરામ તીર નહીં છોડે એવો નિર્ણય મેં આપનાં દર્શન વિના જ કરી લીધો હતો.'

न त्वां विनिहतात्मानं धर्मध्वजमधार्मिकम् ।
जाने पापसमाचारं तृणैः कूपमिवावृतम् ॥ ८ ॥

'એ વેળાએ હું એ જાણતો ન હતો કે તમે આત્મઘાતી, દેખાવની ધર્મધ્વજા ફરકાવનારા અને ઘાસથી ઢંકાયેલા કૂવા જેવા અધર્મી અને પાપાચારી છો.'

सतां वेषधरं पापं प्रच्छन्नमिव पावकम् ।
नाहं त्वामभिजानामि धर्मच्छद्माभिसंवृतम् ॥ ९ ॥

'તમને હું પહેલાં ન હતો જાણતો કે સત્પુરુષનો વેષધારી પાપી છો. તમે તો રાખથી ઢંકાયેલા અગ્નિ સમાન કપટી-ધર્મનો ઢોંગ કરનારા છો.'



विषये वा पुरे वा ते यदा नापकरोम्यहम् ।
न च त्वामवजाने च कस्मात्त्वं हंस्यकिल्बिषम् ॥ १० ॥

'હે રામ ! મેં આપનાં રાષ્ટ્રમાં કે નગરમાં કોઇ અપકાર કરેલો નથી. મેં આપનું કદી અપમાન કરેલું નથી. તો પણ આપે મને નિરપરાધીને શા માટે માર્યો છે ?'

हत्वा बाणेन काकुत्स्थ मामिहानपराधिनम् ।
किं वक्ष्यसि सतां मध्ये कृत्वा कर्म जुगुप्सितम् ॥ ११ ॥

'હે રામ ! મને નિરપરાધીને તીરથી મારીને આવું ઘૃણાસ્પદ કર્મ કરીને તમે સજ્જનોની વચમાં શું કહેશો ?'

राजहा ब्रह्महा गोघ्नश्चोरः प्राणिवधे रतः ।
नास्तिकः परिवेत्ता च सर्वे निरयगामिनः ॥ १२ ॥

'જુઓ, રાજાને મારનારો, બ્રાહ્મણની હત્યા કરનારો, ગોહત્યારો, ચોર, પ્રાણીઓની હિંસામાં તત્પર, નાસ્તિક અને પરિવેત્તા (મોટા ભાઇના પહેલાં પરણનારો) આ બધા જ નરકગામી = અધમ યોનિઓમાં જાય છે.'

सूचकश्च कदर्यश्च मित्रघ्नो गुरुतल्पगः ।
लोकं पापात्मनामेते गच्छन्त्यत्र न संशयः ॥ १३ ॥

'નિંદા કરનારો, કૃપણ, મિત્રઘાતી, ગુરુપત્ની ગામી, આ બધા જ પાપમય લોકને પ્રાપ્ત થાય છે. એમાં જરાપણ સંદેહ નથી.'

त्वया नाथेन काकुत्स्थ न सनाथा वसुन्धरा ।
प्रमदा शीलसम्पन्ना धूर्तेन पतिना यथा ॥ १४ ॥



'હે રામ ! જેવી રીતે ધૂર્ત પતિને પ્રાપ્ત કરીને શીલવતી સ્ત્રી સનાથા થતી નથી, તેવી રીતે તમારા જેવા શાસક નાથને પ્રાપ્ત કરવા છતાં પણ આ વસુન્ધરા અનાથ જ રહી છે.'

शठो नैष्कृतिकः क्षुद्रो मिथ्याप्रश्रितमानसः ।
कथं दशरथेन त्वं जातः पापो महात्मना ॥ १५ ॥

'ધૂર્ત, પર-અપકારી, નીચ, ખોટેખોટી બનાવટી શાન્તિને ધારણ કરનારો અજિતેન્દ્રય એવો આપ જેવો પાપી પુત્ર મહાત્મા દશરથના ઘરમાં કેમ અવતરેલો છે ?'

उदासीनेषु योऽस्मासु विक्रमस्ते प्रकाशितः ।
अपकारिषु तं राजन् न हि पश्यामि विक्रमम् ॥ १६ ॥

'હે રાજા ! મારા જેવા નિરપરાધી ઉદાસીન વ્યક્તિ ઉપર તમે જેવું પરાક્રમ બતાવ્યું છે, તેવું પરાક્રમ કોઇ અપકારી અને અપરાધી વ્યક્તિ ઉપર તમે કર્યું હું જોતો નથી.'

दृश्यमानस्तु युध्येथा मया यदि नृपात्मज ।
अद्य वैवस्वतं देवं पश्येस्त्वं निहतो मया ॥ १७ ॥

'હે રાજકુમાર ! જો તમે સામી છાતીએ મારી સાથે યુદ્ધ કર્યું હોત તો મારા હાથે હણાઇને તમે આજે જ યમરાજના અતિથિ બન્યા હોત.'

त्वयाऽदृश्येन तु रणे निहतोऽहं दुरासदः ।
प्रसुप्तः पन्नगेनेव नरः पापवशं गतः ॥ १८ ॥

'પરંતુ હું શું કહું ? દારૂ પીને કોઇ માણસ ઘોર નિદ્રામાં ઊંઘતો હોય તેને જેમ સર્પ કરડે તેમ તમે તો મને છૂપાઇને મારેલો છે.'



सुग्रीवप्रियकामेन यदहं निहतस्त्वया ।
अयुक्तं यदधर्मेण त्वयाऽहं निहतो रणे ॥ १९ ॥

'હે રામ ! સુગ્રીવને પ્રસન્ન કરવા તમે મને માર્યો છે તો પણ તમે અધર્મપૂર્વક મને હણ્યો છે તે તો સર્વથા અનુચિત જ છે.'

काममेवंविधो लोकः कालेन विनियुज्यते ।
क्षमं चेद्भवता प्राप्तमुत्तरं साधु चिन्त्यताम् ॥ २० ॥

'મને મારાં મરણનું દુઃખ નથી કેમકે સમય આવે ત્યારે ઉત્પન્ન થયેલા બધા જ દેહધારીઓ એક દિવસે મૃત્યુ પામે છે જ. મને ખેદ એ વાતનો છે કે તમે તમારા આ અનુચિત કૃત્યના વિષયમાં લોકોને શો ઉત્તર આપશો ? આપ એનો વિચાર કરી લો.'

## ૧૩ (તેરમો) સર્ગ શ્રી રામનો વાલીને પ્રત્યુત્તર

धर्मार्थगुणसम्पन्नं हरीश्वरमनुत्तमम् ।
अधिक्षिप्तस्तदा रामः पश्चाद् वालिनमब्रवीत् ॥ १ ॥

ધર્મ, અર્થ વગેરે ગુણ-સંપન્ન, વાનરોના રાજા વાલીએ શ્રીરામ પર જે કર્કશ આક્ષેપો કર્યા તેના પ્રત્યુત્તરમાં શ્રીરામ વાલીને કહેવા લાગ્યા, કે

धर्ममर्थं च कामं च समयं चापि लौकिकम् ।
अविज्ञाय कथं बाल्यान्मामिहाद्य विगर्हसे ॥ २ ॥



'અરે ! ધર્મ, અર્થ, કામ અને લૌકિક આચારને જાણ્યા વગર તમે બાળક બુદ્ધિથી મારી નિંદા કેમ કરો છો ?'

अपृष्ट्वा बुद्धिसम्पन्नान् वृद्धानाचार्यसम्मतान् ।
सौम्य वानरचापल्यात्किं मां वक्तुमिहेच्छसि ॥ ३ ॥

'હે સૌમ્ય ! માન્ય આચાર્યો અને બુદ્ધિમાન વૃદ્ધ વડીલોને પૂછ્યા વિના વાનરસ્વભાવમાં સુલભ એવી ચંચળતાને વશ થઇને શું તમે આ વિષયમાં મને ઉપદેશ આપવા ઇચ્છો છો ?'

इक्ष्वाकूणामियं भूमिः सशैलवनकाननां ।
मृगपक्षिमनुष्याणां निग्रहानुग्रहेष्वपि ॥ ४ ॥

'શું તમને એટલી ખબર નથી કે વન, પર્વત અને વાડીઓ સહિત આ સમસ્ત ભૂમંડલ ઇક્ષ્વાકુવંશીઓના અધિકારમાં છે ? આ અખિલ ભૂમંડળમાં જેટલાં પશુ, પક્ષી અને મનુષ્યો રહે છે, એ સર્વને દંડ દેવાનો અથવા તેમના પર અનુગ્રહ કરવાનો અધિકાર એમનો જ છે !'

तां पालयति धर्मात्मा भरतः सत्यवागृजुः ।
धर्मकामार्थतत्त्वज्ञो निग्रहानुग्रहे रतः ॥ ५ ॥

'ધર્મ, અર્થ અને કામના તત્ત્વને જાણનારા, સત્યવાદી, સરલ-સ્વભાવવાળા, અપરાધીઓને દંડ દેનારા અને સાધુઓ પર અનુગ્રહ કરવામાં તત્પર મહાત્મા ભરત આ સમયે આ ભૂમંડલ પર શાસન કરી રહ્યા છે.'

नयश्च विनयश्चोभौ यस्मिन् सत्यं च सुस्थितम् ।
विक्रमश्च यथा दृष्टः स राजा देशकालवित् ॥ ६ ॥

'નીતિ, નમ્રતા, સ્થિરતા, સત્ય અને પરાક્રમ જેમાં વિદ્યમાન હોય, જે દેશને અને કાળને જાણનારો હોય તે જ રાજા થવાને યોગ્ય છે. ભરતમાં આ બધા ગુણો વિદ્યમાન છે.'



तस्य धर्मकृतादेशा वयमन्ये च पार्थिवाः ।
चरामो वसुधां कृत्स्नां धर्मसन्तानमिच्छवः ॥ ७ ॥

'અમે બંને ભાઇઓ તથા બીજા પણ અનેક રાજાઓ ભરતના ધર્માનુકૂલ આદેશથી ધર્મવૃદ્ધિની શુભ કામનાથી આ સંપૂર્ણ પૃથ્વી પર ભ્રમણ કરી રહ્યા છીએ.'

तस्मिन्नृपतिशार्दूले भरते धर्मवत्सले ।
पालयत्यखिलां भूमिं कश्चरेद्धर्मनिग्रहम् ॥ ८ ॥

'એ ભૂપશાર્દૂલ ધર્મવત્સલ મહારાજ ભરતના રાજ્યશાસનમાં કયા મનુષ્યમાં સામર્થ્ય છે, કે તે ધર્મ-વિરુદ્ધ કોઇ કર્મ કરે ?'

ते वयं धर्मविभ्रष्टं स्वधर्मे परमे स्थिताः ।
भरताज्ञां पुरस्कृत्य निगृह्णीमो यथाविधि ॥ ९ ॥

'પોતાના ઉત્તમોત્તમ ધર્મ-માર્ગ પર દઢ રહીને અમે બધા ભરતની આજ્ઞાનું પાલન કરતા રહીને ધર્મ વિરુદ્ધ આચરણ કરનારા લોકોને દંડ આપતા રહીએ છીએ.'

त्वं तु संक्लिष्टधर्मा च कर्मणा च विगर्हितः ।
कामतन्त्रप्रधानश्च न स्थितो राजवर्त्मनि ॥ १० ॥

'તમે ધર્મનું હનન કરનારા, કુકર્મમાં રુચિ રાખનારા, કેવળ કામાચાર માટે રાજધર્મની ઉપેક્ષા કરી રહ્યા છો.'

ज्येष्ठो भ्राता पिता चैव यश्च विद्यां प्रयच्छति ।
त्रयस्ते पितरो ज्ञेया धर्मे च पथि वर्तिनः ॥ ११ ॥



'ધર્મ-માર્ગ પર ચાલનારો મોટો ભાઇ, પિતા અને વિદ્યાદાતા ગુરુ-એ ત્રણેયને પિતા-તુલ્ય (પિતૃઓ) જાણવા જોઇએ.'

यवीयानात्मनः पुत्रः शिष्यश्चापि गुणोदितः ।
पुत्रवत्ते त्रयश्चिन्त्या धर्मश्चेदत्र कारणम् ॥ १२ ॥

'ધર્મની વ્યવસ્થા અનુસાર નાનો ભાઇ, પુત્ર અને ગુણવાન શિષ્ય-એ ત્રણેયને પુત્ર તુલ્ય માનેલા છે.'

सूक्ष्मः परमदुर्ज्ञेयः सतां धर्मः प्लवङ्गम ।
न हि मां केवलं रोषात्त्वं विगर्हितुमर्हसि ॥ १३ ॥

'હે વાનર ! સજ્જનોનો ધર્મ એટલો સૂક્ષ્મ છે કે સહેલાઇથી કોઇ તેને જાણી શકતું નથી. એટલે તમે માત્ર રોષે ભરાઇને મને દોષી ઠરાવી શકશો નહિ.'

तदेतत्कारणं पश्य यदर्थं त्वं मया हतः ।
भ्रातुर्वर्तसि भार्यायां त्यक्त्वा धर्मं सनातनम् ॥ १४ ॥

'પરમ્પરાગત માનવ ધર્મનો ત્યાગ કરીને તેં તારા નાના ભાઇની ધર્મપત્ની સાથે પોતાની પત્ની જેવું વર્તન કરેલું છે, એ કારણથી જ મેં તને પ્રાણદંડ આપ્યો છે.'

अस्य त्वं धरमाणस्य सुग्रीवस्य महात्मनः ।
रुमायां वर्तसे कामात्स्नुषायां पापकर्मकृत् ॥ १५ ॥

'આ મહાત્મા સુગ્રીવની હયાતીમાં તેની ભાર્યા રુમા જે તમારી પુત્રવધૂ સમાન છે, તેની સાથે કામાસકત થઇને તું પાપાચરણ કરી રહ્યો છો.'



**ટિપ્પણી :** ૧. *વાનર જાતિના લોકો પણ એક પતિ જીવિત હોય તેની પત્નીને પોતાની પત્ની બનાવવાથી વિરુદ્ધ હતા. એ જ વાત શ્રીરામે 'धरमाणस्य' પદ દ્વારા બતાવેલી છે. આનાથી આગળ જતાં વાલીની પત્ની તારાને સુગ્રીવે પોતાની પત્ની તરીકે અપનાવી હોવાને સમર્થન મળેલું છે.'*

औरसीं भगिनीं वापि भार्यां वाऽप्यनुजस्य यः ।
प्रचरेत नरः कामात्तस्य दण्डो वधः स्मृतः ॥ १६ ॥

'જે કોઇ સહોદર બહેન જોડે અથવા પોતાના નાના ભાઇની સ્ત્રી સાથે ધર્મ નિન્દિત કામુકતાનો વ્યવહાર કરે છે તેને માટે પ્રાણદંડ જ ઉચિત છે એવું (ધર્મ શાસ્ત્રોમાં) બતાવેલું છે.'

भरतस्तु महीपालो वयं चादेशवर्तिनः ।
त्वं तु धर्मादतिक्रान्तः कथं शक्यमुपेक्षितुम् ॥ १७ ॥

'ભાઇ ભરત આ સમયમાં અખિલ ભૂમંડલના ચક્રવર્તી સમ્રાટ છે અને અમે તેમના આદેશનું પાલન કરવા કરાવવા વાળા છીએ તમે ધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરેલું છે. એથી અમે એની ઉપેક્ષા કેમ કરી શકીએ ?'

सुग्रीवेण च मे सख्यं लक्ष्मणेन यथा तथा ।
दारराज्यनिमित्तं च निःश्रेयसि रतः स मे ॥ १८ ॥

'સુગ્રીવ મારો મિત્ર છે, જેવો લક્ષ્મણ પ્રત્યે મારો મિત્રભાવ છે, તેવો જ મારો મિત્રભાવ સુગ્રીવ પ્રતિ પણ છે. સ્ત્રી તથા રાજ્ય-પ્રાપ્તિના પ્રતિકારમાં તેઓ પણ મારા કલ્યાણ માટે પ્રતિજ્ઞાબદ્ધ છે.'

वयस्यस्यापि कर्तव्यं धर्ममेवानुपश्यता ।
शक्यं त्वयापि तत्कार्यं धर्ममेवानुपश्यता ॥ १९ ॥



'મિત્ર ધર્મની દષ્ટિએ જોતાં મારે મિત્ર પર ઉપકાર કરવો જ જોઇએ એમ સમજીને મેં તને દંડ દીધેલો છે. ધર્મના વિષયમાં જોઇએ તો તું પ્રાર્થના પૂર્વક આ દંડનો સ્વીકાર કરી લે તે જ તારા માટે ઉચિત હતું.'

श्रूयते मनुना गीतौ श्लोकौ चारित्रवत्सलौ ।
गृहीतौ धर्मकुशलैस्तत्तथा चरितं हरे ॥ २० ॥

'હે વાનર ! આ વિષયમાં મહર્ષિ મનુના શુભાચરણનું પ્રતિપાદન કરનારા બે શ્લોકો સાંભળવામાં આવે છે તેનો સ્વીકાર ધર્મજ્ઞ પુરુષોએ કરેલો છે અને તે મને પણ માન્ય છે.

राजभिर्धृतदण्डास्तु कृत्वा पापानि मानवाः ।
निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥ २१ ॥

જે મનુષ્યો પાપકર્મ કર્યા પછી રાજાનો દંડ ભોગવે છે, તેઓ (પાપ કર્મનું ફળ સજા ભોગવ્યા પછી) પાપમુકત થઇને શુભ કર્મ કરનારાની જેમજ સ્વર્ગમાં જાય છે.

***ટિપ્પણી :*** * *मनुस्मृति ८/३१८*

शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ।
राजा त्वशासन्पापस्य तदवाप्नोति किल्बिषम् ॥ २२ ॥

જે ચોર અથવા પાપી પોતે જ રાજા પાસે જઇ પોતાનાં પાપનો સ્વીકાર કરી સ્વેચ્છાએ દંડ માગી લે છે, તેને રાજા ચાહે દંડ દે અથવા ક્ષમા પ્રદાન કરે બંને અવસ્થાઓમાં તે પાપી પાપમુકત થઇ જાય છે. પરંતુ પાપીને પાપનો દંડ ન આપે તો રાજા સ્વયં એ પાપનો ભાગી થઇ જાય છે. (અપરાધીને દંડ ન દે તો રાજાને પાપ લાગે છે.)

***ટિપ્પણી :*** * *मनुस्मृति ८ / ३१६*



तदलं परितापेन धर्मतः परिकल्पितः ।
वधो वानरशार्दूल न वयं स्ववशे स्थिताः ॥ २३ ॥

'હે વાનર શાર્દૂલ ! હવે તમે પશ્ચાત્તાપ ન કરો. તમને જે પ્રાણદંડ દીધો છે તે ધર્મના રક્ષણ માટે જ આપેલો છે. આ વિષયમાં અમે સ્વતંત્ર નથી પણ ધર્મ-શાસ્ત્રને અધીન છીએ.'

शृणु चाप्यपरं भूयः कारणं हरिपुङ्गव ।
तत् श्रुत्वा हेतुमद्वीर न मन्युं कर्तुमर्हसि ॥ २४ ॥

'હે વાનર શ્રેષ્ઠ ! દંડના વિષયમાં તમારા બીજા પ્રશ્નનો ઉત્તર પણ હું આપી રહ્યો છું, તે સાંભળો અને સાંભળીને તમે તમારા કલેશ અને ક્રોધનો ત્યાગ કરો.'

न मे तत्र मनस्तापो न मन्युर्हरियूथप ।
वागुराभिश्च पाशैश्च कूटैश्च विविधैर्नराः ॥ २५ ॥
प्रतिच्छन्नाश्च दृश्याश्च गृह्णन्ति सुबहून् मृगान् ।
प्रधावितान्वा वित्रस्तान् विस्रब्धाश्चापि विष्ठितान् ॥ २६ ॥

'હે વાનરરાજ ! તમને મેં છૂપાઇને મારેલા છે, પણ તેને માટે મારા મનમાં નથી કોઇ સંતાપ કે નથી રોષ. કેમકે અનેક શિકારી લોકો પોતાની જાળ, ફાંસા અને અનેક પ્રકારનાં કપટો વડે છૂપાઈને અથવા પ્રત્યક્ષ રૂપે, ભાગી જતાં અથવા વિશ્વાસપૂર્વક બેસી રહેલાં જનાવરોને પકડયા જ કરતા હોય છે.'

त्वं तु धर्ममविज्ञाय केवलं रोषमाश्रितः ।
प्रदूषयसि मां धर्मे पितृपैतामहे स्थितम् ॥ २७ ॥

તમે ધર્મને જાણ્યા વગર જ કેવળ ક્રોધના આવેશમાં આવી જઇ હું પિતા પિતામહની મર્યાદા પ્રમાણે ધર્મમાર્ગ પર ચાલું છું છતાં મારા પર મિથ્યા દોષારોપણ કરી રહ્યા છો.'



एवमुक्तस्तु रामेण वाली प्रव्यथितो भृशम् ।
न दोषं राघवे दध्यौ धर्मेऽधिगतनिश्चयः ॥ २८ ॥

'શ્રીરામે આ પ્રકારે સમજાવ્યા પછી વાલીને બહુ જ પસ્તાવો થયો. દંડનો ધાર્મિક નિર્ણય જે થયો તેમાં વાલીએ શ્રીરામને નિર્દોષ જોયા.

प्रत्युवाच ततो रामं प्राञ्जलिर्वानरेश्वरः ।
यत्त्वमात्थ नरश्रेष्ठ तदेवं नात्र संशयः ॥ २९ ॥

ત્યારે વાનર રાજવાલીએ હાથ જોડીને શ્રીરામને કહ્યું કે, 'હે પુરુષોત્તમ ! આપ જે કહ્યું તે નિઃસંદેહ ઠીક છે.'

यदयुक्तं मया पूर्वं प्रमादादुक्तमप्रियम् ।
तत्रापि खलु मे दोषं कर्तुं नार्हसि राघव ॥ ३० ॥

'હે રામ ! પહેલાં મેં જે પ્રમાદવશ અપ્રિય અને અયોગ્ય વચનો કહેલાં છે તેમાં પણ મને આપ સર્વથા દોષી ન સમજજો. (કેમકે મેં જે કંઇ કહ્યું હતું તે દુઃખની અવસ્થામાં કહ્યું હતું.)

न त्वात्मानमहं शोचे न तारां न च बान्धवान् ।
यथा पुत्रं गुणश्रेष्ठमङ्गदं कनकाङ्गदम् ॥ ३१ ॥

'હવે મને મારી બાબતમાં, તારા તથા અન્ય બંધુ-બાંધવોના વિષયમાં નથી જરાય ચિંતા કે નથી કોઇ વાતે દુઃખ; આ સમયે મને માત્ર સોનાનાં બાજુબંધ સરખા મારા ગુણવાન પુત્ર અંગદની ચિન્તા છે.'

स ममादर्शनाद्दीनो बाल्यात्प्रभृति लालितः ।
तटाक इव पीताम्बुरुपशोषं गमिष्यति ॥ ३२ ॥



'બચપણથી જ લાડમાં ઉછરેલો, પાળી પોષીને પ્રેમથી મોટો કરેલો, અંગદ મારાં દિવંગમન પછી મને નહિ દેખે એટલે એ એક નાની તળાવડી સૂકાઇ જાય તેમ શોષથી સૂકાઇ જવાનો.'

बालश्चाकृतबुद्धिश्च एकपुत्रश्च मे प्रियः ।
तारेयो राम भवता रक्षणीयो महाबलः ॥ ३३ ॥

'હે રામ ! તારાના ગર્ભથી ઉત્પન્ન મારો એકનો એક દીકરો-પ્રિય પુત્ર અંગદ અત્યારે કાચી બુદ્ધિનો છે, પણ છે બહુ જ બળવાન, તેનું તમારે સર્વથા રક્ષણ કરવાનું છે.'

सुग्रीवे चाङ्गदे चैव विधत्स्व मतिमुत्तमाम् ।
त्वं हि शास्ता च गोप्ता च कार्याकार्यविधौ स्थितः ॥ ३४ ॥

'સુગ્રીવ અને અંગદ બંને પ્રત્યે આપ સમાન ભાવથી સ્નેહમયી લાગણી રાખજો કેમકે હવે તો આપ જ એમના રક્ષક અને શાસક છો. વળી કર્તવ્ય-અકર્તવ્યના વિષયમાં આપ જ એના શિક્ષક છો.

या ते नरपते वृत्तिर्भरते लक्ष्मणे च या ।
सुग्रीवे चाङ्गदे राजंस्तां त्वमाधातुमर्हसि ॥ ३५ ॥

'હે રાજા ! જેવું સ્નેહભર્યુ વર્તન આપ ભરત અને લક્ષ્મણ પ્રત્યે રાખો છો તેવું જ સ્નેહપૂર્ણ દયામય વર્તન તમે સુગ્રીવ અને અંગદ પ્રત્યે પણ રાખજો.'

मद्दोषकृतदोषां तां यथा तारां तपस्विनीम् ।
सुग्रीवो नावमयेत तथाऽवस्थातुमर्हसि ॥ ३६ ॥

'મારા વાંકે સુગ્રીવ તપસ્વિની તારાનું અપમાન ન કરે અથવા કાઢી ન મૂકે, એવી વ્યવસ્થા આપ કરી દેજો.'



इत्युक्त्वा सन्नतो रामं विरराम हरीश्वरः ।
स तमाश्वासयद्रामो धर्मतत्त्वार्थयुक्तया ॥ ३७ ॥

શ્રીરામને આ પ્રમાણે કહીને વાનરરાજ વાલી અટકી ગયો, ત્યારપછી ધર્મયુક્ત વચનો દ્વારા રામે તેને આશ્વાસન આપ્યું.

न सन्तापस्त्वया कार्य एतदर्थं प्लवङ्गम ।
न वयं भवतां चिन्त्या नाप्यात्मा हरिसत्तम ॥ ३८ ॥

'હે વાનરશ્રેષ્ઠ ! આપ એની ચિંતા ન કરજો. આપ મારી ચિંતા ન કરો, તમે તમારી કે તમારા આત્મીય લોકોની ચિંતા પણ ન કરશો.'

वयं भवद्विशेषेण धर्मतः कृतनिश्चयाः ।
त्यज शोकं च मोहं च भयं च हृदये स्थितम् ॥ ३९ ॥

'આપનાં કથન પહેલાં જ અમે લોકોએ આપની ઇચ્છાનુસારના વિચારોને સાકાર કરવાનો નિર્ણય કરી જ લીધેલો છે. એટલે હવે તમે શોક અને મોહને તથા ભયને ત્યજી દઇ તમારા મનનો ખટકો દૂર કરો.'

## ૧૪ (ચૌદમો) સર્ગ તારાનું આગમન તથા વિલાપ

तं भार्या बाणमोक्षेण रामदत्तेन संयुगे ।
हतं प्लवगशार्दूलं तारा शुश्राव वालिनम् ॥ १ ॥

'ધિંગાણામાં વાનરશ્રેષ્ઠ વાલી રામના હાથે મરાયો' એ સમાચાર વાલીની સ્ત્રી તારાએ પણ સાંભળ્યા.

सा सपुत्राप्रियं श्रुत्वा वधं भर्तुः सुदारुणम् ।
निष्पपात भृशं त्रस्ता मृगीव गिरिगह्वरात् ॥ २ ॥



પતિના મૃત્યુના હૃદય-વિદારક સમાચાર સાંભળી ડરથી ગભરાયેલી તારા પર્વતની બખોલમાંથી હરણીની જેમ રાજભવનમાંથી સત્વર બહાર નીકળી પડી.

आव्रजन्ती ददर्शाथ पतिं निपतितं भुवि ।
समीक्ष्य व्यथिता भूमौ सम्भ्रान्ता निपपात ह ॥ ३ ॥

ત્યાં પહોંચીને તેણે જોયું કે પોતાનો પતિ ભૂમિ પર પડેલો છે. પોતાના પતિને આ અવસ્થામાં પડેલો જોઇને તારા અત્યંત વ્યથિત થઇ અને વ્યાકુળ થઇને પૃથ્વી પર પડી ગઇ.

सुप्तेव पुनरुत्थाय आर्यपुत्रेति क्रोशती ।
रुरोद सा पतिं दृष्ट्वा सन्दितं मृत्युदामभिः ॥ ४ ॥

થોડી વારે જાણે ઊંઘમાંથી ઊઠી હોય તેમ પોતાના પતિને પુનઃ 'હા ! આર્ય પુત્ર !' એમ પોકારતી મૃત્યુના પાશમાં બંધાયેલા પતિને દેખીને રોવા લાગી.

***ટિપ્પણી :*** ✱ *આર્ય-પુત્ર મનુષ્યને જ કહી શકાય, વાંદરાને નહિ.*

सा समासाद्य भर्तारं पर्यष्वजत भामिनी ।
इषुणाभिहतं दृष्ट्वा वालिनं कुञ्जरोपमम् ॥ ५ ॥
वानरेन्द्रं महेन्द्राभं शोकसन्तप्तमानसा ।
तारा तरुमिवोन्मूलं पर्यदेवयदातुरा ॥ ६ ॥

તારા પોતાના પતિ પાસે જઇને તેને વળગી પડી. પછી હાથી તથા પહાડ સમાન વિશાળ કાયા વાળા, બાણથી ઘવાયેલા અને સમૂળ ઊખડી પડેલા વૃક્ષ જેવા વાનરેન્દ્ર વાલીને જોઇને શોકથી સંતપ્ત તારા વિલાપ કરવા લાગી.



रणे दारुणविक्रान्त प्रवीर प्लवतां वर ।
किं दीनमनुरक्तां मामद्य त्वं नाभिभाषसे ॥ ७ ॥

'યુદ્ધમાં ભયાનક પરાક્રમ બતાવનારા ઉત્કૃષ્ટ વીર ! હે વાનરશ્રેષ્ઠ ! અત્યારે તમે મારી દીન દુઃખિયારી તમારી અનુરાગિણીની સાથે કેમ વાત કરતા નથી ?'

उत्तिष्ठ हरिशार्दूल भजस्व शयनोत्तमम् ।
नैवंविधाः शेरते हि भूमौ नृपतिसत्तमाः ॥ ८ ॥

'હે વાનરશ્રેષ્ઠ ! ઊઠો, ઊઠીને ઉત્તમ પથારીમાં પોઢી જાઓ, કેમકે આપ સમાન શ્રેષ્ઠ રાજાઓ આમ જમીન પર સૂવે નહિ.'

हृदयं सुस्थिरं मह्यं दृष्ट्वा विनिहतं पतिम् ।
यन्न शोकाभिसन्तप्तं स्फुटतेऽद्य सहस्रधा ॥ ९ ॥

'હાય ! આ મારું હૃદય પણ કેવું કઠણ છે કે એ ભૂમિ પર પડેલા તમને ભાળીને પણ શોકથી સંતપ્ત થઇ ફાટીને તેના હજારો કકડા કેમ નથી થઇ જતા !'

वैधव्यं शोकसन्तापं कृपणं कृपणा सती ।
अदुःखोपचिता पूर्वं वर्तयिष्याम्यनाथवत् ॥ १० ॥

'હાય ! હું સુખમાં ઉછરેલી, પહેલાં આવાં દુઃખનો કદી અનુભવ કર્યો ન હતો, હવે મારે વિધવા અનાથ થઇને શોક અને સંતાપ સહન કરવાં જ રહ્યાં ?'



ललितश्चाङ्गदो वीरः सुकुमारः सुखोचितः ।
वत्स्यते कामवस्थां मे पितृव्ये क्रोधमूर्छिते ॥ ११ ॥

'સુખમાં ઉછરેલો આ સુકુમાર વીર અંગદ હવે એના ક્રોધી કાકાના-સુગ્રીવના શાસનમાં કેમ રહેશે ?'

कुरुष्व पितरं पुत्र सुदृष्टं धर्मवत्सलम् ।
दुर्लभं दर्शनं वत्स तव तस्य भविष्यति ॥ १२ ॥

'હે પુત્ર ! તું તારા ધર્મવત્સલ પિતાને છેલ્લી વાર સારી પેઠે જોઇ લે, કેમકે ફરી એનું દર્શન તારે માટે દુર્લભ થઇ જશે.'

समाश्वासय पुत्रं त्वं सन्देशं सन्दिशस्व च ।
मूर्ध्नि चैनं समाघ्राय प्रवासं प्रस्थितो ह्यसि ॥ १३ ॥

'હે નાથ ! તમારા પુત્ર અંગદને હિંમત અને આશ્વાસન આપો અને મને પણ તમારે જે સંદેશ આપવો ઘટે તે આપો. માથું સૂંઘીને તમે તમારા દીકરાને પ્રેમ કરી લો કેમકે આપ હવે સદાને માટે પરદેશના પ્રવાસે જઇ રહ્યા છો.'

सकामो भव सुग्रीव रुमां त्वं प्रतिपत्स्यसे ।
भुङ्क्ष्व राज्यमनुद्विग्नः शस्तो भ्राता रिपुस्तव ॥ १४ ॥

'હે સુગ્રીવ ! તમારી કામના પૂરી થઇ; રુમા હવે તમને મળશે હવે તમે ઉદ્વેગ તજીને આ નિષ્કંટક રાજ્ય ભોગવો, કેમકે તમને જેનો ભય રહેતો હતો તે તમારો દુશ્મન તમારો ભાઇ તો હવે હણાઇ ગયો છે.'

तथा तु तारा करुणं रुदन्ती
भर्तुः समीपे सह वानरीभिः ।
व्यवस्यत प्रायमुपोपवेष्टु-
मनिन्द्यवर्णा भुवि यत्र वाली ॥ १५ ॥



રાજ-પરિવારની સ્ત્રીઓ સાથે તારા પોતાના પતિની પાસે કરુણાજનક વિલાપ કરતી રહીને એ અનિંદ્ય સુંદરીએ ભૂમિ પર પડેલા પતિ પાસે બેસીને જ પ્રાયોપવેશ (અન્ન-જળ તજીને પ્રાણત્યાગ) કરવાનો સંકલ્પ કરી લીધો.'

## ૧૫ (પંદરમો) સર્ગ હનુમાનનું તારાને આશ્વાસન

ततो निपतितां वासं च्युतां तारामिवाम्बरात् ।
शनैराश्वासयामास हनुमान् हरियूथपः ॥ १ ॥

આકાશમાંથી ખરતા તારાની જેમ તારાને પૃથ્વી પર પછડાટિયું ખાતી દેખી વાનરોના યૂથપતિ હનુમાનજી ધીમે રહીને તેને સમજાવવા લાગ્યા.

गुणदोषकृतं जन्तुः स्वकर्म फलहेतुकम् ।
अव्यग्रस्तदवाप्नोति सर्वं प्रेत्य शुभाशुभम् ॥ २ ॥

તેમણે કહ્યું, 'પ્રાણી પોતાનાં કરેલાં કર્મો - પછી તે શુભ હોય કે અશુભ તેનાં ફળ રૂપે મૃત્યુ પછી પણ સુખ અને દુઃખ ભોગવે છે.'

शोच्या शोचसि कं शोच्यं दीनं दीनाऽनुकम्पसे ।
कस्य को वाऽनुशोच्योऽस्ति देहेऽस्मिन् बुद्‌बुदोपमे ॥ ३ ॥

'શોકથી સંતપ્ત થઇને આપ કોને માટે શોક કરી રહ્યાં છો. જ્યાં આપ સ્વયં દીન દુઃખી છો તો પછી અંગદ વગેરે પ્રિયજનો પર તમે શી અનુકંપા કરી શકો તેમ છો ? પાણીના પરપોટા જેવું આ જીવન ક્ષણભંગુર છે : પછી કોણે કોના માટે શોક કરવો ?'

अङ्गदस्तु कुमारोऽयं द्रष्टव्यो जीवपुत्रया ।
आयत्यां च विधेयानि समर्थान्यस्य चिन्तय ॥ ४ ॥



જીવિત પુત્રની આપ માતા છો અને આપનો પુત્ર અંગદ હજુ કુમાર છે, તેની દેખભાળ તમારે કરવાની છે. તેના ભાવિ કલ્યાણ માટે જે કરવું ઉચિત છે તેનો વિચાર અને ચિંતા તમે કરો.'

जानास्यनियतामेवं भूतानामागतिं गतिम् ।
तस्माच्छुभं हि कर्तव्यं पण्डितेनेह लौकिकम् ॥ ५ ॥

'પ્રાણીઓનું જીવન-મરણ કેટલું અનિશ્ચિત છે, આ વાતને સમજીને બુધ્ધિમાન મનુષ્યે સદા ઉત્તમ કાર્યો જ કરતાં રહેવું જોઇએ.'

यदयं न्यायदृष्टार्थः समादानक्षमापरः ।
गतो धर्मजितां भूमिं नैनं शोचितुमर्हसि ॥ ६ ॥

'વાલી ન્યાયપૂર્વક શાસન કરતા હતા અને સામ, દાન તથા ક્ષમામાં સદા તત્પર રહેતા હતા. જ્યાં ધર્મનું આચરણ કરનારા પુરુષો જ જાય છે ત્યાં તે લોકમાં વાલી ગયેલ છે. એટલે એને માટે શોક કરવો ઉચિત નથી.'

संस्कार्यो हरिराजस्तु अङ्गदश्चाभिषिच्यताम् ।
सिंहासनगतं पुत्रं पश्यन्ती शान्तिमेष्यसि ॥ ७ ॥

અત્યારે તો તમે વાનરરાજ વાલીનો અંત્યેષ્ટિ સંસ્કાર કરાવી લ્યો, પછી રાજકુમાર અંગદનો રાજ્યાભિષેક કરો. પોતાના પુત્રને રાજ્યસિંહાસન પર બેઠેલો જોશો એટલે તમારો મનમાંથી ઉદ્વેગ દૂર થઇ જશે અને તમને શાન્તિ પ્રાપ્ત થશે.'

सा तस्य वचनं श्रुत्वा भर्तुर्व्यसनपीडिता ।
अब्रवीदुत्तरं तारा हनुमन्तमवस्थितम् ॥ ८ ॥



પતિના નિધનથી પીડિત તારાએ તેમની આ વાતો સાંભળીને બાજુમાં ઊભેલા હનુમાનજીને કહ્યું,

न चाहं हरिराजस्य प्रभवाम्यङ्गदस्य वा ।
पितृव्यस्तस्य सुग्रीवः सर्वकार्येष्वनन्तरः ॥ ९ ॥

'ન તો હું મારા પતિનો અગ્નિસંસ્કાર કરી શકું છું, ન તો અંગદને રાજ્ય સિંહાસને બેસાડી શકું છું. હવે તો અંગદના કાકા સુગ્રીવ જ નજીકના વાલી-વારસ હોવાથી સંપૂર્ણ કાર્યોના ઉત્તરાધિકારી છે.'

## ૧૬ (સોળમો) સર્ગ વાલીનો અંતિમ સંદેશ તથા મૃત્યુ

वीक्षमाणस्तु मन्दासुः सर्वतो मन्दमुच्छ्वसन् ।
आदावेव तु सुग्रीवं ददर्शानुजमग्रतः ॥ १ ॥

ક્ષીણ પ્રાણોવાળા વાલીએ ધીમે ધીમે શ્વાસ લેતાં લેતાં ચારેય તરફ નજર નાખી તો તેને સૌની આગળ ઊભો રહેલો પોતાનો નાનો ભાઇ સુગ્રીવ દેખાયો.

तं प्राप्तविजयं वाली सुग्रीवं प्लवगेश्वरः ।
आभाष्य व्यक्तया वाचा सस्नेहमिदमब्रवीत् ॥ २ ॥

વિજયી સુગ્રીવને જોઇને વાનરરાજ વાલીએ તેને સંબોધીને સ્નેહપૂર્વક આ સ્પષ્ટ વચન કહ્યું.

सुग्रीव दोषेण न मां गन्तुमर्हसि किल्बिषात् ।
कृष्यमाणं भविष्येण बुद्धिमोहेन मां बलात् ॥ ३ ॥

'હે સુગ્રીવ ! પૂર્વજન્મના કુસંસ્કારો તથા બુદ્ધિની વિપરીતતાથી મેં જે તારી સાથે દુર્વ્યવહાર કર્યો છે તેને માટે તું મને દોષ ન દેજે.'



युगपद्विहितं तात न मन्ये सुखमावयोः ।
सौहार्दं भ्रातृभुक्तं हि तदिदं तात नान्यथा ॥ ४ ॥

'હે તાત ! આપણાં ભાગ્યમાં બંને ભાઇઓનું એક સાથે રહીને રાજ્યનાં સુખ અને શાન્તિ ભોગવવાનું નહિ લખેલું તેથી, બે ભાઇના સાથે રહેવાથી તો જે ભ્રાતૃપ્રેમ બંધાવો જોઇએ તે ન થયો અને ઊલટું વેર બંધાઇ ગયું !

प्रतिपद्य त्वमद्यैव राज्यमेषां वनौकसाम् ।
मामप्यद्यैव गच्छन्तं विद्धि वैवस्वतक्षयम् ॥ ५ ॥

'તમે આજે જ આ વનવાસીઓનું સમૃદ્ધ રાજ્ય પ્રાપ્ત કરી લો, કેમકે આજે જ હું યમપુરી જવા પ્રસ્થાન કરી રહ્યો છું એ તમે નક્કી જાણજો.'

अस्यां त्वहमवस्थायां वीर वक्ष्यामि यद्वचः ।
यद्यप्यसुकरं राजन् कर्तुमेव तदर्हति ॥ ६ ॥

'હે વીર આ મરણોન્મુખ અવસ્થામાં હું કેટલીક વાતો તમને કહેવા ઇચ્છું છું. જો કે તે કામ કરવું કઠિન છે, તો પણ હે રાજન્ ! એ તારે અવશ્ય કરવું જ જોઇએ.'

सुखार्हं सुखसंवृद्धं बालमेनमबालिशम् ।
बाष्पपूर्णमुखं पश्य भूमौ पतितमङ्गदम् ॥ ७ ॥

'સુખ જોવાનો અધિકારી, સુખ-સમૃદ્ધિમાં ઉછરેલો, બાળક છે છતાં બુદ્ધિમાન અને આંસુભરી આંખોવાળો, જમીન પર પડેલો આ અંગદ મારો પ્રિય પુત્ર છે તેની સામે જુઓ.'



मम प्राणैः प्रियतरं पुत्रं पुत्रमिवौरसम् ।
मया हीनमहीनार्थं सर्वतः परिपालय ॥ ८ ॥

'મારા પ્રાણોથી પણ પ્યારા પુત્ર અંગદને તમે તમારા ઔરસ પુત્ર સમાન સમજજો. તે મારું મૃત્યુ થવાથી અનાથ થઇ ગયો છે. હવે તમે જ એનું સર્વસ્વ છો એટલે એનું તમે સર્વ પ્રકારે પાલન કરજો.'

त्वमेवास्य हि दाता च परित्राता च सर्वतः ।
भयेष्वभयदश्चैव यथाऽहं प्लवगेश्वर ॥ ९ ॥

'હે વાનરરાજ ! મારી જેમ જ તમે હવે આ અંગદના ખોરાકી-પોશાકી આપનાર સર્વથા સંરક્ષક છો, તમે જ ભય ઉપસ્થિત થાય ત્યારે તેને નિર્ભય કરનારા છો.'

एष तारात्मजः श्रीमांस्त्वया तुल्यपराक्रमः ।
रक्षसां तु वधे तेषामग्रतस्ते भविष्यति ॥ १० ॥

'આ છે તારાનો પુત્ર અંગદ. તે તમારા જેવો જ કાંતિવાન અને પરાક્રમી છે તથા રાક્ષસોના સંહારમાં તમારી આગળ રહીને લડશે.'

अनुरूपाणि कर्माणि विक्रम्य बलवान् रणे ।
करिष्यत्येष तारेयस्तरस्वी तरुणोङ्गदः ॥ ११ ॥

'બળવાન, તેજસ્વી અને તરુણ તારા-પુત્ર અંગદ સંગ્રામમાં મારા સમાન જ શૌર્ય આદિનો પરિચય આપશે.'

सुषेणदुहिता चेयमर्थसूक्ष्मविनिश्चये ।
औत्पातिके च विविधे सर्वतः परिनिष्ठिता ॥ १२ ॥



'સુષેણની પુત્રી આ તારા સૂક્ષ્મ વિષયોનો નિર્ણય કરવામાં અને ભવિષ્યમાં થનારા વિવિધ પ્રકારના ઉત્પાતોને જાણવામાં અત્યંત નિપુણ છે.'

यदेषा साध्विति ब्रूयात्कार्यं तन्मुक्तसंशयम् ।
न हि तारा मतं किञ्चिदन्यथा परिवर्तते ॥ १३ ॥

'એટલે આ તારા જે કાર્ય કરવાની સલાહ આપે તે કાર્ય નિઃશંક થઇને કરવું કેમકે દેવી તારાનો મત કદી પણ અવળો હોતો નથી.'

राघवस्य च ते कार्यं कर्तव्यमविशङ्कया ।
स्यादधर्मो ह्यकरणे त्वां च हिंस्याद्विमानितः ॥ १४ ॥

'તમે શ્રીરામનું કાર્ય કરવાની જે પ્રતિજ્ઞા લીધી છે તે કામ પણ નિઃશંક થઇને કરજો, કેમકે એમ નહીં કરો તો અધર્મ થશે અને રામ અપમાનિત થશે તો તારો વધ કરશે.'

इमां च मालामाधत्स्व दिव्यां सुग्रीव काञ्चनीम् ।
उदारा श्रीः स्थिता ह्यस्यां संप्रजह्यान्मृते मयि ॥ १५ ॥

'હે સુગ્રીવ ! મારાં ગળામાં પહેરેલી આ સોનાની દિવ્ય માળા છે, તેમાં સુખ, સમૃદ્ધિ અને ઉદાર લક્ષ્મીનો વાસ છે. હું જીવતો છું ત્યાંસુધીમાં જ મારાં ગળામાંથી ઉતારીને તારાં ગળામાં તું ધારણ કર, કેમકે મારા મૃત્યુથી એની શક્તિ ક્ષીણ થઇ જશે.'

इत्येवमुक्तः सुग्रीवो वालिना भ्रातृसौहृदात् ।
हर्षं त्यक्त्वा पुनर्दीनो ग्रहग्रस्त इवोडुराट् ॥ १६ ॥

ભ્રાતૃપ્રેમ ભરેલાં વચનો જ્યારે વાલીએ સુગ્રીવને પ્રેમથી કહ્યાં, ત્યારે સુગ્રીવની વિજયજન્ય પ્રસન્નતા દૂર થઇ ગઇ અને ગ્રહગ્રસ્ત ચન્દ્રમાં જેવું મુખ મલિન થઇ ગયું.

तद्वालिवचनाच्छान्तः कुर्वन्युक्तमतन्द्रितः ।
जग्राह सोऽभ्यनुज्ञातो मालां तां चैव काञ्चनीम् ॥ १७ ॥

વાલીનાં આ વચનો સાંભળી સુગ્રીવનું વેર શાન્ત થઇ ગયું. તે સ્વસ્થચિત્ત તથા આળસ રહિત થઇ વાલીના કથન અનુસાર સંપૂર્ણ કાર્ય કરવા લાગ્યો. તેણે વાલીએ આપેલી એ સુવર્ણમાળા પોતાના ગળામાં ધારણ કરી લીધી.

तां मालां काञ्चनीं दत्त्वा वाली दृष्ट्वाऽऽत्मजं स्थितम् ।
संसिद्धः प्रेत्यभावाय स्नेहादङ्गदमब्रवीत् ॥ १८ ॥

એ સોનાની માળા સુગ્રીવને આપી મરણોન્મુખ વાલી પોતાના પ્રસ્થાન પહેલાં પોતાની સામે ઊભેલા પોતાના પુત્ર અંગદને સ્નેહપૂર્વક કહેવા લાગ્યો.

देशकालौ भजस्वाद्य क्षममाणः प्रियाप्रिये ।
सुखदुःखसहः काले सुग्रीववशगो भव ॥ १९ ॥

'હે અંગદ ! પ્રિય અને અપ્રિય વાતોને સહન કરતો રહી તું દેશ-કાળ અનુસાર કાર્ય કરજે તથા સુખ-દુઃખ ભોગવતો રહી સદા સુગ્રીવને આધીન થઇને રહેજે.'

मास्यामित्रैर्गतं गच्छेर्मा शत्रुभिररिन्दम ।
भर्तुरर्थपरो दान्तः सुग्रीववशगो भव ॥ २० ॥

'હે શત્રુ સંહારક ! સુગ્રીવના જે શત્રુઓ છે, તેમના મિત્રો સાથે તું મૈત્રી ન કરજે અને સુગ્રીવના શત્રુઓ સાથે પણ મિત્રતા ન રાખજે, અપિતુ પોતાના સ્વામી-સુગ્રીવના હિત-સાધનમાં તત્પર રહી, જિતેન્દ્રિય બની એમના આદેશ અનુસાર વર્તજે.'



इत्युक्त्वाऽथ विवृताक्षः शरसंपीडितो भृशम् ।
विवृतैर्दशनैर्भीमैर्बभूवोत्क्रान्तजीवितः ॥ २१ ॥

એટલું બોલીને બાણના પ્રહારથી અત્યંત પીડાતા વાલીની બન્ને આંખો ફાટી રહી; તેના ખુલ્લાં દાંત દોઢે વળી ગયા; ભયંકર મુખે તેણે પ્રાણ ત્યજી દીધા.

## **૧૭ (સત્તરમો) સર્ગ તારાનો વિલાપ અને અંગદનું અભિવાદન**

ततः समुपजिघ्रन्ती कपिराजस्य तन्मुखम् ।
पतिं लोकाच्युतं तारा मृतं वचनमब्रवीत् ॥ १ ॥

પોતાના પરલોકગત પતિ કપિરાજ વાલીના મુખને સૂંઘતી તારા મૃત પતિને સંબોધીને આમ બોલી,

शेषे त्वं विषमे दुःखमनुक्त्वा वचनं मम ।
उपलोचिते वीर सुदुःखे वसुधातले ॥ २ ॥

'હે વીર ! મારી પ્રાર્થના તમે ન માની તેથી જ (મારી સાથે વાત કર્યા વિના) તમે આ દુઃખદાયી ઊંચી નીચી ખડકાળ ભૂમિ પર સૂતા પડ્યા છો.'

मत्तः प्रियतरा नूनं वानरेन्द्र मही तव ।
शेषे हि तां परिष्वज्य मां च न प्रतिभाषसे ॥ ३ ॥



'હે વાનરનાથ ! ચોક્કસ આ ભૂમિ જ તમને મારા કરતાં પણ વધારે વહાલી છે એમ લાગે છે, કેમકે તમે તેને જ આલિંગન કરીને મને કંઇ વાત પણ કરતા નથી.'

विशुद्धसत्त्वाभिजन प्रिययुद्ध मम प्रिय ।
मामनाथां विहायैकां गतस्त्वमसि मानद ॥ ४ ॥

'હે વિશુદ્ધ કુળોત્પન્ન ! હે યુદ્ધપ્રેમી ! હે મારા પ્રાણનાથ ! હે મારા સન્માનદાતા ! મને અસહાય અને અનાથને એકલી ત્યજીને તમે ક્યાં જતા રહ્યા ?'

शूराय न प्रदातव्या कन्या खलु विपश्चिता ।
शूरभार्यां हतां पश्य सद्यो मां विधवां कृताम् ॥ ५ ॥

'ડાહ્યા માણસે કદી પોતાની દીકરી શૂરવીરની સાથે પરણાવવી જ ન જોઇએ. કેમકે, જુઓ ને, વીરની પત્ની હું વાત વાતમાં તો વિધવા થઇ તે મને મરેલી જેવી જ સમજો.'

अवभग्नश्च मे मानो भग्ना मे शाश्वती गतिः ।
अगाधे च निमग्नास्मि विपुले शोकसागरे ॥ ६ ॥

'હાય રે ! આજ મારાં માન-સન્માન સર્વ નષ્ટ થઇ ગયાં અને મારા જીવનની સંપૂર્ણ પ્રગતિ જ આજથી રૂંધાઇ ગઇ. અત્યારે તો હું અગાધ વિશાળ શોક સાગરમાં ડૂબી ગઇ છું.'

अश्मसारमयं नूनमिदं मे हृदयं दृढम् ।
भर्तारं निहतं दृष्ट्वा यन्नाद्य शतधा गतम् ॥ ७ ॥

'ખરેખર મારું હૃદય વજ્ર સરખું કઠોર છે, કે પોતાના પતિને મરેલો જોઇને પણ હૃદયનાં સો સો ટૂકડા નથી થઇ જતા.'



पतिहीना तु या नारी कामं भवतु पुत्रिणी ।
धनधान्यैः सुपूर्णाऽपि विधवेत्युच्यते जनैः ॥ ८ ॥

'સ્ત્રી ભલેને પુત્રવાળી હોય, ભલે ધન-ધાન્યથી સંપૂર્ણ સમૃદ્ધ હોય તો પણ પતિહીન હોય તેવી સ્ત્રીને લોકો તો 'વિધવા' એટલે નધણિયાતી જ કહેવાના'.

उवाच तारा पिङ्गाक्षं पुत्रमङ्गदमङ्गना ।
अभिवादय राजानं पितरं पुत्र मानदम् ॥ ९ ॥

વિલાપ કરતી કરતી દેવી તારા માંજરી આંખોવાળા પોતાના પુત્ર અંગદને કહેવા લાગી, 'હે પુત્ર ! તને માન આપનારા તારા પૂજ્ય પિતા મહારાજ વાલીને હવે છેલ્લા પ્રણામ કરી લે !'

एवमुक्तः समुत्थाय जग्राह चरणौ पितुः ।
भुजाभ्यां पीनवत्ताभ्यामङ्गयोऽहमिति ब्रुवन् ॥ १० ॥

આવું દેવી તારાના કહેવાથી અંગદે ઊઠીને પોતાની ભરાવદાર ભુજાઓ વડે પિતાનાં ચરણોનો સ્પર્શ કરીને કહ્યું, હું અંગદ છું.

**ટિપ્પણી :** * *જે લોકો સુગ્રીવ (હનુમાન, વાલિ, અંગદ) વગેરેને આજકાલ જંગલોમાં જોવા મળતાં વાંદરાં જેવા વાંદરા હતા એમ સમજે છે, તેઓએ જરાક આ પ્રકરણ વાંચી વિચારવું જોઇએ કે શું વાંદરાઓ આ પ્રકારે નમસ્કાર કરતા હોય છે ?' (તેઓ વાનર નામે મનુષ્ય જાતિનાં લોકો હતા)*

अभिवादयमानं त्वामङ्गदं त्वं यथा पुरा ।
दीर्घायुर्भव पुत्रेति किमर्थं नाभिभाषसे ॥ ११ ॥



(અંગદે પ્રણામ કર્યા એટલે તારાએ વાલીને સંબોધીને કીધું.) જે રીતે અગાઉ પ્રણામ કરતો ત્યારે તમે અંગદને આશીર્વાદ આપતા ને કહેતા હતા કે, 'પુત્ર ! દીર્ઘાયુ થાઓ.' હવે આપ એવા આશીર્વાદ કેમ નથી આપતા ?'

न मे वचः पथ्यमिदं त्वया कृतं
न चास्मि शक्ता विनिवारणे तव ।
हता सपुत्राऽस्मि हतेन संयुगे
सह त्वया श्रीर्विजहाति मामिह ॥ १२ ॥

'મારાં હિતકારી વચનો ઉપર પણ આપે ધ્યાન દીધું નહીં, સમજાવવા ઉપરાંતની તમને રોકવાની શક્તિ મારામાં ન હતી. એટલે એમ જ માનવું રહ્યું કે આપના યુદ્ધમાં ખપી જવાથી હું પણ પુત્ર સહિત વિનાશને પ્રાપ્ત થઇ ગઇ છું. આપના મૃત્યુથી કાન્તિ, ઐશ્વર્ય અને રાજ્ય-લક્ષ્મીએ મારો પણ પરિત્યાગ કરેલો છે.'

## ૧૮ (અઢારમો) સર્ગ સુગ્રીવનો પશ્ચાતાપ ને રામનું તેને આશ્વાસન

तां त्वश्रुवेगेन दुरासदेन
त्वभिप्लुतां शोकमहार्णवेन ।
पश्यंस्तदा वाल्यनुजस्तरस्वी
भ्रातुर्वधेनाप्रतिपेन तेपे ॥ १ ॥

અત્યંત વેગવાળા, અતિશય મુશ્કેલીથી પાર થાય તેવા શોકરૂપી મહાસાગરમાં ડૂબી જતી તારાને દેખી વાલીનો નાનો ભાઇ સુગ્રીવ ભાઇના અપૂર્વ વધથી અત્યંત સંતાપ પામ્યો.

स बाष्पपूर्णेन मुखेन वीक्ष्य
क्षणेन निर्विण्णमना मनस्वी ।
जगाम रामस्य शनैः समीपं
भृत्यैर्वृतो राघवमित्युवाच ॥ २ ॥



તારાને વિલાપ કરીને રડતી જોઇને અત્યંત ખિન્ન મને દૂરદર્શી સુગ્રીવ બહુ જ દુઃખથી ગદ્‌ગદ થઇ ગયો, તેનાં મનમાં જાણે એક પ્રકારનો વૈરાગ્ય ઉત્પન્ન થઇ ગયો. તે પોતાના અનુચરોથી ઘેરાયેલો હતો ત્યાંથી ધીમે રહીને રામની નજીક ગયો અને તેમને કહેવા લાગ્યો કે

अस्यां महिष्यां तु भृशं रुदत्यां
पुरे च विक्रोशति दुःखतप्ते ।
हतेऽग्रजे संशयितेऽङ्गदे च
न राम राज्ये रमते मनो मे ॥ ३ ॥

'હે રામ ! મહારાણી તારાનું કરુણ રુદન જોઇને, નગરવાસીઓના દારુણ વિલાપ અને પિતાના વિયોગે સંશયમાં પડેલા રાજકુમાર અંગદના જીવનને જોઇ હવે મને રાજ્ય કરવાનું મન નથી થતું.'

भ्राता कथं नाम महागुणस्य
भ्रातुर्वधं राघव रोचयेत ।
राज्यस्य दुःखस्य च वीर सारं
न चिन्तयन् कामपुरस्कृतः सन् ॥ ४ ॥

'હે રામ ! પતિતમાં પતિત સ્વાર્થી ભાઇ પણ પોતાના ગુણવાન મોટા ભાઇના વધને પસંદ નથી કરતો. કામાસકત હોવાના કારણે મેં રાજ્ય સુખ અને ભાઇના વધ પછી થનારાં દારુણ દુઃખ એ બેઉનાં પરિણામનો કયારેય પણ વિચાર નહોતો કર્યો.'



वधो हि मे मतो नासीत्स्वमाहात्म्यव्यतिक्रमात् ।
ममासीद्बुद्धिदौरात्म्यात्प्राणहारी व्यतिक्रमः ॥ ५ ॥

પોતાના ગૌરવ અને યશની હાનિના કારણે ભાઇ વાલીએ મારો વધ થાય એવું કદીપણ ઇચ્છયું ન હતું પરંતુ હું જ મારી નીચ બુદ્ધિના કારણે સદા ભાઇના વધ માટે ચેષ્ટા કર્યા કરતો હતો.

द्रुमशाखावभग्नोऽहं मुहूर्तं परिनिष्टनन् ।
सान्त्वयित्वा त्वनेनोक्तो न पुनः कर्तुमर्हसि ॥ ६ ॥

'વાલીએ મારેલી ઝાડની ડાળીથી ઘવાઇને મેં જ્યારે આપને દીનતાપૂર્વક પોકાર્યા ત્યારે મારા ભાઇ વાલીએ મને આશ્વાસન આપી કહ્યું કે 'જા, હવે પુનઃ આવી ઉદ્ધતાઇ કદી ન કરજે.'

भ्रातृत्वमार्यभावश्च धर्मश्चानेन रक्षितः ।
मया क्रोधश्च कामश्च कपित्वं च प्रदर्शितम् ॥ ७ ॥

'હે રાઘવ ! ભાઇ વાલીએ તો પોતાના ભ્રાતૃભાવ શ્રેષ્ઠતા અને ધર્મની રક્ષા કરીને પોતાની મહાનતાનો પરિચય કરાવ્યો પરંતુ મેં જ ક્રોધ અને સ્વાર્થને વશ થઇ વાનર સહજ ચંચળતાનું પ્રદર્શન કર્યું છે.'

सुतः सुलभ्यः सुजनः सुवश्यः
कुतः सुपुत्रः सदृशोऽङ्गदेन ।
न चापि विद्यते स वीर देशो
यस्मिन् भवेत्सोदरसन्निकर्षः ॥ ८ ॥

'હે રામ ! સજ્જન તથા વશમાં રહેનારો પુત્ર મળવો સહજ છે, પરંતુ અંગદસમો ગુણવાન પુત્ર મળવો મુશ્કેલ છે. વળી, હે વીર ! દુનિયામાં એવો કોઇ દેશ દેખાતો નથી જ્યાં સહોદર ભાઇ પ્રાપ્ત થઇ શકે.'



इत्येवमार्तस्य रघुप्रवीरः
श्रुत्वा वचो वाल्यनुजस्य तस्य ।
सञ्जातबाष्पः परवीरहन्ता
रामो मुहूर्तं विमना बभूव ॥ ९ ॥

વાલીના નાના ભાઇ સુગ્રીવે ભ્રાતૃ-વધથી ખિન્ન થઇને જ્યારે આ પ્રમાણે કહેવા માંડ્યું ત્યારે આવી વાત સાંભળી શત્રુતાપી શ્રીરામના નેત્રોમાં પણ આંસુ આવ્યાં અને તેઓ એક મુહુર્ત માટે ઉદાસ થઇ ગયા.

तस्मिन् क्षणेऽभीक्ष्णमवेक्ष्यमाणः
क्षितिक्षमावान् भुवनस्य गोप्ता ।
रामो रुदन्तीं व्यसने निमग्नां
समुत्सुकः सोऽथ ददर्श ताराम् ॥ १० ॥

એવી ક્ષણે આમ તેમ નિરીક્ષણ કરતાં કરતાં પૃથ્વી સમાન ક્ષમાવાન તથા સંપૂર્ણ વિશ્વના સુરક્ષક શ્રીરામ દુઃખના દરિયામાં ડૂબેલી તારાને ઉત્સુકતા પૂર્વક નિહાળવા લાગ્યા.

तां चारुनेत्रां कपिसिंहनाथं
पतिं समाश्लिष्य तदा शयानाम् ।
उत्थापयामासुरदीनसत्त्वां
मन्त्रिप्रधानाः कपिवीरपत्नीम् ॥ ११ ॥

એ દરમિયાનમાં મંત્રીઓ તથા પ્રધાનો વગેરે શ્રેષ્ઠ પુરુષોએ વાનરરાજ વાલીને વળગીને જમીન પર આળોટતી સુંદર નયનોવાળી વાલીની પત્ની તારાને ઉઠાડીને અલગ બેસાડી.



सा विस्फुरन्ती परिरभ्यमाणा
भर्तुः सकाशादपनीयमाना ।
ददर्श रामं शरचापपाणिं
स्वतेजसा सूर्यमिव ज्वलन्तम् ॥ १२ ॥

પતિની નજીકથી દૂર કરાયેલી તારા ડૂસકે ડૂસકે રડવા લાગી. જ્યારે મંત્રી લોકો તેને રામ પાસે લઇ ગયા ત્યારે તારાએ રામને પોતાના તેજથી જાજ્વલ્યમાન સૂર્ય સમાન તથા હાથમાં ધનુષબાણ ધારણ કરેલા જોયા.

सा तं समासाद्य विशुद्धसत्त्वं
शोकेन सम्भ्रान्तशरीरभावा ।
मनस्विनी वाक्यमुवाच तारा
रामं रणोत्कर्षणलब्धलक्षम् ॥ १३ ॥

અત્યંત શોકનાં કારણે પોતાનાં શરીરનું ભાન ન રાખી શકતી મનસ્વી તારા વિશુદ્ધ પવિત્ર બુદ્ધિવાળા, રણ પ્રવીણ લક્ષ્યવેધી શ્રીરામની પાસે જઇને બોલી.

येनैकबाणेन हतः प्रियो मे
तेनैव मां त्वं जहि सायकेन ।
हता गमिष्यामि समीपमस्य
न मामृते राम रमेत वाली ॥ १४ ॥

'હે રામ ! જે એક જ બાણ વડે તમે મારા પ્રાણ પ્રિય પતિને મારેલો છે, તે જ તીરથી આપ મને પણ મારી નાખો, મરી જઇને હું વાલીની પાસે પહોંચી જઇશ. કારણકે મારા વિના વાલી પ્રસન્નતા પૂર્વક રહી નહીં શકે.'



यच्चापि मन्येत भवान् महात्मा
स्त्रीघातदोषो न भवेत्तु मह्यम् ।
आत्मेयमस्येति च मां जहि त्वं
न स्त्रीवधः स्यान्मनुजेन्द्रपुत्र ॥ १५ ॥

જો આપ ઉદાર ચરિત મહાત્મા એમ માનો કે તારાના વધથી તમને સ્ત્રી વધનું પાપ લાગશે, તો આપ આપના મનની એ શંકાને દૂર કરો. પત્ની પતિનો આત્મા હોય છે, અર્થાત્ તારા વાલીનો આત્મા છે એમ સમજીને આપ મને મારો. આમ હે નરેન્દ્ર પુત્ર ! આપને સ્ત્રી વધનો દોષ નહિ લાગે.'

इत्येवमुक्तस्तु विभुर्महात्मा
तारां समाश्वास्य हितं बभाषे ।
मा वीरभार्ये विमतिं कुरुष्व
सुखदुःखयोगं कृतं विधात्रा ॥ १६ ॥

તારાએ એવું કહ્યું તેથી પ્રાણીમાત્રના હિતેચ્છુ શ્રીરામે તારાને સમજાવતાં તેના હિત માટે આ પ્રમાણે કહ્યું, 'હે વીર પત્ની ! અલ્પ બુદ્ધિથી મૃત્યુની કામના ન કરો. કર્માનુકૂળ સૂખ-દુઃખનો યોગ તો સર્વ-નિયંતા પરમાત્માના હાથની વાત છે.

***ટિપ્પણી :*** ✱ *શ્રીરામ પરમેશ્વરને વિધાતા માનતા હતા પોતાને નહિ.*

त्रयो हि लोका विहितं विधानं
नातिक्रमन्ते वशगा हि तस्य ।
प्रीतिं परां प्राप्स्यसि तां तथैव
पुत्रस्तु ते प्राप्स्यति यौवराज्यम् ॥ १७ ॥



આ ત્રણેય લોકનું નિર્માણ અને તેના સંચાલનની વ્યવવસ્થા પરમાત્મા દ્વારા થઇ રહી છે. તે બધું પરમાત્માના વશમાં હોવાથી કોઇ તેનું ઉલ્લંઘન કે પરિવર્તન કરી શકતું નથી. અધિકારી હોવાનાં કારણે તમારો પુત્ર યુવરાજપદ પ્રાપ્ત કરશે અને તમે પહેલાંની જેમ જ સુખ અને શાન્તિ પ્રાપ્ત કરશો.'

आश्वासिता तेन तु राघवेण
प्रभावयुक्तेन परन्तपेन ।
सा वीरपत्नी ध्वनता मुखेन
सुवेषरूपा विरराम तारा ॥ १८ ॥

પ્રભાવશાળી અને શત્રુઓને સતાવનાર મહાત્મા રામે જ્યારે તારાને આ પ્રકારનું આશ્વાસન આપ્યું ત્યારે તેણે સારાં કપડાં પહેર્યાં અને એ વીર પત્નીએ મુખથી રડવાનું બંધ કરીને પ્રસન્ન વદને શાંત થઇ ગઇ.

## ૧૯ (ઓગણીસમો) સર્ગ વાલીની અન્ત્યેષ્ટિ

सुग्रीवं चैव तारां च साङ्गदां सहलक्ष्मणः ।
समानशोकः काकुत्स्थः सान्त्वयन्निदमब्रवीत् ॥ १ ॥

સુગ્રીવને, તારાને તથા અંગદને તેમનાં જેવાં જ શોકાતુર હૃદયે શ્રીરામે તથા લક્ષ્મણે સાંત્વના આપતાં રહીને કહ્યું,

न शोक परितापेन श्रेयसा युज्यते मृतः ।
यदत्रानन्तरं कार्यं तत्समाधातुमर्हथ ॥ २ ॥

શોક-સંતાપ કરવાથી દિવંગત આત્માનું કલ્યાણ થતું નથી એટલે જે કાર્ય હવે પછી કરવાનું છે તે જ તમે બધા કરવા લાગો.



वचनान्ते तु रामस्य लक्ष्मणः परवीरहा ।
अवदत्प्रश्रितं वाक्यं सुग्रीवं गतचेतसम् ॥ ३ ॥

શ્રીરામે આવું કહી દીધું એટલે શત્રુવિનાશક લક્ષ્મણે ખિન્નચિત્ત સુગ્રીવને કહ્યું,

कुरु त्वमस्य सुग्रीव प्रेतकार्यमनन्तरम् ।
ताराङ्गदाभ्यां सहितो वालिनो दहनं प्रति ॥ ४ ॥

'હે સુગ્રીવ ! હવે તમે તારા અને અંગદને સાથે રાખીને વાલીના દાહકર્મ સંબંધી અંત્યેષ્ટિ ક્રિયા કરો.'

समाज्ञापय काष्ठानि शुष्काणि च बहूनि च ।
चन्दनादीनि दिव्यानि वालिसंस्कारकारणात् ॥ ५ ॥

'વાલીના અંત્યેષ્ટિ સંસ્કાર માટે દિવ્યચંદન અને ઘણાં બધાં સૂકાં લાકડાં લાવવા માટે નોકરોને આજ્ઞા આપો.'

समाश्वासय चैनं त्वमङ्गदं दीनचेतसम् ।
मा भूर्बालिशबुद्धिस्त्वं त्वदधीनमिदं पुरम् ॥ ६ ॥

'આ સમયે દીન ઉદાસ અંગદને તમે આશ્વાસન અને ધીરજ આપો. કામ કરો તેમાં બાળકબુદ્ધિ ન ચાલે કેમકે અત્યારે આખુંય નગર તમારે અધીન છે.'

अङ्गदस्त्वानयेन्माल्यं वस्त्राणि विविधानि च ।
घृतं तैलमथो गन्धान् यच्चात्र समनन्तरम् ॥ ७ ॥

'ફૂલહાર-માળાઓ, વિવિધ પ્રકારનાં વસ્ત્રો, ઘી, તેલ, સુગંધી પદાર્થો અને બીજું પણ જે જે અપેક્ષિત છે, તે બધું અંગદ જઇને લઇ આવે.'



त्वं तार शिबिकां शीघ्रमादायागच्छ सम्भ्रमात् ।
त्वरा गुणवती युक्ता ह्यस्मिन्काले विशेषतः ॥ ८ ॥

'હે તાર ! તમે જલદી જઇને શિબિકા = પાલખી (ઠાઠડી) લઇ આવો. આવે સમયે ઝડપ કરવી સારી છે, કેમકે આવાં કામમાં ઝડપથી લાભ છે.'

लक्ष्मणस्य वचः श्रुत्वा तारः सम्भ्रान्तमानसः ।
प्रविवेश गुहां शीघ्रं शिबिकासक्तामानसः ॥ ९ ॥

લક્ષ્મણની આજ્ઞા થવાથી ઉદ્વિગ્ન મનવાળો સચિવ તાર પાલખી લાવવા માટે તરત કિષ્કિંધા નગરમાં ગયો.

***ટિપ્પણી :*** * *સુગ્રીવના સચિવનું નામ 'તાર' છે.*

* *गुहाम् प्रविवेश = ગુફામાં પેસી ગયા, નગરમાં ગયો. અનુવાદક*

आदाय शिबिकां तारः स तु पर्यापतत्पुनः ।
वानरैरुह्यमानां तां शूरैरुद्वहनोचित्तैः ॥ १० ॥

પાલખી ઉઠાવી શકે તેવા સમર્થ વીર વાનરોના ખભા પર પાલખી મૂકાવી સચિવ તાર પુનઃ તે જ ઠેકાણે પાછો આવ્યો જ્યાં શ્રીરામ હતા.

दिव्यां भद्रासनयुतां शिबिकां स्यन्दनोपमाम् ।
पक्षिकर्मभिराचित्रां द्रुमकर्मविभूषिताम् ॥ ११ ॥

આ પાલખી અત્યંત સુંદર હતી. તેમાં બેસવા માટેનાં (ભદ્રાસન = બાજઠ) ઉત્તમ આસન બનેલાં હતાં. તે રથ સમાન સુંદર દેખાતી હતી. તેની અંદર-બહાર વિવિધ પક્ષીઓનાં અને વૃક્ષોનાં ચિત્રો ચીતરેલાં હતાં.



आचितां चित्रपत्तीभिः सुनिविष्टां समन्ततः ।
विमानमिव सिद्धानां जालवातायनान्विताम् ॥ १२ ॥

તે પાલખી પાયદળ-સૈનિકોનાં ચિત્રોથી શણગારેલી હતી, અને ચારેય બાજુએથી સજાવેલી હતી, તે સિદ્ધ પુરુષોનાં વિમાનની જેમ વા-જાળિયાં અને ઝરૂખાઓની સુવિધા યુક્ત હતી.

सुनियुक्तां विशालां च सुकृतां शिल्पिभिः कृताम् ।
दारुपर्वतकोपेतां चारुकर्मपरिष्कृताम् ॥ १३ ॥

તે અત્યંત દૃઢ અને પર્યાપ્ત લાંબી-પહોળી હતી. કુશળ કરીગરોએ તેનું ચીવટપૂર્વક નિર્માણ કર્યું હતું. તેમાં રમકડાં જેવો એક નાનો પર્વત લાકડાનો બનાવેલો પણ હતો; અને મીનાકારીનું સુંદર કામ કરીને તેને સુશોભિત કરી હતી.

वराभरणहारैश्च चित्रमाल्योपशोभिताम् ।
गुहागहनसंछन्नां रक्तचन्दनभूषिताम् ॥ १४ ॥

તે પાલખી મૂલ્યવાન આભૂષણો અને માળાઓથી શણગારેલી હતી. ચિત્રવિચિત્ર ફૂલહારો વડે શોભાયમાન હતી. તેની છત પર વન અને કંદરાઓનાં ચિત્રો દોરેલાં હતાં. તેની સજાવટ માટે લાલ ચંદન વાપરેલું હતું.

ईदृशीं शिबिकां दृष्ट्वा रामो लक्ष्मणमब्रवीत् ।
क्षिप्रं विनीयतां वाली प्रेतकार्यं विधीयताम् ॥ १५ ॥

આ પ્રકારની પાલખીને દેખીને શ્રી રામે લક્ષ્મણને કહ્યું, 'વાલીને શીઘ્ર આ પાલખીમાં સ્થાપિત કરો; અને એમનો અંત્યેષ્ટિ સંસ્કાર કરો.'



**ટિપ્પણી :** ✱ ૧૧ માંથી ૧૪ માં સુધીના ચાર શ્લોકોમાં જેવી સુંદર પાલખીનું વર્ણન છે, તેવી પાલખી શું જંગલી વાંદરાઓની પાસે હોઇ શકે છે ? કદી નહિ; આ વર્ણનથી એ સ્પષ્ટ થઇ જાય છે કે વાલ્મીકીય રામાયણમાં જે વાનરોનું વર્ણન છે તે આજકાલના પૂંછડીવાળા વાંદરાઓનું તો નથી જ. રામાયણ-કાળમાં યક્ષ, (કપિ) વાનર, રીંછ, (નાગ, ગૃધ્ર-પક્ષી, શબર, દેવ) રાક્ષસ વગેરે (માનવ) જાતિઓ હતી. કળા-કૌશલ્યમાં વાનર-જાતિ બહુ જ પ્રગતિશીલ હતી. આ વાત આગળ પણ અનેક પ્રકરણોમાં આવશે.

ततो वालिनमुद्यम्य सुग्रीवः शिबिकां तदा ।
आरोपयत विक्रोशन्नङ्गदेन सहैव तु ॥ १६ ॥

શ્રીરામે આમ કહ્યું એટલે અંગદે અને સુગ્રીવે બેઉ જણાએ પોક મૂકીને રોતાં રોતાં વાલીના શબને ઉઠાવીને પાલખીમાં રાખ્યું.

आरोप्य शिबिकां चैव वालिनं गतजीवितम् ।
अलङ्कारैश्च विविधैर्माल्यैर्वस्त्रैश्च भूषितम् ॥ १७ ॥

પ્રાણરહિત વાલીના શબને પાલખીમાં રાખી તેને ઉત્તમ પુષ્પમાળાઓ, વસ્ત્રો અને આભૂષણોથી અલંકૃત કરવામાં આવ્યું.

आज्ञापयत्तदा राजा सुग्रीवः प्लवगेश्वरः ।
और्ध्वदैहिकमार्यस्य क्रियतामनुरूपतः ॥ १८ ॥

તે પછી કપિરાજ રાજા સુગ્રીવે આદેશ આપ્યો કે 'મારા મોટાભાઇ આર્ય ' વાલીનો અંત્યેષ્ટિ સંસ્કાર તેમને અનુરૂપ રાજકીય માન-સન્માન સાથે કરવામાં આવે'



विश्राणयन्तो रत्नानि विविधानि बहून्यपि ।
अग्रतः प्लवगा यान्तु शिबिका समनन्तरम् ॥ १९ ॥

'અનેક પ્રકારનાં ઘણાં ઘણાં રત્નોનું છૂટે હાથે દાન આપતાં આપતાં વાનર વીરો સૌની આગળ આગળ ચાલે અને તેમની પાછળ પાછળ શબવાહિની ચાલે.'

अङ्गदं परिगृह्याशु तारप्रभृतयस्तदा ।
क्रोशन्तः प्रययुः सर्वे वानरा हतबान्धवाः ॥ २० ॥

સુગ્રીવના આવા આદેશ પછી, પોતાના પ્રિય બંધુ વાલીનાં મૃત્યુથી વ્યાકુળ તાર વગેરે સમસ્ત વાનર લોકો અંગદને સાથે લઇ રોતાં રોતાં ચાલવા લાગ્યા.

**ટિપ્પણી :** ૫. અઢારમા શ્લોકમાં વાલી માટે 'आर्य' વિશેષણ આપ્યું છે. એનાથી પણ એવું જ સાબિત થાય છે કે વાલી વગેરે પૂંછડાંવાળા વાંદરા ન હતા (પણ આર્ય જાતિના મનુષ્યો હતા)

૬. વર્તમાન કાળમાં પણ 'રામાયણ સંબંધી વાનરોનાં ચિત્રો અને શિલ્પો'માં પૂંછડી, નાક અને હોઠ સિવાયનાં બધાં જ શારીરિક અંગો = હાથ, પગ, આંખો, ખભા, કાન, છાતી, પેટ, પગના પંજા વગેરે અંગો માણસ જેવાં જ આલેખાયેલાં જોવા મળે છે.

पुलिने गिरिनद्यास्तु विविक्ते जलसंवृते ।
चितां चक्रुः सुबहवो वानराः शोककर्षिताः ॥ २१ ॥

પાણીવાળી પર્વતીય નદીનાં એકાન્ત અને નિર્જન તટ પર અગાઉથી જ પહોંચી જઇને ઘણા શોકવિહ્વળ વાનરોએ ચિતા બનાવીને તૈયાર રાખેલી હતી.



सुग्रीवेण ततः सार्धमङ्गदः* पितरं रुदन् ।
चितामारोपयामास शोकेनाभिहतेन्द्रियः ॥ २२ ॥

ચિતા તૈયાર હોવાથી, શોકથી શિથિલ ગાત્રોવાળા રડ્યા કરતાં અંગદે સુગ્રીવને સાથે રાખી, પોતાના પિતા (વાલીના શબ)ને ઉઠાવી ચિતા પર રાખ્યું.

पितरं दीर्घमध्वानं प्रस्थितं व्याकुलेन्द्रियः ।
ततोऽग्निं विधिवद्दत्त्वा सोऽपसव्यं चकार ह ॥ २३ ॥

અત્યંત વ્યાકુળ ચિત્ત તથા ઇન્દ્રિયોવાળા અંગદે અતિશય લાંબી યાત્રાએ જઇ રહેલા પિતાને ડાબી બાજુએથી પ્રદક્ષિણા કરીને ચિતામાં વિધિપૂર્વક અગ્નિ-પ્રવેશ કરાવ્યો.

संस्कृत्य वालिनं ते तु विधिपूर्वं प्लवङ्गमाः ।
आजग्मुरुदकं कर्तुं नदीं शीतजलां शुभाम् ॥ २४ ॥

આ પ્રકારે વાલીનો વિધિપૂર્વક અંત્યેષ્ટિ-સંસ્કાર કરી બધા વાનરો અગ્નિદાહ કર્મ પૂરું કરીને, સ્નાન વગેરે કરવા શીતળ જળવાળી પવિત્ર નદીના તટ પર પહોંચી ગયા.

ततस्ते सहितास्तत्र ह्यङ्गदं स्थाप्य चाग्रतः ।
सुग्रीवतारासहिताः सिषिचुर्वानरा जलम् ॥ २५ ॥

ત્યારપછી, સુગ્રીવ અને તારા સહિત એ બધાજ વાનરોએ ભેગા થઇ, અંગદને આગળ કરીને નદીનાં જળથી સ્નાન કર્યું.

सुग्रीवेणैव दीनेन दीनो भूत्वा महाबलः ।
समानशोकः काकुत्स्थः प्रेतकार्याण्यकारयत् ॥ २६ ॥



મહાબલી શ્રીરામે સુગ્રીવના જેટલા જ શોક સાથે ઉદાસ થઇને વાલીનો અંત્યેષ્ટિ-સંસ્કાર સંપન્ન કરાવ્યો.

(વિશેષ નોંધ : વર્તમાન કાળ (વીસમી-એકવીસમી સદી)માં પણ જોઇએ તો હિંદુ (આર્ય) જાતિઓમાં પોપટ, માંકડ, મંકોડી, મચ્છર વગેરે શાખ (અટક) હોય છે. મેનાબેન, પોપટભાઇ, ચકીબેન, મીના વગેરે નામો હોય છે. પૂર્વ ભારતના પર્વતીય પ્રદેશોમાં નાગ કે નાગા જાતિના લોકો વસે છે. તેવી રીતે રામાયણના પ્રાચીન કાળમાં નાગ, વાનર, શબર, ગૃધ્ર, ઋક્ષ (રીંછ), દેવ, દાનવ, રાક્ષસ, પક્ષી, કપિ વગેરે માનવ જાતિઓ અથવા મનુષ્ય જાતિમાં અટકો કે શાખો હતી. ગુજ. અનુ.)

## ૨૦ (વીસમો) સર્ગ સુગ્રીવનો રાજ્યાભિષેક

ततः काञ्चनशैलाभस्तरुणार्कनिभाननः ।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं हनुमान्मारुतात्मजः ॥ १ ॥

વાલીની અંત્યેષ્ટિ વગેરે ક્રિયાઓ અને વ્યવહારિક કર્તવ્યો પૂરાં થયે સોનાના પર્વત સમાન કાન્તિવાળા તથા તરુણ સૂર્ય સમાન દેદીપ્યમાન મુખવાળા પવનપુત્ર હનુમાનજી હાથ જોડીને શ્રીરામને કહેવા લાગ્યા.

भवत्प्रसादात्सुग्रीवः पितृपैतामहं महत् ।
वानराणां सुदुष्प्रापं प्राप्तं राज्यमिदं प्रभो ॥ २ ॥

'હે સ્વામી ! પિતા - પિતામહ દ્વારા શાસિત વાનરોનું આ દુષ્પ્રાપ્ય રાજ્ય આપની કૃપાથી જ સુગ્રીવને પ્રાપ્ત થયું છે.'

भवता समनुज्ञातः प्रविश्य नगरं शुभम् ।
संविधास्यति कार्याणि सर्वाणि ससुहृद्गणः ॥ ३ ॥



'હે પ્રભુ ! હવે એ આપની આજ્ઞા લઇ શ્રેષ્ઠ કિષ્કિંધા નગરમાં પોતાનાં મિત્રમંડળની સાથે પ્રવેશ કરીને સંપૂર્ણ રાજ્યનો બધો જ કાર્ય-ભાર સંભાળશે.'

स्नातोऽयं विविधैर्गन्धैरौषधैश्च यथाविधि ।
अर्चयिष्यति रत्नैश्च माल्यैश्च त्वां विशेषतः ॥ ४ ॥

ત્યાં અનેક પ્રકારની સુગંધિત ઔષધીઓ યુક્ત જળવડે વિધિપૂર્વક સ્નાન કરીને તે વિવિધ પ્રકારનાં રત્નો તથા માળાઓ વડે આપનો વિશેષરૂપે સત્કાર કરશે.

इमां गिरिगुहां रम्यामभिगन्तुमितोऽर्हसि ।
कुरुष्व स्वामिसम्बन्धं वानरान् सम्प्रहर्षयन् ॥ ५ ॥

એથી આપ કૃપા કરીને આ રમણીય કિષ્કિંધાપુરીમાં પધારો અને સુગ્રીવને આ પ્રદેશનો રાજા બનાવીને સંપૂર્ણ વાનર-જાતિને પ્રસન્ન કરો.'

एवमुक्तो हनुमता राघवः परवीरहा ।
प्रत्युवाच हनूमन्तं बुद्धिमान्वाक्यकोविदः ॥ ६ ॥

હનુમાને આમ કહ્યું એટલે શત્રુનું હનન કરનારા, બુદ્ધિમાન અને વાણી વિશારદ શ્રીરામે તેને કહ્યું.

चतुर्दश समाः सौम्य ग्रामं वा यदि वा पुरम् ।
न प्रवेक्ष्यामि हनुमन् पितुर्निर्देशपालकः ॥ ७ ॥

'હે સૌમ્ય હનુમાન ! હું પિતાજીની આજ્ઞાનું પાલન કરવાના હેતુથી ચૌદ વર્ષ સુધી ગામમાં અથવા નગરમાં પ્રવેશ કરવાનો નથી.'



सुसमृद्धां गुहां रम्यां सुग्रीवो वानरर्षभः ।
प्रविष्टो विधिवद्वीरः क्षिप्रं राज्येऽभिषिच्यताम् ॥ ८ ॥

'વાનર શ્રેષ્ઠ સુગ્રીવ એ સમૃદ્ધિશાળી સુંદર નગરમાં પ્રવેશ કરે અને તમે બધા જ લોકો શીઘ્ર વિધિપૂર્વક તે વીરનો રાજ્યસિંહાસન પર અભિષેક કરો.'

एवमुक्त्वा हनुमन्तं रामः सुग्रीवमब्रवीत् ।
वृत्तज्ञो वृत्तसम्पन्नमुदारबलविक्रमम् ॥ ९ ॥
इममप्यङ्गदं वीर यौवराज्येऽभिषेचय ।
अङ्गदोऽयमदीनात्मा यौवराज्यस्य भाजनम् ॥ १० ॥

હનુમાનને આ પ્રમાણે કીધા પછી શ્રીરામે ફરી સુગ્રીવને કહ્યું, 'હે વીર ! જુઓ, આપ વ્યવહાર-કુશળ છો એટલે આપ સદાચાર-સંપન્ન, ઉદારવૃત્તિવાળા, બળવાન અને પરાક્રમી એવા આ અંગદનો યુવરાજ પદ પર અભિષેક કરજો; કેમકે આ અંગદ અત્યંત ઉત્સાહી છે. (અને તમારા જ્યેષ્ઠ ભાઇનો દીકરો હોવાથી) યુવરાજ પદનો અધિકારી પણ છે જ.'

पूर्वोऽयं वार्षिको मासः श्रावणः सलिलागमः ।
प्रवृत्ताः सौम्य चत्वारो मासा वार्षिकसंज्ञिकाः ॥ ११ ॥

'હે સૌમ્ય ! વરસાદની ઋતુના ચાર માસની શરૂઆત થઇ ગઇ છે. તેનો ભારે વર્ષાવાળો આ પહેલો માસ શ્રાવણ મહિનો (અષાઢ વદ) ચાલે છે.

नायमुद्योगसमयः प्रविश त्वं पुरीं शुभाम् ।
अस्मिन् वत्स्याम्यहं सौम्य पर्वते सहलक्ष्मणः ॥ १२ ॥

'હે સૌમ્ય ! આ ઉદ્યોગનો સમય નથી. (આ સમયે સીતાજીની શોધ થઇ શકતી નથી.) એટલે આપ આપની રાજધાની કિષ્કિંધાપુરીમાં પ્રવેશ કરો અને હું વર્ષાઋતુની સમાપ્તિ સુધી લક્ષ્મણ સહિત આ પર્વત પર નિવાસ કરીશ.'



इयं गिरिगुहा रम्या विशाला युक्तमारुता ।
प्रभूतसलिला सौम्य प्रभूतकमलोत्पला ॥ १३ ॥

'હે સૌમ્ય ! ઋષ્યમૂક પર્વતની આ કંદરા અત્યંત રમણીય, વિશાળ અને રુચિકર જલ-વાયુથી યુક્ત છે. નજીકમાં જ ઘણું જ પાણી સુલભ છે ને તેમાં અનેક પ્રકારનાં કમળનાં પુષ્પો પણ બહુ છે.'

कार्तिके समनुप्राप्ते त्वं रावणवधे यत ।
एष नः समयः सौम्य प्रविश त्वं स्वमालयम् ॥ १४ ॥

'કાર્તિક માસનો આરંભ થાય ત્યારે તમે રાવણના વધ માટે પ્રયત્ન કરજો. હે સૌમ્ય ! એ જ અમારો નિશ્ચય છે. હવે તમે તમારા નિવાસ-સ્થાને જાઓ.'

इति रामाभ्यनुज्ञातः सुग्रीवो वानराधिपः ।
प्रविवेश पुरीं रम्यां किष्किन्धां वालिपालिताम् ॥ १५ ॥

આ પ્રમાણે શ્રીરામની આજ્ઞા લઇને વાનર રાજ સુગ્રીવે વાલિ દ્વારા સંરક્ષિત રમ્ય કિષ્કિંધા પુરીમાં પ્રવેશ કર્યો.

ततः प्रकृतयः सर्वाः सुग्रीवं वानरर्षभम् ।
अभ्यसिञ्चन्त सुहृदः सहस्राक्षमिवामराः ॥ १६ ॥

નગરમાં પ્રવેશ કર્યા પછી સમસ્ત પ્રજાજનોએ તેમજ સુહૃદજનોએ જે પ્રકારે દેવતા લોકો ઇન્દ્રનો અભિષેક કરે તે પ્રમાણે સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો.

अभिषिक्ते तु सुग्रीवे सर्वे वानरपुङ्गवाः ।
प्रचुक्रुशुर्महात्मानो हृष्टास्तत्र सहस्रशः ॥ १७ ॥



જ્યારે સુગ્રીવનો રાજ્યાભિષેક થઇ ગયો, ત્યારે હજારો શ્રેષ્ઠ વાનરો સૌ હરખથી આનંદ-ધ્વનિ કરવા લાગ્યા.

रामस्य तु वचः कुर्वन् सुग्रीवो हरिपुङ्गवः ।
अङ्गदं सम्परिष्वज्य यौवराज्येऽभ्यषेचयत् ॥ १८ ॥

ત્યારપછી, વાનર-શ્રેષ્ઠ સુગ્રીવે રામના આદેશનું પાલન કરતાં રહી, અંગદને આલિંગન કરી તેનો યુવરાજ-પદ પર અભિષેક કર્યો.

अङ्गदे चाभिषिक्ते तु सानुक्रोशाः प्लवङ्गमाः ।
साधु साध्विति सुग्रीवं महात्मानोऽभ्यपूजयन् ॥ १९ ॥

અંગદનો યુવરાજ-પદ પર અભિષેક હોવાથી આનંદમાં આવી ગયેલા વાનર-મહાત્માઓ ઊંચા અવાજે 'સાધુ-સાધુ' (વાહ, વાહ) બોલીને સુગ્રીવનું ગૌરવ-ગાન કરવા લાગ્યા.

रामं चैव महात्मानं लक्ष्मणं च पुनः पुनः ।
प्रीताश्च तुष्टुवुः सर्वे तादृशे तत्र वर्तिनि ॥ २० ॥

યુવરાજ-પદ પર અંગદ અભિષિક્ત થઇ થવાથી બધા જ વાનર લોકો પ્રસન્ન થઇ, આ કૃત્યના પ્રેરણા-દાતા અને સમર્થક શ્રીરામ અને લક્ષ્મણની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા.

हृष्टपुष्टजनाकीर्णा पताकाध्वजशोभिता ।
बभूव नगरी रम्या किष्किन्धा गिरिगह्वरे ॥ २१ ॥

હૃષ્ટ-પુષ્ટ મનુષ્યોથી ઉભરાતી, ધજા-પતાકાઓથી શણગારેલી અને પર્વતોથી ઘેરાયેલી તે કિષ્કિંધાનગરી તે સમયે અત્યધિક આનંદપ્રદ બની ગઇ હતી.



## ૨૧ (એકવીસમો) સર્ગ *પ્રસ્રવણ-ગિરિ પર નિવાસ

अभिषिक्ते तु सुग्रीवे प्रविष्टे वानरे गुहाम् ।
आजगाम सह भ्रात्रा रामः प्रस्रवणं गिरिम् ॥ १ ॥

સુગ્રીવ કિષ્કિંધા નગરીમાં ગયો, ત્યાં તેનો રાજ્યાભિષેક પણ કરવામાં આવ્યો, એટલે હવે શ્રીરામ લક્ષ્મણને સાથે લઇને પ્રસ્રવણ પર્વત પર ચાલ્યા ગયા.

तस्य शैलस्य शिखरे महतीमायतां गुहाम् ।
प्रत्यगृह्णत वासार्थं रामः सौमित्रिणा सह ॥ २ ॥

તે પર્વતનાં શિખર ઉપર એક વિશાળ ગુફાને શ્રીરામે લક્ષ્મણ સાથે નિવાસ કરવા પસંદ કરી.

इतश्च नातिदूरे सा किष्किन्धा चित्रकानना ।
सुग्रीवस्य पुरी रम्या भविष्यति नृपात्मज ॥ ३ ॥
इत्युक्त्वा न्यवसत्तत्र राघवः सहलक्ष्मणः ।
बहुदृश्यदरीकुञ्जे तस्मिन् प्रस्रवणे गिरौ ॥ ४ ॥

'હે રાજકુમાર ! ચિત્ર વિચિત્ર વન-પંક્તિઓથી અલંકૃત સુગ્રીવની રમણીયનગરી કિષ્કિંધા પણ અહીંથી બહુ દૂર નથી.' આવું કહીને લક્ષ્મણ સહિત શ્રીરામ તે અત્યંત મનોહર કંદરાઓવાળા, અનેક દશ્યોથી યુક્ત અને વૃક્ષ-વેલાઓથી આચ્છાદિત થયેલા પ્રસ્રવણ પર્વત પર રહેવા લાગ્યા.'

सुसुखेऽपि बहुद्रव्ये तस्मिन् हि धरणीधरे ।
वसतस्तस्य रामस्य रतिरल्पाऽपि नाभवत् ॥ ५ ॥



જો કે એ પર્વત પર નાના પ્રકારના આવશ્યક સુખકર દ્રવ્યો તથા ફળફૂલો વગેરે પુષ્કળ પ્રમાણમાં હતાં તો પણ ત્યાં નિવાસ કરી રહેલા શ્રીરામને જરા પણ શાન્તિ પ્રાપ્ત થઇ નહી.

हृतां हि भार्यां स्मरतः प्राणेभ्योऽपि गरीयसीम् ।
आविवेश न तं निद्रा निशासु शयनं गतम् ॥ ६ ॥

કેમકે રાત્રે પ્રાણોથી પણ પ્રિયતર અપહૃત સીતાનું તેમને સ્મરણ થતું હતું. તેથી પથારીમાં પડ્યા છતાંય તેમને ઊંઘ આવતી ન હતી.

तं शोचमानं काकुत्स्थं नित्यं शोकपरायणम् ।
तुल्यदुःखोऽब्रवीद्भ्राता लक्ष्मणोऽनुनयन्वचः ॥ ७ ॥

સદૈવ શોક પૂર્ણ વિચારો કર્યા કરતાં શ્રીરામને શોક-પરાયણ દેખીને તેની માફક સમાન દુઃખવાળા લક્ષ્મણજીએ શ્રીરામને નમ્રતાપૂર્વક આ વચનો કીધાં.

अलं वीर व्यथां गत्वा न त्वं शोचितुमर्हसि ।
शोचतो व्यवसीदन्ति सर्वार्था विदितं हि ते ॥ ८ ॥

'હે વીર ! આપ વ્યથિત થઇ શોકવિહ્વળ ન થાઓ, કેમકે આપ તો સારી રીતે જાણો જ છો કે શોક કરનારા લોકો સદા કષ્ટો ભોગવતા જ રહે છે.

समुन्मूलय शोकं त्वं व्यवसायं स्थिरं कुरु ।
ततः सपरिवारं तं निर्मूलं कुरु राक्षसम् ॥ ९ ॥

'આપ પૂર્ણરૂપે શોકનું ઉન્મૂલન કરી ઉદ્યોગ કરવાનો દઢ નિશ્ચય કરી લો, તો જ આપ એ દુર્દાન્ત રાક્ષસ રાવણનો પરિવાર સહિત સમૂળગો નાશ કરી શકશો.'



लक्ष्मणस्य तु तद्वाक्यं प्रतिपूज्य हितं शुभम् ।
राघवः सुहृदं स्निग्धमिदं वचनमब्रवीत् ॥ १० ॥

લક્ષ્મણજીનાં હિતકારી અને મંગલમય આ વિચારોનો આદર કરતા રહી, શ્રીરામ પોતાના હિતૈષી ભાઇ લક્ષ્મણને આ સ્નેહપૂર્ણ વચન બોલ્યા.

एष शोकः परित्यक्तः सर्वकार्यावसादकः ।
विक्रमेष्वप्रतिहतं तेजः प्रोत्साहयाम्यहम् ॥ ११ ॥

'હે લક્ષ્મણ ! ચાલો, બધાં જ કાર્યોનો નાશ કરનારા એ શોકને મેં ત્યજી દીધો; હવે હું મારાં પરાક્રમ સંબંધી દુર્દમ્ય તેજને પ્રોત્સાહિત કરી રહ્યો છું.'

शरत्कालं प्रतिक्षिष्ये स्थितोऽस्मि वचने तव ।
सुग्रीवस्य नदीनां च प्रसादमनुपालयन् ॥ १२ ॥

'હે લક્ષ્મણ ! તમારી વાત માનીને હું સુગ્રીવની સહાયતા અને નદીઓની અનુકૂળતા પ્રાપ્ત કરવા માટે શરદ કાલ સુધી પ્રતીક્ષા કરતો રહીશ.'

## **૨૨ (બાવીસમો) સર્ગ વર્ષાઋતુનું વર્ણન**

वसन्माल्यवतः पृष्ठे रामो लक्ष्मणमब्रवीत् ।
अयं स कालः सम्प्राप्तः समयोऽद्य जलागमः ॥ १ ॥

માલ્યવાન પર્વત પર નિવાસ કરી રહેલા રામે એક દિવસે લક્ષ્મણને કહ્યું 'જુઓ, વર્ષાને વરસવાનો સમય હવે સંપ્રાપ્ત થઇ ગયો છે.'



**ટિપ્પણી :** * *ઉત્તર ભારતમાં જેને શ્રાવણમાસનો કૃષ્ણ પક્ષ કહે છે, તે સમયને ગુજરાતીઓ અષાઢ માસનું અંધારિયું પખવાડિયું કહે છે. - 'ન્હાનું ટાંક' ગુજ. અનુ.*

* *પ્રસ્રવણ અને માલ્યવાન એ બંને એક જ પર્વતનાં નામ પ્રતીત થાય છે.*

नवमासधृतं गर्भं भास्करस्य गभस्तिभिः ।
पीत्वा रसं समुद्राणां द्यौः प्रसूते रसायनम् ॥ २ ॥

'સૂર્યના કિરણો વડે સમુદ્રના જળને પીતા રહીને આકાશ નવ માસનો ગર્ભ ધારણ કરે છે. તે પછી વર્ષાકાળમાં એ રસાયન સમા જળને પૃથ્વી પર વરસાવે છે.'

एषा धर्मपरिक्लिष्टा नववारि परिप्लुता ।
सीतेव शोकसन्तप्ता मही बाष्पं विमुञ्चति ॥ ३ ॥

'ઉકળાટથી તપીને પીડાએલી તથા વરસાદના નવા જળથી પલળેલી આ ધરતી શોકથી સંતપ્ત સીતાની જેમ બાષ્પ-ત્યાગ કરી (આંસુ-વહાવી) રહી છે.

मेघकृष्णाजिनधरा धारायज्ञोपवीतिनः ।
मारुतापूरितगुहाः प्राधीता इव पर्वताः ॥ ४ ॥

'કાળાં કાળાં વાદળાંઓ જેના મૃગચર્મો છે, વરસાદની જળધારાઓ જેના યજ્ઞોપવીતો છે, અને જેની કંદરાઓ (ગુફાઓ) વાયુથી ભરેલી છે, એવા આ પર્વતો અધ્યયન કરનારા બ્રહ્મચારીઓ જેવા પ્રતીત થાય છે.'

नीलमेघाश्रिता विद्युत्स्फुरन्ती प्रतिभाति मा ।
स्फुरन्ती रावणस्याङ्के वैदेहीव तपस्विनी ॥ ५ ॥

'કાળાં વાદળાંઓના આશ્રયે રહી ચમકારા મારતી આ વીજળી મને એવી જણાય છે જાણે કે રાવણનાં ખોળામાં પડેલી તપસ્વિની સીતા તરફડતી હોય.'

रजः प्रशान्तं सहिमोऽद्य वायु-
निदाघदोषप्रसराः प्रशान्ताः ।
स्थिता हि यात्रा वसुधाधिपानां
प्रवासिनो यान्ति नराः स्वदेशान् ॥ ६ ॥

'વર્ષાના કારણે ધૂળની ડમરી શાંત થઇ ગઇ છે. ઠંડો પવન વાઇ રહ્યો છે, ઉનાળાની લૂ તદ્દન શમી ગઇ છે. રાજા-મહારાજાઓની વિજય યાત્રાઓ થંભી ગઇ છે; અને પ્રવાસી લોકો પોત પોતાને દેશ પાછા ફરી રહ્યા છે.'

सम्प्रस्थिता मानसवासलुब्धाः
प्रियान्विताः सम्प्रति चक्रवाकाः ।
अभीक्ष्णवर्षोदकविक्षतेषु
यानानि मार्गेषु न सम्पतन्ति ॥ ७ ॥

માનસ સરોવરમાં વાસ કરવાના લોભે રાજહંસો માનસ સરોવર ભણી ચાલી નીકળ્યા છે. ચક્રવાકો પોતાની પ્યારી ચકવી પાસે પહોંચી ગયા છે. નિરંતર વર્ષાના કારણે માર્ગોમાં ગાબડાં પડી જવાથી હવે વાહનોની આવજા અટકી ગઇ છે.

बालेन्द्रगोपान्तरचित्रितेन
विभाति भूमिर्नवशाद्वलेन ।
गात्रानुवृत्तेन शुकप्रभेण
नारीव लाक्षोक्षितकम्बलेन ॥ ८ ॥



'વર્ષાકાળમાં ઉત્પન્ન નાની મોટી ગોકળગાયો નવાં ઊગેલાં ઘાસમાં પડી ભાત-ચિત્રની જેમ ભૂમિને સુશોભિત કરે છે. જાણે કે કોઇ મહિલાએ લાલ લાખનાં રંગની ભાતવાળી પોપટ જેવી લીલી ધાબળીથી નિજ અંગોને ઢાંક્યાં હોય.'

जाता वनान्ताः शिखि संप्रनृत्ता
जाताः कदम्बाः सकदम्बशाखाः ।
जाता वृषा गोषु समानकामा
जाता मही सस्यवनाभिरामा ॥ ९ ॥

'અત્યારે અરણ્યની ભૂમિ મયૂરોનાં નૃત્યોથી જોવા જેવી શોભે છે, કદંબનાં વૃક્ષો પુષ્પોનાં ગુચ્છો વડે લચી ગયાં છે. આખલાઓ ગાયો જેટલા જ કામાસકત થઇ ગયા છે અને સંપૂર્ણ પૃથ્વી લીલીછમ હરિયાળીથી રમણીય દેખાય છે.'

वहन्ति वर्षन्ति नदन्ति भान्ति
ध्यायन्ति नृत्यन्ति समाश्वसन्ति ।
नद्यो घना मत्तगजा वनान्ताः
प्रियाविहीनाः शिखिनः प्लवङ्गमाः ॥ १० ॥

આ સમયે નદીઓ પાણીથી પરિપૂર્ણ થઇ વહી રહી છે, વાદળાંઓ વરસ્યા કરે છે, મદોન્મત્ત હાથીઓની ચિંઘાડ (ગર્જના) સંભળાય છે. વન્ય પ્રદેશો રળિયામણાં દેખાય છે. વિયોગી લોકો પ્રિય સ્ત્રીનું ધ્યાન-સ્મરણ કર્યા કરે છે, મોરલાઓ નાચ્યા કરે છે અને વાંદરાઓને આશ્વાસન મળે છે કે વરસાદથી ફળો નીપજશે.'

**ટિપ્પણી :** ✱ *શ્લોકનાં પ્રથમ બે ચરણોમાં કેવળ ક્રિયાપદો જ છે અને પછીનાં બે ચરણોમાં કેવળ કર્તા-પદો જ છે. ક્રમશઃ એક એક ક્રિયાની સંગતિ એક એક કર્તા સાથે છે. જેમકે 'नद्यो वहन्ति', 'घनाः वर्षन्ति' આ શ્લોક ક્રમાલંકારનું સુંદર ઉદાહરણ છે.'*

क्वचित्प्रगीता इव षट्पदौघैः
क्वचित्प्रनृत्ता इव नीलकण्ठैः ।
क्वचित्प्रमत्ता इव वारणेन्द्रै-
र्विभान्त्यनेकाश्रयिणा वनान्ताः ॥ ११ ॥

'આ વનપ્રદેશોમાં ક્યાંક ભમરાનાં ટોળાં ગુંજારવ કરી રહ્યાં છે, તો ક્યાંક નીલકંઠ મયૂરો નૃત્ય કરી રહ્યા છે. કોઇ સ્થાનમાં માતેલા હાથીઓ ગર્જના કરી રહ્યા છે. આમ વિવિધ પ્રકારના કૌતુકોથી પરિપૂર્ણ આ વન્ય પ્રદેશો કેટલા સુંદર દેખાય છે ?

षट्पादतन्त्रीमधुराभिधानं
प्लवङ्गमोदीरितकण्ठतालम् ।
आविष्कृतं मेघमृदङ्गनादै-
र्वनेषु सङ्गीतमिव प्रवृत्तम् ॥ १२ ॥

'ભમરાનું ગુંજન જાણે કે વીણાનો મધુર ઝંકાર છે, દેડકાનું ડ્રાંઉ ડ્રાંઉ માનો કે ઊંચે સાદે આપેલો તાલ છે, વળી વાદળાંઓનો ગડગડાટ જાણે કે ઢોલકનાં બોલ ઠેકા છે. આવી રીતના સંગત ધ્વનિઓ દ્વારા જાણે જંગલોમાં સંગીત ચાલી રહ્યું છે.'

मत्ता गजेन्द्रा मुदिता गवेन्द्रा
वनेषु विक्रान्ततरा मृगेन्द्राः ।
रम्या नगेन्द्रा निभृता नरेन्द्राः
प्रक्रीडितो वारिधरैः सुरेन्द्रः ॥ १३ ॥

'આ સમયે ગજેન્દ્રો (હાથીઓ) મદમસ્ત છે, વૃષભો (આખલા) અતિ પ્રસન્ન છે, વનોમાં સિંહો અત્યંત પરાક્રમી છે, હરિયાળીથી પર્વતો અતિ રમણીય બની ગયા છે, રાજાઓ વિજય-યાત્રાઓથી નિવૃત્ત થઇ ગયેલા છે અને સુરપતિ ઇન્દ્રરાજા વાદળાની સાથે ગેડી-દડે રમી રહ્યા છે.'



वृत्ता यात्रा नरेन्द्राणां सेना प्रतिनिवर्तते ।
वैराणि चैव मार्गाश्च सलिलेन समीकृताः ॥ १४ ॥

'આ વર્ષાઋતુમાં રાજાઓની વિજય-યાત્રાઓ સ્થગિત થઇ ગઇ છે, એથી આગળ ગયેલાં સૈન્યો પણ પાછાં આવી ગયાં છે. પાણીએ રાજાઓનાં વેરને શાંત કરી દીધાં છે અને માર્ગોને અવરોધી લીધાં છે.'

मासि प्रौष्ठपदे ब्रह्म ब्राह्मणानां विवक्षताम् ।
अयमध्यायसमयः सामगानामुपस्थितः ॥ १५ ॥

'વેદનો સ્વાધ્યાય કરવાની ઇચ્છાવાળા સામવેદી બ્રાહ્મણોના અધ્યયનનો કાળ આ ભાદરવો મહિનો પ્રારંભ થઇ ગયો છે. (સામગાન ગાવાનો અભ્યાસ કરવાનો આ સમય ઉપસ્થિત થયો છે.)

**ટિપ્પણી :** ✷ *અહીં 'શ્રાવણી-ઉપાકર્મ' પર્વનો આભાસ ઉપસે છે. આ પર્વ એટલું જ પ્રાચીન છે, જેટલા વેદો પ્રાચીન છે. વેદમાં આ પર્વનો સંકેત નીચેનાં મંત્રમાં દેખાઇ આવે છે.*

*संवत्सरं शशयाना ब्राह्मणा व्रतचारिणः ।*
*वाचं पर्जन्यजिन्वतां प्र मण्डूका अवादिषुः ॥ (ऋग्वेद ७-१०३-१)*

*બ્રાહ્મણ લોકો આખું વર્ષ યજ્ઞ-યાગ અને વેદ-પ્રચારનાં કાર્યમાં રોકાયેલા હોવાને લીધે સૂઈ રહેલાની જેમ વર્તે છે; એમને પોતાના સ્વાધ્યાય માટે સમય નથી મળતો હોતો. જે સમયે આકાશમાં મેઘમંડળ છવાઇ જાય છે, તે વખતે આ કઠિન વ્રતધારી બ્રાહ્મણોનાં જીવનમાં પણ નવીન-જ્યોતિ, નવી ચેતના અને નવસ્ફૂર્તિનો સંચાર થઇ જતો હોય છે. જે પ્રકારે વર્ષાના આગમનથી દેડકા ખુશ થઇ જાય છે, તે જ પ્રકારે*



'मण्डूकाः' મનનશીલ બ્રાહ્મણો પણ હરખે હરખે આ વર્ષાઋતુમાં વેદવાણીનું વિશેષરૂપે અધ્યયન કરે છે. આ ઋતુમાં સ્વાધ્યાયની ખોટ પૂરી કરીને તેઓ પોતાની જાતને આવતા વર્ષ માટે અધિક યોગ્ય બનાવી લે છે. મનુસ્મૃતિ દ્વારા પણ આ વાતને સમર્થન મળે છે.

श्रावण्यां प्रौष्टपद्यां वाप्युपाकृत्य यथाविधि ।
युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥

पुष्ये तु च्छन्दसां कुर्याद् बहिरुत्सर्जनं द्विजः ।
माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्ने प्रथमेऽहनि ॥
(મનુસ્મૃતિ ૪-૯૫,૯૬)

દ્વિજે શ્રાવણી અર્થાત્ ભાદ્રપદ = ભાદરવા મહિનાની પૂર્ણિમાએ ઉપાકર્મ = આરંભ કરીને સાડા ચાર માસ સુધી દત્તચિત્તે વેદોનો સ્વાધ્યાય કરવો જોઈએ.

પુષ્યનક્ષત્ર વાળી પૂર્ણિમા (પૌષી)માં અથવા માઘ-શુકલના પડવાના પૂર્વાહ્ણે (પરોઢિયે) ગામની બહાર જઈને વેદનું ઉત્સર્જન (સમાપ્તિ-કર્મ) કરવું.

निवृत्तकर्मायतनो नूनं सञ्चितसंचयः ।
आषाढीमभ्युपगतो भरतः कोसलाधिपः ॥ १६ ॥

'નિવાસ-સ્થાનોનાં આચ્છાદન વગેરે કાર્યો સમાપ્ત કરીને તથા ચોમાસા માટે આવશ્યક (ધાન્ય-સાધનો વગેરે) વસ્તુઓનો સંગ્રહ કરીને કોસલાધિપતિ ભાઇ ભરતે પણ આ અષાઢી-પૂનમને દિને કંઇને કંઇ વ્રતનું અનુષ્ઠાન અવશ્ય પ્રારંભ કર્યું હશે.



इमाः स्फीतगुणा वर्षाः सुग्रीवः सुखमश्नुते ।
विजितारिः सदारश्च राज्ये महति च स्थितः ॥ १७ ॥

'આ વર્ષાઋતુ અનેક ગુણોથી પરિપૂર્ણ છે. આ સમયે સુગ્રીવ પણ સુખ અનુભવે છે, કેમકે તેણે શત્રુપર વિજય પ્રાપ્ત કર્યો છે. તેની સ્ત્રી પણ તેને મળી ગઇ છે અને વિશાળ રાજ્યનો સ્વામી બની ગયો છે.'

अहं तु हृतदारश्च राज्याच्च महतश्च्युतः।
नदीकूलमिव क्लिन्नमवसीदामि लक्ष्मण ॥ १८ ॥

'પરન્તુ, હે લક્ષ્મણ ! પત્ની તો મારી ચોરાઇ ગયી છે. વિશાળ રાજ્યથી વંચિત તો હું થઇ ગયો છું. નદી કાંઠાના ધોવાણ પેઠે ધોવાણ તો મારું થયું છે, ને હું દુઃખી થઇ રહ્યો છું.'

शोकश्च मम विस्तीर्णो वर्षाश्च भृशदुर्गमाः ।
रावणश्च महाञ्शत्रुरपारं प्रतिभाति मे ॥ १९ ॥

'મારો શોક બહુ જ વિસ્તરી રહ્યો છે. આ વર્ષાઋતુ(માં કંઇ થઇ શકે નહિ, તેથી) બહુ જ દુર્ગમ છે; તેને દૂર કરી શકીશ નહિ, વળી રાવણ સમા મહાન શત્રુનો પનારો પડ્યો છે. તેથી મારાં દુઃખ અને શોકનો સમુદ્ર અગાધ પ્રતીત થાય છે.

अयात्रां चैव दृष्ट्वेमां मार्गांश्च भृशदुर्गमान् ।
प्रणते चैव सुग्रीवे न मया किञ्चिदीरितम् ॥ २० ॥

'વર્ષાના કારણે માર્ગોની અગવડતાઓનો ખ્યાલ કરીને તથા આ સમય યાત્રાને અનુકૂળ ન સમજીને જ મેં જ્યારે સુગ્રીવ પ્રણામ કરીને જવા લાગ્યો ત્યારે આ બાબતમાં કંઇ જ કહ્યું ન હતું.'

स्वयमेव हि विश्रम्य ज्ञात्वा कालमुपागतम् ।
उपकारं च सुग्रीवो वेत्स्यते नात्र संशयः ॥ २१ ॥



'વિશ્રામ કર્યા પછી જ્યારે સીતાજીની શોધનો સમય ઉપસ્થિત થશે ત્યારે સુગ્રીવ અહીં પોતાની મેળે જ આવી જશે. પોતાના પર કરેલો ઉપકાર સુગ્રીવ યાદ રાખશે; એમાં જરાય સંદેહ નથી.'

तस्मात्कालप्रतीक्षोऽहं स्थितोऽस्मि शुभलक्षण ।
सुग्रीवस्य नदीनां च प्रसादमनुपालयन् ॥ २२ ॥

'હે શુભ લક્ષણોથી સંપન્ન લક્ષ્મણ ! સુગ્રીવની કૃપા અને નદીઓમાં આવવા-જવાની સગવડની રાહ જોતો હું વર્ષા-સમાપ્તિ સુધી થોભી ગયો છું.

उपकारेण वीरो हि प्रतिकारेण युज्यते ।
अकृतज्ञोऽप्रतिकृतो हन्ति सत्त्ववतां मनः ॥ २३ ॥

'વીર લોકો ઉપકારનો બદલો પ્રત્યુપકાર કરીને વાળી આપે છે. જે લોકો કૃતઘ્ન બનીને પ્રત્યુપકાર કરતા નથી તેમનાથી ઉપકાર કરનારનું મન ઊઠી જાય છે.'

तेनैवमुक्तः प्रणिधाय लक्ष्मणः
उवाच रामं स्वभिरामदर्शनम् ।
यथोक्तमेतत्तव सर्वमीप्सितं
नरेन्द्र कर्ता न चिराद्धरीश्वरः ॥ २४ ॥

શ્રીરામે આમ કહ્યું તેથી લક્ષ્મણે તેમનાં કથનનું સમર્થન કર્યું અને તેનું સન્માન કરીને કહ્યું, 'હે નરેન્દ્ર ! વાનર-રાજ સુગ્રીવ તમે જેવું કહ્યું છે, શીઘ્ર તેવું જ કરવાનો.'

## ૨૩ (ત્રેવીસમો) સર્ગ હનુમાનનો સદુપદેશ



समीक्ष्य विमलं व्योम गतिविद्युद्बलाहकम् ।
हरीश्वरमुपागम्य हनुमान् वाक्यमब्रवीत् ॥ १ ॥

વાદળોના ગડગડાટ અને વીજળીના ચમકારા વગરનું ચોકખું આકાશ જોઇને હનુમાનજી વાનરરાજ સુગ્રીવ પાસે ગયા અને કહેવા લાગ્યા કે

राज्यं प्राप्तं यशश्चैव कौली श्रीरपि वर्धिता ।
मित्राणां संग्रहः शेषस्तं भवान् कर्तुमर्हति ॥ २ ॥

'હે કપિરાજ ! આપે રાજ્ય તથા યશ પ્રાપ્ત કરી લીધાં છે; અને કુલ પરંપરાથી પ્રાપ્ત લક્ષ્મીમાં વૃદ્ધિ પણ કરી છે, હવે તમને ઉચિત છે કે તમે મિત્રનું જે કાર્ય કરવાનું બાકી રહી ગયું છે તે પૂરું કરો.'

यो हि मित्रेषु कालज्ञः सततं साधु वर्तते ।
तस्य राज्यं च कीर्तिश्च प्रतापश्चाभिवर्धते ॥ ३ ॥

'સમયને જાણવાવાળો જે પુરુષ પોતાના મિત્રો સાથે ઉત્તમ વ્યવહાર કરે છે, તેનું રાજ્ય, યશ અને પ્રતાપ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે છે.'

यस्य कोशश्च दण्डश्च मित्राण्यात्मा च भूमिप ।
समवेतानि सर्वाणि स राज्यं महदश्नुते ॥ ४ ॥

'હે પૃથ્વીપતિ ! જે કોશ, સેના, મિત્ર અને આત્મા (પોતાની જાત) પર એક સરખું નિયંત્રણ રાખે તે મહાન રાજ્યનો ઉપભોગ કરે છે.'

तद्भवान् वृत्तसम्पन्नः स्थितः पथि निरत्यये ।
मित्रार्थमभिनीतार्थं यथावत्कर्तुमर्हति ॥ ५ ॥

'આપ સદાચાર-સંપન્ન છો અને સન્માર્ગ પર ચાલો છો, એટલે આપે મિત્રને માટે પ્રતિજ્ઞાનુસાર કાર્ય પૂરું કરી આપવું જોઇએ'

सन्त्यज्य सर्वकर्माणि मित्रार्थे यो न वर्तते ।
सम्भ्रमाद्धि कृतोत्साहः सोऽनर्थेनावरुध्यते ॥ ६ ॥

'જે મનુષ્ય પોતાનાં સંપૂર્ણ કામોને છોડીને મિત્રના કાર્યનું સંપાદન નથી કરતો અપિતુ મોહમાં ફસાઇ જઇ બીજાં કાર્યોમાં વિશેષ ઉત્સાહ બતાવે છે, તે અનર્થમાં ફસાઇ જાય છે.'

यस्तु कालव्यतीतेषु मित्रकार्येषु वर्तते ।
स कृत्वा महतोऽप्यर्थन्न मित्रार्थेन युज्यते ॥ ७ ॥

'જે મનુષ્ય સમય વ્યતીત થઇ ગયા પછી મિત્રના કામમાં પ્રવૃત્ત થાય છે, (કામ મોડું શરૂ કરે છે) તે આકાશ-પાતાળ એક કરે તો પણ મિત્રનું કામ સવેળા પૂર્ણ કરી શકતો નથી.'

यदिदं वीर कार्यं नो मित्रकार्यमरिन्दम ।
क्रियतां राघवस्यैतद्वैदेह्याः परिमार्गणम् ॥ ८ ॥

'હે શત્રુઓનું દમન કરનાર ! મિત્રનું કાર્ય કરવાનો સમય હવે પાકી ગયો છે. એટલે આપ સીતાજીને શોધી કાઢવાનાં કાર્યનો આરંભ કરી જ દ્યો.'

तस्य तद्वचनं श्रुत्वा काले साधु निवेदितम् ।
सुग्रीवः सत्त्वसम्पन्नश्चकार मतिमुत्तमाम् ॥ ९ ॥

હનુમાનજીએ ઉત્તમ રીતે કહેલાં સમયોચિત વચનો સાંભળી બળવાન અને બુદ્ધિમાન કપિરાજ સુગ્રીવે રામનું કાર્ય શીઘ્ર કરવાનો નિશ્ચય કર્યો.



स संदिदेशाभिमतं नीलं नित्यकृतोद्यमम् ।
दिक्षु सर्वासु सर्वेषां सैन्यानामुपसंग्रहे ॥ १० ॥

મહારાજ સુગ્રીવે નિરંતર ઉદ્યોગમાં સંલગ્ન રહેનારા નીલ નામના સેનાપતિને બધી જ દિશાઓમાંથી સૈન્ય સંગ્રહ કરવાનો આદેશ આપ્યો કે,

हरींश्च वृद्धानुपयातु साङ्गदो
भवान् ममाज्ञामधिकृत्य निश्चिताम् ।
इति व्यवस्थां हरिपुङ्गवेश्वरो
विधाय वेश्म प्रविवेश वीर्यवान् ॥ ११ ॥

'હે નીલ ! મારી આજ્ઞાથી આપ અંગદને સાથે લઇને અમારે આધીન જે ઘરડા-બૂઢા વાનરો છે, તેમની પાસે જાતે જ જાઓ.' પરાક્રમી કપિશ્રેષ્ઠ રાજા સુગ્રીવ આ પ્રકારની વ્યવસ્થા કરીને રાજભવનમાં ચાલ્યા ગયા.

## ૨૪ (ચોવીસમો) સર્ગ શરદ્ઋતુનું વર્ણન સુગ્રીવની ઉપેક્ષાવૃત્તિની સમીક્ષા

दृष्ट्वा च विमलं व्योम विमुक्ते गगने घनैः ।
उवाच लक्ष्मणं रामो मैथिलीमनु चिन्तयन् ॥ १ ॥

વાદળાં વિનાના વિમલ આકાશને જોઇને કમલનયના સીતાનું સ્મરણ કરતાં કરતાં શ્રીરામે લક્ષ્મણજીને કહ્યું,

तर्पयित्वा सहस्राक्षः सलिलेन वसुन्धराम् ।
निर्वर्तयित्वा सस्यानि कृतकर्मा व्यवस्थितः ॥ २ ॥



'હે લક્ષ્મણ ! જુઓ, ઇન્દ્રે પોતાનાં જળથી સંપૂર્ણ પૃથ્વીને તૃપ્ત કરી તથા અનાજ ઉપજાવીને પોતાનું બધું જ કાર્ય પૂરું કરી લીધું છે.'

स्निग्धगम्भीरनिर्घोषाः शैलद्रुमपुरोगमाः ।
विसृज्य सलिलं मेघाः परिश्रान्ता नृपात्मज ॥ ३ ॥

'હે રાજકુમાર લક્ષ્મણ ! પ્રગાઢ તથા ગંભીર ગર્જનાઓ કરનારાં વાદળાંઓ પણ પર્વતો, વૃક્ષો અને નગરો ઉપર જળ વરસાવીને હવે શાન્ત થઇ ગયાં છે.'

नीलोत्पलदश्यामाः श्यामीकृतो दिशो दश ।
विमदा इव मातङ्गाः शान्तवेगाः पयोधराः ॥ ४ ॥

'નીલ કમલોનાં પાન જેવાં શ્યામ વર્ણના મેઘ દશેય દિશાઓને હરિયાળીથી ઘેરા રંગની કરીને મદ રહિત હાથીઓની જેમ શાંત વેગવાળા થઇ ગયા છે.'

घनानां वारणानां च मयूराणां च लक्ष्मण ।
नादः प्रस्रवणानां च प्रशान्तः सहसाऽनघ ॥ ५ ॥

'હે નિષ્પાપ લક્ષ્મણ ! હવે વાદળાંઓનો ગડગડાટ, હાથીઓની ચિંઘાડ, મયૂરોનો કેકારવ અને ઝરણાંઓનો ખળખળાટ નાદ પણ શાન્ત થઈ ગયાં છે.'

मदप्रगलभेषु च वारणेषु
गवां समूहेषु च दर्पितेषु ।
प्रसन्नतोयासु च निम्नगासु
श्रियं विभज्याद्य शरत्प्रवृत्ता ॥ ६ ॥



'જુઓ, અત્યારે શરદઋતુ મદમાતા હાથીઓમાં, અભિમાની આખલાઓનાં ટોળાંમાં અને નિર્મલ જલવાળી નદીઓમાં પોતાની શોભા વહેંચી દઇને પ્રવૃત્ત થયેલી છે.'

व्यभ्रं नभः शस्त्रविधौतवर्ण
कृशप्रवाहानि नदीजलानि ।
कल्हारशीताः पवनाः प्रवान्ति
तमो विमुक्ताश्च दिशः प्रकाशाः ॥ ७ ॥

'આકાશ વાદળાં વિનાનું હોવાથી સાફ કરેલાં શસ્ત્રોની જેમ ચમકે છે, નદીઓમાં જલ અલ્પ થઇ જવાથી તેના પ્રવાહ સાંકડા થઇ ગયા છે. શ્વેત કમળનાં પુષ્પોથી સુવાસિત શીતળ પવનો વાઇ રહ્યા છે. સમસ્ત દિશાઓ અંધકારથી મુક્ત થઇને પ્રકાશિત થઇ રહી છે.'

सूर्यातपक्रामणनष्टपङ्का
भूमिः समुत्पादितसान्द्ररेणुः ।
अन्योन्यवैरामर्षायुताना-
मुद्योगकालोऽद्य नराधिपानाम् ॥ ८ ॥

'સૂર્યના પ્રચંડ તાપથી કાદવ સૂકાઇ ગયો છે. તેથી જમીન ઉપર ધૂળ પેદા થઇ ગઇ છે, પરસ્પર વેર બાંધનારા રાજાઓનો ઉધોગ-કાળ (આક્રમણ માટે અનુકૂળ સમય) અત્યારે જ છે.'

जलं प्रसन्नं कुमुदं प्रभासं
क्रौंचस्वनः शालिवनं विपक्वम् ।
मृदुश्च वायुर्विमलश्च चन्द्रः
शंसन्ति वर्षव्यपनीतकालम् ॥ ९ ॥



'જળ નિર્મળ થઇ ગયાં છે. કમળો ખીલી ઊઠયાં*છે. ક્રૌંચ (કુંજડી) પક્ષીઓનો અવાજ સંભળાય છે. ખેતરોમાં ડાંગર પાકી ગઇ છે. મનોરમ મંદ વાયુ વાઇ રહ્યો છે, વાદળો નથી તેથી ચંદ્ર પણ નિર્મળ છે. આ બધાં જ લક્ષણો વર્ષાકાળની સમાપ્તિ થઇ ગયાનું સૂચન કરે છે.'

**ટિપ્પણી :** * *આ વર્ણન દ્વારા 'વિજયાદશમી' પર્વની સૂચના ધ્વનિત થાય છે, વર્ષાઋતુ પછી વિજયા દશમીના દિવસે રાજા લોકો 'સીમા-ઉલ્લંઘન-ક્રિયા' કરતા હતા અને પોતાના શત્રુઓ પર આક્રમણ કરતા હતા.*

अन्योन्यं बद्धवैराणां जिगीषूणां नृपात्मज ।
उद्योगसमयः सौम्य पार्थिवानामुपस्थितः ॥ १० ॥

'હે સૌમ્ય ! એકબીજાની સાથે જેઓએ વેર બાંધેલા છે તેવા વિજયોત્સુક રાજાઓની યુદ્ધયાત્રાનો ઉદ્યોગ કરવાનો આ જ સમય છે.'

इयं सा प्रथमा यात्रा पार्थिवानां नृपात्मज ।
न च पश्यामि सुग्रीवमुद्योगं वा तथाविधम् ॥ ११ ॥

'હે રાજકુમાર ! વિજયની કામનાવાળા રાજાઓ માટે વિજય યાત્રાનો આ ખાસ સમય આવી ગયો છે. પરંતુ હું ન તો સુગ્રીવને દેખું છું, ન તો સીતાજીની શોધ માટે તેની કોઇ તૈયારી થઇ રહી દેખું છું.'

प्रियाविहीने दुःखार्ते हृतराज्ये विवासिते ।
कृपां न कुरुते राजा सुग्रीवो मयि लक्ष्मण ॥ १२ ॥

'હે લક્ષ્મણ ! જુઓ, પ્રાણપ્રિયાથી વિખૂટા પડેલા, અત્યંત દુઃખિયા અને રાજ્ય ગુમાવી બેઠેલા નિર્વાસિત એવા મારા ઉપર સુગ્રીવને દયા આવતી નથી !'



स कालं परिसंख्याय सीतायाः परिमार्गणे ।
कृतार्थः समयं कृत्वा दुर्मतिर्नावबुध्यते ॥ १३ ॥

'જુઓ, સુગ્રીવે સીતાની શોધ માટે અવધિ તો નિશ્ચિત કરી દીધી પરંતુ, આ સમયે પોતાનું કામ પાર પડ્યું એટલે એ દુર્મતિ સુગ્રીવ ચેતતો નથી.'

तं किष्किन्धां प्रविश्य त्वं ब्रूहि वानरपुङ्गवम् ।
मूर्खं ग्राम्यसुखे सक्तं सुग्रीवं वचनान्मम ॥ १४ ॥

'હે લક્ષ્મણ ! તમે કિષ્કિંધા જાઓ અને ગ્રામ્ય સુખો (ભોગ-વિલાસ)માં આસક્ત મૂર્ખ વાનરરાજ સુગ્રીવને મારા વતી એમ કહો, કે'

अर्थिनामुपपन्नानां पूर्वं चाप्युपकारिणाम् ।
आशां संश्रुत्य यो हन्ति स लोके पुरुषाधमः ॥ १५ ॥

'પૂર્વે ઉપકાર કરનારા લોકો પ્રાર્થના કરતા આવે તેમને પહેલાં આશા બંધાવી અને પછી તેને નિરાશ કરનારા મનુષ્યો આ સંસારમાં અધમ ગણાય છે.'

शुभं वा यदि वा पापं यो हि वाक्यमुदीरितम् ।
सत्येन परिगृह्णाति स वीरः पुरुषोत्तमः ॥ १६ ॥

'આથી ઊલટું, જે વીર પુરુષ સારી કે નઠારી પ્રતિજ્ઞા કર્યા પછી તેને સત્ય પ્રયત્ન વડે પાળી બતાવે છે, તે પુરુષોમાં શ્રેષ્ઠ ગણાય છે.'

कृतार्था ह्यकृतार्थानां मित्राणां न भवन्ति ये ।
तान् मृतानपि क्रव्यादाः कृतघ्नान्नोपभुञ्जते ॥ १७ ॥



'પોતાના મનોરથ સિદ્ધ થઇ ગયા પછી જે પુરુષો પોતાના મિત્રનું કામ કરતા નથી તેઓ કૃતઘ્ન હોય છે, એવા કૃતઘ્નો મરી જાય પછી તેનાં માસને માંસાહારી પક્ષીઓ પણ ખાતાં નથી.'

नूनं काञ्चनपृष्ठस्य विकृष्टस्य मया रणे ।
द्रष्टुमिच्छति चापस्य रूपं विद्युद्गणोमम् ॥ १८ ॥

'સુગ્રીવને કહેજો કે શું તું સોનાની ખોળવાળાં, વિદ્યુત્ સમા દેદીપ્યમાન અને પણછ બાંધેલા મારા ધનુષને યુદ્ધ ભૂમિમાં જોવા માગે છે ?'

न च सङ्कुचितः पन्था येन वाली हतो गतः ।
समये तिष्ठ सुग्रीव मा वालिपथमन्वगा ॥ १९ ॥

'એને એમ પણ કહેજો કે, 'હે સુગ્રીવ ! મૃત્યુ પછી વાલી જે માર્ગે ગયો છે, તે માર્ગ સાંકડો નથી થઇ ગયો કે બંધ નથી થઇ ગયો. એથી તમે પોતાની પ્રતિજ્ઞાનું દઢતાપૂર્વક પાલન કરો. વાલીના માર્ગનું અનુસરણ ન કરો.'

एक एव रणे वाली शरेण निहतो मया ।
त्वां तु सत्यादतिक्रान्तं हनिष्यामि सबान्धवम् ॥ २० ॥

'એને એવું પણ કહી દેજો કે, 'મેં વાલીને તો યુદ્ધમાં મારા એક જ બાણથી એકલાએ માર્યો હતો, પરંતુ પ્રતિજ્ઞાભ્રષ્ટ તારા જેવા અસત્યવાદીને તો હું સગાં-સંબંધીઓ સહિત મારવાનો.'

तदेवं विहिते कार्ये यद्धितं पुरुषर्षभ ।
तत्तद् ब्रूहि नरश्रेष्ठ त्वर कालव्यतिक्रमः ॥ २१ ॥

'હે નરશ્રેષ્ઠ ! આ બધી વાતો ઉપરાંત કાર્યસિદ્ધિ માટે જે જે વાતો તમને હિત કરનારી લાગે તે બધી સુગ્રીવને કહેજો. હવે તમે જલદી જાઓ. સમય વીતી ન જાય'



## ૨૫ (પચ્ચીસમો) સર્ગ કુપિત લક્ષ્મણને કિષ્કિંધામાં તારાનું સાંત્વન

अथ प्रति समादिष्टो लक्ष्मणः परवीरहा ।
प्रविवेश गुहां रम्यां किष्किन्धां रामशासनात् ॥ १ ॥

શત્રુઓને હણનારા વીર લક્ષ્મણજી સુગ્રીવને માટે શ્રીરામનો આદેશ લઇને એમની આજ્ઞાથી અત્યંત રમણીય કિષ્કિંધાપુરીમાં પ્રવિષ્ટ થયા.

द्वारस्था हरयस्तत्र महाकाया महाबलाः ।
बभूवुर्लक्ष्मणं दृष्ट्वा सर्वे प्राञ्जलयः स्थिताः ॥ २ ॥

ત્યાં દ્વાર પર ઊભેલા વિશાળકાય મહાબળવાન વાનરો લક્ષ્મણજીને દેખતાં જ હાથ જોડીને ઊભા થઇ ગયા.

स तां रत्नमयीं श्रीमान्दिव्यां पुष्पितकाननाम् ।
रम्यां रत्नासमाकीर्णां ददर्श महतीं गुहाम् ॥ ३ ॥

શ્રીમાન્ લક્ષ્મણે રત્નોથી સુશોભિત, દિવ્ય, પુષ્પોથી ફૂલેલાં ઉદ્યાનોવાળી અનેક ઉત્તમ વસ્તુઓથી પરિપૂર્ણ, વિશાળ અને મનોહર કિષ્કિંધા નગરીને જોઇ.

हर्म्यप्रासादसम्बाधां नानापण्योपशोभिताम् ।
सर्वकालफलैर्वृक्षैः पुष्पितैरुपशोभिताम् ॥ ४ ॥

તે નગરી વિશાળ રાજમહેલોથી પરિપૂર્ણ, દેવગૃહો = યજ્ઞશાળાઓથી યુકત, અનેક પ્રકારના બજારોવાળી, બધી જ ઋતુઓમાં ફળ આપનારાં અને ફૂલોવાળાં વૃક્ષોથી સુશોભિત હતી.



अङ्गदस्य गृहं रम्यं मैन्दस्य द्विविदस्य च ।
गवयस्य गवाक्षस्य सूर्याक्षस्य हनुमतः ॥ ५ ॥
एतेषां कपिमुख्यानां राजमार्गे महात्मनाम् ।
ददर्श गृहमुख्यानि महासाराणि लक्ष्मणः ॥ ६ ॥

એ નગરીમાં રાજમાર્ગની બન્ને બાજુએ લક્ષ્મણજીએ અંગદ, મૈન્દ, દ્વિવિદ, ગવય, ગવાક્ષ, સૂર્યાક્ષ, હનુમાન વગેરે મુખ્ય મુખ્ય વાનરોનાં અતિ સુંદર દઢ (પાકાં) ભવનો જોયાં.

पाण्डुराभ्रप्रकाशानि दिव्यमाल्ययुतानि च ।
प्रभुत-धनधान्यानि स्त्रीरत्नैः शोभितानि च ॥ ७ ॥

તે ભવનો શ્વેત મેઘો સમાન પ્રકાશતાં સુગંધી માળાઓથી સુભૂષિત હતાં. ગૃહો ધન-ધાન્યથી પરિપૂર્ણ અને સુંદર સ્ત્રીઓથી શોભતાં હતાં.

पाण्डुरेण तु सालेन परिक्षिप्तं दुरासदम् ।
वानरेन्द्रगृहं रम्यं महेन्द्रसदनौपमम् ॥ ८ ॥

(આગળ ચાલતાં લક્ષ્મણજીએ) શ્વેત પર્વતો (રાળનાં વૃક્ષો)થી ઘેરાએલ, દુર્ગમનીય અને ઇન્દ્રના પ્રાસાદ સમાન ભવ્ય એવો વાનરેન્દ્ર સુગ્રીવનો મહેલ પણ જોયો.

सुग्रीवस्य गृहं रम्यं प्रविवेश महाबलः ।
अवार्यमाणः सौमित्रिर्महाभ्रमिव भास्करः ॥ ९ ॥

જેવી રીતે સૂર્ય વાદળાંઓના સમૂહમાં પ્રવેશ કરે તેવી રીતે કોઇની કશી રોકટોક વગર લક્ષ્મણજીએ વાનરેન્દ્ર સુગ્રીવના રમણીય રાજમહેલમાં પ્રવેશ કર્યો.



स सप्तकक्ष्या धर्मात्मा नानाजनसमाकुलाः ।
प्रविश्य सुमहद्गुप्तं ददर्शान्तःपुरं महत् ॥ १० ॥

પહેરેગીરો વગેરે લોકોવાળી અત્યંત સુરક્ષિત સાત ડોઢીઓ વટાવીને આગળ જતાં લક્ષ્મણજીએ સુગ્રીવનું વિશાળ અંતઃપુર દીઠું.

हेमराजतपर्यङ्कैर्बहुभिश्च वरासनैः ।
महार्हास्तरणोपेतैस्तत्र तत्रोपशोभितम् ॥ ११ ॥

અંતઃપુરમાં જ્યાં ત્યાં સોના-ચાંદીના પલંગો, અનેક પ્રકારનાં સુંદર આસનો અને બહુમૂલ્ય પાથરણાંઓ પણ લક્ષ્મણજીએ જોયાં.

प्रविशन्नेव सततं शुश्राव मधुरस्वरम् ।
तन्त्रीगीतसमाकीर्णं समगीतपदाक्षम् ॥ १२ ॥

અંતઃપુરમાં પ્રવેશ કરતાં વેંત જ લક્ષ્મણજીએ મધુર સ્વરે, તાલ અને લયથી વીણા પર ગવાતું સંગીત-ગાયન સાંભળ્યું.

बह्वीश्च विविधाकारा रूपयौवनगर्विताः ।
स्त्रियः सुग्रीवभवने ददर्श स महाबलः ॥ १३ ॥

લક્ષ્મણજીએ સુગ્રીવના રાણીવાસમાં રૂપ અને યૌવનના મદમાં મસ્ત ઘણીબધી વિવિધ આકાર-પ્રકારોવાળી સ્ત્રીઓને જોઇ.

कूजितं नूपुराणां च काञ्चीनां निनदं तथा ।
सन्निशम्य ततः श्रीमान् सौमित्रिर्लज्जितोऽभवत् ॥ १४ ॥



રાજમહેલની સ્ત્રીઓનાં ઝાંઝર અને કેડના કંદોરાની ઘૂઘરીઓનો ઝંકાર સાંભળી શ્રીમાન્ સુમિત્રાનંદન લક્ષ્મણજી લજ્જિત થઇ ગયા. (શરમાઇને ત્યાં જ ઊભા થઇ રહ્યા.)

रोषवेगप्रकुपितः श्रुत्वा चाभरणस्वनम् ।
चकार ज्यास्वनं वीरो दिशः शब्देन पूरयन् ॥ १५ ॥

લક્ષ્મણજી ઘરેણાંનો ઝણકાર સાંભળી રોષના આવેગથી અત્યંત ગુસ્સે થયા, તેથી તેઓએ ધનુષની પણછ ખેંચીને એવો તો ટંકાર કર્યો કે તેનાથી બધી દિશાઓ ગુંજી ઊઠી.

चारित्रेण महाबाहुरपकृष्टः स लक्ष्मणः ।
तस्थावेकान्तमाश्रित्य रामशोकसमन्वितः ॥ १६ ॥

શ્રીરામના શોકથી સ્વયં સંતપ્ત અને ચરિત્રથી ઉત્કૃષ્ટ તે લક્ષ્મણ સંકોચથી આગળ જઇ શક્યા નહિ અને ત્યાં જ એકાંત સ્થાન ગોતીને ઊભા થઇ રહ્યા.

तेन चापस्वनेनाथ सुग्रीवः प्लवगाधीपः ।
विज्ञायाऽऽगमनं त्रस्तः संचचाल वरासनात् ॥ १७ ॥

વાનરરાજ સુગ્રીવે ધનુષના એ ટંકારને સાંભળ્યો તેથી તે જાણી ગયો કે લક્ષ્મણજી આવી પહોંચ્યા છે આથી તે હાંફળો ફાંફળો પોતાના બહુમૂલ્ય આસનપરથી ઊભો થઇને ચાલતો થયો.

ततस्तारां हरिश्रेष्ठः सुग्रीवः प्रियदर्शनाम् ।
उवाच हितमव्यग्रस्त्रासम्भ्रान्तमानसः ॥ १८ ॥

ત્યારપછી ભયથી મૂંઝાયેલો તે વાનર રાજા સુગ્રીવ પ્રિયદર્શના તારાને પોતાના હિત માટે ધીરજપૂર્વક આ વચન કહેવા લાગ્યો.



किं नु तत्कारणं सुभ्रु प्रकृत्या मृदुमानसः ।
सरोष इव सम्प्राप्तो येनायं राघवानुजः ॥ १९ ॥

'હે સુંદર ભ્રમરવાળી તારા ! લક્ષ્મણજીના કોપનું કારણ શું છે ? સ્વભાવથી જ લક્ષ્મણજી તો કોમળ મનના છે, તો પણ રોષ કરીને કેમ આવેલા છે ? મને એની સમજ પડતી નથી.

यदस्य कृतमस्माभिर्बुध्यसे किञ्चिदप्रियम् ।
तद्बुद्धया सम्प्रधार्याशु क्षिप्रमर्हसि भाषितुम् ॥ २० ॥

'જો તમારી સમજમાં આપણાથી રામનો કે લક્ષ્મણનો કોઇ અપરાધ થઇ ગયાનું આવતું હોય તો તેનો વિચાર કરીને શીઘ્ર કંઇક ઉપાય બતાવો.'

अथवा स्वयमेवैनं द्रष्टुमर्हसि भामिनि ।
वचनैः सान्त्वयुक्तैश्च प्रसादयितुमर्हसि ॥ २१ ॥

'અથવા હે ભામિનિ ! તમે જાતે જ લક્ષ્મણજીની પાસે જાઓ, તેમને મળો અને શાંતિથી મીઠાં વચનો વડે સમજાવી પટાવીને તેમને ખુશ કરો.'

त्वद्दर्शनविशुद्धात्मा न स कोपं करिष्यति ।
न हि स्त्रीषु महात्मानः क्वचित्कुर्वन्ति दारुणम् ॥ २२ ॥

'લક્ષ્મણજી વિશુદ્ધ આત્મા છે, એટલે તમને જોઇને તેઓ કોપ નહીં કરે, કેમકે મહાત્મા લોકો સ્ત્રીઓની સાથે કઠોર વ્યવહાર કરતા નથી.'



त्वया सान्त्वैरुपक्रान्तं प्रसन्नेन्द्रियमानसम् ।
ततः कमलपत्राक्षं द्रक्ष्याम्यहमरिन्दमम् ॥ २३ ॥

'તમારાં સાંત્વનથી જ્યારે તેમનો ક્રોધ શાન્ત થઇ જશે અને તેઓ પ્રસન્ન (મન અને ઇન્દ્રિયોવાળા) થઇ જશે ત્યારે હું એ શત્રુહન્તા કમળનયન લક્ષ્મણજીને મળવા જઇશ.'

सा प्रस्खलन्ती मदविह्वलाक्षी
प्रलम्बकाञ्चीगुणहेमसूत्रा ।
सुलक्षणा लक्ष्मणसन्निधानं
जगाम तारा नमिताङ्गयष्टिः ॥ २४ ॥

(સુગ્રીવે આવું કહ્યા પછી) મદ ભરી ચકરવકર નાચતી આંખો વાળી અને જેનો સોનાનો હાર તથા કંદોરો અસ્તવ્યસ્ત થઇ લટકી રહ્યો હતો ને નશો ચડવાથી જેના પગ લથડતા હતા તેવી ઉત્તમ લક્ષણોવાળી તારા અત્યંત નમ્ર અવસ્થામાં લક્ષ્મણજી પાસે પહોંચી ગઇ.

स तां समीक्ष्यैव हरीशपत्नीं
तस्थावुदासीनतया महात्मा ।
अवाङ्मुखोऽभून्मनुजेन्द्रपुत्रः
स्त्रीसन्निकर्षाद्विनिवृत्तकोपः ॥ २५ ॥

કપિરાજ (સુગ્રીવ)ની ધર્મપત્ની તારાને જોઇને ઉદાસીન ભાવે રાજકુમાર મહાત્મા લક્ષ્મણે મુખ નીચું કર્યું. એક સ્ત્રીને પોતાની નજીક આવેલી જોઇને તેનો ક્રોધ પણ શાન્ત થઇ ગયો.

सा पानयोगाद्विनिवृत्तलज्जा

दृष्टिप्रसादाच्च नरेन्द्रसूनोः ।
उवाच तारा प्रणयप्रगल्भं
वाक्यं महार्थं परिसान्त्वपूर्वम् ॥ २६ ॥

પીધેલી હાલતમાં (સુરક્ષાના કારણે) શરમ છોડીને, રાજકુમાર લક્ષ્મણજીની કૃપાદષ્ટિ દેખીને, તારા પ્રેમભર્યું અને સાન્ત્વનાપૂર્ણ વચન ગર્વથી બોલી. (પાન = સુરક્ષા, મદ્યપાન)

किं कोपमूलं मनुजेन्द्रपुत्र
कस्ते न सन्तिष्ठति वाङ्निदेशे ।
कः शुष्कवृक्षं वनमापतन्तं
दावाग्निमासीदति निर्विशङ्कः ॥ २७ ॥

'હે રાજકુમાર ! આપના પ્રકોપનું કારણ શું છે ? આપની આજ્ઞાની અવગણના કોણે કરી છે ? એવો કોણ અભાગિયો છે જે સૂકાં ઝાડોવાળાં વનમાં આગ લગાડીને નિર્ભય થઇને રહેવા ઇચ્છે છે ?'

स तस्या वचनं श्रुत्वा सान्त्वपूर्वमशङ्कितम् ।
भूयः प्रणयदृष्टार्थं लक्ष्मणो वाक्यमब्रवीत् ॥ २८ ॥

તારાનાં આવાં સ્નેહભર્યા, સંકોચ-ભય રહિત અને આશ્વાસન યુકત વચનો સાંભળી લક્ષ્મણજી પણ પોતાનો સ્નેહ વ્યકત કરતાં કહેવા લાગ્યા.

किमयं कामवृत्तस्ते लुप्तधर्मार्थसंग्रहः ।
भर्ता भर्तृहिते युक्ते न चैनमवबुध्यसे ॥ २९ ॥

'ધર્મ અને અર્થનો લોપ કરનારા તમારા પાલનહાર સ્વામી કેમ હવે શૃંગારપ્રિય થઇ ગયા છે ! તમે તો તેના હિતની ચિંતા કરનારા છો છતાં તેમને સમજાવતા કેમ નથી ?'



स मासांश्चतुरः कृत्वा प्रमाणं प्लवगेश्वरः ।
व्यतीतांस्तान्मदव्यग्रो विहरन्नावबुध्यते ॥ ३० ॥

'જુઓ, કપિરાજ સુગ્રીવે ચાર માસ પશ્ચાત્ સીતાને શોધવાની પ્રતિજ્ઞા કરી હતી, તે અવધિ સમાપ્ત થઇ ગઇ, કિન્તુ ભોગવિલાસના મદથી સુગ્રીવ ભાન ભૂલીને ફરે છે તેથી સમજતો નથી.'

न हि धर्मार्थसिद्ध्यर्थं पानमेवं प्रशस्यते ।
पानादर्थश्च धर्मश्च कामश्च परिहीयते ॥ ३१ ॥

'ધર્મ-અર્થની સિદ્ધિ માટે મદ્યપાન હિતકારી માનવામાં આવતુ નથી, કેમકે માદક દ્રવ્યના સેવનથી મનુષ્યના ધર્મ અર્થ અને કામનો નાશ થાય છે.'

धर्मलोपो महांस्तावत्कृते ह्यप्रतिकुर्वतः ।
अर्थलोपश्च मित्रस्य नाशे गुणवतो महान् ॥ ३२ ॥

'ઉપકારીના ઉપકારનો જો પ્રત્યુપકાર ન કરવામાં આવે તો મહાન અધર્મ થાય છે. ગુણવાન મિત્રના નાશથી અથવા મૈત્રી તૂટી જવાથી અર્થનો નાશ બહુ થાય છે.'

मित्रं ह्यर्थगुणश्रेष्ठं सत्यधर्मपरायणम् ।
तद्द्वयं तु परित्यक्तं न तु धर्मे व्यवस्थितम् ॥ ३३ ॥

'છળ-કપટ રહિત થઇ, મિત્રનું કામ પાર પાડવું અને પોતાનાં સદ્‌વ્યવહારથી મિત્રને સન્માર્ગનો અનુગામી બનાવવો મિત્રના આ બન્ને ગુણો વિખ્યાત છે.'

तदेवं प्रस्तुते कार्ये कार्यमस्माभिरुत्तरम् ।
यत्कार्यं कार्यतत्त्वज्ञे तदुदाहर्तुमर्हसि ॥ ३४ ॥



હે, કાર્યના તત્ત્વને જાણનારી તારા ! આ સમયે આ ઉપસ્થિત કાર્યમાં આપણે હવે પછી શું કરવું જોઇએ તે તમે જ બતાવો.'

सा तस्य धर्मार्थसमाधियुक्तं
निशम्य वाक्यं मधुरस्वभावम् ।
तारा गतार्थे मनुजेन्द्रकार्ये
विश्वासयुक्तं तमुवाच भूयः ॥ ३५ ॥

ધર્મ અને અર્થનો વિચાર કરીને કહેલાં વિશ્વાસપૂર્વક વચનો જ્યારે મધુર સ્વભાવવાળા લક્ષ્મણે કહ્યાં ત્યારે તેને સાંભળીને તારા મુદ્દત પૂરી થઇ ગયેલા શ્રીરામના તે કાર્ય સંબંધમાં વિશ્વાસ આપતી લક્ષ્મણજીને કહેવા લાગી, કે

न कोपकालः क्षितिपालपुत्र
न चातिकोपः स्वजने विधेयः ।
त्वदर्थकामस्य जनस्य तस्य
प्रमादमप्यर्हसि वीर सोढुम् ॥ ३६ ॥

'હે રાજકુમાર ! ન તો આ ક્રોધ કરવાનો સમય છે, ન તો પોતાના લોકો પર કોપ કરવો યોગ્ય છે, હે વીર ! આપના કાર્ય માટે તત્પર પોતાના માણસોથી કોઇ પ્રમાદ થઇ જાય તો તેને ક્ષમા કરી દેવી જોઇએ.'

तं कामवृत्तं मम सन्निकृष्टं
कामाभियोगाच्च निवृत्तलज्जम् ।
क्षमस्व तावत्परवीरहन्तस्
त्वद्भ्रातरं वानरवंशनाथम् ॥ ३७ ॥



'હે શત્રુહન્તા ! આ સમયે આપ પોતાના ભાઇ સુગ્રીવને જો કે તે કામાસક્તિથી નિર્લજ્જ થઇ ગયેલ છે અને આપના ભયથી મારી નજીકમાં જ સંતાયો છે તેને ક્ષમા કરી દ્યો.'

उद्योगस्तु चिराज्ञप्तः सुग्रीवेण नरोत्तम ।
कामस्यापि विधेयेन तवार्थप्रतिसाधने ॥ ३८ ॥

'હે નરશ્રેષ્ઠ ! વિલાસી થઇ ગયા છતાં પણ સુગ્રીવે આપના કાર્યની સિદ્ધિ માટે પોતાના મંત્રીઓને ઉદ્યોગ (કાર્ય માટે પ્રયત્ન) કરવાની આજ્ઞા બહુ પહેલાંથી જ આપી દીધેલી છે.'

तदागच्छ महाबाहो चारित्रं रक्षितं त्वया ।
अच्छलं मित्रभावेन सतां दारावलोकनम् ॥ ३९ ॥

'હે મહાબાહુ ! અંતઃપુરમાં પ્રવેશ ન કરીને આપે સદાચારનું સારી પેઠે રક્ષણ કર્યું છે, હવે આપ અંતઃપુરમાં પ્રવેશ કરો; કેમકે કપટ રહિત મિત્રભાવે મિત્રની સ્ત્રીને જોવામાં સત્પુરુષને દોષ લાગતો નથી.'

तारया चाभ्यनुज्ञातस्त्वरया चापि चोदितः ।
प्रविवेश महाबाहुरभ्यन्तरमरिन्दमः ॥ ४० ॥

શત્રુ-નાશક વિશાળ ભુજાઓવાળા લક્ષ્મણજીએ તારાની અનુમતિ અને અંદર આવવાની પ્રેરણા પ્રાપ્ત કરીને સત્વર રાજમહેલમાં પ્રવેશ કર્યો.

ततः सुग्रीवमासीनं काञ्चने परमासने ।
महार्हास्तरणोपेते ददर्शादित्यसन्निभम् ॥ ४१ ॥

અંદર જઇને લક્ષ્મણજીએ જોયું તો સૂર્ય સમાન દેદીપ્યમાન કાન્તિવાળો સુગ્રીવ મૂલ્યવાન પાથરણાંવાળા સ્વર્ણ-સિંહાસન પર બિરાજમાન છે.'



વિશેષ :- પાઠક ગણ આ સર્ગનું ધ્યાનપૂર્વક અવલોકન કરે. આ સર્ગમાં વાનર વીરોની રહેણી-કરણી, ભવ્ય ભવનો, વસ્ત્રાભૂષણો વગેરેનું જે આલેખન કરેલું છે તેનાથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે હનુમાન વગેરે પૂછડીવાળા વાંદરા જે આજકાલ જોવા મળે છે તેવા નહીં હતા. તેઓ મનુષ્યો જ હતા. વાલ્મીકિજીએ વાલી-સુગ્રીવ વગેરે માટે 'આર્ય' વિશેષણ આપેલું છે. તારાને મંત્રવિદ્ કહી છે અને હનુમાનજીને વેદાદિ શાસ્ત્રો અને વ્યાકરણના પંડિત બતાવેલા છે. આ લક્ષણો આજકાલના વાંદરોમાં જોવા નથી મળતાં. વાનરોની આટલી ઊંચી સભ્યતા અને સંસ્કૃતિને જોઇને પણ તેઓને લાલ મોં વાળા વાંદરા જ માનવા તે પોતાની જ બુદ્ધિનું દેવાળું કાઢવા બરાબર છે.

## **૨૬ (છવ્વીસમો) સર્ગ લક્ષ્મણનો સુગ્રીવને ઠપકો**

सुग्रीवो लक्ष्मणं दृष्ट्वा प्रविष्टं पुरुषर्षभम् ।
उत्पपात हरिश्रेष्ठो हित्वा सौवर्णमासनम् ॥ १ ॥

પુરુષ શ્રેષ્ઠ લક્ષ્મણજીને અંતઃપુરમાં આવી રહેલાં જોઇને કપિપ્રવર સુગ્રીવ પોતાનું સોનાનું સિંહાસન તજીને ઊભા થઇ ગયા.

उत्पतन्तमनुत्पेतू रुमाप्रभृतयः स्त्रियः ।
सुग्रीवं गगने पूर्णचन्द्रं तारागणा इव ॥ २ ॥

સુગ્રીવના ઊભા થઇ જવાથી રુમા વગેરે રાજમહેલની બધી જ સ્ત્રીઓ ઊઠીને ઊભી થઇ ગઇ. એ સમયે આકાશમાં તારાઓની વચમાં ચન્દ્ર શોભે છે તેમ તે બધી સ્ત્રીઓની વચમાં સુગ્રીવ શોભતો હતો.

रुमाद्वितीयं सुग्रीवं नारीमध्यगतं स्थितम् ।
अब्रवील्लक्ष्मणः क्रुद्धः सतारं शशिनं यथा ॥ ३ ॥



ક્રોધ કરી રહેલા લક્ષ્મણે તારાઓથી ઘેરાયેલા ચંદ્ર સમાન રુમા વગેરે સ્ત્રીઓના સમૂહ વચ્ચેથી તારા સહિત ઊભા થઇ ગયેલા સુગ્રીવને કહ્યું.

सत्त्वाभिजनसम्पन्नः सानुक्रोशो जितेन्द्रियः ।
कृतज्ञः सत्यवादी च राजा लोके महीयते ॥ ४ ॥

'શ્રેષ્ઠ કુલમાં ઉત્પન્ન, દયાળુ, જિતેન્દ્રિય, કૃતજ્ઞ અને સત્યવાદી રાજા જ સંસારમાં પૂજનીય હોય છે.'

यस्तु राजा स्थितोऽधर्मे मित्राणामुपकारिणाम् ।
मिथ्याप्रतिज्ञां कुरुते को नृशंसतरस्ततः ॥ ५ ॥

'જે રાજા અધર્મનું આચરણ કરનારો હોવાથી મિત્રોની સામે લીધેલી પ્રતિજ્ઞા પૂરી કરતો નથી, તેનાથી ચડિયાતો નિર્દય અને ક્રૂર મનુષ્ય સંસારમાં કોણ હશે ?'

शतमश्वानृते हन्ति सहस्रं तु गवानृते ।
आत्मानं स्वजनं हन्ति पुरुषः पुरुषानृते ॥ ६ ॥

'જે એક ઘોડા માટે ખોટું બોલે છે, તેને સો ઘોડા માર્યાનું પાપ લાગે છે. જે એક ગાયના વિશે અસત્ય બોલે છે તેને એક હજાર ગોહત્યાનું પાપ લાગે છે. ને પુરુષના વિષયમાં જૂઠું બોલવાથી આત્મહત્યાનું અને સ્વજનહત્યાનું પાપ લાગે છે.'.

पूर्वं कृतार्थो मित्राणां न तत्प्रतिकरोति यः ।
कृतघ्नः सर्वभूतानां स वध्यः प्लवगेश्वर ॥ ७ ॥

'હે વાનર-રાજ ! જે મનુષ્ય પહેલાં મિત્ર દ્વારા પોતાનું પ્રયોજન સિદ્ધ કરાવી લ્યે તથા એ ઉપકારી મિત્રનો પ્રત્યુપકાર ન કરે, તે પુરુષ કૃતઘ્ન કહેવાય છે અને તે વધ કરવા યોગ્ય ગણાય છે.'



गीतोऽयं ब्रह्मणा श्लोकः सर्वलोकनमस्कृतः ।
दृष्ट्वा कृतघ्नं क्रुद्धेन तं निबोध प्लवङ्गम ॥ ८ ॥

'હે વાનર ! બધાજ લોકમાં પૂજનીય બ્રહ્માજીએ કૃતઘ્નને જોઇ; ક્રોધ કરીને, જે શ્લોક કહ્યો હતો તે તમે સાંભળો.'

ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः ॥ ९ ॥

'સત્પુરુષોના મત અનુસાર બ્રાહ્મણનો મારનારો, દારૂ પીનારો, ચોરી કરનારો અને વ્રતભંગ કરનારો પ્રાયશ્ચિત કરીને પાપ મુકત થઇ શકે છે, કિન્તુ કૃતઘ્ન મનુષ્યની મુકિત માટે કશું જ પ્રાયશ્ચિત નથી.'

अनार्यस्त्वं कृतघ्नश्च मिथ्यावादी च वानर ।
पूर्वं कृतार्थो रामस्य न तत्प्रतिकरोषि तत् ॥ १० ॥

'હે વાનર ! તું અનાર્ય = નીચ, કૃતઘ્ન અને જૂઠાબોલો છો; કેમકે શ્રીરામ દ્વારા પોતાનું કામ સાધી લીધું હવે તેમનું કામ કરતો નથી.'

ननु रामकृतार्थेन त्वया रामस्य वानर ।
सीताया मार्गणे यत्नः कर्तव्यः कृतमिच्छता ॥ ११ ॥

'હે વાનર ! શ્રીરામે તમારું કામ કરી આપ્યું તેથી તમારા મનોરથો સફળ થઇ ગયા, હવે તમારે તેનો ઉપકાર યાદ રાખીને સીતાજીની (તપાસ) શોધખોળ માટે પ્રયત્નો કરવા જોઇએ.'

स त्वं ग्राम्येषु भोगेषु सक्तो मिथ्याप्रतिश्रवः ।
न त्वां रामो विजानीते सर्पं मण्डूकराविणम् ॥ १२ ॥



'મિથ્યા પ્રતિજ્ઞા કરીને તમે તો નીચી કક્ષાના ભોગ વિલાસમાં ફસાઇ પડ્યા છો. ખેદ છે કે શ્રીરામ દેડકો પકડવા જતાં દેડકાની બોલી બોલનારા સર્પ સમાન તમને ઓળખી શકયા નથી.'

महाभागेन रामेण पापः करुणवेदिना ।
हरीणां प्रापितो राज्यं त्वं दुरात्मा महात्मना ॥ १३ ॥

'મહાભાગ દયાળુ અને મહાત્મા રામે તારા જેવા ચરિત્રહીન, દુષ્ટ અને પાપીને વાનરોનું આ પરંપરાગત રાજ્ય અપાવી દીધું છે.'

कृतं चेन्नाभिजानीषे रामस्याक्लिष्टकर्मणः ।
सद्यस्त्वं निशितैर्बाणैर्हतो द्रक्ष्यसि वालिनम् ॥ १४ ॥

'જો તમે સર્વનું શ્રેય કરનારા શ્રીરામે પૂર્વ કરેલાં ઉપકારનો વિચાર નહીં કરો, તો તમે શીઘ્ર તેમના બાણથી પ્રાણ ત્યાગ કરીને વાલીને જઇ મળશો.'

न च सङ्कुचितः पन्थाः येन वाली हतो गतः ।
समये तिष्ठ सुग्रीव मा वालिपथमन्वगा ॥ १५ ॥

'મૃત્યુ પછી જે માર્ગે વાલી ગયો તે માર્ગ અત્યારે સાંકડો થઇ નથી ગયો (બંધ થઇ ગયો નથી) એટલે તમે તમારા વાયદા પ્રમાણે કામ કરો, પ્રતિજ્ઞાનું પાલન કરોઃ વાલીના માર્ગનું અનુસરણ ન કરો.'

## ૨૭ (સત્તાવીસમો) સર્ગ તારાનું લક્ષ્મણજીને સાન્ત્વન



तथा ब्रुवाणं सौमित्रिं प्रदीप्तमिव तेजसा ।
अब्रवील्लक्ष्मणं तारा ताराधिपनिभानना ॥ १ ॥

પોતાનાં તેજથી તેજસ્વી લક્ષ્મણજીએ આમ કહેવા પછી તારાપતિ ચંદ્રનાં સમાન મુખવાળી તારાએ લક્ષ્મણજીને કહ્યું.

नैवं लक्ष्मण वक्तव्यो नायं परुषमर्हति ।
हरीणामीश्वरः श्रोतुं तव वक्त्राद्विशेषतः ॥ २ ॥

'હે લક્ષ્મણ ! આપે આવાં કડવાં વેણ ન કહેવાં જોઇએ. (ગમે તેવો તો પણ) એ વાનરોનો રાજા છે એટલે વિશેષ કરીને આપના મુખના આવાં વચનો સાંભળવાને યોગ્ય તે નથી.'

नैवं कृतज्ञः सुग्रीवो न शठो नापि दारुणः ।
नैवानृतकथो वीर न जिह्मश्च कपीश्वरः ॥ ३ ॥

'હે વીર ! આ સુગ્રીવ ન તો કૃતઘ્ન છે, ન શઠ છે, ન ક્રૂર છે, તેમજ અસત્યવાદી પણ નથી વળી તે કપટી તો નથી જ.'

उपकारं कृतं वीरो नाप्ययं विस्मृतः कपिः ।
रामेण वीर सुग्रीवो यदन्यैर्दुष्करं रणे ॥ ४ ॥

'હે વીર ! શ્રીરામે યુદ્ધમાં જે કાર્ય કર્યું છે તે અન્યો માટે દુષ્કર છે. હે સૌમ્ય ! રામના કરેલા એ ઉપકારને સુગ્રીવ ભૂલી ગયા નથી.'

रामप्रसादात्कीर्तिं च कपिराज्यं ज शाश्वतम् ।
प्राप्तवानिह सुग्रीवो रुमां मां च परन्तप ॥ ५ ॥

'હે શત્રુ સંતાપક ! શ્રીરામની કૃપાથી જ તો સુગ્રીવે યશ, પરંપરાગત વાનર રાજ્ય, રુમા તથા મને પ્રાપ્ત કર્યા છે.'



सुदुःखं शयितः पूर्वं प्राप्येदं सुखमुत्तमम् ।
प्राप्तकालं न जानीते विश्वामित्रो यथा मुनिः ॥ ६ ॥

'પૂર્વે એમણે રાત્રિઓ દુઃખપૂર્વક સૂઇને વીતાવી હતી. હવે એને ઉત્તમ સુખની પ્રાપ્તિ થઇ અને ભોગવિલાસમાં ફસાયો. તેથી તેને સમય કેમ વીતી ગયો તેનું ભાન રહ્યું નથી; જેવી રીતે વિશ્વામિત્રને સમયનો ખ્યાલ રહ્યો ન હતો.'

घृताच्यां किल संसक्तो दशवर्षाणि लक्ष्मण ।
अहोऽमन्यत धर्मात्मा विश्वामित्रो महामुनिः ॥ ७ ॥

'હે લક્ષ્મણ ! વિશ્વામિત્ર દશ વર્ષ સુધી ધૃતાચી અપ્સરાની સાથે વિહાર કરતા રહ્યા. એ દશ વર્ષોને ધર્માત્મા વિશ્વામિત્ર એક જ દિવસ સમજી બેઠા.'

स हि प्राप्तं न जानीते कालं कालविदां वरः ।
विश्वामित्रो महातेजाः किं पुनर्यः पृथग्जनः ॥ ८ ॥

'જ્યારે કાળને જાણનારાઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી વિશ્વામિત્રને જ (વિષય ભોગોમાં ફસાયા તેથી) કાળનું જ્ઞાન ન રહ્યું. તો પછી સાધારણ લોકોની તો વાત જ શી કરવી ?'

***ટિપ્પણી :*** ✱ *ઇતિહાસમાં 'મેનકા' નામ આવેલું છે. એ શક્ય છે કે અહીં તારા 'ધૃતાચી' નામથી 'મેનકા'ની જ વાત કરી રહી હોય.*

देहधर्मं गतस्यास्य परिश्रान्तस्य लक्ष्मण ।
अवितृप्तस्य कामेषु रामः क्षन्तुमिहार्हति ॥ ९ ॥

''હે લક્ષ્મણ ! દેહના ગુણધર્મને વશ થયેલા અત્યંત થાકેલા (તપસ્વી) અને અસંતૃપ્ત કામવાસનાવાળા સુગ્રીવના અપરાધને શ્રીરામ ક્ષમા કરી દે.'



रुमां मां कपिराज्यं च धनधान्यवसूनि च ।
रामप्रियार्थं सुग्रीवस्त्यजेदिति मतिर्मम ॥ १० ॥

(સુગ્રીવ શ્રીરામનું કામ કરી આપવાનું ભૂલી નથી ગયો.) મારી મતિ અનુસાર હું માનું છું કે શ્રીરામનું કાર્ય સાધવા માટે આવશ્યકતા જણાય તો સુગ્રીવ રુમાને, મને, વાનરોના રાજ્યને, ધન-ધાન્ય અને રત્નો વગેરેને પણ ત્યજી દેશે.'

समानेष्यति सुग्रीवः सीतया सह राघवम् ।
शशाङ्कमिव रोहिण्या निहत्वा रावणं रणे ॥ ११ ॥

'સુગ્રીવ રાક્ષસરાજ રાવણને મારીને શ્રીરામની સાથે સીતાજીને પણ, જેમ રોહિણી ચંદ્રમા સાથે આવે છે તેમ લઇ આવશે.'

त्वत्सहायनिमित्तं वै प्रेषिता हरिपुङ्गवाः ।
आनेतुं वानरान् युद्धे सुबहून् हरियूथपान् ॥ १२ ॥

'સંગ્રામમાં આપની સહાયતા માટે કપિરાજ સુગ્રીવે ઘણા બધા વાનર સેનાનાયકો (જૂથ-પતિઓ) ને બોલાવ્યા છે અને તેમને બોલાવી લાવવાને બહુ બધા વાનર વીરોને મોકલેલા છે.'

कृताऽत्र संस्था सौमित्रे सुग्रीवेण यथा पुरा ।
अद्य सर्वैरागन्तव्यं जहि कोपमरिन्दम ॥ १३ ॥

'હે અરિમર્દન લક્ષ્મણ ! સુગ્રીવે જે વ્યવસ્થા પહેલાંથી જ કરી રાખી છે, તે અનુસાર એ બધા વાનરોએ આજે જ અહીં પહોંચી જવાનું છે. તો આપ આપના ક્રોધને શાન્ત કરો.'



## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ સુગ્રીવનો લક્ષ્મણને અનુરોધ

इत्युक्तस्तारया वाक्यं प्रश्रितं धर्मसंहितम् ।
मृदुस्वभावः सौमित्रिः प्रतिजग्राह तद्वचः ॥ १ ॥

જ્યારે તારાએ આ પ્રકારે વિનમ્ર ભાવે ધર્મયુકત વાત કરી, ત્યારે કોમળ સ્વભાવના લક્ષ્મણજીએ તેની વાત માની લીધી તથા પોતાના ક્રોધને શાંત કરી દીધો.

सलक्ष्मणं भीमबलं सर्ववानरसत्तमः ।
अब्रवीत्प्रश्रितं वाक्यं सुग्रीवः सम्प्रहर्षयन् ॥ २ ॥

જ્યારે લક્ષ્મણજી શાન્ત થઇ ગયા ત્યારે વાનરશ્રેષ્ઠ સુગ્રીવ મહાબલી લક્ષ્મણને પ્રસન્ન કરવા માટે નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા, કે

प्रनष्टा श्रीश्च कीर्तिश्च कपिराज्यं च शाश्वतम् ।
रामप्रसादात्सौमित्रे पुनः प्राप्तमिदं मया ॥ ३ ॥

'હે લક્ષ્મણ ! મારી ગુમાવેલી ગૃહલક્ષ્મી, કીર્તિ અને પરંપરાગત વાનર રાજ્ય શ્રીરામની કૃપા વડે જ પુનઃ પ્રાપ્ત કરેલાં છે.'

कः शक्तस्तस्य देवस्य विख्यातस्य स्वकर्मणा ।
तादृशं प्रतिकुर्वीत अंशेनापि नृपात्मज ॥ ४ ॥

'હે રાજકુમાર ! પોતાનાં (અદ્‌ભુત) કર્મો દ્વારા સંસારમાં વિખ્યાત દેવતાસ્વરૂપ શ્રીરામના ઉપકારોનો જરાક પણ બદલો વાળી આપવાને કોણ સમર્થ થઇ શકે છે ?'



सीतां प्राप्स्यति धर्मात्मा वधिष्यति च रावणम् ।
सहायमात्रेण मया राघवः स्वेन तेजसा ॥ ५ ॥

'ધર્માત્મા શ્રીરામ પોતાનાં તેજ અને પરાક્રમથી રાવણનો વધ કરશે અને જાનકીને પ્રાપ્ત કરશે. હું તો એમનાં કાર્યોમાં એમનો (કહેવા પૂરતો) નામ માત્ર સહાયક બની રહેવાનો.'

सहायकृत्यं किं तस्य येन सप्त महाद्रुमाः ।
शैलश्च वसुधा चैव बाणेनैकेन दारिताः ॥ ६ ॥

'જે નરશાર્દૂલે પોતાના એકજ બાણ વડે સાત રાળવૃક્ષોને પર્વત અને ભૂમિ સહિત વીંધી નાખ્યાં એને અન્યની સહાયતાની આવશ્યકતા પણ શી છે ?'

धनुर्विस्फारमाणस्य यस्य शब्देन लक्ष्मण ।
सशैला कम्पिता भूमिः सहायैस्तस्य किं नु वै ॥ ७ ॥

'હે લક્ષ્મણ ! જેનાં ધનુષની પણછના ટંકાર માત્રથી પર્વતો સહિત પૃથ્વી પણ કંપી ઊઠે છે એને સહાયકોની શી આવશ્યકતા છે ?'

अनुयात्रां नरेन्द्रस्य करिष्येऽहं नरर्षभ ।
गच्छतो रावणं हन्तुं वैरिणं सपुरःसरम् ॥ ८ ॥

'હે નરશ્રેષ્ઠ ! જે સમયે પોતાના અનુગામીઓ સાથે નરેન્દ્ર શ્રીરામ વેરી રાવણનો વધ કરવાને સંગ્રામ યાત્રા કરશે, ત્યારે હું પણ એમની પાછળ પાછળ ચાલતો રહીશ.



यदि किञ्चिदतिक्रान्तं विश्वासात्प्रणयेन वा ।
प्रेष्यस्य क्षमितव्यं मे न कश्चिन्नापराध्यति ॥ ९ ॥

'જો વિશ્વાસના કારણે અથવા સ્નેહને લીધે આ સેવકથી કોઇ અપરાધ થઇ પણ ગયો હોય તો તેઓ તે અપરાધ માફ કરી દે, કેમકે એવો સેવક તો કોઇ વિરલો જ હોય છે જે કદી સ્વામીના વાંકમાં આવે જ નહીં.'

इति तस्य ब्रुवाणस्य सुग्रीवस्य महात्मनः ।
अभवल्लक्ष्मणः प्रीतः प्रेम्णा चैनमुवाच ह ॥ १० ॥

મહાત્મા સુગ્રીવનાં આવાં માનનીય નમ્ર વચનો સાંભળીને લક્ષ્મણજી અત્યંત પ્રસન્ન થયા અને પ્રેમપૂર્વક સુગ્રીવને કહેવા લાગ્યા.

सर्वथा हि मम भ्राता सनाथो वानरेश्वर ।
त्वया नाथेन सुग्रीव प्रश्रितेन विशेषतः ॥ ११ ॥

'હે કપિરાજ ! આપના સરખા વિનમ્ર અને સ્નેહયુકત સહાયકની પ્રાપ્તિ કરીને મારા મોટાભાઇ બધી વાતે આશ્રયયુકત અને સનાથ છે.'

यस्ते प्रभावः सुग्रीव यच्च ते शौचमार्जवम् ।
अर्हस्त्वं कपिराज्यस्य श्रियं भोक्तुमनुत्तमाम् ॥ १२ ॥

'હે સુગ્રીવ ! જેવો આપનો પ્રતાપ છે, જેવો શુદ્ધ વ્યવહાર છે અને જેવી આપમાં સરલતા છે, તેનાથી તમે આ વાનર રાજયની ઉત્તમ રાજલક્ષ્મીનો ઉપભોગ કરવાને સર્વથા યોગ્ય જ છો.'

सहायेन च सुग्रीव त्वया रामः प्रतापवान् ।
वधिष्यति रणे शत्रूनचिरान्नात्र संशयः ॥ १३ ॥



'હે મહારાજા સુગ્રીવ ! આપની અનુપમ સહાયતા વડે પ્રતાપી શ્રીરામચંદ્રજી સંગ્રામમાં શીઘ્ર જ વૈરી રાવણનો સપરિવાર વધ કરશે એમાં જરા પણ શંકા નથી.'

धर्मज्ञस्य कृतज्ञस्य संग्रामेष्वनिवर्तिनः ।
उपपन्नं च युक्तं च सुग्रीव तव भाषितम् ॥ १४ ॥

'હે સુગ્રીવ ! તમે મિત્રધર્મને જાણનારા, કરેલા ઉપકારને માનવાવાળા અને રણભૂમિમાં પીઠ ન બતાવનારા છો. આપ જે કંઇ કહી રહ્યા છો તે બધું ઉચિત જ છે.'

किं तु शीघ्रमितो वीर निष्क्राम त्वं मया सह ।
सान्त्वयस्व वयस्यं त्वं भार्याहरणकर्शितम् ॥ १५ ॥

'પરન્તુ હે વીર ! હવે આપ અહીંથી ઝટપટ મારી સાથે ચાલો અને પોતાની પત્નીનાં અપહરણથી ઉદાસ થઇ ગયેલા તમારા મિત્ર શ્રીરામને સાંત્વના પ્રદાન કરો.'

यच्च शोकाभिभूतस्य श्रुत्वा रामस्य भाषितम् ।
मया त्वं परुषाण्युक्तस्तच्च त्वं क्षन्तुमर्हसि ॥ १६ ॥

'હે મિત્ર ! શોકથી વ્યાકુળ શ્રીરામની વાતો સાંભળીને મેં આપને જે કડવાં વેણ કહેલાં છે તેને માટે તમે મને ક્ષમા કરજો.'

## ૨૯ (ઓગણત્રીસમો) સર્ગ વાનરસેનાને બોલાવી લાવવાનો સુગ્રીવનો આદેશ

एवमुक्तस्तु सुग्रीवो लक्ष्मणेन महात्मना ।
हनुमन्तं स्थितं पार्श्वे सचिवं त्विदमब्रवीत् ॥ १ ॥

મહાત્મા લક્ષ્મણે આ પ્રમાણે કહ્યા પછી, સુગ્રીવે પાસે જ ઊભેલા પોતાના સચિવ હનુમાનજીને કહ્યું.

वनेषु च सुरम्येषु सुगन्धिषु महत्सु च ।
तापसानां च हर्म्येषु वनान्तेषु समन्ततः ॥ २ ॥
तांस्तान् समानय क्षिप्रं पृथिव्यां सर्ववानरान् ।
सामदानादिभिः सर्वैराशु प्रेषय वानरान् ॥ ३ ॥

'વિશાળ, રમણીય અને સુગંધિત અરણ્યોમાં રહેવાવાળા, તપસ્વીઓનાં મનોહર આશ્રમોમાં રહેનારા તથા વન પ્રાંતોમાં છૂટા છવાયા વસવાટ કરનારા સારાંશ કે પૃથ્વીનાં પડ ઉપર જ્યાં જ્યાં પણ વાનર હોય ત્યાં - ત્યાંથી બધાને સામ-દાન વગેરે સંપૂર્ણ પ્રયત્નો દ્વારા જલદી અહીં બોલાવી લ્યો.'

प्रेषिता प्रथमं ये च मया दूता महाजवाः ।
त्वरणार्थं तु भूयस्त्वं हरीन् सम्प्रेषयापरान् ॥ ४ ॥

આપણું કાર્ય ઝટપટ કરી શકે તેવા જે દૂતોને મેં પહેલાંથી જ મોકલી દીધા છે તેમનાથી સત્વર કાર્ય પૂર્ણ કરાવવા તમે બીજા વાનરોને મોકલી દો.'

ये प्रसक्ताश्च कामेषु दीर्घसूत्राश्च वानराः ।
इहानयस्व तान् सर्वान् शीघ्रं तु मम शासनात् ॥ ५ ॥



'જે વાનરો ભોગવિલાસમાં આસકત હોય અને જેઓ કામ કરવામાં ઢીલા (થોડા સમયના કામમાં અધિકતર સમય લગાડનારા) હોય તેઓને બધાને તરત મારી આજ્ઞા સંભળાવી અહીં બોલાવી લ્યો.

अहोभिर्दशभिर्ये हि नागच्छन्ति ममाज्ञया ।
हन्तव्यास्ते दुरात्मानो राजशासनदूषकाः ॥ ६ ॥

'જે વાનરો મારી આજ્ઞાથી દિવસ દશમાં અહીં નહીં આવી જાય એવા રાજાજ્ઞાનો ભંગ કરનારા દુષ્ટાત્માઓને તમે પ્રાણદંડ આપી શકો છો.'

तस्य वानरराजस्य श्रुत्वा वायुसुतो वचः ।
दिक्षु सर्वासु विक्रान्तान् प्रेषयामास वानरान् ॥ ७ ॥

વાનરરાજ સુગ્રીવનો આવો આદેશ લઈને પવનકુમાર હનુમાનજી એ બધી જ દિશાઓમાં પરાક્રમી વાનરોને મોકલી દીધા.

मृत्युकालोपमस्याज्ञां राजराजस्य वानराः ।
सुग्रीवस्याययुः श्रुत्वा सुग्रीवभयदर्शिनः ॥ ८ ॥

યમરાજ સરખા કઠોર દંડ દેનારા કપિરાજ સુગ્રીવની આજ્ઞા સાંભળીને અને તેના ભયથી ડરીને બધા વાનરો સુગ્રીવ પાસે જવાને ચાલી નીકળ્યા.

वनेभ्यो गह्वरेभ्यश्च सरिद्भ्यश्च महाजवाः ।
आगच्छद्वानरी सेना पिबन्तीव दिवाकरम् ॥ ९ ॥

કિષ્કિંધાનગરમાં વનોમાંથી, ગિરિગુહાઓમાંથી અને નદીકિનારાના પ્રદેશોમાંથી મહાબળવાન વાનર-સેનાઓ એવી તો ઊમટી પડી કે વાનરોના પગથી ઊડેલી ધૂળવડે સૂર્ય આચ્છાદિત થઇ ગયો.



## 30 (ત્રીસમો) સર્ગ રામ પાસે સુગ્રીવનું જવું

स लक्ष्मणो भीमबलं सर्ववानरसत्तमम् ।
अब्रवीत्प्रश्रितं वाक्यं सुग्रीवं सम्प्रहर्षयन् ॥ १ ॥

(જ્યારે સુગ્રીવે હનુમાનજીને આજ્ઞા આપી દીધી) ત્યારે લક્ષ્મણજીએ સુગ્રીવને ખુશ કરતા તે મહાબલી કપિશ્રેષ્ઠ (સુગ્રીવ)ને વિનમ્ર ભાવે કહ્યું.

किष्किन्धाया विनिष्क्राम यदि ते सौम्य रोचते ।
तस्य तद्वचनंश्रुत्वा लक्ष्मणस्य सुभाषितम् ॥ २ ॥
सुग्रीवः परमप्रीतो वाक्यमेतदुवाच ह ।
एवं भवतु गच्छावः स्थेयं त्वच्छासने मया ॥ ३ ॥

'હે સૌમ્ય ! જો તમને ગમતું હોય તો હવે આપણે કિષ્કિંધાથી નીકળી જઇએ.' લક્ષ્મણજીની આ મનગમતી વાત સાંભળીને રાજા સુગ્રીવે પ્રસન્ન થઇને કહ્યું. 'બહુ જ સારું. ચાલો ત્યારે આપણે ચાલીએ. હું તો આપનો આજ્ઞા-પાલક છું.'

तमेवमुक्त्वा सुग्रीवो लक्ष्मणं शुभलक्षणम् ।
विसर्जयामास तदा तारामन्याश्च योषितः ॥ ४ ॥

શુભ લક્ષણવાળા લક્ષ્મણજીને આમ કહીને સુગ્રીવે તારા તથા અન્ય સ્ત્રીઓને ત્યાંથી અંતઃપુરમાં જવાને વિદાય કરી.

एहीत्युच्चैर्हरिवरान् सुग्रीवः समुदाहरत् ।
तानुवाच ततः प्राप्तान् राजाऽर्कसदृशप्रभः ॥ ५ ॥



મહિલાઓને વિદાય કરીને સુગ્રીવે કેટલાક શ્રેષ્ઠ વાનરોને, 'અહીં આવો' એમ કહીને બોલાવ્યા. જ્યારે તે લોકો આવી ગયા ત્યારે સૂર્ય સમાન દેદીપ્યમાન કાન્તિવાળા સુગ્રીવે તમને આ આદેશ આપ્યો.'

उपस्थापयत क्षिप्रं शिबिकां मम वानराः ।
श्रुत्वा तु वचनं तस्य हरयः शीघ्रविक्रमाः ॥ ६ ॥
समुपस्थापयामासुः शिबिकां प्रियदर्शनाम् ।
तामुपस्थापितां दृष्ट्वा शिबिकां वानराधिपः ॥ ७ ॥
लक्ष्मणारुह्यतां शीघ्रमित्युक्त्वा काञ्चनं यानम् ।
बृहद्भिर्हरिभिर्युक्तमारुरोह सलक्ष्मणः ॥ ८ ॥
पाण्डुरेणातपत्रेण ध्रियमाणेन मूर्धनि ।
निर्ययौ प्राप्य सुग्रीवो राज्यश्रियमनुत्तमाम् ॥ ९ ॥

'હે વાનરો ! જલદી જઇને મારી પાલખી લઇ આવો. સુગ્રીવનો આદેશ થયો એટલે શીઘ્રગામી અને પરાક્રમી વાનરોએ અતિ સુંદર મનોહર પાલખી લાવી મૂકી. પાલખી પડેલી જોઇને કપિરાજ સુગ્રીવે લક્ષ્મણજીને કહ્યું, 'આપ જલદી આના પર સવાર થઇ જાઓ. લક્ષ્મણજીને આમ કહીને સુગ્રીવ લક્ષ્મણજી સાથે તે સુવર્ણમય પાલખી પર સવાર થઇ ગયા. પાલખીને ઊઠાવી ચાલનારા મોટા મોટા વાનરો તૈયાર જ હતા. સુગ્રીવના મસ્તક પર રાજકીય શ્વેતછત્ર લગાવવામાં આવ્યું. આ પ્રકારે ઉત્કૃષ્ટ રાજલક્ષ્મી યુક્ત વાનર રાજા સુગ્રીવ અંતઃપુરમાંથી બહાર નીકળ્યા.

***ટિપ્પણી :*** * *શરદ્ ઋતુના હાનિકર સૂર્યતાપમાં છત્રી રક્ષા કરે છે.*

स वानरशतैस्तीक्ष्णैर्बहुभिः शस्त्रपाणिभिः ।
परिकीर्णो ययौ तत्र यत्र रामो व्यवस्थितः ॥ १० ॥

પોતાના તીખા સ્વભાવવાળા સશસ્ત્ર અંગરક્ષકોથી ઘેરાયેલા રાજા સુગ્રીવ જ્યાં શ્રીરામ નિવાસ કરી રહેલા હતા તે સ્થાન તરફ ચાલ્યા.



स तं देशमनुप्राप्य श्रेष्ठं रामनिषेवितम् ।
अवातरन् महातेजाः शिबिकायाः सलक्ष्मणः ॥ ११ ॥

જ્યાં શ્રીરામનો ઉતારો હતો તે ઉત્તમ સ્થાને પહોંચી જઇ મહાતેજસ્વી સુગ્રીવ લક્ષ્મણ સહિત પાલખીથી નીચે ઊતરી ગયા.

आसाद्य च ततो रामं कृताञ्जलिपुटोऽभवत् ।
प्रेम्णा च बहुमानाच्च राघवः परिषस्वजे ॥ १२ ॥

પાલખીમાંથી ઊતરીને સુગ્રીવ હાથ જોડીને શ્રીરામ સન્મુખ જઇ ઊભા રહ્યા. શ્રીરામ પણ તેમને અત્યંત પ્રેમ અને સન્માન સહિત ભેટી પડ્યા.

परिष्वज्य च धर्मात्मा निषीदेति ततोऽब्रवीत् ।
तं निषण्णं ततो दृष्ट्वा क्षितौ रामोऽब्रवीद्वचः ॥ १३ ॥

ધર્માત્મા શ્રીરામે સુગ્રીવને આલિંગન કર્યા પછી તેને બેસી જવાનું કહ્યું. સુગ્રીવને ભૂમિ પર બેઠેલા જોઇને શ્રીરામે તેમને કહેવા માંડ્યું.

धर्ममर्थं च कामं च काले यस्तु निषेवते ।
विभज्य सततं वीर स राजा हरिसत्तम ॥ १४ ॥

'હે કપિશ્રેષ્ઠ ! જે રાજા પોતાના સમયના વિભાગ પાડીને ધર્મ-અર્થ અને કામ સંબંધી કાર્યો કરતો રહે છે, તે રાજા રાજ્ય કરવાને યોગ્ય હોય છે.'

हित्वा धर्मं तथार्थं च कामं यस्तु निषेवते ।
स वृक्षाग्रे यथा सुप्तः पतितः प्रतिबुध्यते ॥ १५ ॥



'જે રાજા ધર્મ અને અર્થનો પરિત્યાગ કરીને કેવળ કામનું જ સેવન કરે છે તે ઝાડની ડાળી પર સૂતેલા માણસની જેમ નીચે પડયા પછી જ તેના દુષ્પરિણામને સમજી શકે છે.'

अमित्राणां वधे युक्तो मित्राणां संग्रहे रतः ।
त्रिवर्गफलभोक्ता तु राजा धर्मेण युज्यते ॥ १६ ॥

'જે રાજા શત્રુના વધ માટે તત્પર અને મિત્રોના સંગ્રહ માટે કટિબદ્ધ રહે છે, તે રાજા ધર્મ-અર્થ અને કામ રૂપી ત્રિવર્ગને ભોગવે છે તથા ધર્માધિકારી કહેવાય છે.'

उद्योगसमयस्त्वेष प्राप्तः शत्रुविनाशन ।
सञ्चिन्त्यतां हि पिङ्गेश हरिभिः सह मन्त्रिभिः ॥ १७ ॥

'હે શત્રુ-સંહારક વાનર-રાજ ! આ ઉદ્યોગ-કાળ આવી ગયો છે. (પ્રવૃત્ત થવા માટે સમય પાકી ગયો છે.) એટલે આપ આપના મંત્રીઓ સાથે આ વિષયમાં વિચાર-વિમર્શ કરો.'

एवमुक्तस्तु सुग्रीवो रामं वचनमब्रवीत् ।
कृतं न प्रतिकुर्याद्यः पुरुषाणां स दूषकः ॥ १८ ॥

શ્રીરામે આવું કહ્યું તેથી સુગ્રીવ બોલ્યો, 'જે મનુષ્ય ઉપકારના બદલામાં પ્રત્યુપકાર કરતો નથી તે લોકોમાં ધર્મધ્વંસક ગણાય છે. (હું એવો ધર્મ-ધ્વંસક નથી.)'

एते वानरमुख्याश्च शतशः शत्रुसूदन ।
प्राप्ताश्चादाय बलिनः पृथिव्यां सर्ववानरान् ॥ १९ ॥

'હે શત્રુંજય ! આ સેંકડો પ્રમુખ વાનરવીરો પૃથ્વીના સમર-દુર્જેય સૈનિકોને સાથે લઇને અહીં આવેલા છે.



ते त्वामभिगमिष्यन्ति राक्षसं ये सबान्धवम् ।
निहत्य रावणं संख्ये ह्यानयिष्यन्ति मैथिलीम् ॥ २० ॥

'હે રાજા ! આ બધા સીતાજીની શોધમાં જશે. તેઓ સંગ્રામમાં રાવણને તેના પરિવાર સહિત મારીને મૈથિલી સીતાને આપની પાસે લઇ આવશે.'

## ૩૧ (એકત્રીસમો) સર્ગ સુગ્રીવ દ્વારા વાનરોને સીતાની શોધમાં મોકલવું

इति ब्रुवाणं सुग्रीवं रामो दशरथात्मजः ।
बाहुभ्यां सम्परिष्वज्य इदं वचनमब्रवीत् ॥ १ ॥

વાનર સુગ્રીવના આમ કહેવાથી દશરથનંદન શ્રીરામે સુગ્રીવને બેઉ બાહુઓ વડે ભેટીને એમ કહ્યું કે

ज्ञायतां मम वैदेही यदि जीवति वा न वा ।
स च देशो महाप्राज्ञ यस्मिन् वसति रावणः ॥ २ ॥

'હે મહામતિ ! સૌથી પહેલાં તો એ વાતની માહિતી મેળવવાની છે કે સીતા જીવતી છે કે નહિ. તત્પશ્ચાત્ જ્યાં રાવણ રહે છે તે દેશનો પત્તો લગાવવાનો છે.'

अधिगम्य तु वैदेहीं निलयं रावणस्य च ।
प्राप्तकालं विधास्यामि तस्मिन् काले सह त्वया ॥ ३ ॥

'સીતાના જીવિત હોવાની અને રાવણના રહેઠાણની માહિતી મળ્યા પછી હું તમારી સાથે મળીને સમયાનુકૂળ કાર્યનો નિશ્ચય કરીશ.'



नाहमस्मिन् प्रभुः कार्ये वानरेश न लक्ष्मणः ।
त्वमस्य हेतुः कार्यस्य प्रभुश्च प्लवगेश्वर ॥ ४ ॥

'હે વાનરેશ ! સીતાના અન્વેષણ-કાર્ય માટે નથી હું સમર્થ, નથી લક્ષ્મણ સમર્થ. હે કપીશ્વર ! આ કાર્ય તમારે જ કરવાનું છે અને આ કાર્ય કરવાની ક્ષમતા તમારામાં જ છે.'

एवमुक्तस्तु सुग्रीवो विनतं नाम यूथपम् ।
अब्रवीद् रामसान्निध्ये लक्ष्मणस्य च धीमतः ॥ ५ ॥

શ્રીરામે આવું કહ્યું, તેથી સુગ્રીવે મહામતિ રામ અને લક્ષ્મણની સામે જ વિનત નામના વાનરને કહ્યું.

सोमसूर्यात्मजैः सार्धं वानरैर्वानरोत्तम ।
अधिगच्छ दिशं पूर्वां सशैलवनकाननाम् ॥ ६ ॥

'હે વાનરોત્તમ ! ચંદ્ર અને સૂર્યના સમાન સૌમ્ય અને પ્રતાપવાન્ વાનરોને સાથે લઇને તમે અનેક પર્વતો અને ઘણાં વનોવાળી પૂર્વદિશામાં જાઓ.'

तत्र सीतां च वैदेहीं निलयं रावणस्य च ।
मार्गध्वं गिरिशृङ्गेषु वनेषु च नदीषु च ॥ ७ ॥

'પૂર્વ દિશામાં પર્વતનાં શિખરો પર, અરણ્યોમાં અને નદીઓમાં ખોળતાં રહીને વિદેહરાજકુમારી સીતાની તથા રાવણના નિવાસ સ્થાનની ભાળ મેળવો.'

अधिगम्य तु वैदेहीं निलयं रावणस्य च ।
मासे पूर्णे निवर्तध्वमुदयं प्राप्य पर्वतम् ॥ ८ ॥



'જુઓ, સીતાજીને ગોતતાં ગોતતાં તમે ઉદયાચળ સુધી જાજો અને સીતા તથા રાવણનો પત્તો લગાવીને એક માસની અંદર પાછા આવી જજો.

ऊर्ध्वं मासान्न वस्तव्यं वसन् वध्यो भवेन्मम ।
सिद्धार्थाः सन्निवर्तध्वमधिगम्य च मैथिलीम् ॥ ९ ॥

'એક મહિનાથી વધારે સમય ન લગાડશો. આ આજ્ઞાનું જે ઉલ્લંઘન કરશે તે પ્રાણદંડનો અધિકારી થશે.' સાવધાન! સીતાની ભાળ મેળવીને જ અને કાર્ય સિદ્ધ કરીને જ પાછું આવવાનું છે.'

## ૩૨ (બત્રીસમો) સર્ગ ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ દિશામાં વાનરોને મોકલવા

ततः प्रस्थाप्य सुग्रीवस्तन्महद्वानरं बलम् ।
दक्षिणां प्रेषयामास वानरानभिलक्षितान् ॥ १ ॥

કપિરાજ સુગ્રીવે પૂર્વ દિશામાં વિશાળ વાનરસેના મોકલ્યા પછી, તેણે કાર્ય સિદ્ધિ માટે પરીક્ષા કરીને સક્ષમ વાનરોને દક્ષિણ દિશામાં પણ મોકલ્યા.

नीलमग्निसुतं चैव हनुमन्तं च वानरम् ।
पितामहसुतं चैव जाम्बवन्तं महाबलम् ॥ २ ॥
गजं गवाक्षं गवयं सुषेणवृषभं तथा ।
मैन्दं च द्विविदं चैव विजयं गन्धमादनम् ॥ ३ ॥
अङ्गदप्रमुखान् वीरः धीरः कपिगणेश्वरः ।
वेगविक्रमसम्पन्नान् संदिदेश विशेषवित् ॥ ४ ॥



તેઓનાં દળમાં ગતિ, વેગ અને પરાક્રમવાળા અગ્નિ-પુત્ર નીલ, વાનરશ્રેષ્ઠ હનુમાનજી, અત્યંત પરાક્રમી પિતામહ-પુત્ર જાંબવાન, ગજ, ગવાક્ષ, ગવય, સુષેણ, વૃષભ, મૈન્દ, દ્વિવિદ, વિજય, ગંધમાદન, અંગદ વગેરે મુખ્ય મુખ્ય વાનરવીરોને ભિન્ન ભિન્ન સર્વ દેશોને વિશેષરૂપે જાણવાવાળા કપિરાજ સુગ્રીવે એવો સંદેશ દીધો કે,

यस्तु मासान्निवृत्तोऽग्रे दृष्ट्वा सीतेति वक्ष्यति ।
मत्तुल्यविभवो भोगैः सुखं स विहरिष्यति ॥ ५ ॥

'જે કોઇ વાનર એક માસની અંદર પાછો આવીને સૌથી પહેલો એમ કહેશે કે - 'મે સીતાજી'ને જોયાં છે, તે મારા સમાન વૈભવ પ્રાપ્ત કરશે અને અનેક પ્રકારનાં ભોગો અને સુખોનો ઉપભોગ કરતો વિહાર કરશે.'

ततः प्रियतरो नास्ति मम प्राणाद्विशेषतः ।
कृतापराधो बहुशो मम बन्धुर्भविष्यति ॥ ६ ॥

'સીતાજીનો સંદેશ લાવનારા કરતાં અધિકતર પ્રિય મારો અન્ય કોઇ નથી. અનેક અપરાધ કરનારો હોય તો પણ તે મારો બંધુ જ રહેશે.

***ટિપ્પણી :*** ✷ *જ્યારે વાનરોના જૂથ સીતાજીની ભાળ મેળવીને કિષ્કિંધા પાછું ફર્યું અને સુગ્રીવના અતિપ્રિય મધુવન નામે ઉદ્યાનનો ધ્વંસ કરી દીધો હતો, ત્યારે કપિરાજ સુગ્રીવને પોતાની આ પ્રતિજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું હતું.*

मरीचिपुत्रान्मारीचानर्चिर्मालान्महाबलान् ।
ऋषिपुत्रांश्च तान् सर्वान् प्रतीचीमादिशद्दिशम् ॥ ७ ॥

(એ દળને દક્ષિણ દિશામાં મોકલીને પછી સુગ્રીવે) સુંદરમાળાઓ ધારણ કરનારા મહર્ષિ મરીચિના મહાબળવાન પુત્રોને પશ્ચિમ દિશામાં જવાનો આદેશ આપ્યો અને કહ્યું કે



द्वाभ्यां शतसहस्राभ्यां कपीनां कपिसत्तमाः ।
सुषेणप्रमुखा यूयं वैदेहीं परिमार्गत ॥ ८ ॥

'હે વીર સૈનિકો ! તમે બે હજાર સૈનિકોને તમારી સાથે રાખીને સુષેણની આગેવાની હેઠળ જનકનંદિની સીતાને શોધો.'

***ટિપ્પણી :*** ✱ *આ સુષેણ તારાનો પિતા હતો. (૨) બે લાખ ?*

अस्तं पर्वतमासाद्य पूर्णे मासे निवर्तत ।
ऊर्ध्वं मासान्न वस्तव्यं वसन्वध्यो भवेन्मम ॥ ९ ॥

'તમે લોકો અસ્તાચળ (પર્વત) સુધી જઇને એક માસ પૂરો થઇ જાય ત્યાં સુધીમાં પાછા આવી જાઓ. એક માસથી વધુ સમય ન લગાડશો. જે એક મહિનાથી અધિક સમય લગાડશે તે પ્રાણદંડ ભોગવશે.'

ततः सन्दिश्य सुग्रीवः श्वशुरं पश्चिमां दिशम् ।
वीरं शतबलिं नाम वानरं वानरर्षभः ॥ १० ॥
उवाच राजा धर्मज्ञः सर्ववानरसत्तमम् ।
वैवस्वतसुतैः सार्धं प्रतिष्ठस्व स्वमन्त्रिभिः ॥ ११ ॥

પોતાના સસરા સુષેણને પશ્ચિમ દિશામાં મોકલ્યા પછી, ધર્મજ્ઞ રાજા સુગ્રીવે વાનરોમાં સર્વોત્તમ શતબલિ નામના વાનરશ્રેષ્ઠને કહ્યું. 'તમે સૂર્યપૂત્રો અને પોતાના મંત્રીઓ સહિત યાત્રાનો આરંભ કરો.

दिशं ह्युदीचीं विक्रान्तां हिमशैलावतंसकाम् ।
सर्वतः परिमार्गध्वं रामपत्नीमनिन्दिताम् ॥ १२ ॥

'તમે હિમાચ્છાદિત પર્વતોથી શોભતી ઉત્તર દિશા તરફ જાઓ અને એ દિશામાં સર્વત્ર શ્રીરામની અનિન્દિત પત્ની સીતાજીની શોધખોળ કરો.'



अस्मिन् कार्ये विनिर्वृत्ते कृते दाशरथेः प्रिये ।
ऋणान्मुक्ता भविष्यामः कृतार्थार्थविदां वराः ॥ १३ ॥

'હે સમર્થ વિશેષજ્ઞો ! (સફળતા-પ્રાપ્તિના ઉપાયોને જાણનારા શ્રેષ્ઠ પુરુષો) શ્રીરામનું આ પ્રિય કાર્ય પૂર્ણ કરીને આપણે લોકો એમનાં ઋણથી મુક્ત થઇ જઇશું અને કૃતકૃત્ય થઇશું.'

कृतं हि प्रियमस्माकं राघवेण महात्मना ।
तस्य चेत् प्रतिकारोऽस्ति सफलं जीवितं भवेत् ॥ १४ ॥

'શ્રીરામે આપણું બધાનું અત્યંત પ્રિયકાર્ય કરેલું છે. આપણે જો પ્રત્યુપકાર દ્વારા એ વિષયમાં થોડોક પણ બદલો વાળી આપી શકીશું તો આપણું જીવન સફળ થઇ જશે.'

अर्थिनः कार्यनिर्वृत्तिमकर्तुरपि यश्चरेत् ।
तस्य स्यात् सफलं जन्म किं पुनः पूर्वकारिणः ॥ १५ ॥

'અનુપકારી વ્યક્તિનું પણ જો કંઇ કાર્ય આવી પડે તો તેને પણ સહાયતા કરવી જોઇએ. આવી સહાયક વ્યક્તિનો જન્મ સફળ થયો ગણાય છે. જેણે પોતાના ઉપકાર દ્વારા અગાઉથી જ ઉપકૃત કરી દીધા હોય તેને મદદ કરવાની તો વાત જ શી કરવી ?'

एतां बुद्धिं समास्थाय दृश्यते जानकी यथा ।
तथा भवद्भिः कर्तव्यमस्मत्प्रियहितैषिभिः ॥ १६ ॥

'આપ લોકો મારું પ્રિય ઇચ્છનારા છો, તેમજ હિત ચાહનારા છો, તેથી આ બધી વાતોને સમજી વિચારીને જે રીતે જાનકીજીનો પતો લાગે તેવો પ્રયત્ન કરો.'



विशेषेण तु सुग्रीवो हनुमत्यर्थमुक्तवान् ।
स हि तस्मिन् हरिश्रेष्ठ निश्चितार्थेऽर्थसाधने ॥ १७ ॥

સીતાજીની શોધ માટે બધી દિશાઓમાં વાનરોની નિમણુંક કરીને સુગ્રીવે હનુમાનને થોડી વિશેષ વાતો કહી, કેમકે તેમને કપિશ્રેષ્ઠ હનુમાન ઉપર જ કાર્ય સિદ્ધિનો પૂરો વિશ્વાસ હતો.

गतिर्वेगश्च तेजश्च लाघवं च महाकपे ।
पितुस्ते सदृशं वीर मारुतस्य महात्मनः ॥ १८ ॥

'હે વીર ! મહાવાનર ! ગતિ, વેગ, તેજ અને ચાલાકીમાં તમે તમારા પિતા મહાત્મા પવન જેવા જ છો.'

त्वय्येव हनुमन्नस्ति बलं बुद्धिः पराक्रमः ।
देशकालानुवृत्तिश्च नयश्च नयपण्डित ॥ १९ ॥

'હે નીતિશાસ્ત્રોમાં વિશારદ હનુમાન ! તમારામાં બળ, બુદ્ધિ, પરાક્રમ, દેશ-કાલ અનુસાર કાર્ય કરવાની ક્ષમતા તથા નીતિ એ બધું જ છે.'

तेजसा वापि ते भूतं समं भुवि न विद्यते ।
तद्यथा लभ्यते सीता तत्त्वमेवोपपादय ॥ २० ॥

'તમારા સમાન તેજસ્વી પુરુષ આ ભૂમંડળ પર અન્ય કોઇ નથી. એટલે હે વીર ! તમે એવી યુક્તિપૂર્વકનો ઉદ્યોગ કરો જેથી સીતાની ભાળ મળી જાય.

ततः कार्यसमासङ्गमवगम्य हनूमति ।
विदित्वा हनुमन्तं च चिन्तयामास राघवः ॥ २१ ॥



સીતાજીની શોધખોળ કરવાનો (અધિકાંશ) કાર્ય ભાર હનુમાનજીને જ સોંપાય છે, તેવું જાણીને શ્રીરામ હનુમાનની અદ્ભુત કાર્યશક્તિનો મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા.

सर्वथा निश्चितार्थोऽयं हनूमति हरीश्वरः ।
निश्चितार्थकरश्चापि हनुमान् कार्यसाधने ॥ २२ ॥

રાજા સુગ્રીવને કાર્ય-સિદ્ધિ માટે હનુમાન પર પૂર્ણ વિશ્વાસ છે. વળી હનુમાનજીને પણ પોતે આ કામ કરી શકશે તેવો પૂરો આત્મવિશ્વાસ છે.

ददौ तस्य ततः प्रीतः स्वनामाङ्कोपशोभितम् ।
अङ्गुलीयमभिज्ञानं राजपुत्र्याः परन्तपः ॥ २३ ॥

હનુમાનજી દ્વારા જ કાર્ય સિદ્ધ થશે એવું વિચારીને શત્રુહન્તા શ્રીરામે અત્યન્ત પ્રસન્ન થઇને રાજકુમારી સીતાને વિશ્વાસ બેસાડવા પોતાનું નામ કોતરેલી અંગૂઠી હનુમાનને દીધી.

अनेन त्वां हरिश्रेष्ठ चिह्नेन जनकात्मजा ।
मत्सकाशादनुप्राप्तमनुद्विग्नाऽनुपश्यति ॥ २४ ॥

વીંટી આપીને શ્રીરામે કહ્યું, 'હે કપિશ્રેષ્ઠ ! આ અંગૂઠીને જોઇને જનકનંદિની સીતા સમજી જશે કે તમે મારી પાસેથી આવેલા છો, તેથી તે તમારા પર વિશ્વાસ રાખી નિઃશંક થઇને તમને મળશે.'

व्यवसायश्च ते वीर सत्त्वयुक्तश्च विक्रमः ।
सुग्रीवस्य च संदेशः सिद्धिं कथयतीव मे ॥ २५ ॥

'હે વીર ! તમારો પુરુષાર્થ (ઉદ્યોગ), બળ અને બુદ્ધિપૂર્વકનું પરાક્રમ તથા સુગ્રીવ દ્વારા ખાતરી ભરી નિયુક્તિ, આ બધું જ તમારી કાર્ય-સિદ્ધિ સૂચવે છે.'



स तद् गृह्य हरिश्रेष्ठः स्थाप्य मूर्ध्नि कृताञ्जलिः ।
वन्दित्वा चरणौ चैव प्रस्थितः प्लवगोत्तमः ॥ २६ ॥

વાનરશ્રેષ્ઠ હનુમાનજીએ એ મુદ્રિકાને લઇ પોતાના માથા પર રાખી, ત્યારપછી તેઓ હાથ જોડીને શ્રીરામનાં ચરણોમાં પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળ્યા.

## ૩૩ (તેત્રીસમો) સર્ગ ત્રણ દિશાઓમાંથી મંડળીઓનું નિરાશ પાછું ફરવું.

दर्शनार्थं तु वैदेह्याः सर्वतः कपियूथपाः ।
व्यादिष्टाः कपिराजेन यथोक्तं जग्मुरञ्जसा ॥ १ ॥

સીતાને ગોતવા માટે વાનરરાજ સુગ્રીવે વાનર સેનાપતિઓને જે આદેશ આપેલો હતો તે અનુસાર તેઓ બધા સત્વર પોતપોતાની નિર્દિષ્ટ દિશાઓમાં જતા રહ્યા.

सरांसि सरितः कक्षानाकाशं नगराणि च ।
नदीदुर्गांस्तथा शैलान् विचिन्वन्ति समन्ततः ॥ २ ॥

તે વાનર વીરો સરોવરો, નદીઓ, ઝાડીઓ, આકાશ, નગરો, પર્વતો અને નદી-દુર્ગવાળા પ્રદેશોમાં તપાસ કરવા લાગ્યા.

विचित्य दिवसं सर्वे सीताधिगमने धृताः ।
समायान्ति स्म मेदिन्यां निशाकालेषु वानराः ॥ ३ ॥

સીતાને શોધી કાઢવાનો દૃઢ સંકલ્પ કરનારા તે લોકો આખો દિવસ જુદાજુદા સ્થાનોમાં તપાસ કરતા હતા અને રાત પડે એટલે કોઇ નિશ્ચિત ઠેકાણે એકઠા મળી જતા હતા.



तदहः प्रथमं कृत्वा मासे प्रस्रवणं गताः ।
कपिराजेन सङ्गम्य निराशाः कपियूथपाः ॥ ४ ॥

આ પ્રકારે પ્રસ્રવણ ગિરિથી પ્રસ્થાન કર્યાના દિવસથી આરંભ કરી એક માસ સુધી સીતાની ગોત કર્યા પછી તેઓ બધા નિરાશ અને હતાશ થઇ સુગ્રીવની પાસે પરત આવી ગયા.

सह ताराङ्गदाभ्यां तु गत्वा स हनुमान् कपिः ।
सुग्रीवेण यथोद्दिष्टं तं देशमुपचक्रमे ॥ ५ ॥

સુગ્રીવના આદેશ અનુસાર હનુમાન અને તાર અંગદને સાથે લઇ દક્ષિણ દિશામાં ચાલી નીકળ્યા.

स तु दूरमुपागम्य सर्वैस्तैः कपिसत्तमैः ।
विचिनोति स्म विन्ध्यस्य गुहाश्च गहनानि च ॥ ६ ॥

એ બધા શ્રેષ્ઠવાનરોને સાથે રાખીને હનુમાનજી સીતાની શોધમાં બહુ જ દૂર સૂધી પહોંચીને વિન્ધ્યાચળની ખીણોમાં ગહન ગુફાઓમાં સીતાજીને ગોતવા લાગ્યા.

अन्वेषमाणास्ते सर्वे वानराः सर्वतो दिशम् ।
न सीतां ददृशुर्वीरा मैथिलीं जनकात्मजाम् ॥ ७ ॥

એ દિશામાં સર્વત્ર સારી પેઠે તપાસ કરવા છતાં પણ એ વીર વાનરોને મિથિલાની રાજકુમારી સીતા ક્યાંય દેખાઇ નહીં.

ते विचित्य गताः खिन्ना निषेदुर्दीनमानसाः ।
अथाङ्गदस्तदा सर्वान् वानरानिदमब्रवीत् ॥ ८ ॥

જ્યારે તે બધા વાનરો ગોતી ગોતીને થાકયા, દુઃખી અને ઉદાસ થઇને બેસી ગયા ત્યારે તેઓને અંગદે કહ્યું.



अनिर्वेदं च दाक्ष्यं च मनसश्चापराजयः ।
कार्यसिद्धिकराण्याहुस्तस्मादेतद् ब्रवीम्यहम् ॥ ९ ॥

'ખેદનો અભાવ, દક્ષતા = ચતુરાઇ અને મનથી ન હારવું (હરેરી ન જવું) આ બધાં કાર્યસિદ્ધિનાં સાધનો કહેવાય છે, એટલે જ હું આપ લોકોને કહું છું કે,'

अद्यापि तद्वनं दुर्गं विचिन्वन्तु वनौकसः ।
खेदं त्यक्त्वा पुनः सर्वैर्वनमेतद्विचीयताम् ॥ १० ॥

'હે વનવાસી વીરો ! તમે લોકો ખેદનો પરિત્યાગ કરી ફરીવાર આ અરણ્યને તથા દુર્ગમ સ્થાનોને સારી રીતે તપાસો.'

अवश्यं क्रियमाणस्य दृश्यते कर्मणः फलम् ।
अलं निर्वेदमागम्य नहि नोन्मीलनं क्षमम् ॥ ११ ॥

'સારી રીતે કરેલાં કર્મનું ફળ અવશ્ય મળે છે. એટલે હિંમત હારીને, ખિન્ન થઇને, હાથ પર હાથ રાખી ચૂપચાપ બેસી રહેવું ઉચિત નથી.'

अङ्गदस्य वचः श्रुत्वा वानरास्ते महाबलाः ।
विन्ध्याकाननसङ्कीर्णां विचेरुर्दक्षिणां दिशम् ॥ १२ ॥

અંગદનાં આ વચનો સાંભળી તે મહાબળવાન વાનરલોકો ફરી એકવાર વિંધ્યાચળનાં વનોથી ઘેરાયેલી દક્ષિણ દિશામાં દોડધામ કરીને સીતાની શોધ કરવા લાગ્યા.

## ૩૪ (ચોત્રીસમો) સર્ગ ગુફામાં પ્રવેશ અને તાપસીનો મેળાપ



विचिन्वन्तस्ततस्तत्र ददृशुर्विवृत्तं बिलम् ।
दुर्दर्शमतिघोरं च दुर्विगाहं च सर्वशः ॥ १ ॥

ખોળતાં ખોળતાં તેમણે એક અત્યંત વિશાળ ગુફા=ભુલભુલામણી દીઠી. તે ગુફા દુષ્પ્રવેશ્ય (મુશ્કેલીથી અંદર દાખલ થઇ શકાય તેવી) અને દેખાવમાં અતિ ભયંકર લાગતી હતી.

ततः पर्वतकूटाभो हनुमान् पवनात्मजः ।
अब्रवीद्वानरान् सर्वान् कान्तारवनकोविदः ॥ २ ॥

તે ભુલભુલામણી અથવા ભોંયરું જોઇને વિશાળ શિખર સમાન કાયાવાળા પવનપુત્ર હનુમાન કે જેઓ આવાં સમ અને વિષમ દુર્ગમ સ્થાનોના જાણકાર હતા તેઓ પોતાના સાથીઓને કહેવા લાગ્યા.

गिरिजालावृतान् देशान् मार्गित्वा दक्षिणां दिशम् ।
वयं सर्वे परिश्रान्ता न च पश्याम मैथिलीम् ॥ ३ ॥

'દક્ષિણ દિશાની પર્વતમાળાઓથી ઘેરાયેલાં બધાં જ સ્થાનો ઢંઢોળીને આપણે બધા જ થાકીને લોથપોથ થઇ ગયા તો પણ મિથિલેશ-કુમારી સીતાજીના દર્શન કરી જ ન શકયા.'

अस्माच्चापि बिलाद्धंसाः क्रौञ्चाश्च सह सारसैः ।
जलार्द्राश्चक्रवाकाश्च निष्पतन्ति स्म सर्वतः ॥ ४ ॥
नूनं सलिलवानत्र कूपो वा यदि वा ह्रदः ।
इत्युक्त्वा तद् बिलं सर्वे विविशुस्तिमिरावृतम् ॥ ५ ॥

'આ વિશાળ ગુફામાંથી હંસો, સારસો સહિત ક્રૌંચ પક્ષીઓ (કૂંજડીઓ) અને ચક્રવાક પક્ષીઓ પાણીથી ભીંજાયેલાં ટોળે ટોળાં બહાર આવી રહ્યાં છે. એથી નિશ્ચિત થાય છે કે આ ગુફામાં કાં તો પાણી ભરેલો કોઇ કૂવો છે, અથવા ઊંડો ધરો છે.' હનુમાનજીએ એમ કહ્યું એટલે બધા વાનરો એ અંધકારથી છવાયેલી ગુફામાં દાખલ થયા.



ददृशुस्तत्र हरयो गृहमुख्यानि सर्वशः ।
पुष्पितान् फलिनो वृक्षान् प्रवालमणिसन्निभान् ॥ ६ ॥

એ ભોયરામાં આગળ જઇને વાનરોએ ત્યાં ચારેય બાજુ મોટાં મોટાં મકાનો (ઘરો) જોયાં. ત્યાં તેઓએ પરવાળાં તથા માણેક જેવાં ફળ ફૂલોવાળાં વૃક્ષો પણ દીઠાં.

महार्हाणि च यानानि ददृशुस्ते समन्ततः ।
हैमराजतकांस्यानां भाजनानां च सञ्चयान् ॥ ७ ॥

તેઓએ બહુ કિંમતી વાહનો ચારે તરફ ઊભેલાં જોયાં તથા સોના-ચાંદી અને કાંસાનાં વાસણોના તો ત્યાં ભંડારો જોવા મળ્યા.

अगरूणां च दिव्यानां चन्दनानां च सञ्चयान् ।
शुचीन्यभ्यवहार्याणि मूलानि च फलानि च ॥ ८ ॥

અગર અને દિવ્ય ચંદનનાં ઢગલા દેખાતા હતા. સ્થાન સ્થાન પર શુદ્ધ પવિત્ર ખાદ્ય પદાર્થો તથા મૂળો અને ફળો ઢગલાબંધ દેખાતાં હતાં.

महार्हाणि च पानानि मधूनि रसवन्ति च ।
दिव्यानामम्बराणां च महार्हाणां च सञ्चयान् ॥ ९ ॥

જ્યાં જુઓ ત્યાં મૂલ્યવાન પીણાઓ અને રસભર્યા મધુર ફળોના રસો પણ ઉપલબ્ધ હતા. ત્યાં અતિ સુંદર બહુમૂલ્ય વસ્ત્રોના સંગ્રહો હતા.

तत्र तत्र विचिन्वन्तो बिले तस्मिन् महाबलाः ।
ददृशुर्वानराः शूराः स्त्रियं काञ्चिददूरतः ॥ १० ॥



આ ગુફામાં જ્યાં ત્યાં તપાસ કરતાં કરતાં તે મહાબળવાન વાનરોએ એક તપસ્વી સ્ત્રીને નજીકમાં જ દેખી.

तां दृष्ट्वा भृशसंत्रस्ता ज्वलन्तीमिव तेजसा ।
पप्रच्छ हनुमांस्तत्र कासि त्वं कस्य वा बिलम् ॥ ११ ॥

પોતાના તેજથી અગ્નિ સમાન દેદીપ્યમાન એ સ્ત્રીને જોતાં જ વાનરો ભયભીત થઇ ગયા. ત્યારપછી હનુમાનજીએ તેને પૂછ્યું. 'તમે કોણ છો અને આ ભોંયરું કોનું છે ?'

## ૩૫ (પાંત્રીસમો) સર્ગ સ્વયંપ્રભા દ્વારા વાનરોનું આતિથ્ય અને ગુફામાં આવવાના કારણની ચર્ચા

एवमुक्ता हनुमता तापसी धर्मचारिणी ।
प्रत्युवाच हनुमन्तं सर्वभूतहिते रता ॥ १ ॥

હનુમાનજીએ આવું પૂછ્યું એટલે બધાં જ પ્રાણીઓ પર દયા કરનારી અને ધર્મનું આચરણ કરનારી તે તાપસી હનુમાનને કહેવા લાગી.

मयो नाम महातेजा मायावी दानवर्षभः ।
तेनेदं निर्मितं सर्वं मायया काञ्चनं वनम् ॥ २ ॥

'મય નામનો એક મહાતેજસ્વી અતિ ચતુર શિલ્પી (દાનવ) હતો. તેણે પોતાની બુદ્ધિ-ચતુરાઇથી સોનાનું હોય તેવા ભાસતા આ વનનું નિર્માણ કર્યું હતું.'



दुहिता मेरुसावर्णेरहं तस्याः स्वयंप्रभा ।
किं कार्यं कस्य वा हेतोः कान्ताराणि प्रपश्यथ ॥ ३ ॥

'હું મેરુ સાવર્ણિની પુત્રી સ્વયંપ્રભા છું. હવે તમે લોકો બતાવો કે તમે અહીં શા માટે આવ્યા છો ? આ નિર્જન વનમાં આપ લોકો કયા હેતુથી નિરીક્ષણ કરી રહ્યા છો ?'

इमान्यभ्यवहार्याणि मूलानि च फलानि च ।
भुक्त्वा पीत्वा च पानीयं सर्वं मे वक्तुमर्हथ ॥ ४ ॥

'પહેલાં તો આપ લોકો ખાવા-પીવા યોગ્ય ફળ-મૂળ વગેરે સારી રીતે ખાઇને તથા પાણી પીને પછી તમારાં અહીં આગમન વિષયમાં સમસ્ત વૃત્તાન્ત મને કહી સાંભળાવો.'

अथ तानब्रवीत्सर्वान् विश्रान्तान् हरिपुङ्गवान् ।
इदं वचनमेकाग्रा तापसी धर्मचारिणी ॥ ५ ॥

જ્યારે તે બધા પરાક્રમી વાનરશ્રેષ્ઠ ખાઇ પી વિશ્રામ કરી રહ્યા ત્યારે ધર્મચારિણી તાપસી સ્વયંપ્રભાએ એકાગ્રચિત્તે એમને કહ્યું.

वानरा यदि वः खेदः प्रणष्टः फलभक्षणात् ।
यदि चैतन्मया श्राव्यं श्रोतुमिच्छामि कथ्यताम् ॥ ६ ॥

'હે વાનરો ! ફળ વગેરે ખાવાથી જો તમારો થાક ઊતરી ગયો હોય અને જો આ વાત મારે સાંભળવા યોગ્ય હોય તો આપ લોકો મને કહી સંભળાવો. હું આપ લોકોનો વૃતાંત સાંભળવા માગું છું.'

तस्यास्तद्वचनं श्रुत्वा हनुमान् मारुतात्मजः ।
आर्जवेन यथातत्त्वमाख्यातुमुपचक्रमे ॥ ७ ॥



તે તાપસીનું આવું વચન સાંભળીને પવનપુત્ર હનુમાનજી નમ્રતાપૂર્વક પોતાનાં આગમનનો સંપૂર્ણ વૃત્તાંત યથાર્થ રૂપમાં કહેવા લાગ્યા,

रामो दाशरथिः श्रीमान प्रविष्टो दण्डकावनम् ।
लक्ष्मणेन सह भ्रात्रा वैदेह्या चापि भार्यया ॥ ८ ॥

'મહારાજ દશરથના પુત્ર શ્રીરામ પિતાની આજ્ઞાથી દંડકારણ્યમાં દાખલ થયા. તેમની સાથે તેમનો નાનો ભાઇ લક્ષ્મણ અને તેમની પત્ની સીતા પણ હતા.'

तस्य भार्या जनस्थानाद्रावणेन हृता बलात् ।
वीरस्तस्य सखा राज्ञः सुग्रीवो नाम वानरः ॥ ९ ॥

'તેમની પત્ની સીતાને રાવણ જનસ્થાનમાંથી બળ પૂર્વક ઊઠાવી ગયો. એ શ્રીરામના મિત્ર રાજા સુગ્રીવ છે, જે મહાન વીર પુરુષ છે.'

राजा वानरमुख्यानां येन प्रस्थापिता वयम् ।
विचित्य तु वयं सर्वे समग्रां दक्षिणां दिशम् ॥ १० ॥
इदं प्रविष्टाः सहसा बिलं तिमिरसंवृतम् ।
एतन्नः कार्यमेतेन कृत्येन वयमागताः ॥ ११ ॥

'વાનરોના રાજા સુગ્રીવે અમને સીતાને શોધી કાઢવા માટે મોકલ્યા છે. દક્ષિણ દિશાનાં સંપૂર્ણ વનો અને પર્વતોમાં ગોતતાં ગોતતાં અમે સાહસ કરીને આ અંધારામાં ઢંકાયેલી ભુલભુલામણીમાં પ્રવિષ્ટ થઇ ગયા છીએ. બસ આ જ અમારું કામ છે અને આ કાર્ય કરવા માટે જ અમે આવ્યા છીએ.'



शरणं त्वां प्रपन्नाः स्मः सर्वे वै धर्मचारिणि ।
यः कृतः समयोऽस्माकं सुग्रीवेण महात्मना ॥ १२ ॥
स च कालो ह्यतिक्रान्तो बिले च परिवर्तताम् ।
सां त्वमस्माद् बिलाद् घोरादुत्तारयितुमर्हसि ॥ १३ ॥

'હે ધર્મચારિણી ! હવે અમે બધા જ તમારે શરણે છીએ. મહાત્મા સુગ્રીવે આ કાર્ય માટે જેટલો સમય આપેલો હતો તે તો આ ગુફામાં રહેતાં રહેતાં જ પૂરો થઇ ગયો. એટલે આપ કૃપા કરીને કોઇ રીતે અમને આ ગુફામાંથી બહાર નીકાળી દ્યો.'

एवमुक्ता हनुमता तापसी वाक्यमब्रवीत् ।
जीवता दुष्करं मन्ये प्रविष्टेन निवर्तितुम् ॥ १४ ॥

હનુમાનજીના આમ કહેવાથી તાપસીએ કહ્યું, 'આ ગુફામાં પ્રવેશ કર્યા પછી જીવતાં બહાર નીકળી જવું બહુ જ કઠણ છે. (તો પણ)'

निमीलयत चक्षूंषि सर्वे वानरपुङ्गवाः ।
न हि निष्क्रमितुं शक्यमनिमीलितलोचनैः ॥ १५ ॥

'તમે બધા જ વાનરશ્રેષ્ઠો પોતપોતાની આંખો બંધ કરી દ્યો, કેમકે નેત્રો બંધ કર્યા વિના આ ગુફામાંથી કોઇ જ નીકળી શકતું નથી.'

वानरास्तु महात्मानो हस्तरुद्धमुखास्तदा ।
निमेषान्तरमात्रेण बिलादुत्तारितास्तया ॥ १६ ॥

જ્યારે તે વાનર મહાત્માઓએ પોતાના હાથોવડે પોતાની આંખોને ઢાંકી દીધી ત્યારે તે તાપસીએ બધા જ વાનરોને એક જ પળમાં ગુફાની બહાર પહોંચાડી દીધા.



ततस्तान् वानरान् सर्वांस्तापसी धर्मचारिणी ।
निःसृतान् विषमात्तस्मात्समाश्वास्येदमब्रवीत् ॥ १७ ॥

એ ભયંકર ભુલભુલામણીમાંથી બહાર નીકળેલા એ બધા વાનરોને આશ્વાસન આપાતાં ધર્મચારિણી તાપસી સ્વયંપ્રભાએ કહ્યું, કે

एष विन्ध्यो गिरिः श्रीमान् नानाद्रुमलताकुलः ।
एष प्रस्रवणः शैलः सागरोऽयं महोदधिः ॥ १८ ॥

'વિવિધ પ્રકારના વૃક્ષવેલાઓ વગેરેથી શોભી રહેલો આ વિંધ્યાચળ પર્વત છે. (આ પ્રસ્રવણ નામનું શિખર છે.) અને આ અગાધ જળરાશિથી પરિપૂર્ણ મહાન સમુદ્ર છે.'

स्वस्ति वोऽस्तु गमिष्यामि भवनं वानरर्षभाः ।
इत्युक्त्वा तद् बिलं श्रीमत्प्रविवेश स्वयंप्रभा ॥ १९ ॥

'આપ લોકોના પ્રવાસ મંગલમય હો. હું હવે મારાં ભવને જાઉં છું. આમ કહીને તાપસી સ્વયંપ્રભા એ સમૃદ્ધ ગુફામાં પ્રવેશ કરી ગઇ.

ततस्ते ददृशुर्घोरं सागरं वरुणालयम् ।
अपारमभिगर्जन्तं घोरैरूर्मिभिरावृतम् ॥ २० ॥

ગુફામાંથી બહાર નીકળીને એ વાનરોએ ઊછળતાં ભયાવહ મોજાંઓથી આવૃત અને ભયંકર ઘુઘવાટા કરતી અપાર જળરાશિથી પરિપૂર્ણ એ સાગરને જોયો.



मयस्य मायाविहितं गिरिदुर्गं विचिन्वताम् ।
तेषां मासो व्यतिक्रान्तो यो राज्ञा समयः कृतः ॥ २१ ॥

મયની અદ્‌ભુત કારીગરીથી નિર્મિત એ ગિરિગુફામાં અને શિખરો તથા દુર્ગમ સ્થાનોમાં શોધખોળ કરતાં કરતાં જ રાજા સુગ્રીવે નિર્દિષ્ટ કરેલો એક માસનો સમય તો સમાપ્ત થઇ ગયો.

विन्ध्यस्य तु गिरेः पादे सम्प्रपुष्पितपादपे ।
उपविश्य महात्मानश्चिन्तामापेदिरे तदा ॥ २२ ॥

આથી તે બધા વાનર મહાત્માઓ વિન્ધ્યાચળ પર્વતની તળેટીમાં ફૂલોથી લચી પડતાં વૃક્ષો નીચે બેસીને ભવિષ્યમાં કરવાનાં કાર્યનો વિચાર કરતાં ચિંતામગ્ન થઇ ગયા.

ततस्तान् कपिवृद्धांस्तु शिष्टांश्चैव वनौकसः ।
युवराजो महाप्राज्ञ अङ्गदो वाक्यमब्रवीत् ॥ २३ ॥

એ બધા ઘરડા-બૂઢા અને શિષ્ટ વાનરોને ચિંતાતુર જોઇને મહા બુદ્ધિમાન યુવરાજ અંગદ કહેવા લાગ્યો, કે-

वयमाश्वयुजे मासि कालसंख्याव्यवस्थिताः ।
प्रस्थिताः सोऽपि चातीतः किमतः कार्यमुत्तरम् ॥ २४ ॥

'જુઓ, આપણે બધા આસો મહિનામાં સીતાની શોધ કરવાની પ્રતિજ્ઞા કરીને રાજધાનીથી નીકળ્યા હતા, તે બધો સમય વીતી ગયો છે. હવે આપણે લોકોએ આગળ શું કરવું જોઇએ ?'

इदानीमकृतार्थानां मर्तव्यं नात्र संशयः ।
हरिराजस्य सन्देशमकृत्वा कः सुखी भवेत् ॥ २५ ॥



'અત્યાર સુધી આપણે લોકો આપણાં કાર્યમાં અસફળ રહ્યા છીએ. એટલે આપણું મૃત્યુ જ નિશ્ચિત છે, કેમકે કપિરાજ સુગ્રીવની આજ્ઞાની અવગણના કરીને કોણ સુખેથી રહી શકે છે ?'

तीक्ष्णः प्रकृत्या सुग्रीव स्वामीभावे व्यवस्थितः ।
न क्षमिष्यति नः सर्वानपराधकृतो गतान् ॥ २६ ॥

'સુગ્રીવનો સ્વભાવ બહુ ઉગ્ર છે, વળી અત્યારે તે આપણા રાજા છે, એટલે સીતાની શોધ કર્યા વિના પાછા જઇશું તો અપરાધી થઇશું; અને સુગ્રીવ આપણો ગુનો કદી માફ નહિ કરે.'

तस्मिन्नतीते काले तु सुग्रीवेण कृते स्वयम् ।
प्रायोपवेशनं युक्तं सर्वेषां च वनौकसाम् ॥ २७ ॥

'એટલે સુગ્રીવે નિર્ધારિત કરેલી અવધિ વીતી ગયા પછી આપણા સર્વ વાનરો માટે એજ ઉચિત છે કે આપણે ખાવા-પીવાનું ત્યજી દઇને આપણા પ્રાણ છોડી દઇએ.'

त्यक्त्वा पुत्रांश्च दारांश्च धनानि च गृहाणि च ।
ध्रुवं नो हिंसते राजा सर्वान् प्रतिगतानितः ॥ २८ ॥

આપણે પુત્ર, સ્ત્રી, ધન-ધાન્ય અને ઘર વગેરેનો મોહ અને મમતા હવે છોડી દેવી જોઇએ. કેમકે કામ જે ધારેલું તે સિદ્ધ ન થવાથી રાજા સુગ્રીવ આપણને અવશ્ય પ્રાણદંડ આપવાના જ. (તો ત્યાં જઇને મરવા કરતાં અહીં જ મરવું વધારે સારું છે.)

न चाहं यौवराज्येन सुग्रीवेणाभिषेचितः ।
नरेन्द्रेणाभिषिक्तोऽस्मि रामेणाक्लिष्टकर्मणा ॥ २९ ॥



હું યુવરાજ પદનો અધિકારી છતાં રાજા સુગ્રીવે મને યુવરાજ પદ પર અભિષિક્ત કર્યો નથી. મને તો મર્યાદા-પાલક મહારાજ રામચંદ્રજીએ યુવરાજપદ પર અભિષિક્ત કરેલો છે.' (યુવરાજપદ માટે હું શ્રીરામનો આભારી છું, સુગ્રીવનો નહીં.)

स पूर्वं बद्धवैरो मां राजा दृष्ट्वा व्यतिक्रमम् ।
घातयिष्यति दण्डेन तीक्ष्णेन कृतनिश्चयः ॥ ३० ॥

'મહારાજ સુગ્રીવ મારા પ્રતિ પહેલાથી જ વૈર-બુદ્ધિ રાખે છે. જ્યારે તેઓ જાણશે કે મેં કામ પૂરું કર્યું નથી ત્યારે તેઓ અવશ્ય મને બહુ જ નિર્દયતાથી મરાવી નાખશે.'

किं मे सुहृद्भिर्व्यसनं पश्यद्भिर्जीवितान्तरे ।
इहैव प्रायमासिष्ये पुण्ये सागररोधसि ॥ ३१ ॥

'પોતાના ઇષ્ટ-મિત્રોની નજર સામે નિંદનીય મૃત્યુની અપેક્ષા આ પુણ્યપ્રદાયક સાગરતટ પર પ્રાણ ત્યાગ કરવા તે મારા માટે અધિક શ્રેષ્ઠ છે.'

एतत् श्रुत्वा कुमारेण युवराजेन भाषितम् ।
सर्वे ते वानरश्रेष्ठाः करुणं वाक्यमब्रुवन् ॥ ३२ ॥

રાજકુમાર યુવરાજ અંગદની આ વાતો સાંભળી બધા જ વાનરો કરુણાપૂર્ણ વાણીથી બોલી ઊઠ્યા.

तीक्ष्णः प्रकृत्या सुग्रीवः प्रियासक्तश्च राघवः ।
अदृष्टायां च वैदेह्यां दृष्ट्वा चैव समागतान् ॥ ३३ ॥
राघवप्रियकामार्थं घातयिष्यत्यसंशयम् ।
न क्षमं चापराद्धानां गमनं स्वामिपार्श्वतः ॥ ३४ ॥



'સુગ્રીવ તો ઉગ્ર પ્રકૃતિના છે જ અને શ્રીરામ પોતાની પ્રિયા સીતાના અનુરાગી થઇ ગયા છે. સીતાને નજરે દેખ્યા વિના જ આપણે પાછા આવેલા છીએ એમ જાણીને સુગ્રીવ શ્રીરામને પ્રસન્ન કરવા માટે આપણને મરાવી નાખશે. એમાં જરા પણ સંદેહ નથી એટલે અપરાધ કરીને સ્વામીની પાસે રાજધાનીમાં જવું આપણા માટે ઉચિત નથી.'

इहैव सीतामन्विष्य प्रवृत्तिमुपलभ्य वा ।
नो चेद् गच्छाम तं वीरं गमिष्यामो यमक्षयम् ॥ ३५ ॥

'જો આપણે સીતાને જોયા વિના જ અથવા તેના સમાચાર પ્રાપ્ત કર્યા વગર સુગ્રીવ પાસે પાછા જઇશું તો નક્કી આપણે બધાએ યમરાજપુરી તરફ પ્રસ્થાન કરવું જ પડશે.'

प्लवङ्गमानां तु भयार्दितानां
श्रुत्वा वचस्तार इदं बभाषे ।
अलं विषादेन बिलं प्रविश्य
वसाम सर्वे यदि रोचते वः ॥ ३६ ॥

એ ભયવિહ્વલ વાનરોની વાતો સાંભળીને તારે કહ્યું. 'તમે બધા બહુ ઉદ્‌વેગ-વિષાદ ન કરો, જો તમને બધાને ગમતી વાત હોય તો આપણે બધા પુનઃ આ ગુફામાં જતા રહીએ, અને ત્યાં જ વસીને સ્થાયી થઇએ.'

## ૩૬ (છત્રીસમો) સર્ગ હનુમાનની ભેદ-નીતિ

तथा ब्रुवति तारे तु ताराधिपतिवर्चसि ।
अथ मेने हृतं राज्यं हनुमानङ्गदेन तत् ॥ १ ॥

ચંદ્રમાની કાન્તિ સમાન પ્રભાવવાળા તારે આમ કહ્યું, તેથી હનુમાનજીને એમ થયું કે બધા વાનરો અંગદના પ્રભાવમાં દબાઇ ગયા; અર્થાત્ બધા વાનરો અંગદનું ગાયું ગાય છે.



बुद्धया ह्यष्टाङ्गया युक्तं चतुर्बलसमन्वितम् ।
चतुर्दशगुणं मेने हनुमान् वालिनः सुतम् ॥ २ ॥

હનુમાને વાલીપુત્ર અંગદને અષ્ટાંગ બુદ્ધિથી સંપન્ન, ચાર પ્રકારનાં બળથી યુક્ત અને રાજનીતિના ચૌદ ગુણોથી સમલંકૃત માન્યો.

**ટિપ્પણી :** ✵ *અષ્ટાંગ બુદ્ધિ*

*शुश्रूषा श्रवणं चैव ग्रहणं धारणं तथा ।*
*ऊहापोहार्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः ॥*

*(૧) સાંભળવાની ઇચ્છા (શાસ્ત્રાદિશ્રવણની ઇચ્છા) (૨) સાંભળવું (શ્રુતિ) (૩) સમજવું (જ્ઞાન-વિદ્યાગ્રહણ ક્ષમતા) (૪) ધારણાશક્તિ (૫) તર્ક-વિતર્ક દ્વારા નિર્ણાયક બુદ્ધિ (૬) અભિપ્રાયને જાણવો (૭) વિજ્ઞાન (૮) તત્ત્વજ્ઞાન આ આઠ બુદ્ધિના ગુણો છે.*

૨. *ચાર પ્રકારનાં બળ, (૧) સામ (૨) દાન (૩) ભેદ (૪) દંડ અથવા (૧) બાહુબળ (૨) મનોબળ (૩) ઉપાયબળ (૪) બંધુ-બળ*

૩. *રાજનીતિના ચૌદ ગુણો*

*देशकालज्ञता दार्ढ्यं सर्वक्लेशसहिष्णुता ।*
*सर्वविज्ञानता दाक्ष्यमूर्जः संवृत्तमन्त्रता ॥*
*अविसंवादिता शौर्यं भक्तिज्ञत्वं कृतज्ञता ।*
*शरणागतवात्सल्यममर्षित्वमचापलम् ॥*



*(૧) દેશકાળનું જ્ઞાન (૨) દઢતા (૩) કષ્ટ સહિષ્ણુતા (૪) સર્વ-વિજ્ઞાનતા (૫) દક્ષતા (૬) ઉત્સાહ (૭) મંત્રગુપ્તિ (૮) એકવાક્યતા (૯) શૂરતા (૧૦) ભક્તિજ્ઞાન (૧૧) કૃતજ્ઞતા (૧૨) શરણાગત-વત્સલતા (૧૩) અમર્ષિત્વ = અધર્મ માટે અસહિષ્ણુતા અને (૧૪) અચપલતા = ગંભીરતા*

भर्तुरर्थे परिश्रान्तं सर्वशास्त्रविदां वरम् ।
अभिसन्धातुमारेभे हनुमानङ्गदं ततः ॥ ३ ॥

સર્વ-શાસ્ત્ર વિશારદ હનુમાનજીએ પોતાના સ્વામીના કાર્યમાં શિથિલ અંગદને શ્રીરામનાં કાર્યમાં જોડવાની પ્રવૃત્તિ શરૂ કરી.

स चतुर्णामुपायानां तृतीयमुपवर्णयन् ।
भेदयामास तान् सर्वान् वानरान् वाक्यसम्पदा ॥ ४ ॥

વાણી ચતુર હનુમાનજીએ પોતાના વાક્ચાતુર્યથી સામ વગેરે ચાર ઉપાયોમાંથી ત્રીજા ઉપાય ભેદનું અવલંબન કરી એ બધા વાનરોમાં ભેદ ઉત્પન્ન કરી દીધો.

तेषु सर्वेषु भिन्नेषु ततोऽभीषयदङ्गदम् ।
भीषणैर्बहुभिर्वाक्यैः कोपोपायसमन्वितैः ॥ ५ ॥

અંગદથી વાનરો પૃથક્ થઇ જવાથી હનુમાનજીએ દંડનીતિનો આશ્રય લીધો અને અનેક ભયપ્રદ વાક્યોથી અંગદને બીક બતાવતાં કહ્યું.

त्वं समर्थतरः पित्रा युद्धे तारेय वै ध्रुवम् ।
दृढं धारयितुं शक्तः कपिराज्यं यथा पिता ॥ ६ ॥



'હે તારા-પુત્ર અંગદ ! યુદ્ધ કરવામાં તમે તમારા પિતા કરતાં પણ ચઢિયાતું સામર્થ્ય ધરાવો છો એમાં કશો સંદેહ નથી. વાનરોના રાજ્ય સિંહાસન પર અભિષિક્ત થઈને તમે તમારા પિતાની જેમ જ રાજ્ય કરી શકો છો.'

नित्यमस्थिरचित्ता हि कपयो हरिपुङ्गव ।
नाज्ञाप्यं विषहिष्यन्ति पुत्रदारान् विना त्वया ॥ ७ ॥

'હે વાનરશ્રેષ્ઠ ! આ વાનરોની ચિત્તવૃત્તિ અસ્થિર છે. આજ તેઓ તમારી આજ્ઞા માને છે, પરન્તુ પોતાના પુત્રો અને સ્ત્રીઓ ગુમાવ્યા પછી (પુત્રો અને સ્ત્રીઓથી અલગ રહેવાનું થાય ત્યારે) તેઓ તમારી આજ્ઞાઓનું પાલન નહિ કરે.'

त्वां नैते ह्यनुरज्जेयुः प्रत्यक्षं प्रवदामि ते ।
यथायं जाम्बवान्नीलः सुहोत्रश्च महाकपिः ॥ ८ ॥
न ह्यहं न इमे सर्वे सामदानादिभिर्गुणैः ।
दण्डेन वा त्वया शक्याः सुग्रीवादपकर्षितुम् ॥ ९ ॥

'હું તમને આ બધાની સામે જ ચોકખે ચોકખું કહી દઉં છું કે આ લોકો પોતાનાં બૈરાં-છોકરાંવને છોડીને તમને રાજી રાખશે નહિ. જાંબવાન, નીલ, મહાકપિ સુહોત્ર, આ બધા જ વાનરોને તથા મને પણ તમે સામ, દાન, ભેદ, દંડ દ્વારા સુગ્રીવવિરુદ્ધ તમારી તરફ આકર્ષી શકશો નહીં.'

अवस्थाने यदैव त्वमासिष्यसि परन्तप ।
तदैव हरयः सर्वे त्यक्ष्यन्ति कृतनिश्चयाः ॥ १० ॥

'હે પરંતપ ! જેવા તમે અમારાથી અલગ થઈને આ ગુફામાં તમારું નિવાસ-સ્થાન બનાવશો કે તરત જ તમને સંગાથ આપવાનું વચન આપનારા આ બધા વાનરો તમને ત્યજીને જતા રહેવાના'.



स्मरन्तः पुत्रदाराणां नित्योद्विग्ना बुभुक्षिताः ।
खेदिता दुःखशय्याभिस्त्वां करिष्यन्ति पृष्ठतः ॥ ११ ॥

'પોતાના સ્ત્રી-પુત્રો વગેરે કુટુમ્બીજનોના વિયોગથી ઉદ્વિગ્ન, ભૂખ-તરસ, શયન વગેરે અડચણોથી ત્રાસી જઈ આ વાનરલોકો તમને પીઠ બતાવીને સુગ્રીવને જઈ મળવાના.'

स त्वं हीनः सुहृद्भिश्च हितकामैश्च बन्धुभिः ।
तृणादपि भृशोद्विग्नः स्पन्दमानाद्भविष्यसि ॥ १२ ॥

'આ પ્રકારે આપ આપના મિત્રો અને હિતૈષી બંધુઓ વગરના થઈને તણખલાથી પણ હલકા થઈ જવાના અને ઉદ્‌વેગ કરશો એટલે તમારા હૃદયના ધબકારા વધી જશે.'

अस्माभिस्तु गतं सार्धं विनीतवदुपस्थितम् ।
आनुपूर्व्यात्तु सुग्रीवो राज्ये त्वां स्थापयिष्यति ॥ १३ ॥

'જો તમે અમારી સાથે આવશો અને વિનયપૂર્વક સુગ્રીવ સામે (નમ્ર થઈ) ઊભા રહેશો તો સુગ્રીવ પરંપરાગત વાનર રાજ્ય ઉપર આપનો જ અભિષેક કરશે.'

धर्मकामः पितृव्यस्ते प्रीतिकामो दृढव्रतः ।
शुचिः सत्यप्रतिज्ञश्च न त्वां जातु जिघांसति ॥ १४ ॥

'તમારા કાકા સુગ્રીવ ધર્માત્મા, દઢવ્રતવાળા, નિર્મળ અંતઃકરણવાળા અને પ્રતિજ્ઞા પાળનારા છે; વળી તમારા ઉપર સ્નેહ પણ રાખે છે. એથી તેઓ હાલતાં તમારો વધ કદી નહીં કરે.'

प्रियकामश्च ते मातुस्तदर्थं चास्य जीवितम् ।
तस्यापत्यं च नास्त्यन्यत्तस्मादङ्गद गम्यताम् ॥ १५ ॥



'તે સુગ્રીવ તમારી માતા પર કૃપા દષ્ટિ રાખે છે; એટલે સુધી કે તેના માટે તેઓ જીવ આપવાને પણ તૈયાર રહે છે. વળી સુગ્રીવને કોઇ બીજો પુત્ર પણ નથી, કે તેઓ તમને મારીને તેને રાજ્ય આપી દેશે, એટલે હે અંગદ ! તમે કિષ્કિંધા પાછા ચાલો.'

## ૩૭ (સાડત્રીસમો) સર્ગ અંગદનો આવેશ અને પ્રાણત્યાગની તૈયારી

श्रुत्वा हनुमतो वाक्यं प्रश्रितं धर्मसंहितम् ।
स्वामिसत्कारसंयुक्तमङ्गदो वाक्यमब्रवीत् ॥ १ ॥

હનુમાનજીનાં વિનમ્ર, ધર્મયુકત અને સ્વામી તરફની સન્માન બુદ્ધિથી કહેલાં વચનો સાંભળીને અંગદે કહ્યું,

स्थैर्यं सत्त्वं मनःशौचमानृशंस्यमथार्जनम् ।
विक्रमश्चैव धैर्यं च सुग्रीवे नोपपद्यते ॥ २ ॥

હે હનુમાન ! સ્થિરતા, અંદરની અને બહારની પવિત્રતા, દયા, સરલતા, વીરતા અને ધીરજ-આમાંનો કોઇ પણ ગુણ મને સુગ્રીવમાં દેખાતો નથી.

भ्रातुर्ज्येष्ठस्य यो भार्यां जीवतो महिषीं प्रियाम् ।
धर्मेण मातरं यस्तु स्वीकरोति जुगुप्सितः ॥ ३ ॥

'મોટો ભાઇ જીવતો હતો ત્યારની તેની પ્રાણપ્રિય મહારાણી કે જે ધર્મથી તેની માતા સમાન ગણાય તે(ભાભી)નો જે તેણે અંગીકાર કરેલો છે તે તો આવશ્ય નિંદનીય છે જ.'

कथं स धर्मं जानीते येन भ्रात्रा महात्मना ।
युद्धायाभिनियुक्तेन बिलस्य पिहितं मुखम् ॥ ४ ॥



'તે વ્યકિતને ધર્માત્મા કેમ કહી શકાય જેણે સંગ્રામમાં જઇ રહેલા પોતાના ભાઇએ રક્ષા માટે નિમણૂક કરેલી છતાં ગુફાનું દ્વાર શિલા વડે બંધ કરી દીધું હતું !'

सत्यात्पाणिगृहीतश्च कृतकर्मा महायशाः ।
विस्मृतो राघवो येन स कस्य सुकृतं स्मरेत् ॥ ५ ॥

'જેણે સત્યની સાક્ષીમાં મૈત્રી કરી અને પોતાના પૂર્વ-ઉપકારી મહાયશસ્વી મિત્ર શ્રીરામને પણ ભૂલી ગયો તે બીજા કોના ઉપકારને યાદ રાખી શકે છે ?'

लक्ष्मणस्य भयाद्येन नाधर्मभयभीरुणा ।
आदिष्टा मार्गितुं सीतां धर्ममस्मिन् कथं भवेत् ॥ ६ ॥

'અધર્મના ભયથી નહીં, પણ લક્ષ્મણના ભયથી ભયભીત થઇને જેણે આપણને સીતાજીની શોધ માટે મોકલ્યા છે, ભલા, આવા માણસમાં ધર્મ કયાંથી હાઇ શકે ?'

भिन्नमन्त्रोऽपराद्धश्च हीनशक्तिः कथं ह्यहम् ।
किष्किन्धां प्राप्य जीवेयमनाथ इव दुर्बलः ॥ ७ ॥

ગુફામાં જઇને રહેવાનો તથા પ્રાયોપવેશ = આમરણાંત અનશન વ્રતનો મારો વિચાર પ્રકટ થઇ ગયો. નિયત અવધિમાં સીતાનો પત્તો ન લગાડવાના કારણે અને આ મંત્રણાના કારણે હવે હું સુગ્રીવનો અપરાધી પણ છું. વળી હું હીન બળવાળો પણ છું. આવી દશામાં જો હું કિષ્કિંધામાં જાઉં પણ તો ત્યાં હું દુર્બળ અને અનાથ જેવું જીવન કેમ વીતાવી શકીશ.

उपांशुदण्डेन हि मां बन्धनेनोपपादयेत् ।
शठः क्रूरो नृशंसश्च सुग्रीवो राज्यकारणात् ॥ ८ ॥



'ધુતારો, નિર્દય અને ક્રૂર સુગ્રીવ રાજ્ય-પ્રાપ્તિના લોભથી મને છૂપી રીતે પ્રાણદંડ દેશે અથવા કેદી બનાવી કારાગારમાં પૂરશે.'

बन्धनाद्वाऽवसादान्मे श्रेयः प्रायोपवेशनम् ।
अनुजानीत मां सर्वे गृहं गच्छन्तु वानराः ॥ ९ ॥

'આ પ્રકારે બંદી બનીને કારાગારમાં રિબાવા કરતાં તો આમરણ અનશન જ શ્રેયસ્કર દેખાય છે. આથી, હે વાનર લોકો ! તમે બધા મને તેમ કરવાની અનુમતિ આપો અને પોતાની મેળે પોતાનાં ઘરે પાછા જતાં રહો.'

વિશેષ : આ વિવરણથી એ સ્પષ્ટ છે કે રાજકુમાર અંગદ પોતાના પિતાનો સુયોગ્ય પુત્ર હતો. પોતાના પિતાનો વધ કરનાર સુગ્રીવ પ્રતિ તેનાં મનમાં જે ભાવ હતો તે તેણે આ અવસરે ભાવાવેશમાં પ્રકટ કરી દીધો. સાચો દીકરો પિતૃઘાતક પ્રતિ કદીપણ શ્રદ્ધા કે અનુરાગ રાખી શકતો નથી. અંગદની પરીક્ષા માટે જ તેને રાવણ પાસે દૂત બનાવીને મોકલવામાં આવેલ હતો. તે રાજનૈતિક ચાલ હતી. જો એ ટાણે પણ અંગદ સુગ્રીવનો વિરોધી હશે તો વાલીના મિત્ર રાવણની સાથે સંધિ કરી લેશે. આમ થયું હોત તો તે વિદ્રોહીની કક્ષામાં ગણાઇ જાત. (અંગદ રામનો વિદ્રોહી ન હતો કે રાવણ સાથે મૈત્રી કરી લે. - ન્હાનું ટાંક)

अहं वा प्रतिजानामि ना गमिष्याम्यहं पुरीम् ।
इहैव प्रायमासिष्ये श्रेयो मरणमेव मे ॥ १० ॥

'હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કે હું કિષ્કિંધા પાછો નહીં ફરું. મારા માટે તો અહીંયા રહીને પ્રાયોપવેશન દ્વારા મરી જવું જ શ્રેયસ્કર છે.'

एतावदुक्त्वा वचनं वृद्धांस्तानभिवाद्य च ।
विवेश चाङ्गदो भूमौ रुदन्दर्भेषु दुर्मनाः ॥ ११ ॥



'આટલું બોલીને, વૃદ્ધ વાનરોને પ્રણામ કરીને અંગદ રુદન કરતો કરતો જમીન પર દાભ બિછાવીને મરવા માટે ઉદાસ થઇ બેસી ગયો.

तस्य संविशतस्तत्र रुदन्तो वानरर्षभाः ।
परिवार्याङ्गदं सर्वे व्यवस्यन् प्रायमासितुम् ॥ १२ ॥

અંગદને આ પ્રકારે મરવા માટે તત્પર જોઇ બધા વાનર જૂથોની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી અને તેઓ બધા પોતે પણ મરવા માટે તૈયાર થઇ અંગદને ઘેરી વળીને બેસી ગયા.

उपस्पृश्योदकं तत्र प्राङ्मुखाः समुपाविशन् ।
दक्षिणाग्रेषु दर्भेषु उदक्तीरं समाश्रिताः ॥ १३ ॥

તે બધા જ વાનરવીરો જલથી આચમન કરી દક્ષિણમાં દર્ભ પાથરીને પોતે પૂર્વાભિમુખે દરિયાકિનારે બેસી ગયા.

मुमूर्षवो हरिश्रेष्ठा एतत्क्षममिति स्म ह ।
रामस्य वनवासं च क्षयं दशरथस्य च ॥ १४ ॥
जन्स्थानवधं चैव वधं चैव जटायुषः ।
हरणं चैव वैदेह्या वालिनश्च वधं रणे ॥ १५ ॥

'અહીં જ પ્રાણ ત્યાગ કરવાનું ઠીક રહેશે' એવું કહીને તે બધા મરણની કામના કરનારા શ્રેષ્ઠ વાનરલોકો શ્રીરામનો વનવાસ, દશરથનો સ્વર્ગવાસ, જનસ્થાનનો વિધ્વંસ, જટાયુની શહીદી, રાવણ દ્વારા સીતાનું અપહરણ અને યુદ્ધમાં શ્રીરામવડે વાલીનું હણાઇ જવું વગેરે પ્રસંગોની ચર્ચા કરવા લાગ્યા.



## ૩૮ (આડત્રીસમો) સર્ગ સંપાતિનું આગમન

उपविष्टास्तु ते सर्वे यस्मिन् प्रायं गिरिस्थले ।
हरयो गृध्रराजश्च तं देशमुपचक्रमे ॥ १ ॥

જે પર્વતના પ્રદેશ પર તે બધા વાનરો અનશન કરીને મરવા માટે તૈયાર બેઠા હતા, તે ગૃધ્રકૂટ પર્વતનો ભૂતપૂર્વ રાજા તે જ સ્થાનમાં આવી ચડ્યો.

सम्पातिर्नाम नाम्ना तु चिरजीवी विहङ्गमः ।
भ्राता जटायुषः श्रीमान् प्रख्यातबलपौरुषः ॥ २ ॥

તેનું નામ હતું સંપાતિ. તે અત્યંત દીર્ઘજીવી વાનપ્રસ્થી હતો. તે જટાયુનો સૌથી મોટો ભાઇ હતો. તે શ્રીમાન્ બળ તથા પૌરુષ માટે પ્રસિદ્ધ હતો.

कन्दरादभिनिष्क्रम्य स विन्ध्यस्य महागिरेः ।
उपविष्टान् हरीन् दृष्ट्वा गृध्रराजोऽब्रवीद्वचः ॥ ३ ॥

મહાગિરિ વિંધ્યાચળ પર્વતની એક ગુફામાંથી નીકળીને વાનરોને ત્યાં બેઠેલા જોઇને તે ગૃધ્રરાજ સંપાતિ બોલ્યો.

कोऽयं गिरा घोषयति प्राणैः प्रियतमस्य मे ।
जटायुषो वधं भ्रातुः कम्पयन्निव मे मनः ॥ ४ ॥

'એ કોણ છે જે મારા પ્રાણપ્રિય ભાઇ જટાયુના વધનો વૃતાન્ત કહીને મારા મનને બાળી રહ્યો છે ? (હૃદયને વલોવી રહ્યો છે ?)'



इच्छेयं गिरिदुर्गाच्च भवद्भिरवतारयितुम् ।
यवीयसो गुणज्ञस्य श्लाघनीयस्य विक्रमैः ॥ ५ ॥
अतिदीर्घस्य कालस्य तुष्टोऽस्मि परिकीर्तनात् ।
तदिच्छेयमहं श्रोतुं विनाशं वानरर्षभाः ॥ ६ ॥

'હે વાનર શ્રેષ્ઠો ! આપ લોકો મને આ પહાડી ગઢમાંથી નીચે ઉતારો એમ હું ઇચ્છું છું. બહુ લાંબા સમયે ગુણ અને પરાક્રમમાં પ્રશંસનીય મારા નાના ભાઇના સમાચાર મળતાં મને બહુ જ પ્રસન્નતા થઇ છે, હું મારો ભાઇ કેવી રીતે મરાયો તે વૃત્તાન્ત સાંભળવા માગું છું.'

अवतार्य गिरेः शृंगाद् गृध्रमाहाङ्गदस्तथा ।
रामो दाशरथिः श्रीमान् प्रविष्टो दण्डकावनम् ॥ ७ ॥
लक्ष्मणेन सह भ्रात्रा वैदेह्या चापि भार्यया ।
तस्य भार्या जनस्थानाद् रावणेन हृता बलात् ॥ ८ ॥

એ ગૃધ્રરાજ સંપાતિને પર્વત-શિખરથી નીચે ઉતારીને તેને અંગદે કહ્યું 'મહારાજ દશરથના પુત્ર શ્રી રામ પોતાના નાના ભાઇ લક્ષ્મણ અને પોતાની પત્ની જાનકી સહિત દંડક વનમાં પ્રવિષ્ટ થયા. તેમની ધર્મ-પત્ની સીતાને રાવણ જનસ્થાનમાંથી બળપૂર્વક ઉઠાવી લઇ ગયો.'

रामस्य तु पितुर्मित्रं जटायुनाम गृध्रराट् ।
ददर्श सीतां वैदेहीं ह्रियमाणां विहायसा ॥ ९ ॥

શ્રીરામના પિતા મહારાજા દશરથના મિત્ર જટાયુ નામના ગૃધ્રકૂટના રાજા એ રાવણ દ્વારા આકાશમાર્ગે લઇ જવાતી સીતાને દેખી'.

रावणं विरथं कृत्वा स्थापयित्वा च मैथिलीम् ।
परिश्रान्तश्च वृद्धश्च रावणेन हतो रणे ॥ १० ॥



તેમણે યુદ્ધ કરીને રાવણનો રથ તોડી નાખ્યો અને સીતાજીને રથથી ઉતારી લીધાં, પરંતુ વૃદ્ધાવસ્થાના કારણે જ્યારે જટાયુ લડતાં લડતાં થાકી ગયા ત્યારે રાવણે તેને હણી નાખ્યા.

एवं गृध्रो हतस्तेन रावणेन बलीयसा ।
संस्कृतश्चापि रामेण गतश्च गतिमुत्तमाम् ॥ ११ ॥

આ પ્રકારે એ વધુ બળવાન રાવણ વડે જટાયુનો વધ થયો. શ્રીરામે તેનો અંત્યેષ્ટિ સંસ્કાર કર્યો, આમ તેણે ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી.'

## ૩૯ (ઓગણચાળીસમો) સર્ગ સંપાતિએ આપેલી સીતાની ભાળ.

इत्युक्तः करुणं वाक्यं वानरैस्त्यक्तजीवितैः ।
सबाष्पो वानरान् गृध्रः प्रत्युवाच महास्वनः ॥ १ ॥

જ્યારે પ્રાણ ત્યજવાને તૈયાર થઇ ગયેલા વાનરોએ આ પ્રકારની કરુણાભરી વાતો કરી ત્યારે સંપાતિની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં, તેણે ગંભીર અવાજે એ વાનરોને કીધું કે

यवीयान् मम स भ्राता जटायुर्नाम वानराः ।
यमाख्यात हतं युद्धे रावणेन बलीयसा ॥ २ ॥

'હે વાનરો ! સંગ્રામમાં વધારે બળવાન રાવણ દ્વારા માર્યા ગયાનું જેનું વર્ણન તમે કર્યું તે જટાયુ તો મારો નાનો ભાઇ હતો.

***ટિપ્પણી :*** ✷ *પૂર્વ સર્ગમાં જે કંઇ કહેલું છે તે કેવળ અંગદે કહ્યું છે, અહીં આદિ કવિએ બહુ વચનનો પ્રયોગ બધા જ વાનરોની સ્થિતિ બતાવવાને કરેલો છે.'*



जटायुषस्त्वेमुक्तो भ्राता सम्पातिना तदा ।
युवराजो महाप्राज्ञः प्रत्युवाचाङ्गदस्तदा ॥ ३ ॥

જ્યારે જટાયુના જ્યેષ્ઠ ભ્રાતા સંપાતિએ આ પ્રકારે કહ્યું, ત્યારે મહાબુદ્ધિમાન યુવરાજ અંગદ આ વચન બોલ્યો,

जटायुषो यदि भ्राता श्रुतं ते गदितं मया ।
आख्याहि यदि जानासि निलयं तस्य रक्षसः ॥ ४ ॥

'જો આપ જટાયુના ભાઇ છો અને આપે જો મારું સંપૂર્ણ કથન સાંભળી લીધુ છે, તો આવી પરિસ્થિતિમાં જો આપ એ રાક્ષસનું નિવાસ સ્થાન જાણતા હો તો મને બતાવો.'

ततोऽब्रवीन्महातेजा ज्येष्ठो भ्राता जटायुषः ।
आत्मानुरूपं वचनं वानरान् सम्प्रहर्षयन् ॥ ५ ॥

અંગદે પૂછયું એટલે જટાયુના જ્યેષ્ઠ ભ્રાતા મહાતેજસ્વી સંપાતિ વાનરોને હરખાવતાં હરખાવતાં પોતાને અનુરૂપ વાત કરવા લાગ્યા.

जरया च हृतं तेजः प्राणाश्च शिथिला मम ।
वाङ्मात्रेण तु रामस्य करिष्ये साह्यमुत्तमम् ॥ ६ ॥

'વૃદ્ધાવસ્થાનાં કારણે મારું સંપૂર્ણ તેજ નષ્ટ થઇ ગયું છે, મારાં પ્રાણ શિથિલ થઇ ગયા છે, (અર્થાત્ જીવનમાં પ્રાણશકિત = Vitality નથી.) ઉત્સાહ નથી. એથી હું વિશેષ મદદ તો કરી શકતો નથી તો પણ) હું વાણી માત્રથી શ્રીરામની અતિ ઉત્તમ સહાયતા કરીશ.'

तरुणी रूपसम्पन्ना सर्वाभरणभूषिता ।
ह्रियमाणा मया दृष्टा रावणेन दुरात्मना ॥ ७ ॥



'રૂપ લાવણ્યથી સંપન્ન અને સર્વ આભૂષણોથી અલંકૃત એક તરુણીને અપહરણ કરીને લઇ જતા દુષ્ટ રાવણને મેં પણ જોયો હતો.'

क्रोशन्ति रामरामेति लक्ष्मणेति च भामिनी ।
भूषणान्यपविध्यन्ती गात्राणि च विधुन्वती ॥ ८ ॥

'તે સ્ત્રી રામ ! રામ ! તથા લક્ષ્મણ ! લક્ષ્મણ ! કહીને ચીસો પાડતી હતી. તે પોતાનાં આભૂષણો ઊતારીને ફેંકતી જતી હતી; તે પોતાનું માથું અને ગાત્રો ધૂણાવતી છાતી કૂટતી જતી હતી.'

तां तु सीतामहं मन्ये रामस्य परीकिर्तनात् ।
श्रूयतां मे कथयतो निलयं तस्य रक्षसः ॥ ९ ॥

'તે દેવી વારે વારે રામનું નામ લઇને વિલાપ કરતી હતી તે ઉપરથી મારું તો અનુમાન છે કે તે સીતા જ હશે. હવે હું આપને એ રાક્ષસોના રહેઠાણનો પતો બતાવું છું. સાંભળો.'

पुत्रो विश्रवसः साक्षाद् भ्राता वैश्रवणस्य च ।
अध्यास्ते नगरीं लङ्कां रावणो नाम राक्षसः ॥ १० ॥

'તે રાક્ષસ વિશ્રવા મુનિનો પુત્ર છે. કુબેરનો સગો ભાઇ છે અને લંકા નગરીમાં રહે છે, એનું નામ રાવણ છે.'

इतो द्वीपे समुद्रस्य सम्पूर्णे शतयोजने ।
तस्मिंल्लङ्कापुरी रम्या निर्मिता विश्वकर्मणा ॥ ११ ॥

'આ સમુદ્રતટથી પૂરા સો યોજનના અંતરે એક દ્વીપ (બેટ) છે એ ટાપુમાં વિશ્વકર્માએ નિર્માણ કરેલી લંકા નામે એક નગરી છે.'



**ટિપ્પણી :** ✱ *એક યોજન = આઠ કે નવ માઇલ = લગભગ તેર કિલો મીટર, ૧ માઇલ = ૧.૫૮૪ કિલો મીટર્સ, ૧ યોજન = ૪ કોશ, ચાર ગાઉ.*

तस्यां वसति वैदेही दीना कौशेयवासिनी ।
रावणान्तःपुरे रुद्धा राक्षसीभिः समावृता ॥ १२ ॥

'તે લંકાપુરીમાં (રેશમી) પીતાંબર-ધારિણી શોકસંતપ્ત સીતા નિવાસ કરી રહી છે. તે રાવણના રાજમહેલમાં કેદ છે અને રાક્ષસીઓ તેને ઘેરી વળીને રહે છે.

इहस्थोऽहं प्रपश्यामि रावणं जानकीं तथा ।
अस्माकमपि सौपर्णं दिव्यचक्षुर्बलं तथा ॥ १३ ॥

'હું અહીંથી રાવણને અને જાનકીજીને જોઇ રહ્યો છું, કેમકે અમારી પાસે દૂરની વસ્તુઓને ઠીક ઠીક જોવા માટે સુપર્ણ (સૂર્યકિરણ) વિદ્યાથી સિદ્ધ = નિર્મિત કરેલું દિવ્ય ચક્ષુર્બલ છે. (દૂર-વીક્ષણ = ચશ્મા, અથવા દૂરબીન કે બાયનોક્યૂલર)

**ટિપ્પણી :** ✱ *પ્રાચીન કાળમાં આર્યોનું જ્ઞાન-વિજ્ઞાન બહુ જ ઉન્નત અને વિકસિત હતું. રામાયણ કાળમાં દૂરની વસ્તુઓનું નિરીક્ષણ કરવાને 'ચક્ષુર્બલ' નામે યન્ત્ર વપરાતું હતું. આ વિષયમાં તિલક ટીકાકાર લખે છે કે,*

*'सौपर्णं सुपर्णलिङ्गक चक्षुष्मती विद्या सिद्धिजं सा च विद्या बह्वृचब्राह्मणे तृतीयपञ्जिकायामुक्ता ।*

✱ *આ દિવ્ય ચક્ષુર્બલ યંત્રનું વર્ણન આધુનિક દૂરબીન = Teleseope તે મળતું આવે છે.*

तत्रैव त्वरिताः क्षिप्रं विक्रमध्वं प्लवङ्गमाः ।
ज्ञानेन खलु पश्यामि दृष्ट्वा प्रत्यागमिष्यथ ॥ १४ ॥



'હે વાનરશ્રેષ્ઠ ! તમે તમારું પરાક્રમ બતાવો અને ઝટ સત્વર ત્યાં પહોંચી જાઓ, હું જ્ઞાનચક્ષુથી જોઇ જ રહ્યો છું કે તમે લોકો સીતાની ભાળ મેળવીને પાછા આવી જાઓ છો.'

## ૪૦ (ચાળીસમો) સર્ગ સમુદ્રપાર પહોંચવાને વિચાર-વિમર્શ

आख्याता गृध्रराजेन समुत्पत्य प्लवङ्गमाः ।
संगम्य प्रीतिसंयुक्ता विनेदुः सिंहविक्रमाः ॥ १ ॥

ગૃધ્રકૂટના મહારાજા સંપાતિએ આવું કહ્યું તેથી સિંહ સમાન પરાક્રમવાળા તે બધા વાનર લોકો એકઠા થઇ અતિશય આનંદથી ઊછળવા-કૂદવા અને હર્ષનાદ કરવા લાગ્યા.

सम्पातेर्वचनं श्रुत्वा हरयो रावणक्षयम् ।
हृष्टाः सागरमाजग्मुः सीतादर्शनकाङ्क्षिणः ॥ २ ॥

રાવણનાં નિવાસ-સ્થાન વિશે સંપાતિની વાત સાંભળી તે બધા વાનર સમૂદાય સીતાના દર્શનની અભિલાષાથી ખુશ થતાં થતાં સમુદ્રના તટ પર પહોંચી ગયા.

आकाशमिव दुष्पारं सागरं प्रेक्ष्य वानराः ।
विषेदुः सहसा सर्वे कथं कार्यमिति ब्रुवन् ॥ ३ ॥

આકાશ સમાન પાર વિનાના અને દુર્ગમ સાગરને દેખી વાનર લોકો વિષાદથી ગભરાઇ ગયા અને બધા એક સાથે બોલી ઊઠ્યા, 'હવે કેમ કરવું ?'

तान् विषादेन महता विषण्णान् वानरर्षभान् ।
उवाच मतिमान् काले वालिसूनुर्महाबलः ॥ ४ ॥



એ વાનરોને વિષાદથી ભય વિહ્વળ જોઇ તેમને ધીરજ આપતો મહાબળવાન બુદ્ધિમાન વાલીપુત્ર અંગદ બોલ્યો,

न विषादे मनः कार्यं विषादो दोषवत्तमः ।
विषादो हन्ति पुरुषं बालं क्रुद्ध इवोरगः ॥ ५ ॥

'હે વાનરો ! વિષાદ ન કરો, કેમકે શોક દોષકારક છે. જેમ ક્રોધે ભરાયેલો સાપ બાળકને મારી નાખે છે, તેમ નિરાશા પણ પુરુષને મારી નાખે છે.'

विषादोऽयं प्रसहते विक्रमे पर्युपस्थिते ।
तेजसा तस्य हीनस्य पुरुषार्थो न सिध्यति ॥ ६ ॥

'ઉદ્યોગ કરવાના અથવા પરાક્રમ બતાવવાના સમયે જે મનુષ્ય વિષાદ કરે છે તે તેજહીન થઇ જાય છે અને તેનું કાર્ય સિદ્ધ થતું જ નથી.'

क इदानीं महातेजा लङ्घयिष्यति सागरम् ।
कः करिष्यति सुग्रीवं सत्यसन्धमरिन्दमम् ॥ ७ ॥

('આ વિષાદ = ખેદ કરવાનો નહિ પરંતુ પરાક્રમ બતાવવાનો સમય છે, એટલે બોલો) આ સમયે કોણે એવો મહાતેજસ્વી છે જે સમુદ્રને પાર કરી શત્રુઓનો નાશ કરનારા સુગ્રીવને સત્ય-પ્રતિજ્ઞ (પ્રતિજ્ઞા સાચી કરી બતાવનાર) સિદ્ધ કરશે ?'

को वीरो योजनशतं लङ्घयेच्च प्लवङ्गमः ।
इमांश्च यूथपान् सर्वान् मोक्षयेत्को महाभयात् ॥ ८ ॥

'આ સેનામાં એવો કોણ વીર વાનર છે જે સો યોજન વિસ્તૃત સમુદ્રને ઓળંગીને આ બધા વાનર યૂથપતિઓને મોટા ભયમાંથી ઉગારી લ્યે ?



अङ्गदस्य वचः श्रुत्वा न कश्चित्किञ्चिद ब्रवीत् ।
स्तिमितेवाभवत्सर्वा तत्र सा हरिवाहिनी ॥ ९ ॥

અંગદની આ વાત સાંભળી કોઇ ત્યાં કશું જ બોલ્યો નહિ, સમસ્ત વાનર સેનામાં સ્તબ્ધતા છવાઇ ગઇ.

स्तिमितां च परिश्रान्तां विषण्णां हरिवाहिनीम्
जाम्बवान् समुदीक्ष्यैवं हनुमन्तमथाब्रवीत् ॥ १० ॥

વાનરોની સેનાને ખિન્ન અને અત્યંત થાકેલી તથા સ્તબ્ધ (ચૂપચાપ) જોઇને જામ્બવાન હનુમાનજીને કહેવા લાગ્યા.

वीर वानरलोकस्य सर्वशास्त्रविशारद ।
तूष्णीमेकान्तमाश्रित्य हनुमन् किं न जल्पसि ॥ ११ ॥

'હે વાનર લોકોના શૂરવીર હનુમાન ! હે સર્વ શાસ્ત્રોમાં વિશારદ ! તમે એકલા કેમ ચુપચાપ બેઠા છો ? કેમ કંઇ જ બોલતા નથી ?'

**ટિપ્પણી :** ✱ *અહીં વાનરોને શૂરવીર 'લોકો' કહેલાં છે, કેમકે વાનરો વીર મનુષ્યો હતા.*

बलं बुद्धिश्च तेजश्च सत्त्वं च हरिपुङ्गव ।
विशिष्टं सर्वभूतेषु किमात्मानं न बुध्यसे ॥ १२ ॥

'હે કપિશ્રેષ્ઠ ! આપમાં બળ, બુદ્ધિ, તેજ અને ઉત્સાહ અન્ય પ્રાણીઓની અપેક્ષા બહુ જ વધારે છે. તો પછી તમે તમારી જાતને કેમ સમજતા નથી ? (તમારાં શરીરબળ અને મનોબળની અધિકતાને કેમ વિચારતા નથી ?)



वयमद्य गतप्राणा भवान्नस्त्रातु साम्प्रतम् ।
उत्तिष्ठ हरिशार्दूल लङ्घयस्व महार्णवम् ॥ १३ ॥

'આ વખતે આપણા લોકોના પ્રાણ સંકટમાં છે, આ ટાણે આપ જ અમારી રક્ષા કરી શકો છો, એટલે હે વાનર વીર! ઊઠો, અને આ મહાન સમુદ્રને પાર કરો.'

संस्तूयमानो हनुमान् व्यवर्धत महाबलः ।
अभिवाद्य हरीन् वृद्धान्हनुमानिदमब्रवीत् ॥ १४ ॥

જામ્બવાને જ્યારે હનુમાનજીનાં બહુ વખાણ કર્યા ત્યારે મહાબળવાન હનુમાને પોતાની મહાન શક્તિનો પરિચય દીધો અને બધા વૃદ્ધ વાનરોને પ્રણામ કરીને કહ્યું.

बुद्धया चाहं प्रपश्यामि मनश्चेष्टा च मे तथा ।
अहं द्रक्ष्यामि वैदेहीं प्रमोदध्वं प्लवङ्गमाः ॥ १५ ॥

'હું મારી બુદ્ધિવડે (આત્મ) નિરીક્ષણ કરી રહ્યો છું, મારા મનમાં પૂરો વિશ્વાસ છે, મારી ચેષ્ટા અને ઉત્સાહ પણ તે પ્રકારનાં છે, એટલે હું સીતાને જરૂર જોઇશ. હે વાનરો ! તમે બધા ખુશ થાઓ.'

तस्य तद्वचनं श्रुत्वा ज्ञातीनां शोकनाशनम् ।
उवाच परिसंहृष्टो जाम्बवान् हरिसत्तमम् ॥ १६ ॥

પોતાના જ્ઞાતિ-ભાઇઓના શોકનો નાશ કરનારા હનુમાનજીના આ કથનને સાંભળી શ્રેષ્ઠ વાનર હનુમાનજીને જામ્બવાન પ્રસન્ન થઇને બોલ્યો.

तव कल्याणरूचयः कपिमुख्याः समागताः ।
मङ्गलं कार्यसिद्धयर्थं करिष्यन्ति समाहिताः ॥ १७ ॥



'હે તાત ! તમારા કલ્યાણની કામનાથી અને તમારી યાત્રાની સિદ્ધિ માટે સમસ્ત વાનર ગણપતિઓ (જૂથોના આગેવાનો) અહીંયા એકત્ર થઇ એકાગ્રચિત્તે મંગલ પાઠ કર્યા કરશે.'

ऋषीणां च प्रसादेन कपिवृद्धतमेन च ।
गुरूणां च प्रसादेन प्लवस्व त्वं महार्णवम् ॥ १८ ॥

'ઋષિઓની કૃપાથી, વૃદ્ધ વાનરોના આશીર્વાદ વડે તથા ગુરુજનોના અનુગ્રહ પ્રતાપે તમે મહાસમુદ્રને ઓળંગી જાઓ (ઊડી જાઓ).'

स्थास्यामश्चैकपादेन यावदागमने तव ।
त्वद्गतानि च सर्वेषां जीवितानि वनौकसाम् ॥ १९ ॥

'તમે પાછાં આવી જાઓ ત્યાં સુધી અમે એક પગે ઊભા રહીને તમારી વાટ જોઇશું; અર્થાત્ તમારાં આગમન સુધી અમે લોકો ક્યાંય જઇશું નહીં; અહીં જ પડયા રહીશું. હવે અમારા સર્વ વાનરોના જીવન તમારા હાથમાં છે.

इति किष्किन्धाकाण्डम् ।

આ પ્રમાણે કિષ્કિંધાકાંડ પૂરો થયો.

કિષ્કિંધાકાંડ પર એક દૃષ્ટિપાત

સર્ગ ૪૦, શ્લોક સંખ્યા ૮૦૪, ટિપ્પણીઓ ૨૭ + ૩

॥ ઓ૩મ્ ॥

# સુંદર કાંડ

## ૧ (પહેલો) સર્ગ હનુમાનનું સમુદ્ર-ઉલ્લંઘન

ततो रावणनीतायाः सीतायाः शत्रुकर्षणः ।
इयेष पदमन्वेष्टुं चारणाचरिते पथि ॥ १ ॥

જાંબવાને ઉત્સાહિત કરવાથી શત્રુઓનું માન-મર્દન કરનારા હનુમાનજી રાવણ દ્વારા અપહૃત સીતાનું પગેરું શોધવા જે માર્ગદ્વારા સિદ્ધ પુરુષો ગમન કરતા હોય છે તે (આકાશ) માર્ગે જવાને તૈયાર થઇ ગયા.

**ટિપ્પણી :** ✱ *સિદ્ધ પુરુષો = યોગ વિદ્યાદ્વારા સિદ્ધિ મેળવનારા સિદ્ધ યોગીઓ = પદાર્થોના દિવ્ય ગુણધર્મો જાણીને તેમાંથી વૈજ્ઞાનિક ઉપકરણો બનાવી લાભ લેનારા વિશેષજ્ઞો.*

उत्पपाताथ वेगेन वेगवानविचारयन् ।
सुपर्णमिव चात्मानं मेने स कपिकुञ्जरः ॥ २ ॥

તૈયાર થઇ જઇ, માર્ગની વિઘ્ન-બાધાઓની જરાપણ દરકાર ન કરી અને વેગવાન હનુમાનજી અત્યંત વેગથી આકાશમાં ઊડવા લાગ્યા. એ સમયે વાનરપ્રવર હનુમાનજી પોતે પોતાને ગરુડ સમાન માનતા હતા.

**ટિપ્પણી :** ✱ *રામાયણ કાળમાં Monoplanes - નાનાં નાનાં વિમાનો થતાં હતાં. હનુમાનજી પણ આવા જ વિમાન દ્વારા લંકા ગયા હતા. 'उत्पपात' રામાયણ કાળનો એક Idiom - રૂઢિપ્રયોગ (મુહાવરા) છે. આજકાલ પણ જ્યારે કોઈ મહા પુરુષ વાયુયાન Airoplane દ્વારા યાત્રા કરે છે તો સમાચાર પત્રોમાં છપાય છે, 'He flew to London તે લંડન માટે ઊડી ગયા.' જાવાવાળો પક્ષીની જેમ ઊડીને નથી જતો હોતો અપિતુ વાયુયાન દ્વારા જાય છે, બસ એજ પ્રકારે હનુમાનજી પણ વાયુયાન દ્વારા ઊડીને ગયા હતા.*



हनुमान् मेघजालानि प्रकर्षन्मारुतो यथा ।
प्रविशन्नभ्रजालानि निष्पतंश्च पुनः पुनः ॥ ३ ॥

જેવી રીતે પવન વાદળાંઓને છિન્ન ભિન્ન કરતો જાય તેમ હનુમાનજી વાદળાંઓને ચીરતાં-ફાડતાં આગળ ઊડી રહ્યા હતા. હનુમાનજી કોઈક વાર મેઘમંડળમાં છુપાઈ જતા હતા તો કોઈ વખત વાદળાંની બહાર પ્રકટ થતા હતા.

प्लवमानं तु तं दृष्ट्वा सिंहिका नाम राक्षसी ।
मनसा चिन्तयामास प्रवृद्धा कामरूपिणी ॥ ४ ॥

હનુમાનજીને આકાશ માર્ગે ઊડતાં જોઈને અત્યંત વૃદ્ધ પરંતુ બળવાળી અને ઇચ્છાનુસાર નાના રૂપ ધારણ કરનારી સિંહિકા નામની રાક્ષસી પોતાના મનમાં વિચાર કરવા લાગી.

अस्य दीर्घस्य कालस्य भविष्याम्यहमाशिता ।
इदं हि मे महत्सत्त्वं चिरस्य वशमागतम् ॥ ५ ॥

અહાહા ! આજ મને બહુ લાંબા વખત પછી પેટ ભરીને ખાવાનું મળશે. આજે આ વિશાચ-કાય પ્રાણી ચિરકાળ પશ્ચાત્ મારા વશમાં આવ્યું છે.

इति संचिन्त्य मनसा छायामस्य समाक्षिपत् ।
छायायां संगृहीतायां चिन्तयामास वानरः ॥ ६ ॥



પોતાના મનથી આવો વિચાર કરીને સિંહિકાએ હનુમાનજીનો પડછાયો પકડયો. (હનુમાનજીનો પીછો પકડયો) જયારે હનુમાનજીએ જાણ્યું કે સિંહિકા તેની પાછળ પડી રહી છે ત્યારે તેઓ એમ વિચારવા લાગ્યા કે,

कपिराज्ञा यदाख्यातं सत्त्वमद्भुतदर्शनम् ।
छायाग्राहि महावीर्यं तदिदं नात्र संशयः ॥ ७ ॥

'કપિરાજ સુગ્રીવે જે અદ્ભુત છાયાગ્રાહી વ્યક્તિના સંબંધમાં કહેલું હતું તે આ જ મહાપરાક્રમી છાયાગ્રાહી પ્રાણી છે. એમાં કોઇ સંદેહ નથી.'

तां तु दिष्ट्या च धृत्या च दाक्षिण्येन निपात्य हि ।
उत्पपाताथ वेगेन मनः सम्पातविक्रमः ॥ ८ ॥

પોતાનો પીછો કરનારી સિંહિકાને દૂરથી જ દેખીને હનુમાનજીએ પોતાનાં ધૈર્ય અને ચતુરાઇ વડે તેને મારી પછાડી; ત્યારબાદ તેઓ પુનઃ વેગપૂર્વક આકાશમાં ઊડી ચાલ્યા.

तां हतां वानरेणाशु पतितां वीक्ष्य सिंहिकाम् ।
भूतान्याकाशचारीणि तमूचुः प्लवगर्षभम् ॥ ९ ॥

હનુમાનજી દ્વારા વાત વાતમાં મારી પછાડેલી સિંહિકાને જોઇને આકાશમાં વિચરનારાં પ્રાણીઓએ હનુમાનજીને કહ્યું.

भीममद्य कृतं कर्म महत्सत्त्वं त्वया हतम् ।
साधयार्थमभिप्रेतमरिष्टं गच्छ मारुते ॥ १० ॥

'હે પવનપુત્ર ! તમે આજે આ મહા પરાક્રમો કરનારી રાક્ષસીને મારીને અત્યંત ભયાનક અને નવાઇ પમાડનારું કર્મ કર્યુ છે. આપનું કલ્યાણ થાઓ. હવે તમે તમારું મનધાર્યું કાર્ય સિદ્ધ કરો.'



यस्य त्वेतानि चत्वारि वानरेन्द्र यथा तव ।
धृतिर्दृष्टिर्मतिर्दाक्ष्यं स कर्मसु न सीदति ॥ ११ ॥

'હે વાનરેન્દ્ર ! તમારી જેમ જેનામાં ધૈર્ય, સૂક્ષ્મ દષ્ટિ, બુદ્ધિ અને ચાતુર્ય, આ ચાર ગુણો હોય છે તેઓ પોતાનાં કોઇ પણ કાર્યમાં અસફળ નથી થતા.'

स तैः सम्भावितः पूज्यैः प्रतिपन्नप्रयोजनः ।
जगामाकाशमाविश्य पन्नगाशनवत्कपिः ॥ १२ ॥

હનુમાનજીએ આદરણીય પ્રાણીઓ દ્વારા સન્માન પ્રાપ્ત કરીને, પોતાના કાર્યની સિદ્ધિના વિષયમાં નિશ્ચિન્ત જેવા થઇને ગરુડની જેમ જ વેગથી આકાશમાં ઊડવા લાગ્યા.

## ૨ (બીજો) સર્ગ રાત પડવાની પ્રતીક્ષા

स सागरमनाधृष्यमतिक्रम्य महाबलः ।
त्रिकूटशिखरे लङ्कां स्थितां स्वस्थो ददर्श ह ॥ १ ॥

અન્ય માણસ દ્વારા અલંઘ્ય સમુદ્રને પોતાનાં બળ અને પરાક્રમથી પાર કરીને સ્વસ્થચિત્તે મહાબલી હનુમાને ત્રિકૂટ પર્વત પર વસેલી લંકાપુરી દીઠી.

समासाद्य च लक्ष्मीवाँल्लङ्कां रावणपालिताम् ।
परिखाभिः सपद्माभिः सोत्पलाभिरलङ्कृताम् ॥ २ ॥

રાવણ દ્વારા પાલિત અને રક્ષિત લંકાપુરીની નજીક પહોંચીને સૌભાગ્યશાળી હનુમાને કમળો, ઉત્પલો અને જલથી પરિપૂર્ણ ખાઇઓથી ઘેરાયેલી લંકાને જોઇ.



सीतापहरणात्तेन रावणेन सुरक्षिताम् ।
समन्ताद्विचरद्भिश्च राक्षसैः कामरूपिभिः ॥ ३ ॥

રાવણે સીતાનું અપહરણ કરેલું તેની શંકાથી વિશેષ તકેદારી રૂપે, જાપતો અને સુરક્ષા જાળવવા કામરૂપી (છૂપા વેશે ફરનારા) રાક્ષસોની નિમણૂક કરી દીધી હતી. તેઓ ચારેય બાજુ ઘૂમતા-ફરતા પહેરો ભરી રહ્યા હતા. (હનુમાનજીએ એમને પણ જોયા.)

काञ्चनेनावृतां रम्यां प्राकारेण महापुरीम् ।
गृहैश्च गिरिसङ्काशैः शारदाम्बुदसन्निभैः ॥ ४ ॥
पाण्डुराभिः प्रतोलीभिरुच्चाभिसंवृताम् ।
अट्टालकशताकीर्णां पताकाध्वजमालिनीम् ॥ ५ ॥
तोरणैः काञ्चनैर्दीप्तां लतापङ्क्तिविचित्रितैः ।
ददर्श हनुमाँल्लङ्कां दिवि देवपुरीमिव ॥ ६ ॥

રમણીય સોનેરી કિલ્લાથી ઘેરાયેલી, શરદકાળનાં વાદળાં સમાન શ્વેત અને પર્વતો સમાન ઊંચા ઊંચા વિશાળ ભવનોથી સુશોભિત, સફેદ વર્ણની પાકી સડકો અને શેરીઓ વાળી, ધ્વજા-પતાકાઓથી શણગારેલી, સેંકડો ઝરૂખાઓથી પરિપૂર્ણ, ઉત્તમ તોરણો અને ચળકતી કાંચન-નિર્મિત લતા-પંક્તિઓથી સુશોભિત દેવતાઓની નગરી = અમરાપુરી સમાન એ મહાપુરી લંકાને હનુમાનજીએ જોઇ.

तां पुरीं तादृशीं दृष्ट्वा दुराधर्षां सुरासुरैः ।
हनुमांश्चिन्तयामास विनिःश्वस्य मुहुर्मुहुः ॥ ७ ॥
केनोपायेन पश्येयं मैथिलीं जनकात्मजाम् ।
अदृष्टो राक्षसेन्द्रेण रावणेन दुरात्मना ॥ ८ ॥



દેવ અને અસુરો આક્રમણ ન કરી શકે તેવી એ લંકાપુરીને જોઇને હનુમાનજી વારંવાર ઊંડો નિઃશ્વાસ મૂકીને વિચારવા લાગ્યા. 'કયો ઉપાય કરું કે હું જનકનંદિની સીતાજીને જોઇ જાઉં અને દુરાત્મા રાક્ષસરાજ રાવણની નજરથી બચતો રહું ?'

न विनश्येत्कथं कार्यं रामस्य विदितात्मनः ।
एकामेकस्तु पश्येयं रहिते जनकात्मजाम् ॥ ९ ॥

'હું કેવી રીતે કામ કરું જેથી લોક પ્રસિદ્ધ શ્રીરામનું કાર્ય બગડી ન જાય અને હું એકાન્તમાં એકલી જાનકીના દર્શન કરી લઉં ?'

मयि दृष्टे तु रक्षोभी रामस्य विदितात्मनः ।
भवेद् व्यर्थमिदं कार्यं रावणानर्थमिच्छतः ॥ १० ॥

'જો રાક્ષસો મને દેખી ગયા તો રાવણને દંડ દેવાની ઇચ્છાવાળા લબ્ધપ્રતિષ્ઠ શ્રીરામનું સીતાની શોધનું કાર્ય વ્યર્થ થઇ જશે.'

न हि शक्यं क्वचित्स्थातुमविज्ञातेन राक्षसैः ।
अपि राक्षसरूपेण किमुतान्येन केनचित् ॥ ११ ॥

'અહીં રાક્ષસો ન જાણે તેમ કોઇ ઠેકાણે ઊભું રહેવાનું અશક્ય છે એટલે સુધી કે રાક્ષસનું રૂપ ધારણ કરીને પણ રાક્ષસોથી બચી શકાતું નથી. બીજાં કોઇ રૂપની તો વાત જ શી કરવી ?'

वायुरप्यत्र नाज्ञातश्चरेदिति मतिर्मम ।
न ह्यस्त्य विदितं किञ्चिद्राक्षसानां बलीयसाम् ॥ १२ ॥



'મારી બુદ્ધિ અનુસાર (હું માનું છું કે) અહીં વાયુ પણ છૂપી રીતે કોઇ કાર્ય કરવા ધારે તો કરી શકતો નથી, કેમકે આ લંકામાં કોઇ પણ એવી વસ્તુ નથી જે ભીષણ કર્મ કરનારા રાક્ષસોની દૃષ્ટિથી છાની રહી શકે !'

इहाहं यदि तिष्ठामि स्वेन रूपेण संवृतः ।
विनाशमुपयास्यामि भर्तुरर्थश्च हीयते ॥ १३ ॥

'જો હું મારાં પોતાનાં વાસ્તવિક રૂપમાં આ સ્થાનમાં થોભીને રહીશ તો માત્ર સ્વામીના કાર્યનો જ નાશ થશે એટલું જ નહિ; મારો પણ વિનાશ થઇ જ જશે.'

तदहं स्वेन रूपेण रजन्यां ह्रस्वतां गतः ।
लङ्कापुरीमभिगम्य द्रक्ष्यामि जनकात्मजाम् ॥ १४ ॥

'સારું, હું મારાં ખરાં રૂપમાં પરંતુ વામનરૂપે (નાનો માણસ થઇને) રાત્રીના સમયે લંકામાં પ્રવેશ કરીને જાનકીજીના દર્શન કરીશ'

इति निश्चित्य हनुमान् सूर्यस्यास्तमयं कपिः ।
आचकाङ्क्षे तदा वीरो वैदेह्या दर्शनोत्सुकः ॥ १५ ॥

પોતાના મનથી આવો નિશ્ચય કરી સીતાજીના દર્શન માટે ઉત્સુક વીર હનુમાન સૂર્ય અસ્ત થવાની પ્રતીક્ષા કરવા લાગ્યા.

सूर्ये चास्तं गते रात्रौ देहं संक्षिप्य मारुतिः ।
प्रविवेश पुरीं रम्यां सुविभक्तमहापथाम् ॥ १६ ॥

સૂર્ય અસ્ત થયા પછી રાત્રિમાં હનુમાનજીએ પોતાની કાયા ટૂંકાવી (સંકોડી)ને સુવિભક્ત રાજમાર્ગો વાળી રમણીય લંકાપુરીમાં પ્રવેશ કર્યો.



## ૩ (ત્રીજો) સર્ગ લંકા રાક્ષસીનો પરાભવ

अथ सा हरिशार्दूलं प्रविशन्तं महाबलम् ।
नगरी स्वेन रूपेण ददर्श पवनात्मजम् ॥ १ ॥

કપિશ્રેષ્ઠ મહાબલી હનુમાનજીએ જેવો લંકાનગરીમાં પ્રવેશ કર્યો કે તેવો જ તત્કાળ લંકાની અધિષ્ઠાત્રી રક્ષિકા - જેનું નામ પણ લંકા જ હતું, તે હનુમાનજીને દેખી ગઇ.

सा तं हरिवरं दृष्ट्वा लङ्का वै कामरूपिणी ।
मुञ्चमाना महानादमब्रवीत्पवनात्मजम् ॥ २ ॥

કપિશ્રેષ્ઠ હનુમાનને દેખીને ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારી તે લંકા નામે રાક્ષસી ઘાંટા પાડીને પવનપુત્ર હનુમાનજીને બોલી,

कस्त्वं केन च कार्येण इह प्राप्तो वनालय ।
कथयस्वेह यत्तत्त्वं यावत्प्राणान्धरिष्यसि ॥ ३ ॥

'અરે ! ઓ જંગલી ! તું કોણ છો ? અહીંયા કેમ આવ્યો છે ? જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધીમાં તુ મને સાચે સાચું બતાવી દે.'

अथ तामब्रवीद्वीरो हनुमानग्रतः स्थिताम् ।
कथयिष्यामि ते तत्त्वं यन्मां त्वं परिपृच्छसि ॥ ४ ॥

પોતાની સામે ઊભેલી એ લંકા નામની રાક્ષસીને વીર હનુમાનજીએ કહ્યું, 'તું મને જે કંઇ પૂછી રહી છો, તે બધું હું ખરેખરું બતાવીશ.'



कात्वं विरूपनयना पुरद्वारेऽवतिष्ठसे ।
किमर्थं चापि मां रूद्ध्वा निर्भर्त्सयसि दारुणा ॥ ५ ॥

(હું કહું તે પહેલાં તું જ બતાવે કે) ભયાનક નેત્રોવાળી તું કોણ છો કે આ શહેરના દરવાજે ઊભેલી છો ? હે કડવાંબોલી ! તું મારો માર્ગ રોકીને કેમ ઊભી છો ? અને મને શા માટે ધમકાવી રહી છો ?'

हनुमद्वचनं श्रुत्वा लङ्का सा कामरूपिणी ।
उवाच वचनं क्रुद्धा परुषं पवनात्मजम् ॥ ६ ॥

હનુમાનજીનાં આ વેણ સાંભળીને સ્વચ્છંદરૂપ ધારણ કરનારી તે લંકા ક્રોધ કરીને કઠોર વચન બોલી -

अहं राक्षसराजस्य रावणस्य महात्मनः ।
आज्ञाप्रतीक्षा दुर्धर्षा रक्षामि नगरीमिमाम् ॥ ७ ॥

'હું રાક્ષસરાજ મહાત્મા રાવણની આજ્ઞા પાલન કરનારી, અજેય લંકાપુરીની રક્ષા કર્યા કરું છું.'

न शक्यं मामवज्ञाय प्रवेष्टुं नगरी त्वया ।
अद्य प्राणैः परित्यक्तः स्वप्स्यसे निहतो मया ॥ ८ ॥

'મારી અવગણના કરી તું આ નગરીમાં પ્રવેશ કરી શકશે નહિ. જો તે મારી અવહેલના કરી તો તું આજે મારા વડે હણાઇને અહીં ભોંયભેગો થઇ જવાનો છે.'

लङ्काया वचनं श्रुत्वा हनूमान्मारुतात्मजः ।
आबभाषेऽथ मेधावी सत्त्ववान् प्लवगर्षभः ॥ ९ ॥



બુદ્ધિમાન, બળવાન, વાનરશ્રેષ્ઠ પવનપુત્ર હનુમાનજી લંકાની આ વાત સાંભળીને તેને કહેવા લાગ્યા.

द्रक्ष्यामि नगरीं लङ्कां साट्टप्राकारतोरणाम् ।
तदर्थमिह सम्प्राप्तः परं कौतूहलं हि मे ॥ १० ॥

'હે લંકા ! હું અટારીઓ, પ્રાકાર = પર્વતો પર બનાવેલાં ભવનો, તોરણ = કમાનોવાળા દરવાજાઓ અથવા સિંહદ્વારોવાળી આ લંકાનગરીને જોવા માટે અહીં આવ્યો છું. મને લંકાપુરી જોવાનું બહુ જ કુતૂહલ (ઉત્કંઠા) છે.'

तस्य तद्वचनं श्रुत्वा लङ्का सा कामरूपिणी ।
भूय एव पुनर्वाक्यं बभाषे परुषाक्षरम् ॥ ११ ॥

ઇચ્છાનુસાર રૂપ બદલનારી લંકાદેવી હનુમાનનાં આ વચનો સાંભળી પુનઃ કઠોર શબ્દોમાં હનુમાનજીને બોલી,

मामनिर्जित्य दुर्बुद्धे राक्षसेश्वरपालिताम् ।
न शक्यमद्य ते द्रष्टुं पुरीयं वानराधम ॥ १२ ॥

હે દુર્બુદ્ધિવાળા વાનરાધમ ! રાક્ષસરાજ રાવણની પાલિત અને સુરક્ષિત આ નગરીને મને પરાજિત કર્યા વિના તું જોઇ શકતો નથી.

ततः स हरिशार्दूलस्तामुवाच निशाचरीम् ।
दृष्ट्वा पुरीमिमां भद्रे पुनर्यास्ये यथागतम् ॥ १३ ॥

લંકાએ આવું કહ્યું તેથી કપિશ્રેષ્ઠ હનુમાનજીએ એ નિશાચરી-રાક્ષસીને કીધું, 'હે ભદ્ર મહિલા ! હું આ નગરીને જોઇને જ્યાંથી આવ્યો છું ત્યાં પાછો જતો રહેવાનો છું.'

ततः कृत्वा महानादं सा वै लङ्का भयानकम् ।
तलेन वानरश्रेष्ठं ताडयामास वेगिता ॥ १४ ॥

હનુમાનજીએ વારે વારે આગ્રહ કર્યા કરવાથી રાક્ષસી લંકાએ ભયાનક નાદ કરીને કપિશ્રેષ્ઠ હનુમાનજીને જોરથી લપડાક ચોડી દીધી.

ततः स कपिशार्दूलो लङ्कया ताडितो भृशम् ।
ननाद सुमहानादं वीर्यवान् पवनात्मजः ॥ १५ ॥
मुष्टिनाऽभिजघानैनां हनुमान् क्रोधमूर्छितः ।
स्त्री चेति मन्यमानेन नातिक्रोधः स्वयंकृतः ॥ १६ ॥

લંકા રાક્ષસીના હાથની જોરથી મારેલી થપ્પડ ખાઇને મહાશક્તિશાળી પવનપુત્ર હનુમાને મહાનાદ કર્યો. ક્રોધના આવેશમાં તેમણે પણ લંકાને એક મુક્કો મારી લીધો. પરંતુ 'આ સ્ત્રી છે' એમ વિચારીને તેના પર હનુમાનજીએ બહુ ક્રોધ ન કર્યો. (અર્થાત્ હળવા હાથે જ ઠોંસો માર્યો.)

सा तु तेन प्रहारेण विह्वलाङ्गी निशाचरी ।
पपात सहसा भूमौ विकृताननदर्शना ॥ १७ ॥

પરંતુ વિકરાળ મુખવાળી તે રાક્ષસી હલકે હાથે મારેલા એ મુક્કાના પ્રહારથી પણ વિહ્વળ અંગો અને લોથપોથ કાયાવાળી થઇને જમીન પર પડી ગઇ.

ततो वै भृशमुद्विग्ना लङ्का सा गद्गदाक्षरम् ।
उवाचागर्वितं वाक्यं हनुमन्तं प्लवङ्गमम् ॥ १८ ॥

ત્યારપછી અત્યંત વ્યાકુળ તે રાક્ષસી લંકા અતિ મૃદુ-ગદ્‌ગદવાણીમાં અભિમાન છોડીને કપિવર હનુમાનજીને કહેવા લાગી.



प्रसीद सुमहाबाहो त्रायस्व हरिसत्तम ।
समये सौम्य तिष्ठन्ति सत्त्ववन्तो महाबलाः ॥ १९ ॥

'હે કપિશ્રેષ્ઠ ! હે મહાબલી ! મારા પર કૃપા કરોને મને બચાવો, બુદ્ધિમાન અને બળવાન પુરુષો સ્ત્રીનો વધ કરતા નથી.'

निर्जिताहं त्वया वीर विक्रमेण महाबल ।
तत्प्रविश्य हरिश्रेष्ठ पुरीं रावणपालिताम् ।
विधत्स्व सर्वकार्याणि यानि यानीह वाञ्छसि ॥ २० ॥

હે બળશાળી ! તમે તમારા પરાક્રમ વડે મને જીતી લીધી છે, એટલે હે કપિશ્રેષ્ઠ ! હવે તમે રાવણે પાલન કરેલી આ નગરીમાં પ્રવેશ કરો, અને જે કંઇ કામકાજ કરવા ચાહતા હો તે બધાં જ સ્વેચ્છાપૂર્વક કરો.'

## ૪ (ચોથો) સર્ગ હનુમાનનો લંકાપુરીમાં પ્રવેશ

स निर्जित्य पुरीं श्रेष्ठां लङ्कां तां कामरूपिणीम् ।
विक्रमेण महातेजा हनुमान् कपिसत्तमः ॥ १ ॥
अद्वारेण महाबाहुः प्राकारमभिपुप्लुवे ।
निशि लङ्कां महासत्त्वो विवेश कपिकुञ्जरः ॥ २ ॥

મહાશક્તિશાળી, દીર્ઘ ભુજાઓવાળા, મહાતેજસ્વી, વાનરશ્રેષ્ઠ હનુમાનજીએ પોતાનાં પરાક્રમવડે લંકા પુરીની રક્ષિકા સ્વેચ્છાએ રૂપ બદલનારી રાક્ષસી લંકાને જીતીને સિંહદ્વાર = મુખ્ય પ્રવેશદ્વાર દ્વારા ન જઇને ગઢની દીવાલ ઓળંગીને રાતના સમયે લંકામાં પ્રવેશ કર્યો.

**ટીપ્પણી :** ✷ *હનુમાનજી મુખ્ય દરવાજેથી લંકામાં દાખલ ન થયા. એનું એક કારણ તો એ હતું તે પહેરેગીરોની નજરથી બચવા ચાહતા હતા. બીજું કારણ મહાભારતકારે આપેલું છે. अद्वारेण रिपोर्गेहं द्वारेण सुहृदो गृहान् । (મહાભારત સભા. ૨૧-૫૩).*



*શત્રુનાં ઘરમાં તોડફોડ કરીને પ્રવેશ કરવો. દ્વારથી ન જવું મિત્રનાં ઘરમાં દરવાજેથી દાખલ થવું. રાવણ શત્રુ હતો તેથી હનુમાનજી દીવાલ કૂદીને અંદર ગયા હતા.*

* *આ મહામાનવ માટે શક્ય અને પ્રયોગસિદ્ધ છે. બેરિસ્ટર સાવરકર, બ્રિટિશ કેદી સ્ટીમરમાંથી છટકીને ફ્રાંસની ભૂમિ પર વેગથી દોડી જઇ કિલ્લાની ઊભી દીવાલ ચઢી ગામમાં નાસી ગયા હતા. ગુજ. અનુવાદક)*

प्रविष्टः सत्त्वसम्पन्नो निशायां मारुतात्मजः ।
स महापथमास्थाय मुक्तापुष्पविराजितम् ॥ ३ ॥

આ પ્રકારે મહાપરાક્રમી પવનપુત્ર હનુમાનજી રાત્રિના સમયે લંકામાં પ્રવેશ કરીને તેના વિશાળ રાજમાર્ગ પર ચાલવા લાગ્યા. ત્યાં મોતી જેવાં ખીલેલાં ફૂલો પાથરી દીધાં હતાં.

ततस्तु तां पुरीं लङ्कां रम्यामभिययौ कपिः ।
हसितोत्कृष्टनिनदैस्तूर्यघोषपुरःसरैः ॥ ४ ॥

એ રમણીય લંકાપુરીમાં ચાલી રહેલા હનુમાનજીએ જોયું કે ક્યાંક તો ગૃહસ્થોનાં ભવનો અટ્ટ હાસ્યના ઊંચા અવાજોથી નિનાદિત થઇ રહ્યાં છે, તો ક્યાંક વળી વાદ્ય-યન્ત્રોનાં ધ્વનિથી ગુંજાયમાન થઇ રહ્યાં છે.

शुश्राव जपतां तत्र मन्त्रान्रक्षोगृहेषु वै ।
स्वाध्यायनिरताश्चैव यातुधानान्ददर्श सः ॥ ५ ॥

એ રાક્ષસોનાં ઘરોમાં હનુમાનજીએ જ્યાં-ત્યાં વેદમંત્રોનો પાઠ કરી રહેલા રાક્ષસોનો ધ્વનિ સાંભળ્યો તથા વેદના સ્વાધ્યાયમાં નિમગ્ન રાક્ષસોને પણ દીઠા.



ददर्श मध्यमे गुल्मे राक्षसस्य चरान् बहून् ।
दीक्षिताञ्जटिलान्मुण्डान् गोऽजिनाम्बरवाससः ॥ ६ ॥

નગરની વચ્ચે સૈનિકોની જે છાવણી હતી તેમાં હનુમાનજીએ રાક્ષસ-રાજ રાવણના અનેક ગુપ્તચરોને પણ જોયા. એમાંથી કોઇ દીક્ષિત = ગૃહસ્થના રૂપમાં હતા, તો કેટલાકે જટા વધારી રાખેલી હતી. કોઇક મુંડેલા સંન્યાસીના રૂપમાં હતો, તો કોઇ ગોચર્મ ધારણ કરનારો પણ હતો. કોઇ મૃગચર્મ ધારણ કરનારો હતો તો કેટલાય બિલકુલ નગ્ન હતા.

धन्विनः खड्गिनश्चैव शतघ्नीमुसलायुधान् ।
परिघोत्तमहस्तांश्च ददर्श विविधायुधान् ॥ ७ ॥

ધનુષધારીઓ, તલવારધારીઓ, શતઘ્ની = તોપચીઓ, મુસલધારીઓ, ઉત્તમ (ખીલા જડેલી વજ્રની) ગદા હાથમાં લઇ ફરનારાઓ તથા બીજાં પણ અનેક પ્રકારનાં આયુધો ધારણ કરનારા સૈનિકોને પણ હનુમાનજીએ જોયા.

रक्षोऽधिपतिनिर्दिष्टं ददर्शान्तःपुराग्रतः ।
स तदा तद् गृहं दृष्ट्वा महाहाटकतोरणम् ॥ ८ ॥
राक्षसेन्द्रस्य विख्यातमद्रिमूर्ध्नि प्रतिष्ठितम् ।
पुण्डरीकावतंसाभिः परिखाभिः समावृतम् ॥ ९ ॥
प्राकारावृतमत्यन्तं ददर्श स महाकपिः ।
त्रिविष्टपनिभं दिव्यं दिव्यनादविनादितम् ॥ १० ॥

આગળ ચાલતાં હનુમાનજીએ જોયું કે રાવણની આજ્ઞા અનુસાર અન્તઃપુરની સમક્ષ સૈનિકોનો સખત પહેરો છે, તે ગૃહને જોઇને હનુમાનજીએ સોનેરી તોરણવાળો પર્વતનાં શિખર પર બાંધેલો, રાક્ષસ-રાજ રાવણનો મહેલ જોયો. તે મહેલ સફેદ કમળોથી પરિપૂર્ણ, ખાઇઓથી ઘેરાયેલો અને ઊંચી ગઢની રાંગથી આવરેલો હતો. તે ભવન સ્વર્ગ (ત્રિવિષ્ટપ = તિબેટ) સરખું સુંદર અને અલૌકિક હતું. તેમાં દિવ્ય સંગીતનો ધ્વનિ ગુંજી રહ્યો હતો.



**ટિપ્પણી :** ✱ *રામાયણકાળમાં તિબેટ એ જ સ્વર્ગ હતું. - ગુજ. અનુ.*

वाजिहेषितसंघुष्टं नादितं भूषणैस्तथा ।
रथैर्यानैर्विमानैश्च तथा गजहयैः शुभैः ॥ ११ ॥
वारणैश्च चतुर्दन्तैः श्वेताभ्रनिचयोपमैः ।
भूषितं रुचिरद्वारं मत्तैश्च मृगपक्षिभिः ॥ १२ ॥
रक्षितं सुमहावीर्यैर्यातुधानैः सहस्रशः ।
राक्षसाधिपतेर्गुप्तमाविवेश गृहं कपिः ॥ १३ ॥

જે મહેલનાં દ્વાર પર ઘોડા હણહણી રહ્યા હતા, ઘોડા ઉપર લાદેલી ઘૂઘરમાળનો ઝણકાર થઈ રહ્યો હતો, જે ભવનના દરવાજે નાના પ્રકારનાં રથો વગેરે યાનો, વિમાનો, ઉત્તમ ઓલાદના હાથીઓ અને ઘોડાઓ વિદ્યમાન હતા. જે રાજભવનનાં દ્વારો શ્વેત વાદળા સમાન, સારી રીતે શણગારેલા સુડોળ શરીર તેમજ ચાર દંતૂશળોવાળા (સફેદ) હાથીઓ તથા પ્રફુલ્લિત પશુઓ એવં પક્ષીઓથી શોભતાં હતાં. હજારો મહાબલી પરાક્રમી રાક્ષસો તે રાજપ્રાસાદની રખવાળી માટે નિયત થયેલા હતા. આવા રાજભવનમાં હનુમાનજીએ પ્રવેશ કર્યો.

**ટિપ્પણી :** ✱ *આજના વૈજ્ઞાનિકોને આજથી ત્રણસો વર્ષ પૂર્વે ચાર દાંત વાળા હાથીઓનું જ્ઞાન ન હતું. આવા ચાર દાંતવાળા હાથીઓ આજથી અઢી કરોડ વર્ષથી લઇ પંચાવન લાખ વર્ષ પહેલાં સુધી (નાં સમય ગાળામાં) આફ્રિકા વગેરેમાં મળી આવતા હતા. રામાયણ શ્રીરામનો સમકાલીન ઈતિહાસ છે. મહર્ષિ વાલ્મીકિ ત્રણ દાંત અને ચાર દાંતવાળા હાથીઓથી પરિચિત હતા. એટલે રામાયણની આ અંતઃસાક્ષીના આધારે રામાયણકાળ નવ લાખ વર્ષ કરતાંયે પ્રાચીન સિદ્ધ થાય છે.*

## ૫ (પાંચમો) સર્ગ રાજભવનમાં હનુમાનજી દ્વારા સીતાની શોધખોળ તથા મંદોદરીને સીતા સમજવી.



तस्यालयवरिष्ठस्य मध्ये विपुलमायतम् ।
ददर्श भवनश्रेष्ठं हनुमान्मारुतात्मजः ॥ १ ॥

એ ઉત્તમ રાજપ્રાસાદની વચમાં હનુમાનજીએ એક સ્વચ્છ, નિર્મળ તથા વિશાળ મકાન જોયું.

मार्गमाणस्तु वैदेहीं सीतामायतलोचनाम् ।
सर्वतः परिचक्राम हनुमानरिसूदनः ॥ २ ॥

વિશાળ નેત્રોવાળી સીતાને ગોતી રહેલા તથા શત્રુઓનો સંહાર કરનારા હનુમાનએ ભવનમાં બધે જ ફરી વળ્યા.

तत्र दिव्योपमं मुख्यं स्फाटिकं रत्नभूषितम् ।
अवेक्षमाणो हनुमान्ददर्श शयनासनम् ॥ ३ ॥

એ મકાનમાં જ્યાં-ત્યાં જોયા પછી હનુમાનજીએ એક ઠેકાણે સ્ફટિકમાંથી બનાવેલો અને વિવિધ રત્નોથી વિભૂષિત એક સુંદર પલંગ દીઠો.

पीत्वाऽप्युपरतं चापि ददर्श स महाकपिः ।
भास्वरे शयने वीरं प्रसुप्तं राक्षसाधिपम् ॥ ४ ॥

મદ્યપાન કરી સ્ત્રીઓની સાથે ક્રીડા કરીને સંતૃપ્ત થયેલા અને દેદીપ્યમાન પલંગ પર પોઢેલા વીર રાક્ષસરાજ રાવણને પણ હનુમાનજીએ જોયો.

काञ्चनाङ्गदनद्धौ च ददर्श स महात्मनः ।
विक्षिप्तौ राक्षसेन्द्रस्य भुजाविन्द्रध्वजोपमौ ॥ ५ ॥



બાજૂબંધોથી અલંકૃત, ઇન્દ્ર ધ્વજા સમાન શોભી રહેલી, રાક્ષસરાજ રાવણની ફેલાઇ ગયેલી બન્ને ભુજાઓને પણ હનુમાનજીએ જોઇ લીધી.

**ટિપ્પણી :** ✱ *રાવણનાં દશમુખ અને વીસ ભુજાઓ હતાં એમ કહેવાય છે, પરંતુ અહીં રાવણની કેવળ બે જ ભુજાઓ બતાવેલી છે. સંસ્કૃત શ્લોકમાં भुजौ પદથી બે ભુજાઓ જ સાબિત થાય છે.*

तस्य राक्षससिंहस्य निश्चक्राम महामुखात् ।
शयानस्य विनिःश्वासः पूरयन्निव तद् गृहम् ॥ ६ ॥

ઊંઘતા રાક્ષસરાજ રાવણનાં મહામુખમાંથી શ્વોસોચ્છ્વાસ દ્વારા નીકળતી ગંધથી એ ઓરડો આખો ભરાઇ ગયો હતો.

**ટિપ્પણી :** ✱ *અહીં રાવણનાં એક જ મુખનું વર્ણન કરાયેલું છે, શ્લોકમાં પદ છે, 'महामुखात्' જો રાવણને અનેક માથાં હોત તો महामुखात् નાં સ્થાને 'महामुखेभ्यः' પદ હોત.*

पादमूलगताश्चापि ददर्श सुमहात्मनः ।
पत्नीः स प्रियभार्यस्य तस्य रक्षःपतेर्गृहे ॥ ७ ॥

સ્ત્રીઓ પર મુગ્ધ એ રાક્ષસરાજ રાવણના ભવનમાં રાવણની પાંગત (તેના પગ) પાસે પડેલી તેની સ્ત્રીઓને પણ મહાત્મા હનુમાને દેખી

शशिप्रकाशवदनाश्चारुकुण्डलभूषिताः ।
अम्लानमाल्याभरणा ददर्श हरियूथपः ॥ ८ ॥

કપિશ્રેષ્ઠ હનુમાનજીએ જોયું તો એ સ્ત્રીઓનાં મુખમંડળો ચંદ્રમા સમાન ચમકી રહ્યાં હતાં, ઉત્તમ કુંડળો તેમનાં કાનોની શોભાને વધારી રહ્યાં હતાં અને એમનાં ગળામાં કરમાયા વિનાનાં (તાજાં) ફૂલોની માળાઓ ઝૂલતી હતી.



मदव्यायामखिन्नास्ता राक्षसेन्द्रस्य योषितः ।
तेषु तेष्ववकाशेषु प्रसुप्तास्तनुमध्यमाः ॥ ९ ॥

રાક્ષસરાજ રાવણની એ સ્ત્રીઓ મધના નશામાં ચકચૂર તથા નાચગાનથી થાકી ગયેલી હોવાથી જેને જ્યાં સ્થાન મળ્યું ત્યાં પડીને ઊંઘી રહી હતી.

तासामेकान्तविन्यस्ते शयानां शयने शुभे ।
ददर्श रूपसम्पन्नामपरां स कपिः स्त्रियम् ॥ १० ॥

છેવટે એ બધી સ્ત્રીઓથી જુદી, એક સુંદર પલંગ પર સૂતેલી, અપૂર્વ રૂપ અને યૌવનવાળી સ્ત્રીને હનુમાનજીએ જોઇ.

मुक्तामणिसमायुक्तैर्भूषणैः सुविभूषिताम् ।
विभूषयन्तीमिव तत्स्वश्रिया भवनोत्तमम् ॥ ११ ॥

મણિઓ અને મોતીઓથી જડેલાં આભૂષણોથી અલંકૃત તે દેવી પોતાનાં સૌન્દર્ય અને ઘરેણાં વડે એ ઉત્તમ ભવનને અજવાળી રહી હતી.

गौरीं कनकवर्णाङ्गीमिष्टामन्तःपुरेश्वरीम् ।
कपिर्मन्दोदरीं तत्र शयानां चारुरूपिणीम् ॥ १२ ॥

ગૌરવર્ણવાળી, સ્વર્ણ સરખી શરીરની કાન્તિવાળી, રાવણની વહાલી, અંતઃપુરની મહારાણી પરમ સુંદરી મંદોદરીને પણ ત્યાં સૂતી પડેલી દેખી.



स तां दृष्ट्वा महाबाहुर्भूषितां मारुतात्मजः ।
तर्कयामास सीतेति रूपयौवनसम्पदा ।
हर्षेण महता युक्तो ननन्द हरियूथपः ॥ १३ ॥

મહાબાહુ પવનપુત્ર હનુમાને ઉત્તમોત્તમ વસ્ત્રાભૂષણોથી અલંકૃત અને ઉત્તમ રૂપયૌવન સમન્વિત હોવાથી એ મંદોદરીને જ સીતા સમજી લીધી, એથી તેઓ હરખથી પ્રફુલ્લિત થઇ ગયા.

## ૬ (છઠ્ઠો) સર્ગ મદ્યપાન-ભૂમિમાં તપાસ

अवधूय च तां बुद्धिं बभूवावस्थितस्तदा ।
जगाम चापरां चिन्तां सीतां प्रति महाकपिः ॥ १ ॥

થોડી જ વાર પછી હનુમાનજીએ પૂર્વ-નિર્ધારિત 'મંદોદરી જ સીતા છે' એવી વિચારધારાને બદલી નાખી. તેઓ સ્થિર થઇ બેસી ગયા અને સીતાજીના વિષયમાં અન્ય પ્રકારની ચિંતા કરવા લાગ્યા.

न रामेण वियुक्ता सा स्वप्तुमर्हति भामिनी ।
न भोक्तुं नाप्यलङ्कर्तुं न पानमुपसेवितुम् ॥ २ ॥

(તેઓ મનમાંને મનમાં વિચારવા લાગ્યા કે) પતિવ્રતા સીતા શ્રીરામના વિયોગમાં ન તો આ પ્રકારે ઊંઘી શકે છે, ન તો ખાઇ-પી શકે છે, ન શણગાર સજી શકે છે, વળી સીતા મદ્યપાન પણ કરે જ નહીં.

अन्येयमिति निश्चित्य भूयस्तत्र चचार सः ।
पानभूमौ हरिश्रेष्ठः सीतासंदर्शनोत्सुकः ॥ ३ ॥



'આ કોઇ બીજી જ સ્ત્રી છે' એવો નિશ્ચય કરીને કપિશ્રેષ્ઠ હનુમાન સીતાના દર્શનની અભિલાષાથી પુનઃ મદ્ય-પાન ભૂમિમાં વિચરવા લાગ્યા.

तत्र सर्वमशेषेण रावणान्तःपुरं कपिः ।
ददर्श सुमहातेजा न ददर्श च जानकीम् ॥ ४ ॥

મહાતેજસ્વી હનુમાન રાવણના એ સંપૂર્ણ અંતઃપુરને સારી પેઠે ફંફોળી વળ્યા, પણ તેને ક્યાંય સીતાજી દેખાયાં જ નહીં.

निरीक्षमाणश्च तदा ताः स्त्रियः स महाकपिः ।
जगाम महतीं चिन्तां धर्मसाध्वसशङ्कितः ॥ ५ ॥

એ બધી સ્ત્રીઓને દેખી હનુમાનજીના મનમાં ધર્મલોપની આશંકાથી મોટી ચિંતા ઉત્પન્ન થઇ ગઇ.

परदारावरोधस्य प्रसुप्तस्य निरीक्षणम् ।
इदं खलु ममात्यर्थं धर्मलोपं करिष्यति ॥ ६ ॥

એમણે વિચાર્યું કે 'સ્ત્રીઓનાં અંતઃપુરમાં જવું અને સૂઇ રહેલી સ્ત્રીઓને જોવી, તે મારું કર્મ મારાં ધર્માર્જિત પુણ્યને નષ્ટ કરી દેશે.'

न हि मे परदाराणां दृष्टिर्विषयवर्तिनी ।
अयं चात्र मया दृष्टः परदारपरिग्रहः ॥ ७ ॥

'જો કે પર સ્ત્રીઓને દેખતી વેળાએ મારી દૃષ્ટિ વિષય-વાસના યુક્ત ન હતી, તેમ છતાં મેં પારકી સ્ત્રીઓને જોઇ તો છે જ.'

तस्य प्रादुरभूच्चिन्ता पुनरन्या मनस्विनः ।
निश्चितैकान्तचित्तस्य कार्यनिश्चयदर्शिनी ॥ ८ ॥



આ પ્રકારે એકાગ્ર-ચિત્ત થઇ વિચારતાં વિચારતાં હનુમાનજીના મનમાં કર્તવ્યનો નિશ્ચય કરાવનારો એક બીજો ચોક્કસ વિચાર ઉત્પન્ન થયો.

कामं दृष्ट्वा मया सर्वा विश्वस्ताः रावणस्त्रियः ।
न हि मे मनसा किञ्चिद्वैकृत्यमुपपद्यते ॥ ९ ॥

'ઠીક છે, મેં રાવણની આ બધી સ્ત્રીઓને નિશ્ચિન્ત અવસ્થામાં ઊંઘતી જોયેલી છે, પરંતુ એમનાં દર્શનથી મારાં મનમાં કોઇ જાતનો કંઇજ વિકાર ઉત્પન્ન થયો જ નથી.'

मनो हि हेतुः सर्वेषामिन्द्रियाणां प्रवर्तने ।
शुभाशुभास्ववस्थासु तच्च मे सुव्यवस्थितम् ॥ १० ॥

'ઇન્દ્રિયોને શુભ અને અશુભ કાર્યોમાં પ્રેરિત કરવાને મનને પ્રધાન કારણ માનવામાં આવ્યું છે, તો તે મારું મન મારા વશમાં છે. એટલે મને સૂતેલી પરકીય સ્ત્રીઓને દેખવાનું પાપ લાગી શકતું નથી.'

नान्यत्र हि मया शक्या वैदेही परिमार्गितुम् ।
स्त्रियो हि स्त्रीषु दृश्यन्ते सर्वथा परिमार्गणे ॥ ११ ॥

'આના સિવાય હું સીતાને બીજે ક્યાં ગોતવા જવાનો હતો, કેમકે સ્ત્રીને ગોતવી હોય તો સ્ત્રીઓમાં જ તપાસ કરવી પડે.'

यस्य सत्त्वस्य या योनिस्तस्यां तत्परिमृग्यते ।
न शक्या प्रमदा नष्टा मृगीषु परिमार्गितुम् ॥ १२ ॥

જે પ્રાણીની જે જાતિ હોય છે તે પ્રાણીને તેની જાતિમાં જ ગોતવું પડે છે, ખોવાઇ ગયેલી કોઇ સ્ત્રીને હરણીઓનાં ટોળામાં શોધવામાં આવતી નથી.



तदिदं मार्गितं तावच्छुद्धेन मनसा मया ।
रावणान्तःपुरं सर्वं दृश्यते न च जानकी ॥ १३ ॥

'મેં સીતાજીની શોધ કરતાં રહીને શુદ્ધ અંતઃકરણથી રાવણના સંપૂર્ણ અન્તઃપુરને તપાસી લીધું, તેમાં બધું જ દેખાય છે, પણ માત્ર જાનકી ક્યાંય મને દેખાતી નથી.'

तामपश्यन्कपिस्तत्र पश्यंश्चान्या वरस्त्रियः ।
आपानभूमिमुत्सृज्य तां विचेतुं प्रचक्रमे ॥ १४ ॥

અન્ય શ્રેષ્ઠ સ્ત્રીઓને જોઇ લીધી છતાં પણ સીતાને ત્યાં ન દેખીને હનુમાનજી પાન-ભૂમિ ત્યજીને ઇતર સ્થાનોમાં સીતાને ખોળવા પ્રવૃત્ત થયા.

## ૭ (સાતમો) સર્ગ હનુમાનની મનોવ્યથા

दृष्टमन्तःपुरं सर्वं दृष्टा रावणयोषितः ।
न सीता दृश्यते साध्वी वृथा जाता मम श्रमः ॥ १ ॥

(હનુમાન મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે) મેં રાવણનું સંપૂર્ણ અંતઃપુર જોઇ લીધું, રાક્ષસરાજ રાવણની બધી જ સ્ત્રીઓને પણ જોઇ લીધી. પરંતુ સતી સાધ્વી સીતાનું દર્શન થયું નહીં, એથી મારો બધો જ પરિશ્રમ ધૂળમાં ગયો.

किं नु मां वानराः सर्वे गतं वक्ष्यन्ति सङ्गताः ।
गत्वा तत्र त्वया वीर किं कृतं तद्वदस्व नः ॥ २ ॥



અહીંથી પાછો જઇશ ત્યારે મારા સાથી વાનરો મને પૂછશે, 'હે વીર ! તમે ત્યાં જઇને શું કર્યું ? તે અમને બતાવો-ત્યારે હું એમને શું કહીશ ?'

अनिर्वेदः श्रियो मूलमनिर्वेदः परं सुखम् ।
अनिर्वेदो हि सततं सर्वार्थेषु प्रवर्तकः ॥ ३ ॥

'(આ પ્રકારે નિરાશ અને હતાશ થવા છતાં હનુમાનજીએ મનમાં ને મનમાં એમ વિચાર્યું કે મારે હતોત્સાહ ન થવું જોઇએ કેમકે) ઉત્સાહ જ કાર્યસિદ્ધિની ચાવી છે, ઉત્સાહ જ પરમ સુખ આપનારો છે, મનુષ્યને કાર્યોમાં પ્રવૃત્ત કરનારો ઉત્સાહ જ હોય છે.'

इति सञ्चिन्त्य भूयोऽपि विचेतुमुपचक्रमे ।
भूमिगृहांश्चैत्यगृहान् गृहातिगृहकानपि ॥ ४ ॥
उत्पतन्निपतंश्चापि तिष्ठन्गच्छन्पुनः पुनः ।
सर्वमप्यवकाशं स विचचार महाकपिः ॥ ५ ॥

પોતાના મનથી આવો નિશ્ચય કરીને હનુમાનજી સીતાને શોધવાને પુનઃ પ્રવૃત થયા. તેઓ ભૂમિગૃહ (=ભોંયરાં) મંડપગૃહો, અને એકાન્તમાં બનેલાં ઘરોમાં ઉપર નીચે બધે જ શોધવા લાગ્યા. કોઇવાર તેઓ ઉપર ચઢી જતા, કોઇવાર નીચે ઊતરતા, કયારેક ઊભા થઇ રહેતા તો કયારેક ચાલી નીકળતા. આ રીતે એમણે બધી જ જગ્યાએ સીતાને ખોળ્યાં.

सम्परिक्रम्य हनुमान्रावणस्य निवेशनम् ।
अदृष्टा जानकी सीतामब्रवीद्वचनं कपिः ॥ ६ ॥

રાવણના એ રાજમહેલમાં ફરી ફરીને શોધવા છતાંય જયારે હનુમાનને સીતા ન દેખાઇ તો તે મનમાં ને મનમાં (જનક પુત્રી સીતા વિશે) બોલવા લાગ્યા.



भूयिष्ठं लोलिता लङ्का रामस्य चरता प्रियम् ।
नहि पश्यामि वैदेहीं सीतां सर्वाङ्गशोभनाम् ॥ ७ ॥

'શ્રીરામનું પ્રિય કાર્ય કરવાની કામનાથી મેં આખી લંકાપુરીને બે વખત જોઇ નાખી, તો પણ હું સર્વાંગસુંદરી સીતાજીને જોઇ શકયો નથી.

इह सम्पातिना सीता रावणस्य निवेशने ।
आख्याता गृध्रराजेन न च पश्यामि तामहम् ॥ ८ ॥

'આ તો સંપાતિ ગૃધ્રરાજે કહ્યું હતું કે સીતા રાવણના મહેલમાં (અંતઃ પુરમાં) છે, પણ મને તો અહીંયા કયાંય દેખાતી નથી !'

किन्नु सीताथ वैदेही मैथिली जनकात्मजा ।
उपतिष्ठेत विवशा रावणेन हृता बलात् ॥ ९ ॥

'રાવણ બળપૂર્વક ઉઠાવી ગયો તેથી વિવશ થઇને કયાંક સીતાએ રાવણનો સ્વીકાર તો નહીં કર્યો હોય ? નહીં, નહીં, એમ ન જ બની શકે ! કેમકે સીતા પ્રતિષ્ઠિત કુળમાં જન્મેલી વિદેહરાજ જનકની સુપુત્રી છે.'

उपर्युपरि वा नूनं सागरं क्रमतस्तदा ।
विचेष्टमाना पतिता समुद्रे जनकात्मजा ॥ १० ॥

'જે વખતે રાવણ આર્યા સીતાને આકાશ માર્ગે ઉઠાવી જતો હતો ત્યારે તરફડિયાં મારતી મારતી સીતા જરૂર દરિયામાં પડી ગઇ હશે.'

हा राम लक्ष्मणेत्येवं हाऽयोध्ये चेति मैथिली ।
विलप्य बहु वैदेही न्यस्तदेहा भविष्यति ॥ ११ ॥



'અથવા હા રામ ! હા લક્ષ્મણ ! હા અયોધ્યા ! એમ કહીને વિલાપ કરતી કરતી સીતાએ દેહત્યાગ કરી દીધો હશે.'

अथवा निहिता मन्ये रावणस्य निवेशने ।
नूनं लालप्यते सीता पञ्जरस्थेव शारिका ॥ १२ ॥

'અથવા એવો પણ સંભવ છે, કે સીતાને રાવણના રાજ મહેલમાં જ ક્યાંક સંતાડીને રાખેલી હોય અને તે પાંજરામાં પૂરાયેલી મેનાની માફક વારંવાર રામનું નામ જપી રહી હોય.'

जनकस्य सुता सीता रामपत्नी सुमध्यमा ।
कथमुत्पलपत्राक्षी रावणस्य वशं व्रजेत् ॥ १३ ॥

'ગમે તેમ હોય, એ પાતળી કમરવાળી, કમળ નયની, મહારાજ જનકની પુત્રી અને વળી શ્રીરામની ધર્મપત્ની સીતા એમ કેમ રાવણને વશ થઇ જાય ?'

विनष्टा वा प्रणष्टा वा मृता वा जनकात्मजा ।
रामस्य प्रियभार्यस्य न निवेदयितुं क्षमम् ॥ १४ ॥

'ભલે, ચાહે રાવણે સીતાને કેદ કરી રાખેલી હોય, ચાહે તે સમુદ્રમાં પડીને નષ્ટ થઇ ગઇ હોય, અથવા ચાહે તે આપમેળે મરી ગઇ હોય, પરંતુ સીતાને સ્નેહ કરનારા રામની સમક્ષ હું આમાંથી એક પણ વાત કરી શકતો નથી.'

अस्मिन्नेवंगते कार्ये प्राप्तकालं क्षमं च किम् ।
भवेदिति मतिं भूयो हनुमान् प्रविचारयन् ॥ १५ ॥

આવી વિષમ પરિસ્થિતિવાળાં કાર્યમાં અથવા અનિશ્ચિત અવસ્થામાં શું કરવું જોઇએ એના પર હવે હનુમાનજી વિચાર કરવા લાગ્યા.



यदि सीतामदृष्ट्वाहं वानरेन्द्रपुरीमितः ।
गमिष्यामि ततः को मे पुरुषार्थो भविष्यति ॥ १६ ॥

'જો હું સીતાને જોયા વિના જ અહીંથી વાનરરાજ સુગ્રીવની કિષ્કિંધા પુરી પાછો જતો રહું તો એમાં મેં શો પુરુષાર્થ કર્યો ગણાશે ?'

गत्वा तु यदि काकुत्स्थं वक्ष्यामि परमप्रियम् ।
न दृष्टेति मया सीता ततस्त्यक्ष्यति जीवितम् ॥ १७ ॥

'જો હું ત્યાં જઇને શ્રીરામની સામે આ હૃદય-વિદારક અપ્રિય વાત કરીશ કે મેં ક્યાંય સીતાને જોઇ નહીં, તો તેઓ તત્ક્ષણ પ્રાણત્યાગ કરી દેશે.'

तं तु कृच्छगतं दृष्ट्वा पञ्चत्वगतमानसम् ।
भृशानुरक्तो मेधावी न भविष्यति लक्ष्मणः ॥ १८ ॥

'આ પ્રકારે શ્રીરામને વિપત્તિમાં પડેલા અને પ્રાણ ત્યજવાને તૈયાર થયેલા જોઇને ભ્રાતૃવત્સલ મેધાવી લક્ષ્મણજી પણ જીવિત નહીં રહે.'

विनष्टौ भ्रातरो श्रुत्वा भरतोऽपि मरिष्यति ।
भरतं च मृतं दृष्ट्वा शत्रुघ्नो न भविष्यति ॥ १९ ॥

'બન્ને ભાઇઓનાં મૃત્યુના દુઃખદ સમાચાર સાંભળીને ભરતજી પણ પ્રાણત્યાગ કરશે અને ભરતને મરેલા જોઇને શત્રુઘ્ન પણ જીવતો નહીં રહી શકે.'

पुत्रान्मृतान्समीक्ष्याथ न भविष्यन्ति मातरः ।
कौसल्या च सुमित्रा च कैकेयी च न संशयः ॥ २० ॥

'પોતાના પુત્રોને મરેલા જોઇને એમની માતાઓ કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી પણ મરી જશે, એમાં કંઇ જ શંકા નથી.'

कृतज्ञः सत्यसन्धश्च सुग्रीवः प्लवगाधिपः ।
रामं तथागतं दृष्ट्वा ततस्त्यक्ष्यति जीवितम् ॥ २१ ॥

'રામને મૃત્યુ પામેલા જોઇને કૃતજ્ઞ સત્યપ્રતિજ્ઞ વાનરરાજ સુગ્રીવ પણ પોતાના પ્રાણનો ત્યાગ કરશે.

दुर्मना व्यथिता दीना निरानन्दा तपस्विनी ।
पीडिता भर्तुशोकेन रुमा त्यक्ष्यति जीवितम् ॥ २२ ॥

'ત્યારે દુઃખિયારી, ભાંગી પડેલી, રાંકડી, શોકાતુર, તપસ્વિની રુમાદેવી પતિના શોકથી પીડાઇને પોતાનો પ્રાણ છોડશે.

वालिजेन तु दुःखेन पीडिता शोककर्शिता ।
पञ्चत्वं च गते राज्ञि तारापि न भविष्यति ॥ २३ ॥

પોતાના પતિ વાલીના હણાઇ જવાના દુઃખથી પીડાયેલી અને શોકથી વ્યાકુળ થયેલી તારા (પતિના મૃત્યુ) એ સમયે મરવાને તૈયાર થઇ ગઇ હતી, પણ હવે રાજા સુગ્રીવ જો મરી જાય તો તે પણ કદી જીવતી રહી નહીં શકે.'

मातापित्रोर्विनाशेन सुग्रीवव्यसनेन च ।
कुमारोऽप्यङ्गदः कस्माद्धारयिष्यति जीवितम् ॥ २४ ॥

'માતા-પિતા અને સુગ્રીવના મૃત્યુ પછી યુવરાજ અંગદ પણ કેમ જીવી શકશે ?'



भर्तृजेन तु दुःखेन ह्यभिभूता वनौकसः ।
लालिताः कपिराजेन प्राणांस्त्यक्ष्यन्ति वानराः ॥ २५ ॥

'પોતાના સ્વામી સુગ્રીવનાં મૃત્યુથી પીડિત અને કપિરાજ સુગ્રીવ દ્વારા લાલિત તથા પાલિત વનવાસી વાનરલોકો પણ અત્યંત દુઃખી થઇ મરણને શરણ થઇ જવાના.'

सपुत्रदाराः सामात्या भर्तुव्यसनपीडिताः ।
शैलाग्रेभ्यः पतिष्यन्ति समेषु विषमेषु च ॥ २६ ॥

'પોતાના સ્વામીના શોકથી સંતપ્ત થઇ, પોતાના પુત્રો, સ્ત્રીઓ અને મંત્રીઓને સાથે લઇને વાનરોના ટોળાં પર્વતનાં શિખરો પર ચઢીને ત્યાંથી ઊંચી-નીચી ખડકાળ જમીનપર પડતું મૂકીને જીવનનો અંત આણશે.'

घोरमारोदनं मन्ये गते मयि भविष्यति ।
इक्ष्वाकुकुलनाशश्च नाशश्चैव वनौकसाम् ॥ २७ ॥

'હું માનું છું કે હું જો કિષ્કિંધા પાછો ફરીશ તો ત્યાં ભયંકર રોકકળ થશે, કેમકે મારાં ત્યાં જવાથી જ ઇક્ષ્વાકુ કુળ અને વાનરકુળનો નાશ નિશ્ચિત છે.

सोऽहं नैव गमिष्यामि किष्किन्धां नगरीमितः ।
वानप्रस्थो भविष्यामि ह्यदृष्ट्वा जनकात्मजाम् ॥ २८ ॥

'એટલે હું અહીંથી પરત કિષ્કિંધા નહીં જાઉં; જો મને સીતાજીના દર્શન નહીં જ થાય તો હું વાનપ્રસ્થ ધારણ કરી લઇશ.'

इति चिन्तां समापन्नः सीतामनधिगम्य ताम् ।
ध्यानशोकपरीतात्मा चिन्तयामास वानरः ॥ २९ ॥



આ પ્રકારે વિચાર વમળમાં અટવાયેલા હનુમાન સીતાની પ્રાપ્તિ ન થવાથી ધ્યાન અને શોકના સાગરમાં ડૂબી જઇ ચિંતન કરવા લાગ્યા.

अशोकवनिका चेयं दृश्यते महाद्रुमा ।
इमामभिगमिष्यामि न हीयं विचिता मया ॥ ३० ॥

(વિચારમાં ને વિચારમાં તેઓ બોલી ઊઠયા) અરે ! ઊચાં ઊચાં વૃક્ષોવાળી આ આસોપાલવની વાડી દેખાય છે; આમાં તો મેં સીતાની ખોજ કરી પણ નથી : એથી હું હવે એમાં જ જઇશ.'

## ૮ (આઠમો) સર્ગ અશોકવાટિકામાં જઈ સીતાને શોધવાં

स प्रविश्य विचित्रां तां विहगैरभिनादिताम् ।
राजतैः काञ्चनैश्चैव पादपैः सर्वतो वृताम् ॥ १ ॥

એ અદ્ભુત અશોક વાટિકામાં પહોંચીને હનુમાને જોયું તો તે પક્ષીઓના કલરવથી નિનાદિત થઇ રહી છે તથા સોના-ચાંદી સમાન ચમકતાં વૃક્ષોથી એ ચારેય બાજુએથી ઘેરાયેલી છે.

वृतां नानाविधैर्वृक्षैः पुष्पोपगफलोपगैः ।
कोकिलैर्भृङ्गराजैश्च मत्तैर्नित्यनिषेविताम् ॥ २ ॥

હનુમાનજીએ જોયું કે અશોકવાટિકામાં વિવિધ પ્રકારનાં ફળો અને ફૂલોનાં ઝાડ છે તથા તે વૃક્ષો પર મદમસ્ત કોયલો ટહુકયા કરે છે અને ભમરાઓ ગુંજન કર્યા કરે છે.

वृक्षेभ्यः पतितैः पुष्पैरवकीर्णा पृथग्विधैः ।
रराज वसुधा तत्र प्रमदेव विभूषिता ॥ ३ ॥



જાત જાતનાં વૃક્ષો પરથી ખરી પડેલાં ફૂલોથી આચ્છાદિત ત્યાંની ભૂમિ શણગાર સજેલી સ્ત્રીના સમાન સુશોભિત થઇ રહી છે.

वापीश्च विविधाकाराः पूर्णा परमवारिणा ।
महार्हैर्मणिसोपानैरुपपन्नास्ततस्ततः ॥ ४ ॥

તે ઉપવનમાં સુસ્વાદુ ઉત્તમ જળથી પરિપૂર્ણ વિવિધ આકાર પ્રકારની ઘણી વાવો હતી. એ વાવડીઓનાં ઘાટ અને પગથિયાંમાં મૂલ્યવાન મણિ જડેલા હતા.

ततोऽम्बुधरसङ्काशं प्रवृद्धशिखरं गिरिम् ।
विचित्रकूटं कूटैश्च सर्वतः परिवारितम् ॥ ५ ॥

એ વાડીમાં મેઘના સમાન ઊંચા શિખરોવાળો કૃત્રિમ-વિચિત્ર પહાડ પણ હતો. આ પર્વત ચિત્રવિચિત્ર શિખરોથી યુક્ત હતો અને ચારેય બાજુએ ફેલાયેલો હતો.

ददर्श च नगात्तस्मान्नदीं निपतितां कपिः ।
अङ्कादिव समुत्पत्य प्रियस्य पतितां प्रियाम् ॥ ६ ॥

એ પર્વતમાંથી નીકળીને એક નદી વહી રહી હતી. પર્વત પરથી પડતી એ નદીને જોતાં જ હનુમાનજીને એમ લાગ્યું કે કોઇ પ્રિયા પોતાના પ્રિયતમના ખોળામાંથી કૂદીને જઇ રહી હોય.

काञ्चनीं शिंशपामेकां ददर्श हनुमान् कपिः ।
वृतां हेममयीभिस्तु वेदिकाभिः समन्ततः ॥ ७ ॥

તત્પશ્ચાત્ હનુમાનજીએ સોના સરખી ચમકવાળું એક શિંશપ = સીસમનું વૃક્ષ દીઠુ તેની ચારેય તરફ બેસવા માટે સોનાના ઓટલા બનાવેલા હતા.



तामारुह्य महाबाहुः शिंशपां पर्णसंवृताम् ।
इतो द्रक्ष्यामि वैदेहीं रामदर्शनलालसाम् ॥ ८ ॥

હનુમાનજી એ સીસમના ઝાડ પર ચડી ગયા અને તેનાં પાંદડાં વડે પોતાને છુપાવીને મનમાં વિચારવા લાગ્યા કે 'કદાચ રામનાં દર્શન માટે ઉત્સુક મિથિલેશ કુમારી સીતાને હું અહીં જોઇ શકું.'

अशोकवनिका चेयं दृढं रम्या दुरात्मनः ।
वनसञ्चारकुशला ध्रुवमेष्यति जानकी ॥ ९ ॥

'દુરાત્મા રાવણની આ અશોકવાટિકા અત્યંત રમણીય છે અને સીતાજી વન-ભ્રમણના બહુ શોખીન છે, એથી એ ફરતાં ફરતાં અહીં અવશ્ય આવશે.'

सन्ध्याकालमनाः श्यामा ध्रुवमेष्यति जानकी ।
नदीं चेमां शिवजलां सन्ध्यार्थे वरवर्णिनी ॥ १० ॥

'પ્રાતઃ અને સાયંકાળ સંધ્યા કરવાવાળી શ્યામા = નવોઢા તથા સુંદર વર્ણવાળી સીતા આ નદીનાં સ્વચ્છ જળમાં સ્નાનાદિ અને સંધ્યા કરવા માટે આ ઠેકાણે અવશ્ય આવશે.'

यदि जीवति सा देवी ताराधिपनिभानना ।
आगमिष्यति साऽवश्यमिमां शिवजलां नदीम् ॥ ११ ॥

'ચંદ્રમા સમાન મુખવાળી તે દેવી સીતા જો જીવિત હશે તો એ આ શીતળ જળવાળી નદીએ જરૂર આવશે.'

एवं तु मत्वा हनुमान्महात्मा
प्रतीक्षमाणो मनुजेन्द्रपत्नीम् ।
अवेक्षमाणश्च ददर्श सर्वं
सुपुष्पिते पत्रघने निलीनः ॥ १२ ॥



આવું વિચારીને સુંદર ફૂલોવાળા શિંશપ વૃક્ષનાં પાંદડાંની ગાઢ ઘટામાં પોતાની જાતને છુપાવીને હનુમાનજી સીતાના આગમનની પ્રતીક્ષા કરતા રહી ચારે તરફ નજર ફેરવતાં નિરીક્ષણ કરવા લાગ્યા.

## ૯ (નવમો) સર્ગ સીતાનું દર્શન અને હનુમાનનો સંતાપ

अशोकवनिकायां तु तस्यां वानरपुङ्गवः ।
स ददर्शाविदूरस्थं चैत्यप्रासादमुच्छ्रितम् ॥ १ ॥
मध्ये स्तम्भसहस्रेण स्थितं कैलासपाण्डुरम् ।
प्रवालकृतसोपानं तप्तकाञ्चनवेदिकम् ॥ २ ॥

એ અશોકવાટિકામાં વાનરશ્રેષ્ઠ હનુમાને નજીકમાં જ ઊંચા પડથારવાળું વર્તુળાકાર ભવન જોયું. તે ચૈત્ય પ્રાસાદના એક હજાર સ્તંભો વચ્ચે કૈલાસ પર્વત સમાન શ્વેત વર્ણવાળું, પરવાળાંનાં પગથિયાવાળું તથા સોનાની ઓટલીઓવાળું ગર્ભગૃહ જોયું.

विमलं प्रांशुभावत्वादुल्लिखन्तमिवाम्बरम् ।
ततो मलिनसंवीतां राक्षसीभिः समावृताम् ॥ ३ ॥
उपवासकृशां दीनां निश्वसन्तीं पुनः पुनः ।
ददर्श शुक्लपक्षादौ चन्द्ररेखामिवामलाम् ॥ ४ ॥

તે મકાન અત્યંત નિર્મળ હતું અને ઊંચાઇ એટલી બધી કે તે વાદળ સાથે વાતો કરતું હતું. તે પ્રાસાદને જોતાં જોતાં હનુમાનજીએ મેલાં વસ્ત્રો પહેરેલી અને રાક્ષસીઓથી ઘેરાયેલી, ઉપવાસ કરીને અતિ સૂકાઇ ગયેલી, બહુ જ દુઃખી, વારે વારે નિસાસા નાખતી, શુકલપક્ષના પ્રારંભમાં બીજના ચંદ્રમા જેવી વિમલ (અને પાતળી) એક મહિલાને જોઇ.



અશોક વાટિકામાં શોકગ્રસ્ત સીતાજી



पीतेनैकेन संवीतां क्लिष्टेनोत्तमवाससा ।
सपङ्कामनलङ्कारां विपद्मामिव पद्मिनीम् ॥ ५ ॥

તેણે એક જૂની પીળા રંગની ઉત્તમ સાડી પહેરેલી હતી. ઘરેણાં વગરની તે દેવી (પદ્મ રહિત પદ્મિની) કમળ વિનાની કીચડવાળી તલાવડી જેવી દેખાતી હતી.

अश्रूपूर्णमुखीं दीनां कृशामनशनेन च ।
शोकध्यानपरां दीनां नित्यं दुःखपरायणाम् ॥ ६ ॥
तां समीक्ष्य विशालाक्षीं राजपुत्रीमनिन्दिताम् ।
तर्कयामास सीतेति कारणैरुपपादिभिः ॥ ७ ॥

આંસુભર્યાં મુખવાળી, અતિ દીન, આહાર ન લેવાથી પાતળી પડેલી, સદા શોકાતુર, ચિંતામગ્ન, નિરંતર દુઃખિયારી, વિશાળ નેત્રોવાળી, અનિન્દિત રાજપુત્રીને નીરખીને, હનુમાનજીએ તર્ક-વિતર્ક કરીને નિર્ણય કર્યો કે આ સીતા જ છે.

एवं सीतां तदा दृष्ट्वा हृष्टः पवनसम्भवः ।
जगाम मनसा रामं प्रशशंस च तं प्रभुम् ॥ ८ ॥

આ પ્રકારે જનકનંદિની સીતાને નિહાળીને પવનપુત્ર હનુમાન બહુ જ ખુશ થયા. તેઓ મન દ્વારા રામ પાસે પહોંચ્યા અર્થાત્ રામનું સ્મરણ કરવા લાગ્યા અને વારંવાર એમની પ્રશંસા કરવા લાગ્યા.

स मुहूर्तमिव ध्यात्वा बाष्पपर्याकुलेक्षणः ।
सीतामाश्रित्य तेजस्वी हनुमान् विललाप ह ॥ ९ ॥



થોડી વાર સુધી રામ વિશે વિચાર કરી, મહા તેજસ્વી હનુમાન સીતાને (જોઇને) આશરે રડી પડયા. એમની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

मान्या गुरुविनीतस्य लक्ष्मणस्य गुरुप्रिया ।
यदि सीताऽपि दुःखार्ता कालो हि दुरतिक्रमः ॥ १० ॥

ગુરુઓ વડે સુશિક્ષિત અથવા ગુરુ પ્રતિ વિનીત શ્રીલક્ષ્મણના જ્યેષ્ઠ ભ્રાતા શ્રીરામની ધર્મપત્ની સીતા પણ જ્યારે આવાં કષ્ટો ભોગવી રહી છે તો પછી બીજા મનુષ્યોની તો વાત જ શી કરવી ? કાળના પ્રભાવનું ઉલ્લંઘન કરવું સર્વથા દુઃસાધ્ય છે.

धर्मज्ञस्य कृतज्ञस्य रामस्य विदितात्मनः ।
इयं सा दयिता भार्या राक्षसी वशमागता ॥ ११ ॥

ધર્મને જાણનાર, કરેલા ઉપકારને યાદ રાખનારા અને લોક પ્રસિદ્ધ શ્રીરામની આ પ્રાણપ્રિય પત્ની છે, પરંતુ અત્યારે તો એ કાળનાં કુચક્રથી બિચારી રાક્ષસીઓના વશમાં આવી પડેલી છે.

सर्वान्भोगान्परित्यज्य भर्तृस्नेहबलात्कृता ।
अचिन्तयित्वा दुःखानि प्रविष्टा निर्जनं वनम् ॥ १२ ॥

પોતાના પતિના પ્રેમબળથી ખેંચાઇ સંપૂર્ણ રાજકીય સુખ-ભોગોને તિલાંજલિ દઇ તથા વનવાસનાં દુઃખોની રતિભાર પણ દરકાર નહીં કરીને તે નિર્જન વનમાં ચાલી આવેલી છે.

सन्तुष्टा फलमूलेन भर्तृशुश्रूषणे रता ।
या परां भजते प्रीतिं वनेऽपि भवने यथा ॥ १३ ॥
सेयं कनकवर्णाङ्गी नित्यं सुस्मितभाषिणी ।
सहते यातनामेतामनर्थानामभागिनी ॥ १४ ॥



જે સીતા ફળ-મૂળ ખાઇને સંતોષ માનતી હતી, જે સદા પોતાના પતિની સેવામાં વ્યસ્ત રહેતી હતી, જે રાજમહેલની જેમજ વનમાં પણ પ્રસન્ન રહેતી હતી, જે સદા સ્મિતપૂર્વક વાત કરતી હતી, જેણે કદી પણ કષ્ટ સહન કર્યું નથી તે સુવર્ણ સરખાં વર્ણવાળી સીતા જ આજે આ અસહ્ય યાતનાઓ અને અનર્થો સહન કરી રહી છે.

अस्या नूनं पुनर्लाभाद्राघवः प्रीतिमेष्यति ।
राजा राज्यात्परिभ्रष्टः पुनः प्राप्येव मेदिनीम् ॥ १५ ॥

જેવી રીતે પોતાના ગુમાવેલાં રાજ્યની પ્રાપ્તિ થતાં કોઇ સમ્રાટ પ્રસન્ન થતો હોય છે, તેવી રીતે સીતાને પુનઃ પ્રાપ્ત કરીને શ્રી રામ ખરેખર પ્રસન્ન થશે.

कामभोगैः परित्यक्ता हीना बन्धुजनेन च ।
धारयत्यात्मनो देहं तत्समागमलालसा ॥ १६ ॥

રાજકીય સુખ-ભોગોથી વંચિત અને પોતાના પ્રિયજનોથી વિયુક્ત આ સીતા શ્રીરામને મળવાની આશાથી જ પોતાના પ્રાણોને ટકાવી રાખી રહી છે.

नैषा पश्यति राक्षस्यो नेमान्पुष्पफलद्रुमान् ।
एकस्थहृदया नूनं राममेवानुपश्यति ॥ १७ ॥

આ સીતા નથી જોતી પોતાની પાસે રહેનારી રાક્ષસીઓ પ્રતિ કે નથી જોતી આ ફળ-ફૂલોથી નમી ગયેલાં વૃક્ષો તરફ. શ્રીરામના પ્રેમમા મગ્ન રહીને પોતાના હૃદયમાં સદા રામને જ ઝંખે છે.

भर्ता नाम परं नार्या भूषणं भूषणादपि ।
एषा विरहिता तेन भूषणार्हा न शोभते ॥ १८ ॥



સ્ત્રીઓના માટે પતિ જ તેનું ભૂષણ છે, એટલું જ નહીં આભૂષણ કરતાં પણ ચડિયાતો પતિ છે. બહુમૂલ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરવા યોગ્ય હોવા છતાં, સીતા કેવળ પતિ-વિયોગનાં કારણે શણગાર સજતી નથી. (રૂપાળી દેખાતી નથી.)

दुष्करं कुरुते रामो हीनो यदनया प्रभुः ।
धारयत्यात्मनो देहं न दुःखेनावसीदति ॥ १९ ॥

સમર્થ શ્રીરામ સીતાજીના વિયોગમાં પણ જીવિત છે. આ દુઃખમાં પોતાની જાતને સંભાળી રહ્યા છે. (મનોબળથી માનસિક સમતુલા જાળવી રહ્યા છે.) તે પણ ખરેખર મહાદુષ્કર કાર્ય એ કરી રહ્યા છે.

इमामसितकेशान्तां शतपत्रनिभेक्षणाम् ।
सुखार्हां दुःखितां दृष्ट्वा ममापि व्यथितं मनः ॥ २० ॥

કાળા કેશવાળી, કમળદળ સમ નેત્રોવાળી અને સુખ ભોગવવાને લાયક આ જાનકીજીને દુઃખી જોઇને મારો પણ જીવ બળ્યા કરે છે.'

इत्येवमर्थं कपिरन्ववेक्ष्य
सीतेयमित्येव निविष्टबुद्धिः ।
संश्रित्य तस्मिन्निषसाद वृक्षे
बली हरीणामृषभस्तरस्वी ॥ २१ ॥

આ બધી વાતોનો વિચાર કરીને, 'આ સીતા જ છે' એવું નિશ્ચિત મનથી માની લઇ, પોતાનું પ્રયોજન સિદ્ધ થયું જોઇ અત્યંત વેગવાન, કપિશ્રેષ્ઠ, મહાવીર હનુમાનજી એ વૃક્ષ પર શાન્તિપૂર્વક બેઠા રહ્યા.



## ૧૦ (દશમો) સર્ગ રાવણનું અશોક વાટિકામાં આગમન

तथा विप्रेक्षमाणस्य वनं पुष्पितपादपम् ।
विचिन्वतश्च वैदेहीं किञ्चिच्छेषा निशाभवत् ॥ १ ॥

પુષ્પોથી શોભતાં વૃક્ષો યુક્ત એ અશોકવાટિકાનું નિરીક્ષણ કરતાં કરતાં અને સીતાને ગોતતાં ગોતતાં આખી રાત વીતી અને થોડીક બાકી રહી હતી.

षडङ्गवेदविदुषां क्रतुप्रवरयाजिनाम् ।
शुश्राव ब्रह्मघोषांश्च विरात्रे ब्रह्मरक्षसाम् ॥ २ ॥

રાતના પાછલે પહોરે હનુમાનજીએ વેદોને સાંગોપાંગ જાણનારા અને મોટા મોટા યજ્ઞ કરનારા વેદપાઠી બ્રહ્મ રાક્ષસોનો વેદધ્વનિ સાંભળ્યો.

अथ मङ्गलवादित्रैः शब्दैः श्रोत्रमनोहरैः ।
प्राबुध्यत महाबाहुर्दशग्रीवो महाबलः ॥ ३ ॥

હવે પ્રાતઃકાળ થતાં જ કર્ણ-પ્રિય અને મનને આહ્લાદિત કરનારાં મંગલ સૂચક વાદ્યોના મધુર ધ્વનિથી મહાબાહુ મહાબલી રાવણને જગાડવામાં આવ્યો.

विबुध्य तु यथाकालं राक्षसेन्द्रः प्रतापवान् ।
स्रस्तमाल्याम्बरधरो वैदेहीमन्वचिन्तयत् ॥ ४ ॥

મહાભાગ અને મહાપ્રતાપી રાક્ષસરાજ રાવણ સમયસર જાગ્રત થઇ ગયા અને ઊઠતાં વેંત જ તેણે ઊંઘમાં આઘીપાછી થઇ ગયેલી પોતાની માળાઓ અને વસ્ત્રોને વ્યવસ્થિત કર્યાં અને પછી સીતાના વિષયમાં વિચાર કરવા લાગ્યા.



भृशं नियुक्तस्तस्यां च मदनेन मदोत्कटः ।
न स तं राक्षसः कामं शशाकात्मनि गूहितम् ॥ ५ ॥

સીતા પર અત્યંત આસક્તિ હોવાથી તેની કામવાસના ઉગ્રરૂપે ઊભરાઇ પડી હતી. તે પોતાના કામવેગને રોકવામાં સર્વથા અસમર્થ હતો.

स सर्वाभरणैर्युक्तो बिभ्रच्छ्रियमनुत्तमाम् ।
अशोकवनिकामेव प्राविशत्सन्ततद्रुमाम् ॥ ६ ॥

એથી તેણે આભૂષણો પહેરી લીધાં અને ઉત્તમોત્તમ શોભાને ધારણ કરી ગીચોગીચ વૃક્ષોવાળી તે અશોકવાટિકામાં પ્રવેશ કર્યો.

अङ्गनाशतमात्रं तु तं व्रजन्तमनुव्रजन् ।
महेन्द्रमिव पौलस्त्यं देवगन्धर्वयोषितः ॥ ७ ॥

જ્યારે રાવણ અશોકવાટિકા તરફ ચાલતો થયો ત્યારે તેની પાછળ પાછળ સેંકડો સ્ત્રીઓ પણ ચાલી, જેવી રીતે દેવરાજ ઇન્દ્રની પાછળ દેવો અને ગંધર્વોની સ્ત્રીઓ ચાલતી હોય છે.

दीपिकाः काञ्चनीः काश्चिज्जगृहुस्तत्र योषितः ।
बालव्यजनहस्ताश्च तालवृन्तानि चापराः ॥ ८ ॥

એમાંની કેટલીક સ્ત્રીઓના હાથમાં સોનાના દીવડા હતા, તો કોઇના હાથમાં ચમ્મર અને કોઇના હાથમાં તાડના પંખા હતા.



राजहंसप्रतीकाशं छत्रं पूर्णशशिप्रभम् ।
सौवर्णदण्डमपरा गृहीत्वा पृष्ठतो ययौ ॥ ९ ॥

રાજહંસના જેવા શ્વેત અને પૂર્ણિમાના ચંદ્ર જેવા ગોળ તથા સોનાની દાંડીવાળા છત્ર વડે રાવણ ઉપર છાયા કરતી રહેલી કોઇ મહિલા ચાલી રહી હતી.

निद्रामदपरीताक्ष्यो रावणस्योत्तमाः स्त्रियः ।
अनुजग्मुः पतिं वीरं घनं विद्युल्लता इव ॥ १० ॥

આ પ્રકારે રાવણની એ બધી સુંદર અને પ્રિય સ્ત્રીઓ, જેમની આંખોમાં ઊંઘ અને નશો ભરેલાં હતાં, તેઓ પોતાના વીર પતિની પાછળ એવી રીતે ચાલી રહી હતી જેવી રીતે મેઘની પાછળ વીજળી ચાલ્યા કરતી હોય છે.

ततः काञ्चीनिनादं च नूपुराणां च निःस्वनम् ।
शुश्राव परमस्त्रीणां स कपिर्मारुतात्मजः ॥ ११ ॥

પ્રાતઃકાલીન વેદધ્વનિ પશ્ચાત્ પવનપુત્ર હનુમાનજીએ તે સુંદર સ્ત્રીઓની કેડના કંદોરા અને ઝાંઝરની ઘૂઘરીઓનો ઝણકાર સાંભળ્યો.

तं चाप्रतिमकर्माणमचिन्त्यबलपौरुषम् ।
द्वारदेशमनुप्राप्तं ददर्श हनुमान् कपिः ॥ १२ ॥

સાથેજ કપિશ્રેષ્ઠ હનુમાને એ પણ જોયું કે પરસ્ત્રીનાં અપહરણ વગેરે અયોગ્ય કર્મ કરનારો, અચિન્ત્ય અને અસાધારણ બળવાળો તેમજ પુરુષાર્થથી યુકત રાવણ એ વાડીના દરવાજે આવી પહોંચ્યો છે.

वृतः परमनारीभिस्ताराभिरिव चन्द्रमाः ।
रावणोऽयं महाबाहुरित्यचिन्तयत् वानरः ॥ १३ ॥



પરમ રૂપવતી સ્ત્રીઓથી ઘેરાયેલા રાક્ષસરાજ રાવણને તારાઓથી ઘેરાયેલા ચંદ્રમાના જેવો સુશોભિત જોઇને હનુમાનજીએ વિચાર્યું કે આ મહાબાહુ રાવણ જ છે.

स तथाप्युग्रतेजाः सन्निर्धूतस्तस्य तेजसा ।
पत्रगुह्यान्तरे सक्तो हनुमान् संवृतोऽभवत् ॥ १४ ॥

જો કે હનુમાનજી સ્વયં પણ અત્યન્ત તેજસ્વી હતા તો પણ રાવણના તેજની સમક્ષ તે સ્વલ્પ-તેજ થઇ ગયા અને વૃક્ષની એક ડાળી ઉપર પાંદડાંની ઘટામાં પોતાની જાતને સંતાડી બેસી રહ્યા.

सीतामसितकेशान्तां सुश्रोणीं संहतस्तनीम् ।
दिदृक्षुरसितापाङ्गीमुपावर्तत रावणः ॥ १५ ॥

આ બાજુ રાવણ કાળા કેશોવાળી, સુંદર અને પાતળી કમ્મરવાળી, કઠિન સ્તનોવાળી અને કાળી કાળી આંખોવાળી સીતાને જોવા માટે તેની પાસે આવી પહોંચ્યો.

## ૧૧ (અગિયારમો) સર્ગ રાવણનું સીતાને પ્રલોભન તથા પ્રણય-પ્રાર્થના

ततो दृष्ट्वैव वैदेही रावणं राक्षसाधिपम् ।
प्रावेपत वरारोहा प्रवाते कदली यथा ॥ १ ॥

રાક્ષસરાજ રાવણને અશોકવાટિકામાં પ્રવેશ કરતો દેખી સીતા બીકની મારી પવનના ઝપાટાથી કેળમાં પાન કંપી ઊઠે તેમ ધ્રૂજવા લાગી.

आच्छाद्योदरमूरुभ्यां बाहुभ्यां च पयोधरौ ।
उपविष्टा विशालाक्षी रुदन्ती वरवर्णिनी ॥ २ ॥



વિશાળ નેત્રોવાળી અને સુંદર વર્ણવાળી સીતા પોતાનાં બંને સાથળોની વચ્ચે ઉદરને તથા બન્ને હાથો વડે પોતાનાં સ્તનોને ઢાંકી દઇ રોતી રોતી ત્યાં બેસી ગઇ.

दशग्रीवस्तु वैदेही रक्षितां राक्षसीगणैः ।
ददर्श सीतां दुःखार्तां नावं सन्नामिवार्णवे ॥ ३ ॥

રાવણે જોયું તો રાક્ષસીઓથી સુરક્ષિત, દુઃખથી અત્યંત આર્ત વિદેહ રાજકુમારી સીતા સમુદ્રનાં મોજાના સપાટાથી ડગમગતી નાવડીની જેમ થરથરી રહી છે.

असंवृतायामासीनां धरण्यां संशितव्रताम् ।
छिन्नां प्रपतितां भूमौ शाखामिव वनस्पतेः ॥ ४ ॥

પાથરણું પાથર્યા વિનાની ભૂમિ પર બેઠેલી વ્રતચારિણી સીતાને રાવણે જોઇ તો તેને તે ઝાડની તૂટી ગયેલી ડાળી જમીન પર પડેલ હોય તેવી દેખાઇ.

मलमण्डनचित्राङ्गीं मण्डनार्हाममण्डिताम् ।
मृणाली पङ्कदिग्धेव विभाति न विभाति च ॥ ५ ॥

સીતાનાં બધાં જ અંગો પર મેલ ચડી ગયેલો હતો છતાં તે રૂપાળી દેખાતી હતી, તે વસ્ત્રો અને સુંદર આભૂષણોથી વિભૂષિત રહેવા યોગ્ય હતી છતાં તે ભૂષિત ન હતી. (તેણે શરીરને શણગારવાનું છોડી દીધું હતું.) તે કીચડથી ખરડાયેલી કમળવેલી સમાન દેખાતી હતી છતાં અશોભના દેખાતી ન હતી. (અતિ રૂપવતી હોવાને કારણે રૂપાળી, પણ મલિનતાને કારણે મેલી-ઘેલી દેખાતી હતી.)

समीपं राजसिंहस्य रामस्य विदितात्मनः ।
सङ्कल्पहयसंयुक्तैर्यान्तीमिव मनोरथैः ॥ ६ ॥



એ વેળાએ એવું જ લાગતું હતું કે જાણે સીતાજી સંકલ્પરૂપી ઘોડા જોડેલા રથ પર ચઢીને લોકપ્રસિદ્ધ રાજસિંહ શ્રીરામ પાસે જઇ રહી છે. (અર્થાત્ એ સમયે સીતા રામના ધ્યાનમાં મગ્ન હતી.) (રાવણની ઉપસ્થિતિ હોવાથી સીતા કેવળ રામનું જ સ્મરણ કરી રહી હતી.)

सन्नामिव महाकीर्तिं श्रद्धामिव विमानिताम् ।
प्रज्ञामिव परिक्षीणामाशां प्रतिहतामिव ॥ ७ ॥

એ વખતે સીતા નષ્ટ થયેલી કીર્તિ સમાન, તિરસ્કૃત શ્રદ્ધા સમાન, મંદ પડી ગયેલી બુદ્ધિ સમાન અને તૂટી ગયેલી આશા સમાન જણાતી હતી.

पतिशोकातुरां शुष्कां नदीं विस्रावितामिव ।
परया मृजया हीनां कृष्णपक्षनिशामिव ॥ ८ ॥

પતિ-વિયોગથી થતા શોકથી સંતપ્ત થઇને સીતા એટલી તો સૂકાઇ ગઇ હતી, જેમ તૂટેલા બંધવાળી નદી ખાલીખમ થઇ સૂકાઇ ગઇ હોય. શરીર પર ઉબટન વગેરે ન થવાથી તે કૃષ્ણપક્ષની રાત્રિ જેવી કાળી ભઠ દેખાતી હતી.

एकया दीर्घया वेण्या शोभमानामयत्नतः ।
नीलया नीरदापाये वनराज्या महीमिव ॥ ९ ॥

અનાયાસે બંધાઇ ગયેલા એક લાંબા ચોટલાથી તે એવી તો શોભતી હતી જેવી વર્ષાકાળના અંતે લીલીછમ હરિયાળીથી ભૂમિ સુશોભિત થઇ રહે છે.

उपवासेन शोकेन ध्यानेन च भयेन च ।
परिक्षीणां कृशां दीनामल्पाहारां तपोधनाम् ॥ १० ॥



ઉપવાસ, શોક અને ચિંતા કરીને તથા ભયથી ક્ષીણ થયેલાં શરીરવાળી, કૃશ, દીન અને અલ્પ આહાર કરનારી તપસ્વિની સીતાને રાવણે જોઇ.

स तां पतिव्रतां दीनां निरानन्दां तपस्विनीम् ।
साकारैर्मधुरैर्वाक्यैर्न्यदर्शयत रावणः ॥ ११ ॥

ભયંકર રાક્ષસીઓથી ઘેરાયેલી, દૈન્યભાવને પ્રાપ્ત, અતિ ઉદાસ, તપસ્વિની સીતાને રાવણ હાવભાવ પૂર્વક મધુર વાણીમાં પોતાના મનોગત અભિપ્રાય પ્રકટ કરતો કહેવા લાગ્યો.

मां दृष्ट्वा नागनासोरु गूहमाना स्तनोदरम् ।
अदर्शनमिवात्मानं भयान्नेतुं त्वमिच्छसि ॥ १२ ॥

'હે હાથણીની સૂંઢ જેવી જાંઘવાળી સીતા ! શું તું મને જોઇને તારાં ઉદર અને સ્તનોને સંતાડીને તારી જાતને મારાથી અદશ્ય કરી દેવા માગે છે ?'

कामये त्वां विशालाक्षि बहुमन्यस्व मां प्रिये ।
सर्वाङ्गगुणसम्पन्ने सर्वलोकमनोहरे ॥ १३ ॥

'હે સર્વાંગ સંપૂર્ણ તથા સર્વગુણ સંપન્ન વિશાલાક્ષી ! હે સર્વલોક-મનોહર ! હે પ્રિયા ! હું હૃદયથી તને ચાહું છું તેથી તું મારો સ્વીકાર કર.'

नेह केचिन्मनुष्या वा राक्षसाः कामरूपिणीः ।
व्यसर्पतु ते सीते भयं मत्तः समुत्थितम् ॥ १४ ॥

'હે સીતા ! આ સમયે અહીં ન તો કોઇ મનુષ્ય છે, અને ન તો કોઇ સ્વેચ્છાચારી રાક્ષસ ઉપસ્થિત છે, (તો પછી તું ડરે છે કોનાથી ?) મારાથી ઉત્પન્ન થયેલા ભયને તો તું તારા હૃદયમાંથી કાઢી નાખ'



स्वधर्मो रक्षसां भीरु सर्वथैव न संशयः ।
गमनं वा परस्त्रीणां हरणं सम्प्रमथ्य वा ॥ १५ ॥

'અરે ડરપોક ! બળપૂર્વક પર સ્ત્રીઓનું અપહરણ કરવું તથા તેમની સાથે સંભોગ કરવો એ તો નિશ્ચિતરૂપે રાક્ષસોનો પરમ ધર્મ છે.'

एवं चैतदकामां तु न त्वां स्प्रक्ष्यामि मैथिलि ।
कामं कामः शरीरे मे यथाकामं प्रवर्तताम् ॥ १६ ॥

'એટલું હોવા છતાં પણ હે મૈથિલી ! જો તું ન ચાહતી હોય તો કામના-વિહીન તારા શરીરનો સ્પર્શ પણ હું નહીં કરું. ભલે ને કામદેવ મારા શરીરમાં પેસીને મારા કામાગ્નિને પ્રજ્વલિત કરતો રહે.'

***ટિપ્પણી :*** ✷ *આ પ્રસંગમાં રાવણનાં ઉજ્જવળ અને આદર્શ ચરિત્રનું દર્શન અવલોકનીય છે.*

देवि नेह भयं कार्यं मयि विश्वसिहि प्रिये ।
प्रणयस्व च तत्त्वेन मैवं भूः शोकलालसा ॥ १७ ॥

'હે દેવી ! તમે અહીંયા ડર ન રાખશો, હે પ્રિયા ! મારા પર વિશ્વાસ રાખો. તમે મને પોતાનો માનીને મારી સાથે યથાર્થ પ્રેમ કરો. હવે કોઇ જાતનો શોક ન કરજો.'

एकवेणी धराशय्या ध्यानं मलिनाम्बरम् ।
अस्थानेऽप्युपवासश्च नैतान्यौपयिकानि ते ॥ १८ ॥

'એક જ ચોટલો ધારણ કરવો, ભૂમિ પર શયન કરવું, ચિંતિત રહ્યા કરવું, મેલાં વસ્ત્રો પહેરી રાખવાં અને અકારણ ઉપવાસ કરવા, આ બધું તમારા માટે (આવશ્યક) ઉપયોગી નથી.



विचित्राणि च माल्यानि चन्दनान्यगरूणि च ।
विविधानि च वासांसि दिव्यान्याभरणानि च ॥ १९ ॥
महार्हाणि च पानानि शयनान्यासनानि च ।
गीतं नृत्यं च वाद्यं च लभ मां प्राप्य मैथिलि ॥ २० ॥

'હે મૈથિલી ! મને અપનાવીને તું રંગબેરંગી પુષ્પોની માળાઓ, સુગંધયુકત અગર અને ચંદન, નાના પ્રકારનાં ઉત્તમ વસ્ત્રો, દિવ્ય આભૂષણો, બહુમૂલ્ય પેય પદાર્થો (પીણાંઓ), મૂલ્યવાન બિછાનાં તથા આસનિયાં તથા ગીત, નૃત્ય તથા વાદ્ય વગેરેની સાધન-સામગ્રી એ બધું જ તું ઉપલબ્ધ કર.'

स्त्रीरत्नमसि मैवं भूः कुरु गात्रेषु भूषणम् ।
मां प्राप्य हि कथं तु स्यास्त्वमनर्हा सुविग्रहे ॥ २१ ॥

'હે સીતા ! તમે સ્ત્રી રત્ન છો આથી આવો શણગાર રહિત વેશ ન ધારણ કરો. અપિતુ પોતાના શરીરને અલંકારોથી શણગારીને રાખો. હે સુંદરી ! મને પ્રાપ્ત કરીને પણ તું તારા શણગાર કરવા યોગ્ય શરીરને કેમ બરબાદ કરી રહી છે ?

इदं ते चारुसंजातं यौवनं ह्यतिवर्तते ।
यदतीतं पुनर्नैति स्रोतः शीघ्रमपामिव ॥ २२ ॥

'હે સીતા ! તારી આ ખીલતી યુવાની વીતી જઇ રહી છે, સ્મરણ રાખ, આ યૌવન નદીની ધારા જેવું છે, જે એકવાર વહી ગયા પછી પાછું આવશે નહિ.'

त्वां कृत्वोपरतो मन्ये रूपकर्ता स विश्वसृक् ।
नहि रूपोपमा त्वन्या तवास्ति शुभदर्शने ॥ २३ ॥



'હે સુંદરી ! એમ લાગે છે કે રૂપની રચના કરનારા સૃષ્ટિકર્તા પરમેશ્વરે તારું ઉત્કૃષ્ટ સર્જન કર્યા પછી પોતાના હાથ ધોઇ નાખ્યા હશે. (આગળ રૂપ-રચનાનું કામ બંધ કરી દીધું હશે) કેમકે તારા સમાન રૂપવતી સ્ત્રી બીજી કોઇ દેખાતી જ નથી.'

त्वां समासाद्य वैदेहि रूपयौवनशालिनीम् ।
कः पुमानतिवर्तेत साक्षादपि पितामहः ॥ २४ ॥

'હે વૈદેહી ! તારા જેવી રૂપયૌવનશાળી યુવતીને પ્રાપ્ત કરીને કોણ એવો મનુષ્ય હશે જેનું મન કુમાર્ગમાં ન જાય, પછી ભલે તે વ્યકિત સાક્ષાત્ બ્રહ્મા પણ કેમ ન હોય !'

यद्यत्पश्यामि गात्रं शीतांशुसदृशानने ।
तस्मिंस्तस्मिन्पृथुश्रोणि चक्षुर्मम निबध्यते ॥ २५ ॥

'હે ચંદ્રમુખી ! હે સુંદર કમ્મરવાળી ! હું તારા શરીરનાં જે જે અંગ ઉપર નજર નાખું છું, ત્યાં મારી આંખ તે તે અંગ ઉપર ચોટી રહે છે.'

भव मैथिलि भार्या मे मोहमेनं विसर्जय ।
बह्वीनामुत्तमस्त्रीणां ममाग्रमहिषी भव ॥ २६ ॥

'હે મૈથિલી ! તું મારી પત્ની થઇ જા, રામ તરફના તારા મોહને ત્યજીદે, મારી જે ઘણી બધી ઉત્તમ સ્ત્રીઓ છે, તેમની તું પટરાણી બની જા.'

इच्छ मां क्रियतामद्य प्रतिकर्म तवोत्तमम् ।
साधु पश्यामि ते रूपं सुयुक्तं प्रतिकर्मणा ॥ २७ ॥

'હે સીતા ! તું મને સ્વેચ્છાએ અપનાવી લે. જેથી આજે જ તારો સારી પેઠે શણગાર કરવામાં આવે. મારી ઇચ્છા છે કે હું તારાં શણગાર સજેલા રૂપને દેખું.'

भुङ्क्ष्व भोगान्यथाकामं पिब भीरु रमस्व च ।
यथेष्टं च प्रयच्छ त्वं पृथिवीं वा धनानि च ॥ २८ ॥

'હે ભીરુ ! મને સ્વીકારી લઇને તું તારી ઇચ્છાનુસાર ભોગો ભોગવ, મદિરાનું પાન કર અને મારી સાથે રમણ કર તથા સ્વેચ્છાપૂર્વક ધન અથવા ભુમિનું દાન કર.'

**ટિપ્પણી :** ✱ *પાશ્ચાત્ય સંસ્કૃતિનો આદર્શ છે, "Eat drink and be merry.' પ્રાચીન કાળમાં પણ આ સંસ્કૃતિ હતી. અંગ્રેજીના આ શબ્દો સંસ્કૃત શ્લોકનો અનુવાદ માત્ર જ છે, જુઓ - 'भुङ्क्ष्व भोगान्'= Eat, 'पिब' = Drink અને 'रमस्व' = be merry*

किं करिष्यसि रामेण सुभगे चीरवाससा ।
निक्षिप्तविजयो रामो गतश्रीर्वनगोचरः ॥ २९ ॥

'હે સુભગા ! વલ્કલ વસ્ત્રધારી રામને લઇને તું શું કરીશ ? (તારે રામનું શું કામ છે ? અથવા રામદ્વારા તારો કયો હેતુ સરવાનો છે ?) તારું અપહરણ થઇ જવાથી રામનાં વિજય, સાધન, ઉત્સાહ વગેરે નષ્ટ થઇ ગયાં છે. રાજલક્ષ્મી તેના હાથથી સરી પડી છે અને તે અથડાતો કૂટાતો જંગલમાં ભટકતો ફરે છે.'

न रामस्तपसा देवि न बलेन न विक्रमैः ।
न धनेन मया तुल्यस्तेजसा यशसाऽपि वा ॥ ३० ॥

'હે દેવી ! તપ, બળ, પરાક્રમ, ધન, તેજ અને યશમાં રામ મારા સમાન નથી.



नहि वैदेहि रामस्त्वां द्रष्टुं वाप्युपलप्स्यते ।
न चापि मम हस्तात्त्वां प्राप्तुमर्हति राघवः ॥ ३१ ॥

'હે વૈદેહી ! રામ તો હવે તને દેખી પણ શકતા નથી, (અને કદાચ દેખી પણ લે) તો તને તે મારા હાથમાંથી કોઇ પણ પ્રકારે લઇ જઇ શકતા નથી.'

पिब विहर रमस्व भुङ्क्ष्व भोगान्
धननिचयं प्रदिशामि मेदिनीं च ।
मयि लल ललने यथासुखं तव
त्वयि च समेत्य ललन्तु बान्धवास्ते ॥ ३२ ॥

'હે સીતા ! એટલે તું રામનું ધ્યાન છોડીને આનંદપૂર્વક મધનું પાન કર, વિહાર કર, રમણ કર, ભોગ વિલાસનો ઉપભોગ કર, હું તને તારે જોઇએ તેટલું ધન અને ભૂમિ આપું છું. હે લલના ! તું મારી સાથે મનગમતા સુખો ભોગવ અને તારી સાથે તારા સગાંવહાલાં પણ સુખ ભોગવે.'

## ૧૨ (બારમો) સર્ગ સીતા દ્વારા રાવણનો તિરસ્કાર

तस्य तद्वचनं श्रुत्वा सीता रौद्रस्य रक्षसः ।
तृणमन्तरतः कृत्वा प्रत्युवाच शुचिस्मिता ॥ १ ॥

એ ભયંકર (રુદ્રરૂપ) રાક્ષસરાજ રાવણની આ બધી વાતો સાંભળી પવિત્ર સ્મિતવાળી સીતા પોતાના અને રાવણના વચ્ચે તણખલાને મધ્યસ્થી બનાવી રાવણને બોલી.

न मां प्रार्थयितुं युक्तं सुसिद्धिमिव पापकृत् ।
अकार्यं न मया कार्यमेकपत्न्या विगर्हितम् ॥
कुलं सम्प्राप्तया पुण्यं कुले महति जातया ॥ २ ॥



'હે રાવણ ! જેવી રીતે પાપિષ્ઠ જનો દ્વારા બ્રહ્મપ્રાપ્તિ ઇચ્છવા યોગ્ય નથી હોતી. (પાપી મનુષ્ય બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા કરે તો તે અયોગ્ય તથા અનુચિત છે.) તેવી રીતે હું તારા વડે ઇચ્છવા યોગ્ય નથી. અર્થાત્ જે રીતે પાપી પુરુષ સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. તે રીતે તું પણ મને પ્રાપ્ત કરી શકતો નથી. હું ઉત્તમ કુળમાં જન્મી, પછી પવિત્ર કુળમાં મારા લગ્ન-વિવાહ થયા. હું એક પતિવ્રત પાળું છું; તેથી મારી પાસેથી આ નિન્દવા યોગ્ય દુષ્કર્મની આશા ન રાખ.'

एवमुक्त्वा तु वैदेही रावणं तं यशस्विनी ।
राक्षसं पृष्ठतः कृत्वा भूयो वचनमब्रवीत् ॥ ३ ॥

આમ કહીને યશસ્વિની સીતાએ રાવણ તરફથી પોતાનું મુખ ફેરવી લીધું, પછી તે પીઠ પાછળ બેઠેલા રાવણને કહેવા લાગી.

नाहमौपायिकी भार्या परभार्या सती तव ।
साधु धर्ममवेक्षस्व साधु साधुव्रतं चर ॥ ४ ॥

'હું પરાયી પત્ની અને સતી સ્ત્રી છું, એથી તારી સુયોગ્ય ભાર્યા કદી નથી બની શકતી. તને ઉચિત છે કે તું સજ્જનો દ્વારા સેવિત સદ્ધર્મ અને સદ્વ્રત = શ્રેષ્ઠ પુરુષોના વ્યવહારનું આચરણ કર.'

यथा तव तथाऽन्येषां रक्ष्या दारा निशाचर ।
आत्मानमुपमां कृत्वा स्वेषु दारेषु रम्यताम् ॥ ५ ॥

'હે નિશાચર ! જેવી રીતે પોતાની પત્નીની રક્ષા કરવી જોઇએ તેવી જ રીતે પરાયી પત્નીની રક્ષા પણ કરવી જોઇએ. પોતાને ઉપમા બનાવીને (જાતે શુભ ઉપમા યોગ બનીને) તમે પોતાની જ સ્ત્રીઓ સાથે રમણ કરો.'

अतुष्टं स्वेषु दारेषु चपलं चलितेन्द्रियम् ।
नयन्ति निकृतिप्रज्ञं परदाराः पराभवम् ॥ ६ ॥



'જે અજિતેન્દ્રિય મનુષ્યો ચંચળ ઇન્દ્રિયોવાળા બનીને પોતાની સ્ત્રીઓથી સંતુષ્ટ થતા નથી, તે નિકૃષ્ટ બુદ્ધિવાળા પતિત પામરોને ડગલેને પગલે પરસ્ત્રીઓથી અપમાનિત થવું પડે છે.'

इह सन्तो नवा सन्ति सतो वा नानुवर्तसे ।
तथा हि विपरीता ते बुद्धिराचारवर्जिता ॥ ७ ॥

'શું અહીંયાં સજ્જન પુરુષો નથી રહેતા ? જો રહે છે તો તમે તેનું અનુકરણ કેમ નથી કરતા ? એમ પ્રતીત થાય છે કે તને ઉત્તમ પુરુષોનો સહવાસ પસંદ નથી એથી જ તારી બુદ્ધિ સર્વથા વિપરીત અને આચાર ભ્રષ્ટ થઇ રહી છે.'

अकृतात्मानमासाद्य राजानमनये रतम् ।
समृद्धानि विनश्यन्ति राष्ट्राणि नगराणि च ॥ ८ ॥

'યાદ રાખ ! અનીતિના માર્ગનું અનુસરણ કરનારા અજિતેન્દ્રિય રાજાના કારણે ધનધાન્યથી સમૃદ્ધનગરો અને સમસ્ત રાષ્ટ્ર પણ નષ્ટ-ભ્રષ્ટ થઇ જાય છે.'

तथेयं त्वां समासाद्य लङ्का रत्नौघसङ्कुला ।
अपराधात्तवैकस्य न चिराद्विनशिष्यति ॥ ९ ॥

'તારા જેવા અવિવેકી રાજાને પ્રાપ્ત કરીને, તારા એકના જ અપરાધોને કારણે ધન-ધાન્ય અને રત્નોથી સમૃદ્ધ આ લંકા શીઘ્ર નષ્ટ થઇ જશે.'

शक्या लोभयितुं नाहमैश्वर्येण धनेन वा ।
अनन्या राघवेणाहं भास्करेण प्रभा यथा ॥ १० ॥

'હે રાવણ ! તું તારા ઐશ્વર્ય અથવા ધન સંપત્તિથી મને લલચાવી નહીં શકે. જેમ સૂર્યની પ્રભા સૂર્યથી પૃથક્ થઇ શકતી નથી, તેમ હું રામથી જુદી થઇ શકતી નથી. હું શ્રીરામની અનન્ય-પરાયણા ધર્મપત્ની છું.'



उपधाय भुजं तस्य लोकनाथस्य सत्कृतम् ।
कथं नामोपधास्यामि भुजमन्यस्य कस्यचित् ॥ ११ ॥

'લોકનાથ શ્રીરામની સત્કાર્ય કરતી ભુજાનો આશ્રય લીધા પછી, હવે હું અન્ય કોઈની ભુજાનો આશ્રય કેમ લઇ શકું ?'

अहमौपयिकी भार्या तस्यैव वसुधापतेः ।
साधु रावण रामेण मां समानय दुःखिताम् ॥ १२ ॥

'હું મહારાજ શ્રીરામની યોગ્ય ભાર્યા છું, હે રાવણ ! જો તું તારું કલ્યાણ ચાહતો હોય તો મને દુઃખિયારીને શ્રીરામની મેળાપ કરાવી દે.'

मित्रमौपयिकं कर्तुं रामः स्थानं परीप्सता ।
वधं चानिच्छता घोरं त्वयाऽसौ पुरुषर्षभः ॥ १३ ॥

'હે રાવણ ! જો તું લંકાની રક્ષા કરવા માગતો હોય અને તને મરી જવું ગમતું ન હોય તો તારે માટે ઉચિત એ જ છે કે તું શ્રી રામને યત્નથી પોતાનો મિત્ર બનાવી લે.'

एवं हि ते भवेत्स्वस्ति सम्प्रदाय रघूत्तमे ।
अन्यथा त्वं हि कुर्वाणो वधं प्राप्स्यसि रावण ॥ १४ ॥

'રામને પોતાનો મિત્ર બનાવવાથી અને વિનયપૂર્વક મને શ્રીરામને સોંપી દેવાથી જ તારું કલ્યાણ થશે. જો તું આમ નહીં કરે તો તું હે રાવણ માર્યો જવાનો છે.'



## ૧૩ (તેરમો) સર્ગ રાવણ દ્વારા સીતાજીને બે માસની અવધિ

सीताया वचनं श्रुत्वा परुषं राक्षसाधिपः ।
प्रत्युवाच ततः सीतां विप्रियं प्रियदर्शनाम् ॥ १ ॥

સીતાજીનાં આ કર્કશ વચનો સાંભળી રાક્ષસરાજ રાવણ પ્રિયદર્શના સીતાને આ પ્રમાણે અપ્રિય વચન કહેવા લાગ્યો.

यथा यथा सान्त्वयिता वश्यः स्त्रीणां तथा तथा ।
यथा यथा प्रियं वक्ता परिभूतस्तथा तथा ॥ २ ॥

'હે સીતા ! જેમ જેમ પુરુષ સ્ત્રીને પ્રિય વચનો વડે સમજાવે છે, તેમ તેમ સ્ત્રી તે પુરુષને વશ થતી જાય છે, પરંતુ મેં તમને પ્રિય વચનો વડે જેટલી સમજાવી તેટલો જ તમે મારો તિરસ્કાર કર્યો.

सन्नियच्छति मे क्रोधं त्वयि कामः समुत्थितः ।
द्रवतोऽमार्गमासाद्य हयानिव सुसारथिः ॥ ३ ॥

'શું કરું ? હું તારા ઉપર આસક્ત છું. જેવી રીતે ઉત્તમ સારથિ કુમાર્ગ પ્રતિ દોડી જતા ઘોડાઓને રોકે છે તેવી રીતે તારા પ્રતિ ઉત્પન્ન મારી કામાસક્તિ મારા ક્રોધને રોકી રહેલી છે.'

वामः कामो मनुष्याणां यस्मिन्किल निबध्यते ।
जने तस्मिंस्त्वनुक्रोशः स्नेहश्च किल जायते ॥ ४ ॥

'કુટિલ કામ ખરેખર માણસો માટે મોટું બંધન છે, કેમકે જેના પ્રતિ કામ ઉભરાઈ જાય છે, તેના તરફ નિશ્ચિત રૂપે દયા અને સ્નેહ ઉત્પન્ન થઈ જ જાય છે.'

एतस्मात्कारणान्न त्वां घातयामि वरानने ।
वधार्हामवमानार्हां मिथ्याप्रव्रजिते रताम् ॥ ५ ॥

'હે સુમુખી ! આવા કારણથી હું તારો વધ કરતો નથી. નહિતર વ્યર્થ વનવાસ કરવાવાળા રામમાં તું આસક્ત હોવાથી તિરસ્કાર અને વધ કરવા યોગ્ય જ છો.'

परुषाणीह वाक्यानि यानि यानि ब्रवीषि माम् ।
तेषु तेषु वधो युक्तस्तव मैथिलि दारुणः ॥ ६ ॥

'હે મૈથિલી ! તેં મને જે જે કડવાં વેણ કહેલાં છે, તેમનાં દરેક વચન પર તારો નિર્દયતાપૂર્વક વધ જ ઉચિત છે.'

एवमुक्त्वा तु वैदेहीं रावणो राक्षसाधिपः ।
क्रोधसंरम्भ संयुक्तः सीतामुत्तरमब्रवीत् ॥ ७ ॥

રાક્ષસરાજ રાવણ સીતાને આવાં કઠોર વચનો કહીને, ક્રોધના આવેશમાં આવી સીતાની વાતોનો ઉત્તર આપવા લાગ્યો.

द्वौ मासौ रक्षितव्यौ मे योऽवधिस्ते मया कृतः ।
ततः शयनमारोह मम त्वं वरवर्णिनि ॥ ८ ॥

'હું સુંદરી ! મેં તમારા માટે જે અવધિ નિશ્ચિત કરેલી હતી, તેમાંના હવે અત્યારે બે માસ બાકી રહ્યા છે, એટલે મારે બે મહિના પ્રતીક્ષા કરવાની છે, બે માસની મુદ્દત વીતી ગયે તારે મારી શય્યા પર આવવું પડશે.'

द्वाभ्यामूर्ध्वं तु मासाभ्यां भर्तारं मामनिच्छतीम् ।
मम त्वां प्रातराशार्थे सूदाश्छेत्स्यन्ति खण्डशः ॥ ९ ॥

'જો માસ બેની અવધિ વીતી જાય છતાં તેં મને પતિરૂપે ન અપનાવ્યો તો મારા રસોયા લોકો મારા પ્રાતરાશ = પ્રાતઃ કાલીય ભોજન (શિરામણ) માટે તારા ટુકડે ટુકડા કરી નાખશે.'



तां भर्त्स्यमानां संप्रेक्ष्य राक्षसेन्द्रेण जानकीम् ।
देवगन्धर्वकन्यास्ता विषदुर्विकृतेक्षणाः ॥ १० ॥

રાક્ષસરાજ રાવણ દ્વારા તિરસ્કૃત થઇ રહેલી સીતાને નિહાળી રાવણ સાથે આવેલી દેવ અને ગંધર્વ કન્યાઓ ત્રાંસી નજરે જોઇ જોઇને અત્યંત દુઃખી થઇ.

ओष्ठप्रकारैरपरा वक्त्रैर्नेत्रैस्तथाऽपराः ।
सीतामाश्वासयामासुस्तर्जितां तेन रक्षसा ॥ ११ ॥

રાવણ વડે તિરસ્કૃત સીતાને કોઇ કન્યાએ હોઠથી, કોઇએ મુખથી, કોઇએ નેત્રોથી ઇશારો કરીને આશ્વાસન આપ્યું.

ताभिराश्वासिता सीता रावणं राक्षसाधिपम् ।
उवाचात्महितं वाक्यं वृत्तशौण्डीर्यगर्वितम् ॥ १२ ॥

એમનાં આશ્વાસનો પ્રાપ્ત કરી પોતાના પતિવ્રતના બળથી મન સબળ કરી રાક્ષસરાજ રાવણને તેના હિતની વાત કરી.

नूनं न ते जनः कश्चिदस्ति निःश्रेयसे स्थितः ।
निवारयति यो न त्वां कर्मणोऽस्माद्विगर्हितात् ॥ १३ ॥

'હે રાવણ ! મને ખાતરી થઇ ગઇ કે આ લંકા પુરીમાં કોઇપણ તારો હિતેચ્છુ નથી, જે તને આ નિંદિત કર્મથી રોકે.'

मां हि धर्मात्मनः पत्नीं शचीमिव शचीपतेः ।
त्वदन्यस्त्रिषु लोकेषु प्रार्थयेन्मनसाऽपि कः ॥ १४ ॥

'એ કારણથી જ તારા સિવાય ત્રણેય લોકમાં એવો કોઇ પણ પુરુષ નહીં હોય જે ઇન્દ્રની પત્ની શચીના સમાન ધર્માત્મા રામની પત્નીને મને ચાહવાની મનમાં પણ કલ્પના કરી શકે.'



राक्षसाधम रामस्य भार्याममिततेजसः ।
उक्तवानसि यत्पापं क्व गतस्तस्य मोक्ष्यसे ॥ १५ ॥

'હે રાક્ષસાધમ ! અમિત તેજસ્વી શ્રીરામની ધર્મપત્નીને તેં જે પાપપૂર્ણ વાતો કરેલી છે, તેનાં પાપથી તું ક્યાં જઇને મુક્તિ મેળવશે ?'

यथा दृप्तश्च मातङ्गः शशश्च सहितो वने ।
तथा द्विरदवद्रामस्त्वं नीचशशवत्स्मृतः ॥ १६ ॥

'જેમ જંગલમાં મદોન્મત્ત હાથી અને સસલું એક સાથે રહેતાં હોય છે તથાપિ તેઓ એક સરખાં નથી બની જતાં, તેમ જ શ્રીરામ હાથી સમાન છે અને તું ક્ષુદ્ર સસલા જેવો છે.'

स त्वमिक्ष्वाकुनाथं वै क्षिपन्निह न लज्जसे ।
चक्षुषोर्विषयं तस्य न तावदुपगच्छसि ॥ १७ ॥

'ક્ષુદ્ર સસલા જેવો થઇને તું ઇક્ષ્વાકુનાથ શ્રીરામની નિંદા કરે છે ! તેમાં તને જરાય શરમ નથી આવતી ? ખેર, જ્યાં સુધી તું રામની નજરે નથી પડયો ત્યાં લગી તું ફાવે તેમ બોલ્યા કર.'

इमे ते नयने क्रूरे विरूपे कृष्णपिङ्गले ।
क्षितौ न पतिते कस्मान्मामनार्य निरीक्षतः ॥ १८ ॥

'અરે અનાર્ય ! તારી આ ક્રૂર, વાંકી-ત્રાંસી અને કાળી-પીળી આંખો, જે વડે તું મને કુદષ્ટિથી જુએ છે, તે નીકળી જઇ પૃથ્વી પર કેમ પડી જતી નથી ?'



तस्य धर्मात्मनः पत्नीं स्नुषां दशरथस्य च ।
कथं व्याहरतो मां ते न जिह्वा पाप शीर्यते ॥ १९ ॥

'ઓ પાપી ! મને ધર્માત્મા રામની ધર્મપત્ની અને મહારાજા દશરથની પુત્રવધૂને આ પ્રકારે હલકી વાતો કરતાં તારી જીભ કપાઇ કેમ જતી નથી ?'

असंदेशात्तु रामस्य तपसश्चानुपालनात् ।
न त्वां कुर्मि दशग्रीव भस्म भस्मार्हतेजसा ॥ २० ॥

'હે રાવણ ! શ્રીરામનો આદેશ ન હોવાથી અને તપોબળની રક્ષા કરવાના હેતુથી હું તને ભસ્મ કરવા સમર્થ હોવા છતાં પણ મારાં તેજથી તને ભસ્મ કરતી નથી.'

नापहर्तुमहं शक्या तस्य रामस्य धीमतः ।
विधिस्तव वधार्थाय विहितो नात्र संशयः ॥ २१ ॥

'બુદ્ધિમાન શ્રીરામની પત્ની હું અપહૃત થઇ શકતી ન હતી, નક્કી જ તારા નાશને માટે પરમાત્માએ તારા વડે મારાં અપહરણનું વિધાન (આયોજન) રચેલું છે.'

शूरेण धनदभ्रात्रा बलैः समुदितेन च ।
अपोह्य रामं कस्माद्धि दारचौर्यं त्वया कृतम् ॥ २२ ॥

'અરે ! તું તો પોતાને શૂરવીર સમજે છે, વળી કુબેરનો ભાઇ થયો છે અને સૈન્ય-સંગ્રહ પણ તેં બહુ કરેલો છે, તો પણ તું કપટ કરી, રામને દૂર હટાવી તેમની પત્નીને કેમ ચોરી લાવ્યો છો ?'

सीताया वचनं श्रुत्वा कोपसंरक्तलोचनः ।
उवाच रावणः सीतां भुजङ्ग इव निःश्वसन् ॥ २३ ॥

સીતાનાં વચનો સાંભળી ક્રોધનો માર્યો રાવણ લાલ-લાલ આંખો કરી, સાપની જેમ ફુંફાડા મારતો સીતાને બોલ્યો,



अनयेनाभिसम्पन्नमर्थहीनमनुव्रते ।
नाशयाम्यहमद्य त्वां सूर्यः सन्ध्यामिवौजसा ॥ २४ ॥

'અરે ! નીતિવિહીન અને રાજ્યભ્રષ્ટ રામનું અનુગમન કરનારી સીતા ! આજ હું તને મારાં તેજથી એવી રીતે નષ્ટ કરી દઉં છું, જેવી રીતે સૂર્ય સંધ્યાકાળનાં અંધકારને નષ્ટ કરી દે છે.

इत्युक्त्वा मैथिलीं राजा रावणः शत्रुरावणः ।
सन्दिदेश ततः सर्वा राक्षसीर्घोरदर्शनाः ॥ २५ ॥

શત્રુઓને રડાવનારા રાવણે સીતાને આ પ્રકારે કહી ત્યાં ઉપસ્થિત ભયાનક દેખાવવાળી રાક્ષસીઓને આજ્ઞા આપી કે-

यथा मद्वशगा सीता क्षिप्रं भवति जानकी ।
तथा कुरुत राक्षस्यः सर्वाः क्षिप्रं समेत्य च ॥ २६ ॥

'હે રાક્ષસીઓ ! તમે બધી મળીને એવો પ્રયત્ન કરો કે જેથી જનકકુમારી સીતા જલદી મારે વશ થઇ જાય !'

प्रतिलोमानुलोमैश्च सामदानादिभेदनैः ।
आवर्जयत वैदेहीं दण्डस्योद्यमनेन च ॥ २७ ॥

'તમે અનકૂળ અને પ્રતિકૂળ ઉપાયો વડે, સામ, દાન અને ભેદ વગેરેથી અથવા ડરાવી-ધમકાવી, દંડના પ્રયોગથી, અથવા જે રીતે થાય તે રીતે તમે સીતાને મારા અનુકૂળ બનાવી દો.'

इति प्रतिसमादिश्य राक्षसेन्द्रः पुनः पुनः ।
प्रस्थितः स दशग्रीवः कम्पयन्निव मेदिनीम् ॥ २८ ॥

એ રાક્ષસીઓને વારંવાર આ પ્રકારની આજ્ઞા આપીને તે રાવણ ધરતીને ધ્રુજાવતો ધ્રુજાવતો ત્યાંથી ચાલ્યો ગયો.



## ૧૪ (ચૌદમો) સર્ગ રાક્ષસીઓનું સીતાને ડરાવવું-ધમકાવવું અને ફોસલાવવું

निष्क्रान्ते राक्षसेन्द्रे तु पुनरन्तःपुरं गते ।
राक्षस्यो भीमरूपास्ताः सीतां समभिदुद्रुवुः ॥ १ ॥

રાક્ષસરાજ રાવણ ત્યાંથી નીકળીને અંતઃપુરમાં ચાલ્યો ગયો કે તરત જ ભયંકર રૂપવાળી રાક્ષસીઓ સીતા તરફ ધસી આવી.

ततः सीतामुपागम्य राक्षस्यः क्रोधमूर्च्छिताः ।
परं परुषया वाचा वैदेहीमिदमब्रुवन् ॥ २ ॥

સીતાની નજીક પહોંચીને ક્રોધથી ભરેલી તે રાક્ષસીઓ વિદેહની પુત્રી સીતાને અત્યંત કઠોર વાણીથી આ પ્રમાણે કહેવા લાગી.

पौलस्त्यस्य वरिष्ठस्य रावणस्य महात्मनः ।
दशग्रीवस्य भार्यात्वं सीते न बहु मन्यसे ॥ ३ ॥

'હે સીતા ! પુલસ્ત્ય કુળમાં જન્મેલા, શ્રેષ્ઠ, મહાબલી રાવણની પત્ની થવું એ કોઇ મોટી વાત છે એમ તું શું નથી માનતી ?'

ततस्त्वेकजटा नाम राक्षसी वाक्यमब्रवीत् ।
आमन्त्र्य क्रोधताम्राक्षी सीतां करतलोदरीम् ॥ ४ ॥

તત્પશ્ચાત્ ક્રોધથી લાલ નેત્રોવાળી એક જટા (એક ચોટલા વાળી) નામની રાક્ષસી કૃશોદરી = નાના પેટવાળી સીતાને સંબોધીને કહેવા લાગી.



प्रजापतीनां षण्णां तु चतुर्थो यः प्रजापतिः ।
मानसो ब्रह्मणः पुत्रः पुलस्त्य इति विश्रुतः ॥ ५ ॥

પૂર્વકાળમાં વંશકર્તા બ્રહ્માના છ પુત્રો થયા. તેઓ બધા ભાઇઓ પ્રજાપાલક રાજાઓ થયા. આ છ પ્રજાપતિઓ પૈકી ચોથો પ્રજાપતિ-બ્રહ્માનો મનસ્વી પુત્ર-પુલસ્ત્ય નામથી પ્રસિદ્ધ થયો.

**ટિપ્પણી :** * *બ્રહ્માના છ પુત્રો જેઓ પ્રજાપતિ થયા તે આ - (૧) મરીચિ (૨) અત્રિ (૩) અંગિરસ (૪) પુલસ્ત્ય (૫) પુલહ (૬) ક્રતુ.*

पुलस्त्यस्य तु तेजस्वी महर्षिर्मानसः सुतः ।
नाम्ना स विश्रवा नाम प्रजापतिसमप्रभः ॥ ६ ॥

એ મહર્ષિ પુલસ્ત્યનો અત્યંત તેજસ્વી અને મનસ્વી પુત્ર વિશ્રવા નામથી પ્રસિદ્ધ થયો. તેઓ પ્રતાપમાં પોતાના પિતા તુલ્ય જ હતા.

तस्य पुत्रो विशालाक्षि रावणः शत्रुरावणः ।
तस्य त्वं राक्षसेन्द्रस्य भार्या भवितुमर्हसि ॥ ७ ॥

હે વિશાળ નેત્રોવાળી ! તે વિશ્રવાના પુત્ર શત્રુઓને રોવડાવનારા આ રાવણ છે. તમે તે રાક્ષસરાજની પત્ની બનવાને યોગ્ય જ છો.'

ततो हरिजटा नाम राक्षसी वाक्यमब्रवीत् ।
विवृत्य नयने कोपान्मार्जारसदृशेक्षणा ॥ ८ ॥

એકજટાએ આમ કહયા પછી, બિલાડી જેવી (માંજરી) આંખો વાળી હરિજટા નામની રાક્ષસી ગુસ્સે થઇ ભવાં ચડાવીને સીતાને કહેવા લાગી.



येन देवास्त्रयस्त्रिंशद्देवराजश्च निर्जितः ।
तस्य त्वं राक्षसेन्द्रस्य भार्या भवितुमर्हसि ॥ ९ ॥

'જેમણે તેત્રીસ દેવતાઓ અને દેવરાજ ઇન્દ્રને જીતી લીધા છે, તે રાક્ષસરાજ રાવણની ભાર્યા તારે થઇ જવું જોઇએ.'

ततस्तु प्रघसा नाम राक्षसी क्रोधमूर्च्छिता ।
भर्त्सयन्ती तदा घोरमिदं वचनमब्रवीत् ॥ १० ॥

તત્પશ્ચાત્ પ્રઘસા નામે રાક્ષસી ક્રોધથી પાગલ થઇને સીતાજીને વઢતીને તતડાવતી કઠોર વચન બોલી,

वीर्योत्सिक्तस्य शूरस्य संग्रामेष्वनिवर्तिनः ।
बलिनो वीर्ययुक्तस्य भार्यात्वं किं न लिप्ससे ॥ ११ ॥

અત્યંત પરાક્રમી, શૂરવીર, યુદ્ધ ક્ષેત્રમાં પીઠ ન બતાવનાર, બળવાન અને શક્તિશાળી રાવણની પત્ની બનવાનું તમે કેમ પસંદ કરતાં નથી ?'

अन्या तु विकटा नाम राक्षसी वाक्यमब्रवीत् ।
असकृद्देवता युद्धे समरे येन निर्जिताः ॥ १२ ॥
तस्य सर्वसमृद्धस्य रावणस्य महात्मनः ।
किमद्य राक्षसेन्द्रस्य भार्यात्वं नेच्छसेऽधमे ॥ १३ ॥

ત્યારપછી બીજી વિકટા નામે રાક્ષસી કહેવા લાગી, 'હે અધમા ! જેણે અનેકવાર દેવતાઓને યુદ્ધમાં હરાવેલા છે તે સર્વ સંપન્ન, મહાબલી, રાક્ષસરાજ રાવણની પત્ની બનવા કેમ નથી ચાહતી ?'



ततस्तु दुर्मुखी नाम राक्षसी वाक्यमब्रवीत् ।
यस्य सूर्यो न तपति भीतो यस्य च मारुतः ।
न वाति चासितापाङ्गे किं त्वं तस्य न तिष्ठसि ॥ १४ ॥

ત્યારબાદ દુર્મુખી નામે રાક્ષસી કહેવા લાગી કે, 'હે કાળાં નેત્રોવાળી ! જેનાથી ભયભીત થઇને ન તો સૂર્ય અધિક તપે છે, ન વાયુ અધિક વેગથી વાય છે, તેને વશ તું કેમ થઇ જતી નથી ?'

पुष्पवृष्टिं च तरवो मुमुचुर्यस्य वै भयात् ।
शैलाश्च सुभ्रूः पानीयं जलदाश्च यदेच्छति ॥ १५ ॥
तस्य नैर्ऋतराजस्य राजराजस्य भामिनि ।
किं त्वं न कुरुषे बुद्धिं भार्यार्थे रावणस्य हि ॥ १६ ॥

'હે સુંદર ભમ્મરવાળી ! તેના ભયથી વૃક્ષો ફલોનો વરસાદ વરસાવે છે, તેના ડરથી પર્વતો પાણી વહાવે છે તથા તેઓ જ્યારે ઇચ્છે ત્યારે વાદળાં જલ વરસાવે છે, હે ભામિની ! તું એ રાક્ષસ-સમ્રાટ રાવણની પત્ની બનવાનો નિશ્ચય કેમ નથી કરતી ?

साधु ते तत्त्वतो देवि कथितं साधु भामिनि ।
गृहाण सुस्मिते वाक्यमन्यथा न भविष्यसि ॥ १७ ॥

'હે સુંદરી ! હે દેવી સીતા ! મેં તને તારાં કલ્યાણ માટે સાચેસાચી વાત કરી દીધી છે. હે મંદ મંદ સ્મિત કરનારી ! તું અમારી આ વાત માની જા, નહિ તો તું જીવતી રહી શકશે નહિ.'

## ૧૫ (પંદરમો) સર્ગ રાક્ષસીઓનું સીતાને ડરાવવું ધમકાવવું



ततः सीतां समस्तास्ता राक्षस्यो विकृताननाः ।
परुषं परुषा नार्य उचुस्तां वाक्यमप्रियम् ॥ १ ॥

તત્પશ્ચાત્ વિકરાળ આકૃતિવાળી તે બધી રાક્ષસી નારીઓ એક સાથે સીતાજીને અત્યંત કડવા વેણ કહેવા લાગી.

किं त्वमन्तः पुरे सीते सर्वभूतमनोहरे ।
महार्हशयनोपेते न वासमनुमन्यसे ॥ २ ॥

'હે સીતા ! તું પ્રાણીમાત્રનાં મન મોહે તેવાં, અત્યન્ત મૂલ્યવાન શય્યાઓ વડે યુકત રાવણનાં અંતઃપુરમાં રહેવાની સ્વીકૃતિ કેમ નથી દેતી ?'

मानुषी मानुषस्यैव भार्यात्वं बहु मन्यसे ।
प्रत्याहर मनो रामान्न त्वं जातु भविष्यसि ॥ ३ ॥

'મનુષ્ય-સ્ત્રી હોવાને કારણે તું મનુષ્ય રામની પત્ની બનવું જ અધિક સન્માન જનક સમજે છે, પરંતુ હવે તું રામમાંથી તારું મન વાળી લે, નહિ તો તું જીવિત નહિ રહી શકે.'

त्रैलोक्यवसुभोक्तारं रावणं राक्षसेश्वरम् ।
भर्तारमुपसंगम्य विहरस्व यथासुखम् ॥ ४ ॥

'ત્રણેય લોકની સંપત્તિનો ઉપભોગ કરવાવાળા રાક્ષસરાજ રાવણને તારો પતિ બનાવીને તું આનંદપૂર્વક વિહાર કર.'

मानुषी मानुषं तं तु राममिच्छसि शोभने ।
राज्याद् भ्रष्टमसिद्धार्थं विक्लवं त्वमनिन्दिते ॥ ५ ॥

'હે સુંદરી ! હે પ્રશંસિત સીતા ! તું મનુષ્યની વંશજ હોવાથી મનુષ્ય રામને ચાહે છે, પરંતુ તે તો રાજ્યથી ભ્રષ્ટ છે, અસફળ-મનોરથ અને નપુંસક છે.'



राक्षसीनां वचः श्रुत्वा सीता पद्मनिभेक्षणा ।
नेत्राभ्यामश्रुपूर्णाभ्यामिदं वचनमब्रवीत् ॥ ६ ॥

રાક્ષસણીઓનાં વચનો સાંભળી કમળનયના સીતા આંખોમાં આંસુ લાવીને આમ કહેવા લાગી.

यदिदं लोकविद्विष्टमुदाहरथ सङ्गताः ।
नैतन्मनसि वाक्यं मे किल्बिषं प्रतिभाति वः ॥ ७ ॥

'તમે બધી મળીને મને જે પાઠ ભણાવી રહી છો તે લોકનિંદિત છે, તમારી એ પાપભરી વાતો મારાં મનમાં ઊતરતી નથી.'

न मानुषी राक्षसस्य भार्या भवितुमर्हति ।
कामं खादत मां सर्वा न करिष्यामि वो वचः ॥ ८ ॥

'હું મનુષ્ય-સ્ત્રી હોવાથી રાક્ષસની પત્ની કદાપિ નહીં જ થાઉં. ચાહે તમે બધી મળીને ખાઇ જાઓ, તો પણ હું તમારું કીધું કરવાની નથી જ.'

दीनो वा राज्यहीनो वा यो मे भर्ता से मे गुरुः ।
तं नित्यमनुरक्ताऽस्मि यथा सूर्यं सुवर्चला ॥ ९ ॥

'ભલે, મારો પતિ દીન હોય, ચાહે રાજ્યહીન હોય, તે મારા માટે તો પૂજ્ય વડીલ જ છે. હું સદા તેનામાં જ અનુરાગ રાખું છું. જેવી રીતે સૂર્યની પત્ની સુવર્ચલા પોતાના પતિ સૂર્યમાં જ આસક્ત રહતી હોય છે.

**ટિપ્પણી :** ✷ સુવર્ચલા એક ફુલ છોડનું નામ છે. સૂર્યમુખીનું ફલ સદા સૂર્ય અભિમુખ રહે છે.



यथा शची महाभागा शक्रं समुपतिष्ठति ।
अरुन्धती वसिष्ठं च रोहिणी शशिनं यथा ॥ १० ॥
लोपामुद्रा यथागस्त्यं सुकन्या च्यवनं यथा ।
तथाऽहमिक्ष्वाकुवरं रामं पतिमनुव्रता ॥ ११ ॥

'જેવી રીતે મહાભાગા શચી ઇન્દ્રની સેવા કરે છે, તેના અનુકૂળ વર્તન કરે છે, જેમ અરુન્ધતી વસિષ્ઠનું અનુગમન કરે છે અને રોહિણી ચંદ્રમાં પ્રતિ અનુરક્ત છે. જેવી રીતે લોપામુદ્રા અગસ્ત્યમાં અને સુકન્યા મહર્ષિ ચ્યવનમાં પ્રીતિ રાખે છે, આ બધીની જેમ હું ઇક્ષ્વાકુશ્રેષ્ઠ શ્રીરામને મારા પતિ સમજીને તેનું જ અનુગમન કરનારી છું.'

सीताया वचनं श्रुत्वा राक्षस्यः क्रोधमूर्च्छिताः ।
भर्त्सयन्ति स्म परुषैर्वाक्यै रावणचोदिताः ॥ १२ ॥

સીતાનાં આ વચનો સાંભળીને ક્રોધથી પૂર્ણ અને રાવણ દ્વારા આદિષ્ટ તથા પ્રેરિત તે રાક્ષસણીઓ કઠોર વાક્યો દ્વારા સીતાજીનો તિરસ્કાર કરીને વઢતી હતી.

संभर्त्स्यमाना भीमाभी राक्षसीभिर्वरानना ।
सा बाष्पमपमार्जन्ती शिंशपां तामुपागमत् ॥ १३ ॥

એ બધી ભયંકર આકૃતિવાળી રાક્ષસીઓએ ડરાવેલી-ધમકાવેલી સુંદર મુખવાળી સીતા આંખોમાંથી ટપકતાં આંસુઓને લૂછતી તે જ અશોકવૃક્ષ પાસે પહોંચી (જેના પર હનુમાનજી બેઠા હતા.)

ततस्तां शिंशपां सीता राक्षसीभिः समावृता ।
अभिगम्य विशालाक्षी तस्थौ शोकपरिप्लुता ॥ १४ ॥
तां कृशां दीनवदनां मलिनाम्बरवासिनीम् ।
भर्त्सयांचक्रिरे सीतां राक्षस्यस्तां समन्नतः ॥ १५ ॥



રાક્ષસીઓથી ઘેરાયેલી, શોક સાગરમાં ડૂબેલી, વિશાળ નેત્રોવાળી, સીતાએ શિંશપ (અશોક) વૃક્ષની પાસે જઇને બેસી ગઇ. ત્યાં પણ તે રાક્ષસીઓ દુર્બળ (સૂકાઇને પાતળી પડેલી) દીન મુખવાળી અને મેલાં વસ્ત્રો પહેરનારી સીતાને ચારે તરફથી ઘેરીને તેને બીવડાવવા અને ધમકાવવા લાગી.

ततः तां विनता नाम राक्षसी भीमदर्शना ।
अब्रवीत्कुपिताकारा कराला निर्णतोदरी ॥ १६ ॥

જ્યારે બધી રાક્ષસીઓ સીતાને ડરાવી તથા ધમકાવી ચૂકી ત્યારે ભયાનક આકૃતિવાળી, લાંબી પહોળી કાયાવાળી અને લબડતા પેટવાળી વિનતા નામે રાક્ષસી અત્યંત ક્રોધ કરીને સીતાને કહેવા લાગી.

सीते पर्याप्तमेतावद्भर्तुः स्नेहो निदर्शितः ।
सर्वत्रातिकृतं भद्रे व्यसनायोपकल्पते ॥ १७ ॥

'હે સીતા ! બહુ થયું હવે, તેં તારા પતિ પરના પ્રેમનું નિદર્શન કર્યું તેટલું પૂરતું છે. હવે બસ કર. હે ભદ્રા ! અતિ કોઇ વાત સારી નથી હોતી. કેમકે અતિનું પરિણામ દુઃખદાયી હોય છે.'

परितुष्टास्मि भद्रं ते मानुषस्ते कृतो विधिः ।
ममापि तु वचः पथ्यं ब्रुवन्त्याः कुरु मैथिलि ॥ १८ ॥

'હે મિથિલેશ-કુમારી ! તારું કલ્યાણ થાઓ, તેં માનવોચિત કર્તવ્યનું યથાવિધિ પાલન કર્યું છે. એથી હું તારા પર પ્રસન્ન છું. પરંતુ હવે હું તારા કલ્યાણની વાત કરું છું. તે પ્રમાણે તું કર'

रावणं भज भर्तारं भर्तारं सर्वरक्षसाम् ।
विक्रान्तं रूपवन्तं च सुरेशमिव वासवम् ॥ १९ ॥



'હે સીતા ! તું રાક્ષસોના સ્વામી, ઇન્દ્ર સરખા ઐશ્વર્યવાળા, મહા પરાક્રમી અને સ્વરૂપવાન રાવણને પતિરૂપમાં સ્વીકારી લે.'

एतदुक्तं च मे वाक्यं यदि त्वं न करिष्यसि ।
अस्मिन्मुहूर्ते सर्वास्त्वां भक्षयिष्यामहे वयम् ॥ २० ॥

'હે સીતા ! મેં જે જે વાતો તને કરી છે તેનો જો તું સ્વીકાર નહીં કરે તો અમે બધી મળીને આ ક્ષણે જ તને મારીને ખાઇ જઇશું.'

अन्या तु विकटा नाम लम्बमानपयोधरा ।
अब्रवीत् कुपिता सीतां मुष्टिमुद्यम्य गर्जती ॥ २१ ॥

તત્પશ્ચાત્ લબડી રહેલાં સ્તનોવાળી વિકટા નામની એક રાક્ષસણી ક્રોધના આવેશમાં મૂઠી ઉગામીને બરાડા પાડતી બોલી ઊઠી.

अलमश्रुप्रपातेन त्यज शोकमनर्थकम् ।
सीते राक्षसराजेन सह क्रीड यथासुखम् ॥ २२ ॥

'હે સીતા ! બસ, બહુ રડી. હવે આંસુ પાડવાનું બંધ કર. આ નકામો શોક તું ત્યજી દે અને હવે તું આનંદપૂર્વક રાક્ષસરાજ રાવણ સાથે વિહાર કર.'

जानासि हि यथा भीरु स्त्रीणां यौवनमध्रुवम् ।
यावन्न ते व्यतिक्रामेत्तावत्सुखमवाप्नुहि ॥ २३ ॥

'હે ભીરુ ! તને ખબર છે ને કે સ્ત્રીઓની યુવાવસ્થા (અનિશ્ચિત) થોડોક સમય ટકે તેવી હોય છે, એટલે જ્યાં સુધીમાં આ (યુવા) અવસ્થા વીતી ન જાય ત્યાં સુધી તું ખૂબ આનંદ ભોગવી લે.'



उत्पाट्य वा ते हृदयं भक्षयिष्यामि मैथिलि ।
यदि मे व्याहृतं वाक्यं न यथावत्करिष्यसि ॥ २४ ॥

'હે મૈથિલી ! જો તું મારાં કહ્યાં પ્રમાણે કાર્ય નહિ કરશે તો હું તારાં હૃદયને કાપી કાઢીને ખાઇ જઇશ.'

ततस्तु प्रघसा नाम राक्षसी वाक्यमब्रवीत् ।
कण्ठमस्या नृशंसायाः पीडयाम किमास्यते ॥ २५ ॥

તદનન્તર પ્રઘસા નામની રાક્ષસણી કહેવા લાગી, 'તમે બધી શું બેસી રહી છો ? આ દુષ્ટાનું ગળું જ દબાવી દ્યો ને.'

एवं संभर्त्स्यमाना सा सीता सुरसुतोपमा ।
राक्षसीभिः सुघोराभिर्धैर्यमुत्सृज्य रोदिति ॥ २६ ॥

જ્યારે એ બધી ભયંકર રાક્ષસીઓએ એ દેવકન્યા સમાન સીતાને આ પ્રકારે બહુ જ ડરાવી-ધમકાવી ત્યારે તે ધીરજ ત્યજીને રોવા લાગી.

## ૧૬ (સોળમો) સર્ગ સીતાનો વિલાપ

एवमुक्ता तु वैदेही राक्षसीभिर्मनस्विनी ।
उवाच परमत्रस्ता बाष्पगद्गदया गिरा ॥ १ ॥

એ રાક્ષસીઓનાં આવા કઠોર વર્તનથી અત્યંત ત્રાસી ગયેલી મનસ્વિની સીતા આંસુઓથી ગળગળી વાણીમાં બોલી.

न मानुषी राक्षसस्य भार्या भवितुमर्हति ।
कामं खादत मां सर्वा न करिष्यामि वो वचः ॥ २ ॥



'ભલા, કયાંય મનુષ્ય મહિલા કદી રાક્ષસની પત્ની બની શકે છે ? ભલે, ને તમે તમે બધી મને મારીને ખાઇ જાઓ, પણ હું તમારી વાત માનવાની નથી જ.'

सा राक्षसीमध्यगता सीता सुरसुतोपमा ।
न शर्म लेभे दुःखार्ता रावणेन च तर्जिता ॥ ३ ॥

એ વેળાએ રાક્ષસીઓની વચ્ચે ફસાયેલી દેવકન્યા સમી સીતાને, જે દુઃખથી વ્યાકુળ હતી અને જેને રાવણે ડરાવી-ધમકાવી હતી તેને દુઃખથી છૂટવાનો કોઇ ઉપાય સૂઝતો ન હતો.'

वेपते स्माधिकं सीता विशन्तीवाङ्गमात्मनः ।
वने यूथपरिभ्रष्टा मृगी कोकैरिवार्दिता ॥ ४ ॥

એ વખતે સીતા થરથર ધ્રૂજતી હતી અને ભયના કારણે સંકોચાઇને પોતાનાં જ અંગોમાં ઘૂસી જતી હતી. એ વેળાએ સીતાની અવસ્થા એવી હતી, માનો કે કોઇ હરણી પોતાનાં ટોળાંથી જુદી પડી જવાથી વરુઓથી પીડાતી હોય.

सा त्वशोकस्य विपुलां शाखामालम्ब्य पुष्पिताम् ।
चिन्तयामास शोकेन भर्तारं भग्नमानसा ॥ ५ ॥

આસોપાલવની ફૂલોવાળી એક વિશાળ ડાળીનો ટેકો લઇ શોકથી ઉદ્વિગ્ન મનવાળી સીતા પોતાના પતિ શ્રીરામનું સ્મરણ કરવા લાગી.

सा स्नापयन्ती विपुलौ स्तनौ नेत्रजलस्रवैः ।
चिन्तयन्ती न शोकस्य तदाऽन्तमधिगच्छति ॥ ६ ॥



એ સમયે એમની આંખોમાંથી ટપકી રહેલાં આંસુઓ તેની છાતી પર પડી તેનાં મોટાં મોટાં સ્તનોને ધોઇ રહ્યાં હતાં તે એ સંકટને પાર કરવાનો ઉપાય વિચારતી હતી, પરંતુ તેને શોકસાગર પાર કરવાનો કોઈ ઉપાય સૂઝતો ન હતો.

सा वेपमाना पतिता प्रवाते कदली यथा ।
राक्षसीनां भयत्रस्ता विषण्णवदनाऽभवत् ॥ ७ ॥

છેવટે તે થરથર કાંપતી, પવનના ઝપાટાથી જેમ કેળ પડે તેમ તે જમીન ઉપર પડી ગઈ. રાક્ષસીઓના ભયથી ત્રાસી ગયેલી હોવાથી તેનું મુખ ઉદાસ થઇ ગયું.

सा निःश्वसन्ती दुःखार्ता शोकोपहतचेतना ।
आर्ता व्यसृजदश्रूणि मैथिली विललाप ह ॥ ८ ॥

સચેત થયા પછી, દુઃખથી પીડાતી, શોકથી ખિન્ન મનવાળી સીતા ઊંડા નિસાસા નાખતી, આંસુની ધારા વહાવતી વિલાપ કરીને રડવા લાગી.

हा रामेति च दुःखार्ता हा पुनर्लक्ष्मणेति च ।
हा श्वश्रु मम कौसल्ये हा सुमित्रेति भामिनि ॥ ९ ॥
लोकप्रवादः सत्योऽयं पण्डितैः समुदाहृतः ।
अकाले दुर्लभो मृत्युः स्त्रिया वा पुरुषस्य वा ॥ १० ॥

દુઃખથી પીડાયેલી સીતા વિલાપ કરતી કહેતી હતી, કે 'હા રામ ! હા લક્ષ્મણ ! હા મારાં સાસુ કૌસલ્યા ! હા ભામિની સુમિત્રા ! પંડિતોએ કહેલી લોકવાયકા સાચી જ છે, કે સ્ત્રી હોય કે પુરુષ પણ ટાણું આવ્યા વગર તેનું મૃત્યુ થતું નથી.'



यत्राहमेवं क्रूराभी राक्षसीभिरिहार्दिता ।
जीवामि हीना रामेण मुहूर्तमपि दुःखिता ॥ ११ ॥

'જો એવું ન હોત તો આ ક્રૂર રાક્ષસણીઓથી પીડાઇને હું દુઃખિયારી શ્રીરામના વિના શું એક મુહૂર્ત પણ જીવી શકતી હતી ?'

एषाऽल्पपुण्या कृपणा विनशिष्याम्यनाथवत् ।
समुद्रमध्ये नौः पूर्णा वायुवेगैरिवाहता ॥ १२ ॥

'હું અલ્પ પુણ્યોવાળી દીન-દુઃખિયારી એક અનાથની જેમ ભાર ભરેલી નૌકા સમુદ્રમાં પવનના ઝપાટાથી નષ્ટ થઇ જાય છે તેમ નષ્ટ થઇ ગઇ હોત.'

भर्तारं तमपश्यन्ती राक्षसीवशमागता ।
सीदामि खलु शोकेन कूलं तोयहतं यथा ॥ १३ ॥

'રાક્ષસીઓનાં ફંદામાં ફસાયેલી અને પતિને ન જોઇ શકતી હું જેવી રીતે પાણીના મારથી નદી કિનારો નષ્ટ થઇ જાય તેવી રીતે શોકથી પીડાઇને નષ્ટ થઇ રહી છું.'

तं पद्मदलपत्राक्षं सिंहविक्रान्तगामिनम् ।
धन्याः पश्यन्ति मे नाथं कृतज्ञं प्रियवादिनम् ॥ १४ ॥

'જે લોકો કમલનયન, સિંહ સમાન પરાક્રમી, કૃતજ્ઞ અને મધુરભાષી મારા સ્વા[illegible]રામનાં દર્શન કરે છે તેઓ ધન્ય છે.'

सर्वथा तेन हीनाया रामेण विदितात्मना ।
तीक्ष्णं विषमिवास्वाद्य दुर्लभं मम जीवितम् ॥ १५ ॥

'જેવી રીતે હળાહળ વિષનું પાન કરનારાનું જીવન દુર્લભ હોય છે, તેવી રીતે લોક પ્રસિદ્ધ શ્રીરામ વગરનું મારું જીવવું સર્વથા દુર્લભ છે.'

कीदृशं तु मया पापं पुरा जन्मान्तरे कृतम् ।
येनेदं प्राप्यते दुःखं मया घोरं सुदारूणम् ॥ १६ ॥

'ખબર નહીં પૂર્વજન્મમાં મેં કયા કયા ઘોર પાપ કરેલાં હશે જેનાં ફળ રૂપે મને આ ઘોર દારુણ દુઃખો વેઠવાં પડે છે.'

जीवितं त्यक्तुमिच्छामि शोकेन महता वृता ।
राक्षसीभिश्च रक्षन्त्या रामो नासाद्यते मया ॥ १७ ॥

'મહાન શોકથી ઘેરાયેલી હું મારાં જીવનનો હવે ત્યાગ કરવા ચાહું છું, કેમકે આ રાક્ષસીઓના પહેરામાં રહીને હું રામને પ્રાપ્ત કરી શકતી નથી.'

धिगस्तु खलु मानुष्यं धिगस्तु परवश्यताम् ।
न शक्यं यत्परित्यक्तुमात्मच्छन्देन जीवितम् ॥ १८ ॥

'માનવ-જન્મને ધિક્કાર છે, ધિક્કાર છે આ પરાધીનતાને, જેનાં ફંદામાં ફસાઇને ઇચ્છાનુસાર પ્રાણ-પરિત્યાગ પણ થઇ શકતો નથી.

## ૧૭ (સત્તરમો) સર્ગ સીતાનો પ્રાણત્યાગ માટે નિશ્ચય

प्रसक्ताश्रुमुखीत्येवं ब्रुवती जनकात्मजा ।
अधोमुखमुखी बाला विलपितुमुपचक्रमे ॥ १ ॥



આ પ્રમાણે બોલતી બોલતી યુવતી, સીતા નીચું મોં કરી આંખોથી અશ્રુધારા વહાવતી ફરી વિલાપ કરીને રડવા લાગી.

अश्मसारमिदं नूनमथवाप्यजरामरम् ।
हृदयं मम येनेदं न दुःखेनावशीर्यते ॥ २ ॥

'ખરેખર મારું હૃદય વજ્રનું બનેલું છે અથવા એ અજર-અમર છે, એટલે તો આટલું કષ્ટ પડયા છતાં પણ ચીરાઇને કકડે કકડા થઈ જતા નથી.'

धिङ्मामनार्यामसतीं याऽहं तेन विना कृता ।
मुहूर्तमपि रक्षामि जीवितं पापजीविका ॥ ३ ॥

'મને અસતીને અનાર્યાને ધિક્કાર છે, કે હું પાપિણી શ્રીરામ વગરેય મુહૂર્ત સુધી પણ જીવિત રહું છું.'

चरणेनापि सव्येन न स्पृशेयं निशाचरम् ।
रावणं किं पुनरहं कामयेयं विगर्हितम् ॥ ४ ॥

'એ દુષ્ટ રાવણને તો હું મારા ડાબા પગથી પણ અડકું નહિ; તો પછી એ નિન્દિત રાક્ષસની કામના તો હું કેમ કરી શકું ?'

छिन्ना भिन्ना विभक्ता वा दीप्ता वाग्नौ प्रदीपिता ।
रावणं नोपतिष्ठेयं किं प्रलापेन वश्चिरम् ॥ ५ ॥

'હે રાક્ષસીઓ ! ચાહે મારાં શરીરના કટકે કટકા કરી નાખો, ચાહે મને ચાંચડની જેમ ચોળી નાખો, ભલે મારાં હાડકાં-પાંસળાં અલગ કરી દો, ભલે મને બળતી આગમાં ફેંકી દો; પરંતુ હું રાવણની પાસે જઇ ઊભી પણ નહીં રહું એનો સ્વીકાર નહીં જ કરું એટલે આ બધો તમારો બકવાસ નકામો છે.'



ख्यातः प्राज्ञः कृतज्ञश्च सानुक्रोशश्च राघवः ।
सद्वृत्तो निरनुक्रोशः शङ्के मद्भाग्यसंक्षयात् ॥ ६ ॥

'શ્રીરામ સંસારમાં પ્રસિદ્ધ, બુદ્ધિમાન, કૃતજ્ઞ દયાળુ અને સદાચારી છે, પરંતુ ખબર નહીં આ સમયે તેઓ એવા નિષ્ઠુર કેમ થઇ ગયા છે ! ગમે તેમ હોય, આ મારા નસીબનો જ વાંક છે.'

राक्षसानां जनस्थाने सहस्राणि चतुर्दश ।
येनैकेन निरस्तानि स मां किं नाभिपद्यते ॥ ७ ॥

'જેમણે એકલાએ જ જનસ્થાનમાં ચૌદ હજાર રાક્ષસોને પરાસ્ત કર્યા હતા, તેઓ શું મારી રક્ષા નહિ કરે ?'

निरुद्धा रावणेनाहमल्पवीर्येण रक्षसा ।
समर्थः खलु मे भर्ता रावणं हन्तुमाहवे ॥ ८ ॥

'આ અલ્પશક્તિવાળા રાવણે મને અહીં લાવીને કેદ કરેલી છે, પરંતુ નિશ્ચય મારા પતિ શ્રીરામ યુદ્ધમાં રાવણનો વધ કરશે જ.'

यदि मामिह जानीयाद्वर्तमानां स राघवः ।
अद्य बाणैरभिक्रुद्धः कुर्याल्लोकमराक्षसम् ॥ ९ ॥

'જો શ્રીરામ જાણી જાય કે હું અહીંયાં છું તો તેઓ આજે જ ક્રોધ કરીને સંપૂર્ણ લોકને રાક્ષસ-શૂન્ય કરી નાખશે.'

निर्दहेच्च पुरीं लङ्कां शोषयेच्च महोदधिम् ।
रावणस्य च नीचस्य कीर्तिं नाम च नाशयेत् ॥ १० ॥

'(જો તેમને મારાં અહીં હોવાનું જ્ઞાન થઇ જાય તો) તેઓ સમુદ્રને સૂકવી નાખીને લંકાપુરીને બાળી મૂકે અને આ નીચ રાવણનાં યશ અને નામ નિશાનને પણ મિટાવી દે.'



नाजानाज्जीवतीं रामः स मां लक्ष्मणपूर्वजः ।
जानन्तौ तौ न कुर्यातां नोर्व्यां हि मम मार्गणम् ॥ ११ ॥

'અરે, રે ! લક્ષ્મણ તથા શ્રીરામ બેમાંથી એકેય જાણતા નથી કે હું અહીંયા હજી પણ જીવિત છું. જાણ્યા પછી તેઓ બંને ધરતી પર મારી શોધખોળ ન કરે એવું તો બને જ નહીં.'

नूनं ममैव शोकेन स वीरो लक्ष्मणाग्रजः ।
देवलोकमितो यातस्त्यक्त्वा देहं महीतले ॥ १२ ॥

'નક્કી મારા વિયોગજન્ય શોકથી સંતપ્ત અને સંત્રસ્ત થઇને લક્ષ્મણના મોટાભાઇ શ્રીરામ પોતાનું શરીર પૃથ્વી પર તજીને પરલોક સિધાવી ગયા.'

अथवा न्यस्तशस्त्रौ तौ वने मूलफलाशिनौ ।
भ्रातरौ हि नरश्रेष्ठो संवृतौ वनगोचरौ ॥ १३ ॥

'અથવા એમ પણ બને કે નરશ્રેષ્ઠ તે બેઉ ભાઇઓ શસ્ત્રો છોડી દઇ ફળ-મૂળ ખાતા રહી મુનિવ્રત ધારણ કરી વનોમાં ઘૂમતા ફરતા પણ હોય.' (વાનપ્રસ્થી બની ગયા હોય.)

अथवा राक्षसेन्द्रेण रावणेन दुरात्मना ।
छद्मना सादितौ शूरौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १४ ॥

'અથવા દુષ્ટાત્મા રાક્ષસરાજ રાવણે એ બંને ભાઇઓ-રામ અને લક્ષ્મણને છળ-કપટથી મરાવી નાખ્યા હોય.'

साऽहमेवं गते काले मर्तुमिच्छामि सर्वथा ।
न च मे विहितो मृत्युरस्मिन्दुःखेऽपि वर्तति ॥ १५ ॥



'સંકટનો એવો સમય આવી ગયો છે, કે હવે તો હું સર્વથા મરી જવાની ઇચ્છા કરું છું. પરંતુ આવા દુઃખમાં પણ મારાં ભાગ્યમાં મૃત્યુ નથી લખાયું.'

धन्या खलु महात्मानो मुनयस्त्यक्तकिल्बिषाः ।
जितात्मानो महाभागा येषां न स्तः प्रियाप्रिये ॥ १६ ॥

'નિશ્ચય, પાપ રહિત, જિતેન્દ્રિય, ઐશ્વર્યવાન મુનિજનો ધન્ય છે, જેમનું ન તો કોઈ પ્રિય = મિત્ર છે, અથવા ન કોઈ અપ્રિય = શત્રુ છે. અર્થાત્ જેઓ રાગદ્વેષથી પર છે. (રાગદ્વેષ રહિત છે)

प्रियान्न सम्भवेद्दुःखमप्रियान्नाधिकं भयम् ।
ताभ्यां हि ये वियुज्यन्ते नमस्तेषां महात्मनाम् ॥ १७ ॥

'જેમને પોતાના પ્રિયજન વિખૂટા પડી ગયાનું દુઃખ નથી લાગતું અને જેમને પોતાના અપ્રિયજનને મળતાં ભય નથી લાગતો, એટલે કે આ બેઉથી અર્થાત્ પ્રિય અને અપ્રિયથી રાગ તથા દ્વેષથી જેઓ પૃથક્ છે. તે મહાત્માઓને નમસ્કાર.'

साऽहं त्यक्ता प्रियार्हेण रामेण विदितात्मना ।
प्राणांस्त्यक्ष्यामि पापस्य रावणस्य गता वशम् ॥ १८ ॥

'લોક પ્રસિદ્ધ અને આત્મજ્ઞાની રામ વડે ત્યજાયેલી તથા પાપી રાવણે કેદ કરી રાખેલી એવી હું હવે મારા પ્રાણ ત્યજી દઈશ.'

## **૧૮ (અઢારમો) સર્ગ ત્રિજટાનું સ્વપ્ન**



इत्युक्ताः सीतया घोरा राक्षस्यः क्रोधमूर्च्छिताः ।
काश्चिज्जग्मुस्तदाख्यातुं रावणस्य तरस्विनः ॥ १ ॥

સીતાએ આવું કહ્યું તેથી ક્રોધે ભરાયેલી કેટલીક ભયંકર રાક્ષસીઓ આ વૃત્તાંત કહેવા માટે વીર રાવણ પાસે દોડી ગઈ.

ततः सीतामुपागम्य राक्षस्यो घोरदर्शनाः ।
पुनः परुषमेकार्थमनर्थार्थमथा ब्रुवन् ॥ २ ॥

તદનન્તર જે ત્યાં જ રહી ગયી તે ભયંકર રૂપ વાળી રાક્ષસણીઓ સીતાની પાસે આવીને પહેલાંની જેમ જ તેને કઠોર અને ખરાબ વચનો કહેવા લાગી.

सीतां ताभिरनार्याभिर्दृष्ट्वा सन्तर्जितां तदा ।
राक्षसी त्रिजटा वृद्धा शयाना वाक्यमब्रवीत् ॥ ३ ॥

તે બધી નિષ્ઠુર (અનાર્યા) હૃદયની રાક્ષસીઓ સીતાને ડરાવતી-ધમકાવતી હતી તે દેખી ત્રિજટા નામની એક ઘરડી રાક્ષસી સૂતી સૂતી તેને કહેવા લાગી.

स्वप्नो ह्यद्य मया दृष्टो दारुणो रोमहर्षणः ।
राक्षसानामभावाय भर्तुरस्या जयाय च ॥ ४ ॥

'આજે મેં એક રૂંવાડાં ઊભાં થઈ જાય તેવું ભયાનક સ્વપ્ન દેખ્યું. તેનાથી એમ લાગે છે કે રાક્ષસોનો અભાવ (નાશ) થવાનો અને આના પતિ (રામ)નો વિજય થવાનો છે.

एवमुक्तास्त्रिजटया सर्वा एवाब्रुवन्भीताः ।
कथयस्व त्वया दृष्टः स्वप्नोऽयं कीदृशो निशि ॥ ५ ॥

ત્રિજટાની આ વાત સાંભળી તે બધી રાક્ષસીઓ ભયભીત થઈને પૂછવા લાગી, 'બતાવો, તમે રાતે કેવું સ્વપ્ન જોયું હતું ?'



तासां तु वचनं श्रुत्वा राक्षसीनां मुखोद्गतम् ।
उवाच वचनं काले त्रिजटा स्वप्नसंश्रितम् ॥ ६ ॥

એ રાક્ષસીઓના મુખમાંથી નીકળેલો પ્રશ્ન સાંભળી ત્રિજટાએ તેઓને પોતાના સ્વપ્નનો વૃત્તાન્ત સંભળાવવાનો આરંભ કર્યો.

गजदन्तमयीं दिव्यां शिबिकामन्तरिक्षगाम् ।
युक्तां हंस सहस्रेण स्वयमास्थाय राघवः ।
शुक्लमाल्याम्बरधरो लक्ष्मणेन सहागतः ॥ ७ ॥

'મેં સ્વપ્નમાં જોયું છે કે, હાથી દાંતમાંથી બનાવેલી, હજાર હંસો જોડેલી, આકાશમાં ગમન કરનારી એક દિવ્ય પાલખીમાં બેસી, સફેદ માળા અને શ્વેત વસ્ત્રો ધારણ કરીને શ્રીરામ પોતે લક્ષ્મણ સહિત લંકામાં આવ્યા.'

स्वप्ने चाद्य मया दृष्टा सीता शुक्लाम्बरावृता ।
सागरेण परिक्षिप्तं श्वेतं पर्वतमास्थिता ।
रामेण सङ्गता सीता भास्करेण प्रभा यथा ॥ ८ ॥

'આજે સ્વપ્નમાં મેં સીતાને શ્વેત સાડી પહેરીને, સમુદ્રથી ઘેરાયેલા એક ધવલ પર્વત પર બેઠેલી જોઇ છે.' 'જેમ સૂર્યની સાથે તેની પ્રભા વિરાજે છે, તેમ તે પર્વત પર શ્રીરામની સાથે સીતાજી બિરાજતા હતા.'

राघवश्च मया दृष्टश्चतुर्दन्तं महागजम् ।
आरुढः शैलसङ्काशं चचार सहलक्ष्मणः ॥ ९ ॥

'પછી મેં એવું જોયું કે શ્રીરામ ચાર દાંતવાળા અને પર્વત સરખી વિશાળ કાયાવાળા હાથીની પીઠ પર લક્ષ્મણજી સહિત સવાર થઇને ચાલ્યા જાય છે.'



रावणश्च मया दृष्टः क्षितौ तैलसमुक्षितः ।
रक्तवासाः पिबन्मत्तः करवीरकृतस्रजः ॥ १० ॥

'સ્વપ્નમાં મેં જોયું કે રાવણ તેલથી અત્યંત તરબોળ થઇ જમીન પર આળોટી રહ્યો છે; તેણે રાતાં વસ્ત્રો પહેરેલાં છે અને લાલ કરેણનાં ફૂલોની માળા પહેરી તે મદ્યપાન કરીને ઉન્મત્ત થઇ ગયો છે.' (ઉન્મત્ત = પાગલ)

विमानात्पुष्पकादद्य रावणः पतितो भुवि ।
कृष्यमाणः स्त्रिया दृष्टो मुण्डः कृष्णाम्बरः पुनः ॥ ११ ॥

(મદ્યપાનથી ઉન્મત્ત, રક્તવસ્ત્રધારી, તથા કરેણની ફૂલમાળા પહેરેલો) રાવણ આજે પુષ્પક વિમાનમાંથી નીચે પૃથ્વીપર પડી ગયો છે. ને તેને સ્ત્રીઓ ઢસડી રહી છે, તેનું માથું મૂંડેલું છે અને તેણે કાળાં કપડાં પહેરેલાં છે.'

रथेन खरयुक्तेन रक्तमाल्यानुलेपनः ।
पिबंस्तैलं हसन्नृत्यन्भ्रान्तचित्ताकुलेन्द्रियः ॥ १२ ॥
गर्दभेन ययौ शीघ्रं दक्षिणां दिशमास्थितः ।
एवं तत्र मया दृष्टः कुम्भकर्णो निशाचरः ॥ १३ ॥

'મેં એવું પણ જોયું, કે રાવણ લાલ માળા પહેરી, લાલ ચંદનનો લેપ કરીને ગધેડાં જોડેલા રથમાં બેઠેલ છે. પછી એવું જોયું કે તે તેલ પીતો રહી, હસ્યા અને નાચ્યા કરતો, ભ્રાંત ચિત્તવાળો અને વ્યાકુળ થઇ ગધેડાં પર સવાર થઇને ઝડપથી દક્ષિણ દિશામાં જઇ રહ્યો છે. આ પ્રકારે મેં નિશાચર કુંભકર્ણને પણ જોયો છે.

रावणस्य सुताः सर्वे मुण्डास्तैलसमुक्षिता ।
वराहेण दशग्रीवः शिशुमारेण चेन्द्रजित् ॥ १४ ॥
उष्ट्रेण कुम्भकर्णश्च प्रयातो दक्षिणां दिशम् ।
एकस्तत्र मया दृष्टः श्वेतच्छत्रो बिभीषणः ॥ १५ ॥

'મેં રાવણના બધા પુત્રોને માથું મૂંડાવેલા અને તેલમાં ડૂબેલા જોયા. તત્પશ્ચાત્ મેં રાવણને ડુક્કર ઉપર, મેઘનાદને શિશુમાર પર અને કુંભકર્ણને ઊંટ ઉપર સવાર થઇને દક્ષિણ દિશામાં જતાં જોયા. મેં કેવળ એક વિભીષણને જ શ્વેત છત્ર સહિત જોયા.' (શિશુમાર = મગરમચ્છ ?)

लङ्का दृष्टा मया स्वप्ने रावणेनाभिरक्षिता ।
दग्धा रामस्य दूतेन वानरेण तरस्विना ॥ १६ ॥

'રાવણે જેનું રક્ષણ કર્યું તે લંકાને મેં સ્વપ્નમાં શ્રીરામના કોઇ બળવાન દૂત વાનરે બાળીને ભસ્મીભૂત કરેલી દેખી.'

अपगच्छत नश्यध्वं सीतामाप्नोति राघवः ।
घातयेत्परमामर्षी सर्वैः सार्धं हि राक्षसैः ॥ १७ ॥

'હે રાક્ષસીઓ ! તમે બધી જ અહીંથી ભાગી જાઓ, નાસી જઇ ખોવાઇ જાઓ, કેમકે શ્રીરામ જલદી સીતાને પ્રાપ્ત કરશે. જેથી એવું ન બને કે (શ્રીરામ) ક્રોધના આવેશમાં બધા રાક્ષસોની સાથે તમને પણ મારી નાખે.'

प्रियां बहुमतां भार्यां वनवासमनुव्रताम् ।
भर्त्सितां तर्जितां वाऽपि नानुमंस्यति राघवः ॥ १८ ॥

'શ્રીરામ પોતાની પ્રાણપ્રિયા, અત્યંત કૃપાપાત્ર, વળી વનમાં પણ સાથ આપનારી પોતાની પત્નીનો તિરસ્કાર અને ધાક-ધમકી થયાં તે સહન નહીં કરે.

तदलं क्रूरवाक्यैर्वः सान्त्वमेवाभिधीयताम् ।
अभियाचाम वैदेहीमेतद्धि मम रोचते ॥ १९ ॥



'હવે સીતાને કઠોર વચન ન કહો, હવે તો સાંત્વનાના જ શબ્દોનો પ્રયોગ કરો અને મને તો એ જ રુચિકર લાગે છે કે આપણે બધી જ મળીને સીતાને અનુગ્રહ માટે યાચના કરીએ-પ્રાર્થના કરીએ.'

ततः सा ह्रीमती बाला भर्तुर्विजयहर्षिता ।
अवोचद् यदि तत्तथ्यं भवेयं शरणं हि वः ॥ २० ॥

આ વાતો સાંભળીને તે લજ્જાશીલ યુવતી સીતા પોતાના પતિના વિજયથી હરખાઇ જઇને બોલી, 'જો તમારું આ કથન સાચું પડશે તો હું તમને શરણ આપી તમારી રક્ષા કરીશ.'

## ૧૯ (ઓગણીસમો) સર્ગ હનુમાનની કર્તવ્ય-અકર્તવ્યની વિચારણા

हनुमानपि विक्रान्तः सर्वं शुश्राव तत्त्वतः ।
सीतायास्त्रिजटायाश्च राक्षसीनां च तर्जनम् ॥ १ ॥

સીતાજીનો વિલાપ, ત્રિજટાના સ્વપ્નનો વૃત્તાંત તથા રાક્ષસીઓનું ડરાવવું ધમકાવવું આ બધી જ વાતો વિગતવાર અને સ્પષ્ટ રૂપે મહાપરાક્રમી હનુમાને પણ સાંભળી લીધી.

अवेक्षमाणस्तां देवीं देवतामिव नन्दने ।
ततो बहुविधां चिन्तां चिन्तयामास वानरः ॥ २ ॥

નંદનવનમાં રહેનારી, દેવકન્યા જેવી દેવી સીતાને અશોકવાટિકામાં બેઠેલી જોઇને હનુમાનજી બહુ વાતોના વિચારો કરવા લાગ્યા.

युक्तं तस्याप्रमेयस्य सर्वसत्त्वदयावतः ।
समाश्वासयितुं भार्यां पतिदर्शनकाङ्क्षिणीम् ॥ ३ ॥



તેઓ વિચારવા લાગ્યા કે, 'આ સમયે અકલ્પ્ય અમાપ ગુણો અને પ્રભાવવાળા અને પ્રાણીમાત્ર પર દયા કરનારા શ્રીરામની પતિવ્રતા ધર્મપત્ની જે પતિદર્શનની અભિલાષા કરી રહી છે, તેને ધીરજ આશ્વાસન આપવાં જોઇએ.'

यदि ह्यहमिमां देवीं शोकोपहतचेतनाम् ।
अनाश्वास्य गमिष्यामि दोषवद् गमनं भवेत् ॥ ४ ॥

'જો હું શોકથી વ્યાકુળ સીતાને આશ્વાસન દીધા વગર જ પાછો જતો રહીશ, તો મારો ફોકટ ફેરો દોષપૂર્ણ ગણાશે.'

गते हि मयि तत्रेयं राजपुत्री यशस्विनी ।
परित्राणमविन्दन्ती जानकी जीवितं ज्यजेत् ॥ ५ ॥

'મારા પાછા જતાં રહ્યા પછી યશસ્વિની રાજકુમારી જાનકી પોતાની રક્ષાનો કોઇ ઉપાય ન મળવાથી નિશ્ચય પોતાનાં પ્રાણોનો પરિત્યાગ કરશે.'

रामश्च यदि पृच्छेन्मां किं मां सीताऽब्रवीद्वचः ।
किमहं तं प्रतिब्रूयामसम्भाष्य सुमध्यमाम् ॥ ६ ॥

'પછી જ્યારે શ્રીરામ મને પૂછશે કે સીતાએ મારા માટે શો સંદેશો કહેલો છે, તો હું સીતાની સાથે વાતચીત કર્યા વિના રામને શો ઉત્તર આપીશ.

अन्तरं त्वहमासाद्य राक्षसीनामिह स्थितः ।
शनैराश्वासयिष्यामि सन्तापबहुलामिमाम् ॥ ७ ॥

'એટલે હવે હું અહીં જ બેસીને પ્રતીક્ષા કરું છું. જેવો મને અવસર મળશે કે તરત હું આ રાક્ષસીઓની નજર ચૂકવી હળવે રહીને અત્યંત સંતાપયુક્ત સીતાજીને સાંત્વના પ્રદાન કરીશ.'



अहं त्वतितनुश्चेव वानरश्च विशेषतः ।
वाचं चोदाहरिष्यामि मानुषीमिह संस्कृताम् ॥ ८ ॥

'આ સમયે હું લઘુશરીર (નાનો માણસ) છું અને વળી વાનર જાતિનો છું, એથી હું સાધારણ નાગરિક માણસના જેવા સંસ્કારવાળી બોલી બોલીશ.'

यदि वाचं प्रदास्यामि द्विजातिरिव संस्कृताम् ।
रावणं मन्यमाना मां सीता भीता भविष्यति ॥ ९ ॥

'જો હું દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ના જેવી પરિમાર્જિત (સુધરેલી) સંસ્કૃત ભાષાનો પ્રયોગ કરીશ તો મને રાવણ સમજીને સીતા ભયથી ડરી જશે.'

कथं नु खलु वाक्यं मे शृणुयान्नोद्विजेत वा ।
इति सञ्चिन्त्य हनुमांश्चकार मतिमान्मतिम् ॥ १० ॥

'હું એવો કયો ઉપાય કરું કે જેથી સીતા મારી વાત સાંભળી લે અને મારાથી ગભરાઇ ન જાય, એવું વિચારીને બુદ્ધિમાન હનુમાને નક્કી કર્યું કે,

इक्ष्वाकूणां वरिष्ठस्य रामस्य विदितात्मनः ।
शुभानि धर्मयुक्तानि वचनानि समर्पयन् ॥ ११ ॥
श्रावयिष्यामि सर्वाणि मधुरां प्रब्रुवन्गिरम् ।
श्रद्धास्यति यथा हीयं तथा सर्वं समादधे ॥ १२ ॥

'હું મહાન્આત્મા, ઇક્ષ્વાકુ કુળ શ્રેષ્ઠ શ્રીરામનાં સંપૂર્ણ ધર્મયુક્ત શુભકર્મો મધુર વાણીથી સંભળાવીશ જેથી કરીને સીતાજી મારા પર વિશ્વાસ કરે એમ જ હું કરીશ.'



## ૨૦ (વીસમો) સર્ગ હનુમાન દ્વારા રામનાં ગુણગાન

एवं बहुविधां चिन्तां चिन्तयित्वा महाकपिः ।
संश्रवे मधुरं वाक्यं वैदेह्या व्याजहार ह ॥ १ ॥

મહામતિ હનુમાનજી આ પ્રમાણે બહુ જ વિચાર કરી કરીને સીતાજીને સંભળાવતાં સંભળાવતાં આ પ્રકારનાં મધુર વચનો બોલવા લાગ્યા.

राजा दशरथो नाम रथकुञ्जरवाजिमान् ।
पुण्यशीलो महाकीर्तिर्ऋजुरासीन्महायशाः ॥ २ ॥

"ઇક્ષ્વાકુવંશમાં દશરથ નામે એક રાજા થયા : તેઓ હાથી, ઘોડા અને રથો વડે સમૃદ્ધ હતા. તેઓ પુણ્યશીલ, મહાન કીર્તિવાળા, અત્યંત સરળ અને મહાયશસ્વી હતા."

अहिंसारतिरक्षुद्रो घृणी सत्यपराक्रमः ।
मुख्यश्चेक्ष्वाकुवंशस्य लक्ष्मीवांल्लक्ष्मिवर्धनः ॥ ३ ॥

'તેઓ હિંસાથી દૂર રહેતા હતા; ઊંચા વિચારોવાળા, દયાળુ અને સત્યપરાક્રમી હતા. તેઓ અત્યંત કાન્તિમાન્, ઇક્ષ્વાકુવંશીઓમાં શ્રેષ્ઠ અને રઘુકુળની સંપત્તિ અને વૈભવ(શોભા)ને વધારનારા હતા.'

तस्य पुत्रो प्रियो ज्येष्ठस्ताराधिपनिभाननः ।
रामो नाम विशेषज्ञः श्रेष्ठः सर्वधनुष्मताम् ॥ ४ ॥

'ચંદ્રમા સરખી મુખપ્રભા વાળા, સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ, સકલ શાસ્ત્રોના વિશેષજ્ઞ શ્રીરામ નામના તેમના સૌથી મોટા દીકરા તેમને બહુ જ પ્રિય હતા.'



रक्षिता स्वस्य वृत्तस्य स्वजनस्यापि रक्षिता ।
रक्षिता जीवलोकस्य धर्मस्य च परन्तपः ॥ ५ ॥

'શત્રુસંતાપી શ્રીરામ પોતાના ચરિત્રની રક્ષા કરનારા અને પોતાના પ્રિયજનોનું પ્રતિપાલન કરનારા છે, એટલું જ નહિ, તેઓ પ્રાણીમાત્રના રક્ષક તથા ધર્મની સંસ્થાપના કરવાવાળા છે.'

तस्य सत्याभिसन्धस्य वृद्धस्य वचनात्पितुः ।
सभार्यः सह च भ्रात्रा वीरः प्रव्राजितो वनम् ॥ ६ ॥

'સત્યપ્રતિજ્ઞાવાળા વૃદ્ધ પિતાજીની આજ્ઞા માનીને મહાબલી શ્રીરામ પોતાની પત્ની અને ભાઇની સાથે વનમાં ચાલી નીકળ્યા.'

तेन तत्र महारण्ये मृगयां परिधावता ।
राक्षसा निहताः शूरा बहवः कामरूपिणः ॥ ७ ॥

'વનમાં આવી શ્રીરામે મૃગયા = શિકાર માટે ભ્રમણ કરતાં કરતાં ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારા બહુ સંખ્યામાં શૂરવીર રાક્ષસોનો સંહાર કર્યો.'

जनस्थानवधं श्रुत्वा हतौ च खरदूषणौ ।
ततस्त्वमर्षापहृता जानकी रावणेन तु ॥ ८ ॥

'જનસ્થાનનો નાશ તથા ખર અને દૂષણના વધના સમાચાર સાંભળી તેનો બદલો લેવાની ભાવનાથી દ્વેષી રાવણે સીતાજીનું અપહરણ કર્યું.'

स मार्गमाणस्तां देवीं रामः सीतामनिन्दिताम् ।
आससाद वने मित्रं सुग्रीवं नाम वानरम् ॥ ९ ॥



'શ્રીરામે પોતાની એ સુંદર પત્ની (અનિન્દિત સીતા)ને ગોતતાં ગોતતાં વનમાં સુગ્રીવ નામના વાનર સાથે મિત્રતા બાંધી.'

ततः स वालिनं हत्वा रामः परपुरञ्जयः ।
प्रायच्छत्कपिराज्यं तत्सुग्रीवाय महात्मने ॥ १० ॥

'સુગ્રીવ સાથે મૈત્રી કરી શત્રુઓના નગરોને જીતવાવાળા શ્રીરામે વાલીને હણીને વાનરોનું રાજ્ય મહાત્મા સુગ્રીવને સોંપી દીધું.'

सुग्रीवेणापि सन्दिष्टा हरयः कामरूपिणः ।
दिक्षु सर्वासु तां देवीं विचिन्वन्ति सहस्रशः ॥ ११ ॥

'અત્યારે સુગ્રીવની આજ્ઞાથી ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનારા હજારો વાનરો એ દેવી સીતાની શોધ કરતાં વનોમાં વિચરી રહ્યા છે.'

अहं सम्पातिवचनाच्छतयोजनमायतम् ।
अस्या हेतोर्विशालाक्ष्याः सागरं वेगवान्प्लुतः ॥ १२ ॥

'સંપાતિના કહેવા પ્રમાણે મેં વિશાળ નેત્રોવાળાં સીતાજીનાં દર્શન માટે સો યોજન વિસ્તારવાળા સમુદ્રને પાર કરેલો છે.'

यथारूपां यथावर्णां यथालक्ष्मीं च निश्चिताम् ।
अश्रौषं राघवस्याहं सेयमासादिता मया ॥ १३ ॥

'શ્રીરામના મુખથી એ દેવીના જેવા રૂપ (રંગ) વર્ણ અને કાન્તિ (પ્રભાવ) સાંભળ્યાં હતાં તેવી જ દેવી સીતા મેં દેખી લીધી છે.'



विररामैवमुक्त्वासौ वाचं वानरपुङ्गवः ।
जानकी चापि तत् श्रुत्वा विस्मयं परमं गता ॥ १४ ॥

વાનરશ્રેષ્ઠ હનુમાનજી આટલું બોલીને ચૂપ થઇ ગયા અને સીતાજી પણ આ વૃત્તાંત સાંભળી આશ્ચર્યચકિત થઇ ગયા.

ततः सा वक्रकेशान्ता सुकेशी केशसंवृतम् ।
उन्नम्य वदनं भीरुः शिंशपामन्ववैक्षत ॥ १५ ॥

તત્પશ્ચાત્ વાંકડિયા કાળા સુંવાળા વાળવાળી સીતા પોતાની વાંકી લટોને ખસેડી ઊંચું મોઢું કરી બીતી બીતી તે સીસમનાં વૃક્ષમાં નિરીક્ષણ કરવા લાગી.

सा तु दृष्ट्वा हरिश्रेष्ठं विनीतवदुपस्थितम् ।
मैथिली चिन्तयामास स्वप्नोऽयमिति भामिनी ॥ १६ ॥

વિનમ્રભાવથી ઉપસ્થિત એ વાનર શ્રેષ્ઠ હનુમાનને દેખી સીતાજીએ વિચાર્યું કે, 'હું આ સ્વપ્ન તો નથી જોઇ રહી ?'

## **૨૧ (એકવીસમો) સર્ગ હનુમાન તથા સીતાની વાતચીતનો આરંભ**

सोऽवतीर्य द्रुमात्तस्माद्विद्रुमप्रतिमाननः ।
विनीतवेषः कृपणः प्रणिपत्योपसृत्य च ॥ १ ॥
तामब्रवीन्महातेजा हनुमान्मारुतात्मजः ।
शिरस्याञ्जलिमाधाय सीतां मधुरया गिरा ॥ २ ॥



એટલામાં પરવાળાં જેવાં રાતા મોઢાવાળા મહાતેજસ્વી હનુમાનજીએ તે ઝાડની ઊંચી ડાળી પરથી નીચેની ડાળી પર ઊતરી આ રીતે સીતાની વધુ નજીક આવી, તેમને હાથ જોડી પ્રણામ કર્યાં, તત્પશ્ચાત્ પવનપુત્ર હનુમાન નમ્રતા પૂર્વક દીનભાવે મધુર વાણીથી બોલ્યા.

**ટિપ્પણી :** ✱ *અહીંયા આદિ કવિએ કેવળ હનુમાનજીના મુખને જ 'विद्रुमप्रतिमाननः = પરવાળાં જેવું રાતું બતાવેલું છે, આથી જે લોકો તેમનાં આખાયે શરીરને સિંદૂર ચોપડી લાલ રંગી દે છે અને તેના ઉપર વરખ ચોંટાડે છે તેઓ બધા અજ્ઞાન અંધકારમાં ભટકે છે. ઈશ્વર એમને સન્મતિ આપે.*

✱ *આગળ છઠ્ઠા શ્લોકમાં હનુમાનનું એક વિશેષણ 'द्रुमाश्रितम्' આપેલું છે. તેથી અહી ઊંચી ડાળી પરથી નીચેની ડાળી પર ઊતર્યા એવો અર્થ જ ઠીક છે.*

का नु पद्मपलाशाक्षि क्लिष्टकौशेयवासिनी ।
द्रुमस्य शाखामालम्ब्य तिष्ठसि त्वमनिन्दिते ॥ ३ ॥

'હે કમલનયના ! હે અનિંદ્ય મહિલા ! હે મલિન, પીળાં રેશમી વસ્ત્રો પહેરનારાં ! આમ ઝાડની ડાળીનો ટેકો લઇ ઊભેલાં તમે કોણ છો ?'

रावणेन जनस्थानाद्बलादपहृता यदि ।
सीता त्वमसि भद्रं ते तन्मामाचक्ष्व पृच्छतः ॥ ४ ॥

'તમારું કલ્યાણ થાઓ ! જો તમે રાવણે જેનું જનસ્થાનમાંથી બળપૂર્વક અપહરણ કરેલું હતું તે સીતા જ હો તો હું જે કંઇ પૂછું તેનો મને ઉત્તર આપો.'

यथा हि तव वै दैन्यं रूपं चाप्यतिमानुषम् ।
तपसा चान्वितो वेषस्त्वं राममहिषी ध्रुवम् ॥ ५ ॥



'જેવી આપની દીન દશા છે, જેવું અદ્ભુત આપનું રૂપ છે અને જેવો આપનો તપસ્યા કરતો હો તેવો વેષ છે, તેથી એમ જણાય છે કે આપ નિશ્ચિત રૂપે શ્રીરામનાં પત્ની છો.'

सा तस्य वचनं श्रुत्वा रामकीर्तनहर्षिता ।
उवाच वाक्यं वैदेही हनुमन्तं द्रुमाश्रितम् ॥ ६ ॥

હનુમાનજીનાં આ વચનો સાંભળી તથા શ્રીરામના ગુણગાનથી હરખાયેલી વિદેહ રાજકુમારી સીતા વૃક્ષ પર બેઠેલા હનુમાનને કહેવા લાગી.

पृथिव्यां राजसिंहानां मुख्यस्य विदितात्मनः ।
स्नुषा दशरथस्याहं शत्रुसैन्यप्रमाथिनः ॥ ७ ॥

'હે કપિ ! પૃથ્વીના સમસ્ત રાજાઓમાં મુખ્ય અને પ્રસિદ્ધ વળી શત્રુસેનાનો નાશ કરનારા ચક્રવર્તી સમ્રાટ મહારાજા દશરથની હું પુત્રવધૂ છું.'

दुहिता जनकस्याहं वैदेहस्य महात्मनः ।
सीता च नाम नाम्नाऽहं भार्या रामस्य धीमतः ॥ ८ ॥

'મિથિલાધિપતિ મહાત્મા જનકની હું પુત્રી છું. મહામતિ શ્રીરામની હું પત્ની છું, મારું નામ સીતા છે.'

वसतो दण्डकारण्ये तस्याहममितौजसः ।
रक्षसाऽपहृता भार्या रावणेन दुरात्मना ॥ ९ ॥

'મહારાજા દશરથની આજ્ઞાથી દંડકારણ્યમાં વસતા, અપરિમિત બળવાળા મહાપરાક્રમી શ્રીરામની પત્ની મને દુરાત્મા રાવણ ઉઠાવી ગયો.'



द्वौ मासौ तेन मे कालो जीवितानुग्रहः कृतः ।
ऊर्ध्वं द्वाभ्यां तु मासाभ्यां ततस्त्यक्ष्यामि जीवितम् ॥ १० ॥

'તેમણે કૃપા કરીને મને બે મહિના સુધી જીવિત રહેવાની મુદ્દત આપી છે, બે માસ પછી મારે પ્રાણ-ત્યાગ કરવો પડશે.'

## ૨૨ (બાવીસમો) સર્ગ રાવણ હોવાની શંકાનું નિવારણ

तस्यास्तद्वचनं श्रुत्वा हनुमान्हरियूथपः ।
दुःखाद् दुःखाभिभूतायाः सान्त्वमुत्तरमब्रीत् ॥ १ ॥

દુઃખોથી હારેલાં સીતાજીનાં આ વચનો સાંભળી કપિશ્રેષ્ઠ હનુમાનજી તેમને સાંત્વના પ્રદાન કરતાં કહેવા લાગ્યા.

अहं रामस्य संदेशाद्देवि दूतस्तवागतः ।
वैदेहि कुशली रामस्त्वां च कौशलमब्रवीत् ॥ २ ॥

'હે દેવી ! શ્રીરામની આજ્ઞાથી તેમનો સંદેશ લઇને હું દૂત બનીને આપની પાસે આવેલો છું. હે વૈદેહી ! શ્રીરામ કુશળક્ષેમ છે અને તેમણે આપની કુશળતા પૂછાવેલી છે.'

यो ब्राह्ममस्त्रं वेदांश्च वेद वेदविदां वरः ।
स त्वां दाशरथी रामो देवि कौशलमब्रवीत् ॥ ३ ॥

'હે દેવી ! જે બ્રહ્માસ્ત્ર ચલાવી જાણે છે, જે વેદોના જ્ઞાતા છે, એટલું જ નહીં પણ જે વેદવેત્તાઓમાં શ્રેષ્ઠ છે, તેઓ દશરથનંદન શ્રીરામે આપનું કુશળત્વ માંગલ્ય પૂછાવેલાં છે.

लक्ष्मणश्च महातेजा भर्तुस्तेऽनुचरः प्रियः ।
कृतवाञ्शोकसन्तप्तः शिरसा तेऽभिवादनम् ॥ ४ ॥



'આપના પતિના પ્રાણપ્રિય અનુચર, મહાતેજસ્વી લક્ષ્મણજીએ શોક સંતપ્ત થઇ આપને માથું નમાવીને પ્રણામ-અંજલિ સમર્પિત કરેલી છે.

सा तयोः कुशलं देवी निशम्य नरसिंहयोः ।
प्रीति संहृष्टसर्वाङ्गी हनुमन्तमथाब्रवीत् ॥ ५ ॥

નરકેસરી શ્રીરામ અને નરશાર્દૂલ શ્રીલક્ષ્મણજીની કુશળતાના સમાચાર સાંભળી સીતાજીનાં રોમ રોમ પ્રેમ અને હરખથી પુલકિત થઇ ગયાં. પછી તેણે હનુમાનજીને કહ્યું.

कल्याणी बत गाथेयं लौकिकी प्रतिभाति मा ।
एति जीवन्तमानन्दो नरं वर्षशतादपि ॥ ६ ॥

'મનુષ્ય જો જીવિત રહે તો સો વર્ષ પશ્ચાત્ પણ તેને કોઇક દિને કયારેક તો આનંદ પ્રાપ્ત થાય જ છે.' આ કલ્યાણમયી લૌકિક ગાથા આજ મને સત્ય જણાય છે.'

तयोः समागमे तस्मिन्प्रीतिरुत्पादिताऽद्भुता ।
परस्परेण चालापं विश्वस्तौ तौ प्रचक्रतुः ॥ ७ ॥

સીતા અને હનુમાન એકબીજાને મળ્યાં તેથી એ બંનેમાં અદ્દ્ભુત સ્નેહ ઉત્પન્ન થઇ ગયો અને તેઓ એક બીજા પર વિશ્વાસ કરીને પરસ્પર વાતચીત કરવા લાગ્યા.

तस्यास्तद्वचनं श्रुत्वा हनुमान् हरियूथपः ।
सीतायाः शोकदीनायाः समीपमुपचक्रमे ॥ ८ ॥

શોકસંતપ્ત સીતાજીનાં એ વચનો સાંભળી કપિશ્રેષ્ઠ હનુમાનજી સીતાજીની જરા વધારે નજીક જતા રહ્યા.



यथा यथा समीपं स हनुमानुपसर्पति ।
तथा तथा रावणं सा तं सीता परिशङ्कते ॥ ९ ॥

પરંતુ જેમ જેમ હનુમાનજી સીતાની નજીક ખસતા જાય છે, તેમ તેમ 'આ રાવણ છે' એવી સીતાની શંકા વધતી જાય છે.

सीतायाश्चिन्तितं बुद्ध्वा हनुमान्मारुतात्मजः ।
श्रोत्रानुकूलैर्वचनैस्तदा तां सम्प्रहर्षयन् ॥ १० ॥

સીતાને પોતાના ઉપર સંદેહ કરતાં જાણી પવનપુત્ર હનુમાનજી મનને પ્રસન્ન કરનારાં વચનોથી સીતાને હર્ષિત કરતા કહેવા લાગ્યા,

नाहमस्मि तथा देवि यथा मामवगच्छसि ।
विशङ्का त्यज्यतामेषा श्रद्धत्स्व वदतो मम ॥ ११ ॥

'હે દેવી ! તમે મને જેવો ધારો છો તેવો હું નથી. અર્થાત્ હું રાવણ નથી. એટલે તમે તમારો વહેમ દૂર કરો અને મારા કથન પર વિશ્વાસ કરો.'

## ૨૩ (ત્રેવીસમો) સર્ગ વીંટી પ્રદાન કરવી

भूय एव महातेजा हनुमान्मारुतात्मजः ।
अब्रवीत्प्रश्रितं वाक्यं सीताप्रत्ययकारणात् ॥ १ ॥

સીતાને વિશ્વાસ બેસાડવા મહાતેજસ્વી પવનપુત્ર હનુમાન નમ્રતાપૂર્વક પુનઃ આ વચન બોલ્યા,



वानरोऽहं महाभागे दूतो रामस्य धीमतः ।
रामनामाङ्कितं चेदं पश्य देव्यङ्गुलीयकम् ॥ २ ॥

'હે મહાભાગા ! હું વાનર છું વળી મહામતિ શ્રીરામનો દૂત છું. હે દેવી ! આ 'રામ' નામથી અંકિત અંગૂઠી છે. તેના પર દૃષ્ટિપાત કરો.'

प्रत्ययार्थं तवानीतं तेन दत्तं महात्मना ।
समाश्वसिहि भद्रं ते क्षीणदुःखफला ह्यसि ॥ ३ ॥

'મહાત્મા રામે આપેલી આ વીંટી હું તમારી ખાતરી માટે લાવ્યો છું, આપનું કલ્યાણ થાઓ. હવે તમે ધીરજ અને વિશ્વાસ રાખો અને એમ સમજો કે હવે તમારાં દુઃખનો અંત આવી ગયો છે.'

गृहीत्वा प्रेक्षमाणा सा भर्तुः करविभूषणम् ।
भर्तारमिव सम्प्राप्ता जानकी मुदिताऽभवत् ॥ ४ ॥

સીતા પોતાના પતિના હાથની શોભા વધારનારી એ વીંટીને હાથમાં લઇ તેને પ્રેમભરી નજરે નીરખતી હતી અને એટલી પ્રસન્ન થતી હતી કે જાણે તેને રામ જ મળી ગયા હોય.

ततः सा ह्रीमती बाला भर्तृसन्देशहर्षिता ।
परितुष्टा प्रियं कृत्वा प्रशशंस महाकपिम् ॥ ५ ॥

પતિનો સંદેશો પ્રાપ્ત કરીને તે શરમાળ યુવતી સીતા અત્યધિક હર્ષિત અને સંતુષ્ટ થઇ અને હનુમાનને પોતાનો સ્નેહીજન માનીને તેના વખાણ કરવા લાગી.

विक्रान्तस्त्वं समर्थस्त्वं प्राज्ञस्त्वं वानरोत्तम ।
येनेदं राक्षसपदं त्वयैकेन प्रधर्षितम् ॥ ६ ॥



હે કપિશ્રેષ્ઠ ! તમે મહાન્ પરાક્રમી છો, પૂર્ણ સમર્થ છો અને મહા બુદ્ધિમાન પણ છો કેમકે તમે એકલાએ રાવણની રાજધાની પૂરી લંકાને ફંફોળી કાઢી છે.'

शतयोजन-विस्तीर्णः सागरो मकरालयः ।
विक्रमश्लाघनीयेन क्रमता गोष्पदीकृतः ॥ ७ ॥

સો યોજન વિસ્તારવાળા, મગરમચ્છ વગેરે જળચરોવાળા આ સમુદ્રને તમે તમારા પરાક્રમથી ઓળંગીને તેને (ગાયનું પગલું) ગોષ્પદ બનાવી દીધેલ છે.'

**ટિપ્પણી :** ✱ *વર્ષાઋતુમાં નરમ જમીન પર ગાયનો પગ પડવાથી થયેલાં પગલાંમાં જેટલું પાણી સમાય તેને 'ગોષ્પદ' કહે છે.'*

न हि त्वं प्राकृतं मन्ये वानरं वानरर्षभ ।
यस्य ते नास्ति संत्रासो रावणान्नापि सम्भ्रमः ॥ ८ ॥

'હે વાનરોત્તમ ! હું તમને સામાન્ય વાનર નથી માની શકતી. કેમકે આપ ન તો ભયંકર સમુદ્રથી ભયભીત થયા કે ન રાવણના કારણે ગભરાઇ ગયા.'

अर्हसे च कपिश्रेष्ठ मया समभिभाषितुम् ।
यद्यसि प्रेषितस्तेन रामेण विदितात्मना ॥ ९ ॥

'હે કપિશ્રેષ્ઠ ! જ્યારે આત્મજ્ઞાની અથવા લોકપ્રસિદ્ધ શ્રીરામે તમને મારી પાસે જ મોકલેલા છે તો પછી તમે ખુલ્લાં હૃદયથી મારી સાથે વાતચીત કરી શકો છો.'

दिष्ट्या स कुशली रामो धर्मात्मा सत्यसङ्गरः ।

लक्ष्मणश्च महातेजाः सुमित्रानन्दवर्धनः ॥ १० ॥

'આ પ્રસન્નતા અને સૌભાગ્યની વાત છે કે ધર્માત્મા સત્યપ્રતિજ્ઞ શ્રીરામ તથા સુમિત્રાના આનંદમાં વૃદ્ધિ કરનારા મહાતેજસ્વી લક્ષ્મણજી કુશળ છે.'

कुशली यदि काकुत्स्थः किं न सागरमेखलाम् ।
महीं दहति कोपेन युगान्ताग्निरिवोत्थितः ॥ ११ ॥

'જો શ્રીરામ કુશળ છે તો મારા ઉદ્ધાર માટે સાગર (રૂપી કંદોરાથી) ઘેરાયેલી લંકા(ની ભૂમિ)ને પોતાના પ્રલયાગ્નિ સમાન કોપથી ભસ્મ કેમ નથી કરી દેતા ?'

अथवा शक्तिमन्तौ तौ सुराणामपि निग्रहे ।
ममैव तु न दुःखानामस्ति मन्ये विपर्ययः ॥ १२ ॥

'અથવા તેઓ બન્ને દેવતાઓનેય દંડ દેવાને સમર્થ છે. પરંતુ દુર્ભાગ્યથી હજી સુધી મારાં દુઃખોનો જ અંત નથી આવ્યો.'

कच्चिन्न व्यथितो रामः कच्चिन्न परितप्यते ।
उत्तराणि च कार्याणि कुरुते पुरुषोत्तमः ॥ १३ ॥

'ઠીક તમે એ તો બતાવો કે મર્યાદાપુરુષોત્તમ શ્રીરામ દુઃખી તો નથી થઇ રહ્યા ? ...વા મનમાં બળ્યા તો નથી કરતા ? મારા ઉદ્ધાર માટેનાં કાર્યો તો કરે છે ને ?'

वानराधिपतिः श्रीमान्सुग्रीवः कच्चिदेष्यति ।
मत्कृते हरिभिर्वीरैर्वृतो दन्तनखायुधैः ॥ १४ ॥

'શું વાનરરાજ શ્રીમાન સુગ્રીવ દાંત અને નખ રૂપી શસ્ત્રોથી લડનારા પોતાના વાનર સૈનિકો સહિત મારા ઉદ્ધાર માટે અહીંયા આવશે ?'

कच्चिच्च लक्ष्मणः शूरः सुमित्रानन्दवर्धनः ।
अस्त्रविच्छरजालेन राक्षसान्विधमिष्यति ॥ १५ ॥

'શું સુમિત્રાના આનંદને વધારનારા અસ્ત્રવિદ વીર લક્ષ્મણ પોતાની ભીષણ બાણ વર્ષાથી શત્રુઓનો વિધ્વંસ કરશે ?'

रौद्रेण कच्चिदस्त्रेण रामेण निहतं रणे ।
द्रक्ष्याम्यल्पेन कालेन रावणं ससुहृज्जनम् ॥ १६ ॥

'શું હું ટૂંક મુદતમાં સગાં-વહાલાઓ સહિત રાવણને યુદ્ધમાં શ્રીરામનાં રૌદ્રાસ્ત્રથી (અથવા ભયંકર બાણોથી) મરેલો દેખીશ ?'

सीताया वचनं श्रुत्वा मारुतिर्भीमविक्रमः ।
शिरस्यञ्जलिमाधाय वाक्यमुत्तरमब्रवीत् ॥ १७ ॥

સીતાનાં આ વચનો સાંભળીને ભયંકર પરાક્રમવાળા પવનપુત્ર હનુમાનજી હાથ જોડી મસ્તક નમાવીને બોલ્યા,

न त्वामिहस्थां जानीते रामः कमललोचने ।
तेन त्वां नानयत्याशु शचीमिव पुरन्दरः ॥ १८ ॥

હે કમલ લોચના ! 'તમે અહીંયા છો' એ વાતની રામને ખબર નથી. એટલે તેઓ તમને જલદી અહીંથી લઇ નથી ગયા જેવી રીતે ઇન્દ્ર પોતાની પત્ની શચીને (અનુહ્લાદ દૈત્યને ત્યાંથી) લઇ આવ્યા હતા.'



श्रुत्वैव तु वचो मह्यं क्षिप्रमेष्यति राघवः ।
चमूं प्रकर्षन् महतीं हर्यृक्षगणसङ्कुलाम् ॥ १९ ॥

'જ્યારે હું અહીંથી જઇને આપનો વૃત્તાંત બતાવીશ ત્યારે શ્રીરામ મારી પાસેથી એ સંદેશ સાંભળીને તરત જ તેઓશ્રી ઋક્ષ અને વાનર જાતિના લોકોનું મોટું સૈન્ય સાથે લઇને તમારી પાસે લંકામાં આવશે.'

विष्टम्भयित्वा बाणौधैरक्षोभ्यं वरुणालयम् ।
करिष्यति पुरीं लङ्कां काकुत्स्थः शान्तराक्षसाम् ॥ २० ॥

'તેઓ પોતાનાં બાણો વડે આ અક્ષોભ્ય (દુસ્તર) દરિયા પર ત્રાપા રચીને લંકાપુરીને શાન્ત રાક્ષસોવાળી બનાવી દેશે. (રાક્ષસોનો વિધ્વંસ કરી લંકાને શાન્ત કરી દેશે.)

## ૨૪ (ચોવીસમો) સર્ગ સીતાનું હનુમાન સાથે જવું અનુચિત

सीता तद्वचनं श्रुत्वा पूर्णचन्द्रनिभानना ।
हनूमन्तमुवाचेदं धर्मार्थसहितं वचः ॥ १ ॥

પૂર્ણ ચંદ્રમાના સમાન મુખવાળી સીતા હનુમાનજીનાં આ વચનો સાંભળી તેમને આ ધર્મ અને અર્થ યુક્ત વચન બોલી,

ऐश्वर्ये वा सुविस्तीर्णे व्यसने वा सुदारुणे ।
रज्ज्वेव पुरुषं बद्ध्वा कृतान्तः परिकर्षति ॥ २ ॥

'મનુષ્ય ભલે મહાન્ ઐશ્વર્યનો ઉપભોગ કરતો હોય અથવા મહાદારુણ દુઃખ ભોગવતો હોય પણ બેઉ અવસ્થાઓમાં કર્મફળ આપનારું દૈવ માનવને ગળામાં દોરડું બાંધીને પોતાની તરફ ખેંચ્યા જ કરે છે.'

विधिर्नूनमसंहार्यः प्राणिनां प्लवगोत्तम ।
सौमित्रिं मां च रामं च व्यसनैः पश्य मोहितान् ॥ ३ ॥



'હે વાનરશ્રેષ્ઠ ! પ્રારબ્ધનું પરિવર્તન મનુષ્યની શક્તિ બહારની વાત છે, મને, લક્ષ્મણને અને રામને જ જુઓ ને અમે કેવાં આપત્તિમાં ફસાઇ ને કિંકર્તવ્યવિમૂઢ બની રહયાં છીએ !'

शोकस्यास्य कदा पारं राघवोऽधिगमिष्यति ।
प्लवमानः परिश्रान्तो हतनौः सागरे यथा ॥ ४ ॥

'નૌકા તૂટી જવાથી દરિયામાં પડી, તરીને થાકેલા મનુષ્યની જેમ શ્રીરામ ખબર નહીં ક્યારે આ શોકસાગરનો પાર પામશે ?'

राक्षसानां वधं कृत्वा सूदयित्वा च रावणम् ।
लङ्कामुन्मूलितां कृत्वा कदा द्रक्ष्यति मां पतिः ॥ ५ ॥

'મારા પતિ શ્રીરામ રાક્ષસોને હણી, રાવણનો વધ કરી, લંકાનો સમૂળગો નાશ કરીને કોણ જાણે ક્યારે મને જોઇ શકશે ?'

स वाच्यः सन्त्वरस्वेति यावदेव न पूर्यते ।
अयं संवत्सरः कालस्तावद्धि मम जीवितम् ॥ ६ ॥

'હે વાનર ! તમે જઇને શ્રીરામને કહેજો કે મારો ઉદ્ધાર કરવામાં ઉતાવળ કરે. જ્યાં સુધી આ સંવત્સરની સમાપ્તિ નથી થતી ત્યાં સુધી મારાં જીવનની અવધિ છે.'

वर्तते दशमो मासो द्वौ तु शेषौ प्लवङ्गम ।
रावणेन नृशंसेन समयो यः कृतो मम ॥ ७ ॥

'આ સંવત્સરનો અત્યારે દશમો માસ ચાલે છે, વર્ષ પૂરું થવાને હવે કેવળ બે માસ જ બાકી રહેલા છે. ક્રૂર રાવણે મારા જીવનની એટલી જ મુદ્દત નક્કી કરી દીધેલી છે.'



विभीषणेन च भ्रात्रा म निर्यातनं प्रति ।
अनुनीतः प्रयत्नेन न च तत्कुरुते मतिम् ॥ ८ ॥

'એના સૌથી નાના ભાઇ વિભીષણે મને પાછી મોકલી દેવાને અનેક વાર સવિનય પ્રાર્થના દ્વારા પ્રયત્નો કરી જોયા. પરંતુ તે તેમની વાત માનતો જ નથી.'

मम प्रतिप्रदानं हि रावणस्य न रोचते ।
रावणं मार्गते संख्ये मृत्युः कालवशं गतम् ॥ ९ ॥

'મને પાછી સોંપી દેવાનું રાવણને ગમતું નથી, કારણકે તેના માથે મોત ભમે છે. નક્કી મૃત્યુ યુદ્ધક્ષેત્રમાં રાવણનો વધ થવાની તક શોધી રહ્યું છે.'

आशंसेयं हरिश्रेष्ठं क्षिप्रं मां प्राप्स्यते पतिः ।
अन्तरात्मा हि मे शुद्धस्तस्मिंश्च बहवो गुणाः ॥ १० ॥

'હે વાનરશ્રેષ્ઠ ? મને પૂરો વિશ્વાસ છે કે હવે જલદી મને મારા પતિ શ્રીરામ મળી જશે કેમકે એવો મારો અંતરાત્માનો અવાજ છે અને શ્રીરામમા એવા ગુણો પણ ઘણા જ છે.'

उत्साहः पौरुषं सत्त्वमानृशंस्यं कृतज्ञता ।
विक्रमश्च प्रभावश्च सन्ति वानर राघवे ॥ ११ ॥

'હે વાનર ! ઉત્સાહ, પુરુષાર્થ, ધીરજ, દયા, કૃતજ્ઞતા, પરાક્રમ અને પ્રભાવ, આ બધા જ ગુણો રઘુકુળ શિરોમણિ શ્રીરામમાં છે.'



शरजालांशुभाञ्छूरः कपे राम दिवाकरः ।
शत्रुरक्षोमयं तोयमुपशोषं नयिष्यति ॥ १२ ॥

'હે કપિ ! રામ રૂપી સૂર્ય પોતાનાં બાણોરૂપી કિરણો વડે શત્રુ રાક્ષસો રૂપી જળને શીઘ્ર સૂકવી નાખશે.'

इति सञ्जल्पमानां तां रामार्थे शोककर्षिताम् ।
अश्रुसम्पूर्णनयनामुवाच वचनं कपिः ॥ १३ ॥

આ પ્રમાણે શ્રીરામના વિશે વાતો કરતી, શોકપીડિત, આંખોમાંથી અશ્રુધારા વહાવતી સીતાને હનુમાનજી કહેવા લાગ્યા.

श्रुत्वैव तु वचो मह्यं क्षिप्रमेष्यति राघवः ।
चमूं प्रकर्षन्महतीं हर्यृक्षगणसङ्कुलाम् ॥ १४ ॥

હે સીતા ! મારા મોઢેથી તમારો સંદેશો સાંભળશે કે તરતજ શ્રીરામ રીંછ અને વાનર જાતિના લોકોની મોટી સેના લઇને શીઘ્ર અહીં આવી પહોંચશે.'

अथवा मोचयिष्यामि त्वामद्यैव वरानने ।
अस्माद् दुःखादुपारोह मम पृष्ठमनिन्दिते ॥ १५ ॥

'અથવા હે વરાનને ! હું આજે જ આપને આ ભયંકર વિપત્તિમાંથી અને રાવણના બંદીગૃહમાંથી મુક્ત કરી દઇશ હે અનિન્દિતા ! આપ મારી પાછળ (વિમાનમાં) બેસી જાઓ.'

त्वां तु पृष्ठगतां कृत्वा सन्तरिष्यामि सागरम् ।
शक्तिरस्ति हि मे वोढुं लङ्कामपि सरावणम् ॥ १६ ॥



'(અથવા) આપને પીઠપર બેસાડીને હું સમુદ્ર પાર કરીશ. (એવું ન સમજજો કે હું એમ નહીં કરી શકું.) મારામાં એટલી શકિત છે કે હું રાવણ સહિત લંકાનું વહન પણ કરી શકું છું.'

यथैवाहमिह प्राप्तस्तथैवाहमसंशयम् ।
यास्यामि पश्य वैदेहि त्वामुद्यम्य विहायसम् ॥ १७ ॥

'હે વિદેહ-રાજકુમારી ! જે પ્રકારે હું સામે કાંઠેથી અહીં (આ પાર) આવેલો છું, તે જ રીતે તમને મારી સાથે લઇને નિશ્ચય હું આકાશ માર્ગે પેલે પાર જતો રહીશ.'

मैथिली तु हरिश्रेष्ठात् श्रुत्वा वचनमद्भुतम् ।
हर्षविस्मितसर्वाङ्गी हनुमन्तामथाब्रवीत् ॥ १८ ॥

કપિશ્રેષ્ઠ હનુમાનજીની આ અદ્‌ભુત વાતો સાંભળી સીતાજી હરખથી વિસ્મિત અને પુલકિત ગાત્રોવાળાં થઇ ગયાં અને હનુમાનજીને કહેવા લાગ્યા.

अयुक्तं तु कपिश्रेष्ठ मम गन्तुं त्वया सह ।
वायुवेगसवेगस्य वेगो मां मोहयेत्तव ॥ १९ ॥

'હે વાનરશ્રેષ્ઠ ! મારે તમારી સાથે જવાનું ઉચિત નથી, કેમકે વાયુ સમાન વેગવાળી તમારી ઉતાવળી ગતિથી હું તો મૂર્છિત થઇ જ જાઉં.'

अहमाकाशमापन्ना ह्युपर्युपरि सागरम् ।
प्रपतेयं हि ते पृष्ठाद्भयाद्वेगेन गच्छतः ॥ २० ॥
पतिता सागरे चाहं तिमिनक्रझषाकुले ।
भवेयमाशु विवशा यादसामन्नमुत्तमम् ॥ २१ ॥



'આકાશ-માર્ગે અત્યંત વેગથી જતી વેળાએ હું તમારી પીઠ પાછળથી નીચે સમુદ્રમાં પડી જઇશ તો માછલાં, મગર અને મગરમચ્છ વગેરે જીવોથી ભરેલા દરિયામાં પડી જઇ હું, વિવશ દશામાં સત્વર જ જલ-જંતુઓનો આહાર બની જઇશ.'

न च शक्ये त्वया सार्धं गन्तुं शत्रुविनाशन ।
कलत्रवति संदेहस्त्वय्यपि स्यादसंशयः ॥ २२ ॥

'હે શત્રુમર્દન ! હું તમારી સાથે નહીં જઇ શકું કેમકે તમને મારી સાથે સ્ત્રીની સાથે જતાં જોઇને નક્કી તમારા પર લંકાવાસીઓને વહેમ આવશે જ.

ह्रियमाणां तु मां दृष्ट्वा राक्षसा भीमविक्रमाः ।
अनुगच्छेयुरादिष्टा रावणेन दुरात्मना ॥ २३ ॥

'અહીંથી મારું હરણ થયું જાણીને દુરાત્મા રાવણની આજ્ઞાથી ભીષણ પરાક્રમી રાક્ષસો ચોક્કસ તમારો પીછો પકડશે.'

युध्यमानस्य रक्षोभिस्तव तैः क्रूरकर्मभिः ।
प्रपतेयं हि ते पृष्ठाद्भयार्ता कपिसत्तम ॥ २४ ॥

'હે કપિશ્રેષ્ઠ ! જ્યારે તમે ક્રૂર કર્મ કરનારા ભયંકર રાક્ષસો સાથે યુદ્ધ કરતા હશો ત્યારે ભયભીત થઇને અવશ્ય હું નીચે પડી જઇશ.'

अहं वापि विपद्येयं रक्षोभिरभितर्जिता ।
त्वत्प्रयत्नो हरिश्रेष्ठ भवेन्निष्फल एव तु ॥ २५ ॥



હું અથવા રાક્ષસોના બૂમ-બરાડાને હાકલ પડકાર તથા ધાક ધમકીથી જ (ફાટી પડું) ભયથી મારા પ્રાણ જ નીકળી જાય; ત્યારે હે કપિશ્રેષ્ઠ ! તમારી બધી જ મહેનત અને સંપૂર્ણ પરિશ્રમ (નકામો) એળે જશે.'

कामं त्वमसि पर्याप्तो निहन्तुं सर्वराक्षसान् ।
राघवस्य यशो हीयेत्त्वया शस्तैस्तु राक्षसैः ॥ २६ ॥

'વળી એ પણ સંભવ છે કે તમે એકલા જ એ બધાજ રાક્ષસોનો નાશ કરી દ્યો, પરંતુ તમે રાક્ષસોનો વધ કરશો તો રઘુકુલ-શિરોમણિ શ્રીરામના યશની હાનિ થશે'. (રાક્ષસોનો નાશ કર્યાનો યશ રામને નહિ મળે.)

अथवाऽऽदाय रक्षांसि न्यसेयुः संवृते हि माम् ।
यत्र ते नाभिजानीयुर्हरयो नापि राघवौ ॥ २७ ॥

'(તમારી સાથે જવામાં એક દોષ એ પણ છે કે) જો રાક્ષસો મને પકડી જશે અને લંકામાં લઇ આવશે તો પછી તેઓ મને એવે ઠેકાણે સંતાડી દેશે કે જ્યાં મને કોઇ વાનર દેખે નહીં, કે રામ-લક્ષ્મણ મને પ્રાપ્ત કરી શકે નહીં.'

भर्तुभक्तिं पुरस्कृत्य रामादन्यस्य वानर ।
न स्पृशामि शरीरं तु पुंसो वानरपुङ्गव ॥ २८ ॥

'હે વાનર શ્રેષ્ઠ ! પતિવ્રતાના ધર્મને જોઇએ તો હું શ્રીરામ સિવાય બીજા કોઇ પુરુષના શરીરનો સ્પર્શ પણ (સ્વેચ્છાએ) કરી શકતી નથી.'

यदहं गात्रसंस्पर्शं रावणस्य बलाद् गता ।
अनीशा किं करिष्यामि विनाथा विवशा सती ॥ २९ ॥

મને જે રાવણનાં શરીરનો સ્પર્શ થઇ ગયો, તે તો બળથી (જોર જુલમથી) થઇ ગયો. તે સમયે રક્ષકવિહીન, અનાથ અને વિવશ હતી આવી દશામાં (સતી હોવા છતાં) હું શું કરી શકવાની હતી ?'



यदि रामो दशग्रीवमिह हत्वा सबान्धवम् ।
मामितो गृह्य गच्छेत् तत्तस्य सदृशं भवेत् ॥ ३० ॥

'જો શ્રીરામ રાવણને, તેના સગાવહાલાંને અને સંબંધી રાક્ષસોને હણીને મને અહીંથી લઇ જાય તો એ કાર્ય તેમની પદમર્યાદાને અનુરૂપ હશે.'

## ૨૫ (પચીસમો) સર્ગ હનુમાનજીને સીતાનું ચૂડામણિ-પ્રદાન

ततः स कपिशार्दूलस्तेन वाक्येन हर्षितः ।
सीतामुवाच तत् श्रुत्वा वाक्यं वाक्यविशारदः ॥ १ ॥

વાકયવિશારદ વાનરશ્રેષ્ઠ હનુમાન સીતાજીની આ વાતો સાંભળી અત્યંત પ્રસન્ન થયા અને બોલ્યા,

युक्तरूपं त्वया देवि भाषितं शुभदर्शने ।
सदृशं स्त्रीस्वभावस्य साध्वीनां विनयस्य च ॥ २ ॥

'હે શુભદર્શના દેવી ! તમેં સ્ત્રી સ્વભાવને અનુરૂપ અને પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રને અનુકૂળ ઠીક જ કહેલું છે.'

स्त्रीत्वान्न त्वं समर्थासि सागरं व्यतिवर्तितुम् ।
मामधिष्ठाय विस्तीर्णं शतयोजनमायतम् ॥ ३ ॥

'સ્ત્રી હોવાનાં કારણે તમે મારી પીઠપર સવાર થઇને સો યોજન વિસ્તારવાળા સમુદ્રને પાર કરવાને સમર્થ નથી એ વાત પણ ઉચિત છે.'

द्वितीयं कारणं यच्च ब्रवीषि विनयान्विते ।

रामादन्यस्य नार्हामि संस्पर्शमिति जानकि ॥ ४ ॥
एतत्ते देवि सदृशं पत्न्यास्तस्य महात्मनः ।
का ह्यन्या त्वामृते देवि ब्रूयाद्वचनमीदृशम् ॥ ५ ॥

'હે વિનયશીલ જાનકી ! મારી સાથે ન જવા માટે તમે જે બીજો ઉદ્દેશ બતાવ્યો છે કે - 'શ્રીરામના સિવાય બીજા કોઇ પુરુષનો સ્પર્શ સ્વેચ્છાપૂર્વક હું કરી શકતી નથી' તે હે દેવી ! મહાત્મા રામની ધર્મપત્ની કહે તેવી જ યોગ્ય વાત છે; ભલા, તમારા વિના બીજી કઇ સ્ત્રી (આવી પરિસ્થિતિમાં પણ) આવી વાત કરી શકે ?'

श्रोष्यते चैव काकुत्स्थः सर्वं निरवशेषतः ।
चेष्टितं यत्त्वया देवि भाषितं मम चाग्रतः ॥ ६ ॥

'હે દેવી ! આપે મારી સાથે જેવો વર્તાવ કર્યો છે અને જે જે વાતો કરી છે તે તે બધું જ મારાં મુખથી જેવું ને તેવું જ શ્રીરામ સાંભળી લેશે.'

कारणैर्बहुभिर्देवि रामप्रियचिकीर्षया ।
स्नेहप्रस्कन्नमनसा मयैतत्समुदीरितम् ॥ ७ ॥
लङ्कायाः दुष्प्रवेशत्वाद्दुस्तरत्वान्महोदधेः ।
सामर्थ्यादात्मनश्चैव मयैतत्समुदीरितम् ॥ ८ ॥

'હે દેવી ! મેં આપને જે મારી સાથે ચાલ્યા જવાનું કહેલું હતું, તેના પણ ઘણાં કારણો છે. તેઓમાં મુખ્ય કારણ એ છે કે શ્રીરામનું પ્રિય કાર્ય કરવાની મારી ઇચ્છા હતી; બીજું કારણ એ કે મારું મન સ્નેહથી પીગળી ગયું હતું. ત્રીજું, લંકા દુર્ગમનીય હોવાથી તેમાં દરેક માણસ દાખલ થઇ શકતો નથી. ચોથું કારણ એ કે સમુદ્ર ઓળંગવો પણ અતિ કઠિન છે. આ બધી વાતો ઉપરાંત મને મારી શક્તિ અને સામર્થ્ય ઉપર પૂરો વિશ્વાસ છે; એટલા માટે મેં આપને મારી સાથે ચાલવાનું કહ્યું હતું.'



इच्छामि त्वां समानेतुमद्यैव रघुबन्धुना ।
गुरुस्नेहेन भवत्या च नान्यथैतदुदाहृतम् ॥ ९ ॥

'શ્રીરામને મારા પ્રતિ સ્નેહ છે અને મારી તેમના પ્રતિ ભક્તિ છે, એથી મને એવી ઇચ્છા થઇ કે હું આજે જ તમને શ્રીરામનો મેળાપ કરાવી દઉં. આ સિવાય બીજું કોઇ કારણ ન હતું.'

यदि नोत्सहे यातुं मया सार्धमनिन्दिते ।
अभिज्ञानं प्रयच्छ त्वं जानीयाद्राघवो हि यत् ॥ १० ॥

'હે અનિન્દિતા ! જો તમારી મારી સાથે આવવાની ઇચ્છા નથી જ તો આપ મને કોઇ નિશાની આપો, જેથી શ્રીરામ તેને ઓળખીને વિશ્વાસ કરે કે હું આપને મળીને આવેલો છું.'

ततो वस्त्रगतं मुक्त्वा दिव्यं चूडामणिं शुभम् ।
प्रदेयो राघवायेति सीता हनुमते ददौ ॥ ११ ॥

હનુમાનજીએ આમ કહ્યા પ્રમાણે સીતાજીએ ઓઢણી આઘી કરીને કાઢેલી એક દામણી (માથાનું ઘરેણું) હનુમાનજીને આપી અને કહ્યું કે આ શ્રીરામને આપી દેજો.'

स तं मणिवरं गृह्य श्रीमान्प्लवगसत्तमः ।
प्रणम्य शिरसा देवीं गमनायोपचक्रमे ॥ १२ ॥

વાનરશ્રેષ્ઠ શ્રીમાન્ હનુમાનજી એ શ્રેષ્ઠ ચૂડામણિ લઇ, સીતાજીને માથું નમાવીને પ્રણામ કરી ત્યાંથી ચાલી નીકળવાને તૈયાર થઇ ગયા.

तमुत्पातकृतोत्साहमवेक्ष्य हरिपुङ्गवम् ।
अश्रुपूर्णमुखी दीना उवाच जनकात्मजा ॥ १३ ॥



હનુમાનજીનો ઊડવા માટેનો ઉત્સાહ જોઇને સીતાની આંખોમાંથી મુખપર આંસુ વહેવા લાગ્યા અને તે બોલી,

हनुमन्सिंहसङ्काशौ भ्रातरौ रामलक्ष्मणौ ।
सुग्रीवं च सहामात्यं सर्वान्ब्रूया ह्यनामयम् ॥ १४ ॥

'હે હનુમાન્ ! સિંહ સમાન પરાક્રમી બંને બંધુઓ શ્રીરામ અને લક્ષ્મણને તથા મંત્રીમંડળ સહિત સુગ્રીવ વગેરે વાનરોને મારા કુશળક્ષેમ કહેજો.'

यथा च स महाबाहुर्मां तारयति राघवः ।
अस्माद्दुःखाम्बुसंरोधात्त्वं समादधतुमर्हसि ॥ १५ ॥

'અને આપ એવો ઉપાય કરજો કે જેથી મહાબાહુ શ્રીરામ વિપત્તિના આ મહાન્ સાગરમાંથી મારો ઉદ્ધાર કરે.'

## ૨૬ (છવ્વીસમો) સર્ગ અશોકવાટિકાનો વિધ્વંસ

स च वाग्भिः प्रशस्ताभिर्गमिष्यन्पूजितस्तथा ।
तस्माद्देशादपाक्रम्य चिन्तयामास वानरः ॥ १ ॥

સુંદર (વખાણવા યોગ્ય) વાણી વડે સન્માન પ્રાપ્ત કરી જતા રહેવાની ઇચ્છાથી હનુમાનજી એ સ્થાનમાંથી નીસરી બીજા સ્થાનમાં જઇને વિચારવા લાગ્યા કે

अल्पशेषमिदं कार्यं दृष्टेयमसितेक्षणा ।
त्रीनुपायानतिक्रम्य चतुर्थ इह दृश्यते ॥ २ ॥



કાળાં નેત્રોવાળી સીતાનાં દર્શન તો કરી લીધાં છે, પરંતુ એક નાનું કાર્ય હજી બાકી રહી ગયું છે, અર્થાત્ શત્રુશક્તિનો પરિચય પ્રાપ્ત કરવાનું. આ કામ કરવા માટે પહેલાના ત્રણ ઉપાયો - સામ, દામ અને ભેદથી તો કામ થાય તેવું દેખાતું નથી. એટલે ચોથો ઉપાય દંડ અથવા બળ પ્રદર્શન દ્વારા કાર્ય થઇ શકે છે.'

कार्ये कर्मणि निर्दिष्टे यो बहून्यपि साधयेत् ।
पूर्वाकार्याविरोधेन स कार्यं कृर्तुमर्हति ॥ ३ ॥

'સૌથી પહેલાં મુખ્ય કાર્યને સંપૂર્ણ કરી, મુખ્ય કાર્યને હાનિ ન પહોંચે તે રીતે જે દૂત બીજાં પણ કેટલાંક કાર્યો કરી નાખે તે જ દૂત ખરીરીતે કામ કરવાની યોગ્યતાવાળો કહેવાય છે.'

कथं नु खल्वद्य भवेत्सुखागतं
प्रसह्य युद्धं मम राक्षसैः सह ।
तथैव खल्वात्मबलं च सारवत्
समानयेन्मां च रणे दशाननः ॥ ४ ॥

'આ વખતે હું શું કરું કે જેથી રાક્ષસો સાથે મારું યુદ્ધ સળગી ઊઠે અને રાવણ મને યુદ્ધક્ષેત્રમાં ઊભેલો જુએ તેમજ પોતાની સેનાની તથા મારી બળની ઉત્કૃષ્ટતા-અપકૃષ્ટતા જાણી લ્યે.'

इदमस्य नृशंस्य नन्दनोपममुत्तमम् ।
वनं नेत्रमनःकान्तं नानाद्रुमलतायुतम् ॥ ५ ॥
इदं विध्वंसयिष्यामि शुष्कं वनमिवानलः ।
अस्मिन्भग्ने ततः कोपं करिष्यति दशाननः ॥ ६ ॥

(તે વેળાએ હનુમાનજી મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે) આ ક્રૂર રાવણના આ નંદનવન સમા નયનાભિરામ, મનોહર, નાના પ્રકારના વેલાઓ અને વિવિધ પ્રકારનાં વૃક્ષોથી યુક્ત આ અશોકવાટિકા ઉપવનને જેમ અગ્નિ સૂકા વનને બાળીભસ્મ કરે તેમ નષ્ટ-દગ્ધ કરી નાખું તો વન નાશ પામવાથી રાવણ અવશ્ય ગુસ્સે થશે.'



ततस्तु हनुमान्वीरो बभञ्ज प्रमदावनम् ।
मत्तद्विजसमाघुष्टं नानाद्रुमलतायुतम् ॥ ७ ॥

તત્કાળ વીર હનુમાને માતેલાં પક્ષીઓના કલરવ તથા વિવિધ પ્રકારનાં વૃક્ષોથી સુશોભિત એવી રાવણની એ અશોકવાટિકાનો વિધ્વંસ કરી નાખ્યો.

ततः पक्षिनिनादेन वृक्षभङ्गस्वनेन च ।
बभूवुस्त्राससम्भ्रान्ताः सर्वे लङ्कानिवासिनः ॥ ८ ॥

વાટિકા-વિધ્વંસ વેળાએ જે પક્ષીઓનો તીવ્ર કોલાહલ થયો અને જે વૃક્ષો તૂટી પડવાથી તડાકા-ધડાકા થયા તેનાથી સંપૂર્ણ લંકા-નિવાસીઓમાં ભયંકર ત્રાસ ઉત્પન્ન થઇ ગયો.

ततो गतायां निद्रायां राक्षस्यो विकृताननाः ।
तद्वनं ददृशुर्भग्नं तं च वीरं महाकपिम् ॥ ९ ॥

કોલાહલ સાંભળી રાક્ષસીઓની ઊંઘ ઊડી ગઇ ને તેથી તે ભયંકર આકૃતિવાળી રાક્ષસીઓએ વિધ્વસ્ત વનને તથા મહાવીર હનુમાનને જોયાં.

ततस्तं गिरिसङ्काशमतिकायं महाबलम् ।
राक्षस्यो वानरं दृष्ट्वा पप्रच्छुर्जनकात्मजाम् ॥ १० ॥

એ પહાડ જેવી વિશાળ કાયાવાળા મહાબલી હનુમાનજીને દેખીને રાક્ષસણીઓ જનકનંદિની સીતાને પૂછવા લાગી.



कोऽयं कस्य कुतो वाऽयं किं निमित्तमिहागतः ।
कथं त्वया सहानेन संवादः कृत इत्युत ॥ ११ ॥

'હે સીતા ! આ કોણ છે ? કોનો માણસ છે ? કયાંથી આવેલો છે ? અને કયા હેતુથી અહીંયા આવ્યો છે ? તમારી સાથે એણે શા માટે શું વાત ચીત કરી ?'

अथाब्रवीत्तदा साध्वी सीता सर्वाङ्गसुन्दरी ।
रक्षसां भीमरूपाणां विज्ञाने मम का गतिः ॥ १२ ॥

એમણે એ બધું પૂછયું ત્યારે સર્વાંગ-સુંદર સાધ્વી સીતાજીએ તેને ઉત્તર આપ્યો, કે 'ઇચ્છાનુસાર ભયંકર રૂપ ધારણ કરનારા રાક્ષસોની માયાને ભલા હું શું જાણું ?'

यूयमेवाभिजानीत योऽयं यद्वा करिष्यति ।
अहिरेव ह्यहेः पादान्विजानाति न संशयः ॥ १३ ॥

'એ તો તમે જાણો એ કોણ છે ? અને શું કરવાનો છે ? કેમકે સાપનાં પગલાંને સાપ જ ઓળખી શકે છે !'

अहमप्यस्य भीतास्मि नैनं जानामि कोन्वयम् ।
वेद्मि राक्षसमेवैनं कामरूपिणमागतम् ॥ १४ ॥

'હું પોતે જ બહુ ભયભીત થઇ ગઇ છું. હું જાણતી નથી તે કોણ છે. અનુમાનથી એમ માનું છું કે આ કોઇ સ્વચ્છંદથી રખડતો ઇચ્છાનુસાર રૂપવાળો કોઇ રાક્ષસ છે.'

वैदेह्या वचनं श्रुत्वा राक्षस्यो विद्रुता दिशः ।
स्थिताः काश्चिद् गताः काश्चिद्रावणाय निवेदितुम् ॥ १५ ॥



સીતાજીની આ વાતો સાંભળીને તે રાક્ષસીઓ ચારે તરફ ભાગવા દોડાદોડ કરવા લાગી, કોઇ તો ડરી ગયેલી દૂર જઈ ઊભી અને કેટલીક તો આ વૃત્તાંત કહેવા માટે રાવણ પાસે ચાલી ગઇ.

रावणस्य समीपे तु राक्षस्यो विकृताननाः ।
विरूपं वानरं भीममाख्यातुमुपचक्रमुः ॥ १६ ॥

એ વિકરાળ મુખવાળી રાક્ષસણીઓએ રાવણ પાસે જઇને તે ભીષણ આકૃતિવાળા વાનરની સઘળી વાતો રાવણને કહી દીધી.

अशोकवनिकामध्ये राजन्भीमवपुः कपिः ।
सीतया कृतसंवादस्तिष्ठत्यमितविक्रमः ॥ १७ ॥

તેઓ કહેવા લાગી, કે 'હે રાજા ! અશોકવાટિકામાં એક વિશાળકાય વાનર આવેલો છે. એ અમાપ પરાક્રમવાળા વાનરે સીતાજીની સાથે વાતચીત પણ કરી હતી અને હજી પણ એ વાનર ત્યાં જ વિદ્યમાન છે.'

तस्योग्ररूपस्योग्रं त्वं दण्डमाज्ञातुमर्हसि ।
सीता सम्भाषिता येन तद्वनं च विनाशितम् ॥ १८ ॥

'હે રાજા ! આપ એ ભયંકર રૂપવાળા વાનરને કઠોર દંડ આપજો, કેમકે એક તો તેણે સીતાની સાથે વાત કરી છે, બીજું અશોકવનનો નાશ કરેલો છે.

राक्षसीनां वचः श्रुत्वा रावणो राक्षसेश्वरः ।
हुताग्निरिव जज्वाल कोपसंवर्तितेक्षणः ॥१९ ॥

રાક્ષસીઓની આ બધી વાતો સાંભળી રાક્ષસરાજ રાવણ હુતાગ્નિ સમાન બળવા લાગ્યો અને ક્રોધ ભરી તેની આંખો ચકરવકર થવા લાગી.



तस्य क्रुद्धस्य नेत्राभ्यां प्रापतन्नस्त्रबिन्दवः ।
दीप्ताभ्यामिव दीपाभ्यां सार्चिषः स्नेहबिन्दवः ॥ २० ॥

ગુસ્સે થયેલા રાવણની બન્ને આંખોમાંથી લોહી ટપકવા લાગ્યું, જેમ બળતા દીવામાંથી જ્વાળા સાથે તેલ ટપકતું હોય છે.

**ટિપ્પણી :** ✵ *અહીંયા રાવણને બે જ આંખો હોવાનું વર્ણન છે (જો માથા દશ વાસ્તવિક હોય તો આંખો પણ વીસ જ હોય, પણ ન હતી.)*

आत्मनः सदृशाञ्शूरान्किङ्करान्नाम राक्षसान् ।
व्यादिदेश महातेजा निग्रहार्थं हनूमतः ॥ २१ ॥

ત્યારપછી મહાતેજસ્વી રાવણે પોતાના સરખા શૂરવીર કિંકર નામના રાક્ષસોની એક ટુકડી હનુમાનને દંડ દેવાને તથા પકડી લાવવાને મોકલી.

ते कपिं तं समासाद्य तोरणस्थमवस्थितम् ।
अभिपेतुर्महावेगाः पतङ्ग इव पावकम् ॥ २२ ॥

અશોકવાટિકાના તોરણ દ્વાર ઉપર જ્યાં નજીકમાં હનુમાનજી બેઠા હતા, ત્યાં પહોંચીને તેઓ બધા જ હનુમાનજી ઉપર એવા તો તૂટી પડ્યા કે જેમ પતંગિયાં દીવાની ઝાળ ઉપર ઊડી પડે છે.

मुद्गरैः पट्टिशैः शूलैः प्रासतोमरशक्तिभिः ।
परिवार्य हनुमन्तं सहसा तस्थुरग्रतः ॥ २३ ॥

તે રાક્ષસો મુદ્ગર, પટ્ટિશ, શૂળ, ફરસી અને તોમર વગેરે શસ્ત્રો હાથમાં લઈ હનુમાનજીને ચારેય બાજુએથી ઘેરી લઈ તેમની સામે ઊભા થઈ રહ્યા.



हनुमानपि तेजस्वी श्रीमान्पर्वतसन्निभः ।
क्षितावाविध्य पादौ द्वौ ननाद च महाध्वनिम् ॥ २४ ॥

પર્વત સરખા (શરીરવાળા) વિશાળકાય, તેજસ્વી, શ્રીમાન્ હનુમાનજી પણ પોતાના બન્ને પગ પૃથ્વી પર પછાડી ગર્જના કરતા બોલવા લાગ્યા.

जयत्यतिबलो रामो लक्ष्मणश्च महाबलः ।
राजा जयति सुग्रीवो राघवेणाभिपालितः ॥ २५ ॥

'મહાબલી પુરુષોત્તમ શ્રીરામનો જય થાઓ. મહાબલી લક્ષ્મણનો જય થાઓ. શ્રીરામ દ્વારા રક્ષિત સમ્રાટ સુગ્રીવની જય હો.'

दासोऽहं कोसलेन्द्रस्य रामस्याक्लिष्टकर्मणः ।
हनुमाञ्शत्रुसैन्यानां निहन्ता मारुतात्मजः ॥ २६ ॥

'જેમના માટે કોઈ જ કાર્ય કઠિન નથી એવા કોસલાધીશ શ્રીરામનો હું દાસ છું. મારું નામ હનુમાન છે. હું પવનનો પુત્ર છું અને યુદ્ધમાં શત્રુસેનાનો નાશ કરનારો છું.'

स तैः परिवृतः शूरैः सर्वतः स महाबलः ।
आससादायसं भीमं परिघं तोरणाश्रितम् ॥ २७ ॥

(આટલું કહી દીધા પછી) ચારેય બાજુએથી શૂરવીર રાક્ષસોથી ઘેરાઈ ગયેલા મહાબલી હનુમાને તોરણ દ્વાર નજીક પડેલા લોઢાના પરિઘ નામના શસ્ત્રને ઉઠાવ્યું.



**ટિપ્પણી :** ✱ પરિઘ = કમાડનો આગળિયો, ભોગળ, લોખંડના ખીલાવાળી ગદા

स तं परिघमादाय जघान च निशाचरान् ।
स पन्नगमिवादाय स्फूरन्तं विनतासुतः ॥ २८ ॥

જે રીતે ફડફડાટ કરતું ગરુડ પક્ષી સર્પોને મારી નાખે છે તે રીતે હનુમાને એ લોખંડની ભોગળ વડે તે બધા જ રાક્ષસોને મારી નાખ્યા.

स हत्वा राक्षसान्वीरान्किङ्करान्मारुतात्मजः ।
युद्धाकाङ्क्षी पुनर्वीरस्तोरणं समुपाश्रितः ॥ २९ ॥

પવનપુત્ર હનુમાનજી એ વીર કિંકર રાક્ષસોનો સંહાર કર્યા પછી ફરીવાર યુદ્ધ કરવાની આકાંક્ષા કરતા એ જ તોરણદ્વાર પાસે પુનઃ જઇ બેસી ગયા.

ततस्तस्माद्भयान्मुक्ताः कतिचित्तत्र राक्षसाः ।
निहतान्किङ्करान्सर्वान्रावणाय न्यवेदयन् ॥ ३० ॥

એ ભીષણ સંગ્રામમાંથી મરતાં બચી ગયેલા થોડાક જ રાક્ષસોએ રાવણ પાસે જઇને કહ્યું કે 'કિંકર નામે રાક્ષસોની ટુકડીને તે વાનરે મારી નાખી છે.'

## ૨૭ (સત્તાવીસમો) સર્ગ રાક્ષસોના ચૈત્યપ્રાસાદનો વિધ્વંસ

ततः स किङ्करान्हत्वा हनुमान्ध्यानमास्थितः ।
वनं भग्नं मया चैत्यप्रासादो न विनाशितः ॥ १ ॥



તે કિંકર નામે રાક્ષસોનો સંહાર કર્યા પછી હનુમાનજી વિચારવા લાગ્યા, કે 'મેં અશોકવાટિકાને ઉજ્જડ તો કરી દીધી. પરંતુ આ રાક્ષસોના ચૈત્યપ્રાસાદ (રાક્ષસી યજ્ઞશાળા જ્યાં મદ્ય-માંસનો પણ પ્રયોગ થતો હતો તે) નો વિધ્વંસ તો કર્યો નથી !'

तस्मात्प्रासादमप्येवमिमं विध्वंसयाम्यहम् ।
इति संचिन्त्य मनसा हनुमान्दर्शयन्बलम् ॥ २ ॥
चैत्यप्रासादमाप्लुत्य मेरुशृंगमिवोन्नतम् ।
आरुरोह हरिश्रेष्ठो हनुमान्मारुतात्मजः ॥ ३ ॥

'એટલા માટે આ યજ્ઞશાળાને પણ હારોહાર ખંડિયેર કરી દઉં, મનમાં આમ વિચારી પોતાનું બળ બતાવતા કપિશ્રેષ્ઠ પવનપુત્ર મહાવીર હનુમાન મેરુપર્વત જેટલાં ઊંચા શિખરવાળા તે ચૈત્યપ્રાસાદ પર કૂદકો મારીને ચઢી ગયા.

आरुह्य गिरिसङ्काशं प्रासादं हरियूथपः ।
बभौ स सुमहातेजाः प्रतिसूर्य इवोदितः ॥ ४ ॥

મહાતેજસ્વી હનુમાન એ પર્વત સરખા ઊંચા પ્રાસાદ પર ચઢીને નવા ઊગેલા સૂરજ સમાન અતિ-તેજસ્વી બની ગયા (ઉત્સાહમાં આવી ગયા).

संप्रधृष्य तु दुर्धर्षं चैत्यप्रासादमुत्तमम् ।
धृष्टमास्फोटयामास लङ्कां शब्देन पूरयन् ॥ ५ ॥

તે અખંડય શ્રેષ્ઠ ચૈત્યનો વિધ્વંસ કરીને વિજયગર્વના હર્ષથી ઉત્તેજિત હનુમાને નીડર થઇને એવી તો ગર્જના કરી કે તેનાથી આખીયે લંકા ગાજી ઊઠી.

अस्त्रविज्जयतां रामो लक्ष्मणश्च महाबलः ।
राजा जयति सुग्रीवो राघवेणाभिपालितः ॥ ६ ॥



ગર્જના કરીને તેણે કહયું, 'અસ્ત્રવેત્તા શ્રીરામની જય હો, મહાબલી લક્ષ્મણનો જય થાઓ, શ્રીરામ દ્વારા અભિપાલિત વાનરરાજ સુગ્રીવ વિજયી થાય.'

दासोऽहं कोसलेन्द्रस्य रामस्याक्लिष्टकर्मणः ।
हनुमाञ्शत्रुसैन्यानां निहन्ता मारुतात्मजः ॥ ७ ॥

'હું પુણ્યકર્મા કોસલાધીસ શ્રીરામનો દાસ છું, હું પવનનો પુત્ર અને શત્રુસેનાનો વિનાશક છું, મારું નામ હનુમાન છે.'

अर्दयित्वा पुरीं लङ्कामभिवाद्य च मैथिलीम् ।
समृद्धार्थो गमिष्यामि मिषतां सर्वरक्षसाम् ॥ ८ ॥

'બધા રાક્ષસોના દેખતાં લંકાપુરીને રંજાડી, સીતાજીને પ્રણામ કરી અને મારો ઉદ્દેશ્ય પૂર્ણ કરીને ચાલ્યો જવાનો છું.'

तेन शब्देन महता चैत्यपालाः शतं ययुः ।
गृहीत्वा विविधानस्त्रान्प्रासान्खड्गान्परश्वधान् ॥
विसृजन्तो महाकाया मारुतिं पर्यवारयन् ॥ ९ ॥

તેમનો સિંહનાદ સાંભળીને તે ચૈત્ય-પ્રાસાદના સેંકડો રક્ષકો અનેક પ્રકારનાં અસ્ત્રો-પ્રાસ, ખડ્ગ, ફરસી વગેરે લઇને દોડી આવ્યા અને મહાકાય હનુમાજીને ચારેય તરફથી ઘેરી લઇ તેના ઉપર પ્રહાર કરવા લાગ્યા.

प्रासादस्य महान्तस्य स्तम्भं हेमपरिष्कृतम् ।
उत्पाटयित्वा वेगेन हनुमान् पवनात्मजः ॥ १० ॥

તે વેળાએ પવનપુત્ર હનુમાનજીએ પણ એ વિશાળ ભવનનો એક સોને મઢેલો સ્તંભ = થાંલભો ઉખેડી લીધો.



ततस्तं भ्रामयामास शतधारं महाबलः ।
तत्र चाग्निः समभवत्प्रासादश्चाप्यदह्यत ॥ ११ ॥

પછી, તે સો ધારવાળા થાંભલાને મહાબલી હનુમાન ઘુમાવવા લાગ્યા. તેને બહુ ઘુમાવવાથી તેમાંથી અગ્નિ પ્રકટ થયો; તેનાથી તે ભવન આગમાં ભસ્મીભૂત થઇ ગયું.

## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ જંબુમાલીનો વધ

सन्दिष्टो राक्षसेन्द्रण प्रहस्तस्य सुतो बली ।
जम्बुमाली महादंष्ट्रो निर्जगाम धनुर्धरः ॥ १ ॥

એક બાજુ યજ્ઞશાળાનો વિધ્વંસ થયો, બીજી બાજુ રાક્ષસરાજ રાવણની આજ્ઞાથી મહાબલી, વિકરાળ (મોટા) દાંતવાળો પ્રહસ્તનો પુત્ર જમ્બુમાલી હાથમાં ધનુષ લઇને નગર બહાર નીકળ્યો.

रक्तमाल्याम्बरधरः स्रग्वी रुचिरकुण्डलः ।
महान्विवृत्तनयनश्चण्डः समरदुर्जयः ॥ २ ॥

તેણે લાલ માળા ધારણ કરેલી હતી અને લાલ વસ્ત્રો પહેર્યાં હતાં, તેના કાનોમાં બહુ ગમી જાય તેવા - સુંદર કુંડળ હતા. મોટા મોટા ડોળા ફાડતો અત્યંત ક્રોધ કરતો આવેલો એ જમ્બુમાલી યુદ્ધમાં દુર્જેય મનાતો હતો.

महाजवो महोत्साहो महासत्त्वोरुविक्रमः ।
आजगामातिवेगेन सायुधः स महारथः ॥ ३ ॥

મહાવેગવાન, અત્યંત ઉત્સાહી, મહા બળવાન અને પ્રચંડ પરાક્રમી તે જંબુમાલી એક મોટા રથમાં બેસી, આયુધોથી સજ્જ થઇને બહુ જ વેગથી જ્યાં હનુમાનજી હતા ત્યાં આવી પહોંચ્યો.



रथेन खरयुक्तेन तमागतमुदीक्ष्य सः ।
हनुमान् वेगसम्पन्नो जहर्ष च ननाद च ॥ ४ ॥

ખચ્ચરો જોડેલા રથમાં બેસીને આવેલા જંબુમાળીને જોઇ વેગવાન મહાવીર હનુમાનજી હર્ષિત થઇને સિંહનાદ કરવા લાગ્યા.

तं तोरणविटङ्कस्थं हनुमन्तं महाकपिम् ।
जम्बुमाली महाबाहुर्विव्याध निशितैः शरैः ॥ ५ ॥

તે મહાકપિ હનુમાનને તોરણદ્વારની ટોચે બેઠેલા જોઇને મહાબાહુ જંબુમાલીએ તેને પોતાના તીખી ધારવાળા બાણોથી વીંધી નાખ્યા.

चुकोप बाणाभिहतो राक्षस्य महाकपिः ।
तमेव परिघं गृह्य भ्रामयामास मारुतिः ॥ ६ ॥

બાણોથી ઘાયલ થઇ જવાથી હનુમાનજીને એ રાક્ષસ ઉપર અત્યંત ક્રોધ આવ્યો તેથી તેણે એ જ પરિઘ = ગદા ઊઠાવી અને તેને મહાવેગથી તેઓ ઘુમાવવા લાગ્યા.

अतिवेगोऽतिवेगेन भ्रामयित्वा बलोत्कटः ।
परिघं पातयामास जम्बुमालेर्महोरसि ॥ ७ ॥

અત્યંત વેગવાળા અને ઉત્કટ બળશાળી હનુમાને એ પરિઘ ઊઠાવીને જમ્બુમાળીની પહોળી છાતી પર અતિવેગથી અફાળી (પ્રહાર કર્યો).



तस्य चैव शिरो नास्ति न बाहू न च जानुनी ।
न धनुर्न रथो नाश्वस्तत्रादृश्यन्त नेषवः ॥ ८ ॥

એ ખીલાવાળી ગદાના ભીષણ પ્રહારથી જમ્બુમાલીનું માથું, ભુજાઓ, જાંઘ, રથ, ઘોડા અને તીરો અદશ્ય થઇ ગયા, ખબર નહિ તે બધું કયાં ગયું !

***ટિપ્પણી :*** ✷ *આ શ્લોક અતિશયોક્તિ-અલંકારનું સુંદર ઉદાહરણ છે.*

✷ *લોખંડની ભોગળના ભીષણ પ્રહારથી જંબુમાલીની આંખે અંધારાં (તિમિર) આવ્યાં તેથી તેને કંઇ જ દેખાયું નહિ.*

स हतस्तरसा तेन जम्बुमाली महाबलः ।
पपात निहतो भूमौ चूर्णिताङ्गविभूषणः ॥ ९ ॥

હનુમાનજીની પરિઘના આઘાતથી મહાબલી જંબુમાલી નિષ્પ્રાણ થઇને પૃથ્વી પર પટકાઇ પડ્યો, તેનાં અંગો તેમજ આભૂષણોના ચૂરેચૂરા થઇ ગયા.

जम्बुमालिं च निहतं किङ्करांश्च महाबलान् ।
चुक्रोध रावणः श्रुत्वा कोपसंरक्तलोचनः ॥ १० ॥

જંબુમાલી અને પોતાના મહાબળવાળા કિંકર રાક્ષસોનાં મૃત્યુનાં સમાચાર સાંભળી રાવણ અત્યંત ગુસ્સે થયો અને ક્રોધથી તેનાં નેત્રો રાતાં ચોળ થઇ ગયાં.



## ૨૯ (ઓગણત્રીસમો) સર્ગ મંત્રી-પુત્રોનો વધ

ततस्ते राक्षसेन्द्रेण चोदिता मन्त्रिणः सुताः ।
निर्ययुर्भवनात्तस्मात्सप्त सप्तार्चिर्वर्चसः ॥ १ ॥

કિંકરો તથા જંબુમાલીનાં પ્રહનન પશ્ચાત્ રાક્ષસરાજ રાવણના આદેશથી સૂર્ય સમાન તેજસ્વી સાત મંત્રી-પુત્રો રાજભવનથી નીકળી પડ્યા.

महाबलपरीवारा धनुष्मन्तो महाबलाः ।
कृतास्त्रास्त्रविदां श्रेष्ठां परस्परजयैषिणः ॥ २ ॥

તેઓ બધા જ વિશાળ સેનાથી ઘેરાયેલા, ધનુષને ધારણ કરનારા તથા મહાબળવાન હતા. તેઓ અસ્ત્રવિદ્યાના અભ્યાસી ઉપરાંત અસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તથા પરસ્પર વિજયની અભિલાષા કરનારા હતા.

ते परस्पर संघर्षात्तप्तकाञ्चनभूषणाः ।
अभिपेतुर्हनुमन्तं तोरणस्थमवस्थितम् ॥ ३ ॥

સમુજ્જવલ સ્વર્ણાભૂષણોથી વિભૂષિત અને 'હું આગળ નીકળી જાઉં, 'હું પહેલો પહોંચી જાઉં,' એમ સ્પર્ધા કરતાં કરતાં તે મંત્રીકુમારો તોરણદ્વાર પાસે બેઠેલા હનુમાનજીની પાસે જઇ પહોંચ્યા.

सृजन्तो बाणवृष्टिं ते रथगर्जितनिःस्वनाः ।
वृष्टिमन्त इवाम्भोदा विचेरु नैर्ऋताम्बुदाः ॥ ४ ॥

તે મંત્રીકુમારો બાણોનો વરસાદ વરસાવતા હતા અને રથનો ગડગડાટ પણ સંભળાતો હતો તેથી એવું દેખાતું હતું કે જાણે ચોમાસાનાં વાદળાં વિચરણ કરી રહ્યાં હોય.



स कृत्वा निनदं घोरं त्रासयंस्तां महाचमूम् ।
चकार हनुमान्वेगं तेषु रक्षःसु वीर्यवान् ॥ ५ ॥

સામેથી મહાપરાક્રમી હનુમાનજી પણ ભીષણ સિંહનાદ દ્વારા પૂરી રાક્ષસસેનાને ભયભીત કરતા અત્યંત વેગથી એ રાક્ષસો ઉપર તૂટી પડ્યા.

तलेनाभ्यहनत्कांश्चित्पद्भ्यां कांश्चित्परन्तपः ।
मुष्टिनाभ्यहनत्कांश्चिन्नखैः कांश्चिद् व्यदारयत् ॥ ६ ॥

શત્રુહન્તા હનુમાને રાક્ષસી સેનામાં કોઇને લપડાકો મારીને, કોઇને લાતોના પ્રહારથી, કોઇને ઠોંસા મારીને, તો કોઇને તીક્ષ્ણ નખોથી ચીરી-ફાડીને મારી નાખ્યા.

प्रममाथोरसा कांश्चिदूरूभ्यामपरान्कपिः ।
केचित्तस्य निनादेन तत्रैव पतिता भुवि ॥ ७ ॥

હનુમાનજીએ કેટલાકની છાતી ભીંસીને અને કેટલાકની જાંઘ મચકોડીને ભોંયભેગા કરી દીધા. તો કેટલાક રાક્ષસો તો હનુમાનજીની ભયંકર વીર હાક સાંભળીને જ મૂર્છિત થઇ પૃથ્વી પર પટકાઇ મૂઆ.

ततस्तेष्ववसन्नेषु भूमौ निपतितेषु च ।
तत्सैन्यमगमत्सर्वं दिशो दश भयार्दितम् ॥ ८ ॥

જ્યારે તે સાતેય મંત્રીપુત્રો ધૂળચાટતા થઇ મરી ગયા, ત્યારે તેની બચી ગયેલી નષ્ટ-ભ્રષ્ટ સેના ભયથી ત્રાસીને દશેય દિશાઓમાં નાસ-ભાગ કરીને ભાગી ગઇ.



स तान् प्रवृद्धान्विनिहत्य राक्षसान् ।
महाबलश्चण्डपराक्रमः कपिः ।
युयुत्सुरन्यैः पुनरेव राक्षसैः
तदेव वीरोऽभिजगाम तोरणम् ॥ ९ ॥

મહાબલી પ્રચંડ પરાક્રમી વીર હનુમાનજી એ મદોન્મત્ત રાક્ષસોને હણીને પછી બીજા રાક્ષસો (આવે તેની) સાથે યુદ્ધ કરવાની કામનાથી તેઓ વળી પાછા એ જ તોરણદ્વાર પાસે જતા રહ્યા.

## ૩૦ (ત્રીસમો) સર્ગ પાંચ સેનાપતિઓનો વધ

हतान्मन्त्रिसुतान्बुद्ध्वा वानरेण महात्मना ।
रावणः संवृताकारश्चकार मतिमुत्तमाम् ॥ १ ॥

મહાપુરુષ હનુમાન વડે માર્યા ગયેલા મંત્રી-પુત્રોનાં મૃત્યુના સમાચાર સાંભળી રાવણે પોતાના ભય અને ઉદ્વેગને છુપાવીને ધૈર્યપૂર્વક પોતાના કર્તવ્યનો નિર્ણય કર્યો.

स विरूपाक्षयूपाक्षौ दुर्धरं चैव राक्षसम् ।
प्रघसं भासकर्णं च पञ्चसेनाग्रनायकान् ॥ २ ॥
संदिदेश दशग्रीवो वीरान्नयविशारदान् ।
हनुमद्ग्रहणे व्यग्रान्वायुवेगसमान् युधि ॥ ३ ॥

રાવણે વિરૂપાક્ષ, યૂપાક્ષ, દુર્ધર, પ્રઘસ અને ભાસકર્ણ - એ પાંચ સેનાપતિઓ જેઓ યુદ્ધમાં વાયુસમાન વેગથી કામ કરનારા, રણનીતિમાં પ્રવીણ અને ઉત્કૃષ્ટ બળવાળા હતા તેઓને હનુમાનને પકડી લાવવાની આજ્ઞા આપી.



ते स्वामिवचनं सर्वे प्रतिगृह्य महौजसः ।
समुत्पेतुर्महावेगा हुताशसमतेजसः ॥ ४ ॥

રાવણની આજ્ઞા લઈને તે બધા બળવાન અને અગ્નિ સમાન તેજસ્વી રાક્ષસો અતિ ત્વરાથી નીકળી પડ્યા.

तं समीक्ष्यैव ते सर्वे तोरणस्थं महाबलम् ।
तैस्तैः प्रहरणैर्भीमैरभिपेतुस्ततस्ततः ॥ ५ ॥

તોરણ દ્વારની નજીક જ બેઠેલા મહાબલી હનુમાનને દેખતાં જ તે સેનાપતિઓ તેમને ચારેય તરફથી ઘેરી વળ્યા અને તેમના ઉપર ભયંકર અસ્ત્ર-શસ્ત્રોનો મારો ચલાવવા લાગ્યા.

अर्द्यमानस्ततस्तेन दुर्धरेणानिलात्मजः ।
निपपात महावेगो दुर्धरस्य रथे हरिः ॥ ६ ॥

જ્યારે પવનપુત્ર હનુમાનજી સેનાપતિ દુર્ધરની બાણવૃષ્ટિથી જખમી થયા ત્યારે તેઓ સાહસ કરી છલંગ મારીને દુર્ધરના રથ ઉપર કૂદી પડ્યા.

ततः स मथिताष्टाश्वं रथं भग्नाक्षकूबरम् ।
विहाय न्यपतद् भूमौ दुर्धरस्त्यक्त जीवितः ॥ ७ ॥

હનુમાન રથ પર કૂદ્યા તેથી આઠેય ઘોડા સહિત તે રથ ધરી-ધોંસરી સાથે ચૂરે ચૂરા થઇ ગયો. તે દુર્ધર રાક્ષસ પણ રથ અને પ્રાણોથી વિહીન થઇને પૃથ્વી ઉપર પટકાઇ પડયો.

तं विरूपाक्षयूपाक्षौ दृष्ट्वा निपतितं भुवि ।
जातरोषौ मुद्गराभ्यां वक्षस्याभिहतः कपिः ॥ ८ ॥

દુર્ધરને ધરાશયી થયો જોઈ વિરૂપાક્ષે અને યૂપાક્ષે ક્રોધ કરીને મુદ્ગરો વડે હનુમાનની છાતી ઉપર પ્રહાર કર્યા.



तयोर्वेगवतोर्वेगं विनिहत्य महाबलः ।
स सालवृक्षमुत्पाट्य जघान पवनात्मजः ॥ ९ ॥

મહાબલી હનુમાને એમના વેગયુકત પ્રહારને રોકીને, તથા એક સાલ (રાળનાં) વૃક્ષને ઉખાડીને તેના આઘાતથી બેઉ રાક્ષસોને મારી નાખ્યા.

ततस्तांस्त्रीन्हताञ्ज्ञात्वा वानरेण तरस्विना ।
अभिपेदे महावेगः प्रहस्य प्रघसो हरिम् ॥ १० ॥

મહાબલી હનુમાન દ્વારા ત્રણેય સેનાપતિઓ હણાઇ ગયા જાણી મહાવેગવાન્ પ્રઘસ નામનો રાક્ષસ સેનાપતિ ખડખડાટ હસતો હસતો હનુમાનજીની સામે ધસી આવ્યો.

भासकर्णश्च संक्रुद्धः शूलमादाय वीर्यवान् ।
एकतः कपिशार्दूलं यशस्विनमवस्थितम् ॥ ११ ॥

મહાશકિતશાળી ભાસકર્ણ પણ અત્યંત ક્રોધ કરી હાથમાં શૂળ લઇને યશસ્વી હનુમાનજી જયાં એકલા ઊભા હતાં ત્યાં જતો રહયો.

पट्टिशेन शिताग्रेण प्रघसः प्रत्ययोधयत् ।
भासकर्णश्च शूलेन राक्षसः कपिसत्तमम् ॥ १२ ॥

ત્યારે પ્રઘસ તીક્ષ્ણ અણીવાળા પટ્ટિશવડે અને ભાસકર્ણ ભાલાવડે કપિ શ્રેષ્ઠ હનુમાનની સાથે યુધ્ધ કરવા લાગ્યા.

स ताभ्यां विक्षतैर्गात्रैरसृग्दिग्धतनूरुहः ।
अभवद्वानरः क्रुद्धो बालसूर्यसमप्रभः ॥ १३ ॥



એ બન્નેના સંયુકત પ્રહારોથી ઘવાયેલાં અંગોમાંથી વહેતી રકત ધારાથી હનુમાનનાં શરીરની રૂવાંટી રાતી થઇ ગયી. આ વેળાએ ગુસ્સે થયેલા અને લોહીથી ખરડાયેલા) હનુમાનજી પ્રાતઃકાળના (ઊગતા) સૂરજ જેવી કાન્તિવાળા થઇ ગયા. (ઊગતા સૂર્ય સમાન લાલ શરીરવાળા થઇ ગયા)

समुत्पाट्य गिरेः शृङ्गं सव्यालमृगपादपम् ।
जघान हनुमान् वीरो राक्षसौ कपिकुञ्जरः ॥ १४ ॥

તે વખતે મૃગ = પશુઓ, સર્પો અને વૃક્ષો સહિત પર્વતનાં શિખર = એક મોટી શિલાને ઉખાડી કપિશ્રેષ્ઠ વીર હનુમાને (તે વડે) એ બન્ને રાક્ષસોને મારી નાખ્યા.

ततस्तेष्ववसन्नेषु सेनापतिषु पञ्चसु ।
बलं तदवशेषं च नाशयामास वानरः ॥ १५ ॥

તે પાંચેય સેના-પતિઓને હણીને હનુમાનજી બાકી બચેલી રાક્ષસ-સેનાનો સંહાર કરવા લાગ્યા.

## 31 (એકત્રીસમો) સર્ગ અક્ષયકુમારનો વધ

सेनापतीन्पञ्च स तु प्रमापितान्
हनूमता सानुचरान्सवाहनान् ।
समीक्ष्य राजा समरोद्धतोन्मुखं
कुमारमक्षं प्रसमैक्षताग्रतः ॥ १ ॥

સૈનિકો તથા વાહનો સહિત પોતાના પાંચ સેનાપતિઓ મરાયાના સમાચાર જાણીને રાક્ષસરાજ રાવણે યુધ્ધમાં જવાને તૈયાર થયેલા પોતાની સામેજ બેઠેલા અક્ષયકુમાર પર દ્દષ્ટિપાત કર્યો.



स तस्य दृष्ट्यर्पणसंप्रचोदितः
समुत्पपाताथ हविषेव पावकः ।
बलैः समेतैः स हि तोरणस्थितं
समर्थमासीनमुपागमत्कपिम् ॥ २ ॥

જેમ અગ્નિમાં હવિ હોમવાથી અગ્નિ-જ્વાળા એકદમ ઊંચી ઊઠે તેમ રાવણની દષ્ટિ પડતા માત્રથી પ્રેરાઇને અક્ષયકુમાર ઊઠીને ઊભો થઇ ગયો તે પોતાનાં સૈન્યને સાથે લઇને અક્ષયકુમાર તોરણદ્વાર નજીક બેઠેલા અતિ સામર્થ્યવાન હનુમાનજીની સમીપ આવી પહોંચ્યો.

सजातमन्युः प्रसमीक्ष्य विक्रमम्
स्थिरं स्थितः संयति दुर्निवारणम् ।
समाहितात्मा हनुमन्तमाहवे
प्रचोदयामास शरैस्त्रिभिः शितैः ॥ ३ ॥

હનુમાને કરેલા રાક્ષસોના વિધ્વંસ વગેરેનો વિચાર કરીને, યુદ્ધ કરવાને ઉદ્યત અને દુર્જેય હનુમાનને યુદ્ધ માટે લલકારીને અક્ષયકુમારે પોતાના મનને દઢ કરીને ધારવાળાં ત્રણ બાણો વડે મારો ચલાવ્યો.

ततः स बाणासनचित्रकार्मुकः
शरप्रवर्षो युधि राक्षसाम्बुदः ।
शरान्मुमोचाशु हरीश्वराचले
बलाहको वृष्टिमिवा चलोत्तमे ॥ ४ ॥

તત્પશ્ચાત્ જેવી રીતે મેઘ પર્વતો પર જળની વૃષ્ટિ કરતા હોય છે તેવી રીતે તે યુદ્ધમાં અક્ષકુમાર રૂપી વાદળું હનુમાન રૂપી પર્વત પર પોતાના અદ્દભુત ધનુષમાંથી બાણરૂપી જળનો વરસાદ વરસાવવા લાગ્યું.



ततः कपिस्तं रणचण्डविक्रमं
विवृद्धतेजोबलवीर्यसंयुतम् ।
कुमारमक्षं प्रसमीक्ष्य संयुगे
ननाद हर्षाद् घनतुल्यनिःस्वनः ॥ ५ ॥

સંગ્રામમાં પ્રચંડ પરાક્રમી, મહાતેજસ્વી, બળ અને પરાક્રમથી યુક્ત અક્ષયકુમારને દેખી પ્રસન્ન થયેલા હનુમાનજી વાદળાની જેમ ગર્જના કરવા લાગ્યા.

ततः शरैर्भिन्नभुजान्तरः कपिः
कुमारवीर्येण महात्मना नदन् ।
महाभुजः कर्मविशेषतत्त्ववित्
विचिन्तयामास रणे पराक्रमम् ॥ ६ ॥

એવામાં મહાત્મા વીર અક્ષયકુમારે હનુમાનની છાતીમાં અનેક બાણ મારી તેનાં વક્ષઃ સ્થળને ક્ષત-વિક્ષત કરી દીધું. આથી કાર્યકુશળ મહાબાહુ હનુમાનજી (ગર્જના કરીને) અક્ષયકુમારનાં યુદ્ધમાં પરાક્રમ વિશે વિચાર કરવા લાગ્યા.

न खल्वयं नाभिभवेदुपेक्षितः
पराक्रमो ह्यस्य रणे विवर्धते ।
प्रमापणं त्वेव ममास्य रोचते
न वर्धमानोऽग्निरुपेक्षितुं क्षमः ॥ ७ ॥

યુદ્ધમાં આનું જેવું પરાક્રમ ઉત્તરોત્તર વધતુ જ જાય છે, તે જોતાં હવે જો હું તેની ઉપેક્ષા કરીશ તો એ નિશ્ચિતરૂપે મને પરાજિત કરી દેશે. એટલે હવે આનો વધ કરવો જ શ્રેયસ્કર છે, કેમકે આગળ વધતી આગની ઉપેક્ષા કરવી ઉચિત નથી.



स मारुतिर्मारुतवेगवांस्तदा
करेण जग्राह च पादयोर्दृढम् ।
स तं समाविध्य सहस्रशः कपिः
मुमोच वेगात् युधि वानरोत्तम् ॥ ८ ॥

ત્યારે પવનતુલ્ય પરાક્રમી પવનસુતે યુદ્ધ કરી રહેલા અક્ષયકુમારના બંને પગને દઢતાની પકડી તેને અનેક વાર ઘુમાવીને યુદ્ધભૂમિ પર પછાડ્યો.

स भग्नबाहूरुकटिशिरोधरः
क्षरन्नसृङ् निर्मथितास्थिलोचनः ।
प्रभिन्नसन्धिः प्रविकीर्णबन्धनो
हतः क्षितौ वायुसुतेन राक्षसः ॥ ९ ॥

જેની ભુજાઓ, જાંઘ, કમ્મર, માથું અને અધર = હોઠના ચૂરેચૂરા થઇ ગયા હતા, જેનાં હાડકાં ભાંગી ગયાં હતાં, લોચનો (ના ડોળા) બહાર નીકળેલ હતા, જેનાં સાંધાઓનાં બંધન ઢીલાં પડી ગયાં હતાં, જેનાં આખાયે શરીરમાંથી લોહીનો પ્રવાહ વહ્યા કરતો હતો એવો રાક્ષસ અક્ષયકુમાર હનુમાન વડે હણાઇને ભૂમિ પર પડી ગયો.

## ૩૨ (બત્રીસમો) સર્ગ ઈન્દ્રજિતને આદેશ

ततस्तु रक्षोधिपतिर्महात्मा
हनूमताक्षे निहते कुमारे ।
मनः समाधाय तदेन्द्रकल्पं
समादिदेशेन्द्रजितं स रोषात् ॥ १ ॥



હનુમાન વડે અક્ષયકુમાર માર્યો ગયો તેથી રાક્ષસરાજ રાવણે ધીરજ ધારણ કરી, ક્રોધના આવેશમાં ઈન્દ્ર સમાન પરાક્રમી ઈન્દ્રજિત = મેઘનાદને યુદ્ધમાં જવાનો આદેશ આપ્યો.

ततः पितुस्तद्वचनं निशम्य
प्रदक्षिणं दक्षसुतप्रभावः ।
चकार भर्तारमतित्वरेण
रणाय वीरः प्रतिपन्नबुद्धिः ॥ २ ॥

પિતાનો આદેશ માથે ચડાવી દેવો તુલ્ય પ્રભાવવાળો વીર મેઘનાદ રાવણની પ્રદક્ષિણા કરી, યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને અતિ શીઘ્રતા પૂર્વક ત્યાંથી ચાલી નીકળ્યો.

ततस्तैः स्वगणैरिष्टैरिन्द्रजित्प्रतिपूजितः ।
युद्धोद्धतः कृतोत्साहः संग्रामं प्रत्यपद्यत ॥ ३ ॥

ઈન્દ્રજિત પોતાના ઈષ્ટમિત્રો દ્વારા સન્માનિત અને યુદ્ધ માટે ઉત્સાહવાળો થઇને યુદ્ધ ભૂમિમાં પહોંચી ગયો.

आयान्तं सरथं दृष्ट्वा तूर्णमिन्द्रजितं कपिः ।
विननाद महानादं व्यवर्धत च वेगवान् ॥ ४ ॥

રથમાં બેસીને બહુ ઝડપથી પોતાની કોર આવતા ઈન્દ્રજિતને જોઇને વેગવાન્ હનુમાનજી પણ ભયંકર ગર્જના કરતા આગળ વધ્યા.

तावुभौ वेगसम्पन्नौ रणकर्मविशारदौ ।
सर्वभूतमनोग्राहि चक्रतुर्युद्धमुत्तमम् ॥ ५ ॥

હનુમાન અને ઈન્દ્રજિત બંને જણા વેગ સંપન્ન અને રણકર્મમાં કુશળ હતા. તેથી તેઓ બન્ને બધા પ્રાણીઓનું મનમાન્યું યુદ્ધ કરવા લાગ્યા.



हनुमतो वेद न राक्षसोऽन्तरं
न मारुतिस्तस्य महात्मनोऽन्तरम् ।
परस्परं निर्विषहौ बभूवतुः
समेत्य तौ देवसमानविक्रमौ ॥ ६ ॥

યુદ્ધ કરતી વેળાએ ન તો હનુમાનજીને મેઘનાદમાં કયાંય કોઇ છિદ્ર (ખામી, ત્રુટિ) જોવા મળી અને ન મેઘનાદને હનુમાનમાં કયાંય કોઇ નબળી કડી જોવા મળી. તેઓ બન્ને દેવતાઓ સમાન સમપરાક્રમી હતા. આથી તેઓ બંને એકબીજાનાં પરાક્રમનો સામનો ધીરજપૂર્વક કરતા રહ્યા.

ततस्तु लक्ष्ये स विहन्यमाने
शरेष्वमोघेषु च संपतत्सु ।
जगाम चिन्तां महतीं महात्मा
समाधिसंयोगसमाहितात्मा ॥ ७ ॥

જ્યારે મેઘનાદ અનેક અમોઘ (કદી વ્યર્થ ન જનારા) બાણો ફેંકીને પણ હનુમાનને વીંધી ન શકયો, ત્યારે સમાધિ-યોગનો અભ્યાસ કરનારા સાધકની પેઠે એકાગ્રચિત્ત થઇ તે વિચારવા લાગ્યો.

अवध्योऽयमिति ज्ञात्वा तमस्त्रेणास्त्रतत्त्ववित् ।
निजग्राह महाबाहुर्मारुतात्मजमिन्द्रजित् ॥ ८ ॥

આ અસ્ત્રો વડે અવધ્ય છે, એવું જાણીને અસ્ત્રવિદ્યાના મર્મને જાણનાર મેઘનાદે પવનપુત્ર મહાબાહુ હનુમાનને બ્રહ્માસ્ત્રથી બાંધીને જીવતા જ પકડી લીધા.

तेन बद्धस्ततोऽस्त्रेण राक्षसेन स वानरः ।

अभवन्निर्विचेष्टश्च पपात च महीतले ॥ ९ ॥

ત્યારે રાક્ષસ ઇન્દ્રજિત વડે બ્રહ્માસ્ત્રથી બંધાઇ ગયેલા હનુમાનજી નિશ્ચેષ્ટ થઇને જમીન પર પડી ગયા.

ततस्तं राक्षसा दृष्ट्वा निर्विचेष्टमरिन्दमम् ।
बबन्धुः शणवल्कैश्च द्रुमचीरैश्च संहतैः ॥ १० ॥

શત્રુવિનાશક હનુમાનજીને નિશ્ચેષ્ટ પડેલા જોઇને રાક્ષસ લોકો એને શણ, વલ્કલ અને ઝાડની છાલમાંથી બનાવેલા દોરી-દોરડાંથી ખૂબ ખેંચી સખત બાંધવા લાગ્યા.

तं मत्तमिव मातङ्गं बद्धं कपिवरोत्तमम् ।
राक्षसा राक्षसेन्द्राय रावणाय न्यवेदयेन् ॥ ११ ॥

રાક્ષસ લોકોએ માતેલા હાથીની જેમ બંધાઇ ગયેલા હનુમાનજીને રાક્ષસરાજ રાવણ સમક્ષ ઉપસ્થિત કરી દીધા.

महति स्फाटिके चित्रे रत्नेसंयोगसंस्कृते ।
उत्तमास्तरणास्तीर्णे सूपविष्टं वरासने ॥ १२ ॥

રાવણ રત્નજડિત સ્ફટિક પત્થરના એક વિશાળ ઉત્તમ સિંહાસન ઉપર જ્યાં બહુમૂલ્ય આસનો બિછાવેલાં હતાં ત્યાં બિરાજી રહ્યો હતો.

अलङ्कृताभिरत्यर्थं प्रमदाभिः समन्ततः ।
वालव्यञ्जनहस्ताभिरारात्समुपसेवितम् ॥ १३ ॥

અનેક પ્રકારનાં આભૂષણોથી અલંકૃત સ્ત્રીઓ હાથમાં ચમર તથા વીંજણા લઇને તેની ચારેય બાજુએ ઊભી ઊભી સેવા કરી રહી હતી.



दुर्धरेण प्रहस्तेन महापार्श्वेन रक्षसा ।
मन्त्रिभिर्मन्त्रतत्त्वज्ञैर्निकुम्भेन च मन्त्रिणा ॥ १४ ॥

દુર્ધર, પ્રહસ્ત, મહાપાર્શ્વ અને નિકુંભ નામના ચાર પરામર્શ (સલાહ) આપવામાં નિપુણ, તત્ત્વવેત્તા મંત્રીઓ તેની પાસે જ હતા.

उपोपविष्टं रक्षोभिश्चतुर्भिर्बलदर्पितैः ।
कृत्स्नः परिवृतो लोकश्चतुर्भिरिव सागरैः ॥ १५ ॥

એ ચાર તત્ત્વજ્ઞ તથા બળના અભિમાની મંત્રીઓથી ઘેરાયેલો રાવણ ત્યાં બેઠો એવો તો શોભતો હતો જેમ ચાર મહાસાગરોથી ઘેરાયેલો આ પૃથ્વીલોક શોભે છે.

भ्राजमानं ततो दृष्ट्वा हनुमान्राक्षसेश्वरम् ।
मनसा चिन्तयामास तेजसा तस्य मोहितः ॥ १६ ॥

આ પ્રકારે અત્યંત તેજસ્વી અને સુશોભિત રાક્ષસરાજ રાવણને દેખી હનુમાનજી તેના પ્રતાપ અને પ્રભાવથી મુગ્ધ થઇને મનમાં વિચાર કરતા થઇ ગયા.

अहोरूपमहो धैर्यमहो सत्त्वमहो द्युतिः ।
अहो राक्षसराजस्य सर्वलक्षणयुक्तता ॥ १७ ॥

'અહો ! આ રાક્ષસરાજ રાવણનું રૂપ કેટલું સુંદર અને મનોહર છે. એમાં ધૈર્ય કેટલું બધું છે ! પરાક્રમ કેવું છે ? અહો, એની કાન્તિ પણ કમનીય છે. અહો ! અરે ! આ રાક્ષસરાજ તો સર્વ શુભ લક્ષણોથી સંપન્ન છે !'



यद्यधर्मो न बलवान्स्यादयं राक्षसेश्वरः ।
स्यादयं सुरलोकस्य सशक्रस्यापि रक्षिता ॥ १८ ॥

જો આ રાક્ષસરાજ રાવણમાં અધર્મની પ્રબળતા ન હોત (અર્થાત્ આ પાપાચારી ન હોત) તો આ રાજા ઇન્દ્ર અને ઇન્દ્રના સમસ્ત દેવલોક ઉપર શાસન કરત.

अस्य क्रूरैर्नृशंसैश्च कर्मभिर्लोककुत्सितैः ।
सर्वे बिभ्यति खल्वस्माल्लोकाः सामरदानवाः ॥ १९ ॥

'પરંતુ આના ક્રૂર, નિર્દય અને અન્ય લોકમાં નિંદિત કર્મોથી જ સમસ્ત દેવલોક અને દાનવસમાજ ભયભીત રહ્યા કરે છે.'

अयं ह्युत्सहते क्रुद्धः कर्तुमेकार्णवं जगत् ।
इति चिन्तां बहुविधामकरोन्मतिमान्कपिः ।
दृष्ट्वा राक्षसराजस्य प्रभावममितौजसः ॥ २० ॥

'ક્રોધના આવેશમાં આ રાક્ષસરાજ સમસ્ત સંસારનું સમુદ્રમાં રૂપાંતર કરી શકે છે. મહામતિ હનુમાનજી અત્યંત પરાક્રમી રાવણના તેજ અને પ્રભાવ દેખી આ પ્રકારની વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા.'



## ૩૩ (તેત્રીસમો) સર્ગ પ્રહસ્ત દ્વારા હનુમાનની પૂછપરછ તથા રાવણને હનુમાનજીનો ઉપદેશ

तमुद्वीक्ष्य महाबाहुः पिङ्गाक्षं पुरतः स्थितम् ।
रोषेण महताविष्टो रावणो लोकरावणः ॥ १ ॥

સંસાર ને રડાવનારો, દીર્ઘબાહુ અને અતિકોપિત તે રાવણ પિંગળી આંખોવાળા હનુમાનને પોતાની સમક્ષ ઊભેલા જોઇને-

स राजा रोषताम्राक्षः प्रहस्तं मन्त्रिसत्तमम् ।
कालयुक्तमुवाचेदं वचो विपुलमर्थवत् ॥ २ ॥

ક્રોધથી રાતી આંખોવાળો તે રાક્ષસરાજા રાવણ પોતાના મુખ્યમંત્રી પ્રહસ્તને પ્રસંગોચિત અને વિપુલ અર્થયુકત (સાર ગર્ભિત) આ ગંભીર વચન બોલ્યો,

दुरात्मा पृच्छयतामेष कुतः किं वास्य कारणम् ।
वनभङ्गे च कोऽस्यार्थो राक्षसानां च तर्जने ॥ ३ ॥

'આ દુષ્ટને પૂછો કે તે કયાંથી આવેલો છે ? કેમ આવ્યો છે ? અશોક વાટિકાને નષ્ટભ્રષ્ટ કરવામાં અને રાક્ષસોને ડરાવવા-ધમકાવવામાં તેનું શું પ્રયોજન છે ?'

मत्पुरीमप्रधृष्यां वाऽऽगमने किं प्रयोजनम् ।
अयोधने वा किं कार्यं पृच्छयतामेष दुर्मतिः ॥ ४ ॥

'આ દુર્બુદ્ધિને એમ પણ પૂછો કે મારી દુર્ગમ્ય લંકાપુરીમાં આવવાનું તારે શું કામ હતું ? વળી અહીં આવીને અમારા સેવકો સાથે યુદ્ધ કરવા પાછળ તારો શું ઉદ્દેશ છે ?'



**ટિપ્પણી :** ✱ *હિંદી સાહિત્યના સુપ્રસિદ્ધ કવિ આચાર્ય કેશવે પોતાની 'રામચંદ્રિકા'માં રાવણ અને હનુમાનના વાર્તાલાપનું નિમ્ન શબ્દોમાં ચિત્રણ કરેલું છે.*

*रे कपि कौन तू ? अच्छ को*
*घातक दूत बली रघुनन्दन जू को ।*
*को रघुनन्दन रे ? त्रिसिरा*
*खरदूषन-दूषन भूषण भू को ॥*
*सागर कैसे तर्यो ? जस गोपद*
*काज कहा ? सिय चोरहि देखो ।*
*कैसे बंधायो ? जु सुन्दरि तेरी*
*छुई दृग सोवत पातक लेखो ॥*

रावणस्य वचः श्रुत्वा प्रहस्तो वाक्यमब्रवीत् ।
समाश्वसिहि भद्रं ते न भीः कार्या त्वया कपे ॥ ५ ॥

રાવણનાં વચનો સાંભળી પ્રહસ્તે હનુમાનને કહ્યું, 'હે વાનર ! તમારું કલ્યાણ થાઓ. ઉદ્વેગ ન કરજો, ધીરજ ધારણ કરો, વિશ્વાસ રાખો અને ડરો નહિ.'

तत्त्वतः कथयस्वाद्य ततो वानर मोक्ष्यसे ।
अनृतं वदतश्चापि दुर्लभं तव जीवितम् ॥ ६ ॥

'હે વાનર ! તમે બધી વાત વિગતવાર સાચે સાચી બતાવી દેશો તો તમને આજે જ છૂટા કરી દઇશું, પણ જો જૂઠું બોલશો તો તમારે જીવવું દુર્લભ થઇ પડશે.'



एवमुक्तो हरिवरस्तदा रक्षोगणेश्वरम् ।
दूतोऽहमिति विज्ञेयो राघवस्यामितौजसः ॥ ७ ॥

રાક્ષસરાજ રાવણના મંત્રી પ્રહસ્તે આવું પૂછ્યું તેથી કપિશ્રેષ્ઠ હનુમાને કહ્યું, 'તમે મને અમિત પરાક્રમી શ્રીરામનો દૂત સમજો.'

अहं सुग्रीवसंदेशादिह प्राप्तस्तवालयम् ।
राक्षसेन्द्र हरीशस्त्वां भ्राता कुशलमब्रवीत् ॥ ८ ॥

(પ્રહસ્તને આટલું કહ્યા પછી રાવણને કહેવાનો આરંભ કર્યો કે), 'હે રાક્ષસરાજ ! હું સમ્રાટ સુગ્રીવના આદેશથી આપની પાસે આવ્યો છું, આપના બંધુ રાજા સુગ્રીવે આપની કુશળતા પૂછેલી છે.'

अहं तु हनुमान्नाम मारुतस्यौरसः सुतः ।
सीतायास्तु कृते तूर्णं शतयोजनमायतम् ॥ ९ ॥
समुद्रं लङ्घयित्वैव तां दिदृक्षुरिहागतः ।
भ्रमता च मया दृष्टा गृहे ते जनकात्मजा ॥ १० ॥

'હું પવનદેવનો ઔરસ પુત્ર છું. મારું નામ હનુમાન છે સીતાની શોધ કરતો કરતો વેગથી સો યોજન લાંબા સમુદ્રને ઓળંગીને હું તેમનાં દર્શન માટે અહીં આવ્યો છું. આ નગરીમાં ઘૂમતાં-ફરતાં મેં તમારા ગૃહમાં સીતાને દેખ્યાં છે.'

तद्भवान्दृष्टधर्मार्थस्तपः कृतपरिग्रहः ।
परदारान्महाप्राज्ञ नोपरोद्धुं त्वमर्हसि ॥ ११ ॥

'હે મહાપ્રાજ્ઞ ! આપ ધર્મ અને અર્થને સારી પેઠે જાણો છો તથા તપના પ્રભાવથી આપે આ સંપૂર્ણ ઐશ્વર્યનું સંપાદન કરેલું છે. એથી આપ જેવી વ્યક્તિને માટે પારકી સ્ત્રીને પોતાનાં ઘરમાં કેદ રાખવી ઉચિત નથી.'



न हि धर्मविरुद्धेषु बह्वपायेषु कर्मसु ।
मूलघातिषु सज्जन्ते बुद्धिमन्तो भवद्विधाः ॥ १२ ॥

'આપના જેવા બુદ્ધિમાન પુરુષે ધર્મ-વિરુદ્ધ, અનર્થકારી તથા સમૂળગો નાશ કરનારાં કાર્યોમાં પ્રવૃત્ત થવું ન જોઇએ.'

कश्च लक्ष्मणमुक्तानां रामकोपानुवर्तिनाम् ।
शराणामग्रतः स्थातुं शक्तो देवासुरेष्वपि ॥ १३ ॥

'રામના ક્રોધનું અનુસરણ કરનારા લક્ષ્મણ દ્વારા છોડેલાં બાણોની સામે ટકી રહેવાની શક્તિ નથી દેવોમાં કે નથી અસુરોમાં. (અર્થાત્ રામનાં બાણોની સામે દેવો અને રાક્ષસોમાંથી કોણ આગળ આવીને ઊભો રહેવાને શક્તિમાન છે ?)'

न चापि त्रिषु लोकेषु राजन्विद्यते कश्चन ।
राघवस्य व्यलीकं यः कृत्वा सुखमवाप्नुयात् ॥ १४ ॥

'હે રાજા ! ત્રણેય લોકમાં એવો કોઇ પણ પુરુષ નથી જે શ્રીરામનો અપરાધ કરીને સુખપૂર્વક રહી શકે.'

तत्त्रिकालहितं वाक्यं धर्म्यमर्थानुबन्धि च ।
मन्यस्व नरदेवाय जानकी प्रतिदीयताम् ॥ १५ ॥

'હે રાવણ ! મેં જે કંઇ કહેલું છે, તે ત્રણેય કાળમાં હિત કરનારું તથા ધર્મ અને અર્થ માટે અનુકૂળ કહેલું છે. આથી આપ મારી વાત માની જાઓ અને સીતાજી નરકેસરી શ્રીરામને પરત કરી દો.'

दृष्टा हीयं मया देवी लब्धं यदिह दुर्लभम् ।
उत्तरं कर्म यच्छेषं निमित्तं तत्र राघवः ॥ १६ ॥



'મારા જેવા માણસ માટે જેનું દર્શન બહુ દુર્લભ છે, તેવાં દેવી જાનકીજીને મેં અહીંયા દેખી લીધાં છે. આનાથી પછી આગળનું જે કર્તવ્ય છે તે શ્રીરામ પર નિર્ભર છે.' (હવે પછી શું કર્તવ્ય મારે કરવાનું છે તે શ્રીરામ બતાવશે.)

लक्षितेयं मया सीता तथा शोकपरायणा ।
गृह्य वां नाभिजानासि पञ्चास्यामिव पन्नगीम् ॥ १७ ॥

'મેં તમારા ઘરમાં સીતાજીને શોકપરાયણ જોયાં છે, તમે એમ નહિ સમજતા કે સીતાજી તમારે વશ થઇ ગયાં છે. પરંતુ પાંચ ફેણ વાળી નાગણનાં જેવી તેને તમે તમારો કાળ જ સમજજો.'

नेयं जरयितुं शक्या सा सुरैरमरैरपि ।
विषसंस्पृष्टमत्यर्थं भुक्तमन्नमिवौजसा ॥ १८ ॥

'જેવી રીતે વિષયુકત અન્નને તીવ્ર જઠરાગ્નિના બળથી પણ પચાવી નથી શકાતું તેવી રીતે આ સીતા દેવો અને દાનવો કોઇનાથી પણ જીરવી શકાતી નથી.

यां सीतेत्यभिजानासि येयं तिष्ठति ते वशे ।
कालरात्रीति तां विद्धि सर्वलङ्काविनाशिनीम् ॥ १९ ॥

'હે રાવણ ! જે સીતાને તમે તમારા આવાસમાં કેદ કરી રાખેલ છે, તેને તમે સમજો છો કે તે તમારા વશમાં છે! નહિ, નહિ, તેને તમે આખી લંકાપુરીનો નાશ કરનારી કાળરાત્રિ જાણજો.'

सीतायास्तेजसा दग्धां रामकोपप्रपीडिताम् ।
दह्यमानामिमां पश्य पुरीं साट्टप्रतोलिकाम् ॥ २० ॥

'હે રાવણ ! તમે સીતાના તેજથી બળેલી અને શ્રીરામનો કોપથી પીડાયેલી આ લંકાને અટારીઓવાળા મહેલો સહિત ભસ્મીભૂત થતી દેખશો.'



स्वानि मित्राणी मन्त्रींश्च ज्ञातीन्भ्रातृन्सुतान्हितान् ।
भोगान् दारान् लङ्कां च मा विनाशमुपानय ॥ २१ ॥

'હે રાવણ ! હજી પણ સમય છે, ચેતો, તમે તમારા મિત્રો, મંત્રીઓ, સગાં-સંબંધીઓ, ભાઇઓ, પુત્રો, હિતૈષીજનો, ભોગવિલાસની સાધન-સામગ્રી, તમારી સ્ત્રીઓ અને સમસ્ત લંકાપુરીનો નાશ ન નોતરો.'

## ૩૪ (ચોત્રીસમો) સર્ગ હનુમાનના વધનો આદેશ

तस्य तद्वचनं श्रुत्वा वानरस्य महात्मनः ।
आज्ञापयत्तस्य वधं रावणः क्रोधमूर्छितः ॥ १ ॥

મહાત્મા હનુમાનની આ વાતો સાંભળી ક્રોધથી અંધ થયેલા રાવણે તેનો વધ કરવાની આજ્ઞા આપી.

वधे तस्य समाज्ञप्ते रावणेन दुरात्मना ।
निवेदितवतो दौत्यं नानुमेने विभीषणः ॥ २ ॥

જ્યારે દુરાત્મા રાવણે હનુમાનનો વધ કરવાની આજ્ઞા આપી ત્યારે પોતે પોતાને દૂત કહેવડાવનાર હનુમાનના વધને વિભીષણે અનુમોદન આપ્યું નહિ.

निश्चितार्थस्ततः साम्ना पूज्यं शत्रुजिदग्रजम् ।
उवाच हितमत्यर्थं वाक्यं वाक्यविशारदः ॥ ३ ॥

શત્રુઓને જીતનારા, વાણી-વિશારદ વિભીષણ કર્તવ્ય-અકર્તવ્યનો નિર્ણય કરી, મોટા ભાઇ રાવણનું સન્માન કરીને સામ-નીતિ અનુસાર આ હિતકર વચન બોલ્યા,



क्षमस्व रोषं त्यज राक्षसेन्द्र
प्रसीद मद्वाक्यमिदं शृणुष्व ।
वधं न कुर्वन्ति परावरज्ञा
दूतस्य सन्तो वसुधाधिपेन्द्राः ॥ ४ ॥

'હે રાક્ષસેન્દ્ર ! ક્રોધનો ત્યાગ કરી, ક્ષમા ધારણ કરો. આપ પ્રસન્નચિત્તે મારી આ વાત સાંભળો. હે રાજા ! આગળ-પાછળનો વિચાર કરનારા રાજાઓ કદાપિ દૂતનો વધ કરતા નથી.

राजधर्मविरुद्धं लोकवृतेश्च गर्हितम् ।
तव चासदृशं वीर कपेरस्य प्रमापणम् ॥ ५ ॥

'હે વીર ! આ વાનરને પ્રાણદંડ દેવો તે રાજધર્મથી વિરુદ્ધ અને લોકાચારથી નિન્દિત છે. આ કાર્ય આપના જેવા વીર પુરુષને અનુરૂપ પણ નથી.

***ટિપ્પણી :*** ✱ *નીતિ-શાસ્ત્ર અનુસાર*

*उद्यतेष्वपि शस्त्रेषु बन्धुवर्गवधेष्वपि ।*
*परुषाण्यपि जल्पन्तो वध्या दूता न भूभुजा ॥*

*માથા પર શસ્ત્રો ઉગામેલાં હોય, સમસ્ત બંધુવર્ગનો નાશ થઈ ગયો હોય અને અત્યંત કડવાં વચનો કહેતો હોય તો પણ રાજાએ દૂતને મારવો જોઈએ નહિ.*

तस्मात्प्रसीद शत्रुध्न राक्षसेन्द्र दुरासद ।
युक्तायुक्तं विनिश्चित्य दूते दण्डो विधीयताम् ॥ ६ ॥



'હે શત્રુસંહારક ! અજેય રાક્ષસેન્દ્ર ! આપ પ્રસન્ન થઈ જાઓ. પહેલાં આપ ઉચિત-અનુચિતનો વિચાર કરો પછી દૂતને દંડ ફરમાવો.'

विभीषणवचः श्रुत्वा रावणो राक्षसेश्वरः ।
रोषेण महताविष्टा वाक्यमुत्तरमब्रवीत् ॥ ७ ॥

વિભીષણની આ વાતો સાંભળી રાક્ષસરાજ રાવણ પુનઃ વધારે ને વધારે કોપાયમાન થયો અને એની વાતોનો ઉત્તર આપતો બોલ્યો.

न पापानां वधे पापं विद्यते शत्रुसूदनं ।
तस्मादेनं वधिष्यामि वानरं पापकारिणम् ॥ ८ ॥

'હે શત્રુનાશક ! પાપીને મારવાથી પાપ નથી લાગતું. એટલે હું આ પાપકર્મ કરનારા વાનરને પ્રાણદંડ અવશ્ય આપીશ.'

अधर्ममूलं बहुदोषयुक्तं
अनार्यजुष्टं वचनं निशम्य ।
उवाच वाक्यं परमार्थतत्त्वं
विभीषणो बुद्धिमतां वरिष्ठः ॥ ९ ॥

બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ વિભીષણ, રાવણની અધર્મ-મૂલક, અનેક દોષયુકત, અનાર્યજનોને ઉચિત વાતો સાંભળીને પરમાર્થ-તત્ત્વ યુકત આ વચન બોલ્યા.

प्रसीद लङ्केश्वर राक्षसेन्द्र
धर्मार्थयुक्तं वचनं शृणुष्व ।



दूतानवध्यान्समयेषु राजन्
सर्वेषु सर्वत्र वदन्ति सन्तः ॥ १० ॥

'હે લંકેશ્વર ! હે રાક્ષસેન્દ્ર !આપ પ્રસન્ન થાઓ અને ધર્મ તથા અર્થયુકત મારાં વચનો સાંભળો. 'દૂત સર્વદા અને સર્વત્ર અવધ્ય છે.' એવો સત્પુરુષોનો નિર્ણય છે.'

असंशयं शत्रुरयं प्रवृद्धः
कृतं ह्यनेनाप्रियमप्रमेयम् ।
न दूतवध्यां प्रवदन्ति सन्तो
दूतस्य दृष्टा बहवो हि दण्डाः ॥ ११ ॥

'આ બહુ જ મોટો શત્રુ છે એમાં કશી જ શંકા નથી. તેણે અપરાધ પણ મોટો કરેલો છે; તો પણ સજ્જન પુરુષોના મત અનુસાર દૂતનો વધ ઉચિત નથી જ. પ્રાણદંડ સિવાય પણ દૂતોને માટે બીજા ઘણા જ દંડો હોય છે.'

वैरूप्यमङ्गेषु कशाभिघातो
मौण्ड्यं तथा लक्षणसन्निपातः ।
एतान्हि दूते प्रवदन्ति दण्डान्
वधस्तु दूतस्य न नः श्रुतोऽस्ति ॥ १२ ॥

'કોઇ અંગનો ભંગ કરી (કુરૂપ કરી દેવું), કોરડા મારવા, માથું મુંડી નાંખવું, તપાવેલા લોખંડથી દૂતનાં શરીરે કોઇ નિશાન અંકાવવું, વિધાન પ્રમાણે દૂતો માટે આ બધા દંડ માનેલા છે. દૂતોને માટે પ્રાણદંડ મેં આજ સુધી નથી સાંભળ્યો.

साधुर्वा यदि वाऽसाधुः परैरेष समर्पितः ।
ब्रुवन् परार्थं परवान्न दूतो वधमर्हति ॥ १३ ॥



'આ સજ્જન છે કે દુષ્ટ છે, એ પ્રશ્ન જ નથી; પ્રશ્ન તો એ છે કે તેને બીજા કોઇએ મોકલ્યો છે, આ પારકાનો છે અને પારકાનો સંદેશ જ કહે છે. એટલે આ પરાધીન દૂતનો વધ કરવો ઉચિત નથી જ.'

## ૩૫ (પાંત્રીસમો) સર્ગ લંકાદહન

तस्य तद्वचनं श्रुत्वा दशग्रीवो महात्मनः ।
देशकालहितं वाक्यं भ्रातुरुत्तरमब्रवीत् ॥ १ ॥

મહાત્મા વિભીષણનાં દેશ-કાળને અનુરૂપ અને હિતકારી વચનો સાંભળીને દશગ્રીવ રાવણ બોલ્યો.

सम्यगुक्तं हि भवता दूतवध्या विगर्हिता ।
अवश्यं तु वधादन्यः क्रियतामस्य निग्रहः ॥ २ ॥

'આપે કહ્યું તે ઉચિત જ છે. સાચે સાચ દૂતનો વધ કરવો તે નિંદનીય કર્મ છે. પરંતુ પ્રાણદંડ સિવાય આને બીજો કોઇ દંડ તો દેવો જ જોઇએ.'

कपीनां किल लाङ्गूलमिष्टं भवति भूषणम् ।
तदस्य दीप्यतां शीघ्रं तेन दग्धेन गच्छतु ॥ ३ ॥

'વાનર-જાતિના લોકો માટે એમનું લાંગૂલ તેમનું મનગમતું આભૂષણ ખરેખર ઉત્તમ * છે, તેથી તેનાં લાંગૂલને જ સળગાવી દો. તે અહીંથી જ્યારે જાય ત્યારે તેનાં બળેલાં લાંગૂલને સાથે જ લેતો જાય.'

**ટિપ્પણી :** * *ઘણા ખરા ટીકાકારોએ લાંગૂલનો અર્થ 'પૂંછડું' કરેલો છે. પરંતુ એવો અર્થ ઠીક નથી. જ્યારે કિષ્કિંધાકાંડમાં ૨-૨૮/૨૯ માં હનુમાનને વેદાદિ શાસ્ત્રો અને વ્યાકરણનો વિદ્વાન કહેલો છે, ત્યારે તેને પૂંછડાંવાળો વાંદરો કહેવો મૂર્ખતા છે. વાલી, સુગ્રીવ, અંગદ વગેરે બધા જ મનુષ્યો હતા; તેમના*



*માટે 'આર્ય' વિશેષણનો પ્રયોગ જ્યાં-ત્યાં થયેલો છે. તારાને મંત્રવિત્ (વેદમંત્રોની વિદૂષી) કહેલી છે.*

*એક વાત બહુ જ વિચિત્ર છે કે આ 'પૂંછડી' કેવળ પુરુષોને જ હોવાનું લખાયું છે. તારા, રુમા વગેરે વાનર સ્ત્રીઓને માટે કયાંય 'પૂંછડી'નો ઉલ્લેખ નથી. શું કદાપિ કયાંય એવાં વાંદરા પણ હોય છે, કે વાંદરાને 'પૂંછડું' હોય અને વાંદરીઓને 'પૂંછડી' જ ન હોય !'*

*'લાંગૂલ' વાનર-જાતિનું રાષ્ટ્રીય-ચિહ્ન (Totem = ટોટેમ) હતું. એને આ લોકો ઘણી જ શ્રદ્ધા અને બહુ જ આદરની દષ્ટિથી દેખતા હતા. તથા તેના અપમાનને સમસ્ત જાતિનું અપમાન સમજતા હતા. રાવણે એથી એમના રાષ્ટ્રીય ચિહ્નને જ બાળી મૂકવાનો આદેશ આપ્યો હતો.*

*જેવી રીતે આજકાલ પણ ગોવાળો પોતાની પાઘડીમાં મોર પીંછું રાખે છે પરંતુ તે તેમનાં શરીરનું અંગ નથી હોતું. તેજ રીતે વાનર જાતિના લોકો (પોતાની જ્ઞાતિના રિવાજ પ્રમાણે) પૂંછડા સરખી કોઇ વસ્તુ લગાડી રાખતા હતા. એ એનાં શરીરનું અંગ ન હતું.*

*આ વિષયમાં અધિક માહિતી માટે અમારું 'મર્યાદા પુરુષોત્તમ રામ' વાંચજો.*

*(દ્વિજોના યજ્ઞોપવીત-સૂત્રની જેમ તે કમ્મરે બાંધવાનું મુંજ-મેખલા જેવું હશે - ન્હાનું ટાંક)*

आज्ञापयद्राक्षसेन्द्रः पुरं सर्वं सचत्वरम् ।
लाङ्गूलेन प्रदीप्तेन रक्षोभिः परिणीयताम् ॥ ४ ॥

આથી રાક્ષસરાજ રાવણે આજ્ઞા કરી કે, રાક્ષસ લોકો આના લાંગૂલને આગ લગાડીને તેને ચોરે ને ચૌટે તથા નગરમાં સર્વત્ર ફેરવો.'



तस्य तद्वचनं श्रुत्वा राक्षसाः कोपकर्कशाः ।
वेष्टयन्ति स्म लाङ्गूलं जीर्णैः कर्पासकैः पटैः ॥ ५ ॥

રાવણે આજ્ઞા કરી તેથી કર્કશ સ્વભાવના રાક્ષસો ક્રોધ કરીને તેના લાંગૂલ પર જૂનાં પાનાં સૂતરાઉ કપડાં લપેટવા લાગ્યા.

तैलेन परिषिच्याथ तेऽग्निं तत्रावपातयन् ।
निबद्धः कृतवान्वीरस्तत्कालसदृशीं मतिम् ॥ ६ ॥

જૂનાં ફાટેલાં કપડાં વીંટીને તથા તેલથી ભીંજવીને રાક્ષસોએ તે લાંગૂલમાં આગ લગાડી દીધી. જ્યારે આગ સળગી ઊઠી, ત્યારે પાશમાં બંધાયેલા હનુમાને તે સમયને અનુરૂપ એવો નિર્ધાર કર્યો કે.

रात्रौ न हि सुदृष्टा मे दुर्गकर्मविधानतः ।
अवश्यमेव द्रष्टव्या मया लङ्का निशाक्षये ॥ ७ ॥

'કિલ્લાની સુરક્ષાવ્યવસ્થાને લીધે રાતના વખતે લંકાને હું સારી પેઠે જોઇ શકયો નથી. એથી દિવસના સમયમાં આખીએ લંકાને મારી સારી રીતે જોઇ લેવી જોઇએ.'

ततस्ते संवृताकारं सत्त्ववन्तं महाकपिम् ।
परिगृह्य ययुर्हृष्टा राक्षसाः कपिकुञ्जरम् ॥ ८ ॥
शङ्खभेरीनिनादस्तं घोषयन्तः स्वकर्मभिः ।
राक्षसाः क्रूरकर्माणश्चारयन्ति स्म तां पुरीम् ॥ ९ ॥

એકબાજુ હનુમાનજી મનમાં આમ વિચારતા હતા; બીજી બાજુ તે ક્રૂરકર્મી રાક્ષસો ગૂઢ સ્વભાવવાળા, મહાબલી, વાનર શ્રેષ્ઠ હનુમાનને પકડી ખુશ થતાં થતાં શંખ, ભેરી વગેરે વાજિંત્રો દ્વારા તેમનાં કૃત્યોનો ઘોષણા કરતાં કરતાં તેમને તે નગરીમાં ફેરવવા લાગ્યા.



वीक्षमाणस्ततो लङ्कां कपिः कृतमनोरथः ।
वर्धमानसमुत्साहः कार्यशेषमचिन्तयत् ॥ १० ॥

લંકાનગરીને નીરખી રહેલા હનુમાનજીનો ઉત્સાહ મનોરથ સફળ થવાથી વધી રહ્યો હતો, તેથી તેઓ બાકી રહેલા કાર્યનો વિચાર કરવા લાગ્યા.

किन्नु खल्ववशिष्टं मे कर्तव्यमिह साम्प्रतम् ।
यदेषां रक्षसां भूयः सन्तापजननं भवेत् ॥ ११ ॥

તેઓ વિચારતા હતા કે 'આ નગરીમાં મારું કયું કાર્ય બાકી રહી ગયું છે, જે કરવાથી રાક્ષસોનો સંતાપ હજી વધારે વધી જાય. ?'

वनं तावत्प्रमथितं प्रकृष्टा राक्षसा हताः ।
बलैकदेशः क्षपितः शेषं दुर्गविनाशनम् ॥ १२ ॥

'મેં રાવણના પ્રમદાવન = અશોક વાટિકાનો વિદ્વંસ કરી નાખ્યો. વીણી કાઢેલા પરાક્રમી રાક્ષસોને મારી નાખ્યા. સેનાના એકભાગનો પણ મેં નાશ કર્યો. હવે તો કેવળ દુર્ગ (કિલ્લા)નો નાશ કરવાનું જ શેષ રહી ગયું છે.'

दुर्गे विनाशिते कर्म भवेत्सुखपरिश्रमम् ।
अल्पयत्नेन कार्येऽस्मिन्मम स्यात्सफलः श्रमः ॥ १३ ॥

'દુર્ગને નષ્ટ કરી દેવાથી મારો પરિશ્રમ સાર્થક થઇ જશે આ કામ થોડાક જ પરિશ્રમથી પૂરું થઇ જશે. મારે બહુ શ્રમ કરવો પણ નહિ પડે.'

ततः प्रदीप्तलाङ्गूलः सविद्युदिव तोयदः ।
भवनाग्रेषु लङ्काया विचचार महाकपिः ॥ १४ ॥



આવો નિશ્ચય કરીને વિદ્યુત યુક્ત મેઘ સમાન બળતા લાંગૂલને લઈ હનુમાન લંકાનાં ઉત્તમ ભવનો પર વિચરવા લાગ્યા.

गृहाद् गृहं राक्षसानामुद्यानानि च वानरः ।
वीक्षमाणो ह्यसन्त्रस्तः प्रासादांश्च चचार सः ॥ १५ ॥

રાક્ષસોનાં એક ઘરથી બીજાં ઘર ઉપર તથા જ્યાં ત્યાં ઉદ્યાનોને નિહાળતાં નિહાળતાં વીર હનુમાનજી નિર્ભય થઇને મહેલો ઉપર ભમવા લાગ્યા.

अवप्लुत्य महावेगः प्रहस्तस्य निवेशनम् ।
अग्निं तत्र स निक्षिप्य श्वसनेन समो बली ॥ १६ ॥

કૂદતા-ઠેકતા પવન સમાન બળવાન હનુમાનજી મંત્રીવર પ્રહસ્તના ભવન ઉપર ઝપાટાભેર ચડી ગયા અને તેમાં આગ લગાડી.

ततोऽन्यत्पुप्लुवे वेश्म महापार्श्वस्य वीर्यवान् ।
मुमोच हनुमानग्निं कालानलशिखोपमम् ॥ १७ ॥

તત્પશ્રાત્ મહાબળવાન હનુમાન મહાપાર્શ્વના ઘરમાં ઘૂસી ગયા અને તેમાં પ્રલયકાલીન અગ્નિ જેવી આગ લગાડી દીધી.

वज्रदंष्ट्रस्य च तथा पुप्लुवे स महाकपिः ।
शुकस्य च महातेजाः सारणस्य च श्रीमतः ॥ १८ ॥

પછી તેઓ વજ્રદંષ્ટ્રના ભવન પર કૂદી પડ્યા અને તેમાં પણ પ્રચંડ અગ્નિ ચેતાવી. તેમણે મહાતેજસ્વી શુક અને બુદ્ધિમાન સારણનાં ઘરો પણ સળગાવી મૂકયાં.



तथा चेन्द्रजितो वेश्म ददाह हरियूथपः ।
जम्बुमालेः सुमालेश्च ददाह भवनं ततः ॥ १९ ॥

ત્યારપછી, વાનર શ્રેષ્ઠ હનુમાને ઇન્દ્રજિતના નિવાસસ્થાનનું દહન કર્યું અને પછી જંબુમાલિ અને સુમાલિનાં ગૃહો પણ વિદગ્ધ કર્યાં.

वर्जयित्वा महातेजा विभीषणगृहं प्रति ।
क्रममाणः क्रमेणैव ददाह हरिपुङ्गवः ॥ २० ॥

મહાતેજસ્વી કપિશ્રેષ્ઠ હનુમાને કેવળ વિભીષણનું ઘર છોડી દીધું અને તે સિવાયનાં બધાં જ રાક્ષસભવનોને ફરી ફરીને બાળી મૂક્યાં.

तेषु तेषु महार्हेषु भवनेषु महायशाः ।
गृहेष्वृद्धिमतामृद्धिं ददाह स महाकपिः ॥ २१ ॥

મહાબળી અને યશસ્વી હનુમાને તે બધાં ધનવાનોનાં ભવનોમાં જે જે કિંમતી અન્ન, વસ્ત્રો, દ્રવ્ય, હીરા-મોતી વગેરે (વસ્તુ)સંપત્તિ હતાં, તે બધાંને જ ભસ્મીભૂત કરી દીધાં.

सर्वेषां समतिक्रम्य राक्षसेन्द्रस्य वीर्यवान ।
आससादाथ लक्ष्मीवान्रावणस्य निवेशनम् ॥ २२ ॥

પરાક્રમી હનુમાનજી બધાં ભવનોને સળગાવીને રાક્ષસરાજ રાવણના ગૃહ પર પહોંચી ગયા.

ततस्तस्मिन्गृहे मुख्ये प्रदीप्तमग्निमुत्सृज्य ।
ननाद हनुमान् वीरो युगान्तजलदो यथा ॥ २३ ॥



રાવણના એ મુખ્ય મહેલમાં સળગતી આગ ફેંકીને હનુમાનજીએ એટલા જોરથી ગર્જના કરી કે જાણે પ્રલયકાળે મેઘ ગર્જી ઊઠ્યા હોય !

हनुमता वेगवता वानरेण महात्मना ।
लङ्कापुरं प्रदग्धं तद्रुद्रेण त्रिपुरं यथा ॥ २४ ॥

આ પ્રકારે મહાબલી હનુમાને આખીયે લંકાને બાળીને એવી રીતે ભસ્મ કરી નાખી જેવી રીતે મહાદેવજીએ ત્રિપુરાસુરની ત્રણ નગરીને ભસ્મ કરી હતી.

भङ्क्त्वा वनं महातेजा हत्वा रक्षांसि संयुगे ।
दग्ध्वा लङ्कापुरीं रम्यां रराज स महाकपिः ॥ २५ ॥

અશોક વાટિકાને ઉજ્જડ કરી, યુદ્ધમાં રાક્ષસોને હણી અને રમણીય લંકાનગરીને બાળીને મહાતેજસ્વી હનુમાનજી અત્યંત શોભવા લાગ્યા.

## ૩૬ (છત્રીસમો) સર્ગ હનુમાનની આશંકા

संदीप्यमानां विध्वस्तां त्रस्तरक्षोगणां पुरीम् ।
अवेक्ष्य हनुमाँल्लङ्कां चिन्तयामास वानरः ॥ १ ॥

વિધ્વસ્ત લંકાનગરીને ભડકે બળતી જોઇને તથા રાક્ષસોને ત્રાસી ગયેલા નિહાળીને હનુમાનજીને બહુ ચિંતા થવા લાગી.

तस्याभूत्सुमहांस्त्रासः कुत्सा चात्मन्यजायत ।
लङ्कां प्रदहता कर्म किं स्वित्कृतमिदं मया ॥ २ ॥

તેમનાં મનમાં એક બહુ જ મોટો ભય પેદા થઈ ગયો. તેઓ મનમાં મનમાં પોતાની નિંદા કરવા લાગ્યા કે મેં આ લંકા પુરીને બાળીને આ શું મોટો અનર્થ કરી નાખ્યો ?



धन्यास्ते पुरुषश्रेष्ठा ये बुद्धया कोपमुत्थितम् ।
निरुन्धन्ति महात्मानो दीप्तमग्निमिवाम्भसा ॥ ३ ॥

જેવી રીતે જળ દ્વારા પ્રદીપ્ત અગ્નિને શાંત કરવામાં આવે છે, તેવી રીતે જે પુરુષશ્રેષ્ઠ આવેશ આવતાં જ ક્રોધને બુદ્ધિ દ્વારા શાન્ત કરી લે છે તેઓ ધન્ય છે.

क्रुद्धः पाप न कुर्यात्कः क्रुद्धो हन्याद्गुरूनपि ।
क्रुद्धः परुषया वाचा नरः साधूनधिक्षिपेत् ॥ ४ ॥

ક્રોધને વશ થયેલો મનુષ્ય કયું પાપ નથી કરતો ? ક્રોધના આવેગથી માણસ પોતાના ગુરુજનોને પણ મારી નાખે છે. ક્રોધી માનવ પોતાની કડવી વાણીથી સંતો-સજ્જનોનો પણ તિરસ્કાર કરી દે છે.

वाच्यावाच्यं प्रकुपितो न विजानाति कर्हिचित् ।
नाकार्यमस्ति क्रुद्धस्य नावाच्यं विद्यते क्वचित् ॥ ५ ॥

ક્રોધી મનુષ્યને એવો વિવેક નથી રહેતો કે શું બોલાય અને શું ન બોલાય. (પોતે શું બોલે છે, તેનું ભાન ક્રોધી મનુષ્યને ક્રોધ કરતી વેળાએ રહેતું નથી.) ક્રોધી માણસ માટે આમ ન બોલાય કે આમ ન કરાય એવું નિયમન રહેતું જ નથી.

यः समुत्पतितं क्रोधं क्षमयैव निरस्यति ।
यथोरगस्त्वचं जीर्णां स वै पुरुष उच्यते ॥ ६ ॥

જેવી રીતે સાપ પોતાની જૂની કાંચળી ઊતારી નાખે છે તેવી રીતે જે મનુષ્ય મનમાંથી ઊગતા ક્રોધના અંકુરને ક્ષમા વડે બહાર ફેંકી દે છે, તે જ માણસ ખરો પુરુષ કહેવાય છે.

धिगस्तु मां सुदुर्बुद्धिं निर्लज्जं पापकृत्तमम् ।
अचिन्तयित्वा तां सीतामग्निदं स्वामिघातकम् ॥ ७ ॥



વગર વિચાર્યે સીતાને આગમાં બાળી નાખનારા, સ્વામી-ઘાતક, પાપ-કરનારા, શરમ વિનાના મને દુષ્ટબુદ્ધિને ધિક્કાર છે.

किमग्नौ निपताम्यद्य आहोस्विद्वडवामुखे ।
शरीरमाहो सत्त्वानां दद्मि सागरवासिनाम् ॥ ८ ॥

'હવે હું શું કરું ? શું હવે હું અગ્નિમાં કૂદી પડું ? અથવા સમુદ્રના વડવાનલ (સંતપ્ત સમુદ્રની જલધારા)માં કૂદકો મારું ? અથવા સાગરમાં રહેવાવાળા જીવ જંતુઓનો આહાર બની જાઉં ?'

स तथा चिन्तयंस्तत्र देव्या धर्मपरिग्रहम् ।
शुश्राव हनुमान्वाक्यं चारणानां महात्मनाम् ॥ ९ ॥

જ્યારે હનુમાનજી આ પ્રમાણે ચિંતા કરી રહ્યા હતા ત્યારે તેમણે મહાત્મા ચારણોના આ પ્રકારના શબ્દો સાંભળ્યા.

अहो खलु कृतं कर्म दुष्करं हि हनूमता ।
अग्निं विसृजताऽभीक्ष्णं भीमं राक्षससद्मनि ॥ १० ॥

અહો ! હનુમાને આ કેવું દુષ્કર કર્મ કરી નાખ્યું કે સમસ્ત રાક્ષસોનાં ઘરોમાં ભીષણ આગ લગાડી દીધી !

दग्धेयं नगरी सर्वा साट्टप्राकारतोरणा ।
जानकी न दग्धेति विस्मयोऽद्भुत एव नः ॥ ११ ॥

ગગનચુંબી અટ્ટાલિકાઓ, ઝરૂખાઓ અને તોરણદ્વારો સહિત આખે આખી લંકા નગરી ભસ્મ થઇ ગઇ, કિંતુ જનક નંદિની સીતા નથી બળી ગઇ, એ વાત કેટલી અદ્ભુત અને નવાઇ પમાડનારી છે !



ततः कपिः प्राप्तमनोरथार्थः
तामक्षतां राजसुतां विदित्वा ।
प्रत्यक्षतस्तां पुनरेव दृष्ट्वा
प्रतिप्रयाणाय मतिं चकार ॥ १२ ॥

ચારણ લોકોની વાતો પ્રમાણે સીતાને સુરક્ષિત જાણી હનુમાને પોતે પોતાને સફળ મનોરથ સમજી, સીતાને એકવાર પુનઃ પોતાની સગી આંખોથી પ્રત્યક્ષ જોઇને પછી જ આ નગરીમાંથી પ્રસ્થાન કરવું જોઇએ એવો નિશ્ચય કર્યો.

## ૩૭ (સાડત્રીસમો) સર્ગ લંકાથી નિર્ગમન તથા સમુદ્રલંઘન

ततस्तां शिंशपामूले जानकीं पर्यवस्थिताम् ।
अभिवाद्याब्रवीद्दिष्ट्या पश्यामि त्वामिहाक्षताम् ॥ १ ॥

પોતાના મનમાં આવો નિર્ણય કરી હનુમાન અશોક વૃક્ષની છાયામાં બેઠેલાં જનકનંદિની સીતાજીને પ્રણામ કરીને બોલ્યા, 'હે દેવી ! સદ્ભાગ્યે હું આપને સકુશળ જોઇ રહ્યો છું.'

ततस्तं प्रस्थितं सीता वीक्षमाणा पुनः पुनः ।
भर्तुस्नेहान्वितं वाक्यं हनुमन्तमभाषत ॥ २ ॥

ત્યારે પાછાં જતાં રહેવાને તૈયાર થયેલા હનુમાનને વારંવાર નીરખીને પતિસ્નેહમાં પરાયણ સીતાજી હનુમાનજીને કહેવા લાગ્યા.

शरैः सुसङ्कुलां कृत्वा लङ्कां परबलार्दनः ।
मां नयेद्यदि काकुत्स्थस्तत्तस्य सदृशं भवेत् ॥ ३ ॥



'શત્રુઓના બળને ખંડિત કરનારા શ્રીરામ જો પોતાનાં બાણો વડે સંપૂર્ણ લંકાને કચડીને મને અહીંથી લઇ જાય તો તે કાર્ય તેને અનુરૂપ જ થશે.'

तदर्थोपहितं वाक्यं प्रश्रितं हेतुसंहितम् ।
निशम्य हनुमांस्तस्या वाक्यमुत्तरमब्रवीत् ॥ ४ ॥

સીતાજીનાં અર્થ સભર, યુક્તિપૂર્ણ તથા સ્નેહભીનાં વચનો સાંભળી હનુમાને કહ્યું.

क्षिप्रमेष्यति काकुत्स्थो हर्युक्षप्रवरैर्वृतः ।
यस्ते युधि विजित्यारीञ्शोकं व्यपनयिष्यति ॥ ५ ॥

'હે દેવી ! ઋક્ષ અને વાનરોની વિશાળ સેના લઇને શ્રીરામ શીઘ્ર અહીં આવશે અને યુદ્ધમાં શત્રુઓને પરાજિત કરીને તમારો શોક દૂર કરશે.'

एवमाश्वास्य वैदेहीं हनुमान् मारुतात्मजः ।
गमनाथ मतिं कृत्वा वैदेहीमभ्यवादयत् ॥ ६ ॥

આ પ્રમાણે પવનપુત્ર હનુમાને સીતાજીને આશ્વાસન આપી, ત્યાંથી પ્રસ્થાન કરવાનો નિશ્ચય કરીને વિદેહ રાજકુમારી સીતાજીને પ્રણામ કર્યા.

ततः स कपिशार्दूलः स्वामिसंदर्शनोत्सुकः ।
आरुरोह गिरिश्रेष्ठमरिष्टमरिमर्दनः ॥ ७ ॥

સીતાને પ્રણામ કરી તેમની અનુમતિ લઇ, શત્રુનું માન-મર્દન કરનારા કપિશ્રેષ્ઠ હનુમાનજી શ્રીરામના દર્શન કરવાની ઉત્સુકતાથી અરિષ્ટ નામે પર્વત શ્રેષ્ઠ પર ચઢી ગયા.



अधिरुह्य ततो वीरः पर्वतं पवनात्मजः ।
ददर्श सागरं भीमं मीनोरगनिषेवितम् ॥ ८ ॥

તે પર્વત પર ચઢીને હનુમાને માછલાં અને સાપોથી પરિપૂર્ણ તે ભયંકર સાગરને જોયો.

स मारुत इवाकाशं मारुतस्यात्मसंभवः ।
प्रपेदे हरिशार्दूलो दक्षिणादुत्तरां दिशम् ॥ ९ ॥

ત્યાંથી પવનપુત્ર હનુમાનજી આકાશમાં સંચાર કરતા પવનની જેમ (પોતાના વિમાન દ્વારા) અત્યંત ત્વરાથી (વેગથી) દક્ષિણ તટથી ઉત્તર દિશાના કિનારા તરફ ઊડી ચાલ્યા. (વિશેષ નોંધ : દરેક વખતે આકાશ ગમનનો પ્રારંભ પર્વત પર ચડીને થતો. એમ લાગે છે કે તેમનું આકાશયાન એવા પ્રકારનું હશે.)

## ૩૮ (આડત્રીસમો) સર્ગ હનુમાનનું પરત આગમન

हनुमान् मारुतगतिर्महानौरिव सागरम् ।
अपारमपरिश्रान्तः पुप्लुवे गगनार्णवम् ॥ १ ॥

જેવી રીતે વિશાળ નૌકા સાગરમાં ચાલે છે, તેવી રીતે હનુમાનજી વાયુ સમાન તીવ્ર ગતિથી જરાપણ થાકયા વગર આકાશ રૂપી સાગરમાં ચાલ્યા જતા હતા.

स किञ्चिदनुसम्प्राप्तः समालोक्य महागिरिम् ।
महेन्द्रं मेघसंकाशं ननाद हरिपुङ्गवः ॥ २ ॥

વિશાળ મહેન્દ્ર પર્વતની (લગભગ) અત્યંત નજીક પહોંચી હનુમાને મેઘ સમાન ભયંકર ગર્જના કરી.



निशम्य नदतो नादं वानरास्ते समन्ततः ।
बभूवुरुत्सुकाः सर्वे सुहृद्दर्शनकाङ्क्षिणः ॥ ३ ॥

હનુમાનની એ ઘોર ગર્જના સાંભળી હનુમાનની પ્રતીક્ષા કરનારા તેના વાનર-સાથીઓ પોતાના બંધુના દર્શન કરવાને ઉત્સુક થઇ ગયા.

जाम्बवांस्तु हरिश्रेष्ठः प्रीतिसंहृष्टमानसः ।
उपामन्त्र्य हरीन्सर्वानिदं वचनमब्रवीत् ॥ ४ ॥

કપિ-શ્રેષ્ઠ જાંબવાને અત્યંત પ્રસન્ન થઇ, પોતાના બધા સાથીઓને એકઠા કર્યા, પછી કહ્યું.

सर्वथा कृतकार्योऽसौ हनुमान्नात्र संशयः ।
न ह्यस्याकृतकार्यस्य नाद एवंविधो भवेत् ॥ ५ ॥

હનુમાન પોતાનું કામ સફળતાપૂર્વક પાર પાડીને આવી રહ્યા છે તેમાં જરાપણ સંદેહ નથી, જો એને કાર્યમાં સફળતા ન મળી હોય તો તેઓ કદાપિ આ પ્રકારે ગર્જના ન કરે.

ते प्रीताः पादपाग्रेषु गृह्य शाखाः सुपुष्पिताः ।
वासांसीव प्रशाखाश्च समाविध्यन्त वानराः ॥ ६ ॥

જાંબવાનનાં આ વચનો સાંભળી હનુમાનનાં દર્શન માટે સમુત્સુક તે વાનર લોકો ઝાડની ઊંચી ડાળીઓ (ની ટોચ) પર ચઢી ગયા; અને ઝાડની ફૂલોવાળી ડાળખીંઓને વસ્ત્રોની જેમ ઝૂલાવવા - હલાવવા લાગ્યા.

तमभ्रघनसङ्काशमापतन्तं महाकपिम् ।
दृष्ट्वा ते वानराः सर्वे तस्थुः प्राञ्जलयस्तदा ॥ ७ ॥

ગાઢ વાદળા સમાન મહાકાય હનુમાનને આકાશ માર્ગથી આવતા દેખી બધા વાનરો હાથ જોડીને ઊભા રહી ગયા.



ततस्तु वेगवांस्तस्य गिरेर्गिरिनिभः कपिः ।
निपपात महेन्द्रस्य शिखरे पादपाकुले ॥ ८ ॥

ત્યારપછી પહાડ સરખી કાયાવાળા, કપિપ્રવર હનુમાનજી બહુ જ વેગથી વૃક્ષોથી ટંકાયેલા મહેન્દ્ર પર્વત પર ઊતરી પડ્યા.

**ટિપ્પણી :** ✱ *અહીંયા હનુમાનજી મહેન્દ્ર નામે પર્વત-શિખર પર 'निपपात' ઊતર્યાનું વર્ણન છે, એથી સ્પષ્ટ સમજાય છે કે હનુમાનજી વિમાન દ્વારા લંકામાં ગયા હતા અને વિમાન દ્વારા જ પાછા આવ્યા હતા. જો તેઓ તરીને ગયેલા હોત તો પર્વત પર ચઢયા ઊતર્યા ન હોત.*

*(હનુમાનજીએ પોતાના આકાશયાનને 'અરિષ્ટ' નામે લંકાનાં પર્વત શિખર પર સુરક્ષિત સ્થાનમાં રાખ્યું હતું. ત્યાંથી યાન દ્વારા આકાશમાર્ગે ઊડી સામે કાંઠે 'મહેન્દ્ર' નામે પર્વતશિખર પર યાનને ઉતાર્યું હતું, આવું પ્રમાણથી સ્પષ્ટ થાય છે. - ન્હાનુ ટાંક, ગુજ. અનુ.)*

ततस्ते प्रीतमनसः सर्वे वानरपुङ्गवाः ।
हनुमन्तं महात्मानं परिवार्योपतस्थिरे ॥ ९ ॥

પછી તે બધા જ વાનર-ટોળાઓ અત્યંત હરખાઇને મહાત્મા હનુમાનને ચારે કોરથી ઘેરી લઇ ઊભા થઇ રહ્યા.

प्रहृष्टवदना सर्वे फलमूलानि चादाय ।
प्रत्यर्चयन्हरिश्रेष्ठं हरयो मारुतात्मजम् ॥ १० ॥

તેઓ બધા હરખાતા મોઢે ફળો અને મૂળોનો ઉપહાર લાવી કપિશ્રેષ્ઠ પવનપુત્ર હનુમાનજીનું સ્વાગત-સન્માન કરવા લાગી ગયા.

हनुमांस्तु गुरुन्वृद्धाञ्जाम्बवत्प्रमुखांस्तदा ।
कुमारमङ्गदं चैव सोऽवन्दत महाकपिः ॥ ११ ॥



હનુમાનજીએ પણ વૃદ્ધ પૂજ્ય જાંબવાન્, પ્રમુખ સેનાપતિઓ અને કુમાર અંગદને પ્રણામ કર્યા.

स ताभ्यां पूजितः पूज्यः कपिभिश्च प्रसादितः ।
दृष्टा सीतेति विक्रान्तः संक्षेपेण न्यवेदयत् ॥ १२ ॥

જાંબવાન તથા અંગદ અને વાનર સૈનિકો દ્વારા સત્કાર પામીને હનુમાનજીએ તેમને પોતે સીતાનાં દર્શન કર્યાની વાત ટૂંકામાં કીધી.

ततो दृष्टेति वचनं महार्थममृतोपमम् ।
निशम्य मारुतेः सर्वे मुदिताः वानराभवन् ॥ १३ ॥

'મેં સીતાજીને જોયાં છે' એવું વચન હનુમાનનાં મુખથી, જાણે કે અમૃત-પાન કર્યું હોય તેમ, સાંભળીને બધા જ વાનરો આનંદ અને હર્ષથી ખુશ ખુશ થઇ ગયા.

## ૩૯ (ઓગણચાળીસમો) સર્ગ મધુવન-વિધ્વંસ

प्रीतिमन्तस्ततः सर्वे वायुपुत्रपुरःसराः ।
महेन्द्राद्रिं परित्यज्य पुप्लुवुः प्लवगर्षभाः ॥ १ ॥

સીતા-દર્શનનો વૃત્તાંત સાંભળી તે બધા જ વાનરો વીર પવનપુત્રને આગળ કરી પ્રસન્ન થતાં થતાં મહેન્દ્ર પર્વતનાં શિખર પરથી ઊતરી ઊછળતાં-કૂદતાં ચાલી નીકળ્યા.

प्लवमानाः समुत्पत्य ततस्ते काननौकसः ।
नन्दनोपममासेदुर्वनं द्रुमलतायुतम् ॥ २ ॥

તે તરંગી વાનરોનાં ટોળા હરખથી ઠેકડા મારતાં નંદનવન સમા રમણીય તથા વૃક્ષો અને વેલાઓથી યુકત એક ઉપવન પાસે આવી પહોંચ્યા.



यत्तन्मधुवनं नाम सुग्रीवस्याभिरक्षितम् ।
अधृष्यं सर्वभूतानां सर्वभूतमनोहरम् ॥ ३ ॥

સમસ્ત પ્રાણીવર્ગ માટે અત્યંત મનોહર, બધા માટે દુષ્પ્રવેશ્ય તથા સમ્રાટ સુગ્રીવ દ્વારા રક્ષિત એ રાજવાડીનું નામ 'મધુવન' હતું.

यद्रक्षति महावीर्यः सदा दधिमुखः कपिः ।
मातुलः कपिमुख्यस्य सुग्रीवस्य महात्मनः ॥ ४ ॥

આ વનની રખેવાળી વાનરરાજ મહાત્મા સુગ્રીવનો મામો મહાબલી દધિમુખ કરતો હતો.

ते तद्वनमुपागम्य बभूवुः परमोत्कटाः ।
वानरा वानरेन्द्रस्य मनः कान्ततमं महत् ॥ ५ ॥

વાનરેન્દ્ર સુગ્રીવના એ અત્યંત મનોહર ઉપવન પાસે પહોંચી તે વાનરો કાર્ય-સિદ્ધિના કારણે ગાંડા-ઘેલા અને ફળ ખાવાને આતુર થઇ ગયા.

ततस्ते वानराः हृष्टा दृष्ट्वा मधुवनं महत् ।
कुमारमभ्ययाचन्त मधूनि मधुपिङ्गलाः ॥ ६ ॥

એ વિશાળ મધુવનને દેખી મધ જેવા માંજરા વર્ણવાળા (ગોરા) વાનરો આનંદમાં આવી ગયા અને કુમાર અંગદથી મધ તથા મધુરફળો ખાવાની છૂટ માગવા લાગ્યા.

ततः कुमारस्तान्वृद्धाञ्जाम्बवत्प्रमुख्यान्कपीन् ।
अनुमान्य ददौ तेषां निसर्गं मधुभक्षणे ॥ ७ ॥



એ બધા વાનરોની પ્રાર્થના સાંભળી અંગદે જાંબવાન વગેરે ઘરડા મોટા વાનરો સાથે વિચાર-વિમર્શ કરીને તે વાનરોને મધુવનમાં જઇ મધ અને મધુર ફળો ખાવાની અનુજ્ઞા આપી દીધી.

ततश्चानुमता सर्वे सम्प्रहृष्टा वनौकसः ।
पपुः सर्वे मधु तदा रसवत्फलमाददुः ॥ ८ ॥

આજ્ઞા મળતાં જ તે બધા વાનરો ખુશ ખુશ થઇ ગયા. તેઓ ઉપવનમાં પેસી જઇ મધ પીવા લાગ્યા અને રસદાર ફળો ખાવા લાગી ગયા.

उत्पत्य च ततः सर्वे वनपालान्समागतान् ।
ताडयन्ति स्म शतशः सक्तान्मधुवने तदा ॥ ९ ॥

મધ પીવાવાળા અને ફળો ખાવાવાળા એ વાનરોને તેમ કરતાં રોકવા માટે વનના સેંકડો રખેવાળો ત્યાં આવ્યા ત્યારે તે વાનરો ઊછળી ઊછળીને તેમને મારવા લાગ્યા.

ततो दधिमुखो क्रुद्धो हतं मधुवनं दृष्ट्वा ।
जगाम सहसोत्पत्य सुग्रीवो यत्र वानरः ॥ १० ॥

મધુવનને નષ્ટ થયું જોઇને દધિમુખ બહુ જ ગુસ્સે થયો અને તે જલદી આકાશ માર્ગે ઊડીને જ્યાં સુગ્રીવ વિદ્યમાન હતા ત્યાં જતો રહ્યો.

सन्निपत्य दधिमुखः सुग्रीवमब्रवीद्वचः ।
वनं निसृष्टपूर्वं हि भक्षितं तत्तु वानरैः ॥ ११ ॥

ત્યાં પહોંચી, જમીનપર ઊતરી દધિમુખે સુગ્રીવને કહ્યું - 'હે રાજા ! જે મધુવનને આપે કદી કોઇને ઇચ્છાનુસાર માણવા ન દીધું, તેને આજે વાનરો ભરખી ગયા.'



इमे हि संरब्धतरास्तथा तैः सम्प्रधर्षिताः ।
वारयन्तो वनात्तस्मात्क्रुद्धवानरपुङ्गवैः ॥ १२ ॥

'જ્યારે મારા વનરક્ષક અનુચરો તેઓને રોકવા માંડ્યા ત્યારે તે વાનર બહાદુરોએ ક્રોધ કરીને તેમને ડરાવી-ધમકાવી બાગની બહાર હાંકી કાઢ્યા.'

एवमेते हताः शूरास्त्वयि तिष्ठति भर्तरि ।
कृत्स्नं मधुवनं चैव प्रकामं तैः पभक्ष्यते ॥ १३ ॥

'હે રાજા ! આપ જેવા સ્વામી હોવા છતાં પણ મારા વીર અનુચરોને માર પડયો. અને સંપૂર્ણ મધુવનમાં મધ અને ફળો વાનરો ધરાઇને ખાઇ ગયા.

एवं विज्ञाप्यमानं तु सुग्रीवं वानरर्षभम् ।
अपृच्छत्तं महाप्राज्ञो लक्ष्मणः परवीरहा ॥ १४ ॥

જે વેળાએ વાનર દધિમુખ કપિશ્રેષ્ઠ સુગ્રીવને આ પ્રમાણે નિવેદન કરી રહ્યો હતો, તે ટાણે શત્રુઘાતી મહાપ્રાજ્ઞ લક્ષ્મણજીએ સુગ્રીવને પૂછયું.

किमयं वानरो राजन् वनपः प्रत्युपस्थितः ।
कं चार्थमभिनिर्दिश्य दुःखितो वाक्यमब्रवीत् ॥ १५ ॥

'હે રાજા ! આ વનરક્ષક વાનર અહીં શા માટે આવેલો છે ? અને દુઃખી થઇને કયા કાર્ય સંબંધમાં તમને કહી રહ્યો છે ?'

***ટિપ્પણી :*** ✷ *આ વર્ણનથી એમ સમજાય છે કે દધિમુખે સુગ્રીવ સાથે સંસ્કૃતભાષામાં વાત ન કરી, પણ પોતાની (પ્રાદેશિક) બોલચાલની ભાષામાં વાત કરી હતી જે રામ અને લક્ષ્મણ ન સમજી શકયા.*



एवमुक्तस्तु सुग्रीवो लक्ष्मणेन महात्मना ।
लक्ष्मणं प्रत्युवाचेदं वाक्यं वाक्यविशारदः ॥ १६ ॥

મહાત્મા લક્ષ્મણે આવું પૂછવાથી વાણી-ચતુર સુગ્રીવે ઉત્તર દીધો.

आर्य लक्ष्मण संप्राह वीरो दधिमुखः कपिः ।
अङ्गदप्रमुखैर्वीरैर्भक्षितं मधु वानरैः ॥ १७ ॥

'હે આર્ય લક્ષ્મણ ! વીર દધિમુખે એમ કહ્યું કે 'અંગદ વગેરે વીર વાનરો મધુવનનાં ફળો અને મધ ખાઇ ગયા છે.'

विचित्य दक्षिणामाशामागतैर्हरिपुङ्गवैः ।
नैषामकृतकृत्यानामीदृशः स्यादुपक्रमः ॥ १८ ॥

'આનાથી એમ લાગે છે, કે તે વાનરવીરો દક્ષિણ દિશામાં સીતાની ભાળ મેળવી આવ્યા છે; કેમકે નિષ્ફળ સૈનિકો આવું દુઃસાહસ કદી કરે નહિ.'

वनं यदभिपन्नं तैः साधितं कर्म वानरैः ।
दृष्टा देवी न सन्देहो न चान्येन हनूमता ॥ १९ ॥

'જો એ વાનરોએ મધુવનમાં રંજાડ કરેલી છે, તો નક્કી તે લોકોએ કાર્ય સિદ્ધ કરી લીધું છે. સીતાને હનુમાને જ જોયેલાં હશે, બીજા કોઇએ તો નહિ જ, એ વાતમાં પણ સંદેહ નથી જ.

कार्यसिद्धिर्मतिश्चैव तस्मिन्वानरपुङ्गवे ।
व्यवसायश्च वीर्यं च श्रुतं चापि प्रतिष्ठितम् ॥ २० ॥

'હનુમાન ઉદ્યોગી છે, બળવાન છે, અને પંડિત છે એનામાં જ કાર્ય સિદ્ધિની બુદ્ધિ છે.'



जाम्बवान्यत्र नेता स्यादङ्गदश्च महाबलः ।
हनुमांश्चाप्यधिष्ठाता न तस्य गतिरन्यथा ॥ २१ ॥

'જ્યાં જાંબવાન નેતા હોય અને અંગદ મહાબલી હોય, જ્યાં વળી હનુમાન પણ અધિષ્ઠાતા હોય ત્યાં કોઈ કાર્ય બગડતું જ નથી.'

अङ्गदप्रमुखैर्वीरैर्हतं मधुवनं किल ।
एतदर्थमयं प्राप्तो वक्तुं मधुरवागिह ॥ २२ ॥

'મનોરથ સફળ કરનારા અંગદ વગેરે વાનરવીરોએ મધુવન નષ્ટ કર્યું છે એ વાતો કહેવા માટે જ આ મીઠાબોલો વાનર મારી પાસે આવ્યો છે.

ततः प्रहृष्टो धर्मात्मा लक्ष्मणः सहराघवः ।
श्रुत्वा कर्णसुखां वाणीं सुग्रीववदनाच्च्युताम् ॥ २३ ॥

સુગ્રીવનાં મોંથી આ કર્ણપ્રિય વાતચીત સાંભળીને શ્રીરામ તથા લક્ષ્મણજી અત્યંત પ્રસન્ન થયા.

श्रुत्वा दधिमुखस्येदं सुग्रीवस्तु प्रहृष्य च ।
वनपालं पुनर्वाक्यं सुग्रीवः प्रत्यभाषत ॥ २४ ॥

દધિમુખનાં મુખથી આ સમાચાર સાંભળી સુગ્રીવ પણ અત્યંત પ્રસન્ન થયા અને તેમણે વનરક્ષક દધિમુખને કહ્યું,

प्रीतोऽस्मि सोऽहं यद्भुक्तं वनं तैः कृत कर्मभिः ।
मर्षितं मर्षणीयं च चेष्टितं कृतकर्मणाम् ॥ २५ ॥



કૃતકૃત્ય વાનરોએ ફળો અને મધ ખાધાં તે જાણીને હું પ્રસન્ન થયો છું, અપેક્ષિત કર્તવ્ય સિદ્ધિ કરનારા તેઓની ઉદ્ધતાઈ પૂર્ણ ચેષ્ટાને મેં માફ કરી દીધી છે.

गच्छ शीघ्रं मधुवनं संरक्षस्व त्वमेव हि ।
शीघ्रं प्रेषय सर्वास्तान्हनुमत्प्रमुखान्कपीन् ॥ २६ ॥

'હવે તમે જલદી અહીંથી પાછા જતા રહો અને પૂર્વવત્ વાડીની રખેવાળી કરો. હા, તમે હનુમાન વગેરે મુખ્ય મુખ્ય વાનર સૈનિકોને સત્વર અહીંયા મોકલી દ્યો.'

## <u>૪૦ (ચાળીસમો) સર્ગ હનુમાન આદિનું રામ પાસે આગમન</u>

सुग्रीवेणैवमुक्तस्तु हृष्टो दधिमुखः कपिः ।
स प्रणम्य तान् सर्वान् दिवमेवोत्पपात ह ॥ १ ॥

સુગ્રીવે આવું કહ્યું તેથી દધિમુખ પ્રસન્ન થતો થતો રામ, લક્ષ્મણ અને સુગ્રીવને પ્રણામ કરીને આકાશ માર્ગે ચાલ્યો ગયો (ઊડી ગયો).

**ટિપ્પણી :** ✱ *રામાયણમાં આકાશ માર્ગે ઊડીને જવાનાં આવાં અનેક વર્ણનો આવે છે. આનાથી એ સાબિત થાય છે કે રામાયણ-કાળમાં અનેક વ્યકિતઓ પાસે નાનાં નાનાં વાયુયાનો (Monoplanes) હતાં અને તેના વડે તેઓ આકાશ માર્ગે આવજા કરતા હતા.*

स प्रविष्टो मधुवनं बद्ध्वा करपुटाञ्जलिम् ।
उवाच वचनं श्लक्ष्णमिदं हृष्टवदङ्गदम् ॥ २ ॥

દધિમુખે મધુવનમાં પ્રવેશ કરી, અંગદ પાસે જઈને હાથ જોડી, પ્રસન્નતા પૂર્વક આ મધુર વચન કહ્યાં.



सौम्य रोषो न कर्तव्यो यदेभिरभिवारितः ।
अज्ञानाद्रक्षिभिः क्रोधाद्भवन्तः प्रतिषेधिताः ॥ ३ ॥

'હે સૌમ્ય ! આ રખેવાળોએ અજાણતા ગુસ્સે થઇને તમને લોકોને ફળ ખાતાં અને મધ પીતાં રોકયા હતા. તે માટે આપ આ રક્ષકો પર ક્રોધ ન કરશો.'

युवराजस्त्वमीशश्च वनस्यास्य महाबल ।
मौर्ख्यात्पूर्वं कृतो दोषस्तं भवान्क्षन्तुमर्हति ॥ ४ ॥

'હે મહાબલી ! યુવરાજ હોવાના કારણે આપ પોતે જ આ વનના સ્વામી છો. અમારી મૂર્ખતાને લીધે અમારાથી જે અગાઉ અપરાધ થઇ ગયોલો છે, તે આપ કૃપયા ક્ષમા કરજો.'

आख्यातं मया गत्वा पितृव्यस्य तवानघ ।
शीघ्रं प्रेषय सर्वांस्तानिति होवाच प्रहृष्टः ॥ ५ ॥

'હે નિષ્પાપ ! જયારે મેં આપના કાકા સુગ્રીવ પાસે જઇને બધી વાતો કરી ત્યારે તેમણે પ્રસન્ન થઇને મને કહ્યું કે બધા જ વાનરોને જલદી મારી પાસે મોકલી ધો.'

श्रुत्वा दधिमुखस्यैतद्वचनं श्लक्ष्णमङ्गदः ।
अब्रवीत्तान्हरिश्रेष्ठो वाक्यं वाक्यविशारदः ॥ ६ ॥

વાક્વિશારદ કપિશ્રેષ્ઠ અંગદ દધિમુખનાં આ મધુર વચનો સાંભળી વાનર સૈનિકોને કહેવા લાગ્યા.

शङ्के श्रुतोऽयं वृत्तान्तो रामेण हरियूथपाः ।
तत्क्षमं नेह नः स्थातुं कृते कार्ये परन्तपाः ॥ ७ ॥



'હે વાનર ગણ-નાયકો ! મને એમ લાગે છે કે આપણે આવી ગયાની વાત શ્રીરામે સાંભળી લીધી છે, એથી હે શત્રુસંહારક વીરો ! હવે અહીંયાં વધારે વખત રોકાઇ રહેવું ઉચિત નથી કેમકે અહીં જે કામ કરવાનું હતું તે તો થઇ ગયું છે.'

पीत्वा मधु यथाकामं विश्रान्ता वनचारिणः ।
किं शेषं गमनं तत्र सुग्रीवो यत्र मे गुरुः ॥ ८ ॥

'હે પરાક્રમી વનવાસી સૈનિકો ! હવે તમે ધરાઇને મધ પી લીધું છે, તેથી તમારો થાક પણ ઊતરી ગયો છે, હવે અહીં કોઇ કાર્ય બાકી રહયું નથી. તેથી આપણે હવે પૂજ્ય કાકાશ્રી સુગ્રીવ પાસે જવું જોઇએ.'

ब्रुवतश्चाङ्गदस्यैवं श्रुत्वा वचनमुत्तमम् ।
प्रहृष्टमनसो वाक्यमिदमूचुर्वनौकसः ॥ ९ ॥

અંગદનાં આ ઉત્તમ વચનો સાંભળી તે બધા જ વનવાસી સૈનિકો પ્રસન્ન થઇ બોલી ઊઠયા.

सर्वे वयमपि प्राप्तास्तत्र गन्तुं कृतक्षणाः ।
स यत्र हरिवीराणां सुग्रीवः पतिरव्ययः ॥ १० ॥

જયાં પ્રસન્ન-ચિત્ત વાનર મહારાજા સુગ્રીવ બિરાજે છે, ત્યાં અમે બધા વાનર લોકો જવાને ઉત્કંઠિત થયા છીએ.



## ૪૧ (એકતાલીસમો) સર્ગ હનુમાન દ્વારા શ્રીરામને સીતાનો સંદેશ તથા ચૂડામણિની ભેટ

ततः प्रस्रवणं शैलं ते गत्वा चित्रकाननम् ।
प्रणम्य शिरसा रामं लक्ष्मणं च महाबलम् ॥ १ ॥
हनुमन्तं पुरस्कृत्य सुग्रीवमभिवाद्य च ।
प्रवृत्तिमथ सीतायाः प्रवक्तुमुपचक्रमुः ॥ २ ॥

વાનરોએ (મધ વગેરે ખાઇ લીધા પછી) રંગબેરંગી ફૂલોથી સુશોભિત, રમણીય વનથી યુક્ત, પ્રસ્રવણ પર્વત પર જઇ મહાબલી રામ અને લક્ષ્મણને પ્રણામ કર્યા તથા સુગ્રીવને અભિવાદન કર્યા; પછી હનુમાનને આગળ કરીને એ વાનરોએ સીતાજીનો સંપૂર્ણ વૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.

दक्षिणस्य समुद्रस्य तीरे वसति दक्षिणे ।
तत्र दृष्टा मया सीता रावणान्तःपुरे सती ॥ ३ ॥

(હનુમાને કહ્યું કે) 'દક્ષિણ સમુદ્રના દક્ષિણ કિનારે લંકા નામે નગરી વસેલી છે. એ નગરીમાં રાવણનાં અંતઃપુરમાં મેં સીતાને જોયાં છે.'

संन्यस्य त्वयि जीवन्ती रामा राम मनोरथम् ।
दृष्टा मे राक्षसीमध्ये तर्ज्यमाना मुहुर्मुहुः ॥ ४ ॥

'હે રામ ! તે સીતાજી પોતાના સઘળા મનોરથોને તમારામાં કેન્દ્રિત કરીને જીવી રહ્યાં છે. રાક્ષસણીઓની વચમાં બેઠેલાં અને તે રાક્ષસીઓથી ડરાવતાં અને ધમકાવતાં મેં સીતાજીને જોયાં છે.'

राक्षसीभिर्विरूपाभी रक्षिता प्रमदावने ।
दुःखमापद्यते देवी त्वया वीर सुखोचिता ॥ ५ ॥



'હે વીર રામ ! આપની સાથે સદા સુખ ભોગવવાને યોગ્ય સીતા આ સમયે પ્રમદાવનમાં કદરૂપી રાક્ષસીઓ દ્વારા પીડાઇને અત્યંત દુઃખ સહન કરી રહી છે.'

रावणान्तःपुरे रूद्ध्वा राक्षसीभिः सुरक्षिता ।
एकवेणीधरा दीना त्वयि चान्तःपरायणा ॥ ६ ॥
अधःशय्या विवर्णाङ्गी पद्मिनीव हिमागमे ।
रावणाद्विनिवृत्तार्था मर्तव्यकृतनिश्चया ॥ ७ ॥

'રાવણનાં અંતઃપુરમાં કેદ, રાક્ષસીઓ દ્વારા સાવધાની પૂર્વક રક્ષિત, એક ચોટલો ધારણ કરનારી (શૃંગાર રહિત) તે સદા ઉદાસ અને આપના ધ્યાનમાં મગ્ન રહેતી, તે જમીન પર સૂવે છે. હિમ પડે ને કમળ વેલ કરમાઇ જાય તેવી તે સૂકાઇને ફિક્કા વર્ણવાળી થઈ ગયેલી છે. રાવણ સાથે કશો જ સંબંધ ન રાખનારી (પ્રલોભનોથી વેગળી રહેનારી) તે મરવાને તૈયાર થઇ ગઇ છે.'

**ટિપ્પણી :** ✱ *કોઈ ભાષાના કવિએ આ શ્લોકના આધારે રામ અને હનુમાનના વાર્તાલાપનું વર્ણન નિમ્ન શબ્દોમાં કરેલું છે.*

*कहो हनुमान् मुझे यह तो, क्या सीता जीवित है जगमाहीं।*
*जीती है सीता भगवन्, पर सूख गई काँटें की नाईं ।*
*सूख के सीता काँटा भई, पुनि जीवित है कैसे वह भाई ॥*
*प्राण तो आपके चरणों में है, यम आवत है कछु पावत नाहीं॥*

विज्ञाप्यश्च नरव्याघ्रो रामो वायुसुत त्वया ।
अखिलेनेह यद् दृष्टमिति मामाह जानकी ॥ ८ ॥

'હે નર કેસરી ! સીતાજીએ મને કહ્યું હતું કે 'જેવું કંઇ તમે અહીં જોઇને જાઓ છો, તે બધો જ વૃત્તાંત તમે જેવો ને તેવો જ શ્રીરામને કહી દેજો.'

अयं चास्मै प्रदातव्यो यत्नात्सुपरिरक्षितः ।
ब्रुवता वचनान्येवं सुग्रीवस्योपशृण्यतः ॥ ९ ॥

'સુગ્રીવની સામે જ આ બધી વાતો સંભળાવીને, આ ચૂડામણિ જેને આજ સુધી મેં કાળજીપૂર્વક સાચવી રાખેલ છે તે યત્નપૂર્વક સાચવીને શ્રીરામને આપી દેજો.'

जीवितं धारयिष्यामि मासं दशरथात्मज ।
ऊर्ध्वं मासान्न जीवेयं रक्षसा वशमागता ॥ १० ॥

(અને એમ પણ કહી દેજો કે) હે દશરથ નંદન ! હું એક માસ સુધી તમારી પ્રતીક્ષા કરતી જીવતી રહી શકીશ. એક માસ (વસ્તુતઃ બે માસ)ની અવધિ વીતી ગયા પછી હું મારા પ્રાણોનો ત્યાગ કરી દઇશ કેમકે હું રાક્ષસોની જાળમાં ફસાઇ પડી છું.

**ટિપ્પણી :** ✷ *આ કાંડમાં જ સર્વત્ર બે મહિનાની અવધિનું વર્ણન આવેલું છે. એમ લાગે છે, અહીં કોઇએ મૂળ પાઠમાં કશુંક પરિવર્તન કરેલું છે.'*

इति माम ब्रवीत्सीता कृशाङ्गी वरवर्णिनी ।
रावणान्तःपुरे रुद्धा मृगीवोत्फुल्ललोचना ॥ ११ ॥

'હે રાઘવ ! હરણી જેવાં પ્રફુલ્લ નેત્રોવાળી, રાવણના અંતઃપુરમાં ગોંધી રાખેલી = કેદી, પાતળી કાયાવાળી તથા ધર્મનું આચરણ કરનારી સીતાએ મને આ પ્રમાણે (સંદેશો) વચન કહેલાં છે.



एतदेव मयाख्यातं सर्वं राघव यद्यथा ।
सर्वथा सागरजले सन्तारः प्रविधीयताम् ॥ १२ ॥

'હે રઘુકુલ-શિરોમણિ રામ ! મેં જેવું અને જે કંઇ જોયું તથા સાંભળ્યું તેનો બધો જ વૃત્તાંત મેં આપને કહી દીધો છે. હવે આપ ગમે તેમ કરીને દરિયો પાર કરી જવાનો ઉપાય વિચારો.'

एवमुक्तो हनुमता रामो दशरथात्मजः ।
तं मणिं हृदये कृत्वा प्ररुरोद सलक्ष्मणः ॥ १३ ॥

હનુમાને આ પ્રકારનો સીતાનો વૃત્તાંત કહ્યો તે સાંભળીને શ્રીરામએ દામણીને હૃદયે ચાંપીને લક્ષ્મણ સહિત રોવા લાગ્યા.

तं तु दृष्ट्वा मणिश्रेष्ठं राघवः शोककर्षितः ।
नेत्राभ्यामश्रुपूर्णाभ्यां सुग्रीवमिदमब्रवीत् ॥ १४ ॥

એ ઉત્તમ મણિને જોઇને શ્રીરામ શોકથી વ્યાકુળ થઇ ગયા અને આંખોમાં આંસુ લાવીને સુગ્રીવને કહેવા લાગ્યા કે,

यथैव धेनुः स्रवति स्नेहाद्वत्सस्य वत्सला ।
तथा ममापि हृदयं मणिरत्नस्य दर्शनात् ॥ १५ ॥

'જેવી રીતે વાછડાના પ્રેમથી ગાયના આંચળ ઝરવા લાગે છે, તેવી જ રીતે આ ઉત્તમ મણિને દેખી મારું હૃદય પણ દ્રવી રહ્યું છે.'

मणिरत्नमिदं दत्तं वैदेह्याः श्वशुरेण मे ।
वधूकाले यथाबद्धमधिकं मूर्ध्नि शोभते ॥ १६ ॥



'પાણિગ્રહણ પ્રસંગે આ શિરોમણિ મારા સસરા મહારાજા જનકે સીતાને પ્રદાન કરેલો હતો. સીતાજીના મસ્તક ઉપર આ મણિ અત્યંત સુશોભિત દેખાતો હતો.'

इतस्तु किं दुःखतरं यदिमं वारिसम्भवम् ।
मणिं पश्यामि सौमित्रे वैदेहीमागतां विना ॥ १७ ॥

'હે લક્ષ્મણ ! આથી વધારે દુઃખ દેનારી કઇ સ્થિતિ હોય કે પાણીમાં પેદા થનારા આ ચૂડામણિને હું સીતાની અનુપસ્થિતિમાં જોઇ રહ્યો છું.' !

चिरं जीवति वैदेही यदि मासं धरिष्यति ।
न जीवेयं क्षणमपि विना तामसितेक्षणाम् ॥ १८ ॥

'હે લક્ષ્મણ ! સીતા જો એક મહિનો (બે માસ સુધી) જીવતી રહી તો તે નિશ્ચિત દીર્ઘકાળ સુધી જીવતી રહેવાની જ છે, પણ હું તો તે કૃષ્ણ નેત્રોવાળી (સીતા) વિના ક્ષણભર પણ જીવતો રહી શકું તેમ નથી.'

नय मामपि तं देशं यत्र दृष्टा मम प्रिया ।
न तिष्ठेयं क्षणमपि प्रवृत्तिमुपलभ्य च ॥ १९ ॥

'હે હનુમાન ! જ્યાં તમે મારી પ્રાણપ્રિયાને દેખી છે, તે દેશમાં મને પણ લઇ ચાલો; તેની ભાળ મળ્યા પછી તો હું એક ક્ષણ માટે પણ અન્યત્ર રહી શકતો નથી.'

આ પ્રમાણે સુંદરકાંડ સમાપ્ત થયો.

इति सुन्दरमकाण्डम्



સુંદરકાંડ પર એક દૃષ્ટિ

સર્ગ સંખ્યા - ૪૧ / શ્લોક - ૭૦૪ / ટિપ્પણીઓ - ૨૩

॥ ઓ૩મ્ ॥

# યુદ્ધ કાંડ

## ૧ (પહેલો) સર્ગ હનુમાનને ઈનામ

श्रुत्वा हनुमतो वाक्यं यथावदनुभाषितम् ।
रामः प्रीतिसमायुक्तो वाक्यमुत्तरमब्रवीत् ॥ १ ॥

હનુમાનજીએ યથાતથ્ય વર્ણવેલો સીતાજીનો વૃત્તાંત સાંભળી શ્રીરામ અત્યંત પ્રસન્ન થયા તથા સમયને ઉચિત વચન બોલ્યા.

कृतं हनुमता कार्यं सुमहद् भुवि दुष्करम् ।
मनसाऽपि यदन्येन न शक्यं धरणीतले ॥ २ ॥

'(સીતાની ભાળ મેળવી અને લંકાનું દહન કર્યું તે) હનુમાને એવું એક મહાન કાર્ય કર્યું છે, જે આ ધરતી પર બીજો કોઇ કરી શકે નહીં. કામ કરવું તો દૂર રહ્યું એવા કાર્યની કલ્પના પણ કોઇને નહીં આવે ?'

**ટિપ્પણી :** ✹ *આના સંદર્ભમાં 'હનુમન્નાટક'માં હનુમાનની વિનમ્રતાનું બહુ જ સુંદર ચિત્રણ કરવામાં આવ્યું છે. રામે પૂછ્યું કે 'રાવણ વિદ્યમાન હોવા છતાં તમે જે દેવતા લોકો પણ રંજાડી ન શકે તેવી દુર્ઘર્ષ નગરી લંકાને કેવી રીતે ભસ્મીભૂત કરી ! તો હનુમાને ઉત્તર આપ્યો, કે-*

*निःश्वासेनैव सीताया राजन्कोपानलेन ते ।*
*दग्धा पूर्वा तु सा लङ्का निमित्तमभवत्कपिः ॥ हनु ०६-४३ ॥*



*'હે રાજા ! મહારાણી સીતાના નિસાસાથી અને આપના ક્રોધાગ્નિથી લંકા તો પહેલાંથી જ બળીને ખાખ થઇ ગઇ હતી. હું તો તેને ભસ્મ કરવામાં માત્ર નિમિત્ત જ બની ગયો હતો.'*

इदं तु मम दीनस्य मनो भूयः प्रकर्षति ।
यदिहास्य प्रियाख्यातुर्न कुर्मि सदृशं प्रियम् ॥ ३ ॥

'પરંતુ આ વખતે તો મારા દુઃખીના મનમાં એક વાત વારંવાર ખટક્યા કરે છે કે આ પ્રિય સંવાદ સંભળાવનાર હનુમાનને આ કાર્યને અનુરૂપ કોઇપણ પારિતોષિક હું આપી શકતો નથી.'

एष सर्वस्वभूतस्तु परिष्वङ्गो हनूमतः ।
मया कालमिमं प्राप्य दत्तश्चास्तु महात्मनः ॥ ४ ॥

'કંઇ, નહિ; અત્યારે જે કંઇ મારું સર્વસ્વ છે તે છે 'આલિંગન', હું મહાત્મા હનુમાનને આલિંગન જ પ્રદાન કરું છું.'

इत्युक्त्वा प्रीतिहृष्टाऽङ्गो रामस्तं परिषस्वजे ।
हनुमन्तं महात्मानं कृतकार्यमुपागतम् ॥ ५ ॥

આમ કહીને પ્રીતિથી પ્રફુલ્લિત શરીરવાળા શ્રીરામ સફલ મનોરથ મહાત્મા હનુમાનને ભેટી પડ્યા.

ध्यात्वा पुनरुवाचेदं वचनं रघुसत्तमः ।
हरीणामीश्वरस्यैवं सुग्रीवस्योपशृण्वतः ॥ ६ ॥

હનુમાનને આલિંગન કર્યા પછી, થોડીવાર વિચાર કરીને, શ્રીરામે કપિરાજ સુગ્રીવના સાંભળતાં હનુમાનને કહ્યું કે,



सर्वथा सुकृतं तावत्सीतायाः परिमार्गणम् ।
सागरं तु समासाद्य पुनर्नष्टं मनो मम ॥ ७ ॥

જો કે સીતાની શોધ કરવાનું કામ બધી રીતે પાર પડી ગયું છે, તો પણ જ્યારે હું પ્રચંડ મોજાંવાળા વિસ્તૃત-વિશાળ સાગરને જોઉં છું ત્યારે મારું મન મરી જાય છે. (હું હતોત્સાહ થઇ જાઉં છું.)

इत्युक्त्वा शोकसम्भ्रान्तो रामः शत्रुनिबर्हणः ।
हनुमन्तं महाबाहुस्ततो ध्यानमुपागमत् ॥ ८ ॥

શત્રુસંહારક, શોક સંતપ્ત (અને) મહાબાહુ રામચંદ્રજી હનુમાનજીને આવું કહીને વળી પાછા ચિંતામગ્ન થઇ ગયા.

## ૨ (બીજો) સર્ગ શોક સંતપ્ત શ્રીરામને સુગ્રીવનું પ્રોત્સાહન

तं तु शोकपरिद्यूनं रामं दशरथात्मजम् ।
उवाच वचनं श्रीमान् सुग्रीवः शोकनाशनम् ॥ १ ॥

દશરથનંદન શ્રીરામને શોકથી સંતપ્ત જોઇને શ્રીમાન સુગ્રીવ તેમનો શોક દૂર કરનારાં આ વચનો બોલ્યા.

सन्तापस्य च ते स्थानं नहि पश्यामि राघव ।
प्रवृत्तावुपलब्धायां ज्ञाते च निलये रिपोः ॥ २ ॥

'હે રઘુકુલશિરોમણિ રામ ! હવે તમારે સંતપ્ત થવાનું કોઇ કારણ મને દેખાતું નથી, કેમકે હવે તો સીતાનો વૃત્તાંત અને શત્રુના સ્થાન એમ બંને પ્રકારની માહિતી મળી ગઇ છે.'

समुद्रं लङ्घयित्वा तु महानक्रसमाकुलम् ।
लङ्कामारोहयिष्यामो हनिष्यामश्च ते रिपुम् ॥ ३ ॥



'હે રામ ! મોટા મોટા મગરમચ્છોથી વ્યાપ્ત આ સમુદ્રને ઓળંગીને આપણે સૌ લંકા પર આક્રમણ કરીશું અને આપના શત્રુઓને મારી નાખશું.'

निरुत्साहस्य दीनस्य शोकपर्याकुलात्मनः ।
सर्वथा व्यवसीदन्ति व्यसनं चाधिगच्छति ॥ ४ ॥

'(આપ ઉત્સાહથી કાર્ય કરજો કેમકે) ઉત્સાહહીન, દીન અને શોકથી વ્યાકુળ મનુષ્યના બધા જ મનોરથો નષ્ટ થઇ જાય છે અને એને અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાં પડે છે. એથી આપ શોક તજી દો.'

इमे शूराः समर्थाश्च सर्वे नो हरियूथपाः ।
त्वत्प्रियार्थं कृतोत्साहाः प्रवेष्टुमपि पावकम् ॥ ५ ॥

'અમારા આ બધા જ શૂરવીર અને કાર્ય-સાધનામાં સમર્થ વાનર ગણપતિઓ તમારાં મનગમતાં કાર્યો કરવા માટે આગમાં કૂદી પડવાને પણ ઉત્સાહવાળા છે.'

शक्ता लङ्का समानेतुं समुत्पाट्य सराक्षसाम् ।
तदलं विक्लवां बुद्धिं राजन्सर्वार्थनाशनीम् ॥ ६ ॥

'હે રાજા ! આ વાનરોમાં એટલી બધી શક્તિ અને એટલું બધું સામર્થ્ય છે કે તેઓ રાક્ષસો સહિત સંપૂર્ણ લંકાને ઉખાડીને અહીંયા લાવી શકે છે. એથી આપ સર્વ અર્થ નષ્ટ કરનારી નિરાશાનો ત્યાગ જ કરી દો.'

पुरुषस्य हि लोकेऽस्मिन् शोकः शौर्यापकर्षणः ।
यत्तु कार्यं मनुष्येण शौण्डीर्यमवलम्बता ।
तदलङ्करणायैव कर्तुर्भवति सत्वरम् ॥ ७ ॥

'શોક મનુષ્યનાં શૌર્યનો નાશ કરે છે અને જે કામ પરાક્રમ અને આત્મવિશ્વાસથી કરવામાં આવે છે તે સફળતા પૂર્વક પરિપૂર્ણ થાય છે.'

तदलं शोकमालम्ब्य क्रोधमालम्ब भूपते ।
निश्चेष्टाः क्षत्रिया मन्दाः सर्वे चण्डस्य बिभ्यति ॥ ८ ॥

'હે રાજા ! હવે આપ શોકનો ત્યાગ કરો અને ક્રોધને ધારણ કરો, કેમકે જેઓ ક્ષત્રિય થઇને ઉદ્યમહીન હોય છે તેઓ કદી પણ સૌભાગ્ય પ્રાપ્ત કરી શકતા નથી; અને પ્રચંડ મનુષ્યથી બધા જ ડરે છે.'

किमुक्त्वा बहुधा चापि सर्वथा विजयी भवान् ।
निमित्तानि च पश्यामि मनो मे सम्प्रहृष्यति ॥ ९ ॥

'હે રામ ! હું હવે વધારે શું કહું ? આપ બધી રીતે વિજયી થશો, કેમકે આ વેળાએ હું જે શુભ શુકન જોઇ રહ્યો છું તેનાથી મારું મન અત્યંત હરખાઇ રહ્યું છે.'

## 3 (ત્રીજો) સર્ગ શ્રીરામની લંકા વિશે પૂછપરછ

सुग्रीवस्य वचः श्रुत्वा हेतुमत्परमार्थवत् ।
प्रतिजग्राह काकुत्स्थो हनुमन्तमथाब्रवीत् ॥ १ ॥

સુગ્રીવનાં યુક્તિયુકત અને પરમાર્થ બોધક વચનો સાંભળીને શ્રીરામે તેનો સ્વીકાર કર્યો અને પછી તેઓ હનુમાનને પૂછવા લાગ્યા.

कति दुर्गाणि दुर्गाया लङ्काया ब्रूहि तानि मे ।
ज्ञातुमिच्छामि तत्सर्वं दर्शनादिव वानर ॥ २ ॥



'હે હનુમાન ! મને એ બતાવો કે દુર્ગમ લંકાને કેટલા દુર્ગો છે ? હું એ બધાનું એવું સ્પષ્ટ વર્ણન સાંભળવા ઇચ્છું છું કે જાણે હું તેને પ્રત્યક્ષ જોઇ રહ્યો હોઉં.'

बलस्य परिमाणं च द्वारदुर्गक्रियामपि ।
गुप्तकर्म च लङ्काया रक्षसां सदनानि च ॥ ३ ॥
यथासुखं यथावच्च लङ्कायामसि दृष्टवान् ।
सर्वमाचक्ष्व तत्त्वेन सर्वथा कुशलो ह्यसि ॥ ४ ॥

'લંકામાં સેના કેવડી છે ? લંકાનાં દુર્ગદ્વારોનું રક્ષણ કયા સાધનોથી થાય છે ? લંકાની સુરક્ષા માટે જે કિલ્લાઓ અને ખાઇઓ બનાવેલી છે તે કેવાં છે ? રાક્ષસોના આવાસો કેવા છે ? લંકામાં તમે જે કંઇ જોયું છે તે બધું મને યથાર્થ રૂપે સંકોચ છોડીને કહી દ્યો, કેમકે એ વિષયમાં તમારી પાસે સંપૂર્ણ જાણકારી છે.'

श्रुत्वा रामस्य वचनं हनुमान् मारुतात्मजः ।
वाक्यं वाक्यविदां श्रेष्ठो रामं पुनरथाब्रवीत् ॥ ५ ॥

વાતચીતમાં ચતુર પવનપુત્ર હનુમાન શ્રીરામના આ પ્રશ્નો સાંભળીને તેનો ઉત્તર આ પ્રમાણે આપવા લાગ્યા.

हृष्टा प्रमुदिता लङ्का मत्तद्विपसमाकुला ।
महती रथसम्पूर्णा रक्षोगणसमाकुला ॥ ६ ॥

'વિશાળ લંકા નગરી હૃષ્ટપુષ્ટ સુખિયા લોકોના વસવાટ વાળી છે. ત્યાં મદોન્મત્ત હાથીઓ અને મોટા મોટા રથો ઠેક ઠેકાણે રહેલા છે અને આવાસોમાં રાક્ષસોનાં સમુદાયો રહે છે.'

दृढबद्धकपाटानि महापरिघवन्ति च ।
चत्वारि विपुलान्यस्या द्वाराणि सुमहान्ति च ॥ ७ ॥



'તે શહેરને ચાર વિશાળ દરવાજા છે, તે દ્વારો દઢ કમાડવાળાં છે અને બારણાં બંધ કરવાને મોટી મોટી ભોગળો (પરિઘ) ભીડવવામાં આવે છે.'

तत्रेषूपलयन्त्राणि बलवन्ति महान्ति च ।
आगतं प्रतिसैन्यं तैस्तत्र प्रतिनिवार्यते ॥ ८ ॥

તે દરવાજાઓ પર બહુ જ મોટા પ્રબળ 'ઇષૂપલ' નામનાં યંત્રો ગોઠવેલાં છે, તેનાથી શત્રુની આક્રમણકારી સેનાનું નિવારણ થઇ જાય છે.'

**ટિપ્પણી :** ✱ *'ઇષૂપલ'એવી જાતની તોપો હતી કે તેમાંથી ગોળાને બદલે તીરો અને પત્થરોનો વરસાદ શત્રુસેના ઉપર કરવામાં આવતો હતો.*

द्वारेषु संस्कृता भीमाः कालायसमया शिताः ।
शतशो रचिता वीरैः शतघ्न्यो रक्षसां गणैः ॥ ९ ॥

'એ પ્રવેશદ્વારો પર પ્રશિક્ષિત રાક્ષસો સહિતની યુક્તિપૂર્વક બનાવેલી લોખંડની સુવેધક ભયંકર તોપો સેંકડોની સંખ્યામાં ગોઠવેલી છે.'

सौवर्णश्च महांस्तस्याः प्राकारो दुष्प्रधर्षणः ।
मणिविद्रुमवैडूर्यमुक्ताविरचितान्तरः ॥ १० ॥

'એ નગરનો કિલ્લો (ગઢ) સોનાનો છે, તે ઓળંગવો કઠિન છે. કોટની ભીંતો પર વચ્ચે વચ્ચે મણિ, પરવાળાં, પન્ના અને મોતીઓ જડેલાં છે.'

**ટિપ્પણી :** ✱ *નિઘણ્ટુમાં લોખંડ આદિ બધી જ ધાતુઓને સુવર્ણ નામ આપેલું છે.*



सर्वतश्च महाभीमाः शीततोयवहाः शुभाः ।
अगाधा ग्राहवत्यश्च परिखा मीनसेविता । ११ ॥

'એ કોટની ચારેકોર મોટી ભયંકર પણ શીતળ સ્વચ્છ જળથી ભરેલી અગાધ ખાઇઓ છે, તે ખાઇઓમાં માછલાં અને મગરમચ્છો પુષ્કળ રહે છે.'

द्वारेषु तासां चत्वारः संक्रमाः परमायताः ।
यन्त्रैरूपेता बहुभिर्महद्भिर्गृहपङ्क्तिभिः ॥ १२ ॥

'તે ખાઇઓની ઉપર ચારેય દરવાજે લાકડાના વિશાળ પુલ બનાવેલા છે અને તેમના ઉપર મોટાં મોટાં યંત્રો ગોઠવેલાં છે. વળી તેની પાસે જ તેને ચલાવનારા રાક્ષસ સૈનિકોની ટુકડીઓ રાખેલી છે.'

त्रायन्ते संक्रमास्तत्र परिसैन्यागमे सति ।
यन्त्रैस्तैरवकीर्यन्ते परिखासु समन्ततः ॥ १३ ॥

શત્રુસૈન્યનું આક્રમણ થાય ત્યારે તે યંત્રો વડે પુલો અને નગરીનું રક્ષણ કરાય છે. ત્યાં રાખેલાં (યંત્રોનું સંચાલન કરીને ખાઇઓમાં ચારે બાજુ ફેરવવામાં આવે છે. તેમ કરવાથી શત્રુસેનાનો ખાઇઓમાં જ વિનાશ થઇ જાય છે.) યંત્રોને ચારે તરફ ઘુમાવવાથી ખાઇના પાણી ચારેય બાજુ ફરી વળે છે અને શત્રુસૈનિકો પૂ રમાં ડૂબી જાય છે.

स्वयं प्रकृतिसम्पन्नो युयुत्सू राम रावणः ।
उत्थितश्चाप्रमत्तश्च बलानामनुदर्शने ॥ १४ ॥

'હે રામ ! રાવણ આજકાલ દ્યૂત વગેરે વ્યસનો તજીને કમર કસી યુદ્ધ માટે તૈયાર રહે છે. તે સદા જાગૃત રહે છે અને બહુ જ સાવધ રહીને સેનાની દેખરેખ રાખતો હોય છે.



लङ्का पुनर्निरालम्बा देवदुर्गा भयावहा ।
नादेयं पार्वतं वान्यं कृत्रिमं च चतुर्विधम् ॥ १५ ॥

'લંકાપુરી એક સીધા ઊભા પર્વત પર વસેલી છે. એથી તે દેવોને માટે પણ દુર્ગમનીય છે અને શત્રુને માટે ભયાવહ છે. લંકા નદીદુર્ગ, પર્વતદુર્ગ, વનદુર્ગ, અને કુત્રિમદુર્ગ એમ ચાર પ્રકારના દુર્ગોથી યુકત છે.'

स्थिता पारे समुद्रस्य दूरपारस्य राघव ।
शैलाग्रे रचिता दुर्गा लङ्का परमदुर्जया ॥ १६ ॥

'હે રાઘવ ! સમુદ્રને સામે પાર બહુ જ દૂર પર્વતના શિખર ઉપર તે દુર્ગમનીય લંકા વસાવેલી છે અને તે પરમ દુર્જેય છે.'

## ૪ (ચોથો) સર્ગ યુદ્ધ માટે શ્રીરામનું પ્રસ્થાન અને સમુદ્ર તટે પડાવ

श्रुत्वा हनुमतो वाक्यं यथावदनुपूर्वशः ।
ततोऽब्रवीन्महातेजा रामः सत्यपराक्रमः ॥ १ ॥

ક્રમાનુસાર કહેલી હનુમાનની યથાર્થ વાતો સાંભળી અમોઘ-પરાક્રમી મહાબલી શ્રી રામ બોલ્યા.

यां निवेदयसे लङ्कां पुरीं भीमस्य रक्षसः ।
क्षिप्रमेनां मथिष्यामि सत्यमेतद् ब्रवीमि ते ॥ २ ॥

'હે હનુમાન ? તમે જે ભયંકર રાક્ષસોની નગરી લંકાનું વર્ણન કરેલું છે, તેનો હું શીઘ્ર સંહાર કરીશ, આ હું તને સાચે સાચું જ કહું છું.'



अस्मिन् मुहूर्ते सुग्रीव प्रयाणमभिरोचये ।
युक्तो मुहुर्तो विजयः प्राप्तो मध्यं दिवाकरः ॥ ३ ॥

'હે સુગ્રીવ ! મને આ મુહૂર્તમાં જ યુદ્ધ યાત્રા કરવી રુચિકર લાગે છે, આ સમય વિજય માટે ઉત્તમ છે. જલદી કરો, કેમકે સૂર્ય મધ્ય આકાશમાં આવી ગયો છે અર્થાત્ મધ્યાહ્નનો સમય થઇ ગયો છે.'

सीता श्रुत्वाऽभियानं आशामेष्यति जीविते ।
जीवितान्तेऽमृतं स्पृष्ट्वा पीत्वा विषमिवातुरः ॥ ४ ॥

'વિષપાન કરનારા, જીવનથી હાથ ધોઇ નાખનાર, મૃત્યુનાં મોંમાં પડેલા કોઇ મનુષ્યને અમૃત મળી જાય અને જેવી એને જીવવાની આશા બંધાય તેવી આશા આપણી યુદ્ધ યાત્રાના સમાચાર સાંભળીને સીતાને પોતાના જીવન માટે બંધાઇ જશે.'

उत्तराफाल्गुनी ह्यद्य श्वस्तु हस्तेन योक्ष्यसे ।
अभिप्रयाम सुग्रीव सर्वानीकसमावृताः ॥ ५ ॥

'આજે ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર છે. કાલે ચંદ્રમા હસ્તનક્ષત્રનો યોગ કરશે. એટલે હે સુગ્રીવ ! આપણે સમસ્ત સેના લઇને આજે જ પ્રસ્થાન કરીએ.'

**ટિપ્પણી :** ✷ *સીતાજીનો જન્મ ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રમાં થયો હતો. એટલે એની મુક્તિના નિમિત્તે પ્રસ્થાન માટે શ્રીરામને તે દિવસ ઉચિત લાગ્યો.*

राघवस्य वचः श्रुत्वा सुग्रीवो वाहिनीपतिः ।
व्यादिदेश महावीर्यान् वानरान् वानरर्षभः ॥ ६ ॥



મહાબળવાન્ વાનર શ્રેષ્ઠ વાહિનીપતિ સુગ્રીવે શ્રીરામનાં આ વચનો સાંભળી મહાપરાક્રમી વાનરોને પ્રસ્થાન કરવાનો આદેશ આપ્યો.

ततो वानराजेन लक्ष्मणेन च पूजितः ।
जगाम रामो धर्मात्मा ससैन्यो दक्षिणां दिशम् ॥ ७ ॥

ત્યારપછી વાનરરાજ સુગ્રીવ અને લક્ષ્મણની પ્રાર્થનાથી શ્રીરામ સેનાને સાથે લઈને લક્ષિણ દિશામાં ચાલી નીકળ્યા.

पुरस्तादृषभो वीरो नीलः कुमुद एव च ।
पन्थानं शोधयन्ति स्म वानरैर्बहुभिर्वृताः ॥ ८ ॥

મહાવીર ઋષભ, નીલ અને કુમુદ બહુબધા વાનરોને સાથે રાખીને રસ્તો ગોતતાં ગોતતાં અને માર્ગ ચોકખો કરતાં કરતાં આગળ આગળ ચાલતા હતા.

मध्ये तु राजा सुग्रीवो रामो लक्ष्मण एव च ।
बलिभिर्बहुभिः शूरैर्वृताः शत्रुनिबर्हणैः ॥ ९ ॥

સેનાના મધ્ય ભાગમાં શ્રીરામ, લક્ષ્મણ અને કપિરાજ સુગ્રીવ શત્રુઓનો સંહાર કરનારા ઘણા બધા શૂરવીર બળવાન સૈનિકોથી ઘેરાયેલા ચાલી રહ્યા હતા.

सुषेणो जाम्बावांश्चैव ऋक्षैश्च बहुभिर्वृतौ ।
सुग्रीवं पुरतः कृत्वा जघनं संररक्षतुः ॥ १० ॥

સુષેણ અને જાંબવાન ઘણી મોટી ઋક્ષસેના (રીંછ જાતિના લોકોનું સૈન્ય) સાથે લઈને સુગ્રીવની આગેવાનીમાં લશ્કરની વચ્ચે ચાલતા રહી સૈન્યના પાછલા ભાગની રક્ષા કરતા જતા હતા.



एवं ते हरिशार्दूला गच्छन्तो बलदर्पिताः ।
सह्यपर्वतमासेदुर्मलयं च महीधरम् ॥ ११ ॥

પોતાનાં બળનું ગર્વ કરનારા વાનરશ્રેષ્ઠ સૈનિકો ચાલતાં ચાલતાં સહ્યાદ્રિ અને મલયાચલ પર્વતની નજીક પહોંચી ગયા.

ते सह्यं समतिक्रम्य मलयं च महागिरिम् ।
आसेदुरानुपूर्व्येण समुद्रं भीमनिःस्वनम् ॥ १२ ॥

ક્રમ અનુસાર તેઓ સહ્યાદ્રિ અને મલયાચલ પર્વતોને વટાવી જઈને ભયંકર નાદ કરનારા સમુદ્રની નજીક પહોંચી ગયા.

रामः सागरमासाद्य वासमाज्ञापयत्तदा ।
सर्वाः सेना निवेश्यन्तां वेलायां हरिपुङ्गव ॥ १३ ॥

સમુદ્રકિનારે પહોંચી શ્રીરામે સેનાને ત્યાંજ સ્થિર થવાની આજ્ઞા આપી. (તેમણે કહ્યું) 'હે સુગ્રીવ ! આ તટ પર સમસ્ત સેનાનો પડાવ નાખો.

रामस्य वचनं श्रुत्वा सुग्रीवः सहलक्ष्मणः ।
सेनां निवेशयत्तीरे सागरस्य द्रुमायुते ॥ १४ ॥

શ્રીરામની આજ્ઞા થતાં જ લક્ષ્મણે અને સુગ્રીવે વૃક્ષોવાળા એ સાગર તીરે લશ્કરનો પડાવ નાખ્યો.



## ૫ (પાંચમો) સર્ગ રાવણની મંત્રણા

लङ्कायां तु कृतं कर्म घोरं दृष्ट्वा भयावहम् ।
राक्षसेन्द्रो हनुमता शक्रेणेव महात्मना ॥ १ ॥
अब्रवीद्राक्षसान् सर्वान् ह्रिया किञ्चिदवाङ्मुखः ।
धर्षिता च प्रविष्टा च लङ्का दुष्प्रसहा पुरी ॥ २ ॥
तेन वानरमात्रेण दृष्टा सीता च जानकी ।
प्रासादो धर्षितश्चैत्यः प्रबला राक्षसा हताः ॥ ३ ॥

અહીં શ્રીરામની સેના સાગરતટે થોભી ગઇ, ત્યાં લંકામાં રાક્ષસરાજ રાવણ, મહાપરાક્રમી ઇન્દ્ર સમાન હનુમાનજીએ કરેલા ઘોર ભયંકર કાર્યને જોઇ, શરમનો માર્યો મોઢું નીચું કરી રાક્ષસોને બોલ્યો, 'જુઓ, એક વાનરે અજેય લંકામાં પ્રવેશ કરી લંકાની કેવી દુર્દશા કરી નાખી ! તે વાનરે જનકનંદિની સીતાનાં દર્શન કરી તેની સાથે વાતચીત પણ કરી, રાજમહેલોને ફંફોળ્યા અને તોડફોડ કરીને મોટા મોટા બળવાન રાક્ષસોને મારી નાખ્યા.'

किं करिष्यामि भद्रं वः किं वा युक्तमनन्तरम् ।
उच्यतां नः समर्थं यत्कृतं च सुकृतं भवेत् ॥ ४ ॥

'તમારું કલ્યાણ થાઓ, હવે તમે જ બતાવો કે મારે હવે શું કરવું ? અને શું કરીએ તો સારું પરિણામ આવશે ? તમે લોકો કોઇ એવો ઉપાય બતાવો કે જે કરવાથી આપણું ભલું થાય અને જે કૃત્ય આપણે કરી પણ શકીએ.'

मन्त्रमूलं हि विजयं प्राहुरार्या मनस्विनः ।
तस्माद्वै रोचये मन्त्रं रामं प्रति महाबलाः ॥ ५ ॥

'મનનશીલ આર્યો = શ્રેષ્ઠ પુરુષો વિચારને વિજયની ચાવી બતાવે છે, એથી હે રાક્ષસો ! આ ટાણે મને રામના વિષયમાં વિચારોની આપલે કરવાનું ગમે છે.'



त्रिविधा पुरुषा लोके उत्तमाधममध्यमाः ।
तेषां तु समवेतानां गुणदोषौ वदाम्यहम् ॥ ६ ॥

સંસારમાં ઉત્તમ, મધ્યમ અને અધમ-એમ ત્રણ પ્રકારના મનુષ્યો હોય છે, તે ત્રણેય વર્ગના ગુણો અને દોષો હું કહું છું.

मन्त्रिभिर्हितसंयुक्तैः समर्थैर्मन्त्रनिर्णये ।
मित्रैर्वापि समानार्थैर्बान्धवैरपि वाधिकैः ॥ ७ ॥
सहितो मन्त्रयित्वा यः कर्मारम्भान् प्रवर्तयेत् ।
दैवे च कुरुते यत्नं तमाहुः पुरुषोत्तमम् ॥ ८ ॥

'જે મનુષ્ય હિતૈષી અને સલાહ દેવાની ક્ષમતાવાળા અથવા પોતાના જેવા જ સુખ-દુઃખ ભોગવનારા બંધુ-બાંધવો અથવા પોતાથી અધિક યોગ્યતાવાળા માણસો સાથે વિચાર-વિમર્શ કરી કાર્યનો આરંભ કરે છે તથા પરમાત્માની સહાયતા મેળવવાને પુરુષાર્થ કરે છે, તે મનુષ્યને ઉત્તમ પુરુષ કહે છે.'

एकोऽर्थं विमृशेदेको धर्मे प्रकुरुते मनः ।
एकः कार्याणि कुरुते तमाहुर्मध्यमं नरम् ॥ ९ ॥

'જે મનુષ્ય એકલો જ પ્રસ્તુત વિષયની ગુણવત્તાનો વિચાર કરી, ધર્મની મર્યાદા સમજીને એકલો જ પોતાનાં કાર્યનો આરંભ કરે છે તેને મધ્યમ પુરુષ કહે છે.

गुणदोषावनिश्चित्य त्यक्त्वा धर्मव्यपाश्रयम् ।
करिष्यामीति यः कार्यमुपेक्षेत्स नराधमः ॥ १० ॥



'જે માણસ ગુણ-દોષોનો વિચાર કર્યા વગર અને ધર્મની મર્યાદાનો ભંગ કરીને તથા 'હું' એકલો જ આ કામ કરી લઇશ એવો નિર્ણય લઇ કામનો આરંભ કરી દે અને પછી એની ઉપેક્ષા કરે - કાર્યને વચેથી જ (અપૂર્ણ) છોડી દે, તે પુરુષને અધમ પુરુષ કહે છે.'

यथेमे पुरुषा नित्यमुत्तमाधममध्यमाः ।
एवं मन्त्रा हि विज्ञेया उत्तमाधममध्यमाः ॥ ११ ॥

'જેવી રીતે ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના પુરુષો હોય છે, તેવી જ રીતે મન્ત્રો (સલાહ) પણ ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારના જાણવા જોઇએ.'

एकमत्यमुपागम्य शास्त्रदृष्टेन चक्षुषा ।
मन्त्रिणो यत्र निरतास्तमाहुर्मन्त्रमुत्तमम् ॥ १२ ॥

'બધા જ મંત્રીઓ જ્યાં એકમત થઇને શાસ્ત્રોની દૃષ્ટિએ વિચારોનું આદાન પ્રદાન કરે તે મંત્ર ઉત્તમ કહેવાય છે.'

बह्व्योऽपि मतयो भूत्वा मन्त्रिणामर्थनिर्णये ।
पुनर्यत्रैकतां प्राप्ताः स मन्त्रो मध्यमः स्मृतः ॥ १३ ॥

'જે વિધાનનો નિર્ણય કરવા માટે પ્રારંભમાં મંત્રીઓમાં અનેક મતો (વિચારમાં મત ભેદો) હોય પણ અંતમાં એકમત થઇને નિર્ણયાત્મક વિધાન પારિત કરે તેવી સલાહને પંડિતો મધ્યમ મંત્ર કહે છે.'

अन्योऽन्यं मतिमास्थाय यत्र सम्प्रतिभाष्यते ।
न चैकमत्ये श्रेयोऽस्ति मन्त्रः सोऽधम उच्यते ॥ १४ ॥

'જે મંત્રમાં સંમતિદાતા એકબીજાની વિરુદ્ધ મત પ્રદર્શિત કરે, બધા એકમત ન જ થાય, અથવા એક મત થાય તો પણ તેમની સલાહ (મત)થી કશું જ કલ્યાણ ન થાય તે મંત્ર અધમ કહેવાય છે.'



तस्मात्सुमन्त्रितं साधु भवन्तो मतिसत्तमाः ।
कार्यं सम्प्रतिपद्यन्तामेतत्कृत्यं मतं मम ॥ १५ ॥

'એટલા માટે હે શ્રેષ્ઠ મંત્રી મહાનુભાવો ! આપ લોકો બુદ્ધિમાન છો, તેથી સારી રીતે જોઇ વિચારીને જે કાર્ય ઠીક લાગે અને કલ્યાણકારી હોય તે એક મત થઇ નિર્ણય કરો. બસ તે જ કાર્ય મારું કર્તવ્ય છે એમ હું સમજીશ.'

वानराणां हि वीराणां सहस्रैः परिवारितः ।
रामोऽभ्येति पुरीं लङ्कामस्माकमुपरोधकः ॥ १६ ॥

'જુઓ, શ્રીરામ હજારો શૂરવીર વાનરોને સાથે લઇને લંકા પુરીને ઘેરો ઘાલવા માટે આવી રહ્યા છે.'

तरिष्यति च सुव्यक्तं राघवः सागरं सुखम् ।
तरसा युक्तरूपेण सानुजः सबलानुगः ॥ १७ ॥

'એ પણ સ્પષ્ટ અને નિશ્ચિત છે કે રામ પોતાનાં (પરાક્રમથી) નય = નીતિ બલ અથવા દિવ્ય સાધનોના પ્રયોગથી નાના ભાઇ લક્ષ્મણ અને સંપૂર્ણ વાનરસેના સહિત સમુદ્ર પાર કરીને આ કાંઠે સરળતાથી અને સુખેથી પહોંચી જશે.'

अस्मिन्नेवं गते कार्ये विरुद्धे वानरैः सह ।
हितं पुरे च सैन्ये च सर्वं सम्मन्त्र्यतां मम ॥ १८ ॥

'લંકા પર આક્રમણ અને વાનરોનો અવરોધ એ બંને વાતોને ધ્યાનમાં રાખી આપ સર્વે એવી સલાહ આપો કે તેનાથી લંકાપુરી અને રાક્ષસ સેનાનું કલ્યાણ થાય.'



## ૬ (છઠ્ઠો) સર્ગ રાક્ષસોનું રાવણને યુદ્ધ માટે પ્રોત્સાહન

इत्युक्ता राक्षसेन्द्रेण राक्षसास्ते महाबलाः ।
ऊचुः प्राञ्जलयः सर्वे रावणं राक्षसेश्वरम् ॥ १ ॥

રાક્ષસરાજ રાવણે આવું કીધું તેથી બધા મહાબળવાન રાક્ષસો હાથ જોડી રાવણને કહેવા લાગ્યા.

तिष्ठ वा किं महाराज श्रमेण तव वानरान् ।
अयमेको महाबाहुरिन्द्रजित्क्षपयिष्यति ॥ २ ॥

'હે મહારાજ ! આપ આરામથી બેઠા રહો. આપે એ વાનરો માટે કષ્ટ ઊઠાવવાની શી આવશ્યકતા છે ? આ મહાબાહુ ઈન્દ્રજિત એકલો જ બધા વાનરોને મારી હટાવશે (ફેંકી દેશે).

ततो नीलाम्बुदनिभः प्रहस्तो नाम राक्षसः ।
अब्रवीत् प्राञ्जलिर्वाक्यं शूरः सेनापतिस्तदा ॥ ३ ॥

ત્યારપછી કાળાં વાદળો જેવા વર્ણવાળો પ્રહસ્ત નામનો શૂરવીર સેનાપતિ હાથ જોડીને બોલ્યો.

देवदानवगन्धर्वाः पिशाचपतगोरगाः ।
न त्वां धर्षयितुं शक्तां किं पुनर्वानरा रणे ॥ ४ ॥

'હે રાજા ! જ્યારે દેવતા, દાનવો, ગંધર્વો, પિશાચો, પતગો અને નાગલોકો આપનું કશું જ બગાડી શક્યા નથી, તો પછી યુદ્ધક્ષેત્રમાં આ બિચારા વાનરો શું કરી શકવાના હતા ?'

सर्वे प्रमत्ता विश्वस्ता वञ्चिताः स्म हनुमता ।

न हि मे जीवतो गच्छेज्जीवन्स वनगोचरः ॥ ५ ॥

'(આ વાનર અમારું શું બગાડી શકવાનો છે ? એવી) અસાવધાની અને ભ્રામક આત્મવિશ્વાસ (પ્રમાદ)નાં કારણે અમે હનુમાનથી છેતરાયા (ભ્રમમાં રહ્યા). જો અમે સાવધાન રહ્યા હોત તો શું એ વાનર જીવતો-જાગતો પાછો જતો રહેત !'

सर्वां सागरपर्यन्तां सशैलवनकाननाम् ।
करोम्यवानरां भूमिमाज्ञापयतु मां भवान् ॥ ६ ॥

'આપ મને આજ્ઞા આપો એટલી જ વાર છે ! હું સાગર, પર્વત અને વનો સહિત આ સંપૂર્ણ પૃથ્વીને વાનર વગરની કરી દઉં.'

अब्रवीत्तु सुसंक्रुद्धो दुर्मुखो नाम राक्षसः ।
इदं न क्षमणीयं हि सर्वेषां नः प्रधर्षणम् ॥ ७ ॥

ત્યારપછી દુર્મુખ નામનો રાક્ષસ ક્રોધ કરીને બોલ્યો કે 'હનુમાને અહીં આવીને આપણું બધાનું અપમાન કર્યું છે. એટલે તેનું આ કામ ઉપેક્ષા કરવા યોગ્ય નથી (ક્ષમા કરવા યોગ્ય નથી).'

अयं परिभवो भूयः पुरस्यान्तःपुरस्य च ।
श्रीमतो राक्षसेन्द्रस्य वानरेण प्रघर्षणम् ॥ ८ ॥

'અમે અમારું અપમાન સહન કરી લેત, પરંતુ આતો સમસ્ત લંકાનગરીને અને અંતઃપુરને રંજાડીને (ભસ્મ કરીને) તે વાનરે શ્રીમાન્ રાક્ષસરાજનું અપમાન તિરસ્કાર કરેલ છે. (તે કેમ સહન કરીએ ?)

अस्मिन्मुहूर्ते हत्वैको निवर्तिष्यामि वानरान् ।
प्रविष्टान् सागरं भीमम्बरं वा रसातलम् ॥ ९ ॥



'તે વાનરો ચાહે સમુદ્રમાં જઇને સંતાય, કે ચાહે આકાશમાં અથવા રસાતલમાં છૂપાઇ જાય અથવા કોઇપણ અન્ય સ્થાનમાં પેસી જાય, પણ હું એકલો જ હમણાં જ જઇને બધાય વાનરોનો નાશ કરીને જ પાછો વળવાનો છું.'

ततोऽब्रवीत्सुसंक्रुद्धो वज्रदंष्ट्रो महाबलः ।
किं वो हनुमता कार्यं कृपणेन दुरात्मना ॥ १० ॥
अद्य रामं ससुग्रीवं परिघेण सलक्ष्मणम् ।
आगमिष्यामि हत्वैको विक्षोभ्य हरिवाहिनीम् ॥ ११ ॥

દુર્મુખ આમ કહી રહ્યો ત્યારે મહાબલી વજ્રદંષ્ટ્ર ક્રોધ કરીને કહેવા લાગ્યો કે, 'એ દીન-હીન દુષ્ટ વાનર હનુમાનને મારવાથી અમને શો લાભ થવાનો છે ? આજ હું એકલો જ આખી વાનરસેનાને વ્યાકુળ કરી, મારી વજ્રની ગદાથી રામ, લક્ષ્મણ અને સુગ્રીવને હણીને પાછો આવીશ.'

कौम्भकर्णिस्ततो वीरो निकुम्भो नाम वीर्यवान् ।
अब्रवीत्परमक्रुद्धो रावणं लोकरावणम् ॥ १२ ॥

તત્પશ્ચાત્ કુંભકર્ણનો પુત્ર અત્યંત પ્રતાપી વીર નિકુંભ ક્રોધના આવેશમાં આવી લોકોને રડાવનારા રાવણને કહેવા લાગ્યો કે,

सर्वे भवन्तस्तिष्ठन्तु महाराजेन सङ्गताः ।
अहमेको हनिष्यामि राघवं सहलक्ष्मणम् ॥ १३ ॥

'આપ સર્વે લોકો મહારાજ રાવણની સાથે અહીં જ વિરાજમાન રહો, હું એકલો જ રામ અને લક્ષ્મણને મારી નાખીશ.'



ततो वज्रहनुर्नाम राक्षसः पर्वतोपमः ।
क्रुद्धः परिलिहन्वक्त्रं जिह्वया वाक्यमब्रवीत् ॥ १४ ॥

તદનન્તર પર્વત સમાન સ્થૂળ કાયાવાળો વજ્રહનુ નામના રાક્ષસ ક્રોધ કરતો અને જીભથી હોઠોને ચાટતો ચાટતો બોલવા લાગ્યો.

स्वस्थाः क्रीडन्तु निश्चिन्ताः मधुवारुणीम् ।
अहमेको वधिष्यामि सुग्रीवं सहलक्ष्मणम् ॥
साङ्गदं च हनुमन्तं रामं च रणकुञ्जरम् ॥ १५ ॥

'આપ સર્વે લોકો ખુશીથી નિશ્ચિંત થઇને રમો-કૂદો અને મદિરાપાન કર્યા કરો. હું એકલો જ સુગ્રીવ, લક્ષ્મણ, અંગદ અને હનુમાન સહિત એ રણબંકા વીર રામનો વધ કરીશ.'

## ૭ (સાતમો) સર્ગ વિભીષણનો ઉપદેશ

ततो निकुम्भो रभसो महापार्श्वो महोदरः ।
इन्द्रजिच्च महातेजा बलवान् रावणात्मजः ॥ १ ॥
प्रहस्तोऽथ विरूपाक्षो वज्रदंष्ट्रो महाबलः ।
परिधान्पट्टिशान्प्रासान् खड्गांश्च विपुलाञ्शितान् ॥ २ ॥
प्रगृह्य परमक्रुद्धाः समुत्पत्य च राक्षसाः ।
अब्रुवन् रावणं सर्वे प्रदीप्ता इव तेजसा ॥ ३ ॥

વારા પ્રમાણે વારંવાર આમ કહીને નિકુંભ, રભસ, મહાપાર્શ્વ, મહોદર, મહા તેજસ્વી અને બળવાન રાવણપુત્ર મેઘનાદ, પ્રહસ્ત, વિરૂપાક્ષ અને બળવાન વજ્રદંષ્ટ્ર એ બધા જ રાક્ષસો પરિઘ (લોખંડની ગદા), પટ્ટ, પ્રાસ અને મોટી તીખી ધારવાળી તલવારો લઇને ઊભા થઇ ગયા અને અત્યંત ક્રોધ કરતાં અગ્નિ સમા રાતા-પીળા થતાં રાવણને કહેવા લાગ્યા કે,



अद्य रामं वधिष्यामः सुग्रीवं च सहलक्ष्मणम् ।
कृपणं च हनुमन्तं लङ्का येन प्रदीपिता ॥ ४ ॥

'અમે લોકો આજે જ રામને, સુગ્રીવને, લક્ષ્મણને અને તે નમાલા હનુમાનને જેણે લંકાને આગ લગાડી હતી તેને મારી નાખીશું.'

तान् गृहीतायुधान्सर्वान् वारयित्वा विभीषणः ।
अब्रवीत्प्राञ्जलिर्वाक्यं पुनः प्रत्युपवेश्य तान् ॥ ५ ॥

હાથમાં હથિયારો લઇને (યુદ્ધ માટે થનગની રહેલા એ) રાક્ષસોને વારીને તેમને બેસાડી દઇને વિભીષણે તેમને તથા રાવણને બે હાથ જોડીને વિનતિ કરી અને કહ્યું કે.

अप्युपायैस्त्रिभिस्तात योऽर्थः प्राप्तुं न शक्यते ।
तस्य विक्रमकालांस्तान् युक्तानाहुर्मनीषिणः ॥ ६ ॥

'હે તાત ! નીતિશાસ્ત્રના વિશારદો કહી ગયા છે કે, 'જ્યાં સામ, દામ અને ભેદ આ ત્રણ ઉપાયોથી કામ ન ચાલે ત્યાં જ પરાક્રમ પ્રદર્શિત કરવું જોઇએ.'

प्रमत्तेष्वभियुक्तेषु दैवेन प्रहतेषु च ।
विक्रमास्तात सिध्यन्ति परीक्ष्य विधिना कृताः ॥ ७ ॥

'હે તાત ! જે પ્રમત્ત = પ્રમાદી અથવા અસાવધ હોય છે તથા જેઓ અન્ય શત્રુઓથી ભીડાયેલા હોય છે અથવા જેઓ મહામારી જેવા કુદરતના કોપથી નબળા પડેલા હોય છે, તેવા લોકો ઉપર જો જોઇ-વિચારીને નીતિ અનુસાર બળ વાપરીએ તો કાર્ય સિદ્ધ થઇ શકે છે.'



अप्रमत्तं कथं तं तु विजिगीषं बले स्थितम् ।
जितरोषं दुराधर्षं प्रधर्षयितुमिच्छथ ॥ ८ ॥

'સદા સાવધાન, જ્યાભિલાષી, દેવ-સહાય-પ્રાપ્ત અથવા સૈન્યબળયુક્ત ક્રોધને જીતનારા અને અજેય એવા રામને જીતવાની ઇચ્છા તમે કેમ કરો છો ?'

समुद्रं लङ्घयित्वा तु घोरं नदनदीपतिम् ।
गतिं हनुमतो लोके को विद्यात्तर्कयेत वा ॥ ९ ॥

'નદીઓના સ્વામી ભયંકર સાગરને ઓળંગીને આવી ચડેલા હનુમાનની ગતિવિધિના સંબંધમાં શું કોઇએ અગાઉથી જાણેલું કે કલ્પના પણ કરેલી હતી ?'

बलान्यपरिमेयानि वीर्याणि च निशाचराः ।
परेषां सहसाऽवज्ञा न कर्त्तव्या कथञ्चन ॥ १० ॥

'હે નિશાચરો ! રામની પાસે અદ્ભુત પરાક્રમવાળી વિશાળ સેના છે, આથી આવા શત્રુની કદીપણ અવગણના (ઉપેક્ષા) ન કરવી જોઇએ.

किं च राक्षसराजस्य रामेणापकृतं पुरा ।
आजहार जनस्थानाद्यस्य भार्या यशस्विनीम् ॥ ११ ॥

'વળી રામે રાક્ષસરાજ રાવણનો પહેલાં કયો એવો અપકાર કર્યો હતો કે જેથી રાવણે શ્રીરામની યશસ્વી પત્ની સીતાનું જનસ્થાનમાંથી અપહરણ કર્યું ?

अयशस्यमनायुष्यं परदाराभिमर्शनम् ।
अर्थक्षयकरं घोरं पापस्य च पुनर्भवम् ॥ १२ ॥

'પર સ્ત્રીગમન કીર્તિનો નાશ કરે છે. આયુષ્યને ક્ષીણ કરે છે, ધનનો અતિવ્યય કરે છે અને પાપમાં પ્રવૃત્તિ કરાવે છે.



एतन्निमित्तं वैदेही भयं नः सुमहद्भवेत् ।
आहृता सा परित्याज्या कलहार्थे कृतेन किम् ॥ १३ ॥

'અપહરણ કરીને લાવેલી સીતા આપણે માટે અત્યંત ભયાવહ છે, એટલે આપણે તેનો પરિત્યાગ કરવો જ ઉચિત છે, નકામા લડાઇ-ઝગડા કરવાથી શો લાભ ?'

न नः क्षमं वीर्यवता तेन धर्मानुवर्तिना ।
वैरं निरर्थकं कर्तुं दीयतामस्य मैथिली ॥ १४ ॥

'રામ અત્યંત પરાક્રમી અને ધર્માત્મા છે. એથી એમની જોડે વ્યર્થ વેર બાંધવું સારું નથી. એટલે એમને સીતા પાછી સોંપી દેવી જોઇએ.'

यावन्न सगजां साश्वां बहुरत्नसमाकुलाम् ।
पुरीं दारयते बाणैर्दीयतामस्य मैथिली ॥ १५ ॥

'જ્યાં સુધીમાં રામ પોતાનાં બાણો વડે હાથી-ઘોડા અને વિવિધ રત્નોથી સમૃદ્ધ આ લંકા પુરીને તોડી-ફોડીને, ભાંગીને ભૂકો ન કરી નાખે ત્યાં સુધીમાં અથવા તે પૂર્વે જ સીતા એમને આપી દેવી જોઇએ.'

विनश्येद्धि पुरी लङ्का शूराः सर्वे च राक्षसाः ।
रामस्य दयिता पत्नी स्वयं न यदि दीयते ॥ १६ ॥

'જો તમે તમારી મેળે શ્રીરામને તેમની પ્રાણપ્રિયા પત્ની સીતા નહીં આપી દ્યો તો લંકાપુરીની એક પણ ઇંટ સાજી નહીં રહે અને સમસ્ત શૂરવીર રાક્ષસોનો પણ સંહાર થઇ જશે.'

प्रसादये त्वां बन्धुत्वात्कुरुष्व वचनं मम ।

हितं तथ्यमहं ब्रूवे दीयतामस्य मैथिली ॥ १७ ॥

'હે રાજા ! આપ મારા જ્યેષ્ઠ ભ્રાતા છો એટલે હું તમને મનાવું છું, હું તમને હિતકારી અને સાચી વાત કહી રહ્યો છું. તમે મારી વાત માનો અને સીતા પાછી આપી દ્યો.'

विभीषणस्य वचः श्रुत्वा रावणो राक्षसेश्वरः ।
विसर्जयित्वा तान् सर्वान् प्रविवेश स्वकं गृहम् ॥ १८ ॥

વિભીષણનાં વચનો સાંભળી રાક્ષસરાજ રાવણે તે બધા જ રાક્ષસોને વિદાય કર્યા અને પોતે પોતાના અંતઃપુરમાં ચાલ્યો ગયો.

## ૮ (આઠમો) સર્ગ અંતઃપુરમાં જઈને વિભીષણનું રાવણને સમજાવવું.

ततः प्रत्युषसि प्राप्ते प्राप्तधर्मार्थनिश्चयः ।
राक्षसाधिपतेर्वेश्म भीमकर्मा विभीषणः ॥ १ ॥

બીજા દિવસે પ્રાતઃકાળ થતાં જ ધર્મ અને અર્થનો વિચાર કરનારા વિભીષણ ભયાવહ કર્મના કરનારા રાક્ષસરાજ રાવણના ભવનમાં ગયા.

स पूज्यमानो रक्षोभिर्दीप्यमानः स्वतेजसा ।
आसनस्थं महाबाहुर्ववन्दे धनदानुजम् ॥ २ ॥

રાક્ષસોથી સન્માનિત, પોતાના તેજથી દેદીપ્યમાન, સિંહાસન પર વિરાજમાન, કુબેરના નાનાભાઇ મહાબાહુ રાવણને વિભીષણે ત્યાં પહોંચતાં જ પ્રણામ કર્યા.



स राजदृष्टिसम्पन्नमासनं हेमभूषितम् ।
जगाम समुदाचारं प्रयुज्याचारकोविदः ॥ ३ ॥

શિષ્ટાચારના જાણકાર વિભીષણ રાવણની આંખનો ઇશારો થતાં જ 'મહારાજની જય હો' એમ કહીને સુવર્ણ-વિભૂષિત આસન પર બેસી ગયા.

स रावणं महात्मानं विजने मन्त्रिसन्निधौ ।
उवाच हितमत्यर्थं वचनं हेतुनिश्चितम् ॥ ४ ॥

મંત્રીઓની સાથે એકાંતમાં બેઠેલા મહાત્મા રાવણને વિભીષણે આ હિતકર અને યુક્તિયુક્ત વચનો કહ્યાં.

यदाप्रभृति वैदेही सम्प्राप्तेमां पुरीं तव ।
तदाप्रभृति दृष्यन्ते निमित्तान्यशुभानि नः ॥ ५ ॥

'હે ભાઇ ! જ્યારથી સીતા આપની લંકાપુરીમાં આવી છે, ત્યારથી આપણને બધાને કાયમ અશુભ શુકન દેખાયા કરે છે.'

गवां पयांसि स्कन्नानि विमदा वीरकुञ्जराः ।
दीनमश्वा प्रहेषन्ते न च ग्रासाभिनन्दिनः ॥ ६ ॥

'ગાયો વસૂકી ગઇ છે, ઉત્તમ હાથીઓનો મદ ઊતરી ગયો છે, ઘોડા દીનતાપૂર્વક હણહણી રહ્યા છે અને ઘોડાને ઘાસ ભાવતું નથી.'

खरोष्ट्राश्वतरा राजन्भिन्नरोमाः स्रवन्ति च ।
न स्वभावेऽवतिष्ठन्ते विधानैरपि चिन्तिताः ॥ ७ ॥



'હે રાજા ! ગધેડાં, ઊંટો અને ખચ્ચરો (ઘોડા)ની રૂવાંટી ખરી પડી છે અને તેઓ આંસુ સારી રહ્યાં છે, તેમની ચિકિત્સા કરવા છતાં પણ તેઓ પ્રકૃતિમાં આવતાં = સ્વસ્થ થતાં નથી.'

तदेवं प्रस्तुते कार्ये प्रायश्चित्तमिदं क्षमम् ।
रोचते यदि वैदेही राघवाय प्रदीयताम् ॥ ८ ॥

'આવી જાતનાં અશુભ શુકનોનું પ્રાયશ્ચિત અથવા શાંતિવિધાન મને તો એ જ ઉચિત લાગે છે કે સીતાજી રામને પાછી આપી દઇએ.'

इदं च यदि वा मोहाल्लोभाद्वा व्याहृतं मया ।
तत्रापि च महाराज न रोषं कर्तुमर्हसि ॥ ९ ॥

'હે મહારાજ ! જો મેં આ વાત લોભ કે મોહને વશ થઇને કીધી હોય તો આપ મારો અપરાધ ક્ષમા કરજો. (ગુસ્સો ન કરજો.)

हितं महार्थं मृदु हेतुसंहितं
व्यतीतकालायतिसम्प्रतिक्षमम् ।
निशम्य तद्वाक्यमुपस्थितज्वरः
प्रसङ्गवानुत्तरमेतदब्रवीत् ॥ १० ॥

વિભીષણનાં હિતકારી, અર્થપૂર્ણ, મધુર, યુક્તિયુક્ત અને ભૂત-ભવિષ્ય અને વર્તમાન-ત્રણેય કાળમાં લાભદાયી વચનો સાંભળીને સીતા ઉપર કામાસક્ત રાવણ ક્રોધ કરીને બોલ્યો.

भयं न पश्यामि कुतश्चिदप्यहं
न राघवः प्राप्स्यति जातु मैथिलीम् ।



सुरैः महेन्द्रैरपि सङ्गतः कथं
ममाग्रतः स्थास्यति लक्ष्मणाग्रजः ॥ ११ ॥

'મને તો કયાંય ભય નજરે પડતો નથી. રામને સીતા કોઇ વાતેય મળવાની નથી. યુદ્ધ મેદાનમાં લક્ષ્મણનો મોટો ભાઇ રામ ઇન્દ્ર વગેરે દેવતાઓને સાથે લઇને આવે તો પણ મારી સન્મુખ ઊભો રહી શકે તેમ નથી.'

इतीदमुक्त्वा सुरसैन्यनाशनो
महाबलः संयति चण्डविक्रमः ।
दशाननो भ्रातरमाप्तवादिनं
विसर्जयामास तदा विभीषणम् ॥ १२ ॥

આવું કહીને મહાબલી, દેવસેના-વિનાશક અને સંગ્રામમાં ઘોર પરાક્રમ પ્રદર્શિત કરનારા રાવણે, વિભીષણની વાત યુક્તિયુક્ત હોવા છતાં તેને અપમાન કરીને કાઢી મૂકયો.'

## ૯ (નવમો) સર્ગ રાવણની પરામર્શસભામાં કુંભકર્ણનો વિરુદ્ધ મત

स आस्थाय रथश्रेष्ठं मणिविद्रुमभूषितम् ।
प्रययौ राक्षसश्रेष्ठो दशग्रीवः सभां प्रति ॥ १ ॥

મણિ-પરવાળાંથી વિભૂષિત સુંદર રથમાં સવાર થઇને રાક્ષસશ્રેષ્ઠ રાવણ સભાગૃહ તરફ ચાલ્યો.

राक्षसैः स्तूयमानः सञ्जयाशीर्भिररिन्दमः ।
आससाद महातेजाः सभां सुविहितां शुभाम् ॥ २ ॥



માર્ગમાં રાક્ષસો દ્વારા સન્માનિત થતો થતો અને વિજય માટે આશીર્વાદ લેતો શત્રુસંહારક મહાતેજસ્વી રાવણ પોતાના કલાપૂર્ણ સુંદર સભાભવનમાં પહોંચ્યો.

तस्यां तु वैडूर्यमयं प्रियकाजिनसंवृतम् ।
महत्सोपाश्रयं भेजे रावणः परमासनम् ॥ ३ ॥

સભાભવનમાં પહોંચીને જે નીલમ જડેલા સિંહાસન પર તકિયા મૂકેલા હતા તથા જેના ઉપર પ્રિયક જાતિના હરણનું કોમળ ચામડું પાથરેલું હતું તેવા સર્વોત્તમ આસન પર જઇ બેઠો.

ततः शशासेश्वरवद् दूतांल्लघुपराक्रमान् ।
समानयत मे क्षिप्रमिहैतान् राक्षसानिति ॥ ४ ॥

સિંહાસન પર બિરાજમાન થયા પછી રાવણે અત્યંત શીઘ્ર કાર્ય કરનાર દૂતોને એવી આજ્ઞા આપી કે 'જાઓ, જલદી પરાક્રમી અને પ્રશસ્ય રાક્ષસોને સભામાં બોલાવી લાવો.'

ते रथान् रुचिरानेके दृप्तानेके पृथग्धयान् ।
नागानन्येऽधिरुरुहुर्जग्मुश्चैके पदातयः ॥ ५ ॥

રાવણની આજ્ઞા મળતાં જ તે રાક્ષસોમાંથી કોઇ સુંદર રથો ઉપર, કોઇ મસ્ત ઘોડા ઉપર, કોઇ હાથીઓ ઉપર અને કોઇ પગપાળા જ ચાલી નીકળ્યા.

ते समेत्य सभायां वै राक्षसा राजशासनात् ।
यथार्हमुपतस्थुस्ते रावणं राक्षसाधिपम् ॥ ६ ॥

રાક્ષસરાજ રાવણની આજ્ઞા થવાથી તેઓ બધા રાક્ષસો રાજસભા ભવનમાં એકત્ર થઇ રાવણની નજીક ક્રમાનુસાર બેસી ગયા.



तां तु परिषदं कृत्स्नां समीक्ष्य समितिञ्जयः ।
सुखेप्सुः सुहृदां मध्ये व्याजहार स रावणः ॥ ७ ॥

સંગ્રામ વિજેતા રાવણ તે આખી પરિષદ્ પર એક દૃષ્ટિપાત કરી પોતાના બધા જ સુહૃદોની વચ્ચે પોતાના સુખની કામનાથી કહેવા લાગ્યો કે

प्रियाप्रिये सुखेदुःखे लाभालाभौ हिताहिते ।
धर्मकामार्थकृच्छ्रेषु यूयमर्हथ वेदितुम् ॥ ८ ॥

'હે સભાસદો ! વિપત્તિમાં પ્રિય-અપ્રિય, સુખ-દુઃખ, હાનિ-લાભ, હિત-અહિત, અને ધર્મ-અર્થ તથા કામ સંબંધી બધી વાતોને આપ લોકો સૌ જાણો જ છો.'

सर्वकृत्यानि युष्माभिः समारब्धानि सर्वदा ।
मन्त्रकर्मनियुक्तानि न जातु विफलानि मे ॥ ९ ॥

'તમે લોકો પરસ્પર પરામર્શ કરીને એકમત થઇ જે જે કાર્યોની શરૂઆત કરો છો તે તે કામો કદી પણ નિષ્ફળ જતાં નથી.'

अहं तु खलु सर्वान् वः समर्थयितुमुद्यतः ।
इयं च दण्डकारण्यादानीता जनकात्मजा ॥ १० ॥

'હું હંમેશાં મારાં બધાં જ કાર્યો આપ લોકોને બતાવવાને સદા તૈયાર રહું છું. (એક કામના સંબંધમાં આજે હું તમને કહેવા માગું છું કે) હું રામની પ્રાણપ્રિયા જનકદુલારી સીતાનું હરણ કરીને દંડકારણ્યમાંથી લાવ્યો હતો.'

तनुमध्या पृथुश्रोणी शारदेन्दुनिभानना ।
त्रिषु लोकेषु चान्या मे न सीतासदृशी मता ॥ ११ ॥



'તેની કમ્મર પાતળી છે, તેના નિતંબ મોટા છે, તેનું મુખ શરદઋતુના ચંદ્ર સમાન છે, મારા મત પ્રમાણે સીતા સરખી સુંદર સ્ત્રી ત્રણેય લોકમાં ક્યાંય નથી.'

उन्नसं वदनं वल्गु विपुलं चारुलोचनम् ।
पश्यंस्तदाऽवशस्तस्याः कामस्य वशमेयिवान् ॥ १२ ॥

'સીતાનાં ઊંચા નાક તથા વિશાળ અને મનોહર નેત્રોથી સુશોભિત તેની સુંદર મુખમુદ્રાને દેખી હું કામવાસના કારણે સીતાને અધીન થઇ ગયો છું.'

अदेया च यथा सीता वध्यौ दशरथात्मजौ ।
भवद्भिर्मन्त्र्यतां मन्त्रः सुनीतिश्चाभिधीयताम् ॥ १३ ॥

'હવે તમે બધા સમજી-વિચારીને કોઇ એવો નિશ્ચિત ઉપાય બતાવો કે બંને દશરથપુત્રો રામ-લક્ષ્મણનો વધ થાય અને સીતા પાછી આપવી ન પડે.

तस्य कामपरीतस्य निशम्य परिदेवितम् ।
कुम्भकर्णः प्रचुक्रोध वचनं चेदमब्रवीत् ॥ १४ ॥

'કામાસક્ત રાવણનો આ હૈયાબળાપો સાંભળીને કુંભકર્ણ બહુ જ ક્રોધે ભરાયો અને કહેવા લાગ્યો કે,

सर्वमेतन्महाराज कृतमप्रतिमं तव ।
विधीयेत सहास्माभिरादावेवास्य कर्मणः ॥ १५ ॥

'હે મહારાજ ! આપે આ કામ બહુ અનુચિત કરેલું છે. આ કાર્ય કરતાં પહેલાં જ આપે અમારી સલાહ લેવી જોઇતી હતી.'



न्यायेन राजा कार्याणि यः करोति दशानन ।
न स सन्तप्यते पश्चान्निश्चितार्थमतिर्नृपः ॥ १६ ॥

'હે દશાનન ! જે રાજા પહેલાં પોતાના મંત્રીઓ જોડે વિચાર-વિમર્શ કરી તેમની સાથે સહમત થઇને કાર્ય કરે છે, તેને પાછળથી સંતાપ થતો નથી.'

यः पश्चात्पूर्वकार्याणि कुरुते बुद्धिमोहितः ।
पूर्वं चोत्तरकार्याणि न स वेद नयानया ॥ १७ ॥

'જે મૂઢ બુદ્ધિવાળો રાજા પહેલાં કરવા યોગ્ય કાર્યોને પાછળથી કરે છે અને પછીથી કરવા યોગ્ય કાર્યોને પહેલાં કરે છે તે નીતિ અને અનીતિને જરાપણ જાણતો નથી.'

त्वयेदं महदारब्धं कार्यमप्रतिचिन्तितम् ।
दिष्टया त्वां नावधीद्रामो विषमिश्रमिवामिषम् ॥ १८ ॥

'તમે સમજ્યા વિચાર્યા વગર આ બહુ જ મોટું કાર્ય શરૂ કરી બેઠા છો; આ તો સદ્‌ભાગ્યની વાત છે કે રામે તમને હજીસુધી મારી નથી નાખ્યા, જેવી રીતે વિષ ભેળવેલું માંસ ખાનારાને મારી નાખે છે.'

तस्मात्त्वया समारब्धं कर्म ह्यप्रतिमं परैः ।
अहं समीकरिष्यामि हत्वा शत्रूंस्तवानघ ॥ १९ ॥

'હે નિષ્પાપ ! જ્યારે તમે આ અનુચિત કાર્ય (શરૂ) કરીને રામની સાથે વેર બાંધેલું જ છે, ત્યારે હવે હું તમારા શત્રુઓને હણીને બધી પરિસ્થિતિ સુધારી લઇશ.'

## ૧૦ (દશમો) સર્ગ રાવણની ગર્વોક્તિ



रावणं क्रुद्धमाज्ञाय महापार्श्वो महाबलः ।
मुहूर्तमनुसञ्चिन्त्य प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥ १ ॥

'તમે આ બહુ જ ખરાબ કામ શરૂ કર્યું છે' એવા કુંભકર્ણના શબ્દોથી રાવણને ગુસ્સે થયેલો જાણીને મહાબળવાન રાક્ષસ મહાપાર્શ્વ થોડીવાર વિચાર કરીને હાથ જોડીને બોલ્યો,

इश्वरस्येश्वरः कोऽस्ति तव शत्रुनिबर्हण ।
रमस्व सह वैदेह्या शत्रूनाक्रम्य मूर्धसु ॥ २ ॥

'હે શત્રુ વિનાશક ! તમે જ બધાના નિયન્તા છો, તમારો નિયંતાનો નિયંતા કોણ હોઇ શકે ? એટલે તમે તમારા વૈરીને આક્રમણમાં મારીને પણ સીતાની સાથે સ્વેચ્છાપૂર્વક વિહાર કરો.'

कुम्भकर्णः सहास्माभिरिन्द्रजिच्च महाबलः ।
प्रतिषेधयितुं शक्तौ सवज्रमपि वज्रिणम् ॥ ३ ॥

'જ્યારે કુંભકર્ણ અને મહાબલી મેઘનાદ અમને મદદ કરવાને સમર્થ ઊભેલા છે ત્યારે આપણે વજ્રધારી ઇન્દ્ર (ના આક્રમણ)ને પણ ખાળવા શક્તિમાન થઇ જઇશું.'

एवमुक्तस्तदा राजा महापार्श्वेन रावणः ।
तस्य सम्पूजयन् वाक्यमिदं वचनमब्रवीत् ॥ ४ ॥

મહાપાર્શ્વનાં આ વચનો સાંભળીને રાજા રાવણે તેનાં વચનોનાં વખાણ કર્યાં અને કહ્યું કે,

सागरस्येव मे वेगो मारुतस्येव मे गतिः ।
नैतद्दाशरथिर्वेद ह्यासादयति तेन माम् ॥ ५ ॥



'મારો વેગ સાગર સમાન છે. મારી ગતિ વાયુ સરખી છે, કદાચ રામને આ વાતની ખબર નહીં હોય. તેથી જ તે મારા ઉપર આક્રમણ કરી રહ્યો છે.'

को हि सिंहमिवासीनं सुप्तं गिरिगुहाशये ।
क्रुद्धं मृत्युमिवासीनं प्रबोधयितुमिच्छति ॥ ६ ॥

'એ (રામ) વળી કોણ છે જે ગિરિગુફામાં સૂતેલા મૃત્યુ સમા ક્રોધી સિંહને જગાડવાની ઇચ્છા કરે છે ?'

क्षिप्रं वज्रोपमैर्बाणैः शतधा कार्मुकाच्युतैः ।
राममादीपयिष्यामि उल्काभिरिव कुञ्जरम् ॥ ७ ॥

'હું મારા ધનુષમાંથી એક સાથે વજ્ર તુલ્ય સો સો બાણ છોડીને રામને ભગાડી મૂકીશ; જેવી રીતે મશાલ (જવાળા) બતાવીને હાથીને તગડી મૂકાય છે.'

तच्चास्य बलमादास्ये बलेन महता वृतः ।
उदयन् सविताकाले नक्षत्राणामिव प्रभाम् ॥ ८ ॥

'જેવી રીતે (ઊગતો) સૂરજ પોતાના પ્રકાશથી નક્ષત્રોના તેજને (પ્રભાવને) દાબી દે છે, તેવી રીતે હું મારી મોટી સેના વડે રામના સૈન્યને દબાવી દઇશ.'

## ૧૧ (અગિયારમો) સર્ગ વિભીષણનો હિતોપદેશ અને મેઘનાદની ગર્વોક્તિ

निशाचरेन्द्रस्य निशम्य वाक्यं
स कुम्भकर्णस्य च गर्जितानि ।
विभीषणो राक्षसराजमुख्यं
उवाच वाक्यं हितमर्थयुक्तम् ॥ १ ॥



રાક્ષસરાજ રાવણની ડિંગ (બડાઇ) અને કુંભકર્ણની નિરર્થક ગર્જના સાંભળી વિભીષણે રાવણને કર્તવ્ય બોધક (અર્થપૂર્ણ હિતકર) વચનો આ પ્રમાણે કહ્યાં.

वृतो हि बह्वन्तरभोगराशि-
श्चिन्ताविषः सुस्मिततीक्ष्णदंष्ट्रः ।
पञ्चाङ्गुलीपञ्चशिरोऽतिकायः
सीतामहाहिस्तव केन राजन् ॥ २ ॥

'હે રાજા ! વક્ષસ્થળરૂપી ફેણવાળા, ચિંતારૂપી ઝેરવાળા, હાસ્યરૂપી તીક્ષ્ણ દાંતોવાળા તથા પાંચ આંગળીઓ રૂપી પાંચ મસ્તકવાળા સીતા રૂપી મહાન કાયાવાળા સર્પને તમે અહીંયાં શા માટે લાવ્યા છો ? (સર્પને તમે કેમ પસંદ કરેલો અને સંતાડી રાખેલો છે ?)'

यावन्न गृह्णन्ति शिरांसि बाणा
रामेरिता राक्षसपुङ्गवानाम् ।
वज्रोपमा वायुसमानवेगा
प्रदीयतां दाशरथाय मैथिली ॥ ३ ॥

જ્યાંસુધીમાં શ્રીરામનાં વજ્ર સમાન ભયંકર અને વાયુ સમાન વેગવાન બાણો વીર રાક્ષસોનાં માથાં ન વાઢે ત્યાંસુધીમાં તમે સીતા રામને પાછી મોકલાવી આપો.

न कुम्भकर्णेन्द्रजितौ न राजा
तथा महापार्श्वमहोदरौ वा ।
निकुम्भकुम्भौ च तथातिकायः
स्थातुं न शक्ता युधि राघवस्य ॥ ४ ॥



'હે રાજા ! ન તો કુંભકર્ણ, ન ઈન્દ્રજિત, ન મહાપાર્શ્વ કે ન તો મહોદર, ન કુંભ અને ન તો નિકુંભ, તથા અતિકાય તો નહીંજ, આમાંનો કોઈપણ રાક્ષસ યુદ્ધ ભૂમિમાં શ્રીરામનો સામનો કરવા ઊભા રહેવાને સશકત નથી.'

इदं पुरस्यास्य सराक्षसस्य
राज्ञश्च पथ्यं ससुहृज्जनस्य ।
सम्यग्धि वाक्यं स्वमतं ब्रवीमि
नरेन्द्रपुत्राय ददातु मैथिलीम् ॥ ५ ॥

'પૂરી લંકાપુરીના, સમસ્ત રાક્ષસ પરિવારોના, રાક્ષસરાજ રાવણના અને તેમના મિત્રસમુદાયના હિત માટે સારી પેઠે સમજી-વિચારીને હું આ મારી સંમતિ આપી રહ્યો છું કે હે રાક્ષસ-રાજ ! આપ શ્રીરામને સન્માન સાથે સીતાનું પ્રદાન કરો.'

बृहस्पतेस्तुल्यमतेर्वचस्त-
न्निशम्य यत्नेन विभीषणस्य ।
ततो महात्मा वचनं बभाषे
तत्रेन्द्रजिन्नैर्ऋतयोधमुख्यः ॥ ६ ॥

બૃહસ્પતિનાં વચન સમાન બુદ્ધિમાન વિભીષણની વાતોને બહુ જ કષ્ટથી સાંભળીને નિશાચર સમુદાયોનો અગ્રેસર મહાબળવાન મેઘનાદ બોલ્યો.

किं नाम ते तात कनिष्ठवाक्य
मनर्थकं चैव सुभीतवच्च ।
अस्मिन् कुले योऽपि भवेन्न जातः
सोऽपीदृशं नैव वदेन्न कुर्यात् ॥ ७ ॥



'એ કાકા ! આપ ડરપોક જેવી નિરર્થક વાતો કેમ કર્યા કરો છો ? જે પુલસ્ત્ય વંશમાં જન્મ્યો નથી તે પણ આવી વાતો ન કહેશે, ન કરશે. (તો પછી આપ તો પુલસ્ત્યવંશમાં જન્મીને પણ આવી વાત કેમ કહી રહ્યા છો ?)

किं नाम तौ राक्षस राजपुत्रा-
वस्माकमेकेन हि राक्षसेन ।
सुप्राकृतेनापि रणे निहन्तुं
शक्यौ कुतो भीषयसे स्म भीरो ॥ ८ ॥

'અરે, ડરપોક વિભીષણ ! એ બંને રાજપુત્રોની શક્તિ વળી શું છે ? એ બેઉને તો આપણો એક સાધારણ રાક્ષસ પણ યુદ્ધમાં હણી શકે છે. પછી તમે શા માટે આટલા બધા ભયભીત થયા કરો છો ?'

त्रिलोकनाथो ननु देवराजः
शक्रो मया भूमितले निविष्टः ।
भयार्दिताश्चापि दिशः प्रपन्नाः
सर्वे तथा देवगणाः समग्राः ॥ ९ ॥

'હું ત્રણેય લોકોના નાથ ઈન્દ્રને પકડીને પૃથ્વી પર લઇ આવ્યો હતો. એ વખતે બધા જ દેવતાઓ મારાથી ભયભીત થઇને જયાં-ત્યાં ભાગી ગયા હતા. શું આ વાત તમને યાદ નથી ?'

सोऽहं सुराणामपि दर्पहन्ता
दैत्योत्तमानामपि शोकदाता ।
कथं नरेन्द्रात्मजयोर्न शक्तो
मनुष्ययोः प्राकृतयोः सुवीर्यः ॥ १० ॥



દેવતાઓના ગર્વને ગાળી, અહંકારને ઓગાળી નાખનારો તથા મોટા મોટા દાનવોને શોકથી સંતપ્ત કરનારો હું શું એ બે રાજકુમારો, જેઓ સામાન્ય મનુષ્યો છે, તેમની સાથે યુદ્ધ નહીં કરી શકું !'

अथेन्द्रकल्पस्य दुरासदस्य
महौजसस्तद्वचनं निशम्य ।
ततो महार्थं वचनं बभाषे
विभीषणः शस्त्रभृतां वरिष्ठः ॥ ११ ॥

ઇન્દ્ર સમાન અજેય અને મહાતેજસ્વી ઇન્દ્રજિતનાં આ વચનો સાંભળી ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ વિભીષણે ગંભીર તથા અર્થપૂર્ણ આ વચન કહ્યાં.

मूढः प्रगल्भोऽविनयोपन्न-
स्तीक्ष्णस्वभावोऽल्पमतिर्दुरात्मा ।
मूर्खस्त्वमत्यन्तसुदुर्मतिश्च
त्वमिन्द्रजिद्बालतया ब्रवीषि ॥ १२ ॥

'હે ઇન્દ્રજિત ! તું અત્યંત અવિવેકી, મૂઢ, નિર્લજ્જ, તીખા સ્વભાવવાળો, ઓછી બુદ્ધિનો અને દુરાત્મા છે; તું મૂર્ખ, અત્યંત દુષ્ટમતિવાળો છે; તેથી જ તું આવી બાળક જેવી વાતો કરે છે.'

को ब्रह्मदण्डप्रतिमप्रकाशा-
नर्चिष्मतः कालनिकाशरूपान् ।
सहते बाणान् यमदण्डकल्पान्
समक्षमुक्तान् युधि राघवेण ॥ १३ ॥



'જ્યારે શ્રીરામ યુદ્ધક્ષેત્રમાં ઊભા રહી બ્રહ્મદંડ અથવા કાલાગ્નિના જેવાં સણસણતાં તીક્ષ્ણ બાણો છોડશે ત્યારે યમદંડ જેવાં એ બાણોને કોણ સહન કરી શકશે. ?'

धनानि रत्नानि विभूषणानि
वासांसि दिव्यानि मणींश्च चित्रान् ।
सीतां च रामाय निवेद्य देवीं
वसेम राजन्निह वीतशोकाः ॥ १४ ॥

'હે રાજા ! આપ ધન, રત્નો, આભૂષણો, ઉત્તમ દિવ્ય વસ્ત્રો, ચિત્ર વિચિત્ર મણિઓ સહિત સીતા શ્રીરામને સુપરત કરી દ્યો, કે જેથી આપણે બધા લોકો સુખપૂર્વક આ લંકાપુરીમાં નિવાસ કરી રહી શકીએ.'

## ૧૨ (બારમો) સર્ગ વિભીષણને રાવણનો ઠપકો અને તિરસ્કાર

सुनिविष्टं हितं वाक्यमुक्तवन्तं विभीषणम् ।
अब्रवीत्परुषं वाक्यं रावणः कालचोदितः ॥ १ ॥

જ્યારે ધર્માત્મા વિભીષણે આ પ્રકારનાં સમયોચિત, અર્થયુકત અને હિતકર સલાહ-સૂચન કર્યા ત્યારે કાળની પ્રેરણાથી રાવણ વિભીષણને આ પ્રમાણે અત્યંત કઠોર વચન કહેવા લાગ્યો.

वसेत्सह सपत्नेन क्रुद्धेनाशीविषेण वा ।
न तु मित्रप्रवादेन संवसेच्छत्रुसेविना ॥ २ ॥

'ભલે મનુષ્ય શત્રુની સાથે રહે, અથવા ક્રોધયુક્ત વિષધર = સાપની સાથે રહ્યા કરે પરંતુ શત્રુનો પક્ષ લેનાર મિત્રના રૂપમાં રહેલા શત્રુની સાથે તો કદી પણ ન રહેવું જોઇએ.'



जानमि शीलं ज्ञातीनां सर्वलोकेषु राक्षस ।
हृष्यन्ति व्यसनेष्वेते ज्ञातीनां ज्ञातयः सदा ॥ ३ ॥

'હે રાક્ષસ ! બધા લોકોમાં જ્ઞાતિના નિયમોને-સ્વભાવને હું સારી રીતે જાણું છું, જ્ઞાતિમાં જ્યારે કોઇ એક ઉપર આપત્તિ આવી પડે છે, ત્યારે તેની જ્ઞાતિના અન્ય લોકો હરખાય છે.'

विद्यते गोषु सम्पन्नं विद्यते ब्राह्मणे दमः ।
विद्यते स्त्रीषु चापल्यं विद्यते ज्ञातितो भयम् ॥ ४ ॥

'જેવી રીતે ગાયોમાં સંપત્તિ, બ્રાહ્મણોમાં ઇન્દ્રિય-નિગ્રહ અને સ્ત્રીઓમાં ચપળતા હોય છે, તેવી રીતે જ્ઞાતિના લોકો તરફથી સદા ભય બની રહે છે.'

ततो नेष्टमिदं सौम्य तदहं लोकसत्कृतः ।
ऐश्वर्येणाभिजातश्च रिपूणां मूर्ध्नि स स्थितः ॥ ५ ॥

'હે સૌમ્ય ! શત્રુઓને પરાજિત કરીને મેં અતુલ યશ પ્રાપ્ત કર્યો છે. ત્રણેય લોકમાં મારું સન્માન છે; ઐશ્વર્યથી હું સમૃદ્ધ છું. આ મારો ઉત્કર્ષ તને ગમતો નથી (મારા ઉત્કર્ષને તું દેખી નથી શકતો).

यथा पुष्करपर्णेषु पतितास्तोयबिन्दवः ।
न श्लेषमुपगच्छन्ति तथाऽनार्येषु सौहृदम् ॥ ६ ॥

'જેમ કમળદળ પર જળનાં બિંદુઓ પડે તો તેમનો સંયોગ ટકતો નથી તેમ અનાર્યની સાથે કરેલી મૈત્રી ટકતી નથી.'

यथा मधुकरस्तर्षाद्रसं विन्दन्न तिष्ठति ।
तथा त्वमपि तत्रैव तथाऽनार्येषु सौहृदम् ॥ ७ ॥



'જેવી રીતે (મધમાખી) ભમરો ફૂલોમાંથી રસ ચુસીને ત્યાં જ સ્થિર રહેતો નથી, તેવી રીતે અનાર્ય લોકો કામ પાર પડે પછી મૈત્રી ટકાવી રાખતા નથી.'

यथा पूर्वं गजः स्नात्वा गृह्य हस्तेन वै रजः ।
दूषयत्यात्मनो देहं तथाऽनार्येषु सौहृदम् ॥ ८ ॥

'જેવી રીતે હાથી સ્નાન કર્યા પછી સૂંઢ વડે ધૂળ પકડીને પોતાનાં જ શરીરને પ્રદૂષિત કરે છે, તેવી જ રીતે અનાર્ય પહેલાં પ્રેમ બતાવે છે પછી દગો દે છે. (અનાર્ય લોકો પહેલાં સદ્વ્યવહાર કરે છે. પછી દુર્વ્યવહાર કરે છે.)'

योऽन्यस्त्वेवंविधं ब्रूयाद्वाक्यमेतन्निशाचर ।
अस्मिन् मुहूर्ते न भवेत्त्वां तु धिक्कुलपांसनम् ॥ ९ ॥

'હે વિભીષણ ! તેં જેવી વાતો કરેલી છે, તેવી વાતો જો કોઇ બીજો કહેત તો હું તેને આ ક્ષણે જ મરાવી નાખત પરંતુ તું મારો ભાઇ છે, તેથી હે કુલકલંક ! તને ધિક્કાર છે.' એમ કહીને જ હું તને છોડી દઉં છું.'

इत्युक्तः परुषं वाक्यं न्यायवादी विभीषणः ।
अब्रवीच्च तदा वाक्यं भ्रातरं राक्षसाधिपम् ॥ १० ॥

જ્યારે ન્યાયની વાત કહેનાર વિભીષણને રાવણ આમ કહી, ધિક્કારીને વઢવા લાગ્યો ત્યારે વિભીષણે પોતાના ભાઇ રાક્ષસરાજ રાવણને કહ્યું કે

स त्वं भ्रान्तोऽसि मे राजन् ब्रूहि मां यद्यदिच्छसि ।
ज्येष्ठो मान्यः पितृसमो न च धर्मपथे स्थितः ॥
इदं तु परुषं वाक्यं न क्षमाम्यहितं तव ॥ ११ ॥



'હે રાજા ! આપને મારા વિષયમાં ભ્રમ છે, તેથી આપ આપની ઇચ્છા અનુઆર જે કહેવું હોય તે કહી શકો છો. આપ મારા મોટા ભાઇ હોવાથી મારા પિતા તુલ્ય પૂજ્ય છો. પરંતુ આપ ધર્મમાર્ગ પર ચાલી રહ્યા નથી. એટલે હું આપનાં આ કર્કશ અને અહિત વેણ સહન નહીં કરું.'

सुनीतं हितकामेन वाक्यमुक्तं दशानन ।
न गृह्णन्त्यकृतात्मानः कालस्य वशमागतः ॥ १२ ॥

'હે દશાનન ! મેં આપની હિતકામનાથી સુનિશ્ચિત રૂપે આવે પડનાર સંકટ (ભાવિ વિપત્તિના) વિષયમાં વાતો કહેલી હતી, (सु+नि+इतं) પરંતુ જેના માથા પર કાળ ભમતો હોય તેવા અનીતિજ્ઞ પુરુષો એનો સ્વીકાર કરતા નથી.'

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।
अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ १३ ॥

'હે રાજા ! હંમેશાં મીઠું મીઠું બોલનારા માણસો તો સરળતાથી મળે તેમ હોય છે. પરંતુ હિતકરનારી ન્યાયયુક્ત કડવી વાતો કહેનારા અને સાંભળનારા લોકો મળવા મુશ્કેલ હોય છે.'

बद्धं कालस्य पाशेन सर्वभूतापहारिणः ।
न नश्यन्तमुपेक्षेयं प्रदीप्तं शरणं यथा ॥ १४ ॥

'બધાં જ પ્રાણીઓનો સંહાર કરનાર કાળના પાશમાં બંધાયેલા આપને નષ્ટ થતાં જોઇને મારાથી રહેવાયું નહી, કેમકે પોતાના ઘરને બળતું દેખીને કોણ ચુપચાપ બેસી રહે ? અર્થાત્ કોઇ નહિ, એટલા માટે મેં આ વાતો આપને કહી છે.'

तन्मर्षयतु यच्चोक्तं गुरुत्वाद्धितमिच्छता ।
स्वस्ति तेऽस्तु गमिष्यामि सुखी भव मया विना ॥ १५ ॥



'હે ભાઇ ! ગમે તેવા હો તો પણ આપ પૂજ્ય છો. મેં આપનાં હિતની ભાવનાથી જે કંઇ પણ કહેલું છે તેને ક્ષમા કરજો, આપનું કલ્યાણ થાઓ. હવે હું જતો રહું છું. મારા વિના આપ સુખેથી રહેજો.'

## ૧૩ (તેરમો) સર્ગ વિભીષણનું રામનાં શરણે જવું

इत्युक्त्वा परुषं वाक्यं रावणं रावणानुजः ।
आजगाम मुहूर्तेन यत्र रामः सलक्ष्मणः ॥ १ ॥

રાવણનો નાનો ભાઇ વિભીષણ રાવણને આ પ્રકારનું કઠોર વચન કહીને થોડીજ વારમાં જ્યાં રામ અને લક્ષ્મણની છાવણી (પડાવ) હતી ત્યાં આવી પહોંચ્યો.

उत्तरं तीरमासाद्य स उवाच विभीषणः ।
सुग्रीवं तांश्च सम्प्रेक्ष्य सर्वान् वानरयूथपान् ॥ २ ॥

સમુદ્રના ઉત્તર કિનારે પહોંચીને મહામતિ વિભીષણે સુગ્રીવ તથા બધા વાનર-ગણપતિઓની સામે જોઇને કહ્યું.

रावणो नाम दुर्वृत्तो राक्षसो राक्षसेश्वरः ।
तस्याहमनुजो भ्राता विभीषण इति श्रुतः ॥ ३ ॥

'રાવણ નામનો એક દુરાચારી રાક્ષસ રાક્ષસોનો રાજા છે. હું તેનો નાનો ભાઇ છું. મારું નામ વિભીષણ છે.

तेन सीता जनस्थानाद्धृता हत्वा जटायुषम् ।
रुद्धा च विवशा दीना राक्षसीभिः सुरक्षिता ॥ ४ ॥

'તે જટાયુને મારીને જનસ્થાનમાંથી સીતાને અપહરણ કરી લાવ્યો છે. બિચારી સીતા દીન અને વિવશ થઇ રાક્ષસીઓના પહેરામાં કેદ છે.'



तमहं हेतुभिर्वाक्यैर्विविधैश्च न्यदर्शयम् ।
साधु निर्यात्यतां सीता रामायेति पुनः पुनः ॥ ५ ॥

'મેં રાવણને કેટલીયે વાર અને કેટલી બધી યુક્તિઓથી સમજાવ્યો કે તમે શ્રીરામને સીતા પાછી સોંપી દ્યો.'

स च न प्रतिजग्राह रावणः कालचोदितः ।
उच्यमानं हितं वाक्यं विपरीत इवौषधम् ॥ ६ ॥

'પરંતુ મૃત્યુરૂપી કાળથી પ્રેરાયેલા તેણે મારી હિતકારી વાતને પણ માની નહિ. જેવી રીતે મરણ પથારીએ પડેલો રોગી ઔષધ લેવાની ઇચ્છા પણ કરતો નથી.'

सोऽहं परुषितस्तेन दासवच्चावमानितः ।
त्यक्त्वा पुत्रांश्च दारांश्च राघवं शरणं गतः ॥ ७ ॥

'તેમણે મને અત્યંત કડવા-કઠોર વેણ કહ્યાં છે અને નોકરનું કરે તેમ મારું અપમાન કરેલું છે. એથી હું મારા સ્ત્રી-પુત્રાદિકને છોડીને રામના શરણે આવ્યો છું.'

निवेदयत मां क्षिप्रं राघवाय महात्मने ।
सर्वलोकशरण्याय विभीषणमुपस्थितम् ॥ ८ ॥

'તમે જઇને સર્વ લોકોના શરણદાતા મહાત્મા રામને મારા વિશે નિવેદન કરો કે વિભીષણ આપના શરણે આવેલો છે.'

एतत्तु वचनं श्रुत्वा सुग्रीवो लघुविक्रमः ।
लक्ष्मणस्याग्रतो रामं संरब्धमिदमब्रवीत् ॥ ९ ॥



વિભીષણનું આ વચન સાંભળીને ઝડપથી કામ પતાવનાર સુગ્રીવ જલદી જઇ ઉશ્કેરાઇને રામને લક્ષ્મણની સામે જ કહેવા લાગ્યો કે,

रावणस्यानुजो भ्राता विभीषण इति श्रुतः ।
चतुर्भिः सह रक्षोभिर्भवन्तं शरणं गतः ॥ १० ॥

'રાવણનો નાનો ભાઇ વિભીષણ ચાર રાક્ષસોને સાથે લઇને આપનાં શરણે આવેલો છે.'

मन्त्रे व्यूहे नये चारे युक्तो भवितुमर्हसि ।
वानराणां च भद्रं ते परेषां च परन्तप ॥ ११ ॥

'હે શત્રુસંતાપક ! વાનરો તથા શત્રુઓ પર કરવાના અનુગ્રહ અને નિગ્રહ માટે થતી મંત્રણામાં, સેનાની વ્યૂહ-રચનામાં, સૈન્ય-સંચાલનમાં તથા શત્રુસેના વિશે વૃત્તાન્ત જાણનારા દૂતની નિમણૂક કરવામાં આપે સાવધાન રહેવું જાઇશે: તો જ આપનું કલ્યાણ થશે.'

प्रणिधी राक्षसेन्द्रस्य रावणस्य भवेदयम् ।
अनुप्रविश्य सोऽस्मासु भेदं कुर्यान्न संशयः ॥ १२ ॥

'મને તો એમ જણાય છે કે આ રાવણનો ગુપ્તચર (જાસૂસ) છે. નક્કી જ તે આપણી સાથે હળીમળીને આપણામાં ભેદભાવ (ફાટફૂટ) પડાવશે.'

अथवा स्वयमेवैष छिद्रसामाद्य बुद्धिमान् ।
अनुप्रविश्य विश्वस्ते कदाचित्प्रहरेदपि ॥ १३ ॥

'અથવા આ બુદ્ધિમાન વિભીષણ આપણી અંદર ઘૂસી જઇ, જ્યારે ક્યાંય પણ કોઇ છિદ્ર દેખશે (દોષ, ત્રુટિ, ખામી જોશે) ત્યારે તે પોતે જ અમારા સૈનિકો ઉપર આક્રમણ કરી દેશે.'



प्रकृत्या राक्षसो ह्येष भ्राताऽमित्रस्य वै प्रभो ।
आगतश्च रिपोः पक्षात्कथमस्मिंश्च विश्वसेत् ॥ १४ ॥

'હે સ્વામી ! એક તો એ પ્રકૃતિથી (સ્વભાવથી અથવા જ્ઞાતિથી) રાક્ષસ છે. બીજું વળી શત્રુનો ભાઇ છે, ત્રીજું એ કે તે શત્રુના પક્ષમાંથી આવેલો છે. એ કારણોથી એનો વિશ્વાસ કેવી રીતે કરી શકાય ?'

रावणेन प्रणिहितं तमवेहि विभीषणम् ।
तस्याहं निग्रहं मन्ये क्षमं क्षमवतां वर ॥ १५ ॥

'હે યુક્ત વ્યવહાર કરનારાઓમાં શ્રેષ્ઠ રામ ! આ વિભીષણ રાવણનો મોકલેલો જ અહીં આવેલો છે. એટલે એને દંડ દેવો જ ઉચિત છે એમ હું સમજું છું.'

राक्षसो जिह्मया बुद्ध्या सन्दिष्टोऽयमुपस्थितः ।
प्रहर्तुं माययो छन्नो विश्वस्ते त्वयि राघव ॥ १६ ॥

'હે રાઘવ ! આ કપટ-વેષધારી રાક્ષસ પહેલાં આપના મનમાં પોતા તરફનો વિશ્વાસ બેસાડીને પછી જ્યારે લાગ મળે (તક સાંપડે) ત્યારે આપના ઉપર પ્રહાર કરવા માટે તેને રાવણે મોકલ્યો છે એથી તે કપટબુદ્ધિથી અહીંયા આવેલો છે.'

वध्यतामेष दण्डेन तीव्रेण सचिवैः सह ।
एवमुक्त्वा तु सुग्रीवस्ततो मौनमुपागमत् ॥ १७ ॥

'મારા મત પ્રમાણે તો એને તેના ચારેય મંત્રીઓ સહિત કઠોર દંડ દઇને મારી નાખવો જોઇએ (મારી નાખો).' સુગ્રીવ શ્રીરામને આટલું કહીને ચૂપ થઇ ગયો.'



सुग्रीवस्य तु तद्वाक्यं श्रुत्वा रामो महायशाः ।
समीपस्थानुवाचेदं हनुमत्प्रमुखान्हरीन् ॥ १८ ॥

સુગ્રીવની આવી વાત સાંભળી મહાયશસ્વી રામે નજીકમાં બેઠેલા હનુમાન વગેરે મુખ્ય મુખ્ય વાનરોને આ પ્રમાણે કહ્યું.

यदुक्तं कपिराजेन रावणावरजं प्रति ।
वाक्यं हेतुमदत्यर्थं भवद्भिरपि तत् श्रुतम् ॥ १९ ॥

'કપિરાજ સુગ્રીવે રાવણના નાનાભાઇ વિભીષણના વિષયમાં જે જે યુક્તિયુક્ત અને અર્થપૂર્ણ વાતો કહી છે તે બધીજ આપ લોકોએ બધાએ પણ સાંભળેલી છે જ.'

सुहृदा ह्यर्थकृच्छ्रेषु युक्तं बुद्धिमता सता ।
समर्थेनापि संदेष्टुं शाश्वतीं भूतिमिच्छता ॥ २० ॥

'મિત્રોની શાશ્વત ઐશ્વર્ય-બુદ્ધિના માટે બુદ્ધિમાન ઉત્તમ વિચારક અને હિતૈષીનું એ કર્તવ્ય છે કે સંદેહ ઉપસ્થિત થાય અથવા સંકટ આવી પડે ત્યારે તે, પોતાના મિત્રને કર્તવ્ય-અકર્તવ્યનો બોધ કરાવે. એટલે આપ લોકો બધા આ વિષયમાં પોતપોતાનો મત પ્રકટ કરો.'

इत्येवं परिपृष्टास्ते मतिमानङ्गदोऽग्रतः ।
विभीषणपरीक्षार्थमुवाच वचनं हरिः ॥ २१ ॥

શ્રીરામે આવું પૂછ્યું તેથી સૌથી પહેલાં મહામતિ અંગદે વિભીષણની પરિસ્થિતિ અંગે વિવેચન કરીને પોતાની સંમતિ આપી. (પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.)



शत्रोः सकाशात्सम्प्राप्तः सर्वथा शङ्क्यं एव हि ।
विश्वासयोग्यः सहसा न कर्तव्यो विभीषणः ॥ २२ ॥

'હે રાજા ! વિભીષણ શત્રુ પાસેથી આવી રહ્યો છે, એથી એના ઉપર વહેમ આવવો સ્વાભાવિક છે. એના પર વિશ્વાસ રાખવાનું સાહસ ન કરવું જોઇએ. (ધીમે ધીમે પારખું કરીને જ એને આપણામાં ભેળવવો જોઇએ.)

शरभस्त्वथ निश्चित्य सार्थं वचनमब्रवीत् ।
क्षिप्रमस्मिन्नरव्याघ्र चारः प्रतिविधीयताम् ॥ २३ ॥

ત્યારપછી શરભે કંઇક વિચારીને આ યુક્તિયુક્ત વાત કહી 'હે નર કેસરી ! લંકામાં ગુપ્તચર મોકલીને આના વિશે માહિતી મેળવી લેવી જોઇએ.'

जाम्बवांस्त्वथ सम्प्रेक्ष्य शास्त्रबुद्धया विचक्षणः ।
वाक्यं विज्ञापयामास गुणवद्दोषवर्जितम् ॥ २४ ॥

તત્પશ્ચાત દીર્ઘદ્રષ્ટા જાંબવાને શાસ્ત્ર અનુસાર સમજી-વિચારીને આવી યુક્તિપૂર્ણ અને દોષ રહિત વાત કરી.

बद्धवैराच्च पापाच्च राक्षसेन्द्राद्विभीषणः ।
अदेशकाले सम्प्राप्तः सर्वथा शङ्क्यतामयम् ॥ २५ ॥

'આ વિભીષણ આપણા વેરી પાપી રાક્ષસરાજ પાસેથી ખોટા સ્થાને (અનુચિત દેશમાં) અને અયોગ્ય સમયે (કટાણે) આવી ચડયો છે, એટલે બધી જ રીતે તેના પર વહેમ રાખવો જ જોઇએ. આપણે સર્વથા સાવધાન રહેવું જોઇએ.

**ટિપ્પણી :** *વાંદરા અને રીંછ વેદાદિશાસ્ત્રો ભણી શકતા નથી. અહીં જાંબવાને શાસ્ત્રબુદ્ધ્યા = શાસ્ત્રાનુસાર વાત કહેલી છે. એથી એ સ્પષ્ટ છે કે જાંબવાન રીંછ ન હતો. (નોંધ : હનુમાન, જાંબવાન અને સુગ્રીવ પણ શાસ્ત્રજ્ઞાતા હતા. ગુજ. અનુ.) યુદ્ધકાંડ - ૧૪/૭, ૧૩/૨૪*



अथ संस्कारसम्पन्नो हनुमान्सचिवोत्तमः ।
उवाच वचनं श्लक्ष्णमर्थवन्मधुरं लघु ॥ २६ ॥

ત્યારપછી હવે સર્વ-શાસ્ત્ર પારંગત (સર્વ-સંસ્કાર-સંપન્ન) સચિવોમાં શ્રેષ્ઠ હનુમાનજીએ ટૂંકામાં પણ સ્પષ્ટ અર્થવાળા મધુર વચનમાં કીધું કે

न त्वस्य ब्रुवतो जातु लक्ष्यते दुष्टभावता ।
प्रसन्नं वदनं चापि तस्मान्मे नास्ति संशयः ॥ २७ ॥

'હે રાજા ! જ્યારે તે બોલતો હતો ત્યારે મને એના સ્વર (ઉચ્ચારણ)માં કશો દુષ્ટ ભાવ દેખાતો ન હતો. વળી તેની મુખાકૃતિ પણ પ્રસન્નતાયુક્ત જણાતી હતી. એટલે મને તો એના પર જરાય શંકા આવતી નથી.'

उद्योगं तव सम्प्रेक्ष्य मिथ्यावृत्तं च रावणम् ।
वालिनश्च वधं श्रुत्वा सुग्रीवं चाभिषेचितम् ॥ २८ ॥
राज्यं प्रार्थयमानस्तु बुद्धिपूर्वमिहागतः ।
एतावत्तु पुरस्कृत्य युज्यते त्वस्य संग्रहः ॥ २९ ॥

'શત્રુ પર આક્રમણ કરવાની આપની તૈયારી જોઇને તથા રાવણના મિથ્યાચારનો અનુભવ કરીને, અને આપે વાલીનો વધ કર્યો અને સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો તે વાતો સાંભળીને વળી રાવણના વધ પછી લંકાની રાજગાદીની લાલચથી બુદ્ધિપૂર્વક જોઇ વિચારીને તે આપની પાસે આવેલો છે. તે બધી વાતોને ધ્યાનમાં લઇને તેને આશ્રય આપવો યોગ્ય જ છે.'



## ૧૪ (ચૌદમો) સર્ગ પરામર્શ પશ્ચાત્ રામ દ્વારા વિભીષણને અભયદાન

अथ रामः प्रसन्नात्मा श्रुत्वा वायुसुतस्य ह ।
प्रत्यभाषत दुर्घर्षः श्रुतवानात्मनि स्थितम् ॥ १ ॥

હવે સર્વ શાસ્ત્રોના વિદ્વાન દુર્જેય શ્રીરામ હનુમાનજીની વાતો સાંભળીને બહુ જ પ્રસન્ન થયા અને પોતાના મનની વાત કહેવા લાગ્યા.

ममापि तु विवक्षाऽस्ति काचित्प्रति विभीषणम् ।
श्रोतुमिच्छामि तत्सर्वं भवद्भिः श्रेयसि स्थितैः ॥ २ ॥

હે વાનરો ! વિભીષણના વિષયમાં મારે જે કંઇક કહેવાનું છે તે બધું જ કલ્યાણની ભાવનાવાળા તમારા લોકોનાં મુખથી હું સાંભળવા માગું છું.'

मित्रभावेन सम्प्राप्तं न त्यजेयं कथञ्चन ।
दोषो यद्यपि तस्य स्यात्सतामेतदगर्हितम् ॥ ३ ॥

'હું એમ કહું છું કે જે મિત્રભાવથી અહીં આવેલો છે તેનો ત્યાગ કદીપણ ન કરવો જોઇએ પછી ભલે તેમાં કોઇ દોષ પણ હોય. કેમકે શિષ્ટ મનુષ્યોનું આ જ અનિન્દિત કર્તવ્ય છે.'

सुग्रीवस्त्वथ तद्वाक्यामाभाष्य च विमृश्य च ।
ततः शुभतरं वाक्यमुवाच हरिपुङ्गवः ॥ ४ ॥

શ્રીરામનાં વચનો સાંભળી, તેની વ્યાખ્યા તથા ચર્ચા થઇ ગયા પછી વાનરશ્રેષ્ઠ સુગ્રીવે પોતાની પૂર્વે કહેલી વાતોના સમર્થનમાં તેથી ચડિયાતી વાત કહી.



स दुष्टो वाप्यदुष्टो वा किमेष रजनीचरः ।
ईदृशं व्यसनं प्राप्तं भ्रातरं यः परित्यजेत् ॥
को नाम स भवेत्तस्य यमेष न परित्यजेत् ॥ ५ ॥

'આ રાક્ષસ ભલે દુષ્ટ હોય કે શ્રેષ્ઠ - દુષ્ટનો શ્રેષ્ઠનો વિચાર કરવાનો કશો જ અર્થ નથી. જે માણસ સંકટ આવી પડે ત્યારે પોતાના સગાભાઇનો પણ ત્યાગ કરી દે છે, તે માણસ સંકટ સમયમાં જેનો ત્યાગ ન જ કરે એવો કયો મનુષ્ય હોઇ શકે ? (અર્થાત્ તે સંકટ સમયે કોઇપણ માણસનો ત્યાગ કરવાની વૃત્તિવાળો છે.)'

वानराधिपतेर्वाक्यं श्रुत्वा सर्वानुदीक्ष्य च ।
इति होवाच काकुत्स्थो लक्ष्मणं पुण्यलक्षणम् ॥ ६ ॥

વાનરરાજ સુગ્રીવનાં આ વચનો સાંભળી બધા વાનરો તરફ જોઇને શ્રીરામે પુણ્ય લક્ષણોવાળા લક્ષ્મણજીને કહ્યું કે

अनधीत्य च शास्त्राणि वृद्धाननुपसेव्य च ।
न शक्यमीदृशं वक्तुं यदुवाच हरीश्वरः ॥ ७ ॥

'શાસ્ત્રોનું અધ્યયન અને વૃદ્ધોની સેવા કર્યા વિના કોઇ મનુષ્ય આવી ઉત્તમ વાત કહી શકે નહિ જે વાત અત્યારે સુગ્રીવે કીધી છે.'

अस्ति सूक्ष्मतरं किञ्चिद्यदत्र प्रतिभाति मे ।
प्रत्यक्षं लौकिकं वापि विद्यते सर्वराजसु ॥ ८ ॥

'પરંતુ આ વિષયમાં મને એક અત્યંત સૂક્ષ્મ વાત સૂઝે છે, તે પ્રત્યક્ષ છે, લોક પ્રસિદ્ધ છે અને બધા રાજાઓમાં તે જોવા મળે છે.'



अमित्रास्तत्कुलीनाश्च प्रातिदेश्याश्च कीर्तिताः ।
व्यसनेषु प्रहर्तारस्तस्माद्यमिहागतः ॥ ९ ॥

'તે સૂક્ષ્મવાત એમ છે કે - શત્રુઓ બે પ્રકારના હોય છે. એક તો પોતાના જ કુળના લોકો; બીજા આસપાસના દેશોમાં રહેવાવાળા, આ બંને પ્રકારના શત્રુઓ આપત્તિના સમયે આક્રમણ કર્યા કરતા હોય છે. સંભવ છે કે વિભીષણ રાવણને સંકટમાં દેખી તેનો સંહાર કરાવવા માટે અહીંયા આવેલો હોઇ શકે.'

न सर्वे भ्रातरस्तात भवन्ति भरतोपमाः ।
मद्विधा वा पितुः पुत्राः सुहृदो वा भवद्विधाः ॥ १० ॥

'હે તાત ! બધા ભાઇઓ ભરત જેવા નથી હોતા : બધા જ પુત્રો મારા જેવા પિતાના આજ્ઞાકારી નથી હોતા; અને બધા જ મિત્રો આપ (સુગ્રીવ) ના જેવા નથી હોતા.'

श्रूयते हि कपोतेन शत्रुः शरणमागतः ।
अर्चितश्च यथान्यायं स्वैश्च मांसैर्निमन्त्रितः ॥ ११ ॥
स हि तं प्रतिजग्राह भार्याहर्तारमागतम् ।
कपोतो वानरश्रेष्ठ किं पुनर्मद्विधो जनः ॥ १२ ॥

'સાંભળ્યું છે કે કોઇ કબૂતરે પોતાના શરણે આવેલા શત્રુનો સત્કાર વિધિપૂર્વક કરતી વેળાએ તેને પોતાના શરીરમાંથી માંસ ખવડાવ્યું હતું. આ અતિથિ એક ધુતારો હતો અને તેણે એની કબૂતરીને પકડી રાખી લીધી હતી. એ કબૂતર છતાં શરણે આવેલાનો સત્કાર કર્યો; તો પછી મારા જેવા મનુષ્યે તો શરણે-આવેલા વિભીષણનો સત્કાર કરવો જ જોઇએ ને !'

एष दोषो महानत्र प्रपन्नानामरक्षणे ।

अस्वर्ग्यं चायशस्यं च बलवीर्यविनाशनम् ॥ १३ ॥

'શરણમાં આવેલાનું રક્ષણ ન કરવામાં આ જ મોટો દોષ છે. શરણાગતની રક્ષા ન કરવી તે દુઃખ (અસ્વર્ગ)નું મૂળ છે, અપયશનું કારણ છે, તેમજ શકિત તથા પરાક્રમનું વિનાશક છે.'

सकृदेव प्रपन्नाय तवास्मीति याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥ १४ ॥

'મારું એવું વ્રત છે કે જે મારા શરણમાં આવી એમ કહે કે 'હું આપનો (શરણાગત) છું' તો હું તેને પ્રાણી માત્રથી નિર્ભયતા પ્રદાન કરું છું.'

आनयेनं हरिश्रेष्ठ दत्तमस्याभयं मया ।
विभीषणो वा सुग्रीव यदि वा रावणः स्वयम् ॥ १५ ॥

'હે વાનર શ્રેષ્ઠ સુગ્રીવ ! તે (આવનાર) વિભીષણ હોય કે (સુગ્રીવ હોય) અથવા રાવણ પોતે જ હોય (તો પણ) મેં તેને અભયદાન આપેલું છે. તેથી તમે એને અહીંયા લઇ આવો.'

## ૧૫ (પંદરમો) સર્ગ વિભીષણનો રાજ્યાભિષેક

राघवेणाभये दत्ते सन्नतो रावणानुजः ।
पादयोः सचिवैः सह रामस्य निपपात सः ॥ १ ॥

શ્રીરામે અભયદાન આપ્યા પછી રાવણનો નાનો ભાઇ વિભીષણ વિનમ્રભાવે, ..ના ચારેય મંત્રીઓ સહિત શ્રીરામના ચરણોમાં પડી ગયો.

तं रामः समुत्थाप्य परिष्वज्य विभीषणम् ।
उवाच मधुरं वाक्यं सखा मम भवान् इति ॥ २ ॥



શ્રીરામે તેને ઉઠાવી (ઊભો કરીને) આલિંગન આપ્યું તેમજ મધુર વાણીથી તેને કહ્યું કે 'આજથી તમે મારા મિત્ર છો.'

अब्रवीच्च तदा रामं वाक्यं तत्र विभीषणः ।
धर्मयुक्तं च युक्तं च साम्प्रतं सम्प्रहर्षणम् ॥ ३ ॥

તે વેળાએ વિભીષણે શ્રીરામને યુક્તિપૂર્ણ, ધર્મ-સંગત અને તત્કાળ મનને પ્રસન્ન કરનારું આ વચન કહ્યું.

अनुजो रावणस्याहं तेन चास्म्यवमानितः ।
भवन्तं सर्वभूतानां शरण्यं शरणं गतः ॥ ४ ॥

'હે રાજા ! હું રાવણનો નાનો ભાઈ છું. તેણે મારું અપમાન કર્યું છે. આપ પ્રાણી માત્રના આશ્રય સ્થાન છો, તેથી હું આપના શરણમાં આવ્યો છું.'

परित्यक्ता मया लङ्का मित्राणि च धनानि वै ।
भवद्गतं च मे राज्यं जीवितं च सुखानि च ॥ ५ ॥

'મેં લંકાનગરીને, મારા મિત્રોને અને સમસ્ત રાજ્યસંપત્તિને તિલાંજલિ આપી દીધી છે. હવે મારું રાજ્ય-પાટ, જીવન અને સુખો બધું જ આપના અધીન છે.'

तस्य तद्वचनं श्रुत्वा रामो वचनमब्रवीत् ।
आख्याहि मम तत्त्वेन राक्षसानां बलाबलम् ॥ ६ ॥

વિભીષણના આ વચનને સાંભળી રામે તેને કહ્યું, 'હે વિભીષણ ! તમે મને લંકાવાસી રાક્ષસોના બલાબલ વિશે વિગતવાર વાતો કરો.'



एवमुक्तं तदा रक्षो रामेणाक्लिष्ट कर्मणा ।
रावणस्य बलं सर्वमाख्यातुमपचक्रमे ॥ ७ ॥

કલેશહારી શ્રીરામે આમ પૂછ્યું તેથી વિભીષણે રાવણનાં સૈન્યબળનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાનો પ્રારંભ કર્યો.

अवध्यः सर्वभूतानां देवदानवरक्षसाम् ।
राजपुत्र दशग्रीवो वरदानात्स्वयंभुवः ॥ ८ ॥

'હે રાજકુમાર ! (સ્વયંભૂ) પરમાત્માની કૃપા (વરદાન)થી રાવણ દેવો, દાનવો અને રાક્ષસોથી અવધ્ય (મરે નહિ તેવો) છે.'

रावणानन्तरो भ्राता मम ज्येष्ठश्च वीर्यवान् ।
कुम्भकर्णो महातेजाः शक्रप्रतिबलो युधि ॥ ९ ॥

'રાવણથી નાનો પણ મારાથી મોટો મારો વચેટ ભાઈ કુંભકર્ણ અત્યંત બળવાન, મહાતેજસ્વી અને યુદ્ધમાં ઇન્દ્રનો પ્રતિકાર = સામનો કરવા વાળો છે.'

राम सेनापतिस्तस्य प्रहस्तो यदि वा श्रुतः ।
कैलासे येन संग्रामे मणिभद्रः पराजितः ॥ १० ॥

'હે રામ ! જો તમે સાંભળ્યું હોય તો રાવણનો સેનાપતિ પ્રહસ્ત છે, જેણે કૈલાસના રાજા મણિભદ્રને યુદ્ધમાં પરાજિત કર્યો હતો.'

बद्धगोधाङ्गुलित्राणस्त्ववध्यकवचो युधि ।
धनुरादायान्तर्धानगतः शत्रून्हन्तीन्द्रजित् ॥ ११ ॥

'રાવણનો પુત્ર ઇન્દ્રજિત (મેઘનાદ) ઘોનાં ચામડાંનાં હાથમોજાં પહેરી, અભેદ્ય કવચ ધારણ કરી, હાથમાં ધનુષ લઇ, અંતર્ધાન થઇ (છૂપી રીતે) શત્રુઓને હણી નાખે છે.'

महोदरमहापार्श्वौ राक्षसश्चाप्यकम्पनः।
अनीकस्थास्तु तस्यैते लोकपालसमा युधि ॥ १२ ॥

આ સિવાય રાવણના સેનાપતિઓ-મહોદર, મહાપાર્શ્વ અને અકંપન વગેરે રાક્ષસો યુદ્ધમાં લોકપાલ સમાન સેનામાં રહીને પોતાનું પરાક્રમ પ્રદર્શિત કર્યા કરે છે.

विभीषणस्य वचः श्रुत्वा रामो दृढपराक्रमः ।
अन्वीक्ष्य मनसा सर्वमिदं वचनमब्रवीत् ॥ १३ ॥

દૃઢ પરાક્રમી રામ વિભીષણે કહેલો વૃત્તાંત સાંભળી એના ઉપર પોતાના મનથી વિચાર વિમર્શ કરીને કહેવા લાગ્યા.

अहं हत्वा दशग्रीवं सप्रहस्तं सबान्धवम् ।
राजानं त्वां करिष्यामि सत्यमेतद् ब्रवीमि ते ॥ १४ ॥

'હું પ્રહસ્તને, સગાં-વહાલાં સહિત દશગ્રીવ (રાવણ)ને મારીને તમને લંકાનો રાજા બનાવીશ. હું આ તમને સાચી વાત જ કરું છું'

रसातलं वा प्रविशेत्पातालं वापि रावणः ।
पितामहसकाशं वा न मे जीवन् विमोक्ष्यते ॥ १५ ॥

'રાવણ પોતાનું જીવન બચાવવાને ચાહે રસાતલમાં જતો રહે, કે ચાહે તો પાતાળમાં ચાલ્યો જાય, અથવા (પિતામહ) બ્રહ્માની પાસે પહોંચી જાય તો પણ તે મારાથી જીવતો રહી જવાનો નથી.'



अहत्वा रावणं संख्ये सपुत्रबलबान्धवम् ।
अयोध्यां न प्रवेक्ष्यामि त्रिभिस्तैर्भ्रातृभिः शपे ॥ १६ ॥

'હું મારા ત્રણેય ભાઇઓના સોગંદ ખાઇને કહું છું કે યુદ્ધમાં રાવણને તથા તેના પુત્ર, સેના તથા સગાં-વહાલાંઓને હણ્યા વગર અયોધ્યામાં હું પ્રવેશ કરીશ નહિ.'

श्रुत्वा तु वचनं तस्य रामस्याक्लिष्टकर्मणः ।
शिरसाऽवन्द्य धर्मात्मा वक्तुमेवोपचक्रमे ॥ १७ ॥

કલ્યાણકારી કર્મ કરવાવાળા શ્રીરામનાં આ વચનો સાંભળી ધર્માત્મા વિભીષણે તેમના ચરણોમાં માથું નમાવી વંદન કરીને આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો.

राक्षसानां वधे साह्यं लङ्कायाश्च प्रधर्षणे ।
करिष्यामि यथाप्राणं प्रवेक्ष्यामि च वाहिनीम् ॥ १८ ॥

'હે રાજા ! (લંકાના) સંગ્રામ વખતે રાવણની સેના આવતાં જ રાક્ષસોના વધ માટે સેનામાં પ્રવેશ કરીને પ્રાણ જતાં સુધી હું આપની સહાય કરતો રહીશ.

इति ब्रुवाणं रामस्तु परिष्वज्य विभीषणम् ।
अब्रवील्लक्ष्मणं प्रीतः समुद्राज्जलमानय ॥ १९ ॥
तेन चेमं महाप्राज्ञमभिषिञ्च विभीषणम् ।
राजानं रक्षसां क्षिप्रं प्रसन्ने मयि मानद ॥ २० ॥

શ્રીરામે આ પ્રમાણે બોલતા વિભીષણને છાતીએ ચાંપ્યો અને પ્રસન્ન થઇ લક્ષ્મણને કહ્યું કે 'હે માનદાતા લક્ષ્મણ! તમે જાઓ અને સમુદ્રમાંથી જળ લઈ આવો પછી તેના વડે મહામતિ વિભીષણનો રાક્ષસોના રાજા તરીકે તરત રાજ્યાસન ઉપર અભિષેક કરો કારણ કે હું તેના પર અત્યંત પ્રસન્ન છું.'



एवमुक्तस्तु सौमित्रिरभ्यसिञ्चद्विभीषणम् ।
मध्ये वानरमुख्यानां राजानं रामशासनात् ॥ २१ ॥

શ્રીરામના કહેવાથી લક્ષ્મણજીએ વાનર યૂથપતિઓની ઉપસ્થિતિમાં રામનો આદેશ હોવાથી વિભીષણનો રાજ્યાભિષેક કરી દીધો.

तं प्रसादं तु रामस्य दृष्ट्वा सद्यः प्लवङ्गमाः ।
प्रचुक्रुशुर्महात्मानं साधुसाध्विति चाब्रुवन् ॥ २२ ॥

શ્રીરામના આ અનુગ્રહને જોઈને વાનર લોકો તત્કાળ હર્ષનાદ કરતાં કરતાં 'વાહ-વાહ' બહુ જ સારું થયું આ એમ કહેવા લાગ્યા.

## ૧૬ (સોળમો) સર્ગ ગુપ્તચર શાર્દૂલ અને દૂત શુકનું આગમન

ततो निविष्टां ध्वजिनीं सुग्रीवेणाभिपालिताम् ।
ददर्श राक्षसोऽभ्येत्य शार्दूलो नाम वीर्यवान् ॥ १ ॥

જે સમયે સુગ્રીવની સેના સમુદ્ર તટપર પડાવ નાખીને પડેલી હતી, તે વખતે રાવણનો ગુપ્તચર (જાસૂસ) પરાક્રમી શાર્દૂલ ત્યાં આવ્યો, તેણે સેનાનું અવલોકન કર્યું અને ગુપ્ત રહસ્ય (ભેદ) જાણી ગયો.

तां दृष्ट्वा सर्वतोऽव्यग्रां प्रतिगम्य स राक्षसः ।
प्रविश्य लङ्कां वेगेन रावणं वाक्यमब्रवीत् ॥ २ ॥

પૂરેપૂરી સાવધાન સેનાને જોઈને તે રાક્ષસ શાર્દૂલ પાછો જતો રહ્યો અને સત્વર લંકા પહોંચીને રાવણને કહેવા લાગ્યો.



एष वै वानरर्क्षौघो लङ्कां समभिवर्तते ।
अगाधश्चाप्रमेयश्च द्वितीय इव सागरः ॥ ३ ॥

હે રાજા ! વાનરો અને ઋક્ષોનો સેના-પ્રવાહ લંકા નજીક આવી પહોંચ્યો છે. આ સેના-પ્રવાહ દુષ્પ્રવેશ્ય અને અપરિમિત (અગાધ અને અમાપ) છે તથા બીજો સાગર હોય તેવો ભાસે છે.'

पुत्रौ दशरथस्येमौ भ्रातरौ रामलक्ष्मणौ ।
उत्तमायुधसम्पन्नौ सीतायाः पदमागतौ ॥ ४ ॥

સીતાનો ઉદ્ધાર કરવા માટે (સીતાની પાછળ પાછળ) આવેલા તે બન્ને ભાઈઓ, રામ અને લક્ષ્મણ મહારાજા દશરથના પુત્રો છે અને ઉત્તમ અસ્ત્ર શસ્ત્રો વડે સુસજ્જિત છે.

शार्दूलस्य वचः श्रुत्वा रावणो राक्षसेश्वरः ।
उवाच सहसा व्यग्रः शुकं नाम रक्षस्तदा ॥ ५ ॥

શાર્દૂલનો આ વૃત્તાન્ત સાંભળીને રાક્ષસરાજ રાવણ વ્યાકુળ થઈ ગયો અને શુક નામે રાક્ષસને કહેવા લાગ્યો.

सुग्रीवं ब्रूहि गत्वा त्वं राजानं वचनात् मम ।
यथा सन्देशमक्लीबं श्लक्ष्णया परया गिरा ॥ ६ ॥

'હે શુક ! તમે વાનરરાજ સુગ્રીવ પાસે જાઓ અને તેમને મારા તરફથી નિર્ભયતા પૂર્વક પરંતુ મધુર અને કર્ણપ્રિય વાણીથી આ પ્રમાણે સંદેશ કહેજો.'

त्वं वै महाराज कुलप्रसूतो
महाबलश्चर्क्षरजः सुतश्च ।



न कश्चिदर्थस्तव नास्त्यनर्थः
तथा हि मे भ्रातृसमो हरीश ॥ ७ ॥

'હે વાનરરાજ ! તમે કુલીન અને બળવાન છો. ઋક્ષરાજના પુત્ર અને બ્રહ્માના પૌત્ર હોવાના કારણે મારા ભાઇ સમાન છો. એટલે તમારે કારણ વગર મારી સાથે વેર બાંધવું ઉચિત નથી. શ્રીરામને સહાયતા કરવાથી તમને કશોજ લાભ થવાનો નથી અને તેમને મદદ ન કરવાથી કોઇ હાનિ થવાની નથી.

अहं यद्यहरं भार्यां राजपुत्रस्य धीमतः ।
किं तत्र तव सुग्रीव किष्किन्धां प्रति गम्यताम् ॥ ८ ॥

'હે સુગ્રીવ ! જ્યારે મેં મહામતિ રાજપુત્ર રામની પત્નીનું હરણ કરી લીધું છે, તેમાં તારું શું ગયું ? (તને શી હાનિ થઇ?) તમે તમારી રાજધાની કિષ્કિંધા જતા રહો.'

नहीयं हरिभिर्लङ्का शक्या प्राप्तुं कथञ्चन ।
देवैरपि सगन्धर्वैः किं पुनर्नरवानरैः ॥ ९ ॥

'દેવ અને ગંધર્વો પણ આ લંકાને જીતી શકયા નથી. તો પછી માણસ અને વાનરોની તો વાત જ કયાં રહી ?'

स गत्वा दूरमध्वानमुपर्युपरि सागरम् ।
सर्वमुक्तं यथाऽऽदिष्टं रावणेन दुरात्मना ॥ १० ॥

રાવણના આદેશથી તેમનો સંદેશો લઇને શુક સમુદ્રની ઉપર ઉપર આકાશમાં ઊડતો ઊડતો સાગરના તટ પર સુગ્રીવની પાસે પહોંચી ગયો અને દુરાત્મા રાવણનો સંદેશ જેવોને-તેવો જ નિવેદન કરી દીધો.

**ટિપ્પણી :** ✱ *પાઠકો ધ્યાનમાં રાખે કે જ્યાં આ રીતનું કથન છે ત્યાં આવું ગમન કેવળ વાયુયાન દ્વારા જ થઇ શકે છે. આજ કાલ અંગ્રેજીમાં પણ "He Flew to London" એવો પ્રયોગ બોલવામાં થાય છે.'*



तं प्रापयन्तं वचनं तूर्णमाप्लुत्य वानराः ।
प्रापद्यन्त दिवं क्षिप्रं लोप्तुं हन्तुं च मुष्टिभिः ॥ ११ ॥

રાક્ષસ શુક જ્યારે રાવણનો સંદેશ પહોંચાડતો હતો ત્યારે વાનરોએ મુક્કાથી કૂટો કાઢવા (આકાશમાં છલાંગ મારીને) તેને પકડી લીધો.

वानरैः पीड्यमानस्तु शुको वचनमब्रवीत् ।
न दूतान् घ्नन्ति काकुत्स्थ वार्यन्तां साधु वानराः ॥ १२ ॥

વાનરો વડે કૂટાઇ રહેલો શુક બોલ્યો, 'હે ભલા કાકુત્સ્થ ! લોકો દૂતોને હણતા નથી. એટલે ભલા થઇને આ વાનરોને વારો.'

शुकस्य वचनं श्रुत्वा रामस्तु परिदेवितम् ।
उवाच मा वधिष्टेति घ्नतः शाखामृगर्षभान् ॥ १३ ॥

શ્રીરામે શુકના આક્રંદ સહિતના વચનને સાંભળી તેને મારી નાખવાને પ્રવૃત્ત થયેલા વાનરવીરોને કહ્યું કે આ દૂતને ન મારશો.'

अन्तरिक्षस्थितो भूत्वा स तु वचनमब्रवीत् ।
किं मया खलु वक्तव्यो रावणो लोकरावणः ॥ १४ ॥

વાનરોથી છૂટીને આકાશમાં સ્થિર થયેલો શુક ફરી કહેવા લાગ્યો, 'હે સુગ્રીવ ! લોકોને રડાવનારા રાવણ પાસે જઇને મારે શું કહેવું ?'

स एवमुक्तः प्लवगाधिपस्तदा
प्लवङ्गमानामृषभो महाबलः ।



उवाच वाक्यं रजनीचरस्य
चारं शुकं दीनमदीनसत्त्वः ॥ १५ ॥

જ્યારે શુકે વાનરશ્રેષ્ઠ મહાબલી સુગ્રીવને આ રીતે કહ્યું ત્યારે (સમર્થ) સ્વાભિમાની સુગ્રીવે અસમર્થ (દીન) રાક્ષસદૂત શુકને કીધું.

न मेऽसि मित्रं न तथानुकम्प्यो
न चोपकर्ताऽसि न मे प्रियोऽसि ।
अरिश्च रामस्य सहानुबन्धः
स मेऽसि वालीव वधार्ह वध्यः ॥ १६ ॥

તમે રાવણને આ સંદેશ પહોંચાડજો, 'હે રાવણ ! તમે ન તો મારા મિત્ર છો, ન દયાને પાત્ર છો, તમે નથી મારા પર ઊપકારકર્તા, કે નથી મારા પ્રિયજન, ઊલટા રામના શત્રુ હોવાને લીધે મારા પણ શત્રુ છો અને ભાઈ-ભાઈબંધો સહિત વાલીની જેમ જ મારી નાખવાને યોગ્ય છો.'

ततोऽब्रवीद् वालिसुतस्त्वङ्गदो हरिसत्तमः ।
नायं दूतो महाराज चारकः प्रतिभाति मे ॥ १७ ॥

જ્યારે સુગ્રીવે પોતાનો સંદેશ શુકને આપી દીધો. ત્યારે કપિશ્રેષ્ઠ વાલિપુત્ર અંગદે કહ્યું, 'મહારાજ ! આ દૂત નહિ મને તો એ ગુપ્તચર હોય એમ લાગે છે.'

तुलितं हि बलं सर्वमनेनात्रैव तिष्ठता ।
गृह्यतां मागमल्लङ्कामेतद्धि मम रोचते ॥ १८ ॥



અહીયાં એટલીવાર સ્થિર રહીને તે તો આપણી પૂરી સેનાને તથા વ્યૂહને પામી ગયો છે. મને તો એમ જ ઉચિત લાગે છે કે આપણે એને પકડી લઈએ અને લંકા ન જવા દઈએ.'

ततो राज्ञा समादिष्टाः समुत्प्लुत्य वलीमुखाः ।
जगृहुस्तं बबन्धुश्च विलपन्तमनाथवत् ॥ १९ ॥

ત્યારપછી સુગ્રીવના આદેશથી અનાથની જેમ રડતા તે શુકને ઊછળી કૂદીને વાનરોએ પકડી પાડ્યો અને બાંધી દીધો.

शुकस्तु वानरैश्चण्डैस्तत्र तैः सम्प्रपीडितः ।
व्याक्रोशत महात्मानं रामं दशरथात्मजम् ॥ २० ॥

જ્યારે તે પ્રચંડ પરાક્રમી વાનરોએ તેને મારવા-પીટવાનું શરૂ કર્યું ત્યારે તે દશરથનંદન શ્રીરામનું નામ લઈને બૂમબરાડા પાડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે,

यां च रात्रिं मरिष्यामि जाये रात्रिं यामहम् ।
एतस्मिन्नन्तरे काले यन्मया ह्यशुभं कृतम् ॥
सर्वं तदुपपद्येथा जह्यां चेद्यदि जीवितम् ॥ २१ ॥

જે રાતે હું જન્મ્યો હતો અને જે રાતે હું મરી જઈશ એ બે રાત્રિઓના વચ્ચગાળામાં મેં જે જે પાપો કર્યાં છે તે બધાં જ પાપ તમને લાગે, જો મને જીવતો નહીં છોડી દ્યો તો...'

नाघातयत्तदा रामः श्रुत्वा तत्परिदेवनम् ।
वानरानब्रवीद्रामो मुच्यतां दूत आगतः ॥ २२ ॥

તેનું આવું દયાજનક આક્રંદ સાંભળીને રામે તેની રક્ષા કરી અને વાનરોને કીધું કે 'આ દૂત બનીને આવેલો છે એટલે એને છોડી દ્યો, મારશો નહિ.'



## ૧૭ (સત્તરમો) સર્ગ સમુદ્ર પર સેતુ બાંધીને સેનાને સામે પાર ઉતારવી.

अथाब्रवीत् हनुमांश्च सुग्रीवश्च विभीषणम् ।
कथं सागरमक्षोभ्यं तराम वरुणालयम् ॥ १ ॥

હવે સુગ્રીવે અને હનુમાને વિભીષણને પૂછ્યું 'હે મિત્ર ! આ ગંભીર અને વિશાળ સાગરને અમે કેમ કરીને પાર કરીએ ! તે આપ અમને બતાવો.'

एवमुक्तस्तु धर्मज्ञः प्रत्युवाच विभीषणः ।
समुद्रं राघवो राजा शरणं गन्तुमर्हति ॥ २ ॥

જ્યારે બન્ને વાનર શ્રેષ્ઠોએ આમ પૂછ્યું ત્યારે ધર્મજ્ઞ વિભીષણ બોલ્યા 'મહારાજ રામ સમુદ્રના શરણે જાય એ જ ઉપાય છે.'

**ટિપ્પણી :** ✷ *રામના શરણમાં આવવાથી વિભીષણને લંકાનું રાજ્ય મળી ગયું તેથી વિભીષણને આ જ ઉપાય સર્વશ્રેષ્ઠ લાગ્યો.*

एतद् विभीषणेनोक्तं राघवस्याप्यरोचत ।
ततः सागरवेलायां दर्भानास्तीर्य राघवः ॥ ३ ॥
अद्य मे मरणं वाऽथ तरणं सागरस्य वा ।
इति रामो मतिं कृत्वा प्रतिशिश्ये महोदधेः ॥ ४ ॥

વિભીષણનું આ કથન રામને પણ પસંદ પડી ગયું. એથી તેઓએ સાગર તટે દાભડો પાથરીને આવો દૃઢ સંકલ્પ કર્યો કે 'આજે કાં તો હું સમુદ્રને પાર ઉતરી જાઉં છું, અથવા મારા પ્રાણ છૂટી જાય છે.' એમ કહીને સૂઈ ગયા.



तस्य रामस्य सुप्तस्य कुशास्तीर्णे महीतले ।
नियमादप्रमत्तस्य निशास्तिस्रो व्यतिक्रमुः ॥ ५ ॥

સાવધતા અને નિયમપૂર્વક પૃથ્વી પર દર્ભની પથારીમાં સૂતાં સૂતાં શ્રીરામને ત્રણ દિવસ અને ત્રણ રાત્રિનો સમય વીતી ગયો.

न च दर्शयते मन्दस्तदा रामस्य सागरः ।
प्रयतेनापि रामेण यथार्हमभिपूजितः ॥ ६ ॥

શ્રીરામે સમુદ્રનો યથાવિધિ સત્કાર (પૂજા) કરીને તેને પ્રસન્ન કરવાનો પ્રયત્ન બહુ કર્યો છતાં પણ તે મંદબુદ્ધિવાળો શ્રીરામની સમક્ષ પોતાનો અભિપ્રાય બતાવી શક્યો નહિ.

**ટિપ્પણી :** ✷ *અહીં આદિ કવિએ સમુદ્રને સજીવારોપણ (માનવીયકરણ અલંકાર) (Personification) કરીને ચિત્રણ કર્યું છે. સમુદ્ર તો જડ છે. તે બોલી શકતો નથી કે ઉત્તર આપી શકતો નથી. વાતને ચમત્કારિક ઢંગથી કહેવા અને રામના અદ્ભુત પરાક્રમનું પ્રદર્શન કરવા માટે જ કવિએ આલંકારિક વર્ણન કરેલું છે. (નોંધ : આવી સમુદ્રપૂજા અંધશ્રદ્ધા છે તે સિદ્ધ કર્યું.)*

समुद्रस्य ततः क्रुद्धो रामो रक्तान्तलोचनः ।
समीपस्थमुवाचेदं लक्ष्मणं शुभलक्षणम् ॥ ७ ॥

શ્રીરામને સમુદ્રની મૂર્ખતા પર બહુ જ ક્રોધ આવ્યો, ક્રોધના આવેશમાં તેમનાં નેત્રો રાતાં થઇ ગયાં : પછી તેમણે પોતાની પાસે બેઠેલા શુભ લક્ષણોવાળા લક્ષ્મણને કહ્યું.

न साम्ना शक्यते कीर्तिर्न साम्ना शक्यते यशः ।
प्राप्तुं लक्ष्मण लोकेऽस्मिञ्जयो वा रणमूर्धनि ॥ ८ ॥



'હે લક્ષ્મણ ! શાન્તિથી કીર્તિ મળતી નથી. સમજાવવાથી યશ મળતો નથી. વળી, શાન્તિ અને સમજાવટથી રણભૂમિમાં વિજય આ સંસારમાં તો નથી જ મળતો.'

चापमानय सौमित्रे शरांश्चाशीविषोपमान् ।
सागरं शोषयिष्यामि पद्भ्यां यान्तु प्लवङ्गमाः ॥ ९ ॥

'હે લક્ષ્મણ ! તેથી તમે મારું ધનુષ અને સર્પ સમાન ઝેરીલાં મારાં બાણ લઈ આવો. હું આ સાગરનું અવશોષણ કરીશ. એટલે વાનરો પગપાળા-જતા રહેશે.'

अब्रवीद्वानरश्रेष्ठः समुत्थाय नलस्तदा ।
अहं सेतुं करिष्यामि विस्तीर्णे वरुणालये ॥ १० ॥

શ્રીરામને ક્રોધથી રુષ્ટ જોઈને વાનરશ્રેષ્ઠ નલ ઊભો થઇ ગયો અને બોલ્યો, 'હું આ વિશાળ સાગર ઉપર સેતુ બાંધીશ (પુલનું નિર્માણ કરીશ).

ततोऽतिसृष्टा रामेण सर्वतो हरियूथपाः ।
अभिपेतुर्महारण्यं हृष्टाः शतसहस्रशः ॥ ११ ॥

'તતઃ'= નલનો પ્રસ્તાવ સાંભળીને (નલનું સેતુ નિર્માણનું આયોજન સમજીને) શ્રીરામે ચારે કોર ફેલાયેલા વાનરોને સેતુ નિર્માણનાં કાર્યમાં નિયુક્ત કર્યા. ત્યારે તો હજારો વાનરો ખુશ ખુશ થઈને મહાવન તરફ દોડાદોડ કરવા લાગ્યા.

ते नगान्नगसङ्काशाः शाखामृगगणर्षभाः ।
बभञ्जुर्वानरास्तत्र प्रचकर्षुश्च सागरम् ॥ १२ ॥

તે પહાડી શરીરોવાળા વાનરોનાં ટોળાના આગેવાનો પર્વતનાં શિખરો તથા વૃક્ષોને ઉખેડી ઉખેડીને દરિયા કિનારે ઢગલે ઢગલા ખડકવા લાગ્યા.



हस्तिमात्रान् महाकायाः पाषाणांश्च महाबलाः ।
पर्वतांश्च समुत्पाट्य यन्त्रैः परिवहन्ति च ॥ १३ ॥

તેઓ મહાકાય મહાબળવાન વાનરલોકો હાથીઓ સરખા ભારે અને કદાવર પત્થરોને તથા પર્વત-શિખરોને તોડી તોડીને યંત્રો દ્વારા પરિવહન કરવા લાગ્યા (હેર ફેર કરવા લાગ્યા).

नलश्चक्रे महासेतुं मध्ये नदनदीपतेः ।
स तथा क्रियते सेतुर्वानरैर्घोरकर्मभिः ॥ १४ ॥

નલે ભગીરથ કાર્ય કરનારા વાનરોની સહાયતાથી નદીપતિ સમુદ્રના ઉપર પુલ(સેતુ)નું નિર્માણ કર્યું.

**ટિપ્પણી :** ✸ *લોકોમાં એવી વાત પ્રસિદ્ધ છે કે નલ અને નીલને એવું વરદાન મળેલું હતું કે તેઓ જે પત્થરનો સ્પર્શ કરીને પાણીમાં મૂકે તે તરવા લાગે ડૂબે નહિ. (એમ પણ કહેવાય છે કે 'રામ' નામ બોલીને તથા પત્થર પર 'રામ' નામ લખીને તેઓ પાણીમાં મૂકતા હતા તેટલા પત્થરો તરતા હતા.) આથી પુલ બાંધતી વેળાએ નલ અને નીલ સમુદ્રમાં પત્થર છોડતા જતા હતા. વરદાનનાં કારણે પત્થરો ડૂબતા ન હતા. આ રીતે પુલ બંધાઇ ગયો. આ લોકવાયકા સર્વથા મિથ્યા અને કપોલકલ્પિત છે. વાલ્મીકીય રામાયણમાં આનું સમર્થન નથી થતું. (અત્યંત પુરુષાર્થ અને યંત્રો વડે પુલ બંધાયો.)*

स नलेन कृतः सेतुः सागरे मकरालये ।
शुशुभे सुभगः श्रीमान् स्वातीपथ इवाम्बरे ॥ १५ ॥

મગરોના નિવાસ સ્થાન સમુદ્ર પર નલે નિર્માણ કરેલો આ સેતુ જેવી આકાશમાં આકાશગંગા શોભે છે તેવો શોભાયમાન થવા લાગ્યો.





નલ દ્વારા વાનરોની સહાયથી સમુદ્ર ઉપર સેતુનું નિર્માણ



तदचिन्त्यमसह्यं च ह्यद्भुतं रोमहर्षणम् ।
ददृशुः सर्वभूतानि सागरे सेतुबन्धनम् ॥ १६ ॥

એવા એ અચિન્તનીય, અદ્‌ભુત અને રોમાંચકારી સેતુની રચનાને સંસારનાં બધાં જ પ્રાણીઓએ એક અજાયબી રૂપે દેખ્યો.

**ટિપ્પણી :** ✵ *સમુદ્ર ઉપર આ પુલનું નિર્માણ કરવું તે ખરેખર અચિન્ત્ય અને અદ્‌ભુત (A Marvellous task) કર્મ હતું.*

✵ *જેવી રીતે વર્તમાન કાલીન માનવ સમાજ 'તાજ-મહેલ' અને પીસાના ઢળતા ટાવરને વિશ્વની એક 'અજાયબી' રૂપે જુએ છે. તેવી રીતે તે સમય રામાયણ કાળના માનવોએ આ સેતુને એક અજાયબી રૂપે દેખ્યો. - ગુજ. અનુવાદક*

विशालः सुकृतः श्रीमान् सुभूमिः सुसमाहितः ।
अशोभत महासेतुः सीमन्त इव सागरे ॥ १७ ॥

નલ દ્વારા નિર્મિત એ પુલ બહુ જ લાંબો-પહોળો હતો, તેમ જ ઘણોજ દૃઢ હતો. સીધો હતો. જરાય ઊંચો-નીચો નહીં હતો પણ સમતલ હતો. (તેમાં ખાડા-ટેકરા ન હતા) તે સમુદ્રની વચ્ચે સુવાસિની સ્ત્રીના સેંથાની જેમ શોભતો હતો.

**ટિપ્પણી :** ✵ *'નાસા' ના શટલ દ્વારા ભારત અને શ્રીલંકા વચ્ચે જે પુલ અવકાશી ફોટાઓ દ્વારા શોધી કઢાયો છે, તે મૂળ પાણીમાં ગરકાવ થયેલો છે, પરંતુ અવકાશી ફોટામાં તે સ્પષ્ટ જોઇ શકાય છે. 'નાસા'ના વૈજ્ઞાનિકોએ અભ્યાસ કર્યા પછી એવું જાહેર કર્યું છે કે આ પુલની ડિઝાઇન અને રચના જોતાં એમ લાગે છે કે આ માનવ રચિત પુલ છે અને આ પુલની ઉંમર લગભગ ૧૭ લાખ ૫૦ હજાર વર્ષ જેટલી છે. પરંતુ તેની ઉંમર બતાવે છે કે આ પુલનું નિર્માણ ત્રેતા યુગમાં એટલે કે રામાયણના સમયમાં થયો હતો. હવે રામાયણમાં ભગવાન રામ દ્વારા તેમની ફોજની મદદથી લંકા પહોંચવા રામેશ્વરથી 'સેતુબંધ' બાંધવામાં આવ્યો હતો. એટલે ભારતીય નિષ્ણાતો આ બ્રીજ એ 'સેતુબંધ' છે, તેમ સ્પષ્ટ માને છે. હકીકતમાં તે વખતે વાનરની સેનાના અગ્રણીઓ 'નીલ' અને 'જાંબવન' એ બન્ને નિષ્ણાત એન્જીનીયરો હતા, તેમનાં માર્ગદર્શન હેઠળ આ પુલનું નિર્માણ થયું હતું. ચોક્કસ વૈજ્ઞાનિક સિદ્ધાંતો આધારિત દરિયામાં ૩૦ કી.મી. લાંબો બ્રીજ બંધાયો હશે. જેના ઉપરથી ભગવાન રામચંદ્રે તેમની સેના લઇને લંકા ઉપર ચઢાઇ કરી હતી. ગુજરાત સમાચાર દિનાંક ૧૭-૧૦-૨૦૦૨ માંથી સાભાર ઉદ્ધૃત - ગુજ. અનુવાદક*



ततः पारे समुद्रस्य गदापाणिर्विभीषणः ।
परेषामभिघातार्थमतिष्ठत्सचिवैः सह ॥ १८ ॥

સેતુ બંધાઇ ગયો એટલે વિભીષણ હાથમાં ગદા લઇને પોતાના ચારેય સચિવો સાથે સમુદ્રપાર રહેલા શત્રુઓને મારવા માટે તૈયાર થઇ ને ઊભા થઇ રહ્યા.

अग्रतस्तस्य सैन्यस्य श्रीमान् रामः सलक्ष्मणः ।
जगाम धन्वी धर्मात्मा सुग्रीवेण समन्वितः ॥ १९ ॥

પછી ધર્માત્મા, ધનુર્ધારી શ્રીરામ લક્ષ્મણ અને સુગ્રીવને સાથે લઇને વાનર સેનાની આગળ આગળ ચાલ્યા.

वानराणां हि सा तीर्णा वाहिनी नलसेतुना ।
तीरे निविविशे राज्ञा बहुमूलफलोदके ॥ २० ॥

નલ વડે નિર્મિત એ સેતુ દ્વારા સંપૂર્ણ વાનર સેના પાર ઊતરી ગઇ. સામે કાંઠે પહોંચીને સુગ્રીવે તેના ફળ-મૂળોથી પરિપૂર્ણ સમુદ્રતટ પર મુકામ કરી આપ્યો.



## ૧૮ (અઢારમો) સર્ગ રાવણ દ્વારા શુક તથા સારણને મોકલવા

सबले सागरं तीर्णे रामे दशरथात्मजे ।
अमात्यौ रावणः श्रीमानब्रवीच्छुकसारणौ ॥ १ ॥

જ્યારે દશરથનંદન શ્રીરામ વાનરોની સેના સહિત સાગરને ઓળંગી સામે પાર પહોંચી ગયા ત્યારે રાવણે શુક અને સારણ નામના પોતાના મંત્રીઓને કહ્યું.

समग्रं सागरं तीर्णं दुस्तरं वानरं बलम् ।
अभूतपूर्वं रामेण सागरे सेतुबन्धनम् ॥ २ ॥

'જુઓ, પૂરેપૂરી વાનર સેના દુસ્તર સાગરને ઓળંગીને પાર ઊતરી આવી. વળી સમુદ્ર ઉપર પુલ બાંધવાનું રામનું કાર્ય અભૂતપૂર્વ જ છે.'

सागरे सेतुबन्धं तु न श्रद्दध्यां कथञ्चन ।
अवश्यं चापि संख्येयं तन्मया वानरं बलम् ॥ ३ ॥

રામે સાગર પર સેતુ બાંધી લીધો તેથી હવે રામનો ભરોસો ન કરી શકાય. મારે એટલું તો અવશ્ય જાણી જ લેવું જોઇએ કે રામની સાથે વાનરસેનાનું સંખ્યા-બળ અને શસ્ત્રબળ કેટલું (સૈનિકોની સંખ્યા કેટલી) છે ?

**ટિપ્પણી :** ✵ *સોળમાં સર્ગમાં જે શુકનો ઉલ્લેખ થયો છે તે દૂત હતો. અહીંયાં જે શુકને મોકલ્યો છે તે શુક રાવણનો મંત્રી છે. આ દૂત (Ambassador) નહીં પણ ગુપ્તચર (C.I.D.) (જાસૂસ) છે.*

भवन्तौ वानरं सैन्यं प्रविश्यानुपलक्षितौ ।
परिमाणं च वीर्यं च ये च मुख्याः प्लवङ्गमाः ॥ ४ ॥



'એટલે તમે લોકો સંતાઇને (છૂપી રીતે) વાનર સેનામાં પ્રવેશ કરો અને ત્યાં જઇને જુઓ કે વાનર સેનાનું પરિમાણ કેટલું છે, તેનું પરાક્રમ કેવું છે ? તેમજ તેમાં સેનાપતિઓ કોણ કોણ છે ?'

मन्त्रिणो ये च रामस्य सुग्रीवस्य च सम्मताः ।
ये पूर्वमभिवर्तन्ते ये च शूराः प्लवङ्गमाः ॥ ५ ॥

'રામ અને સુગ્રીવના મંત્રીઓ કોણ કોણ છે જેની રામ સંમતિ લે છે, સેનાની આગળ કોણ રહે છે ? એવા અગ્રણીઓમાં ખરેખર શૂરવીર વાનરો કોણ કોણ છે ? આ બધી વાતોની માહિતી મેળવી લાવો.'

रामस्य व्यवसायं च वीर्यं प्रहरणानि च ।
लक्ष्मणस्य च वीरस्य तत्त्वतो ज्ञातुमर्हथः ॥ ६ ॥

'તમે એ વિષયમાં ખાસ માહિતી મેળવી લાવો કે રામ અને લક્ષ્મણ શું કરવા ચાહે છે ? (તેમની રણનીતિ શી છે?) એમનું પરાક્રમ કેવું છે ? અને તેઓ કયાં હથિયારો વડે લડતા હોય છે ?'

इति प्रतिसमादिष्टौ राक्षसौ शुकसारणौ ।
हरिरूपधरौ वीरौ प्रविष्टौ वानरं बलम् ॥ ७ ॥

આવી આજ્ઞા લઇને શુક અને સારણ નામના બંને રાક્ષસવીરો વાનરનું રૂપ ધારણ કરીને વાનરોની સેનામાં ઘૂસી ગયા.

तद्बलार्णवमक्षोभ्यं ददृशाते निशाचरौ ।
तौ ददर्श महातेजाः प्रछन्नौ च विभीषणः ॥ ८ ॥

તે બંને રાક્ષસો અસલી રૂપને છૂપાવીને તરંગરહિત સાગર સમી સેનાનું અવલોકન કરી જ રહ્યા હતા, એવામાં પણ તેજસ્વી વિભીષણે તેમને છૂપાઇ રહેલાને ઓળખી લીધા.



आचचक्षेऽथ रामाय गृहीत्वा शुकसारणौ ।
मन्त्रिणौ राक्षसेन्द्रस्य लङ्कायाः समनुप्राप्तौ ॥ ९ ॥

વિભીષણે શુક અને સારણને પકડી લીધા પછી તેમને શ્રીરામની પાસે લઇ ગયા અને રામને કહ્યું, કે 'આ બંને રાક્ષસરાજ રાવણના મંત્રીઓ છે અને ગુપ્તચર બનીને લંકાથી અહીં આવેલા છે.'

तौ दृष्ट्वा व्यथितौ रामं निराशौ जीविते तदा ।
कृताञ्जलिपुटौ भीतौ वचनं चेदमूचतुः ॥ १० ॥

શ્રીરામને જોઇને તેઓ બંને બહુ જ વ્યથિત થઇ (ગભરાઇ) ગયા. વળી તેઓને જીવવાની આશા પણ ન રહી. બે હાથ જોડીને તેમણે ડરતાં-ડરતાં શ્રીરામને કહ્યું.

आवामिहागतौ सौम्य रावणप्रहितावुभौ ।
परिज्ञातुं बलं कृत्स्नं तवेदं रघुनन्दन ॥ ११ ॥

'હે સૌમ્ય ! રાવણના મોકલેલા અમે બંને અહીં આવેલા છીએ. હે રઘુનંદન ! અમે આપની સૈન્યશક્તિ સંબંધી માહિતી મેળવવાને આવેલા છીએ.'

तयोस्तद्वचनं श्रुत्वा रामो दशरथात्मजः ।
अब्रवीत्प्रहसन्वाक्यं सर्वभूतहिते रतः ॥ १२ ॥

બધાં પ્રાણીઓનાં કલ્યાણમાં રચ્યા પચ્યા રહેનારા દશરથનંદન રામ તેમની વાત સાંભળીને મોં મલકાવી બોલ્યા.

यदि दृष्टं बलं कृत्स्नं वयं वा सुपरीक्षिताः ।
यथोक्तं वा कृतं कार्यं छन्दतः प्रतिगम्यताम् ॥ १३ ॥



'જો તમે લોકોએ અમારી સેનાની સંખ્યા જાણી લીધી હોય અને અમારા લોકોનાં બળ-પરાક્રમનું અવલોકન કરી લીધું હોય, તથા જો રાવણની આજ્ઞા અનુસાર બધું કાર્ય તમે પૂરું કરી લીધું હોય તો તમે ખુશીથી પાછા જતા રહો.'

अथ किञ्चिददृष्टं वा भूयस्तद् द्रष्टुमर्हथः ।
विभीषणो वा कात्स्न्र्येन भूयः संदर्शयिष्यति ॥ १४ ॥

'જો કંઇ જાણવાનું કે જોવાનું બાકી રહી ગયું હોય તો હજી પણ ફરીથી નિહાળી શકો છો. અથવા તમે ચાહો તો વિભીષણ તમને બધું જ સારી રીતે બતાવી દેશે.'

न चेदं ग्रहणं प्राप्य भेतव्यं जीवितं प्रति ।
न्यस्तशस्त्रो गृहीतौ वा न दूतौ वधमर्हथः ॥ १५ ॥

'જો કે અત્યારે તમે બંધાયેલા છો, તો પણ તમે પ્રાણદંડનો ભય ન રાખશો કેમકે નિઃશસ્ત્રનો, પકડાયેલાનો અને દૂતોનો વધ કરવામાં નથી આવતો.'

प्रच्छन्नौ च विमुञ्चैतो चारौ रात्रिंचरावुभौ ।
शत्रुपक्षस्य सततं विभीषण विकर्षिणौ ॥ १६ ॥

'હે વિભીષણ ! જો કે આ બંને વેશ બદલીને આવેલા છે અને શત્રુના ગુપ્તચરો છે, વળી આપણો ભેદ લેવાને આવ્યા છે તો પણ આ બેઉ રાક્ષસોને છોડી દો.'

प्रविश्य नगरीं लङ्कां भवद्भयां धनदानुजः ।
वक्तव्यो रक्षसां राजा यथोक्तं वचनं मम ॥ १७ ॥



(આ પ્રમાણે વિભીષણને કહીને રામે તે જાસૂસોને કહ્યું) હે નિશાચર ગુપ્તચરો ! લંકામાં જતાં વેંત તમે કુબેરના નાના ભાઇ રાક્ષસરાજ રાવણને હું જે કંઇ કહું છું તે તેવા જ શબ્દ-ભાવાર્થમાં કહી દેજો.

यद्बलं च समाश्रित्य सीतां मे हृतवानसि ।
तद्दर्शय यथाकामं ससैन्यः सहबान्धवः ॥ १८ ॥

'તેને કહેજો કે- હે રાવણ ! જે સામર્થ્યનાં ભરોસે તે મારી પત્ની સીતાનું હરણ કર્યું છે, તારું તે બળ, તારી સેના અને ભાઇબંધો સહિત મને બતાવી દેજે.'

श्वः काल्ये नगरीं लङ्कां सप्राकारां सतोरणाम् ।
रक्षसां च बलं पश्य शरैर्विध्वंसितं मया ॥ १९ ॥

'હે રાવણ ! કાલે પ્રાતઃકાલે તમે કિલ્લા અને મુખ્ય નગરદ્વારો સહિત લંકાનગરીને તેમજ સંપૂર્ણ રાક્ષસી સેનાને મારાં બાણો વડે વિધ્વસ્ત થયેલાં દેખશો.'

इति प्रतिसमादिष्टौ राक्षसौ शुकसारणौ ।
जयेति प्रतिनन्द्यैतौ राघवं धर्मवत्सलम् ।
आगम्य नगरीं लङ्कामब्रूतां राक्षसाधिपम् ॥ २० ॥

જ્યારે શ્રીરામે શુક અને સારણ-બંને રાક્ષસોને આવો આદેશ દીધો ત્યારે તેઓએ 'જય થાઓ' એમ કહીને ધર્મવત્સલ રામનું પ્રતિ-અભિનંદન કર્યું અને લંકા નગરીમાં પહોંચી જઇ રાક્ષસરાજ રાવણને કહેવા લાગ્યા.

विभीषणगृहीतौ तु वधार्हौ राक्षसेश्वर ।
दृष्ट्वा धर्मात्मना मुक्तौ रामेणामिततेजसा ॥ २१ ॥



'હે રાક્ષસેશ્વર ! અમને મારી નાખવા માટે વિભીષણે તો અમને પકડીને બંદી બનાવી દીધા હતી. પરંતુ અમિત તેજસ્વી ધર્માત્મા રામે અમને જોઇને જ છોડી મૂકયા.'

एकस्थानगता यत्र चत्वारः पुरुषर्षभाः ।
लोकपालोपमाः शूराः कृतास्त्रा दृढविक्रमाः ॥ २२ ॥
रामो दाशरथिः श्रीमांल्लक्ष्मणश्च विभीषणः ।
सुग्रीवश्च महातेजा महेन्द्रसमविक्रमः ॥ २३ ॥

'દશરથનંદન શ્રીરામ, શોભા-સમ્પન્ન લક્ષ્મણ, વિભીષણ અને મહાતેજસ્વી તથા ઇન્દ્ર સમાન પરાક્રમી સુગ્રીવ આ ચારેય શ્રેષ્ઠ પુરુષો એક જ સ્થાને એકઠા થયા છે. તેઓ લોકપાળો જેવા જ શૂરવીર છે. અસ્ત્ર-વિદ્યામાં નિપુણ છે અને મહાપરાક્રમી છે.'

एते शक्ताः पुरीं लङ्कां सप्राकारां सतोरणाम् ।
उत्पाट्य संक्रामयितुं सर्वे तिष्ठन्तु वानराः ॥ २४ ॥

'કેવળ આ ચારેય વીરો આખી લંકાને તેનાં કોટ, કાંગરા ને કોઠા-તોરણ દ્વારો સહિત ઉખેડી ફેંકી દેવાને સમર્થ છે. શેષ વાનરો તો ભલે ઊભા ઊભા જોયા કરે !'

यादृशं तस्य रामस्य रूपं प्रहरणानि च ।
वधिष्यति पुरीं लङ्कामेकस्तिष्ठन्तु ते त्रयः ॥ २५ ॥

'વળી, જેવું રામનું સ્વરૂપ અને તેમનાં હથિયારો છે તે જોતાં જ આપણને ખાતરી થઇ જાય કે આ એકલા રામ જ લંકાનો વિનાશ કરી દેશે. બાકીના લક્ષ્મણ, સુગ્રીવ અને વિભીષણની સહાયતાની પણ તેમને આવશ્યકતા પડશે નહીં.'

रामलक्ष्मणगुप्ता सा सुग्रीवेण च वाहिनी ।
बभूव दुर्धर्षतरा सेन्द्रैरपि सुरासुरैः ॥ २६ ॥



'શ્રીરામ, લક્ષ્મણ અને સુગ્રીવ વડે સુરક્ષિત આ વાનર સેના ઇન્દ્રસહિત દેવતાઓ અને દાનવોથી પણ પરાજિત થઇ શકે તેવી નથી.'

प्रहृष्टरूपा ध्वजिनी वनौकसां
महात्मनां सम्प्रति योद्धुमिच्छताम् ।
अलं विरोधेन शमो विधीयतां
प्रदीयतां दाशरथाय मैथिली ॥ २७ ॥

'હે રાજા ! વાનરસેનામાં પ્રસન્નતા છવાઇ ગઇ છે. તેઓ બધા યુદ્ધ કરવાને થનગની રહ્યા છે. આપ આપનો ક્રોધ શાંત કરી દ્યો અને દશરથનંદન શ્રીરામને સીતાજી પાછા સોંપીને તેમની સાથે બાંધેલી શત્રુતાને સમાપ્ત કરી લ્યો.'

## ૧૯ (ઓગણીસમો) સર્ગ રાવણ દ્વારા શુક-સારણનો તિરસ્કાર

तद्वचः पथ्यमक्लीबं सारणेनाभिभाषितम् ।
निशम्य रावणो राजा प्रत्यभाषत सारणम् ॥ १ ॥

સારણે કહેલો હિતકર અને નિર્ભયતા પૂર્વક પ્રસ્તુત કરેલો વૃત્તાંત સાંભળી રાક્ષસરાજ રાવણ બોલી ઊઠયો.

यदि मामभियुञ्जीरन् देवगन्धर्वदानवाः ।
नैवं सीतां प्रदास्यामि सर्वलोकभयादपि ॥ २ ॥

'ભલે ને દેવતાઓ, ગંધર્વો અને દાનવો બધા જ મળીને મારા પર આક્રમણ કરે અથવા સમસ્ત લોક (આકાશ, પાતાળ, પૃથ્વી) મારી વિરુદ્ધ થઇ જાય તો પણ હું ભયભીત થઇને સીતા, પાછી નહીં જ આપું.'



त्वं तु सौम्य परित्रस्तो हरिभिर्निर्जितो भृशम् ।
प्रतिप्रदानमद्यैव सीतायाः साधु मन्यसे ॥ ३ ॥

'હે સૌમ્ય ! તમને વાનરોએ બહુ જ પીડયા છે. તેથી ત્રાસી જઇને આજે જ સીતાને પાછી સોંપી દેવી તે સારું છે એમ માનો છો.'

को हिं नाम सपत्नो मां समरे जेतुमर्हति ।
इत्युक्त्वा परुषं वाक्यं रावणो राक्षसाधिपः ॥ ४ ॥
आरुरोह ततः श्रीमान् प्रासादं हिमपाण्डुरम् ।
ताभ्यां चराभ्यां सहितो रावणः क्रोधमूर्छितः ॥ ५ ॥

'પરંતુ મને એ તો બતાવો કે આ સંસારમાં મને યુદ્ધમાં જીતી શકે એવો શત્રુ છે કોણ ?' આ પ્રકારનાં કઠોર વચનો કહી, ક્રોધથી ભાન ભૂલી, રાવણ એ બંને ગુપ્તચરોને સાથે લઇને (રામની સેનાનું અવલોકન કરવા માટે) પોતાના હિમધવલ મહેલ ઉપર ચઢી ગયો.

पश्यमानः समुद्रं च पर्वतांश्च वनानि च ।
ददर्शापरिमेयं च वानराणां महद् बलम् ॥ ६ ॥

એ રાજમહેલ ઉપરથી સમુદ્ર, પર્વત અને જંગલોને જોતાં જોતાં રાવણે અસંખ્ય શૂરવીર વાનરોની મોટી સેના દેખી.

आलोक्य रावणो राजा परिपप्रच्छ सारणम् ।
एषां वानरमुख्यानां के शूराः के महाबलाः ॥ ७ ॥

એ સેનાનું અવલોકન કરીને રાવણે સારણને પૂછ્યું, આ મુખ્ય મુખ્ય વાનરો પૈકી કયા કયા શૂરવીર છે ? અને કયા કયા અત્યંત બળવાન છે ?'



के पूर्वमभिवर्तन्ते महोत्साहाः समन्ततः ।
केषां शृणोति सुग्रीवः के वा यूथपयूथपाः ॥ ८ ॥

કયા કયા વાનરો અત્યંત ઉત્સાહથી સેનાની આગેવાની લે છે અને વાનર સેનાની ચારે કોરથી રક્ષા કોણ કરે છે ? સુગ્રીવ કોની વાત સાંભળે છે ? અર્થાત્ સુગ્રીવ કોનું વધારે માને છે ? આ સેનામાં ગણપતિ કોણ કોણ છે ?'

सारणो राक्षसेन्द्रस्य वचनं परिपृच्छतः ।
आचचक्षेऽथ मुख्यज्ञो मुख्यांस्तत्र वनौकसः ॥ ९ ॥

રાક્ષસરાજ રાવણનાં આ પ્રશ્નો સાંભળી મુખ્ય મુખ્ય વાનરોને જાણનાર સારણે અગ્રેસર વાનરોનાં નામ, બળ અને પરાક્રમનું વર્ણન કર્યું.

सारणेन समाख्यातांस्तान् दृष्ट्वा हरियूथपान् ।
समीपस्थं च रामस्य भ्रातरं स्वं विभीषणम् ॥ १० ॥

સારણે બતાવેલા વાનર ગણપતિઓને જોયા પછી રાવણે રામની પાસે જ બેઠેલા પોતાના ભાઇ વિભીષણને જોયો.

लक्ष्मणं च महावीर्यं भुजं रामस्य दक्षिणम् ।
सर्ववानरराजं च सुग्रीवं भीमविक्रमम् ॥ ११ ॥
हनुमन्तं च विक्रान्तं जाम्बवन्तं चैवाङ्गदम् ।
सुषेणं कुमुदं नीलं च प्लवगर्षभम् ॥ १२ ॥

શ્રીરામના જમણા હાથ સમા મહાપરાક્રમી લક્ષ્મણને, બધા જ વાનર લોકોના મહારાજા ભયાનક વિક્રમવાળા સુગ્રીવને, વીરવિક્રમ વજ્રાંગબલી હનુમાનને, દુર્જેય જામ્બવાનને, વાલીપુત્ર અંગદને, તેમજ કપિશ્રેષ્ઠ સુષેણ, કુમુદ, નીલ અને નલ ને પણ રાવણે નીરખીને જોયા.



किञ्चिदाविग्नहृदयो जातक्रोधश्च रावणः ।
भर्त्सयामास तौ वीरौ कथान्ते शुकसारणौ ॥ १३ ॥

આખીયે સેના અને સેનાના પ્રમુખ વીરોને નિહાળી રાવણનાં હૃદયમાં ઉદ્‌વેગ થયો. જ્યારે શુક અને સારણે પોતાનું કથન સમાપ્ત કર્યું ત્યારે ક્રોધના આવેગથી રાવણ તે બેઉને તતડાવવા લાગ્યો.

अधोमुखौ तौ प्रणतावब्रवीच्छुकसारणौ ।
रोषगद्गदया वाचा संरब्धः परुषं वचः ॥ १४ ॥

શુક અને સારણ તો નમ્રતા પૂર્વક નીચી મૂંડીએ ઊભા હતા, પરંતુ રાવણ ક્રોધે ભરાયેલો હતો. તેથી તેઓને કડવાં વેણ કહેવા લાગ્યો.

हन्यामहं त्विमौ पापौ शत्रुपक्षप्रशंसकौ ।
यदि पूर्वोपकारैस्तु न क्रोधो मृदुतां व्रजेत् ॥ १५ ॥

'શત્રુપક્ષની પ્રશંસા કરનારા તમને બંને પાપીઓને પ્રાણદંડ અવશ્ય આપત, પરંતુ તમારા પૂર્વે કરેલા ઉપકારોને યાદ કરું છું તો મારો પ્રકોપ શાંત થઇ જાય છે.'

अपध्वंसत गच्छध्वं सन्निकर्षादितो मम ।
न हि वां हन्तुमिच्छामि स्मराम्युपकृतानि वाम् ॥ १६ ॥

'જાઓ, મારી આંખો સામેથી હઠી જાઓ, સાવધાન. યાદ રાખો, ફરીવાર કયારેય પણ મારી સામે ન આવજો. હું તમને મારવા નથી માગતો કારણ મને તમારા અગાઉ કરેલા ઉપકારોનું સ્મરણ થાય છે.'

एवमुक्तौ तु सव्रीडौ तावुभौ शुकसारणौ ।
रावणं जयशब्देन प्रतिनन्द्याभिनिःसृतौ ॥ १७ ॥



રાવણે આ પ્રકારે તરછોડવાથી તે બંને બહુ જ લજ્જિત થઇ ગયા, તેઓ 'રાવણની જય હો' એમ પોકારી પ્રણામ કરીને ત્યાંથી ચાલતા થયા.

अब्रवीत्तु दशग्रीवः समीपस्थं महोदरम् ।
उपस्थापय मे शीघ्रं चारान्नीतिविशारदान् ।
महोदरस्तथोक्तस्तु शीघ्रमाज्ञापयच्चरान् ॥ १८ ॥

શુક અને સારણ જતા રહ્યા પછી રાવણે પાસે બેઠેલા મહોદરને હુકમ કર્યો - 'તમે જલદી નીતિકુશળ ગુપ્તચરોને મારી સમક્ષ ઉપસ્થિત કરો. મહોદરે 'જેવી આજ્ઞા' કહીને તરત ગુપ્તચરોને સત્વર ઉપસ્થિત થવાની આજ્ઞા આપી.

ततश्चाराः सन्त्वरिताः प्राप्ताः पार्थिवशासनात् ।
उपस्थिताः प्राञ्जलयो वर्धयित्वा जयाशिषः ॥ १९ ॥

રાવણની આજ્ઞા મળતાં જ ગુપ્તચરો ત્યાં આવી પહોંચ્યા અને 'જય હો' એવા આશીર્વાદ આપી હાથ જોડીને ઊભા રહ્યા.

तानब्रवीत्ततो वाक्यं रावणो राक्षसाधिपः ।
इतो गच्छत रामस्य व्यवसायं परीक्षथ ॥ २० ॥

રાક્ષસરાજ રાવણે એ ગુપ્તચરોને આદેશ આપ્યો કે, 'તમે લોકો અહીંથી રામની પાસે (છાની રીતે) જાઓ અને જાણી આવો કે 'રામ કયા સમયે શું કરવા ઇચ્છે છે.'

मन्त्रेष्वभ्यन्तरा येऽस्य प्रीत्या तेन समागताः ।
विज्ञाय निपुणं सर्वमागन्तव्यमशेषतः ॥ २१ ॥

'રામના જે અંતરંગ મંત્રીઓ છે અને જે સ્નેહ સંબંધથી એમની સાથે આવેલા છે તેઓ કોણ કોણ છે ? એમનાં કાર્યો વિશે પણ માહિતી મેળવજો. આ ઉપરાંત બીજી બાબતોની જાણકારી પણ છાની છાની રીતે મેળવીને આવતા રહેજો.'



चारास्तु ते तथेत्युक्त्वा प्रहृष्टा राक्षसेश्वरम् ।
कृत्वा प्रदक्षिणं जग्मुर्यत्र रामः सलक्ष्मणः ॥ २२ ॥

'જેવી આજ્ઞા' એમ કહીને તે જાસૂસો ખુશ થતાં થતાં રાક્ષસરાજ રાવણની પ્રદક્ષિણા કરી, જ્યાં રામ અને લક્ષ્મણ ઊતર્યા હતા ત્યાં પહોંચ્યા.

ते सुवेलस्य शैलस्य समीपे रामलक्ष्मणौ ।
प्रच्छन्ना ददृशुर्गत्वा ससुग्रीवविभीषणौ ॥ २३ ॥

સુવેલ પર્વતની નજીક પહોંચ્યા એટલે તેઓએ વેશ બદલીને સુગ્રીવ અને વિભીષણ સહિત રામ-લક્ષ્મણને દીઠા.

प्रेक्षमाणाश्चमूं तां च बभूवुर्भयविक्लवाः ।
ते तु धर्मात्मना दृष्टा राक्षसेन्द्रेण राक्षसाः ॥ २४ ॥
विभीषणेन तत्रस्था निगृहीता यदृच्छया ।
शार्दूलो ग्राहितस्त्वेकः पापोऽयमिति राक्षसः ॥ २५ ॥

એ વાનર સેનાને દેખી આ લોકો ભયથી વ્યાકુળ થઇ ગયા. એટલામાં ત્યાં ઉપસ્થિત ધર્માત્મા રાક્ષસરાજ વિભીષણે તે રાક્ષસોને ઓળખી કાઢયા અને તેમને ધાકધમકી આપી વઢયા. પછી વિભીષણે તેમનામાંથી શાર્દૂલને પકડી લીધો કેમકે તે બહુ જ દુષ્ટ હતો.

मोचितः सोऽपि रामेण वध्यमानः प्लवङ्गमैः ।
आनृशंस्येन रामस्य मोचिता राक्षसाः परे ॥ २६ ॥



વાનરો તો તેને મારી નાખતા હતા પરંતુ રામે તેને છોડાવી મૂકયો. આજ પ્રકારે અન્ય રાક્ષસ જાસૂસોને પણ રામની દયાથી છોડી મૂકાયા.

वानरैरर्दितास्ते तु विक्रान्तैर्लघुविक्रमैः ।
पुनर्लङ्कामनुप्राप्ताः श्वसन्तो नष्टचेतसः ॥ २७ ॥

એ પરાક્રમી અને સ્ફૂર્તિવાળા વાનરોનો માર ખાઇને અધમૂઆ થઇ ગયેલા તે ગુપ્તચર નિશાચરો હાંફતા હાંફતાં ચેતનવિનાના જેમ તેમ કરીને લંકા ભેગા થઇ ગયા.

## ૨૦ (વીસમો) સર્ગ રાવણે સીતાને રામનાં બનાવટી મસ્તક અને ધનુષ બતાવ્યાં.

ततस्तमक्षोभ्यबलं लङ्काधिपतये चराः ।
सुवेले राघवं शैले निविष्टं प्रत्यवेदयत् ॥ १ ॥

લંકામાં પાછા ફરીને રાવણના એ ગુપ્તચરોએ સુવેલ પર્વત પાસે પડેલી શ્રીરામની શિસ્તબદ્ધ સેનાની જે સ્થિતિ નજરે નિહાળી હતી તેનું પૂરું વર્ણન રાવણને કહી સંભળાવ્યું.

चाराणां रावणः श्रुत्वा प्राप्तं रामं महाबलम् ।
जातोद्वेगोऽभवत्किञ्चित्सचिवानिदमब्रवीत् ॥ २ ॥

જાસૂસો દ્વારા આવા સમાચાર મેળવીને કે મહાબલી રામ સુવેલ પર્વતની નજીક પહોંચી ગયા છે, રાવણ બહુ જ ગભરાઇ જઇ તેના મંત્રીઓને કહેવા લાગ્યો.

मन्त्रिणः शीघ्रमायान्तु सर्वे वै सुसमाहिताः ।
अयं नो मन्त्रकालो हि सम्प्राप्त इति राक्षसाः ॥ ३ ॥



'હે રાક્ષસો ! મારા સમસ્ત નીતિકુશળ મન્ત્રીઓ શીઘ્ર મારી સામે ઉપસ્થિત થાઓ કેમકે મંત્રણા કરવાનો ખરો વખત આવી ગયો છે.'

तस्य तच्छासनं श्रुत्वा मन्त्रिणोऽभ्यागमन् द्रुतम् ।
ततः स मन्त्रयामास सचिवैः राक्षसैः सह ॥ ४ ॥

રાવણનો આદેશ સાંભળી બધા જ મંત્રીઓ સત્વર ત્યાં આવી ઉપસ્થિત થઇ ગયા. ત્યારે રાવણે તે રાક્ષસ-સચિવો સાથે મંત્રણા કરી.

मन्त्रयित्वा स दुर्धर्षः क्षमं यत्समनन्तरम् ।
विसर्जयित्वा सचिवान् प्रविवेश स्वमालयम् ॥ ५ ॥

સંપ્રતિ શું કરવું જોઇએ, એ સંબંધમાં મંત્રણા કર્યા પછી રાવણે મંત્રીઓને વિદાય કર્યા અને પોતે પોતાના અંતઃપુરમાં ચાલ્યો ગયો.

ततो राक्षसमाहूय विद्युज्जिह्वं महाबलम् ।
मायाविदं महामायः प्राविशद्यत्र मैथिली ॥ ६ ॥

અંતઃપુરમાં પહોંચીને રાવણે ગૂઢ માયા રચનારા (જાદુગર) માયાવી વિદ્યુત્ જિહ્વને બોલાવ્યો અને તેને પોતાની સાથે લઇ સીતાને પાસે જવાની ઇચ્છા પ્રકટ કરી.

विद्युज्जिह्वं च मायाज्ञमब्रवीद्राक्षसाधिपः ।
मोहयिष्यावहे सीतां मायया जनकात्मजाम् ॥ ७ ॥

જાતી વેળાએ રાવણે માયાવિશારદ વિદ્યુત્ જિહ્વ રાક્ષસને કહ્યું, 'હે નિશાચર ! આપણે બંને આજ માયાની મદદ વડે જનકપુત્રી સીતાને છેતરીશું.'



शिरो मायामयं गृह्य राघवस्य निशाचर ।
त्वं मां समुपतिष्ठस्व महच्च सशरं धनुः ॥ ८ ॥

'એટલે જે સમયે હું સીતાની પાસે હોઉં તે વખતે તું રામનું બનાવટી માથું અને બાણ સહિતનું એક મોટું ધનુષ લઇને મારી પાસે આવજે.'

एवमुक्तस्तथेत्याह विद्युज्जिह्वो निशाचरः ।
तस्य तुष्टोऽभवद्राजा प्रददौ च विभूषणम् ॥ ९ ॥

રાવણે આમ કહ્યું તેથી રાક્ષસ વિદ્યુત્ જિહ્વે કહ્યું, 'બહુ જ સારું.' આથી રાવણ અત્યન્ત પ્રસન્ન થયો અને પારિતોષિક રૂપે તેને એક આભૂષણ પ્રદાન કર્યું.

ततोऽशोकवनिकायां सीतादर्शनलालसः ।
नैर्ऋतानामधिपतिः संविवेश महाबलः ॥ १० ॥

ત્યારપછી મહાબલી રાક્ષસરાજ રાવણ સીતાને મળવાની અભિલાષાથી અશોકવાટિકામાં પહોંચ્યો.

ततो दीनामदीनार्हां ददर्श धनदानुजः ।
अधोमुखीं शोकपरामुपविष्टां महीतले ॥ ११ ॥
भर्तारमेव ध्यायन्तीमशोकवनिकां गताम् ।
उपास्यमानां घोराभी राक्षसीभिरितस्ततः ॥ १२ ॥

ત્યાં પહોંચી કુબેરના નાના ભાઇ રાવણે દુઃખ પ્રાપ્ત કરવાને અયોગ્ય સીતાને દુઃખી દેખી. સીતા શોકના કારણે મસ્તક નમાવીને જમીન પર બેઠી હતી. તે નિરંતર પોતાના પતિનું જ સંસ્મરણ કર્યા કરતી હતી. ક્રૂર ભયંકર રાક્ષસણીઓ તેને ચારેકોરથી ઘેરીને રહેલી હતી.



उपसृत्य ततः सीतां प्रहर्षं नाम कीर्तयन् ।
इदं च वचनं धृष्टमुवाच जनकात्मजाम् ॥ १३ ॥

સીતાને આવી દશામાં બેઠેલી જોઇને રાવણ પોતાનું નામ ખુશ થઇ સાંભળાવતો નિર્લજ્જતાથી સીતાને કહેવા લાગ્યો.

सान्त्व्यमाना मया भद्रे यमुपाश्रित्य वल्गसे ।
खरहन्ता स ते भर्ता राघवः समरे हतः ॥ १४ ॥

'હે ભદ્રા ! મેં તો તને બહુ જ સમજાવી પરંતુ જેના ભરોસે તું મારો અનાદર કરતી રહી હતી તે, ખરનો ઘાતક, તારો પતિ રામ યુદ્ધમાં માર્યો ગયો છે.'

छिन्नं ते सर्वतो मूलं दर्पस्ते विहतो मया ।
व्यसनेनात्मनः सीते मम भार्या भविष्यसि ॥ १५ ॥

હવે તો મેં તારા આશ્રયનું મૂળ જ કાપી નાખ્યું છે અને તારા ગર્વના ચૂરેચૂરા કરી નાખ્યા છે. હે સીતા ! હવે તો તારે મારી પત્ની બનવું જ પડશે.'

अल्पपुण्ये निवृत्तार्थे मूढे पण्डितमानिनि ।
शृणु भर्तृवधं सीते घोरं वृत्रवधं यथा ॥ १६ ॥

'હે અભાગણી ! હે મૃતપતિકા ! હે મૂઢ ! હે પંડિત માનિની ! હવે તું વૃત્રાસુરવધ સમાન તારા પતિના દારુણ-વધનો વૃત્તાંત સાંભળ.'

समायातः समुद्रान्तं मां हन्तुं किल राघवः ।
वानरेन्द्रप्रणीतेन बलेन महता वृतः ॥ १७ ॥



'સુગ્રીવની એક વિશાળ સેનાને સાથે લઇને રામ મને મારવાને સમુદ્રના આ પારે આવ્યો હતો.'

संनिविष्टः समुद्रस्य पीड्य तीरमथोत्तरम् ।
बलेन महता रामो व्रजत्यस्तं दिवाकरे ॥ १८ ॥

'જે વખતે સૂરજ આથમી રહ્યો હતો તે વેળાએ તેણે (રામે) વિશાળ સેનાથી સમુદ્રના ઉત્તર કિનારાને કચડીને ઘેરી લીધો અને ત્યાં જ પડાવ નાંખ્યો.'

अथाध्वनि परिश्रान्तमर्धरात्रे स्थितं बलम् ।
सुखसुप्तं समासाद्य चारितं प्रथमं चरैः ॥ १९ ॥
तत्प्रहस्तप्रणीतेन बलेन महता मम ।
बलमस्य हतं रात्रौ यत्र रामः सलक्ष्मणः ॥ २० ॥

'રસ્તે ચાલીને થાકી ગયેલી રામની સેના મધરાતના સમયે અસાવધ પડી હતી અને સુખેથી સૂઇ રહી હતી ત્યારે અગાઉથી જ નિયુક્ત કરેલા મારા ગુપ્તચરોએ ત્યાં જઇને સેનાનો ભેદ જાણી લીધો. પછી રાતના વખતે પ્રહસ્તે મારી મોટી સેના લઇ જઇને તેમના પર આક્રમણ કર્યું અને રામચંદ્રની સેના તથા રામ-લક્ષ્મણને રાત્રિમાં જ મારી નાખ્યા.

अथ सुप्तस्य रामस्य प्रहस्तेन प्रमाथिना ।
असक्तं कृतहस्तेन शिरश्छिन्नं महासिना ॥ २१ ॥

'સર્વપ્રથમ શત્રુસૈન્યને કચડનારા પ્રહસ્તે બહુ જ સ્ફૂર્તિથી સૂતેલા રામનું મસ્તક એક મોટી તલવારથી કાપી નાખ્યું.'

विभीषणः समुत्पत्य निगृहीतो यदृच्छया ।
दिशः प्रव्राजितः सर्वैर्लक्ष्मणः प्लवगैः सह ॥ २२ ॥



'ત્યારપછી તરાપ મારી, વિભીષણને પકડી, કસીને બાંધી લેવામાં આવ્યા; ત્યારે લક્ષ્મણ બચી ગયેલા બધા વાનરોને સાથે લઇને ભાગી છૂટયો.'

सुग्रीवो ग्रीवया शेते भग्नया प्लवगाधिपः ।
निरस्तहनुकः शेते हनुमान् राक्षसैर्हतः ॥ २३ ॥

'વાનર-રાજ સુગ્રીવ કપાયેલી ડોકે રણભૂમિમાં મરેલો પડયો છે. હનુમાનની હડપચી જ તૂટી ગઇ. આ પ્રકારે તે પણ રાક્ષસો વડે મરાયેલો રણમેદાનમાં પડ્યો છે.'

जाम्बवानथ जानुभ्यामुत्पतन्निहतो युधि ।
पट्टिशैर्बहुभिश्छिन्नो निकृत्तः पादपो यथा ॥ २४ ॥

'જાંબવાન યુદ્ધમાં બહુ ઉત્પાત મચાવતો હતો, પરંતુ રાક્ષસોએ ઘણી પટ્ટિશોનો પ્રહાર કરી તેની જાંઘ તોડી નાખી. આમ એ પણ કપાયેલા ઝાડની જેમ મરેલો પડ્યો છે.

मैन्दश्च द्विविदश्चोभौ निहतौ वानरर्षभौ ।
निश्वसन्तौ रुदन्तौ च रुधिरेण परिप्लुतौ ॥ २५ ॥

'વાનર શ્રેષ્ઠ મૈન્દ અને દ્વિવિદ લાંબા લાંબા શ્વાસ લઇને રોતાં રોતાં લોહીથી લદબદ થઇ મરણને શરણ થયા.'

अङ्गदो बहुभिश्छिन्नः शरैरासाद्य राक्षसैः ।
पतितो रुधिरोद्गारी क्षितौ निपतिताङ्गदः ॥ २६ ॥

'અંગદ પણ રાક્ષસોનાં બહુ બધા બાણોથી વીંધાઇ ગયો અને મૃત્યુ પામ્યો. (અંગદ) બાજુબંધ સહિત તેનો હાથ જમીન પર પડેલો છે અને એનાં બધાં જ અંગોમાંથી લોહી વહી રહ્યું છે.'



हरयो मथिता नागै रथजातैस्तथाऽपरे ।
शायिता मृदिताश्चाश्वैर्वायुवेगैरिवाम्बुदाः ॥ २७ ॥

'ઘણા વાનરો હાથીઓના પગતળે છૂંદાઇ ગયા. કેટલાય રથોની અડફેટમાં આવીને મરી ગયા. કેટલાક તો ઊંઘતાં જ કચડાઇ ગયા. જેમ વાયુના ઝપાટાથી વાદળો અદૃશ્ય થઇ જાય છે તેમ રાક્ષસોની સેનાનાં આક્રમણથી બધા જ વાનરો અદૃશ્ય થઇ ગયા છે.'

एवं तव हतो भर्ता ससैन्यो मम सेनया ।
क्षतजार्द्रं रजोध्वस्तमिदं चास्याहृतं शिरः ॥ २८ ॥

'આવી રીતે તારો પતિ મારી સેના વડે સૈન્ય સહિત માર્યો ગયો છે. તેનું રક્તભીનું ધૂળખાતું આ મસ્તક તને બતાવવા માટે લાવેલું છે.

ततः परमदुर्धर्षो रावणो राक्षसाधिपः ।
सीतायामुपशृण्वन्त्यां राक्षसीमिदमब्रवीत् ॥ २९ ॥

સીતાને આમ કહીને પરમ અનાક્રમ્ય રાક્ષસરાજ રાવણે સીતાને સંભળાવવા રાક્ષસીને કહ્યું,

राक्षसं क्रूरकर्माणं विद्युज्जिह्वं त्वमानय ।
येन तद्राघवशिरः संग्रामात्स्वयमाहृतम् ॥ ३० ॥

'તું જઇને ક્રૂરકર્મી વિદ્યુત્ જિહ્વને બોલાવી લાવ. તે પોતે જ યુદ્ધ ભૂમિમાંથી રામનું માથું લઇને આવ્યો છે.'

विद्युज्जिह्वस्ततो गृह्य शिरस्तत्सशरासनम् ।
प्रणामं शिरसा कृत्वा रावणस्याग्रतः स्थितः ॥ ३१ ॥



રાક્ષસી વડે બોલાવવાથી વિદ્યુત્ જિહ્વ તે માથું અને ધનુષ લઇને રાવણની સામે આવી ઊભો તથા માથું નમાવીને તેણે રાવણને પ્રણામ કર્યા.

तमब्रवीत्ततो राजा रावणो राक्षसं स्थितम् ।
विद्युज्जिह्वं महाजिह्वं समीपपरिवर्तिनम् ॥ ३२ ॥

ત્યારે લાંબી જીભવાળો વિદ્યુત્ જિહ્વ જે પાસે ઊભો ઊભો પોતાના હાવભાવ બદલાવ્યા કરતો હતો, તેને રાવણે કહ્યું.'

अग्रतः कुरु सीतायाः शीघ्रं दाशरथेः शिरः ।
अवस्थां पश्चिमां भर्तुः कृपणा साधु पश्यतु ॥ ३३ ॥

'દશરથનંદન રામના મસ્તકને જલદી સીતાની સામે પ્રસ્તુત કરી ધો, જેથી આ બિચારી પતિની અંતિમ અવસ્થાને સારી પેઠે નીરખી લ્યે.'

एवमुक्तं तु तद्रक्षः शिरस्तत्प्रियदर्शनम् ।
उपनिक्षिप्य सीतायाः क्षिप्रमन्तरधीयत ॥ ३४ ॥

રાવણે આવો આદેશ આપતાં જ તેણે પ્રિયદર્શન રામનું કપાયેલું માથું સીતાની સામે મૂકી દીધું અને પોતે ત્યાંથી તરત ચાલ્યો ગયો.

रावणश्चापि चिक्षेप भास्करं कार्मुकं महत् ।
त्रिषु लोकेषु विख्यातं सीतामिदमुवाच च ॥ ३५ ॥

વળી રાવણે પણ ત્રણેય લોકમાં વિખ્યાત રામનું દેદીપ્યમાન મહાધનુષ સીતાની સામે રાખી દઇને કહ્યું.



इदं तत्तव रामस्य कार्मुकं ज्यासमायुतम् ।
इह प्रहस्तेनानीतं हत्वा तं निशि मानुषम् ॥ ३६ ॥

'આ તારા રામનું પણછ સહિતનું ધનુષ છે. રાતના વખતે એ માણસને મારીને પ્રહસ્ત એને અહીં લાવ્યો હતો.'

स विद्युज्जिह्वेन सहैव तच्छिरो
धनुश्च भूमौ विनिकीर्य रावणः ।
विदेहराजस्य सुतां यशस्विनीं
ततोऽब्रवीत्तां भव मे वशानुगा ॥ ३७ ॥

વિદ્યુત્ જિહ્વ વડે લાવી રાખેલું રામનું કપાયેલું મસ્તક અને ધનુષ સીતાની સામે પૃથ્વી પર રાખી તે રાવણે યશસ્વિની, વિદેહપુત્રી સીતાને કહ્યું કે હવે તું મારે વશ થઇ વર્તનારી થઇ જા - મારી પત્ની બની જા.'

## ૨૧ (એકવીસમો) સર્ગ સીતાનો વિલાપ અને સરમા રાક્ષસીનું સાંત્વન

सा सीता तच्छिरो दृष्ट्वा विललापायतेक्षणा ।
हा हताऽस्मि महाबाहो वीरव्रतमनुव्रत ॥ १ ॥

વિશાળ નેત્રોવાળી સીતા તે કપાયેલા મસ્તકને જોઇ વિલાપ કરતી કહેવા લાગી, 'હે મહાબાહુ ! હે વીર વ્રતધારી ! હાય હું તો મરાઇ ગઇ.'

दुःखाद् दुःखं प्रपन्नाया मग्नायाः शोकसागरे ।
यो हि मामुद्यतस्त्रातुं सोऽपि त्वं विनिपातितः ॥ २ ॥

'દુઃખ પછી દુઃખ આવ્યાં કરતાં હતાં, તેથી હું શોકસાગરમાં ડૂબેલી તો હતી જ, ત્યાં વળી મારો ઉદ્ધાર કરવા જતાં આપ સ્વયં જ મરાઇ ગયા.'



साधु घातय मां क्षिप्रं रामस्योपरि रावण ।
समानय पतिं पत्न्या कुरु कल्याणमुत्तमम् ॥ ३ ॥

'હે રાવણ ! રામની પાછળ મને પણ સત્વર મારી નાખી રામના ઉપર નાખી દે અને આ રીતે પતિ પત્નીનો મેળાપ કરાવી દઇને ઉપકારનું ઉત્તમ કામ તું કર.'

इति सा दुःखसन्तप्ता विललापायतेक्षणा ।
भर्तुः शिरो धनुस्तत्र समीक्ष्य च पुनः पुनः ॥ ४ ॥
एवं लालप्यमानायां सीतायां तत्र राक्षसाः ।
अभिचक्राम भर्तारमनीकस्थः कृताञ्जलिः ॥ ५ ॥

દુઃખથી સંતપ્ત, વિશાળ નેત્રોવાળી સીતા પતિનાં છેદાયેલા શીર અને ધનુષને જોતી જોતી આ રીતે વિલાપ કરી રહી હતી, એટલામાં રાવણની સેનાનો એક રાક્ષસ ત્યાં આવ્યો અને રાવણ સામે હાથ જોડીને ઊભો રહ્યો.

विजयस्वार्यपुत्रेति सोऽभिवाद्य प्रसाद्य च ।
न्यवेदयदनुप्राप्तं प्रहस्तं वाहिनीपतिम् ॥ ६ ॥
अमात्यैः सहितैः सर्वैः प्रहस्तः समुपस्थितः ।
तेन दर्शनकामेन अहं प्रस्थापितः प्रभो ॥ ७ ॥

'આર્ય પુત્ર ! આપનો જય થાઓ' એમ કહીને તેણે રાવણને અભિવાદન કર્યું અને રાવણને પ્રસન્ન કરી નિવેદન કર્યું કે, 'હે પ્રભુ ! સેનાપતિ પ્રહસ્ત બધા મંત્રીઓ સહિત ઉપસ્થિત છે. તેઓ આપના દર્શન કરવા ઇચ્છે છે. એ માટે મને તેમણે આપની પાસે મોકલ્યો છે.



**ટિપ્પણી :** ✱ *અહીં રાવણને આર્યપુત્ર કહ્યો છે. આર્યોની જ એક જ્ઞાતિ કુસંસ્કારથી રાક્ષસ બની ગઇ હતી. - ગુજ. અનુ.*

नूनमस्ति महाराज राजभावात्क्षमान्वितम् ।
किञ्चिदात्ययिकं कार्यं तेषां त्वं दर्शनं कुरु ॥ ८ ॥

'મહારાજ ! કોઇ એવું મહત્ત્વનું કાર્ય કરવાનું આવી પડ્યું છે, જેમાં આપની આજ્ઞા અપેક્ષિત છે. એટલે આપ એમને દર્શન આપો.'

एतत् श्रुत्वा दशग्रीवो राक्षसप्रतिवेदितम् ।
अशोकवनिकां त्यक्त्वा मन्त्रिणां दर्शनं ययौ ॥ ९ ॥

એ રાક્ષસની આવી વાત સાંભળી રાવણ અશોક વાટિકા છોડીને મંત્રીઓને મળવા માટે જતો રહ્યો.

स तु सर्वं समर्थ्यैव मन्त्रिभिः कृत्यमात्मनः ।
सभां प्रविश्य विदधे विदित्वा रामविक्रमम् ॥ १० ॥

મંત્રીઓનાં પરામર્શ દ્વારા બધાં કાર્યોનો નિશ્ચય કરી રાવણ સભામાં ગયો અને ત્યાં શ્રીરામનાં બળ અને પરાક્રમ સંબંધમાં સમજી-વિચારીને તેણે આવશ્યક પ્રબંધ કરાવ્યો.

अन्तर्धानं तु तच्छीर्षं तच्च कार्मुकमुत्तमम् ।
जगाम रावणस्यैव निर्याणसमनन्तरम् ॥ ११ ॥

જેવો રાવણ અશોક વાટિકામાંથી બહાર નીકળી ગયો કે તરત રામનું બનાવટી માથું અને ધનુષ પણ અદશ્ય થઇ ગયાં.

**ટિપ્પણી :** ✱ *પાઠક ! આશ્ચર્યચકિત ન થજો. આ મસ્તક અને ધનુષ ઐન્દ્રજાલિક (કપટ યુકત) કૌતુક - જાદુઇ ખેલ પ્રપંચ માત્ર હતાં તેવું વર્ણન પૂર્વસર્ગમાં સ્પષ્ટ કરેલું છે. આજે પણ પી.સી. સરકાર જેવો માણસ હાથ ચાલાકીથી લોકોને આશ્ચર્ય ચકિત કરી દે છે.*



सीतां तु मोहितां दृष्ट्वा राक्षसेन्द्रेण दुःखिताम् ।
आश्वासयामास तदा सरमा मृदुभाषिणी ॥ १२ ॥

અત્યંત દુઃખી સીતાને રાક્ષસરાજ દ્વારા છેતરાઇ ગયેલી જાણીને મૃદુભાષી સરમાએ સીતાને આશ્વાસન પ્રદાન કર્યું.

**ટિપ્પણી :** ✱ *ગોવિંદ રાજ ટીકાકારના મત પ્રમાણે સરમા વિભીષણની પત્ની હતી.*

समाश्वसिहि वैदेही माभूत्ते मनसो व्यथा ।
न शक्यं सौप्तिकं कर्तुं रामस्य विदितात्मनः ॥ १३ ॥

'હે સીતા ! ધૈર્ય ધારણ કર. તું તારાં મનને દુઃખી ન કર. સદા સાવધાન રહેવાવાળા રામને સૂતેલા હોય ત્યારે કોઇ મારી શકે જ નહીં.'

हन्ता परबलौघानामचिन्त्यबलपौरुषः ।
न हतो राघवः श्रीमान् सीते शत्रुनिबर्हणः ॥ १४ ॥

'હે સીતા ! શત્રુની સેનાને મારી હઠાવનારા, અચિંત્ય બળ અને પરાક્રમવાળા તથા શત્રુઓને હણનારા શ્રીરામ માર્યા ગયા નથી.'

न त्वेव वानरा हन्तुं शक्याः पादपयोधिनः ।
सुरा देवर्षभेणेव रामेण हि सुरक्षिताः ॥ १५ ॥

'જેવી રીતે ઇન્દ્ર દ્વારા સુરક્ષિત દેવતાઓને કોઇ મારી શકતું નથી તેવી રીતે શ્રીરામ દ્વારા રક્ષિત અને વૃક્ષરૂપી આયુધોથી લડનારા વાનરોને પણ કોઇ મારી શકતું નથી.'



अयुक्तबुद्धिकृत्येन सर्वभूतविरोधिना ।
इयं प्रयुक्ता रौद्रेण माया मायाविना त्वयि ॥ १६ ॥

'ભ્રષ્ટ બુદ્ધિવાળા, અધમ કામો કરનારા, પ્રાણીમાત્રના વિરોધી માયાવી ક્રૂર રાવણે તને છેતરવા માટે આ છળ-પ્રપંચ રચ્યો હતો.'

शोकस्ते विगतः सर्वः कल्याणं त्वामुपस्थितम् ।
ध्रुवं त्वां भजते लक्ष्मीः प्रियं प्रीतिकरं शृणु ॥ १७ ॥

'હે સીતા ! હવે તો તારો સંપૂર્ણ શોક નષ્ટ થઇ ગયો છે અને હરખનો સમય આવી પહોંચ્યો છે, હવે તો તને નક્કી વિજય-લક્ષ્મી પ્રાપ્ત થવાની છે. હવે તું એક અત્યંત પ્રિય વાત (ખુશ-ખબર) સાંભળ.'

दृष्टो मे परिपूर्णार्थः काकुत्स्थः सहलक्ष्मणः ।
सहितैः सागरान्तस्थैर्बलैस्तिष्ठति रक्षितः ॥ १८ ॥

મેં મારી સગી આંખોએ જોયું છે કે પરિપૂર્ણ મનોરથ શ્રીરામે અને લક્ષ્મણે પણ સાગર તટ પર પડાવ નાખ્યો છે અને તેમને બંનેને ઘેરીને તેમની સેના તેમનું રક્ષણ કરી રહી છે.'

रावणं समरे हत्वा न चिरादेव मैथिलि ।
त्वया समग्रः प्रियया सुखार्हो लप्स्यते सुखम् ॥ १९ ॥

'હે મૈથિલી ! યુદ્ધમાં રાવણને હણીને શ્રીરામ જલદી તને પ્રાપ્ત કરીને સુખી થશે.'

## **૨૨ (બાવીસમો) સર્ગ માલ્યવાનની સમજાવટ અને રાવણની આત્મશ્લાઘા**



अथ तान् सचिवांस्तत्र सर्वानाभाष्य रावणः ।
सभां सन्नादयन् सर्वामित्युवाच महाबलः ॥ १ ॥

(આદિ કવિ હવે રાવણ અશોક વાટિકામાંથી જતો રહ્યા પછીનું સભાભવનનું વર્ણન કરે છે.) મહાબળવાન રાવણ સમસ્ત મંત્રીઓને સંબોધીને સભાભવનને ગજાવતો કહેવા લાગ્યો કે,

तरणं सागरस्यास्य विक्रमं बलसञ्चयम् ।
यदुक्तवन्तो रामस्य भवन्तस्तत् मया श्रुतम् ॥ २ ॥
भवतश्चाप्यहं वेद्मि युद्धे सत्यपराक्रमान् ।
तूष्णीकानीक्षतोऽन्योन्यं विदित्वा रामविक्रमम् ॥ ३ ॥

'આપ લોકોએ જે રામના સમુદ્ર ઓળંગીને આવવા વિશે, તેના પરાક્રમ વિષયમાં તથા લશ્કર એકઠું કરવાનાં કાર્ય સંબંધમાં જે કંઇ કહ્યું તે બધું જ મેં સાંભળી લીધું પરંતુ હું એટલું તો અવશ્ય જાણું છું કે તમે લોકો પણ યુદ્ધમાં ખરું પરાક્રમ બતાવનારા છો. મને નવાઇ લાગે છે કે આ સમયે તમે લોકો રામને મહાપરાક્રમી સમજીને એકબીજાનાં મોં સામે તાકીને જોયા કરો છો !'

ततस्तु सुमहाप्राज्ञो माल्यवान्नाम राक्षसः ।
रावणस्य वचः श्रुत्वा इति मातामहोऽब्रवीत् ॥ ४ ॥

રાવણની વાત સાંભળીને તેના નાના મહાબુદ્ધિમાન રાક્ષસ માલ્યવાને કહ્યું.

विद्यास्वभिविनीतो यो राजा राजन्नयानुगः ।
स शास्ति चिरमैश्वर्यमरींश्च कुरुते वशे ॥ ५ ॥

'હે રાજા ! જે રાજા ચૌદ વિદ્યાઓમાં નિષ્ણાત થઇ નીતિશાસ્ત્ર અનુસાર કાર્ય કરતો રહે છે તે બહુ લાંબા સમય સુધી પ્રજા પર શાસન કરતો રહી ઐશ્વર્ય ભોગવે છે અને શત્રુઓને પોતાને વશ કરી રાખે છે.'



सन्दधानो हि कालेन विगृह्णंश्चारिभिः सह ।
स्वपक्षे वर्धनं कुर्वन्महदैश्वर्यमश्नुते ॥ ६ ॥

'જે રાજા સમય અનુસાર શત્રુની સાથે સંધિ અને વિગ્રહ કરી પોતાને શક્તિશાળી બનાવે છે તે જ મહાન ઐશ્વર્ય ભોગવે છે.'

हीयमानेन कर्तव्यो राज्ञा सन्धिः समेन च ।
न शत्रुमवमन्येत ज्यायान् कुर्वीत विग्रहम् ॥ ७ ॥

'રાજાને ઉચિત છે કે જ્યારે તે પોતાને શત્રુથી દુર્બળ અથવા સરખા બળવાળો સમજે ત્યારે તેણે શત્રુ સાથે સંધિ કરી લેવી. શત્રુ ગમે તેવો (પણ) હોય તો પણ તેને તુચ્છ કદી ન સમજવો જોઇએ, પણ જો પોતે શત્રુ કરતાં વધારે બળવાન હોય તો તેણે યુદ્ધ કરવું જોઇએ.'

तन्मह्यं रोचते सन्धिः सह रामेण रावण ।
यदर्थमभियुक्ताः स्म सीता तस्मै प्रदीयताम् ॥ ८ ॥

'હે રાવણ ! એટલે જ કહું છું કે આ સમયે તમે રામની સાથે સંધિ કરી લ્યો એ જ મને તો ગમશે, સારું લાગશે. જે સીતા માટે રામે લંકા પર આક્રમણ કર્યું છે તે સીતા તમે તેને પાછી સોંપી દ્યો.'

तत्तु माल्यवतो वाक्यं हितमुक्तं दशाननः ।
न मर्षयति दुष्टात्मा कालस्य वशमागतः ॥ ९ ॥

માલ્યવાનની આ હિતભરી સલાહ પણ દુષ્ટાત્મા રાવણને (અસહ્ય લાગી) સારી ન લાગી, કેમકે તેનાં માથા પર મોત ભમી રહ્યું હતું. (તેનું વર્તન કાલપ્રેરિત હતું.)



स बद्ध्वा भ्रुकुटिं वक्त्रे क्रोधस्य वशमागतः ।
अमर्षात्परिवृत्ताक्षो माल्यवन्तमथाब्रवीत् ॥ १० ॥

તે ક્રોધના આવેશમાં ભવાં ચઢાવીને અને આંખો કરડી કરીને માલ્યવાનને કહેવા લાગ્યો કે

हितबुद्ध्या यदहितं वचः परुषमुच्यते ।
परपक्षं प्रविश्यैव नैतच्छ्रोत्रं गतं मम ॥ ११ ॥

'શત્રુનો પક્ષ લઇને, મારા હિતની ભાવનાથી જે તમે કઠોર અને અહિતકારી વાતો કરી છે, તેની કશી જ અસર મારા કાનમાં પડી નથી.' (મારા મન પર તમારી વાતનો કશો જ પ્રભાવ પડ્યો નથી.)

मानुषं कृपणं राममेकं शाखामृगाश्रयम् ।
समर्थं मन्यसे केन त्यक्तं पित्रा वनालयम् ॥ १२ ॥

'જેને એક માત્ર વાનરોનો આશ્રય છે અને જેને પિતાએ વનવાસ આપી તજી દીધેલો છે તેવા સાધારણ અને દીન-હીન માણસને તમે શું આધારે સમર્થ માની બેઠા છો ?'

रक्षसामीश्वरं मां च देवतानां भयङ्करम् ।
हीनं मां मन्यसे केन ह्यहीनं सर्वविक्रमैः ॥ १३ ॥

'રાક્ષસોના રાજા અને દેવતાઓને ડરાવનારા, સર્વ પ્રકારે પરાક્રમી એવા મને તમે શા કા[illegible] હીન સમજી રહ્યા છો ?'

आनीय च वनात्सीतां पद्महीनामिव श्रियम् ।
किमर्थं प्रतिदास्यामि राघवस्य भयावहम् ॥ १४ ॥

'હે માલ્યવાન ! કમળ વગરની કમળા જેવી સીતાને હું જનસ્થાનમાંથી અપહરણ કરીને લાવેલો છું, હવે રામના ભયથી એને પાછી કેમ આપી દઉં ?'



द्विधा भज्येयमप्येवं न नमेयं तु कस्यचित् ।
एष मे सहजो दोषः स्वभावो दुरतिक्रमः ॥ १५ ॥

'હું શું કરું ? આ તો મારો સ્વાભાવિક દોષ છે - મારા શરીરના બે કટકા થઇ જાય તો પણ હું કોઇની સામે માથું નમાવીને સેવા કરીશ નહિ. સ્વભાવને બદલવો અત્યંત કપરું કામ છે.'

यदि तावत् समुद्रे तु सेतुर्बद्धो यदृच्छया ।
रामेण विस्मयः कोऽत्र येन ते भयमागतम् ॥ १६ ॥

'ભલે ને રામે ગમે તેમ કરીને સમુદ્ર પર સેતુ બાંધી પણ લીધો છે, તો પણ એમાં આશ્ચર્યની શી વાત છે કે જેનાથી તમે ડરી રહ્યા છો ?'

स तु तीर्त्वार्णवं रामः सह वानरसेनया ।
प्रतिजानामि ते सत्यं न जीवन् प्रतियास्यति ॥ १७ ॥

'હું આ સત્ય પ્રતિજ્ઞા કરી કહું છું કે વાનર સેના સાથે સમુદ્ર પાર કરીને આવેલો રામ અહીંથી જીવતો-જાગતો પાછો જઈ શકશે નહિ'

एवं ब्रुवाणं संरब्धं रुष्टं विज्ञाय रावणम् ।
व्रीडतो माल्यवान्वाक्यं नोत्तरं प्रत्यपद्यत ॥ १८ ॥

ક્રોધના આવેશમાં આવી વાતો કહેતા રાવણને જોઇને માલ્યવાને જાણ્યું કે આ રોષે ભરાયો છે. તેથી માલ્યવાન લજ્જિત થયો અને તેણે કશો જ ઉત્તર આપ્યો નહિ.

चिन्तयेत् मनसा तस्य दुष्कर्मपरिपाकजम् ।
पापं नाशयति ह्येनं स्वस्य राष्ट्रस्य राक्षसैः ॥ १९ ॥



તેણે પોતાનાં મનથી વિચારી લીધું છે કે 'હવે રાવણનાં દુષ્કર્મોનો પરિપાક થવાનો સમય નજીક આવી ગયો છે. તેનાં પાપે તેનો, તેના રાજ્યનો અને સમગ્ર રાક્ષસ રાષ્ટ્રનો નાશ થઇ જવાનો છે.'

जयाशिषा च राजानं वर्धयित्वा यथोचितम् ।
माल्यवानभ्यनुज्ञातो जगाम स्वं निवेशनम् ॥ २० ॥

'મહારાજની જય હો' આવું કહી રાવણને આશીર્વાદ આપી, તેને સંતુષ્ટ કરી, તેની આજ્ઞા લઇને માલ્યવાન પોતાના ઘરે ચાલ્યો ગયો.

विसर्जयामास ततः स मन्त्रिणो
विधानमाज्ञाप्य पुरस्य पुष्कलम् ।
जयाशिषा मन्त्रिगणेन पूजितो
विवेश चान्तःपुरमृद्धिमत् महत् ॥ २१ ॥

માલ્યવાનના જતા રહ્યા પછી રાવણે લંકાની સુરક્ષા માટે આદેશો આપી મંત્રીઓને પણ વિદાય કરી દીધા; મંત્રીઓએ જયનાદોથી રાવણનું સન્માન કર્યું; અને રાવણે પણ ધન જનથી પરિપૂર્ણ એવા પોતાના વિશાળ અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

## ૨૩ (ત્રેવીસમો) સર્ગ રામદ્વારા લંકાનું નિરીક્ષણ

स तु कृत्वा सुवेलस्य मतिमारोहणं प्रति ।
लक्ष्मणानुगतो रामः सुग्रीवमिदमब्रवीत् ॥ १ ॥
विभीषणं च धर्मज्ञमनुरक्तं निशाचरम् ।
मन्त्रज्ञं च विधिज्ञं च श्लक्ष्णया परया गिरा ॥ २ ॥



(સમુદ્ર ઓળંગીને રામની સેના સુવેલ પર્વત નજીક સ્થિર થઇ ગઈ. હવે આદિકવિ પુનઃ રામની ગતિ-વિધિઓનું વર્ણન શરૂ કરે છે.)

સુવેલ પર્વતની રમણીયતા નિહાળીને પર્વત પર ચઢવાની ઇચ્છાથી શ્રીરામ તથા લક્ષ્મણ સુગ્રીવને તથા ધર્મજ્ઞ, અનુરાગી, ઉચિત સલાહ આપનારા અને કાર્યની રીત રસમ જાણનારા રાક્ષસરાજ વિભીષણને મધુરવાણીથી કહેવા લાગ્યા.

सुवेलं साधुशैलेन्द्रमिमं धातुशतैश्चितम् ।
अध्यारोहामहे सर्वे वत्स्यामोऽत्र निशामिमाम् ॥ ३ ॥

'આવો આપણે બધા સેંકડો પ્રકારની ધાતુઓના ભંડાર આ રમ્ય પર્વતરાજ સુવેલ ઉપર ચઢી જઇએ અને આજની રાત ત્યાં જ વીતાવીએ.

लङ्कां चालोकयिष्यामो निलयं तस्य रक्षसः ।
येन मे मरणान्ताय हृता भार्या दुरात्मना ॥ ४ ॥

'જે દુષ્ટાત્મા રાક્ષસ પોતાના પ્રાણનો અંત આણવાને મારી પત્નીને ઉઠાવી લાવ્યો છે, તેના નિવાસ સ્થાન લંકાનું નિરીક્ષણ આપણે કરીશું.'

तस्मिन् मे वर्तते रोषः कीर्तिते राक्षसाधमे ।
यस्यापराधान्नीचस्य वधं द्रक्ष्यामि रक्षसाम् ॥ ५ ॥

'તે રાક્ષસાધમનું નામ લેતાં જ મને રીસ ચડે છે, કેમકે આ નીચના વાંકે મારે અનેક રાક્ષસોનો સંહાર જોવો પડશે.'



एको हि कुरुते पापं कालपाशवशंगतः ।
नीचेनात्मापचारेण कुलं तेन विनश्यति ॥ ६ ॥

'મૃત્યુને વશ થઇ એક વ્યક્તિ પાપ કરે છે, પરંતુ એ નીચના એકના અપરાધથી સમસ્ત કુળનો નાશ થઇ જાય છે.'

एवं संमन्त्रयन्नेव सक्रोधो रावणं प्रति ।
रामः सुवेलं वासाय चित्रसानुमुपारुहत् ॥ ७ ॥

આ પ્રકારની વાતચીત કરતાં કરતાં અને રાવણ પર ક્રોધ કરતાં કરતાં શ્રીરામ ચિત્રવિચિત્ર શિખરોવાળા સુવેલ પર્વત પર વાસ કરવા માટે ચઢી ગયા.

पृष्ठतो लक्ष्मणश्चैनमन्वगच्छत्समाहितः ।
सशरं चापमुद्यम्य सुमहद्विक्रमे रतः ॥ ८ ॥

મહાન પરાક્રમોમાં રુચિવાળા લક્ષ્મણ પણ બાણ સહિતના મોટા ધનુષને ઊઠાવીને સાવચેતી પૂર્વક શ્રીરામની પાછળ પાછળ ચડી ગયા.

तमन्वारोहत्सुग्रीवः सामात्यः सविभीषणः ।
हनुमानङ्गदो नीलो मैन्दो द्विविद एव च ॥ ९ ॥
एते चान्ये च बहवो वानराः शीघ्रगामिनः ।
अध्यारोहन्त शतशः सुवेलं यत्र राघवः ॥ १० ॥

તેમની પાછળ સુગ્રીવ અને મંત્રીઓને લઇ વિભીષણ ચડતાં જતા હતા. પછી હનુમાન, અંગદ, નીલ, મૈન્દ, દ્વિવિદ અને બહુ બધા શીઘ્રગામી સેંકડો વાનરો એ પર્વત ઉપર જયા રામ હતા, ત્યાં ચઢી ગયા.



ते त्वदीर्घेण कालेन गिरमारुह्य सर्वतः ।
ददृशुः शिखरे तस्य विषक्तामिव खे पुरीम् ॥ ११ ॥

થોડીક જ વારમાં એ પર્વત પર ચઢીને તે વાનરોએ આકાશમાં ભળી ગયેલી હોય તેવી લંકા પુરીને દેખી.

**ટિપ્પણી :** ✱ *નરી આંખે દૂરની વસ્તુઓ નાની, ઝાંખી અને આકાશના રંગની દેખાય છે. - ન્હાનુ ટાંક*

## ૨૪ (ચોવીસમો) સર્ગ સુગ્રીવ અને રાવણની ઝપાઝપી

स्थित्वा मुहूर्तं तत्रैव दिशो दश विलोकयन् ।
त्रिकूटशिखरे रम्ये निर्मितां विश्वकर्मणा ।
ददर्श लङ्कां सुन्यस्तां रम्यकाननशोभिताम् ॥ १ ॥

થોડીવાર સુધી સુવેલ પર્વત ઉપર વિશ્રામ કરીને જ્યારે એ લોકોએ ચારેકોર નજર કરી તો તેઓએ રમણીય ત્રિકૂટ પર્વતના શિખર ઉપર વિશ્વકર્માએ નિર્માણ કરી સુંદર રીતે વસાવેલી રમ્ય ઉપવનોથી સુશોભિત લંકાને દેખી.

तस्यां गोपुरशृङ्गस्थं राक्षसेन्द्रं दुरासदम् ।
श्वेतचामरपर्यन्तं विजयच्छत्रशोभितम् ॥ २ ॥

તે લંકાના મુખ્ય દરવાજાના શિખર પર અજેય રાવણ બેઠો હતો. તેના ઉપર વિજય સૂચક છત્ર ફેલાયેલું હતું અને સફેદ ચમ્મર ડોલતું હતું.

दर्शनाद्राक्षसेन्द्रस्य सुग्रीवः सहसोत्थितः ।
क्रोधवेगेन संयुक्तः पुप्लुवे गोपुरस्थले ॥ ३ ॥



રાવણને દેખતાં જ સુગ્રીવ ક્રોધ કરી ઓચિંતો ઊઠી ઊભો થઇ ગયો અને એ દ્વાર-શિખર પર જ્યાં રાવણ બેઠો હતો ત્યાં પહોંચી ગયો.

स्थित्वा मुहूर्तं सम्प्रेक्ष्य निर्भयेनान्तरात्मना ।
तृणीकृत्य च तद्रक्षः सोऽब्रवीत्परुषं वचः ॥ ४ ॥

ત્યાં પહોંચીને સુગ્રીવ થોડી વાર સુધી તો નિર્ભય થઇને રાવણ સામે તાકી તાકીને જોતો જ રહ્યો. પછી રાવણને તણખલાં જેવો તુચ્છ સમજીને તેને કડવાં વેણ કહેવા લાગ્યો.

लोकनाथस्य रामस्य सखा दासोऽस्मि राक्षस ।
न मया मोक्ष्यसेऽद्य त्वं पार्थिवेन्द्रस्य तेजसा ॥ ५ ॥

'હે રાક્ષસ ! હું ત્રણ લોકના નાથ શ્રીરામનો મિત્ર અને સેવક છું. રાજેશ્વર શ્રીરામના પ્રતાપથી આજ તું મારાથી બચી જવાનો નથી.'

इत्युक्त्वा सहसोत्पत्य पुप्लुवे तस्य चोपरि ।
आकृष्य मुकुटं चित्रं पातयित्वाऽपतद् भुवि ॥ ६ ॥

આમ કહીને સુગ્રીવ છલાંગ મારીને રાવણ ઉપર કૂદી પડયો અને રાવણના માથા પરથી ચિત્રવાળો મુકુટ ખેંચી લઇ પૃથ્વી પર ફેંકી દીધો (અને પોતે પણ રાવણ પર કૂદી પડ્યો).

समीक्ष्य तूर्णमायान्तमावभाषे निशाचरः ।
सुग्रीवस्त्वं परोक्षं मे हीनग्रीवो भविष्यसि ॥ ७ ॥

સુગ્રીવને ઝડપભેર પોતાના ઉપર ચઢી બેઠેલો જોઇને રાવણે કહ્યું, 'સુગ્રીવ ! જ્યાં લગી તું મારી આંખે દેખાતો ન હતો ત્યાં લગી જ તું સુગ્રીવ (= સુંદર ડોકવાળો) હતો, હવે તો તું હીનગ્રીવ (=ડોક વગરનો) થઇ જશે.'



इत्युक्त्वोत्थाय तं क्षिप्रं बाहुभ्यामाक्षिपत्तले ।
कन्दुवत्स समुत्थाय बाहुभ्यामाक्षिपद्धरिः ॥ ८ ॥

આવું કહીને રાવણ ઊઠ્યો અને સુગ્રીવને બંને હાથો વડે પકડીને ભૂમિ પર પછાડ્યો, સુગ્રીવે પણ કૂદકો મારીને રાવણને દડાની જેમ જમીન પર ફેકી દીધો.

परस्परं स्वेदविदिग्धगात्रौ
परस्परं शोणितदिग्धदेहौ ।
परस्परं श्लिष्टा निरुद्धचेष्टौ
परस्परं शाल्मलिकिंशुकौ यथा ॥ ९ ॥

લડતાં લડતાં તે બંને જણ પરસેવાથી અને રુધિરથી તરબોળ અંગોવાળા થઇ ગયા. કયારેક તેઓ બંને બથ્થં બથ્થા આવી જતા હતા, તો કયારેક થોડીવાર બેહોશ થઇ જતા હતા. ખૂનથી ખરડાયેલા તેઓ શીમળાના વૃક્ષ અને કેસૂડાના ઝાડ જેવા દેખાતા હતા.

मुष्टिप्रहारैश्च तलप्रहारै-
ररत्निघातैश्च कराग्रघातैः ।
तौ चक्रतुर्युद्धमसह्यरुपं
महाबलौ वानराक्षसेन्द्रौ ॥ १० ॥

તે બંને - મહાબલી વાનરરાજ સુગ્રીવ અને રાક્ષસરાજ રાવણ એકબીજાને ઠોંસા, થપાટો અને કોણીનો પ્રહાર કરી અધમુઆ કરી દઇને યુદ્ધ કરતા હતા.

एतस्मिन्नन्तरे रक्षो मायाबलमथात्मनः ।
आरब्धमुपसम्पेदे ज्ञात्वा तं वानराधिपः ॥ ११ ॥



લડતાં લડતાં રાવણને કશીક માયાજાળ રચવાનું સૂઝ્યું, પણ તેની સુગ્રીવને તરત ખબર પડી ગઇ.

उत्पपात तदाकाशं जितकाशी जितक्लमः ।
रावणः स्थित एवात्र हरिराजेन वञ्चितः ॥ १२ ॥

ત્યારે પૂરા પ્રાણવાન શ્રમ-રહિત સુગ્રીવે તેના ઉપર છલાંગ મારી તો તેને રાવણ તો મોઢું વકાસીને જોતો જ રહ્યો.

इति सवितृसूनुस्तत्र तत्कर्म कृत्वा
पवनगतिरनीकं प्राविशत्सम्प्रहृष्टः ।
रघुवरनृपसूनोर्वर्धयन्युद्धहर्षं
तरुमृगगणमुख्यैः पूज्यमानो हरीन्द्रः ॥ १३ ॥

સૂર્યપુત્ર સુગ્રીવ લંકામાં આવું અદ્ભુત કામ કરીને હરખાતો હરખાતો પવન સરખી ગતિથી પોતાની સેનામાં પ્રવિષ્ટ થઇ ગયો. ત્યાં વાનર યૂથપતિઓએ એનું સન્માન કર્યું અને તેણે રઘુવીર રામની આગળ આ મલ્લ-યુદ્ધની વાત કરીને તેમને ખુશ કર્યા.

## ૨૫ (પચીસમો) સર્ગ અંગદનું દૂતકર્મ

अथ तस्मिन्निमित्तानि दृष्ट्वा लक्ष्मणपूर्वजः ।
सुग्रीवं सम्परिष्वज्य तदा वचनमब्रवीत् ॥ १ ॥

લક્ષ્મણના મોટાભાઇ રામ સુગ્રીવનાં શરીર ઉપર મારામારીનાં ચિહ્નો જોઇને તેને પૂરા સ્નેહથી ભેટી પડયા અને કહેવા લાગ્યા.



असम्मन्त्र्य मयासार्धं तदिदं साहसं कृतम् ।
एवं साहसकर्माणि न कुर्वन्ति जनेश्वराः ॥ २ ॥

'હે મિત્ર ! તમે મારી સાથે વિચાર-વિનિમય કર્યા વિના જ જે અદ્ભુત સાહસ અને પરાક્રમ કરેલું છે, તેવું સાહસિક કાર્ય કરવું રાજાઓને ઉચિત નથી.'

संशये स्थाप्य मां चेदं बलं च सविभीषणम् ।
कष्टं कृतमिदं वीर साहसं साहसप्रिय ॥ ३ ॥

'હે સાહસપ્રિય ! હે વીર ! મને વિભીષણને તથા સમસ્ત વાનર સેનાને ઉપાધિમાં નાખી તમે આ સાહસ - જોખમનું કામ કરેલું છે.'

इदानीं मा कृथा वीर एवंविधमचिन्तितम् ।
त्वयि किञ्चित्समापन्ने किं कार्यं सीतया मम ॥ ४ ॥

'હે વીર ! આ પ્રકારે સમજ્યા વિચાર્યા વગર ફરીવાર કોઇ કાર્ય ન કરી નાંખશો. કદાચ તમારું કંઇ અનિષ્ટ થઇ જાત તો પછી સીતાને મેળવવાનો કશો અર્થ જ રહેતો નથી.'

भरतेन महाबाहो लक्ष्मणेन यवीयसा ।
शत्रुघ्नेन च शत्रुघ्न स्वशरीरेण वा पुनः ॥ ५ ॥

'હે મહાબાહુ ! જો તમારા ઉપર કોઇ આપદા આવી પડી હોત તો ભરતથી, લક્ષ્મણથી તથા શત્રુહન્તા લક્ષ્મણના નાના ભાઇ શત્રુઘ્નથી તેમજ મારા પોતાના શરીરથી પણ શું થઇ શકત, અર્થાત્ મારા માટે બધાં જ નકામા થઇ જાત.'

त्वयि चानागते पूर्वमिति मे निश्चिता मतिः ।

हत्वाऽहं रावणं युद्धेऽभिषिच्य च विभीषणम् ॥ ६ ॥
भरते राज्यमावेश्य त्यक्ष्ये देहं महाबल ।
तमेवंवादिनं रामं सुग्रीवः प्रत्यभाषत ॥ ७ ॥

'હે મહાબલી ? તમે હજુ પાછા આવ્યા ન હતા ત્યારે મેં મારા મનથી નિશ્ચય કરી લીધો હતો કે યુદ્ધમાં રાવણને મારી, વિભીષણને (લંકાનાં) રાજ્યસિંહાસન પર બેસાડી અયોધ્યા જતો રહીશ. ત્યાં જઇને ભરતને રાજગાદી પર સ્થાપિત કરીને હું દેહત્યાગ કરીશ.' આમ રામ બોલ્યા તેથી સુગ્રીવે રામને કીધું કે

तव भार्यापहर्तारं दृष्ट्वा राघव रावणम् ।
मर्षयामि कथं वीरं जानन्पौरुषमात्मनः ॥ ८ ॥

'હે વીર ! આપની સ્ત્રીનું હરણ કરનારા રાવણને દેખી તથા મારી પોતાની શક્તિને જાણીને પછી હું મને પોતાને કેમ રોકી રાખી શકું ?'

इत्येवं वादिनं वीरमभिनन्द्य स राघवः ।
तस्मादवातरच्छीघ्रं पर्वताग्रात् महाबलः ॥ ९ ॥

સુગ્રીવે આવું કહેવાથી તેની પ્રશંસા કરતાં કરતાં શ્રીરામ એ સુવેલ પર્વતના શિખર પરથી તરત નીચે ઊતરી આવ્યા.

अवतीर्य च धर्मात्मा तस्माच्छैलात्स राघवः ।
परैः परमदुर्धर्षं ददर्श बलमात्मनः ॥ १० ॥

ધર્માત્મા શ્રીરામે તે પર્વત પરથી નીચે ઊતરીને શત્રુથી કદી પણ પરાજિત ન થનારી પોતાની સેનાનું નિરીક્ષણ કર્યું.



सन्नह्य तु ससुग्रीवः कपिराजबलं महत् ।
कालज्ञो राघवः काले संयुगायाभ्यचोदयत् ॥ ११ ॥

તત્પશ્ચાત્ સુગ્રીવે તથા શ્રીરામે વીર વાનરોની એ સેનાને સાવધ કરી, ઉત્સાહિત કરી અને યુદ્ધ માટે ઉચિત સમય જાણીને સેનાને યુદ્ધની આજ્ઞા પ્રદાન કરી.

ततः काले महाबाहुर्बलेन महता वृतः ।
प्रस्थितः पुरतो धन्वी लङ्कामभिमुखः पुरीम् ॥ १२ ॥

ત્યારપછી મહાબાહુ શ્રીરામ તક (લાગ) જોઇને વિશાળ સૈન્યને સાથે લઇને પોતે સૌની આગળ રહીને (સૌનું નેતૃત્વ કરીને) હાથમાં ધનુષ લઇ લંકાનગરી તરફ ચાલી નીકળ્યા.

तं विभीषणसुग्रीवौ हनुमाञ्जाम्बवान्नलः ।
ऋक्षराजस्तथा नीलो लक्ष्मणश्चान्वयुस्तदा ॥ १३ ॥

તેમની પાછળ-પાછળ વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, નલ, ઋક્ષરાજ નીલ અને લક્ષ્મણ ચાલ્યા.

ततः पश्चात् सुमहती पृतनर्क्षवनौकसाम् ।
प्रच्छाद्य महतीं भूमिमनुयाति स्म राघवम् ॥ १४ ॥

તેઓની પાછળ ઋક્ષ અને વાનર લોકોનું મહાન સૈન્ય દૂર સુધી ભૂમિને આવરી લેતું રામની પાછળ પાછળ ચાલતું હતું.

तौ तु दीर्घेण कालेन भ्रातरौ रामलक्ष्मणौ ।
रावणस्य पुरीं लङ्कामासेदुररिन्दमौ ॥ १५ ॥



શત્રુસંહારક રામ-લક્ષ્મણ બેઉ ભાઇઓ ચાલતાં ચાલતાં બહુ વખત પછી રાવણની નગરી લંકાની નજીક પહોંચી ગયા.

तां सुरैरपि दुर्धर्षां रामवाक्यप्रचोदिताः ।
यथानिवेशं सम्पीड्यं न्यविशन्त वनौकसः ॥ १६ ॥

શ્રીરામની આજ્ઞા મળતાં જ દેવતાઓ પણ પ્રવેશી ન શકે તેવી લંકાપુરીને ચારેય બાજુથી ઘેરી વળી તે વાનર સૈનિકો પોતાનો કબજો જમાવીને યથાયોગ્ય સ્થાનમાં પેસી ગયા.

लङ्कायास्तूत्तरद्वारं शैलशृंगमिवोन्नतम् ।
रामः सहानुजो धन्वी जुगोप च रुरोध च ॥ १७ ॥

પર્વતના શિખર સમા ઊંચા લંકાના ઉત્તર દ્વારને ઘેરીને રામ તથા લક્ષ્મણ ઊભા રહી ગયા અને સાથે વાનર સેનાનું રક્ષણ તથા સંચાલન (વ્યવસ્થા) પણ કરવા લાગ્યા.

पूर्वं तु द्वारमासाद्य नीलो हरिचमूपतिः ।
अतिष्ठत्सह मैन्देन द्विविदेन च वीर्यवान् ॥ १८ ॥

વાનર-સેનાપતિ નીલ મહાપરાક્રમી મૈન્દ અને દ્વિવિદને સાથે લઇ લંકાના પૂર્વ દ્વાર પર જઇ ઊભા રહ્યા.

अङ्गदो दक्षिणद्वारं जग्राह सुमहाबलः ।
ऋषभेण गवाक्षेण गजेन गवयेन च ॥ १९ ॥

અંગદે ઋષભ, ગવાક્ષ, ગજ અને ગવય નામના રાક્ષસોને સાથે લઇને દક્ષિણ તરફના દરવાજાને ઘેરો ઘાલ્યો.

**ટિપ્પણી :** * *આ ચાર રાક્ષસો વિભીષણના મંત્રીઓ હતા અને વિભીષણની સાથે જ રામને શરણે આવ્યા હતા. - ગુજરાતી અનુવાદક*



हनुमान् पश्चिमद्वारं ररक्ष बलवान् कपिः ।
प्रमाथिप्रघसाभ्यां च वीरैरन्यैश्च सङ्गतः ॥ २० ॥

મહાબળવાન્ વાનરશ્રેષ્ઠ હનુમાનજી પ્રમાથિ, પ્રઘસ વગેરે પ્રમુખ વીરોની સાથે પશ્ચિમ દ્વારને અવરોધી ઊભા.

मध्ये च स्वयं गुल्मे सुग्रीवः समतिष्ठत ।
सह सर्वैर्हरिश्रेष्ठैः सुपर्णश्वसनोपमैः ॥ २१ ॥

વચ્ચે વાનરરાજ સુગ્રીવ પોતે ઊભા રહ્યા. એમની સાથે ગરુડ અને પવન જેવા પરાક્રમી વાનરો પણ હતા.

राघवः सन्निवेश्यैवं सैन्यं स्वं रक्षसां वधे ।
सम्मन्त्र्य मन्त्रिभिः सार्धमङ्गदं चेदमब्रवीत् ॥ २२ ॥

રાક્ષસોનો નાશ કરવા માટે પોતાની સેનાને આ પ્રકારે સ્થાપિત કરી શ્રીરામે પોતાના મંત્રીઓ સાથે દૂત મોકલવાના વિષયમાં વિચાર વિમર્શ કરીને અંગદને બોલાવી કહ્યું.

गत्वा सौम्य दशग्रीवं ब्रूहि मद्वचनात्कपे ।
लङ्घयित्वा पुरीं लङ्कां भयं त्यक्त्वा गतव्यथः ॥ २३ ॥

'હે સૌમ્ય ! તમે લંકાના કિલ્લાને ઓળંગીને વિના સંકોચે રાવણની પાસે જાઓ અને ગભરાયા વગર (નીડર થઇને) મારા તરફથી આ સંદેશો પહોંચાડો.

बलेन येन वै सीतां मायया राक्षसाधम ।
मामतिक्रामयित्वा त्वं हृतवांस्तन्निदर्शय ॥ २४ ॥



'અરે રાક્ષસાધામ ! જે સામર્થ્યના જોરે મને છેતરીને આશ્રમથી દૂર હટાવીને તેં સીતાનું અપહરણ કરેલું હતું, તે સામર્થ્ય અને તારું બળ હવે મને બતાવી દે.'

अराक्षसमिमं लोकं कर्ताऽस्मि निशितैः शरैः ।
न चेच्छरणमभ्येषि मामुपादाय मैथिलीम् ॥ २५ ॥

'જો તું મારે શરણે આવીને મૈથિલી મને નહિ સોંપી દે તો યાદ રાખ હું આ લોકને મારાં તીક્ષ્ણ બાણો વડે રાક્ષસ-શૂન્ય કરી દઇશ.'

युध्यस्व मा धृतिं कृत्वा शौर्यमालम्ब्य राक्षस ।
मच्छरैस्त्वं रणे शान्तस्ततः पूतो भविष्यसि ॥ २६ ॥

'હે રાક્ષસ ! હવે તું તારા શૌર્ય અને ધૈર્યના આધારે મારી સાથે યુદ્ધ કર. મારાં બાણોથી મરાઇ જઇને જ તું તારા પાપ કર્મોથી છૂટશે અને પવિત્ર થશે.'

यद्याविशसि लोकांस्त्रीन् पक्षिभूतो मनोजवः ।
मम चक्षुष्पथं प्राप्य न जीवन् प्रतियास्यसि ॥ २७ ॥

'ભલે ને તું પક્ષીનું રૂપ ધારણ કરીને ત્રણેય લોકોમાં સંતાતો ફરે તો પણ તું મારી દષ્ટિથી છાનો (અદશ્ય) રહીને પ્રાણ બચાવી શકશે નહી.

ब्रवीमि त्वां हितं वाक्यं क्रियतामौर्ध्वदैहिकम् ।
सुदृष्टा क्रियतां लङ्का जीवितं ते मयि स्थितम् ॥ २८ ॥

'હું તને તારા હિતની વાત કરું છું કે તું તારી મરણોત્તર ક્રિયાઓ (સ્નાન આદિ) તારી જાતે (હમણાં જ) કરી લે. (કેમકે તારી પાછળ તારું સગું કોઇ જીવતું રહેવાનું નથી કે જે તારા શબને ખોબો પાણી આપી સ્નાન કરાવે.) વળી તું લંકાને ધરાઇને નીરખી લે, કેમકે હવે તારું જીવતર મારા હાથમાં છે.'



इत्युक्तः स तु तारेयो रामेणाक्लिष्टकर्मणा ।
जगामाकाशमाविश्य मूर्तिमानिव हव्यवाट् ॥ २९ ॥

પુણ્યકર્મા શ્રીરામે જ્યારે તારા-પુત્ર અંગદને રાવણ માટેનો આ સંદેશો આપ્યો ત્યારે તે અગ્નિજવાળાની મૂર્તિની જેમ આકાશ માર્ગે જતો રહ્યો.

सोऽतिपत्य मुहूर्तेन श्रीमान् रावणमन्दिरम् ।
ददर्शासीनमव्यग्रं रावणं सचिवैः सह ॥ ३० ॥

કાન્તિમાન અંગદ થોડીક જ વારમાં રાવણના ભવન ઉપર ઊતરી પડ્યો. ત્યાં તેણે રાવણને સાવધાનચિત્તે મંત્રીઓની સાથે બેઠેલો દીઠો.

ततस्तस्याविदूरे च निपत्य हरिपुङ्गवः ।
तद्रामवचनं सर्वं श्रावयामास सामात्यम् ॥ ३१ ॥

વાનરશ્રેષ્ઠ અંગદ રાવણની નજીક જ નીચે ઊતરી પડયો, અને બધા જ મંત્રીઓને તથા રાવણને રામનો સંપૂર્ણ સંદેશો કહી સંભળાવ્યો.

दूतोऽहं कोसलेन्द्रस्य रामस्याक्लिष्टकर्मणः ।
वालिपुत्रोऽङ्गदो नाम यदि ते श्रोत्रमागतः ॥ ३२ ॥

અંગદે કહ્યું, 'હું પુણ્યકર્મા શ્રીરામનો દૂત છું. હું વાલીનો પુત્ર છું. મારું નામ અંગદ છે; જો તમે મારું નામ સાંભળ્યું હોય તો.'

आह त्वां राघवो रामः कौसल्यानन्दवर्धनः ।
निष्पत्य प्रतियुध्यस्व नृशंस पुरुषो भव ॥ ३३ ॥



'કૌસલ્યાના આનંદમાં વૃદ્ધિ કરનારા શ્રીરામે તમને એમ કહ્યું છે, કે અરે નૃશંસ ! (અરે ઘાતકી) તું તારા મહેલમાંથી બહાર નીકળી અને યુદ્ધ કર તથા તારું પૌરુષ બતાવ.'

हन्तास्मि त्वां सहामात्यं सपुत्रज्ञातिबान्धवम् ।
निरुद्विग्नास्त्रयो लोका भविष्यन्ति हते त्वयि ॥ ३४ ॥

'મંત્રીઓ, પુત્રો અને સગાં-સંબંધીઓ સહિત તને મારવા માટે હું આવી પહોંચ્યો છું કેમકે તારા હણાઇ જવાથા પછી ત્રણેય લોક ભય રહિત થઇ જશે.'

विभीषणस्य चैश्वर्यं भविष्यति हते त्वयि ।
न चेत्सत्कृत्य वैदेहीं प्रणिपत्य प्रदास्यति ॥ ३५ ॥

'જો તું મારે શરણે આવી સીતા મને પાછી નહીં આપી દે તો તારા હણાઇ ગયા પછી લંકાનું સંપૂર્ણ ઐશ્વર્ય વિભીષણને મળશે.'

इत्येवं परुषं वाक्यं ब्रुवाणे हरिपुङ्गवे ।
अमर्षवशमापन्नो निशाचरगणेश्वरः ॥ ३६ ॥

વાનરશ્રેષ્ઠ અંગદ આવાં કઠોર વચનો બોલતો હતો ત્યારે રાક્ષસરાજ રાવણ અત્યં ભરાયો.

ततः स रोषताम्राक्षः शशास सचिवांस्तदा ।
गृह्यतामेष दुर्मेधा वध्यतामिति चासकृत् ॥ ३७ ॥

ક્રોધથી તાંબા જેવી લાલ આંખો કરીને તેણે તેના મંત્રીઓને વારંવાર આદેશ આપ્યો કે 'આ દુર્બુદ્ધિ વાનરને પકડી લો અને તેને મારી નાખો.'



रावणस्य वचः श्रुत्वा दीप्ताग्निसमतेजसः ।
जगृहुस्तं ततो घोराश्चत्वारो रजनीचराः ॥ ३८ ॥

ત્યારે રાવણનાં ધગધગતાં અંગારા જેવાં તેજસ્વી વચનો સાંભળી ચાર ભયંકર રાક્ષસોએ ઊઠીને અંગદને પકડી લીધો.

ग्राहयामास तारेयः स्वयमात्मानमात्मवान् ।
बलं दर्शयितुं वीरो यातुधानगणे तदा ॥ ३९ ॥

મહાપરાક્રમી અંગદે રાક્ષસોને પોતાનું બળ બતાવવા તેઓને પોતાને પકડવા દીધો.

स तान् बाहुद्वये सक्तानादाय पतगानिव ।
प्रासादं शैलसङ्काशमुत्पपाताङ्गदस्तदा ॥ ४० ॥

બંને બાહુઓમાં લટકી રહેલા એ ચારેય રાક્ષસોને લઇને અંગદ પક્ષીઓની જેમ છલાંગ મારીને પર્વત જેટલા ઊંચા એક મહેલનાં છજા ઉપર ચઢી ગયો.

तेऽन्तरिक्षाद्विनिर्धूतास्तस्य वेगेन राक्षसाः ।
भूमौ निपतिताः सर्वे राक्षसेन्द्रस्य पश्यतः ॥ ४१

રાક્ષસરાજ રાવણની નજર સામે તે ચારેય રાક્ષસો અંગદની છલાંગના વેગથી ખંખેરાઇને આકાશમાંથી જમીન ઉપર ખરી પડ્યા.

भङ्क्त्वा प्रासादशिखरं नाम विश्राव्य चात्मनः ।
विनद्य सुमहानादमुत्पपात विहायसम् ॥ ४२ ॥



એ રાજભવનના ઝરૂખા (અથવા શિખર)નો ધ્વંસ કરીને, લંકામાં સૌને પોતાનું નામ સંભળાવીને અંગદે ભયંકર ગર્જના કરી, પછી તે આકાશ માર્ગે ઉડીને જતો રહ્યો.

**ટિપ્પણી :** ✱ *લોકોમાં એવી મિથ્યા ધારણ ફેલાયેલી છે કે અંગદે રાવણના દરબારમાં પોતાનો પગ સ્થાપીને એવી ઘોષણા કરી કે 'જો કોઇ મારો પગ ભૂમિ પરથી ઊઠાવી દેશે તો રામ સીતાને હારી જશે અને તેઓ (રામ) યુદ્ધ કર્યા વિના જ પાછા જતા રહેશે.' પણ આ ધારણા સર્વથા મિથ્યા અને કપોલ કલ્પિત છે. વાલ્મીકીય રામયણ દ્વારા આ ધારણાની પુષ્ટિ થતી નથી.*

व्यथयन् राक्षसान् सर्वान् हर्षयंश्चापि वानरान् ।
स वानराणां मध्ये तु रामपार्श्वमुपागतः ॥ ४३ ॥

આ પ્રકારે રાક્ષસોને ઊંચા-નીચા કરી (ગભરાટ ફેલાવી), બધા વાનરોને હરખાતા કરી, અંગદ વાનરોની વચમાં વિરાજમાન શ્રીરામની પાસે પહોંચી ગયો.

## ૨૬ (છવ્વીસમો) સર્ગ રાક્ષસો અને વાનરોનું ભયંકર યુદ્ધ (General Fight)

ततः कोपपरीतात्मा रावणो राक्षसेश्वरः ।
निर्याणं सर्वसैन्यानां द्रुतमाज्ञापयत्तदा ॥ १ ॥

અંગદના કૃત્યથી કુપિત થઇને રાવણે પોતાની સમસ્ત સેનાને તરત બહાર નીકળીને યુદ્ધ કરવાની આજ્ઞા આપી.

एतत् श्रुत्वा ततो वाक्यं रावणस्य मुखोद्गतम् ।
सहसा भीमनिर्घोषमुद्घुष्टं रजनीचरैः ॥ २ ॥

રાવણના મુખથી યુદ્ધની આજ્ઞા સાંભળીને રાક્ષસોએ તરત જ બહુ જ જોરથી ગર્જના કરી.



निष्पतति तदा सैन्या हृष्टा रावणचोदिताः ।
समये पूर्यमाणस्य वेगा इव महोदधेः ॥ ३ ॥

આ ઘોર ગર્જના પછી રાવણની આજ્ઞા લઇને રાક્ષસોની સેના વાનરો ઉપર એવી તો તૂટી પડી કે જાણે પૂનમને દિને મહાસાગરનાં મોજાં વેગથી કિનારા સાથે ટકરાય છે.

ततो वानरसैन्येन मुक्तो नादः समन्ततः ।
मलयः पूरितो येन ससानुप्रस्थकन्दरः ॥ ४ ॥

એ સમયે વાનર સેનાએ પણ ચારે કોરથી એવા નાદ ગજાવ્યા કે તેના પડઘા (પ્રતિઘોષ)થી મલયાચલની ખીણો અને શિખરો પણ ગાજી ઊઠયાં.

एतस्मिन्नन्तरे तेषामन्योन्यमभिधावताम् ।
रक्षसां वानराणां च द्वन्द्वयुद्धमवर्तत ॥ ५ ॥

થોડીક વારમાં તો બંને બાજુએથી પરસ્પર આક્રમણ કરનારા રાક્ષસો અને વાનરોની સેનાઓ વચ્ચે ઘોર દ્વન્દ્વ યુદ્ધ થવા લાગ્યું.

अङ्गदेनेन्द्रजित्सार्धं वालिपुत्रेण राक्षसः ।
अयुध्यत महातेजास्त्र्यम्बकेन यथाऽन्धकः ॥ ६ ॥

જેવું યુદ્ધ મહાદેવજી સાથે અંધકને થયું હતું તેવું જ યુદ્ધ વાલીપુત્ર અંગદ અને મહાતેજસ્વી ઇન્દ્રજિત્ વચ્ચે થયું.

प्रजङ्घेन च सम्पातिर्नित्यं दुर्मर्षणो रणे ।
जम्बुमालिनमारब्धो हनुमानपि वानरः ॥ ७ ॥



યુદ્ધમાં અત્યંત અજેય એવો સંપાતિ નામનો વાનર પ્રજંઘ નામના રાક્ષસનો સામનો કરવા લાગ્યો અને હનુમાનજી જંબુમાલી નામે રાક્ષસ સાથે યુદ્ધ કરવા લાગ્યા.

**ટિપ્પણી :**
* *ગૃધ્રરાજ સંપાતિ જટાયુનો મોટો ભાઇ હતો. જુઓ કિષ્કિંધાકાંડ સર્ગ ૩૯ અહીં કોઇ અન્ય સંપાતિનો ઉલ્લેખ થયો છે. - ગુજ. અનુ.*
* *હનુમાનજીએ લંકામાં જંબુમાલી રાક્ષસનો વધ કર્યો. જુઓ સુંદર કાંડ સર્ગ ૨૮ અહીં કોઇ અન્ય જંબુમાલી રાક્ષસનો ઉલ્લેખ થયો જણાય છે. - ગુજ. અનુ.*

सङ्गतः सुमहाक्रोधो राक्षसो रावणानुजः ।
समरे तीक्ष्णवेगेन मित्रघ्नेन विभीषणः ॥ ८ ॥

રાવણના નાના ભાઇ વિભીષણ અત્યંત ક્રોધ કરીને પ્રચંડ વેગથી મિત્રઘ્ન નામના રાક્ષસની સામે ઝઝૂમવા લાગ્યા.

तपनेन गजः सार्धं राक्षसेन महाबलः ।
निकुम्भेन महातेजा नीलोऽपि समयुध्यत ॥ ९ ॥

મહાબલી ગજ તપન નામે રાક્ષસની સાથે અને મહાતેજસ્વી નીલ નિકુંભ રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યા.

वानरेन्द्रस्तु सुग्रीवः प्रघसेन समायातः ।
सङ्गतः समरे श्रीमान् विरूपाक्षेण लक्ष्मणः ॥ १० ॥

વાનરરાજ સુગ્રીવ પ્રઘસ સાથે યુદ્ધે ચડયો અને શ્રીમાન્ લક્ષ્મણજી વિરૂપાક્ષ જોડે લડવા લાગ્યા.

अग्निकेतुश्च दुर्धर्षो रश्मिकेतुश्च राक्षसः ।
सुप्तघ्नो यज्ञकोपश्च रामेण सह संगताः ॥ ११ ॥



દુર્જેય અગ્નિકેતુ, રશ્મિકેતુ, સુપ્તઘ્ન અને યજ્ઞકોપ આ ચાર રાક્ષસો શ્રીરામનો સામનો કરવાને મોરચો માંડી ઊભા.

वानराश्चापरे भीमा राक्षसैरपरैः सह ।
द्वन्द्वं समीयुः सहसा युद्धाय बहुभिः सह ॥ १२ ॥

આવી જ રીતે અન્ય ઘણા ભયંકર વાનરો સાહસપૂર્વક અન્ય રાક્ષસોની સાથે દ્વન્દ્વ યુદ્ધ લડવા લાગ્યા.

तत्रासीत्सुमहद्युद्धं तुमुलं रोमहर्षणम् ।
रक्षसां वानराणां च वीराणां जयमिच्छताम् ॥ १३ ॥

એકબીજા ઉપર વિજય મેળવવાની ઇચ્છા રાખનારા વીર રાક્ષસો અને વીર વાનરોનું તે મહાન્ યુદ્ધ અત્યંત દારુણ-રૂવાંટાં ઊભા થઇ જાય તેવું હતું.

हरिराक्षसदेहेभ्यः प्रभूताः केशशाद्वलाः ।
शरीरसङ्घाटवहाः प्रसुस्रुः शोणितापगाः ॥ १४ ॥

યુદ્ધ કરતાં કરતાં વાનરો અને રાક્ષસોનાં શરીરોમાંથી નીકળેલા રક્તની નદીઓ વહેવા લાગી; તેમાં એ વીરોના કેશ લીલ અને સેવાળના જેવાં અને શરીરો લાકડાં તણાઇ જતાં હોય તેવા ભાસતાં હતાં.

आजघानेन्द्रजित्क्रुद्धो वज्रेणेव शतक्रतुः ।
अङ्गदं गदया वीरं शत्रुसैन्यविदारणम् ॥ १५ ॥

જેમ ઇન્દ્ર દૈત્યો ઉપર વજ્રથી પ્રહાર કરે છે તેમ ઇન્દ્રજિતે અત્યંત ક્રોધ કરીને શત્રુસેનાનો સંહાર કરી રહેલા વીર અંગદ ઉપર ગદા વડે ભીષણ પ્રહાર કરવા માંડ્યો.



तस्य काञ्चनचित्राङ्गं रथं साश्वं ससारथिम् ।
जघान गदया श्रीमानङ्गदो वेगवान् कपिः ॥ १६ ॥

આથી અંગદે પણ પૂરા વેગથી પોતાની ગદાનો પ્રહાર કરીને મેઘનાદના સુવર્ણ ચિત્રિત રથના, રથે જોડેલા ઘોડાના અને સારથિના ચૂરેચૂરા અને ભૂકેભૂકા ઉડાવી દીધા.

संपातिस्तु त्रिभिर्बाणैः प्रजङ्घेन समाहतः ।
निजघानाश्वकर्णेन प्रजङ्घं रणमूर्धनि ॥ १७ ॥

હવે જ્યારે સંપાતિ પ્રજંઘનાં ત્રણ બાણો વડે ઘવાયો ત્યારે તેણે અશ્વકર્ણ વૃક્ષના આઘાતથી પ્રજંઘને યમ લોકમાં મોકલી દીધો.

जम्बुमाली रथस्थस्तु रथशक्त्या महाबलः ।
विभेद समरे क्रुद्धो हनुमन्तं स्तनान्तरे ॥ १८ ॥

રથમાં બેઠેલા મહાબળવાન જંબુમાલીએ ગુસ્સે થઇને યુદ્ધ કરી રહેલા હનુમાનની છાતીને રથમાં રાખેલી શક્તિ વડે વીંધી નાખી.

तस्य तं रथमास्थाय हनुमान् मारुतात्मजः ।
प्रममाथ तलेनाशु सह तेनैव रक्षसा ॥ १९ ॥

આથી પવનપુત્ર હનુમાનજી તેના રથ પર ચઢી ગયા અને લપડાકો મારી મારીને તેને ખોખરો કરી નાખ્યો. તેમજ તેના રથનાં સાલ-પાંખિયાં પણ ઢીલાં કરી નાખ્યાં.



भिन्नगात्रः शरैस्तीक्ष्णैः क्षिप्रहस्तेन रक्षसा ।
ग्रसन्तमिव सैन्यानि प्रघसं वानराधिपः ॥
सुग्रीवः सप्तपर्णेन निर्बिभेद जघान च ॥ २० ॥

પ્રઘસ નામનો રાક્ષસ ઝપાટાભેર પાણીદાર તીક્ષ્ણ બાણો વડે સુગ્રીવને ઘાયલ કરી રહ્યો હતો અને એવું યુદ્ધ ખેલતો હતો જાણે આખી વાનર સેનાને તે કોળિયો કરી જશે. આ દેખી વાનરરાજ સુગ્રીવે ઘણી જ સ્ફૂર્તિથી સપ્તપર્ણનું એક ઝાડ તેના પર ફેંકી તેને છુંદી નાખી મારી નાખ્યો.

प्रपीड्य शरवर्षेण राक्षसं भीमदर्शनम् ।
निजघान विरूपाक्षं शरेणैकेन लक्ष्मणः ॥ २१ ॥

મહા વિકરાળ રાક્ષસ વિરૂપાક્ષને લક્ષ્મણજીએ પહેલાં તો બાણનો વરસાદ વરસાવીને અત્યંત પીડિત કર્યો, પણ છેવટે એક જ બાણ વડે તેનો અંત આણી દીધો.

अग्निकेतुश्च दुर्धर्षो रश्मिकेतुश्च राक्षसः ।
सुप्तघ्नो यज्ञकोपश्च रामं निर्बिभिदुः शरैः ॥ २२ ॥
तेषां चतुर्णां रामस्तु शिरांसि निशितैः शरैः ।
क्रुद्धश्चतुर्भिश्चिच्छेद घोरैरग्निशिखोपमैः ॥ २३ ॥

દુર્જેય અગ્નિકેતુ, રશ્મિકેતુ, સુપ્તઘ્ન અને યજ્ઞકોપ નામના ચાર રાક્ષસો શ્રીરામના ઉપર બાણવર્ષા કરી રહ્યા હતા. શ્રીરામે કોપ કરીને અગ્નિજવાળા તુલ્ય ભયંકર ચાર પાણીદાર તીક્ષ્ણ બાણો વડે એ ચારેયનાં માથાં ઊડાવી દીધાં.

एवं तैर्वानरैः शूरैः शूरास्ते रजनीचराः ।
द्वन्द्वे विमृदितास्तत्र दैत्या इव दिवौकसैः ॥ २४ ॥



આ પ્રકારે શૂરવીર વાનરોએ એ રાક્ષસવીરો ને *દ્વન્દ્વ* યુદ્ધમાં એવા તો પરાજિત કરી દીધા જેવા દેવતાઓએ દૈત્યોને પરાસ્ત કરેલા હતા.

## ૨૭ (સતાવીસમો) સર્ગ ઈન્દ્રજિત દ્વારા રામ-લક્ષ્મણને બાણપાશ

युध्यतामेव तेषां तु तदा वानररक्षसाम् ।
रविरस्तं गतो रात्रिः प्रवृत्ता प्राणहारिणी ॥ १ ॥

વાનરો અને રાક્ષસોનું ઘોર યુદ્ધ ચાલુ જ હતું તેવામાં સૂર્ય અસ્ત થઇ ગયો અને વાનરો અને રાક્ષસોના પ્રાણ હરનારી રાત્રિ ઉપસ્થિત થઇ ગઇ.

अन्योऽन्यं बद्धवैराणां घोराणां जयमिच्छताम् ।
संप्रवृत्तं निशायुद्धं तदा वानररक्षसाम् ॥ २ ॥

તે વખતે પરસ્પર વેર બંધાઇ ગયેલું હોવાથી અને એકબીજાને પરાસ્ત કરી વિજય પ્રાપ્ત કરવાની કામનાવાળા એ ભયંકર રાક્ષસો અને વાનરોનું રાત્રિ-યુદ્ધ થવા લાગ્યું.

जहि दारय चैहीति कथं विद्रवसीति च ।
एवं सुतुमुलः शब्दस्तस्मिंस्तमसि शुश्रुवे ॥ ३ ॥

રાત્રિના અંધકારમાં 'મારો', 'કાપો', 'અહીં આવ', 'કેમ ભાગ્યો ?' વગેરે દારુણ હાકલા-પડકારા જ માત્ર સંભળાતા હતા.

राक्षसानां च निनदैर्हरीणां चापि निःस्वनैः ।
सा बभूव निशा घोरा भूयो घोरतरातदा ॥ ४ ॥

રાક્ષસોની ચિચિયારીઓ અને વાનરોની ચીસાચીસ વડે તે ભયંકર રાત્રિ વધારેને વધારે ભયાનક થતી ગઇ.



इन्द्रजित् तं रथं त्यक्त्वा हताश्वो हतसारथिः ।
अङ्गदेन महाकायास्तत्रैवान्तरधीयत ॥ ५ ॥

એ ભયંકર *દ્વન્દ્વ* યુદ્ધમાં અંગદે ઘોડાઓનો તથા સારથિને હણી નાખેલા હોવાથી વિશાયકાય ઈન્દ્રજિત પોતાના રથને ત્યજીને ત્યાં જ ક્યાંક સંતાઈ ગયો.

सोऽन्तर्धानगतः पापो रावणी रणकर्कशः ।
अदृश्यो निशितान् बाणान् मुमोचाशनिवर्चसः ॥ ६ ॥

ત્યારે રણ-કર્કશ અને પાપી રાવણ-પુત્ર મેઘનાદ છૂપો છૂપો વજ્રસમાન તીક્ષ્ણ બાણો છોડવા લાગ્યો.

स रामं लक्ष्मणं चैव घोरैर्नागमयैः शरैः ।
बिभेद समरे क्रुद्धः सर्वगात्रेषु राक्षसः ॥ ७ ॥

યુદ્ધમાં રાક્ષસ મેઘનાદે આવેશમાં આવી જઈ ભયંકર સર્પ સમાન ભીષણ બાણો વડે રામ અને લક્ષ્મણને વીંધી નાખ્યાં.

अदृश्यः सर्वभूतानां कूटयोधी निशाचरः ।
बबन्ध शरबन्धेन भ्रातरौ राम-लक्ष्मणौ ॥ ८ ॥

તત્પશ્ચાત્ એ કપટ યોદ્ધા ઈન્દ્રજિતે ચાલાકીથી પોતાને બધા જ સૈનિકો તેને ન દેખી શકે તેવી રીતે છુપાઈને બંને ભાઈઓ રામ અને લક્ષ્મણને શરબંધથી બાંધી દીધા.

ततो मर्मसु मर्मज्ञो मज्जयन्निशिताञ्शरान् ।
रामलक्ष्मणयोर्वीरो ननाद च मुहुर्मुहुः ॥ ९ ॥



પછી મર્મસ્થાનોને જાણનારા ઈન્દ્રજિતે રામ-લક્ષ્મણનાં મર્મસ્થાનોમાં પાણીદાર તીક્ષ્ણ બાણો મારી મારીને વિજય-ગર્જના કરી.

***ટિપ્પણી :*** ✸ *શરીરમાંહે અત્યંત નાજુક સ્થાનો એવાં હોય છે, જે વીંધાઈ કે કપાઈ જાય તો માણસ મૂર્છા અથવા મૃત્યુ પામે તેવાં સ્થાનોને આયુર્વેદ 'મર્મ' કહે છે. -ન્હાનુ.*

तौ संप्रचलितौ वीरौ मर्मभेदेन कर्शितौ ।
निपेततुर्महेष्वासौ जगत्यां जगतीपति ॥ १० ॥

મર્મસ્થાનો વીંધાઈ જવાથી વ્યાકુળ થઈને મહાધનુર્ધારી તથા પૃથ્વીપાલક શ્રીરામ અને લક્ષ્મણ પૃથ્વી પર પટકાઈ પડ્યા.

तौ वीरशयने वीरौ शयानौ रुधिरोक्षितौ ।
शरवेष्टितसर्वाङ्गावार्तौ परमपीडितौ ॥ ११ ॥

તે બંને વીરો વીરોચિત શય્યા પર પડ્યા હતા. તેમનાં શરીરો લોહીથી ખરડાયેલાં હતાં, આખાયે શરીરમાં બાણો ભોંકાયાં હતાં. તેનાથી તે બેઉ બહુ જ પીડા અને વ્યાકુળતા અનુભવતા હતા.

राघवौ पतितौ दृष्ट्वा शरजालसमावृतौ ।
बभूवुर्व्यथिताः सर्वे वानराः सविभीषणाः ॥ १२ ॥

શ્રીરામ અને લક્ષ્મણને બાણ-પાશમાં ફસાયેલા દેખી વિભીષણ અને સમસ્ત વાનરલોકો અત્યંત દુઃખી થયા.

रामलक्ष्मणयोर्दृष्ट्वा शरीरे सायकैश्चिते ।
सर्वाणि चाङ्गोपाङ्गानि सुग्रीवं भयमाविशत् ॥ १३ ॥



શ્રીરામ અને લક્ષ્મણનાં બધાં જ અંગો અને પ્રત્યંગોને બાણોથી વીંધાયેલાં જોઇને સુગ્રીવને પણ બહુ જ બીક લાગી. (મૃત્યુની બીક લાગી.)

तमुवाच परित्रस्तं वानरेन्द्रं विभीषणः ।
सबाष्पवदनं दीनं शोकव्याकुललोचनम् ॥ १४ ॥

ત્યારે સુગ્રીવને ભયથી ત્રાસી ગયેલો, શોકથી વ્યાકુળ નેત્રોવાળો, આંસુઓથી ભરેલા વદન વાળો, અત્યંત દીન અને ઉદાસ જોઇને (તેને) વિભીષણે કહ્યું.

अलं त्रासेन सुग्रीव बाष्पवेगो निगृह्यताम् ।
एवं प्रायाणि युद्धानि विजयो नास्ति नैष्ठिकः ॥ १५ ॥

'હે સુગ્રીવ ! ડરો નહિ, રોવાનું બંધ કરો, આ જાતનાં યુદ્ધોમાં કોઇ એકનો જ વિજય થશે એવું નિશ્ચિત નથી હોતું.

सशेषभाग्यताऽस्माकं यदि वीरं भविष्यति ।
मोहमेतौ प्रहास्येते महात्मानौ महाबलौ ॥ १६ ॥

'હે વીર ! જો આપણા લોકોનું કંઇપણ સૌભાગ્ય શેષ હશે તો આ બેઉ બળવાન મહાત્માઓ મૂર્ચ્છાને ત્યજીને બેઠા થશે.

न कालः कपिराजेन्द्र वैक्लव्यमनुवर्तितुम् ।
तस्मादुत्सृज्य वैक्लव्यं सर्वकार्यविनाशनम् ॥ १७ ॥

'હે વાનરરાજ ! આ સમય કાયરતા બતાવવાનો નથી. એટલે તમે બધાંજ કાર્યોનો નાશ કરનારી કાયરતાનો ત્યાગ કરી દો.'



सत्यधर्माभिरक्तानां नास्ति मृत्युकृतं भयम् ।
तस्मादाश्वासयात्मानं बलं चाश्वासय स्वकम् ॥ १८ ॥

'સત્યધર્મમાં સ્થિત મનુષ્યોને અકાલ મૃત્યુનો ભય હોતો નથી. એટલે તમે જાતે ધૈર્ય ધારણ કરો અને આપણા સૈનિકોને પણ આશ્વાસન આપતા રહો.'

इन्द्रजित् तु महामायः सर्वसैन्यसमावृतः ।
विवेश नगरीं लङ्कां पितरं चाभ्युपागमत् ॥ १९ ॥

આ બાજુ જ્યારે વિભીષણ સુગ્રીવને આશ્વાસન આપી રહ્યા હતા ત્યારે બીજી બાજુ માયાવી ઇન્દ્રજિત પોતાની સમસ્ત સેનાને સાથે લઇને લંકામાં પ્રવેશ કરી પોતાના પિતા (રાવણ) પાસે પહોંચ્યો.

तत्र रावणमासीनमभिवाद्य कृताञ्जलिः ।
आचचक्षे प्रियं पित्रे निहतौ रामलक्ष्मणौ ॥ २० ॥

ઇન્દ્રજિતે બેઉ હાથ જોડી અભિવાદન કરી, સિંહાસન પર બિરાજમાન પોતાના પિતા રાવણને રામ-લક્ષ્મણ હણાઇ ગયાના ખુશખબર કહી સંભળાવ્યા.

उत्पपात ततो हृष्टः पुत्रं च परिषस्वजे ।
रावणो रक्षसां मध्ये श्रुत्वा शत्रू निपातितौ ॥ २१ ॥

રાક્ષસોની વચમાં બિરાજમાન રાવણ પોતાના શત્રુઓ માર્યા ગયાના શુભ સમાચાર સાંભળીને હરખથી કૂદવા લાગ્યો અને હર્ષથી મેઘનાદને પોતાની છાતી સરસો ચાંપ્યો.



## ૨૮ (અઠ્ઠાવીસમો) સર્ગ સીતાને વિમાનમાં બેસાડી મૃત રામ-લક્ષ્મણનાં દર્શન કરાવવાં તથા સીતાને ત્રિજટાનું આશ્વાસન

रावणश्चापि संहृष्टो विसृज्येन्द्रजितं सुतम् ।
आजुहाव ततः सीतारक्षिणी राक्षसीस्तदा ॥ १ ॥

રાવણે પ્રસન્ન થઇને પોતાના પુત્ર મેઘનાદને વિદાય આપી અને સીતાનું રક્ષણ કરનારી રાક્ષસીઓને પોતાની પાસે બોલાવી લીધી.

राक्षस्यस्त्रिजटा चैव शासनात्समुपस्थिताः ।
ता उवाच ततो हृष्टो राक्षसी राक्षसाधिपः ॥ २ ॥

રાવણની આજ્ઞા થતાં જ ત્રિજટા સહિત બધી રાક્ષસણીઓ તેની પાસે ઉપસ્થિત થઇ. ત્યારે રાક્ષસરાજ અત્યંત હર્ષ સાથે તેઓને કહેવા લાગ્યો.

हताविन्द्रजिताऽऽख्यात वैदेह्या रामलक्ष्मणौ ।
पुष्पकं च समारोप्य दर्शयध्वं हतौ रणे ॥ ३ ॥

'તમે જઇને સીતાને કહો કે ઇન્દ્રજિતે રામ અને લક્ષ્મણને યુદ્ધમાં મારી નાખ્યા છે. પછી સીતાને પુષ્પક વિમાનમાં બેસાડી રણભૂમિમાં મરી ગયેલા એ બંને ભાઇઓ બતાવો.

यदाश्रयादवष्टब्धा नेयं मामुपतिष्ठति ।
सोऽस्या भर्ता सह भ्रात्रा निरस्तो रणमूर्धनि ॥ ४ ॥



'જેના બળના ગર્વથી ગર્વિત થયેલી સીતા મને ગાંઠતી ન હતી તે તેનો પતિ (રામ) નાના ભાઇ (લક્ષ્મણ) સહિત યુદ્ધમાં મરાઇ ગયેલ છે.'

निर्विशङ्का निरुद्विग्ना निरपेक्षा च मैथिली ।
मामुपस्थास्यते सीता सर्वाभरणभूषिता ॥ ५ ॥

'હવે તે મૈથિલી નિશંક ને નિર્ભય બની શ્રીરામને મળવાની આશા છોડી દઇ, આભૂષણોથી અલંકૃત થઇને મારી પાસે ચાલી આવશે.'

तस्य तद्वचनं श्रुत्वा रावणस्य दुरात्मनः ।
राक्षस्यस्तास्तथेत्युक्त्वा जग्मुर्वै यत्र पुष्पकम् ॥ ६ ॥

દુષ્ટાત્મા રાવણનાં આ વચનો સાંભળી, 'બહુ જ સારું' એમ બોલીને તે રાક્ષસીઓ જ્યાં પુષ્પક વિમાન રાખેલું હતું ત્યાં જતી રહી.

ततः पुष्पकमादाय राक्षस्यो रावणाज्ञया ।
अशोकवनिकास्थां तां मैथिलीं समुपानयन् ॥ ७ ॥

રાવણની આજ્ઞાથી તે રાક્ષસણીઓ પુષ્પક વિમાન લાવીને અશોકવાટિકામાં જ્યાં સીતાજી બેઠાં હતાં ત્યાં પહોંચી ગઇ.

ततः पुष्पकमारोप्य सीतां त्रिजटया सह ।
जग्मुर्दर्शयितुं तस्यै राक्षस्यो रामलक्ष्मणौ ॥ ८ ॥

તત્પશ્ચાત્ તે રાક્ષસણીઓ સીતાને ત્રિજટા સાથે પુષ્પક વિમાનમાં બેસાડીને સીતાને રામ-લક્ષ્મણનાં દર્શન કરાવવાને લઇ ચાલી.



विमानेनापि गत्वा तु सीता त्रिजटया सह ।
ददर्श वानराणां तु सर्वं सैन्यं निपातितम् ॥ ९ ॥

ત્રિજટાની સાથે પુષ્પક વિમાનમાં બેઠેલી (લઇ જવાતી) સીતાએ યુદ્ધભૂમિમાં જઇને જોયું કે વાનરોની બધી જ સેનાનો લગભગ નાશ થઇ ગયો છે.

ततः सीता ददर्शोभौ शयानौ शरतल्पयोः ।
लक्ष्मणं चापि रामं च विसंज्ञौ शरपीडितौ ॥ १० ॥

ત્યાર બાદ સીતાએ જોયું કે રામ અને લક્ષ્મણ-બંને ભાઇઓ બાણ શય્યા ઉપર સૂતા પડ્યા છે. બેઉ વીરો સંજ્ઞાહીન = બેહોશ છે અને બાણોથી ઘવાયા છે.

शरतल्पगतौ वीरौ तथाभूतो नरर्षभौ ।
दुःखार्ता सुभृशं सीता सुचिरं विललाप ह ॥ ११ ॥

એ બંને વીર ભાઇઓને શરશય્યા પર પડેલા જોઇને સીતા અત્યંત દુઃખી થઇ ઊંચા અવાજે બહુ વાર સુધી વિલાપ કરીને રડતી રહી.

परिदेवयमानां तां राक्षसी त्रिजटाब्रवीत् ।
मा विषादं कृथा देवि भर्ताऽयं तव जीवति ॥ १२ ॥

તે વેળાએ વિલાપ કરી રહેલી સીતાને ત્રિજટા રાક્ષસીએ કીધું કે 'સીતા, તું ખેદ ન કર, હતાશ ન થઇ જા. આ તારો પતિ માર્યો નથી, તે જીવે છે.'



कारणानि च वक्ष्यामि महान्ति सदृशानि च ।
यथेमौ जीवितौ देवि भ्रातरौ रामलक्ष्मणौ ॥ १३ ॥

'હે દેવી ! હું મારા કથનના સમર્થનમાં (મારી વાતના ટેકામાં) તને સ્પષ્ટ અને પૂર્વ અનુભૂત કારણ બતાવીશ, જેનાથી તારે માનવું પડશે કે (જેનાથી તને ખાતરી થઇ જશે કે) રામ-લક્ષ્મણ બંને જીવતાં જ છે.'

इदं विमानं वैदेहि पुष्पकं नाम नामतः ।
दिव्यं त्वां धारयेन्नैवं यद्येतौ गतजीवितौ ॥ १४ ॥

'હે વૈદેહી ! જો એ બેઉ ભાઇઓ મરેલા હોત તો આ પુષ્પક નામનું દિવ્ય વિમાન તને બેસાડીને ઊડત જ નહીં (કેમકે આ વિમાન વિધવાને પોતા પર ચઢાવતું નથી.)

***ટિપ્પણી :*** ✱ *વીસમી સદીને વિજ્ઞાન યુગ કહેવામાં આવે છે, પણ (આધુનિક) વૈજ્ઞાનિકો હજી સુધી આવું વિમાન બનાવી શકયા નથી.*

हतवीरप्रधाना हि हतोत्साहा निरुद्यमा ।
सेना भ्रमति संख्येषु हतकर्णेव नौर्जले ॥ १५ ॥

'જે સેનાનો મુખ્ય વીર પુરુષ મરણ પામ્યો હોય તે સેનાનો ઉત્સાહ સમાપ્ત થઇ જાય છે. સૈનિકો ઉદ્યમહીન થઇ જાય છે. નાયક વગરની સેના તો, જેમ નાવિક વગરની નાવડી જળમાં ગોથાં ખાય, તેમ અસ્તવ્યસ્ત (રફે તફે) થઇ જાય છે.'

इयं पुनरसंभ्रान्ता निरुद्विग्ना तपस्विनि ।
सेना रक्षति काकुत्स्थौ मया प्रीत्या निवेदितौ ॥ १६ ॥

'હે તપસ્વિની ! આ સેના ઉદ્વેગ-રહિત થઇ, સાવધાનતા પૂર્વક રામ-લક્ષ્મણની રક્ષા કરી રહી છે, એટલા માટે જ મેં તને પ્રેમપૂર્વક પહેલાંથી જ કહી દીધેલું કે આ બંને જીવિત છે.'



इदं च सुमहच्चिह्नं शनैः पश्यस्व मैथिलि ।
निःसंज्ञावप्युभावेतौ नैव लक्ष्मीर्विमुञ्चति ॥ १७ ॥

'હે સીતા ! જરાક સાવધ થઇને આ ચમત્કારને તો જુઓ કે જો કે આ બંને ભાઇઓ બાણો વાગવાથી મૂર્છિત પડેલા છે, તો પણ તેમની મુખમુદ્રામાંથી લક્ષ્મી = કાન્તિ જતી નથી રહી.'

त्यज शोकं च मोहं च दुःखं च जनकात्मजे ।
रामलक्ष्मणयोरर्थे नाद्य शक्यमजीवितुम् ॥ १८ ॥

'હે જનક નંદિની ! તમે રામ અને લક્ષ્મણના સંબંધમાં શોક, મોહ = ભ્રમ, ઊલટી સમજ તથા મનોવ્યથાને ત્યજી ધો. હજી તેઓ મરવાના નથી.'

श्रुत्वा तु वचनं तस्याः सीता सुरसुतोपमा ।
कृताञ्जलिरुवाचेदमेवमस्त्विवति मैथिली ॥ १९ ॥

દેવ કન્યા સમાન સીતા ત્રિજટાની આ વાતો સાંભળી, હાથ જોડીને બોલી 'હે ત્રિજટા ! તમારાં વચન સાચાં પડે.'

विमानं पुष्पकं तत्तु सन्निवर्त्य मनोजवम् ।
दीना त्रिजटया सीता लङ्कामेव प्रवेशिता ॥ २० ॥

ત્યારપછી ત્રિજટા મન સમાન વેગથી જનારા પુષ્પક વિમાનને પાછું વાળીને દુઃખિયારી સીતાને લંકામાં લઇ ગઇ.

## ૨૯ ઓગણત્રીસમો સર્ગ ગરુડવૈદ્ય દ્વારા રામ લક્ષ્મણનું સ્વસ્થ થવું.

घोरेण शरबन्धेन बद्धौ दशरथात्मजौ ।
निःश्वसन्तौ यथा नागौ श्यानौ रुधिरोक्षितौ ॥ १ ॥



ઘોર બાણ-બંધનથી બંધાયેલા અને સાપની જેમ ફૂંફાડા મારતા (નિઃશ્વાસ છોડતા) બંને દશરથ-પુત્રો અચેષ્ટ તથા રક્તથી તરબોળ પડી રહેલા હતા.

सर्वे ते वानरश्रेष्ठाः ससुग्रीवमहाबलाः ।
परिवार्य महात्मानौ तस्थुः शोकपरिप्लुताः ॥ २ ॥

મહાબલી સુગ્રીવ સહિત પ્રમુખ વાનર શ્રેષ્ઠો તે બન્ને વીરોને ચારેકોરથી ઘેરી લઇ તેનું રક્ષણ કરી રહ્યા હતા.

एतस्मिन्नन्तरे रामः प्रत्यबुध्यत वीर्यवान् ।
स्थिरत्वात्सत्त्वयोगाच्च शरैः सन्दानितोऽपि सन् ॥ ३ ॥

એટલામાં વીર્યવાન્, દૃઢ ગાત્રોવાળા અને બળ સંપન્ન શ્રીરામ નાગપાશથી બંધાયેલા છતાં પણ ભાનમાં આવી ગયા.

ततो दृष्ट्वा सरुधिरं विषण्णं गाढमर्पितम् ।
भ्रातरं दीनवदनं पर्यदेवयदातुरः ॥ ४ ॥

ઊઠતાં વેંતજ તેઓ લોહી નીતરતા શરીર અને દીનવદન વાળા વળી બાણપાશે બંધાયેલા પોતાના ભાઇ લક્ષ્મણને જોઇને આતુર થઇ રોવા લાગ્યા.

किं नु मे सीतया कार्यं किं कार्यं जीवितेन वा ।
शयानं योऽद्य पश्यामि भ्रातरं युधि निर्जितम् ॥ ५ ॥

'જ્યારે હું મારા ભાઇને યુદ્ધમાં પરાજિત થઇ અચેત પડેલો જોયા કરું છું ત્યારે મારે સીતાનું શું કામ છે ? અને મારે જીવતા રહેવાનું શું પ્રયોજન છે ?'



शक्या सीतासमा नारी मर्त्यलोके विचिन्वता ।
न लक्ष्मणसमो भ्राता सचिवः साम्परायिकः ॥ ६ ॥

'આ સંસારમાં ગોતી કાઢીએ તો સીતા સમાન નારી તો કદાચ મળી પણ જાય, પરંતુ લક્ષ્મણ સમાન ભાઈ, સહાયક અને ચતુર યોદ્ધા નહીં મળી શકે.'

परित्यक्ष्याम्यहं प्राणान् वानराणां तु पश्यताम् ।
यदि पञ्चत्वमापन्नः सुमित्रानन्दवर्धनः ॥ ७ ॥

'જો સુમિત્રાના આનંદમાં વધારો કરનારો લક્ષ્મણ પંચભૂતમાં મળી જશે તો આ વાનરોનાં દેખતાં જ મારા પ્રાણ હું ત્યજી દઈશ.'

किं नु वक्ष्यामि कौसल्यां मातरं किन्नु कैकेयीम् ।
कथमम्बां सुमित्रां च पुत्रदर्शनलालसाम् ॥ ८ ॥

અયોધ્યા પાછાં જઈને પુત્ર-દર્શનની અભિલાષા કરનારી મારી માતા કૌસલ્યાને, કૈકેયીને અને માતા સુમિત્રાને હું શું કહીશ ?'

धिङ् मां दुष्कृतकर्माणमनार्यं यत्कृते ह्यसौ ।
लक्ष्मणः पतितः शेते शरतल्पे गतासुवत् ॥ ९ ॥

'મને પાપી અનાર્યને ધિક્કાર છે, જેના કાજે લક્ષ્મણ નિષ્પ્રાણની જેમ બાણશય્યા પર સૂતો પડ્યો છે.'

त्वं नित्यं सविषण्णं मामाश्वासयसि लक्ष्मण ।
गतासुर्नाद्य शक्नोषि मामार्तमभिभाषितुम् ॥ १० ॥



'હે લક્ષ્મણ ! જ્યારે હું ખિન્ન થઈ જતો ત્યારે તમે મને ધૈર્ય પ્રદાન કરતા હતા, પરંતુ અત્યારે હું અત્યંત ઉદાસ થઈ ગયો છું તો પણ તમે નિર્જીવની જેમ મારી સાથે વાતચીત પણ કરી શકતા નથી.'

येनाद्य निहता युद्धे राक्षसा विनिपातिताः ।
तस्यामेव क्षितौ वीरः स शेते निहतः शरैः ॥ ११ ॥

'હે વીર ! તમે જે સંગ્રામભૂમિ ઉપર ઘણા બધા રાક્ષસોને મારીને સુવડાવી દીધા હતા, એજ ભૂમિ ઉપર અત્યારે તમે શત્રુનાં બાણો વડે ઘાયલ થઈને સ્વયં સૂતા પડ્યા છો.'

यथैव मां वनं यान्तमनुयातो महाद्युतिः ।
अहमप्यनुयास्यामि तथैवैनं यमक्षयम् ॥ १२ ॥

'હે તેજસ્વી ! જે પ્રકારે વનમાં આવતી વેળાએ તમે મારી પાછળ-પાછળ આવ્યા હતા તે પ્રકારે હું પણ તમારી પાછળ-પાછળ યમસદન ચાલ્યો આવીશ.'

यत्तु शक्यं वयस्येन सुहृदा च परन्तपः ।
कृतं सुग्रीव तत्सर्वं भवता धर्मभीरुणा ॥ १३ ॥

(આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં રામે સુગ્રીવને કહ્યું,) હે પરંતપ ! સુગ્રીવ ! એક મિત્રે મિત્રના માટે, એક સુહૃદે સુહૃદને માટે જે કંઈ કરવું ઉચિત હતું તે સઘળું અધર્મથી ડરનારા તમે કરી લીધું છે.'

मित्रकार्यं कृतमिदं भवद्भिर्वानरर्षभाः ।
अनुज्ञाता मया सर्वे यथेष्टं गन्तुमर्हथ ॥ १४ ॥

'હે કપિશ્રેષ્ઠ ! મારા માટે મિત્રોચિત બધું જ કાર્ય તમે લોકોએ કર્યું છે. હવે હું આપને વિદાય કરું છું. જેને જ્યાં જવાની ઈચ્છા હોય તે ત્યાં ચાલ્યા જાય.'



शुश्रुवुस्तस्य ते सर्वे वानराः परिदेवनम् ।
वर्तयाञ्चक्रुरश्रूणि नेत्रैः कृष्णेतरेक्षणाः ॥ १५ ॥

શ્રીરામનો આવો વિલાપ સાંભળીને વાનર લોકો રડી પડ્યા. રોતાં રોતાં તેમનાં નેત્રો લાલ થઇ ગયાં.

ततः सर्वाण्यनीकानि स्थापयित्वा विभीषणः ।
आजगाम गदापाणिस्त्वरितो यत्र राघवः ॥ १६ ॥

એટલામાં વિભીષણ સમસ્ત સેનાને યથાસ્થાન સ્થાપિત કરી, હાથમાં ગદા લઇને શ્રીરામ જ્યાં હતા ત્યાં આવી પહોંચ્યા.

विभीषणस्तु रामस्य दृष्ट्वा गात्रं शरैश्चितम् ।
लक्ष्मणस्य च धर्मात्मा बभूव व्यथितेन्द्रियः ॥ १७ ॥

રામ અને લક્ષ્મણનાં શરીરોને બાણોથી વીંધાઇ ગયેલાં જોઇને ધર્માત્મા વિભીષણ અત્યંત વ્યાકુળ થયા.

जलक्लिन्ने हस्तेन तयोर्नेत्रे प्रमृज्य च ।
शोकसम्पीडितमना रुरोद विललाप च ॥ १८ ॥

ત્યારે વિભીષણે ખોબો ભરી પાણી લઇને એ બેઉ ભાઇઓની આંખો ધોઇ અને પછી શોકાતુર થઇને પોતે પણ રોવા અને વિલાપ કરવા લાગ્યા.

इमौ तौ सत्त्वसम्पनौ विक्रान्तौ प्रियसंयुगौ ।
इमामवस्थां गमितौ राक्षसैः कूटयोधिभिः ॥ १९ ॥



વિલાપ કરતાં કરતાં તેઓ બોલ્યા, કે 'જુઓ ને, આટલા બધા બળવાન, પરાક્રમી અને યુદ્ધપ્રિય એવા બંને ભાઇઓના કેવા હાલ કપટ પ્રપંચથી લડનારા રાક્ષસોએ કરેલા છે ?'

भ्रातृपुत्रेण मे तेन दुष्पुत्रेण दुरात्मना ।
राक्षस्या जिह्मया बुद्धया वञ्चितावृजुविक्रमौ ॥ २० ॥

'મારા ભાઇના દુષ્ટ દીકરાએ છળબુદ્ધિથી આ સીધા સાદા પરાક્રમી પુરુષોને છેતરેલા છે.'

ययोर्वीर्यमुपाश्रित्य प्रतिष्ठा काङ्क्षिता मया ।
तावुभौ देहनाशाय प्रसुप्तौ पुरुषर्षभौ ॥ २१ ॥

'જેઓનાં પરાક્રમ અને બળના ભરોંસે મેં મારી માન-પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની આશા રાખી હતી, તેઓ બંને નર કેસરી પોતાનાં શરીરનાં નાશની તૈયારી કરતા પૃથ્વી પર સૂતેલા પડ્યા છે.'

एवं विलपमानं तं परिष्वज्य विभीषणम् ।
सुग्रीवः सत्त्वसम्पन्नो हरिराजोऽब्रवीदिदम् ॥ २२ ॥

આ પ્રમાણે વિલાપ કરી રહેલા વિભીષણને આલિંગન કરીને મહાબલી સુગ્રીવે તેમને કહ્યું.'

राज्यं प्राप्स्यसि धर्मज्ञः लङ्कायां नात्र संशयः ।
रावणः सह पुत्रेण स्वकामं नेह लप्स्यते ॥ २३ ॥

'હે ધર્મજ્ઞ ! આપને નિશ્ચય જ લંકાનું રાજ્ય પ્રાપ્ત થશે. રાવણ અને ઇન્દ્રજિતના મનોરથ કદી પણ સફળ ન થઇ શકે.'

न रुजा पीडितावेतावुभौ राघवलक्ष्मणौ ।
त्यक्त्वा मोहं वधिष्येते सगणं रावणं रणे ॥ २४ ॥



'શ્રીરામ અને લક્ષ્મણને થયેલા ક્ષત અને મૂઢમાર અસાધ્ય કે પ્રાણહર નથી. તેથી આ બંને જણ મૂર્છાવસ્થા ત્યજીને રાવણનો સપરિવાર વધ કરશે.'

एतस्मिन् काले गरुडं वैनतेयं सहाबलम् ।
वानरा ददृशुः सर्वे ज्वलन्तमिव पावकम् ॥ २५ ॥

(સુગ્રીવ અને વિભીષણ વચ્ચે આ પ્રકારની વાતચીત થઇ રહી હતી) તેવામાં બળતા અગ્નિ સમાન દેદીપ્યમાન વિનતા-પુત્ર વૈદ્યરાજ ગરુડને વાનરોએ ત્યાં આવી પહોંચેલા જોયા.

ततः सुपर्णः काकुत्स्थौ दृष्ट्वा प्रत्यभिनन्दितः ।
विममर्श च पाणिभ्यां मुखे चन्द्रसमप्रभे ॥ २६ ॥

વૈદ્યરાજ ગરુડે એ બંને રાજકુમારોને દેખી તેમને અભિવાદન કર્યું. પછી તેમનાં અંગોને પોતાના હાથથી સ્પર્શ કરીને તે બન્નેનાં ચંદ્ર સરખી પ્રભાવાળાં મુખોને પંપાળ્યાં (મુખપર ઔષધ વડે ઉદ્વર્તન-ઉબટન કર્યું)

वैनतेयेन संस्पृष्टास्तयोः संरुरुहुर्व्रणाः ।
सुवर्णे च तनू स्निग्धे तयोराशु बभूवतुः ॥ २७ ॥

ગરુડજીના સ્પર્શથી એ બંનેના ઘાવ રૂઝાઇ ગયા તથા તે બેઉનાં શરીરો પહેલાં હતાં તેવાં સુંદર વર્ણવાળા અને સ્નિગ્ધ પણ થઇ ગયા.

***ટિપ્પણી :*** ✱ *હસ્તસ્પર્શ દ્વારા રોગો દૂર કરવાનો ઉલ્લેખ સંસારનાં પ્રાચીનતમ પુસ્તક અથર્વવેદમાં પણ છે. જુઓ*

*अयं मे हस्तो भगवानयं मे भगवत्तरः ।*
*अयं मे विश्वभेषजोऽयं शिवाभिमर्शनः ॥ (અથર્વ - ૪-૧૩-૬)*



*ઓ રોગી ! મારો આ હાથ સૌભાગ્ય-પ્રદાયક છે. આ મારો બીજો હાથ તેનાથી પણ અધિક લાભકારી છે. મારો આ હાથ સમસ્ત રોગોનું શમન કરનારો છે અને આ બીજો હાથ સુખ-શાન્તિનો સ્પર્શ કરાવે છે.*

✱ *ગરુડજી વૈદ્ય હતા. વૈદ્યો બધા જ આયુર્વેદિક સ્વરસ વગેરે ચોપડીને (લેપન) અને મુખ વાટે પીવડાવીને ઘાયલની ચિકિત્સા કરતા હોય છે. - ગુજ. અનુ.*

*વિશેષ નોંધ :- પ્રસ્તુત અથર્વવેદના મંત્રમાં પ્રયુક્ત શબ્દો 'વિશ્વભેષજ' તથા 'શિવાભિમર્શન' નો અર્થ આયુર્વેદમાં અનુક્રમે 'સૂંઠ' અને 'હરડે ચૂર્ણનું પ્રતિસારણ' થાય છે. સૂંઠના સેવનથી બળ, વીર્ય અને ઓજસ્‌ની પ્રાપ્તિ થાય છે અને કલ્ક, રસક્રિયા તથા ચૂર્ણ એમ ત્રણ પ્રકારનું પ્રતિસારણ ખાસ કરીને હરડે જેવાં કષાય ઔષધોથી કરવામાં આવે તો ઘાવ રુઝાઇ જાય છે. ચામડી સુવર્ણવાળી થાય છે. - આ આયુર્વેદનો મત છે. - ગુજ. અનુ.*

तावुत्थाप्य महावीर्यो गरुडो वासवोपमौ ।
उभौ तौ सस्वजे हृष्टो रामश्चैनमुवाच ह ॥ २८ ॥

પછી તો ઇન્દ્ર જેવા મહાબળવાન બંને ભાઇઓને ઉઠાડીને અત્યંત પ્રસન્ન થઇ ગરુડજી તેમને બંનેને ભેટ્યા. તે વેળાએ શ્રીરામે તેમને કહ્યું.

भवत्प्रसादाद् व्यसनं रावणिप्रभवं महत् ।
आवामिह व्यतिक्रान्तौ पूर्ववद्बलिनौ कृतौ ॥ २९ ॥

'આપની કૃપાથી અમે મેઘનાદે ઊભી કરેલી આફતમાંથી બચી ગયા છીએ અને આપના પ્રયત્નોથી અમારાં શરીરોમાં પહેલાં હતાં તેવાં જ બળ તથા પરાક્રમ પ્રાપ્ત થયાં છે.'



यथा तातं दशरथं यथाऽजं च पितामहम् ॥
तथा भवन्तमासाद्य हृदयं मे प्रसीदति ॥ ३० ॥

'આ સમયે આપને દેખી મને મારા પિતા દશરથ અને પિતામહને મળવાથી જે પ્રસન્નતા થાય તેટલી પ્રસન્નતા થઇ રહી છે.'

को भवान रूपसंम्पन्नो दिव्यस्रगनुलेपनः ।
वसानो विरजे वस्त्रे दिव्याभरणभूषितः ॥ ३१ ॥

'રૂપ-સંપન્ન દિવ્ય પુષ્પ-માળા ધારણ કરી રહેલા, સુગંધિત ચંદનાદિનો લેપ (શરીરે) કરનારા, નિર્મળ વસ્ત્રો પહેરનારા અને આભૂષણોથી અલંકૃત આપ કોણ છો ?'

**ટિપ્પણી :** ✷ *આ ગરુડના વિષયમાં લોકોમાં એવી મિથ્યા ધારણ ફેલાયેલી છે, કે એ પક્ષી હતો. પરંતુ આ વર્ણન વાંચતાં ગરુડજી પક્ષી હતા તે વાતનું ખંડન થઇ જાય છે. પક્ષી ન માળા ધારણ કરે છે, ન ચંદન લગાવે છે. પક્ષી વસ્ત્ર પણ પહેરતાં નથી, નથી આભૂષણો ધારણ કરતાં. પછીના શ્લોકમાં ગરુડ પોતાને રામનો પ્રિય સખા કહી રહ્યો છે. એથી સ્પષ્ટ સમજાય છે કે ગરુડ પક્ષી ન હતો પણ એક પીયૂષપાણિ વૈદ્ય હતો.*

तमुवाच महातेजा वैनतेयो महाबलः ।
अहं सखा ते काकुत्स्थ प्रियः प्राणो बहिश्चरः ॥ ३२ ॥

રામે આવું પૂછ્યું તેથી મહાતેજસ્વી અને મહાબળવાન વિનતા-પુત્ર ગરુડજી બોલ્યા, 'હે કાકુત્સ્થ ! હું તમારા શરીરની બહાર વિચરતા પ્રાણો સમાન તમારો પ્રિય મિત્ર છું.'



इमं श्रुत्वा तु वृत्तान्तं त्वरमाणोऽहमागतः ।
सहसा युवयोः स्नेहात्सखित्वमनुपालयन् ॥ ३३ ॥

'મેં તમારી બાણ-પાશ અને મૂર્છાની વાત સાંભળીને તમારા બેઉ પ્રતિ પ્રેમ હોવાથી હું મારા મિત્રધર્મનું પાલન કરવાને ઉતાવળે દોડતો અહીંયાં આવ્યો છું.'

मोक्षितौ च महाघोरादस्मात्सायकबन्धनात् ।
अप्रमादश्च कर्तव्यो युवाभ्यां नित्यमेव हि ॥ ३४ ॥

'મેં આપને આ મહાદારુણ બાણ-બંધનમાંથી મુકત કરી દીધા છે. હવેથી તમારે પ્રમાદ કર્યા વિના, સદાય અત્યંત કાળજીપૂર્વક યુદ્ધ સંબંધી કાર્યો કરવાં જોઇએ.'

एवमुक्त्वा ततो रामं परिष्वज्य च वीर्यवान् ।
जगामाकाशमाविश्य सुपर्णः पवनो यथा ॥ ३५ ॥

રામને આવું કહીને તથા તેમને ભેટીને મહાપરાક્રમી ગરુડ વાયુ સમાન વેગથી આકાશ માર્ગ દ્વારા ચાલ્યા ગયા.

विरुजौ राघवौ दृष्ट्वा ततो वानरयूथपाः ।
सिंहनादांस्तदा नेदुर्मृदङ्गाश्चाप्यनादयन् ॥ ३६ ॥

શ્રીરામ અને લક્ષ્મણને નીરોગ અને સ્વસ્થ દેખી વાનર સેનાનાયકો સિંહગર્જના કરવા લાગ્યા અને ઢોલ વગાડવા લાગ્યા.





## ૩૦ ત્રીસમો સર્ગ હનુમાન વડે રાવણના સેનાપતિ ધૂમ્રાક્ષનો વધ

तेषां सुतुमुलं शब्दं वानराणां तरस्विनाम् ।
नर्दतां राक्षसैः सार्धं तदा शुश्राव रावणः ॥ १ ॥

ગર્જના કરી રહેલા મહા પરાક્રમી વાનરોનો ગગનભેદી મહાનાદ રાક્ષસો તેમજ રાવણે પણ સાંભળ્યો.

स्निग्धगम्भीरनिर्घोषं श्रुत्वा स निनदं भृशम् ।
सचिवानां ततस्तेषां मध्ये वचनमब्रवीत् ॥ २ ॥

એ ઊંચા અને ગંભીર અવાજને વારંવાર થયા કરતો સાંભળીને તે મંત્રીઓની વચ્ચે બેઠેલો રાક્ષસ બોલી ઊઠયો.

यथाऽसौ सम्प्रहृष्टानां वानराणां समुत्थितः ।
बहूनां सुमहानादो मेघानामिव गर्जताम् ॥ ३ ॥
व्यक्ता सुमहती प्रीतिरेतेषां नात्र संशयः ।
तथा हि विपुलैर्नादैश्चुक्षुभे वरुणालयः ॥ ४ ॥

વાદળાંની જેમ ગાજી રહેલા અત્યંત હરખાઇ ગયેલા ઘણા બધા વાનરલોકોનો બુલંદ મહાનાદ સંભળાઇ રહ્યો છે. તેનાથી એવું અભિવ્યકત થાય છે કે રામની સેનામાં મહાપ્રસન્નતા ઉપજે તેવો કોઇ બનાવ બન્યો છે. એમાં શંકાને સ્થાન નથી, કેમકે એમના અતિ પ્રચંડ અવાજનો વ્યાપ એટલો બધો છે કે સમુદ્રમાં ક્ષોભથી મોજાં ઉછળી રહ્યાં છે.'

तौ तु बद्धौ शरैस्तीक्ष्णैर्भ्रातरौ रामलक्ष्मणौ ।
अयं च सुमहान्नादः शङ्कां जनयतीव मे ॥ ५ ॥



'તે બંને ભાઇઓ રામ અને લક્ષ્મણ તો તીક્ષ્ણ તીરોનાં બંધનથી બંધાઇ ગયેલા હતા, છતાં આ મહાનાદ થાય છે. તેથી મારાં મનમાં શંકા ઉત્પન્ન કર્યા કરે છે.'

एतत्तु वचनं चोक्त्वा मन्त्रिणो राक्षसेश्वरः ।
उवाच नैर्ऋतांस्तत्र समीपपरिवर्तिनः ॥ ६ ॥

આ પ્રમાણે બોલ બોલ કર્યા પછી રાક્ષસરાજ રાવણે આસપાસ બેઠેલા રાક્ષસોને કહ્યું.

ज्ञायतां तूर्णमेतेषां सर्वेषां वनचारिणाम् ।
शोककाले समुत्पन्ने हर्षकारणमुत्थितम् ॥ ७ ॥

'તમે લોકો જાઓ અને તરત તપાસ કરો કે આવા શોક કરવાના સમયે આ જંગલી લોકોને હરખાઇ જવાનું શું કારણ મળી ગયું છે ?'

तथोक्तास्तेन सम्भ्रान्ताः प्राकारमधिरुह्यते ।
ददृशुः पालितां सेनां सुग्रीवेण महात्मना ॥ ८ ॥

આ પ્રકારે રાવણની આજ્ઞા થઇ એટલે ગભરાયેલા તે રાક્ષસો જઇને કિલ્લાની રાંગ ઉપર ચઢી ગયા અને ત્યાંથી સુગ્રીવ મહાત્માએ રાખેલી સેનાને નિહાળી.

तौ च मुक्तौ सुघोरेण शरबन्धेन राघवौ ।
समुत्थितौ महाभागौ विषेदुः प्रेक्ष्य राक्षसाः ॥ ९ ॥

તેઓએ જોયું કે તે બંને ભાગ્યશાળી ભાઇઓ રામ અને લક્ષ્મણ એ ભયાનક શરબંધનથી મુકત થઇને ઊઠી ઊભા થઇ ગયા છે. આવું દૃશ્ય દેખીને તે રાક્ષસો દુઃખી દુઃખી થઇ ગયા.



सन्त्रस्तहृदयाः सर्वे प्राकारादवरुह्य ते ।
विषण्णवदना घोरा राक्षसेन्द्रमुपस्थिताः ॥ १० ॥

હૃદયમાં ત્રાસ અનુભવી તેઓ ગઢની દીવાલ પરથી નીચે ઊતર્યા અને વીલું મોં કરી રાવણની પાસે પહોંચી ગયા.

तदप्रियं दीनमुखा रावणस्य निशाचराः ।
कृत्स्नं निवेदयामासुर्यथावद्वाक्यकोविदाः ॥ ११ ॥

રાવણ પાસે જઇ એ વાચાળ રાક્ષસોએ મોઢું બગાડીને ત્યાં દેખેલી સમસ્ત અપ્રિય ઘટના યથાવત્ કહી સંભળાવી.

यौ ताविन्द्रजिता युद्धे निबद्धौ रामलक्ष्मणौ ।
विमुक्तौ शरबन्धेन तौ दृश्येते रणाजिरे ॥ १२ ॥

તેમણે કહ્યું કે, 'મહારાજ ! જે રામ-લક્ષ્મણને ઇન્દ્રજિતે યુદ્ધભૂમિમાં બાણપાશમાં જકડી દીધા હતા, તેઓ બંને ભાઇઓ તો અત્યારે સમર ભૂમિમાં છૂટા ફરતા દેખાય છે.

तत् श्रुत्वा वचनं तेषां राक्षसेन्द्रो महाबलः ।
चिन्ताशोकसमाक्रान्तो विषण्णवदनोऽब्रवीत् ॥ १३ ॥

એ રાક્ષસોની વાત સાંભળીને રાક્ષસરાજ રાવણ ચિંતા અને શોકથી વ્યાકુળ થઇ ગયો. તેનું મોં ઊતરી ગયું તે બોલ્યો.

तदस्त्रबन्धमादाय यदि मुक्तौ रिपू मम ।
संशयस्थमिदं सर्वमनुपश्याम्यहं बलम् ॥ १४ ॥



'જો મારા બેઉ શત્રુઓ બાણ-પાશમાં બંધાયેલા છતાં છૂટા થઇ ગયા છે, તો હવે મને મારી રાક્ષસી સેના જીવિત રહેશે કે કેમ એમાં પણ શંકા છે.'

निष्फलाः खलु संवृत्ताः शराः पावकतेजसः ।
आदत्तं यैस्तु संग्रामे रिपूणां मम जीवितम् ॥ १५ ॥

'આશ્ચર્યની વાત છે કે જે અસ્ત્રોથી યુદ્ધમાં અનેકવાર શત્રુઓનો સંહાર કર્યો હતો તે અગ્નિ સમાન તેજવાળાં અસ્ત્રો આજ મારાં દુર્ભાગ્યથી નિષ્ફળ થઇ ગયાં છે જેથી કરીને સંગ્રામમાં મારા શત્રુઓને જીવનદાન મળી ગયું છે.'

एवमुक्त्वा तु संक्रुद्धो निःश्वसन्नुरगो यथा ।
अब्रवीद्राक्षसां मध्ये धूम्राक्षं नाम राक्षसम् ॥ १६ ॥

આવી રીતે બોલીને સાપ ફૂંફાડા મારે તેમ નિસાસા નાખતો રાવણ રાક્ષસોની વચ્ચે બેઠેલા ધૂમ્રાક્ષ નામના રાક્ષસને કહેવા લાગ્યો.

बलेन महता युक्तो राक्षसैर्भीमविक्रमैः ।
त्वं वधायाशु निर्याहि रामस्य सह वानरैः ॥ १७ ॥

'તમે ભયંકર પરાક્રમી રાક્ષસોની વિશાળ સેના લઇને સમસ્ત વાનરો સહિત રામનો વધ કરવા માટે અહીંથી જલદી રવાના થાઓ.'

एवमुक्तस्तु धूम्राक्षो राक्षसेन्द्रेण धीमता ।
कृत्वा प्रणामं संहृष्टो निर्जगाम नृपालयात् ॥ १८ ॥



જ્યારે મહાબુદ્ધિમાન રાવણે ધૂમ્રાક્ષને આવો આદેશ આપ્યો ત્યારે તે રાક્ષસરાજ રાવણને પ્રણામ કરીને ખુશ થતો થતો રાજભવનમાંથી બહાર નીકળ્યો.

अभिनिष्क्रम्य तद् द्वारमारुह्य च रथोत्तमम् ।
स निर्यातो महावीर्यो धूम्राक्षो राक्षसैर्वृतः ।
प्रहसन्पश्चिमद्वारं हनुमान्यत्र यूथपः ॥ १९ ॥

રાજમહેલના દરવાજા બહાર નીકળી મહાબલી ધૂમ્રાક્ષ એક સુંદર રથ પર સવાર થયો અને રાક્ષસ સેનાની સાથે ખડખડાટ હસતો હસતો લંકાના પશ્ચિમ દરવાજેથી બહાર નીકળ્યો જ્યાં હનુમાને મોરચો સંભાળ્યો હતો.

धूम्राक्षं प्रेक्ष्य निर्यान्तं राक्षसं भीमविक्रमम् ।
विनेदुर्वानराः सर्वे प्रहृष्टा युद्धकाङ्क्षिणः ॥ २० ॥

ભીષણ પરાક્રમી ધૂમ્રાક્ષને નગર બહાર નીકળતો ભાળી લડવાના હોંશીલા બધાં જ હરખઘેલા વાનરો મોટેથી વીરહાક ગજવવા લાગ્યા.

तेषां सुतुमुलं युद्धं सञ्जज्ञे हरिरक्षसाम् ।
अन्योऽन्यं पादपैर्घोरं निध्नतां शूलमुद्गरैः ॥ २१ ॥

તે કાળે એ વાનરોનું રાક્ષસો જોડે મહાદારુણ યુદ્ધ થયું. તેમાં એક બીજા ઉપર (પરસ્પર) વૃક્ષો, ભાલા અને મુદ્ગરો વડે તેઓ પ્રહાર કરતા હતા.



सैन्यं तु विद्रुतं दृष्ट्वा धूम्राक्षो राक्षसर्षभः ।
क्रोधेन कदनं चक्रे वानराणां युयुत्सताम् ॥ २२ ॥

યુદ્ધમાં પોતાની સેનાને નાસ-ભાગ કરતી જોઇને રાક્ષસ શ્રેષ્ઠ ધૂમ્રાક્ષે ક્રોધના આવેશમાં આવીને એ બધા લડી રહેલા વાનરોની કતલ કરવા માંડી.

धूम्राक्षेणार्दितं सैन्यं व्यथितं वीक्ष्य मारुतिः ।
अभ्यवर्तत संक्रुद्धः प्रगृह्य विपुलां शिलाम् ॥ २३ ॥

ધૂમ્રાક્ષ વડે વાનર સેનાને નષ્ટ થતી અને પીડાતી જોઇને હનુમાનજી અત્યંત પ્રકુપિત થયા. એથી તેઓ એક મોટી ભારે શિલાને ઊઠાવી દોડી ગયા.

धूम्राक्षस्य शिरो मध्ये गिरिशृंगमपातयत् ।
स विह्वलितसार्वाङ्गो गिरिशृङ्गेण ताडितः ॥
पपात सहसा भूमौ विकीर्ण इव पर्वतः ॥ २४ ॥

હનુમાનજીએ એ પર્વત-શિખર ધૂમ્રાક્ષનાં માથા પર પછાડી તે પહાડી શિલાના આઘાતથી ધૂમ્રાક્ષનાં બધાં જ અંગો ભાંગીને ભૂકો થઇ ગયાં તથા તે અંગો તૂટેલા પર્વતના પત્થરોની જેમ પૃથ્વી પર વેરવિખેર ઊડી પડ્યા.

धूम्राक्षं निहतं दृष्ट्वा हतशेषा निशाचराः ।
त्रस्ताः प्रविविशुर्लङ्कां वध्यमानाः प्लवङ्गमैः ॥ २५ ॥

ધૂમ્રાક્ષને મરાયેલો જોઇને મરતાં બચી ગયેલા રાક્ષસો ભયથી ત્રાસી વાનરોનો માર ખાતાં ખાતાં લંકામાં પેસી ગયા.



## ૩૧ એકત્રીસમો સર્ગ અંગદ દ્વારા વજ્રદંષ્ટ્રનો વધ

धूम्राक्षं निहतं श्रुत्वा रावणो राक्षसेश्वरः ।
अब्रवीद्राक्षसं शूरं वज्रदंष्ट्रं महाबलम् ॥ १ ॥

ધૂમ્રાક્ષ હણાઇ ગયાના સમાચાર સાંભળી રાક્ષસરાજ રાવણે વજ્રદંષ્ટ્ર નામના મહાબળવાન રાક્ષસને કીધું કે.

गच्छ त्वं वीर निर्याहि राक्षसैः परिवारितः ।
जहि दाशरथिं रामं सुग्रीवं वानरैः सह ॥ २ ॥

'હે વીર ! તમે તમારી સંગાથે રાક્ષસોની વિશાળ સેના લઇ જાઓ અને દશરથ પુત્ર રામનો તથા વાનરસેના સહિત સુગ્રીવનો વધ કરો.'

तथेत्युक्त्वा द्रुततरं मायावी राक्षसेश्वरः ।
निर्जगाम बलैः सार्धं बहुभिः परिवारितः ॥ ३ ॥

રાવણની આજ્ઞા લઇ રાક્ષસ-સેનાપતિ માયાવી વજ્રદંષ્ટ્ર 'બહુ જ સારું' એમ કહી, બહુ જ મોટી સેનાને સાથે લઇને ઘણીજ ઝડપથી યુદ્ધ માટે નીકળી પડયો.

निःसृता दक्षिणद्वारादङ्गदो यत्र यूथपः ।
तेषां निष्क्रममाणानामशुभं समजायत ॥ ४ ॥

વજ્રદંષ્ટ્રનાં નેતૃત્વમાં આ રાક્ષસી સેના લંકામાંથી દક્ષિણીય દરવાજેથી બહાર નીકળી ત્યાં વાનર સેનાનાયક અંગદ ઉપસ્થિત હતો. જ્યારે આ સેના બહાર નીકળી ત્યારે ઘણાં જ અપશુકનો થયાં.



तांस्तु निष्क्रमतो दृष्ट्वा वानरा जितकाशिनः ।
प्रणेदुः सुमहानादान् पूरयंश्च दिशो दश ॥ ५ ॥

તેઓને કોટ બહાર નીકળતાં જોઇને વિજયથી ઉન્મત્ત થયેલા વાનરોએ અનાયાસ દશેય દિશાઓ ગાજી ઊઠી એવી બહુ જ મોટા અવાજે વીર ગર્જના કરી.

युद्धं प्रवृत्तं तुमुलं हरीणां राक्षसैः सह ।
घोराणां भीमरूपाणामन्योन्यवधकाङ्क्षिणाम् ॥ ६ ॥

પછી તો એક બીજાને રહેંસી નાખવાની કામનાવાળા મહાબળવાન ભયંકર વાનરો અને રાક્ષસોનું તુમુલ યુદ્ધ થવા લાગ્યું.

निष्पतन्तो महोत्साहा भिन्नदेहशिरोधराः ।
रुधिरोक्षितसर्वाङ्गा न्यपतञ्जगतीतले ॥ ७ ॥

જોત જોતામાં તો અત્યંત ઉત્સાહભેર લડનારા રાક્ષસ યોદ્ધાઓનાં કપાઇને લોહીથી ખરડાયેલાં મસ્તકો ધડથી અલગ થઇ જઇ જમીન પર પટકાવા લાગ્યાં.

जानुभिश्च हताः केचिच्छिन्नदेहाश्च राक्षसाः ।
शिलाभिश्चूर्णिताः केचिद्वानरैर्युद्धदुर्मदैः ॥ ८ ॥

સમરઘેલા વાનરોએ કેટલાય રાક્ષસોનાં ઢીંચણ તોડી નાખીને, અને કેટલાકનાં શરીરો છેદીને તો ઘણાને શિલાઓના પ્રહારથી છૂંદીને તેઓને મોતને ઘાટ ઉતાર્યા.



वज्रदंष्ट्रो भृशं बाणै रणे वित्रासयन् हरीन् ।
चचार लोकसंहारे पाशहस्त इवान्तकः ॥ ९ ॥

પોતાની સેનાની દુર્દશા જોઇને વજ્રદંષ્ટ્રે ભીષણ બાણવૃષ્ટિ કરી યુદ્ધમાં વાનરોને ત્રાસ દીધો, અને વાનરોનો સંહાર કરવાને પાશધારી યમની જેમ તે રણ ભૂમિમાં ઘૂમવા માંડ્યો.

ततो हरिगणान् भग्नान् दृष्ट्वा वालिसुतस्तदा ।
क्रोधेन च वज्रदंष्ट्रं तमुदीक्षन्तमुदैक्षत ॥ १० ॥

ત્યારપછી વાલીપુત્ર અંગદે પોતાના વાનરોને હતાશ-ભાંગી પડેલા જોઇને ક્રોધથી કતરાઇ રહેલા વજ્રદંષ્ટ્રાને ઊંચી આંખ કરીને કરડી નજરે નિહાળ્યો.

वज्रदंष्ट्रोऽङ्गदश्चोभौ सङ्गतौ हरिराक्षसौ ।
चेरतुः परमक्रुद्धौ हरिमत्तगजाविव ॥ ११ ॥

પછી તો અંગદ અને વજ્રદંષ્ટ્ર બંને જણ આપસમાં યુદ્ધે ચડ્યા, તે બેઉ અત્યંત કોપાયમાન થઇ સિંહ અને માતેલા હાથીની જેમ પેંતરા બદલતા સમરાંગણમાં ઘૂમવા લાગ્યા.

जघ्नतुश्च तदाऽन्योन्यं निर्दयं जयकाङ्क्षिणौ ।
व्रणैः समुत्थैः शोभेतां पुष्पिताविव किंशुकौ ॥ १२ ॥

તે બંને જણ જયની અભિલાષાથી દયા ત્યજીને એક બીજા ઉપર પ્રહાર કરી રહ્યા હતા. પ્રહારોથી પડેલા ઘાવોથી તે બેઉ યોદ્ધાઓ કેસૂડાંથી ભરચક ખાખરા જેવા શોભતા હતા.



निमेषान्तरमात्रेण अङ्गदः कपिकुञ्जरः ।
निर्मलेन सुधौतेन खड्गेनास्य महच्छिरः ।
जघान वज्रदंष्ट्रास्य वालिसुनुर्महाबलः ॥ १३ ॥

થોડીક ક્ષણોમાં વાલીપુત્ર કપિશ્રેષ્ઠ અંગદે વજ્રદંષ્ટ્રની તીક્ષ્ણ ધારદાર ચમકતી તલવાર ખૂંચવી લઇ તેનાથી જ તેના મોટા માથાને ધડથી છૂટું કરી દીધું.

वज्रदंष्ट्रं हतं दृष्ट्वा राक्षसा भयमोहिताः ।
त्रस्ता प्रत्यपतंल्लङ्कां वध्यमानाः प्लवङ्गमैः ॥ १४ ॥

વજ્રદંષ્ટ્રને મરી ગયેલા દેખી રાક્ષસ લોકો ભય અને ત્રાસથી હતાશ થઇને વાનરોનો માર ખાતાં ખાતાં લંકા નગરીમાં ઘૂસી ગયા.

## ૩૨ બત્રીસમો સર્ગ હનુમાન દ્વારા અકંપનનો વધ

वज्रदंष्ट्रं हतं श्रुत्वा वालिपुत्रेण रावणः ।
बलाध्यक्षमुवाचेदं कृताञ्जलिमवस्थितम् ॥ १ ॥

વાલીપુત્ર વડે વજ્રદંષ્ટ્રનો વધ થયાના સમાચાર સાંભળીને રાવણે હાથ જોડીને સામે ઊભેલા સેનાધ્યક્ષને કહ્યું.

शीघ्रं निर्यान्तु दुर्धर्षा राक्षसा भीमविक्रमाः ।
अकम्पनं पुरस्कृत्य सर्वशस्त्रास्त्रकोविदम् ॥ २ ॥

બધી જ જાતનાં અસ્ત્ર-શસ્ત્રોના પ્રયોગમાં પ્રવીણ સેનાપતિ અકંપનની જોડે દુર્જેય ભીષણ પરાક્રમી રાક્ષસો જલદી પ્રસ્થાન કરી જાય.



परिगृह्य स तामाज्ञां रावणस्य महाबलः ।
बलं सन्त्वरयामास तदा लघुपराक्रमः ॥ ३ ॥

રાવણની આજ્ઞા મળતાં વેંત મહાબલી અને પરાક્રમ દેખાડવામાં સ્ફૂર્તિવાળા સેનાધ્યક્ષે સેનાને સત્વર પ્રસ્થાન કરવાનો આદેશ આપી દીધો.

मेघाभो मेघवर्णश्च मेघस्वनमहास्वनः ।
राक्षसैः संवृतो भीमैस्तदा निर्यात्यकम्पनः ॥ ४ ॥

ત્યારે સેનાધ્યક્ષની આજ્ઞા લઇને મેઘ સમાન કદાવર શરીરવાળા, મેઘના જેવા કાળા રંગવાળા અને મેઘના જેવી ગર્જના કરનારા અકંપને ભયંકર રાક્ષસોને પોતાની સાથે લઇને યુદ્ધ માટે પ્રસ્થાન કર્યું.

तदा निर्गच्छतस्तस्य रक्षसः सह राक्षसैः ।
बभूव सुमहानादः क्षोभयन्निव सागरम् ॥ ५ ॥

જ્યારે અકંપને રાક્ષસોની સાથે યુદ્ધ માટે કૂચ કરી ત્યારે એવો ભીષણ પગરવ થયો કે સમુદ્ર પણ ખળભળી ઊઠયો.

तेन शब्देन वित्रस्ता वानराणां महाचमूः ।
द्रुमशैलप्रहाराणां योद्धुं समवतिष्ठताम् ॥ ६ ॥

તે અવાજથી, હાથોમાં વૃક્ષો અને શિલાઓ લઇને યુદ્ધ માટે તૈયાર ઊભેલા વાનરોની મોટી સેના પણ ભયભીત થઇ ગઇ.

तेषां युद्धं महारौद्रं संजज्ञे हरिरक्षसाम् ।
रामरावणयोरर्थे समभित्यक्तजीविनाम् ॥ ७ ॥



પછી તો રામ અને રાવણના માટે પોતાના જીવન સર્વસ્વનો ત્યાગ કરવાને તત્પર થયેલા વાનરો અને રાક્ષસો વચ્ચે મહારુદ્ર યુદ્ધ થવા લાગ્યું.

ततस्तु रुधिरौघेण सिक्तं व्यपगतं रजः ।
शरीरशवसंकीर्णा बभूव च वसुन्धरा ॥ ८ ॥

આ યુદ્ધ એટલું તો ભયાનક હતું કે રુધિરના છંટકાવથી યુદ્ધભૂમિની ધૂળ દબાઇ ગઇ અને શરીરોનાં શબોથી રણભૂમિ પથરાઇ ગઇ.

एतस्मिन्नन्तरे वीरा हरयः कुमुदो नलः ।
मैन्दश्च द्विविदः क्रुद्धाश्चक्रुर्वेगमनुत्तमम् ॥ ९ ॥
ते तु वृक्षैर्महावेगा राक्षसानां चमूमुखे ।
कदनं सुमहच्चक्रुर्लीलया हरियूथपाः ॥ १० ॥

એવામાં જ કુમુદ, નલ, મૈન્દ અને દ્વિવિદ એ ચારેય વીર વાનર યોદ્ધાઓ કોપાયમાન થઇને બહુ જ વેગથી લડવા લાગ્યા. એ વાનર શ્રેષ્ઠ મહાવીર વાનર યૂથપતિઓએ વગર મહેનતે વગર પરિશ્રમે સહેલાઇથી રાક્ષસેનાના આગેવાનોની કચુંબર કરી નાખી.

तद् दृष्ट्वा सुमहत्कर्म कृतं वानरसत्तमैः ।
हरीनभ्यहनत्क्रोधाच्छरजालैरकम्पनः ॥ ११ ॥

વાનર શ્રેષ્ઠોની આવી વીરતા જોઇને અકંપન પણ ક્રોધના આવેશમાં બાણોની ઝડી વરસાવી વાનરોને હણવા લાગ્યો.



न स्थातुं वानराः शेकुः किं पुनर्योद्धुमाहवे ।
अकम्पनशरैर्भग्नाः सर्व एव विदुद्रुवुः ॥ १२ ॥

અકમ્પન દ્વારા થતી બાણ વર્ષામાં વાનરો ઊભા પણ રહી શકયા નહિ પછી સામી છાતીએ લડવાની તો વાત જ શી કરવી ? અકમ્પનના બાણોથી ઘાયલ થઇ ગયેલા એ બધા વાનરો નાસભાગ કરી જતા રહ્યા.

तान्मृत्युवशमापन्नानकम्पनवशं गतान् ।
समीक्ष्य हनुमाञ्ज्ञातीनुपतस्थे महाबलः ॥ १३ ॥

પોતાના જાતિ-ભાઇઓ (વાનરો)ને અકંપનનાં બાણો વડે વિવશ થઇ મૃત્યુના મોમાં જતાં જોઇને મહાવીર હનુમાનજી અકંપનનો સામનો કરવા આગળ આવ્યા.

तं महाप्लवगं दृष्ट्वा सर्वे प्लवगयूथपाः ।
समेत्य समरे वीराः संहृष्टाः पर्यवारयन् ॥ १४ ॥

કપિશ્રેષ્ઠ હનુમાનજીને અકંપનનો પ્રતિકાર કરવાને આગળ ધસી આવેલા દેખી અન્ય વાનરોના જૂથો પુનઃ એકત્ર થઇ ગયા અને પ્રસન્ન થઇ ઉત્સાહથી હનુમાનજીની સહાયતા કરવા તેમની પડખે ગોઠવાઇ ગયા.

अकम्पन्नस्तु शैलाभं हनुमन्तमवस्थितम् ।
महेन्द्र इव धाराभिः शरैरभिववर्ष ह ॥ १५ ॥

આથી અકંપને પર્વત સમાન અચળ હનુમાનને પોતાની સામે ઊભેલા જોઇને એના ઉપર એવો તો બાણોનો વરસાદ વરસાવ્યો જેવો ઇન્દ્ર પાણીનો વરસાદ વરસાવે છે.



अचिन्तयित्वा बाणौघाञ्शरीरे पतिताञ्शितान् ।
अकम्पनवधार्थाय मनो दध्रे महाबलः ॥ १६ ॥

પોતાનાં શરીરમાં વાગેલાં તીક્ષ્ણ બાણોની જરા પણ દરકાર ન કરતાં મહાબલી હનુમાને અકંપનનો વધ કરવાનો નિશ્ચય કર્યો.

स प्रहस्य महातेजा हनुमान् मारुतात्मजः ।
अभिदुद्राव तद्रक्षः कम्पयन्निव मेदिनीम् ॥ १७ ॥

અકંપનનો વધ કરવાનો નિશ્ચય કરી મહા તેજસ્વી પવનપુત્ર હનુમાન ખડખડાટ હસતા હસતા જાણે ધરતીને ધ્રૂજાવતા હોય તેમ અકંપન ઉપર તૂટી પડયા.

तमापतन्तं संक्रुद्धं राक्षसानां भयावहम् ।
ददर्शाकम्पनो वीरश्चुक्रोध च ननाद च ॥ १८ ॥

રાક્ષસોને ભયભીત કરનારા અને બહુ જ ગુસ્સે થયેલા હનુમાનને પોતાના ઉપર ત્રાટકતા દેખીને વીર અકંપન બહુ જ ક્રોધે ભરાયો અને ભયંકર ગર્જના કરવા લાગ્યો.

स चतुर्दशभिर्बाणै; शितैर्देहविदारणैः ।
निर्बिभेद हनुमन्तं महावीर्यमकम्पनः ॥ १९

પછી મહાબળવાન અકંપને શરીરને ચીરી નાખનારા તીક્ષ્ણધારવાળા ચૌદ બાણો મારીને હનુમાનજીને ઘાયલ કરી દીધા.



ततस्तु वृक्षमुत्पाट्य कृत्वा वेगमनुत्तमम् ।
शिरस्यभिजघानाशु राक्षसेन्द्रमकम्पनम् ॥ २० ॥

વીર હનુમાને પણ એક ઝાડ ઉખેડીને બહુ જ જોરથી તે રાક્ષસ શ્રેષ્ઠ અકંપનના માથા પર ફેંક્યું.

स वृक्षेण हतस्तेन सक्रोधेन महात्मना ।
राक्षसो वानरेन्द्रेण पपात च ममार च ॥ २१ ॥

ક્રોધ ભરેલા, મહાબલી, વાનર શ્રેષ્ઠ હનુમાને કરેલા વૃક્ષના પ્રહારથી કચડાઇ-છૂંદાઇ ગયેલો તે રાક્ષસ પૃથ્વી પર પટકાઇ પડયો અને મરણને શરણ થયો.

तं दृष्ट्वा निहतं भूमौ राक्षसेन्द्रमकम्पनम् ।
व्यथिता राक्षसाः सर्वे क्षितिकम्प इव द्रुमाः ॥ २२ ॥

જેવી રીતે ધરતીકંપ થાય ત્યારે ઝાડવાં બધાં કંપી ઊઠે છે, તેવી રીતે જ્યારે પોતાના રાક્ષસ-પ્રવર અકંપનને ભૂમિ પર મરેલો પડેલો દીઠો ત્યારે તેઓ બધા રાક્ષસો ધ્રૂજવા લાગ્યા.

त्यक्तप्रहरणाः सर्वे राक्षसास्ते पराजिताः ।
लङ्कामभिययुस्त्रस्ता वानरैस्तैरभिद्रुताः ॥ २३ ॥

પરાજિત થયેલા એ રાક્ષસો પોતાના હથિયારો છોડીને વાનરોએ તેમને ભગાડી મૂકયા તેથી ભયભીત થઇને લંકા નગરીમાં પહોંચી ગયા.



तेषु लङ्कां प्रविष्टेषु राक्षसेषु महाबलाः ।
समेत्य हरयः सर्वे हनूमन्तमपूजयन् ॥ २४ ॥

તે મહાબળવાન રાક્ષસો લંકામાં પ્રવેશી ગયા જાણી બધા વાનરલોકો એકઠા થયા અને એક સ્વરમાં હનુમાનની પ્રશંસા કરવા લાગ્યા. (તેમણે હનુમાનજીનું બહુમાન કર્યું.)

सोऽपि प्रहृष्टस्तान् सर्वान् हरीन् प्रत्यभ्यपूजयत् ।
हनुमान् सत्त्वसम्पन्नो यथार्हमनुकूलतः ॥ २५ ॥

મહાવીર હનુમાને પણ હરખાઇ જઇ તે બધા વાનરોના વખાણ કર્યા ને કહ્યું કે, 'મેં તમારી સૌની સહાયતાથી જ આ વિજય પ્રાપ્ત કરેલ છે. પછી તેઓએ વાનરવીરોને ભેટીને તેમની સાથે યથાયોગ્ય વાતો કરીને તેમને પ્રોત્સાહિત કર્યા.

**ટિપ્પણી :** ✹ *અહીંયા આદિ કવિ મહર્ષિ વાલ્મીકિએ એક વિજયી વીર સેનાપતિ દ્વારા વિજયી થયેલી સેનાના યોદ્ધાઓ પ્રતિ વિજય પછી કરવાના કર્તવ્યનું પાલન કરાવેલું છે.*

## 33 તેત્રીસમો સર્ગ સેનાપતિ પ્રહસ્તનો વધ

अकम्पनवधं श्रुत्वा क्रुद्धो वै राक्षसेश्वरः ।
किञ्चिद्दीनमुखश्चापि सचिवास्तानुदैक्षत ॥ १ ॥

અકંપનના વધતા સમાચાર સાંભળી રાક્ષસરાજ રાવણ ક્રોધે ભરાયો, પણ પછી ઉદાસ થઇને જરા મોં બગાડીને પોતાના મંત્રીઓની સામે નિહાળવા લાગ્યો.

स तु ध्यात्वा मुहूर्तं तु मन्त्रिभिः संविचार्य च ।
उवाचात्महितं काले प्रहस्तं युद्धकोविदम् ॥ २ ॥



રાવણે થોડી વાર વિચાર કરીને પોતાના મંત્રીઓ જોડે વિચારવિમર્શ કરી આપત્તિકાળે પોતાનું હિત ઇચ્છનારા યુદ્ધવિશારદ પ્રહસ્તને કહ્યું.

स त्वं बलमतः शीघ्रमादाय परिगृह्य च ।
विजयायाभिनिर्याहि यत्र सर्वे वनौकसः ॥ ३ ॥

'તમે રથમાં સવાર થઇ, સેનાને સાથે લઇને વિજય પ્રાપ્તિ માટે જલદી જ્યાં વાનરસૈનિકો મોરચો માંડીને ઊભા છે ત્યાં જાઓ.'

रावणेनैवमुक्तस्तु प्रहस्तो वाहिनीपतिः ।
आरुरोह रथं दिव्यं प्रहस्तः सज्जकल्पितम् ॥ ४ ॥

રાવણે આવો આદેશ આપ્યો એટલે સેનાપતિ પ્રહસ્ત એક શણગારેલા દિવ્ય રથ પર સવાર થઇ ગયો.

ततस्तं रथमास्थाय रावणार्पितशासनः ।
लङ्काया निर्ययौ तूर्णं बलेन महताऽवृतः ॥ ५ ॥

રથ પર સવાર થઇ રાવણની આજ્ઞા અનુસાર પ્રહસ્ત એક મોટું સૈન્ય લઇને ઝટપટ લંકામાંથી બહાર નીકળ્યો.

प्रहस्तं त्वभिनिर्यान्तं प्रख्यातबलपौरुषम् ।
युधि नानाप्रहरणा कपिसेनाऽभ्यवर्तत ॥ ६ ॥

બળ અને પૌરુષ માટે પ્રખ્યાત એવા પ્રહસ્તને યુદ્ધ માટે નીકળેલો જોઇને વાનરોની સેના વૃક્ષો, શિલાઓ વગેરે વિવિધ પ્રકારનાં આયુધો લઇને તેની જોડે લડવાને તૈયાર થઇ ગઇ.



तेषामन्योन्यमासाद्य संग्रामः सुमहानभूत् ।
बहूनामश्मवृष्टिं च शरवृष्टिं च वर्षताम् ॥ ७ ॥

તે બંને સેનાઓ સંગ્રામમાં સામસામી આવી ગયી; તેઓનું બહુ જ ભયંકર યુદ્ધ થયું. બંને પક્ષના યોદ્ધાઓ એક બીજા પર શિલાઓ અને બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.

बहवो राक्षसा युद्धे बहून वानरयूथपान् ।
वानरा राक्षसांश्चापि निजघ्नुर्बहवो बहून् ॥ ८ ॥

આ યુદ્ધમાં રાક્ષસોએ ઘણા જ વાનર સેનાનાયકોને હણી નાખ્યા અને વાનરોએ બહુ જ સંખ્યામાં રાક્ષસોને ધૂળ ચાટતા કર્યા.

वानरा राक्षसाः क्रुद्धा वीरमार्गमनुव्रताः ।
विवृत्तनयनाः क्रूराश्चक्रुः कर्माण्यभीतवत् ॥ ९ ॥

પ્રકુપિત થયેલા વાનરો અને રાક્ષસો વીરોના પગલે ચાલીને (સામી છાતીએ ઉત્સાહ અને શૌર્યથી યુદ્ધ કરીને) પોતાની યુદ્ધકલા અને વીરતાનું પ્રદર્શન કરી રહ્યા હતા અને આંખ કાઢીને બહુ જ નિષ્ઠુરતાથી યુદ્ધ કરી રહ્યા હતા.

नरान्तकः कुम्भहनुर्महानादः समुन्नतः ।
एते प्रहस्तसचिवाः सर्वे जघ्नुर्वनौकसः ॥ १० ॥

પ્રહસ્તના ચારેય મન્ત્રીઓ નરાન્તક, કુંભહનુ, મહાનાદ અને સમુન્નત વાનરોને ભૂંડે હાલે મારી રહ્યા હતા.



तेषामापततां शीघ्रं निघ्नतां चापि वानरान् ।
द्विविदो गिरिशृंगेण जघानैकं नरान्तकम् ॥ ११ ॥

જે સમયે આ ચારેય રાક્ષસો વાનરોને નસાડી-ભગાડીને મારી રહ્યા હતા ત્યારે દ્વિવિદે એક મોટી શિલાનો પ્રહાર કરીને નરાન્તકનો અંત આણ્યો.

दुर्मुखः पुनरुत्थाय कपिः स विपुलद्रुमम् ।
राक्षसं क्षिप्रहस्तं तु समुन्नतमपोथयत् ॥ १२ ॥

કપિવર દુર્મુખે એક વિશાળ વૃક્ષ ઉખેડીને બહુ જ સ્ફૂર્તિથી યુદ્ધ કરતા સમુન્નતને પીસી નાખ્યો.

जाम्बवांस्तु सुसंक्रुद्धः प्रगृह्य महतीं शिलाम् ।
पातयामास तेजस्वी महानादस्य वक्षसि ॥ १३ ॥

તેજસ્વી જાંબવાને પણ અત્યંત પ્રકોપ કરીને એક બહુ જ ભારે શિલા ઊઠાવી અને મહાનાદની છાતીમાં જોરથી મારી (તેનાથી તે પણ મરી ગયો).

अथ कुम्भहनुस्तत्र तारेणासाद्य वीर्यवान् ।
वृक्षेणाभिहतो मूर्ध्नि प्राणान् सन्त्याजयद्रणे ॥ १४ ॥

કપિવર વીર્યવાન તારે એક મોટા વૃક્ષથી કુંભહનુના માથા પર પ્રહાર કર્યો. એથી કુંભહનુએ પણ રણમેદાનમાં પ્રાણ-ત્યાગ કર્યો.



अमृष्टमाणस्तत्कर्म प्रहस्तो रथमास्थितः ।
चकार कदनं घोरं धनुष्पाणिर्वनौकसाम् ॥ १५ ॥

વાનરો દ્વારા થતો રાક્ષસોનો ભીષણ સંહાર નિહાળીને રથમાં બેઠેલો પ્રહસ્ત બહુ ક્રોધ કરવા લાગ્યો તે હાથમાં ધનુષ લઇને વાનરોની કતલ કરવા માંડ્યો.

ततः सृजन्तं बाणौघान् प्रहस्तं स्यन्दने स्थितम् ।
ददर्श तरसा नीलो विनिघ्नन्तं प्लवङ्गमान् ॥ १६ ॥

રથમાં બેઠેલો પ્રહસ્ત મોટા વેગથી બાણોનો વરસાદ વરસાવીને વાનર સેનાનો વિનાશ કરી રહ્યો હતો તે વાનરોનો સેનાપતિ નીલ દેખી ગયો.

ततः स चापमुद्गृह्य प्रहस्तस्य महाबलः ।
बभञ्ज तरसा नीलो ननाद च पुनः पुनः ॥ १७ ॥

ત્યારપછી નીલ યુદ્ધ કરવાને આગળ આવ્યો. તેણે ઝડપથી પ્રહસ્તના હાથમાંથી તેનું ધનુષ ઝૂંટવી લીધું. પછી તે એ ધનુષને ભાંગી નાખીને વારંવાર સિંહ ગર્જના કરવા લાગ્યો.

विधनुस्तु कृतस्तेन प्रहस्तो वाहिनीपतिः ।
प्रगृह्य मुसलं घोरं स्यन्दनादवपुप्लुवे ॥ १८ ॥

જ્યારે નીલે રાક્ષસ સેનાપતિ પ્રહસ્તને ધનુષરહિત કરી મૂકયો ત્યારે એક ભયાનક મુશળ હસ્તમાં લઇને પ્રહસ્ત રથમાંથી કૂદી પડયો.



तावुभौ वाहिनीमुख्यौ जातवैरौ तरस्विनौ ।
स्थितौ क्षतजसिक्ताङ्गौ प्रभिन्नाविव कुञ्जरौ ॥ १९ ॥

છેવટે તેઓ બંને બળવાન સેનાપતિઓ એકબીજાનું વેર વાળવા માતેલા હાથીઓની જેમ લડતાં લડતાં લોહી લોહાણ થઇ ગયા.

आजघान तदा नीलं ललाटे मुसलेन सः ।
प्रहस्तः परमायत्तस्य सुस्राव शोणितम् ॥ २० ॥

લડતાં લડતાં પ્રહસ્તે નીલના કપાળમાં ઘણા જોરથી મુશળનો પ્રહાર કર્યો. તેનાથી નીલના માથામાંથી રકતની ધારા વહેવા લાગી. (મુશળ = સાંબ, સાંબેલું યુદ્ધમાં લોખંડનું સાંબ વપરાતું)

ततः शोणितदिग्धाङ्गः स प्रगृह्य महाशिलाम् ।
तस्य युद्धाभिकामस्य मृधे मुसलयोधिनः ॥ २१ ॥

ત્યારે લોહીથી તરબોળ નીલે પણ એક મોટી શિલા ઊઠાવીને એ યુદ્ધની અભિલાષા કરનારા અને મુશળથી લડી રહેલા પ્રહસ્તના માથામાં મારી.

नीलेन कपिमुख्येन विमुक्ता महती शिला ।
बिभेद बहुधा घोरा प्रहस्तस्य शिरस्तदा ॥ २२ ॥

કપિશ્રેષ્ઠ નીલે ફેંકેલી તે શિલાના પ્રહારથી પ્રહસ્તનું માથું ભાંગીને ભૂકો થઇ ગયું.



स गतासुर्गतश्रीको गतसत्त्वो गतेन्द्रियः ।
पपात सहसा भूमौ छिन्नमूल इव द्रुमः ॥ २३ ॥

તે શિલાના પ્રહારથી પ્રહસ્ત નિર્જીવ કાંતિહીન, બલરહિત અને નિષ્ચેષ્ટ થઇને કપાયેલાં મૂળવાળાં ઝાડની જેમ જલદી પૃથ્વી પર પડી ગયો.

हते प्रहस्ते नीलेन तदकम्प्यं महद् बलम् ।
रक्षसामप्रहृष्टानां लङ्कामभिजगाम ह ॥ २४ ॥

પ્રહસ્ત જ્યારે નીલ વડે હણાઇ ગયો ત્યારે કદી વિચલિત ન થનારી રાક્ષસોની મોટી સેના ઉદાસ અને હતાશ થઇને લંકાપુરી તરફ જતી રહી.

## ૩૪ ચોત્રીસમો સર્ગ રામ-રાવણના યુદ્ધમાં હનુમાનનું પરાક્રમ અને રામ દ્વારા રાવણનો પરાભવ

संख्ये प्रहस्तं निहितं निशम्य
शोकार्दितः क्रोधपरीतचेताः ।
उवाच तन्नैर्ऋतयोधमुख्या-
निन्द्रो यथा चामरयोधमुख्यान् ॥ १ ॥

યુદ્ધમાં સેનાપતિ પ્રહસ્ત માર્યો ગયાના સમાચાર સાંભળી રાવણ શોકાકુળ અ[illegible] થયો. જેવી રીતે દેવરાજ ઇન્દ્ર પોતાની દેવસેનાના મુખ્ય યોદ્ધા દેવતાઓને બોલે છે તેવી રીતે રાવણ પોતાના શેષ સનાપતિઓને કહેવા લાગ્યો.

नावज्ञा रिपवे कार्या यैरिन्द्रबलसूदनः ।
सूदितः सैन्यपालो मे सानुयात्रः सकुञ्जरः ॥ २ ॥



'હે રાક્ષસો ! જે શત્રુઓએ ઇન્દ્રના સૈન્યને છિન્નભિન્ન કરનારા આપણા સેનાપતિ પ્રહસ્તને તેના અનુયાયી સૈનિકો તથા હાથીઓ સહિત રહેંસી નાખેલ છે, તે શત્રુઓને તુચ્છ સમજીને તેની ઉપેક્ષા ન કરવી જોઇએ.'

सोऽहं रिपुविनाशाय विजयायाविचारयन् ।
स्वयमेव गमिष्यामि रणशीर्षं तदद्भुतम् ॥ ३ ॥

'હવે હું જાતે જ શત્રુબળનો વિચાર ન કરીને એ અદ્‌ભુત રણક્ષેત્રમાં એ શત્રુઓને મારવા અને વિજય પ્રાપ્ત કરવાને જઇશ.'

अद्य तद्वानरानीकं रामं च सहलक्ष्मणम् ।
निर्दहिष्यामि बाणौघैर्वनं दीप्तैरिवाग्निभिः ॥ ४ ॥

'જેવી રીતે પ્રદીપ્ત આગ વડે અરણ્ય બળી જાય છે, તેવી રીતે આજ હું બાણવૃષ્ટિ વડે લક્ષ્મણ સહિત એ વાનર સેનાને અને રામને બાળી નાખીશ.'

स एवमुक्त्वा ज्वलनप्रकाशं
रथं तुरङ्गोत्तमराजियुक्तम् ।
प्रकाशमानं वपुषा ज्वलन्तं
समारुरोहामरराजशत्रुः ॥ ५ ॥

આમ કહીને ઇન્દ્રનો શત્રુ રાવણ ચળક-ભડકવાળાં વસ્ત્રાભૂષણો ધારણ કરી ઉત્તમ ઘોડા જોડેલા અને અગ્નિની જેમ ચમકતા રથ પર સવાર થઇ ગયો.



स शंखभेरीपणवप्रणादै-
रास्फोटितक्ष्वेलितसिंहनादैः ।
पुण्यैः स्तवैश्चाप्यभिपूज्यमान-
स्तदा ययौ राक्षसराजमुख्यः ॥ ६ ॥

એ સમયે શંખ, નોબત-નગારાં અને રણશિંગાં વાગવા લાગ્યાં, વીરોએ તાળી વગાડીને રાવણની પ્રશંસા કરી તેમજ સિંહનાદ કર્યો. આવા વાતાવરણમાં પુણ્ય સ્તુતિઓ કરવામાં આવી ત્યારે રાવણે યુદ્ધયાત્રાનો પ્રારંભ કર્યો.

तद्राक्षसानीकमतिप्रचण्ड-
मालोक्य रामो भुजगेन्द्रबाहुः ।
विभीषणं शस्त्रभृतां वरिष्ठ-
मुवाच कस्येदमक्षोभ्यसैन्यम् ॥ ७ ॥

રાક્ષસોની એ પ્રચંડ (બહુ જ મોટી) સેનાને યુદ્ધ માટે આવતી દેખી, યુદ્ધ માટે ઉત્સુક થયેલા તથા સર્પ સમાન ભુજાઓ વાળા શ્રીરામે શસ્ત્રધારી સેનાપતિઓમાં શ્રેષ્ઠ એવા વિભીષણને પૂછ્યું કે 'આ નીડર અને અડગ સેના કોની છે ?'

ततस्तु रामस्य निशम्य वाक्यं
विभीषणः शक्रसमानवीर्यः ।
शशंस रामस्य बलप्रवेकं
महात्मनां राक्षसपुङ्गवानाम् ॥ ८ ॥

શ્રીરામનો આ પ્રશ્ન સાંભળીને ઇન્દ્ર સમાન પરાક્રમી વિભીષણ એ મહાધૈર્યવાન રાક્ષસોત્તમ વીરોની સેનાનો પરિચય કરાવતાં બોલ્યા,



योऽसौ नवार्कोदिततामचक्षुः
आरुह्य घण्टानिनदप्रणादम् ।
गजं खरं गर्जति वै महात्मा
महोदरो नाम स एष वीरः ॥ ९ ॥

'પ્રાતઃકાળે નવા ઊગેલા સૂર્ય સમાન લાલ નેત્રોવાળો, ઘંટ વગાડતા હાથી ઉપર સવાર થઇ, અત્યંત કર્કશ અવાજ કરતો આ જે ચાલ્યો આવે છે તે મહાધૈર્યવાન મહોદર નામનો વીર છે.'

योऽसौ हयं काञ्चनचित्रभाण्डं
आरुह्य सन्ध्याभ्रगिरिप्रकाशम् ।
प्रासं समुद्यम्य मरीचिनद्धं
पिशाच एषोऽशनितुल्यवेगः ॥ १० ॥

'આ જે સોનાની ભાતવાળાં વાસણ જેવા અને સાયંકાળના વાદળાં તથા પહાડ જેવા ચમકતા ઘોડા ઉપર સવાર થયેલો અને ચળકતો પ્રાસ લઇને વજ્ર સમાન વેગથી ચાલ્યો આવતો વીર છે, તેનું નામ પિશાચ છે.'

यश्चैष शूलं निशितं प्रगृह्य
विद्युत्प्रभं किङ्करवज्रवेगम् ।
वृषेन्द्रमास्थाय गिरिप्रकाशं
आयाति योऽसौ त्रिशिरा यशस्वी ॥ ११ ॥

'જે પોતાના હાથમાં વજ્રથી પણ અધિક વેગવાન અને વીજળી જેવું તેજસ્વી તીક્ષ્ણ ધારવાળું ત્રિશૂળ લઇને, પર્વત સમાન ઊંચા વૃષભ શ્રેષ્ઠ પર સવાર થઇને આવી રહ્યો છે તે યશસ્વી પુરુષ ત્રિશિરા છે.'



असौ स जीमूतनिकाशरूपः
कुम्भः पृथुव्यूढसुजातवक्षाः ।
समाहितः पन्नगराजकेतुः
विस्फारयन् भाति धनुर्विधुन्वन् ॥ १२ ॥

'આ જે મેઘ સમાન રૂપવાળો છે, જેની છાતી માંસલ, વિશાળ અને સુંદર છે તથા જે સાવધાન થઇ નાગરાજના ચિહ્નવાળી ધ્વજા લહેરાવતો લહેરાવતો અને ધનુષનો ટંકાર કરતો કરતો ચાલ્યો આવે છે તે રાક્ષસ કુંભ છે.

असौ किरीटी चलकुण्डलास्यो
नगेन्द्रविन्ध्योपमभीमकायः ।
महेन्द्रवैवस्वतदर्पहन्ता
रक्षोधिपः सूर्य इवावभाति ॥ १३ ॥

'જેણે મુકુટ ધારણ કરેલો છે. જેનું મુખ ચમકી રહેલા કુંડળોથી અલંકૃત છે, જેનું શરીર હિમાલય અથવા વિંધ્યાચળ જેટલું ભયંકર છે, જેણે ઇન્દ્ર તથા યમના અહંકારનો નાશ કર્યો હતો અને જે સૂર્યની જેમ પ્રકાશમાન દેખાય છે. તેજ રાક્ષસોનો રાજા રાવણ છે.'

प्रत्युवाच ततो रामो विभीषणमरिन्दमम् ।
अहो दीप्तो महातेजा रावणो राक्षसेश्वरः ॥ १४ ॥

સેનાનો પરિચય પ્રાપ્ત કરી શ્રીરામે શત્રુ સંહારક વિભીષણને કહ્યું 'વાહ ! સાચે સાચ રાક્ષસરાજ રાવણ અત્યંત કાન્તિમાન અને મહાન્ પ્રતાપી પુરુષ છે.'



आदित्य इव दुष्प्रेक्ष्यो रश्मिभिर्भाति रावणः ।
न व्यक्तं लक्षये ह्यस्य रूपं तेजः समावृतम् ॥ १५ ॥

'કિરણોના સમૂહો સહિત પ્રકાશતા સૂર્યની જેમ રાવણ સામે કોઇ તાકીને દેખી પણ શકતું નથી, કેમકે તેજને લીધે રાવણનું રૂપ ચોકખું તો દેખાતું જ નથી.

दिष्टयाऽयमद्य पापात्मा मम दृष्टिपथं गतः ।
अद्य क्रोधं विमोक्ष्यामि सीताहरणसम्भवम् ॥ १६ ॥

'મારા નસીબે ભલે આ દુષ્ટાત્મા પાપી મારી નજરે ચડી ગયો છે, તેથી આજે હું સીતાહરણનો પ્રકોપ એના ઉપર ઉતારીશ.'

एवमुक्त्वा ततो रामो धनुरादाय वीर्यवान् ।
लक्ष्मणानुचरस्तस्थौ समुद्धृत्य शरोत्तमम् ॥ १७ ॥

આમ કહીને મહાપરાક્રમી રામે ધનુષ ઉઠાવ્યું અને ઉત્તમ બાણ નિકાલીને, લક્ષ્મણને પોતાની પાછળ ઊભા કરી દઇને (યુદ્ધ માટે તૈયાર થઇ) ઊભા રહ્યા.

ततः स रक्षोधिपतिमहात्मा
व्यदारयद्वानरसागरौघम् ।
तमापतन्तं सहसा समीक्ष्य
दुद्राव रक्षोधिपति हरीशः ॥ १८ ॥



અહીં રામ વિભીષણની સાથે વાતો કરી રહ્યા હતા ત્યારે ત્યાં મહાધૈર્યવાળા રાવણે વાનર સેનાનો વિધ્વંસ કરવાનો પ્રારંભ કરી દીધો. રાવણને વાનર સેના પર આક્રમણ કરતો જોઇને કપિરાજ સુગ્રીવ રાવણ તરફ ધસી ગયો.

तमापतन्तं सहसा समीक्ष्य
महाहिकल्पं शरमन्तकाभम् ।
समाददे राक्षसलोकनाथः
चिक्षेप सुग्रीववधाय रूष्टः ॥ १९ ॥

સુગ્રીવને પોતાની કોર ધસી આવતો જોઇ, રાક્ષસરાજ રાવણે સર્પના આકારવાળા, કાળ સમાન તીક્ષ્ણ બાણને પોતાના ધનુષ પર ચડાવી, કોપ કરીને સુગ્રીવ ઉપર છોડી દીધું.

स सायकार्तो विपरीतचेताः
कूजन् पृथिव्यां निपपात वीरः ।
तं प्रेक्ष्य भूमौ पतितं विसंज्ञं
नेदुः प्रहृष्टा युधि यातुधानाः ॥ २० ॥

એ બાણના આઘાતથી કપિરાજ સુગ્રીવ ઘાયલ ને ચેતનાહીન થઇ ચીસ પાડીને પૃથ્વી પર પટકાઇ પડયો. તેને ધરતી પર બેહોશ પડી રહેલો જોઇને ખુશ થયેલા રાક્ષસો હર્ષનાદ કરવા લાગ્યા.

ततस्तु तद्वानरसैन्यमुग्रं
प्रच्छादयामास स बाणजालैः ।
ते वध्यमानाः पतिताः प्रवीरा
नानद्यमाना भयशल्यविद्धाः ॥ २१ ॥



સુગ્રીવને ઘાયલ કર્યા પછી રાવણે બાણવર્ષા કરીને સમસ્ત વાનર સૈન્યને આવરી લીધું. રાવણનાં બાણો ભોંકાવાથી ઘવાઇ ગયેલા ઘણા પ્રસિદ્ધ વાનરવીરો ધરાશાયી થઇ ગયા. વાનરો માંહેના કેટલાક તો રાવણના ભયથી અને કેટલાક બાણોથી વીંધાઇને આર્તનાદ - ચિચિયારી કરવા લાગ્યા.

तमालोक्य महातेजा हनुमान् मारुतात्मजः ।
निवार्य शरजालानि प्रदुद्राव स रावणम् ॥ २२ ॥

આવી પરિસ્થિતિ દેખીને મહાતેજસ્વી પવનપુત્ર હનુમાનજી બાણવર્ષાને ભેદીને રાવણ ઉપર તૂટી પડયા.

रथं तस्य समासाद्य भुजमुद्यम्य दक्षिणम् ।
त्रासयन् रावणं धीमान् हनुमान् वाक्यमब्रवीत् ॥ २३ ॥

મહામતિમાન હનુમાન રાવણના રથ પર ચઢી ગયા અને પોતાનો જમણો હાથ ઉઠાવીને રાવણને ધમકાવતાં આ પ્રમાણે બોલ્યા,

एष मे दक्षिणो बाहुः पञ्चशाखः समुद्यतः ।
विधमिष्यति ते देहाद्भूतात्मानं चिरोषितम् ॥ २४ ॥

'જોઇ લે ! આ મેં મારો પાંચ આંગળાંવાળો જમણો હાથ ઉગામેલો છે. તે તારા શરીરમાં દીર્ઘકાળથી ઘર કરી બેઠેલા જીવાત્માને બહાર ધકેલી કાઢશે.'

श्रुत्वा हनुमतो वाक्यं रावणो भीमविक्रमः ।
संरक्तनयनः क्रोधादिदं वचनमब्रवीत् ॥ २५ ॥



ભયંકર પરાક્રમી રાવણ હનુમાનનાં આ વેણ સાંભળીને ક્રોધના આવેશમાં રાતી આંખો કરી તેને કહેવા લાગ્યો.

क्षिप्रं प्रहर निःशङ्कं स्थिरां कीर्तिमवाप्नुहि ।
ततस्त्वां ज्ञातविक्रान्तं नाशयिष्यामि वानर ॥ २६ ॥

'હે વાનર ! સંકોચ રાખ્યા વગર તું સત્વર મને મુક્કો માર અને એ રીતે તું ચિરસ્થાયી યશની પ્રાપ્તિ કરી લે. (જશ ખાટી જા). પછી હું તારું પરાક્રમ જોયા પછી તારો નાશ કરવાનો છું.'

रावणस्य वचः श्रुत्वा वायुसूनुर्वचोऽब्रवीत् ।
प्रहतं हि मया पूर्वमक्षं स्मर सुतं तव ॥ २७ ॥

રાવણની આ વાત સાંભળી પવન પુત્ર હનુમાને કહ્યું, 'મારું પરાક્રમ જાણવું હોય તો મેં મારી નાખેલા તારા દીકરા અક્ષયકુમારનું સ્મરણ કરી લે.'

एवमुक्तो महातेजा रावणो राक्षसेश्वरः ।
आजघानानिलसुतं तलेनोरसि वीर्यवान् ॥ २८ ॥

હનુમાને આમ કહેવાથી મહાતેજસ્વી રાક્ષસરાજ રાવણે વાયુસુત હનુમાનની છાતીમાં જોરથી થપ્પડ મારી (લાત મારી).

स तलाभिहतस्तेन चचाल च मुहुर्मुहुः ।
स्थित्वा मुहूर्तं तेजस्वी स्थैर्यं कृत्वा महामतिः ॥
आजघानाभिसंक्रुद्धस्तलेनैवामरद्विषम् ॥ २९ ॥

લાતનો માર ખાવાથી હનુમાનજી વારંવાર ગોથાં ખાવા લાગ્યા. થોડી વાર પછી મહાબુદ્ધિમાન હનુમાન તેજસ્વી તથા સાવધાન થઇને દેવતાઓના દુશ્મન એ રાવણને અત્યંત કોપે કરી જોરથી એક લાત મારી.



ततस्तलेनाभिहतो वानरेण महात्मना ।
दशग्रीवः समाधूतो यथा भूमिचलेऽचलः ॥ ३० ॥

જેવી રીતે ભૂકંપ થાય ત્યારે પર્વતો ડોલવા લાગે છે (ધણધણે છે) તેવી રીતે મહાબલી હનુમાનજીની લાતના આઘાતથી રાવણ ગોથાં ખાવા લાગ્યો.

अथाश्वास्य महातेजा रावणो वाक्यमब्रवीत् ।
साधु वानर वीर्येण श्लाघनीयोऽसि मे रिपुः ॥ ३१ ॥

થોડીવાર પછી સાવધાન થઇને મહાતેજસ્વી રાવણે કહ્યું, કે 'બહુ જ સરસ ! હે વાનર ! તું મારો શત્રુ છો છતાં મારે કહેવું પડે કે તારું બળ અને પરાક્રમ વખાણવા જેવું છે.'

रावणेनैवमुक्तस्तु मारुतिर्वाक्यमब्रवीत् ।
धिगस्तु मम वीर्येण यस्त्वं जीवसि रावण ॥ ३२ ॥

રાવણે આવું કહ્યું એટલે પવનપુત્ર હનુમાન બોલ્યા, 'અરે રાવણ ! ધિક્કાર છે મારા બલવીર્યને કે તું મારી લાત ખાધા પછી પણ જીવતો રહ્યો છે.'

सकृत्तु प्रहरेदानीं दुर्बुद्धे किं विकत्थसे ।
ततस्त्वां मामिका मुष्टिर्नयिष्यति यमक्षयम् ॥ ३३ ॥

અરે પ્રહારના મર્મને ન સમજનારા દુર્બુદ્ધિ ! તું મારી વ્યર્થ પ્રશંસા કેમ કર્યા કરે છે ? હવે તું એકવાર ફરીથી મારા ઉપર વાર કર. પછી આ મારો ઠોંસો તને યમસદનમાં મોકલી આપશે.



ततो मारुतवाक्येन क्रोधस्तस्य तदाज्ज्वलत् ।
संरक्तनयनो यत्नात् मुष्टिमुद्यम्य दक्षिणम् ॥ ३४ ॥
पातयामास वेगेन वानरोरसि वीर्यवान् ।
हनुमान् वक्षसि व्यूढे सञ्चचाल पुनः पुनः ॥ ३५ ॥

હનુમાનનાં આ મેણાં-ટોણાં સાંભળી રાવણનો ક્રોધ ભભૂકી ઉઠયો. તેણે નેત્રો લાલ કર્યાં અને જમણા હાથનો ઠોંસો હનુમાનની છાતીમાં જોરથી માર્યો. હનુમાનજીની વિશાળ છાતીમાં મુક્કાનો આઘાત લાગવાથી તેઓ વારે વારે મૂર્છિત થવા લાગ્યા.

विह्वलं तु तदा दृष्ट्वा हनुमन्तं महाबलम् ।
रथेनाम्बुदनादेन सौमित्रिमभिदुद्रुवे ॥ ३६ ॥

મહાબલી હનુમાનને મૂર્છિત થયા જોઇ રાવણે પોતાના મેઘ સમાન ગડગડાટ કરતા રથને હંકારાવીને લક્ષ્મણ ઉપર આક્રમણ કર્યું.

तमाह सौमित्रिरदीनसत्त्वो
विस्फारयन्तं धनुरप्रमेयम् ।
अभ्येहि मामेव निशाचरेन्द्र
न वानरांस्त्वं प्रतियोद्धुमर्हः ॥ ३७ ॥

રાવણને પોતાના પર ધસી આવતો જોઇ, તેના વિશાળ ધનુષના ટંકારને સાંભળી પ્રબળ પ્રતાપી લક્ષ્મણજીએ એને કીધું કે 'હે રાક્ષસેન્દ્ર ! મારી પાસે આવો અને મારી સાથે યુદ્ધ કરો કેમકે આ વાનરો સાથે લડવાને યોગ્ય તમે નથી.'



न तस्य वाक्यं प्रतिपूर्णघोषं
ज्याशब्दमुग्रं च निशम्य राजा ।
आसाद्य सौमित्रिमवस्थितं तं
कोपान्वितो वाक्यमुवाच रक्षः ॥ ३८ ॥

લક્ષ્મણજીની વાતો અને તેના (ધનુષની) પણછનો ભયંકર ટંકાર સાંભળીને રાવણે નજીકમાં ઊભેલા લક્ષ્મણને ક્રોધપૂર્ણ આ વચનો કહ્યાં.

दिष्टयासि मे राघव दृष्टिमार्गं
प्राप्तोऽन्तगामी विपरीतबुद्धिः ।
अस्मिन् क्षणे यास्यसि मृत्युदेशं
संसाद्यमानो मम बाणजालैः ॥ ३९ ॥

'હે લક્ષ્મણ ! તારું મૃત્યુ નજીક આવવાથી તને વિપરીત બુદ્ધિ થવાથી મારા સદ્ભાગ્યથી તું મારી નજરે ચડયો છે. હવે તું આ ક્ષણે જ મારી બાણવર્ષાના આઘાતથી યમલોક પહોંચી જશે.'

तमाह सौमित्रिरविस्मयानो
जानामि वीर्यं तव राक्षसेन्द्र ।
अवस्थितोऽहं शरचापपाणिः
आगच्छ किं मोघविकत्थनेन ॥ ४० ॥

રાવણનાં આ વચનો સાંભળી, તેનાં બળ-પરાક્રમની દરકાર ન કરતાં લક્ષ્મણજી બોલ્યા, 'હે રાક્ષસેન્દ્ર ! હું તારા બળ-પરાક્રમને જાણું છું. હું તારી સામે હાથમાં ધનુષબાણ લઇને ઊભો છું. આવ મારી સાથે યુદ્ધ કર, વ્યર્થ બકવાસ કરવાથી શો લાભ ?



स एवमुक्तः कुपितः ससर्ज
रक्षोधिपः सप्त शरान् सुपुङ्खान् ।
तांल्लक्ष्मणः काञ्चनचित्रपुङ्खैः
चिच्छेद् बाणैर्निशिताग्रधारैः ॥ ४१ ॥

લક્ષ્મણજીનાં આ મેણાં સાંભળી રાક્ષસરાજ રાવણે ક્રોધ કરીને સુંદર પીંછાં લગાડેલાં સાત બાણ લક્ષ્મણ પર છોડયાં. લક્ષ્મણે પણ સોનેરી પીછાંથી શણગારેલાં અત્યંત તીખી ધારવાળાં બાણોથી એનાં સાતેય બાણોને કાપી નાખ્યાં.

स लक्ष्मणश्चाशु शरान्शिताग्रान्
महेन्द्रवज्राशनितुल्यवेगान् ।
सन्धाय चापे ज्वलनप्रकाशान्
ससर्ज रक्षोधिपतेर्वधाय ॥ ४२ ॥

રાવણનાં બાણોને કાપ્યા પછી, લક્ષ્મણે ધનુષ ઉપર ઇન્દ્રના વજ્રસમું વેગવાન અને અગ્નિ સરખું ચમકતું બાણ ચઢાવીને રાવણનો વધ કરવા માટે છોડયું.

स तान् प्रचिच्छेद राक्षसेन्द्रः
छित्वा च तांल्लक्ष्मणमाजघान
शरेण कालाग्निसमप्रभेण
स्वयम्भुदत्तेन ललाटदेशे ॥ ४३ ॥

એ બધાં જ બાણોને કાપી નાખીને રાક્ષસરાજ રાવણે બ્રહ્માએ આપેલ પ્રલયકાલીન અગ્નિ તુલ્ય પ્રચંડ બાણ લક્ષ્મણના માથામાં માર્યું.



स लक्ष्मणो रावणसायकार्तः
चचाल चापं शिथिलं प्रगृह्य ।
पुनश्च संज्ञां प्रतिलभ्य कृच्छ्रात्
चिच्छेद चापं त्रिदशेन्द्रशत्रोः ॥ ४४ ॥

એ બાણના આઘાતથી લક્ષ્મણજી વ્યાકુળ થઇ ગયા અને જે હાથમાં તેમણે ધનુષ પકડેલું હતું તે હાથ પણ કંઇક ઢીલો પડી ગયો, પરંતુ થોડીક જ વારમાં સ્વસ્થ થઇને લક્ષ્મણે ઇન્દ્રશત્રુ રાવણનું ધનુષ કાપી નાખ્યું.

निकृतचापं त्रिभिराजघान
बाणैस्तदा दाशरथिः शिताग्रैः ।
स सायकार्तो विचचाल राजा
कृच्छ्रच्च संज्ञां पुनराससाद ॥ ४५ ॥

તેના ધનુષને કાપીને લક્ષ્મણજીએ રાવણને ત્રણ તેજ ધારવાળાં તીર એવી રીતે માર્યાં કે એના આઘાતથી તે વ્યાકુળ અને મૂર્છિત થઇ ગયો. પછી બહુ જ કઠણાઇથી તે પાછો શુદ્ધિમાં આવ્યો.

स कृत्तचापः शरताडितश्च
मेदार्द्रगात्रो रुधिरावसिक्तः ।
चिक्षेप शक्तिं स्वयंम्भुप्रदत्तां
सौमित्रये राक्षसराष्ट्रनाथः ॥ ४६ ॥

ધનુષ કપાઇ જવાથી અને લક્ષ્મણે છોડેલાં બાણોના આઘાતથી રાવણનું આખુંયે શરીર ચરબી ભળેલા રક્તથી તરબોળ થઇ ગયું. અંતમાં પ્રાણ બચાવવાનો કોઇ ઉપાય ન સૂઝતાં રાક્ષસરાજ રાવણે લક્ષ્મણને લક્ષ્ય બનાવીને બ્રહ્માએ આપેલી શક્તિ ફેંકી.



तमापतन्तीं भरतानुजोऽस्त्रैः
जघान बाणैश्च हुताग्निकल्पैः ।
तथापि सा तस्य विवेश शक्तिः
बाह्वन्तरं दाशरथेर्विशालम् ॥ ४७ ॥

પોતાના ઉપર આવી રહેલી શક્તિને જોઇને તેને કાપીને નીચે ફેંકી દેવાને લક્ષ્મણજીએ અગ્નિતુલ્ય અનેક બાણો છોડયાં. તો પણ તે શક્તિ તો લક્ષ્મણજીના વિશાળ બાહુમાં જ પેસી ગઇ.

स शक्तिमाञ्शक्तिसमाहतः सन्
मुहुः प्रजज्वाल रघुप्रवीरः ।
तं विह्वलन्तं सहसाभ्युपेत्य
जग्राह राजा तरसा भुजाभ्याम् ॥ ४८ ॥

શક્તિ સંપન્ન લક્ષ્મણજીને તે શક્તિના આઘાતથી થયેલા ઘાવમાં થોડીવાર તો બહુ જ બળતારા થઇ. તેને વિહ્વળ અવસ્થામાં જોઇને રાવણે તેની નજીક જઇને તેને બંને ભુજાઓ વડે બળપૂર્વક પકડી લીધો.

**ટિપ્પણી :** * *રાવણના દશ માથાં અને વીસ ભુજાઓ બતાવવામાં આવે છે. પરંતુ એ ધારણા નકામી છે. અમે એવું સાબિત કરી ચૂકયા છીએ કે રાવણને એક માથું અને બે ભુજાઓ જ માત્ર હતી. તો પણ ઘણા લોકો એવું માને છે કે જ્યારે રાવણ યુદ્ધ કરતો હતો ત્યારે તેનાં દશ મસ્તક અને વીસ હાથ થઇ જતાં હતાં. અહીંયા રાવણ યુદ્ધક્ષેત્રમાં છે, છતાં પણ આદિ કવિએ તેની બે ભુજાઓનું જ વર્ણન કરેલું છે. શ્લોકમાં 'भुजाभ्याम्' પદ બે જ હાથ હોવાનું પુરવાર કરે છે.*



परं दानवदर्पघ्नं सौमित्रिं देवकण्टकः ।
तं पीडयित्वा बाहुभ्यामप्रभुर्लङ्घनेऽभवत् ॥ ४९ ॥

દેવતાઓ માટે કાંટા સમાન રાવણે રાક્ષસોના ગર્વને ગાળી નાખનારા લક્ષ્મણજીને બંને બાવડાં વડે બાથમાં ઘાલી ભીંસી મારવા પ્રયત્ન કર્યો પણ તે અસમર્થ થઇ રહ્યો.

***ટિપ્પણી :*** *૨. અહીંયા પણ 'बाहुभ्याम्' પદ છે = તેનો અર્થ બે બાહુ થાય છે.*

अथ वायुसुतः क्रुद्धो रावणं समभिद्रवत् ।
आजघानोरसि क्रुद्धो वज्रकल्पेन मुष्टिना ॥ ५० ॥

લક્ષ્મણને પકડી ઊભેલા રાવણને દેખી ગુસ્સે થયેલા હનુમાનજી ત્યાં ધસી આવ્યા અને બહુ જ ગુસ્સામાં તેણે જોરથી વજ્ર સમાન મુક્કાનો પ્રહાર રાવણની છાતીમાં કર્યો.

तेन मुष्टिप्रहारेण रावणो राक्षसेश्वरः ।
जानुभ्यामपतद् भूमौ चचाल च पपात च ॥ ५१ ॥

એ ઠોંસાના આઘાતથી રાક્ષસરાજ રાવણ ચક્કર ખાઇને ઘૂંટણિયાંભેર ભૂમિ પર પટકાઇ પડયો.

हनुमानपि तेजस्वी लक्ष्मणं रावणार्दितम् ।
आनयद्राघवाभ्याशं बाहुभ्यां परिगृह्य तम् ॥ ५२ ॥

રાવણને હરાવીને તેજસ્વી હનુમાન રાવણે ઘાયલ કરેલા તેજસ્વી લક્ષ્મણને પોતાના બંને બાહુઓ વડે પકડીને શ્રીરામની પાસે લઇ આવ્યા.



रावणोऽपि महातेजाः प्राप्य संज्ञां महाहवे ।
आददे निशितान्बाणाञ्जग्राह च महद्धनुः ॥ ५३ ॥

બીજી બાજુ મહાતેજસ્વી રાવણે પણ એ મહાયુદ્ધમાં ભાનમાં આવીને તરત પોતાનું વિશાળ ધનુષ ઊઠાવ્યું અને તેમાંથી ધારદાર તીક્ષ્ણ બાણો છોડવાનું શરૂ કરી દીધું.

निपातितमहावीरां द्रवन्तीं वानरीं चमूम् ।
राघवस्तु रणे दृष्ट्वा रावणं समभिद्रवत् ॥ ५४ ॥

રાવણના હાથે પોતાના અનેક વાનરવીરોને માર ખાઇ પડી જતાં જોઇને અને નાસી જતી વાનર સેનાને દેખીને શ્રીરામે યુદ્ધમાં રાવણ પર હુમલો કર્યો.

ज्याशब्दमकरोत्तीव्रं वज्रनिष्पेषनिःस्वनम् ।
गिरा गम्भीरया रामो राक्षसेन्द्रमुवाच ह ॥ ५५ ॥

રાવણની નિકટ જઇને રામે ધનુષની દોરીનો વજ્ર સમાન ભયંકર અવાજ કર્યો અને પછી ગંભીર વાણીમાં રાક્ષસરાજ રાવણને કહ્યું,

तिष्ठ तिष्ठ मम त्वं हि कृत्वा विप्रियमीदृशम् ।
क्व नु राक्षसशार्दूल गतो मोक्षमवाप्स्यऽसि ॥ ५६ ॥

'અરે રાક્ષસ-શાર્દૂલ ! ઊભો રહે ! તું આ પ્રકારનું મને અપ્રિય કાર્ય કરી અથવા મને ચીડવી મારાથી બચી જવા ભાગીને કયાં જવાનો હતો ?'



राघवस्य वचः श्रुत्वा राक्षसेन्द्रो महावीर्यः ।
आजघान शरैस्तीक्ष्णैः कालानलशिखोपमैः ॥ ५७ ॥

રામનાં આ વચનો સાંભળી મહાબલી રાક્ષસરાજ રાવણે શ્રીરામ ઉપર કાલાગ્નિની જ્વાળા જેવાં તીક્ષ્ણ બાણોથી પ્રહાર કર્યો.

तस्याभिचङ्क्रम्य रथं सचक्रं
साश्वध्वजच्छत्रमहापताकम् ।
ससारथिं साशनिशूलखड्गं
रामः प्रचिच्छेद शरैः सुपुङ्खैः ॥ ५८ ॥

ત્યારે રામે પણ સુંદર પીછાં અને તેજ ફળાંવાળાં બાણો વડે વળતું આક્રમણ કરીને રાવણના રથને પૈડાં સહિત ભાંગી નાંખ્યો, ધ્વજા, છત્ર, મોટી પતાકા, વજ્ર, ભાલો અને તલવારના ટુકડે ટુકડા કરી નાખ્યા તથા તેના રથના ઘોડા તેમજ સારથિને પણ મારી નાખ્યા.

अथेन्द्रशत्रुं तरसा जघान
बाणेन वज्राशनिसन्निभेन ।
भुजान्तरे व्यूढसुजातरूपे
वज्रेण मेरुं भगवानिवेन्द्रः ॥ ५९ ॥

જેવી રીતે મહાબલી ઇન્દ્રે સુમેરુ પર્વતને પરાક્રમ કરીને વીંધી નાખ્યો હતો તેવી રીતે શ્રીરામે વજ્ર અને વિદ્યુત સમાન એક બાણ વડે રાવણની સુંદર પહોળી છાતીને વીંધી નાખી.



यो वज्रपाताशनिसन्निपातान्
न चुक्षुभे नापि चचाल राजा ।
स रामबाणाभिहतो भृशार्तः
चचाल चापं च मुमोच वीरः ॥ ६० ॥

જે રાવણ મોટાં મોટાં વજ્રોના આઘાતથી પણ કદી ગભરાયો ન હતો કે બેહોશ થયો ન હતો, તે જ રાવણ આજે શ્રીરામના બાણના ઘાથી અત્યંત પીડિત અને વિચલિત થઇ ગયો. એટલું જ નહિ તેના હાથમાંથી ધનુષ પણ છૂટી પડયું.

तं विह्वलन्तं प्रसमीक्ष्य रामः
समाददे दीप्तमथार्धचन्द्रम् ।
तेनार्कवर्णं सहसा किरीटं
चिच्छेद रक्षोधिपतेर्महात्मा ॥ ६१ ॥

જ્યારે શ્રીરામે રાક્ષસરાજ રાવણને મૂર્છિત દેખ્યો ત્યારે તેઓએ એક ચમકતું અર્ધચંદ્રાકાર બાણ છોડીને રાવણના સૂર્યસમાન દેદીપ્યમાન મુકટને કાપીને ઉડાવી દીધો.

तं निर्विषाशीविषसन्निकाशं
शान्तार्चिषं सूर्यमिवाप्रकाशम् ।
गतश्रियं कृत्तकिरीकूट-
मुवाच रामो युधि राक्षसेन्द्रम् ॥ ६२ ॥

એ વખતે રાવણની અવસ્થા વિષહીન સર્પના જેવી અથવા નિસ્તેજ કિરણોવાળા પ્રકાશરહિત સૂર્યના જેવી થઇ ગઇ હતી. તે કાન્તિહીન થઇ ગયો. તેનો આખોયે મુગટ તૂટી ગયો. આવા રાવણને સમરાંગણમાં પડેલો જોઇ રામે કહ્યું.

कृतं त्वया कर्म महत्सुभीमं
हतप्रवीरश्च कृतस्त्वयाहम् ।
तस्मात्परिश्रान्त इव व्यवस्य
न त्वां शरैर्मृत्युवशं नयामि ॥ ६३ ॥

'હે રાક્ષસેન્દ્ર ! તમે મારા મુખ્ય વાનરવીરો પર પ્રહાર કરીને ભયંકર મોટું કામ કર્યું છે. તેથી તમે યુદ્ધ કરીને થાકી ગયા છો. એમ સમજીને હું તમને મારાં બાણોથી મોતનાં મોંમાં ધકેલતો નથી.

गच्छानुजानामि रणार्दितस्त्वं
प्रविश्य रात्रिंचरराज लङ्काम् ।
आश्वास्य निर्याहि रथी च धन्वी
तदा बलं द्रक्ष्यसि मे रथस्थः ॥ ६४ ॥

હે નિશાચર રાજ ! યુદ્ધ કરતાં કરતાં તમે થાકી ગયા છો તેમ સમજી હું તમને છૂટ આપું છું તો તમે ચાલ્યા જાઓ અને લંકામાં જઇને તમારો થાક ઉતારી આવતી કાલે અન્ય રથમાં બેસી બીજું ધનુષ લઇને અહીં આવજો; અને પછી રથમાં બેઠાં બેઠાં તમે મારું બળ અને સૈન્ય જોઇ લેજો.'

***ટિપ્પણી :*** ✷ *અહીંયા શ્રી રામનું આર્ય-શીલ (ક્ષાત્ર-મર્યાદા) દર્શનીય છે. રામ ધારત તો રાવણને ત્યાં જ ત્યારે જ પતાવી દેત. પરંતુ રાવણને રથવિહીન અને અસ્ત્ર-શસ્ત્રરહિત જોઇને રામે રાવણનો વધ કરવાનું ઉચિત નથી માન્યું.*

स एवमुक्तो हतदर्पहर्षो

निकृत्तचापः स हताश्वसूतः ।
शरार्दितः कृत्तमहाकिरीटो
विवेश लङ्कां सहसा स राजा ॥ ६५ ॥

જેનો ગર્વ અને હર્ષ નષ્ટ થયેલા હતા, જેનું ધનુષ તૂટી ગયું હતું. જેના રથના ઘોડા તેમજ સારથિ હણાઇ ગયા હતા, જે બાણોથી ઘવાયેલો હતો અને જેનો મુકુટ પણ કાપી નાખવામાં આવ્યો હતો તેવો રાવણ રામના દબડાવવાથી ભોંઠો પડીને ભાગી ગયો લંકા તરફ.

## ૩૫ (પાંત્રીસ) સર્ગ રાવણ દ્વારા કુંભકર્ણને યુદ્ધ માટે કથન

स प्रविश्य पुरीं लङ्कां रामबाणभयार्दितः ।
भग्नदर्पस्तदा राजा बभूव व्यथितेन्द्रियः ॥ १ ॥

રાવણ લંકામાં પ્રવેશ કર્યા પછી પણ રામનાં બાણોથી ભયભીત અને ગર્વભંગ થતો રહ્યો. તેનું અભિમાન ઊતરી ગયું હતું અને તેનાં અંગોમાં બેચેની જણાતી હતી.

स पराजितमात्मानं प्रहस्तं च निषूदितम् ।
ज्ञात्वा रक्षोबलं भीममादिदेश महाबलः ॥ २ ॥

મહાબલી રાવણે પોતાનો પરાજય થયો અને પ્રહસ્ત હણાઇ ગયો તેનો વિચાર કર્ કર રાક્ષસી સેનાને આદેશ આપ્યો કે,

द्वारेषु यत्नः क्रियतां प्राकारश्चाधिरुह्यताम् ।
निद्रावशसमाविष्टः कुम्भकर्णो विबोध्याताम् ॥
सुखं स्वपिति निश्चिन्तः *कामोपहतचेतनः ॥ ३ ॥

'(વાનર લોકો લંકામાં ન ઘૂસી જાય) તે હેતુથી રાક્ષસો નગરનાં દ્વાર પર પહેરો ભરે અને ગઢની દીવાલો પર ચઢીને નગરની દેખભાળ કરે. વળી ગાઢ નિદ્રામાં ઘોરતા પડેલા કુંભકર્ણને જગાડો, કેમકે કામાસક્ત રહેવાથી તેની બુદ્ધિ બહેર મારી ગઈ છે. એટલે તે નિશ્ચિંત થઇને સૂતો પડ્યો રહે છે.'

**ટિપ્પણી :** ✻ *કુંભકર્ણના સંબંધમાં એમ કહેવાય છે કે તે છ મહિના સુધી ઊંઘ્યા કરતો હતો અને એક જ દિવસ જાગતો હતો. મહર્ષિ વાલ્મીકિની કૃતિનું ધ્યાનપૂર્વક અવલોકન કરવાથી એ વાતને સમર્થન મળતું નથી. ઉપરોકત ત્રીજા અને ચોથા શ્લોકથી જ આ મિથ્યા ધારણાનું ખંડન થઇ જાય છે. કુંભકર્ણના સૂઈ રહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે તે કામને વશીભૂત થઇને પોતાના સ્ત્રી પુત્રોમાં જ આસકત રચ્યો પચ્યો રહેતો હતો. રાજયકાર્યમાં બનતા બનાવોથી માહિતગાર હોવા છતાં પણ તે તેમાં રસ લેતો ન હતો. એજ એનું સુવાનું હતું.*

कुम्भकर्णः सदा शेते मूढो ग्राम्यसुखे रतः ।
स तु संख्ये महाबाहुः ककुदः सर्वरक्षसाम् ॥ ४ ॥

તે મૂઢ કુંભકર્ણ ગામઠી-સુખ (સ્ત્રી-પુત્રાદિનાં સુખ)માં અનુરાગી થઇને સુતો રહે છે. તે મહાબળવાન છે અને યુદ્ધ કરવામાં બધા રાક્ષસોમાં એ ટોચનો યોદ્ધો છે.

**ટિપ્પણી :** ✻ *પ્રથમ વિશ્વ યુદ્ધ સન્ ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી ચાલ્યું. આ યુદ્ધ કોઇ એક ગામ કે દેશનું ન હતું. અપિતુ આખી દુનિયા એમાં ફસાયેલી હતી. પરંતુ વેદો પર મહાન્ પરિશ્રમ કરનાર મેકડોનલને આ યુદ્ધ કે જે એક બે દિવસ નહી પણ પૂરા પાંચ વર્ષ સુધી ચાલ્યું તે વિશે જ્ઞાન ન હતું. બસ, એજ પ્રકારે કુંભકર્ણ પણ પોતાના પરિવાર સાથે ક્રીડામગ્ન રહેતો હતો, રાજકાજમાં કશું જ ધ્યાન દેતો ન હતો. બસ, આ જ એનું સૂતા રહેવાનું હતું. આ ઊંઘમાંથી રાવણ એને જગાડવા માગતો હતો.*



रामेण हि निरस्तस्य संग्रामेऽस्मिन् सुदारुणे ।
भविष्यति न मे शोकः कुम्भकर्णे विबोधिते ॥ ५ ॥

આ દારુણ સંગ્રામમાં હું જે રામ વડે પરાસ્ત થઇ ગયેલો છું. તે કુંભકર્ણના જાગવાથી મારા પરાજયનો શોક દૂર થઇ જશે.

किं करिष्याम्यहं तेन शक्रतुल्यबलेन हि ।
ईदृशे व्यसने प्राप्ते यो न साह्याय कल्पते ॥ ६ ॥

જો આવી આપત્તિના સમયે પણ ઇન્દ્ર સમાન પરાક્રમી કુંભકર્ણ મારી સહાયતા નહીં કરે તો મારે તેનું શું કરવું ? (તો મારે તેનું શું કામ છે ?)'

ते तु तद्वचनं श्रुत्वा राक्षसेन्द्रस्य राक्षसाः ।
जग्मुः परमसम्भ्रान्ताः कुम्भकर्णनिवेशनम् ॥ ७ ॥

રાક્ષસરાજ રાવણની આ વાતો સાંભળીને તે રાક્ષસો બહું મૂંઝાતા ગૂંચવાતા ડરતા ડરતા કુંભકર્ણના ભવને પહોંચ્યા.

शिरोभिश्च प्रणम्यैनं सर्वतः पर्यवारयन् ।
यूपाक्षः सचिवो राज्ञः कृताञ्चलिरुवाच ह ॥ ८ ॥

કુંભકર્ણના ગૃહે જઇને, તેને માથું નમાવી, પ્રણામ કરી, તે રાક્ષસો તેને ચારે કોરથી ઘેરી વળી ઊભા થઇ રહ્યા. તે વેળાએ રાવણના મંત્રી યૂપાક્ષે બે હાથ જોડીને તેને કહ્યું.



वानरैः पर्वताकारैर्लङ्केयं परिवारिता ।
सीताहरणसन्तप्ताद्रामान्नस्तुमुलं भयम् ॥ ९ ॥

'સીતાના હરણથી સંતાપ પામેલા રામ તરફથી આપણને તુમુલ ભય ઉત્પન્ન થઇ ગયો છે. તેમની સેનાના પહાડકાય વાનરોએ લંકાનગરીને ઘેરો ઘાલ્યો છે.'

एकेन वानरेणेयं पूर्वं दग्धा महापुरी ।
कुमारो निहतश्चाक्षः सानुयात्रः सकुञ्जरः ॥ १० ॥

'અગાઉ એક જ વાનરે લંકામાં પ્રવેશી પૂરી લંકાપુરીને બાળી મૂકી હતી અને હાથીઓ તથા સૈન્ય સહિત રાજકુમાર અક્ષને મારી નાખ્યો હતો. (હવે તો તેના જેવા અનેક (ઘણા બધા) વાનરોએ લંકાને ઘેરી લીધી છે.)

स्वयं रक्षोधिपश्चापि पौलस्त्यो देवकण्टकः ।
मृतेति संयुगे मुक्तो रामेणादित्यतेजसा ॥ ११ ॥

'બીજા રાક્ષસોની તો વાત જ શી કરવી ? દેવતાઓના શત્રુ, પુલસ્ત્યનંદન રાક્ષસરાજ રાવણ પોતે પણ સૂર્ય સમાન તેજસ્વી શ્રીરામના હાથે મરતા બચીને ભાગી આવેલા છે, કેમકે રામે દયા લાવીને તેને કહ્યું, 'તું મરેલો જ છે. તું અહીંથી ભાગી જા. આ વખતે હું તને (જીવતો) છોડી દઉં છું.'

स यूपाक्षवचः श्रुत्वा भ्रातुर्युधि पराजयम् ।
कुम्भकर्णो विवृत्ताक्षो यूपाक्षमिदमब्रवीत् ॥ १२ ॥

યૂપાક્ષે કહેલો પોતાના ભાઇ રાવણના પરાજયનો વૃત્તાંત સાંભળી કુંભકર્ણ ભવાં ચઢાવીને યૂપાક્ષને કહેવા લાગ્યો.



सर्वमद्यैव यूपाक्ष हरिसैन्यं सलक्ष्मणम् ।
राघवं च रणे हत्वा पश्चाद्द्रक्ष्यामि रावणम् ॥ १३ ॥

'હે યૂપાક્ષ ! હું આજે યુદ્ધક્ષેત્રમાં રામને અને લક્ષ્મણને-સહિત પૂરી વાનર સેનાને મારીને પછી જ રાવણનું દર્શન કરીશ.'

तत्तस्य वाक्यं ब्रुवतो निशम्य
स गर्वितं रोष विवृद्धदोषम् ।
महोदरो नैर्ऋतयोधमुख्यः
कृताञ्जलिर्वाक्यमिदं बभाषे ॥ १४ ॥

કુંભકર્ણનાં આવા ગર્વયુકત અને ક્રોધપૂર્ણ વચનો સાંભળી રાક્ષસ યોદ્ધાઓમાં પ્રમુખ વીર મહોદર હાથ જોડીને બોલ્યો,

रावणस्य वचः श्रुत्वा गुणदोषौ विमृश्य च ।
पश्चादपि महाबाहो शत्रून् युधि विजेष्यसि ॥ १५ ॥

'હે મહાબાહુ ! પહેલાં તો આપ રાવણનો અભિપ્રાય જાણી લ્યો અને એમના કથનમાં જે ગુણ-દોષ હોય તે પર વિચાર કરી લ્યો, ત્યારપછી આપ શત્રુઓ સામે યુદ્ધે ચડી શત્રુઓને પરાજિત કરજો.'

महोदरवचः श्रुत्वा राक्षसैः परिवारितः ।
कुम्भकर्णो महातेजाः सम्प्रतस्थे महाबलः ॥ १६ ॥

મહોદરની આ વાત સાંભળી અત્યંત બળવાન મહાતેજસ્વી કુંભકર્ણ એ રાક્ષસોને સાથે લઇ ત્યાંથી ચાલી નીકળવાને તૈયાર થયો.



भ्रातुः स भवनं गच्छन् रक्षोगणसमन्वितः ।
कुम्भकर्णः पदन्यासैरकम्पयत मेदिनीम् ॥ १७ ॥

જ્યારે કુંભકર્ણ રાક્ષસોને સાથે લઇને પોતાના ભાઇ રાવણના રાજમહેલ તરફ જવા લાગ્યો ત્યારે તેનાં પગલાંના ધબાકાથી ધરતી પણ ધ્રૂજી રહી હતી.

सोऽभिगम्य गृहं भ्रातुः कक्ष्यामभिविगाह्य च ।
ददर्शोद्विग्नमासीनं विमाने पुष्पके गुरुम् ॥ १८ ॥

ભાઇના ગૃહમાં પ્રવેશ કરી ડોઢી ઓળંગી આગળ જતાં તેણે તેના મોટા ભાઇને પુષ્પક વિમાન જેવા ઊંચા પલંગ પર ઉદાસ બેઠેલો જોયો.

अथ दृष्ट्वा दशग्रीवः कुम्भकर्णमुपस्थितम् ।
तूर्णमुत्थाय संहृष्टः सन्निकर्षमुपानयत् ॥ १९ ॥

રાવણ કુંભકર્ણને આવેલો જોઇ પ્રસન્ન થયો, તે જલદી ઊઠયો અને તેણે કુંભકર્ણને પોતાની પાસે બોલાવી લીધો.

अथासीनस्य पर्यङ्के कुम्भकर्णो महाबलः ।
भ्रातुर्ववन्दे चरणौ किं कृत्यमिति चाब्रवीत् ॥ २० ॥

મહાબલી કુંભકર્ણ પલંગ પર બેઠેલા પોતાના ભાઇને પગે લાગીને બોલ્યો, 'કહો, મારા માટે શી આજ્ઞા છે ?'

किमर्थमहमादृत्य त्वया राजन् प्रबोधितः ।
शंस कस्माद्भयं तेऽस्ति कोऽद्य प्रेतो भविष्यति ॥ २१ ॥



'હે રાજા ! આપે મને આદરપૂર્વક શા માટે યાદ કરેલ છે ? બતાવો, આપને કોના તરફથી ભય ઉત્પન્ન થયો છે ? આજે કોની લાશ પડવાની છે ?'

भ्रातरं रावणः क्रुद्धं कुम्भकर्णमवस्थितम् ।
ईषत्तु परिवृत्ताभ्यां नेत्राभ्यां वाक्यमब्रवीत् ॥ २२ ॥

ગુસ્સે થઇ બેઠેલા કુંભકર્ણને રાવણ જરા ક્રોધ કરી આંખોના ડોળા ચકરવકર કરતો કહેવા લાગ્યો.

अद्य ते सुमहान् कालः शयानस्य महाबल ।
सुखितस्त्वं न जानीषे मम रामकृतं भयम् ॥ २३ ॥

'હે મહાબલી ! તમે સાંસારિક સુખમાં ઘણા વખતથી ઊંઘ્યા કરો છો તેથી તમે જાણતા નથી કે મને રામ તરફથી ભય ઉત્પન્ન થયેલો છે.'

एष दाशरथी रामः सुग्रीवसहितो बली ।
समुद्रं सबलस्तीर्त्वा मूलं नः परिकृन्तति ॥ २४ ॥

'આ એક દશરથનો દીકરો મહાબળવાન રામ છે, તે સુગ્રીવ સહિત વાનરસેના સાથે દરિયો ઓળંગી લંકામાં આવી પહોંચેલો છે અને આપણાં મૂળિયાં ખોદી-કાપી રહ્યો છે.' (આપણા કુળનો નાશ કરી રહ્યો છે.)

सर्वक्षपितकोशं च स त्वमभ्यवपद्य माम् ।
त्रायस्वेमां पुरीं लङ्कां बालवृद्धावशेषिताम् ॥ २५ ॥



'મારું સંપૂર્ણ ઐશ્વર્ય નષ્ટ થઇ ગયેલું છે. (મારો સંપૂર્ણ દ્રવ્ય ભંડાર તળિયા ઝાટક ખાલી ખમ થઇ ગયો છે.) આ લંકાપુરીમાં હવે તો બાળકો અને બુઢ્ઢાઓ જ બાકી બચેલાં છે, તો હવે તમે કૃપા કરી મારું અને આ લંકાપુરીનું સંરક્ષણ કરો (અમને વિનાશમાંથી બચાવી લો)'.

भ्रातुरर्थे महाबाहो कुरु कर्म सुदुष्करम् ।
मयैवं नोक्तपूर्वो हि भ्राता कश्चित्परंतप ॥ २६ ॥

'હે મહાબાહુ ! તમે તમારા ભાઇને માટે આ અત્યંત કપરું કાર્ય કરો. હે પરંતપ ! મેં આજ સુધી કદીપણ મારા કોઇપણ ભાઇને આટલા કાલાવાલા નથી કર્યા.

## ૩૬ (છત્રીસમો) સર્ગ

## રાવણ-કુંભકર્ણની વાતચીત તથા કુંભકર્ણનું યુદ્ધ માટે પ્રસ્થાન

तस्य राक्षसराजस्य निशम्य परिदेवितम् ।
कुम्भकर्णो बभाषेऽथ वचनं प्रजहास च ॥ १ ॥

રાક્ષસરાજ રાવણનાં એ રોદણાં અને કાલાવાલાં સાંભળીને કુંભકર્ણ ખડખડાટ હસતો હસતો બોલ્યો,

दृष्टो दोषो हि योऽस्माभिः पुरा मन्त्रविनिर्णये ।
हितेष्वनभिरक्तेन सोऽयमासादितस्त्वया ॥ २ ॥

'હે રાજા ! પૂર્વે વિચારોની આપલે કરતી વેળાએ અમને લોકોને જે જે દોષો જોવામાં આવેલા હતા, તે જ બધા દોષો હવે તમારી સામે ઉપસ્થિત થઇ ગયા છે. એ વેળાએ તમને તમારા હિતેચ્છુ લોકોની એ વાતો જરાપણ ગમતી ન હતી.



शीघ्रं खल्वभ्युपेतं त्वां फलं पापस्य कर्मणः ।
निरयेष्वेव पतनं यथा दुष्कृतकर्मणः ॥ ३ ॥

જેવી રીતે મહાપાતકીઓને નરકમાં પડવું પડે છે તેવી રીતે સીતાહરણ રૂપી પાપ કર્મનું ફળ તમને શીઘ્ર પ્રાપ્ત થઇ ગયું છે.

प्रथमं वै महाराज कृत्यमेतदचिन्तितम् ।
केवलं वीर्यदर्पेण नानुबन्धो विचारितः ॥ ४ ॥

'મહારાજ ! આ પાપ કરતાં પહેલાં આપે સારી પેઠે વિચાર ન કર્યો, પોતાના બળના અભિમાનથી આપે આ કુકર્મના દુષ્પરિણામ તરફ ધ્યાન ન દીધું.'

यः पश्चात्पूर्वकार्याणि कुर्यादैश्वर्यमास्थितः ।
पूर्वं चोत्तरकार्याणि न स वेद नयानयौ ॥ ५ ॥

'જે રાજા રાજગાદી પર બેસીને પહેલાં કરવા યોગ્ય કાર્યો પાછળથી કરે છે અને પછી કરવાનાં કાર્યોને પહેલાં કરે છે તે રાજા નીતિને કે અનીતિ ને જરા પણ જાણતો નથી.'

देशकाल विहीनानि कर्माणि विपरीतवत् ।
क्रियमाणानि दुष्यन्ति हवींष्यप्रयतेष्विव ॥ ६ ॥

'જે કામો દેશ અને કાળનો વિચાર કર્યા વગર કરવામાં આવે છે, તે સમસ્ત કાર્યો દૂષિત હોવાના કારણે અસંસ્કારિત અગ્નિમાં જેમ મંત્રોથી હોમેલી આહુતિઓ ઇષ્ટ ફળ આપતી નથી તેમ વિપરીત ફળ આપ્યા કરે છે.'



त्रयाणां पञ्चधा योगं कर्मणां यः प्रपश्यति ।
सचिवैः समयं कृत्वा स सम्यग्वर्तते पथि ॥ ७ ॥

'જે રાજા ત્રણ પ્રકારનાં કર્મો કર્યા પહેલાં પાંચ વિષયોમાં પોતાના મંત્રીઓની સલાહ લઈને એક નિયમ રાજનીતિનો નિશ્ચય કરી લે છે તે જ સમાજમાં શ્રેષ્ઠ અને નીતિના માર્ગ પર ચાલનારો કહેવાય છે.'

**ટિપ્પણી :** * *ત્રણ પ્રકારનાં કર્મો - ઉત્તમ, મધ્યમ, અધમ અથવા સંધિ, વિગ્રહ અને તટસ્થતા.*

* *પાંચ વિષયો અથવા યોગો, (૧) કાર્ય આરંભ કરવાના ઉપાયો. (૨) પોતાના જનબલ અને ધનબલ. (૩) દેશ અને કાળ. (૪) આપત્તિનું નિવારણ અને (૫) કાર્યની સફળતા.*

यथागमं च यो राजा समयं विचिकीर्षति ।
बुध्यते सचिवैर्बुद्धया सुहृदश्चानुपश्यति ॥ ८ ॥

'જે રાજા નીતિશાસ્ત્રનું ઉલ્લંઘન ન કરીને નીતિશાસ્ત્ર અનુસાર આચરણ કરે છે, જે મંત્રીઓની સાથે વિચાર કરી, પોતાના હિતૈષી મિત્રોની સાથે પરામર્શ કરી કોઈપણ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, તે જ રાજા નીતિમાન કહેવાય છે.

धर्ममर्थं च कामं च सर्वान् वा रक्षसां पते ।
भजते पुरुषः काले त्रीणि द्वन्द्वानि वा पुनः ॥ ९ ॥

'હે રાક્ષસરાજ ! જે રાજા ધર્મ, અર્થ અને કામને અલગ-અલગ અથવા ત્રણેયમાંથી બબ્બે (ધર્મ-અર્થ, અર્થ-કામ, કામ-ધર્મ)ને અથવા ત્રણેયને યથા સમય કર્યા કરે છે, અર્થાત્ સવારમાં કરવાનું કામ સવારે, બપોરે કરવાનું કાર્ય મધ્યાહ્નને અને સાંજે કરવાનું કાર્મ સાયંકાલે જ કરે છે, તે જ રાજા નીતિજ્ઞ કહેવાય છે.'



त्रिषु चैतेषु यच्छ्रेष्ठं श्रुत्वा तन्नावबुध्यते ।
राजा वा राजमात्रो वा व्यर्थं तस्य बहुश्रुतम् ॥ १० ॥

'ધર્મ, અર્થ અને કામ આ ત્રણેયમાં જે શ્રેષ્ઠ છે (અર્થાત્ ધર્મ) તેને જાણી ને પણ જે ધર્માનુસાર આચરણ કરતો નથી, ભલે ને પછી તે રાજા હોય અથવા રાજા સમાન (મહત્તાવાળો) કોઈ મોટો માણસ હોય તો પણ તેણે બહુ બધાં શાસ્ત્રોનું કરેલું શ્રવણ વ્યર્થ જ છે.'

उपप्रदानं सान्त्वं वा भेदं काले च विक्रमम् ।
योगं च रक्षसां श्रेष्ठ तावुभौ च नयानयौ ॥ ११ ॥
काले धर्मार्थकामान्यः सम्मन्त्र्य सचिवैः सह ।
निषेवेतात्मवाँल्लोके न स व्यसनमाप्नुयात् ॥ १२ ॥

'હે રાજા ! સમય અનુસાર શત્રુની પાસે જઈ તેને દ્રવ્ય આપવું (દાન), વેરીની સાથે વ્યવસ્થિત ભાષણ (સામ), શત્રુના પક્ષમાં ફાટફૂટ પડાવવી (ભેદ) અને શત્રુને આર્થિક-શારીરિક ત્રાસ આપવો (દંડ). તથા પૂર્વે કહેલા પાંચ યોગ તથા બંને નીતિ-અનીતિ, તેમજ ધર્મ, અર્થ ને કામ સંબંધી કાર્યોની મંત્રણા મંત્રીઓની સાથે જે જિતેન્દ્રિય રાજા ઉચિત સમયે કર્યા કરે છે તેને સંસારમાં કદીપણ દુઃખ પડતું નથી.'

हितानुबन्धमालोक्य कार्याकार्यमिहात्मनः ।
राजा सहार्थतत्त्वज्ञैः सचिवैः स हि जीवति ॥ १३ ॥

'રાજાને ઉચિત છે કે તે અર્થશાસ્ત્રના જ્ઞાતા (બધી બાબતોમાં ઊંચું-નીચું સમજી શકે તેવા) મંત્રીઓ સંગાથે પોતાનાં હિતનાં કાર્યો સંબંધી કર્તવ્ય અકર્તવ્યની ચર્ચા-વિચારણા કરી નિર્ણય લે. જે રાજા આમ કરે છે તે જ આ સંસારમાં ટકી શકે છે.'

यो हि शत्रुमभिज्ञाय नात्मानमभिरक्षति ।
अवाप्नोति हि सोऽनर्थान् स्थानाच्च व्यवरोप्यते ॥ १४ ॥

'જે રાજા શત્રુને તુચ્છ સમજીને પોતાની રક્ષા કરતો નથી, તે મહાન અનર્થને પ્રાપ્ત થઇને સ્થાન ભ્રષ્ટ થઇ જાય છે.

यदुक्तमिह ते पूर्वं प्रियया मेऽनुजेन च ।
तदेव नो हितं कार्यं यदिच्छसि च तत्कुरु ॥ १५ ॥

'હે રાવણ ! તમારી પ્રિય પત્ની મંદોદરીએ અને મારા નાના ભાઇ વિભીષણે પહેલાં જે સલાહ આપી હતી, તે જ આપણા લોકોનું કલ્યાણ કરનારી હતી. તેને તો તમે માની નહિ, હવે તમારે જેમ કરવું હોય તેમ કરો.'

***ટિપ્પણી :*** ✱ *આ શ્લોકથી એ સ્પષ્ટ સમજાય છે કે કુંભકર્ણને લંકામાં બનતા બનાવોની પૂરી માહિતી મળ્યા કરતી હતી. પરંતુ રાવણ પોતાનું મનધાર્યું જ કર્યા કરશે એમ વિચારી તે (કુંભકર્ણ) રાજકાર્યોમાં ભાગ લેતો ન હતો. બસ, કુંભકર્ણ આ અર્થમાં જ સૂતો રહેતો હતો (ઊંઘવું એટલે ઉપેક્ષા કરવી).*

तत्तु श्रुत्वा दशग्रीवः कुम्भकर्णस्य भाषितम् ।
भ्रुकुटिं चैव सञ्चक्रे क्रुद्धश्चैनमभाषत ॥ १६ ॥

કુંભકર્ણનું આ ભાષણ સાંભળી રાવણ ભવાં ચડાવી ક્રોધ કરીને બોલ્યો.

मान्यो गुरुरिवाचार्यः किं मां त्वमनुशाससि ।
किमेवं वाक्श्रमं कृत्वा काले युक्तं विधीयताम् ॥ १७ ॥

'હે કુંભકર્ણ ! હું તારો મોટો ભાઇ છું તેથી આચાર્ય તુલ્ય મને તારે માનવો જોઇએ. છતાં તું મને શું શીખવ્યા કરે છે? આ પ્રકારની વ્યર્થ વાતો કરવાથી શો લાભ થવાનો છે ? આવી વેળાએ તો સમયને અનુરૂપ કાર્ય કરવું જોઇએ.' (સમયોચિત કાર્ય કરો ને...)



विभ्रमाच्चित्तमोहाद्वा बलवीर्याश्रयेण वा ।
नाभिपन्नमिदानीं यद्व्यर्थास्तस्य पुनः कथाः ॥ १८ ॥

'મેં ચિત્તની ભ્રાન્તિથી, અજ્ઞાનવશ અથવા મારાં બળ-પરાક્રમના અહંકારથી જે તમારી વાત ન માની તેની વારે વારે ચર્ચા કરવી વ્યર્થ છે.'

अस्मिन् काले तु यद्युक्तं तदिदानीं विधीयताम् ।
गतं तु नानुशोचन्ति गतं तु गतमेव हि ॥ १९ ॥

'હવે તો આ સમયે જે કરવું ઉચિત છે તે જ કરો, જે વીતી ગયું તેનો પશ્ચાત્તાપ નકામો છે. જે ગયું તે તો ગયું જ.'

यदि खल्वस्ति मे स्नेहो विक्रमं वाऽधिगच्छसि ।
ममापनयजं दोषं विक्रमेण समीकुरु ॥ २० ॥
स सुहृद्यो विपन्नार्थं दीनमभ्यवपद्यते ।
स बन्धुर्योपनीतेषु साहाय्यायोपकल्पते ॥ २१ ॥

'હે કુંભકર્ણ ! જો મારા ઉપર તમને પ્રેમ હોય અને તમને તમારાં પરાક્રમ પર ભરોસો હોય તો મારાથી જે ભૂલ થઇ છે તેને તમે તમારાં પરાક્રમથી સંભાળી લ્યો. જુઓ, મિત્ર તે જ છે જે વિપત્તિમાં ફસાયેલા દીન દુઃખી પર દયા કરે છે અને ભાઇ તે જ છે જે કુમાર્ગ-ગામી બંધુને પણ સહાયતા કરતો રહે.

तमथैवं ब्रुवाणं तु वचनं धीरदारुणम् ।
रुष्टोऽयमिति विज्ञाय शनैः श्लक्ष्णमुवाच ह ॥ २२ ॥



'તમને ઠીક લાગે તેમ કરો' આ પ્રકારની કુંભકર્ણે કરેલી બુદ્ધિ પૂર્વકની વાતના ઉત્તરમાં જ્યારે રાવણે આવાં કડવાં વેણ કીધાં; ત્યારે રાવણ હવે રિસાઇ ગયો છે એમ સમજી તે હળવેથી મીઠું મીઠું બોલવા લાગ્યો,

अलं राक्षसराजेन्द्र सन्तापमुपपद्य ते ।
रोषं च सम्परित्यज्य स्वस्थो भवितुमर्हसि ॥ २३ ॥

'હે રાક્ષસરાજ ! હવે આપ સંતાપ કરવાનું છોડી દ્યો, જરા ક્રોધને શાંત કરો અને સ્વસ્થ થઇ જાઓ.

अवश्यं तु हितं वाच्यं सर्वावस्थां गतं मया ।
बन्धुभावादभिहितं भ्रातृस्नेहाच्च पार्थिव ॥ २४ ॥

'હે રાજા ! સુખ-દુઃખની બધી જ અવસ્થાઓમાં મારે તો તમારા હિતની વાત અવશ્ય કહેવી જ જોઇએ, એથી જ તો મેં બંધુ-ભાવ અને ભ્રાતૃસ્નેહથી પ્રેરાઇને આ બધી વાતો તમને કહી હતી.'

सदृशं यत्तु कालेऽस्मिन् कर्तुं स्निग्धेन बन्धुना ।
शत्रूणां कदनं पश्य क्रियमाणं मया रणे ॥ २५ ॥

'હે રાજા ! પરંતુ આ સમયે એક હિતૈષી ભાઇ તરીકે હું મારું જે કર્તવ્ય છે તે અવશ્ય કરીશ. તમે જો જો આજે રણક્ષેત્રમાં હું તમારા શત્રુઓનો કેવો સંહાર કરું છું.'

अद्य रामस्य तद् दृष्ट्वा मयाऽऽनीतं रणाच्छिरः ।
सुखी भव महाबाहो सीता भवतु दुःखिता ॥ २६ ॥

'હે મહાબાહુ ! આજે સંગ્રામ ભૂમિમાંથી મેં કાપી લાવેલા રામના મસ્તકને જોઇને આપ હરખાજો અને સીતા દુઃખી થાય.'



एवमुक्तवतो वाक्यं कुम्भकर्णस्य धीमतः ।
प्रत्युवाच ततो वाक्यं प्रहसन् राक्षसाधिपः ॥ २७ ॥

બુદ્ધિમાન કુંભકર્ણે આમ કહેતાં જ રાવણ ખડખડાટ હસવા લાગ્યો; તે પ્રત્યુત્તરમાં તેણે કહ્યું કે,

कश्चिन्मे त्वत्समो नास्ति सौहृदेन बलेन च ।
गच्छ शत्रुवधाय त्वं कुम्भकर्ण जयाय च ॥ २८ ॥

'હે કુંભકર્ણ ! મારી હિતસાધના માટે તત્પર અને બળ-પરાક્રમમાં તમારા સરખો મારો હિતચિંતક બીજો કોઇ નથી. તેથી તમે શત્રુઓના સંહાર માટે અને વિજય પ્રાપ્તિ માટે પ્રસ્થાન કરો.'

इत्येवमुक्तः संहृष्टो निर्जगाम महाबलः ।
राज्ञस्तु वचनं श्रुत्वा कुम्भकर्णः समुद्यतः ॥ २९ ॥

રાવણનું આવું કથન સાંભળી પ્રોત્સાહિત મહાબલી કુંભકર્ણ રાવણના કહ્યા પ્રમાણે યુદ્ધયાત્રા માટે તૈયાર થઇ ગયો.

आदाय निशितं शूलं शत्रुशोणितरञ्जितम् ।
कुम्भकर्णो महातेजा रावणं वाक्यमब्रवीत् ॥ ३० ॥

શત્રુના રક્તથી રંગાયેલો એક તીક્ષ્ણ ધારવાળો ભાલો લઇ મહાતેજસ્વી કુંભકર્ણે રાવણને કહ્યું.



गमिष्याम्यहमेकाकी तिष्ठत्विह बलं महत् ।
अद्य तान् क्षुभितान् क्रुद्धो भक्षयिष्यामि वानरान् ॥ ३१ ॥

'હું એકલો જ યુદ્ધ માટે પ્રસ્થાન કરીશ. મોટા સૈન્યને તમે અહીં જ રહેવા દ્યો. હું આજે ક્રોધ કરીને એ ઉછળતા-કૂદતા વાનરોને ખાઇ જવાનો છું.'

कुम्भकर्णवचः श्रुत्वा रावणो वाक्यमब्रवीत् ।
सैन्यैः परिवृतो गच्छ शूलमुद्गरपाणिभिः ॥
वानरा हि महात्मानः शीघ्राः सुव्यवसायिनः ॥ ३२ ॥

કુંભકર્ણની આવી વાત સાંભળી રાવણે કહ્યું, 'ભાલા, મુદ્ગર વગેરે અસ્ત્ર-શસ્ત્રો હાથમાં ધારણ કરનારી સેનાઓથી ઘેરાયેલા રહીને તમે જાઓ, કારણકે એ વાનરો બહુજ ચાલાક, વેગવાન અને દ્રઢ મનોબળવાળા મોટા યોદ્ધાઓ છે. (એવું ન બને કે તમને નિઃશસ્ત્ર એકલા જોઇને સમાપ્ત કરી દે. (મુદ્ગર = મગદળ આકારની લોખંડની ગદા)

अथासनात्समुत्पत्य स्रजं मणिकृतान्तराम् ।
आबबन्ध महातेजाः कुम्भकर्णस्य रावणः ॥ ३३ ॥

આમ કહીને આસન પરથી ઊઠીને મહાતેજસ્વી રાવણે મણિઓની એક માળા કુંભકર્ણનાં ગળામાં પહેરાવી દીધી.'

भ्रातरं सम्परिष्वज्य कृत्वा चाभिप्रदक्षिणम् ।
प्रणम्य शिरसा तस्मै सम्प्रतस्थे महाबलः ॥ ३४ ॥



મહાબળવાન કુંભકર્ણે રાવણને આલિંગન કરી, તેની પ્રદક્ષિણા કરી અને માથું નમાવીને પ્રણામ કર્યા. પછી તે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

## ૩૭ (સાડત્રીસમો) સર્ગ

## કુંભકર્ણને દેખી વાનરસેનાનું પલાયન અને અંગદ વડે તેને વારવું.

स लङ्घयित्वा प्राकारं गिरिकूटोपमो महान् ।
निर्ययौ नगरात्तूर्णं कुम्भकर्णो महाबलः ॥ १ ॥

પર્વત સમાન વિશાળ ખડતલ કાયાવાળો મહાવીર કુંભકર્ણ લંકાના કોટની દીવાલ ઓળંગીને સત્વર લંકાનગરની બહાર નીકળ્યો.

तमवध्यं मघवता यमेन वरुणेन वा ।
प्रेक्ष्य भीमाक्षमायान्तं वानरा विप्रदुद्रुवुः ॥ २ ॥

ઇન્દ્ર, યમ અને વરુણ પણ જેને હણી ન શકે તેવા અને ભયંકર નેત્રોવાળા કુંભકર્ણને આવતો જોઇને જ વાનર લોકો ભાગવા લાગ્યા.

विद्रुतां वाहिनीं दृष्ट्वा वर्धमानं च राक्षसम् ।
सविस्मयमिदं रामो विभीषणमुवाच ह ॥ ३ ॥

વિશાળ શરીરધારી કુંભકર્ણને તથા પોતાની નાસ-ભાગ કરતી સેનાને જોઇને શ્રીરામને અતિ આશ્ચર્ય થયું. તેથી તેમણે વિભીષણને આ પ્રમાણે પૂછ્યું.



कोऽसौ पर्वतसङ्काशः किरीटी हरिलोचनः ।
लङ्कायां दृश्यते वीर सविद्युदिव तोयदः ॥ ४ ॥

'પર્વત સરખી વિશાળ કાયાવાળો, મુકુટધારી, માંજરી આંખોવાળો અને વીજળીવાળાં વાદળાં સમો લંકાનો આ (કોણ) કયો વીર મને દેખાય છે ?'

स पृष्टो राजपुत्रेण रामेणाक्लिष्टकर्मणा ।
विभीषणो महाप्राज्ञः काकुत्स्थमिदमब्रवीत् ॥ ५ ॥

જ્યારે સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારા રાજકુમાર શ્રીરામે વિભીષણને આમ પૂછયું ત્યારે મહાબુદ્ધિમાન વિભીષણે રામને કીધું કે,

येन वैवस्वतो युद्धे वासवश्च पराजितः ।
तस्य विश्रवसः पुत्रः कुम्भकर्णः प्रतापवान् ॥ ६ ॥

'જેણે યુદ્ધમાં ઇક્ષ્વાકુના પિતા વૈવસ્વત મનુને તથા ઇન્દ્રને પણ પરાજિત કર્યા હતા તે વિશ્રવા મુનિનો પુત્ર આ પ્રતાપી કુંભકર્ણ છે.'

***ટિપ્પણી :*** * *અહીં सैष પાઠ હતો તે સુધારીને तस्य કરેલો છે. - ગુજ. અનુ.*

किरीटिनं महाकायं काञ्चनाङ्गदभूषणम् ।
प्रेक्ष्य भीमाक्षमायान्तं वानरा विप्रदुद्रुवुः ॥ ७ ॥

એક બાજુ શ્રીરામ અને વિભીષણ આમ વાતચીત કરી રહ્યા હતા ત્યારે બીજી બાજુ એ મુકુટધારી, વિશાળકાય, સોનાના બાજુબંધ વગેરે ઘરેણાં પહેરેલા, ભયંકર નેત્રોવાળા કુંભકર્ણને પોતાની તરફ આવતો ભાળી વાનરો નાસી જવા લાગ્યા.



तांस्तु विप्रद्रुतान दृष्ट्वा वालीपुत्रोऽङ्गदोऽब्रवीत् ।
नलं नीलं गवाक्षं च कुमुदं च महाबलम् ॥ ८ ॥

વાનરોને આ રીતે ભાગતા દેખી વાલીપુત્ર અંગદે નલ, નીલ, ગવાક્ષ અને મહાબળવાન કુમુદને કહ્યું,

आत्मानमत्र विस्मृत्य वीर्याण्यभिजनानि च ।
क्व गच्छत भयत्रस्ताः प्राकृता हरयो यथा ॥ ९ ॥

'હે વાનરો ! તમે લોકો પોતાનાં પરાક્રમને અને ઊંચા કુળોને ભૂલી જઇ કુદરતી વાંદરાઓની જેમ ડરીને કયાં ભાગ્યા જાઓ છો ?'

***ટિપ્પણી :*** * *જે લોકો હનુમાન વગેરેને પૂંછડીવાળા વાંદરા સમજે છે તેઓ જરાક આ શ્લોકને જુએ. અહીં વાનરોને કુલીન કહેલા છે. શું વાંદરાનાં કુળ હોય છે ? એક બીજી વાત, અહીં અંગદે આ વાનર લોકોને 'प्राकृता हरयो यथा' કહીને સાધારણ વાંદરાઓથી ભિન્ન બતાવેલા છે. એટલે હનુમાન વગેરે વાંદરા ન હતા.*

* *प्राकृता हरयः કુદરતી વાંદરાઓને કુદરતી પૂંછડી હોય છે. જ્યારે આ अप्राकृताः वानराः હોવાથી તેમની પૂંછડી અકુદરતી - બનાવટી હતી. પોતાની વાનર જાતિના રાષ્ટ્રીય ચિહ્ન રૂપે માત્ર પુરુષ વાનરલોકો જ આવી કૃત્રિમ પૂંછડી ધારણ કરતા હતા. (આવી ચર્ચા અગાઉ થઇ ગઇ છે. - ગુજ. અનુવાદક)*



साधु सौम्या निवर्तध्वं किं प्राणान् परिरक्षथ ।
नालं युद्धाय वै रक्षो महतीयं विभीषिका ॥ १० ॥

'હે સૌમ્ય સ્વભાવવાળા ! વાહ વાહ ! પાછા વળો ! પાછા વળો ! શું તમે તમારા પ્રાણોની રક્ષા કરી રહ્યા છો ? આ કોઇ લડનારો રાક્ષસ થોડો છે ? આ તો તમને લોકોને ડરાવવા માટે એક બનાવટી માણસ = ચાડિયો ઊભો કરી દીધો છે.'

स्थानं सर्वे निवर्तध्वं किं प्राणान् परिरक्षथ ।
निरायुधानां द्रवतामसङ्गतिपौरुषाः ॥ ११ ॥
दारा ह्युपहसिष्यन्ति स वै घातस्तु जीविनाम् ।
कुलेषु जाताः सर्वे स्म विस्तीर्णेषु महत्सु च ॥ १२ ॥

આ રીતે ભાગી જઇને પ્રાણ બચાવવાથી શો લાભ ? તમે બધા પોતપોતાનાં સ્થાને પાછાં ગોઠવાઇ જાઓ. હે અપ્રતિમ-ગતિમાન પુરુષાર્થ-યુકત વાનરો ! જો તમે તમારાં હથિયારો ફેંકી દઇ, રણક્ષેત્રમાંથી પલાયન થઇ તમારા પ્રાણ બચાવશો તો તમારી સ્ત્રીઓ તમારી આવી કાયરતા પર હસવા લાગશે, ત્યારે તેમનું હાસ્ય તમારા માટે મરવા સમાન (ત્રાસ અને પીડા આપનારું) હશે. (ભૂલી ન જાઓ કે) તમે લોકો તો ઊંચા યશસ્વી કુળોમાં જન્મેલા છો.'

क्व गच्छथ भयत्रस्ता हरयः प्राकृता यथा ।
अनार्याः खलु यद्भीतास्त्यक्त्वा वीर्यं प्रधावत ॥ १३ ॥

'હે વાનરો ! તમે કુદરતી સાધારણ વાંદરાઓની જેમ ભયથી ત્રાસી કયાં ભાગી જાઓ છો ? જે લોકો પોતાના વિપુલ પરાક્રમને ભૂલી જઇ ભયભીત થઇ ગયા છે તેઓ ખરેખરા અનાર્ય લોકો છે.'



विकत्थनानि वो यानि तदा वै जनसंसदि ।
तानि वः क्व नु यातानि सोदग्राणि महान्ति च ॥ १४ ॥

'લોકસભામાં એ વખતે તમે તમારી ઉગ્રતા બતાવીને મોટી મોટી જે ડિંગ હાંકતા હતા તે અત્યારે કયાં ગઇ ?'

भीरुप्रवादाः श्रूयन्ते यस्तु जीवति धिक्कृतः ।
मार्गः सत्पुरुषैर्जुष्टः सेव्यतां त्यज्यतां भयम् ॥ १५ ॥

યુદ્ધમાં કાયર યોદ્ધાની બહુ નિંદા થતી સંભળાય છે. જે વીર રણમેદાનમાંથી ભાગીને પોતાનો જીવ બચાવે છે તેના જીવતરને ધિક્કાર છે. એથી તમે લોકો ડર છોડીને જે માર્ગનું વીર પુરુષો અનુસરણ કરે છે તે માર્ગનું અનુસરણ કરો.

शयामहेऽथ निहताः पृथिव्यामल्पजीविताः ।
दुष्प्रापं ब्रह्मलोकं वा प्राप्नुमो युधिसूदिताः ॥ १६ ॥

'જો આપણે લોકો ભાગી જઇને પોતાના પ્રાણ બચાવીશું તો તે કેટલા દિવસ માટે ? જીવન તો થોડાક જ દિનોનું હોય છે ! જો આપણે યુદ્ધમાં હણાઇ જઇશું તો આપણને એવા ઉચ્ચતમ બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાની જે મનુષ્યોને કષ્ટ વેઠીને પણ મળવી મુશ્કેલ છે.'

न कुम्भकर्णः काकुत्स्थं दृष्ट्वा जीवन् गमिष्यति ।
दीप्यमानमिवासाद्य पतङ्गो ज्वलनं यथा ॥ १७ ॥

'જેવી રીતે બળતી આગને દેખી પતંગિયાં પાછાં નથી વળતાં પણ બળી ને ખાખ થઇ જાય છે, તેવી રીતે શ્રીરામની આંખે ચડી ગયેલો કુંભકર્ણ જીવતો પાછો જવાનો નથી.'



पलायनेन चोदिद्दष्टाः प्राणान् रक्षामहे वयम् ।
एकेन बहवो भग्ना यशोनाशं गमिष्यति ॥ १८ ॥

'આપણે લોકો જો નાસી જઇને પ્રાણ બચાવીશું તો લોકો કહેશે કે એકલા કુંભકર્ણે બહુ બધા બળવાન યોદ્ધાઓને ભગાડી મૂકયા. આનાથી આપણી કીર્તિને કલંક લાગશે.'

ते निवृत्ताः महाकायाः श्रुत्वाङ्गदवचस्तदा ।
नैष्ठिकीं बुद्धिमासाद्य सर्वे संग्रामकाङ्क्षिणः ॥ १९ ॥

અંગદનાં આ ઉત્સાહ પ્રેરક વચનો સાંભળી તે વિશાળ શરીરધારી વાનરલોકો પાછા વળ્યા. અને 'વિજય પ્રાપ્ત કરીશું અથવા અમારા પ્રાણોની આહુતિ આપી દઇશું' આવો દઢ નિશ્ચય કરી લડવાની અભિલાષા કરવા લાગ્યા.

प्रयाताश्च गता हर्षं मरणे कृतनिश्चयाः ।
चक्रुः सुतुमुलं युद्धं वानरास्त्यक्तजीविताः ॥ २० ॥

હરખભેર પ્રાણોની આહુતિ આપવાનો દઢ સંકલ્પ કરીને બધા વાનરો આગળ ધસી ગયા અને જીવવાની આશા છોડીને ઘોર યુદ્ધ કરવા લાગ્યા.

स कुम्भकर्णः संक्रुद्धो गदामुद्यम्य वीर्यवान् ।
अर्दयन् सुमहाकायः समन्ताद् व्याक्षिपद्रिपून् ॥ २१ ॥

બીજી બાજુ વિશાળકાય બળવાન કુંભકર્ણ અત્યંત ક્રોધ કરી ગદા ઉગામીને શત્રુઓને મારીને વિખેરવા લાગ્યો.



## ૩૮ (આડત્રીસમો) સર્ગ લક્ષ્મણનું પરાક્રમ અને રામ દ્વારા કુંભકર્ણનો વધ

ततस्ते वध्यमानास्तु हतयूथा विनायकाः ।
वानरा भयसंविग्ना विनेदुर्विस्वरं भृशम् ॥ १ ॥

જ્યારે કુંભકર્ણે વાનરોના અનેક જૂથનાયકોને મારી નાખ્યા ત્યારે સેનાપતિ વગરના અને કુંભકર્ણ દ્વારા ઘવાયેલા તે વાનરો ભયભીત થઇને મોટા અવાજે આર્તનાદ કરવા લાગ્યા.

तस्मिन् काले सुमित्रायाः पुत्रः परबलार्दनः ।
चकार लक्ष्मणः क्रुद्धो युद्धं परपुरञ्जयः ॥ २ ॥

એ વેળાએ શત્રુસેનાનો સંહાર કરનારા અને શત્રુઓના શહેરો જીતનારા સુમિત્રાનંદન લક્ષ્મણ ક્રોધે ભરાઇને યુદ્ધ કરવા લાગ્યા.

स कुम्भकर्णस्य शराञ्शरीरे सप्त वीर्यवान् ।
निचखानाददे बाणान्विससर्ज च लक्ष्मणः ॥ ३ ॥

મહાપરાક્રમી લક્ષ્મણે કુંભકર્ણનાં શરીરમાં એક સાથે સાત બાણ માર્યા, અને ત્યાર પછી પણ બીજાં બાણો છોડયાં.

पीड्यमानस्तदस्त्रं तु विशेषं तत्स राक्षसः ।
सावज्ञमेवं प्रोवाच वाक्यं मेघौघनिःस्वनम् ॥ ४ ॥

કુંભકર્ણ એ બાણોથી ઘવાયો, પરંતુ તે ફસાઇ ગયેલાં બાણોને તેણે પોતાનાં શરીરમાંથી બહાર કાઢીને ફેંકી દીધાં. (विशेषं = विगत-शेषं चकार) પછી લક્ષ્મણને ધુતકારતો ઘટાટોપ વાદળાંની પેઠે ગર્જના કરવા લાગ્યો.



अन्तकस्यापि क्रुद्धस्य भयदातारमाहवे ।
युध्यता मामभीतेन ख्यापिता वीरता त्वया ॥ ५ ॥

'હે લક્ષ્મણ ! યુદ્ધમાં પ્રકુપિત કાળને પણ ભયભીત કરનારા મારી નિર્ભીકની સાથે યુદ્ધ કરીને તેં તારી વીરતાનું પ્રદર્શન કરી દીધું.'

प्रगृहीतायुधस्येह मृत्योरिव महामृधे ।
तिष्ठन्नप्यग्रतः पूज्यः को मे युद्धप्रदायकः ॥ ६ ॥

'જ્યારે હું હથિયાર હાથમાં લઇ સાક્ષાત્ કાળની જેમ રણભૂમિમાં આવું ત્યારે જે મારી સામે આવી શકે તે પણ પ્રશંસાને પાત્ર છે; પછી તો જે મારી સાથે યુદ્ધ કરે તેના તો શા વખાણ કરું ?'

ऐरावतगजारुढो वृतः सर्वामरैः प्रभुः ।
नैव शक्रोऽपि समरे स्थितपूर्वः कदाचन ॥ ७ ॥
अद्य त्वयाहं सौमित्रे सत्त्वधैर्यबलोत्साहैः ।
तोषितो गन्तुमिच्छामि त्वामनुज्ञाप्य राघवम् ॥ ८ ॥

'સમસ્ત દેવતાઓથી ઘેરાયેલા (સુરક્ષિત) અને ઐરાવત હાથીપર બેઠેલા મહારાજા ઇન્દ્ર પણ આજ સુધી કયારેય મારી સામે ઉભા રહી શકયા નથી. પરંતુ, હે સુમિત્રાનંદન ! તમે તમારાં પરાક્રમ, ધીરજ, બળ અને ઉત્સાહથી મને સંતુષ્ટ કરી દીધો છે. એથી હવે હું તમારી અનુમતિ લઇ શ્રીરામની પાસે જવા ચાહું છું.'

इत्युक्तवाक्यं तद्रक्षः प्रोवाच स्तुतिसंहितम् ।
मृधे घोरतरं वाक्यं सौमित्रिः प्रहसन्निव ॥ ९ ॥



જ્યારે કુંભકર્ણે પ્રશંસાયુકત આ ખટકે તેવી વાતો કીધી ત્યારે લક્ષ્મણજીએ હસીને આ પ્રમાણે ઉત્તર આપ્યો.

यस्त्वं शक्रादिभिर्देवैरसह्यः प्राह पौरुषम् ।
तत्सत्यं नान्यथा वीर दृष्टस्तेऽद्य पराक्रमः ॥ १० ॥

'હે વીર ! તમારામાં એટલું પૌરુષ છે કે દેવતાઓ સહિતનો ઇન્દ્ર પણ તમારો સામનો કરી શકતો નથી એમ જે તમે કહ્યું તે સાચું જ છે, કેમકે આજ મેં પોતે તમારા એ પરાક્રમને જોઇ લીધું છે !'

एष दाशरथी रामस्तिष्ठत्यद्रिरिवापरः ।
मनोरथो रात्रिचर तत्समीपे भविष्यति ॥ ११ ॥

'હે નિશાચર ! જોઇ લો, આ રહ્યા એ રામ, બીજા પહાડ જેવા અચળ અને અટલ દશરથનંદન ઊભેલા છે તે. તેની સમીપ પહોંચશો એટલે તમારા મનોરથો પૂરા થઇ જ જશે (રામના હાથે મરવાના મનોરથો).

इति श्रुत्वा ह्यनादृत्य लक्ष्मणं स निशाचरः ।
राममेवाभिदुद्राव दारयन्निव मेदिनीम् ॥ १२ ॥

આવું સાંભળીને તિરસ્કાર પૂર્વક લક્ષ્મણજીને ત્યાં જ છોડીને મહાબલી કુંભકર્ણ ધરણી ધ્રુજાવતો શ્રીરામ તરફ દોડી ગયો.

पुरस्ताद्राघवस्यार्थे गदायुक्तो विभीषणः ।
अभिदुद्राव वेगेन भ्राता भ्रातरमाहवे ॥ १३ ॥

એટલામાં શ્રીરામના તરફથી લડવા માટે હાથમાં ગદા લઇને ભાઇ વિભીષણ પોતાના ભાઇ સાથે યુદ્ધ કરવાને દોડી આવ્યા.



विभीषणं पुरो दृष्ट्वा कुम्भकर्णोऽब्रवीदिदम् ।
प्रहरस्व रणे शीघ्रं क्षत्रधर्मे स्थिरो भव ॥ १४ ॥

વિભીષણને પોતાની સમક્ષ ઉપસ્થિત દેખી કુંભકર્ણ બોલ્યો, 'તું મારા ઉપર પ્રહાર કરીને ક્ષાત્રધર્મનું પાલન કર.'

भ्रातृस्नेहं परित्यज्य राघवस्य प्रियं कुरु ।
अस्मत्कार्यं कृतं वत्स यस्त्वं राममुपागतः ॥ १५ ॥

અત્યારે તો તમે ભાઇનાં પ્રેમનો પરિત્યાગ કરીને રામને પ્રસન્ન કરવાનું કામ જ કરો. હે વત્સ ! તમે રામની પાસે આવી રહ્યા તે પણ ખરું જોતાં આપણું જ કામ તમે કર્યું છે.

त्वमेको रक्षसां लोके सत्यधर्माभिरक्षिता ।
नास्ति धर्माभिरक्तस्य व्यसनं तु कदाचन ॥ १६ ॥

સત્ય અને ધર્મની રક્ષા કરનારો સર્વે રાક્ષસો માંહે તું એકલો જ છે અને જે ધર્મમાં અભિરુચિ રાખે છે તેને કદી દુઃખ ભોગવવું પડતું નથી.'

सन्तानार्थं त्वमेवैकः कुलस्यास्य भविष्यसि ।
राघवस्य प्रसादात्त्वं रक्षसां राज्यमाप्स्यसि ॥ १७ ॥

'સંતાન-ઉત્પત્તિ દ્વારા વંશવેલો ટકાવી રાખનારો વિશ્રવાના કુળમાં તું એકલો જ જીવતો રહેવાનો છે, બાકી બધા જ મરવાના છે. અને શ્રીરામની કૃપાથી તો લંકામાં રાક્ષસરાજ તું જ બનવાનો છે.'



न विद्मि संयुगे शक्तः स्वान् परान् वा निशाचर ।
रक्षणीयोऽसि मे वत्स शीघ्रं मार्गादपक्रम ॥ १८ ॥

'હે વિભીષણ ! હું યુદ્ધમાં અત્યારે આસક્ત થઇ ગયો હોવાથી મને હમણાં પોતાના કે પરાયાનું કશું જ જ્ઞાન-ભાન રહે તેમ નથી. હું ચાહું છું કે તું સુરક્ષિત રહે, એટલા માટે કહું છું કે હે વત્સ ! તું મારા માર્ગમાંથી ખસી જા.'

एवमुक्तो वचस्तेन कुम्भकर्णेन धीमता ।
विभीषणो महाबाहुः कुम्भार्णमुवाच ह ॥ १९ ॥

જ્યારે મહામતિ કુંભકર્ણે આવી વાત કરી ત્યારે મહાબલી વિભીષણે કહ્યું

गदितं मे कुलस्यार्थे रक्षणार्थमरिन्दम ।
न श्रुतं सर्वरक्षोभिस्ततोऽहं राममागतः ॥ २० ॥

'હે શત્રુસંહારક ! કુળની રક્ષા માટે તો મેં બધાને બહુ જ સમજાવ્યા, પરંતુ જ્યારે કોઇએ પણ મારી વાત સાંભળી નહિ ત્યારે વિવશ થઇને હું રામની પાસે ચાલ્યો આવ્યો.'

एवमुक्त्वाश्रुपूर्णाक्षः गदापाणिर्विभीषणः ।
एकान्तमाश्रितो भूत्वा चिन्तयामास सुस्थितः ॥ २१ ॥

આવું કહી આંખમાં આંસુ લાવી હાથમાં ગદા લઇને વિભીષણ એક કોર ચાલ્યા ગયા અને ઊભા ઊભા વ્યવસ્થિત રીતે વિચારવા લાગ્યા.

तमापतन्तं धरणीधराभ-
मुवाच रामो युधिकुम्भकर्णम् ।



आगच्छ रक्षोऽधिप मा विषाद-
मवस्थितोऽहं प्रगृहीतचापः ॥ २२ ॥

પર્વત સરખા (ધરણીધર જેવા) કુંભકર્ણને પોતાની કોર આવતો નિહાળી યુદ્ધભૂમિમાં ઊભેલા શ્રીરામ બોલ્યા, 'હે રાક્ષસપતિ ! નિરાશ-દુ:ખી ન થાઓ, ચાલ્યા આવો. હાથમાં ધનુષ લઇને હું તમારા સ્વાગત માટે ઊભો છું.

रामोऽयमिति विज्ञाय जहास विकृतस्वनम् ।
कुम्भकर्णो महातेजा राघवं वाक्यमब्रवीत् ॥ २३ ॥

આ વચનો પરથી કુંભકર્ણ જાણી ગયો કે આ રામ જ છે. તેથી તે મહા તેજસ્વી કુંભકર્ણ ઊંચા અવાજે ખડખડાટ હસવા લાગ્યો, પછી તેણે રામને કહ્યું.

नाहं विराधो विज्ञेयो न कबन्धः खरो न च ।
न वाली न च मारीचः कुम्भकर्णोऽहमागतः ॥ २४ ॥
पश्य मे मुद्गरं घोरं सर्वकालायसं महत् ।
अनेन निर्जिता देवा दानवाश्च पुरा मया ॥ २५ ॥

'હે રામ ! તમે મને વિરાધ ન સમજજો, હું નથી વિરાધ, નથી કબંધ, નથી ખર, હું નથી વાલી કે હું નથી મારીચ, હું તો કુંભકર્ણ આવેલો છું. જોઇ લ્યો, આ મારા મુદ્ગર સર્વકાળસમ ભયાનક (ખીલાવાળી મગદળ આકારની લોખંડની ગદા)ને જોઇ લ્યો. પૂર્વકાળમાં મેં એનાથી જ દેવતાઓને અને દાનવોને પરાજિત કર્યા હતા.'

दर्शयेक्ष्वाकुशार्दूल वीर्यं गात्रेषु मेऽनघ ।
ततस्त्वां भक्षयिष्यामि दृढपौरुषविक्रमम् ॥ २६ ॥



'હે ઇક્ષ્વાકુ શાર્દૂલ ! હે નિષ્પાપ ! પહેલાં તમે મારા પર વાર કરીને તમારાં ગાત્રોમાં કેટલું વીર્ય - પરાક્રમ છે તે મને બતાવી દો. તમે દ્રઢ પૌરુષ અને પરાક્રમવાળા છો તેની ખાતરી કર્યા પછી હું તમારું ભક્ષણ કરીશ.'

स कुम्भकर्णस्य वचो निशम्य
रामः सुपुङ्खान् विससर्ज बाणान् ।
तैराहतो वज्रसमप्रवेगैः
न चुक्षुभे न व्यथते सुरारिः ॥ २७ ॥

કુંભકર્ણનાં આ વચનો સાંભળી શ્રીરામે સુંદર પીંછાં અને તીક્ષ્ણ પાનાંવાળાં બાણો વડે તેના ઉપર પ્રહાર કર્યો, પરંતુ વજ્ર સમાન વેગવાન બાણોના પ્રહારથી પણ એ દેવતાઓનો દુશ્મન કુંભકર્ણ ન તો જરાય ઉત્તેજિત થયો, ન તો જરાપણ દુ:ખી થયો.

स वारिधारा इव सायकांस्तान्
पिबञ्शरीरेण महेन्द्रशत्रुः ।
जघान रामस्य शरप्रवेगं
व्याविध्य तं मुद्गरमुग्रवेगम् ॥ २८ ॥

ઇન્દ્રશત્રુ કુંભકર્ણે એ જલવૃષ્ટિ સમી બાણવૃષ્ટિને પોતાના શરીર વડે શોષણ કરી લીધી. તે પોતાના મુદ્ગરને અત્યંત વેગથી ઘુમાવી ઘુમાવીને શ્રીરામનાં ફેંકેલાં બાણોનું નિવારણ કરી રહ્યો હતો.

वायव्यमादाय ततो वरास्त्रं
रामः प्रचिक्षेप निशाचराय ।
समुद्गरं तेन जघान बाहुं
स कृत्तबाहुस्तुमुलं ननाद ॥ २९ ॥

પોતાની બાણ-વૃષ્ટિ વ્યર્થ જતી જોઇને શ્રીરામે અસ્ત્રોમાં શ્રેષ્ઠ એવું વાયવ્યાસ્ત્ર લઇને કુંભકર્ણ ઉપર ફેંક્યું. તે અસ્ત્ર જે ભુજામાં તેણે મુદ્‌ગર પકડેલો હતો તે ભુજામાં જ તેને વાગ્યું. તેનાથી તેનું બાવડું કપાઇ ગયું. હાથ કપાયો કે તરત તેણે બહુ જોરથી ભયંકર ચીસ પાડી.

स कुम्भकर्णोऽस्त्रनिकृत्तबाहुः
महेन्द्रकृत्ताग्र इवाचलेन्द्रः ।
उत्पाटयामास करेण वृक्षं
ततोऽभिदुद्राव रणे नरेन्द्रम् ॥ ३० ॥

કુંભકર્ણ હાથ કપાઇ ગયા પછી એવો દેખાતો હતો જેવો ઇન્દ્ર વડે તૂટેલા શિખરવાળો પહાડ દેખાતો હોય છે. હવે કુંભકર્ણે પોતાના બીજા સાજા હાથથી એક ઝાડ ઉખેડ્યું, પછી તેને લઇ તે રામ તરફ ધસી ગયો.

स तस्य बाहुं सहसालवृक्षं
समुद्यतं पन्नगभोगकल्पम् ।
ऐन्द्रास्त्रयुक्तेन जघान रामो
बाणेन जाम्बुनदचित्रितेन ॥ ३१ ॥

કુંભકર્ણે જે ભુજાથી સાલવૃક્ષ ઉગામેલું હતું તે મોટા ફણીધર સાપ જેવી દેખાતી ભુજાને શ્રીરામે પોતાના સુવર્ણચિત્રિત ઐન્દ્રાસ્ત્રયુક્ત બાણ વડે કાપી નાખી.

तं छिन्नबाहुं समवेक्ष्य रामः
समापतन्तं सहसा नदन्तम् ।
द्वावर्धचन्द्रौ निशितौ प्रगृह्य
चिच्छेद पादौ युधि राक्षसस्य ॥ ३२ ॥



જ્યારે શ્રીરામે જોયું કે બંને બાવડાં કપાઇ ગયા પછી પણ યુદ્ધ ભૂમિમાં તે રાક્ષસ ગર્જના કરતો દોડી આવે છે, ત્યારે તેઓએ અર્ધ-ચંદ્રાકાર બે બાણ મારીને તેના બેઉ પગ કાપી નાખ્યા.

अपूरयत्तस्य मुखं शिताग्रै
रामः शरैर्हेमपिनद्धपुङ्खैः ।
स पूर्णवक्त्रो न शशाक वक्तुं
चुकूज कृच्छ्रेण मुमोह चापि ॥ ३३ ॥

પછી શ્રીરામે સોનાનાં ફળાં (પાનાં = Blades) વાળાં તીક્ષ્ણ બાણો વડે તેનું મોઢું ભરી દીધું. બાણોથી મોં ભરાઇ જવાથી તે કંઇ બોલી શકયો નહિ. મુશ્કેલીથી ઊંહકારા કરતો તે મૂર્છિત થઇ ગયો.

अथाददे सूर्यमरीचिकल्पं
स ब्रह्मदण्डान्तककालकल्पम् ।
अरिष्टमैन्द्रं निशितं सुपुङ्खं
रामः प्रचिक्षेप निशाचराय ॥ ३४ ॥

હવે શ્રીરામે સૂર્યના કિરણો સમાન ચળકતા બ્રહ્મદંડ તથા કાલદંડ જેટલાં ભયંકર, શત્રુ વિનાશક, અત્યંત તીક્ષ્ણ ધારવાળાં, સુંદર ફળાંવાળાં ઐન્દ્રાસ્ત્રને લઇને તે કુંભકર્ણ ઉપર ફેંક્યું.

स सायको राघवबाहुचोदितो
दिशः स्वभासा दश संप्रकाशयन् ।
सधूमवैश्वानरदीप्तदर्शनो
जगाम शक्राशनिवीर्यविक्रमम् ॥ ३५ ॥





શ્રીરામના હાથમાંથી છૂટેલું (તે બાણ) પોતાના પ્રકાશથી દશેય દિશાઓને અજવાળતું ધુમાડા વગરના અગ્નિ જેવું દેખાતું, ઈન્દ્રના વજ્ર સમાન પરાક્રમ કરનારું તે બાણ સીધું તે રાક્ષસ કુંભકર્ણ તરફ જતું રહ્યું.

स तन्महापर्वतकूटसन्निभं
निवृत्तदंष्ट्रं चलचारुकुण्डलम् ।
चकर्त रक्षोधिपतेः शिरस्तथा
यथैव वृत्रस्य पुरं पुरन्दरः ॥ ३६ ॥

જેવી રીતે ઈન્દ્રનું વજ્ર વૃત્રાસુરનું મસ્તક કાપી નાખે તેવી રીતે રામના એ બાણે કુંભકર્ણના પર્વત-શિખર સમા કદાવર, પડી ગયેલા દાંતોવાળા અને લટકતા સુંદર કુંડળોવાળા મસ્તકને છેદી નાખ્યું.

प्रहर्षमीयुर्बहवस्तु वानराः
प्रबुद्धपद्मप्रतिमैरिवाननैः ।
अपूजयन् राघवमिष्टभागिनं
हते रिपौ भीमबले दुरासदे ॥ ३७ ॥

તે ભયંકર અને બળવાન શત્રુના હનનથી સમસ્ત વાનર વીરોનાં મુખ ખીલી ઊઠેલાં કમળો જેવાં પ્રસન્ન થઇ ગયાં. તે વેળાએ બધા લોકો અભીષ્ટ વિજયની પ્રાપ્તિ કરનારા શ્રીરામની પૂજા-પ્રશંસા કરવા લાગ્યા.

## ૩૯ (ઓગણચાળીસમો) સર્ગ
## રાવણનો વિલાપ અને ઈન્દ્રજિતનું રામ-લક્ષ્મણ સાથે યુદ્ધ



कुम्भकर्णं हतं दृष्ट्वा राघवेण महात्मना ।
राक्षसा राक्षसेन्द्राय रावणाय न्यवेदयन् ॥ १ ॥

મહાબલી-મહાત્મા રામ દ્વારા કુંભકર્ણ ને હણાયેલો જોઇને મરતાં બચી ગયેલા રાક્ષસોએ આ સમાચાર રાક્ષસરાજ રાવણને કહી સંભળાવ્યાં.

तं श्रुत्वा निहतं संख्ये कुम्भकर्णं महाबलम् ।
रावणः शोकसन्तप्तो विललाप मुमोह च ॥ २ ॥

યુદ્ધમાં મહાબળવાન કુંભકર્ણની હત્યાના સમાચાર સાંભળી રાવણ શોક-સંતાપથી મૂર્છિત થઇ ગયો. પછી વિલાપ કરવા લાગ્યો.

हा वीर रिपुदर्पघ्न कुम्भकर्ण महाबल ।
त्वं मां विहाय वै दैवाद्यातोऽसि यमसादनम् ॥ ३ ॥

'હે વીર ! હે શત્રુઓનાં ગર્વનો નાશ કરનારા ! મહાબલી કુંભકર્ણ ! તું મારા દુર્ભાગ્યથી મને ત્યજીને યમલોક જતો રહ્યો !'

मम शल्यमनुद्धृत्य बान्धवानां महाबल ।
शत्रुसैन्यं प्रताप्यैकः क्व मां सन्त्यज्य गच्छसि ॥ ४ ॥

' હે મહાબલી ! તમે મારા અને મારા બંધુઓના કાંટા (શલ્ય)ને કાઢયા વિના જ (રામનો વધ કર્યા વિના જ) કેવળ શત્રુ સૈન્યને સંતાપીને જ મને ત્યજીને કયાં જાઓ છો ?'

इदानीं खल्वहं नास्मि यस्य मे दक्षिणो भुजः ।
पतितोऽयं समाश्रित्य न बिभेमि सुरासुरात् ॥ ५ ॥

'હે વીર ! ખરેખર હવે હું આ સંસારમાં કયાંયનો નથી રહ્યો, કેમકે જેના બળ પર હું દેવો-દાનવો કોઇનાથી પણ ડરતો ન હતો તે મારી જમણી ભુજા કપાઇને છૂટી પડી ગઇ છે.'

राज्येन नास्ति मे कार्यं किं करिष्यामि सीतया ।
कुम्भकर्णविहीनस्य जीविते नास्ति मे रतिः ॥ ६ ॥

'હવે મારે રાજ્યનું કોઇ જ પ્રયોજન નથી અને સીતાને રાખીને પણ હું શું કરવાનો હતો ? કુંભકર્ણ વિના જીવિત રહેવાની પણ હવે મને રુચિ નથી.'

यद्यहं भ्रातृहन्तारं न हन्मि युधि राघवम् ।
ननु मे मरणं श्रेयो न चेदं व्यर्थजीवितम् ॥ ७ ॥

'જો હું યુદ્ધમાં મારા ભાઇના હત્યારા રામને ન મારું તો મારે મરી જવું જ શ્રેયસ્કર છે. વ્યર્થ જીવનથી શો લાભ છે ?'

अद्यैव तं गमिष्यामि देशं यत्रानुजो मम ।
नहि भ्रातृन् समुत्सृज्य क्षणं जीवितुमत्सहे ॥ ८ ॥

'હું આજે જ જ્યાં મારો નાનો ભાઇ છે તે સ્થાને જાઉં છું, કેમકે હું મારા ભાઇઓનો ઉત્સર્ગ કરીને એક ક્ષણ પણ જીવિત રહી શકતો નથી.'

ततस्तु राजानमुदीक्ष्य दीनं
शोकार्णवे सम्परिपुप्लुवानम् ।
रथर्षभो राक्षसराजसूनु-
स्तमिन्द्रजिद्वाक्यमिदं बभाषे ॥ ९ ॥



રાવણને આવી રીતે ઉદાસ અને શોક સાગરમાં ડૂબેલો જોઇ રાક્ષસરાજનો પુત્ર મહારથી ઇન્દ્રજિત બોલ્યો,

न तात मोहं प्रतिगन्तुमर्हसि
यत्रेन्द्रजिज्जीवति राक्षसेन्द्र ।
पश्याद्य रामं सह लक्ष्मणेन
मद्बाणनिर्भिन्नविकीर्णदेहम् ॥ १० ॥

'હે પિતાજી ! હે રાક્ષસેન્દ્ર ! જ્યારે ઇન્દ્રજિત જીવિત છે ત્યારે આપ આટલા દુઃખી કેમ થાઓ છો ? આજ આપ લક્ષ્મણનાં અને રામનાં બધાં જ અંગોને મારાં બાણો વડે વીંધેલાં, કાપેલાં અને વિખરાઇ ગયેલાં જોશો.'

स एवमुक्त्वा त्रिदशेन्द्रशत्रु-
रापृच्छय राजानमदीनसत्त्वः ।
समारुरोहानिलतुल्यवेगं
रथं खरश्रेष्ठसमाधियुक्तम् ॥ ११ ॥

આ પ્રમાણે બોલીને ઇન્દ્રનો શત્રુ, વિશિષ્ટ પરાક્રમી, ઇન્દ્રજિત રાવણની આજ્ઞા માગીને વાયુ સમાન તીવ્ર વેગવાળા રથ પર સવાર થઇ ગયો આ રથમાં ઉત્તમ ઓલાદના ગધેડા (ખચ્ચરો) જોડેલા હતા તથા શત્રુઓને (સમ = આધિ) વિશેષ પીડા પહોંચાડનારાં અસ્ત્ર-શસ્ત્રો પણ રાખેલાં હતાં.

तमास्थाय महातेजा रथं हरिरथोपमम् ।
जगाम सहसा तत्र यत्र युद्धमरिन्दमः ॥ १२ ॥



તે મહાતેજસ્વી શત્રુહન્તા ઇન્દ્રજિત સૂર્યસમાન ચમકતા રથ પર સવાર થઇને ઝટ ઝટ જયાં યુદ્ધ થઇ રહ્યું હતું ત્યાં ચાલ્યો ગયો.

ततो हयरथाकीर्णं पताकाध्वजशोभितम् ।
निर्ययौ राक्षसबलं नर्दमानं युयुत्सया ॥ १३ ॥

મેઘનાદે પ્રસ્થાન કર્યું કે તરત ઘોડા, રથો, ધ્વજાઓ અને પતાકાઓથી સુશોભિત રાક્ષસી સેના પણ વીરગર્જના કરતી યુદ્ધની ઇચ્છા કરતી નીકળી પડી.

ते शरैर्बहुभिश्चित्रैः तीक्ष्णवेगैरलङ्कृतैः ।
तोमरैरङ्कुशैश्चापि वानराञ्जघ्नुराहवे ॥ १४ ॥

રણભૂમિમાં પહોંચીને તે રાક્ષસો વાનરોની સાથે યુદ્ધ કરતા રહી વાનરોને વિવિધ પ્રકારનાં અદ્ભુત બાણો, તીક્ષ્ણ વેગવંતા સુંદર તોમરો તથા અંકુશો વડે મારવા લાગ્યા.

स तु नालीकनाराचैर्गदाभिर्मुसलैरपि ।
रक्षोभिः संवृतः संख्ये वानरान् विचकर्त ह ॥ १५ ॥

રાક્ષસોથી ઘેરાયેલો ઇન્દ્રજિત પણ યુદ્ધમાં બંદૂક, બાણ, ગદા, મુસળ વગેરે વડે વાનરોને ઘાયલ કરવા લાગ્યો.

ततः पावकसङ्काशैः शरैराशीविषोपमैः ।
वानराणामनीकानि बिभेद समरे प्रभुः ॥ १६ ॥



આ પ્રકારે યુદ્ધ કરતાં કરતાં ઇન્દ્રજિતે અગ્નિ જેટલાં પ્રજ્વલિત અને વિષધર સર્પ જેટલાં ભયંકર બાણો વડે રણભૂમિમાં વાનરોની સેનાને વીંધી નાખી.

अष्टादशशरस्तीक्ष्णैः विद्ध्वा गन्धमादनम् ।
विव्याध नवभिश्चैव नलं दूरादवस्थितम् ॥ १७ ॥

મેઘનાદે અઢાર બાણો વડે ગંધમાદનને વીંધી નાખ્યો, પછી દૂર ઊભેલા નલને પણ નવ બાણોથી વીંધી નાખ્યો.

सप्तभिस्तु महावीर्यो मैन्दं मर्मविदारणैः ।
पञ्चभिर्वि शिखैश्चैव गजं विव्याध संयुगे ॥ १८ ॥

તેણે સાત બાણો મારીને મૈંદનાં મર્મસ્થાનોને ચીરી નાંખ્યા. આ પ્રકારે યુદ્ધ કરનારા ઇન્દ્રજિતે પાંચ ધારદાર બાણો મારીને ગજ નામે વાનરને પણ ઘાયલ કરી મૂકયો.

जाम्बवन्तं तु दशभिः नीलं त्रिंशद्भिरेव च ।
सुग्रीवमृषभं चैव सोऽङ्गदं द्विविदं तथा ॥ १९ ॥
अन्यानपि तथा मुख्यान् वानरान् बहुभिः शरैः ।
अर्दयामास संक्रुद्धः कालाग्निरिव मूर्च्छितः ॥ २० ॥

અત્યંત કોપ કરીને કાલાગ્નિ સમાન રઘવાયા મેઘનાદે જાંબવાનને દશ અને ત્રીસ બાણો મારીને તથા સુગ્રીવ, ઋષભ, અંગદ અને દ્વિવિદને તથા અન્ય મુખ્ય મુખ્ય વાનર યૂથપતિઓને ઘ[illegible] [illegible]ા મારી મારીને વ્યાકુળ કરી મૂકયા.

ववर्श रामं शरवृष्टिजालैः
सलक्ष्मणं भास्कररश्मिकल्पैः ।



ततस्तु ताविन्द्रजिदस्त्रजालैः
बभूवतुस्तत्र तथा विशस्तौ ॥ २१ ॥

વાનર સેનાના યૂથપતિઓને ઘાયલ કર્યા પછી ઇન્દ્રજિતે રામ અને લક્ષ્મણ ઉપર સૂર્યના કિરણો સમાન ચમકતાં બાણોની ઝડી વરસાવી. ઇન્દ્રજિતની એ બાણવર્ષાથી એ બંને ભાઇઓ વીંધાઇને તદ્દન કપાઇ ગયા.

ततस्तदा वानरसैन्यमेवं
रामं च संख्ये सह लक्ष्मणेन ।
विषादयित्वा सहसा विवेश
पुरीं दशग्रीवभुजाभिगुप्ताम् ॥ २२ ॥

આ પ્રકારે તે દિવસનાં યુદ્ધમાં શ્રીરામ, લક્ષ્મણ અને વાનરી સેનાને પરાસ્ત કરી ઇન્દ્રજિત સત્વર રાવણ દ્વારા સુરક્ષિત લંકામાં ચાલ્યો ગયો.

## ૪૦ (ચાળીસમો) સર્ગ હનુમાનજીએ હિમાલયમાંથી લાવી આપેલી દિવ્ય ઔષધીઓનાં પ્રયોગથી રામ-લક્ષ્મણ અને વાનરોને સ્વાસ્થ્ય પ્રાપ્તિ

तयोस्तदा सादितयो रणाग्रे
मुमोह सैन्यं हरिपुङ्गवानाम् ।
सुग्रीवनीलाङ्गदजाम्बवन्तः
न चापि किञ्चित्प्रतिपेदिरे ते ॥ १ ॥



શ્રીરામ અને લક્ષ્મણ આ પ્રકારે મૂર્છિત થઇ ગયા તેથી વાનરયૂથ પતિઓની સેના પણ કિંકર્તવ્ય-વિમૂઢ (શું કરવું તેની સમજ વગરની) થઇ ગઇ. એટલે સુધી કે સુગ્રીવ, નીલ, અંગદ અને જાંબવાન જેવા મુખ્ય વાનર રત્નો પણ સમજી ન શકયા કે હવે શું કરવું જોઇએ !

ततो विषण्णं समवेक्ष्य सैन्यं
विभीषणो बुद्धिमतां वरिष्ठः ।
उवाच शाखामृगराजवीरान्
मा भैष्ट नास्त्यत्र विषादकालः ॥ २ ॥

એ સમયે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ વિભીષણે વાનરસેનાને વિષાદમાં પડેલી જોઇને સુગ્રીવ આદિ વાનરોને ધીરજ આપતાં કહ્યું કે 'ભાઇઓ ! ગભરાશો નહિ. આ સમય દુ:ખ લગાડવાનો નથી.'

विभीषणवचः श्रुत्वा हनुमांस्तमथाब्रवीत् ।
एतस्मिन्निहते सैन्ये वानराणां तरस्विनाम् ।
यो यो धारयते प्राणांस्तं तमाश्वासयावहै ॥ ३ ॥

વિભીષણનાં આ વચનો સાંભળી હનુમાન બોલ્યા, 'વીર વાનરોની આ ઘાયલ અને હતાહત સેનામાં જે જે વાનરોમાં હજુ સુધી પ્રાણ ટકી રહ્યા છે, તેઓની પાસે જઇને ચાલો આપણે આશ્વાસન આપીએ.'

तावुभौ युगपद्वीरौ हनुमद्राक्षसोत्तमौ ।
उल्काहस्तौ तदा रात्रौ रणशीर्षे विचेरतुः ॥ ४ ॥

આવો નિશ્ચય કરીને બંને વીરો-હનુમાન અને રાક્ષસોત્તમ વિભીષણ મળીને હાથમાં મશાલ લઇ રાતના વખતે રણભૂમિમાં ઘૂમવા લાગ્યા.



सुग्रीवमङ्गदं नीलं शरभं गन्धमादनम् ।
गवाक्षं च सुषेणं च वेगदर्शिनमाहुकम् ॥ ५ ॥
मैन्दं नलं ज्योतिमुखं द्विविदं पनसं तथा ।
एतांश्चान्यांस्ततो वीरौ ददृशाते हतान् रणे ॥ ६ ॥

સમરભૂમિમાં ઘૂમતાં ઘૂમતાં તે બંનેએ જોયું કે સુગ્રીવ, અંગદ, નીલ, શરભ, ગંધમાદન, ગવાક્ષ, સુષેણ, વેગદર્શી, આહુક, મૈન્દ, નલ, જ્યોતિમુખ, દ્વિવિદ અને પનસ-આ બધા તેમજ બીજા પણ ઘણા વાનરો રણમેદાનમાં ઘવાયેલા પડેલા છે.

सागरौघनिभं भीमं दृष्ट्वा बाणार्दितं बलम् ।
मार्गते जाम्बवन्तं स्म हनुमान् सविभीषणः ॥ ७ ॥

સમુદ્ર સરખી અપાર વાનર સેનાને બાણોથી વલોવાઇ ગયેલી દેખી વિભીષણ અને હનુમાન જાંબવાનને ગોતતા હતા.

स्वभावजरया युक्तं वृद्धं शरशतैश्चितम् ।
प्रजापतिसुतं वीरं शाम्यन्तमिव पावकम् ॥ ८ ॥
दृष्ट्वा तमुपसङ्गम्य पौलस्त्यो वाक्यमब्रवीत् ।
कश्चिदार्य शरैस्तीक्ष्णैः प्राणा न ध्वंसितास्तव ॥ ९ ॥

સ્વાભાવિક ધૈર્યાદિ ગુણોવાળા તથા જરાવસ્થા યુક્ત, જ્ઞાનવૃદ્ધ અને સેંકડો બાણોથી ઘવાયેલા છતાં શાન્ત થયેલા અગ્નિ સમાન, પ્રજાપતિના પુત્ર જાંબવાનને દેખી, તેની પાસે જઇને વિભીષણે કહ્યું, 'હે આર્ય ! આ તીક્ષ્ણ બાણોના વરસાદમાં આપના પ્રાણોનો વિધ્વંસ તો નથી થયો ને ?'



विभीषणवचः श्रुत्वा जाम्बवानृक्षपुङ्गवः ।
कृच्छ्रादभ्युद्गिरन् वाक्यमिदं वचनमब्रवीत् ॥ १० ॥

ઋક્ષશ્રેષ્ઠ જામ્બવાન વિભીષણે કહેલું સાંભળી મહા મુશ્કેલીથી ઊંહકારા કરતો આ વાક્ય બોલ્યો,

नैर्ऋतेन्द्र महावीर्य स्वरेण त्वाऽभिलक्षये ।
पीड्यमानः शितैर्बाणैर्न त्वां पश्यामि चक्षुषा ॥ ११ ॥

'હે રાક્ષસેન્દ્ર ! હે મહાબલી ! હું તમારા કંઠ-સ્વરથી તમને ઓળખી શક્યો છું. (હું મરી તો નથી ગયો, પણ) તીક્ષ્ણ બાણોથી મારું શરીર એટલું તો વીંધાઇ ગયું છે કે હું આંખો (ની શક્તિ)થી તમને જોઇ પણ શકતો નથી.'

अञ्जना सुप्रजा येन मातरिश्वा च सुव्रत ।
हनुमान् वानरश्रेष्ठः प्राणान् धारयते क्वचित् ॥ १२ ॥

'હે સુવ્રત ? જેની પ્રાપ્તિ કરી અંજના પુત્રવતી થઇ અને જેના લાભથી પવનદેવ સુપુત્ર કહેવાયા છે, તે વાનર શ્રેષ્ઠ હનુમાનજી તો જીવિત છે ને ?'

श्रुत्वा जाम्बवतो वाक्यमुवाचेदं विभीषणः ।
आर्यपुत्रावतिक्रम्य कस्मात्पृच्छसि मारुतिम् ॥ १३

જાંબવાનની આ વાત સાંભળીને વિભીષણ બોલ્યો, 'આપે આર્યપુત્રો (રામ-લક્ષ્મણ)ના કુશળક્ષેમ ન પૂછ્યા અને સૌથી પહેલાં હનુમાનજીની કુશળતા વિશે પૂછ્યું તેનું શું કારણ છે ?'



नैव राजनि सुग्रीवे नाङ्गदे नापि राघवे ।
आर्य सन्दर्शितः स्नेहो यथा वायुसुते परः ॥ १४ ॥

'હે આર્ય ! આપે જેવો સ્નેહ હનુમાનજીના પ્રતિ પ્રકટ કીધો છે, એવો પ્રેમ આપે ન તો કપિરાજ સુગ્રીવના સંબંધમાં પ્રકટ કર્યો. ન અંગદ અને ન રામ-લક્ષ્મણ પ્રતિ, એનું કારણ શું છે ?'

विभीषणवचः श्रुत्वा जाम्बवान् वाक्यमब्रवीत् ।
शृणु नैर्ऋतशार्दूल यस्मात्पृच्छामि मारुतिम् ॥ १५ ॥

વિભીષણની વાત સાંભળી જાંબવાને કહ્યું, 'હે રાક્ષસરાજ ! મેં સૌથી પહેલાં હનુમાનના કુશળ-સમાચાર કેમ પૂછયા- તેનું કારણ બતાવું છું. તે તમે સાંભળો.

तस्मिन् जीवति वीरे तु हतमप्यहतं बलम् ।
हनुमत्युज्झितप्राणे जीवन्तोऽपि वयं हताः ॥ १६ ॥

જો હનુમાન જીવિત છે તો સમસ્ત સેના હણાઇ ગઇ છતાં જીવતી છે, અને જો હનુમાનજી મરી ગયા તો આપણે બધા જીવતાં હોઇએ તો પણ મરી ગયેલા જ છીએ.

धरते मारुतिस्तात मारुतप्रतिमो यदि ।
वैश्वानरसमो वीर्ये जीविताशा ततो भवेत् ॥ १७ ॥

'જો પવન સમાન વેગવાન અને અગ્નિ સમાન બળવાન (પરાક્રમી) હનુમાન જીવિત છે; તો મને મરી ગયેલા લોકો પણ જીવતા થશે તેવી આશા છે.' 

ततो वृद्धमुपागम्य नियमेनाभ्यवादयत् ।
गृह्य जाम्बवतः पादौ हनुमान् मारुतात्मजः ॥ १८ ॥

જાંબવાનની આ વાતો સાંભળી રહેલા પવનપુત્ર હનુમાન વૃદ્ધ જાંબવાનની નજીક ગયા અને એમના બંને પગ પકડીને નિયમાનુસાર (પોતાનું નામ બોલીને) એમને પ્રણામ કર્યા.

श्रुत्वा हनुमतो वाक्यं तदा विव्यथितेन्द्रियः ।
पुनर्जातमिवात्मानं मन्यते स्मर्क्षपुङ्गवः ॥ १९ ॥

એ વખતે બધાં જ અંગોમાં પીડા થતી હોવા છતાં પણ ઋક્ષશ્રેષ્ઠ જાંબવાને હનુમાનની વાણી સાંભળી પોતાનો પુનર્જન્મ થયો માની લીધો.

ततोऽब्रवीन्महातेजा हनुमन्तं स जाम्बवान् ।
आगच्छ हरिशार्दूल वानरांस्त्रातुमर्हसि ॥ २० ॥

તત્પશ્ચાત્ પરમ તેજસ્વી જાંબવાને હનુમાનજીને કીધું કે, 'હે વાનરશાર્દૂલ ! આમ આવો અને વાનરોના પ્રાણ બચાવો.'

गत्वा परममध्वानमुपर्युपरि सागरम् ।
हिमवन्तं नगश्रेष्ठं हनुमन् गन्तुमर्हसि ॥ २१ ॥

'હે હનુમાન ! તમે સાગરની ઉપરને ઉપર આકાશમાં બહુ જ લાંબો પંથ કાપીને પર્વત શ્રેષ્ઠ હિમાલય પર જાઓ.'

ततः काञ्चनमत्युच्चमृषभं पर्वतोत्तमम् ।
कैलासशिखरं चापि द्रक्ष्यस्यरिनिषूदन ॥ २२ ॥




હિમાલય પર્વત પરથી દિવ્ય ઔષધિઓ લાવતા હનુમાનજી



'હે શત્રુસંહારક ! હિમાલય પહોંચ્યા પછી આગળ તમને સુવર્ણમય બહુ જ ઊંચો ઋષભ નામનો પર્વતશ્રેષ્ઠ દેખાશે. ત્યાંથી તમને કૈલાસ પર્વતનું શિખર પણ દેખાશે.'

तयोः शिखरयोर्मध्ये प्रदीप्तमतुलप्रभम् ।
सर्वौषधियुतं वीर द्रक्ष्यस्योषधिपर्वतम् ॥ २३ ॥

'હે વીર ! એ જ બેઉ પર્વત-શિખરો વચ્ચેના પ્રદેશમાં તમે અત્યંત ચમકતી અને અતુલ પ્રભાવવાળી બધાં જ પ્રકારની ઔષધિઓ યુક્ત (બધી જ જાતની જડીબુટ્ટીઓથી સમૃદ્ધ) ઔષધિ-પર્વત જોશો.'

तस्य वानरशार्दूल चतस्रो मूर्ध्नि सम्भवाः ।
द्रक्ष्यस्योषधयो दीप्ता दीपयन्तो दिशो दश ॥ २४ ॥

'હે વાનર કેસરી ! એ પર્વતના શિખર ઉપર તમને જેની ચમકથી દશેય દિશાઓ પ્રકાશિત રહે છે એવી ચાર અત્યંત ચળકતી ઉત્કૃષ્ટ ઔષધિઓ પણ જોવા મળશે.

मृतसञ्जीवनीं चैव विशल्यकरणीमपि ।
सावर्ण्यकरणीं चैव सन्धानकरणीं तथा ॥ २५ ॥

'એ ચારેય ઔષધીઓનાં નામ આ પ્રમાણે છે (૧) મૃતસંજીવની (૨) વિશલ્યકરણી (૩) સાવર્ણ્યકરણી અને (૪) સંધાનકરણી

***ટિપ્પણી :*** ✸ ૧. *મૃત સંજીવની - મરેલાને સજીવન કરનારી (પ્રાણ રક્ષક)*



૨. *વિશલ્યકરણી - ઘાવોને ભરી દેનારી (શરીરમાંથી શલ્યને બહાર કાઢનારી)*

૩. *સાવર્ણ્યકરણી - ઘાવોનો રંગ બદલીને પૂર્વવત કરી દેનારી (રોપણ તથા વર્ણકર - ચામડીને તેનો પૂર્વવત કુદરતી રંગ કરનારી)*

૪. *સન્ધાનકરણી - ઘાવ ભરાઇ ગયા પછી ચામડીને સાંધીને એક સરખી કરનારી તથા હાડકાં ભાંગેલાને સાંધી આપનારી (ભગ્ન સંધાનકારક)*

ताः सर्वाः हनुमन् गृह्य क्षिप्रमागन्तुमर्हसि ।
आश्वासय हरीन् प्राणैर्योज्य गन्धवहात्मज ॥ २६ ॥

'હે હનુમાન ! આ ચારેય ઔષધિઓ લઇને તમે સત્વર અહીં પાછા આવી જાઓ. હે પવનપુત્ર ! આ ઔષધિઓ લાવીને તમે વાનરોના પ્રાણો બચાવી લો અને (એ રીતે) એમને આશ્વાસન આપો.'

श्रुत्वा जाम्बवतो वाक्यं हनुमान् हरिपुङ्गवः ।
आदित्यपथमाश्रित्य जगाम स गतक्लमः ॥ २७ ॥

જાંબવાનનાં આ વચનો સાંભળ્યાં એટલે (હનુમાનજીનો બધો જ થાક ઊતરી ગયો. તેથી તે) અત્યંત વેગથી આકાશ (સૂર્યના) માર્ગે થઇ જતા રહ્યા.

स्मरञ्जाम्बवतो वाक्यं मारुतिर्वातरंहसा ।
ददर्श सहसा चापि हिमवन्तं महाकपिः ॥ २८ ॥

વાયુ સમાન તીવ્ર વેગવાળા વાયુપુત્ર હનુમાનજી જાંબવાનની વાતોનું સ્મરણ કરતાં કરતાં સાહસ કરીને થોડી વારમાં હિમાલય સુધી પહોંચી ગયા.



कैलासमुग्रं हिमवच्छिलां च
तथर्षभं काञ्चनशैलमग्रयम् ।
सन्दीपसर्वौषधिसम्प्रदीप्तं
ददर्श सर्वौषधिपर्वतेन्द्रम् ॥ २९ ॥

ત્યાં ફરતાં ફરતાં હનુમાનજીએ કૈલાસ શિખરને તેની નજીકનાં હિમવત્ શિલા નામના સ્થાનને, ઋષભ પર્વતને, સુવર્ણમય શૃંગયુકત પર્વતને (કાંચનગિરિ) અર્થાત્ સુમેરુને તથા ઔષધિઓના પ્રકાશિત પર્વતરાજ ઔષધિપર્વતને પણ જોયા.

स तस्य शृंगं सनगं सनागं
सकाञ्चनं धातुसहस्रजुष्टम् ।
विकीर्णकूटज्वलिताग्रसानुं
प्रगृह्य वेगात् सहसोन्ममाथ ॥ ३० ॥

(જ્યારે હનુમાન એ ઔષધિઓને ઓળખી ન શકયા) ત્યારે તેમણે એ પ્રદેશના સમસ્ત ચળકાટવાળા છોડવા તથા છોડ પર ચડેલી ( વિખરાયેલ ડાળીઓવાળી અથવા ગૂંચવાઇ ગયેલી શાખાઓ વાળી) વેલોને છેડામાંથી પકડી જોરથી ઝટકા મારીને સોનાના પાન તથા હજારો ધાતુઓનાં તત્વોવાળા મૂળ તથા ફૂલો સહિત ઉખેડી કાઢી.

**ટિપ્પણી :** ✷ *હનુમાનમાં ગુણો તો ઘણા જ હતા, પણ એક દોષ પણ હતો, વિસ્મૃતિ દોષ. તેઓ જલદી વાતને ભૂલી જતા હતા. રામાયણમાં એમના ભુલકણાપણાના ઘણા પ્રસંગો છે. જ્યારે વાલી મરાયો ત્યારે તારાને આશ્વાસન દેતાં દેતાં હનુમાને તારાને અંગદને રાજગાદી પર બેસાડવાની વાત કરી દીધી. જ્યારે રામે હનુમાનને પોતાના આગમનની સૂચના આપવા માટે ભરતની પાસે મોકલ્યા ત્યારે તેમણે કહ્યું હતું કે તમે ભરતના હાવભાવ જોઇને તેની સૂચના મને આપજો. પરંતુ હનુમાન આ બધું જ ભૂલી જઇને ભરતની પાસે નંદિગ્રામમાં જ રહી ગયા. પ્રસ્તુત પ્રસંગમાં પણ તે બુટ્ટીઓ (ઔષધિઓ)ની ઓળખ જ ભૂલી ગયા. આથી એમણે મૂળ સહિત અનેક ચમકારા મારતી બુટ્ટીઓને ઊખેડી કાઢી.*



स तं समुत्पाट्य खमुत्पपात
जगाम वेगाद् गरुडोग्रवेगः ।
तं वानराः प्रेक्ष्य विनेदुरुच्चैः
स तानपि प्रेक्ष्य मुदा ननाद ॥ ३१ ॥

આવી રીતે એ પ્રદેશની ચમકતી બધી જ ઔષધિઓને ઊખેડી કરી હનુમાનજી આકાશમાં ઊડયા અને ગરુડ સમાન ઉગ્ર વેગથી લંકા નજીક પહોંચી ગયા, ત્યારે તેમને દેખી વાનરોએ જોર જોરથી ગર્જના કરી. હનુમાને પણ એ વાનરોને જોઇ હરખથી સિંહનાદ કર્યો.

ततो महात्मा निपपात तस्मिन् ।
शैलोत्तमे वानरसैन्यमध्ये ।
हर्युत्तमेभ्यः शिरसाऽभिवाद्य
विभीषणं तत्र स सस्वजे च ॥ ३२ ॥

તત્પશ્ચાત્ મહાબળવાન હનુમાન આકાશમાંથી એ પર્વત શિખર ઉપર ઊતરી આવ્યા જ્યાં વાનર સેના પડાવ નાખીને પડી હતી.

तावप्युभौ मानुषराजपुत्रौ
तं गन्धमाघ्राय महौषधीनाम् ।
बभूवतुस्तत्र तदा विशल्या-
वुत्तस्थुरन्ये च हरिप्रवीराः ॥ ३३ ॥



એ દિવ્ય ઔષધિઓની ગંધ સૂંઘવાથી એ બેઉ રાજપુત્રો - રામ અને લક્ષ્મણના તથા અન્ય વાનર વીરોના ઘાવ રુઝાઇ ગયા. તેમનાં શરીરોમાંથી શલ્યો બહાર નીકળી ગયા. તેથી ઊઠીને પ્રવૃત્તિ કરવા લાગ્યા.

## **૪૧ (એકતાળીસમો) રામ અને મેઘનાદ (ઈન્દ્રજિત)નું યુદ્ધ**

विशल्यौ तु महात्मानो तावुभौ रामलक्ष्मणौ ।
असम्भ्रान्तौ जगृहतुस्ते उभे धनुषी वरे ॥ १ ॥

શરીરમાંથી શલ્યો નીકળી જવાથી સ્વસ્થ થયેલા મહાબલી રામ અને લક્ષ્મણ બંનેએ સાવધાન થઇ પોત પોતાનાં ઉત્તમ ધનુષો ઉઠાવ્યાં.

ततो विस्फारयामास रामश्च धनुरुत्तमम् ।
बभूव तुमुलः शब्दो राक्षसानां भयावहः ॥ २ ॥

જ્યારે શ્રીરામે પોતાના ઉત્તમોત્તમ ધનુષની પણછ બાંધીને તેનો ટંકાર કર્યો, ત્યારે તેમાંથી રાક્ષસોનાં હૈયાં બાળતો તુમુલ નાદ ગૂંજી ઊઠયો.

तुमुलं ज्याशब्दं श्रुत्वा रावणः समितिञ्जयः ।
क्रोधेन महताऽऽविष्टो दन्तान् कटकटापयन् ॥ ३ ॥

ધનુષની દોરીનો એ ભયાનક અવાજ સાંભળી સમર-વિજયી રાવણ અત્યંત કોપાયમાન થતો દાંત કકડાવવા લાગ્યો.



कुपितश्च तदा तत्र किं कार्यमिति चिन्तयन् ।
आदिदेशाथ संक्रुद्धो रणायेन्द्रजितं सुतम् ॥ ४ ॥

ક્રોધ કરીને તે વિચારવા લાગ્યો કે હવે શું કરવું જોઇએ ? અંતે અત્યંત ગુસ્સો કરીને તેણે પોતાના પુત્ર ઈન્દ્રજિતને યુદ્ધ કરવાનો આદેશ કર્યો.

जहि वीर महावीर्यौ भ्रातरौ रामलक्ष्मणौ ।
अदृश्यो दृश्यमानो वा सर्वथा त्वं बलाधिकः ॥ ५ ॥

'હે વીર ! તમે બળમાં રામ લક્ષ્મણથી ચડિયાતા છો એટલે છાનો અથવા છતરાયો રહીને ગમે તે રીતે તું રામનો વધ કરી નાખ.'

तथोक्तो राक्षसेन्द्रेण प्रतिगृह्य पितुर्वचः ।
आपपाताथ संक्रुद्धो दशग्रीवेण चोदितः ॥ ६ ॥

રાવણે આમ કીધું એટલે પિતાની આજ્ઞા માથે ચડાવી પ્રોત્સાહિત અને પ્રકોપિત મેઘનાદ રણમેદાનમાં પહોંચી ગયો.

स ददर्श महावीर्यौ नागौ त्रिशिरसाविव ।
सृजन्ताविषुजालानि वीरौ वानरमध्यगौ ॥ ७ ॥

યુદ્ધ ભૂમિમાં પ્રવેશ કરીને ઈન્દ્રજિતે જોયું તો રામ અને લક્ષ્મણ બેઉ ત્રણ ત્રણ [illegible]ળા નાગ ની જેમ વાનરોની વચ્ચે ઊભા છે અને બંને વીરો રાક્ષસોના નાશ માટે બાણોની ઝડી વરસાવી રહ્યા છે.

**ટિપ્પણી :** ✱ *તેઓની પીઠ પર બબ્બે તીર-ભાથાં ભેળવેલા હતા. તે બે અને ત્રીજું મસ્તક એમ ત્રણ ફેણવાળા ફણીધર જેવા બેઉ ભાઇઓ દેખાતા હતા.*



इमौ ताविति सञ्चिन्त्य सज्यं कृत्वा च कार्मुकम् ।
सन्ततानेषुधाराभिः पर्जन्य इव वृष्टिमान् ॥ ८ ॥

'આ એ જ બેઉ જણ રામ-લક્ષ્મણ છે' એમ વિચારી મેઘનાદે પણ પોતાના ધનુષ પર પ્રત્યંચા ચઢાવી અને જેમ વાદળું જલધારા વરસાવે તેમ તેણે તે બંને પર બાણવૃષ્ટિ કરી.

यदा तौ शरवेगेन परीतौ रामलक्ष्मणौ ।
धनुषी सशरे कृत्या दिव्यमस्त्रं प्रचक्रतुः ॥ ९ ॥

જ્યારે રામ અને લક્ષ્મણ બંનેનાં શરીરો બાણો વડે વીંધાઇ ગયાં ત્યારે એ બંનેએ ધનુષ પર ચઢાવીને દિવ્યાસ્ત્રો છોડવાનો આરંભ કર્યો.

प्रच्छादयन्तौ गगनं शरजालैर्महाबलौ ।
तमस्त्रैः सूर्यसङ्काशैर्नैव पस्पर्शतुः शरैः ॥ १० ॥

એ બંને મહાબળવાન ભાઈઓએ આકાશમાં બાણોની જાળ એવી તો પાથરી દીધી કે તેનાથી આકાશ ઢંકાઈ ગયું. પરંતુ સૂર્ય સમાન પ્રકાશિત તે અસ્ત્રો મેઘનાદના શરીરને સ્પર્શ પણ કરી શકયાં નહિ. (કારણ કે મેઘનાદ આકાશમાં તિરોહિત (અદશ્ય) રહીને કૂટ યુદ્ધ કરતો હતો.)

स हि धूमान्धकारं च चक्रे प्रच्छादयन्नभः ।
दिशश्चान्तर्दधे श्रीमान्नीहारतमसा वृताः ॥ ११ ॥

માયાવી ઈન્દ્રજિતે ધૂમાસ્ત્ર દ્વારા ધુમાડો પ્રકટ કરી બધી દિશાઓને અંધકારથી આવરી લીધી હતી. જાણે કે બધી દિશાઓ ધુમ્મસના ગાઢ અંધકારથી છવાઈ ગઈ હતી. (અને તેમાં તે મેઘનાદ છૂપાઈ રહેલો હતો.)



**ટિપ્પણી :** ✷ *(જે વિદ્યાથી જન્મમરણનાં કારણનો નાશ ન થાય પણ સાંસારિક ઉન્નતિ જ થાય તેવી ભૌતિક અને રાસાયણિક વિજ્ઞાનની શાખારૂપ વિદ્યાને 'માયા' કહેતા હતા.) ભૌતિક અને રાસાયણિક વિજ્ઞાન વડે આવિષ્કૃત સાધનોનો પ્રયોગ કરનાર વિદ્વાન એટલે 'માયાવી' મનુષ્ય - ન્હાનુ. ટાંક ગુજ. અનુવાદક*

नैव ज्यातलनिर्घोषो न च नेमिखुरस्वनः ।
शुश्रुवे चरतस्तस्य न च रूपं प्रकाशते ॥ १२ ॥

ન તો ઈન્દ્રજિતની પણછનો ટંકાર સંભળાતો હતો, ન રથનાં પૈડાંનો અવાજ, ન ઘોડાના ડાબલાનો ટપકાર, તે હરે ફરે તો પગરવ પણ સાંભળાતો ન હતો અને તેનું રૂપ (આકૃતિ) પણ કોઈ જોઈ શકતું ન હતું .

**ટિપ્પણી :** ✷ કારણકે ઇંદ્રજિત વિમાનમાં બેઠેલો હતો. વિમાન ધુમાડામાં અદશ્ય હતું. - ગુજ. અનુ.

लक्ष्मणस्तु ततः क्रुद्धो भ्रातरं वाक्यमब्रवीत् ।
ब्राह्ममस्त्रं प्रयोक्ष्यामि वधार्थं सर्वरक्षसाम् ॥ १३ ॥

આવી સ્થિતિ અનુભવીને અત્યંત પ્રકોપિત લક્ષ્મણે શ્રીરામને કીધું, 'હે ભાઈ ! હું તો હવે સમસ્ત રાક્ષસોનો સંહાર કરવા માટે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરીશ.'

तमुवाच ततो रामो लक्ष्मणं शुभलक्षणम् ।
नैकस्य हेतो रक्षांसि पृथिव्यां हन्तुमर्हसि ॥ १४ ॥

લક્ષ્મણે આવું કહ્યું તેથી શુભ લક્ષણોવાળા લક્ષ્મણને શ્રીરામે કહ્યું, કે 'એક રાક્ષસનો વધ કરવાના હેતુથી પૃથ્વી પરની સમસ્ત રાક્ષસ જાતિનો નાશ કરવો ઉચિત નથી.'



अयुध्यमानं प्रच्छन्नं प्राञ्जलिं शरणागतम् ।
पलायन्तं प्रमत्तं वा न त्वं हन्तुमिहार्हसि ॥ १५ ॥

'યુદ્ધ ન કરી રહેલા (રોગી કે નિઃશસ્ત્ર) ને (આત્મરક્ષા માટે) છુપાઇ ગયેલાને, હાથ જોડીને (કાલાવાલા કરનારને), શરણે આવેલાને, યુદ્ધ ભૂમિમાંથી પલાયન કરી રહેલાને અને પાગલ માણસને તમારે મારવો જોઇએ નહિ.'

अस्यैव तु वधे यत्नं करिष्यावो महाबल ।
आदेक्ष्यावो महावेगानस्त्रानाशी विषोपमान् ॥ १६ ॥

'હે બળશાળી ! આપણે બંને આને મારવા માટે અવશ્ય પ્રયત્ન કરીશું. આપણે સાપનાં વિષ જેવાં (યોગવાહી) મહાવેગવાળાં અસ્ત્રો છોડીશું.'

## ૪૨ (બેતાળીસમો) સર્ગ ઈન્દ્રજિત દ્વારા બનાવટી સીતાનો વધ

विज्ञाय तु मनस्तस्य राघवस्य महात्मनः ।
स निवृत्याहवात्तस्मात् संविवेश पुरं ततः ॥ १ ॥

મહાત્મા શ્રીરામના મનની વાત કળી જઇને (અર્થાત્ રામ મારા વધ માટે કોઇ અમોઘ અસ્ત્ર છોડશે એમ ધારી લઇને) ઈન્દ્રજિત ઝટઝટ યુદ્ધ બંધ કરીને લંકામાં ઘૂસી ગયો.

सोऽनुस्मृत्य वधं तेषां राक्षसानां तरस्विनाम् ।
क्रोधताम्रेक्षणः शूरो निर्जगाम महाद्युतिः ॥ २ ॥



પરંતુ થોડી વાર પછી જ એને યાદ આવ્યું કે પોતાની સમરાંગણમાં અનુપસ્થિતિ રહેવાથી વીર રાક્ષસો માર્યા જશે તેથી ક્રોધથી તામ્રવર્ણનાં નેત્રો કરીને તે ખેલાડી શૂરવીર પુનઃ અતિવેગથી બહાર નીકળ્યો.

इन्द्रजित्तु ततो दृष्ट्वा भ्रातरौ रामलक्ष्मणौ ।
राणायाभ्युद्यतौ वीरौ मायां प्रादुष्करोत्तदा ॥ ३ ॥

બહાર નીકળીને જ્યારે તેણે રામ અને લક્ષ્મણ એ બંને ભાઇઓને લડવા માટે તૈયાર થઇ ગયેલા જોયા ત્યારે (અને જીતવા મુશ્કેલ છે એમ સમજી) તેણે પુનઃ માયા રચી અર્થાત્ કૂટ રણનીતિનો પ્રયોગ કર્યો.

इन्द्रजित्तु रथे स्थाप्य सीतां मायामयीं ततः ।
बलेन महताऽऽवृत्य तस्या वधमरोचयत् ॥ ४ ॥

તે માયા = ચાલબાજી અનુસાર ઈન્દ્રજિતે એક બનાવટી સીતાને રથમાં બેસાડી, તે રથને રાક્ષસી સેના ઘેરી વળી અને પછી એ કૃત્રિમ (માયાવી) સીતાનો વધ કરવા લાગ્યા.

मोहनार्थं तु सर्वेषां बुद्धिं कृत्वा दुर्मतिः ।
हन्तुं सीतां व्यवसितो वानराभिमुखो ययौ ॥ ५ ॥

તે દુર્બુદ્ધિ શત્રુપક્ષ = રામ સેનાને છેતરવા માટે આવો નિર્ધાર કરીને એ માયાવી સીતાનો વધ કરવા વાનરોની નજર સામે આવી પહોંચ્યા.

तं दृष्ट्वा त्वभिनिर्यान्तं नगर्याः काननौकसः ।
उत्पेतुरभिसंक्रुद्धाः शिलाहस्ता युयुत्सवः ॥ ६ ॥

તેઓને લંકામાંથી બહાર નીકળેલા જોઇને વાનરોનાં ટોળાં ક્રોધે ભરાયાં અને હાથમાં શિલાઓ લઇને લડી લેવાને આગળ ધસી ગયા.



तद्वानरबलं दृष्ट्वा रावणिः क्रोधमूर्छितः ।
कृत्वा विकोशं निस्त्रिंशं मूर्ध्नि सीतां परामृशत् ॥ ७ ॥

પોતાના ઉપર આક્રમણ કરવાને તૈયાર થયેલી વાનર સેનાને દેખી ઇન્દ્રજિત ક્રોધથી પાગલ થઇ ગયો અને મ્યાનમાંથી તલવાર ખેંચીને સીતાજીનો ચોટલો પકડી લીધો.

तां स्त्रियं पश्यतां तेषां ताड्यामास रावणिः ।
क्रोशन्तीं राम रामेति मायया योजितां रथे ॥ ८ ॥

ઇન્દ્રજિત એ વાનરોની સામે જ તે 'હા રામ ! હા રામ !' કહીને રોતી કકળતી રથ પર બેઠેલી બનાવટી સીતાને મારવા લાગ્યો.

गृहीतमूर्धजां दृष्ट्वा रामस्य महिषीं प्रियाम् ।
अब्रवीत्परुषं वाक्यं हनुमान् रावणात्मजम् ॥ ९ ॥

શ્રીરામની પ્રાણપ્રિય પટરાણીનો માથાનો ચોટલો ખેંચી રહેલા ઇન્દ્રજિતને જોઇને હનુમાનજી રાવણપુત્ર મેઘનાદને કઠોર વચન કહેવા લાગ્યા.

ब्रह्मर्षीणां कुले जातो राक्षसीं योनिमाश्रितः ।
धिक्त्वां पापसमाचारं यस्य ते मतिरीदृशी ॥ १० ॥

બ્રહ્મર્ષિનાં કુળમાં જન્મેલો છતાં તું રાક્ષસયોનિમાં ઉત્પન્ન થનારાનાં જેવાં કર્મ આચરે છે ! આવી નીચ બુદ્ધિવાળા પાપાચારી તને ધિક્કાર છે.



अनार्यस्येदृशं कर्म घृणा ते नास्ति निर्घृण ।
किं तवैषापराद्धा हि यदेनां हन्तुमिच्छसि ॥ ११ ॥

અરે નિર્દય ! અનાર્ય કરે તેવું આ કામ છે, તારામાં જરાય દયા નથી ? એણે તારો કયો અપરાધ કર્યો છે કે તું તેને મારવા ફર્યો છે ?

सीतां हत्वा त्वं न चिरं जीविष्यसि कथञ्चन ।
वधार्हकर्मणाऽनेन मम हस्तगतो ह्यसि ॥ १२ ॥

સીતાને મારીને તું લાંબો સમય જીવિત રહી શકશે નહીં. હે વધ કરવાને યોગ્ય ! આ હત્યા કરવાથી તું મારા હાથે પકડાઇ જ ગયો સમજજે.

इति ब्रुवाणो हनुमान् सायुधैर्हरिभिर्वृतः ।
अभ्यधावत संक्रुद्धो राक्षसेन्द्रसुतं प्रति ॥ १३ ॥

આમ કહેતા કહેતા હનુમાનજી અત્યંત ક્રોધ કરીને આયુધો ધારણ કરી આવેલા વાનરોને સાથે લઇને ઇન્દ્રજિત ઉપર તૂટી પડયા.

आपतन्तं महावीर्यं तदनीकं वनौकसाम् ।
रक्षसां भीमवेगानामनीकेन न्यवारयत् ॥ १४ ॥

એ મહાપરાક્રમી વાનર સેનાને પોતાના પર આક્રમણ કરતી દેખીને તેને ઇન્દ્રજિતે પ્રચંડ વેગવાળી રાક્ષસી સેના વડે રોકી દીધી.



स तां बाणसहस्रेण विक्षोभ्य हरिवाहिनीम् ।
हनूमन्तं हरिश्रेष्ठमिन्द्रजित् प्रत्युवाच ह ॥ १५ ॥

મેઘનાદે પોતે જ હજારો બાણો વડે વાનર સેનાને વ્યાકુળ કરીને કપિશ્રેષ્ઠ હનુમાનને ઉત્તર આપતાં કહ્યું.

सुग्रीवस्त्वं च रामश्च यन्निमित्तमिहागताः ।
तां हनिष्यामि वैदेहीमद्यैव तव पश्यतः ॥ १६ ॥

'અરે ! તું, સુગ્રીવ અને રામ જે સીતાને માટે અહીં આવ્યા છો, તેને તો આજે જ હું તારા દેખતાં જ મારી નાખીશ.'

इमां हत्वा ततो रामं लक्ष्मणं त्वां च वानर ।
सुग्रीवं च वधिष्यामि तं चानार्यं विभीषणम् ॥ १७ ॥

'હે વાનર ! આનો વધ કર્યા પછી હું રામનો, લક્ષ્મણનો, તારો અને સુગ્રીવનો તેમજ તે દુષ્ટ અનાર્ય વિભીષણનો પણ વધ કરીશ.'

न हन्तव्याः स्त्रियश्चेति यद् ब्रवीषि प्लवङ्गम ।
पीडाकरममित्राणां यत्स्यात् कर्तव्यमेव तत् ॥ १८ ॥

'હે વાનર ! તું કહે છે કે સ્ત્રીનો વધ ન કરવો જોઇએ, તો એ વિષયમાં મારે એટલું જ કહેવું છે કે જે કાર્ય કરવાથી દુશ્મનોને દુઃખ થાય તે કાર્ય તો અવશ્ય કરવું જ પડે ને !'

***ટિપ્પણી :*** ✱ *મહાભારતમાં આ શ્લોક આ રીતે છે,*



*अपि चायं पुरा गीतः श्लोको वाल्मीकिना भुवि ।*
*न हन्तव्या स्त्रिय इति यद् ब्रवीषि प्लङ्गम ॥ ६७ ॥*
*सर्वकालं मनुष्येण व्यवसायवता सदा ।*
*पीडाकरममित्राणां यत्स्यात् कर्तव्यमेव तत् ॥ ६८ ॥ મહાભારત દ્રોણપર્વ ૧૪૩/૬૭-૬૮*

*અહીંયા મહર્ષિ વ્યાસે વાલ્મીકિના શ્લોકને પ્રાયઃ શબ્દશઃ ઉદ્ધૃત કરેલો છે. એનાથી આ નિર્વિવાદ સિદ્ધ થયેલું છે કે વાલ્મીકીય રામાયણની રચના મહાભારતથી ઘણાં જ વર્ષો પૂર્વે થયેલી હતી.*

*જે પાશ્ચાત્ય લેખકો અને એમનું આંધળું અનુકરણ કરનારા ભારતીયો વાલ્મીકીય રામાયણને મહાભારતના પછીની રચના માને છે તેઓ જરાક આંખો ખોલીને જોઇ લે.*

*મહાભારતાન પૂર્વે ઘણાં જ વર્ષો (લાખો વર્ષો) પહેલાં રામાયણ લખાઇ ગઇ હતી. આ સંદર્ભ (Reference) તેના માટે એક અકાટ્ય, અછેદ્ય અને અભેદ્ય પ્રમાણ છે.*

तमेवमुक्त्वा रुदतीं सीतां मायामयीं तदा ।
शितधारेण खड्गेन निजघानेन्द्रजित्स्वयम् ॥ १९ ॥

આવું કહીને ઇન્દ્રજિતે પોતે જ તીક્ષ્ણ ધારવાળી તલવારથી એ રડતી કકળતી નકલી સીતાને કાપી નાખી.

यज्ञोपवीतमार्गेण भिन्ना तेन तपस्विनी ।
सा पृथिव्यां पृथुश्रोणी पपात प्रियदर्शना ॥ २० ॥

તેણે તપસ્વિની સીતાનાં શરીરમાં તલવાર ડાબા ખભાથી જમણી કૂખ સુધી એટલે કે જનોઇવાઢ મારી. મોટા નિતંબોવાળી તે સુંદરી સીતા કટકા થઇને જમીન પર પડી ગઇ.



तामिन्द्रजित् स्वयं हत्वा हनुमन्तमुवाच ह ।
एषा विशस्ता वैदेही विफलो वः परिश्रमः ॥ २१ ॥

પોતાના હાથે સીતાનો વધ કરીને ઇન્દ્રજિત હનુમાનજીને કહેવા લાગ્યો, 'લ્યો, આ સીતા કપાઇ મરી હવે તમારા લોકોના પરિશ્રમનો કશો જ અર્થ નથી રહ્યો.'

## ૪૩ (તેતાળીસમો) સર્ગ હનુમાનજી દ્વારા શ્રીરામને સીતાહનનના સમાચાર.

हनुमान् कदनं चक्रे रक्षसा भीमकर्मणाम् ।
स निवार्य परानीकमब्रवीत्तान् वनौकसः ॥ १ ॥

આ યુદ્ધમાં હનુમાનજીએ ક્રૂરકર્મી રાક્ષસોનો ભીષણ સંહાર કર્યો. શત્રુસૈન્યને ભગાડી મૂકીને હનુમાનજીએ વાનરોને વારી લઇને કહ્યું 'ચાલો, હવે આપણે પાછાં જતા રહીએ.'

यन्निमित्तं हि युध्यामो हता सा जनकात्मजा ।
इममर्थं हि विज्ञाप्य रामं सुग्रीवमेव च ॥ २ ॥
तौ यत्प्रति विधास्येते तत् करिष्यामहे वयम् ।
इत्युक्त्वा वानरश्रेष्ठो वारयन् सर्ववानरान् ॥ ३ ॥

'જેના માટે આપણે બધા લડી રહ્યા હતા તે જનકનંદિની જ હણાઇ ગઇ. ચાલો, આ વૃત્તાન્ત શ્રીરામને અને સુગ્રીવને કહી દઇએ, પછી તેઓ જેમ કહેશે તમે આપણે કરીશું.' આમ કહીને હનુમાનજીએ સમસ્ત વાનરોને પાછા બોલાવી (વારી) લીધા.



शनैः शनैरसंत्रस्तः सबलः सन्न्यवर्तत ।
ततः प्रेक्ष्य हनूमन्तं व्रजन्तं यत्र राघवः ॥ ४ ॥
स होतुकामो दुष्टात्मा गतश्चैत्यनिकुम्भिलाम् ।
निकुम्भिलामधिष्ठाय पावकं जुहवेन्द्रजित् ॥ ५ ॥

વાનરોને આવું કહીને હનુમાનજી નીડર થઇ ધીમે ધીમે સેના સાથે પાછા આવી ગયા. હનુમાનને શ્રીરામની પાસે જતાં જોઇને તે દુષ્ટાત્મા ઇન્દ્રજિત હવન કરવા માટે નિકુંભિલા દેવીનાં મંદિરમાં ગયો અને ત્યાં પહોંચીને અગ્નિમાં આહુતિ આપવા લાગ્યો.

हनुमान् हरिसैन्येन सन्निकर्षं महायशाः ।
शीघ्रमागम्य रामाय दुःखितो वाक्यमब्रवीत् ॥ ६ ॥

આ બાજુ મહાયશસ્વી હનુમાનજી સમસ્ત વાનરસેનાને સાથે લઇને ઝટ શ્રીરામની પાસે પહોંચી ગયા અને અતિ ખિન્ન થઇને કહેવા લાગ્યા.

समरे युद्धयमानानामस्माकं प्रेक्षतां पुरः ।
जघान रुदतीं सीतामिन्द्रजिद्रावणात्मजः ॥ ७ ॥

'હે ભગવાન્ ! અમે યુદ્ધભૂમિમાં લડતા હતા ત્યારે (અમારા દેખતાં) અમારી આંખો સામે રાવણના પુત્ર ઇન્દ્રજિતે રડતી સીતાને મારી નાખી.'

उद्भ्रान्तचित्तस्तां दृष्ट्वा विषण्णोऽहमरिन्दम ।
तदहं भवतो वृत्तं विज्ञापयितुमागतः ॥ ८ ॥



'હે શત્રુનાશક ! એ સીતાનો વધ થતો જોઇને મારું ચિત્ત ઉદ્વિગ્ન થઇ ગયું છે અને અતિ ખિન્ન થઇ એ બનાવનો વૃત્તાંત આપની સેવામાં પ્રસ્તુત કરવાને આવ્યો છું.'

तस्य तद्वचनं श्रुत्वा राघवः शोकमूर्च्छितः ।
निपपात तदा भूमौ छिन्नमूल इव द्रुमः ॥ ९ ॥

હનુમાનનાં મુખથી સીતાના વધના સમાચાર સાંભળી રામ શોકથી મૂર્ચ્છિત થઇ ગયા અને મૂળ કપાવાથી જેમ ઝાડ પડી જાય તેમ રામ ભૂમિ પર પડી ગયા.

तं भूमौ देवसङ्काशं पतितं प्रेक्ष्य राघवम् ।
अभिपेतुः समुत्पत्य सर्वतः कपिसत्तमाः ॥ १० ॥

દેવતુલ્ય શ્રીરામને જમીન પર પડતાં જોઇને મુખ્ય મુખ્ય વાનર લોકો ચારે કોરથી દોડી આવ્યા અને તેમને ઘેરી વળ્યા.

तं लक्ष्मणोऽथ बाहुभ्यां परिष्वज्य सुदुःखितः ।
उवाच राममस्वस्थं वाक्यं हेत्वर्थसंयुतम् ॥ ११ ॥

એ વેળાએ અત્યંત દુઃખી લક્ષ્મણે શ્રીરામને બંને બાહુઓથી બાથમાં ઘાલી અસ્વસ્થ રામને યુક્તિથી હેતુપૂર્વક વચનો કહ્યાં.

अद्य तु विपुलं वीर दुःखमिन्द्रजिता कृतम् ।
कर्मणा व्यपनेष्यामि तस्मादुत्तिष्ठ राघव ॥ १२ ॥



'હે વીર ! આજે ઇન્દ્રજિતે ચોક્કસ અત્યંત દુઃખદ કર્મ કરી નાંખ્યું છે, તો પણ હું મારા પુરુષાર્થથી એ દુઃખને દૂર કરી દઇશ. એટલે, હે રાઘવ ! તમે (ધીરજ રાખીને) ઊભા થઇ જાઓ.

## ૪૪ (ચુંમાળીસમો) સર્ગ માયાવી સીતાનું રહસ્યભેદન અને પુનઃ ઈન્દ્રજિત સાથે યુદ્ધનું આયોજન

राममाश्वासमाने तु लक्ष्मणे भ्रातृवत्सले ।
निक्षिप्य गुल्मान् स्वस्थाने तत्रागच्छद्विभीषणः ॥ १ ॥

ભ્રાતૃવત્સલ લક્ષ્મણજી રામને આશ્વાસન આપતા હતા તેવામાં વિભીષણ સેનાઓને પોત પોતાના મોરચા પર વ્યવસ્થિત કરી ત્યાં આવી ચડ્યા.

व्रीडितं शोकसंन्तप्तं दृष्ट्वा रामं विभीषणः ।
अन्तर्दुःखेन दीनात्मा किमेतदिति सोऽब्रवीत् ॥ २ ॥

શ્રીરામને લજ્જા અને શોકથી સંતપ્ત જોઇને વિભીષણે અંતર્વેદના વડે વ્યાકુળ અને ઉદાસ થઇ પૂછ્યું - 'આ શી વાત છે ?'

विभीषणमुखं दृष्ट्वा सुग्रीवं तांश्च वानरान् ।
लक्ष्मणोवाच मन्दार्थमिदं बाष्पपरिप्लुतः ॥ ३ ॥

ત્યારે લક્ષ્મણજીએ વિભીષણ, સુગ્રીવ તથા અન્ય વાનરો તરફ જોઇને આંખોમાં આંસુ લાવીને ટૂંકામાં કહ્યું,



हतामिन्द्रजिता सीतामिह श्रुत्वैव राघवः ।
हनुमद्वचनात् सौम्य ततो मोहमुपागतः ॥ ४ ॥

'હે સૌમ્ય ! હનુમાનનાં મોઢાથી ઇન્દ્રજિતે કરેલા સીતાના વધના સમાચાર સાંભળીને શ્રીરામ મૂર્છિત થઇ ગયા છે.

कथयन्तं तु सौमित्रिं सन्निवार्य विभीषणः ।
पुष्कलार्थमिदं वाक्यं विसंज्ञं राममब्रवीत् ॥ ५ ॥

આ વાત લક્ષ્મણજી કહી જ રહ્યા હતા, ત્યારે એમને વચ્ચે જ બોલતાં અટકાવીને વિભીષણ ચેતનાવિહીન શ્રીરામને આ પાકી અને સાચી વાત કહેવા લાગ્યા.

मनुजेन्द्रार्तरूपेण यदुक्तं च हनुमता ।
तदयुक्तमहं मन्ये सागरस्येव शोषणम् ॥ ६ ॥

'હે નરેન્દ્ર ! હનુમાનજીએ દુઃખી થઇ આપને જે વાત કીધી છે, તે વાત તદ્દન અશક્ય અને અસંભવ છે એમ હું માનું છું. જેવી રીતે કોઇ કહી દે કે સાગર શોષાઇ ગયો.'

अभिप्रायं तु जानामि रावणस्य दुरात्मनः ।
सीतां प्रति महाबाहो न च घातं करिष्यति ॥ ७ ॥

'હે મહાબાહુ ! હું સીતાના વિષયમાં દુરાત્મા રાવણના અભિપ્રાયને સારી પેઠે સમજું છું. તે સીતાનો વધ કદી નહીં કરે' (કોઇ બીજાને વધ કરવા પણ નહિ દે).



याच्यमानस्तु बहुशो मया हितचिकीर्षुणा ।
वैदेहीमुत्सृजस्वेति न च तत् कृतवान् वचः ॥ ८ ॥

રાવણનું હિત કરવાના ઉદ્દેશ્યથી મેં તેને ઘણીવાર પ્રાર્થના કરી કે તમે સીતાને છોડી ધો. પરંતુ તેણે મારી વાત માની જ નહિ.'

वानरान् मोहयित्वा तु प्रतियातः स राक्षसः ।
चैत्यं निकुम्भिलां नाम यत्र होमं करिष्यति ॥ ९ ॥

'ઇન્દ્રજિતે વાનરોને છેતરવા માટે બનાવટી સીતાનો વધ કરેલો છે. માયાવી સીતાના વધ દ્વારા વાનરોને ઊંધે માર્ગે પ્રેરી, પોતે પાછો જતો રહ્યો છે અને હવે તે નિકુંભિલા દેવીના મંદિરમાં બેસીને હવન કરવાનો છે.'

हुतवानुपयातो हि देवैरपि सवासवैः ।
दुराधर्षो भवत्येष संग्रामे रावणात्मजः ॥ १० ॥

'જ્યારે તે ઇન્દ્રજિત હવન કર્યા પછી યુદ્ધ કરવાને નીકળી પડે છે, ત્યારે તેને યુદ્ધમાં દેવો સહિત ઇન્દ્ર પણ પરાજિત કરી શકતો નથી એવો એ દુર્જેય બની જાય છે.'

तेन मोहयता नूनमेषा माया प्रयोजिता ।
विघ्नमन्विच्छता तत्र वानराणां पराक्रमे ॥ ११ ॥

'વાનરોને ભ્રમણામાં નાખવા માટે નક્કી તેણે આ ચાલાકી કરેલી છે. આવું કરવાથી વાનરો હતોત્સાહ-નિરાશ થઇને (લડવાનું) અને યજ્ઞમાં અવરોધ કરવાનું ટાળશે એમ ધારીને તેણે આ પ્રપંચ માયા કરેલ છે.

ससैन्यस्तत्र गच्छामो यावत्तन्न समाप्यते
त्यजैनं नरशार्दूल मिथ्यासन्तापमागतम् ॥ १२ ॥



'તેનો હવન સમાપ્ત થયા પહેલાં જ આપણે સૈન્ય સહિત ત્યાં પહોંચી જવું જોઇએ, હે નરશાર્દૂલ ! આપ આ વૃથા સંતાપનો ત્યાગ કરી દ્યો.'

इह त्वं स्वस्थहृदयस्तिष्ठ सत्त्वसमुच्छ्रितः ।
लक्ष्मणं प्रेषयास्माभिः सह सैन्यानुकर्षिभिः ॥ १३ ॥

'આપ આપનાં ચિત્તને સ્વસ્થ કરી સાવધાન રહીને અહીં જ બિરાજો અને વાનર સેનાપતિઓ સહિત લક્ષ્મણને અમારી સાથે મોકલી દ્યો.'

एव तं नरशार्दूलो रावणिं निशितैः शरैः ।
त्याजयिष्यति तत्कर्म ततो वध्यो भविष्यति ॥ १४ ॥

'આ નરશાર્દૂલ લક્ષ્મણ તીક્ષ્ણ અણીદાર બાણોનો મારો ચલાવી તેનાં યજ્ઞકાર્યમાં વિઘ્ન નાખશે અને જ્યારે તે યજ્ઞકાર્યને અધૂરું જ છોડી ઊઠીને (આત્મરક્ષણ માટે) ઊભો થઇ જશે ત્યારે તે મારવા યોગ્ય થઇ જશે.

ततो धैर्यमवष्टभ्य रामः परपुरञ्जयः ।
लक्ष्मणं कीर्तिसम्पन्नमिदं वचनमब्रवीत् ॥ १५ ॥

વિભીષણની આ વાત સાંભળી શત્રુનાં શહેરો જીતી લેનારા શ્રીરામચંદ્રજી ધીરજ ધારણ કરી કીર્તિ સંપાદિત કરનારા લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે

यद्वानरेन्द्रस्य बलं तेन सर्वेण संवृतः ।
हनुमत् प्रमुखश्चैव यूथपैः सहलक्ष्मणः ॥ १६ ॥
जाम्बवेनर्क्षपतिना सह सैन्येन संवृतः ।
जहि तं राक्षससुतं मायाबलविशारदम् ॥ १७ ॥



'તમે કપિરાજ (સુગ્રીવ)ની સમસ્ત સેનાને તથા હનુમાન વગેરે પ્રમુખ યૂથપતિઓને તેમજ ઋક્ષોની સેના સહિત જાંબવાનને તમારી સાથે લઇ જાઓ અને એ માયાવી રાવણપુત્ર ઇન્દ્રજિતને મારો.'

अयं त्वां सचिवैः सार्धं महात्मा रजनीचरः ।
अभिज्ञस्तस्य देशस्य पृष्ठतोऽनुगमिष्यति ॥ १८ ॥

'પોતાના ચારેય મંત્રીઓ સહિત મહાત્મા વિભીષણ, જે તે સ્થાનનો જાણકાર છે તે તમારી પાછળ પાછળ ચાલશે.'

राघवस्य वचः श्रुत्वा लक्ष्मणः सविभीषणः ।
जग्राह कार्मुकश्रेष्ठमत्यद्भुतपराक्रमः ॥ १९ ॥
सन्नद्धः कवची खड्गी सशरो वामचापधृत् ।
रामपादावपस्पृश्य हृष्टः सौमित्रिरब्रवीत् ॥ २० ॥

શ્રીરામનો આદેશ સાંભળી અદ્ભુત પરાક્રમી લક્ષ્મણજીએ વિભીષણને પોતાની સંગાથે લઇ યુદ્ધની સામગ્રી લીધી. તેમણે કવચ ધારણ કર્યું, કમરે તલવાર બાંધી, પીઠ પર તીરોથી ભરેલો ભાથો લટકાવ્યો અને ડાબા હાથમાં ધનુષ ધારણ કરી શ્રીરામનો ચરણ સ્પર્શ કરીને હર્ષથી બોલ્યા.

अद्य मत्कार्मुकोन्मुक्ताः शरा निर्भिद्य रावणिम् ।
लङ्कामभिपतिष्यन्ति हंसाः पुष्करिणीमिव ॥ २१ ॥

'આજ મારાં ધનુષમાંથી છૂટેલાં બાણો રાવણપુત્ર મેઘનાદના શરીરને ભેદીને લંકામાં જઇ પડશે જેવી રીતે હંસો કમળ તળાવડીમાં પડે છે.



अद्यैव तस्य रौद्रस्य शरीरं मामकाः शराः ।
विध्वंसिष्यन्ति भित्वा तं महाचापगुणच्युताः ॥ २२ ॥

'આજ મારા મહાધનુષની પ્રત્યંચામાંથી છૂટેલાં બાણો એ ભયાનક રાક્ષસના શરીરને વીંધીને ધ્વસ્ત કરી નાખશે.'

स एवमुक्त्वा द्युतिमान् वचनं भ्रातुरग्रतः ।
स रावणिवधाकांक्षी लक्ष्मणस्त्वरितो ययौ ॥ २३ ॥

પોતાના મોટા ભાઇને આ પ્રકારનાં વચનો કહીને તેજસ્વી લક્ષ્મણજી ઇન્દ્રજિતના વધની અભિલાષાથી ત્યાંથી તરત જ ચાલી નીકળ્યા.

स गत्वा दूरमध्वानं सौमित्रिर्मित्रनन्दनः ।
राक्षसेन्द्रबलं दूरादपश्यद् व्यूहमाश्रितम् ॥ २४ ॥

લાંબો માર્ગ કાપ્યા પછી મિત્રોને આનંદ આપનારા સુમિત્રા પુત્ર લક્ષ્મણે દૂરથી જ જોઇ લીધું કે ઇન્દ્રજિતની સેના વ્યૂહ રચીને મોરચો સંભાળીને તૈયાર જ ઊભી છે.

स तं प्राप्य धनुष्पाणिर्राजपुत्रः प्रतापवान् ।
अङ्गदेन च वीरेण तस्थौ वायुसुतेन च ॥ २५ ॥

હાથમાં ધનુષ ધારણ કરી પ્રતાપી રાજકુમાર લક્ષ્મણજી એ રાક્ષસોની સેના નજીક પહોંચી જઇ વીર અંગદ અને પવનપુત્ર હનુમાનની સાથે ત્યાં જ ઊભા થઇ રહ્યા.



## ૪૫ (પિસ્તાળીસમો) સર્ગ ઈન્દ્રજિત સાથે હનુમાનની ઝપાઝપી

अथ तस्यामवस्थायां लक्ष्मणं रावणानुजः ।
परेषामहितं वाक्यमर्थसाधकमब्रवीत् ॥ १ ॥

જ્યારે લક્ષ્મણજી શત્રુદલની સમીપ જઇ ઊભા રહી ગયા ત્યારે વિભીષણે શત્રુપક્ષનું અહિત થાય અને સ્વપક્ષનું પણ કામ થઇ જાય તેવી વાત કહી,

यदेतद्राक्षसानीकं मेघश्यामं विलोक्यते ।
एतदायोध्यतां शीघ्रं कपिभिः पादपायुधैः ॥ २ ॥

'આ જે મેઘ સમાન કાળી કાળી રાક્ષસોની સેના દેખાય છે, તેના ઉપર વૃક્ષોરૂપી આયુધો વડે વાનર સૈનિકો આક્રમણ કરવા લાગે.'

स त्वमिन्द्राशनिप्रख्यैः शरैरवकिरन् परान् ।
अभिद्रवाशु यावद्वै नैतत् कर्म समाप्यते ॥ ३ ॥

'હે લક્ષ્મણ ! તમે પણ ઇન્દ્રનાં વજ્ર જેવાં અને સૂર્ય સમાન ચમકતાં તીરોનો મારો ચલાવી આ સેનાને ઇન્દ્રજિતનો યજ્ઞ સમાપ્ત થઇ જાય તે પહેલાં જ સત્વર વિખેરી નાખો.'

जहि वीर दुरात्मानं मायापरमधार्मिकम् ।
रावणिं क्रूरकर्माणं सर्वलोकभयावहम् ॥ ४ ॥

'હે વીર ! દુરાત્મા, માયાવી, પરમ અધાર્મિક, ક્રૂરતાપૂર્ણ કર્મો કરનારા અને આખી દુનિયાને ભયભીત કરનારા ઇન્દ્રજિતને પણ તમે યમલોક પહોંચાડો.'



विभीषणवचः श्रुत्वा लक्ष्मणः शुभलक्षणः ।
ववर्ष शरवर्षाणि राक्षसेन्द्रसुतं प्रति ॥ ५ ॥

વિભીષણની આ સલાહ સાંભળી શુભ લક્ષણ સંપન્ન લક્ષ્મણજીએ ઇન્દ્રજિત ઉપર બાણોનો વરસાદ વરસાવવા માંડયો.

ऋक्षाः शाखामृगाश्चापि द्रुमाद्रिनखयोधिनः ।
अभ्यधावन्त सहितास्तदनीकमवस्थितम् ॥ ६ ॥

બીજી બાજુ, વૃક્ષો, શિલાઓ અને નખોથી લડવાવાળા ઋક્ષો અને વાનરોએ પણ ત્યાં ઊભેલી રાક્ષસસેના ઉપર આક્રમણ કર્યું.

**ટિપ્પણી :** ✷ *સંસ્કૃત શબ્દ કોશમાં જોકે ઋક્ષ = રીંછ અને વાનર, કપિ = વાંદરો એવા શબ્દાર્થ આપેલા છે. તો પણ રામાયણ કાળમાં આર્યાવર્તીય મનુષ્યોમાં ભિન્ન ભિન્ન પ્રાદેશિક માનવજાતિઓ ગૃધ્ર, ઋક્ષ, વાનર, રાક્ષસ, કિન્નર, ગંધર્વ, શબર વગેરે જ્ઞાતિવાચક નામોથી વિખ્યાત હતી. - ગુજ. અનુ.*

ऋक्षवानरमुख्यैश्च महाकायैर्महाबलैः ।
रक्षसां युध्यमानानां महद्भयमजायत ॥ ७ ॥

જ્યારે કદાવર શરીરોવાળા બહુ બળવાન ઋક્ષો અને વાનરોએ રાક્ષસો જોડે યુદ્ધ કરવા માંડયું ત્યારે રાક્ષસો અત્યંત ભયભીત થઇ ગયા.

स्वमनीकं विषण्णं तु श्रुत्वा शत्रुभिरर्दितम् ।
उदतिष्ठत दुर्धर्षस्तत्कर्मण्यननुष्ठिते ॥ ८ ॥



જ્યારે મેઘનાદે સાંભળ્યું કે શત્રુઓ વડે રહેંસાઇ જતું પોતાનું સૈન્ય બહુ જ ત્રાસી ગયું છે ત્યારે દુર્જેય ઇન્દ્રજિત પોતાનો યજ્ઞ અધૂરો જ છોડી ઊઠીને ઊભો થઇ ગયો.

वृक्षान्धकारान्निर्गत्य जातक्रोधः स रावणिः ।
आरुरोह रथं सज्जं पूर्वयुक्तं स राक्षसः ॥ ९ ॥

ક્રોધે ભરાયેલો ઇન્દ્રજિત ઝાડોની અંધારી ઝાડીમાંથી બહાર નીકળ્યો અને અગાઉથીજ જોતરી અને અસ્ત્ર-શસ્ત્રોથી સુસજ્જિત રાખેલા રથ પર સવાર થઇ ગયો.

स सारथिमुवाचेदं याहि यत्रैष मारुतिः ।
क्षयमेव हि नः कुर्याद्राक्षसानामुपेक्षितः ॥ १० ॥

રથ પર આરૂઢ થઇને તેણે સારથિને આદેશ દીધો કે 'મારા રથને જ્યાં હનુમાન છે, ત્યાં લઇ ચાલો, કેમકે જો હું થોડીવાર પણ હનુમાનની ઉપેક્ષા કરીશ તો તે મારા રાક્ષસોનો સંહાર કરી નાંખશે.'

इत्युक्तः सारथिस्तेन ययौ यत्र स वानरः ।
वहन् चरमदुर्धर्षं स्थितमिन्द्रजितं रथे ॥ ११ ॥

આમ કહેવાથી સારથિએ જે રથમાં ઇન્દ્રસમાન પરમ અજેય ઇન્દ્રજિત બેઠો હતો તે રથને જ્યાં હનુમાનજી યુદ્ધ કરતા હતા ત્યાં હંકારીને પહોંચાડી દીધો.

सोऽभ्युपेत्य शरान् खड्गन् पट्टिशांस्च परश्वधान् ।
अभ्यवर्षत दुर्धर्षः कपिमूर्ध्नि स राक्षसः ॥ १२ ॥



ત્યાં પહોંચીને દુર્જેય રાક્ષસ ઈન્દ્રજિતે હનુમાનના માથા ઉપર તલવારો પટ્ટિશો, ફરસીઓ અને બાણોનો વરસાદ વરસાવ્યો.

तानि शस्त्राणि घोराणि प्रतिगृह्य स मारुतिः ।
रोषेण महताऽऽविष्टो वाक्यं चेदमुवाच ह ॥ १३ ॥

ઈન્દ્રજિતનાં એ ભયંકર શસ્ત્રોનો પ્રહાર સહન કરવાથી ક્રોધે ભરાયેલા હનુમાનજી આ પ્રમાણે તેને કહેવા લાગ્યા.

युध्यस्व यदि शूरोऽसि रावणात्मज दुर्मते ।
वायुपुत्रं समासाद्य जीवन्न प्रतियास्यसि ॥ १४ ॥

'અરે રાવણના દુષ્ટબુદ્ધિવાળા દીકરા ! જો તું ખરો ભડવીર હોય તો આવી જા મેદાનમાં અને યુદ્ધ કર. હવે તું પવનપુત્રની સામે આવ્યો છે તો તું જીવતો પાછો જવાનો નથી.'

बाहुभ्यां प्रतियुध्यस्व यदि मे द्वन्द्वमाहवे ।
वेगं सहस्व दुर्बुद्धे ततस्त्वं रक्षसां वरः ॥ १५ ॥

'જો તારા શરીરમાં બળ હોય તો આવીને મારી સાથે મલ્લકુસ્તી (દ્વન્દ્વ-યુદ્ધ) કર. હે દુર્બુદ્ધિ ! જો તું મારા બળને સહન કરી શક્યો તો હું તને બળવાન રાક્ષસ સમજીશ.'

हनुमन्तं जिघांसन्तं समुद्यतशरासनम् ।
रावणात्मजमाचष्टे लक्ष्मणाय विभीषणः ॥ १६ ॥
यः स वासवनिर्जेता रावणस्यात्मसम्भवः ।
स एष रथमास्थाय हनुमन्तं जिघांसति ॥ १७ ॥



બીજી બાજુ હનુમાનને મારવા માટે ઈન્દ્રજિતને ધનુષ ઉઠાવતો દેખી વિભીષણે લક્ષ્મણજીને કહ્યું, 'હે લક્ષ્મણ ! જુઓ જે રાવણપુત્ર મેઘનાદે ઈન્દ્રને પરાસ્ત કર્યો છે, તે જ રથમાં ચઢીને હનુમાનને મારવા ચાહે છે.'

तमप्रतिमसंस्थानैः शरैः शत्रुविदारणैः ।
जीवितान्तकरैर्घोरैः सौमित्रे रावणिं जहि ॥ १८ ॥

'એટલે, હે લક્ષ્મણ ! હવે તમે કરેણનાં પાનના આકાર વાળાં, શત્રુને ચીરી નાંખનારાં અને નષ્ટ કરનારાં ભયંકર બાણો વડે ઈન્દ્રજિતનો વધ કરો.'

## ૪૬ (છેતાળીસમો) સર્ગ ઈન્દ્રજિત અને વિભીષણનું વાગ્યુદ્ધ

एवमुक्त्वा तु सौमित्रिं जातहर्षो विभीषणः ।
धनुष्पाणिं तमादाय त्वरमाणो जगाम ह ॥ १ ॥

આવું કહીને હરખભેર વિભીષણ ધનુર્ધારી લક્ષ્મણને સાથે લઈ સત્વર જ્યાં મેઘનાદ અને હનુમાન હતા ત્યાં ગયા.

स रथेनाग्निवर्णेन बलवान् रावणात्मजः ।
इन्द्रजित्कवची धन्वी सध्वजः प्रत्यदृश्यत ॥ २ ॥

થોડીજ વારમાં તેમને અગ્નિના વર્ણવાળા તથા ફરકતી ધ્વજાવાળા રથપર ચડી બેઠેલો, કવચ ધારણ કરી હાથમાં ધનુષ સહિત બળવાન ઈન્દ્રજિત દેખાયો.



तमुवाच महातेजाः पौलस्त्यमपराजितम् ।
समाह्वये त्वां समरे सम्यग्युद्धं प्रयच्छ मे ॥ ३ ॥

તેને જોઇને તેજસ્વી લક્ષ્મણે એ અજેય રાવણપુત્ર ઇન્દ્રજિતને કહ્યું, 'હે રાક્ષસ ! હું તને યુદ્ધ કરવા માટે આમંત્રિત કરું છું (બોલાવું છું). આવ અને મારી જોડે સરખી રીતે યુદ્ધ કર.'

एवमुक्तो महातेजा मनस्वी रावणात्मजः ।
अब्रवीत्परुषं वाक्यं तत्र दृष्ट्वा विभीषणम् ॥ ४ ॥

લક્ષ્મણનાં વચનો સાંભળી મહાતેજસ્વી મનસ્વી ઇન્દ્રજિત લક્ષ્મણની જોડે આવેલા વિભીષણને દેખી તેને કઠોર વચન કહેવા લાગ્યો.

इह त्वं जातसंवृद्धः साक्षाद् भ्राता पितुर्मम ।
कथं द्रुह्यसि पुत्रस्य पितृव्यो मम राक्षस ॥ ५ ॥

'અરે વિભીષણ ! તમે આ કુળમાં જ જન્મ્યા અને મોટા થયા છો, તમે મારા પિતાના ભાઇ એટલે મારા સાક્ષાત કાકા છો. હે રાક્ષસ ! મારા કાકા થઇને તમે તમારા પુત્રનો દ્રોહ કેમ કરી રહ્યા છો ?'

न ज्ञातित्वं न सौहार्दं न जातिस्तव दुर्मते ।
प्रमाणं न च सौदर्यं न धर्मो धर्मदूषण ॥ ६ ॥

'અરે, દુર્મતિ ! ઓ ધર્મને દૂષિત કરનારા ! જરાક તો જુઓ, તમે ન તો આ લોકોની જ્ઞાતિના છો, નથી એમના મિત્ર, નથી બેઉની જાતિ સરખી. આ લોકોને સાથ આપવાથી કોઇ મર્યાદાનું પાલન પણ થતું નથી. આ લોકો અને તમે સહોદરો (એક જ માતાના સંતાનો) પણ નથી. આ લોકોનો પક્ષ લઇને પોતાના સહોદરની સાથે વેર બાંધવાથી કશું જ ધાર્મિક કૃત્ય થતું નથી. (તો પણ તમે આવું કામ કેમ કરી રહ્યા છો ?)'



शोच्यस्त्वमसि दुर्बुद्धे निन्दनीयश्च साधुभिः ।
यस्त्वं स्वजनमुत्सृज्य परभृत्यत्वमागतः ॥ ७ ॥

'હે દુર્બુદ્ધિ ! તમે સ્વજનોનો પરિત્યાગ કરીને પોતાના સહોદરના શત્રુની દાસતા (નોકરી) કરવાને આવેલા છો. તમારા આ પતનના કારણે તમે શોચનીય (Problem Relative) વ્યક્તિ થઇ ગયા છો. શ્રેષ્ઠ પુરુષો તમારા આ કૃત્યની નિંદા કરે છે.

नैतच्छिथिलया बुद्धया त्वं वेत्सि महदन्तरम् ।
क्व च स्वजनसंवासः क्व च नीचपराश्रयः ॥ ८ ॥

'ક્યાં પોતાના જ લોકોની જોડે હળી-મળીને રહેવાનું અને ક્યાં નીચ દુશ્મનોના આશરે જીવવાનું ! પરંતુ તમે તમારી ટૂંકી બુદ્ધિ (ઢીલી મતિ)ને લીધે (બુદ્ધિની મંદતાનાં કારણે) આ બંને વચ્ચેના મોટા અંતરને પણ જાણી શકતા નથી.'

गुणवान् वा परजनः स्वजनो निर्गुणोऽपि वा ।
निर्गुणः स्वजनः श्रेयान् यः परः पर एव सः ॥ ९ ॥

'ભલે પરાયા લોકોમાં ગુણ અને માત્ર ગુણ જ હોય અને પોતાના લોકોમાં દોષ અને માત્ર દોષ જ કેમ ન હોય. તો પણ ગુણવાન પરજનની અપેક્ષા (પારકાની સરખામણીમાં) નિર્ગુણ સ્વજન (અવગુણોવાળા સ્વજનો) જ કલ્યાણકારી છે, કારણ કે પોતાના તે પોતાના અને પરાયા તે પરાયા જ થઇ રહે છે.'



य: स्वपथं परित्यज्य परपक्षं निषेवते ।
स स्वपक्षे क्षयं प्राप्ते पश्चात्तैरेव हन्यते ॥ १० ॥

'જે આત્મીય જનોનો પક્ષ ત્યજીને શત્રુપક્ષનો આશ્રય લે છે તે પોતાના પક્ષનો (અર્થાત આત્મીય જનોનો) નાશ થયા પછી તે પરપક્ષ (શત્રુપક્ષ) વાળા લોકો દ્વારા જ નાશ પામે છે.'

इत्युक्तो भ्रातृपुत्रेण प्रत्युवाच विभीषणः ।
अजानन्निव मच्छीलं किं राक्षस विकत्थसे ॥ ११ ॥

જ્યારે ભત્રીજાએ આવું કહ્યું ત્યારે તેની વાતોનો ઉત્તર દેતાં વિભીષણે કહ્યું કે, 'તું મારા સ્વભાવને (શીલને) જાણતો નથી ત્યારે તું વ્યર્થ બક-બક શું કર્યા કરે છે !'

राक्षसेन्द्रसुतासाधो पारुष्यं त्यज गौरवात् ।
कुले यद्यप्यहं जातो रक्षसां क्रूरकर्मणाम् ॥ १२ ॥
गुणोऽयं प्रथमो नृणां तन्मे शीलमराक्षसम् ।
न रमे दारुणेनाहं न चाधर्मेण वै रमे ॥ १३ ॥

'હે અસાધુ સ્વભાવવાળા રાક્ષસ પુત્ર ! તારા કાકાના ગૌરવનો વિચાર કરીને તારે આવાં કઠોર વચનોનો પરિત્યાગ કરવો જોઇએ; એ સાચું છે કે હું ક્રૂરકર્મો કરનારા રાક્ષસોના કુળમાં જન્મ્યો છું, પરંતુ મનુષ્યોનો સર્વોત્કૃષ્ટ ગુણ-ધાર્મિક વૃત્તિ જે મારામાં છે તે અન્ય રાક્ષસોમાં નથી. આ ચરિત્રના કારણે મને ન તો નિષ્ઠુર કર્મ કરવું પસંદ છે અને ન તો અધર્મમાં મારી રુચિ છે.'

धर्मात् प्रच्युतशीलं हि पुरुषं पापनिश्चयम् ।
त्यक्त्वा सुखमवाप्नोति हस्तादाशीविषं यथा ॥ १४ ॥



'હે ઇન્દ્રજિત ! જે ધર્મરૂપી શીલથી પતિત છે તે નક્કી પાપી જ છે. એવા એવા પાપીને ત્યજી દેવાથી મનુષ્યને, જેવું વિષધર સાપને હાથથી ત્યજી દેવાથી સુખ પ્રાપ્ત થાય છે તેવું સુખ પ્રાપ્ત થઇ જાય છે.

हिंसापरस्वहरणे परदाराभिमर्शनम् ।
त्याज्यमाहुर्दुराचारं वेश्म प्रज्वलितं यथा ॥ १५ ॥

'હે ઇન્દ્રજિત ! નીતિશાસ્ત્રોમાં કહેવાયું છે કે 'જે હિંસક હોય, જે પરાયું ધન પચાવી પાડનારો હોય, જે પરસ્ત્રીનું અપહરણ કરનારો હોય તેવા દુરાચારીનો ત્યાગ બળતા ઘરની જેમ કરવો જોઇએ.'

परस्वानां च हरणं परदाराभिमर्शनम् ।
सुहृदामतिशङ्का च त्रयो दोषाः क्षयावहाः ॥ १६ ॥

'પરાયું ધન પડાવી લેવું, પારકી સ્ત્રી પર બળાત્કાર કરવો અને મિત્રો પર વધુ પડતી શંકા કરવી આ ત્રણેય દોષો (પાપ કર્મો)થી નાશ થાય છે.

महर्षीणां वधो घोरः सर्वदेवैश्च विग्रहः ।
अभिमानश्च कोपश्च वैरित्वं प्रतिकूलता ॥
एते दोषा मम भ्रातुर्जीवितैश्वर्यनाशनाः ॥ १७ ॥

'મહર્ષિઓનો ક્રૂરતાપૂર્વક કરેલો વધ, બધા જ દેવો = શ્રેષ્ઠજનો સાથે અણબનાવ, અભિમાન, ક્રોધ, વેરભાવ તથા બીજાનાં કામમાં વિઘ્ન નાખવું તે બધા જ દોષો મારા મોટા ભાઇ અર્થાત્ તારા પિતામાં છે અને એ સમસ્ત દોષો તેમનાં જીવન અને ઐશ્વર્યનો નાશ કરનારા છે.'



गुणान् प्रच्छादयामासुः पर्वतानिव तोयदाः ।
दोषैरेतैः परित्यक्तो मया भ्राता पिता तव ॥ १८ ॥

'જેવી રીતે વાદળાં પર્વતોને આવરી લે છે, ઢાંકી દે છે, તેવી રીતે આ દોષો વડે તેમના ગુણો દબાઇ ગયા છે. આ દોષોના કારણે તો મેં મારા ભાઇનો-તમારા પિતાનો ત્યાગ કર્યો છે.

अतिमानी च बालश्च दुर्विनीतश्च राक्षस ।
बद्धस्त्वं कालपाशेन ब्रूहि मां यद्यदिच्छसि ॥ १९ ॥

'હે રાક્ષસ ! તું હજી નાનો છોકરો છે; અભિમાની અને અતિ અવિનયી છે; વળી તારા માથા પર કાળ ભમી રહ્યો છે; એટલે તારી ઇચ્છા હોય તે બધું જ તું મને કહી દે.'

युध्यस्व नरदेवेन लक्ष्मणेन रणे सह ।
हतस्त्वं देवताकार्यं करिष्यसि यमक्षये ॥ २० ॥

'હવે તું રણભૂમિમાં નરદેવ લક્ષ્મણ જોડે યુદ્ધ કર; અને હણાઇ જઇ યમલોકમાં જઇને દેવતાઓને સંતુષ્ટ કર. (અર્થાત્ તારાં મૃત્યુથી ઋષિ-મુનિઓ અને દેવતાઓને સંતોષ થશે).

## ૪૭ (સુડતાળીસમો) સર્ગ લક્ષ્મણ અને ઈન્દ્રજિતનું યુદ્ધ, મેઘનાદના સારથિનો વધ

विभीषणवचः श्रुत्वा रावणिः क्रोधमूर्च्छितः ।
उवाचैनं समारब्धः सौमित्रिं सविभीषणम् ॥ १ ॥

तांश्च वानरशार्दूलान् पश्यध्वं मे पराक्रमम् ।
अद्य वो गमयिष्यामि सर्वानेव यमक्षयम् ॥ २ ॥

વિભીષણની વાતો સાંભળીને ઇન્દ્રજિત અત્યંત ક્રોધે ભરાયો, તે ઉશ્કેરાઇ જઇ વિભીષણ સહિત લક્ષ્મણને તથા વાનર સેનાપતિઓને ઉદ્દેશીને બોલ્યો, 'તમે લોકો આજ મારું પરાક્રમ જોઇ લ્યો, આજે જ હું તમને બધાને યમલોકમાં પહોંચાડી દઇશ.'

क्षिपतः शरवर्षाणि क्षिप्रहस्तस्य मे युधि ।
जीमूतस्येव नदतः कः स्थास्यति ममाग्रतः ॥ ३ ॥

'જ્યારે હું સંગ્રામમાં છૂટે હાથે ઝડપથી બાણવૃષ્ટિ કરીશ અને વાદળાની જેમ ગર્જના કરીશ ત્યારે તમારા માંહે કયો શૂરવીર છે જે મારી સામે લડતો ઊભો રહે.'

रात्रियुद्धे मया पूर्वं वज्राशनिसमैः शरैः ।
शायितौ स्थो मया भूमौ विसंज्ञौ सपुरःसरौ ॥ ४ ॥

'અરે લક્ષ્મણ ! તે દિવસે રાત્રિ સમયે થયેલા યુદ્ધમાં મેં વજ્રસમાન તીરોથી સમસ્ત વાનરસેના સહિત તમને બેઉ ભાઇઓને મૂર્છિત કરી પૃથ્વી પર પછાડયા હતા, તે યાદ છે ને !'

स्मृतिर्न तेऽस्ति वा मन्ये व्यक्तं वा यमसादनम् ।
आशीविषमिव क्रुद्धं यत् मां योद्धुं व्यवस्थितः ॥ ५ ॥

'હું માનું છું કે તું તે ભૂલી જ ગયો છે. કેમ ન ભૂલી જાય, કેમકે તમે તો હવે યમરાજના અતિથિ બનવાના છો, એટલે જ તો તમે ક્રોધે ભરાયેલા ઝેરીલા સાપના જેવા મારી સાથે લડવાને તૈયાર થઇ આવ્યા છો.'



एतत् श्रुत्वा राक्षसेन्द्रस्य गर्जितं लक्ष्मणस्तदा ।
अभीतवदनः क्रुद्धो रावणिं वाक्यमब्रवीत् ॥ ६ ॥

ઇન્દ્રજિતની આ પ્રકારની ગર્વભરી ગર્જના સાંભળી લક્ષ્મણજીએ નીડર મુખે ગુસ્સે થઇને ઇન્દ્રજિતને કીધું કે

उक्तश्च दुर्गमः पारः कार्याणां राक्षस त्वया ।
कार्याणां कर्मणा पारं यो गच्छति स बुद्धिमान् ॥ ७ ॥

'હે રાક્ષસ ! કોઇ પણ અધરું કામ કર્યા વિના ફક્ત જીભ ચલાવવી તો સહેલું કામ છે. પણ દુષ્કર કામ કરવું કઠણ હોય છે, બુદ્ધિમાન મનુષ્ય તો તે જ છે જે પોતે કામ કરવાની વાત કરે તે કામ તે કરી બતાવે !

स त्वमर्थस्य हीनार्थो दुरवापस्य केनचित् ।
वचो व्याहृत्य जानीषे कृतार्थोऽस्मीति दुर्मते ॥ ८ ॥

'તું તો ડિંગ હાંકનારો અમાન્ય વક્તા છે, તું કંઇ જ કરી શકવાનો નથી. અરે દુર્બુદ્ધિ ! અમને પરાસ્ત કરવાનું કામ કોઇથી થઇ નહીં શકે, તે તું મુખથી બોલીને જ પોતાને કૃતકૃત્ય સમજે છે ! '

अन्तर्धानगतेनाजौ यस्त्वयाऽऽचरितस्तदा ।
तस्काराचरितो मार्गो नैष वीरनिषेवितः ॥ ९ ॥

'તે દિવસે રાતના યુદ્ધમાં તેં છૂપી રીતે જે કારસ્તાન કરેલું હતું તે તો ચોરોનું આચરણ હતું. વીર લોકો એવો માર્ગ અપનાવતા નથી.'

यथा बाणपथं प्राप्य स्थितोऽहं तव राक्षस ।
दर्शयस्वाद्य तत्तेजो वाचा त्वं किं विकत्थसे ॥ १० ॥



'હે રાક્ષસ ! જેવી રીતે તારા બાણમારાનો માર્ગ રોકી હું તારી સામે ઊભેલો છું, તેવી રીતે તું પણ મારા બાણમારાના માર્ગમાં ઊભો રહીને તારું પરાક્રમ બતાવને, વ્યર્થ વાણીથી બકવાસ કર્યાથી શો લાભ ?

एवमुक्तो धनुर्भीमं परामृश्य महाबलः ।
ससर्ज निशितान् बाणानिन्द्रजित्समितिञ्जयः ॥ ११ ॥

લક્ષ્મણે જ્યારે ઇન્દ્રજિતને આવાં મહેણાં માર્યાં ત્યારે યુદ્ધવિજયી મહાબલિ ઇન્દ્રજિતે પોતાનું ભયાવહ ધનુષ પકડયું અને લક્ષ્મણ પર તીક્ષ્ણ બાણો વરસાવવાનું શરૂ કરી દીધું.

स शरैरतिविद्धाङ्गो रुधिरेण समुक्षितः ।
शुशुभे लक्ष्मणः श्रीमान् विधूम इव पावकः ॥ १२ ॥

બાણો વાગવાથી લક્ષ્મણજી ઘાયલ થઇ ગયા, તેમના શરીરમાંથી રક્ત વહેવા લાગ્યું. તેનાથી તો કાંતિમાન લક્ષ્મણ ધુમાડા વગરના અગ્નિની જેમ બહુ જ શોભવા લાગ્યા.

इन्द्रजित्त्वात्मनः कर्म प्रसमीक्ष्याधिगम्य च ।
विनद्य सुमहानादमिदं वचनमब्रवीत् ॥ १३ ॥

થોડી વાર પછી ઇન્દ્રજિતે પોતાનાં કાર્યનું મૂલ્યાંકન કર્યું તે કાર્યની સફળતા જાણીને મોટા અવાજે ગર્જના કરી આ પ્રમાણે બોલ્યો,

पत्रिणः शितधारास्ते शरा मत्कार्मुकच्युताः ।
आदास्यन्तेऽद्य सौमित्रे जीवितं जीवितान्तगाः ॥ १४ ॥



હે લક્ષ્મણ ! આજ મારા ધનુષમાંથી છૂટેલાં તીક્ષ્ણ ધારવાળાં બાણો તારો વધ કરવાના છે; તે તારા જીવનને સમાપ્ત કરી દેશે.'

अद्य गोमायुसङ्घाश्च श्येनसङ्घाश्च लक्ष्मण ।
गृध्राश्च निपतन्तु त्वां गतासुं निहतं मया ॥ १५ ॥

'હે લક્ષ્મણ ! આજે મારાં બાણો વડે હણાઇ જઇશ ત્યારે તારા પ્રાણ વગરના શબ પર શિયાળનાં, બાજનાં અને ગીધનાં ટોળેટોળાં પડાપડી કરશે.'

क्षत्रबन्धुः सदानार्यो रामः परमदुर्मतिः ।
भक्तं भ्रातरमद्यैव त्वां द्रक्ष्यति हतं मया ॥ १६ ॥

'દુર્બુદ્ધિ, ક્ષત્રિયાધમ અને અનાર્ય રામ આજે જ તમને-સેવક ભાઇને મારા હાથે મરાયેલો જોશે.'

इति ब्रुवाणं संरब्धं परुषं रावणात्मजम् ।
हेतुमद्वाक्यमत्यर्थं लक्ष्मणः प्रत्युवाच ह ॥ १७ ॥

ક્રોધના આવેશમાં આ પ્રમાણે કડવાં વેણ કહેનારા, રાવણપુત્ર ઇન્દ્રજિતને લક્ષ્મણજીએ આવું યુક્તિપૂર્વકનું સારગર્ભિત વચન કહ્યું.

वाग्बलं त्यज दुर्बुद्धे क्रूरकर्मासि राक्षस ।
अथ कस्माद्वदस्येतत् सम्पादय सुकर्मणा ॥ १८ ॥



'અરે નિશાચર ! અરે દુર્બુદ્ધિ ! હું જાણું છું કે તું નિર્દય છે. હવે તું તારો લવારો બંધ કર. તું આવું શા માટે બકયા કરે છે ? તારે જે કરવાનું હોય તે તું કરી બતાવ !'

अकृत्वा कत्थसे कर्म किमर्थमिह राक्षस ।
कुरु तत्कर्म येनाहं श्रद्दध्यां तव कत्थनम् ॥ १९ ॥

'અરે રાક્ષસ ! કંઇ પણ કામ કર્યા વગર વ્યર્થ બકબક કરવાથી શો લાભ ? મને તારી વાત પર વિશ્વાસ બેસે તેવું કશુંક કરી બતાવ.'

अनुक्त्वा परुषं वाक्यं किञ्चिदप्यनवक्षिपन् ।
अविकत्थन् वधिष्यामि त्वां पश्य पुरुषाधम ॥ २० ॥

'હું ન તો તને કઠોર વચન કહેવાનો, ન તને ઉતારી પાડીને મારી બડાઇ કરવાનો, પરંતુ હે પુરુષાધમ ! તું જોઇલે, હું તો તારો વધ અવશ્ય કરવાનો જ છું.'

इत्युक्त्वा पञ्च नाराचानाकर्णापूरिताञ्शितान् ।
निजधान महावेगाल्लक्ष्मणो राक्षसोरसि ॥ २१ ॥

આમ કહીને લક્ષ્મણે પાંચ તીક્ષ્ણ અણીદાર વજ્રતીરો ધનુષ પર ચઢાવી પણછને કાન સુધી ખેંચીને જોરથી ઇન્દ્રજિતની છાતીમાં માર્યાં.

स शरैराहतस्तेन सरोषो रावणात्मजः ।
सुप्रयुक्तैस्त्रिभिर्बाणैः प्रतिविव्याध लक्ष्मणम् ॥ २२ ॥

એ બાણોથી ઘવાઇને ઇન્દ્રજિતે પણ રોષે ભરાઇને બહુ યુક્તિપૂર્વક ત્રણ બાણ મારીને લક્ષ્મણજીને ઘાયલ કર્યા.



स बभूव तदा भीमो नरराक्षससिंहयोः ।
विमर्दस्तुमुलो युद्धे परस्परजयैषिणोः ॥ २३ ॥

તે સમયે તે બંને નરસિંહ અને રાક્ષસસિંહનું ભયાનક યુદ્ધ થવા લાગ્યું. એક બીજા પર વિજય મેળવવા માટે બંને તુમુલ સંઘર્ષ કરવા લાગ્યા.

तयोरथ महान् कालो व्यत्ययाद्युध्यमानयोः ।
न च तौ युद्धवैमुख्यं श्रमं वाप्युपजग्मतुः ॥ २४ ॥

એ બંનેને લડતાં લડતાં ઘણો જ સમય પસાર થઇ ગયો, પરંતુ તે બેઉમાંથી ન તો કોઇ એકે પીઠ બતાવી કે ન કોઇએ થાકનો અનુભવ કર્યો.

न ह्यादानं न संधानं धनुषो वा परिग्रहः ।
न विप्रमोक्षो बाणानां न विकर्षो न विग्रहः ॥ २५ ॥
न मुष्टिप्रतिसंधानं न लक्ष्यप्रतिपादनम् ।
अदृश्यत तयोस्तत्र युध्यतोः पाणिलाघवात् ॥ २६ ॥

તેઓ બંને પોતાની હાથ ચાલાકી બતાવતા એવી સ્ફૂર્તિથી બાણ ચલાવતા હતા કે એમણે કયારે ભાથામાંથી બાણ કાઢયું, કયારે એને પણછ પર ચઢાવ્યું, કયારે એને ડાબું-જમણું હાથમાં ફેરવીને ધનુષ પકડયું, કયારે કાન સુધી પ્રત્યંચા ખેંચીને બાણ છોડયું, કયારે એક ધનુષ તૂટી ગયું ને તેના બદલે બીજું ધનુષ લઇ લીધું, કયારે તેઓ મુઠ્ઠી વાળતા હતા અને કયારે લક્ષ્યને = નિશાનને વીંધી નાખતા હતા, તે જરા પણ દેખાતું ન હતું.



ताभ्यामुभाम्यां तरसा विसृष्टैर्विशिखैः शितैः ।
निरन्तरमिवाकाशं बभूवं तमसावृतम् ॥ २७ ॥

એ બંને વીર યોદ્ધાઓએ છોડેલાં તીક્ષ્ણ બાણોથી આકાશ છવાઇ ગયું હતું અને ચારેકોર અંધારું વ્યાપી ગયું હતું.

अथ राक्षससिंहस्य कृष्णान् कनकभूषणान् ।
शरैश्चतुर्भिः सौमित्रिर्विव्याध चतुरो हयान् ॥ २८ ॥

આ પ્રકારે જ્યારે લડતાં લડતાં બહુ સમય વીતી ગયો ત્યારે લક્ષ્મણે ચાર બાણ મારીને ઇન્દ્રજિતના રથના સુવર્ણનાં આભૂષણોથી સુશોભિત ચારેય કાળા રંગના ઘોડાઓને મારી નાખ્યા.

ततोऽपरेण भल्लेन सूतस्य विचरिष्यतः ।
लाघवाद्राघवः श्रीमान् शिरः कायादपाहरत् ॥ २९ ॥

ત્યારપછી લક્ષ્મણે એક બીજા ભલ્લ નામના બાણ (ભાલા) વડે સમર ભૂમિમાં વિચરણ કરતા (ઇન્દ્રજિતના) સારથિનું મસ્તક ધડથી જુદું કરી દીધું.

स हताश्वादवप्लुत्य रथान्मथितसारथेः ।
शरवर्षेण सौमित्रिमभ्यधावत रावणिः ॥ ३० ॥

ઘોડા અને સારથિ હણાઇ જવાથી ઇન્દ્રજિત રથમાંથી કૂદી પડયો અને બાણોની વર્ષા કરતો કરતો લક્ષ્મણ ઉપર તૂટી પડયો.



## ૪૮ (અડતાળીસમો) સર્ગ લક્ષ્મણ અને ઈન્દ્રજિતનું ઘોર યુદ્ધ ઈન્દ્રજિત વધ

स हताश्वो महातेजा राक्षसानिदमब्रवीत् ।
तमसा बहुलेनेमाः संसक्ताः सर्वतो दिशः ॥
नेह विज्ञायते स्वो वा परो राक्षसोत्तमाः ॥ १ ॥

ઘોડા મરાઈ ગયા પછી, ઈન્દ્રજિતે રાક્ષસોને કહ્યું, 'હે રાક્ષસ શ્રેષ્ઠો ! રાત પડી ગઈ છે અને બધી દિશાઓમાં માત્ર અંધકાર જ પ્રવર્તે છે, તેથી કોણ આપણા છે અને કોણ પરાયા (શત્રુદલના) છે તેની સમજ પડતી નથી.

जुष्टं भवन्तो युध्यन्तु हरीणां मोहनाय वै ।
अहं तु रथमास्थाय आगमिष्यामि संयुगम् ॥ २ ॥

'તમે લોકો વાનરોને ભરમાવવા માટે દઢતાપૂર્વક (તમને અનુકુળ રીતે) લડતા રહો. હું બીજા રથમાં બેસીને થોડી વારમાં યુદ્ધ ભૂમિમાં પાછો આવું છું.

इत्युक्त्वा रावणसुतो वञ्चयित्वा वनौकसः ।
प्रविवेश पुरीं लङ्कां रथहेतोरमित्रहा ॥ ३ ॥

એમ કહીને વાનરોને છેતરીને શત્રુનાશક ઈન્દ્રજિત બીજો રથ લાવવા માટે લંકાપુરીમાં જતો રહ્યો.

प्रासासिशरसम्पूर्णं रथमारुह्य भूषितम् ।
अभ्ययाज्जवनैरश्वैर्लक्ष्मणं सविभीषणम् ॥ ४ ॥



લંકામાં પહોંચી તે એક સુભૂષિત રથ પર સવાર થયો, તે રથમાં પ્રાસ, તલવારો અને બાણો ભરેલાં હતા. તે રથમાં બેસી શીઘ્રગામી ઘોડાને હંકારીને જ્યાં વિભીષણ તથા લક્ષ્મણ હતા ત્યાં પહોંચી ગયો.

ततो रथस्थमालोक्य सौमित्री रावणात्मजम् ।
वानराश्च महावीर्या राक्षसश्च विभीषणः ॥
विस्मयं परमं जग्मुर्लाघवात्तस्य धीमतः ॥ ५ ॥

લક્ષ્મણ, વિભીષણ અને મહાપરાક્રમી વાનર લોકો ઈન્દ્રજિતને બીજા રથમાં બેઠેલો નિહાળી એ બુદ્ધિમાનની ચાલાકી-ચતુરાઈ પર વિસ્મિત થયા.

रावणिश्चापि सक्रुद्धो रणे वानरयूथपान् ।
पातयामास बाणौघैः शतशोऽथ सहस्रशः ॥ ६ ॥

હવે ઈન્દ્રજિત પણ ક્રોધ કરીને યુદ્ધ કરવા લાગ્યો અને તેણે સેંકડો અને હજારો વાનર-ગણ-પતિઓને બાણોના પ્રહારથી ભોંય ભેગા કર્યા.

ते वध्यमाना हरयो नाराचैर्भीमविक्रमाः ।
सौमित्रिं शरणं प्राप्ता प्रजापतिमिव प्रजाः ॥ ७ ॥

એ પ્રચંડ પરાક્રમી ઈન્દ્રજિતનાં બાણોથી ઘવાયેલા વાનરોનાં ટોળાં લક્ષ્મણજીના શરણમાં આવ્યાં, જેમ પ્રજાના સમૂહો પ્રજાપતિનાં શરણે જાય છે.

ततः समरकोपेन ज्वलितो रघुनन्दनः ।
चिच्छेद कार्मुकं तस्य दर्शयन् पाणिलाघवम् ॥ ८ ॥



તે વેળાએ યુદ્ધપ્રકોપથી તપી ગયેલા લક્ષ્મણજીએ પોતાની હાથ ચાલાકીનું પ્રદર્શન કરીને તેનું ધનુષ જ તોડી નાખ્યું.

सोऽन्यत्कार्मुकमादाय सज्यं चक्रे त्वरन्निव ।
तदप्यस्य त्रिभिर्बाणैर्लक्ष्मणो निरकृन्तत ॥ ९ ॥

ઇન્દ્રજિતે આથી બીજું ધનુષ ઊઠાવ્યું અને સત્વર તેની પણછ ચઢાવી તો તે ધનુષને પણ લક્ષ્મણજીએ ત્રણ બાણ મારીને કાપી નાખ્યું.

अथैनं छिन्नधन्वानमाशीविषविषोपमैः ।
विव्याधोरसि सौमित्री रावणिं पञ्चभिः शरैः ॥ १० ॥

હવે તે ઇન્દ્રજિતનું બીજું ધનુષ પણ તૂટી ગયું તેથી લક્ષ્મણે તે રાવણપુત્રની છાતીમાં પાંચ બાણો મારી તેને વીંધી નાંખ્યો.

जग्राह कार्मुकश्रेष्ठं दृढज्यं बलवत्तरम् ।
स लक्ष्मणं समुद्दिश्य ववर्ष शरवर्षाणि ॥ ११ ॥

તેથી ઇન્દ્રજિતે પણ એક મજબૂત દોરી વાળું શ્રેષ્ઠ ધનુષ લઇને લક્ષ્મણને લક્ષ્મ બનાવીને બાણની વર્ષા કરી.

तानप्राप्ताञ्शितैर्बाणैश्चिच्छेद परवीरहा ।
सारथेरस्य च रणे रथिनो रथसत्तमः ।
शिरो जहार धर्मात्मा भल्लेनानतपर्वणा ॥ १२ ॥



શત્રુસંહારક લક્ષ્મણજી તેણે છોડેલાં બાણોને પોતાનાં બાણો વડે અધ-વચ્ચે જ કાપી નાખતા હતા. લડતાં લડતાં શ્રેષ્ઠ મહારથી ધર્માત્મા લક્ષ્મણે સમતલ સાંધાવાળા ભલ્લ (ભાલા) નામના એક તીક્ષ્ણ અણીવાળા બાણથી ઇન્દ્રજિતના સારથિનું માથું કાપી નાખ્યું.

असूतास्ते हयास्तत्र रथमूहुरविक्लवाः ।
मण्डलान्यभिधावन्ति तदद्भुतमिवाभवत् ॥ १३ ॥

ઘોડા પલોટાયેલા હોવાથી સારથિ ન રહ્યો તો પણ ભડકયા નહીં, અપિતુ તે ગોળ ગોળ ચકરડાં ફરવા લાગ્યા. એ પણ એક અદ્ભુત બનાવ હતો.

अमर्षवशमापन्नः सौमित्रिर्दृढविक्रमः ।
प्रत्यविध्यद्धयांस्तस्य शरैर्वित्रासयन्रणे ॥ १४ ॥

હવે દઢપરાક્રમવાળા અત્યંત પ્રકોપિત લક્ષ્મણે રણ મેદાનમાં બાણો વડે તે ઘોડાઓને પણ ઘાયલ કરી ભડકાવી મૂકયા.

अमृष्यमाणस्तत्कर्म रावणस्य सुतो बली ।
विव्याध दशभिर्बाणैः सौमित्रिं तममर्षणम् ॥ १५ ॥

રાવણપુત્ર બળવાન ઇન્દ્રજિતે અસહિષ્ણુ લક્ષ્મણના આ કાર્યને સહન ન કર્યું. તેણે લક્ષ્મણને દશ બાણ મારીને ઘાયલ કર્યો.

स तथा ह्यर्दितो बाणै राक्षसेन महामृधे ।
तमाशु प्रतिविव्याध लक्ष्मणः पञ्चभिः शरैः ॥ १६ ॥



આ મહાયુદ્ધમાં ઇન્દ્રજિત વડે બાણોથી ઘાયલ થયેલા લક્ષ્મણે પણ ઇન્દ્રજિતને પાંચ બાણ મારીને ઘાયલ કરી મૂક્યો.

लक्ष्मणेन्द्रजितौ वीरौ महाबलशरासनौ ।
अन्योऽन्यं जघ्नतुर्बाणैर्विशिखैर्भीमविक्रमौ ॥ १७ ॥

આ પ્રકારે ભયંકર પરાક્રમી અને મહાબળવાન ધનુર્ધારી એવા બંને વીરો-લક્ષ્મણ અને ઇન્દ્રજિત અત્યંત તીક્ષ્ણ બાણો વડે અન્યોન્ય (એક બીજાને) ઘાયલ કરતા રહ્યા.

ततः समरकोपेन संयुक्तो रावणात्मजः ।
विभीषणं त्रिभिर्बाणैर्विव्याध वदने शुभे ॥ १८ ॥

લડતા લડતા યુદ્ધ પ્રકોપવશ ઇન્દ્રજિતે વિભષણને તેના સુંદર મુખ પર ત્રણ બાણો મારીને તેને ઘાયલ કરી દીધો.

तस्मै दृढतरं क्रुद्धो जघान गदया हयान् ।
विभीषणो महातेजा रावणः स दुरात्मनः ॥ १९ ॥

તે વેળાએ મહાતેજસ્વી વિભીષણે પણ અત્યંત ક્રોધ કરી પોતાની ગદાથી પ્રહાર કરીને ઇન્દ્રજિતના ઘોડાઓને મારી નાખ્યા.

स हताश्वादवप्लुत्य रथान्निहतसारथेः ।
अथ शक्तिं महातेजाः पितृव्याय मुमोच ह ॥ २० ॥

રથનો સારથિ તો પહેલાંથી જ મરી ગયો હતો અને હવે ઘોડા પણ મરી ગયા, તેથી ઇન્દ્રજિત રથથી નીચે કૂદી પડયો. પછી તે મહાતેજસ્વી મેઘનાદે એક શકિત પોતાના કાકા ઉપર છોડી.



तामापतन्तीं सम्प्रेक्ष्य सुमित्रानन्दवर्धनः ।
चिच्छेद निशितैर्बाणैर्दशधा साऽपतद्भुवि ॥ २१ ॥

તે શકિતને વિભીષણ પર આવી પડતી જોઇને સુમિત્રાના આનંદને વધારનારા લક્ષ્મણે તેને તીક્ષ્ણ બાણો વડે અધવચ્ચે જ કાપી નાખી. તેથી તે શકિતના દશ ટૂકડા થઇ ગયા ને તે પૃથ્વી પર પડી ગઇ.

ततः क्रुद्धो महातेजा इन्द्रजित्समितिञ्जयः ।
आग्नेयं सन्दधे दीप्तं सलोकं संक्षिपन्निव ॥ २२ ॥

એ શકિતને નિષ્ફળ જતી જોઇને સમરવિજયી મહાતેજસ્વી ઇન્દ્રજિતે લક્ષ્મણનો તથા તેના સૈન્યનો સંહાર કરવા માટે ધગધગતા આગ્નેયાસ્ત્રને ધનુષપર ચઢાવ્યું.

सौरेणास्त्रेन तद्वीरो लक्ष्मणः प्रत्यवारयत् ।
तयोः सुतुमुलं युद्धं सम्बभूवाद्भुतोपमम् ॥ २३ ॥

સામેથી લક્ષ્મણે સૌર્યાસ્ત્ર ચલાવીને એ આગ્નેયાસ્ત્રને નકામું કરી દીધું આ પ્રકારે એકબીજા ઉપર પ્રહાર કરતાં કરતાં તેઓનો દારુણ અને અદ્‌ભુત સંગ્રામ ખેલાયો.

अथैन्द्रमस्त्रं सौमित्रिः संयुगेष्वपराजितम् ।
सन्धाय धनुषि श्रेष्ठे विकर्षन्निदमब्रवीत् ॥ २४ ॥

છેવટે લક્ષ્મણજીએ યુદ્ધમાં કદી પણ નિષ્ફળ નહીં જનારું ઐન્દ્રાસ્ત્ર નામનું ઉત્તમ અસ્ત્ર પોતાના ધનુષ પર ચઢાવ્યું અને પ્રત્યંચાને કાન સુધી ખેંચતાં તે બોલ્યા.



धर्मात्मा सत्यसन्धश्च रामो दाशरथिर्यदि ।
पौरुषे चाप्रतिद्वन्द्वः शरैनं जहि रावणिम् ॥ २५ ॥

'જો દશરથનંદન શ્રીરામ ધર્માત્મા, સત્યવાદી અને અદ્વિતીય પરાક્રમી હોય તો આ બાણ ઇન્દ્રજિતનો વધ કરે.'

इत्युक्त्वा बाणमाकर्णं विकृष्य तमजिह्मगम् ।
लक्ष्मणः समरे वीरः ससर्जेन्द्रजितं प्रति ॥ २६ ॥

આમ બોલીને વીર લક્ષ્મણે એ સીધા માર્ગે જનારા બાણને કાનસુધી ખેંચી લઇ યુદ્ધમાં ઇન્દ્રજિત ઉપર છોડયું.

तच्छिरः सशिरस्त्राणं श्रीमज्ज्वलितकुण्डलम् ।
प्रमथ्येन्द्रजितः कायात् पातयामास भूतले ॥ २७ ॥

એ બાણ વડે ઇન્દ્રજિતનું મસ્તક શિર-ટોપ (Steel Helmet) તથા મૂલ્યવાન ચમકતા કુંડળો સહિત ધડથી છૂટું પડીને પૃથ્વી પર પડી ગયું.

पतितं तमभिज्ञाय राक्षसी सा महाचमूः ।
वध्यमाना दिशो भेजे हरिभिर्जितकाशिभिः ॥ २८ ॥

આ પ્રકારે ઇન્દ્રજિતની લોથ પડી જાણીને રાક્ષસોની મહાન સેના વાનરોનો માર ખાતી ખદેડાઇને નાસભાગ કરતી ભાગી ગઇ.

तमप्रतिबलं दृष्ट्वां हतं नैर्ऋतपुङ्गवम् ।

विभीषणो हनूमांश्च जाम्बवांश्चर्क्षयूथपः ।
विजयेनाभिनन्दन्तस्तुष्टुवुश्चापि लक्ष्मणम् ॥ २९ ॥

એ અનુપમ બળવાળા રાક્ષસ શ્રેષ્ઠ ઇન્દ્રજિતને મરેલો જોઇને વિભીષણ, હનુમાન અને ઋક્ષસેનાનો સેનાપતિ જાંબવાન જય-જયકારના નારા લગાવી લક્ષ્મણજીને અભિનંદન આપી વખાણવા લાગ્યા.

## ૪૯ (ઓગણપચાસમો) સર્ગ લક્ષ્મણની પ્રશંસા અને ચિકિત્સા

रुधिरक्लिन्नगात्रस्तु लक्ष्मणः शुभलक्षणः ।
आजगाम ततस्तीव्रं यत्र सुग्रीवराघवौ ॥ १ ॥

આખું શરીર ઘવાઇ જવાથી લોહી નીતરતાં અંગોવાળા શુભ લક્ષણો યુકત લક્ષ્મણ જયાં રામ અને સુગ્રીવ હતા ત્યાં સત્વર પહોચી ગયા.

ततो राममभिक्रम्य सौमित्रिरभिवाद्य च ।
तस्थौ भ्रातृसमीपस्थः शक्रस्येन्द्रानुजो यथा ॥ २ ॥

શ્રીરામની સમીપ પહોંચીને લક્ષ્મણે શ્રીરામની પ્રદક્ષિણા કરી તેને પ્રણામ કર્યા અને જેમ ઇન્દ્રની સમીપ તેનો નાનો ભાઇ ઊભો રહે તેમ તેઓ શ્રીરામની પાસે ઊભા રહ્યા.

रावणेस्तु शिरश्छिन्नं लक्ष्मणेन महात्मना ।
न्यवेदयत रामाय तदा हृष्टो विभीषणः ॥ ३ ॥

ત્યારપછી હર્ષિત થઇને વિભીષણે મહાબળવાન લક્ષ્મણે ઇન્દ્રજિતનો શિરચ્છેદ કર્યાની વાત રામને કહી.



श्रुत्वा तत्तु महावीर्यो लक्ष्मणेनेन्द्रजिद्वधम् ।
प्रहर्षमतुलं लेभे रामो वाक्यमुवाच ह ॥ ४ ॥

મહા પરાક્રમી શ્રીરામે લક્ષ્મણે કરેલા ઇન્દ્રજિતના વધના સમાચાર સાંભળી અત્યંત હર્ષિત થઇને લક્ષ્મણજીને કહ્યું,

साधु लक्ष्मण तुष्टोऽस्मि कर्मणा सुकृतं कृतम् ।
रावणेर्हि विनाशेन जितमित्युपधारय ॥ ५ ॥

'હે લક્ષ્મણ ! તમે ધન્ય છો ! તમારા આ ઉત્તમ કાર્યને જોઇ હું અત્યધિક સંતુષ્ટ થયો છું. ઇન્દ્રજિતના વિનાશથી હવે આપણી જીત સુનિશ્ચિત છે.'

स तं शिरस्युपाघ्राय लक्ष्मणं लक्ष्मिवर्धनम् ।
लज्जमानं बलात्स्नेहादङ्कमारोप्य वीर्यवान् ॥ ६ ॥

શ્રીરામે આમ કહીને શોભામાં વૃદ્ધિ કરનારા લક્ષ્મણનું માથું સૂંઘ્યું અને શરમાતા લક્ષ્મણને પ્રેમથી બળપૂર્વક પોતાના ખોળામાં બેસાડી લીધા.

उपवेश्य तमुत्सङ्गे परिष्वज्यावपीडितम् ।
भ्रातरं लक्ष्मणं स्निग्धं पुनः पुनरुदैक्षत ॥ ७ ॥

શ્રીરામે લક્ષ્મણને પોતાના ખોળામાં બેસાડી તેને ગાઢ આલિંગન કર્યું અને વારંવાર તેને પ્રેમપૂર્ણ નજરે નિહાળ્યા.

शल्यसम्पीडितं शस्तं निःश्वसन्तं तु लक्ष्मणम् ।
रामस्तु दुःखसन्तप्तस्तदा निःश्वसितो भृशम् ॥ ८ ॥



બાણો વાગવાથી પીડાઇ રહેલા, ઘવાયેલા અને હાંફતા લક્ષ્મણને દેખી શ્રીરામ પણ દુઃખી થયા અને સંતાપ પામીને ઊંડા નિશ્વાસ લેવા લાગ્યા.

मूर्ध्नि चैनमुपाघ्राय भूयः संस्पृश्य च त्वरन् ।
उवाच लक्ष्मणं वाक्यमाश्वास्य पुरुषर्षभः ॥ ९ ॥

પુરુષ શ્રેષ્ઠ શ્રીરામે પુનઃ લક્ષ્મણનું માથું સુઘ્યું, તેના શરીર પર હાથ ફેરવીને તેને સાંત્વન આપ્યું તથા તેને કીધું કે,

कृतं परमकल्याणं कर्म दुष्करकर्मणा ।
अद्य मन्ये हते पुत्रे रावणं निहतं युधि ॥ १० ॥

'આ અઘરું કાર્ય કરી તમે પરમ કલ્યાણકારી કામ કરેલું છે, યુદ્ધમાં ઇન્દ્રજિતના હણાઇ જવાથી રાવણને પણ હું હવે મરી ગયેલો સમજું છું.'

रावणस्य नृशंसस्य दिष्ट्या वीर त्वया रणे ।
छिन्नो हि दक्षिणो बाहुः स हि तस्य व्यपाश्रयः ॥ ११ ॥

'હે વીર ! રાવણના જમણા હાથ જેવો ઇન્દ્રજિત તેનો મુખ્ય આધાર હતો, તેને યુદ્ધમાં કાપીને તમે રાવણના જમણા હાથને છેદી નાખ્યો છે.'

विभीषणहनूमद्भ्यां कृतं कर्म महद्रणे ।
अहोरात्रैस्त्रिभिर्वीरः कथञ्चिद्विनिपातितः ॥ १२ ॥

'આ યુદ્ધમાં હનુમાન અને વિભીષણે પણ બહુ મોટું કામ કરેલું છે, એથી જ તો તે વીર (મેઘનાદ)ને ત્રણ રાતદિવસમાં પણ મુશ્કેલીએ મારી શકાયો છે.'

स तं भ्रातरमाश्वास्य परिष्वज्य च लक्ष्मणम् ।
रामः सुषेणं मुदितः समाभाष्येदमब्रवीत् ॥ १३ ॥

આ પ્રકારે ભાઈ લક્ષ્મણને સાંત્વના આપતાં આપતાં એકવાર ફરીથી તેની છાતી સરસોં ચાંપી પ્રસન્ન થયેલા શ્રી રામે વૈદ્યરાજ સુષેણને બોલાવીને તેને કહ્યું.

**ટિપ્પણી :** ✱ *ગોસ્વામી તુલસીદાસજીએ પોતાના 'રામ-ચરિત માનસ'માં સુષેણને રાવણનો ગૃહચિકિત્સક (Family Doctor) બતાવેલો છે, પણ આ વાતને મહર્ષિ વાલ્મીકિના આદિકાવ્ય સાથે મેળ થતો નથી. પંદરમા શ્લોકમાં સુષેણના માટે 'हरियूथपः' વિશેષણનો પ્રયોગ કરેલો છે. આનાથી એ સ્પષ્ટ થાય છે કે સુષેણ સુગ્રીવની સેનાનો એક સેનાપતિ હતો અને સાથે તે ઉત્તમકોટિનો ચિકિત્સક પણ હતો. મહાત્મા સંત સુલસીદાસની કલ્પના ઈતિહાસ-વિરુદ્ધ હોવાથી કપોલકલ્પિત અને મિથ્યા છે.*

सशल्योऽयं महाप्राज्ञ सौमित्रिर्मित्रवत्सलः ।
यथा भवति सुस्वस्थस्तथा त्वं समुपाचर ॥ १४ ॥

'હે મહાપ્રાજ્ઞ ! મિત્રવત્સલ લક્ષ્મણજી શલ્યોથી ઘવાઈને પીડાય છે, એથી આપ સેવા ઉપાય કરો જેથી એની પીડા દૂર થઈ જાય અને એ શીઘ્ર સ્વસ્થ થઈ જાય.'

एवमुक्तस्तु रामेण महात्मा हरियूथपः ।
लक्ष्मणाय ददौ नस्यं सुषेणः परमौषधिम् ॥ १५ ॥



જ્યારે શ્રીરામે વાનરસેનાના સેનાપિત મહાત્મા સુષેણને એવું કહ્યું ત્યારે સુષેણે લક્ષ્મણજીને એક ઉત્તમ ઔષધિનું નસ્ય આપ્યું.

**ટિપ્પણી :** ✱ *આયુર્વેદમાં નાક વાટે આપતા ઔષધને નસ્ય એટલે સૂંઘવાની દવા કહેવાય છે. (અહીં મૂળ પાઠ નસ્તઃ હતો) ગુજ. અનુ.*

स तस्य गन्धमाघ्राय विशल्यः समपद्यत ।
तथा निर्वेदनश्चैव संरूढव्रण एव च ॥ १६ ॥

તે નસ્યને સૂંઘતાવેંત જ લક્ષ્મણજીના શરીરમાં પેસી ગયેલી બાણોની કરચો આપમેળે બહાર નીકળી આવી. એમના ઘાવ રુઝાઈ ગયા અને તેની પીડા પણ દૂર થઈ ગઈ.

**ટિપ્પણી :** ✱ *અહીં એમ અનુમાન થાય છે કે નસ્યથી રોગીને બેહોશ કર્યા પછી લોહચુંબક શરીર પર ફેરવીને લોખંડની કરચો વૈદ્યે બહાર કાઢી હશે; અને રોપણ ક્રિયા કરીને ઘાવોને રુઝવ્યા હશે.*

विभीषणमुखानां च सुहृदां राघवाज्ञया ।
सर्ववानरमुख्यानां चिकित्सां स तदाकरोत् ॥ १७ ॥

લક્ષ્મણની ચિકિત્સા કર્યા પછી સુષેણે શ્રીરામની આજ્ઞા અનુસાર વિભીષણ વગેરે મિત્રો અને બધાજ આગેવાન વાનરોની ચિકિત્સા પણ કરી.



## ૫૦ (પચાસમો) સર્ગ પુત્રવધ થવાથી ઉશ્કેરાઈને રાવણની સીતાવધ માટે તૈયારી અને મંત્રી સુપાર્શ્વ દ્વારા અટકાયત

ततः पौलस्त्यसचिवाः श्रुत्वा चेन्द्रजितं हतम् ।
आचचक्षुरवज्ञाय दशग्रीवाय सत्वराः ॥ १ ॥

(યુદ્ધ મેદાનમાંથી ભાગી આવેલા રાક્ષસો પાસેથી) ઈન્દ્રજિત મરાયાના સમાચાર સાંભળી રાવણના મંત્રીઓએ સ્વયં સત્યતાનો નિશ્ચય કર્યા પછી એનો સમસ્ત વૃત્તાન્ત રાવણને કહી સંભળાવ્યો.

युद्धे हतो महाराज लक्ष्मणेन तवात्मजः ।
विभीषणसहायेन मिषतां नो महाद्युतिः ॥ २ ॥

'હે મહારાજ ! યુદ્ધમાં વિભીષણની સહાયતાથી લક્ષ્મણે અમારા દેખતાં દેખતાં જ આપના કાન્તિમાન પુત્ર ઈન્દ્રજિતનો વધ કર્યો.'

शूरः शूरेण संगम्य संयुगेष्वपराजितः ।
लक्ष्मणेन हतः शूरः पुत्रस्ते विबुधेन्द्रजित् ॥ ३ ॥

'જે શૂરવીર શૂરવીરોનો સામનો કરતાં યુદ્ધમાં કદી પરાજિત ન થયો, એ જ મહાવીર ઈન્દ્ર પર વિજય પ્રાપ્ત કરનારા શૂરવીર પુત્રને લક્ષ્મણે યમસદન મોકલી દીધો.'

स तं प्रतिभयं श्रुत्वा वधं पुत्रस्य दारुणम् ।
घोरमिन्द्रजितः संख्ये कश्मलं चाविशत् महत् ॥ ४ ॥



યુદ્ધમાં પોતાના પુત્ર ઈન્દ્રજિત મરાયાનો દુઃખદ, દારુણ અને અતિભયંકર વૃત્તાંત સાંભળી રાવણ એકદમ મહામૂર્છામાં પડી ગયો.

उपलभ्य चिरात्संज्ञां राजा राक्षसपुङ्गवः ।
पुत्रशोकार्दितो दीनो विललापाकुलेन्द्रियः ॥ ५ ॥

લાંબા સમયે જ્યારે રાવણની મૂર્છા વળી, ને તે ભાનમાં આવ્યો, ત્યારે તે રાક્ષસ શ્રેષ્ઠ રાવણ પુત્રશોકથી વ્યાકુળ, વ્યથિત અને દુઃખી થઈને વિલાપ કરવા લાગ્યો.

हा राक्षसचमूमुख्य मम वत्स महारथ ।
जित्वेन्द्रं कथमद्य त्वं लक्ष्मणस्य वशं गतः ॥ ६ ॥

'હા ! રાક્ષસ-સેનાના પ્રમુખ સેનાપતિ ! હા ! મારા વહાલા પુત્ર ! હા ! મહારથી ! તેં તો ઈન્દ્રને પણ પરાજિત કર્યો હતો, પણ પછી તું આજ લક્ષ્મણના વશમાં કેમ આવી ગયો !

यौवराज्यं च लङ्कां च रक्षांसि च परन्तप ।
मातरं मां च भार्यां च क्व गतोऽसि विहाय नः ॥ ७ ॥

'હે શત્રુઓને સંતાપનારા ! યુવરાજ પદને, લંકાને, રાક્ષસોને, પોતાની માતાને, પોતાની પત્નીને અને અમને બધાને છોડીને તું કયાં ચાલ્યો ગયો ?

मम नाम त्वया वीर गतस्य यमसादनम् ।
प्रेतकार्याणि कार्याणि विपरीते हि वर्तसे ॥ ८ ॥



'હે વીર ! અવસ્થા અનુસાર તો મારી મૃત્યુવેળાએ મારું અંત્યેષ્ટિ સંસ્કાર-કર્મ તારે કરવાનું હતું, પરંતુ હવે તો એથી વિપરીત વાત જ બની ગઇ છે !'

स त्वं जीवति सुग्रीवे लक्ष्मणे च सराघवे ।
मम शल्यमनुद्धृत्य क्व गतोऽसि विहाय नः ॥ ९ ॥

'હા ! તું સુગ્રીવને તથા લક્ષ્મણ સહિત રામને જીવતા છોડીને અને મારો કાંટો કાઢયા વગર જ અમને બધાને ત્યજીને કયાં જતો રહ્યો ?

एवमादिविलापार्तं रावणं राक्षसाधिपम् ।
आविवेश महान् कोपः पुत्रव्यसनसम्भवः ॥ १० ॥

આ પ્રકારે વિલાપ કરતો કરતો રાક્ષસરાજ રાવણ પુત્રવધના કારણે અત્યંત પ્રકોપથી ઉશ્કેરાઇ ગયો.

स पुत्रवधसन्तप्तः शूरः क्रोधवशं गतः ।
समीक्ष्य रावणो बुद्ध्या वैदेह्या रोचयद्वधम् ॥ ११ ॥

પુત્રના મૃત્યુથી સંતપ્ત (બહુ તપી ગયેલો) રાવણ ક્રોધને વશ થઇ ગયો. (ક્રોધના આવેશમાં તેનાથી બીજું કંઇ તો બની ન શકયું પણ) બહુ જ વિચાર કરીને તેને ખાતરી થઇ કે સીતાનો વધ કરવાનું જ ઉચિત છે.

वैदेहीं नाशयिष्यामि क्षत्रबन्धुमनुव्रताम् ।
इत्येवमुक्त्वा सचिवान् खड्गमाशु परामृशत् ॥ १२ ॥
उद्धृत्य गुणसम्पन्नं विमलाम्बरवर्चसम् ।
निष्पपात स वेगेन सभार्यः सचिवैर्वृतः ॥ १३ ॥



'હું ક્ષત્રિયાધમ રામની અનુગામિની સીતાનો વધ કરીશ' એમ કહી ને રાવણે પુષ્પમાળાઓથી અલંકૃત અને નિર્મળ આકાશની જેમ ચમકતી તલવાર ઊઠાવી. તત્પશ્ચાત્ તે પોતાની પત્નીઓ અને મંત્રીઓને સાથે લઇને બહુ જ સ્ફૂર્તિથી રાજભવનમાંથી બહાર નીકળ્યો.

रावणः पुत्रशोकेन भृशमाकुलचेतनः ।
संक्रुद्धः खड्गमादाय जगाम यत्र मैथिली ॥ १४ ॥

એ વેળાએ રાવણ પુત્રવધના શોકથી વ્યાકુળ અને અત્યંત ક્રોધે ભરાયો હતો. એથી તે ખુલ્લી તલવાર લઇને જ્યાં સીતાજી હતાં ત્યાં સત્વર પહોંચી ગયો.

एतस्मिन्नन्तरे तस्य अमात्यो बुद्धिमाञ्शुचिः ।
सुपार्श्वो नाम मेधावी राक्षसो राक्षसेश्वरम् ॥ १५ ॥
निवार्यमाणं सचिवैरिदं वचनमब्रवीत् ।
कथं नाम दशग्रीव साक्षाद्वैश्रवणानुज ।
हन्तुमिच्छसि वैदेहीं क्रोधाद्धर्ममपास्य हि ॥ १६ ॥

એ દરમિયાન યોગ્ય સમય જોઇને રાવણના બુદ્ધિમાન, શુદ્ધ-ચરિત્ર અને મેધાવી મંત્રી સુપાર્શ્વે, બીજા મંત્રીઓના રોકવા છતાં પણ, રાક્ષસ શ્રેષ્ઠ રાવણને કહ્યું કે, 'હે દશગ્રીવ ! તમે સાક્ષાત્ વિશ્રવાના પુત્ર કુબેરના ભાઇ થઇને આમ ક્રોધને વશ થઇ ગયા છો ! ધર્મનો ત્યાગ કરીને સીતાનો વધ શા માટે કરવા માગો છો ?

वेदविद्या व्रतस्नातः स्वकर्मनिरतः सदा ।
स्त्रियाः कस्माद्वधं वीर मन्यसे राक्षसेश्वर ॥ १७ ॥



'હે રાક્ષસ-રાજ ! આપશ્રીએ યથાવિધિ વેદોનું અધ્યયન કરેલું છે તથા આપ આપના ક્ષાત્રધર્મમાં સદા તત્પર રહ્યા કરો છો, તો પણ હે વીર ! આપ સ્ત્રી-વધને ઉચિત કેમ સમજો છો ?'

मैथिलीं रूपसम्पन्नां प्रत्यवेक्षस्व पार्थिव ।
त्वमेव तु सहास्माभी राघवे क्रोधमुत्सृज ॥ १८ ॥

'હે રાજા ! તમે આ સુંદર મૈથિલીને ક્ષમા કરો; અને અમારી જોડે (યુદ્ધક્ષેત્રમાં) જઇને તમારો આ ક્રોધ રામ ઉપર ઉતારો.'

अभ्युत्थानं त्वमद्यैव कृष्णपक्षचतुर्दशीम् ।
कृत्वा निर्याह्यमावास्यां विजयाय बलैर्वृतः ॥ १९ ॥

'આજ કૃષ્ણપક્ષ (ચૈત્ર કૃષ્ણપક્ષ)ની ચૌદશ છે, આજે આપ યુદ્ધની પૂરી તૈયારી કરી લ્યો અને કાલે અમાસના દિવસે સેનાને સાથે લઇને તમે વિજય માટે દુર્ગની બહાર નીકળજો.'

शूरो धीमान् रथी खड्गी रथप्रवरमास्थितः ।
हत्वा दाशरथिं रामं भवान् प्राप्स्यति मैथिलीम् ॥ २० ॥

'આપ શૂરવીર છો. બુદ્ધિમાન છો, મહારથી છો, એથી (કાલે) આપ ઉત્તમ રથમાં આરૂઢ થઇ, હાથમાં તલવાર લઇ યુદ્ધભૂમિમાં જઇને દશરથનંદન રામને હણીને સીતાને પ્રાપ્ત કરશો. (સીતા સ્વયં તમારી થઇ જશે.)

स तद्दुरात्मा सुहृदा निवेदितं
वचः सुधर्म्यं प्रतिगृह्य रावणः ।
गृहं जगामाथ ततश्च वीर्यवान्
पुनः सभां च प्रययौ सुहृद्वृतः ॥ २१ ॥



મંત્રી સુપાર્શ્વનાં આ ધર્મયુક્ત વચનોને માની લઇ દુરાત્મા બળવાન રાવણ પોતાના ભવનમાં પાછો આવ્યો અને ત્યાંથી તે પોતાના હિતૈષીઓની સાથે પુનઃ સભાભવનમાં ગયો.

**ટિપ્પણી :** ✱ *ગુજરાતમાં અને દક્ષિણભારતમાં ચૈત્રશુકલપક્ષ પછી ચૈત્રકૃષ્ણપક્ષ આવે છે. ઉત્તર ભારતમાં પંચાગ પ્રમાણે ઉત્તર ભારતમાં ફાગણ શુકલપક્ષ પછી ચૈત્ર કૃષ્ણપક્ષ આવે છે. - ગુજ. અનુ.*

## ૫૧ (એકાવનમો) સર્ગ રાવણનું યુદ્ધ માટે પ્રસ્થાન

स प्रविश्य सभां राजा दीनः परमदुःखितः ।
निषसादासने मुख्ये सिंहः क्रुद्ध इव श्वसन् ॥ १ ॥

સુપાર્શ્વે સીતાનો વધ કરવા જતાં રાવણને અટકાવ્યો તેથી તે અત્યંત ઉદાસ તથા પરમ દુઃખી થઇને રાજસભામાં જઇ સિંહાસન પર બેસી ગયો અને ગુસ્સે થયેલા સિંહની જેમ શ્વાસ લેવા માંડ્યો.

सन्दश्य दशनैरोष्ठं क्रोधसंरक्तलोचनः ।
उवाच च समीपस्थान् राक्षसान् राक्षसेश्वरः ॥ २ ॥
महोदरमहापार्श्वौ विरूपाक्षं च राक्षसम् ।
शीघ्रं वदत सैन्यानि निर्यातेति ममाज्ञया ॥ ३

ક્રોધના આવેશમાં રાવણે દાંતો વડે હોઠ કચડ્યો અને રાતી આંખો કરી પોતાની નજીક ઊભેલા મહોદર મહાપાર્શ્વ અને વિરૂપાક્ષ નામના રાક્ષસોને કહ્યું કે, 'જાઓ મારી આજ્ઞાથી બધા સૈનિકોને કહી દો કે બધા યુદ્ધ માટે તૈયાર થઇને જલદી કૂચ કરે.'



कल्प्यतां मे रथः शीघ्रं क्षिप्रमानीयतां धनुः ।
अनुप्रयान्तु मां सर्वे येऽवशिष्टा निशाचराः ॥ ४ ॥

'જલદી મારો રથ તૈયાર કરો અને શીઘ્ર મારું ધનુષ લાવી આપો. જે રાક્ષસો બચી ગયા છે એ બધા મારી પાછળ પાછળ ચાલી નીકળે.'

तस्य तद्वचनं श्रुत्वा महापार्श्वोऽब्रवीद्वचः ।
बलाध्यक्षान् स्थितांस्तत्र बलं सन्त्वर्यतामिति ॥ ५ ॥

રાવણના આ આદેશને સાંભળી મહાપાર્શ્વે ત્યાં ઉપસ્થિત સેનાપતિઓને કહ્યું. 'સેનાને શીઘ્ર તૈયાર થવાનો આદેશ આપો.'

बलाध्यक्षास्तु संरब्धा राक्षसांस्तान् गृहाद्गृहात् ।
चोदयन्तः परिययुर्लङ्कां लघुपराक्रमाः ॥ ६ ॥

તે ઉત્સાહી સેનાપતિઓએ આખી લંકાપુરીમાં ફરી ફરીને ક્રોધાવેશમાં (ક્રોધ એટલા માટે કર્યો કે કેટલાક રાક્ષસો ભયના કારણે બોલવવા છતાં પણ ઘરમાંથી બહાર નીકળતા ન હતા) ઘરે ઘરે જઇને રાક્ષસોને રાજાનો હુકમ સંભળાવ્યો અને જલદી તૈયાર થઇને નીકળવાની પ્રેરણા આપી.

ततो मुहूर्तान्निष्पेतू राक्षसा भीमदर्शनाः ।
नदन्तो भीमवदना नानाप्रहरणैर्भुजैः ॥ ७ ॥

ત્યારે થોડીક જ વારમાં ભયાનક આકૃતિવાળા ને ભયંકર શરીરવાળા રાક્ષસો પોતાના હાથમાં વિવિધ પ્રકારનાં હથિયારો લઇને સિંહનાદ કરતાં કરતાં પોતપોતાનાં ઘરોમાંથી નીકળી પડ્યા.



एतस्मिन्नन्तरे सूतः स्थापयामास तं रथम् ।
दिव्यास्त्रवरसम्पन्नं नानालङ्कारभूषितम् ॥ ८ ॥

આ દરમિયાન સારથિ રાવણનો રથ લઇ આવ્યો. તે રથ દિવ્ય ઉત્તમ અસ્ત્રો-શસ્ત્રોથી અલંકૃત અને આભૂષણોથી સુશોભિત કરેલો હતો.

तं दृष्ट्वा सहसोत्थाय रावणो राक्षसेश्वरः ।
द्रुतं दूतसमायुक्तं युक्ताष्टतुरगं रथम् ॥
आरुरोह रथं भीमं दीप्यमानं स्वतेजसा ॥ ९ ॥

આ રથને જોઇને રાક્ષસરાજ રાવણ એકદમ ઊઠયો અને તે પર સવાર થઇ ગયો. તે રથ બહુ ઝડપથી ચાલનારો હતો, તે પર સારથિ બેઠો હતો, તેને આઠ ઘોડા જૂતેલા હતા તથા પોતાના તેજ વડે તે રથ ભયાનક રૂપમાં ચમકી રહ્યો હતો.

ततः प्रयातः सहसा राक्षसैर्बहुभिर्वृतः ।
रावणः सत्त्वगाम्भीर्याद्दारयन्निव मेदिनीम् ॥ १० ॥

રથ પર આરૂઢ થઇ, રાક્ષસોને સાથે લઇ, રાવણ પોતાના પ્રબળ સામર્થ્ય વડે ધરતીને ધમરોળતો ચાલી નીકળ્યો.

रावणेनाभ्यनुज्ञातौ महापार्श्वमहोदरौ ।
विरूपाक्षश्च दुर्धर्षो रथानारुरुहुस्तदा ॥ ११ ॥

રાવણની આજ્ઞા લઇને મહાપાર્શ્વ, મહોદર અને વિરૂપાક્ષ તથા દુર્ધર્ષ પણ પોતપોતાના રથોમાં બેસીને પ્રસ્થાન કરી ગયા.



तेे तु हृष्टा विनर्दन्तो भिन्दन्त इव मेदिनीम् ।
नादं घोरं विमुच्यन्तो निर्ययुर्जयकाङ्क्षिणः ॥ १२ ॥

તે સઘળા વિજયાભિલાષી સૈનિકો હર્ષથી વિજયનાદ ગજાવતા, ધરણીને ધણધણાવતા, ગર્જના કરીને આતંક ફેલાવતા શહેરમાંથી બહાર નીકળી પડયા.

तेषां तु रथघोषेण राक्षसानां महात्मनाम् ।
वानराणामपि चमूर्युद्धायैवाभ्यवर्तत ॥ १३ ॥

એ મહાબળવાન રાક્ષસોના રથનો ધણધણાટ સાંભળી વાનરોની સેના પણ યુદ્ધ માટે ઉદ્યત થઇ ગઇ.

तेषां तु तुमुलं युद्धं बभूव कपिरक्षसाम् ।
अन्योन्यमाह्वयानानां क्रुद्धानां जयमिच्छताम् ॥ १४ ॥

પછી તો વાનરો અને રાક્ષસોનું ધમસાણ યુદ્ધ થવા લાગ્યું. બંને પક્ષના યોદ્ધાઓ ક્રોધના આવેશથી અને વિજયની અભિલાષાથી એકબીજાને યુદ્ધ માટે લલકારવા લાગ્યા.

ततः क्रुद्धो दशग्रीवः शरैः काञ्चनभूषणैः ।
वानराणामनीकेषु चकार कदनं महत् ॥ १५ ॥

તે વેળાએ રાવણે ક્રોધે ભરાઇને પોતાનાં સુવર્ણવિભૂષિત બાણો વડે વાનર સેનાનો ભીષણ સંહાર કર્યો.

निकृत्तशिरसः केचिद्रावणेन वलीमुखाः ।
केचिद्विच्छिन्नहृदयाः केचिच्छ्रोत्रविवर्जिताः ॥ १६ ॥



રાવણ સાથેનાં આ તુમુલ યુદ્ધમાં કેટલાક વાનરોનું માથું ધડથી કપાઇને જુદું થઇ ગયું, કેટલાકનું હૃદય ચિરાઇ ગયું. તો કેટલાક કાન વગરના થઇ ગયા.

निरुच्छ्वासा हताः केचित् केचित् पार्श्वेषु दारिताः ।
केचिद्विभिन्नशिरसः केचिच्चक्षुर्विवर्जिताः ॥ १७ ॥

કેટલાક વાનરોના શ્વાસ બંધ થઇ જવાથી તેઓ મૃત્યુ પામ્યા. કેટલાકના પડખાં ચિરાઇ ગયાં, કેટલાકનાં માથાં વીંધાઇ ગયાં, તો કેટલાકની આંખો ફૂટી ગઇ.

## ૫૨ (બાવનમો) સર્ગ સુગ્રીવ દ્વારા વિરૂપાક્ષનો વધ

कदनं तरसा कृत्वा राक्षसेन्द्रो वनौकसाम् ।
आससाद ततो युद्धे राघवं त्वरितस्तदा ॥ १ ॥

બહુજ ઉત્સાહથી વાનર સેનાની સંહાર કરીને રાવણ સત્વર રણક્ષેત્રમાં રઘુકુલભૂષણ રામની પાસે પહોંચી ગયો.

सुग्रीवस्तान् कपीन् दृष्ट्वा भग्नान् विद्रवतो रणे ।
गुल्मे सुषेणं निक्षिप्य चक्रे युद्धे द्रुतं मनः ॥ २

જયારે સુગ્રીવે રાવણે ઘાયલ કરેલા વાનરોને યુદ્ધમાંથી નાસી જતાં જોયા ત્યારે તેણે સુષેણને (ઘાયલ વાનરોની સારવાર કરવા) શિબિરમાં બેસાડીને તે જાતે લડવા માટે તૈયાર થઇ ગયો.



आत्मनः सदृशं वीरं स तं निक्षिप्य वानरम् ।
सुग्रीवोऽभिमुखः शत्रुं प्रतस्थे पादपायुधः ॥ ३ ॥

પોતાના સમાન શૂરવીર વાનર સુષેણની છાવણીમાં નિમણૂક કરી સુગ્રીવ હાથમાં વૃક્ષ (આયુધ) લઇને રાવણનો સામનો કરવા ચાલી નીકળ્યો.

स नर्दन् युधि सुग्रीवः स्वरेण महता महान् ।
पातयन् विविधांश्चान्याञ्जगामोत्तमराक्षसान् ॥ ४ ॥

સુગ્રીવ મોટા અવાજે ગર્જના કરતો અને આગેવાન રાક્ષસોને ભોંય ભેગાં કરતો કરતો ચાલ્યો જતો હતો.

अथ संक्षीयमाणेषु राक्षसेषु समन्ततः ।
सुग्रीवेण प्रभग्नेषु पतत्सु निनदत्सु च ॥ ५ ॥
विरुपाक्षः स्वकं नाम धन्वी विश्राव्य राक्षसः ।
रथादाप्लुत्य दुर्धर्षो गजस्कन्धमुपारुहत् ॥ ६ ॥

સુગ્રીવના પ્રહારોથી ધનુર્ધારી અને અજેય વિરૂપાક્ષે જ્યારે રાક્ષસોનો સંહાર થતો અને તેઓને ચીસો પાડીને ભૂમિ પર પટકાઇ પડતા જોયા ત્યારે તે પોતાનું નામ પોકારીને રથમાંથી ઊતરી જઇને હાથી ઉપર ચઢી બેઠો.

स तं द्विरदमारुह्य विरुपाक्षो महारथः ।
विनदन् भीमनिर्ह्रादं वानरानभ्यधावत ॥ ७ ॥

વિરૂપાક્ષ હાથી પર સવાર થઇ ભયંકર સિંહનાદ કરતો વાનરો ઉપર તૂટી પડ્યો.



सुग्रीवे स शरान् घोरान् विससर्ज चमूमुखे ।
स्थापयामास चोद्विग्नान् राक्षसान् सम्प्रहर्षयन् ॥ ८ ॥

વાનર સેનાની સામે જઇને તેણે સુગ્રીવ ઉપર ભયંકર બાણવર્ષા કરી. આ રીતે ડરી ગયેલા રાક્ષસોને ખુશ કરીને વિરૂપાક્ષે તેઓને પુનઃ યુદ્ધમાં પ્રવૃત્ત કર્યા.

स तु विद्धः शितैर्बाणैः कपीन्द्रस्तेन रक्षसा ।
चुक्रोश स महाक्रोधो वधे चास्य मनो दधे ॥ ९ ॥

વાનરરાજ સુગ્રીવ જ્યારે તીક્ષ્ણ બાણો વડે વીંધાઇ ગયો, ત્યારે તેણે અત્યંત કોપાયમાન થઇને ભીષણ સિંહગર્જના કરી અને તે રાક્ષસનો વધ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો.

ततः पादपमुद्धृत्य शूरः सम्प्रधनो हरिः ।
अभिपत्य जघानास्य प्रमुखे तु महागजम् ॥ १० ॥

વિરૂપાક્ષના વધનો નિશ્ચય કરીને સુગ્રીવે એક ઝાડ ઉખાડીને ઝપાટાભેર જે હાથી પર વિરૂપાક્ષ બેઠેલો હતો તેનાં માથા ઉપર ફટકાર્યું.

स तु प्रहाराभिहतः सुग्रीवेण महागजः ।
अपासर्पद्धनुर्मात्रं निषसाद ननाद च ॥ ११ ॥

સુગ્રીવે ફેંકેલા વૃક્ષના મારથી તે ગજરાજ ધનુષભર એટલે કે ચાર હાથ પાછો હઠી ગયો અને બરાડા પાડતો બેસી ગયો.



गजात्तु मथितात्तूर्णमपक्रम्य स वीर्यवान् ।
राक्षसोऽभिमुखः शत्रुं प्रत्युद्गम्य ततः कपिम् ॥ १२ ॥

હાથીને નકામો થઇ ગયો જાણીને પરાક્રમી વિરૂપાક્ષ હાથીથી નીચે કૂદી પડયો અને પોતાના શત્રુ સુગ્રીવનો સામનો કરવા લાગ્યો.

स हि तस्याभिसंक्रुद्धः प्रगृह्य विपुलां शिलाम् ।
विरूपाक्षाय चिक्षेप सुग्रीवो जलदोपमाम् ॥ १३ ॥

તે વેળાએ સુગ્રીવે પણ ક્રોધ કરી, એક વાદળાની ઉપમા આપી શકાય તેવડી બહુ જ મોટી શિલા ઉપાડીને વિરૂપાક્ષ ઉપર ફેંકી.

स तां शिलामापतन्तीं दृष्ट्वा राक्षसपुङ्गवः ।
अपक्रम्य सुविक्रान्तः खड्गेन प्राहरत्तदा ॥ १४ ॥

રાક્ષસશ્રેષ્ઠ વિરૂપાક્ષે જ્યારે એ શિલાને પોતાની કોર આવતી દેખી, ત્યારે તે પરાક્રમીએ પેંતરો બદલ્યો તેથી તે બચી ગયો, પછી તેણે સુગ્રીવ પર તલવારથી વાર કર્યો. (વિરૂપાક્ષ ખસી ગયો તેથી શિલા તેના પર પડી જ નહિ.)

तेन खड्गप्रहारेण रक्षसा बलिना हतः ।
मुहूर्तमभवद्वीरो विसंज्ञ इव वानरः ॥ १५ ॥

એ મહાબળવાન વિરૂપાક્ષની તલવારના પ્રહારથી વાનરરાજ સુગ્રીવ એક મુહૂર્તભર મૂર્છિત જેવો થઇ ગયો.



स तदा सहसोत्पत्य राक्षसस्य महाहवे ।
मुष्टिं संवर्त्य वेगेन पातयामास वक्षसि ॥ १६ ॥

જ્યારે તે ભાનમાં આવ્યો કે તરત મહાયુદ્ધમાં મુઠ્ઠીવાળીને બહુ જ જોરથી તેણે વિરૂપાક્ષની છાતીમાં એક મુક્કો મારી દીધો. (અથવા મુઠ્ઠીવાળીને ઝડપથી વિરૂપાક્ષની છાતી પર કૂદી પડયો.)

मुष्टिप्रहाराभिहतो विरूपाक्षो निशाचरः ।
तेन खड्गेन संक्रुद्धः सुग्रीवस्य चमूमुखे ।
कवचं पातयामास पद्भ्यामभिहतोऽपतत् ॥ १७ ॥

ઠોંસો વાગવાથી જખ્મી વિરૂપાક્ષે અત્યંત ક્રોધમાં આવી જઇ, સેનામાં મોખરે જ ઊભેલા સુગ્રીવ પર પુનઃ તલવારનો વાર કર્યો. તેનાથી સુગ્રીવનું કવચ કપાઇ પડી ગયું અને તે જમીન પર ઢીંચણભેર પડી ગયો.

स समुत्थाय पतितः सुग्रीवो वानरेश्वरः ।
ततो न्यपातयत् क्रोधाच्छङ्खदेशे महत्तलम् ॥ १८ ॥

ઘૂંટણભેર પડી ગયેલા સુગ્રીવે સહસા ઊઠીને ક્રોધે ભરાઇને એક થપ્પડ વિરૂપાક્ષને માથા પર મારી તે તેને શંખમર્મ સ્થાનમાં વાગી.

महेन्द्राशनिकल्पेन तलेनाभिहतः क्षितौ ।
पपात रूधिरक्लिन्नः शोणितं च समुद्वमन् ॥ १९

ઈન્દ્રના વજ્ર સમાન એ લપડાકના મારથી વિરૂપાક્ષને લોહીની ઊલટી થઇ. તે રકતથી લથડપથડ અને નિષ્પ્રાણ થઇને ભૂમિ પર પડી ગયો.



विनाशितं प्रेक्ष्य विरूपनेत्रं
महाबलं तं हरिपार्थिवेन ।
बलं समस्तं कपिराक्षसाना-
मुन्मत्तगङ्गाप्रतिमं बभूव ॥ २० ॥

વાનરરાજ સુગ્રીવ દ્વારા મહાબળવાન વિરૂપાક્ષને વિકૃત નેત્રોવાળો મૃત્યુ પામેલો જોઇને સમસ્ત વાનરોનાં સૈન્ય તથા સમસ્ત રાક્ષસોની સેનામાં ક્રમશઃ હર્ષ અને વિષાદનાં ગંગાનાં તરંગો સમ મોજાં ઊછળવાં લાગ્યાં.

## ૫૩ (ત્રેપનમો) સર્ગ સુગ્રીવ દ્વારા મહોદરનો વધ

हन्यमाने बले तूर्णमन्योन्यं ते महामृधे ।
सरसीव महाधर्मे सूपक्षीणे बभूवतुः ॥ १ ॥

એ સમયે એ ભયંકર યુદ્ધમાં પરસ્પર પ્રહારથી મરાયેલા સૈનિકોના કારણે બંને પક્ષની સેનાઓ, જેમ ઉનાળામાં નાની નાની તલાવડીઓ સૂકાઇને ક્ષીણ થઇ જાય તેમ ક્ષીણ થઇ ગઇ.

स्वबलस्य विघातेन विरूपाक्षवधेन च ।
बभूव द्विगुणं क्रुद्धो रावणो राक्षसाधिपः ॥ २ ॥

પોતાની સેનાનો સંહાર અને વિરૂપાક્ષના વધના કારણે રાક્ષસરાજ રાવણનો ક્રોધ બમણો થઇ ગયો.

उवाच च समीपस्थं महोदरमरिन्दमम् ।
अस्मिन् काले महाबाहो जयाशा त्वयि मे स्थिता ॥ ३ ॥



ત્યારે રાવણે પોતાની નજીક ઊભેલા શત્રુનાશક મહોદરને કહ્યું કે, 'હે મહાબાહુ ! આ સમયે મારા વિજયની આશા તમારા ઉપર નિર્ભર છે.'

जहि शत्रुचमूं वीर दर्शयाद्य पराक्रमम् ।
भर्तृपिण्डस्य कालोऽयं निर्वेष्टुं साधु युध्यताम् ॥ ४ ॥

'હે વીર ! શત્રુ સેનાનો નાશ કરીને આજ તમારું પરાક્રમ બતાવો. સ્વામીનું ભોગવેલું ઋણ અદા કરવાનો આ જ અવસર છે. એટલે ઋણ નિવારવા માટે તમે સારી રીતે (વીરતાથી) યુદ્ધ કરો.'

एवमुक्तस्तथेत्युक्त्वा राक्षसेन्द्रो महोदरः ।
प्रविवेशारिसेनां तां पतङ्ग इव पावकम् ॥ ५ ॥

રાવણે આમ કહ્યું તેથી રાક્ષસેન્દ્ર મહોદર 'બહુ સારું, એમ જ થશે' એમ કહીને જેમ પતંગિયું આગમાં કૂદી પડે તેમ શત્રુસેનામાં મહોદરે પ્રવેશ કર્યો.

ततः स कदनं चक्रे वानराणां महाबलः ।
भर्तृवाक्येन तेजस्वी स्वेन वीर्येण चोदितः ॥ ६ ॥

રાવણની આજ્ઞાથી ઉત્સાહિત થઇ, પોતાના જ પરાક્રમથી પ્રેરાઇને મહાબળવાન અને તેજસ્વી મહોદરે વાનર સેનામાં ઘૂસી જઇને ભયંકર નરસંહાર કર્યો (વાનરોની કતલ કરી).

ततस्ते वानराः सर्वे राक्षसैरर्दिता भृशम् ।
दिशो दश द्रुताः केचित् केचित् सुग्रीवमाश्रिताः ॥ ७ ॥



મહોદરનો માર ખાઇને વાનરો બહુ પીડાવા લાગ્યા તેથી તે માંહેના કેટલાક તો દશેય દિશામાં નાસી ગયા અને કેટલાક તો સુગ્રીવના શરણે (આશ્રયે) જતા રહ્યા.

प्रभग्नां समरे दृष्ट्वा वानराणां महाचमूम् ।
अभिदुद्राव सुग्रीवो महोदरमनन्तरम् ॥ ८ ॥

જ્યારે સુગ્રીવે જોયું કે યુદ્ધમાં વાનરોની વિશાળ સેના ભાંગી પડી છે (હતાશાથી ગભરાઇ ગઇ છે) ત્યારે સુગ્રીવે મહોદર પર આક્રમણ કર્યું.

स ददर्श ततः क्रुद्धः परिघं पतितं भुवि ।
गदां जग्राह संक्रुद्धो राक्षसोऽथ महोदरः ॥ ९ ॥

ગુસ્સે થયેલા સુગ્રીવની દૃષ્ટિ ભૂમિ પર પડેલી એક પરિઘ પર પડી. (તેણે તે ઊઠાવી લીધી) તેમજ મહોદરે પણ ક્રોધ કરીને એક ગદા ઊઠાવી.

गदापरिघहस्तौ तौ युधि वीरौ समीयतुः ।
नर्दन्तौ गोवृषप्रख्यौ घनाविव सविद्युतौ ॥ १० ॥

આ પ્રકારે સુગ્રીવ પરિઘ લઇને તથા મહોદર ગદા લઇને યુદ્ધ, લડવા માટે બંને વીરો સામસામા મેદાનમાં આવી ગયા. તેઓ બંને આખલાઓની જેમ હુંકાર કરતાં અને વીજળીવાળા વાદળાની જેમ ગર્જના કરતાં કરતાં આપસમાં લડતા હતા.

ततो भग्नप्रहरणौ मुष्टिभ्यां तौ समीयतुः ।
तेजोबलसमाविष्टौ दीप्ताविव हुताशनौ ॥ ११ ॥



જ્યારે એ બેઉના આયુધો તૂટી ગયાં ત્યારે પ્રજ્વલિત અગ્નિની જેમ તેજ અને બળવાળા બંને યોદ્ધાઓ ઠોંસાબાજી કરતા એક બીજા પર તૂટી પડ્યા.

जघ्नतुस्तौ तदाऽन्योन्यं नेदतुश्च पुनः पुनः ।
तलैश्चान्योन्यमाहत्य पेततुर्धरणीतले ॥ १२ ॥

આ ઘમસાણ યુદ્ધમાં તેઓ એકબીજા પર મુક્કા વડે પ્રહાર કરતા હતા અને વારંવાર હાકલા-પડકારા કરતા હતા. વળી લાત મારી મારીને એક બીજાને ભૂમિ પર પટકી રહ્યા હતા.

उत्पेततुस्ततस्तूर्णं जघ्नतुश्च परस्परम् ।
भुजैश्चिक्षिपतुर्वीरावन्योन्यमपराजितौ ॥ १३ ॥

તેઓ બંને ક્ષણવારમાં તો ઊઠીને ઊભા થઇ પુનઃ લડવા લાગતા હતા અને એક બીજાને ખોખરા કરતા હતા. તેઓ એકબીજાને બથમાં ઘાલી નીચે પૃથ્વી પર પછાડતા હતા; પરંતુ બેમાંથી એકેય હારતું ન હતું.

जग्मतुस्तौ श्रमं वीरौ बाहुयुद्धे परन्तपौ ।
आजहार ततः खड्गमदूरपरिवर्तिनम् ॥ १४ ॥

શત્રુઓને હંફાવનારા બન્ને વીરો જ્યારે આ રીતની બથ્થાબથ્થી કરીને થાકી .. ત્યારે તેણે બાજુમાં પડેલી તલવાર ઉઠાવી.

उद्यतासी रणे हृष्टौ युधि शास्त्रविशारदौ ।
दक्षिणं मण्डलं चोभौ सुतूर्णं सम्परीयतुः ॥ १५ ॥



યુદ્ધશાસ્ત્રમાં નિપુણ તે બંન્ને યોદ્ધાઓ હર્ષભેર તલવાર ઉગામી જમણી તરફ વર્તુળાકારમાં ઘૂમવા (પેંતરા ભરવા) લાગ્યા.

अथ शूरो महावेगो वीर्यश्लाघी महोदरः ।
महावर्मणि तं खड्ंग पातयामास दुर्मतिः ॥ १६ ॥

એટલામાં તક જોઇને પોતાનાં પરાક્રમના વખાણ કરનારા, દુષ્ટબુદ્ધિ મહાવેગવાળા વીર મહોદરે સુગ્રીવનાં મહા કવચ ઉપર તલવારનો એક ઝાટકો માર્યો.

लग्नमुत्कर्षतः खड्गं खड्गेन कपिकुञ्जरः ।
जहार सशिरस्त्राणं कुण्डलोपहितं शिरः ॥ १७ ॥

પળવારમાં વાર કરીને મહોદરે જેવી પોતાની તલવાર પાછી ખેંચી કે તરત જ વાનર શ્રેષ્ઠ સુગ્રીવે માથાનાં ટોપ અને કુંડળોથી શણગારેલું મહોદરનું મસ્તક પોતાની તલવારથી ઉતારી લીધું (માથું વાઢી લીધું).

निकृत्तशिरसस्तस्य पतितस्य महीतले ।
तद्बलं राक्षसेन्द्रस्य दृष्ट्वा तत्र न तिष्ठते ॥ १८ ॥

તેના કપાઇ ગયેલા ઉત્તમાંગને ધરતી પર પડેલું નિહાળી રાવણની સેના ત્યાં પલવાર પણ ઊભી ન રહી.

हत्वा तं वानरैः सार्धं ननाद मुदितो हरिः ।
चुक्रोध च दशग्रीवो बभौ हृष्टश्च राघवः ॥ १९ ॥



મહોદરને સમાપ્ત કરીને સુગ્રીવ તથા સમસ્ત વાનરો વિજયનાદ કરવા લાગ્યા. એવી ગર્જનાને સાંભળીને રાવણ ગુસ્સે થયો અને શ્રીરામ હર્ષિત થયા.

## ૫૪ (ચોપનમો) સર્ગ અંગદ દ્વારા મહાપાર્શ્વનો વધ

महोदरे तु निहते महापार्श्वो महाबलः ।
सुग्रीवेण समीक्ष्याथ क्रोधात् संरक्तलोचनः ॥
अङ्गदस्य चमूं भीमां क्षोभयामास सायकैः ॥ १ ॥

મહોદર મરાયો એટલે મહાબળવાન રાક્ષસ મહાપાર્શ્વ ક્રોધના આવેશમાં રાતાં રાતાં નેત્રો કરીને સુગ્રીવની સામે ઘૂરકવા લાગ્યો તથા બદલો લેવા માટે અંગદની ભયંકર સેનાને બાણો વડે વ્યાકુળ કરવા લાગ્યો.

स वानराणां मुख्यानामुत्तमाङ्गानि सर्वशः ।
पातयामास कायेभ्यः फलं वृन्तादिवानिलः ॥ २ ॥

જેવી રીતે પવન ડાળીઓ પરથી ફળોને નીચે પટકાવે છે તેવી રીતે મહાપાર્શ્વ મુખ્ય મુખ્ય વાનરોનાં શરીરો પરથી તેમનાં માથાં બાણોથી કાપી કાપીને નીચે પાડવા લાગ્યો.

तेऽर्दिता बालवर्षेण महापार्श्वेन वानराः ।
विषादविमुखाः सर्वे बभूवुर्गतचेतसः ॥ ३ ॥

મહાપાર્શ્વની બાણવર્ષાથી પીડિત વાનર લોકો ચેતના વગરના થઇ જઇને યુદ્ધથી વિમુખ થઇ ગયા.

निरीक्ष्य बलमुद्विग्नमङ्गदो राक्षसार्दितम् ।
जग्राह परिघं घोरमायसं क्रोधमूर्च्छितः ॥ ४ ॥



મહાપાર્શ્વ વગેરે રાક્ષસો વડે પોતાની સેનાને માર ખાતી જોઇને અંગદને ક્રોધ ચડયો. તેણે લોઢાની એક ભયાનક પરિઘ (= ખીલા વાળી ગદા અથવા ભોગળ) ઊઠાવી.

द्वाभ्यां भुजाभ्यां संगृह्य भ्रामयित्वा च वेगवान् ।
महापार्श्वस्य चिक्षेप वधार्थं वालिनः सुतः ॥ ५ ॥

વાલી પુત્ર અંગદે એ પરિઘને બંને હાથે પકડીને વેગથી ઘુમાવી પછી મહાપાર્શ્વનો વધ કરવાને તેના ઉપર ફેંકી.

स तु क्षिप्तो बलवता परिघस्तस्य रक्षसः ।
धनुश्च सशरं हस्ताच्छिरास्त्रं चाप्यंपातयत् ॥ ६ ॥

અતિવેગથી છૂટેલી તે પરિઘથી તે રાક્ષસના હાથમાંથી બાણ સાથે ધનુષ પણ વછૂટી પડયું અને માથા પરથી ટોપ પણ ફેંકાઇ ગયો.

तं समासाद्य वेगेन वालिपुत्रः प्रतापवान् ।
तलेनाभ्यहनत् क्रुद्धः कर्णमूले सकुण्डले ॥ ७ ॥

તત્પશ્ચાત્ વાલિપુત્ર પ્રતાપી અંગદે ગુસ્સે થઇ તેની નજીક જઇ કુંડળવાળા કાનના મૂળ પર જોરથી એક લપડાક મારી.

स तु क्रुद्धो महावेगो महापार्श्वो महाद्युतिः ।
करेणैकेन जग्राह सुमहान्तं परश्वधम् ॥ ८ ॥

આથી મહાપ્રતાપી અને મહાવેગવાળા મહાપાર્શ્વને પણ બહુ જ ક્રોધ આવ્યો, તેથી તેણે ઝપટ મારીને એક હાથે બહુ મોટો ગોઝારો ફરસો ઊઠાવ્યો.



तं तैलधौतं विमलं शैलसारमयं दृढम् ।
राक्षसः परमः क्रुद्धो वालिपुत्रे न्यपातयत् ॥ ९ ॥

તે તેલથી સાફ કરેલો, સ્વચ્છ, પર્વત જેવો કઠોર અને દૃઢ ફરસો ક્રોધ કરીને મહાપાર્શ્વે અંગદ ઉપર અફાળ્યો.

तेन वामांसफलके भृशं प्रत्यवपादितम् ।
अङ्गदो मोक्षयामास सरोषः स परश्वधम् ॥ १० ॥

અંગદે તે રાક્ષસે પોતાના ડાબા ખભા પર કરેલા એ દુષ્ટ ફરસાના વારને પેંતરો બદલીને નિષ્ફળ કરી દીધો.

स वीरो वज्रसङ्काशमङ्गदो मुष्टिमात्मनः ॥
संवर्तयत्सुसंकृद्धः पितृतुल्यपराक्रमः ॥ ११ ॥
राक्षसस्य स्तनाभ्यासे मर्मज्ञो हृदयं प्रति ।
इन्द्राशनिसमस्पर्शं स मुष्टिं विन्यपातयत् ॥ १२ ॥

તત્પશ્ચાત્ પિતા સમાન પરાક્રમી વીર અંગદે કોપ કરી પોતાના વજ્ર સરખા મુક્કાને જોરથી ફેરવીને મર્મસ્થાનોના જાણકાર એ વીરે તે ઠોંસો એ મહાપાર્શ્વના હૃદય પર જોરથી ચોડી દીધો. તેથી તે ઇન્દ્રના વજ્રની જેમ વાગ્યો.

तेन तस्य निपातेन राक्षसस्य महामृधे ।
पफाल हृदयं चाशु स पपात हतो भुवि ॥ १३ ॥

એ મહાયુદ્ધમાં તે ઠોંસાના આઘાતથી એ રાક્ષસનું હૃદય ફાટી ગયું. તેથી તે નિષ્પ્રાણ થઇને પૃથ્વી પર પટકાઇ પડ્યો.



तस्मिन्निपतिते भूमौ तत् सैन्यं संप्रचुक्षुभे ।
अभवच्च महान् क्रोधः समरे रावणस्य तु ॥
वानराणां च हृष्टानां सिंहनादश्च पुष्कलः ॥ १४ ॥

મહાપાર્શ્વ જેવા ભૂમિ પર પડયો કે તરત તેની સેના નાસી ગઇ. ત્યારે રણક્ષેત્રમાં રાવણને બહુ જ ક્રોધ ચડી ગયો સામે પક્ષે વાનરો ખૂબ ખુશ થઇ ગયા અને પુષ્કળ સિંહનાદ કરવા લાગ્યા.

## ૫૫ (પંચાવનમો) સર્ગ રામ-રાવણનું યુદ્ધ, પરાક્રમી લક્ષ્મણને મૂર્છા

महोदरमहापार्श्वौ हतौ दृष्ट्वा तु राक्षसौ ।
तस्मिंश्च निहते वीरे विरूपाक्षे महाबले ॥ १ ॥
आविवेश महान् क्रोधो रावणं तं महामृधे ।
सूतं संचोदयामास वाक्यं चेदमुवाच ह ॥ २ ॥

એ મહાસમરાંગણમાં મહોદર તથા મહાપાર્શ્વ નામના બંને રાક્ષસોના તથા મહાબળવાન વિરૂપાક્ષના મૃતદેહોને દેખી રાવણ બહુ જ કોપાયમાન થયો તેણે પોતાના સારથિને રથ ચલાવવાનો આદેશ આપી કહ્યું કે,

निहतानाममात्यानां रुद्धस्य नगरस्य च ।
दुःखमेषोऽपनेष्यामि हत्वा तौ रामलक्ष्मणौ ॥ ३ ॥

'આજ હું રામ અને લક્ષ્મણને હણીને મારા મારી નખાયેલા મંત્રીઓ અને ઘેરાઇ ગયેલી લંકાનગરીના (કારણે ઉત્પન્ન થયેલા) દુઃખને દૂર કરીશ.'



स दिशो दश घोषेण रथस्यातिरथो महान् ।
नादयन् प्रययौ तूर्णं राघवं चाभ्यवर्तत ॥ ४ ॥

આમ કહીને રથમાં આરૂઢ મહારથી રાવણ પોતાના રથના ધણધણાટથી દશેય દિશાઓને ગુંજાયમાન કરતો શીઘ્ર રામની સામે જઇ ચડયો.

स ददर्श ततो रामं तिष्ठन्तमपराजितम् ।
लक्ष्मणेन सह भ्रात्रा विष्णुना वासवं यथा ॥ ५ ॥

ત્યાં પહોંચીને રાવણે જોયું તો યુદ્ધમાં કદી પરાજિત નહીં થનારા રામ યુદ્ધ માટે તૈયાર થઇને જ ઊભા હતા જેમ વિષ્ણુની સાથે ઇન્દ્ર હોય તેમ તેમની સાથે ભાઇ લક્ષ્મણ પણ હતા.

स संख्ये राममासाद्य क्रोधसंरक्तलोचनः ।
व्यसृजच्छरवर्षाणि रावणो राघवोपरि ॥ ६ ॥

યુદ્ધ ક્ષેત્રમાં રામને જોતાં જ રાવણની આંખો ક્રોધથી લાલ થઇ ગઇ, તેથી તે શ્રીરામ ઉપર ભીષણ બાણવર્ષા કરવા લાગ્યો.

शरधारास्ततो रामो रावणस्य धनुश्च्युताः ।
दृष्ट्वैवापतिताः शीघ्रं भल्लाञ्जग्राह सत्वरम् ॥ ७ ॥

રાવણનાં ધનુષમાંથી છૂટતી બાણધારાને અતિવેગથી પોતાના ઉપર આવતી દેખી શ્રીરામે સત્વર ભલ્લ નામનાં બાણો નીકાળ્યાં.



ताञ्शरौघांस्ततो भल्लैस्तीक्ष्णैश्चिच्छेद राघवः ।
दीप्यमानान् महाघोरान क्रुद्धानाशीविषानिव ॥ ८ ॥

શ્રીરામે રાવણના એ ચળકતા મહાભયનાક ક્રોધે ભરાયેલા સાપ સમાન ઝેરી ઘોર બાણોને પોતાનાં ભલ્લ નામનાં બાણો વડે કાપી નાખ્યાં.

राघवो रावणं तूर्णं रावणो राघवं तदा ।
अन्योन्यं विविधैस्तीक्ष्णैः शरैरभिववर्षतुः ॥ ९ ॥

આ રીતે શ્રીરામ રાવણ પર અને રાવણ રામ ઉપર બહુ જ ઝડપથી વિવિધ પ્રકારનાં તીક્ષ્ણ બાણોનો વરસાદ વરસાવતા હતા.

एतस्मिन्नन्तरे क्रुद्धो राघवस्यानुजो बली ।
लक्ष्मणः सायकान् सप्त जग्राह परवीरहा ॥ १० ॥

આ યુદ્ધ દરમિયાન શત્રુઘાતી મહાબલી લક્ષ્મણે ક્રોધે ભરાઇને સાત બાણ હાથમાં લીધાં.

तैः सायकैर्महावेगैः रावणस्य महाद्युतिः ।
ध्वजं मनुष्यशीर्षं तु तस्य चिच्छेद नैकधा ॥ ११ ॥

અત્યંત કાન્તિમાન લક્ષ્મણે એ બાણોનો વેગીલો મારો ચલાવીને રાવણની મનુષ્યશિરનાં ચિહ્નવાળી ધ્વજાના અનેક ટુકડા કરી નાખ્યા.



सारथेश्चापि बाणेन शिरो ज्वलितकुण्डलम् ।
जहार लक्ष्मणः श्रीमान् नैर्ऋतस्य महाबलः ॥ १२ ॥

તત્પશ્ચાત્ મહાબળવાન શ્રીમાન લક્ષ્મણે રાક્ષસરાજ રાવણના સારથિનું ચમકતા કુંડળોથી શોભતું માથું કાપી નાખ્યું.

तस्य बाणैश्च चिच्छेद धनुर्गजकरोपमम् ।
लक्ष्मणो राक्षसेन्द्रस्य पञ्चभिर्निशितैः तदा ॥ १३ ॥

પછી લક્ષ્મણે હાથીની સૂંઢ સમાન આકારવાળું, રાક્ષસરાજ રાવણનું ધનુષ પણ પાંચ તીક્ષ્ણ બાણો વડે કાપી નાખ્યું.

नीलमेघनिभांश्चास्य सदश्वान् पर्वतोपमान् ।
जघानाप्लुत्य गदया रावणस्य विभीषणः ॥ १४ ॥

એટલામાં વિભીષણે કૂદીને રાવણના કાળાં વાદળાં સમાન શ્યામ અને પહાડ સરખી કાયા વાળા સુંદર ઘોડાઓને પોતાની ગદા વડે મારી નાખ્યા.

हताश्वाद्वेगवान् वेगादवप्लुत्य महारथात् ।
क्रोधमाहारयत्तीव्रं भ्रातरं प्रति रावणः ॥ १५ ॥

ઘોડા હણાઇ ગયા તેથી પરાક્રમી રાવણ ઝપાટાભેર રથમાંથી નીચે કૂદી પડયો અ... ...તાના ભાઇ વિભીષણ ઉપર બહુ જ ક્રોધ કર્યો.

ततः शक्तिं महाशक्तिर्दीप्तां दीप्ताशनीमिव ।
विभीषणाय चिक्षेप राक्षसेन्द्रः प्रतापवान् ॥ १६ ॥



ક્રોધ કરીને પ્રતાપી રાક્ષસેન્દ્ર રાવણે સળગતા વજ્ર સમાન ચમકતી એક વિપુલ શક્તિવાળી મહાશક્તિ બરછી વિભીષણ ઉપર ફેંકી.

अप्राप्तामेव तां बाणैस्त्रिभिश्चिच्छेद लक्ष्मणः ।
अथोदतिष्ठत् सन्नादो वानराणां तदा रणे ॥ १७ ॥

તે શક્તિ = બરછી આવી પડે તે પહેલાં જ લક્ષ્મણે ત્રણ બાણ મારીને તેને અધવચ્ચે જ કાપી નાખી. આ દેખી રણભૂમિ પર વાનરોએ મહાન હર્ષનાદ કર્યો.

मोक्षितं भ्रातरं दृष्ट्वा लक्ष्मणेन स रावणः ।
लक्ष्मणाभिमुखस्तिष्ठन्निदं वचनमब्रवीत् ॥ १८ ॥

જ્યારે રાવણે જોયું કે લક્ષ્મણે વિભીષણને બચાવી લીધો છે, ત્યારે તે લક્ષ્મણની સામે જઇને કહેવા લાગ્યો.

मोक्षितस्ते बलश्लाघिन् यस्मादेवं विभीषणः ।
विमुच्य राक्षसं शक्तिस्त्वयीयं विनिपात्यते ॥ १९ ॥

'હે પ્રશંસનીય બળવાળા લક્ષ્મણ ! તેં જે શક્તિના વારમાંથી વિભીષણને બચાવી લીધો છે, તો હું પણ તેને છોડી દઉં છું અને એ જ શક્તિ હવે તારા ઉપર છોડું છું.'

एषा ते हृदयं भित्वा शक्तिर्लोहितलक्षणा ।
मद्बाहुपरिघोत्सृष्टा प्राणानादाय यास्यति ॥ २० ॥

'મારા હાથ (ના પરિઘ)માંથી છૂટેલી એ રક્તરંજિત (લોહીથી ખરડાયેલી) શક્તિ તારા હૃદયને ભેદી તારા પ્રાણ લઇને જતી રહેશે.'



इत्युक्त्वा विपुलां शक्तिं कालेनापि दुरासदाम् ।
मयेन मायाविहिताममोघां शत्रुघातिनीम् ॥ २१ ॥
लक्ष्मणाय समुद्दिश्य ज्वलन्तीमिव तेजसा ।
रावणः परमक्रुद्धश्चिक्षेप च ननाद च ॥ २२ ॥

આવું કહીને મયદાનવે બનાવી આપેલી અને કદી વ્યર્થ (ખાલી) ન જાય તેવી તથા કાળથી પણ અજેય, વળી શત્રુસંહારક, અંગારા જેવી ચળકતી, એવી એ શક્તિને રાવણે ક્રોધના આવેશમાં લક્ષ્મણને લક્ષ્ય ધારીને ફેંકી અને પછી જોરથી ગર્જના કરી.

सा क्षिप्ता भीमवेगेन शक्राशनिसमस्वना ।
शक्तिरभ्यपतद्वेगाल्लक्ष्मणं रणमूर्धनि ॥ २३ ॥

ઇન્દ્રના વજ્ર સમાન સણસણતી, ભયંકર વેગથી ફેંકાયેલી તે શક્તિ રણક્ષેત્રમાં સંલગ્ન લક્ષ્મણ ઉપર પડી.

न्यपतत् सा महावेगा लक्ष्मणस्य महोरसि ।
शक्त्या निर्भिन्नहृदयः पपात भुवि लक्ष्मणः ॥ २४ ॥

અત્યંત વેગથી ગતિ કરતી તે શક્તિ લક્ષ્મણની વિશાળ છાતીમાં વાગી તેનાથી તેનું હૃદય વીંધાઇ ગયું ને તે પૃથ્વી પર પડી ગયા.

***ટિપ્પણી :*** ✱ *'राम चरित मानस' માં સંત તુલસીદાસજીએ કલ્પના કરી છે કે લક્ષ્મણજી ઇન્દ્રજિતની શક્તિથી મૂર્છિત થયા હતા તે વાત ઇતિહાસ વિરુદ્ધ છે એટલે મિથ્યા છે. મહર્ષિ વાલ્મીકિ શ્રીરામના સમકાલીન હતા. એથી એમણે વર્ણવેલો બનાવ જ સત્ય અને પ્રામાણિક છે.*



तदवस्थं समीपस्थो लक्ष्मणं प्रेक्ष्य राघवः ।
भ्रातृस्नेहात् महातेजा विषण्णहृदयोऽभवत् ॥ २५ ॥

લક્ષ્મણજીની આવી અવસ્થા જોઇને નજીકમાં ઊભેલા મહાતેજસ્વી રામ ભ્રાતૃસ્નેહને લીધે બહુ ઉદાસ થઇ ગયા.

स मुहूर्तमनुध्याय बाष्पव्याकुललोचनः ।
बभूव संरब्धतरो युगान्त इव पावकः ॥ २६ ॥

થોડી વાર તો તેઓ આંખમાંથી આંસુ વહાવતા વિચારતા રહ્યા કે આવે વખતે શું કરવું જોઇએ, પણ પછી યુગાન્તકાલીન અગ્નિની જેમ ક્રોધથી ભભૂકી ઊઠ્યા અને યુદ્ધ કરવાને ઉત્સાહમાં આવી ગયા.

न विषादस्य कालोऽयमिति सञ्चिन्त्य राघवः ।
चक्रे सुतुमुलं युद्धे रावणस्य वधे धृतः ॥ २७ ॥

શ્રીરામે વિચાર્યું કે આ સમય ખેદ કરવાનો નથી. એમ વિચારી, રાવણના વધનો સંકલ્પ કરી શ્રી રામ પ્રચંડ યુદ્ધ કરવામાં પ્રવૃત્ત થયા.

अब्रवीच्च हनूमन्तं सुग्रीवं चैव राघवः ।
लक्ष्मणं परिवार्येह तिष्ठध्वं वानरोत्तमाः ॥ २८ ॥

યુદ્ધમાં પ્રવૃત્ત થવાનો નિર્ણય કરીને શ્રીરામે સુગ્રીવને અને હનુમાનને સંબોધીને કહ્યું, 'હે વાનર શ્રેષ્ઠો ! તમે બધા લક્ષ્મણને ઘેરી વળી, તેની રક્ષા કરો.'



अस्मिन् मुहूर्ते न चिरात् सत्यं प्रतिशृणोमि वः ।
अरावणमरामं वा जगद् द्रक्ष्यथ वानराः ॥ २९ ॥

'હે વાનરો ! તમારી સૌની સામે પ્રતિજ્ઞા પૂર્વક સાચે સાચું કહું છું, કે તમે વધુ વખત પણ નહિ માત્ર ઘડી-બે-ઘડીમાંજ આ જગત્‌ને રાવણ રહિત અથવા રામવિહીન જોશો.'

राज्यनाशं वने वासं दण्डके परिधावनम् ।
वैदेह्याश्च परामर्शो रक्षोभिश्च समागमम् ॥ ३० ॥
प्राप्तं दुःखं महद्घोरं क्लेशं च निरयोपमम् ।
अद्य सर्वमहं त्यक्ष्ये निहत्वा रावणं रणे ॥ ३१ ॥

'જુઓ, રાજ્યનો નાશ, વનમાં વાસ, દંડકવનમાં અથડાતાં-કુટાતાં ફરવાનું, સીતાનું હરણ અને રાક્ષસોથી પનારો પડવો આ બધાંથી મને બહુજ દુઃખ અને નરકના સમાન કલેશ થયેલો છે પણ આજે યુદ્ધમાં રાવણને મારીશ એટલે હું એ બધાજ કલેશોથી મુક્ત થઇ જવાનો છું.'

अद्य कर्म करिष्यामि यल्लोकाः सचराचराः ।
सदेवाः कथयिष्यन्ति यावद्भूमिर्धरिष्यति ॥ ३२ ॥

'આજ હું એ કામ કરીશ કે જ્યાં સુધી આ સંસાર રહેશે ત્યાં સુધી દેવતાઓ સહિત, ચર અને અચર બધાઓ જ તે કામના વખાણ કર્યા કરશે.

एवमुक्त्वा शितैर्बाणैस्तप्तकाञ्चनभूषणैः ।
आजघान दशग्रीवं रणे रामः समाहितः ॥ ३३ ॥

આમ કહીને શ્રીરામે સાવધાન થઇ એ યુદ્ધમાં રાવણને સોનાથી મઢેલાં સાત બાણ માર્યાં.



अथ प्रदीप्तैर्नाराचैर्मुसलैश्चापि रावणः ।
अभ्यवर्षत्तदारामं धाराभिरिव तोयदः ॥ ३४ ॥

ત્યારે રાવણે પણ શ્રીરામ પર ચમકી રહેલા નારાચ અને મુશળોની એવી સરસ તો વૃષ્ટિ કરી કે જાણે વાદળામાંથી ધારા પ્રવાહ રૂપ જળની વૃષ્ટિ થયા કરતી હોય.

स कीर्यमाणः शरजालवृष्टिभिः
महात्मना दीप्तधनुष्मताऽर्दितः ।
भयात् प्रदुद्राव समेत्य रावणो
यथाऽनिलेनाभिहतो बलाहकः ॥ ३५ ॥

છેવટે મહાપરાક્રમી શ્રીરામનાં ધનુષમાંથી છૂટેલાં બાણોના મારથી પીડાઇને મરવાની બીકે ડરી ગયેલો રાવણ એવો તો નાઠો કે જાણે પવનનો ઝપાટો લાગવાથી વાદળું ભાગી ગયું હોય.

## ૫૬ (છપ્પનમો) સર્ગ રામનો વિલાપ અને લક્ષ્મણની ચિકિત્સા

भ्रातरं निहतं दृष्ट्वा रावणेन दुरात्मना ।
परं विषादमापन्नो विललापाकुलेन्द्रियः ॥ १ ॥

(રાવણને યુદ્ધમાં પરાસ્ત કર્યા પછી) દુષ્ટાત્મા રાવણે પોતાના ભાઇ લક્ષ્મણને મારી નાખેલો જોઇને શ્રીરામ અત્યંત દુઃખી થયા તેથી તે વ્યાકુળ થઇને વિલાપ કરવા લાગ્યા.



न हि युद्धेन मे कार्यं नैव प्राणैर्न सीतया ।
भ्रातरं निहतं दृष्ट्वा लक्ष्मणं रणपांसुषु ॥ २ ॥

તેઓ કહેતા હતા, કે 'રણભૂમિની ધૂળમાં પડેલા મૃત્યુ પામેલા ભાઇ લક્ષ્મણને જોયા પછી હવે મારે યુદ્ધ કરવાનું કોઇ પ્રયોજન નથી, મારે હવે સીતાનું કામ નથી, મારી અધિક જીવવાની ઇચ્છા પણ નથી.'

देशे देशे कलत्राणि देशे देशे च बान्धवाः ।
तं तु देशं न पश्यामि यत्र भ्राता सहोदरः ॥ ३ ॥

'દેશે દેશમાં પત્ની સુલભ છે, દરેક દેશમાં સગાંસંબંધીઓ પણ મળે તેમ છે, પણ એવો કોઇ દેશ (સ્થાન) નથી દેખાતો જ્યાં સહોદર ભાઇ મળી શકે.

इत्येवं विलपन्तं तं शोकविह्वलितेन्द्रियम् ।
राममाश्वासयन् वीरः सुषेणो वाक्यमब्रवीत् ॥ ४ ॥

આ પ્રમાણે વિલાપ કરતા તથા શોકથી વ્યાકુળ અંગોવાળા શ્રીરામને સાન્ત્વના આપતો સુષેણ કહેવા લાગ્યો.

**ટિપ્પણી :** * *રામ અને લક્ષ્મણ એક માતાના સંતાન ન હતા પરંતુ માજણ્યા ભાઇથી પણ એકબીજા પર અધિક પ્રેમ હતો. લક્ષ્મણ રામના દેહબહારના પ્રાણ જ હતા. આદિ કવિએ 'સહોદર' શબ્દનો પ્રયોગ 'સહોદરના સમાન' એવો ભાવ પ્રકટ કરવા માટે કરેલો હોય તેમ જણાય છે.*

न मृतोऽयं महाबाहो लक्ष्मणो लक्ष्मिवर्धनः ।
न चास्य विकृतं वक्त्रं नापि श्यामं न निष्प्रभम् ॥ ५ ॥

'હે મહાબાહુ ! આ લક્ષ્મીની વૃદ્ધિ કરનારા લક્ષ્મણજી હજી મરી નથી ગયા કેમકે તેની મુખાકૃતિ વિકૃત થઇ નથી. તેના દેહનો વર્ણકાળો પડયો નથી અને શરીર નિસ્તેજ થયું નથી.



सुप्रभं च प्रसन्नं च मुखमस्याभिलक्ष्यते ।
मा विषादं कृथा वीर सप्राणोऽयमरिन्दमः ॥ ६ ॥

'આની મુખમુદ્રા પ્રસન્ન છે, ચહેરા પર ચમક (આભા) દેખાય છે, હે વીર ! આપ શોક ન કરો. આ દુશ્મનોનું દમન કરનારા લક્ષ્મણજીમાં હજુ પણ પ્રાણ છે.

एवमुक्त्वा तु वाक्यज्ञः सुषेणो राघवं वचः ।
समीपस्थमुवाचेदं हनूमन्तं महाकपिम् ॥ ७ ॥

વાક્યજ્ઞ (સારા વકતા) સુષેણે શ્રી રામને આમ કહ્યા પછી નજીકમાં ઊભેલા કપિશ્રેષ્ઠ હનુમાનજીને કહ્યું.

सौम्य शीघ्रमितो गत्वा शैलमोषधिपर्वतम् ।
पूर्वं ते कथितो योऽसौ वीर जाम्बवता शुभः ॥ ८ ॥
दक्षिणे शिखरे तस्य जातमोषधिमानय ।
सञ्जीवनार्थं वीरस्य लक्ष्मणस्य महात्मनः ॥ ९ ॥

'હે સૌમ્ય ! હે વીર ! તમે અહીંથી જલદી જાઓ અને જાંબવાને અગાઉ જે પર્વતનું ઠેકાણું તમને બતાવેલું હતું, તે ઔષધિ-પર્વત પર જઇ, એ પર્વતના દક્ષિણ શિખર પર ઊગેલી ઔષધિઓ મહાત્મા લક્ષ્મણના જીવન માટે અહીં લઇ આવો.'

इत्येवमुक्तो हनुमान् गत्वा चौषधिपर्वतम् ।
चिन्तामभ्यगमच्छ्रीमानजानंस्तां महौषधिम् ॥ १० ॥



સુષેણના કહેવા પ્રમાણે હનુમાનજી તે ઔષધિ-પર્વત પર ગયા તો ખરા, પણ ત્યાં જઇને એ મહાન ઔષધિઓને ઓળખી શકયા નહિ તેથી ચિંતા વિચાર કરવા લાગ્યા.

तस्य बुद्धिः समुत्पन्ना मारुतेरमितौजसः ।
इदमेव गमिष्यामि गृहीत्वा शिखरं गिरेः ॥ ११ ॥

તે વેળાએ અમાપ પરાક્રમવાળા પવનપુત્ર હનુમાનજીને તરત જ એવો વિચાર આવ્યો કે આ પર્વત શિખર (સમસ્ત પર્વતીય ઔષધિઓ)નું ગ્રહણ કરીને જતો રહું.

**ટિપ્પણી :** ✱ *હનુમાનજી પહાડ ઉઠાવીને લાવ્યા ન હતા. પહાડ (અથવા ગિરિશિખર)ને ઉખેડવું અસંભવ - અશકય છે અને શિખરને ઉઠાવી લઇ જવું તેનાથી પણ વધારે અશકય છે. (કારણ માનવદેહનાં પ્રમાણમાં પહાડનું કદ અને વજન અત્યંત ઘણું જ હોય છે.) જ્યારે હનુમાનજી ઔષધિઓની ઓળખ ભૂલી ગયા ત્યારે તેમણે ત્યાંથી અનેક પ્રકારની ઘણી બધી જડી બુટ્ટીઓ ઉખેડી લીધી અને લઇ આવી ગયા. અહીં કવિએ વાતને સીધી સાદી ભાષામાં (અભિધાવૃત્તિ) ન કહી પણ લક્ષણાવૃત્તિથી કહી છે. ઘરમાં બાળકો દેકારો કરતા હોય તો કહેવાય છે કે 'અરે તમે તો આખું ઘર માથે લીધુ.' વસ્તુતઃ ઘર તો માથા પર નથી મૂકાતું. એવી જ વાત અહીં છે. હનુમાનજી પર્વતનું શિખર નહીં પણ શિખર પરની બધી જ ઔષધિઓ ઉઠાવી લાવ્યા હતા.*

इति सञ्चिन्त्य हनुमान् गत्वा क्षिप्रं महाबलः ।
फुल्लनानातरुगणं समुत्पाट्य महाबलः ।
आपपात गृहीत्वा तु लङ्कां प्राप्तवान् वानरः ॥ १२ ॥

આવો નિશ્ચય કરી મહાબલી હનુમાનજી પર્વત-શિખર પર પહોંચી, વિવિધ પ્રકારનાં પુષ્પોવાળાં વૃક્ષો ઉખેડી લઇને આકાશ માર્ગે ઊડી ચાલ્યા તથા લંકામાં જઇ પહોંચ્યા.



ततः संक्षोदयित्वा तामोषधीं वानरोत्तमः ।
लक्ष्मणाय ददौ नस्तः सुषेणः सुमहाद्युतेः ॥ १३ ॥

હનુમાનજી એ ઔષધિઓ લઇને લંકામાં પહોંચ્યા ત્યારે કપિશ્રેષ્ઠ સુષેણે તે જડીબુટ્ટીઓને પીસીને કાન્તિમાન લક્ષ્મણજીને સૂંઘાડી.

सशल्यस्तां समाघ्राय लक्ष्मणः परवीरहा ।
विशल्यो विरुजः शीघ्रमुदतिष्ठत् महीतलात् ॥ १४ ॥

શરીરમાં શલ્યોવાળા શત્રુઘાતી લક્ષ્મણજીને એ ઔષધિઓ સૂંઘતાં વેંતજ તેઓ શલ્યરહિત અને નીરોગી બનીને તરત જ પૃથ્વી પરથી ઊઠીને ઊભા થઈ ગયા.

**ટિપ્પણી :** * *આયુર્વેદના લઘુત્રયી-બૃહત્ત્રયી વગેરે ગ્રંથોમાં જેનાં શરીરમાં ધાતુઓ (લોહ)નાં શલ્યો પેઠાં હોય તેને બેહોશ કરવા માટે નસ્ય (નસકોરાં વાટે અપાતું સૂંઘવાનું ઔષધ) આપી, રોગીને બેશુદ્ધ કરીને પછી તેનાં શરીર પર લોહચુંબક ફેરવવાની ક્રિયાનું વિધાન છે. આથી બાણ વગેરેની કરચો-ટુકડા બહાર ખેંચાઇ આવે.*

* *આ પ્રસંગમાં હનુમન્નાટકારે એક બહુ જ સુંદર કલ્પના કરી છે જે લખ્યા વિના મારાથી રહી શકાતું નથી.*

*જ્યારે લક્ષ્મણજી સ્વસ્થ થઈ જઈ બેઠા થયા ત્યારે શ્રીરામે તેને પૂછ્યું - 'કહો લક્ષ્મણ ! તમને કેવી પીડા થઈ હતી ? આના ઉત્તરમાં લક્ષ્મણજી બોલ્યા-*

*ईषन्मात्रमहं वेद्मि स्फुटं यो वेत्ति राघवः ।*
*वेदना राघवेन्द्रस्य केवलं व्रणिनो वयम् ॥ हनुमन्नाटक १३/३८*



*હું તો એ વેદનાને કિંચિત્ માત્ર જ જાણું છું, સારી પેઠે તો શ્રીરામ જ જાણે છે, કેમકે વેદના તો શ્રીરામને થઇ હતી. અમે તો માત્ર વ્રણી = ઘાયલ જ થયેલા હતા. કેવો આદર્શ અને અદ્ભુત ભ્રાતૃપ્રેમ છે !*

समुत्थितं ते हरयो भूतलात् प्रेक्ष्य लक्ष्मणम् ।
साधु साध्विति सुप्रीताः सुषेणं प्रत्यपूजयन् ॥ १५ ॥

લક્ષ્મણજીને પૃથ્વી પરથી ઊઠેલા દેખી સમસ્ત વાનરલોકો 'ધન્ય, ધન્ય કહીને સુષેણની પ્રશંસા કરવા લાગ્યા.

एह्येहीत्यब्रवीद्रामो लक्ष्मणं परवीरहा ।
सस्वजे स्नेहगाढं च ब्राष्पपर्याकुलेक्षणः ॥ १६ ॥

શત્રુસંહારક શ્રીરામે આંખોમાં (હર્ષનાં) આંસુ લાવી, 'આવો, આવો' એમ કહીને અત્યંત સ્નેહપૂર્વક લક્ષ્મણજીને ભેટી પડયા.

अब्रवीच्च परिष्वज्य सौमित्रिं राघवस्तदा ।
दिष्ट्या त्वां वीर पश्यामि मरणात् पुनरागतम् ॥ १७ ॥

લક્ષ્મણજીને ગાઢ આલિંગન કરીને શ્રીરામે તમને કહ્યું, 'હે વીર ! મૃત્યુના મુખમાંથી તને પાછો આવેલો જોઇ શકયો છું. તેને હું મારું સૌભાગ્ય સમજું છું.'

नहि मे जीवितेनार्थः सीतया चापि लक्ष्मण ।
को हि मे विजयेनार्थस्त्वयि पञ्चत्वमागते ॥ १८ ॥

'હે લક્ષ્મણ ! જો તમે પંચમહાભૂતત્વને પ્રાપ્ત થઇ ગયા હોત તો મારે જીવનનો સીતા પ્રાપ્તિનો અને રાવણ પર વિજય મેળવવાનો કશોજ અર્થ ન હતો.

इत्येवं वदतस्तस्य राघवस्य महात्मनः ।
खिन्नः शिथिलया वाचा लक्ष्मणो वाक्यमब्रवीत् ॥ १९ ॥

જ્યારે મહાત્મા શ્રીરામે આવું કહ્યું ત્યારે ખિન્ન મને લક્ષ્મણે અચકાતાં અચકાતાં હળવેથી આમ કહ્યું.

तां प्रतिज्ञां प्रतिज्ञाय पुरा सत्यपराक्रम ।
लघुः कश्चिदिवासत्त्वो नैवं वक्तुमिहार्हसि ॥ २० ॥

'હે સત્યપરાક્રમી ! પહેલા એક પ્રતિજ્ઞા કરી (કે રાવણનો વધ કરી વિભીષણને રાજ્ય આપીશ) પછી પુરુષાર્થહીન લોકોની જેમ આવી વાત કરવી આપના માટે ઉચિત નથી.'

न हि प्रतिज्ञां कुर्वन्ति वितथां साधवोऽनघ ।
लक्षणं हि महत्त्वस्य प्रतिज्ञापरिपालनम् ॥ २१ ॥

'હે નિષ્પાપ ! શ્રેષ્ઠ પુરુષો જે પ્રતિજ્ઞા એકવાર લે છે. પછી તેઓ તેનો ભંગ કરતા નથી. પ્રતિજ્ઞાનું મહત્ત્વ એમાં જ છે, કે જે પ્રતિજ્ઞા કરવામાં આવે તેનું પૂરું પાલન કરવામાં આવે. અથવા મહાનતાની ઓળખ એ જ છે કે પ્રતિજ્ઞાનું પાલન કરવામાં આવે.

**ટિપ્પણી :** ✵ *આ વિષયમાં મહર્ષિ દયાનંદ સરસ્વતીએ બહુ જ સુંદર લખેલું છે, 'જેટલી હાનિ પ્રતિજ્ઞા મિથ્યા કરનારને થાય છે તેટલી હાનિ બીજા કોઇને થતી નથી. આથી જેની સાથે જેવી પ્રતિજ્ઞા કરીએ તેની સાથે તેવી જ રીતે પૂરી કરવી જોઇએ. જેમકે, કોઇએ કોઇને કહ્યું કે 'હું તમને અથવા તમે મને અમુક સમયે મળીશ અથવા મળજો, અથવા અમુક વસ્તુ અમુક સમયમાં હું તમને આપીશ.' આ વચનને તે પ્રમાણે જ પૂરું કરવું જોઇએ, નહી તો પછી તેનો વિશ્વાસ કોઇ પણ કરશે નહિ. આ માટે સદા સત્યભાષણ અને સત્યપ્રતિજ્ઞાયુકત બધાએ બનવું જોઇએ. - સત્યાર્થ પ્રકાશ બીજો સમુલ્લાસ*



नैराश्यमुपगन्तुं ते तदलं मत्कृतेऽनघ ।
वधेन रावणस्याद्य प्रतिज्ञामनुपालय ॥ २२ ॥

'હે નિષ્પાપ ! મારા કારણથી આપે નિરાશ થવું ઉચિત ન હતું, હવે તો હું પણ સ્વસ્થ થઇ ગયો છું. એટલે આપ રાવણનો વધ કરીને તમારી પ્રતિજ્ઞા પૂરી કરજો.'

## ૫૭ (સત્તાવનમો) સર્ગ રામ-રાવણ યુદ્ધ ગભરાયેલા રાવણની સુરક્ષા

लक्ष्मणेन तु तद्वाक्यमुक्तं श्रुत्वा स राघवः ।
सन्दधे परवीरघ्नो धनुरादाय वीर्यवान् ॥ १ ॥

લક્ષ્મણનાં આ વચનો સાંભળી શત્રુસંહારક પરાક્રમી શ્રીરામે ધનુષ હાથમાં લઇને તેના પર બાણ ચઢાવ્યું.

अथान्यं रथमारुह्य रावणो राक्षसाधिपः ।
अभ्यद्रवत काकुत्स्थमाजघान च तं शरैः ॥ २ ॥

આ બાજુ રાવણે પણ બીજા રથ પર સવાર થઇ શ્રીરામ પર ચઢાઇ કરી અને તેને પોતાનાં બાણોથી ઘાયલ કર્યા.

दीप्तपावक सङ्काशैः शरैः काञ्चनभूषणैः ।
निर्बिभेद रणे रामो दशग्रीवं समाहितः ॥ ३ ॥



આ યુદ્ધમાં શ્રીરામે પણ બહુ જ સાવધાનીથી રાવણને સુવર્ણજડિત અને પ્રજ્વલિત અગ્નિ જેટલાં તેજસ્વી બાણો વડે ઘાયલ કર્યો.

भूमौ स्थितस्य रामस्य रथस्थस्य च रक्षसः ।
न समं युद्धमित्याहुर्देवगन्धर्वदानवाः ॥ ४ ॥

પરંતુ (આ યુદ્ધને જોવા આવેલા) દેવો, ગંધર્વો અને દાનવો તો બધા એમ જ કહેતા હતા કે ભૂમિ પર ઊભેલા શ્રીરામ અને રથ પર બેઠેલા રાવણનું આ યુદ્ધ બરોબરિયાનું યુદ્ધ નથી.'

देवतानां वचः श्रुत्वा शतक्रतुरनन्तरम् ।
प्रेषयामास रामाय रथं मातलिसारथिम् ॥ ५ ॥

દેવતાઓનો અભિપ્રાય જાણીને ઇન્દ્રે પોતાના સારથિ માતલિ સહિત પોતાનો રથ શ્રીરામના માટે મોકલી આપ્યો.

**ટિપ્પણી :** * *આ પ્રસંગમાં ગોસ્વામી તુલસીદાસજીએ એક સુંદર કલ્પના કરેલી છે. રામને રથ વગરના દેખી વિભીષણ અધીરા થઇ ગયા અને પૂછવા લાગ્યા.*

*नाथ न रथ नहिं तन पद त्राना ।*
*केहि बिधि जितब बीर बलवाना ॥*

*'હે નાથ ! આપની પાસે નથી રથ, નથી શરીરની રક્ષા માટે કવચ અને નથી પગમાં પગરખાં, તો પણ આપ એ બળવાન રાક્ષસને કેમ કરી જીતી શકશો ?' આ સાંભળી શ્રીરામે કહ્યું, 'જે રથથી વિજય પ્રાપ્ત થાય છે. તે રથ તો કોઇ બીજો જ છે. કયો છે એ રથ ? આવો અવલોકન કરીએ.*



*सौरज धीरज तेहि रथ चाका ।*
*सत्य सील दृढ ध्वजा पताका ॥*
*बल विवेक दम परहित घोरे ।*
*छमा कृपा समता रजु जोरे ॥*
*ईस भजनु सारथी सुजाना ।*
*बिरति चर्म सन्तोष कृपाना ॥*
*दान परसु बुद्धि सक्ति प्रचंडा ।*
*बर बिग्यान कठिन कोदंडा ॥*
*अमल अचल मन त्रोन समाना ।*
*सम जम नियम सिलीमुख नाना ॥*
*कवच अभेद विप्र गुरू पूजा ।*
*एहि सम विजय उपाय न दूजा ॥*
*सखा धर्ममय अस रथ जाकें ।*
*जीतन कहें न कतहुँ रिपु ताके ॥*

*રામે કહ્યું, 'શૌર્ય અને ધૈર્ય એ રથનાં બે પૈડાં છે. સત્ય અને સદાચાર એની દઢ ધ્વજા અને પતાકા છે. બળ, વિવેક, દમ = ઇન્દ્રિયનિગ્રહ અને પરોપકાર આ ચાર એના ઘોડાઓ છે. તેમને ક્ષમા, દયા અને સમતારૂપી જોતર દ્વારા રથને જોડેલા છે. ઇશ્વર ભજન જ એ રથનો ચતુર સારથિ છે. વૈરાગ્ય ઢાલ છે, અને સંતોષ તલવાર છે. દાન ફરસી છે, બુદ્ધિ પ્રચંડ શક્તિ છે અને શ્રેષ્ઠ વિજ્ઞાન જ કઠિન ધનુષ છે. નિર્મલ - પાપ રહિત અને અચલ - સ્થિર મન ભાથા સમાન છે. શમ - મન વશમાં રહેવું, અહિંસા વગેરે યમો અને શૌચ વગેરે નિયમો એ ઘણાં બધાં બાણો છે.*

*બ્રાહ્મણો અને ગુરુજનોનું પૂજન જ અભેદ્ય કવચ છે. એનાં વિના વા એના સમાન વિજયનો બીજો ઉપાય નથી. હે મિત્ર ! આવો ધર્મમય રથ જેની પાસે હોય તેને સંસારમાં કોઇ શત્રુ જીતી શકતો નથી.*



अब्रवीच्च तदा रामं सप्रतोदो रथे स्थितः ।
प्राञ्जलिर्मातलिर्वाक्यं सहस्राक्षस्य सारथिः ॥ ६ ॥

હાથમાં ચાબખો લઇને રથમાં ઊભેલો ઇન્દ્રનો સારથિ માતલિ શ્રીરામની પાસે પહોંચી જઇ, હાથ જોડીને શ્રીરામને કહેવા લાગ્યો,

सहस्राक्षेण काकुत्स्थ रथोऽयं विजयाय ते ।
दत्तस्तव महासत्त्व श्रीमञ्शत्रुनिबर्हण ॥ ७ ॥

'હે કાકુત્સ્થ ! હે મહાપરાક્રમી મહારાજા ! હે શત્રુનું દમન કરવાવાળા ! આપની વિજયપ્રાપ્તિ માટે દેવરાજ ઇન્દ્રે આ રથ મોકલી આપ્યો છે.'

आरुह्येमं रथं वीर राक्षसं जहि रावणम् ।
मया सारथिना राजन्महेन्द्र इव दानवान् ॥ ८ ॥

'હે વીર ! મારા સારથિપણામાં દેવરાજ ઇન્દ્ર જે પ્રકારે દાનવોનો નાશ કરતા હોય છે, તેવા પ્રકારે આપ પણ આ રથ પર આરૂઢ થઇને નિશાચર રાવણનો વિનાશ કરો.'

इत्युक्तः सम्परिक्रम्य जयाय रथमस्त्रवित् ।
आरुरोह तदा रामो लोकाँल्लक्ष्म्या विराजयन् ॥ ९ ॥

માતલિએ આ પ્રમાણે કહ્યું એટલે, અસ્ત્ર-શસ્ત્રોના જ્ઞાતા, શ્રીરામ પોતાના વિજય માટે એ રથની પ્રદક્ષિણા (પરિક્રમા) કરી (પરિક્રમાનો ઉદ્દેશ્ય રથનું ચારેય બાજુથી નિરીક્ષણ કરવાનો હતો.) તેના ઉપર આરૂઢ થયા. એ સમયે શ્રીરામ પોતાની વિજય-કાન્તિ વડે પ્રકાશતા (શોભતા) હતા અને સૌને ખુશ કરતા હતા.



तद् बभूवाद्भुतं युद्धं तुमुलं रोमहर्षणम् ।
रामस्य च महाबाहो रावणस्य च रक्षसः ॥ १० ॥

ત્યારપછી મહાબાહુ શ્રીરામ અને રાક્ષસરાજ રાવણનું એવું તો અદ્ભુત અને ભયંકર યુદ્ધ થયું કે પ્રેક્ષકોનાં રૂવાડાં ઊભા થઇ જતાં હતાં.

ततोऽन्योन्यं सुसंरब्धावुभौ तौ रामरावणौ ।
शरान्धकारे समरे नोपलक्षयतां तदा ॥ ११ ॥

બંને વીરો શ્રીરામ અને રાવણ ક્રોધ કરીને પરસ્પર એકબીજા પર એટલાં બધાં બાણોની વર્ષા કરતા હતા કે એ બાણોના આવરણથી ફેલાયેલ અંધકારમાં તેઓ બેઉ યુદ્ધ મેદાનમાં એક-બીજાને દેખી શકતા ન હતા.

ततः क्रोधसमाविष्टो रामो दशरथात्मजः ।
उवाच रावणं वीरः प्रहस्य परुषं वचः ॥ १२ ॥

એ વખતે દશરથનંદન શૂરવીર, શ્રીરામે ક્રોધના આવેશમાં ખડખડાટ હસીને રાવણને આ પ્રમાણે કડવાં વેણ કીધાં,

मम भार्या जनस्थानादज्ञानाद्राक्षसाधम ।
हृता ते विवशा यस्मात्तस्मात्त्वं नासि वीर्यवान् ॥ १३ ॥

'અરે રાક્ષસાધમ ! તું અમારાથી છાની રીતે મારી વિવશ પત્નીને જનસ્થાનમાંથી ઊઠાવી લાવ્યો એથી તું શૂરવીર તો નથી જ.'



स्त्रीषु शूर विनाथासु परदाराभिमर्शक ।
कृत्वा कापुरुषं कर्म शूरोऽहमिति मन्यसे ॥ १४ ॥

'અરે પારકી સ્ત્રીને બળપૂર્વક સ્પર્શ કરનાર ! અરે અનાથ સ્ત્રીઓ સામે વીરતા બતાવનારા ! આવું કાયરોનું કર્મ કરીને તું તને પોતાને શૂરવીર સમજે છે ?'

भिन्नमर्याद निर्लज्ज चारित्रेष्वनस्थित ।
दर्पान् मृत्युमुपादाय शूरोऽहमिति मन्यसे ॥ १५ ॥

'અરે મર્યાદાનો ભંગ કરનારા ! ઓ નિર્લજ્જ ! એ ચરિત્રહીન ! અભિમાનથી હાથે કરીને પોતાનું મોત ઊભું કરી તું એમ સમજે છે કે તું શૂરવીર છો ?'

शूरेण धनदभ्रात्रा बलैः समुदितेन च ।
श्लाघनीयं यशस्यं च कृतं कर्म महत्त्वया ॥ १६ ॥

'વાહ ! તું શૂરવીર, બળવાન, વળી કુબેરનો ભાઇ થઇને તેં આ ભારી કામ કરેલું છે ! તેના માટે વખાણ કરવા જોઇએ ! (પર સ્ત્રીના અપહરણથી) તારી કીર્તિ ચોમેર ફેલાઇ જશે ! (આ રામે રાવણને વ્યંગમાં કહેલું છે - ટોણો માર્યો છે).

दिष्ट्याऽसि मम दुष्टात्मंश्चक्षुर्विषयमागतः ।
अद्य त्वां सायकैस्तीक्ष्णैर्नयामि यमसादनम् ॥ १७ ॥

'આજે મારા સદ્ભાગ્યે તું મારી નજરે ચડી ગયો છે, એથી આજે જ હું તને તીખાં તમતમતાં બાણો મારીને યમલોકમાં મોકલી આપું છું.'



इत्येवं संवदन्वीरो रामः शत्रुनिबर्हणः ।
राक्षसेन्द्रं समीपस्थं शरवर्षैरवाकिरत् ॥ १८ ॥

આ પ્રમાણે શત્રુવિનાશક શૂરવીર શ્રીરામ નજીકમાં જ ઊભેલા રાવણને કઠોર વચન કહીને તેના ઉપર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા.

हरिणां चाश्मनिकरैः शरवर्षैश्च राघवात् ।
हन्यमानो दशग्रीवो विघूर्णहृदयोऽभवत् ॥ १९ ॥

વાનરોની પત્થરવર્ષા અને શ્રીરામની બાણવર્ષાથી રાવણ ઘાયલ થયો અને ગભરાઇ ગયો.

सूतस्तु रथनेतास्य तदवस्थं समीक्ष्य तम् ।
शनैर्युद्धादसम्भ्रान्तो रथं तस्यापवाहयत् ॥ २० ॥

રાવણની આવી (દયનીય) અવસ્થા દેખી તેનો સારથિ તેને બહુ જ સાવધાનીથી ધીરે ધીરે તેનો રથ હંકારીને રણક્ષેત્રની બહાર લઇ ગયો.

## ૫૮ (અઠ્ઠાવનમો) સર્ગ સારથિને રાવણનો ઠપકો

स तु मोहात् सुसंक्रुद्धः कृतान्तबलचोदितः ।
क्रोधसंरक्तनयनो रावणः सूतमब्रवीत् ॥ १ ॥

જ્યારે રાવણની ગભરામણ દૂર થઇ ગઇ ત્યારે તે સચેત અને સાવધાન થઇ ગયો પણ કાલ-પ્રેરિત હોવાથી અત્યંત ક્રોધ કરી લાલ લાલ આંખોવાળો તે સારથિને કહેવા લાગ્યો.



हीनवीर्यमिवाशक्तं पौरुषेण विवर्जितम् ।
भीरुं लघुमिवासत्त्वं विहीनमिव तेजसा ॥ २ ॥
किमर्थं मामवज्ञाय मच्छन्दमनवेक्ष्य च ।
त्वया शत्रोः समक्षं मे रथोऽयमपवाहितः ॥ ३ ॥

'શું તેં મને વીર્યહીન, અશક્ત, પુરુષાર્થ રહિત, કાયર, નિર્બળ અને નિસ્તેજ સમજીને મારો અનાદર કર્યો ? મારો અભિપ્રાય જાણ્યા વિના જ તેં શત્રુઓ સામેથી મારો રથ કેમ પાછો વાળી લીધો ?

त्वयाऽद्य हि ममानार्य चिरकालसमार्जितम् ।
यशो वीर्यं च तेजश्च प्रत्ययश्च विनाशितः ॥ ४ ॥

'અરે અનાર્ય ! આજ તેં મારાં ઘણા કાળથી કમાયેલાં યશ, પરાક્રમ, તેજ અને લોકવિશ્વાસ કે રાવણ યુદ્ધમાં પીછેહઠ કરતો નથી, એ બધાનો વિનાશ કર્યો છે.'

यस्त्वं रथमिमं मोहान्न चोद्वहसि दुर्मते ।
सत्योऽयं प्रतितर्को मे परेण त्वमुपस्कृतः ॥ ५ ॥

'અરે દુષ્ટબુદ્ધિ ! હું કહી રહ્યો છું છતાં પણ અવળી બુદ્ધિથી તું આ રથને શત્રુઓની સામે લઇ જતો નથી. તેથી મારું અનુમાન મને સાચું લાગે છે કે શત્રુએ તને લાંચ આપેલી છે.'

न हि तद्विद्यते कर्म सुहृदो हितकाङ्क्षिणः ।
रिपूणां सदृशं चैतन्न त्वयैतत् स्वनुष्ठितम् ॥ ६ ॥



'તેં આજે મારી સાથે જેવો વ્યવહાર કરેલો છે એવું વર્તન કોઇ હિતૈષી મિત્ર કદાપિ કરતો નથી. તારો આ વ્યવહાર તો શત્રુઓના વ્યવહાર જેવો છે, તારું આવી જાતનું વર્તન મારી સાથે કરવું તે જરાય ઉચિત નથી.'

निवर्तय रथं शीघ्रं यावन्नोपैति मे रिपुः ।
यदि वाऽध्युषितो वाऽसि स्मर्यन्ते यदि वा गुणाः ॥ ७ ॥

'જો તું મારો ખરો હિતેચ્છુ હો અને જો તને મેં તારા ઉપર કરેલા ઉપકારો (પુરસ્કારાદિ પ્રદાન)નું સ્મરણ હોય તો જ્યાં સુધીમાં શત્રુ મારો પીછો કરી અહીં સુધી આવી ન પહોંચે તે પહેલાં જ તું મારા રથને પાછો વાળીને ત્યાં લઇ જા.'

एवं परुषमुक्तस्तु हितबुद्धिरबुद्धिना ।
अब्रवीद्रावणं सूतो हितं सानुनयं वचः ॥ ८ ॥

જ્યારે બુદ્ધિહીન રાવણે પોતાના હિતૈષી સારથિને આ પ્રકારે કડવાં વેણ કહીને દબડાવ્યો ત્યારે સારથિએ અત્યંત વિનયપૂર્વક રાવણને આ હિતકર વચન કહ્યું.

न भीतोऽस्मि न मूढोऽस्मि नोपजप्तोऽस्मि शत्रुभिः ।
न प्रमत्तो न निःस्नेहो विस्मृता न सत्क्रिया ॥ ९ ॥

'હે રાજા ! હું ન તો ભયભીત થયો છું ન તો મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે, ન તો મેં શત્રુઓ પાસેથી લાંચ લીધી છે, હું કંઇ ગાંડો નથી થઇ ગયો કે લાગણી વગરનો નથી થઇ ગયો. આપના ઉપકારો મને બરાબર યાદ છે.'

मया तु हितकामेन यशश्च परिरक्षता ।
स्नेहप्रस्कन्नमनसा प्रियमित्यपियं कृतम् ॥ १० ॥



મેં તો આપના હિત માટે, આપના યશની રક્ષા માટે સ્નેહયુક્ત મનથી ઉત્તમ કાર્ય જ કરેલું છે, (પરંતુ મારું આ દુર્ભાગ્ય છે કે આ સારા કામને) પણ આપ નરસું સમજી રહ્યા છો.'

श्रूयतां त्वभिधास्यामि यन्निमित्तं मया रथः ।
नदीवेग इवाभोगे संयुगे विनिवर्तितः ॥ ११ ॥

ઊંચા પ્રદેશમાંથી નીચે વહેવાવાળી નદીના વેગ સમાન આપના રથને રણભૂમિમાંથી અહીંયા લાવવાનું કારણ હું બતાવું છું, તે આપ સાંભળો,

श्रमं तवावगच्छामि महता रणकर्मणा ।
नहि ते वीर्यसौमुख्यं प्रहर्षं वोपधारये ॥ १२ ॥
रथोद्वहनखिन्नाश्च ते इमे रथवाजिनः ।
दीना घर्मपरिश्रान्ता गावो वर्षहता इव ॥ १३ ॥

'હે વીર ! જ્યારે મેં જોયું કે ઘોર યુદ્ધ કરતાં કરતાં આપ થાકી ગયા છો અને મુખ પર પ્રસન્નતા લાવનારો હર્ષ આપની અંદરથી લુપ્ત થયો છે, વળી ભારે વરસાદમાં ભીંજાતી ગાયોની જેમ અથવા વાદળોમાં ઢંકાઇ ગયેલા સૂરજના કિરણોની જેમ, રથને ખેંચતાં ખેંચતાં ઘોડાઓ પણ ધામ-ગરમીમાં પરિશ્રમ કરીને થાકેલા હોવાથી સુસ્ત થઇ ગયેલા છે, ત્યારે અહીંયા ચાલ્યા આવવાનું મેં ઉચિત માન્યું છે.'

न मया स्वेच्छया वीर रथोऽयमपवाहितः ।
भर्तृस्नेहपरीतेन मयेदं यत्कृतं विभो ॥ १४ ॥

'હે વીર ! હું સ્વેચ્છા પૂર્વક આ રથને સમરભૂમિમાંથી અહીં નથી લાવ્યો, અપિતુ મારા સ્વામીના સ્નેહને અધીન થઇને મેં આ કાર્ય કરેલું છે.'



आज्ञापय यथातत्त्वं वक्ष्यस्यरिनिषूदन ।
तत्करिष्याम्यहं वीर गतानृण्येन चतसा ॥ १५ ॥

'હે વીર ! હે શત્રુવિનાશક ! હવે તમે જેવી આજ્ઞા કરશો, તે અનુસાર જ હું કામ કરીશ જેથી હું આપનાં ઋણથી ઉઋણ થઇ જાઉં.'

सन्तुष्टस्तेन वाक्येन रावणस्तस्य सारथेः ।
प्रशस्यैनं बहुविधं युद्धलुब्धोऽब्रवीदिदम् ॥ १६ ॥

સારથિના આ ઉત્તરથી સંતુષ્ટ થઇ યુદ્ધની ઇચ્છાથી રાવણે તેની પ્રશંસા કરીને કહ્યું કે,

रथं शीघ्रमिमं सूत राघवाभिमुखं कुरु ।
नाहत्वा समरे शत्रून्निवर्तिष्यति रावणः ॥ १७ ॥

'હે સારથિ ! હવે તમે મારા આ રથને જલદી રામના સન્મુખ લઇ ચાલો, કેમકે શત્રુઓને માર્યા વગર આ રાવણ પાછો જતો રહેવાનો નથી.'

एवमुक्त्वा ततस्तुष्टो रावणो राक्षसेश्वरः ।
ददौ तस्मै शुभं ह्येकं हस्ताभरणमुत्तमम् ॥
श्रुत्वा रावणवाक्यं तु सारथिः संन्यवर्तत ॥ १८ ॥

આમ કહીને રાક્ષસરાજ રાવણ સારથિ પર પ્રસન્ન થયો અને તેને પુરસ્કાર રૂપે હાથમાં પહેરવાનું એક ઉત્તમ ઘરેણું (વીંટી અથવા કડું) પ્રદાન કર્યું. રાવણનો આદેશ લઇને સારથિએ રથને પાછો વાળી લીધો.



## ૫૯ (ઓગણસાઠમો) સર્ગ રામ-રાવણનું ઘોર યુદ્ધ અને રાવણનો વધ

तं दृष्ट्वा मेघसङ्काशमापतन्तं रथं रिपोः ।
विस्फारयन् वै वेगेन बालचन्द्रनतं धनुः ॥
उवाच मातलिं रामः प्रत्युद्गच्छ रथं रिपोः ॥ १ ॥

મેઘ સમાન શત્રુના એ રથને પોતાની કોર આવતો દેખી શ્રીરામે બીજના ચંદ્રની જેમ નમી ગયેલા (વાંકા વળેલા) પોતાના ધનુષનો બહુ જ જોરથી ટંકાર કર્યો અને પોતાના સારથિને કહ્યું, 'મારા રથને શત્રુના રથની સામે જ લઇ ચાલો'

प्रत्यादिष्टः स रामस्य तेन वाक्येन मातलिः ।
प्रचोदयामास रथं सुरसारथिसत्तमः ॥ २ ॥

રામનો આદેશ મળતાં જ દેવતાઓના સારથિઓમાં શ્રેષ્ઠ માતલિએ પોતાનો રથ હંકાર્યો.

ततः प्रवृत्तं सुक्रूरं रामरावणयोस्तदा ।
सुमहद् द्वैरथं युद्धं सर्वलोकभयावहम् ॥ ३ ॥

જ્યારે બેઉના રથો સામસામા ગોઠવાઇ ગયા, ત્યારે એ બંને મહારથીઓનું અર્થાત્ રામ અને રાવણનું સમસ્ત પ્રાણીઓને ભયભીત કરનારું ક્રૂર દ્વિરથી મહાયુદ્ધ શરૂ થયું.

ततो राक्षससैन्यं च हरीणां च महद्बलम् ।
प्रगृहीतप्रहरणं निश्चेष्टं समतिष्ठत ॥ ४ ॥

એ સમયે રાક્ષસો અને વાનરોની સેનાઓ હાથમાં આયુધો લઇને નિશ્ચેષ્ટ ઊભેલી હતી.



ततः क्रोधाद्दशग्रीवः शरान् सन्धाय वीर्यवान् ।
मुमोच ध्वजमुद्दिश्य राघवस्य रथे स्थितम् ॥ ५ ॥

લડતાં લડતાં બળવાન રાવણે ક્રોધ કરી શ્રીરામની ધ્વજાને લક્ષ્ય બનાવીને ઘણાં જ બાણો છોડયાં.

ते शरास्तमनासाद्य पुरन्दररथध्वजम् ।
रथशक्तिं परामृश्य निपेतुर्धरणीतले ॥ ६ ॥

તે બાણો ઇન્દ્રની અદ્‌ભુત શક્તિવાળા રથનું કંઇ જ ન બગાડી શક્યા અને નિષ્ફળ થઇ પૃથ્વી પર પડી ગયાં.

ततो रामोऽभिसंक्रुद्धश्चापमायम्य वीर्यवान् ।
रावणध्वजमुद्दिश्य मुमोच निशितं शरम् ॥ ७ ॥
महासर्पमिवासह्यं ज्वलन्तं स्वेन तेजसा ।
जगाम स महीं छित्वा दशग्रीवध्वजं शरः ॥ ८ ॥

ત્યારપછી શ્રીરામે પણ ક્રોધ કરીને પોતાનાં ધનુષ પર એક બાણનું સંધાન કર્યું અને રાવણના રથની ધ્વજાને લક્ષ્ય બનાવીને એક તીક્ષ્ણ બાણ છોડયું. તે મહાવિષધર સર્પ સરખું અસહ્ય અને સ્વયં પ્રકાશી બાણ રાવણના રથની ધ્વજાને કાપીને પૃથ્વીમાં જઇ ઘૂસ્યું.

ध्वजस्योन्मथनं दृष्ट्वा रावणः सुमहाबलः ।
सम्प्रदीप्तोऽभवत् क्रोधादमर्षात् प्रदहन्निव ॥ ९ ॥

પોતાના રથની ધ્વજાને કંપાઇ ગયેલી જોઇને મહાપરાક્રમી રાવણ ક્રોધ અને અસહનશીલતાની આગમાં બળવા માંડ્યો.



स रोषवशमापन्नः शरवर्षं महद्वमन् ।
रामस्य तुरगान् दीप्तैः शरैर्विव्याध रावणः ॥ १० ॥

પછી તો ક્રોધને વશ થઇ ગયેલો રાવણ ભીષણ શરવૃષ્ટિ કરવા લાગ્યો. તેણે પોતાના ચળકતાં બાણો વડે શ્રીરામના રથને જોડેલા ઘોડાઓને જખ્મી કર્યા.

व्यायच्छमानं तं दृष्ट्वा तत्परं रावणं रणे ।
प्रहसन्निव काकुत्स्थः सन्दधे सायकाञ्शितान् ॥
स मुमोच ततो बाणान् रावणस्य हयान् प्रति ॥ ११ ॥

યુદ્ધમાં પ્રવૃત્ત થયેલા રાવણને આટલી તત્પરતા બતાવતો દેખી, શ્રીરામે પણ હસતાં હસતાં બહુ જ તીક્ષ્ણ બાણો ધનુષ પર ચઢાવ્યાં અને રાવણના ઘોડાઓ ઉપર છોડયાં

रावणस्य हयान् रामो हयान् रामस्य रावणः ।
जघ्नतुस्तौ तथाऽन्योऽन्यं कृतानुकृतकारिणौ ॥ १२ ॥

આ પ્રકારે રાવણના ઘોડાઓને શ્રીરામે ઘાયલ કર્યા અને રામના ઘોડાઓને રાવણે ઘાયલ કર્યા આમ તેઓ પરસ્પર એકબીજાનું (અનુકરણ કરી) સાટું વાળી રહ્યા હતા.

एवं तु तौ सुसंक्रुद्धो चक्रतुर्युद्धमद्भुतम् ।
मुहूतमभवद्युद्धं तुमुलं रोमहर्षणम् ॥ १३ ॥

આ પ્રમાણે એ બંને મહાક્રોધી યોદ્ધાઓનું તુમુલ યુદ્ધ બહુ જ અદ્દભુત હતું. એક મુહૂર્ત સુધી તો યુદ્ધ એવું ખેલાયું કે જોવાવાળાનાં રૂંવાડાં ઊભાં થઇ જતાં હતાં.



गगनं गगनाकारं सागरः सागरोपमः ।
रामरावणयोर्युद्धं रामरावणयोरिव ।
एवं ब्रुवन्तो ददृशुस्तद्युद्धं रामरावणम् ॥ १४ ॥

'જેવી રીતે આકાશની ઉપમા આકાશ જ છે અને સાગરની ઉપમા સ્વયં સાગર જ છે, તેવી જ રીતે રામ-રાવણના યુદ્ધની ઉપમા રામ-રાવણનું યુદ્ધ જ છે.' આ પ્રમાણે બોલતાં બોલતાં પ્રેક્ષકો-દર્શકો રામ-રાવણનું યુદ્ધ નિહાળી રહ્યા હતા.

ततः क्रुद्धो महाबाहू रघूणां कीर्तिवर्धनः ।
सन्धाय धनुषा रामः क्षुरमाशीविषोपमम् ॥ १५ ॥
रावणस्य शिरोच्छिन्दच्छ्रीमज्ज्वलितकुण्डलम् ।
तस्यैव सदृशं चान्यद्रावणस्योत्थितं शिरः ॥ १६ ॥

તત્પશ્ચાત્ રઘુવંશના યશમાં વૃદ્ધિ કરનારા મહાબાહુ શ્રીરામે ક્રોધે ભરાઇને અસ્ત્રા સરખી ધારવાળું, સવિષધર સર્પ સમાન આકારવાળું બાણ પોતાનાં ધનુષ પર ચઢાવીને રાવણ પર છોડયું. તે બાણના આઘાતથી રાવણના આકર્ષક પ્રભાથી પ્રકાશતા કુંડળો સહિત રાવણનું મસ્તક છેદાઇ ગયું અને પૃથ્વી પર પડયું કે તરત જ તેના જેવાં જ આકાર, રૂપ અને રંગવાળું બીજું માથું રાવણની ડોક ઉપર ઊગી નીકળ્યું.

एवमेकशतं छिन्नं शिरसां तुल्यवर्चसाम् ।
न चैव रावणस्यान्तो दृश्यते जीवितक्षये ॥ १७ ॥

શ્રીરામે એક પછી બીજું એમ એક સરખા આકાર-પ્રકારનાં સો માથાં રાવણનાં કાપી નાખ્યાં, તો પણ રાવણનાં માથાંનો અંત ન આવ્યો અને રાવણ મર્યો પણ નહિ.



***ટિપ્પણી :*** ✷ *કહેવાય છે કે રાવણને દશ માથાં હતાં. પરંતુ અહીંયા તો રાવણનાં સો મસ્તક હોવાનું સિદ્ધ થઇ રહ્યું છે ! અમે પહેલાંથી જ સાબિત કરી ગયા છીએ કે રાવણને એક જ શિર, બે હાથ અને બે પગ જ હતાં. દશ અથવા સો માથાં બનાવટી છે. રાવણ કેટલો માયાવી (જાદુગર, કપટી) હતો તે તો પાઠકે જોઇ લીધું છે. રાવણે રામનું નકલી શિર અને બનાવટી બાણ (ધનુષ) બનાવડાવીને સીતાને પણ અસંમંજસમાં નાખી દીધી હતી. જે સીતા રામની સાથે બાર વર્ષ મહેલોમાં અને તેર વર્ષ વનવાસમાં રામની સાથે રહી તે પણ ઓળખી શકી નહિ કે આ શિર નકલી છે. આવી જ રીતે ઇન્દ્રજિતે પણ બનાવટી સીતાનો વધ કરી વાનરોને છેતર્યા હતા. આ ઘટનાઓથી સમજાય છે કે રાવણનાં દશ અથવા સો મસ્તક વાસ્તવિક નહીં અપિતુ બનાવટી હતાં.*

अथ संस्मारयामास राघवं मातलिस्तदा ।
विसृजास्मै वधाय त्वमस्त्रं पैतामहं प्रभो ॥ १८ ॥

આવે ટાણે સારથિ માતલિએ શ્રીરામને યાદ કરાવી દીધું ને કીધું કે 'હે રાજા ! આપ આનો વધ કરવા માટે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરો.'

ततः संस्मारितो रामस्तेन वाक्येन मातलेः ।
जग्राह सशरं दीप्तं निःश्वसन्तमिवोरगम् ॥ १९ ॥

જ્યારે માતલિએ શ્રીરામને બ્રહ્માસ્ત્રનું સ્મરણ કરાવ્યું ત્યારે તેઓએ એ પ્રદીપ્ત બ્રહ્માસ્ત્રને બહાર કાઢ્યું, જે ફૂંફાડા મારતા સાપની જેમ અવાજ કરતું હતું.

स रावणाय संक्रुद्धो भृशमायम्य कार्मुकम् ।
चिक्षेप परमायत्तस्तं शरं मर्मघातिनम् ॥ २० ॥



શ્રીરામે અત્યંત કોપ કરીને ધનુષને કાન સુધી ખેંચ્યું, અને સમસ્ત મર્મસ્થાનોને ચીરી નાખનારા એ બાણને બહુ જ વેગથી રાવણ ઉપર છોડયું.

स विसृष्टो महावेगः शरीरान्तकरः शरः ।
बिभेद हृदयं तस्य रावणस्य दुरात्मनः ॥ २१ ॥

શરીરનો નાશ કરનારા મહાવેગથી છૂટેલા એ બાણે દુરાત્મા રાવણના હૃદયને ચીરી ફાડી નાખ્યું.

तस्य हस्ताद्धतस्याशु कार्मुकं चापि सायकम् ।
निपपात सह प्राणैर्भ्रश्यमानस्य जीवितात् ॥ २२ ॥

બ્રહ્માસ્ત્રના આઘાતથી રાવણનું પ્રાણ પંખેરું ઊડી ગયું. તેના હાથમાંથી ધનુષબાણ છૂટું પડી ભોંયભેગું થયું.

गतासुर्भीमवेगस्तु नैर्ऋतेन्द्रो महाद्युतिः ।
पपात स्यन्दनाद् भूमौ वृत्रो वज्रहतो यथा ॥ २३ ॥

પ્રાણો નીકળતાં જ મહાવેગવાન, મહાપ્રતાપી રાક્ષસરાજ રાવણ યુદ્ધ રથમાંથી ભૂમિ પર એવી રીતે ગબડી પડ્યો, જેવી રીતે ઇન્દ્રના વજ્રથી હણાઇ ગયેલો વૃત્રાસુર ગબડી પડ્યો હતો.

तं दृष्ट्वा पतितं भूमौ हतशेषा निशाचराः ।
हतनाथा भयत्रस्ताः सर्वतः सम्प्रदुद्रुवुः ॥ २४ ॥

મૃત રાવણને ભૂમિ પર પડેલો દેખી યુદ્ધમાં મરતાં બચી ગયેલા રાક્ષસો સંરક્ષક સ્વામી હણાઇ જવાથી ડઘાઇ જઇને આમ તેમ નાસી ગયા.

✷



तततो विनेदुः संहृष्टा वानरा जितकाशिनः ।
वदन्तो राघवजयं रावणस्य च तद्वधम् ॥ २५ ॥

આથી વિજયી વાનરો અત્યંત હરખાઈને હર્ષનાદ કરી, શ્રીરામના વિજય અને રાવણના વધના ઉદ્‌ઘોષ કરવા લાગ્યા.

## ૬૦ (સાઠમો) સર્ગ વિભીષણનો વિલાપ અને રામનું આશ્વાસન

भ्रातरं निहतं दृष्ट्वा शयानं रामनिर्जितम् ।
शोकवेगपरीतात्मा विललाप विभीषणः ॥ १ ॥

શ્રીરામ દ્વારા પરાજિત પોતાના ભાઈ.રાવણને નિષ્પ્રાણ અવસ્થામાં ભૂમિ પર ચિર નિદ્રામાં સૂતેલા દેખી શોકથી વ્યાકુળ વિભીષણ વિલાપ કરતાં કહેતા હતા કે,

वीरविक्रान्त विख्यात विनीत नयकोविद ।
महार्हशयनोपेत किं शेषेऽद्य हतो भुवि ॥ २ ॥

'હે વીર ! હે વિખ્યાત પરાક્રમી ! હે વિદ્યા વિશારદ ! હે નીતિ વિશેષજ્ઞ ! આપ ઉત્તમોત્તમ શય્યા પર પોઢનારા આજ મૃતક બની ભૂમિ પર પડ્યા કેમ સૂઈ રહ્યા છો ?'

निक्षिप्य दीर्घौ निश्चेष्टौ भुजावङ्गदभूषितौ ।
मुकुटेनापवृत्तेन भास्कराकारवर्चसा ॥ ३ ॥



બાજુબંધોથી સુશોભિત આપની બંને લાંબી ભુજાઓ ચેષ્ટા રહિત થઈને ફેંકાઈ ગઈ છે અને સૂર્ય સમાન દેદીપ્યમાન આપનો મુકુટ પણ અલગ થઈ પડેલો છે.

**ટિપ્પણી :** ✱ *'दीर्घौ', 'निश्चेष्टौ', 'अङ्गदभूषितौ', भुजौ = બે હાથ, તથા તેનાં ત્રણેય વિશેષણો દ્વિવચનાત્મક છે. તેનાથી એ સ્પષ્ટ પુરવાર થાય છે કે યુદ્ધમાં પણ રાવણને બે ભુજાઓ જ હતી, વીસ નહિ.*

गतः सेतुः सुनीतानां गतो धर्मस्य विग्रहः ।
गतः सत्त्वस्य संक्षेपः सुहस्तानां गतिर्गता ॥ ४ ॥

'હા ! આપના માર્યા જવાથી નીતિ શાસ્ત્રને સારી રીતે જાણનારાઓની મર્યાદા લુપ્ત થઈ ગઈ, ધર્મના શરીરનો નાશ થઈ ગયો. (રાવણ વૈદિક ધર્મી કર્મકાંડી હતો). આપના મૃત્યુથી એક સુપ્રસિદ્ધ બળવાન સંસારમાંથી પરલોકમાં પ્રયાણ કરી ગયો અને પરાક્રમી વીરોનો આશ્રય દાતા સમાપ્ત થઈ ગયો.'

किं शेषमिह लोकस्य हतवीरस्य साम्प्रतम् ।
रणे राक्षसशार्दूले प्रसुप्त इव पांसुषु ॥ ५ ॥

'હે રાક્ષસ શાર્દૂલ ! આ યુદ્ધ મેદાનમાં આપ મૃત્યુ પામીને ધૂળમાં ઊંઘી ગયા તો હવે આ લોકમાં બાકી શું રહ્યું ?'

वदन्तं हेतुमद्वाक्यं परिदृष्टार्थनिश्चयम् ।
रामः शोकसमाविष्टमित्युवाच विभीषणम् ॥ ६ ॥

જ્યારે વિભીષણ આ પ્રકારનાં યુક્તિ યુક્ત સ્પષ્ટ અર્થનો બોધ કરાવનારાં વચનો બોલીને વિલાપ કરી રહ્યા હતા ત્યારે શોકથી વ્યાકુળ થયેલા વિભીષણને સમજાવતાં શ્રીરામ કહેવા લાગ્યા કે



नायं विनष्टो निश्चेष्टः समरे चण्डविक्रमः ।
अत्युन्नतमहोत्साहः पतितोऽयमशङ्कितः ॥ ७ ॥

'આ પ્રચંડ પરાક્રમી રાક્ષસરાજ રાવણ નિષ્ક્રિય રહીને નથી હણાયો, તેનો યુદ્ધ કરવાનો ઉત્સાહ અત્યંત પ્રબળ હતો; તેને મૃત્યુનો પણ ભય ન હતો, એ તો દૈવવશ માર્યો ગયો છે.'

नैवं विनष्टाः शोच्यन्ते क्षत्रधर्ममवस्थिताः ।
वृद्धिमाशंसमाना ये निपतन्ति रणाजिरे ॥ ८ ॥

'જે લોકો ક્ષાત્રધર્મમાં સ્થિત રહીને, વિજયની આકાંક્ષા કરતાં કરતાં રણભૂમિમાં પ્રાણત્યાગ કરે છે, તેઓ સાધારણ માણસોની જેમ શોક કરવાને યોગ્યા હોતા નથી.'

इयं हि पूर्वैः सन्दिष्टा गतिः क्षत्रियसम्मता ।
क्षत्रियो निहतः संख्ये न शोच्य इति निश्चयः ॥ ९ ॥

'(સામી છાતીએ લડનારા) યુદ્ધમાં શહીદ થનારા લોકોની પ્રશંસા મનુ વગેરે પણ કરતા આવ્યા છે અને વીર લોકો પણ એવા મૃત્યુના વખાણ કર્યા કરે છે. જે વીર યુદ્ધમાં ખપી જાય છે, તે ખરેખર જ શોક કરવાને યોગ્ય હોતા નથી.'

तदेवं निश्चयं दृष्ट्वा तत्त्वमास्थाय विज्वरः ।
यदिहान्तरं कार्यं कल्प्यं तदनुचिन्तय ॥ १० ॥

'હે વિભીષણ ! જે જન્મ્યો છે તે એક દિવસે તો અવશ્ય મરશે જ' આ તત્ત્વને સમજીને હવે શોકનો પરિત્યાગ કરો, અને હવે પછી જે કરવાનું છે તે જ કરવા લાગો.'



मरणान्तानि वैराणि निर्वृत्तं नः प्रयोजनम् ।
क्रियतामस्य संस्कारो ममाप्येष यथा तव ॥ ११ ॥

'જ્યાં સુધી મનુષ્ય જીવિત હોય છે ત્યાં સુધી તેની સાથે વેર રહેતું હોય છે, પણ મરી ગયા પછી વેર પણ સમાપ્ત થઇ જાય છે. (શરીરના અંત સાથે વેરનો પણ અંત આવી જાય છે.) રાવણ હવે મરી ગયો છે, તેથી આપણું પ્રયોજન સિદ્ધ થઇ જ ગયું છે. હવે તો જેવો એ તમારો ભાઇ હતો, તેવો એ મારો પણ છે, આથી એનો સન્માનપૂર્વક દાહ-સંસ્કાર કરો.

## ૬૧ (એકસઠમો) સર્ગ રાવણ વધ પર સ્ત્રીઓનો વિલાપ તથા રાવણનો અન્ત્યેષ્ટિ-સંસ્કાર

रावणं निहतं श्रुत्वा राघवेण महात्मना ।
अन्तःपुराद्विनिष्पेतू राक्षस्यः शोककर्षिताः ॥ १ ॥

મહામાનવ મહાત્મા રામના હાથે રાવણ મરાયાના સમાચાર સાંભળી શોકાતુર રાક્ષસીઓ (રાવણની સ્ત્રીઓ) અંતઃપુરમાંથી બહાર નીકળી.

ताः पतिं सहसा दृष्ट्वा शयानं रणपांसुषु ।
निपेतुस्तस्य गात्रेषु च्छिन्ना वनलता इव ॥ २ ॥

યુદ્ધક્ષેત્રમાં પહોંચી જઇ, પોતાના પતિને રણભૂમિની ધૂળમાં પડેલો જોઇને તેઓ તેનાં શરીર ઉપર-જેમ કપાયેલી જંગલી વેલ નીચે પડી જાય તેમ, ધડિંગ કરતી પડી ગઇ.

बहुमानात् परिष्वज्य काचिदेनं रुरोद ह ।
चरणौ काचिदालिङ्ग्य काचित् कण्ठेऽवलम्ब्य च ॥ ३ ॥



તેમાંથી કોઇ બહુ જ માન ભેર તેને વીંટળાઇ વળી, તો કોઇક તેનો બેઉ પગોમાં વળગી પડી, તો કોઇ ગળે બાઝીને રોવા લાગી.

उद्धृत्य च भुजौ काचिद् भूमौ स्म परिवर्तते ।
हतस्य वदनं दृष्ट्वा काचित् मोहमुपागमत् ॥ ४ ॥

તો કોઇ પોતાના બંને હાથ ઊંચા કરીને જમીન ઉપર તેની પરિક્રમા કરતી હતી. તો કોઇ સ્ત્રી મૃત રાવણની મુખમુદ્રા જોઇને જ મૂર્છિત થઇ ગઇ.'

काचिदङ्के शिरः कृत्वा रुरोद मुखमीक्षती ।
स्नापयन्ती मुखं बाष्पैस्तुषारैरिव पङ्कजम् ॥ ५ ॥

કોઇ તેનું માથું ખોળામાં લઇ મોઢું જોઇ જોઇને રડયા કરતી હતી. તો કોઇ જેમ ઝાકળનાં બિંદુઓ કમળ પુષ્પને નવડાવે તેમ પોતાનાં આંસુઓ વડે રાવણનું મુખ ધોતી હતી.

एवमार्ताः पतिं दृष्ट्वा रावणं निहतं भुवि ।
चुक्रुशुर्बहुधा शोकाद्भूयस्ताः पर्यदेवयन् ॥ ६ ॥

આ પ્રકારે શોકથી પીડિત તે બધી સ્ત્રીઓ પોતાના પતિ રાવણને ભૂમિ પર પડેલો જોઇને બહુ જોરથી ચીસો પાડી પાડીને વિલાપ કરવા લાગી કે,

येन वित्रासितः शक्रो येन वित्रासितो यमः ।
गन्धर्वाणामृषीणां च सुराणां च महात्मनाम् ॥ ७ ॥
भयं येन महद्दत्तं सोऽयं शेते रणे हतः ।
एवं वदन्त्यो बहुधा रुरुदुस्तस्य ताः स्त्रियः ॥ ८ ॥



'જેની સાથેનાં યુદ્ધમાં ઇન્દ્ર અને યમ પણ ત્રાસી ગયા હતા, જેમણે ગંધર્વો, ઋષિઓ અને મોટા મોટા દેવોને પણ ભયભીત કર્યા હતા, તે જ આજે યુદ્ધમાં હણાઇ જઇને રણભૂમિમાં પડયા સૂઇ રહ્યા છે.' આ પ્રકારે વિવિધ રીતે વિલાપ કરી કરીને તે સ્ત્રીઓ રડયા કરતી હતી.

दशग्रीवं हतं दृष्ट्वा रामेणाचिन्त्यकर्मणा ।
पतिं मन्दोदरी तत्र कृपणा पर्यदेवयत् ॥ ९ ॥

કલ્પના ન કરી શકાય તેવાં મહાન કાર્યો કરનારા શ્રીરામના હાથે પોતાના પતિ રાવણને મરી ગયેલો જોઇને દયામણી પટરાણી મંદોદરી અત્યંત દુઃખી થઇ વિલાપ કરવા લાગી કે

ननु नाम महाभाग तव वैश्रवणानुज ।
क्रुद्धस्य प्रमुखे स्थातुं त्रस्यत्यपि पुरन्दरः ॥ १० ॥

'હે મહાભાગ ! હે કુબેરના નાના ભાઇ ! હે જગત્ વિખ્યાત ! જ્યારે તમે ક્રોધ કરતા હતા ત્યારે ઇન્દ્ર પણ તમારી સામે ઊભો રહેતાં ડરતો હતો.

ऋषयश्च महादेवा गन्धर्वाश्च यशस्विनः ।
ननु नाम तवोद्वेगाच्चारणाश्च दिशो गताः ॥ ११ ॥

'હે યશસ્વી ! ઋષિઓ, બ્રાહ્મણો, પ્રસિદ્ધ ગંધર્વો અને મોટા મોટા ચારણો પણ તમે ક્રોધ કરતા ત્યારે દશેય દિશાઓમાં ભાગી જતા હતા.'



स त्वं मानुषमात्रेण रामेण युधि निर्जितः ।
न व्यपत्रपसे राजन् किमिदं राक्षसर्षभ ॥ १२ ॥

'એવા પરાક્રમી આપ આજે રામ નામના માત્ર મનુષ્ય દ્વારા સંગ્રામમાં પરાજિત થઇને શરમાતા કેમ નથી ? હે રાજા? હે રાક્ષસ શ્રેષ્ઠ ! એનું શું કારણ છે ?

**ટિપ્પણી :** ✸ *આ શ્લોકમાં આદિ કવિ મંદોદરીના મુખ દ્વારા કહે છે કે શ્રીરામ 'मानुषमात्रेण' માત્ર મનુષ્ય હતા. આનાથી લોકોમાં પ્રચલિત પરંપરાગત માન્યતા 'શ્રીરામ પરબ્રહ્મ ઈશ્વર કે પરમાત્મા હતા' એનું ભ્રમનિવારણ થઈ જાય છે. - હાનુ. ટાંક.*

इन्द्रियाणि पुरा जित्वा जितं त्रिभुवनं त्वया ।
स्मरद्भिरिव तद्वैरमिन्द्रियैरेव निर्जितः ॥ १३ ॥

'હું સમજું છું કે આપે પહેલાં તો ઇન્દ્રિયો પર વિજય પ્રાપ્ત કર્યો. તેથી આપે ત્રણેય લોક ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. પરંતુ હવે આપની એ ઇન્દ્રિયોએ તે વેરને સ્મરણમાં રાખીને તમને પરાસ્ત કરેલા છે.' (અર્થાત્ ઇન્દ્રિયો પર જય મેળવનાર ત્રણેય લોકમાં વિજયી થાય છે. પણ ઇન્દ્રિયોથી પરાજિત = ઇન્દ્રિયોના ગુલામ બની જનારાની સર્વત્ર હાર થાય છે. - ગુજ. અનુ.)

क्रियतामविरोधश्च राघवेणेति यन्मया ।
उच्यमानो न गृह्णासि तस्येयं व्युष्टिरागता ॥ १४ ॥

'મેં આપને પહેલાંથી જ કહ્યું હતું કે તમે શ્રીરામથી વેર ન કરો. પરંતુ આપે મારી વાત માની નહિ. આજ આપને તેનું જ ફળ મળેલું છે.'



वसुधायाश्च वसुधां श्रियाः श्रीं भर्तृवत्सलाम् ।
पतिव्रतायास्तपसा नूनं दग्धोऽसि मे प्रभो ॥ १५ ॥

'સીતા પૃથ્વી કરતાં પણ વધારે ક્ષમાશીલ, સમસ્ત સંપદાઓની અધિષ્ઠાત્રી દેવી અને પતિવ્રતા છે. હે સ્વામી ! સાચે જ તમે એ પતિવ્રતાના તપ રૂપ અગ્નિથી ભસ્મ થઇ ગયા છો.'

सर्वथा सर्वभूतानां नास्ति मृत्युरलक्षणः ।
तव तावदयं मृत्युर्मैथिलीकृतलक्षणः ॥ १६ ॥

'સંસારમાં બધાં જ પ્રાણીઓનાં મૃત્યુનું કંઇને કંઇ કારણ અવશ્ય હોય છે, (નિમિત્ત કારણ) તેમજ આ સીતા તમારા આ મૃત્યુનું કારણ બની ગઇ છે.'

मैथिली सह रामेण विशोका विहरिष्यति ।
अल्पपुण्या त्वहं घोरे पतिता शोकसागरे ॥ १७ ॥

'સીતા તો હવે આનંદપૂર્વક શ્રીરામની સાથે વિહાર કરવાની અને હું અભાગણી-ઓછાં પુણ્યોવાળી કે આ ઘોર શોક સાગરમાં પડી ગઇ !'

धिगस्तु हृदयं यस्या ममेदं न सहस्रधा ।
त्वयि पञ्चत्वमापन्ने फलते शोकपीडितम् ॥ १८ ॥

'હાય ! ધિક્કાર છે મારા હૃદયને, જે આપ પંચમહાભૂતને પામ્યા છતાં શોકપીડિત થઇને ફાટી પડતું નથી, ને તેનાં સહસ્ર ટુકડા થઇ જતા નથી !'



इत्येवं विलपन्त्येव बाष्पव्याकुललोचना ।
स्नेहावस्कन्नहृदया देवी मोहमुपागमत् ॥ १९ ॥

આ પ્રકારે વિલાપ કરી રહેલી, આંખોમાંથી આંસુ વહાવતી વ્યાકુળ મંદોદરી સ્નેહથી હૃદય ભરાઇ આવવાથી મૂર્છિત થઇ ગઇ.

एतस्मिन्नन्तरे रामो विभीषणमुवाच ह ।
संस्कारः क्रियतां भ्रातुः स्त्रियश्चैता निवर्तय ॥ २० ॥

એક બાજુ મંદોદરી વગેરે વિલાપ કરી રહી હતી, બીજી બાજુ એવામાં શ્રીરામે વિભીષણને કહ્યું કે, 'હવે તમે સ્ત્રીઓને સમજાવી, પટાવીને લંકામાં મોકલી દ્યો અને તમે તમારા ભાઇનો અંત્યેષ્ટિ-સંસ્કાર કરો.'

तं प्रश्रितस्ततो रामं श्रुतवाक्यो विभीषणः ।
विमृश्य बुद्ध्या धर्मज्ञो धर्मार्थसहितं वचः ॥
रामस्यैवानुवृत्यर्थमुत्तरं प्रत्यभाषत ॥ २१ ॥

શ્રીરામનાં આવાં વચનો સાંભળીને ધર્માત્મા વિભીષણે શ્રીરામના હૃદયગત વિચારો જાણવા સારુ થોડીવાર વિચારીને નમ્રતા પૂર્વક ધર્માર્થયુકત આ વચનો કહ્યાં.

त्यक्तधर्मव्रतं क्रूरं नृशंसमनृतं तथा ।
नाहमर्होऽस्मि संस्कर्तुं परदाराभिमर्शिनम् ॥ २२ ॥

'મહારાજ ! પોતાના ધર્મવ્રતનો પરિત્યાગ કરનારા, ક્રૂર, અત્યાચારી, મિથ્યાવાદી અને પરસ્ત્રીગામી એવા આ રાવણને અંત્યેષ્ટિ-સંસ્કાર દ્વારા સંસ્કૃત કરવાની યોગ્યતા મારામાં નથી.'



भ्रातृरूपो हि मे शत्रुरेष सर्वाहिते रतः ।
रावणो नार्हते पूजां पूज्योऽपि गुरुगौरवात् ॥ २३ ॥

'બધાનું અહિત કરવામાં નિમગ્ન હોવાથી મારા ભાઇના રૂપમાં એ રાવણ મારો શત્રુ છે. મારા કરતાં વયમાં મોટો હોવાથી પૂજ્ય ગણાય છે, પણ મારી પૂજાને લાયક આ રાવણ નથી.

नृशंस इति मां कामं वक्ष्यन्ति मनुजा भुवि ।
श्रुत्वा तस्यागुणान् सर्वे वक्ष्यन्ति सुकृतं पुनः ॥ २४ ॥

'હે રામ ! આનો અંતિમ સંસ્કાર નહિ કરું તો સંસારના લોકો પહેલાં તો મને નિષ્ઠુર, હૃદય વગરનો-લાગણી વિનાનો કહેશે. પરંતુ આ રાવણના મોટા મોટા દુર્ગુણો સાંભળ્યા પછી તે લોકો જ મારા આ કાર્યની પ્રશંસા કરશે.' (બધા એવું જ કહેશે કે આવા દુષ્ટનો અત્યંષ્ટિ સંસ્કાર ન કરવો એ જ સારું હતું)

तत् श्रुत्वा परमप्रीतो रामो धर्मभृतां वरः ।
विभीषणमुवाचेदं वाक्यज्ञो वाक्यकोविदम् ॥ २५ ॥

ધર્માત્મા (ધર્મપોષકો)માં શ્રેષ્ઠ વાકચ વિશારદ, શ્રીરામ વિભીષણનાં આ વચનો સાંભળી પરમ પ્રસન્ન થયા અને બોલવામાં ચતુર વિભીષણને કહેવા લાગ્યા કે,

तवापि मे प्रियं कार्यं त्वत्प्रभावाच्च मे जितम् ।
अवश्यं तु क्षमं वाच्यो मया त्वं राक्षसेश्वर ॥ २६ ॥



'હે રાક્ષસેશ્વર ! આપની સહાયતાથી મેં રાવણપર વિજય પ્રાપ્ત કરેલો છે. એટલે હવે મારે પણ તમારું પ્રિય કાર્ય કરવાનું છે. (આપને રાજસિંહાસન પર બેસાડવાના છે.) એટલે જે વાત તમારા માટે ઉચિત અને હિતકર હશે તે પણ હું તમને અવશ્ય કહેવાનો જ.'

अधर्मानृतसंयुक्तः कामं त्वेष निशाचरः ।
तेजस्वी बलवाञ्शूरः संयुगेष्वपराजितः ॥ २७ ॥

'ભલે આ રાક્ષસ (રાવણ) પાપી અને મિથ્યાવાદી હતો, તો પણ એ બળવાન તેજસ્વી અને શૂરવીર હતો; તેથી યુદ્ધમાં કદાપિ પરાજિત નહોતો થતો. (એટલે આપે તેનો સંસ્કાર કરવો જોઇએ.)

मरणान्तानि वैराणि निर्वृत्तं नः प्रयोजनम् ।
क्रियतामस्य संस्कारो ममाप्येष यथा तव ॥ २८ ॥

મનુષ્ય જયાં સુધી જીવિત હોય છે ત્યાં સુધી જ તેની સાથે વેર રહે છે. મનુષ્યનું મૃત્યુ થાય કે તરત વેરનો અંત આવી જાય છે. આ તો હવે મરી જ ગયો છે તેથી આપણું પ્રયોજન પણ પૂરું થઇ ગયું છે. એ જેવો તમારો ભાઇ હતો એવો જ હવે એ મારો પણ ભાઇ છે, એટલે હવે તમે એનો સન્માન પૂર્વક અંત્યેષ્ટિ-સંસ્કાર કર્યો.'

***ટિપ્પણી :*** ૪. *આ છે રામનો આદર્શ ! રાવણનાં મૃત્યુ પછી રામ એનો અંત્યેષ્ટિ-સંસ્કાર વિભીષણ દ્વારા કરાવે છે અને બધા જ વેર-વિરોધોને ભૂલાવી દે છે. પરંતુ આજે રામના વંશજો શું કરી રહ્યા છે ? રામના ગુણગાન ગાવા વાળા લોકો પ્રતિવર્ષ રાવણનું પૂતળું બનાવીને તેને બાળે છે. હું પૂછવા માગું છું કે શું આ કૃત્ય શ્રીરામના આદર્શને અનુરૂપ છે ? જો ન હોય તો આ નિંદનીય કર્મ (પૂતળા-દહન કાર્યક્રમ) શીઘ્ર સમાપ્ત થવો જોઇએ. શું રામલીલાના આયોજક ઠેકેદારો આ તરફ ધ્યાન દેશે ?*



त्वत्सकाशाद्दशग्रीवः संस्कारं विधिपूर्वकम् ।
प्राप्तुमर्हति धर्मज्ञ त्वं यशोभाग्भविष्यसि ॥ २९ ॥

હે ધર્મજ્ઞ ! તમારે હાથે રાવણનો વિધિપૂર્વક દાહસંસ્કાર થવાથી તમે યશના ભાગી બનશો.'

राघवस्य वचः श्रुत्वा त्वरमाणो विभीषणः ।
संस्कारेणानुरूपेण योजयामास रावणम् ॥ ३० ॥

શ્રીરામનાં આ ઉદાર વચનો સાંભળી વિભીષણ ઝટપટ પોતાના ભાઇ રાવણની પદ મર્યાદાને અનુરૂપ અંતિમ-સંસ્કાર કરવાની તૈયારી કરવા લાગ્યા.

चितां चन्दनकाष्ठानां पद्मकोशीरसंवृताम् ।
ब्राह्म्या संवेशयाञ्चक्रू राज्ञो वै पश्चिमः क्रतुः ॥ ३१ ॥

ચંદન, પદ્મક, સુગંધી વાળો વગેરે સુગંધી લાકડાંઓની ચિતા તૈયાર કરાવીને તેના ઉપર રાવણના મૃતદેહને રાખ્યો. પછી વૈદિક વિધિથી તેનો અંત્યેષ્ટિ-સંસ્કાર કરવામાં આવ્યો.

## ૬૨ (બાસઠમો) સર્ગ વિભીષણનો રાજ્યાભિષેક

अब्रवीच्च तदा रामः समीपपरिवर्तिनम् ।
सौमित्रिं सत्त्वसम्पन्नं लक्ष्मणं दीप्ततेजसम् ॥ १ ॥

અંત્યેષ્ટિ સંસ્કાર પછી, શ્રીરામે પોતાની પાસે જ બેઠેલા મહા પરાક્રમી, તેજથી દેદીપ્યમાન લક્ષ્મણને કહ્યું,



विभीषणमिमं सौम्य लङ्कायामभिषेचय ।
अनुरक्तं च भक्तं च मम चैवोपकारिणम् ॥ २ ॥

'હે સૌમ્ય ! હવે તમે લંકામાં જઈને મારા સ્નેહી, ભકત અને પૂર્વોપકારી વિભીષણનો લંકાના રાજસિંહાસન પર અભિષેક કરો.'

एष मे परमः कामो यदीमं रावणानुजम् ।
लङ्कायां सौम्य पश्येयमभिषिक्तं विभीषणम् ॥ ३ ॥

'હે સૌમ્ય ! આ મારી પ્રબળ અભિલાષી છે કે હું રાવણના નાનાભાઈ વિભીષણને લંકાના રાજસિંહાસન પર અભિષિકત દેખું.'

एवमुक्तस्तु सौमित्री राघवेण महात्मना ।
तथेत्युक्त्वा तु संहृष्टः सौवर्णं घटमाददे ॥ ४ ॥
तं घटं वानरेन्द्राणां हस्ते दत्त्वा मनोजवात् ।
आदिदेश महासत्त्वान् समुद्रसलिलानये ॥ ५ ॥

જ્યારે મહાત્મા શ્રીરામે આવું કહ્યું ત્યારે લક્ષ્મણે 'બહુ જ સારું' એવું કહીને એક સોનાનો કળશ ઉપાડ્યો અને તે શીઘ્રગામી મહાપરાક્રમી શ્રેષ્ઠ વાનરોના હાથમાં આપી કહ્યું કે 'જાઓ, આમાં સમુદ્રનું જળ લઈ આવો.'

अतिशीघ्रं ततो गत्वा वानरास्ते महाबलाः ।
आगतास्तज्जलं गृह्य समुद्राद्वानरोत्तमाः ॥ ६ ॥



તે મહાબળવાન વાનરો અત્યંત ત્વરાથી ત્યાંથી ગયા અને સમુદ્રનું જળ લઈને તરત જ પાછા આવ્યા.

ततस्तु तं घटं गृह्य संस्थाप्य परमासने ।
घटेन तेन सौमित्रिरभ्यसिञ्चद्विभीषणम् ॥ ७ ॥

ત્યારપછી, લક્ષ્મણે તે કળશ લઈ, લંકામાં જઈ, વિભીષણને રાજસિંહાસન પર બેસાડીને સમુદ્રજળથી તેનો અભિષેક કર્યો.

लंकायां रक्षसां मध्ये राजानं रामशासनात् ।
विधिना मन्त्रदृष्टेन सुहृद्गणसमावृतम् ॥
अभ्यसिञ्चत् स धर्मात्मा शुद्धात्मानं विभीषणम् ॥ ८ ॥

શ્રીરામના આદેશ અનુસાર ધર્માત્મા લક્ષ્મણે, લંકામાં, ત્યાંના રાક્ષસોની ઉપસ્થિતિમાં, સર્વ ઇષ્ટમિત્રોની વચ્ચે શુદ્ધાત્મા વિભીષણને વૈદિક મંત્રો વડે રાજતિલક કર્યું.

***ટિપ્પણી :*** ✷ *આ સર્ગમાં વર્ણવેલા વિભીષણના રાજ્યાભિષેકથી એ વાત તો નિર્વિવાદ સ્પષ્ટ થઈ કે લંકા પર આક્રમણ કરવાનો રામનો ઉદ્દેશ્ય રાજ્ય-લિપ્સા ન હતો. તેમણે આ આક્રમણ રાજ્યવિસ્તારની દૃષ્ટિથી કર્યું ન હતું. કેવળ સીતાજીનો ઉદ્ધાર કરવાને કરેલું હતું.*

*લોકોમાં એક પ્રવાદ બહુ જ પ્રચલિત છે કે લંકાની રમણીયતા, તેનો વૈભવ અને સૌંદર્ય જોઈને લક્ષ્મણજીનું મન લોભાઈ ગયું અને તેમણે શ્રીરામને પ્રાર્થના કરી કે આપ અયોધ્યા જઈને શું કરશો? આપ અહીંયા જ રહી જાઓ. આ વિષયમાં શ્રીરામે જ જવાબ વાળ્યો તે સુવર્ણાક્ષરે લખી રાખવા જેવો છે, એમણે કહ્યું હતું કે*



*अपि स्वर्णमयी लंका न मे लक्ष्मण रोचते ।*
*जननी-जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥*

*'હે લક્ષ્મણ ! આ લંકા સોનાની હોવા છતાં પણ મને ગમતી નથી, કેમકે માતા અને માતૃભૂમિ સ્વર્ગ કરતાં પણ ચઢિયાતા છે.'*

*આ શ્લોક અમને રામાયણનાં કોઈપણ સંસ્કરણમાંથી મળેલો નથી. એમ પણ બને કે અમારા જોવામાં કોઈ ખામી રહી ગઈ હોય. આ શ્લોક રામાયણમાં હોય કે ન હોય પણ એનાથી એટલું તો સ્પષ્ટ છે કે રામે લંકા ઉપર કરેલા આક્રમણનું કારણ રાજ્ય પ્રાપ્તિની કામના ન હતું.*

तस्यामात्या जहृषिरे भक्ता ये चास्य राक्षसाः ।
दृष्ट्वाभिषिक्तं लङ्कायां राक्षसेन्द्रं विभीषणम् ॥ ९ ॥

રાક્ષસેન્દ્ર વિભીષણને લંકાનાં રાજ્યાસન પર અભિષિક્ત થયેલા જોઈને વિભીષણના મંત્રીઓ અને ભક્તો, રાક્ષસ લોકો અત્યંત પ્રસન્ન થયા.

स तद्राज्यं महत् प्राप्य रामदत्तं विभीषणः ।
प्रकृतीः सान्त्वयित्वा च ततो राममुपागमत् ॥ १० ॥

બીજી બાજુ શ્રીરામ દ્વારા પ્રદત્ત આ મહાન રાજ્યને પ્રાપ્ત કરી, પ્રજાને ધીરજ અને સાન્ત્વના આપીને વિભીષણ (લક્ષ્મણને સાથે લઈને) શ્રીરામ પાસે પહોંચ્યા.

ततः शैलोपमं वीरं प्राञ्जलिं पार्श्वतः स्थितम् ।

अब्रवीद्राघवो वाक्यं हनुमन्तं प्लवङ्गमम् ॥ ११ ॥

વિભીષણ ત્યાં પહોંચ્યા પછી શ્રીરામે પોતાના પડખે હાથ જોડીને ઊભેલા પહાડી કાયાવાળા વીર વાનર હનુમાનને કહ્યું,

अनुमान्य महाराजमिमं सौम्य विभीषणम् ।
प्रविश्य नगरीं लङ्कां विजयेनाभिनन्द्य च ॥ १२ ॥
वैदेह्यै मां कुशलिनं ससुग्रीवं सलक्ष्मणम् ।
आचक्ष्व वदतां श्रेष्ठ रावणं च मया हतम् ॥ १३ ॥

'હે સૌમ્ય ! તમે મહારાજા વિભીષણની અનુમતિ માંગીને લંકાનગરીમાં જાઓ, મારા વિજયનો વૃત્તાંત સંભળાવીને સીતાને આનંદિત કરો, હે વક્તાઓમાં શ્રેષ્ઠ ! મારી, લક્ષ્મણની અને સુગ્રીવની કુશળતાના સમાચાર કહીને સીતાજીને એમ પણ કહેજો કે રામે રાવણને મારી નાખેલો છે.'

**ટિપ્પણી :** ✷ *અહીં શ્રી રામનું આદર્શ શીલ (શિસ્ત અને અનુશાસન માટે આગ્રહ) જોવા જેવું છે. તેઓ હનુમાનને (લંકામાં પ્રવેશવાની) આજ્ઞા પોતાની મેળે નથી આપતા. અપિતુ વિભીષણને પૂછીને લંકામાં પ્રવેશ કરવાનું કહે છે.*

प्रियमेतदुदाहृत्य मैथिल्यास्त्वं हरीश्वरः ।
प्रतिगृह्य च संदेशमुपावर्तितुमर्हसि ॥ १४ ॥

'હે હરીશ્વર ! તમે સીતાજીને આ પ્રિય સંવાદ (Report) સંભળાવીને તેમનો સંદેશો લઈને અહીંયા પાછા આવતા રહો.



## ૬૩ (ત્રેસઠમો) સર્ગ હનુમાન દ્વારા સીતાજીને શ્રી રામનો સંદેશ

इति प्रतिसमादिष्टो हनुमान् मारुतात्मजः ।
प्रविवेश पुरीं लङ्कां पूज्यमानो निशाचरैः ॥ १ ॥

પવનપુત્ર હનુમાનજી જ્યારે રામની આજ્ઞાથી લંકામાં પહોંચ્યા ત્યારે રાક્ષસોએ તેમનો ખૂબ આદર-સત્કાર કર્યો.

प्रविश्य च महातेजा रावणस्य निवेशनम् ।
ददर्श मृजया हीनां सातङ्कामिव रोहिणीम् ॥ २ ॥
वृक्षमूले निरानन्दां राक्षसीभिः समावृताम् ।
निभृतः प्रणतः प्रह्वः सोऽभिगम्याभिवाद्य च ॥ ३ ॥

મહાતેજસ્વી હનુમાનજીએ રાવણની અશોકવાટિકામાં પ્રવેશ કરીને જોયું તો સ્નાનાદિ રહિત મેલીઘેલી, આતંકથી પીડાયેલી ગાય જેવી અને રાક્ષસીઓથી ઘેરાયેલી સીતાજીને અશોક વાટિકામાં ઉદાસ બેઠેલી જોઇ. આ જોઇને હનુમાનજી ચૂપચાપ એમની નજીક ગયા અને મસ્તક નમાવી નમ્રતા પૂર્વક પ્રણામ કરીને ઊભા રહ્યા.

दृष्ट्वा तमागतं देवी हनूमन्तं महाबलम् ।
तूष्णीमास्त तदा दृष्ट्वा स्मृत्वा प्रमुदाऽभवत् ॥ ४ ॥

મહાબલી હનુમાનજીને આવેલા જોઇ સીતાજી થોડી વાર તો કશું જ બોલ્યા નહિ ! પણ પછી પૂર્વે મળેલાં તેનું સ્મરણ થતાં જ બહુ જ આનંદમાં આવી ગયા.

सौम्यं दृष्ट्वा मुखं तस्या हनुमान् प्लवगोत्तमः ।
रामस्य वचनं सर्वमाख्यातुमुपचक्रमे ॥ ५ ॥



કપિશ્રેષ્ઠ હનુમાનજી સીતાજીનું સૌમ્ય=પ્રસન્ન મુખ જોઇને તેમને શ્રીરામનો બધો જ સંદેશો સંભળાવવા લાગ્યા.

वैदेहि कुशली रामः सहसुग्रीवलक्ष्मणः ।
कुशलं त्वाह सिद्धार्थो हतशत्रुररिन्दमः ॥ ६ ॥

'હે વૈદેહી ! સુગ્રીવ અને લક્ષ્મણ સહિત શ્રીરામ કુશળ છે, શ્રીરામે (દમનીય) શત્રુઓને હણીને પોતાનો હેતુ સફળતા પૂર્વક સિદ્ધ કરેલો છે; અને તમારી કુશળતા પૂછાવેલી છે.'

विभीषणसहायेन रामेण हरिभिः सह ।
निहतो रावणो देवि लक्ष्मणस्य नयेन च ॥ ७ ॥

'હે દેવી ! શ્રીરામે વાનરોને સાથે રાખીને, વિભીષણની સહાયતા અને લક્ષ્મણના નીતિ-ચાતુર્યથી રાવણને રહેંસી નાખ્યો છે.'

प्रियमाख्यामि ते देवि त्वां तु भूयः सभाजये ।
दिष्ट्या जीवसि धर्मज्ञे संयुगे जयेन मम ॥ ८ ॥

'હે દેવી ! હું આપને પ્રિય સંદેશ સંભળાવીને પુનઃ પુનઃ આનંદિત કરી રહ્યો છું. (પુનઃ પુનઃ એટલા માટે કે એકવાર અગાઉ પણ હનુમાનજી એમને પ્રિય સંદેશ આપી ગયા હતા). (તે સંદેશ કયો છે ? શ્રીરામે કહ્યું છે કે) હે પતિવ્રતા-ધર્મને જાણનારી ! સારું થયું કે તું હજી સુધી જીવિત છે, નહિતર મારો મેળવેલો વિજય પણ વ્યર્થ જાત. અમે અમારા પરાક્રમ વડે યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરેલો છે.'



लब्धो नो विजयः सीते स्वस्था भव गतव्यथा ।
रावणश्च हतः शत्रुर्लङ्का चेयं वशीकृता ॥ ९ ॥

'હે સીતા ! અમે લંકા પર વિજય મેળવ્યો છે. આપણા શત્રુ રાવણને મારી નાખ્યો છે અને લંકા જીતીને તેને અમારે વશ કરેલી છે. તેથી હવે તમે મનની વ્યથા દૂર કરીને સ્વસ્થ થઇ જાઓ.'

सम्भ्रमश्च न गन्तव्यो वर्तन्त्या रावणालये ।
विभीषणविधेयं हि लङ्कैश्वर्यमिदं कृतम् ॥
तदाश्वसिहि विश्वस्ता स्वगृहे परिवर्तसे ॥ १० ॥

'હવે રાવણના મહેલમાં રહીને પણ તમારે ગભરાવું નહિ જોઇએ, કેમકે લંકાનું ઐશ્વર્ય અને રાજ્યશાસન વિભીષણને સોંપી દીધાં છે. એટલે હવે તમે નિશ્ચિત થઇ જાઓ અને એમ સમજો કે હવે તમે તમારા પોતાના ઘરમાં જ રહો છો .'

एवमुक्ता हनुमता सीता धर्मे व्यवस्थिता ।
अब्रवीत् परमप्रीता हर्षगद्गदया गिरा ॥ ११ ॥

જ્યારે હનુમાનજીએ આ પ્રમાણે કહ્યું ત્યારે પતિવ્રતાના ધર્મમાં દૃઢ રહેનારા સીતાજી અત્યંત હરખથી ગળગળાં થઇ જઇને કહેવા લાગ્યાં.

नहि पश्यामि तत् सौम्य पृथिव्यामपि वानर ।
सदृशं यत्प्रियाख्याने तव दातुं भवेत् समम् ॥ १२ ॥

'હે વાનર ! હે સૌમ્ય ! હું તમને શું આપું ? તમે જે મારી પ્રિય વાત મને કહી (ખુશ-ખબર આપ્યા) તેની તોલે આવે એવી કોઇ વસ્તુ મને આખી પૃથ્વી પર કયાંય દેખાતી નથી !'



हिरण्यं च सुवर्णं वा रत्नानि विविधानि च ।
राज्यं वा त्रिषु लोकेषु नैतदर्हति भाषितुम् ॥ १३ ॥

'સોનું, ચાંદી, વિવિધ પ્રકારનાં રત્નો અથવા ત્રણેય લોકનાં રાજ્યને પણ આ પ્રિય અને સુખદ સંદેશો સંભળાવ્યો તેના બદલામાં ઉચિત પુરસ્કાર કહી શકાય નહીં.'

एवमुक्तस्तु वैदेह्या प्रत्युवाच प्लवङ्गमः ।
गृहीतप्राञ्जलिर्वाक्यं सीतायाः प्रमुखे स्थितः ॥ १४ ॥

જ્યારે સીતાજીએ આ પ્રકારે કહ્યું ત્યારે સીતાની સામે હાથ જોડીને ઊભેલા હનુમાનજીએ આ પ્રમાણે પ્રત્યુત્તર આપ્યો.

भर्तुः प्रियहिते युक्ते भर्तुर्विजयकांक्षिणि ।
स्निग्धमेवंविधं वाक्यं त्वमेवार्हसि भाषितुम् ॥ १५ ॥

'હે પતિનાં પ્રિય-હિતમાં તત્પર રહેનારી ! હે પતિનો વિજય ચાહનારી ! આ પ્રકારનાં સ્નેહભર્યાં વચનો આપને માટે યોગ્ય જ છે. આપ જ એવું કહી શકો છો.

तवैतद्वचनं सौम्ये सारवत् स्निग्धमेव च ।
रत्नौघाद्विविधाच्चापि देवराज्याद्विशिष्यते ॥ १६ ॥

'હે સૌમ્ય ! આપનાં આ સારયુક્ત અને સ્નેહભીનાં વચનો કેવળ વિવિધ પ્રકારનાં રત્નોથી જ નહીં અપિતુ સ્વર્ગના રાજ્યથી પણ અધિક ચઢિયાતાં અને મૂલ્યવાન છે.'



इमास्तु खलु राक्षस्यो यदि त्वमनुमन्यसे ।
हन्तुमिच्छाम्यहं सर्वा याभिस्त्वं तर्जिता पुरा ॥ १७ ॥

(મને તો માત્ર એક જ પુરસ્કારની ઇચ્છા છે, તે શું છે ?). હે દેવી ! જો આપ આજ્ઞા આપો તો હું આ બધી જ રાક્ષસીઓ જે અગાઉ આપને ડરાવતી - ધમકાવતી હતી તેઓને મારી નાખું.

घातैर्जानुप्रहारैश्च दशनानां च पातनैः ।
भक्षणैः कर्णनासानां केशानां लुञ्चनैस्तथा ॥ १८ ॥
नखैः शुष्कमुखीमिश्च दारणैर्लङ्घनैर्हतैः ।
निपात्य हन्तुमिच्छामि तव विप्रियकारिणीः ॥ १९ ॥

'હું આ રાક્ષસણીઓને ઘુંટણોના પ્રહારથી ગૂંદવા માગું છું. દાંતોથી બચકાટવા ચાહું છું. એમના વાળને ખેંચી ખેંચીને ઉખાડી નાખવા ઇચ્છું છું. એનાં નાક-કાન કરડી ખાવાનું મન થાય છે. તમને સતાવવાળી આ સૂકા મોં વાળી રાક્ષસીઓને નખો વડે ચીરી નાખી અને ઊંચી ઉછાળી ઉછાળીને જમીન પર પછાડી પછાડીને મારી નાખવા માગું છું.'

एवमुक्ता हनुमता वैदेही जनकात्मजा ।
उवाच धर्मसहितं हनुमन्तं यशस्विनी ॥ २० ॥

જ્યારે હનુમાનજીએ જનક નંદિની સીતાને આ પ્રમાણે કીધું, ત્યારે યશસ્વિની (યશસ્વિની એટલા માટે કે એનામાં બદલો લેવાની ભાવના ન હતી) સીતાએ હનુમાનને આ પ્રમાણે ધર્મયુક્ત વચન કહ્યું.

राजसंश्रयवश्यानां कुर्वन्तीनां पराज्ञया ।
विधेयानां च दासीनां कः कुप्येद्वानरोत्तम ॥ २१ ॥



'હે વાનર શ્રેષ્ઠ ! રાજ્યના આશ્રયે રહીને સેવા કરનારી, શત્રુની આજ્ઞાનું પાલન કરનારી દાસીઓ ઉપર તે વળી ક્રોધ કોણ કરે ?'

भाग्यवैषम्ययोगेन पुरा दुश्चरितेन च ।
मयैतत् प्राप्यते सर्वं स्वकृतं ह्युपभुज्यते ॥ २२ ॥

ભાગ્યની વિષમતાથી અને પૂર્વ જન્મમાં કરેલાં દુષ્કૃત્યોનાં કારણે આ બધાં દુઃખો મારે ભોગવવાં પડે છે, કેમકે બધાને બધું પોતાનું કરેલુંજ ભોગવવાનું હોય છે.

आज्ञप्ता रावणेनैता राक्षस्यो मामतर्जयन् ।
हते तस्मिन्न कुर्युर्हि तर्जनं वानरोत्तम ॥ २३ ॥

'હે વાનરોત્તમ ! આ રાક્ષસીઓ રાવણની આજ્ઞાથી જ મને સતાવતી હતી, હવે રાવણના મરી ગયા પછી એ કોઇ મને દબડાવતી - ધમકાવતી નથી.

अयं व्याघ्रसमीपे तु पुराणो धर्मसंहितः ।
ऋक्षेण गीतः श्लोको मे तन्निबोध प्लवङ्गम ॥ २४ ॥

'આ વિષયમાં ક્ષમા જ ઉચિત છે. હે કપિ ! એક પ્રાચીન કથા છે કે વાઘના ભયથી એક શિકારી ઝાડ ઉપર ચઢી ગયો તે ઝાડ પર પહેલાંથી જ એક રીંછ બેઠેલું હતું. તે વેળાએ રીંછે વાઘને જે શ્લોક કહી સંભળાવ્યો હતો, તે હું તમને સંભળાવું છું - સાંભળો'

न परः पापमादत्ते परेषां पापकर्मणाम् ।
समयो रक्षितव्यस्तु सन्तश्चारित्रभूषणाः ॥ २५ ॥



'બીજાનાં પાપકર્મો દેખી તેના પ્રતિ અભદ્ર વ્યવહાર કરવો ઉચિત નથી. દરેક માણસે પોતે પોતાના આચારનું રક્ષણ કરવું જોઇએ, કેમકે આચાર જ શ્રેષ્ઠ પુરુષોનું આભૂષણ છે.'

**ટિપ્પણી :** ✵ *કથા આ પ્રમાણે છે, 'કોઈ એક વનમાં કોઈ શિકારી વાઘથી ડરીને એક ઝાડ ઉપર ચઢી ગયો. એ ઝાડ ઉપર એક રીંછ પહેલાંથી જ ચઢીને બેઠેલું હતું. તે ઝાડ પાસે જઇને વાઘે રીંછને કીધું. આ શિકારી રોજ રોજ જંગલનાં પ્રાણીઓને મારી નાખે છે. એટલે તમે એને નીચે પછાડી દ્યો.' વાઘે આ પ્રમાણે કીધું તેથી રીંછે કહ્યું કે 'આ મારે શરણે આવેલો છે. એટલે હું એને નીચે પછાડી શકું નહિ. એમ કરું તો મહાન અધર્મ થશે.' વાઘને આવું કહીને તથા તે શિકારીને પણ આશ્વાસન આપીને તે રીંછ સૂઈ ગયું. રીંછ સૂઈ ગયું એટલે વાઘે શિકારીને કહ્યું તું આ સૂતેલા રીંછને નીચે પછાડી દે, હું એનાથી મારું પેટ ભરી લઇશ અને તને છોડી દઇશ. વાઘની પ્રેરણાથી શિકારીએ તે રીંછને નીચે પટક્યું પરંતુ વૃક્ષો પર ચઢવા વગેરેનો મહાવરો હોવાથી તે રીંછે બીજી ડાળી પકડી લીધી અને નીચે પડતાં બચી ગયું. ત્યારે વાઘે રીંછને કીધું કે આ અપરાધી છે, એટલે તું તેને નીચે ફેંકી દે. રીંછે કહ્યું કે તે અપરાધી છે તો પણ તેનું રક્ષણ હું કરીશ' એમ કહીને તેની રક્ષા કરી. આ અવસર પર રીંછે વાઘને આ શ્લોક કહ્યો. न परः पापमादत्ते... ।*

पापानां वा शुभानां वा वधार्हाणां प्लवङ्गम ।
कार्यं करुण्यमार्येण न कश्चिन्नापराध्यति ॥ २६ ॥

'હે વાનર ! ભલે કોઇ જન પાપી હોય અથવા ધર્માત્મા હોય, અથવા વધ કરવાને યોગ્ય પણ કેમ ન હોય, પરંતુ આર્ય માનવે તો તેના પર દયા જ કરવી જોઇએ કેમકે અપરાધ કોનાથી નથી થતો ?

एवमुक्तस्तु हनुमान् सीतया वाक्यकोविदः ।
प्रत्युवाच ततः सीतां रामपत्नीं यशस्विनीम् ॥ २७ ॥



જ્યારે સીતાજીએ આ પ્રમાણે કહ્યું, ત્યારે વાક્યચતુર હનુમાનજીએ પ્રત્યુત્તર રૂપે રામપત્ની યશસ્વિની સીતાજીને કહ્યું,

युक्ता रामस्य भवती धर्मपत्नी यशस्विनी ।
प्रतिसंदिश मां देवि गमिष्ये यत्र राघवः ॥ २८ ॥

'હે દેવી ! ઠીક છે, આપ સાચા છો. છેવટે છો તો આપ શ્રીરામના જ યશસ્વીની ધર્મપત્ની. સારું, હવે હું શ્રીરામ પાસે પાછો જતો રહીશ. એટલે આપ મને પ્રત્યુત્તરમાં આપનો સંદેશો આપજો.'

एवमुक्ता हनुमता वैदेही जनकात्मजा ।
अब्रवीद् द्रष्टुमिच्छामि भर्तारं वानरोत्तम ॥ २९ ॥

જ્યારે હનુમાનજીએ આવું કહ્યું ત્યારે જનકનંદિની સીતાજીએ હનુમાનજીને કીધું, 'હે વાનરોત્તમ ! આપ એમને મારો એટલો સંદેશો પહોંચાડી દેજો કે હું મારા પતિના દર્શન કરવા ઇચ્છું છું.'

तस्यास्तद्वचनं श्रुत्वा हनुमान् मारुतात्मजः ।
हर्षयन्मैथिलीं वाक्यमुवाचेदं महाद्युतिः ॥ ३० ॥

સીતાજીનું આ કથન સાંભળી મહાકાન્તિમાન પવનપુત્ર હનુમાનજીએ સીતાજીને ખુશ કરતાં રહીને કીધું કે,

पूर्णचन्द्राननं रामं द्रक्ष्यस्यार्ये सलक्ष्मणम् ।
स्थिरमित्रं हतामित्रं शचीव त्रिदशेश्वरम् ॥ ३१ ॥

'હે આર્યા ! લક્ષ્મણ તથા મિત્રો સહિત એ પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળા શ્રીરામના દર્શન આપ આજે જ એવી રીતે કરશો, જેવી રીતે શચીએ પોતાના પતિ દેવરાજ ઇન્દ્રના દર્શન કર્યા હતા.'

तामेवमुक्त्वा राजन्तीं सीतां साक्षादिव श्रियम् ।
आजगाम महावेगो हनुमान् यत्र राघवः ॥ ३२ ॥

સાક્ષાત્ લક્ષ્મીની જેમ તેજોમય કાન્તિવડે શોભતા સીતાજીને આ પ્રમાણે કહીને મહાવેગવાન હનુમાનજી શ્રીરામની પાસે પરત આવી ગયા.

## ૬૪ (ચોસઠમો) સર્ગ સીતાનો સંદેશ, રામનું સીતાને તેડું

तमुवाच महाप्राज्ञः सोऽभिवाद्य प्लवङ्गमः ।
रामं कमलपत्राक्षं वरं सर्वधनुष्मताम् ॥ १ ॥

ત્યાં પહોંચીને મહામતિ હનુમાને ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ કમલનયન શ્રીરામને પ્રણામ કરીને કહ્યું.

यन्निमित्तोऽयमारम्भः कर्मणां च फलोदयः ।
तां देवीं शोकसन्तप्तां मैथिलीं द्रष्टुमर्हसि ॥ २ ॥

'હે રાજા ! જેના માટે આ આટલું વિશાળ આયોજન (સેતુ-બંધન તથા યુદ્ધ) કરવામાં આવ્યું અને જે એ આયોજનનાં ફળ સ્વરૂપ છે, તે શોકથી સંતપ્ત સીતાજીને હવે આપે જોવા જોઇએ.'

सा हि शोकसमाविष्टा बाष्पपर्याकुलेक्षणा ।
मैथिली विजयं श्रुत्वा तव हर्षमुपागमत् ॥ ३ ॥



'હે રાજા ! શોકથી વ્યાકુળ અને રડયા કરતા સીતાજી આપના વિજયના સમાચાર સાંભળતા જ હર્ષિત થઇ ગયાં.'

पूर्वकात्प्रत्ययाच्चाहमुक्तो विश्वस्तया तथा ।
भर्तारं द्रष्टुमिच्छामि कृतार्थं सहलक्ष्मणम् ॥ ४ ॥

પૂર્વકાળના પરિચયના કારણે સીતાજીએ મારા કથન પર વિશ્વાસ કર્યો અને એમ કીધું કે 'હું લક્ષ્મણ સહિત સફળ મનોરથ મારા પતિના દર્શન કરવાની ઇચ્છા કરું છું.'

एवमुक्तो हनुमता रामो धर्मभृतां वरः ।
अगच्छत्सहसा ध्यानमीषद्बाष्पपरिप्लुतः ॥ ५ ॥

જ્યારે હનુમાનજીએ ધર્માત્માઓમાં શ્રેષ્ઠ શ્રીરામને આ રીતનો સંદેશો સંભળાવ્યો ત્યારે તેમની આંખોમાં જરાક ઝળઝળીયાં આવી ગયાં અને તેઓ સહસા ઊંડા વિચારમાં પડી ગયા.

दीर्घमुष्णं विनिःश्वस्य मेदिनीमवलोकयन् ।
उवाच मेघसङ्काशं विभीषणमुपस्थितम् ॥ ६ ॥

પછી લાંબો ઉષ્ણ નિસાસો નાખીને પૃથ્વી પર નજર ફેરવીને શ્રીરામે પાસે જ ઊભેલા મેઘ સમાન સુખ આપનારા વિભીષણને કહ્યું,

दिव्याङ्गरागां वैदेहीं दिव्याभरणभूषिताम् ।
इह सीतां शिरःस्नातामुपस्थापय मा चिरम् ॥ ७ ॥



'હે વિભીષણ ! સીતાજીને ઉવટણ વગેરેથી માથાબોળ સ્નાન કરાવીને તથા દિવ્ય વસ્ત્રાભૂષણોથી શણગારીને શીઘ્ર અહીં લઇ આવો.'

एवमुक्तस्तु रामेण त्वरमाणो विभीषणः ।
प्रविश्यान्तःपुरं सीतां स्वाभिः स्त्रीभिरचोदयत् ॥ ८ ॥

શ્રીરામનો આવો આદેશ લઇને વિભીષણ તરતજ પોતાના અંતઃપુરમાં ગયા અને પોતાની સ્ત્રીઓ દ્વારા સીતાને પોતાના આગમનના સમાચાર આપ્યા.

ततः सीतां महाभागां दृष्ट्वोवाच विभीषणः ।
मूर्ध्नि बद्धाञ्जलिः श्रीमान् विनीतो राक्षसेश्वरः ॥ ९ ॥

તત્પશ્ચાત રાક્ષસરાજ શ્રીમાન્ વિભીષણે મહાભાગા સીતાની નજીક જઇને વિનમ્રભાવે (માથા ઉપર) હાથ જોડીને કહ્યું,

दिव्याङ्गरागा वैदेहि दिव्याभरणभूषिता ।
यानमारोह भद्रं ते भर्ता त्वां द्रष्टुमिच्छाति ॥ १० ॥

'હે દેવી ! આપનું કલ્યાણ થાઓ ! આપના પતિ આપનાં દર્શન કરવા માગે છે. એથી આપ ઉત્તમ ઉબટન વગેરે લગાડી (માથાબોળ) સ્નાન કરી લો. પછી દિવ્ય આભૂષણાદિથી શણગાર સજીને પાલખી પર સવાર થઇ જાઓ.'

एवमुक्ता तु वैदेही प्रत्युवाच विभीषणम् ।
अस्नाता द्रष्टुमिच्छामि भर्तारं राक्षसाधिप ॥ ११ ॥



જ્યારે વિભીષણે આ સંદેશો આપ્યો, ત્યારે સીતાજીએ કહ્યું, 'હે રાક્ષસેશ્વર ! હું તો નહાયા વગર જ મારા પતિના દર્શન કરવા માગું છું.'

तस्यास्तद्वचनं श्रुत्वा प्रत्युवाच विभीषणः ।
यदाह राजा भर्ता ते तत्तथा कर्तुमर्हसि ॥ १२ ॥

સીતાજીનું આ કથન સાંભળીને વિભીષણે કહ્યું, 'હે દેવી ! આપના સ્વામી મહારાજા રામચંદ્રજીએ જે આજ્ઞા આપી છે, તે અનુસાર આપે કરવું જોઇએ.'

तस्य तद्वचनं श्रुत्वा मैथिली भर्तृदेवता ।
भर्तृभक्तिव्रता साध्वी तथेति प्रत्यभाषत ॥ १३ ॥

વિભીષણની આ વાત સાંભળી પતિને જ પોતાનો આરાધ્ય દેવ માનવાવાળી પતિવ્રતા સતી સીતાએ પતિભક્તિના ભાવથી ઉત્તર આપ્યો, 'બહુ જ સારું એમ કરું'.

ततः सीतां शिरस्नातां युवतीभिरलङ्कृताम् ।
महार्हाभरणोपेतां महार्हाम्बरधारिणीम् ॥ १४ ॥
आरोप्य शिबिकां दीप्तां परार्ध्याम्बरसंवृताम् ।
रक्षोभिर्बहुभिर्गुप्तामाजहार विभीषणः ॥ १५ ॥

સીતાજીએ અનુમતિ આપ્યા પછી, યુવાન સ્ત્રીઓએ સીતાજીને માથાબોળ સ્નાન કરાવ્યું અને બહુમૂલ્ય વસ્ત્રો અને આભૂષણોથી એને શણગારી આ પ્રકારે તૈયાર થઇ ગયેલા સીતાજીને બહુમૂલ્ય પડદાથી ઢંકાયેલી એક અત્યંત ચળકતી પાલખીમાં બેસાડી દીધાં. પછી એ પાલખીની સુરક્ષા માટે ઘણા બધા રાક્ષસોને નિયુક્ત કરી વિભીષણ પાલખીને શ્રીરામની પાસે લઇ ચાલ્યા.



सोऽभिगम्य महात्मानं ज्ञात्वापि ध्यानमास्थितम् ।
प्रणतश्च प्रहृष्टश्च प्राप्तां सीतां न्यवेदयत् ॥ १६ ॥

ત્યાં પહોંચી જઇ, શ્રીરામને ધ્યાનમગ્ન જાણવા છતાં પણ બહુ જ હર્ષમાં આવી, વિભીષણે પ્રણામ કર્યા અને સીતાજીના આગમનની સૂચના આપી.

तामागतामुपश्रुत्य रक्षोगृहचिरोषिताम् ।
रोषं हर्षं च दैन्यं च त्रयं राघवमाविशत् ॥ १७ ॥

રાક્ષસરાજ રાવણના ઘરે લાંબો સમય રહેલી સીતાના આગમનની જાણ થતાં જ શ્રીરામના મનમાં ક્રોધ, હર્ષ અને દીનતા (ગુસ્સો, હરખ અને મજબૂરી) ત્રણેય એક સામટા પ્રવેશ કરી ગયાં.

**ટિપ્પણી :** ✵ *ક્રોધ એટલા માટે કે રાવણે તેમને આટલા નીચા દેખાડ્યા. (સીતાનું હરણ કરી, રામની અવગણના અને અપમાન કર્યું.) હર્ષ એટલા માટે કે છેવટે તો તેઓ પોતે વિજયી થયા અને દીનતા એટલા માટે કે એક પતિ થઇને પોતાની પતિવ્રતા સ્ત્રીની સુરક્ષા ન કરી શકયા.*

ततः पार्श्वगतं दृष्ट्वा सविमर्शं विचारयन् ।
विभीषणमिदं वाक्यं प्रहृष्टो राघवोऽब्रवीत् ॥ १८ ॥

વિભીષણને પડખે આવેલા જોઇને સીતાના વિષયમાં મનોમંથન કરી શ્રીરામે પ્રસન્ન થઇને વિભીષણને કહ્યું.

राक्षसाधिपते सौम्य नित्यं मद्विजये रत ।
वैदेही सन्निकर्षं मे शीघ्रमुपगच्छतु ॥ १९ ॥



'હે રાક્ષસેશ્વર ! હે સૌમ્ય ! સદાય મારા વિજયની કામનામાં વ્યસ્ત રહેનારા મારા મિત્ર ! સીતા (ને કહો તે) જલદી મારી પાસે આવે.'

स तद्वचनमाज्ञाय राघवस्य विभीषणः ।
तूर्णमुत्सारणे यत्नं कारयामास सर्वतः ॥ २० ॥

'શ્રીરામની આજ્ઞા થવાથી વિભીષણે બધા લોકોને તે સ્થાનમાંથી જલદી (આઘા કરવાનો) બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો (પ્રબંધ કર્યો).

कञ्चुकोष्णीषिणस्तत्र वेत्रजर्झरपाणयः ।
उत्सारयन्तः पुरुषाः समन्तात् परिचक्रमुः ॥ २१ ॥

ઝભ્ભા-પાઘડી પહેરીને હાથમાં સપકારા મારતી નેતરની છડીઓ લઇ રક્ષક-પુરુષો ઋક્ષ, વાનર અને રાક્ષસ લોકોને ત્યાંથી હઠાવવા માટે ચારે કોર ફરી વળ્યા.

उत्सार्यमाणांस्तान् दृष्ट्वा समन्ताज्जातसम्भ्रमान् ।
दाक्षिण्यात्तदमर्षाच्च वारयामास राघवः ॥ २२ ॥

ઋક્ષો, વાનરો અને રાક્ષસોને ત્યાંથી બળપૂર્વક હઠાવાતા અને ગભરાયેલા જોઇને શ્રીરામને તેમના પ્રતિ દયા (સહાનૂભૂતિ) આવી ગઇ. તેથી તેમણે ક્રોધ કરીને (ક્રોધ એટલા માટે કે વિભીષણે આ કામ રામની આજ્ઞા વિના કરેલું હતું) વિભીષણને વાર્યા.

किमर्थं मामनादृत्य क्लिश्यतेऽयं त्वया जनः ।
निवर्तयैनमुद्योगं जनोऽयं स्वजनो मम ॥ २३ ॥



(વિભીષણને રોકતાં શ્રીરામે કહ્યું કે) 'મારો અનાદર (ઉપેક્ષા) કરીને (મારી આજ્ઞા વગર) આપ આ લોકોને શા માટે સતાવો છો ? આપણા માણસોને કહી દ્યો કે આ લોકોને કલેશ ન કરે, કેમકે આ બધા મનુષ્યો તો મારા પોતાના; મારા ઘરના લોકો જેવા જ છે.'

तदानय समीपं मे शीघ्रमेनां विभीषण ।
सीता पश्यतु मामेषा सुहृद्गणवृतं स्थितम् ॥ २४ ॥

'હે વિભીષણ ! આ બધા લોકોને હઠાવ્યા વગર તમે સીતાને જલદી મારી પાસે લઇ આવો જેથી સીતા મને મિત્ર મંડળથી ઘેરાઇને બેઠેલો જુએ.

एवमुक्तस्तु रामेण सविमर्शो विभीषणः ।
रामस्योपानयत् सीतां सन्निकर्षं विनीतवत् ॥ २५ ॥

શ્રીરામનો આ આદેશ સાંભળી વિભીષણ મનમાં તો કંઇક વિચારવા લાગ્યા, પણ તે નમ્રતાપૂર્વક સીતાજીને શ્રીરામની સમીપ લઇ આવ્યા.

लज्जया त्ववलीयन्ती स्वेषु गात्रेषु मैथिली ।
विभीषणेनानुगता भर्तारं साऽभ्यवर्तत ॥ २६ ॥

તે સમયે સીતા શરમાઇને, કપડાં સંકોડતી, પોતાનાં અંગોને સંકોચતી, (કાયા-છુપાવતી) હતી તેમની પાછળ પાછળ વિભીષણ ચાલતા હતા. આ સ્થિતિમાં તે સીતા શ્રીરામની પાસે પહોંચી ગઇ.

विस्मयाच्च प्रहर्षाच्च स्नेहाच्च पतिदेवता ।
उदैक्षत मुखं भर्तुः सौम्यं सौम्यतरानना ॥ २७ ॥



ત્યાં પહોંચીને, પોતાના પતિને દેવતા સમજનારી સીતા, કંઇ પણ બોલ્યા વિના વિસ્મય, હર્ષ અને સ્નેહથી પોતાના પતિના સૌમ્ય મુખને નિહાળતી હતી. તેની પ્રસન્નતાથી તેનું વદન સૌમ્યતર બની ગયું.

## ૬૫ (પાંસઠમો) સર્ગ રામ દ્વારા સીતાનો અસ્વીકાર

तां तु पार्श्वे स्थितां प्रह्वां रामः सम्प्रेक्ष्य मैथिलीम् ।
हृदयान्तर्गतक्रोधो व्याहर्तुमुपचक्रमे ॥ १ ॥

લજ્જાથી માથું નીચું રાખીને ઊભેલી સીતાને પોતાના પડખે ઊભેલી જોઇને શ્રીરામે પોતાના હૃદયમાં ઊંડે પડેલા ક્રોધને અભિવ્યક્ત કરવાનો આરંભ કર્યો.

एषाऽसि निर्जिता भद्रे शत्रुं जित्वा मया रणे ।
पौरुषाद्यदनुष्ठेयं तदेतदुपपादितम् ॥ २ ॥

તેઓ કહેવા લાગ્યા કે 'હે ભદ્રા ! યુદ્ધમાં શત્રુને પરાસ્ત કરીને મેં તમને જીતી-પુનઃ પ્રાપ્ત કરી લીધા. પુરુષાર્થથી જે કંઇ થઇ શકતું હતું તે બધું જ મેં કરી બતાવ્યું.'

गतोऽस्म्यन्तममर्षस्य धर्षणा सम्प्रमार्जिता ।
अवमानश्य शत्रुश्च मया युगपदुद्धृतौ ॥ ३ ॥

'હવે મારા ક્રોધનો અંત આવ્યો છે. રાવણે તમારું અપહરણ કરી મને નીચો બતાવ્યો હતો (મારું અપમાન કર્યું હતું) તેનો બદલો પણ મેં લઇ લીધો છે. મેં તિરસ્કાર અને તિરસ્કાર કરનારા શત્રુ-બંનેને એક સાથે ઉખાડીને ફેંકી દીધા છે.'



अद्य मे पौरुषं दृष्टमद्य मे सफलः श्रमः ।
अद्य तीर्णप्रतिज्ञत्वात् प्रभवामीह चात्मनः ॥ ४ ॥

'આજે લોકોએ મારું પરાક્રમ જોઇ લીધું; આજ મારો બધોજ પરિશ્રમ સફળ થઇ ગયો. રાવણને મારીને તમને મેળવવાની મારી પ્રતિજ્ઞા મેં પાર કરી છે. આજે હવે હું સ્વતંત્ર થઇ ગયો.'

यां त्वं विरहिता नीता चलचित्तेन राक्षसा ।
दैवसम्पादितो दोषो मानुषेण मया जितः ॥ ५ ॥

'મારી અનુપસ્થિતિમાં ચંચળ મનવાળો રાવણ તમારું અપહરણ કરી પંચવટીમાંથી અહીં (લંકામાં) લઇ આવ્યો. એ દેવકૃત અપમાનને (ભાગ્યના દોષને) મેં માનવ-પ્રયત્નથી દૂર કર્યો.

**ટિપ્પણી :** ✱ *मानुषेण मया અહીં રામ પોતાને મનુષ્ય કહે છે. કવિએ કયાંય રામને સૃષ્ટિના કર્તા, ધર્તા, સંહર્તા કહેલા નથી.*

यत्कर्तव्यं मनुष्येण धर्षणां परिमार्जता ।
तत्कृतं सकलं सीते मयेदं मानकाङ्क्षिणा ॥ ६ ॥

'હે સીતા ! જુઓ, પોતાનું અપમાન દૂર કરવાને મનુષ્યે જે કંઇ કરવું ઉચિત છે, તે બધું મેં રાવણને હણીને કરી બતાવ્યું.'

विदितश्चास्तु ते भद्रे योऽयं रणपरिश्रमः ।
स तीर्णः सुहृदां वीर्यान्न त्वदर्थं मया कृतः ॥ ७ ॥



'હે ભદ્રા ! તમારે એ પણ જાણી લેવું જોઇએ કે મેં ઇષ્ટમિત્રોનાં બળ પરાક્રમ વડે યુદ્ધમાં જે વિજય પ્રાપ્ત કરેલો છે તે પરિશ્રમ તમારા માટે નથી કર્યો.'

रक्षता तु मया वृत्तमपवादं च सर्वशः ।
प्रख्यातस्यात्मवंशस्य न्यङ्गं च परिरक्षता ॥ ८ ॥

'રાવણને મારીને મેં મારા ચરિત્રની રક્ષા કરી છે અને મારી કુખ્યાતિથી લોકાપવાદથી બચી ગયો છું. મેં મારા પ્રખ્યાત વંશ (રઘુવંશ)ના અપયશને ધોઇ નાખેલો છે.'

प्राप्तचारित्रसन्देहा मम प्रतिमुखे स्थिता ।
दीपो नेत्रातुरस्येव प्रतिकूलासि मे दृढा ॥ ९ ॥

'હે સીતા ! મને તમારા ચરિત્રમાં સંદેહ ઉત્પન્ન થઇ ગયો છે. એથી તું મારી સમક્ષ ઊભેલી પણ મારા માટે પ્રતિકૂળ બની ગઇ છો. જેવી રીતે આંખના રોગીને સામે રાખેલો દીવો પણ અસહ્ય ભાસે છે.'

तद्गच्छ ह्यभ्यनुज्ञाता यथेष्टं जनकात्मजे ।
एता दश दिशो भद्रे कार्यमस्ति न मे त्वया ॥ १० ॥

'હે જનક દુલારી ! હું તમને છૂટ આપું છું, તમારે જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં તમે જતા રહો; આ દશેય દિશાઓ તમારે માટે ખુલ્લી પડી છે. મારે હવે તમારું કામ નથી.'

कः पुमान् हि कुले जातः स्त्रियं परगृहोषिताम् ।
तेजस्वी पुनरादद्यात् सुहृल्लेखेन चेतसा ॥ ११ ॥



'હે સીતા ! એવો કોણ તેજસ્વી પુરુષ હશે જે પોતે ઊંચા કુળમાં જન્મીને બીજાનાં ઘરમાં રહીને આવેલી સ્ત્રીને સુહૃદ્ (પોતાની) સમજીને સ્વીકારી લ્યે ?'

रावणाङ्कपरिभ्रष्टां दृष्टां दुष्टेन चक्षुषा ।
कथं त्वां पुनरादद्यां कुलं व्यपदिशन् महत् ॥ १२ ॥

'રાવણના ખોળામાં બેસવાથી ભ્રષ્ટ થયેલી અને રાવણની કુદૃષ્ટિનો વિષય બનેલી એવી તને હું આટલા બધા મહાન કુળમાં જન્મ લેનારો ભલા કેવી રીતે ગ્રહણ કરી શકું ?'

यदर्थं निर्जिता मे त्वं यशः प्रत्याहृतं मया ।
नास्ति मे त्वय्यभिष्वङ्गो यथेष्टं गम्यतामितः ॥ १३ ॥

'જે યશ માટે મેં (તમને જીતી લીધા) તમારો ઉદ્ધાર કર્યો તે મને પ્રાપ્ત થઇ ગયો. હવે મારે અને તારે કશો જ સંબંધ નથી (કશીજ લેવા દેવા નથી). હવે તમે તમારા મનપસંદ સ્થાને અહીંથી જતા રહો.'

इति प्रव्याहृतं भद्रे मयैतत् कृतबुद्धिना ।
लक्ष्मणे भरते वा त्वं कुरु बुद्धिं यथासुखम् ॥ १४ ॥
सुग्रीवे वानरेन्द्रे वा राक्षसेन्द्रे विभीषणे ।
निवेश्य मनः सीते यथा वा सुखमात्मना ॥ १५ ॥

'હે ભદ્રા ! મેં આ વાત બહુ જોઇ-વિચારીને તમને કહી છે, લક્ષ્મણ, ભરત, વાનરરાજ સુગ્રીવ અથવા રાક્ષસરાજ વિભીષણ આમાંથી જેને ત્યાં રહેવાનું તમને પસંદ પડે અથવા જ્યાં સુખ મળવાની આશા હોય ત્યાં તમે રહી શકો છો.'



**ટિપ્પણી :** ✷ *અહીં શ્રીરામ સીતાને વાનરરાજ સુગ્રીવને ત્યાં અથવા રાક્ષસરાજ વિભીષણને ત્યાં જવાનું કહે છે. એનાથી એ પુરવાર થાય છે કે રાક્ષસો અને વાનરો પણ મનુષ્યો જ હતા. જો સુગ્રીવ વિભીષણ વગેરે પૂંછડાંવાળા જંગલી વાંદરા અને વિકરાળ કુરૂપ દેહવાળા રાક્ષસો હોત તો રામ સીતાને તેમને ત્યાં જવાનું સૂચન કદાપિ ન કરત. કેમકે વાંદરા અને રાક્ષસો જોડે મનુષ્યોનો વ્યવહાર-નિર્વાહ કેવો ? પછી 'समानप्रसवात्मिका जाति' જાતિનું લક્ષણ જ સમાન પ્રસવવાળા છે. આથી સુગ્રીવ અને વિભીષણ વગેરે મનુષ્યો જ હતા.*

## ૬૬ (છાસઠમો) સર્ગ સીતાની અગ્નિ પરીક્ષા

एवमुक्ता तु वैदेही परुषं रोमहर्षणम् ।
राघवेण सरोषेण भृशं प्रव्यथिताऽभवत् ॥ १ ॥

આ રીતે જ્યારે શ્રીરામે રીસમાં રોમાંચકારી કડવાં વચન કહ્યાં ત્યારે સીતાજી અત્યંત વ્યથિત થયાં.

ततो बाष्पपरिक्लिष्टिं प्रमार्जन्ती स्वमाननम् ।
शनैर्गद्‌गदया वाचा भर्तारमिदमब्रवीत् ॥ २ ॥

ત્યારે આંસુઓથી ખરડાયેલા પોતાના મુખને લૂછતાં લૂછતાં સીતાજી ગળગળાં થઇ જઇ ધીરે ધીરે નીચા અવાજે પોતાના પતિને આ પ્રમાણે બોલ્યાં,

किं मामसदृशं वाक्यमीदृशं श्रोत्रदारुणम् ।
रूक्षं श्रावयसे वीर प्राकृतः प्राकृतामिव ॥ ३ ॥

'હે વીર ! તમે આવી અનુચિત, કર્ણકટુ અને લૂખી વાતો મને શું કહો છો ? જેમ કોઇ સુસંસ્કાર રહિત અણસમજુ ગામડિયો પોતાની ગમાર કુસંસ્કારી સ્ત્રીને કહેતો હોય છે ?



न तथाऽस्मि महाबाहो यथा त्वमवगच्छसि ।
प्रत्ययं गच्छ मे स्वेन चारित्रेणैव ते शपे ॥ ४ ॥

'હે મહાબાહુ ! મને તમે સમજી રહ્યા છો તેવી હું નથી. હું મારા પતિવ્રતા ધર્મના સોગંદ ખાઇને કહું છું, મારા પર વિશ્વાસ કરો.'

पृथक्स्त्रीणां प्रचारेण जातिं त्वं परिशङ्कसे ।
परित्यजेमां शङ्कां तु यदि तेऽहं परीक्षिता ॥ ५ ॥

'ગમાર સ્ત્રીઓના (પ્રચારથી) ચારિત્ર્યથી સમસ્ત સ્ત્રીજાતિ પર વહેમ લાવવો ઉચિત નથી. વળી પરીક્ષા દ્વારા આપ તો મારા સ્વભાવને જાણો જ છો, તો પછી મારા ચરિત્ર સંબંધી તમારા મનમાંથી સંદેહને દૂર કરી દ્યો.

यद्यहं गात्रसंस्पर्शं गतास्मि विवशा प्रभो ।
कामकारो न मे तत्र दैवं तत्रापराध्यति ॥ ६ ॥

'હે પ્રભુ ! જે સમયે રાવણે મને પકડી હતી તે વેળાએ તેણે અવશ્ય મારાં શરીરને સ્પર્શ કર્યો હતો. પરંતુ ત્યારે હું વિવશ હતી. મારી ઇચ્છાથી તે મારાં શરીરને અડકયો ન હતો. એમાં મારો કોઇ દોષ નથી. એમાં તો ભાગ્યનો જ દોષ હતો.'

मदधीनं तु यत्तन्मे हृदयं त्वयि वर्तते ।
पराधीनेषु गात्रेषु किं करिष्याम्यनीश्वरी ॥ ७ ॥

'મારે અધીન તો મારું પોતાનું મન છે. તે તો તમારામાં જ ચોંટયું રહે છે. (તેને કોઇ અડકી શકતું નથી.) મારાં ગાત્રો પરાધીન હોય ત્યારે હું પરવશ શું કરવાની હતી ?'



सह संवृद्धभावाच्च संसर्गेण च मानद ।
यद्यहं ते न विज्ञाता हता तेनास्मि शाश्वतम् ॥ ८ ॥

'હે માનપ્રદ ! આટલા સમયના સહવાસથી, સહભોજન અને સહજીવનથી પણ આપ મને સારી રીતે જાણી-સમજી ન શકયા. તેથી જ તો હું સદાને માટે મરી ગયેલી છું.'

त्वया तु नरशार्दूल क्रोधमेवानुवर्तता ।
लघुनेव मनुष्येण स्त्रीत्वमेव पुरस्कृतम् ॥ ९ ॥

'હે નરશાર્દૂલ ! તમે તો પામર માણસની પેઠે ક્રોધને વશ થઇ જઇ મને પણ સાધારણ સ્ત્રી સમાન ગણી કાઢી !'

न प्रमाणीकृतः पाणिर्बाल्ये बालेन पीडितः ।
मम भक्तिश्च शीलं च सर्वं ते पृष्ठतः कृतम् ॥ १० ॥

'વિવાહ સમયે તમે મારો હાથ પકડયો તેને પણ પ્રમાણ ન માન્યો, તમારા પ્રતિ મારા ભક્તિભાવ અને મારા સદાચારને પણ તેમ વાંસે મૂકી દીધાં !'

**ટિપ્પણી :** * *અહીંયાં માતા સીતાની નિર્ભીકતા જોવા જેવી છે. પોતાની અનુચિત પજવણીનું એમણે કેટલું સુંદર સમાધાન કર્યું છે. આ કથનમાં એવી કોઈપણ અસાર યુક્તિ નથી જેનું ખંડન કરી શકાય.*

एवं ब्रुवाणा रुदती बाष्पगद्गदभाषिणी ।
अब्रवील्लक्ष्मणं सीता दीनं ध्यानपरं स्थितम् ॥ ११ ॥



આમ કહીને રોતી આંસુ વહાવતી સીતા ગળગળી થઇને એકાગ્ર ચિત્તે વિચારમગ્ન ઊભેલા લક્ષ્મણને બોલી,

चितां मे कुरु सौमित्रे व्यसनस्यास्य भेषजम् ।
मिथ्योपाघातोपहता नाहं जीवित्तुमुत्सहे ॥ १२ ॥

'હે લક્ષ્મણ ! આ મિથ્યા અપવાદથી (ખોટા આળથી) પીડાતી રહીને મને જીવવાનો ઉત્સાહ હવે રહ્યો નથી. એટલા માટે તમે મારા માટે ચિતા તૈયાર કરો, કેમકે આ રોગનું એ જ એકમાત્ર ઓસડ છે.'

अप्रीतस्य गुणैर्भर्तुस्त्यक्ताया जनसंसदि ।
या क्षमा मे गतिर्गन्तुं प्रवेक्ष्ये हव्यवाहनम् ॥ १३ ॥

'મારા ગુણોથી અપ્રસન્ન થઇને, બધા લોકોની (સભામાં) ઉપસ્થિતિમાં મારા પતિએ મારો પરિત્યાગ કરી દીધો છે. એથી જે ગતિએ (માર્ગે) જવા માટે હું સક્ષમ (સમર્થ, Capable) છું, તે માર્ગે હું જઇશ અર્થાત્ અગ્નિમાં હું પ્રવેશ કરીશ.'

एवमुक्तस्तु वैदेह्या लक्ष्मणः परवीरहा ।
अमर्षवशमापन्नो राघवाननमैक्षत् ॥ १४ ॥

જ્યારે સીતાજીએ શત્રુસંહારક લક્ષ્મણજીને આવું કહ્યું ત્યારે (અસહ્ય પરિસ્થિતિથી) ક્રોધે ભરાયેલા લક્ષ્મણે શ્રીરામના મુખ સામે (તેમનો અભિપ્રાય જાણવા માટે) જોયું.

स विज्ञाय मनश्छन्दं रामस्याकारसूचितम् ।
चितां चकार सौमित्रिर्मते रामस्य वीर्यवान् ॥ १५ ॥



શ્રીરામની મુખાકૃતિ જોઇને પરાક્રમી લક્ષ્મણજી તેમના મનમાં શો અભિપ્રાય છે તે જાણી ગયા. તેથી શ્રીરામના મત અનુસાર એમણે ચિતા બનાવીને તૈયાર કરી દીધી.

अधोमुखं तदा रामं शनैः कृत्वा प्रदक्षिणम् ।
उपासर्पत वैदेही दीप्यमानं हुताशनम् ॥ १६ ॥

ચિતા તૈયાર થઇ ગઇ એટલે નીચું મોઢું રાખીને સીતાજીએ ધીમેધીમે શ્રીરામની પ્રદક્ષિણા કરી. ત્યારપછી તેઓ ધગધગતી આગની નજીક આવ્યાં.

प्रणम्य दैवतेभ्यश्च ब्राह्मणेभ्यश्च मैथिली ।
बद्धाञ्जलिपुटा चेदमुवाचाग्निसमीपतः ॥ १७ ॥

વિદ્વાનો અને બ્રાહ્મણોને પ્રણામ કરીને સીતાજી અગ્નિ પાસે ઊભાં રહ્યાં અને હાથ જોડીને બોલ્યાં,

यथा मे हृदयं नित्यं नापसर्पति राघवात् ।
तथा लोकस्य साक्षी मां सर्वतः पातु पावकः ॥ १८ ॥

'જેવી રીતે મારું મન શ્રીરામને છોડી અન્યત્ર ચલાયમાન થયું નથી તેવી રીતે ત્રણેય લોકના સાક્ષી અગ્નિદેવ મને સર્વ પ્રકારે આશ્રય આપે.'

कर्मणा मनसा वाचा यथा नातिचराम्यहम् ।
राघवं सर्वधर्मज्ञं तथा मां पातु पावकः ॥ १९ ॥

'જો હું મન, વચન અને કર્મથી સર્વધર્મજ્ઞ શ્રીરામને છોડીને બીજા કોઇને પતિરૂપે ન જાણતી (અપનાવતી) હોઉં તો અગ્નિદેવ મારી રક્ષા કરે.'



एवमुक्त्वा तु वैदेही परिक्रम्य हुताशनम् ।
उद्यताऽभूत् प्रवेष्टुं तं निस्सङ्गेनान्तरात्मना ॥ २० ॥

આ પ્રમાણે બોલીને ચિતાની પરિક્રમા કરી પોતાનાં શરીર તથા પ્રાણોનાં મમત્વ ને છોડી દઇ સીતાજી અગ્નિ ચિતામાં કૂદી પડવા લાગ્યાં.

जनः स सुमहांस्त्रस्तो बालवृद्धसमाकुलः ।
ददर्श मैथिलीं तत्र प्रविशन्तीं हुताशनम् ॥ २१ ॥

ત્યાં ઉપસ્થિત આબાલ-વૃદ્ધ લોકોએ સીતાજીને અગ્નિમાં પ્રવેશતા જોયાં તેથી ત્રાસથી તેમનો જીવ અદ્ધર થઇ ગયો, તેઓ વ્યાકુળ થઇ ગયા.

तदा प्रीतमना रामो प्रविशन्तीं हुताशनम् ।
वारयित्वा तु वैदेहीमुवाच हरिराक्षसान् ॥ २२ ॥

તત્ક્ષણે સીતાજીને (વિશુદ્ધ માનીને) અગ્નિમાં પ્રવેશ કરતાં વારીને (રોકીને) (તેમની પવિત્રતાથી) પ્રસન્ન થયેલા શ્રીરામ ત્યાં ઉપસ્થિત વાનરોને અને રાક્ષસોને કહેવા લાગ્યા.

अवश्यं त्रिषु लोकेषु न सीता पापमर्हति ।
दीर्घकालोषिता हीयं रावणान्तःपुरे शुभा ॥ २३ ॥

'નિશ્ચયપૂર્વક સીતા ત્રણેય લોકમાં નિષ્પાપ અને પવિત્ર છે. પરંતુ લાંબો સમય આ શુદ્ધ અંગો સહિત રાવણની અશોક વાટિકામાં રહેલી છે.'



बालिशः खलु कामात्मा रामो दशरथात्मजः ।
इति वक्ष्यन्ति मां सन्तो जानकीमविशोध्य हि ॥ २४ ॥

'જો મેં સીતાની શુદ્ધતાની પરીક્ષા ન કરાવી હોત તો બધા લોકો એમ જ કહેત કે 'મહારાજા દશરથનો દીકરો રામ બહુ જ કામી અને બાળકબુદ્ધિનો છે.'

अनन्यहृदयां भक्तां मच्चित्तपरिवर्तिनीम् ।
अहमप्यवगच्छामि मैथिलीं जनकात्मजाम् ॥ २५ ॥

'હું પણ જાણું છું કે સીતા મારામાં અનન્ય અનુરાગ રાગે છે, તે મને છોડીને પોતાનાં મનમાં બીજા કોઇને સ્થાન આપે જ નહીં.'

अनन्या हि मया सीता भास्करेण प्रभा यथा ।
न हि हातुमियं शक्या कीर्तिरात्मवता यथा ॥ २६ ॥

'જેવી રીતે સૂર્યથી તેની પ્રભા અભિન્ન છે તેવી રીતે સીતા મારાથી અભિન્ન અને અનન્યભાવે અનુરાગવાળી છે. જેવી રીતે યશસ્વી પુરુષ પોતાની કીર્તિનો ત્યાગ કરી શકતો નથી તેવી રીતે હું સીતાનો કદી ત્યાગ કરી શકું નહિ.'

## ૬૭ (સડસઠમો) સર્ગ પુષ્પક વિમાન દ્વારા શ્રીરામના પ્રસ્થાનની તૈયારી

तां रात्रिमुषितं रामं सुखोत्थितमरिन्दमम् ।
अब्रवीत् प्राञ्जलिर्वाक्यं जयं पृष्ट्वा विभीषणः ॥ १ ॥

રાવણવધ, વિભીષણનો રાજ્યાભિષેક અને સીતાની અગ્નિ-પરીક્ષા પછી, જ્યારે તે રાત વીતી જઇ પ્રાતઃકાળ થયો ત્યારે શત્રુનાશક શ્રીરામ સુખપૂર્વક ઊઠી ગયા. તે વેળાએ વિભીષણે હાથ જોડીને કહ્યું, 'આપનો જય હો'. પછી બોલ્યા,



स्नानानि चाङ्गरागानि वस्त्राण्याभरणानि च ।
चन्दनानि च दिव्यानि माल्यानि विविधानि च ॥ २ ॥
प्रतिगृह्णीष्व तत्सर्वं मदनुग्रहकाम्यया ।
एवमुक्तस्तु काकुत्स्थ प्रत्युवाच विभीषणम् ॥ ३ ॥

'આપનાં સ્નાન માટે ઉત્તમ અંગરાગ (ઉબટન), વિવિધ પ્રકારનાં વસ્ત્રો, આભૂષણો તથા વિવિધ પ્રકારનાં દિવ્ય ચંદન તથા જાત જાતની પુષ્પમાળાઓ આવેલી છે. આપ મારા પર કૃપા કરીને એ વસ્તુઓનું ગ્રહણ કરો.' વિભીષણે એવું કહેવાથી શ્રીરામે કહ્યું,

स तु ताम्यति धर्मात्मा मम हेतोः सुखोचितः ।
सुकुमारो महाबाहुः कुमारः सत्यसंश्रयः ॥ ४ ॥
तं विना कैकेयीपुत्रं भरतं धर्मचारिणम् ।
न मे स्नानं बहुमतं वस्त्राण्याभरणानि च ॥ ५ ॥

'હિ મિત્ર ! સુખ ભોગવવાને યોગ્ય, ધર્માત્મા, સુકુમાર, મહાબાહુ, સત્યનિષ્ઠ, રાજકુમાર ભરત મારે કારણે નન્દિગ્રામમાં કષ્ટ સહન કરી રહ્યા છે. એ ધર્માત્મા, કૈકેયીનંદન ભરતને મળ્યા વિના સ્નાન કરવાનું, વસ્ત્રો અને અલંકારો ધારણ કરવાનું મને મન થતું નથી.

एतत्पश्य यथा क्षिप्रं प्रतिगच्छामि तां पुरीम् ।
अयोध्यामागतो ह्येष पन्थाः परमदुर्गमः ॥ ६ ॥

'હે વિભીષણ ! હવે તો આપ જોઇ-વિચારીને કોઇ એવો ઉપાય બતાવો કે જેથી હું તરત અયોધ્યા પુરી પહોંચી જાઉં, કેમકે અમે લોકો જે માર્ગે અયોધ્યાથી અહીં સુધી આવ્યા હતા તે માર્ગ તો બહુ જ દુર્ગમ છે.'



एवमुक्तस्तु काकुत्स्थं प्रत्युवाच विभीषणः ।
अह्ना त्वां प्रापयिष्यामि तां पुरीं पार्थिवात्मज ॥ ७ ॥

શ્રીરામના આમ કહેવા પર વિભીષણે કહ્યું, 'હે રાજકુમાર ! હું આપને એક જ દિવસમાં અયોધ્યા પુરી પહોંચાડી દઇશ.'

पुष्पकं नाम भद्रं ते विमानं सूर्यसन्निभम् ।
मम भ्रातुः कुबेरस्य रावणेन बलीयसा ॥ ८ ॥
हृतं निर्जित्य संग्रामे कामगं दिव्यमुत्तमम् ।
त्वदर्थे पालितं चैतत्तिष्ठत्यतुलविक्रम ॥ ९ ॥

'હે અજોડ પરાક્રમી ! આપનું કલ્યાણ થાઓ ! કુબેરને યુદ્ધમાં જીતીને મારો ભાઇ રાવણ તેનું વિમાન બળપૂર્વક ઊઠાવી લાવ્યો હતો, તે 'પુષ્પક'નામનું વિમાન આપણી ઇચ્છા પ્રમાણે ગતિ કરનારું, દિવ્ય, ઉત્તમ અને સૂર્ય સમાન દેદીપ્યમાન છે અને તે આપની સેવા માટે ઉપસ્થિત છે.'

तदिदं मेघसङ्काशं विमानमिह तिष्ठति ।
तेन यास्यसि यानेन त्वमयोध्यां गतज्वरः ॥ १० ॥

'જુઓ, એ વાદળાંની જેમ આકાશમાં ઊડનારું વિમાન અહીં જ ઊભેલું છે. આ . બેસીને આપ કોઇપણ પ્રકારનાં કષ્ટ વગર અયોધ્યા પહોંચી જશો.'

अहं ते यद्यनुग्राह्यो यदि स्मरसि मे गुणान् ।
वस तावदिह प्राज्ञ यद्यस्ति मयि सौहृदम् ॥ ११ ॥



लक्ष्मणेन सह भ्रात्रा वैदेह्या चापि भार्यया ।
अर्चितः सर्वकामैस्त्वं ततो राम गमिष्यसि ॥ १२ ॥

'હે પ્રાજ્ઞ ! જો હું આપની કૃપાને પાત્ર હોઉં, જો મારા ઉપકારોનું આપને સ્મરણ હોય, જો આપને મારા ઉપર પ્રેમ હોય, તો આપ ભાઇ લક્ષ્મણ અને ભાર્યા વૈદેહી સાથે આજનો દિવસ અહીં નિવાસ કરો, જેથી હું મારી બધી ઇચ્છાઓ પૂરી થાય તેવી રીતે આપનો સત્કાર કરી લઉં. પછી આપ જતા રહેજો.'

प्रीतियुक्तस्य मे राम ससैन्यः ससुहृद्गणः ।
सत्क्रियां विहितां तावद् गृहाण त्वं मयोद्यताम् ॥ १३ ॥

'હે રામ ! મેં પ્રેમ ભર્યા હૃદયે, અંતઃકરણથી આપના આતિથ્ય માટે જે સામગ્રી તૈયાર કરેલી છે, તેનો આપ સેના અને મિત્રો સહિત સ્વીકાર કરો.'

प्रणयाद् बहुमानाच्च सौहार्देन च राघव ।
प्रसादयामि प्रेष्योऽहं न खल्वाज्ञापयामि ते ॥ १४ ॥

'હે રાઘવ ! આ વાત મેં સ્નેહ, આદર અને મિત્રતાના સંબંધથી કહેલી છે, હું તો આપનો સેવક છું, એટલે આપને પ્રાર્થના કરું છું, હું આપને આજ્ઞા નથી કરી રહ્યો.'

एवमुक्तस्ततो रामः प्रत्युवाच विभीषणम् ।
रक्षसां वानराणां च सर्वेषां चोपशृण्वताम् ॥ १५ ॥

જ્યારે વિભીષણે આવી પ્રાર્થના કરી, ત્યારે ત્યાં ઉપસ્થિત રાક્ષસો અને વાનરોને સંભળાવીને શ્રીરામે વિભીષણને ઉત્તર આપ્યો.



पूजितोऽहं त्वया सौम्य साचिव्येन परन्तप ।
सर्वात्मना च चेष्टाभिः सौहार्देन परेण च ॥ १६ ॥

'હે સૌમ્ય ! હે શત્રુસંતાપક ! આપની સહાયતા (સાચિવ્ય - સચિવનો કાર્યભાર) થી જ મારું (યથાયોગ્ય) પૂજન (સત્કાર) થઇ ગયેલ છે. એ ઉપરાંત આપનાં પૌરુષ = પરાક્રમ અને ઉત્તમ સૌહાર્દ યુક્ત વ્યવહારથી પણ આપે મારો સર્વ પ્રકારે સત્કાર કરી જ દીધો છે.'

न खल्वेतन्न कुर्यां ते वचनं राक्षसेश्वर ।
तं तु मे भ्रातरं द्रष्टुं भरतं त्वरते मनः ॥ १७ ॥

'હે રાક્ષસરાજ ! આ સમયે હું આપની પ્રાર્થનાનો સ્વીકાર કરી શકતો નથી, કેમકે મારું મન ભાઇ ભરતને મળવા માટે વ્યાકુળ થઇ રહ્યું છે.'

अनुजानीहि मां सौम्य पूजितोऽस्मि विभीषण ।
मन्युर्न खलु कर्तव्यस्त्वरितं त्वानुमानये ॥ १८ ॥

'હે સૌમ્ય ! મને અનુજ્ઞા આપો. હે વિભીષણ ! હું આપના દ્વારા સત્કૃત થઇ ચૂકયો છું. મારી આ ઉતાવળને કારણે તમે (ખોટું લગાડીને) દુઃખી ન થતા કે રિસાઇ ન જતા; એવી મારી પ્રાર્થના છે.'

उपस्थापय मे क्षिप्रं विमानं राक्षसेश्वर ।
कृतकार्यस्य मे वासः कथं स्विदिह सम्मतः ॥ १९ ॥



'હે રાક્ષસેશ્વર ! હવે તમે જલદી વિમાનને અહીં મંગાવી આપો, કેમકે જ્યારે અહીંનું બધું જ કાર્ય સંપૂર્ણ થઇ ચૂક્યું છે, વળી મારા વનવાસની અવધિ પણ સમાપ્ત થઇ ગઇ છે. ત્યારે મારે અહીં રોકાઇ રહેવું કેવી રીતે સંભવે ?'

एवमुक्तस्तु रामेण राक्षसेन्द्रो विभीषणः ।
विमानं सूर्यसङ्काशमाजुहाव त्वरान्वितः ॥ २० ॥

શ્રીરામે આમ કીધું એટલે રાક્ષસરાજ વિભીષણે તરત જ તે સૂર્ય સમાન દેદીપ્યમાન વિમાન ત્યાં મંગાવી દીધું.

## ૬૮ (અડસઠમો) સર્ગ વિભીષણ દ્વારા વાનરોનો સત્કાર અને અયોધ્યા જવાને બધાનું વિમાનમાં આરોહણ

दृष्ट्वा तु पुष्पकं तत्र विनीतो राक्षसेश्वरः ।
अब्रवीत्त्वरयोपेतः किं करोमीति राघवम् ॥ १ ॥

પુષ્પક વિમાનને ત્યાં આવેલું જોઇને રાક્ષસરાજ વિભીષણે વિનમ્રતા પૂર્વક સત્વર કીધું કે 'હે રાઘવ ! આજ્ઞા આપો હવે હું બીજું શું કરું ?'

तमब्रवीत् महातेजा लक्ष्मणस्योपशृण्वतः ।
विमृश्य राघवो वाक्यमिदं स्नेहपुरस्कृतम् ॥ २ ॥

મહા તેજસ્વી શ્રીરામે જરા વિચાર કરી, લક્ષ્મણનો અભિપ્રાય જાણીને, સ્નેહપૂર્વક વિભીષણને કીધું,

कृतप्रयत्नकर्माणो विभीषण वनौकसः ।

रत्नैरर्थैश्च विविधैर्भूषणैश्चापि पूजय ॥ ३ ॥

'હે વિભીષણ ! આ બધા વાનરોએ આ યુદ્ધમાં અથાગ પ્રયત્નો વડે મોટાં મોટાં કામો કરેલાં છે, વીરતા બતાવી છે. એથી આપ એઓને રત્નો, ધન અને વિવિધ પ્રકારનાં આભૂષણો વડે સન્માનિત કરો.'

सहैभिरजिता लङ्का निर्जिता राक्षसेश्वर ।
हृष्टैः प्राणभयं त्यक्त्वा संग्रामेष्वनिवर्तिभिः ॥ ४ ॥

'હે રાક્ષસરાજ ! આ વાનરોએ ઉત્સાહથી પ્રાણભય ત્યજીને (પોતાના જીવના જોખમે) રણક્ષેત્રમાંથી પીછે હઠ કર્યા વગર (પીઠ ન દેખાડીને) યુદ્ધ કરેલું છે. આ લોકોની જ સહાયતાથી આ દુર્ધર્ષ દુર્જેય લંકા જીતી શકયા છીએ.

त इमे कृतकर्माणः पूज्यन्तां सर्ववानराः ।
धनरत्नप्रदानेन कर्मैषां सफलं कुरु ॥ ५ ॥

'કામ સિદ્ધ કરનારા આ સમસ્ત વાનરોને ધન અને રત્નો પુરસ્કાર રૂપે આપીને એમના પરિશ્રમને સફળ બનાવી ધો.'

एवं सम्मानिताश्चैते मानार्हा मानद त्वया ।
भविष्यन्ति कृतज्ञेन निर्वृता हरियूथपाः ॥ ६ ॥

'હે માનદાતા ! આપ કૃતજ્ઞ છો. જો સન્માન કરવા યોગ્યા આ વાનરોને આપ પુરસ્કાર પ્રદાન કરશો તો તેઓ બધા વાનર યૂથપતિઓ ખુશ ખુશ થઇ જશે.

हीनं रतिगुणैः सर्वैरभिहन्तारमाहवे ।
त्यजन्ति नृपतिं सैन्याः संविग्नास्तं नरेश्वरम् ॥ ७ ॥



'હે વિભીષણ ! જે રાજા સૈનિકોને દાન-માન આદિ આપી ઉત્સાહિત કરતા નથી અને કેવળ સૈન્યને યુદ્ધમાં હણાવી મારવાનું જ જાણે છે એવા રાજાની સેના ઉદાસ થઇને તેને યુદ્ધમાં સાથ આપતી નથી.'

एवमुक्तस्तु रामेण वानरांस्तान् विभीषणः ।
रत्नार्थैः संविभागेन सर्वानेवाभ्यपूजयत् ॥ ८ ॥

જ્યારે શ્રીરામે વિભીષણને આમ કીધું ત્યારે વિભીષણે એ સમસ્ત વાનર યૂથપતિઓને તેમની પદ-મર્યાદા અનુસાર રત્નો અને ધન વગેરે પ્રદાન કરીને તેમનું સન્માન કર્યું.

ततस्तान् पूजितान् दृष्ट्वा रत्नैरर्थैश्च यूथपान् ।
आरुरोह ततो रामस्तद्विमानमनुत्तमम् ॥ ९ ॥

વાનરોનો તથા યૂથપતિઓનો રત્નો અને ધન વડે યથા યોગ્ય સત્કાર થઇ ગયો જોઇને શ્રીરામે શ્રેષ્ઠ વિમાન પર આરોહણ કર્યું.

अङ्केनादाय वैदेहीं लज्जामानां यशस्विनीम् ।
लक्ष्मणेन सह भ्रात्रा विक्रान्तेन धनुष्मता ॥ १० ॥

યશસ્વિની સીતાજી શરમાતાં હતાં તો પણ (શ્રી રામે) તેને (ખોળામાં) લઇને લક્ષ્મણ સહિત ધનુર્ધારી પરાક્રમી શ્રીરામ એ વિમાનમાં ચડી બેઠા.

अब्रवीच्च विमानस्थः पूजयन् सर्ववानरान् ।
सुग्रीवं च महावीर्यं काकुत्स्थः सविभीषणम् ॥ ११ ॥



વિમાનમાં બેસી ગયા પછી, શ્રીરામે સમસ્ત વાનરોને મહાબલી સુગ્રીવને અને રાક્ષસરાજ વિભીષણને અભિનંદન આભાર દર્શન કરતાં કહ્યું.

मित्रकार्यं कृतमिदं भवद्भिर्वानरोत्तमाः ।
अनुज्ञाता मया सर्वे यथेष्टं प्रतिगच्छत ॥ १२ ॥

'હે વાનર શ્રેષ્ઠો ! તમે બધાએ મળીને મિત્રનું કામ પૂરું કરી દીધું છે. હવે હું તમને સૌને વિદાય આપું છું. હવે તમે સર્વે પોત પોતાનાં સ્થાને (અથવા જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં) જતા રહેજો.'

यत्तु कार्यं वयस्येन स्निग्धेन च हितेन च ।
कृतं सुग्रीव तत्सर्वं भवताऽधर्मभीरुणा ।
किष्किन्धां प्रति याह्याशु स्वसैन्येनाभिसंवृतः ॥ १३ ॥

'હે સુગ્રીવ ! એક સ્નેહી અને હિતૈષી મિત્રની સાથે જેવું વર્તન (વ્યવહાર) કરવું જોઇએ તેવું જ આપે મિત્રધર્મનો ડર રાખીને કરેલું છે. હવે તમે તમારી સેનાને સાથે લઇને અહીંથી સવેળા કિષ્કિંધા જતા રહો.'

स्वराज्ये वस लङ्कायां मया दत्ते विभीषण ।
न त्वां धर्षयितुं शक्ताः सेन्द्रा अपि दिवौकसः ॥ १४ ॥

'હે વિભીષણ ! આપ પણ મેં આપેલા લંકાના સ્વરાજયમાં નિવાસ કરો. ઇન્દ્ર સહિત દેવતાઓની પણ એટલી શક્તિ નથી કે તેઓ તમને પડકારી શકે, અથવા તમારા પર આક્રમણ કરી શકે.'

अयोध्यां प्रति यास्यामि राजधानीं पितुर्मम ।
अभ्यनुज्ञातमिच्छामि सर्वांश्चामन्त्रयामि वः ॥ १५ ॥



'હું પણ હવે મારા પિતાની રાજધાની અયોધ્યા જતો રહીશ. એટલે હું તમારા બધાની અનુજ્ઞા અને વિદાય ચાહું છું તથા તમને બધાને આમંત્રણ આપું છું. (આવ જો કહું છું અથવા અયોધ્યા આવવાનું આમંત્રણ આપું છું.)

एवमुक्तास्तु रामेण वानरास्ते महाबलाः ।
ऊचुः प्राञ्जलयो रामं राक्षसश्च विभीषणः ॥ १६ ॥

શ્રીરામે આ પ્રમાણે કહ્યું એટલે એ બધા મહાબળવાન વાનરો તથા રાક્ષસરાજ વિભીષણ પણ હાથ જોડીને શ્રીરામને કહેવા લાગ્યા.

अयोध्यां गन्तुमिच्छामः
सर्वान्नयतु नो भवान् ।
दृष्ट्वा त्वामभिषेकार्द्रं
कौसल्यामभिवाद्य च ।
अचिरेणागमिष्यामः
स्वान् गृहान् नृपतेः सुत ॥ १७ ॥

'અમારી બધાની ઇચ્છા આપની સાથે અયોધ્યા જવાની છે, તો આપ અમને લોકોને પણ સાથે લઇ ચાલો, હે રાજકુમાર ! ત્યાં અમે લોકો આપનો રાજ્યાભિષેક જોઇશું અને માતા કૌસલ્યાને પ્રણામ કરીને તરત જ પોત પોતાનાં ઘરે પાછા આવી જઇશું.'

एवमुक्तस्तु धर्मात्मा वानरैः सविभीषणैः ।
अब्रवीद्राघवः श्रीमान् ससुग्रीवविभीषणान् ॥ १८ ॥



જ્યારે વાનરોએ અને વિભીષણે આ પ્રકારે કીધું ત્યારે ધર્માત્મા શ્રીમાન્ રામે સુગ્રીવ તથા વિભીષણ સહિત વાનરોને કહ્યું,

प्रियात् प्रियतरं लब्धं यदहं ससुहृज्जनः ।
सर्वैर्भवद्भिः सहितः प्रीतिं लप्स्ये पुरीं गतः ॥ १९ ॥
क्षिप्रमारोह सुग्रीव विमानं वानरैः सह ।
त्वमप्यारोह सामात्यो राक्षसेन्द्र विभीषण ॥ २० ॥

'અહો ! ત્યારે તો મને પ્રિય કરતાં પણ વધારે પ્રિયની પ્રાપ્તિ થઇ ગઇ કે હું આપ સર્વે મિત્રલોકોના સંગાથે યાત્રા કરીને પ્રેમથી અયોધ્યા પુરી પહોંચી જાઉં અને સ્નેહીઓની સંગતિમાં આનંદ માણું. સારું, સુગ્રીવ ! તો તમે સૈનિક વાનરો સહિત તરત આ વિમાનમાં ચઢી જાઓ અને હે રાક્ષસેન્દ્ર વિભીષણ ! આપ પણ આપના મંત્રીઓને સાથે લઇને વિમાનમાં બેસી જાઓ.'

ततस्तत्पुष्पकं दिव्यं सुग्रीवः सह सेनया ।
आरुरोह मुदा युक्तः सामात्यश्च विभीषणः ॥ २१ ॥

ત્યારે શ્રીરામની અનુમતિથી વાનર સેના સહિત સુગ્રીવ અને મંત્રીઓ સહિત વિભીષણ હરખાતાં હરખાતાં પુષ્પક વિમાનમાં ચઢી બેસી ગયા.

तेष्वारूढेषु सर्वेषु कौबेरं परमासनम् ।
राघवेणाभ्यनुज्ञातमुत्पपात विहायसम् ॥ २२ ॥

તેઓ બધા જ ચડી બેઠા એટલે કુબેરનું ઉત્તમ વાહન શ્રીરામની આજ્ઞાથી આકાશમાં ઊડી ચાલ્યું.



## ૬૯ (ઓગણસિતેરમો) સર્ગ પુષ્પક વિમાન દ્વારા સ્થાનોનું નિરીક્ષણ કરતાં રહી અયોધ્યા પ્રતિ પ્રયાણ.

अनुज्ञातं तु रामेण तद्विमानमनुत्तमम् ।
हंसयुक्तं महानादमुत्पपात विहायसम् ॥ १ ॥

શ્રીરામના આદેશાનુસાર હંસો જોડેલું તે ઉત્તમ વિમાન બહુ જ મોટો અવાજ કરતું ઊડીને આકાશમાં ચડી ગયું.

पातयित्वा ततश्चक्षुः सर्वतो रघुनन्दनः ।
अब्रवीन्मैथिलीं सीतां रामः शशिनिभाननाम् ॥ २ ॥

એ સમયે શ્રીરામે ચારે કોર નજર નાખીને ચંદ્રમુખી મિથિલા કુમારી સીતાને કહેવા માંડ્યું.

कैलासशिखराकारे त्रिकूटशिखरे स्थिताम् ।
लङ्कामीक्षस्व वैदेहि निर्मितां विश्वकर्मणा ॥ ३ ॥

'હે વૈદેહી ! દેવશિલ્પીઓએ નિર્માણ કરેલી આ લંકા નગરીને જુઓ. તે ત્રિકૂટ પર્વત પર કૈલાસ-શિખર પર વસાવેલી હોય તેવી દેખાઇ રહી છે.

एतदायोधनं पश्य मांसशोणितकर्दमम् ।
हरीणां राक्षसानां च सीते विशसनं महत् ॥ ४ ॥

'જુઓ, આ તે સમરભૂમિ છે જ્યાં અસંખ્ય રાક્ષસો અને વાનરોનો વધ થયો છે અને જેમાં માંસ અને રકતનું કીચડ થયેલું છે.



एतत्तु दृश्यते तीर्थं समुद्रस्य वरानने ।
यत्र सागरमुत्तीर्य तां रात्रिमुषिता वयम् ॥ ५ ॥

'હે વરાનના ! આ સમુદ્રનો તે તટ (દક્ષિણ કિનારો) છે, જ્યાં અમે લોકો સાગર પાર કરીને એક રાત રોકાયા હતા.'

एष सेतुर्मया बद्धः सागरे सलिलार्णवे ।
तव हेतोर्विशालाक्षि नलसेतुः सुदुष्करः ॥ ६ ॥

'હે વિશાલાક્ષિ ! ખારા જળથી પૂર્ણ આ સમુદ્ર પર મારા બંધાવેલા પુલ તરફ તો જુઓ. આ સેતુ બાંધવાનું દુષ્કાર કાર્ય તમારા માટે જ નલે કરેલું હતું.'

एतत्तु दृश्यते तीर्थं सेतुबन्ध इति ख्यातम् ।
अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः ॥
अत्र राक्षसराजोऽयमाजगाम विभीषणः ॥ ७ ॥

'આ સમુદ્રનો બીજો કિનારો = ઉત્તરતટ દેખાય છે. તે સેતુબંધના નામે પ્રખ્યાત થઇ ગયું છે. આ એ જ ઠેકાણું છે જ્યાં સર્વવ્યાપક (વિભુઃ) દેવોના દેવ મહાદેવ પરમાત્માએ અમારા ઉપર કૃપા કરી હતી (જેની સહાય અને પ્રેરણાથી અમે સાગર પર પુલ બાંધીને તમને લાવ્યા છીએ). આ એ જ સ્થાન છે જ્યાં રાક્ષસેશ્વર વિભીષણ મને આવી મળ્યા હતા.

एषा सा दृश्यते सीते किष्किन्धा चित्रकानना ।
सुग्रीवस्य पुरी रम्या यत्र वाली मया हतः ॥ ८ ॥



'હે સીતા ! જુઓ આ ચિત્ર-વિચિત્ર ઉદ્યાનો યુકત કિષ્કિંધા નગરી છે. આ રમણીય પુરી સુગ્રીવની રાજધાની છે. અહીં આ સ્થાને મેં વાલીનો વધ કર્યો હતો.'

अथ दृष्ट्वा पुरीं सीता किष्किन्धां वालिपालिताम् ।
अब्रवीत्प्रश्रितं वाक्यं रामं प्रणयसाध्वसा ॥ ९ ॥

વાલીએ વિકસાવેલી કિષ્કિંધા નગરીને દેખી, સીતાએ સુગ્રીવ સાથેના રામના સ્નેહબંધનનો વિચાર કરીને નમ્રતા પૂર્વક રામને કહ્યું,

सुग्रीवप्रियभार्याभिस्ताराप्रमुखतो नृप ।
अन्येषां वानरेन्द्राणां स्त्रीभिः परिवृता ह्यहम् ॥
गन्तुमिच्छे सहायोध्यां राजधानी त्वयाऽनघ ॥ १० ॥

'હે રાજા ! હે નિષ્પાપ ! મારી તો એવી ઇચ્છા છે કે હું સુગ્રીવની તારા પ્રમુખ પ્રિય રાણીઓ અને વાનર સેનાપતિઓની સ્ત્રીઓને પણ સાથે લઇને સહભાવ પૂર્વક આપની સાથે અયોધ્યા રાજધાનીમાં પ્રવેશ કરું.'

एवमुक्तोऽथ वैदेह्या राघवः प्रत्युवाच ताम् ।
एवमस्त्विति किष्किन्धां प्राप्य संस्थाप्य राघवः ॥ ११ ॥
विमानं प्रेक्ष्य सुग्रीवं वाक्यमेतदुवाच ह ।
ब्रूहि वानरशार्दूल सर्वान् वानरपुङ्गवान् ॥ १२ ॥
स्वदारसहिताः सर्वे ह्ययोध्यां यान्तु सीतया ।
तथा त्वमपि सर्वाभिः स्त्रीभिः सह महाबल ॥ १३ ॥



'જ્યારે સીતાજીએ એવી ઇચ્છા પ્રગટ કરી ત્યારે રામે કીધું કે' બહુ જ સારું એમ જ થશે. કિષ્કિંધા પહોંચીને ત્યાં રામે વિમાન થોભાવ્યું અને સુગ્રીવની સામે જોઇને તેને એમ કહ્યું કે 'હે વાનરરાજ ! તમે બધા જ વાનર શ્રેષ્ઠોને કહી દ્યો કે તેઓ બધા પોત પોતાની પત્નીઓ સહિત સીતાની સાથે અયોધ્યા ચાલે. વળી હે મહાબલી ! તમે પણ તમારી બધી જ સ્ત્રીઓ સહિત અયોધ્યા ચાલો.'

अभित्वरस्व सुग्रीव गच्छामः प्लवगेश्वर ।
एवमुक्तस्तु सुग्रीवो रामेणामिततेजसा ॥ १४ ॥
वानराधिपतिः श्रीमांस्तैश्च सर्वैः समावृतः ।
प्रविश्यान्तःपुरं शीघ्रं तारामुद्वीक्ष्य सोऽब्रवीत् ॥ १५ ॥

'હે વાનરરાજ ! આ કામ કરવામાં ઉતાવળ રાખો, કેમકે આપણે અહીંથી અત્યારે જ નીકળી જવું છે. જ્યારે અમિત તેજસ્વી શ્રીરામે સુગ્રીવને આમ કહ્યું ત્યારે શ્રીમાન્ વાનરરાજ (સુગ્રીવ) બધા વાનર સૈનિકોને સાથે લઇને જલદી પોતાના અંતઃપુરમાં પહોંચ્યા ત્યાં પહોંચીને તેમણે તારાને ઉદ્દેશીને કહ્યું.

प्रिये त्वं सह नारीभिर्वानराणां महात्मनाम् ।
राघवेणाभ्यनुज्ञाता मैथिलीप्रियकाम्यया ॥ १६ ॥
त्वर त्वमभिगच्छामो गृह्य वानरयोषितः ।
अयोध्यां दर्शयिष्यामः सर्वा दशरथस्त्रियः ॥ १७ ॥

'હે પ્રિયા ! શ્રીરામની આજ્ઞાથી અને સીતાજીની પ્રસન્નતા માટે તમે વાનર-સેનાપતિઓની સ્ત્રીઓને સાથે લઇને તરત અમારી સાથે ચાલો. અમે તમને અયોધ્યા શહેર બતાવીશું અને મહારાજા દશરથની બધી જ સ્ત્રીઓનાં દર્શન કરાવીશું.'



सुग्रीवस्य वचः श्रुत्वा तारा सर्वाङ्गशोभना ।
आहूय चाब्रवीत् सर्वा वानराणां तु योषितः ॥ १८ ॥

સર્વાંગસુંદરી તારાએ સુગ્રીવનાં આ વચનો સાંભળીને બધી જ વાનર સ્ત્રીઓને બોલાવીને તેઓને કહ્યું,

सुग्रीवेणाभ्यनुज्ञाता गन्तुं सर्वैश्च वानरैः ।
मम चापि प्रियं कार्यमयोध्यादर्शनेन च ॥ १९ ॥

'મહારાજા સુગ્રીવની આજ્ઞા છે કે તમે પણ તમારા પતિઓની સંગાથે અયોધ્યા ચાલો. તમારી સાથે મને પણ અયોધ્યા જોવાનું બહુ જ ગમશે.'

प्रवेशं चापि रामस्य पौरजानपदैः सह ।
विभूतिं चैव सर्वासां स्त्रीणां दशरथस्य च ॥ २० ॥

'ત્યાં પહોંચીને આપણે બધી જ પણ નગરવાસીઓ તેમજ ગ્રામ્યજનોની સાથે શ્રીરામનો અયોધ્યા પ્રવેશ તથા બધી રાણીઓના ઐશ્વર્યને જોઈશું.'

तारया चाभ्यनुज्ञाताः सर्वा वानरयोषितः ।
नेपथ्यं विधिपूर्वेण कृत्वा चापि प्रदक्षिणम् ॥
अध्यारोहन् विमानं तत् सीतादर्शनकाङ्क्षया ॥ २१ ॥

તારાની આજ્ઞાનુસાર તે બધી જ સ્ત્રીઓ વસ્ત્રો અને અલંકારોથી યથાવિધિ શણગાર સજીને આવી ગઇ. તેઓએ વિધિપૂર્વક યાનમંચની પ્રદક્ષિણા કરી અને સીતાજીનાં દર્શન કરવાની કામનાથી ઝટઝટ વિમાન પર બેસી ગઇ.



ताभिः सहोत्थितं शीघ्रं विमानं प्रेक्ष्य राघवः ।
ऋष्यमूकसमीपे तु वैदेहीं पुनरब्रवीत् ॥ २२ ॥

તારા વગેરે વાનર સ્ત્રીઓ સહિતના એ વિમાનને ઊપડીને ઊડતું ઊડતું ઋષ્યમૂક પર્વત સમીપે (પહોંચેલું) જોઇને શ્રીરામે જલદી વૈદેહીને કહ્યું,

दृश्यतेऽसौ महान् सीते सविद्युदिव तोयदः ।
ऋष्यमूको गिरिश्रेष्ठः काञ्चनैर्धातुभिर्वृतः ॥ २३ ॥

'હે સીતા ! આ પર્વતશ્રેષ્ઠ મહાન્ ઋષ્યમૂક દેખાઇ રહ્યો છે. આમાં સુવર્ણ વગેરે ચમકતી ધાતુઓ પૂરતા પ્રમાણમાં છે એથી આ પર્વત વીજળીવાળા વાદળા જેવો (ચમકતો) દેખાય છે.

अत्राहं वानरेन्द्रेण सुग्रीवेण समागतः ।
समयश्च कृतः सीते वधार्थं वालिनो मया ॥ २४ ॥

'આ સ્થાને સુગ્રીવની સાથે મારી મિત્રતા બંધાઇ હતી અને અહીંયા જ મેં વાલીને મારવાનો કરાર કર્યો હતો.'

एषा सा दृश्यते पम्पा नलिनी चित्रकानना ।
त्वया विहीनो यत्राहं विललाप सुदुःखितः ॥ २५ ॥

'સુંદર કૃષ્ણ કમળના વેલાઓવાળું અને રંગબેરંગી ફૂલોવાળા ચિત્રવિચિત્ર વનોવાળું આ પંપા સરોવર દેખાય છે. આ જગ્યાએ હું તમારા વિયોગથી દુઃખી થઇને વિલાપ કરી કરીને રડયો હતો.'

अस्यास्तीरे मया दृष्टा शबरी धर्मचारिणी ।
अत्र योजनबाहुश्च कबन्धो निहतो मया ॥ २६ ॥



'આ જ સરોવરના તટ પર હું ધર્મનું આચરણ કરનારી શબરીને મળ્યો હતો અને આ જ જંગલમાં મેં અતિદીર્ઘ ભુજાઓવાળા કબંધને હણ્યો હતો.'

दृश्यते च जनस्थाने सीते श्रीमान् वनस्पतिः ।
यत्र युद्धं महद्वृत्तं तव हेतोर्विलासिनि ॥
रावणस्य नृशंसस्य जटायोश्च महात्मनः ॥ २७ ॥

'હે સીતા ! જુઓ, આ છે જટાયુનું નિવાસ-સ્થાન, જનસ્થાનમાં ઘેઘૂર ઘટાદાર સુશોભિત વડલો. હે વિલાસીની ! આ ઠેકાણે તમારે માટે મહાત્મા જટાયુને ક્રૂર રાવણ સાથે ઘોર યુદ્ધ કરવું પડયું હતું.'

खरश्च निहतो यत्र दूषणश्च निपातितः ।
त्रिशिराश्च महावीर्यो मया बाणैरजिह्मगैः ॥ २८ ॥

'વળી, આ એ ઠેકાણું છે, જ્યાં આગળ મેં મારા સીધી ગતિથી વાર કરનારાં બાણો વડે ખર, દૂષણ અને ત્રિશિરાને મારીને ધૂળ ચાટતા કર્યા હતા.'

एतत्तदाश्रमपदमस्माकं वरवर्णिनि ।
पर्णशाला तथा चित्रा दृश्यते शुभदर्शने ॥ २९ ॥

'હું સુંદરી ! આ આપણો આશ્રમ છે... પંચવટી. આપણા આશ્રમની મનોહર પર્ણકુટિ હજુ પણ સુંદર દેખાય છે.'

एषा गोदावरी रम्या प्रसन्नसलिला शिवा ।
अगस्त्यस्याश्रमो ह्येष दृश्यते पश्य मैथिलि ॥ ३० ॥



'આ શુભ, સુરમ્ય, નિર્મલ જલવાળી ગોદાવરી નદી છે અને હે મૈથિલી ! આ અગસ્ત્ય ઋષિનો આશ્રમ દેખાય છે, તે તું જો.'

वैदेहि दृश्यते चात्र शरभङ्गाश्रमो महान् ।
अस्मिन् देशे महाकायो विराधो निहतो मया ॥ ३१ ॥

'હે વૈદેહી ! આ બહુ જ મોટો દેખાય છે તે શરભંગ ઋષિનો આશ્રમ છે. આ એ જ જગ્યા છે જ્યાં મેં પહાડી કાયાવાળા વિરાધ નામના રાક્ષસને (ભોંયમાં ભંડાર્યો હતો) મારી નાખ્યો હતો.'

एते हि तापसावास दृशयन्ते तनुमध्यमे ।
अत्रिः कुलपतिर्यत्र सूर्यवैश्वानरप्रभः ॥
अत्र सीते त्वया दृष्टा तापसी धर्मचारिणी ॥ ३२ ॥

'હે તનુમધ્યમા (પાતળી કમ્મરવાળી) ! આ તપસ્વીઓના આશ્રમો દેખાય છે. એમાં જ કુલપતિ અત્રિ રહે છે, જે સૂર્ય સમાન અને અગ્નિ સરખા તેજસ્વી છે. (પ્રભાવશાળી છે.) અહીંયા તમને ધર્મનું આચરણ કરનારા તપસ્વી અનસૂયા માતાની મુલાકાત થઇ હતી.

असौ सुतनु शैलेन्द्रश्चित्रकूटः प्रकाशते ।
यत्र मां कैकेयीपुत्रः प्रसादयितुमागतः ॥ ३३ ॥

'હે સુંદર શરીરવાળી ! જુઓ, આ ઝગમગે છે તે ચિત્રકૂટ પર્વતરાજ છે, અહીં મને મનાવવાને કૈકેયીપુત્ર ભરત આવ્યો હતો.'



एषा सा यमुना दूराद् दृश्यते चित्रकानना ।
भरद्वाजाश्रमो यत्र श्रीमानेष प्रकाशते ॥ ३४ ॥

આ રંગબેરંગી ફૂલોથી ભરચક વૃક્ષો વાળાં વનોની વચ્ચેથી વહેતી યમુના નદી દૂરથી જ દેખાઇ રહી છે. એની નજીક જ મહર્ષિ ભરદ્વાજનો સમૃદ્ધ આશ્રમ ચમકયા કરે છે.

एषा त्रिपथगा गङ्गा दृश्यते वरवर्णिनि ।
नानाद्विजगणाकीर्णा सम्प्रपुष्पितकानना ॥ ३५ ॥

'હે મોહક વર્ણવાળી ! આ ત્રિપથગામિની (ત્રણ ધારામાં ફંટાએલી) ગંગા નદી છે, તેના બંને તટો પર વિવિધ પ્રકારના (દ્વિજો) પક્ષીઓ તથા સુગંધી પુષ્પોથી પરિપૂર્ણ વૃક્ષોથી ઘેરાયેલાં અરણ્યો છે.'

शृङ्गवेरपुरं चैतद् गुहो यत्र समागतः ।
एषा सा दृश्यते सीते सरयूर्यूपमालिनी ॥ ३६ ॥

'આગળ જુઓ, આ શૃંગવેરપુર છે, અહીંયાં મને ગુહનો સમાગમ થયો હતો. હે સીતા ! આ જુઓ, એ સરયૂ નદી છે, જેના તટ પર ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન રાજાઓએ કરેલા યજ્ઞોના સ્મારક રૂપે પત્થરની ખાંભીઓની હારમાળાઓ દેખાય છે.'

नानातरुशताकीर्णा सम्प्रपुष्पितकानना ।
एषा सा दृश्यतेऽयोध्या राजधानी पितुर्मम ॥ ३७ ॥

'વિવિધ પ્રકારનાં સેંકડો પુષ્પિત વૃક્ષોવાળા ઉદ્યાનોથી શોભી રહેલી આ મારા પિતાની રાજધાની અયોધ્યાપુરી દેખાઇ રહી છે.'



ततस्ते वानराः सर्वे राक्षसश्च विभीषणः ।
उत्पत्योत्पत्य ददृशुस्तां पुरीं शुभदर्शनाम् ॥ ३८ ॥

શ્રીરામના મુખેથી અયોધ્યાપુરીનું નામ સંભાળતાં જ સમસ્ત વાનરો અને રાક્ષસરાજ વિભીષણ ઊંચા થઇ થઇને એ સુંદર અયોધ્યાનગરને નિહાળવા લાગ્યા.

## ૭૦ (સિતેરમો) સર્ગ ભરદ્વાજના આશ્રમમાં.

पूर्णे चतुर्दशे वर्षे पञ्चम्यां लक्ष्मणाग्रजः ।
भरद्वाजाश्रमं प्राप्य ववन्दे नियतो मुनिम् ॥ १ ॥

ચૌદ વર્ષ વનવાસનાં પૂરાં થયાં ત્યારે ચૈત્રમાસની અજવાળી પાંચમે શ્રીરામ ભરદ્વાજના આશ્રમે પહોંચ્યા અને તેમણે તેમને નિયમાનુસાર વંદન કર્યા.

सोऽपृच्छदभिवाद्यैनं भरद्वाजं तपोधनम् ।
शृणोषि कच्चिद्भगवन् सुभिक्षानामयं पुरे ॥ २ ॥

તેમને પ્રણામ કર્યા પછી, શ્રીરામે તપોધન ભરદ્વાજ મુનિને પૂછયું, 'હે ભગવાન્ ! અયોધ્યાપુરીમાં બધા લોકો ક્ષેમકુશળ તો છે ને ? સુકાળમાં બધા નીરોગી તો રહ્યા ને ?' (દુકાળમાં કોઇ અસ્વસ્થતો નથી થયા ?)'

कच्चिच्च युक्तो भरतो जीवन्त्यपि च मातरः ।
एवमुक्तस्तु रामेण भरद्वाजो महामुनिः ॥
प्रत्युवाच रघुश्रेष्ठं स्मितपूर्वं प्रहृष्टवत् ॥ ३ ॥



'ભરત પ્રજાનું પાલન તો સારી રીતે કરે છે ને ? મારી માતાઓ તો બધી જીવિત છે ને ?' શ્રીરામે આ પ્રકારે પૂછ્યું તેથી મહામુનિ ભરદ્વાજ અત્યંત પ્રસન્ન થઇ સ્મિત કરીને બોલ્યા,

पङ्कदिग्धस्तु भरतो जटिलस्त्वां प्रतीक्षते ।
पादुके ते पुरस्कृत्य सर्वं च कुशलं गृहे ॥ ४ ॥

'હે રામ ! યથાવિધિ સ્નાન ન કરવાને લીધે મેલથી ખરડાયેલે શરીરે, જટાજૂટધારી ભરત તમારી ચાખડીઓને સામે જ રાખીને તમારી પ્રતીક્ષા કર્યા કરે છે. તમારા ઘરમાં સર્વે કુશળ મંગલ છે.

त्वां पुरा चीरवसनं प्रविशन्तं महावनम् ।
स्त्रीतृतीयं च्युतं राज्याद्धर्मकामं च केवलम् ॥ ५ ॥
पदातिं त्यक्तसर्वस्वं पितुवचनकारिणम् ।
दृष्ट्वा तु करुणापूर्वं ममासीत् समितिञ्जय ॥ ६ ॥

'હે રઘુનંદન ! અગાઉ તમે વલ્કલ વસ્ત્રો પહેરીને આ મહાવનમાં પ્રવેશ કર્યો હતો, એ વખતે તમારી સાથે લક્ષ્મણ અને સીતા પણ હતાં. રાજ્યમાંથી તમને હઠાવી દીધેલા હતા અને તમે કેવળ ધર્મકાર્યમાં જ ધ્યાન દેતા હતા. તમે પગપાળા ચાલતા હતા અને સર્વસ્વ ત્યજીને કેવળ પિતાની આજ્ઞાનું પાલન કરી રહ્યા હતા. હે સમર-વિજયી ! તમારી એ સમયની દશા દેખીને મારું મન કકળી ઊઠ્યું હતું.'

साम्प्रतं सुसमृद्धार्थं समित्रगणबान्धवम् ।
समीक्ष्य विजितारिं त्वां मम प्रीतिरनुत्तमा ॥ ७ ॥

'પણ આ સમયે તમને સફલ-મનોરથ (સુખી, સમર્થ અને સમૃદ્ધ) ઇષ્ટમિત્રો અને સ્વજનો સહિત તથા શત્રુઓને જીતીને વિજયી બનીને પાછા આવેલા દેખી મને અત્યંત હરખ અને પ્રીતિ થાય છે.'



सर्वं च सुखदुःखं ते विदितं मम राघव ।
यत्त्वया विपुलं प्राप्तं जनस्थानवधादिकम् ॥ ८ ॥

'હે રામ ! જનસ્થાનમાં તમે વાસ કરતા હતા તે દરમિયાન તમે જે ઘણાં ઘણાં સુખ-દુઃખ ભોગવ્યાં તે બધાં હું જાણું છું.'

मारीचदर्शनं चैव सीताया हरणं तथा ।
सुग्रीवेण च ते सख्यं यच्च वाली हतस्त्वया ॥ ९ ॥
सपुत्रबान्धवामात्यः सबलः सहवाहनः ।
यथा विनिहतः संख्ये रावणो देवकण्टकः ॥ १० ॥
सर्वं ममैतद्विदितं तपसा धर्मवत्सल ।
सम्पतन्ति च मे शिष्याः प्रवृत्याख्याः पुरीमितः ॥ ११ ॥

'મારીચનું માયાવી મૃગનાં રૂપે આશ્રમમાં આગમન, રાવણે કરેલું સીતાનું અપહરણ, સીતાને ગોતતાં ગોતતાં સુગ્રીવની સાથે તમારી મૈત્રી, પછી તમારા હાથે વાલીનો વધ; પછી પુત્ર, ભાઇ, સગાઓ, મંત્રીઓ, સૈન્ય, હાથી-ઘોડા તથા રથ સહિત દેવકંટક રાવણનો યુદ્ધમાં વધ આ બધી જ વાતો હે ધર્મવત્સલ ! મને મારા તપના પ્રભાવથી વિદિત છે. મારા વાર્તાહાર (કથા કુશળ) શિષ્યો રોજ રોજ આશ્રમમાંથી આમ તેમ અને અયોધ્યા નગરીમાં પણ જતા હોય છે. એમના દ્વારા મને બધો વૃત્તાન્ત જાણવા મળ્યા કરે છે.'

वसार्घ्यं प्रतिगृह्णीष्व श्वश्चायोध्यां गमिष्यसि ।
तस्य तच्छिरसा वाक्यं प्रतिगृह्य नृपात्मजः ॥
बाढमित्येव संहृष्टो निशां तां सुखमाऽवसत् ॥ १२ ॥



'હવે આજે આપ મારું આતિથ્ય સ્વીકારો અને અહીં એક રાત રોકાઇ જાઓ, કાલે અયોધ્યા જવાને રવાના થજો.' આ પ્રમાણેની રાજકુમાર શ્રીરામે ભરદ્વાજની આજ્ઞા માથે ચઢાવી અને અત્યંત પ્રસન્ન થઇ કહ્યું, 'બહું જ સારું' પછી ભોજન વગેરે કરીને રામ તે રાતે સુખપૂર્વક ત્યાં જ રહી ગયા.

**ટિપ્પણી :** ✱ *આ મહર્ષિ ભરદ્વાજ વૈદિક વિમાનશાસ્ત્રના વિશેષજ્ઞ હતા. તેમની પાસે દૂરનું જોવા-જાણવાના અને આકાશ ગમનનાં ઉપકરણો પણ હતાં. એ જ એના તપનો પ્રભાવ અને સિદ્ધિ હતાં. વિશેષ જાણવા માટે વાંચો 'बृहद् विमान शास्त्र' महर्षि भरद्वाजप्रणीत, સાર્વદેશિક આ. પ્ર. સભાનું પ્રકાશન. - ગુજ. અનુ.*

## ૭૧ (એકોતેરમો) સર્ગ હનુમાન દ્વારા નિજઆગમનની ભરતને રામની સૂચના

अयोध्यां तु समालोक्य चिन्तयामास राघवः ।
चिन्तयित्वा हनुमन्तमुवाच प्लवगोत्तमम् ॥
अयोध्यां त्वरितो गच्छ त्वमितो वनगोचर ॥ १ ॥

દૂરથી જ અયોધ્યાને દેખીને જેવા શ્રીરામ ભરદ્વાજના આશ્રમમાં ઊતર્યા તેવો જ તેને કંઇક વિચાર આવ્યો. (તેમણે વિચાર્યું કે આ જે વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થઇ રહ્યાં છે. જો આજે મારા પહોંચવાનો સંદેશો ભરતને નહિ મળ્યો તો તે ચિત્રકૂટમાં કરેલી પોતાની પ્રતિજ્ઞા અનુસાર અગ્નિમાં પ્રવેશ કરશે.') મનમાં આમ વિચારીને કંઇક નિર્ણય કરીને શ્રીરામે કપિશ્રેષ્ઠ હનુમાનજીને કહ્યું, 'હે વનવાસી ! તમે અહીંથી સત્વર અયોધ્યા જાઓ.'

कुशलं भरतं ब्रूहि राजपुत्रं यशस्विनम् ।
जानीहि कुशलं कच्चिदिक्ष्वाकुकुलमन्दिरे ॥ २ ॥



'ત્યાં જઇને તમે યશસ્વી રાજકુમાર ભરતને મારી કુશળતાના સમાચાર આપો અને એ પણ જોઇ લો કે રાજમહેલમાં રઘુકુલ પરિવાર કુશળ-મંગળ છે ને ?'

शृंगवेरपुरं प्राप्य गुहं गहनगोचरम् ।
निषादाधिपतिं ब्रूहि कुशलं वचनान्मम ॥ ३ ॥

'તમારા રસ્તામાં શૃંગવેરપુર પહોંચીને તમે ગહનવનોના માહિતગાર વનવાસી નિષાદરાજ ગુહને મારા કુશળ સમાચાર આપતા જજો.'

श्रुत्वा तु मां कुशलिनमरोगं विगतज्वरम् ।
भविष्यति गुहः प्रीतः स ममात्मसमः सखा ॥ ४ ॥

'મારા સ્વાસ્થ્ય અને કુશળતાની વાત અને વનમાં આપત્તિઓની સમાપ્તિનો વૃત્તાંત સાંભળીને તે પ્રસન્ન થઇ જશે; કેમકે તેઓ મારા આત્મા સમાન પ્રિય મિત્ર છે.'

अयोध्यायाश्च ते मार्गं प्रवृतिं भरतस्य च ।
निवेदयिष्यति प्रीतो निषादाधिपतिर्गुहः ॥ ५ ॥

'મારા સુખસમાચાર સાંભળી ખુશ થયેલો ગુહ તમને અયોધ્યા જવાનો સરળ માર્ગ બતાવશે તેમજ ભરતની પ્રવૃત્તિ-રાજકીય ગતિવિધિની વાતો કરશે.'

भरतस्तु त्वया वाच्यः कुशलं वचनान्मम ।
सिद्धार्थं शंस मां तस्मै सभार्यं सहलक्ष्मणम् ॥ ६ ॥

'તમે અયોધ્યા પહોંચીને મારા નામથી ભરતની કુશળતા પૂછજો અને ભરતને કહેજો કે મેં સીતા અને લક્ષ્મણને સાથે રાખીને પિતાની આજ્ઞાનું પાલન કરી દીધું છે.'

उपयान्तं च मां सौम्य भरतस्य निवेदय ।
सह राक्षसराजेन हरीणां प्रवरेण च ॥ ७ ॥

'હે સૌમ્ય ! કુશળતાની વાતો કર્યા પછી, ભરતને એમ કહેજો કે - રાક્ષસરાજ વિભીષણ તથા વાનરરાજ સુગ્રીવ સહિત હું અયોધ્યાનગરની નજીક પહોંચી ગયો છું.'

एतत् श्रुत्वा यमाकारं भजते भरतस्तदा ।
स च ते वेदितव्यः स्यात् सर्वं यच्चापि मां प्रति ॥ ८ ॥

'આ બધું સાંભળીને ભરત કેવી મુખમુદ્રા ધારણ કરે છે (અમે આવીએ તે ભરતને ગમતી વાત છે કે નહિ તે તેના મોઢા પરના ભાવ પરથી) તે તમે જાણી લેજો.'

सर्वकामसमृद्धं हि हस्त्यश्वरथसङ्कुलम् ।
पितृपैतामहं राज्यं कस्य नावर्तयेन्मनः ॥ ९ ॥
सङ्गत्या भरतः श्रीमान् राज्यार्थी चेत्स्वयं भवेत् ।
प्रशास्तु वसुधां कृत्स्नामखिलां रघुनन्दनः ॥ १० ॥

'બધા જ પ્રકારના ઈષ્ટ પદાર્થોથી પરિપૂર્ણ તથા હાથી-ઘોડા અને રથોથી સમૃદ્ધ એવું પિતા-પિતામહોનું રાજ્ય પ્રાપ્ત કરીને ભલા કોનું મન બદલી નથી જતું ? ઘણા સમય સુધી રાજ્ય કરવાથી જો ભરતને રાજ્ય કરવાની અબળખા હોય તો ભલેને આખીયે પૃથ્વીનું શાસન રઘુનંદન શ્રીમાન્ ભરત કર્યા કરે.'



तस्य बुद्धिं च विज्ञाय व्यवसायं च वानर ।
यावन्न दूरं याताः स्मः क्षिप्रमागन्तुमर्हसि ॥ ११ ॥

'હે હનુમાનજી ! હું અયોધ્યા પહોંચું તે પહેલાં જ તમે ભરતના મનની વાત અને તેની પ્રવૃત્તિ જાણીને ઝટપટ પાછા આવી જાઓ.'

इति प्रतिसमादिष्टो हनुमान्मारुतात्मजः ।
मानुषं धारयन् रूपमयोध्यां त्वरितो ययौ ॥ १२ ॥

જ્યારે શ્રીરામે પવન પુત્ર હનુમાનજીને આવી આજ્ઞા આપી ત્યારે તેમણે મનુષ્યનું રૂપ ધારણ કરીને ઉતાવળું ઉતાવળું અયોધ્યાના માર્ગે ચાલવા માંડયું.

***ટિપ્પણી :*** ✵ *વાનર રૂપ અને મનુષ્ય રૂપના તફાવત સમું જે વાનર રાષ્ટ્રનું રાષ્ટ્રીય ચિહ્ન નકલી પૂંછડું હતું તે શરીરથી અળગું કર્યું. ગુજ. અનુ. (ન્હાનું ટાંક)*

शृंगवेरपुरं प्राप्य गुहमासाद्य वीर्यवान् ।
स वाचा शुभया हृष्टो हनूमानिदमब्रवीत् ॥ १३ ॥

પરાક્રમી હનુમાનજી માર્ગમાં શૃંગવેરપુર પહોંચ્યા, ત્યાં ગુહને જઈ મળ્યા તથા ગુહને મધુરવાણીથી સહર્ષ આ સમાચાર આપ્યા.

सखा तु तव काकुत्स्थो रामः सत्यपराक्रमः ।
ससीतः सह सौमित्रिः स त्वां कुशलमब्रवीत् ॥ १४ ॥



'હે ગુહ ! આપના મિત્ર સત્ય પરાક્રમી શ્રીરામે પોતાની તથા સીતા અને લક્ષ્મણની કુશળતા આપને કહેવડાવી છે.'

पञ्चमीमद्य रजनीमुषित्वा वचनान्मुनेः ।
भरद्वाजाभ्यनुज्ञातं द्रक्ष्यस्यद्यैव राघवम् ॥ १५ ॥

'ભરદ્વાજ મુનિના આગ્રહથી તેમના આશ્રમમાં આજ પાંચમની રાત નિવાસ કરશે અને પછી એમની અનુજ્ઞાથી પ્રસ્થાન કરીને આવતી કાલે તેઓ અહીં આવી આપને મળશે.'

एवमुक्त्वा महातेजाः सम्प्रहृष्टतनूरुहः ।
उत्पपात महावेगो वेगवानविचारयन् ॥ १६ ॥

ગુહને આ શુભ સંદેશો આપીને મહાતેજસ્વી વેગવાન હનુમાનજી હર્ષથી રોમાંચિત થઇ પ્રવાસના થાકની દરકાર કર્યા વિના મહાવેગથી ઊડવા માંડ્યા.

सं गत्वा दूरमध्वानं त्वरितः कपिकुञ्जरः ।
आससाद द्रुमान् फुल्लान्नन्दिग्रामसमीपगान् ॥ १७ ॥

ત્યાંથી બહુ જ ઉતાવળા ઉતાવળા ચાલી લાંબો માર્ગ કાપીને તે વાનર શ્રેષ્ઠ હનુમાનજી નન્દિગ્રામની નજીકના વિવિધ પ્રકારનાં ખીલેલાં ફૂલોવાળાં વૃક્ષો સહિતના ઉપવનમાં જઇ પહોંચ્યા.

स्त्रीभिः सपुत्रैर्वृद्धैश्च रममाणैरलंकृतान् ।
सुराधिपस्योपवने यथा चैत्ररथे द्रुमान् ॥ १८ ॥



એ વૃક્ષો નીચે ઘરડાઓ અને સ્ત્રીઓ ઘરેણાં પહેરીને પોતાના પુત્ર પૌત્રોને સુખેથી રમાડતાં હતાં. એ ઉપવનનાં વૃક્ષો જાણે દેવરાજ ઇન્દ્રના નન્દન-કાનનમાં લગાવેલાં વૃક્ષોની જેમ જ શોભી રહ્યાં હતાં.

क्रोशमात्रे त्वयोध्यायाश्चीरकृष्णाजिनाम्बरम् ।
ददर्श भरतं दीनं कृशमाश्रमवासिनम् ॥ १९ ॥

આ નંદિગ્રામ નામે ગામડું અયોધ્યાથી એક કોસ (એક ગાઉ - દોઢ માઇલ) ના અંતરે હતું. ત્યાં હનુમાનજીએ વલ્કલ અને કાળું મૃગચર્મ પહેરેલા, કૃશ શરીરવાળા (દુબળા-પાતળા), ઉદાસ મનવાળા અને તપસ્વીઓના જેવી રહેણી કરણીવાળા ભરતને દેખ્યા.

जटिलं मलदिग्धाङ्गं भ्रातृव्यसनकर्शितम् ।
नियतं भावितात्मानं ब्रह्मर्षिसमतेजसम् ॥ २० ॥

હનુમાનજીએ જોયું તો ભરતજીના માથા પર જટા છે, શરીર ઉદ્‌વર્તન ન કરવાથી સ્વેદરૂપી મેલથી ખરડાયેલું છે અને ભાઇના વિયોગજન્ય દુઃખથી સુકાઇ ગયેલું છે. તેમણે પોતાનાં મન અને વાણીને વશ કરેલાં છે, વળી બ્રહ્મર્ષિ સમાન તેજસ્વી છે.

पादुके ते पुरस्कृत्य शासन्तं वै वसुन्धराम् ।
चातुर्वर्ण्यस्य लोकस्य त्रातारं सर्वतो भयात् ॥ २१ ॥

હનુમાને એવું પણ જોયું કે ભરત શ્રીરામની પાવડીઓને પોતાની સન્મુખ રાખીને સમસ્ત પૃથ્વીનું શાસન કરી રહ્યા છે, તેમજ ચારેય વર્ણની પ્રજાનું સર્વ પ્રકારના ઉત્પાતોથી રક્ષણ કરી રહ્યા છે.





उपस्थितममात्यैश्च शुचिभिश्च पुरोहितैः ।
बलमुख्यैश्च युक्तैश्च काषायाम्बरधारिभिः ॥ २२ ॥

તેમની સામે નજીકમાં જ ભગવા કપડાં પહેરીને કાર્યકુશળ અને પ્રમાણિક મંત્રીઓ, પુરોહિતો અને સેનાધ્યક્ષો બેઠેલા છે.

न हि ते राजपुत्रं तं चीरकृष्णाजिनाम्बरम् ।
परिभोक्तुं व्यवस्यन्ति पौरा वै धर्मवत्सलम् ॥ २३ ॥

ધર્મવત્સલ રાજપુત્ર ભરત ભગવાં વસ્ત્રો, વલ્કલ તથા મૃગચર્મ ધારણ કરતા હતા, તેથી તેમનાં સંપર્કમાં રહેનારા લોકો પુરવાસીજનો પણ અન્ય પ્રકારનાં (રાજસી) વસ્ત્રો પહેરવાનો પ્રયત્ન જ કરતા ન હતા.

**ટિપ્પણી :** ✸ *આ શ્લોકનો અનુવાદ આમ પણ થઇ શકે છે, ધર્મ વત્સલ ભરતજીને કાષાય વસ્ત્રો અને કાળું મૃગચર્મ ધારણ કરી રહેલા જોઇને પુરવાસી પ્રજાજનો પણ ચડિયાતા મોજશોખ કરવાનો વિચાર પણ કરતા ન હતા.*

तं धर्ममिव धर्मज्ञं देहवन्तमिवापरम् ।
उवाच प्राञ्जलिर्वाक्यं हनुमान् मारुतात्मजः ॥ २४ ॥

તેમને જોઇને પવનપુત્ર હનુમાનજીએ ધર્મને જાણનારા તથા ધર્મના બીજા દેહધારી સ્વરૂપ સમાન ભરતને હાથ જોડીને કહ્યું.

वसन्तं दण्डकारण्ये यं त्वं चीरजटाधरम् ।
अनुशोचसि काकुत्स्थं स त्वां कुशलमब्रवीत् ॥ २५ ॥



'હે રાજા ! આપ રાત દિવસ જે દંડકારણ્યવાસી અને જટાવલ્કલધારી શ્રીરામની ચિંતામાં મગ્ન રહો છો, તેમણે તમને કુશળતા કહેલી છે.'

प्रियमाख्यामि ते देव शोकं त्यज सुदारुणम् ।
अस्मिन् मुहूर्ते भ्रात्रा त्वं रामेण सह सङ्गतः ॥ २६ ॥

'હે દેવ ! હું આપને પ્રિય સમાચાર સાંભળાવી રહ્યો છું. થોડી જ વારમાં આજે આપને રામનો મેળાપ થશે, તો હવે આપ આ અત્યંત દારુણ શોકનો ત્યાગ કરી દો.'

निहत्य रावणं रामः प्रतिलभ्य च मैथिलीम् ।
उपयाति समृद्धार्थः सह मित्रैर्महाबलैः ॥ २७ ॥

'શ્રીરામ રાવણનો વધ કરી, સીતાને પાછી મેળવી અને વનવાસની અવધિ પૂરી કરીને પોતાના મિત્રો અને સૈન્યો સાથે આ બાજુ આવી રહ્યા છે.'

एवमुक्तो हनुमता भरतो भ्रातृवत्सलः ।
पपात सहसा हृष्टो हर्षान्मोहं जगाम ह ॥ २८ ॥

હનુમાનજીનાં મુખથી શ્રીરામના આવવાના સમાચાર સાંભળી ભ્રાતૃ-વત્સલ ભરતજી અતિ હર્ષના કારણે મૂર્છિત થઇ ભૂમિ પર પડી ગયા.

ततो मुहूर्तादुत्थाय प्रत्याश्वस्य च राघवः ।
हनुमन्तमुवाचेदं भरतः प्रियवादिनम् ॥ २९ ॥



अशोकजैः प्रीतिमयैः कपिमालिङ्ग्य सम्भ्रमात् ।
सिषेच भरतः श्रीमान् विपुलैरश्रुबिन्दुभिः ॥ ३० ॥

પછી થોડીવારે ભરત ઊઠી બેઠા થયા, સાવધાન થઇને પ્રેમપૂર્વક તેણે હર્ષ અને આનંદ સાથે હનુમાનજીને છાતી સરસાં ચાંપી, હરખનાં આંસુઓથી તેના શરીરને ભીંજવી દીધું. ત્યારપછી તેઓ પ્રિયવાદી હનુમાનજીને કહેવા લાગ્યા,

बहूनि नाम वर्षाणि गतस्य सुमहद्वनम् ।
शृणोम्यहं प्रीतिकरं मम नाथस्य कीर्तनम् ॥ ३१ ॥

'મારા સ્વામી રાજચંદ્રજીને મહાવિકટ વનમાં ગયાને ઘણાં જ વર્ષો વીતી ગયા પછી, આજે હું એમના પ્રત્યાગમનના સુખદ સમાચાર સાંભળી રહ્યો છું.'

कल्याणी बत गाथेयं लोकिकी प्रतिभाति मे ।
एति जीवन्तमानन्दो नरं वर्षशतादपि ॥ ३२ ॥

'જો મનુષ્ય જીવિત રહે તો સો વર્ષ પછી પણ તેને આનંદ પ્રાપ્ત થાય છે.' એ કલ્યાણકારિણી કહેવત આજ મને સાચી જણાય છે.'

राघवस्य हरीणां च कथमासीत् समागमः ।
कस्मिन् देशे किमाश्रित्य तत्त्वमाख्याहि पृच्छतः॥ ३३ ॥

'પણ હું પૂછું છું કે શ્રીરામને વાનરોની સાથે મૈત્રી કેવી રીતે થઇ ગઇ ? તેમની સાથે કયાં અને કયા પ્રયોજનથી મિત્રતા થઇ તે મને બધું વિગતવાર વર્ણવી કહો.'



स पृष्टो राजपुत्रेण बृश्यां समुपवेशितः ।
आचचक्षे ततः सर्वं रामस्य चरितं वने ॥ ३४ ॥

જ્યારે તપસ્વીઓએ બેસવા યોગ્ય આસન (દર્ભાસન અથવા મૃગચર્મ) ઉપર બેઠેલા ભરતજીએ હનુમાનને આવું પૂછ્યું ત્યારે તેઓએ શ્રીરામના વનવાસ દરમિયાન બનેલા બધા બનાવોનું વર્ણન કર્યું.

## ૭૨ (બોતેરમો) સર્ગ રામનો સ્વાગત-સમારોહ તથા રામ-ભરતનો મેળાપ

श्रुत्वा तु परमानन्दं भरतः सत्यविक्रमः ।
हृष्टमाज्ञापयामास शत्रुघ्नं परवीरहा ॥ १ ॥

શ્રીરામના આગમનના આ પરમ આનંદદાયક સમાચાર સાંભળી સત્ય પરાક્રમી ભરતે પ્રસન્ન થઇને શત્રુનાશક શત્રુઘ્નને આજ્ઞા આપી,

दैवतानि च सर्वाणि चैत्यानि नगरस्य च ।
सुगन्धमाल्यैर्विचित्रैरर्चन्तु शुचयो नराः ॥ २ ॥

'હે શત્રુઘ્ન ! (લોકોને કહો કે) શહેરનાં મુખ્ય મુખ્ય સ્થાનો, યજ્ઞશાળાઓ અને મંદિરોને વિવિધ પ્રકારનાં રંગો અને સુગંધો યુકત ફૂલમાલાઓ અને તોરણો વડે પવિત્ર થયેલા માણસો શણગારે.'

भरतस्य वचः श्रुत्वा शत्रुघ्नः परवीरहा ।
विष्टीरनेकसाहस्रीश्चोदयामास वीर्यवान् ॥ ३ ॥
समीकुरुत निम्नानि विषमाणि समानि च ।
स्थलानि च निरस्यन्तां नन्दिग्रामादितः परम् ॥ ४ ॥



ભરતનો આદેશ થતાં જ શત્રુનાશક શત્રુઘ્ને હજારો મજૂરો અને કારીગરોને આજ્ઞા કરી કે 'નન્દિગ્રામથી અયોધ્યા સુધીની સડક ઠીક કરો. જ્યાં જ્યાં રસ્તામાં ખાડા-ટેકરાં હોય ત્યાં પૂરણ ભરીને અથવા ખોતરીને સમતલ કરી દ્યો.'

सिञ्चन्तु पृथिवीं कृत्स्नां हिमशीतेन वारिणा ।
ततोऽभ्यवकिरन् त्वन्ये लाजैः पुष्पैश्च सर्वशः ॥ ५ ॥

ત્યારપછી સડકો ઉપર બરફ જેવા ઠંડા જળથી છંટકાવ કરો તથા સડકો પર ફૂલો અને લાજા (ચોખાની ધાણી) વેરી દ્યો.'

समुच्छ्रितपताकास्तु रथ्याः पुरवरोत्तमे ।
शोभयन्तु च वेश्मानि सूर्यस्योदयनं प्रति ॥ ६ ॥

'પુરીઓમાં સર્વોત્તમ એવી અયોધ્યાપુરીની બધી જ સડકો પર ધજા-પતાકાઓ લગાડવામાં આવે અને સૂર્ય ઊગે તે પહેલાં જ શહેરનાં સમસ્ત ભવનો-રહેવાનાં મકાનોને શણગારવામાં આવે.'

राजदारास्तथामात्याः सैन्याः सेनागणाङ्गनाः ।
ब्राह्मणाश्च सराजन्याः श्रेणीमुख्यास्तथा गणाः ॥ ७ ॥
धृष्टिर्जयन्तो विजयः सुमन्त्रश्चापि निर्ययुः ।
मत्तैर्नागसहस्रैश्च शातकुम्भविभूषितैः ॥ ८ ॥

(ઉપરોક્ત તૈયારી કરી લીધા પછી પ્રાતઃકાળે સૂર્યોદય થયા પછી) 'રાજરાણીઓ, અમાત્યો, સૈનિકો, સૈનિકોની સ્ત્રીઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા અન્ય વર્ગોના આગેવાનો, ધૃષ્ટિ, જયંત, વિજય, સુમંત્ર વગેરે મંત્રીઓ સોનાનાં આભૂષણોથી શણગારેલા હજારો (હજારોનો અર્થ થાય છે ઘણા બધા) માતેલા હાથીઓ ઉપર સવાર થઇને નીકળી પડે.'



आर्यपादौ गृहीत्वा तु शिरसा धर्मकोविदः ।
पाण्डुरं छत्रमादाय शुक्लमाल्योपशोभितम् ॥ ९ ॥
शुक्ले च बालव्यजने राजार्हे हेमभूषिते ।
उपवासकृशो दीनश्चीरकृष्णाजिनाम्बरः ॥ १० ॥
भ्रातुरागममं श्रुत्वा तत्पूर्वं हर्षमागतः ।
प्रत्युद्ययौ ततो रामं महात्मा सचिवैः सह ॥ ११ ॥

ધર્મના મર્મને જાણનારા ભરતજી પોતાના શિરપર શ્રીરામની ચરણ પાદુકાઓ રાખી શ્વેત પુષ્પમાળાઓથી સુશોભિત ધવલ છત્ર તથા રાજાને યોગ્ય સુવર્ણ ભૂષિત રાજદંડ તથા સફેદ ચમ્મર ધારણ કરી, ઉપવાસથી કૃશ થયેલા શરીરવાળા, દીન તેમજ વલ્કલ (ભગવાં કપડાં) તથા મૃગચર્મ પહેરેલા, ભાઇનું આગમન સાંભળી હરખાઇ ગયેલા (ભરતજી) પોતાના મંત્રીઓને સાથે લઇને શ્રી રામના સ્વાગત માટે પગપાળા જ ચાલી નીકળ્યા.

ततो हर्षसमुद्भूतो निःस्वनो दिवमस्पृशत् ।
स्त्रीबालयुववृद्धानां रामोऽयमिति कीर्तिते ॥ १२ ॥

ત્યારપછી થોડી જ વારમાં સ્ત્રીઓ, બાળકો, યુવાનો અને વૃદ્ધો બધાંએ એક સાથે અતિ હર્ષથી આકાશને નિનાદિત કરી દીધું, કે 'જુઓ, જુઓ, રામ આવ્યા, રામ આવ્યા.'

रथकुञ्जरवाजिभ्यस्तेऽवतीर्य महीं गताः ।
ददृशुस्तं विमानस्थं नराः सोममिवाम्बरे ॥ १३ ॥

તે વેળાએ બધા લોકો હાથી, ઘોડા અને રથો પરથી નીચે ઊતરી પૃથ્વી પર ઊભા થઇ રહ્યા અને જેમ આકાશમાં રહેલા ચંદ્રનું દર્શન કરતાં હોય તેમ વિમાનમાં બેઠેલા શ્રીરામને નીરખવા લાગ્યા.



ततो रामाभ्यनुज्ञातं तद्विमानमनुत्तमम् ।
हंसयुक्तं महावेगं निष्पपात महीतले ॥ १४ ॥

(બીજી બાજુ) શ્રીરામની આજ્ઞાથી હંસોથી યુકત એ અત્યંત તીવ્ર વેગવાળું શ્રેષ્ઠ વિમાન પૃથ્વી ઉપર ઊતર્યું.

आरोपितो विमानं तद्भरतः सत्यविक्रमः ।
राममासाद्य मुदितः प्रणतश्चाभ्यवादयत् ॥ १५ ॥

વિમાન નીચે ઊતર્યું કે તરત શ્રીરામે ભરતને (પોતાની સાથે) વિમાનમાં ચઢાવી દીધા. રામ મળવાથી મહાપરાક્રમી ભરત અત્યંત આનંદમાં આવી ગયા અને નમ્રતાપૂર્વક શ્રીરામને પગે પડયા.

तं समुत्थाप्य काकुत्स्थश्चिरस्याक्षिपथं गतम् ।
अङ्के भरतमारोप्य मुदितः परिषस्वजे ॥ १६ ॥

લાંબા સમય પછી ભરતને ભાળીને રામ અત્યંત આનંદમાં આવી ગયા, તેમણે ભરતને ઊઠાડીને પોતાના ખોળામાં બેસાડી દીધા અને તેને સહર્ષ ભેટી પડયા.

ततो लक्ष्मणमासाद्य वैदेहीं च परंन्तपः ।
अथाभ्यवादयत् प्रीतो भरतो नाम चाब्रवीत् ॥ १७ ॥

ત્યારપછી ભરતજીએ ખૂબ ખુશ થઇ પોતાના નામનો ઉચ્ચાર કરી લક્ષ્મણને તથા સીતાને પ્રણામ કર્યા.

अथाब्रवीद्राजपुत्रः सुग्रीवं वानरर्षभम् ।
परिष्वज्य महातेजा भरतो धर्मिणां वरः ॥ १८ ॥
त्वमस्माकं चतुर्णां भ्राता सुग्रीव पञ्चमः ।
सौहृदाज्जायते मित्रमपकारोऽरिलक्षणम् ॥ १९ ॥



લક્ષ્મણ અને સીતાજીને અભિવાદન કર્યા પછી, ધર્માત્માઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી રાજકુમાર ભરતે વાનરરાજ સુગ્રીવને છાતી સરસો ચાંપીને કીધું, 'હે સુગ્રીવ ! અમે ચાર ભાઇઓ છીએ, અમારા પાંચમા ભાઇ તમે છો, કેમકે ઉપકાર કરવો મિત્રનું લક્ષણ છે અને અપકાર કરવો તે શત્રુનું લક્ષણ - ચિહ્ન છે.'

विभीषणं च भरतः सान्त्ववाक्यमथाब्रवीत् ।
दिष्ट्या त्वया सहायेन कृतं कर्म सुदुष्करम् ॥ २० ॥

તત્પશ્ચાત્ ભરતે વિભીષણને સ્નેહભીની વાતો કરી કહ્યું કે, 'હે વિભીષણ ! મહા સૌભાગ્યની વાત છે કે તમારી સહાયતાથી શ્રીરામે આ કપરું કામ સફળતાપૂર્વક પાર પાડ્યું !'

शत्रुघ्नश्च तदा राममभिवाद्य सलक्ष्मणम् ।
सीतायाश्चरणौ पश्चाद्विनयादभ्यवादयत् ॥ २१ ॥

ત્યારપછી શત્રુઘ્ને શ્રીરામને અને લક્ષ્મણને પ્રણામ કર્યા અને વિનય ભાવે તે સીતાને પગે લાગ્યા.

रामो मातरमासाद्य विषण्णां शोककर्शितर्ताम् ।
जग्राह प्रणतः पादौ मनो मातुः प्रसादयन् ॥ २२ ॥

શ્રીરામે પોતાની દુઃખિયારી, શોકથી સૂકાઇ ગયેલી માતાની નજીક જઇને માથું નમાવીને બેઉ પગોને પકડી લીધા. એ રીતે વંદન કરીને કૌસલ્યાના મનને આહ્લાદિત કર્યું.



अभिवाद्य सुमित्रां च कैकेयीं च यशस्विनीम् ।
स मातृश्च ततः सर्वाः पुरोहितमुपागमत् ॥ २३ ॥

ત્યારબાદ, સુમિત્રાને અને યશસ્વિની (કૈકેયીની દ્રઢતાથી જ ઋષિમુનિઓની આપદાઓ ટળી, રાવણની દુષ્ટતાનો અંત આવ્યો અને રામની કીર્તિ દેશ-કાળની સીમાઓને પાર કરી ગઇ એવી) કૈકેયીને અભિવાદન કર્યાં. આ પછી અન્ય માતા-તુલ્ય પૂજનીય મહિલાઓને પ્રણામ કરીને કુલગુરુ-પુરોહિતને પ્રણામ કરવા વસિષ્ઠજીની પાસે ગયા.

स्वागतं ते महाबाहो कौसल्यानन्दवर्धन ।
इति प्राञ्जलयः सर्वे नागरा राममब्रुवन् ॥ २४ ॥

બીજી બાજુ, બધા જ નગર નિવાસીઓએ હાથ જોડીને શ્રીરામને અભિવાદન કરતાં કહ્યું કે 'હે કૌસલ્યાનંદવર્ધન ! હે મહાબાહુ ! આપનું સ્વાગત હો.'

तान्यञ्जलिसहस्राणि प्रगृहीतानि नागरैः ।
व्याकोशानीव पद्मानि ददर्श भरताग्रजः ॥ २५ ॥

જ્યારે સ્વાગતાર્થ ઊભેલા નાગરિકોના પુષ્પભર્યા ખોબાનું દ્રશ્ય રામે નિહાળ્યું ત્યારે રામને તે હજારો પદ્મપુષ્પો ખીલી ઊઠયાં હોય તેવું દેખાયું.

पादुके तु रामस्य गृहीत्वा भरतः स्वयम् ।
चरणाभ्यां नरेन्द्रस्य योजयामास धर्मवित् ॥ २६ ॥

આ સ્વાગત-સત્કાર સમારોહ પછી ધર્મજ્ઞ ભરતે શ્રીરામની બંને પાદુકાઓને પોતાના હાથેથી પકડી અને શ્રીરામનાં બંને ચરણોમાં પોતે જ પહેરાવી દીધી.



अब्रवीच्च तदा रामं भरतः स कृताञ्जलिः ।
एतत्ते सकलं राज्यं न्यासं निर्यातितं मया ॥ २७ ॥

તે વેળાએ (પાવડી પહેરાવતી વખતે) તેઓ હાથ જોડીને બોલ્યા, 'હે મહારાજ ! આપના આ સમસ્ત રાજ્યને આપની થાપણના રૂપમાં મેં સાચવ્યું હવે તે આપને સોંપુ છું, કૃપા કરી આપ તેને સંભાળી લ્યો.'

अद्य जन्म कृतार्थं मे संवृत्तश्च मनोरथः ।
यस्त्वां पश्यामि राजानमयोध्यां पुनरागतम् ॥ २८ ॥

'હે રામ ! આજ મારો જન્મ સફળ થયો અને મનોરથો સિદ્ધ થયા, કેમકે આજે હું અયોધ્યાના સ્વામીને પુનઃ અયોધ્યામાં પાછા પધારેલા જોઇ રહ્યો છું.'

अवेक्षतां भवान् कोशं कोष्ठागारं पुरं बलम् ।
भवतस्तेजसा सर्वं कृतं दशगुणं मया ॥ २९ ॥

'આપ આપણા કોશનું, ધાન્ય ભંડારોનું, શહેરનું અને સૈન્યનું નિરીક્ષણ કરો. આપના પ્રતાપથી મેં તે બધાંને દશગણાં વધારી દીધેલાં છે.'

तथा ब्रुवाणं भरतं दृष्ट्वा तं भ्रातृवत्सलम् ।
मुमुचुर्वानरा बाष्पं राक्षसश्च विभीषणः ॥ ३० ॥

ભ્રાતૃવત્સલ ભરતને આમ કરતાં અને આવું કહેતાં જોઇને રાક્ષસરાજ વિભીષણ તથા વાનર લોકોની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.



ततः प्रहर्षाद्भरतमङ्कमारोप्य राघवः ।
ययौ तेन विमानेन ससैन्यो भरताश्रमम् ॥ ३१ ॥

તે પ્રસંગે શ્રીરામે અત્યંત હર્ષથી પ્રેરાઇને ભરતને પોતાના ખોળામાં બેસાડી લીધા, અને એ જ વિમાન દ્વારા સેનાપતિઓ સહિત ભરતના આશ્રમે જતા રહ્યા (અને નન્દિગ્રામ પહોંચી ગયા).

भरताश्रममासाद्य ससैन्यो राघवस्तदा ।
अवतीर्य विमानाग्राद‌वतस्थे महीतले ॥ ३२ ॥

ભરતના આશ્રમે પહોંચી જઇ શ્રીરામ સમસ્ત સેના સહિત વિમાનમાંથી નીચે ઊતરી આવ્યા અને પૃથ્વી પર ઊભા થઇ રહ્યા.

## ૭૩ (તોતેરમો) સર્ગ શ્રીરામની શોભાયાત્રા તથા અયોધ્યામાં આગમન

शिरस्यञ्जलिमाधाय कैकेय्यानन्दवर्धनः ।
बभाषे भरतो ज्येष्ठं रामं सत्यपराक्रमम् ॥ १ ॥

નન્દિગ્રામ પહોંચ્યા પછી, કૈકેયીના આનંદને વધારનારા ભરતજીએ બે હાથ જોડીને પોતાના સત્ય પરાક્રમી મોટા ભાઇ શ્રીરામને કહ્યું,

पूजिता मामिका माता दत्तं राज्यमिदं मम ।
तद्ददामि पुनस्तुभ्यं यथा त्वमददः मम ॥ २ ॥

'હે મહારાજા ! આપે મારી જનેતાને સંતુષ્ટ કરવા માટે જે રાજ્ય મને આપેલું હતું હવે હું તે રાજ્ય આપને પુનઃ અર્પણ કરું છું.'



धुरमेकाकिना न्यस्तामृषभेन बलीयसा ।
किशोरवद् गुरुं भारं न वोढुमहमुत्सहे ॥ ३ ॥

જેવી રીતે કોઇ બળવાન બળદે એકલાએ ઊઠાવવાની ભારે ધૂંસરી નાના વાછરડાની કાંધ પર લાદીએ તો તે વહન કરી શકતું નથી તેમ હું (આ મહાન સામ્રાજ્યના) રાજ્યવહીવટનો ભાર વહન કરી શકતો નથી.

वारिवेगेन महता भिन्नः सेतुरिव क्षरन् ।
दुर्बन्धमिदं मन्ये राज्यच्छिद्रमसंवृतम् ॥ ४ ॥

જેવી રીતે બહુ વેગવાળા પાણીના મારાથી તૂટી ગયેલા-વારંવાર તૂટી જતા બંધને બાંધવો અઘરો છે, તેવી રીતે ચારેકોર રાજ્યનાં ખુલ્લાં છિદ્રોને બંધ કરી દેવાનું મારા માટે અસંભવ છે.

गतिं खर इवाश्वस्य हंसस्येव च वायसः ।
नान्वेतुमुत्सहे राम तव मार्गमरिन्दम ॥ ५ ॥

'હે શત્રુદમનકારી રામ ! જેવી રીતે ઘોડાની ચાલે ગધેડો અને હંસની ચાલ કાગડો ચાલી શકતા નથી તેવી રીતે હું આપના માર્ગનું અનુસરણ કરી શકતો નથી.'

जगदद्याभिषिक्तं त्वामनुपश्यतु सर्वतः ।
प्रतपन्तमिवादित्यं मध्याह्ने दीप्ततेजसम् ॥ ६ ॥

'હે રામ ! એટલા માટે હું તો ઇચ્છું છું કે ખરે બપોરે પ્રચંડ કિરણોથી પ્રકાશતા અત્યંત તપી ગયેલા સૂર્યના રૂપમાં રાજ્યસિંહાસન પર અભિષેક થયેલા આપને આજે જ આખું જગત જુએ.'



यावदावर्तते चक्रं यावती च वसुन्धरा ।
तावत्त्वमिह सर्वस्य स्वामित्वमनुवर्त्तय ॥ ७ ॥

'જ્યાં સુધી જ્યોતિઓનું ચક્ર પરિભ્રમણ કરતું રહે (સૂર્ય-ચંદ્ર વગેરેનું અસ્તિત્વ રહે) અને જ્યાં સુધી આ પૃથ્વી ટકી રહે ત્યાં સુધી આપ આ સમસ્ત સામ્રાજ્યના સમ્રાટ બનીને સર્વ ભૂમંડળનું પાલન કર્યા કરો.'

भरतस्य वचः श्रुत्वा रामः परपुरञ्जयः ।
तथेति प्रतिजग्राह निषसादासने शुभे ॥ ८ ॥

શત્રુનાં શહેરોને જીતનારા શ્રીરામ ભરતની આગ્રહભરી પ્રાર્થના સાંભળી 'એમ જ થશે' એમ કહીને એક સુંદર આસન પર બેસી ગયા.

**ટિપ્પણી :** ✷ *વિશેષ નોંધ : કૈકેયી માતાની ઇચ્છા અને વચન પ્રમાણે શ્રીરામે વર્તન કર્યું, પણ તેના પેટના દીકરા ભરતે ન કર્યું. અર્થાત્ શ્રીરામે ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો, પણ ભરત અયોધ્યાની ગાદી પર ન બેઠો તે ન જ બેઠો. એ હતો એનો ભ્રાતૃપ્રેમ - ગુજ. અનુ.*

ततः शत्रुघ्नवचनान्निपुणाः श्मश्रुवर्धनाः ।
सुखहस्ताः सुशीघ्राश्च राघवं पर्युपासत ॥ ९ ॥

વે વેળાએ શત્રુઘ્નની આજ્ઞાથી સ્ફૂર્તિથી હળવે હાથે હજામત કરનારો નિપુણ વાળંદ શ્રીરામનાં ક્ષૌર કર્મ માટે તેની સામે નજીકમાં જ બેસી ગયો.

पूर्वं तु भरते स्नाते लक्ष्मणे च महाबले ।
सुग्रीवे वानरेन्द्रे च राक्षसेन्द्रे विभीषणे ॥ १० ॥



સૌથી પહેલાં ભરતે, પછી મહાબલી લક્ષ્મણે, ત્યારપછી વાનરરાજ સુગ્રીવે અને રાક્ષસરાજ વિભીષણે સ્નાન કર્યું.

विशोधितजटः स्नातश्चित्रमाल्यानुलेपनः ।
महार्हवसनो रामस्तस्थौ तत्र श्रिया ज्वलन् ॥ ११ ॥

સૌના પછી શ્રીરામે જટાના વાળ કપાવ્યા, સ્નાન કર્યું, પછી ઉત્તમ રૂપાળી માળા ધારણ કરી, શરીરે ચંદનાદિ સુગંધી દ્રવ્યોનો લેપ કર્યો અને બહુમૂલ્ય વસ્ત્રો પહેર્યાં. પછી જ્યારે ઊભા થયા ત્યારે તેની કાન્તિ (લક્ષ્મી) ચમકવા લાગી.

प्रतिकर्म च रामस्य कारयामास वीर्यवान् ।
लक्ष्मणस्य च लक्ष्मीवानिक्ष्वाकुकुलवर्धनः ॥ १२ ॥

આ પછી, પરાક્રમી, કાન્તિમાન અને ઇક્ષ્વાકુકુલનું સંવર્ધન કરનારા શત્રુઘ્ને શ્રીરામ અને લક્ષ્મણને હાર, કુંડળ વગેરે આભૂષણોથી શણગાર્યા.

प्रतिकर्म च सीतायाः सर्वाः दशरथस्त्रियः ।
आत्मनैव तदा चक्रुर्मनस्विन्यो मनोहरम् ॥ १३ ॥

બીજીબાજુ મહારાજા દશરથની મનસ્વી (મનધાર્યું કરનારી) રાણીઓએ પોતાના હાથે સીતાજીને બધાં અંગોમાં સુંદર ઘરેણાં પહેરાવ્યાં, અથવા મનોહર શણગાર સજી દીધા.

ततो वानरपत्नीनां सर्वासामेव शोभनम् ।
चकार यत्नात् कौसल्या प्रहृष्टा पुत्रवत्सला ॥ १४ ॥



પુત્રવત્સલ કૌસલ્યા માતાએ હર્ષ સાથે સમસ્ત વાનરપત્નીઓના શણગાર સ્વયં કરી આપ્યા.

ततः शत्रुघ्नवचनात् सुमन्त्रो नाम सारथिः ।
योजयित्वाऽभिचक्राम रथं सर्वाङ्गशोभनम् ॥ १५ ॥

આ બધી પૂર્વ તૈયારી થઇ ગઇ ત્યારે શત્રુઘ્નની આજ્ઞાથી સુમન્ત્ર નામનો સારથિ એક સર્વાંગ સુંદર રથ જોડી ને લઇ આવ્યો.

अर्कमण्डलसङ्काशं दिव्यं दृष्ट्वा रथोत्तमम् ।
आरुरोह महाबाहू रामः सत्यपराक्रमः ॥ १६ ॥

સૂર્યમંડળ સમાન દેદીપ્યમાન, દિવ્ય અને શ્રેષ્ઠ રથને ઉપસ્થિત જોઇને સત્યપરાક્રમી મહાબાહુ શ્રીરામ તેના પર આરૂઢ થયા.

सुग्रीवो हनुमांश्चैव महेन्द्रसदृशद्युती ।
स्नातो दिव्यनिभैर्वस्त्रैर्जग्मतुः शुभकुण्डलौ ॥ १७ ॥

ઇન્દ્ર સમાન કાન્તિવાળા સુગ્રીવ અને હનુમાન પણ નહાઇ, ધોઇને, ઉત્તમ વસ્ત્રો ધારણ કરી, કાનોમાં કુંડળો પહેરીને શ્રીરામની સાથે સાથે ચાલ્યા.

वराभरणसम्पन्ना ययुस्ताः शुभकुण्डलाः ।
सुग्रीवपत्न्यः सीता च द्रष्टुं नागरमुत्सुकाः ॥ १८ ॥



સમસ્ત આભૂષણોથી અલંકૃત અને સુંદર કુંડળો પહેરેલી સીતા તથા સુગ્રીવની સ્ત્રીઓ (સુગ્રીવ તથા વાનર સેનાપતિઓની પત્નીઓ) શહેર જોવાની ઉત્સુકતાથી તેઓની પાછળ પાછળ ચાલવા લાગી.

जग्राह भरतो रश्मीञ्शत्रुघ्नश्छत्रमाददे ।
लक्ष्मणो व्यजनं तस्य मूर्ध्नि सम्पर्यवीजयत् ॥ १९ ॥

એ સમયે ભરતે ઘોડાની લગામ પોતાના હાથમાં પકડી, શત્રુઘ્ને શ્રીરામના ઉપર છત્ર પકડી રાખ્યું અને લક્ષ્મણે તેમના મસ્તક પર વીંઝણો (ચમ્મર) વીંઝવા માંડ્યો.

शङ्खशब्दप्रणादैश्च दुन्दुभीनां च निस्वनैः ।
प्रययौ पुरुषव्याघ्रस्तां पुरीं हर्म्यमालिनीम् ॥ २० ॥

શ્રીરામની આ શોભાયાત્રા શંખ-ઘોષ અને દુન્દુભિનાદો સાથે ઝરૂખાઓની હારમાળાવાળી અયોધ્યાપુરી તરફ પ્રસ્થાન કરવા લાગી.

ददृशुस्ते समायान्तं राघवं सपुरःसरम् ।
विराजमानं वपुषा रथेनातिरथं तदा ॥ २१ ॥

આ શોભાયાત્રા (સરઘસ)ને નિહાળવાની ઇચ્છાવાળા નગર-નિવાસીઓએ પોતાની શોભાથી દેદીપ્યમાન રથ પર આરૂઢ મહારથી રામચંદ્રજીને જોયા.

ते वर्धयित्वा काकुत्स्थं रामेण प्रतिनन्दिताः ।
अनुजग्मुर्महात्मानं भ्रातृभिः परिवारितम् ॥ २२ ॥



તે નાગરિકોએ રામનો જય જયકાર ગજાવ્યો. શ્રીરામે પોતાના હાથના સંકેતથી તેમનું પ્રત્યભિનંદન કર્યું. ત્યારપછી તે લોકો પણ પોતાના બધા ભાઈઓના સંગાથમાં જતા મહામાનવ શ્રીરામની પાછળ પાછળ (સરઘસમાં જોડાઇને) ચાલવા લાગ્યા.

वानराणां च तत्कर्म राक्षसानां च तद् बलम् ।
द्युतिमानेतदाख्याय रामो वानरसंवृतः ॥
हृष्टपुष्टजनाकीर्णामयोध्यां प्रविवेश ह ॥ २३ ॥

વાનર સૈનિકોનાં અદ્દ્ભુત કામો અને રાક્ષસોનાં અદ્દ્ભુત બળનું વર્ણન કરતાં કરતાં (અયોધ્યાવાસીઓને સંભળાવતાં સંભળાવતાં) શ્રીરામ હૃષ્ટ-પુષ્ટ અને સંતુષ્ટ પ્રજાજનોથી પરિપૂર્ણ અયોધ્યા પુરીમાં વાનરો સહિત પ્રવિષ્ટ થયા.

ततो ह्यभ्युच्छ्रयन् पौराः पताकाश्च गृहे गृहे ।
ऐक्ष्वाकाध्युषितं रम्यमाससाद पितुर्गृहम् ॥ २४ ॥

તે સમયે બધા પુરવાસીઓએ પોત પોતાનાં ઘરો ઉપર પતાકાઓ લગાવેલી હતી. નગરની આવી શોભા નિહાળતાં નિહાળતાં શ્રીરામ જેમાં ઇક્ષ્વાકુવંશના પૂર્વજો રહેતા હતા તે રમણીય પિતૃભવનમાં પહોંચી ગયા.

पितुर्भवनमासाद्य प्रविश्य च महात्मनः ।
कौसल्यां च सुमित्रां कैकेयीमभिवादयत् ॥ २५ ॥



પિતાના ભવને પહોંચી, તેમાં પ્રવેશ કરી શ્રીરામે કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયીને પ્રણામ કર્યા.

अथाब्रवीद्राजपुत्रो भरतं धर्मिणां वरम् ।
अर्थोपहितया वाचा मधुरं रघुनन्दनः ॥ २६ ॥

અભિવાદન વગેરે સંપન્ન થયાં પછી, શ્રીરામે ધર્માત્માઓમાં શ્રેષ્ઠ ભરતને અર્થયુકત વચન મધુર વાણીથી કહ્યું,

यच्च मद्भवनं श्रेष्ठं साशोकवनिकं महत् ।
मुक्तावैडूर्यसङ्कीर्णं सुग्रीवाय निवेदय ॥ २७ ॥

'હે ભરત ! જે મારા શ્રેષ્ઠ વિશાળ ભવનમાં આસોપાલવનો બાગ છે અને જેમાં મોતી, પન્ના વગેરે મણિ જડેલાં છે તેમાં તમે સુગ્રીવને ઉતારો આપો.'

तस्य तद्वचनं श्रुत्वा भरतः सत्यविक्रमः ।
पाणौ गृहीत्वा सुग्रीवं प्रविवेश तमालयम् ॥ २८ ॥

શ્રીરામનો આદેશ સાંભળી, સત્યપરાક્રમી ભરતજી સુગ્રીવનો હાથ પકડીને તેને તે જ ભવનમાં લઇ ગયા.

ततस्तैलप्रदीपांश्च पर्यङ्कास्तरणानि च ।
गृहीत्वा विविशुः क्षिप्रं शत्रुघ्नेन प्रचोदिताः ॥ २९ ॥

પછી શત્રુઘ્ને મોકલેલા નોકર ચાકરો તેલના દીપકો, પલંગ તથા ગાદલાં, ચાદરો અને પાથરણાં લઇને ઉતાવળથી ત્યાં પહોંચી ગયા.



## ૭૪ (ચુંમોતેરમો) સર્ગ શ્રીરામનો રાજ્યાભિષેક, સુગ્રીવાદિને વિદાય તથા રામરાજ્યનું વર્ણન

अथ रामाभिषेकाय शत्रुघ्नः सचिवैः सह ।
पुरोहिताय श्रेष्ठाय सुहृद्भ्यश्च न्यवेदयत् ॥ १ ॥

બધાના ઉતારા આદિની વ્યવસ્થા તથા રાજ્યાભિષેકની તૈયારી કરી લીધા પછી શત્રુઘ્ને કુળના શ્રેષ્ઠ પુરોહિત વસિષ્ઠને તથા મિત્રોને શ્રીરામનો રાજ્યાભિષેક કરવા માટે બોલાવી લીધા.

ततः स प्रयतो वृद्धो वसिष्ठो ब्राह्मणैः सह ।
रामं रत्नमये पीठे सहसीतं न्यवेशयत् ॥ २ ॥

ત્યારે કર્મઠ અને વૃદ્ધ વસિષ્ઠજીએ અન્ય બ્રાહ્મણોને સાથે રાખી સીતા સહિત શ્રીરામને એક રત્નજડિત વ્યાસપીઠ પર બેસાડ્યા.

वसिष्ठो वामदेवश्च जाबालिरथ काश्यपः ।
कात्यायनः सुयज्ञश्च गौतमो विजयस्तथा ॥ ३ ॥
अभ्यषिञ्चन्नरव्याघ्रं प्रसन्नेन सुगन्धिना ।
सलिलेन सहस्राक्षं वसवो वासवं यथा ॥ ४ ॥

જે પ્રમાણે આઠ વસુઓએ જળથી ઈન્દ્રદેવનો અભિષેક કરેલો હતો બસ એ જ પ્રમાણે તે વેળાએ વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કાશ્યપ, કાત્યાયન, સુયજ્ઞ, ગૌતમ અને વિજય એ આઠ મંત્રીઓએ (પુરોહિતોએ) નિર્મળ સુગંધિત જળ વડે શ્રીરામનો રાજ્યાભિષેક કર્યો.



ऋत्विग्भिर्ब्राह्मणैः पूर्वं कन्याभिर्मन्त्रिभिस्तथा ।
योद्धैश्चैवाभ्यषिञ्चंस्ते सम्प्रहृष्टाः सनैगमैः ॥ ५ ॥

સૌથી પહેલાં ઋત્વિજ બ્રાહ્મણોએ, પછી કુમારિકાઓએ, પછી મંત્રીઓએ, સૈનિકોએ અને છેવટે મહાજનોએ પ્રસન્નતાપૂર્વક શ્રીરામનો અભિષેક કર્યો.

किरीटेन ततः पश्चाद्वसिष्ठेन महात्मना ।
ऋत्विग्भिर्भूषणैश्चैव समयोक्ष्यत राघवः ॥ ६ ॥

તત્પશ્ચાત્ મહાત્મા વસિષ્ઠે શ્રીરામના શિર પર રાજમુકુટ પહેરાવ્યો, પછી ઋત્વિજોએ એમને વિવિધ પ્રકારનાં આભૂષણોથી શણગાર્યા.

छत्रं तस्य च जग्राह शत्रुघ्नः पाण्डुरं शुभम् ।
श्वेतं बालव्यजनं सुग्रीवो वानरेश्वरः ।
अपरं चन्द्रसङ्काशं राक्षसेन्द्रो विभीषणः ॥ ७ ॥

એ સમયે શત્રુઘ્ને શ્વેત રાજછત્ર પકડ્યું; પછી એક બાજાએ વાનરરાજ સુગ્રીવે શ્વેત ચમ્મર પકડયું તો બીજી કોર રાક્ષસરાજ વિભીષણ ચંદ્રમા સરખા ધવલ ચમ્મરને ઝુલાવવા લાગ્યા.

सहस्रशतमश्वानां धेनूनां च गवां तथा ।
ददौ शतं वृषान् पूर्वं द्विजेभ्यो मनुजर्षभः ॥ ८ ॥

રાજ્યાભિષેકની સમાપ્તિ વખતે શ્રીરામે એક લાખ ઘોડા, એક લાખ વોડકી ગાયો અને દૂઝણી ગાયો તથા એક સો સાંઢ બ્રાહ્મણોને દાનમાં દીધાં.



त्रिंशत्कोटीर्हिरण्यस्य ब्राह्मणेभ्यो ददौ पुनः ।
नानाभरणवस्त्राणि महार्हाणि च राघवः ॥ ९ ॥

તત્પશ્ચાત્ શ્રીરામે ત્રીસ કરોડ સુવર્ણ મુદ્રાઓ, બહુમૂલ્ય વસ્ત્રો, ઘરેણાં વગેરે બ્રાહ્મણોને દાનમાં આપ્યાં.

अर्करश्मिप्रतीकाशां काञ्चनीं मणिविग्रहाम् ।
सुग्रीवाय स्रजं दिव्यां प्रायच्छन् मनुजर्षभः ॥ १० ॥

એના પછી, પુરુષ શ્રેષ્ઠ શ્રીરામે સૂર્યના કિરણો સરખી ચમકતી હીરાજડિત સોનાની એક દિવ્ય માળા (સોનાનો હીરાજડિત હાર) સુગ્રીવને પ્રદાન કરી.

वैडूर्यमणिचित्रे च चन्द्ररश्मिविभूषिते ।
वालिपुत्राय धृतिमानङ्गदायाङ्गदे ददौ ॥ ११ ॥

પછી તેજસ્વી વર્ચસ્વી શ્રીરામે ચંદ્રમા સમાન પ્રભાવવાળા વૈદૂર્યમણિથી ચિત્રિત બે બાજુબંધ વાલીપુત્ર અંગદને આપ્યા.

मणिप्रवरजुष्टं च मुक्ताहारमनुत्तमम् ।
सीतायै प्रददौ रामश्चन्द्ररश्मिसमप्रभम् ॥ १२ ॥

ઉત્તમ પ્રકારના મણિઓથી ગૂંથેલાં સાચાં મોતીનો અનુપમ હાર જે ચંદ્રના કિરણો જેવા કિરણોનું પરાવર્તન કરતો હતો તે સીતાજીને આપ્યો.

अरजे वाससी दिव्ये शुभान्याभरणानि च ।
अवेक्षमाणा वैदेही प्रददौ वायुसूनवे ॥ १३ ॥



હનુમાનજીએ કરેલા ઉપકારોનું સ્મરણ કરીને સીતાજીએ તેમને બે નિર્મળ દિવ્ય વસ્ત્રો તથા ઉત્તમ પ્રકારનાં ઘરેણાં પણ આપ્યાં.

अवमुच्यात्मनः कण्ठाद्धारं जनकनन्दिनी ।
अवैक्षत हरीन्सर्वान् भर्तारं च मुहुर्मुहुः ॥ १४ ॥

તત્પશ્ચાત્ જનકનંદિની સીતા પોતાનાં ગળામાંથી હાર ઉતારીને વાનર સેના પતિઓ તથા પોતાના પતિ (શ્રીરામ)ની સામે વારેવારે જોવા લાગ્યાં.

तामिङ्गितज्ञः सम्प्रेक्ष्य बभाषे जनकात्मजाम् ।
प्रदेहि सुभगे हारं यस्य तुष्टासि भामिनि ॥ १५ ॥

સીતાજીના મનમાં શો અભિપ્રાય છે તે જાણી જઈને શ્રીરામે તેમને કહ્યું, ‘હે સૌભાગ્યવતી ! હે ભામિની ! તમે જેના કાર્યથી સંતુષ્ટ થયા હો તેને એ હાર આપી જ દ્યો.’

पौरुषं विक्रमो बुद्धिर्यस्मिन्नेतानि सर्वशः ।
ददौ सा वायुपुत्राय तं हारमसितेक्षणा ॥ १६ ॥

શ્રીરામની અનુમતિ મળી એટલે (કાળી કાળી આંખોવાળાં) સીતાજીએ જેનામાં પુરુષાર્થ, પરાક્રમ, બુદ્ધિ એ બધા જ ગુણો પ્રચુર પ્રમાણમા હતા તેવા વાયુપુત્ર હનુમાનજીને એ હાર આપી દીધો.

हनुमांस्तेन हारेण शुशुभे वानरर्षभः ।
चन्द्रांशुचयगौरेण श्वेताभ्रेण यथाऽचलः ॥ १७ ॥



જેમ ચંદ્રના કિરણોથી પ્રકાશમય થયેલાં શ્વેત વાદળાંઓથી પર્વત (હિમાલય) શોભી ઊઠે છે તેમ તે હારથી વાનર શ્રેષ્ઠ હનુમાનજી શોભી ઊઠયા.

रामोऽपि सस्वजे स्नेहाद्वाक्यमेतदुवाच ह ।
एकैकस्योपकारस्य प्राणान् दास्यामि ते कपे ।
शेषस्येहोपकाराणां भवाम ऋणिनो वयम् ॥ १८ ॥

શ્રીરામે પણ હનુમાનજીને આલિંગન કરીને સ્નેહપૂર્વક કહ્યું કે, 'હે વાનર ! તમારા એકજ ઉપકારના બદલામાં હું મારા પ્રાણ સમર્પણ કરી શકું છું, (એ એક સિવાયના) બાકી બચેલા ઉપકારો માટે તો અમે સદાને માટે તમારા ઋણી જ રહેવાના.

मदङ्गे जीर्णतां यातु यत्त्वयोपकृतं कपे ।
नरः प्रत्युपकाराणामापत्स्वायाति पात्रताम् ॥ १९ ॥

'હે વાનર ! તમે મારા ઉપર જે ઉપકારો કર્યા છે તે બધા મારાં અંગોમાં જીર્ણ થઇ (પચી) જાય, કેમકે મનુષ્યો આપત્તિઓમાં જ ઉપકારને પાત્ર બની જાય છે, વિપત્તિ પડયા વિના ઉપકાર કરવાનો હોતો જ નથી અને હું નથી ચાહતો કે તમારા પર કદી પણ આપત્તિ આવી પડે.'

ततो द्विविदमैन्दाभ्यां नीलाय च परन्तपः ।
सर्वान् कामगुणान् वीक्ष्य प्रददौ वसुधाधिपः ॥ २० ॥

ત્યારપછી, મહારાજા રામે દ્વિવિદ, મૈન્દ અને નીલને તેમના ગુણોનો વિચાર કરીને તેમના મનોરથો અનુસાર પુરસ્કાર પ્રદાન કર્યા.



सर्वे वानरवृद्धाश्च ये चान्ये वानरेश्वराः ।
वासोभिर्भूषणैश्चैव यथार्हं प्रतिपूजिताः ॥ २१ ॥

આ ઉપરાંત બીજા પણ જાંબવાન, સુષૈણ આદિ વૃદ્ધ અને પ્રમુખ વાનરો હતા તે બધાનો યથોચિત સત્કાર શ્રીરામે વસ્ત્રો અને આભૂષણો આપીને કર્યો.

यथार्हं पूजिताः सर्वे कामै रत्नैश्च पुष्कलैः ।
प्रहृष्टमनसः सर्वे जग्मुरेव यथागतम् ॥ २२ ॥

તે બધા જ વાનરો પોતાના મનવાંછિત પુષ્કળ રત્નો વગેરે વડે યોગ્યતાનુસાર સત્કાર પામીને હરખાતાં હરખાતાં, જ્યાંથી પોતે આવ્યા હતા ત્યાં બધા ચાલ્યા ગયા.

आजानुलम्बबाहुः स महावक्षाः प्रतापवान् ।
लक्ष्मणानुचरो रामः पृथिवीमन्वपालयत् ॥ २३ ॥

અહીં ઘૂંટણ સુધી લાંબા બાહુઓવાળા, વિશાળ વક્ષ સ્થળ(છાતી)વાળા પ્રતાપી શ્રીરામ લક્ષ્મણના સહકારથી પૃથ્વીનું શાસન કરવા લાગ્યા.

राघवश्चापि धर्मात्मा प्राप्य राज्यमनुत्तमम् ।
ईजे बहुविधैर्यज्ञैः ससुहृज्ज्ञातिबान्धवः ॥ २४ ॥

રાજસિંહાસન પર બેઠા પછી, ધર્માત્મા શ્રીરામે સગાં-સંબંધીઓ અને મિત્રોને સાથે રાખીને ઘણા વિવિધ પ્રકારના યજ્ઞો કર્યા.



न पर्यदेवन् विधवा न च व्यालकृतं भयम् ।
न व्याधिजं भयं चासीद्रामे राज्यं प्रशासति ॥ २५ ॥

રામ જ્યારે રાજ્ય શાસન કરતા હતા ત્યારે રાજ્યમાં ક્યાંય વિધવાનું કરુણ ક્રંદન ન હતું. સર્પજન્ય ભય ન હતો. (અથવા સાપ જેવી પ્રવૃત્તિવાળા શઠો અને હિંસકોનો ભય ન હતો.) તેમજ રોગોનો ભય ન હતો. (કારણ કે પર્યાવરણ પ્રદૂષિત ન હતું. બધા જીવો અને લોકો પણ પ્રાકૃતિક જીવન જીવતા હતા.)

निर्दस्युरभवल्लोको नानर्थं कश्चिदस्पृशत् ।
न च स्म वृद्धा बालानां प्रेतकार्याणि कुर्वते ॥ २६ ॥

આખા રાજ્યમાં ક્યાંય ચોરો, ડાકુઓ અને લૂટારાઓનું જરાય નામ પણ ન હતું. પારકું ધન પડાવી લેવાની તો વાત જ દૂર રહી, કોઈ પરાયા ધનને સ્પર્શ પણ કરતા નહિ હતા. રામચંદ્રજીના શાસન-કાળમાં કોઈ વૃદ્ધ કોઈ બાળકનો મૃતક-સંસ્કાર કરતા ન હતા (અર્થાત્ બાળ મરણ થતું ન હતું).

**ટિપ્પણી :** ✱ *ગોસ્વામી તુલસીદાસજીએ રામ-રાજ્યનું વર્ણન આ પ્રકારે કરેલું છે.*

*वरनाश्रम निज निज धरम निरत वेद पथ लोग ।
चलहिं सदा पावहिं सुखहिं नहिं भय सोक न रोग ॥
दैहिक दैविक भौतिक तापा ।
राम राज नहिं काहुहि व्यापा ॥
सबनर करहिं परस्पर प्रीति ।
चलहिं स्वधर्म निरत श्रुति नीति ॥
चारिउ चरन धर्म जग माहीं ।
पूरि रहा सपनेहुं अघ नाहीं ॥
अल्पमृत्यु नहिं कवनिउ पीरा ।
सब सुन्दर सब बिरुज सरीरा ॥
नहिं दरिद्र कोउ दुःखी न दीना ।
नहिं कोउ अबुध न लच्छन हीना ॥
सब निर्दम्भ धर्मरत पुनी ।
नर अरु नारि चतुर सब गुनी ॥
सब गुनग्य पंडित सब ग्यानी ।
सब कृतग्य नहिं कपट सयानी ॥*



✱ *શ્રી રામનાં રાજ્યમાં વેદોનો નિમ્ન આદર્શ ક્રિયારૂપમાં પ્રચલિત હતો.*

*तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥*

*ઈશ્વરે આપેલા પદાર્થોનો જ ત્યાગપૂર્વક ઉપભોગ કરો. લાલચ ન કરો. વિચારો, આ ધન કોનું છે ?'*

✱ *વેદનો નિમ્નલિખિત આદર્શ પણ રામ-રાજ્યમાં સાકાર રૂપે દષ્ટિગોચર થતો હતો.*

*यथाहान्यनुपूर्वं भवन्ति यथर्तव ऋतुभिर्यन्ति साकम् ।
यथा न पूर्वमपरो जहात्येवा धातरायूंषि कल्पयैषाम् ॥ अथर्व - १२-२-२५.*

*જેમ દિન અનુક્રમથી થાય છે, (અર્થાત્ રાત પછી દિવસ) જેવી રીતે ઋતુઓ એક બીજાની પાછળ ક્રમાનુસાર આવ્યા કરે છે. એજ પ્રકારે હે ભગવાન ! આપ માનવજીવનનું એવું જ નિર્માણ કરો કે જે પાછળથી આવ્યો છે તે પહેલાં ન મરે. પુત્ર પિતાના પછી આવ્યો છે, તેથી તે પિતાની પછી જ મરે.*



सर्वं मुदितमेवासीत्सर्वो धर्मपरोऽभवत् ।
राममेवानुपश्यन्तो नाभ्यहिंसन्परस्परम् ॥ २७ ॥

રામરાજ્યમાં બધા પોતપોતાનાં વર્ણાશ્રમધર્મનાં ધાર્મિક કૃત્યો (કર્તવ્યકર્મો) કરવાને તત્પર રહેતા હતા. સર્વ લોકો સદા **પ્રસન્ન** Cheerful glad રહેતા હતા. રામ (જાણશે તો) દુઃખી થશે એવા વિચારથી પ્રજાજનો પરસ્પર કોઇ કોઇને દુઃખ દેતા ન હતા.

आसन् वर्षसहस्राणि तथा पुत्रसहस्रिणः ।
निरामया विशोकाश्च रामे राज्यं प्रशासति ॥ २८ ॥

રામ રાજયમાં મનુષ્યોનું આયુષ્ય બહુ લાંબું રહેતું હતું. (सहस्र बहुनाम निघण्टु) અને મનુષ્યો ઘણા જ પુત્રોવાળા હતા. બધા જ અયોધ્યા વાસીઓ (રામના સંપૂર્ણ રાજયમાં) રોગ અને શોકથી રહિત રહેતા હતા.

***ટિપ્પણી :*** ✷ *'સહસ્ર'નો અર્થ સર્વત્ર 'હજાર' નથી હોતો. કોઇપણ વ્યક્તિના એક હજાર પુત્રો હોવાનું અસંભવ છે. અહીંનો અર્થ નક્કી 'અનેક' છે.*

नित्यपुष्पा नित्यफलास्तरवः स्कन्धविस्तृताः ।
काले वर्षी च पर्जन्यः सुखस्पर्शश्च मारुतः ॥ २९ ॥

રામરાજયમાં વૃક્ષો સદાય ફૂલતાં (ફૂલ આપતાં) અને ફળતાં રહેતાં હતાં. ઝાડની ડાળીઓ બહુ વિસ્તારમાં ફેલાયેલી રહેતી હતી. યથા સમય વરસાદ વરસતો હતો અને સ્પર્શ કરે તો સારું લાગે તેવો પવન વાતો હતો.

ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्रा लोभविवर्जिताः ।
स्वकर्मसु प्रवर्तन्ते तुष्टाः स्वैरेव कर्मभिः ॥ ३० ॥



બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો કોઈપણ લોભી કે લાલચુ ન હતા. બધા લોકો પોત પોતાનું કામ કરતા રહેતા હતા અને પોતાના ધંધામાં સંતુષ્ટ રહેતા હતા.

आसन् प्रजा धर्मरता रामे शासति नानृताः ।
सर्वे लक्षणसम्पन्नाः सर्वे धर्मपरायणाः ॥ ३१ ॥

શ્રીરામ શાસન કરતા હતા ત્યારે બધી પ્રજા સત્યપરાયણ હતી અને અસત્યથી સદા દૂર રહેતી હતી. બધા માણસો શુભ લક્ષણોથી યુક્ત હતા અને સર્વે લોકો ધર્મ-પરાયણ રહેતા હતા.

***ટિપ્પણી :*** ✷ *આ છે મહર્ષિ વાલ્મીકીએ વર્ણવેલું રામ રાજ્ય. હવે જરા 'કેશવ' દ્વારા વર્ણવેલા રામરાજયની વિશેષતાઓ જોઇએ.*

*सब के कलप द्रुम के वन है सब के वर बारन गाजत है ।*
*सब के घर शोभित देव सभा सब के जय दुन्दुभि बाजत है ।*
*निधि-सिद्धि विशेष अशेषन सौ सब लोग सबै सुख साजत है ।*
*कहि 'केशव' श्री रघुराज के राज सवै सुरराज से राजत हैं ।*
*भावै जहाँ व्यभिचारी वैदै रमै परनारी,*
*द्विजगण दण्डधारी चोरी पर पीर की ।*
*मानिनीन ही के मन मानियत मान भंग,*
*सिंधुहि उलंघि जाति कीरति शरीर की ।*
*मूलै तो अधोगतिन पावत हैं 'केशौदास',*
*मीचु ही सों है वियोग इच्छा गंग नीर की ।*
*बन्ध्या बासनानि जानु विधवा सुबाटिका हीं,*
*ऐसी रीति राजनीति राजै रघुवीर की ॥*



दशवर्षसहस्राणि दशवर्षशतानि च ।
भ्रातृभिः सहितः श्रीमान् रामो राज्यमकारयत् ॥ ३२ ॥

આ પ્રકારે શ્રીમાન્ રામચંદ્રજીએ અગિયાર હજાર વર્ષ અર્થાત્ લગભગ ત્રીસ વર્ષો સુધી પોતાના ભાઇઓને સાથે રાખીને રાજ્ય કર્યું.

**ટિપ્પણી :** ✱ *शतायुर्वै पुरुषः સામાન્ય રીતે મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું છે. વિશેષ અવસ્થાઓમાં આ આયુષ્ય વધારેમાં વધારે ચાર સો વર્ષનું હોઇ શકે છે. મનુષ્યનું આયુષ્ય હજારો વરસનું હોવું અસંભવ છે. જ્યાં આવી લાંબી લાંબી આયુમર્યાદાનો ઉલ્લેખ હોય ત્યાં મીમાંસા-દર્શનના અનુસાર વર્ષનો અર્થ એક દિન લેવો જોઇએ. આ હિસાબે રામે લગભગ ત્રીશ વર્ષ રાજ્ય કર્યું (એમ કહેવું-માનવું જ) ઉચિત છે. કેવી રીતે ? જુઓ, પચ્ચીસ વર્ષની ઉંમરે શ્રીરામનો વિવાહ થયો. વિવાહ પછી બાર વરસ તો તે ઘરે રહ્યા. જ્યારે સાડત્રીસ વર્ષની વયે એમનો રાજ્યાભિષેક થવા લાગ્યો ત્યારે તેઓને ચૌદ વર્ષ માટે વનમાં જવું પડયું. આ રીતે એકાવન વર્ષની અવસ્થામાં એમનો રાજ્યાભિષેક થયો. ત્રીસ વર્ષ સુધી એમણે રાજ્ય કર્યું તત્પશ્ચાત્ પોતાની કુલ પરંપરા અનુસાર ૮૧ વર્ષની ઉંમરે તેઓ રાજપાટને ત્યાગ કરીને વનોમાં ચાલ્યા ગયા.*

*આ વિષયમાં અધિક જાણવું હોય તો મારું રચેલું 'મર્યાદા-પુરૂષોત્તમ રામ' વાંચજો.*

✱ *રામનું વ્યક્તિત્વ, આદર્શ જીવન, આદર્શ શાસન, એટલાં ઉચ્ચ પ્રકારનાં હતાં કે આર્યાવર્તની પ્રજાનાં દિલ અને દિમાગમાં રામનું શાસન હજુપણ ચાલે છે. રામની વિચારધારા હજારો શું લાખો વર્ષ ચાલી. રામે હજારો વર્ષ રાજ્ય કર્યું. એટલે કે લાખો વર્ષ વીત્યાં છતાં આર્ય પ્રજાના હૃદય પર રામનું શાસન ચાલે છે. અર્થાત્ રામે લોકોનાં હૃદય જીતી લીધેલાં છે. લોકો રામને પ્રસન્ન કરવા-રાખવા આજે પણ પ્રયત્નશીલ છે. લોકો આજે પણ રામથી ડરીને ચાલે છે અને સત્કર્મ કરે છે. લોકો રામને અનુસરે છે. રામને પોતાના નાથ, ઉદ્ધારક તેમજ ઇષ્ટદેવ માને છે. 'આ અર્થમાં' રામે હજારો કે લાખો વર્ષ સુધી શાસન કર્યું એમ કહેવું ખોટું નથી. આજે રામ નથી રામનું શાસન છે. - ન્હાનું ટાંક. ગુજ. અનુ.*

✱ *કેટલાક પુરાણાં પુસ્તકોમાં 'सहस्र' શબ્દનો ભાવાર્થ 'લગભગ, આશરે' એવો થાય છે.' - ગુજ. અનુ.*

धन्यं यशस्यमायुष्यं राज्ञां च विजयावहम् ।
आदिकाव्यमिदं त्वार्षं पुरा वाल्मीकिना कृतम् ॥ ३३ ॥

આ આદિ કાવ્ય મહર્ષિ વાલ્મીકિ-પ્રણીત છે. એથી આ આર્ષ = ઋષિપ્રણીત ગ્રંથ છે. આ સર્વે કવિઓની કાવ્ય-રચનાઓ થયા પૂર્વે બનાવેલો હતો. આ ગ્રંથનો જે મનુષ્ય સ્વાધ્યાય કરશે તેને (આ ગ્રન્થનું શિક્ષણ અને તદનુસાર આચરણ કરશે તેને) ધન્યતા, કૃતકૃત્યતા, યશ અને આયુષ્યની પ્રાપ્તિ થશે અને રાજાઓને વિજયની પ્રપ્તિ થશે.

यः पठेच्छृणुयाल्लोके नरः पापाद्विमुच्यते ।
पुत्रकामस्तु पुत्रान् वै धनकामो धनानि च ।
लभते मनुजो लोके श्रुत्वा रामस्य चेष्टितम् ॥ ३४ ॥

આ સંસારમાં જે મનુષ્ય આ ગ્રંથને વાંચે અથવા સાંભળે છે તે પાપોથી મુકત થાય છે. (શ્રીરામ વગેરેની આદર્શ જીવન-ઘટનાઓને વાંચવાથી અને સાંભળવાથી પાપ કરવાની વૃત્તિ અને પ્રવૃત્તિ છોડી દેવાય છે.) જે મનુષ્યને પુત્ર-પ્રાપ્તિની ઇચ્છા હોય તેને રામના જીવનની ઘટનાઓ સાંભળવાથી પુત્રની તથા ધનની પ્રાપ્તિ થાય છે. (પુત્રેષ્ટિ યજ્ઞ દ્વારા પુત્રની અને ઉત્સાહ પૂર્વક નિરંતર ઉદ્યોગ કરવાથી ધનની પ્રાપ્તિ થવાનો સંભવ છે.)



**ટિપ્પણી :** * *આ શબ્દોથી એટલું તો સ્પષ્ટ છે કે આ શ્લોક અને આ પછીના શ્લોકો કોઇ સંપાદકના લખેલા છે. ઉપયોગી હોવાના કારણથી અહીં આપવામાં આવેલા છે. મહર્ષિ વાલ્મીકિનું કાવ્ય તો ૩૧ મા શ્લોકથી જ સમાપ્ત થઇ ગયું છે.*

राघवेण यथा माता सुमित्रा लक्ष्मणेन च ।
भरतेन च कैकेयी जीवपुत्रास्तथा स्त्रियः ॥ ३५ ॥

જે પ્રકારે શ્રીરામથી કૌસલ્યા માતા, લક્ષ્મણથી સુમિત્રા, અને ભરતથી કૈકેયી પુત્રવતી (સારા સંતાનવાળી, જીવિત પુત્રવાળી) હતાં, તે પ્રકારે આ કાવ્યનાં શ્રવણથી સ્ત્રીઓ પુત્રોવાળી (જીવિત પુત્રવાળી) થાય છે.

शृणोति य इदं काव्यमार्षं वाल्मीकिना कृतम् ।
श्रद्दधानो जितक्रोधो दुर्गाण्यतितरत्यसौ ॥ ३६ ॥

જે વ્યક્તિ મહર્ષિ વાલ્મીકિ રચિત આ આર્ષ કાવ્યને શ્રદ્ધાપૂર્વક અને ક્રોધ ત્યજીને સાંભળે છે, તે મોટી મોટી આપત્તિઓને પાર ઊતરી જાય છે. (રામની આપત્તિઓને જાણ્યા પછી પોતાની આપત્તિઓ તુચ્છ જણાય છે.) (આપત્તિને સહન કરવાની અને પાર કરવાની બુદ્ધિ સૂઝે છે.)

आयुष्यमारोग्यकरं यशस्यं
सौभ्रातृकं बुद्धिकरं शुभं च ।
श्रोतव्यमेतन्नियमेन सद्भिः
आख्यानमोजस्करमृद्धिकामैः ॥ ३७ ॥

આ કાવ્યથી આયુષ્ય, આરોગ્ય અને યશની વૃદ્ધિ થાય છે. આ કાવ્ય ભાઇઓમાં પ્રેમનું ઉત્પાદન, સદ્‌બુદ્ધિનું સંવર્ધન અને સર્વ શુભ ભાવોનું ઉદ્દીપન કરનારું છે. આ તેજોવર્ધક અને કામનાઓની સિદ્ધિ કરાવનારા આખ્યાનનું નિયમપૂર્વક શ્રવણ-શ્રાવણ કરાવવું સત્ પુરુષોને ઉચિત છે.



इति युद्धकाण्डम् આ પ્રમાણે યુદ્ધકાંડ સમાપ્ત થયો

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्याणां परमविदुषां वेदानन्द (दयानन्द) तीर्थस्वामीनां शिष्येण परमहंस जगदीश्वरानन्दसरस्वतीस्वामिनानूदितो भगवतीभाष्येण समलंकृतः समाप्तश्चायं ग्रन्थः ॥

આ પ્રમાણે શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય પરમ વિદ્વાન વેદાનંદજી (દયાનંદજી) તીર્થ સ્વામીના શિષ્ય પરમહંસ સ્વામી જગદીશ્વરાનંદજી સરસ્વતીએ સંપાદિત અને હિંદીમાં અનૂદિત ભગવતી ભાષ્યથી અલંકૃત આ ગ્રંથ સમાપ્ત થયો.

સૂરત નિવાસી શ્રીમાન જયદેવભાઇ આર્યની શુભ પ્રેરણાથી ગુજરાતીમાં સચિત્ર અનુવાદ કરનાર મૂળ ટંકારા નિવાસી ન્હાનુ. ટાંક (નાનાલાલ કાલિદાસ ટાંક) રાજકોટ દ્વારા ગુજરાતી ભાષાભાષી પાઠકોની સેવામાં આ ગ્રંથ સાદર પ્રસ્તુત થયો. - દિનાંક ૧૬-જુન, ૨૦૦૪

યુદ્ધકાંડ એક દૃષ્ટિમાં

સર્ગ - ૭૪, શ્લોક સંખ્યા - ૧૬૬૮, ટિપ્પણીઓ - ૭૪



રામાયણનું આલેખન મહર્ષિ વાલ્મિકીના આશ્રમનું દશ્ય

